


महर्षि कृष्णद्वैपायन वेदव्यासप्रणीत

# श्रीमहाभारत

## સરળ ગુજરાતી ભાષાંતર

## ભાગ ૫મો

કર્ણ, શલ્ય, સૌપ્તિક અને સ્ત્રીપર્વ


ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી
સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ભદ્ર પાસે અમદાવાદ અને પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ-૨


સાત રૂપિયા

# अनुक्रमणिका

## ८–कर्णपर्व

# ९—शल्यपर्व

## ह्रदप्रवेशपर्व



## गदायुद्धपर्व



# ૧૦—सौप्तिकपर्व

## ૧૧–स्त्रीपर्व



॥ महर्षि कृष्णद्वैपायनप्रणीत ॥

# श्रीमहाभारत

## ८—कर्णपर्व




॥ महर्षि कृष्णद्वैपायनप्रणीत ॥

# श्रीमहाभारत

## ८–कर्णपर्व

### अध्याय १लो–कर्णपर्व

### સોળમો દિવસ–કર્ણની સેનાપતિ તરીકે નિમણૂક

मंगलाचरणम्–नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ।
देवीं सरस्वतीं चैव ततो जयमुदीरयेत् ॥

ભગવાન નારાયણને, નરોત્તમ નર ભગવાનને અને દેવી સરસ્વતીને નમન કરી 'જય'નું કીર્તન આદરીએ.

वैशंपायन उवाच–ततो द्रोणे हते राजन् दुर्योधनमुखा नृपाः ।
भृशमुद्विग्नमनसो द्रोणपुत्रमुपागमन् ॥ १ ।

વૈશંપાયન બોલ્યા · આમ હે રાજન્ ! દ્રોણાચાર્ય હણાયા, એટલે મનમાં અત્યંત ઉદાસ થયેલા દુર્યોધન આદિ રાજાઓ દ્રોણપુત્ર અશ્વત્થામાની પાસે ગયા.[૧] દ્રોણાચાર્યનો શોક કરતા તે સર્વ રાજાઓ, દુઃખથી નિસ્તેજ થઈ ગયા હતા અને શોકથી આતુર બની ગયા હતા. તેઓ શારદ્વતીનાં સુત અશ્વત્થામાની આજુબાજુ વીંટાઈને બેઠા.[૨] એક મુહૂર્તકાળ સુધી ત્યાં બેસી તેમણે પરસ્પર અનેક શાસ્ત્રોક્ત દૃષ્ટાંતો કહી સંભળાવ્યા. પછી તે સર્વે રાજાઓ સાવધાન થયા અને સાયંકાળ થતાં પોતપોતાના તંબૂઓમાં ગયા.[૩] હે કુરુવંશી જનમેજયરાજ ! પોતાના તંબૂઓમાં



॥ महर्षि कृष्णद्वैपायनप्रणीत ॥

# श्रीमहाभारत

## ८–कर्णपर्व

### अध्याय १लो–कर्णपर्व

#### સોળમો દિવસ–કર્ણની સેનાપતિ તરીકે નિમણૂક

मङ्गलाचरणम्–नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ।
देवीं सरस्वतीं चैव ततो जयमुदीरयेत् ॥

ભગવાન નારાયણને, નરોત્તમ નર ભગવાનને અને દેવી સરસ્વતીને નમન કરી 'જય'નું કીર્તન આદરીએ.

वैशंपायन उवाच–ततो द्रोणे हते राजन् दुर्योधनमुखा नृपाः ।
भृशमुद्विग्नमनसो द्रोणपुत्रमुपागमन् ॥ १ ।

વૈશંપાયન બોલ્યા : આમ હે રાજન્ ! દ્રોણાચાર્ય હણાયા, એટલે મનમાં અત્યંત ઉદાસ થયેલા દુર્યોધન આદિ રાજાઓ દ્રોણપુત્ર અશ્વત્થામાની પાસે ગયા.[1] દ્રોણાચાર્યનો શોક કરતા તે સર્વ રાજાઓ, દુઃખથી નિસ્તેજ થઈ ગયા હતા અને શોકથી આતુર બની ગયા હતા. તેઓ શારદ્વતીનાં સુત અશ્વત્થામાની આજુબાજુ વીંટાઈને બેઠા.[2] એક મુહૂર્તકાળ સુધી ત્યાં બેસી તેમણે પરસ્પર અનેક શાસ્ત્રોક્ત દષ્ટાંતો કહી સંભળાવ્યા. પછી તે સર્વે રાજાઓ સાવધાન થયા અને સાયંકાળ થતાં પોતપોતાના તંબૂઓમાં ગયા.[3] હે કુરુવંશી જનમેજયરાજ ! પોતાના તંબૂઓમાં

જઈને પણ તે રાજાઓને સુખ થયું નહિ; કારણ કે તેઓ દુઃખ તથા શોકથી વ્યાકુળ થઈ ગયા હતા અને તેમને ઉપસ્થિત થયેલા તીવ્ર સંહારનો વિચાર આવ્યા કરતો હતો.[૪] તેમાં પણ ખાસ કરીને સૂતપુત્ર કર્ણ, રાજા દુર્યોધન, દુઃશાસન તથા મહાબળવાન સુબલપુત્ર શકુનિ આ ચાર જણાઓ તો તે રાત્રિએ દુર્યોધનના તંબૂમાં જ સૂઈ રહ્યા. ત્યાં તેઓ મહાત્મા પાંડવોને પોતે જે જે દુઃખો આપ્યાં હતાં તેનો વિચાર કરવા લાગ્યા.[૫,૬] જુગારમાં કપટ કરીને તેમનો પરાજય કર્યો હતો, તેમનું રાજ્ય છીનવી લઈ તેમને ઘણા હેરાન કર્યા હતા અને દ્રૌપદીને સભામાં ઘસડી મંગાવી હતી, એ વાતોનું સ્મરણ કરતાં તેમને ઘણો શોક થયો હતો અને તેમનાં મન ખિન્ન થઈ ગયાં હતાં.[૭] હે રાજન્! એ પ્રમાણે જુગાર દ્વારા આપવામાં આવેલા અનેક ક્લેશોનો તેમને વિચાર આવતો હતો, તેથી ઉત્પન્ન થતાં દુઃખને લીધે તે રાત્રિ તેમને સો વર્ષ જેવડી થઈ હતી.[૮] હવે નિર્મળ પ્રભાત થયું, એટલે દૈવની આજ્ઞામાં રહેલા તે સર્વ રાજાઓએ શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે પોતાનું નિત્યકર્મ કર્યું. પછી હે ભારત! તે આવશ્યક કર્મો કરી લઈને તથા બરાબર સાવધાન થઈને તેમણે સર્વ સૈન્યોને તૈયાર થવાની આજ્ઞા આપી અને તેઓ પોતે પણ યુદ્ધ કરવા માટે નીકળી પડ્યા. એ વેળા તેમણે કર્ણને સેનાપતિ નીમ્યો હતો; અનેક મંગલ કૌતુક કર્યાં હતાં અને દહીંનાં પાત્ર તથા ઘી, અક્ષત આદિથી ઉત્તમોત્તમ બ્રાહ્મણોનું પૂજન કર્યું હતું.[૯-૧૧] તેમણે તે બ્રાહ્મણોને ગાયો, ઘોડા, સુવર્ણના હારો તથા મહાકિંમતી વસ્ત્રો વગેરેનું દાન આપ્યું હતું. ત્યારે સૂતો, માગધો તથા બંદીઓએ તે રાજાઓને વિજયસૂચક આશીર્વાદો સાથે વંદન કર્યું હતું.[૧૨] હે રાજન્! આ તરફ પાંડવો પણ પ્રાતઃકાળનાં નિત્યકર્મો કરીને યુદ્ધ કરવાના નિશ્ચયથી ઉતાવળા ઉતાવળા છાવણીમાંથી બહાર નીકળ્યા.[૧૩] પછી પરસ્પર વિજયની ઇચ્છાવાળા તે કૌરવપાંડવોનું રોમાંચજનક તુમુલ યુદ્ધ ચાલુ થયું.[૧૪] હે રાજન્! આમ કર્ણ સેનાપતિ હતો, ત્યારે કૌરવ તથા પાંડવસેનાઓનું બે દિવસ સુધી યુદ્ધ ચાલ્યું હતું અને તે અતિ અદ્ભુત દેખાવનું હતું.[૧૫] એ રણમાં કર્ણે શત્રુઓનો અતિ મહાન સંહાર કરી નાખ્યો હતો. પણ આખરે અર્જુને તેને કૌરવોના દેખતાં મારી નાખ્યો હતો. તે પછી સંજયે તુરત જ હસ્તિનાપુરમાં જઈને કુરુક્ષેત્રની અંદર જે કંઈ બન્યું હતું, તે સર્વ રાજા ધૃતરાષ્ટ્રને કહી સંભળાવ્યું હતું.[૧૬,૧૭]

જનમેજય બોલ્યાઃ ગંગાપુત્ર ભીષ્મને તથા મહારથી દ્રોણાચાર્યને રણમાં માર્યા ગયેલા સાંભળી વૃદ્ધ રાજા ધૃતરાષ્ટ્રને ઘણું દુઃખ થયું હતું.[૧૮] હવે દુર્યોધનનું હિત ઇચ્છનારા કર્ણને મરણ પામેલો સાંભળીને તે ઘણા જ દુઃખી થયા હતા. તો હે દ્વિજવર! તે પોતાના પ્રાણોને કેવી રીતે ટકાવી શક્યા હતા?[૧૯] જેના પર એ ધૃતરાષ્ટ્રરાજે પોતાના પુત્રોના વિજયની આશા રાખી હતી, તે કર્ણને મરણ પામેલો સાંભળીને તે કુરુવંશી રાજા કેમ જીવી શક્યા?[૨૦] હું માનું છું કે, મનુષ્યો મહાન કષ્ટમાં આવી પડ્યા હોય, તોપણ તેઓ પોતાની ઇચ્છાનુસાર કદી પણ મરણ પામી શકતા નથી; કારણ કે કર્ણને મૂએલો સાંભળ્યા છતાં ધૃતરાષ્ટ્રરાજા પોતાના જીવિતનો ત્યાગ કરી શક્યા નહિ.[૨૧] હે બ્રહ્મન્! વૃદ્ધ શાંતનુકુમાર ભીષ્મપિતામહને, બાહ્લિકરાજને, દ્રોણાચાર્યને, સોમદત્તને, ભૂરિશ્રવાને તેમ જ બીજા ઘણા પોતાના મિત્રો, પુત્રો અને પૌત્રોને રણમાં મરણ પામેલા સાંભળ્યા છતાં ધૃતરાષ્ટ્રરાજાએ પોતાના પ્રાણોનો ત્યાગ કર્યો ન હતો. તેથી હે દ્વિજ! હું માનું છું કે, સ્વેચ્છાએ મરવું તે ઘણું દુષ્કર છે.[૨૨,૨૩] હે મહામુનિ! એ સર્વ વૃત્તાંત

મને વિસ્તારથી કહી સંભળાવો; કારણ કે મારા પૂર્વજોના મહાન ચરિત્રને સાંભળતાં મને તૃપ્તિ જ થતી નથી.[૨૪]

ઇતિ શ્રીમહાભારતમા કર્ણપર્વમા 'જનમેજયના વચનો' નામનો અધ્યાય ૧લો સમાપ્ત

# अध्याय २ जो

## ધૃતરાષ્ટ્ર અને સંજય વચ્ચેનો સંવાદ

॥ वैशंपायन उवाच ॥

**हते कर्णे महाराज निशि गावल्गणिस्तदा।**
**दीनो ययौ नागपुरमश्वैर्वातसमैर्जवे ॥ २ ॥**

વૈશંપાયન બોલ્યા : હે મહારાજ! કર્ણ મરાયો એટલે તરત જ તે રાતે દીન સંજય વાયુ સમાન વેગવાળા ઘોડાઓ દોડાવીને હસ્તિનાપુર જઈ પહોંચ્યો.[૧] અત્યંત ખિન્ન ચિત્તે તે હસ્તિનાપુરમાં દાખલ થયો અને વિનાશ પામેલા બાંધવોવાળા ધૃતરાષ્ટ્રના રાજગૃહમાં ગયો.[૨] દુઃખથી નિસ્તેજ થયેલા રાજા ધૃતરાષ્ટ્રને અંદર બેઠેલા જોઈને સંજયે હાથ જોડીને રાજાના ચરણમાં પોતાનું મસ્તક નમાવ્યું.[૩] તેણે ધૃતરાષ્ટ્ર રાજાનું યથાયોગ્ય સન્માન કર્યું અને કહ્યુ · 'અરેરે! અતિશય ખેદની વાત બની છે.' પછી તેણે આગળ આ વચન કહ્યાં: 'હે રાજા! હું સંજય છુ, તમે સુખી છો ને? પોતાના દોષથી જ આપત્તિ વહોરી લઈને તમે હવે મૂંઝાતા નથી ને?[૪,૫] વિદુરે, દ્રોણાચાર્યે, ભીષ્મપિતામહે તથા શ્રીકૃષ્ણે જે જે હિતવચનો કહ્યાં હતાં, તેમનું આજે સ્મરણ કરીને તથા 'તે હિતવચનો મેં માન્યાં ન હતાં' આવો વિચાર કરીને હવે તમે મનમાં દુઃખ કરતા નથી ને?[૬] 'પરશુરામ, નારદ, કણ્વ આદિ મહર્ષિઓએ સભામાં મને હિતવચનો કહ્યાં હતાં, છતાં મેં તેમનો સ્વીકાર કર્યો નહિ' આમ સંભારીને તમને કોઈ જાતની આજે વ્યથા થતી નથી ને?[૭] તમારા હિતમાં યુક્ત રહેનારા ભીષ્મ તથા દ્રોણાચાર્ય આદિ સુહૃદોને શત્રુઓએ યુદ્ધમાં મારી નાખ્યા છે, તેમનું સ્મરણ કરી તમને મનમાં પીડા થતી નથી ને?' હાથ જોડીને એ પ્રમાણે પૂછી રહેલા સૂતપુત્ર સંજયને રાજા ધૃતરાષ્ટ્ર દુઃખાર્ત થઈને મોટો નિશ્વાસ મૂકીને આ પ્રમાણે કહેવા લાગ્યા.

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે સંજય! દિવ્ય અસ્ત્રોને જાણનારા શૂરવીર ગંગાપુત્ર તથા પરમ ધનુર્ધર દ્રોણાચાર્ય રણમાં માર્યા ગયા છે, તેથી મારું મન ઘણું જ દુઃખી થયું છે.[૮-૧૦] અરે! જે તેજસ્વી વસુપુત્ર ભીષ્મ દરરોજ દશ હજાર કવચધારી રથીયોદ્ધાઓનો સંહાર કરી નાખતા હતા, તે જ પિતામહને દ્રુપદરાજાના પુત્ર શિખંડીએ અર્જુનના રક્ષણ તળે રહીને રણમાં મારી નાખ્યા છે, એ સાંભળીને મારું મન ઘણું વ્યથિત થયું છે. એ ભીષ્મને બાલ્યાવસ્થામાં જ ધનુર્વેદનો અભ્યાસ કરાવવા માટે સાક્ષાત્ પરશુરામે પોતાના શિષ્ય તરીકે સ્વીકાર્યા હતા અને ઉત્તમોત્તમ અસ્ત્રોનું પ્રદાન કર્યું હતું.[૧૧-૧૩] વળી જે દ્રોણાચાર્યના પ્રસાદથી કુંતાના મહારથી રાજપુત્રો તથા બીજા ઘણા રાજાઓ મહારથીપણાને પામ્યા છે, તે સત્ય પ્રતિજ્ઞાવાળા મહાધનુર્ધર આચાર્યને ધૃષ્ટદ્યુમ્ને રણમાં મારી નાખ્યા છે. આ સાંભળીને મારું મન અત્યંત ખિન્ન થયું છે. ચાર[×] પ્રકારનાં અસ્ત્રોમાં જે બે પુરુષોના સરખો ત્રીજો એક પુરુષ પણ નથી તે દ્રોણાચાર્ય તથા ભીષ્મને મરણ પામેલા સાંભળીને મારું મન અત્યંત ખિન્ન થયુ છે. ચાર પ્રકારનાં અસ્ત્રોમાં જે બે પુરુષોના સરખો ત્રીજો એક પુરુષ પણ નથી, તે દ્રોણાચાર્ય તથા ભીષ્મને મરણ પામેલા સાંભળીને મારુ મન ગભરાટમાં

× બાણુ આદિ મુક્ત અસ્ત્ર કહેવાય છે, તલવાર આદિ અમુક્ત અસ્ત્ર કહેવાય છે, ગોળા આદિ યંત્ર મુક્ત અસ્ત્ર કહેવાય છે અને જેને પાછું વાળી શકાય તેવુ અસ્ત્ર તે મુક્તામુક્ત કહેવાય છે —નીલકંઠ

પડી ગયું છે.[૧૪-૧૬] ત્રણેય લોકમાં જેના સરખો અસ્ત્રોમાં એક પણ પુરુષ નથી, તેવા દ્રોણાચાર્યને મરણ પામેલા સાંભળી મારા પુત્રોએ શું કર્યું હતું ?[૧૭] મહાત્મા અર્જુન પાંડવે પરાક્રમ કરીને સંશપ્તકોના સૈન્યને યમલોકમાં મોકલી દીધું, બુદ્ધિમાન અશ્વત્થામાના નારાયણાસ્ત્રનો નાશ થઈ ગયો અને પોતાનાં સૈન્યો નાસભાગ કરી રહ્યાં, ત્યારે મારા પુત્રોએ શું કર્યું હતું ? હું તો માનું છું કે, તેઓ શોકસાગરમાં ડૂબી ગયા હશે અને રણમાંથી પલાયન કરી ગયા હશે![૧૮,૧૯] જેમ સમુદ્રમાં નૌકાનો વિનાશ થતાં મનુષ્યો પોતાના જીવ બચાવવા માટે તરવા મંડી જાય છે, તેમ દ્રોણાચાર્યનું મરણ થતાં તેઓ પણ સૈન્યસાગરને તરવા મંડી પડ્યા હશે! હે સંજય! પોતાનાં સૈન્યો જ્યારે નાસી જતાં હતાં, ત્યારે દુર્યોધન, કર્ણ, ભોજ, કૃતવર્મા, મદ્રરાજ શલ્ય, અશ્વત્થામા, કૃપાચાર્ય, મારા બીજા પુત્રો તથા બાકીના બીજા મહારથીઓના મુખનો વર્ણ કેવો થઈ ગયો હતો? આ બધું તું મને યથાર્થ રીતે કહે.[૨૦-૨૨] તું મને વળી પાંડવોના તથા મારા પુત્રોનાં પરાક્રમ વિશે પણ કહે.

સંજય બોલ્યો : હે રાજા ! તમારા અપરાધથી કૌરવો પર જે દુઃખ આવી પડ્યું છે, તે સાંભળીને તમે વ્યર્થ ક્લેશ કરશો મા; કારણ કે દૈવને લીધે અભાવી સુખની પ્રાપ્તિ થાય, અભાવી દુઃખની પ્રાપ્તિ થાય, ભાવી દુઃખની પ્રાપ્તિ થાય કે ભાવી સુખની પ્રાપ્તિ થાય, તો વિદ્વાન માણસ તેમાં શોક કે હર્ષ કરતો નથી.[૨૩,૨૪]

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે સંજય ! મને કોઈ જાતની પણ હવે અધિક પીડા થતી નથી; કારણ કે હું પ્રથમથી જ માની બેઠો છું કે, આ બધું અવશ્ય થનારું જ છે, માટે તું યથેચ્છ રીતે તે બધું મને કહે.[૨૫]

ઇતિ શ્રીમહાભારતમાં અધ્યાય ૨જો સમાપ્ત

# અધ્યાય ૩જો

## સંક્ષેપમાં કર્ણવધકથન

॥ संजय उवाच ॥

**हते द्रोणे महेष्वासे तव पुत्रा महारथाः ।**
**बभूवुरस्वस्थमुखा विषण्णा गतचेतसः ॥ १ ॥**

સંજય બોલ્યો : જ્યારે મહાધનુર્ધર દ્રોણાચાર્ય મરાયા, ત્યારે તમારા મહારથી પુત્રો દીનમુખા, ખિન્ન અને બેભાન જેવા થઈ ગયા.[૧] હે પૃથ્વીપતિ ! તે સર્વ શસ્ત્રધારીઓ મુખને નીચું નમાવી જોઈ રહ્યા હતા અને શોકથી આતુર થઈ ગયા હતા. તેઓ પરસ્પર વાતચીત પણ કરી શકતા ન હતા.[૨] આમ હે ભારત ! તે બધાને ગભરાટમાં પડી ગયેલા જોઈને તમારાં સૈન્યો પણ દુઃખથી ત્રાસ પામી ગયાં અને ઊંચે આકાશ તરફ જ દષ્ટિ કરવા લાગ્યાં. (અર્થાત્ તેઓ બધા માનવા લાગ્યા કે, હવે તો આપણે ઊર્ધ્વગમન કરવાનું જ રહ્યું છે! આપણે આ પૃથ્વી પર હવે રહી શકીએ તેમ નથી.)[૩] હે રાજેંદ્ર! યુદ્ધમાં દ્રોણાચાર્યને મરણ પામેલા જોઈને તેમનાં લોહીલુહાણ શસ્ત્રો આપોઆપ હાથમાંથી પડી જવા લાગ્યાં.[૪] હે ભારત ! તેમણે જે શસ્ત્રો બાંધ્યાં હતાં, તે પણ અરિષ્ટને સૂચવતાં શિથિલ થઈને લટકવા લાગ્યાં. તેથી હે મહારાજ! તેઓ આકાશમાં લટકતાં નક્ષત્રોના સરખાં દેખાતાં હતાં. હે મહારાજ! આમ સ્તબ્ધ અને ગતસત્ત્વ થઈ ઊભેલા પોતાના સૈન્યને જોઈને, રાજા દુર્યોધન તેને આ પ્રમાણે કહેવા લાગ્યો :[૫,૬] 'અરે ઓ વીર યોદ્ધાઓ! તમારા બાહુવીર્યનો આધાર રાખી મેં આ પાંડવોને યુદ્ધ માટે બોલાવ્યા છે અને તેઓ સામે આ યુદ્ધ આરંભ્યું છે.[૭] પણ દ્રોણાચાર્યનું મરણ થતાં આ સર્વ સૈન્ય જાણે ગભરાઈ ગયું હોય તેવું દેખાય છે અને રણમાં યુદ્ધ કરતા ઘણા યોદ્ધાઓ શત્રુઓને હાથે સર્વ તરફથી માર્યા જાય છે,[૮]

પરંતુ એમાં કંઈ આશ્ચર્ય નથી. રણમાં યુદ્ધ કરવા ઊતરેલા પુરુષનો જય અથવા પરાજય નક્કી જ છે. પાંડવો કદાચ આ સમયે ક્ષણભર જીત્યા, તેથી શું થઈ જવાનું છે? માટે તમે બરાબર સાવધાન થઈ યુદ્ધ કરો.[૯] જુઓને, આ મહાત્મા સૂર્યપુત્ર કર્ણ હાથમાં ધનુષ્ય લઈને મહાબળપૂર્વક દિવ્ય અસ્ત્રોનો પ્રયોગ કરી યુદ્ધમાં કેવો ઘૂમી રહ્યો છે![૧૦] જેમ સિંહનું દર્શન થતાં ક્ષુદ્ર મૃગ નાસી જાય છે, તેમ તે કર્ણનું યુદ્ધમાં દર્શન થતાં મંદબુદ્ધિનો કુંતાપુત્ર અર્જુન ત્રાસથી નાસી જાય છે.[૧૧] વળી એ કર્ણે દશ હજાર હાથીઓ સમાન બળવાળા મહાબળવાન ભીમસેનને પણ કેવળ માનુષી યુદ્ધ કરીને જ નસાડી મૂક્યો છે.[૧૨] એ કર્ણે દિવ્ય અસ્ત્રોને જાણનારા, શૂરવીર, માયાવી અને રણમાં ભયંકર ગર્જના કરતા પેલા ઘટોત્કચને અમોઘ શક્તિથી મારી નાખ્યો છે.[૧૩] એ બુદ્ધિમાન, અતૂટ પરાક્રમી અને સત્યપ્રતિજ્ઞાશાળી કર્ણના અખૂટ બાહુબળને તમે આજના રણમાં જોશો.[૧૪] પાંડવો પણ વિષ્ણુ તથા ઇંદ્ર સરખા આ અશ્વત્થામા અને કર્ણ એ બન્નેનાં પરાક્રમને ભલે જોઈ રહે.[૧૫] અરે! તમારામાંનો એક એક જણ પણ પાંડવોને રણમાં મારી નાખવા સમર્થ છે, તો પછી સૈન્યોની સાથે રહી તમે બધા એકત્ર મળીને શું ન કરી શકો? તમે બધા વીર્યવાન અને અસ્ત્રકુશળ છો, માટે તમે પણ આજના યુદ્ધમાં પોતપોતાનું પરાક્રમ પરસ્પર દેખાડી આપજો.[૧૬]

સંજય બોલ્યો: આમ કહીને હે નિર્દોષ રાજા! તમારા મહાવીર્યવાન પુત્ર દુર્યોધને પોતાના ભાઈઓની સાથે રહી કર્ણને સેનાપતિ તરીકે નીમ્યો.[૧૭] આમ હે રાજન્! સેનાપતિપદને પામ્યા પછી મહારાજ કર્ણે સિંહની પેઠે મોટી ગર્જના કરી અને તે ઉગ્રતાપૂર્વક રણમાં લડવા લાગ્યો.[૧૮] હે રાજા! કર્ણે સર્વ પાંચાલો, સૃંજયો, કેકયો તથા વિદેહોનો મહાન સંહાર કરી નાખ્યો. તેના ધનુષ્યમાંથી સેંકડો અવિચ્છિન્ન બાણધારાઓ ભ્રમરપંક્તિની પેઠે પ્રકટ થઈ રહી હતી. એ યુદ્ધમાં કર્ણે પાંચાલો તથા બળવાન પાંડવોને ઘણા ગભરાવી નાખ્યા હતા. આખરે તે હજારો યોદ્ધાઓનો સંહાર કરી અર્જુનના હાથે મરાયો હતો.[૧૯–૨૧]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'સંજયનાં વચનો' નામનો અધ્યાય ૩જો સમાપ્ત

## અધ્યાય ૪થો

### ધૃતરાષ્ટ્રનો વિલાપ

॥ વૈશંપાયન ઉવાચ ॥

एतच्छ्रुत्वा महाराज धृतराष्ट्रोऽम्बिकासुतः ।
शोकस्यांतमपश्यन् वै हतं मेने सुयोधनम् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: હે મહારાજ! આ સાંભળી અંબિકાપુત્ર ધૃતરાષ્ટ્રના શોકનો પાર જ રહ્યો નહિ. તેણે દુર્યોધનને પણ હવે મૂએલો જ માની લીધો.[૧] રાજા ધૃતરાષ્ટ્ર બેભાન થયેલા એક હાથીની પેઠે વિહ્વળ થઈને ધરણી પર ઢળી પડ્યા. હે ભરતશ્રેષ્ઠ! તે રાજશ્રેષ્ઠ વિહ્વળ થઈને જ્યારે આમ ધરણી પર ઢળી પડ્યા, ત્યારે ત્યાં અંતઃપુરની સર્વ સ્ત્રીઓનો મહાન આર્તનાદ થઈ રહ્યો. તે શોરબકોરે આખા રાજમહેલને બધી બાજુથી ભરી દીધો. સર્વ કૌરવસ્ત્રીઓ મહાઘોર શોકસાગરમાં ડૂબી ગયેલી અને દુઃખ તથા શોકથી વિહ્વળ થઈને તેઓ રડવા લાગી અને તેમનાં ચિત્ત અત્યંત ઉદ્વિગ્ન થઈ ગયાં.[૨–૪] હે ભરતશ્રેષ્ઠ! ત્યાં રાણી ગાંધારી ધૃતરાષ્ટ્ર રાજા પાસે આવી અને બેભાન થઈ પૃથ્વી પર પછડાઈ પડી. તેની પાછળ રાણીવાસની બીજી સર્વ રાણીઓ પણ ભોંય પર ઢળી પડી.[૫] ત્યારે હે રાજન્! સંજયે તે સ્ત્રીઓને ધીરજ આપી, પણ તેઓ આતુર થઈ ગઈ હતી, મૂંઝાઈ રહી હતી અને આંખમાંથી અઢળક આંસુ વહાવી

રહી હતી [૬] માડમાડ શાત થયેલી તે સર્વ સ્ત્રીઓ વાયુથી ધ્રૂજતી કેળોની પેઠે વારવાર થરથર ધ્રૂજતી હતી [૭] ત્યારે વિદુરે પણ સમર્થ કૌરવરાજ પ્રજ્ઞાચક્ષુ ધૃતરાષ્ટ્રને જળસિચન કરીને શાત કર્યા [૮] તેથી હે રાજેન્દ્ર! એ રાજા ધીમે ધીમે ભાનમાં આવ્યા હે પૃથ્વીપતિ! પોતાની આગળ રોકકળ કરતી તે સર્વ સ્ત્રીઓને જોઈને તે ઉન્મત્તની પેઠે ચૂપ જ થઈ ગયા [૯] પછી લાબો વિચાર કરીને તથા વારવાર નિશ્વાસ મૂકીને રાજા ધૃતરાષ્ટ્ર પોતાના પુત્રોની નિદા કરવા લાગ્યા અને પાડવોને બહુ માન આપવા લાગ્યા [૧૦] એ વેળા રાજાએ પોતાની જાતની તથા સુબલપુત્ર શકુનિની બુદ્ધિની પણ નિદા કરવા માડી હતી અને વળી પાછા વિચારમા પડી જઈ તેઓ વારવાર કપી ઊઠતા હતા [૧૧] માડમાડ મનને સ્થિર કરીને રાજાએ પુન ધીરજ ધરી અને તેમણે ગાવલ્ગણિ સૂતપુત્ર સજયને ફરીથી પૂછવા માડ્યુ [૧૨] 'હે સજય! તે જે વાક્ય કહ્યુ, તે તો મે સાભળ્યુ, પણ હુ તને પૂછુ છુ કે, મારો પુત્ર દુર્યોધન તો યમલોકમા નથી પહોચી ગયો? [૧૩] એ મારો પુત્ર નિરતર જયની ઇચ્છા રાખતો હતો, પણ હવે તો તે વિજય મેળવવામા નિરાશ જ થયો છે તો હે સજય! તુ સક્ષેપમા કહેલા તે વૃત્તાતને પુન વિસ્તારથી યથાર્થ કહી સભળાવ' હે જનમેજય! ધૃતરાષ્ટ્ર રાજાએ એ પ્રમાણે કહ્યુ, એટલે સજયે ફરીથી કહ્યુ 'હે રાજન્! મહારથી એવો સૂર્યપુત્ર કર્ણ પોતાના પુત્રો, મહાધનુર્ધર ભાઈઓ અને ખોળિયાની ખેવના ન કરનારા કેટલાએક સૂતપુત્રો સાથે રણમા માર્યો ગયો છે વળી યશસ્વી પાડવ ભીમસેને તમારા પુત્ર દુશાસનને પણ મારી નાખ્યો છે, અને તેણે ક્રોધમા આવીને તે યુદ્ધભૂમિ પર જ તેના રુધિરનુ પાન કર્યુ છે [૧૪-૨૧]

ઇતિ શ્રીમહાભારતમા કર્ણપર્વમા ધૃતરાષ્ટ્રનો વિલાપ નામનો અધ્યાય ૪થો સમાપ્ત

# અધ્યાય ૫મો

## કૌરવપક્ષના મરણ પામેલા મહારથીઓ

॥ वैशपायन उवाच ॥

**इति श्रुत्वा महाराज धृतराष्ट्रोऽम्बिकासुतः ।**
**अब्रवीत् संजयं सूतं शोकसंविग्नमानसः ॥ १ ॥**

વૈશપાયન બોલ્યા હે મહારાજ! આ સાભળીને અબિકાપુત્ર ધૃતરાષ્ટ્રરાજ શોકથી વિહ્વળ મનવાળા થઈ ગયા અને સૂતપુત્ર સજયને કહેવા લાગ્યા [૧] 'હે તાત સજય! મારી દુષ્ટ નીતિને પરિણામે જ મારો પુત્ર દુર્યોધન અલ્પાયુષી થયો છે સૂર્યપુત્ર કર્ણને મરણ પામેલો સાભળી મને શોક થાય છે અને તે મારુ કલેજુ કાપી નાખે છે [૨] તોપણ હુ હજી આ દુખના પારને તરી જવા ઇચ્છુ છુ, માટે તુ મારા આ સશયને દૂર કર કૌરવો તથા પાડવોમા કયા કયા મહારથીઓ જીવે છે અને કયા કયા મરી ગયા છે?[૩]

સજય બોલ્યો હે રાજન્! દુરાધર્ષ અને મહાપ્રતાપી શાતનુકુમાર ભીષ્મ પણ યુદ્ધમા પાડવોના દશકરોડ× યોદ્ધાઓને સહારી હણાયા છે તેમની પછી સુવર્ણરથમા બેસનારા દુરાધર્ષ અને મહાધનુર્ધર દ્રોણાચાર્ય પણ પાચાલોના અનેક રથીઓને મારી નાખી મરણ પામ્યા છે [૪ ૫] હવે મહાત્મા ભીષ્મ અને દ્રોણાચાર્યે મારી નાખતા જે સૈન્ય બાકી રહ્યુ હતુ, તેના અર્ધભાગનો ઘાણ કાઢી નાખીને સૂર્યપુત્ર કર્ણ માર્યો ગયો છે [૬] વળી હે મહારાજ! મહાબળવાન રાજપુત્ર વિવિશતિ આનર્તદેશના સેકડો યોદ્ધાઓને ઢાળીને રણમા મૂઓ છે [૭] તેમ જ ક્ષાત્રધર્મને અનુસરી રહેલો તમારો શૂરો પુત્ર વિકર્ણ પોતાના ઘોડા તથા આયુધો ખૂટી ગયા હતા છતા શત્રુઓ સામે

× આ સખ્યા ભીષ્મ સર્વના કરતા ઘણા જ અધિક પરાક્રમી હતા' એટલુ જ સૂચવે છે વાસ્તવિક તે સખ્યા ખરી નથી

ખડો રહ્યો હતો.[૮] દુર્યોધનને આપેલાં ઘોર દુઃખોનું સ્મરણ કરતા ભીમસેને પોતાની પ્રતિજ્ઞાને સંભારી એ વિકર્ણને પણ રણમાં રોળી નાખ્યો છે.[૯] અવંતીના રાજપુત્ર મહારથી વિંદ તથા અનુવિંદ મહાદુષ્કર પરાક્રમ કરીને યમલોકમાં પહોંચી ગયા છે.[૧૦] સિંધુદેશ આદિ દશે દેશો જે વીરના તાબામાં હતા અને જે તમારી આજ્ઞામાં રહેનારો હતો, તે મહાપરાક્રમી જયદ્રથરાજાને પણ અર્જુને તીક્ષ્ણ બાણોથી અગિયાર અક્ષૌહિણી સેનાઓનો પરાજય કરી મારી નાખ્યો છે; તેમ જ જે યુદ્ધમાં મદોન્મત્ત હતો તથા પોતાના પિતાની આજ્ઞામાં વર્તનારો હતો, તે દુર્યોધનપુત્ર બળવાન લક્ષ્મણને સુભદ્રાપુત્ર અભિમન્યુએ મારી નાખ્યો છે.[૧૧-૧૩] વળી રણોત્કટ, બાહુશાળી અને શૂરવીર એવો દુઃશાસનપુત્ર પણ દ્રૌપદીના પુત્ર સામે ભેટો કરીને યમરાજાને ઘેર સિધાવી ગયો છે.[૧૪] સમુદ્રકાંઠાના કચ્છપ્રદેશોમાં વસનારા ભીલોનો રાજા ભગદત્ત દેવરાજ ઇંદ્રનો ઘણો માનીતો પ્રિય મિત્ર હતો, ધર્માત્મા હતો અને સદા ક્ષાત્રધર્મમાં આસક્ત રહેતો હતો, તેને પણ અર્જુને પરાક્રમ કરીને યમલોકમાં પહોંચાડી દીધો છે.[૧૫,૧૬] તેમ જ હે રાજન્! કૌરવવંશી મહાયશસ્વી શૂરવીર ભૂરિશ્રવા શસ્ત્રહીન થયો હતો, છતાં પણ સાત્યકિએ તેને યુદ્ધમાં મારી નાખ્યો છે.[૧૭] જે ક્ષત્રિયોમાં ધુરંધર ગણાતો હતો અને રણમાં જે નિર્ભયની પેઠે ઘૂમતો હતો તે અંબષ્ઠ શ્રુતાયુને અર્જુને મારી નાખ્યો છે.[૧૮] હે મહારાજ! તમારા સદા અમર્ષવાન, અસ્ત્રકુશળ તથા યુદ્ધદુર્મદ પુત્ર દુઃશાસનને ભીમસેને રોળી નાખ્યો છે.[૧૯] હે રાજન્! જેનું અનેક હજારોની સંખ્યાનું હાથીસૈન્ય મહાઅદ્ભુત હતું, તે સુદક્ષિણરાજાને પણ અર્જુને મારી નાખ્યો છે.[૨૦] કોસલદેશનો રાજા શત્રુઓના અતિ માનીતા યોદ્ધાઓનો સંહાર કરીને અને એ રણમાં પરાક્રમ કરીને અભિમન્યુને હાથે યમલોકમાં સિધાવી ગયો છે.[૨૧] મહારથી ભીમસેન સામે અનેક જાતનાં યુદ્ધો કરી તમારો પુત્ર ચિત્રસેન તેને હાથે જ આખરે રોળાઈ ગયો છે.[૨૨] જે શૂરવીર હતો, શત્રુઓને ભય વધારનારો હતો અને નિત્ય ઢાલતલવાર ધારણ કરતો હતો, તે શ્રીમાન મદ્રરાજપુત્રને અભિમન્યુએ મારી નાખ્યો છે.[૨૩] વૃષસેન યુદ્ધમાં કર્ણના સરખો જ મહાતેજસ્વી હતો, ઝડપથી અસ્ત્ર ફેંકનારો હતો અને દૃઢ પરાક્રમી હતો. અભિમન્યુના વધને સાંભળી તથા પોતાની પ્રતિજ્ઞાનું સ્મરણ કરી અર્જુને એ વૃષસેનને પણ કર્ણના દેખતાં પરાક્રમ કરીને યમલોકમાં મોકલી દીધો છે.[૨૪,૨૫] જે રાજા શ્રુતાયુ નિત્ય પાંડવો સાથે વેરમાં જોડાયેલો રહેતો હતો, તેને પણ અર્જુને પોતાનું વેર બરાબર સંભળાવીને રણમાં પાડી નાખ્યો છે.[૨૬] હે રાજા! શલ્યનો પરાક્રમી પુત્ર નિત્ય સુવર્ણના રથની અંદર બેસનારો હતો. પોતાના મામાના એ છોકરાને સહદેવે યુદ્ધમાં મારી નાખ્યો છે.[૨૭] જે બન્ને અતિશય વીર્યવાન હોઈ ને ઘણું જ પરાક્રમ કરી રહ્યા હતા અને રણમાં શૂરા ગણાતા હતા, તે રાજા ભગીરથ તથા વૃદ્ધ કેકયરાજ બૃહત્ક્ષત્ર પણ રણમાં માર્યા ગયા છે.[૨૮] હે રાજા! રણમાં બાજપક્ષીની પેઠે ઘૂમી રહેલા નકુલે ભગદત્તના મહાબળવાન અને બુદ્ધિમાન પુત્રને મારી નાખ્યો છે.[૨૯] તમારા પિતામહ મહાબળવાન અને મહાપરાક્રમી બાહ્લિક રાજાને સર્વ બાહ્લિક યોદ્ધાઓની સાથે ભીમસેને મારી નાખ્યો છે.[૩૦] તેમ જ હે રાજા! મહાત્મા અભિમન્યુએ જરાસંધના મહાબળવાન પુત્ર જયત્સેન મગધરાજાને રણમાં રોળી નાખ્યો છે.[૩૧] તમારા પુત્રો દુર્મુખ તથા મહારથી દુઃસહ શૂરા હોવાનું અભિમાન ધરાવતા હતા. ભીમસેને તેમને પણ ગદા વડે મારી નાખ્યા છે.[૩૨] વળી

દુર્મર્ષણ, દુર્વિષહ તથા મહારથી દુર્જય એ ત્રણેય જણા પણ રણમાં દુષ્કર પરાક્રમ કરીને યમલોકમાં સિધાવી ગયા છે.[૩૩] કલિંગ અને વૃષક નામના યુદ્ધદુર્મદ બન્ને ભાઈઓ પણ યુદ્ધમાં દુષ્કર કર્મ કરીને યમરાજને ઘેર જઈ પહોંચ્યા છે.[૩૪] વળી ભીમસેને પરાક્રમ કરીને તમારા પરમ વીર્યવાન શૂરા મંત્રી વૃષવર્માને યમરાજાને મંદિરે મોકલી દીધો છે.[૩૫] તે જ પ્રમાણે દશ હજાર હાથીઓનું બળ ધરાવનારા મહાન રાજા પૌરવને પણ પાંડુપુત્ર અર્જુને રણમાં મારી નાખ્યો છે.[૩૬] હે મહારાજ! સચોટ પ્રહાર કરનારા બે હજાર વસાતિયોદ્ધાઓ તથા સર્વ પરાક્રમી શૂરસેન યોદ્ધાઓ પણ એ યુદ્ધમાં માર્યા ગયા છે.[૩૭] તેમ જ કવચને ધારણ કરી પ્રહાર કરનારા રણોત્કટ અભીષાહો, રથીઓમાં શ્રેષ્ઠ ગણાતા શિબિઓ અને કલિંગયોદ્ધાઓ પણ ઘણાખરા માર્યા ગયા છે.[૩૮] વળી ગોકુળમાં નિત્ય ઊછરીને મોટા થયેલા, યુદ્ધમાં પરમ કોપ કરનારા અને યુદ્ધમાંથી કદી પાછા નહિ હઠનારા વીર સંશપ્તક યોદ્ધાઓનો પણ અર્જુને સંહાર કરી નાખ્યો છે.[૩૯] સંશપ્તક યોદ્ધાઓની જે ટુકડીઓ અનેક હજારોની સંખ્યામાં હતી, તે બધી પણ અર્જુન સામે ભેટો કરીને યમનિવાસમાં પહોંચી ગઈ છે.[૪૦] હે મહારાજ! તમારા સાળા વૃષક અને અચળ નામના રાજાઓ તમારે માટે અત્યંત પરાક્રમ કરતા હતા, પણ અર્જુને તેમનેય મારી નાખ્યા છે.[૪૧] જે મહાબાહુ નામથી તથા કર્મથી ઉગ્ર કર્મ કરનારો હતો, તે મહાધનુર્ધર શાલ્વરાજાને પણ ભીમસેને મારી નાખ્યો છે.[૪૨] હે મહારાજ! ઓઘવાન તથા બૃહંત એ બન્ને સાથે રહીને પોતાના મિત્ર દુર્યોધન માટે પરાક્રમ કરતાં રણમાં યમનિવાસે પહોંચી ગયા છે.[૪૩] તેમ જ હે પૃથ્વીપતિ રાજન્! રથીઓમાં શ્રેષ્ઠ ગણાતા ક્ષેમધૂર્તિને ભીમસેને ગદાપ્રહારથી રણમાં મારી નાખ્યો છે.[૪૪] હે રાજન્! મહાધનુર્ધર અને મહાબળવાન જળસંધે સેનાનો અતિ મહાન સંહાર કરી નાખ્યો, તે પછી સાત્યકિએ તેને રણમાં મારી નાખ્યો છે.[૪૫] ગધેડાથી જોડેલા રથમાં બેસીને યુદ્ધ કરવા ચઢી આવેલા રાક્ષસરાજ અલંબુષને ઘટોત્કચે પરાક્રમ કરીને યમરાજાને ત્યાં મોકલી દીધો છે.[૪૬] રાધાપુત્ર સૂતનંદન કર્ણને, તેના સર્વ મહારથી ભાઈઓને તથા સર્વ કેકયયોદ્ધાઓને સવ્યસાચી અર્જુને મારી નાખ્યા છે.[૪૭] વળી માળવો, મદ્રકો, ઉગ્ર કર્મ કરનારા દ્રાવિડો, યૌધેયો, લલિત્થો, ક્ષુદ્રકો, ઉશીનરો, માવેલ્લકો, તુંડિકેરો, સાવિત્રીપુત્રકો, પ્રાચ્યો, ઉદીચ્યો, પ્રતીચ્યો, દાક્ષિણાત્યો અને તે ઉપરાંત લાખો પાળાઓ તથા લાખો ઘોડાઓ તેમ જ અનેક સંખ્યાબંધ રથો તથા ઘણા સારા સારા હાથીઓ એ સઘળાંનો અર્જુને ઘાણ કાઢી નાખ્યો છે.[૪૮-૫૦] એટલું જ નહિ, હે રાજન્! ધ્વજ, આયુધ, કવચ, વસ્ત્ર તથા અલંકારોને ધારણ કરનારા જે ઘણા શૂરાઓ ઘણા સમયથી યુદ્ધ કરવાનો અભ્યાસ કરી રહ્યા હતા અને જેઓ મોટા કુશળ યોદ્ધાઓના હાથ નીચે સારી રીતે કેળવાયેલા હતા, તે બધાને સહજપરાક્રમી અર્જુને રણમાં સંહારી નાખ્યા છે. વળી પરસ્પર વધ કરવાની ઇચ્છા ધરાવનારા બીજા અમાપ બળવાળા ઘણા રાજાઓ પોતપોતાનાં સૈન્યો સહિત રણમાં મરણ પામ્યા છે. હે રાજન્! આ જે મેં ગણાવ્યા તે ઉપરાંત બીજા ઘણા રાજાઓ હજારોની સંખ્યામાં એ રણમાં માર્યા ગયા છે. આ પ્રમાણે તમે મને જે પ્રશ્ન કર્યો હતો, તેનો મેં યથાર્થ ઉત્તર આપ્યો છે. કર્ણ તથા અર્જુનના સમાગમમાં આ રીતે સંહાર વળી ગયો છે. ઇંદ્રે જેમ વૃત્રાસુરને માર્યો હતો, રામે જેમ રાવણને માર્યો હતો, શ્રીકૃષ્ણે જેમ નરકાસુરને માર્યો હતો, વિષ્ણુએ

જેમ સુરુ દૈત્યને માર્યો હતો, ભાર્ગવ પરશુરામે જેમ કાર્તવીર્યને માર્યો હતો, કાર્તિકસ્વામીએ જેમ મહિષાસુરને માર્યો હતો અને રુદ્રે જેમ અંધકાસુરને માર્યો હતો, તેમ અર્જુને ત્રણેય જગતને મોહ ઉપજાવનારું મહાઘોર યુદ્ધ કરીને યુદ્ધદુર્મદ શૂરા કર્ણને તેની જ્ઞાતિ તથા બાંધવો સહિત દ્વંદ્વયુદ્ધમાં મારી નાખ્યો છે.[૫૧-૫૭] આમ હે રાજા! જેના પર કૌરવોની વિજયાશા અવલંબી રહી હતી તથા જેનાથી આ વેરનો આરંભ થયો હતો તે યોદ્ધાઓમાં શ્રેષ્ઠ કર્ણ અમાત્યો અને બાંધવો સહિત મરાયો છે.[૫૮] હે રાજન્! એ રીતે અર્જુન પોતાની પ્રતિજ્ઞાને સંપૂર્ણ કરી ચૂક્યો છે. હે મહારાજ! સર્વના હિતની આકાંક્ષાવાળા વિદુર ઇત્યાદિ સુહૃદોએ પ્રથમ તમને ઘણા ઘણા સમજાવ્યા હતા અને ઘણું ઘણું કહ્યું હતું, છતાં તમે ન જ સમજ્યા તેથી આ અતિ મહાન વિનાશવાળું સંકટ તમારા પર આવી પડ્યું છે. ખરું જોતાં હે રાજન્! રાજ્યની ઇચ્છાવાળા પોતાના પુત્રોનું તમારા જેવા હિતેચ્છુ પિતાએ જ ઘોર અહિત કર્યું છે અને એ અહિતનું ફળ આ સમયે તેમની પાસે આવી પહોંચ્યું છે.[૫૯,૬૦]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'સંજયનું વાક્ય' નામનો અધ્યાય ૫મો સમાપ્ત

## અધ્યાય ૬ઠ્ઠો

### પાંડવપક્ષના મરણ પામેલા મહારથીઓ

॥ धृतराष्ट्र उवाच ॥

**आख्याता मामकास्तात निहता युधि पांडवैः ।**
**हतांश्च पांडवेयानां मामकैर्ब्रूहि संजय ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે તાત! એ યુદ્ધમાં પાંડવોએ મારા જે યોદ્ધાઓને મારી નાખ્યા છે, તેમને તો તેં નામનિર્દેશપૂર્વક કહ્યા; પણ હે સંજય! હવે મારા યોદ્ધાઓએ મારી નાખેલા પાંડવયોદ્ધાઓને પણ તે જ પ્રમાણે તું નામનિર્દેશપૂર્વક કહે.[૧]

સંજય બોલ્યો : યુદ્ધમાં પરાક્રમ કરનારા, મહાધૈર્યવાન તથા મહાબળવાન કુંતીરાજાને ભીષ્મપિતામહે અમાત્યો અને પરિવારો સહિત મારી નાખ્યા છે.[૨] વળી પાંડવો પર પ્રીતિ રાખનારા સર્વ નારાયણોને, બલભદ્રોને અને સેંકડો શૂરા યોદ્ધાઓને વીર ભીષ્મપિતામહે યુદ્ધમાં પાડી નાખ્યા છે;[૩] તેમ જ વીર્યમાં તથા બળમાં અર્જુનની બરોબરી કરનારા સત્યજિત રાજાને સત્ય પ્રતિજ્ઞાવાળા દ્રોણાચાર્યે યુદ્ધમાં મારી નાખ્યો છે.[૪] વળી પાંચાલોના સર્વ યુદ્ધકુશળ મહાધનુર્ધરો દ્રોણાચાર્યની સાથે ભેટો કરીને યમરાજને ઘેર પહોંચી ગયા છે;[૫] તેમ જ વૃદ્ધ વયના રાજા દ્રુપદ અને વિરાટ પોતાપોતાના પુત્રો સાથે મિત્રોને માટે પરાક્રમ કરી રહ્યા હતા, પણ તે બન્નેને દ્રોણાચાર્યે રણમાં રોળી નાખ્યા છે.[૬] હે વિભુ! બાલ્યાવસ્થામાં જ જે અર્જુનની બરોબરી કરે તેવો હતો અને શ્રીકૃષ્ણ તથા બલદેવ પણ જેનો પરાભવ કરી શકતા ન હતા, તે મહારથીઓમાં કુશળ ગણાતા અભિમન્યુએ શત્રુઓનો ઘાણ કાઢી નાખ્યો હતો. આપણા છ મુખ્ય મહારથીઓ પણ તેને એકલાને પહોંચી વળવા અસમર્થ થયા હતા. તે અર્જુન પુત્ર અભિમન્યુ આખરે એ મહારથીઓની વચ્ચે ઘેરાઈ જઈને રણમાં પડ્યો છે. હે મહારાજ! તે વીર અભિમન્યુ પોતે રથરહિત થઈ પડ્યો હતો, છતાં તે ક્ષાત્રધર્મમાં અડગ રહીને શત્રુઓ સામે ઊભો રહ્યો હતો અને દુઃશાસનના પુત્રે છેવટે તેને રણમાં મારી નાખ્યો છે. અંબષ્ઠનો શોભાયમાન પુત્ર મોટી સેનાથી વીંટાઈને શત્રુઓનો સંહાર કરી રહ્યો હતો અને પોતાના મિત્રો માટે પરાક્રમ કરી અતિ મહાન કતલ ચલાવી રહ્યો હતો; પણ તે મહારથી સુદ્ધાં દુર્યોધનના વીર પુત્ર લક્ષ્મણ સામે રણમાં ભેટો કરીને યમલોકમાં પહોંચી ગયો છે. વળી અતિ મહાન ધનુષ્યને

ધારણ કરનારો, અસ્ત્રકુશળ અને યુદ્ધદુર્મદ બૃહંતરાજા પણ દુઃશાસન સામે પરાક્રમ કરી યમગૃહે સિધાવી ગયો છે. મણિમાન અને દંડધાર રાજા યુદ્ધદુર્મદ હતા અને મિત્રો માટે પરાક્રમ કરતા હતા; પરંતુ દ્રોણાચાર્યે તેમને યુદ્ધમાં પાડી નાખ્યા છે. મહારથી ભોજરાજ અંશુમાનને દ્રોણાચાર્યે પરાક્રમ કરીને સૈન્યની સાથે યમગૃહે મોકલાવી દીધો છે. હે ભારત! સમુદ્રતીરે આવેલા દેશોનો રાજા ચિત્રસેન પોતાના પુત્ર સહિત યુદ્ધ કરતો હતો, પણ આપણા પક્ષના સમુદ્રસેને તે બન્ને પિતા-પુત્રને યમગૃહે પહોંચાડી દીધા છે. કચ્છદેશવાસી નીલરાજાને તથા વીર્યવાન વ્યાઘ્રદત્તને અશ્વત્થામા અને વિકર્ણે યમનિવાસમાં મોકલી દીધા છે. તરેહ તરેહનાં યુદ્ધ કરનારા રાજા ચિત્રાયુધે જાતજાતના યુદ્ધમાર્ગોમાં ઘૂમીને સૈન્યોનો મોટો સંહાર કર્યો હતો, પણ તે પછી વિકર્ણને હાથે રણમાં માર્યો ગયો છે. યુદ્ધ કરવામાં ભીમસેનની તુલના કરનાર તથા કેકય યોદ્ધાઓથી વીંટાયેલો કેકયરાજ પોતાના ભાઈ કેકય સાથે જ યુદ્ધ કરતો હતો, પણ આખરે ભાઈએ જ ભાઈને મારી નાખ્યો છે. હે મહારાજ! પર્વતપ્રદેશનો પ્રતાપી રાજા જનમેજય ગદાયુદ્ધ કરવામાં કુશળ હતો, પણ તેને તમારા પુત્ર દુર્મુખે મારી નાખ્યો છે. વળી 'રોચમાન' એવા એક જ નામને ધારણ કરનારા જે બન્ને ભાઈઓ બે ગ્રહોની પેઠે રણમાં પ્રકાશી રહ્યા હતા, તેમને દ્રોણાચાર્યે તીક્ષ્ણ બાણો મારીને સ્વર્ગલોકમાં મોકલી દીધા છે. હે પૃથ્વીનાથ! આવા આવા ઘણા રાજાઓ પાંડવોનો પક્ષ કરી પરાક્રમપૂર્વક યુદ્ધ કરતા હતા અને તેઓ બધા અતિ દુષ્કર કર્મ કરીને પરલોકમાં પહોંચી ગયા છે. વળી અર્જુનના મામા પુરુજિત તથા કુંતિભોજ દ્રોણાચાર્યનાં બાણો દ્વારા સંગ્રામમાં જીતેલા દિવ્ય લોકોમાં જઈ પહોંચ્યા છે અને કાશિકયોદ્ધાઓથી વીંટાયેલો કાશિરાજ અભિભૂ વસુદાનના પુત્રને હાથે રણમાં શરીર તજી ગયો છે. અમાપ તેજવાળો યુધામન્યુ તથા વીર્યવાન ઉત્તમૌજા પણ સેંકડો શૂરાઓનો સંહાર કર્યા પછી આપણા યોદ્ધાઓને હાથે માર્યા ગયા છે. હે ભારત! પાંચાલવંશના પરમ ધનુર્ધર મિત્રવર્મા અને ક્ષત્રધર્માને દ્રોણાચાર્યે યમગૃહે પાઠવી દીધા છે. હે રાજા! શિખંડીનો પુત્ર ક્ષત્રદેવ યુદ્ધમાં એક સેનાપતિ હતો અને તેને પણ તમારા પૌત્ર લક્ષ્મણે મારી નાખ્યો છે. હે ભારત! સુચિત્ર અને ચિત્રવર્મા નામના મહારથી પિતા-પુત્ર, મહાવીર થઈને રણમાં ઘૂમતા હતા; પરંતુ દ્રોણાચાર્યે તેમને રણમાં રોળી નાખ્યા છે. હે મહારાજ! પર્વને દિવસે જેવો સમુદ્ર ઉછાળા મારે છે, તેવો જ વાર્ધક્ષેમિરાજા રણમાં ઉછાળા મારતો હતો; પણ આખરે હથિયારો ખૂટી પડતાં તે પરમ શાંતિને પામી ગયો છે. હે મહારાજ! યુદ્ધમાં શ્રેષ્ઠ શસ્ત્રધારી સેનાબિંદુના પુત્રને કૌરવરાજ બાહ્લિકે પાડી નાખ્યો છે. ચેદિઓનો મહાન રથી ધૃષ્ટકેતુ પણ બીજા કોઈથી ન બને તેવું ઘોર પરાક્રમ કરીને યમગૃહે ગયો છે. વળી પાંડવોને માટે પરાક્રમ કરતો વીર સત્યધૃતિ યુદ્ધમાં મોટી કતલ ચલાવીને યમનિવાસમાં જઈ પહોંચ્યો છે; કુરુશ્રેષ્ઠ સેનાબિંદુ પણ યુદ્ધમાં મોટો સંહાર વાળી નાખ્યા પછી પરમલોક ભણી સિધાવી ગયો છે.[૭-૩૨] શિશુપાલનો પુત્ર રાજા સુકેતુ યુદ્ધમાં ઘણા શત્રુઓને ઠાર કર્યા પછી દ્રોણાચાર્યને હાથે માર્યો ગયો છે.[૩૩] વળી વીર સત્યધૃતિ, વીર્યવાન મદિરાશ્વ તથા પરાક્રમી સૂર્યદત્ત પણ દ્રોણાચાર્યનાં બાણોથી માર્યા ગયા છે.[૩૪] હે મહારાજ! રાજા શ્રેણિમાન પરાક્રમપૂર્વક યુદ્ધ કરતો હતો, પણ આખરે દુષ્કર કર્મ કર્યા પછી યમગૃહે જઈ પહોંચ્યો છે.[૩૫] તેમ જ હે રાજન્! જે પરાક્રમી મગધરાજ પરમ અસ્ત્રોને જાણતો

હોવાથી શત્રુવીરોનો સંહાર કરનારો હતો, તે પણ ભીષ્મને હાથે હણાઈને હજી પણ રણમાં સૂતો છે.[૩૬] વિરાટપુત્ર શંખ તથા મહારથી ઉત્તરકુમાર યુદ્ધમાં અતિ મહાન કર્મ કરીને પરલોકમાં જઈ પહોંચ્યા છે.[૩૭] એ રણમાં રાજા વસુદાન અત્યંત ઘાણ વાળી રહ્યો હતો, તેથી દ્રોણાચાર્યે પરાક્રમ કરીને તેને યમમંદિરે વળાવી દીધો છે.[૩૮] હે રાજા! આ મેં ગણાવ્યા તેઓ તથા એ ઉપરાંત બીજા ઘણા પાંડવોના મહારથીઓને દ્રોણાચાર્યે પરાક્રમ કરીને મારી નાખ્યા છે. તે બધામાંથી ઘણાખરાનાં તો મેં તમને નામો આપી તમારા પ્રશ્નનો ઉત્તર આપ્યો છે.[૩૯]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'સંજયનાં વચનો' નામનો અધ્યાય ૬ઠ્ઠો સમાપ્ત

# अध्याय ૭मो

## કૌરવોમાંના જીવતા મહારથીઓ

॥ धृतराष्ट्र उवाच ॥

**मामकस्यास्य सैन्यस्य हृतोत्सेकस्य संजय ।**
**अवशेषं न पश्यामि ककुदे मृदिते सति ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે સંજય! કોઈ એક ક્ષુદ્ર તળાવડીના ઘણાખરા જળને ક્યારાઓમાં વાળી લીધા પછી તે તળાવડી નથી જ, એમ મનાય છે; તેમ જ મારા સૈન્યના ભીષ્મ, દ્રોણાચાર્ય અને કર્ણ આદિ પ્રધાન પુરુષોનો વિનાશ થતાં હવે તે સૈન્ય બાકી રહેલું નથી જ, એમ મને દેખાય છે.[૧] કુરુઓમાં શ્રેષ્ઠ એવા તે બન્ને મહાધનુર્ધર વીરો ભીષ્મ અને દ્રોણાચાર્ય મરણ પામ્યા છે, એમ સાંભળીને હવે તુચ્છ રીતે જીવવાનું પણ મને કંઈ પ્રયોજન દેખાતું નથી. જેના બન્ને બાહુઓમાં દશ હજાર હાથીઓના સરખું બળ હતું, તે રણ શોભાવનાર કર્ણ રણમાં મરાયો છે, તેનો મને જરાયે શોક થતો નથી; કારણ કે જ્યાં ભીષ્મપિતામહ અને દ્રોણાચાર્ય જેવા પણ મરણ પામ્યા છે, ત્યાં કર્ણનો શો હિસાબ?[૨,૩] હે સંજય! મારા સૈન્યના જે મુખ્ય મુખ્ય મહાવીરો મરણ પામ્યા છે, તે તો તેં કહ્યા. પણ હવે તે જ પ્રમાણે જેઓ સૈન્યમાં જીવતા છે, તેમને પણ તું નામોદ્દેશપૂર્વક મને કહે.[૪] આ ભીષ્મપિતામહ આદિ વીરોને તું મરણ પામેલા જણાવે છે; એટલે જેઓ હજી જીવે છે, તેઓ બધા આજે મરી જ ગયા છે, એમ હું નિશ્ચય માનું છું.[૫]

સંજય બોલ્યો : હે રાજન્! જે વીર પુરુષને બ્રાહ્મણશ્રેષ્ઠ દ્રોણાચાર્યે ચારેય પ્રકારનાં÷ અદ્ભુત દિવ્ય મહાસ્રો ધનુર્વેદોક્ત સમ્યગ્વિધાનપૂર્વક અર્પણ કરેલાં છે, તે મહારથી, અસ્ત્રકુશળ, ઝડપદાર હાથવાળા, દૃઢ ધનુર્ધર, દૃઢ મુષ્ટિવાળા, દૃઢ બાણવાળા, વીર્યવાન અને બળવાન એવા દ્રોણપુત્ર અશ્વત્થામા યુદ્ધ કરવાની ઇચ્છાથી તમારે માટે સજ્જ થઈને ઊભા છે.[૬,૭] વળી આનર્ત દેશમાં વસનારો, યાદવોમાં શ્રેષ્ઠ, મહારથી, અસ્ત્રકુશળ અને ભોજકુળમાં જન્મેલો છે, તે હૃદિકપુત્ર કૃતવર્મા પણ તમારે માટે યુદ્ધ કરવાની ઇચ્છાથી તૈયાર થઈ ઊભો છે. વળી તમારી સેનામાં અગ્રગણ્ય તથા તમારા યોદ્ધાઓમાં મુખ્ય એવો બળવાન શલ્યરાજ પોતાના ભાણેજ એવા પાંડવોનો પણ ત્યાગ કરી પોતાની વાણીને સત્ય કરવાની ઇચ્છાથી રણમાં અડગ થઈને ઊભો રહ્યો છે.[૮,૯]

ઇંદ્ર સમાન વીર્યવાળા જે દુરાધર્ષ શલ્યરાજે યુધિષ્ઠિરની આગળ યુદ્ધમાં સૂતપુત્ર કર્ણનો તેજો-

÷ દૃઢવેધી, દૂરવેધી, સૂક્ષ્મવેધી અને શબ્દવેધી. અથવા ચિત્ર, શુભ્ર, દિવ્ય અને વિહિત; અથવા બીજાં અસ્ત્રોથી જેનું વારણ થઈ શકે તે આગ્નેયાસ્ત્ર આદિ. માત્ર નમસ્કારથી જ જેનું વારણ થઈ શકે તે નારાયણાસ્ત્ર આદિ પ્રયોગ કરનાર જ જેનું વારણ કરી શકે તે બ્રહ્માસ્ત્ર આદિ અને જેનું સર્વથા વારણ ન થઈ શકે તે પાશુપત આદિ —નીલકંઠ

વધ કરવાની પ્રતિજ્ઞા કરી છે, તે આ સમયે તમારે માટે યુદ્ધ કરવા રણમાં ઊભો રહ્યો છે વળી ગાંધારરાજ પોતાના સૈન્ય સાથે ઉત્તમોત્તમ સૈન્ય, પાર્વતીય (પહાડી) નદીમાં જન્મેલા, કાંબોજ દેશમાં જન્મેલા તથા વનાયુ પ્રદેશમાં જન્મેલા ઘણા ઘોડાઓને સાથે લાવી તમારે માટે યુદ્ધ કરવા ઊભો રહ્યો છે, તેમ જ હે રાજન્! જે શારદ્વત કૃપાચાર્ય મહાબાહુ છે અને અનેક જાતનાં અદ્ભુત અસ્ત્રોનો પ્રયોગ કરી લડનારા છે, તે પણ યુદ્ધના ભારને સહન કરી શકે તેવુ અતિ મહાન અદ્ભુત ધનુષ્ય હાથમા લઈને તમારે માટે યુદ્ધ કરવાની ઇચ્છાથી સજ્જ થઈને ઊભા છે [૧૦-૧૨] હે કુરુવીર! કેકયરાજાનો મહારથી પુત્ર ઉત્તમ ઘોડાઓ જોડેલા અને ફરકતી ધ્વજવાળા રથમાં બેસીને તમારે માટે લડવા તૈયાર ઊભો છે [૧૩] વળી હે ગજેન્દ્ર! કુરુઓમાં વીર ગણાતો તમારો પુત્ર પુરુમિત્ર સૂર્ય તથા અગ્નિ સમાન તેજસ્વી રથમા બેઠો છે અને મેઘરહિત આકાશમાં પ્રકાશી રહેલા સૂર્યની પેઠે ખડો રહ્યો છે.[૧૪] તમારો પુત્ર દુર્યોધન હાથીઓના ટોળામા ઊભેલા સિહની જેમ એ રણમાં શોભી રહ્યો છે યુદ્ધ કરવાની ઇચ્છાથી તે સુવર્ણથી શોભતા રથમાં બેસીને રણમા સજ્જ રહ્યો છે [૧૫] સુવર્ણના અદ્ભુત કવચને ધારણ કરનારો તે પુરુષવીર દુર્યોધનરાજ કમળ સમાન કાંતિવાળો છે, તેથી તે અલ્પ ધુમાડાવાળા અગ્નિ સરખો અને મેઘમડળના મધ્યમાં રહેલા સૂર્યના સરખો રણમાં પ્રકાશી રહ્યો છે [૧૬] તેમ જ ઢાલતલવારને ધારણ કરી રહેલો સુષેણ તથા વીર સત્યસેન એ તમારા પુત્રો રણમા યુદ્ધ કરવાની ઇચ્છાથી પ્રસન્નચિત્તે ચિત્રસેનની સાથે ઊભા રહ્યા છે [૧૭] હે ભારત! શરમાળ, શીઘ્ર ભોજન કરનારો તથા સુદર દેખાવનો રાજપુત્ર ઉગ્રાયુધ, જરાસંધનો પહેલો પુત્ર અદઢ ચિત્રાયુધ, શ્રુતવર્મા, જય, શલ, સત્યવ્રત અને દુશલ વગેરે મહાપુરુષો પણ સૈન્યને સાથે રાખી યુદ્ધ કરવા ગોઠવાઈ ગયા છે. વળી રણેરણમા શત્રુને રોળનારો, પોતાને શૂર માનનારો અને હાથીઓ તથા પાળાઓને સાથે લઈને જ પ્રયાણ કરવાના સ્વભાવવાળો, રથી અને ઘોડેસવાર એવો કૈતવ્યનો રાજપુત્ર અધિપતિ તમારે માટે યુદ્ધ કરવા આવી ઊભો છે, તેમ જ વીર શ્રુતાયુ, ધૃતાયુધ, ચિત્રાંગદ અને વીર ચિત્રસેન વગેરે સત્યપ્રતિજ્ઞાવાળા અભિમાની યોદ્ધાઓ પણ તમારે માટે યુદ્ધ કરવાની ઇચ્છાથી તૈયાર થઈને ઊભા છે. વળી સત્યપ્રતિજ્ઞાવાળો મહાત્મા કર્ણપુત્ર પણ યુદ્ધ કરવા માટે રણમાં ખડો થયો છે, તેમ જ હે નરેન્દ્ર! કર્ણનાં બીજા બે શ્રેષ્ઠ અસ્ત્રોને જાણનારા તથા ઝડપદાર હાથવાળા પુત્રો પણ અલ્પવીર્ય પુરુષોને દુર્ભેદ્ય એવા સૈન્યને સાથે રાખી તમારે માટે તૈયાર થયા છે.[૧૮-૨૨] આ મેં કહેલા મુખ્ય યોદ્ધાઓ તથા તે ઉપરાતના બીજા અમાપ પ્રભાવવાળા વીર યોદ્ધાઓની સાથે કુરુરાજ દુર્યોધન પર્વતોના મધ્યમાં રહેલા મહેન્દ્રપર્વતની પેઠે તે રણમાં વિજયની આશાથી ઊભો છે [૨૩]

ધૃતરાષ્ટ્ર બોલ્યો બન્ને પક્ષની સેનાઓમાં જે રાજાઓ જીવે છે, તે બધાને તેં નામ સાથે જણાવ્યા, પણ હવે તે બન્ને પક્ષનો અડસટ્ટો કાઢતાં તથા ફલાભિસધિ તરફ દૃષ્ટિ કરતાં ભાવિ જયપરાજયને હુ સ્પષ્ટ સમજી ગયો છું.[૨૪]

વૈશપાયન બોલ્યા અબિકાપુત્ર રાજા ધૃતરાષ્ટ્રે આ પ્રમાણે કહ્યુ હવે પોતાના સૈન્યમા મોટા મોટા વીર પુરુષોના મરણ સાંભળીને તથા પોતાના સૈન્યનો ઘણોખરો વિનાશ થઈ ગયો છે અને માત્ર થોડુંક જ હવે બાકી રહ્યુ છે, આવો વિચાર કરીને તે મૂર્છાવશ થઈ ગયા, તેમ જ તેમની ઇંદ્રિયો શોકથી વ્યાકુળ થઈ ગઈ તે સમયે

મોહવશ થતાં થતાં તે બોલ્યા: 'હે સંજય! તું એક મુહૂર્તકાળ થોભી જા. હે તાત! આ અતિ મહાન અપ્રિયને સાંભળીને મારું મન વ્યાકુળ થઈ ગયું છે. મારું મન ગભરાઈ જાય છે અને તેથી હું મારાં અંગોને સ્વસ્થ રાખવા સમર્થ નથી.' આમ કહીને ધૃતરાષ્ટ્રરાજા ભ્રમિત ચિત્તે મૂર્ચ્છાવશ થઈ પડ્યા.[૨૫–૨૮]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'સંજયના વચનો' નામનો અધ્યાય ૭મો સમાપ્ત

## अध्याय ८मो

### ધૃતરાષ્ટ્રનો કર્ણ વિષે શોક

॥ जनमेजय उवाच ॥

**श्रुत्वा कर्णं हतं युद्धे पुत्रांश्चैव निपातितान्।**
**नरेन्द्रः किंचिदाश्वस्तो द्विजश्रेष्ठ किमब्रवीत्॥**

જનમેજય બોલ્યા: એ યુદ્ધમાં કર્ણને તથા પોતાના પુત્રોને મરણ પામેલા સાંભળી ધૃતરાષ્ટ્રરાજા મૂર્ચ્છિત થઈ પડ્યા; પણ હે બ્રાહ્મણશ્રેષ્ઠ! કંઈક શાંતિ થયા પછી તેમણે સંજય પ્રત્યે શું કહ્યું હતું?[૧] ખરેખર! ધૃતરાષ્ટ્રરાજાને પુત્રોના સંકટને લીધે મહાન પરમદુઃખ આવી પડ્યું હતું, તેથી તે સમયે તેમણે શું કહ્યું હતું? આ હું તમને પૂછું છું, માટે મને કહો.[૨]

વૈશંપાયન બોલ્યા: હે મહારાજ! કર્ણનું મૃત્યુ માન્યું ન મનાય તેવું હતું, અદ્ભુત હતું, પ્રાણીઓને મોહ ઉપજાવનારું હતું, ભયંકર હતું અને મેરુપર્વતના ચલન સરખું હતું. તે મહાબુદ્ધિમાન શુક્રાચાર્યના તદ્દન અયુક્ત ગણાય તેવા ચિત્તમોહ સરખું હતું, શત્રુઓ પર ભયંકર કર્મ કરનાર ઇંદ્રના પરાજય સરખું હતું અને મહાતેજસ્વી સૂર્યના પૃથ્વી પર પતન સરખું હતું. વળી તે અખૂટ જળથી ભરેલા સમુદ્રના અચિંત્ય સંશોષણ સરખું હતું, તેમ જ પૃથ્વી, આકાશ, દિશાઓ તથા જળના સર્વનાશ સરખું હતું. વળી તે અદ્ભુત તથા પાપ અને પુણ્યકર્મની નિષ્ફળતા સરખું હતું. તે સાંભળી ધૃતરાષ્ટ્રરાજ બુદ્ધિ સાથે ખૂબ વિચાર કરવા લાગ્યા. અને તેમણે નિશ્ચય કર્યો કે, હવે આ બાકી રહેલું સૈન્ય બિલકુલ નથી જ એમ સમજવું. અરે! હવે તો બીજાં ઘણાં પ્રાણીઓનો પણ સંહાર વળી જશે.' આવા વિચારમાં ને વિચારમાં અંતઃકરણમાં જાણે કોઈ ધૂમતું હોય, તેમ તે શોકરૂપ અગ્નિથી બળવા લાગ્યા. તેમનાં અંગો શિથિલ થઈ ગયાં અને તે ઉપરાઉપરી નિઃશ્વાસ નાખવા લાગ્યા. આમ અત્યંત દુઃખી થયેલા એ અંબિકાપુત્ર ધૃતરાષ્ટ્ર 'હાય! હાય' કરીને વિલાપ કરવા લાગ્યા.[૩–૯]

ધૃતરાષ્ટ્ર બોલ્યો: હે સંજય! અધિરથપુત્ર કર્ણ વીર હતો, સિંહ અને હાથી સમાન પરાક્રમી હતો, આખલા સમાન ખાંધ તથા આંખોવાળો હતો અને વૃષભ સમાન ગતિવાળો હતો. વૃષભની સામે ધૂમી રહેલા બીજા વૃષભ સરખો તે કર્ણ યુદ્ધમાં કદી પાછો હઠતો નહિ; સાક્ષાત્ ઇંદ્ર સરખા શત્રુને પણ તે પૂંઠ બતાવતો નહોતો. તે યુવાન હતો અને તેનું શરીર વજ્ર સરખું મજબૂત હતું. તેની પણછના શબ્દથી તથા બાણવૃષ્ટિના સુસવાટથી રથો, ઘોડાઓ, પદાતિઓ તથા હાથીઓ રણમાં ઊભા રહેતા નહોતા. તે મહાબાહુનો આશ્રય કરી દુર્યોધને શત્રુઓને જીતવાની આકાંક્ષા રાખી મહારથી પાંડવો સાથે વેર કર્યું હતું. તો રથીઓમાં શ્રેષ્ઠ, પુરુષોમાં વ્યાઘ્ર સરખા અને અસહ્ય પરાક્રમવાળા તે કર્ણને અર્જુને બળાત્કારે કેવી રીતે રણમાં મારી નાખ્યો?[૧૦–૧૪] પોતાના બાહુબળથી ગર્વિષ્ઠ રહેનારો એ કર્ણ શ્રીકૃષ્ણને, અર્જુનને તથા બીજા સર્વ યાદવોને નિત્ય તુચ્છકારી કાઢતો હતો અને હમેશાં કહ્યા કરતો કે, 'શાર્ઙ્ગ અને ગાંડીવધનુષ્યને ધારણ કરનારા તથા જગતમાં અપરાજિત ગણાતા કૃષ્ણ

અને અર્જુનને હું એકલો જ તેમના દિવ્ય રથ પરથી રણમાં પાડી નાખીશ.[૧૫,૧૬] આ પ્રમાણે તે મંદબુદ્ધિના લોભથી મોહિત થયેલા અને રાજ્યની કામનાથી આતુર થઈ નીચે મુખે બેસી રહેલા દુર્યોધનને નિત્ય કહ્યા કરતો. વળી તેણે સર્વ કાંબોજો, આવંત્યો, કેકયો, ગાંધારો, મદ્રકો, મત્સ્યો, ત્રિગર્તો, તંગણો, શકો, પાંચાલો, વિદેહો, કુલિંદો, કૌશીકો, કોસલો, સુહ્મો, અંગો, વંગો, નિષાદો, પુંડ્રો, ચીરકો, વત્સો, કલિંગો, તરલો, અશ્મકો અને ઋષિકો વગેરે સર્વ રાજાઓનો પરાજય કર્યો હતો. તેણે અતિ તીક્ષ્ણ તથા કંકપક્ષીનાં પીછાં બાંધેલાં સંખ્યાબંધ બાણો વડે તે સર્વને યુદ્ધમાં હરાવ્યા હતા અને તેમને અમારા ખંડિયા કર્યા હતા. વળી તેણે પૂર્વે દુર્યોધનની વૃદ્ધિને માટે ઘણાં ઘણાં પરાક્રમો કર્યાં હતાં. તે રથીશ્રેષ્ઠ, દિવ્યાસ્ત્રવેત્તા, મહાતેજસ્વી, સેનાઓનો રક્ષક, વૃષ નામથી પ્રસિદ્ધ અને મોટાં મોટાં અસ્ત્રોને જાણનારો સૂર્યપુત્ર કર્ણ રણમાં વીર્યશાળી તથા શૂરા એવા પાંડવશત્રુઓને હાથે યુદ્ધમાં કેવી રીતે માર્યો ગયો ? દેવોમાં મહેંદ્ર વૃષ કહેવાય છે અને પુરુષોમાં કર્ણ વૃષ કહેવાતો હતો. તે ઉપરાંત ત્રીજા વૃષને અમે હજી સુધી સાંભળ્યોજ નથી. ઘોડાઓમાં જેમ ઉચ્ચૈઃશ્રવા શ્રેષ્ઠ છે, રાજાઓમાં જેમ કુબેર શ્રેષ્ઠ છે અને દેવોમાં જેમ મહેંદ્ર શ્રેષ્ઠ છે, તેમ યોદ્ધાઓમાં કર્ણ શ્રેષ્ઠ હતો. શૂરા, સમર્થ અને વીર્યશાળી રાજાઓથી કર્ણ અજિત હતો. કર્ણે દુર્યોધનની વૃદ્ધિ માટે સમગ્ર પૃથ્વીનો જય કર્યો હતો. મગધરાજ જરાસંધે યાદવ તથા કૌરવો સિવાય સર્વ ક્ષત્રિય રાજાઓને કેદ કર્યા હતા, પણ તેણે સુહૃદ્ધર્મોથી શ્રેષ્ઠ એવા એ કર્ણને પોતાના મિત્ર તરીકે મેળવ્યો હતો. આવા તે કર્ણને આજે અર્જુન સાથેના દ્વંદ્વયુદ્ધમાં મરણ પામેલો સાંભળીને હું સાગરમાં ભાંગી પડેલી નૌકાની પેઠે શોકસાગરમાં ડૂબી ગયો છું. નૌકાહીન મનુષ્ય જેમ સાગરમાં ડૂબી જાય, તેમ હું પણ જગતમાં વૃષ નામથી પ્રસિદ્ધ થયેલા તે રથીશ્રેષ્ઠ કર્ણને દ્વંદ્વયુદ્ધમાં મરણ પામેલો સાંભળીને શોકસાગરમાં ડૂબી ગયો છુ. અરે ઓ સંજય ! આવાં આવાં દુઃખો મારા પર પડે છે, છતાં મારો નાશ થતો નથી. એટલે મારે માનવું પડે છે કે, મારું હૃદય વજ્રથી પણ દૃઢ છે, તથા દુર્ભેદ્ય છે. જ્ઞાતિજનો, સંબંધીઓ અને મિત્રોના આવા ભયંકર પરાભવને સાંભળ્યા છતાં મારા સિવાય બીજો કયો પુરુષ પોતાના જીવિતનો ત્યાગ ન કરે ?[૧૭–૩૦] પણ હવે તો ઝેર ખાઈને, અગ્નિમાં પડીને અથવા પર્વતના શિખર પરથી ભૂસકો મારીને પણ હું મૃત્યુ જ માગી રહ્યો છું; કારણ કે હે સંજય ! હું આવાં કષ્ટદાયી દુઃખો સહન કરી શકતો નથી.[૩૧]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'ધૃતરાષ્ટ્રના વચનો' નામનો અધ્યાય ૮મો સમાપ્ત

## अध्याय ९मो

### ધૃતરાષ્ટ્રનો પશ્ચાત્તાપ

॥ सजय उवाच ॥

श्रियाकुलेन यशसा तपसा च श्रुतेन च ।
त्वामद्य संतो मन्यंते ययातिमिव नाहुषम् ॥ १ ॥

સંજય બોલ્યો : લક્ષ્મી, કુળ, યશ, તપ તથા શાસ્ત્ર વડે તમે નહુષપુત્ર રાજા યયાતિ સરખા છો, એમ હજી પણ સત્પુરુષો માને છે.[૧] વળી હે રાજા ! શાસ્ત્રોમાં તમે એક મોટા ઋષિ સરખા છો અને કૃતાર્થ છો માટે તમે તમારા આત્માને સ્થિર કરો અને મનમાં ખેદ ન કરો.[૨]

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે સંજય ! હું તો દૈવને જ સર્વોત્કૃષ્ટ માનું છું, પુરુષાર્થને તો હું નિષ્ફળ અને ધિક્કારપાત્ર માનુ છુ; કારણ કે એક મોટા શાલવૃક્ષ સરખો કર્ણ રણમા માર્યો ગયો છે.[૩] જે

મહારથીએ યુધિષ્ઠિરના સૈન્યનો તથા પાંચાલોના અનેક રથીઓનો સંહાર કરી નાખ્યો હતો, જેણે બાણોની વૃષ્ટિ કરીને સર્વ દિશાઓને તપાવી દીધી હતી અને જેણે અસુરોને મોહ પમાડતા વજ્રધારી ઇંદ્રની જેમ પાંડવોને રણમાં મોહ પમાડી દીધા હતા, તે જ કર્ણ વાયુથી તૂટી પડેલા વૃક્ષની પેઠે કેમ હણાઈને સૂઈ રહ્યો છે?[૪,૫] અરેરે! સમુદ્રનો જેમ છેડો ન દેખાય, તેમ મારા આ શોકનો પણ છેડો દેખાતો નથી. મારી ચિંતા અત્યંત વધતી જાય છે અને મને મરી જવાની પણ ઇચ્છા થઈ જાય છે. હે સંજય! મેં કર્ણનું મરણ તથા અર્જુનનો વિજય સાંભળ્યાં છે. છતાં કર્ણના વધને હું અશ્રદ્ધેય સરખો માનું છું.[૬,૭] ખરેખર! મારું હૃદય વજ્રના સરખું હોવું જોઈએ અને તેથી જ અતિશય દુર્ભેદ્ય છે; કારણ કે પુરુષવ્યાઘ્ર કર્ણને આજે મરણ પામેલો સાંભળી તે હૃદયના ટુકડા થઈ જતા નથી.[૮] વળી દેવોએ મારા આયુષ્યને પણ પ્રથમથી જ લાંબું કર્યું હશે, કારણ કે કર્ણને મરણ પામેલો સાંભળી અત્યંત દુઃખી થયા છતાં હજી પણ હું જીવી રહ્યો છું.[૯] હે સંજય! હું સુહૃદોથી રહિત થઈ પડ્યો છું, માટે મારા જીવતરને ધિક્કાર છે; કારણ કે આજે હું એવી નિંદ્ય દશાને પામ્યો છું.[૧૦] હું જ પ્રથમ સર્વ લોકમાં પૂજાસત્કાર પામ્યો હતો અને તે જ મંદબુદ્ધિનો હું જ આજે સર્વને શોક કરવા યોગ્ય થયો છું? હવે મારે મારી આજીવિકા પણ એક પામર માણસની પેઠે ચલાવવી પડશે![૧૧] હે સૂત! શત્રુઓએ મારો પરાભવ કર્યો છે, તેથી હું હવે કેવી રીતે જીવી શકીશ? ખરેખર! હું અતિ દુઃખજનક સંકટમાં આવી પડ્યો છું.[૧૨] ભીષ્મ-પિતામહ અને દ્રોણાચાર્યના વધથી તથા મહાત્મા કર્ણના મરણથી હવે મારા સૈન્યમાં કોઈ પણ અવશેષ રહેશે, એમ મને દેખાતું નથી.[૧૩] હે સંજય! જે કર્ણ મારા પુત્રોને એક નૌકા સમાન હતો, તે જ શૂરવીર અનેક બાણોને છોડતો છોડતો યુદ્ધમાં માર્યો ગયો છે.[૧૪] એ પુરુષસિંહ વિના હવે મારે જીવવાનું શું પ્રયોજન છે? જરૂર બાણોથી વિહ્વલ થઈને જ એ અધિરથી રથ પરથી પડ્યો હશે! તે વજ્રપ્રહારથી તોડી પાડેલા પર્વતના શિખરની પેઠે પૃથ્વી પર સૂઈ ગયો હશે! અરે! લોહીલુહાણ થયેલો તે પૃથ્વીને શોભાવી રહ્યો હશે![૧૫,૧૬] મદમત્ત હાથીએ પાડી નાખેલા મદ-મત્ત હાથીની પેઠે અર્જુને કર્ણને મારી નાખ્યો છે. જે કર્ણ કૌરવોના બળરૂપ હતો તથા પાંડવોને જેનાથી ભય હતો, તે ધનુર્ધરોના ધ્વજરૂપ કર્ણને અર્જુને મારી નાખ્યો છે. મહાધનુર્ધર અને મિત્રોને અભય આપનારો એ વીર કર્ણ આજે દેવરાજે તોડી પાડેલા પર્વતની પેઠે વિનાશ પામી રણમાં સૂતો છે. અરે! તેની સાથે જ પાંગળાના માર્ગ-ગમનની પેઠે તથા દરિદ્રની કામનાની પેઠે દુર્યો-ધનનો અભિપ્રાય પણ હવે સૂઈ ગયો છે! જેમ અતિ તૃષાતુર થયેલા પુરુષની તૃષાને શાંત કરવા માટે પાણીના છાંટા જરાયે સમર્થ નથી, તેમ રાજ્યની અતિ લાલસાવાળા દુર્યોધનને રાજ્ય અપાવવા માટે હવે પછીના બાકીના યોદ્ધાઓ જરાયે સમર્થ નથી. ખરેખર! આપણે ધારીએ છીએ કંઈક અને બને છે કંઈક![૧૭-૨૦] અહો! દૈવ જ બળવાન છે અને કાળની ગતિ અગમ્ય છે. હે સૂત! એ મહારણમાં મારો પુત્ર દુઃશાસન કૃપણ, દીનાત્મા અને નષ્ટપરાક્રમી થઈને પલાયન કરતાં માર્યો ગયો નથી ને? હે તાત! તેણે તેવું કોઈ દીનતાભરેલું ચરિત્ર તો નથી કર્યું ને?[૨૧,૨૨] એ શૂરો પુત્ર દુર્યોધન પણ બીજા મોટા મોટા ક્ષત્રિયોની પેઠે રણમાં મરણ પામ્યો નથી ને? 'તું યુદ્ધ ન કર' એમ યુધિષ્ઠિરરાજા એને સર્વદા કહ્યા કરતા હતા, પણ મૂર્ખ મનુષ્ય જેમ હિત-

કારક ઔષધનો સ્વીકાર ન કરે, તેમ દુર્યોધને તેમનું વચન સ્વીકાર્યું જ નહિ. વળી બાણ-શય્યામાં સૂતેલા મહાત્મા ભીષ્મે જ્યારે પાણી માગ્યું હતું, ત્યારે પાંડુપુત્ર અર્જુને પૃથ્વીને વીંધી નાખી હતી અને તેમાંથી જળધારા પ્રકટ કરી હતી. તે જોઈ મહાબાહુ ભીષ્મપિતામહ તે વેળા આ પ્રમાણે બોલ્યા હતા: 'હે તાત દુર્યોધન! તું પાંડવો સાથે સલાહ કર; કારણ કે સલાહ કરવાથી તમારા બન્ને પક્ષમાં શાંતિ થશે. મારા મરણને જ તમારા આ યુદ્ધમાં અંત તરીકે થવા દે અને પાંડવોની સાથે ભ્રાતૃભાવથી વર્તી પૃથ્વીના રાજ્યને તું ભોગવ.' ભીષ્મ પિતામહના એ વચનને નહિ માની, ખરેખર મારો પુત્ર આ સમયે શોક કરતો હશે.[૨૩-૨૭] હે સંજય! દીર્ઘદષ્ટિવાળા વિદુરે મને જે વચનો કહ્યાં હતાં, તે પ્રમાણે જ આ બધું આવી પહોંચ્યું છે. મારા અમાત્યોનો તથા પુત્રોનો સંહાર થઈ ગયો છે.[૨૮] હું જુગાર ખેલીને ઘોર સંકટમાં આવી પડ્યો છું. આ સમયે મારી દશા કપાયેલી પાંખોવાળા પક્ષીના જેવી જ થઈ છે. બાળકો કોઈ એક પક્ષીને પકડીને તેની પાંખો કાપી નાખે છે અને હર્ષમાં ને હર્ષમાં તેને છોડી મૂકે છે, પણ તે પક્ષી બિચારું પાંખો કપાઈ ગયેલી હોવાથી ઊડી શકતું નથી અને તરફડે છે. તે પક્ષીની જેમ મારી પાંખો પણ કપાઈ ગઈ છે અને હું તેની પેઠે જ તરફડી રહ્યો છું. હું સર્વ તરફથી ક્ષીણ થઈ ગયો છું, સર્વ અર્થોથી હીન થયો છુ અને જ્ઞાતિ તથા બંધુઓથી તજાયો છું. અરેરે! હવે હું કઈ દિશામાં જઈશ? હું દીનદશાને પામ્યો છું અને આખરે મારા શત્રુઓને વશ થયો છુ.[૨૯,૩૦]

વૈશંપાયન બોલ્યા: એ રીતે ધૃતરાષ્ટ્ર બહુ બહુ વિલાપ કરીને અત્યંત દુઃખ પામવા લાગ્યો. તેનું મન શોકથી વ્યાકુળ થઈ ગયું હતું. તેણે ફરી પણ સંજય પ્રત્યે આ પ્રમાણે કહેવા માંડ્યું.[૩૧]

ધૃતરાષ્ટ્ર બોલ્યો: જે સમર્થ કર્ણે દુર્યોધનના કાર્ય માટે સર્વ કાંબોજો, અંબષ્ઠો, કેકયો, ગાંધારો તથા વિદેહોને રણમાં જીત્યા હતા, અને જેણે દુર્યોધનની વૃદ્ધિને માટે આખી પૃથ્વીનો જય કર્યો હતો, તે જ સમર્થ કર્ણ બાહુશાળી શૂરા પાંડવોને હાથે રણમાં જિતાયો છે. પરંતુ હે સંજય! તે મહાધનુર્ધર કર્ણ જ્યારે યુદ્ધમાં અર્જુનને હાથે મરાયો હતો, ત્યારે કયા કયા વીર પુરુષો ત્યાં ઊભા રહ્યા હતા તે મને કહે. હે તાત! તેં પ્રથમ જ મને કહ્યુ છે કે, વીર કર્ણને યુદ્ધમાં મારી નાખવામાં આવ્યો છે. તો શું પાંડવોએ એકલા પડી ગયેલા કર્ણને મારી નાખ્યો હતો?[૩૨-૩૬] કારણ કે સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ એવા ભીષ્મપિતામહ યુદ્ધ કરતા બંધ થયા હતા, છતાં શિખંડીએ ઉત્તમોત્તમ બાણો મારીને તેમને રણમાં પાડી નાખ્યા છે.[૩૭] વળી જ્યારે દ્રોણાચાર્યે સર્વ આયુધોનો રણમાં ત્યાગ કર્યો હતો અને જ્યારે તે મહાધનુર્ધર બાણોથી વ્યાપ્ત થઈ ગયા હતા તેમ જ યોગનિદ્રામાં સ્થિત થયા હતા, ત્યારે જ દ્રુપદપુત્ર ધૃષ્ટદ્યુમ્ને તલવાર ઉગામીને તેમને મારી નાખ્યા છે. આ રીતે હે સંજય! તે બન્ને જણાને કપટથી અને તે તે સમયનો લાભ લઈને જ મારી નાખવામાં આવેલા મેં સાંભળ્યા છે. હું તને સત્ય કહું છું કે, ભીષ્મ-પિતામહ અને દ્રોણાચાર્યની સામે જો ન્યાય-પૂર્વક યુદ્ધ કરવામાં આવ્યું હોત, તો વજ્રધર ઇંદ્ર પણ તેમનો યુદ્ધમાં નાશ ન કરી શકત. વળી કર્ણ પણ અનેક જાતનાં દિવ્ય અસ્ત્રો ફેંકી રહ્યો હતો તથા સાક્ષાત્ ઇંદ્ર સરખો વીર હતો, છતાં યુદ્ધમાં તે કેમ મરણ પામ્યો? જે કર્ણને ઇંદ્રે જાતે બે કુંડળોના બદલામાં વીજળીની સમાન કાંતિવાળી, સુવર્ણનાં ભૂષણોવાળી તથા શત્રુઓનો નાશ કરનારી દિવ્ય શક્તિ આપી હતી, જેનું

દિવ્ય બાણ સર્પ સમાન તીક્ષ્ણ અણીવાળું તથા સુવર્ણથી અલંકૃત રહેતું હતું અને જે ચંદનચર્ચાને યોગ્ય હતો, તે જ શત્રુસૂદન કર્ણ મરણ પામીને રણમાં સૂઈ રહ્યો છે! અરે! તે ભીષ્મ તથા દ્રોણાચાર્ય આદિ મહારથીઓને પણ અવગણતો હતો. વળી એ કર્ણ પરશુરામ પાસેથી મહાઘોર બ્રહ્માસ્ત્ર શીખ્યો હતો. અભિમન્યુ સામેના યુદ્ધપ્રસંગે દ્રોણાચાર્ય આદિ મહારથીઓને બાણોથી વિહ્વળ થઈને રણવિમુખ થતા જોઈને એ મહાબાહુ કર્ણે અભિમન્યુના ધનુષ્યને તીક્ષ્ણ બાણોથી કાપી નાખ્યું હતું. એ કર્ણે દશ હજાર હાથીઓ સમાન બળવાળા તથા વજ્ર સમાન અસ્ખલિત વેગવાળા ભીમસેનને એકાએક રથ વિનાનો કરી નાખી તેની હાંસી કરી હતી; વળી તેણે સહદેવને પણ નમેલાં પર્વવાળાં બાણોનો માર મારી હરાવ્યો હતો અને તેને રથરહિત કર્યા છતાં પણ તેણે ધર્મ તરફ લક્ષ્ય આપી કૃપાને લીધે માર્યો ન હતો. હજારો માયાને રચી રહેલા વિજયેચ્છુ રાક્ષસરાજ ઘટોત્કચને ઇંદ્રશક્તિનો પ્રહાર કરી એ કર્ણે મારી નાખ્યો છે. અરે! અર્જુન પણ એનાથી ડરીને આટલા દિવસ સુધી તેની સામે દ્વંદ્વયુદ્ધ કરવા ગયો ન હતો. તે વીર કર્ણ રણમાં કેવી રીતે માર્યો ગયો? સંશપ્તક યોદ્ધાઓ જ્યારે યુદ્ધ માટે બીજી તરફ આહ્વાન કરતા હતા, ત્યારે અર્જુન 'આ સંશપ્તકોનો સંહાર કર્યા પછી હું સૂર્યપુત્ર કર્ણને રણમાં મારીશ' આવું બહાનું કાઢીને કર્ણને રણમાં છોડી જતો હતો.[૩૮-૫૧] શત્રુવીરોનો સંહાર કરનારા આવા વીર કર્ણને અર્જુને કેવી રીતે મારી નાખ્યો? તેનો રથ જો ભાંગી ગયો ન હોય, તેનું ધનુષ્ય જો કપાઈ ગયું ન હોય અને તેનાં અસ્ત્રો જો વિનાશ પામ્યાં ન હોય, તો શત્રુઓ તેને કેવી રીતે મારી શકે? બાકી તેનું કદી પણ મૃત્યુ થાય જ નહિ. પોતાના મહાન ધનુષ્યને ધુણાવી રહેલા, ઘોર બાણોને મૂકી રહેલા, ઘોર દિવ્યાસ્ત્રોને છોડી રહેલા અને સિંહ સમાન વેગવાળા એ પુરુષવ્યાઘ્ર કર્ણને કોણ રણમાં જીતવાને સમર્થ છે?[૫૨-૫૪] માટે જરૂર તેનું ધનુષ્ય કપાઈ ગયું હશે, અથવા તેનો રથ પૃથ્વીમાં પેસી ગયો હશે, અથવા એનાં અસ્ત્રો નષ્ટ થઈ ગયાં હશે! આથી જ તું મને કહી રહ્યો છે કે, કર્ણ રણમાં મરાયો.[૫૫] બાકી તેનો નાશ થવામાં બીજું એકે કારણ મારા જોવામાં આવતું નથી. 'જ્યાં સુધી અર્જુનને મારીશ નહિ, ત્યાં સુધી મારા પગ ધોઈશ નહિ' આવું તે મહાત્માનું મહાઘોર વ્રત હતું અને પુરુષશ્રેષ્ઠ ધર્મરાજ યુધિષ્ઠિરને તેના ભયને લીધે તેર વર્ષ સુધી નિદ્રા આવી ન હતી; એ વીર્યવાન મહાત્માના વીર્યનો આશ્રય કરીને મારો પુત્ર પાંડવોની સ્ત્રી દ્રૌપદીને જોરજુલમથી સભામાં પાંડવોના દેખતાં તથા સર્વ કૌરવોની સમીપમાં ઘસડી લાવ્યો હતો; ત્યાં ભરસભામાં તેણે 'દાસની સ્ત્રી' કહીને દ્રૌપદીને કહ્યું હતું કે, 'હે કૃષ્ણા! તારા પતિઓ હવે નથી જ એમ તું માની લે. તે સર્વ તો તેલ વિનાના તલ સરખા છે.[૫૬-૬૦] માટે હે સુંદરી! તું કોઈ બીજા ધણીને સેવી લે.' આ પ્રમાણે પૂર્વે તેણે સભામાં કૃષ્ણાને ક્રોધપૂર્વક કઠોર વાણીનું શ્રવણ કરાવ્યું હતું, તો તે સૂતપુત્ર કર્ણને શત્રુઓએ કેવી રીતે મારી નાખ્યો? વળી એ કર્ણ દુર્યોધનને કહેતો કે, 'હે દુર્યોધન! રણશ્લાઘી ભીષ્મ અથવા યુદ્ધદુર્મદ દ્રોણાચાર્ય જો પાંડવોને નહિ મારે, તો હું જ તે બધાને મારી નાખીશ? માટે તું મનના સંતાપને દૂર કર. અરે! સુગંધી ચંદનથી ચર્ચાયેલું મારું બાણ જ્યારે રણમાં દોડી જશે, ત્યારે અર્જુનનું ગાંડીવધનુષ્ય શું કરી શકવાનું છે? અથવા તેના બે અક્ષય ભાથાઓ પણ શું કરવાના છે?[૬૧-૬૪] અરે! વૃષભ સમાન વિશાળ ખાંધવાળા તે કર્ણને અર્જુને

કેવી રીતે માર્યો ? એ કર્ણ ગાંડીવધનુષ્યમાંથી છૂટતાં બાણોના તીક્ષ્ણ સ્પર્શને લેખામાં લેતો ન હતો. 'હે કૃષ્ણા! હવે તું પતિ વિનાની જ છે' આમ કહીને તેણે પાંડવો સામે મોં મલકાવીને જોયું હતું અને પોતાના બાહુબળના આશ્રયને લીધે જનાર્દન તથા પુત્રો સહિત પાંડવોનો પણ જરા જેટલો ભય ન હતો. હે સંજય ! ઇંદ્ર સહિત દેવો પણ તે કર્ણનો વધ કરી શકે એમ હું માનતો નથી.[૬૫-૬૭] તો શત્રુવીર તરીકે ચઢી આવેલા પાંડવો તો તેનો વધ શાના કરી શકે ? હે તાત! ધનુષ્યની દોરીઓનો ટંકાર કરી રહેલા તથા હાથમાં મોજાં પહેરીને તૈયાર થયેલા અધિરથ પુત્ર કર્ણની સામે ઊભા રહેવાને પણ કયો પુરુષ પોતાની યોગ્યતા ધરાવે છે? આ સમગ્ર પૃથ્વી કદાચ ચંદ્ર, સૂર્ય અને અગ્નિનાં કિરણોથી હીન થાય, પરંતુ પુરુષોમાં ઇંદ્ર સરખા અને યુદ્ધોમાં પલાયન નહિ કરનારા કર્ણનો વધ થઈ શકે નહિ! એ કર્ણની સહાયથી તથા પોતાના ભાઈ દુઃશાસનની મદદથી દુષ્ટબુદ્ધિ દુર્યોધને સંધિ માટે આવેલા શ્રીકૃષ્ણનું અપમાન કરવાનું પસંદ કર્યું હતું, હવે તે જ મારો પુત્ર વૃષભ સમાન ખાંધવાળા તે કર્ણને રણમાં પાડી નાખવામાં આવેલો જોઈને અને દુઃશાસનને પણ મરણ પામેલો જોઈને અવશ્ય આ સમયે શોક કરતો હશે! 'સૂર્યપુત્ર કર્ણને અર્જુને દ્વંદ્વયુદ્ધમાં મારી નાખ્યો છે,' એમ સાંભળીને તથા પાંડવોને વિજય પામતા જોઈને, દુર્યોધન શું બોલ્યો હતો ? હું તો માનું છું કે, દુર્મર્ષણ તથા વૃષસેનને રણમાં માર્યા ગયેલા જોઈને, મહારથીઓ વડે સંહાર કરાતા પોતાના સૈન્યમાં ભંગાણ પડેલું જોઈને, યુદ્ધથી વિમુખ થઈને પલાયન કરવા તત્પર થયેલા સર્વ રાજાઓને જોઈને અને બીજા રથીયોદ્ધાઓને નાસભાગ કરતા જોઈને મારો પુત્ર શોક કરતો હશે! તે અભિમાની, દુષ્ટ બુદ્ધિનો, પોતાનું હિત નહિ સમજનારો અને અજિતેંદ્રિય દુર્યોધન એ સમયે શું બોલ્યો હતો ? સુહૃદ્‌ગણોએ વાર્યા છતાં તેણે હાથે કરીને આવું મહાન વેર કર્યું છે. તો હવે રણમાં લગભગ ઘણા યોદ્ધાઓનો સંહાર થઈ ગયો; ત્યારે દુર્યોધન શું કંઈ બોલ્યો હતો ? ભીમસેને પોતાના ભાઈ દુઃશાસનને રણમાં મારી નાખ્યો, અને તેનું રુધિર પીધું, એ જોઈને દુર્યોધન શું બોલ્યો હતો ? પૂર્વે શકુનિની સાથે જ દુર્યોધન સભા વચ્ચે બોલ્યો હતો કે, 'કર્ણ રણમાં અર્જુનને મારી નાખશે!' તો જ્યારે કર્ણ જ રણમાં માર્યો ગયો, ત્યારે તે શું બોલ્યો હતો ? હે તાત! પૂર્વે સુબલપુત્ર શકુનિ જુગારમાં પાંડવોને છેતરીને હર્ષમાં આવી ગયો હતો, તો તે જ શકુનિ કર્ણના મરણ સમયે શું બોલ્યો હતો ? વળી યાદવોમાં મહારથી ગણાતો મહાધનુર્ધર હાર્દિક્ય કૃતવર્મા સૂર્યપુત્રને મરણ પામેલો જોઈને શું બોલ્યો હતો ? હે સંજય! ધનુર્વેદનું અધ્યયન કરવા માટે બ્રાહ્મણો, ક્ષત્રિયો અને વૈશ્યો બુદ્ધિમાન અશ્વત્થામાની નિત્ય સેવા કર્યા કરે છે, તો કર્ણ મરાયો ત્યારે તે રૂપસંપન્ન, દેખાવડા, મહાયશસ્વી અને તરુણ વયના અશ્વત્થામા શું બોલ્યા હતા ? હે તાત! ધનુર્વેદના જે આચાર્ય ગણાય છે અને રથીઓમાં જે શ્રેષ્ઠ ગણાય છે, તે ગૌતમગોત્રના શારદ્વત કૃપાચાર્ય કર્ણના મરણ સમયે શું બોલ્યા હતા ? રથીઓમાં શ્રેષ્ઠ ગણાતો મદ્રરાજ શલ્ય મહાધનુર્ધર છે, રણસંગ્રામને શોભાવનારો છે અને બળવાન છે. તે શલ્યરાજ કર્ણને પોતાના સારથિપણા હેઠળ મરણ પામેલો જોઈને શું બોલ્યો હતો ? હે સંજય! તે ઉપરાંત બીજા રણદુર્જય યોદ્ધાઓ અને ત્યાં યુદ્ધ કરવા આવેલા પૃથ્વીમાંના કેટલાએક રાજાઓ એ સૂર્યપુત્રને મરણ પામેલો જોઈ શાં શાં વચનો બોલ્યા હતા ?[૬૮-૮૬] હે સંજય! પુરુષોમાં

શ્રેષ્ઠ તથા રથીઓમાં વ્યાઘ્ર સરખા વીર દ્રોણાચાર્ય જ્યારે રણમાં મરણ પામ્યા, ત્યારે કયા કયા યોદ્ધાઓ વિભાગપૂર્વક સૈન્યોના મોખરામાં ઊભા હતા.[૮૭] હે સંજય! રથીઓમાં શ્રેષ્ઠ ગણાતો મદ્રરાજ શલ્ય કેવી રીતે કર્ણનો સારથિ નિમાયો હતો, તે મને કહે.[૮૮] વળી જ્યારે કર્ણ યુદ્ધ કરતો હતો, ત્યારે કયા વીર પુરુષો તેના રથના જમણા ચક્રની રક્ષા કરતા હતા? કયા વીરો ડાબા ચક્રની રક્ષા કરતા હતા? અને કયા વીરો તેના પૃષ્ઠભાગનું રક્ષણ કરતા હતા?[૮૯] એ સમયે કયા શૂરાઓ કર્ણને તજી ગયા ન હતા અને કયા ક્ષુદ્ર પુરુષો ત્યાંથી નાસી ગયા હતા? તમે બધા એકત્ર થઈને લડતા હતા, છતાં કેવી રીતે તમારા બધાની વચ્ચે મહારથી કર્ણ માર્યો ગયો![૯૦] વળી શૂરા મહારથી પાંડવો જળધારાઓને છોડી રહેલા મેઘોની પેઠે બાણોની વૃષ્ટિને છોડતા છોડતા કેવી રીતે રણમાં ધસી ગયા હતા? હે સંજય! તે સમયે સર્પ સમાન મુખવાળું કર્ણનું મહાદિવ્ય બાણ વ્યર્થ કેમ થયું હતું, તે પણ મને કહે.[૯૧,૯૨] હે સંજય! મારા સૈન્યમાં એક મુખ્ય પુરુષ એવો તે કર્ણ મસળાઈ ગયો છે, એટલે મારું આ સર્વ સૈન્ય પ્રકર્ષથી નષ્ટ થયું છે. હવે તે જીવતું રહે તેમ મને દેખાતું પણ નથી.[૯૩] અરેરે! મહાધનુર્ધર અને વીર એવા ભીષ્મપિતામહ અને દ્રોણાચાર્યે મારે માટે પોતાના જીવિતનો ત્યાગ કર્યો છે, તો હવે મારે જીવીને કરવું શું છે?[૯૪] જેનું બાહુબળ દશ હજાર હાથીઓ સરખું હતું, તે કર્ણને પાંડવોએ મારી નાખ્યો છે, એમ ફરી ફરી સાંભળી આવતાં મારું દુઃખ સહ્યું જતું નથી. હે સંજય! દ્રોણાચાર્યના મરણ પછી નરવીર કૌરવોનું શત્રુઓ સાથે જે પ્રમાણે યુદ્ધ થયું હોય, તે પ્રમાણે તું મને કહી સંભળાવ.[૯૫,૯૬] વળી કર્ણે પાંડવો સાથે જેવું યુદ્ધ કર્યું હોય તથા આખરે શત્રુઓનો સંહાર કર્યા પછી તે જે રીતે મરણ પામ્યો હોય, તે બધું તું મને કહે.[૯૭]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'ધૃતરાષ્ટ્રપ્રશ્ન' નામનો અધ્યાય ૯ મો સમાપ્ત

## अध्याय १० मो

## કર્ણનો સેનાપતિ તરીકેનો અભિષેક

॥ संजय उवाच ॥

**हते द्रोणे महेष्वासे तस्मिन्नहनि भारत।**
**कृते च मोघसंकल्पे द्रोणपुत्रे महारथे॥ १॥**

સંજય બોલ્યો : હે ભારત! મહાધનુર્ધર દ્રોણાચાર્ય તે દિવસે જ્યારે માર્યા ગયા, ત્યારે મહારથી અશ્વત્થામાનો સંકલ્પ પણ નિષ્ફળ કરાયો હતો. હે મહારાજ! ત્યારે કૌરવોનો સૈન્યસાગર પણ પાછો હઠવા લાગ્યો હતો. તે જોઈ અર્જુન પોતાના સૈન્યને વ્યૂહાકારે ગોઠવી દઈ ભાઈઓ સહિત મોખરામાં ઊભો રહ્યો.[૧,૨] હે ભરતશ્રેષ્ઠ! તે સમયે અર્જુનને સામે ઊભેલો જોઈને તેમ જ પોતાના સૈન્યને નાસભાગ કરતું જોઈને તમારા પુત્રે ઠીક પુરુષાર્થ કર્યો હતો. હે ભારત! તેણે પોતાના સૈન્યને વ્યવસ્થિત કરી પોતાના બાહુબળના આશ્રયથી પાંડવો સાથે ઘણા લાંબા સમય સુધી યુદ્ધ કર્યું હતું અને તેમને આગળ વધતા અટકાવ્યા હતા.[૩,૪] જોકે તે સમયે વિજયને પ્રાપ્ત કરી હર્ષમાં આવી ગયેલા શત્રુઓ યત્ન કરી રહ્યા હતા, પણ તેટલામાં સાયંકાળ થઈ ગયો એટલે દુર્યોધને પોતાના સૈન્યને છાવણી તરફ વાળ્યું હતું.[૫] સૈન્યોને છાવણીમાં લાવ્યા પછી સર્વ કૌરવોએ પોતાના તંબૂમાં પ્રવેશ કર્યો અને પોતાના હિત સંબંધી માંહોમાંહે મસલત ચલાવવા માંડી.[૬] દેવતાઓ જેમ સુખશય્યા પર બેસે, તેમ તે કૌરવો પણ કિંમતી બિછાનાંથી બિછાવેલા અમૂલ્ય પલંગો પર તથા સુંદર સિંહાસનો પર બેઠા હતા.[૭] પછી દુર્યોધનરાજ અતિ મધુર પ્રિય

વચનથી તે સર્વ ધનુર્ધરોને સંબોધી સમયોચિત વાક્ય કહેવા લાગ્યો:[૮] 'આ મહાબુદ્ધિમાન રાજાઓ! ભવિષ્યને માટે હવે આપણે શાં પગલાં લેવાં તે વિષયમાં તમે તમારો મત આપો; વખત લગાડો નહિ. આ સ્થિતિમાં હવે આપણે કયું કાર્ય અવશ્ય કરવું જોઈએ, તે તમે કહો.'[૯]

સંજય બોલ્યો: દુર્યોધને એ પ્રમાણે કહ્યું, ત્યારે સિંહાસન પર બેઠેલા નરેંદ્ર સરખા નરસિંહ રાજાઓ શૌર્યને પ્રકટ કરનારી અનેક પ્રકારની ચેષ્ટાઓ કરવા લાગ્યા.[૧૦] યુદ્ધમાં પ્રાણોનો હોમ કરવા ઇચ્છતા તે રાજાઓના અભિપ્રાયોને જાણી લઈ, બુદ્ધિમાન આચાર્યપુત્ર પોતાના રાજાના બાલસૂર્ય સમાન તેજસ્વી મુખ સામે જોઈ રહ્યા. પછી વાક્યને જાણનારા એ અશ્વત્થામા આ વાક્ય બોલ્યા: 'રાગ (સ્વામીભક્તિ), યોગ (દેશકાળ આદિની સંપત્તિ), દાક્ષ્ય (બળ) અને નય (નીતિ), આ ચાર ઉપાયો સર્વ અર્થોને સાધનારા છે, એમ પંડિતો કહે છે. પણ તે ઉપાયો દૈવનો આશ્રય કરનારા છે. આપણા નીતિમાન, દેશકાળ આદિની સંપત્તિવાળા, બળવાન, સ્વામીભક્ત, લોકવીર અને દેવ તુલ્ય એવા મહારથીઓ માર્યા ગયા છે, છતાં આપણે વિજયની આશા છોડી દેવી જોઈએ નહિ.[૧૧-૧૪] કારણ કે જો પૂર્વોક્ત રાગાદિ ઉપાયોનો યોગ્ય વિનિયોગ કરવામાં આવે છે, તો દૈવને પણ અનુકૂળ કરી શકાય છે. માટે હે ભારત! આપણે આ કર્ણનો જ સેનાપતિપદે અભિષેક કરીએ; કારણ કે આ કર્ણ પુરુષોમાં શ્રેષ્ઠ છે અને સર્વ ગુણોથી યુક્ત છે. એ કર્ણને સેનાપતિ કરીને આપણે રિપુઓને રોળી નાખીશું.[૧૫,૧૬] કેમ કે એ સૂર્યપુત્ર અતિ બળવાન છે, શૂરો છે, અસ્ત્રકુશળ છે, યુદ્ધદુર્મદ છે, સૂર્યની પેઠે અસહ્ય છે અને રણમાં શત્રુઓનો પરાજય કરવા સમર્થ પણ છે. હે રાજન્! આચાર્ય અશ્વત્થામાનાં એ વચન સાંભળ્યા પછી તમારા પુત્રે ઘણી મોટી આશા બાંધી દીધી. હે ભારત! ભીષ્મપિતામહ અને દ્રોણાચાર્યનું મરણ થતાં પણ કર્ણ પાંડવોને જીતશે, આવી આશાને પોતાના હૃદયમાં સ્થાપીને દુર્યોધનને ધીરજ આવી. તેથી દુર્યોધન એ પ્રીતિભર્યાં, સત્કારયુક્ત, સારસંપન્ન, સ્વહિતકારી, શુભ અને પ્રિય એવાં તે વચનો સાંભળીને પ્રસન્ન થયો.[૧૭-૨૦] હવે હે મહારાજ! પોતાના મનને સ્થિર કરીને અને પોતાના બાહુવીર્યનો આશ્રય કરીને દુર્યોધને રાધાપુત્ર કર્ણને આ પ્રમાણે કહ્યું:[૨૧] 'હે મહાબાહુ! હું તારા વીર્યને તથા મારા પરની તારી મિત્રતાને બરાબર જાણું છું, તથાપિ હે કર્ણ! હું તને કંઈક હિતકારક વચન કહું છું.[૨૨] હે વીર! તે સાંભળીને તારી રુચિમાં આવે તેમ તું કરજે; કારણ કે તું અતિશય બુદ્ધિમાન છે અને મારો પરમ આધાર છે.[૨૩] ભીષ્મપિતામહ અને દ્રોણાચાર્ય એ મારા અતિરથી સેનાપતિઓ રણમાં માર્યા ગયા છે; માટે હવે તું સેનાપતિ થા. તું તે બન્ને કરતાં અતિશય બળવાન પણ છે.[૨૪] તે બન્ને વૃદ્ધ હતા, તેમ જ મહાધનુર્ધર પણ હતા, છતાં તેઓ અર્જુનના પર પ્રેમલાગણીવાળા હતા. હે રાધાપુત્ર! માત્ર તારા વચન પરથી જ મેં તેમનું માન જાળવ્યું હતું.[૨૫] હે તાત! પિતામહ ભીષ્મે પોતાના પિતામહપણા તરફ દૃષ્ટિ કરીને દશ દિવસ સુધીના મહારણમાં પાંડવોનું રક્ષણ કર્યું હતું.[૨૬] પણ પછીથી જ્યારે પિતામહ ભીષ્મે શસ્ત્રોનો ત્યાગ કર્યો, ત્યારે અર્જુને શિખંડીને આગળ કરી તેમને મારી નાખ્યા છે.[૨૭] હે પુરુષવ્યાઘ્ર! તે મહાધનુર્ધર ભીષ્મ જ્યારે હણાયા અને બાણશય્યામાં શયન કરી ગયા, ત્યારે તારા કહેવા પરથી દ્રોણાચાર્ય સેનાપતિ થયા હતા.[૨૮] તેમણે પણ પોતાના શિષ્યો ધારીને પાંડવોનું રક્ષણ જ કર્યું છે, એમ

હું માનું છું; પરંતુ આખરે તેમને પણ ધૃષ્ટદ્યુમ્ને સત્વર મારી નાખ્યા છે. આમ આપણા એ મુખ્ય પુરુષોનો નાશ થયો છે. હવે હું જ્યારે વિચાર કરું છું, ત્યારે તારા સરખો બીજો એક પણ યોદ્ધો મારા જોવામાં આવતો નથી. ભીષ્મપિતામહ અને દ્રોણાચાર્યને પણ તારા પરાક્રમનું સારું જ્ઞાન હતું.[૨૯,૩૦] અમને વિજય અપાવવા માટે હવે તું એકલો જ શક્તિમાન છે. વળી આદિ, મધ્ય અને અંતમાં તેં અમારું ઘણું ઘણું હિત કર્યું છે.[૩૧] માટે બળદ જેમ ગાડાની ધૂંસરી ઉપાડી લે છે, તેમ તું પણ આ રણધુરાને ઉઠાવી લેવા યોગ્ય છે. તું પોતે જ તારી મેળે તારો સેનાપતિપદે અભિષેક કરી લે.[૩૨] પ્રભુ કાર્તિકસ્વામી જેમ દેવતાઓના સેનાપતિ થયા હતા, તેમ તું પણ અમારો સેનાપતિ થા અને આ કૌરવી સેનાનું રક્ષણ કર.[૩૩] મહેંદ્રે જેમ દાનવોનો સંહાર કર્યો હતો, તેમ તું પણ આપણા શત્રુગણોને સંહારી નાખ. જેમ દાનવો વિષ્ણુને જોઈને નાસી જાય છે, તેમ મહારથી પાંડવો તથા પાંચાલો પણ તને યુદ્ધમાં ખડો રહેલો જોઈને રણમાંથી નાસી જશે. માટે હે પુરુષવ્યાઘ્ર! તું સેનાપતિ થઈને આ મહાસેનાને રણભૂમિ પર લઈ જા. તું જ્યાં રણમાં જઈને મોખરે ઊભો રહીશ, ત્યાં મંદ ચેતનાવાળા થયેલા પાંડવો, પાંચાલો અને સૃંજયો પોતપોતાના અમાત્યો સાથે પલાયન કરી જશે.[૩૪-૩૬] જેમ ઉદય પામેલો સૂર્ય પોતાના તેજથી તપીને તીવ્ર અંધકારને દૂર કરે છે, તેમ તું પણ સેનાપતિ તરીકે ઉદય પામીને શત્રુઓને દૂર કરી નાખ.[૩૭]

સંજય બોલ્યો: હે રાજન્! તમારા પુત્રને દૃઢ આશા બંધાઈ ગઈ હતી કે, ભીષ્મ અને દ્રોણાચાર્યનું મરણ થતાં પણ કર્ણ પાંડવોને જીતશે.[૩૮] તે આશાને પોતાના હૃદયમાં સ્થાપીને તેણે ફરી પણ કર્ણને કહ્યું: 'હે સૂતપુત્ર! અર્જુન પણ તારી આગળ ઊભો રહીને યુદ્ધ કરવાની ઇચ્છા સરખી નહિ કરે.[૩૯]

કર્ણ બોલ્યો: હે ગાંધારીનંદન! મેં તમને પ્રથમથી જ કહ્યું છે કે, હું સર્વ પાંડવોનો, તેમના પુત્રોનો અને કૃષ્ણનો પણ પરાજય કરીશ. માટે હે મહારાજ! હું તમારો સેનાપતિ થઈશ, એમાં જરા પણ સંશય રાખો નહિ. તમે હવે સ્થિર થાવ અને પાંડવોને આપણે જીત્યા જ છે, એમ જાણો.[૪૦,૪૧]

સંજય બોલ્યો! હે મહારાજ! કર્ણે દુર્યોધનરાજને એ પ્રમાણે કહ્યું, એટલે કાર્તિકસ્વામીને સત્કારવા માટે જેમ ઇંદ્ર દેવોની સાથે ઊભો થાય તેમ કર્ણને સેનાપતિપદથી સત્કારવા માટે તે રાજાઓ સાથે ઊભો થયો. પછી હે રાજન્! વિજયની ઇચ્છાવાળા દુર્યોધન આદિ તે સર્વ રાજાઓ દેવોની જેમ શાસ્ત્રોક્ત ક્રિયાઓથી કર્ણનો અભિષેક કરવા લાગ્યા. જળથી ભરેલા સુવર્ણ તથા માટીના કળશો, મંત્રેલા જળથી ભરેલાં હાથીદાંતોનાં પાત્રો, ગેંડાનાં, બળદનાં તથા ગવયમૃગનાં શિંગડાંઓ, પવિત્ર ચંદનો, ઔષધિઓ, મણિ, મોતી વગેરે બીજા પદાર્થો અને શાસ્ત્રોક્ત વિધિએ એકઠી કરેલી બીજી સામગ્રીઓથી તેમણે રેશમી વસ્ત્રથી ઓછાડેલા ઉંબરાના આસન પર સુખપૂર્વક બેઠેલા કર્ણનો અભિષેક કર્યો.[૪૨-૪૬] આ પ્રમાણે કર્ણનો ઉત્તમ આસન પર અભિષેક કરવામાં આવ્યો હતો અને તે સમયે બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો તથા શૂદ્રો એ મહાત્માની સ્તુતિ કરતા હતા.[૪૭] આમ હે રાજેંદ્ર! પોતાનો અભિષેક થઈ રહ્યો, એ પછી શત્રુવીરોનો સંહાર કરનારા રાધાપુત્ર કર્ણે સ્વસ્તિવાચન કરાવ્યું અને સારા સારા બ્રાહ્મણોને સોનામહોરો, ગાયો તથા ધનનું દાન કર્યું.[૪૮] બંદીજનો અને બ્રાહ્મણોએ પણ પુરુષશ્રેષ્ઠ કર્ણને આશીર્વાદનાં વચનો કહેવા માંડ્યાં: 'હે કર્ણ! આ મહાયુદ્ધમાં શ્રીકૃષ્ણ

તથા બીજા પરિવાર સહિત સર્વ પાંડવોને તમે જીતો.[૪૯] હે રાધાપુત્ર! આપણો વિજય કરવા માટે તમે પાંડવો તથા પાંચાલોને મારી નાખો. ઉદય પામેલો સૂર્ય જેમ પોતાનાં ઉગ્ર કિરણો દ્વારા અંધકારનો નાશ કરે છે, તેમ તમે પણ બાણો દ્વારા શત્રુઓનો નાશ કરો.[૫૦] જેમ ઘુવડો સૂર્યનાં બળબળતાં કિરણોને જોઈ શકતાં નથી, તેમ શ્રીકૃષ્ણ સહિત પાંડવો પણ તમે છોડેલાં બાણોને જોઈ રહેવા સમર્થ થશે નહિ.[૫૧] તમે જે વેળા હાથમાં શસ્ત્ર લઈ યુદ્ધમાં ઊતરશો, તે વેળા ઇંદ્રની આગળ જેમ દાનવો ઊભા રહેવાને અસમર્થ થાય છે, તેમ પાંડવો અને પાંચાલો તમારી આગળ ઊભા રહેવાને પણ અસમર્થ થશે.[૫૨] આ પ્રમાણે જ્યારે કર્ણનો અભિષેક થયો, ત્યારે તેની કાંતિ ઘણી અમાપ થઈ પડી હતી. ત્યારે તે રૂપમાં પણ બીજા સૂર્ય સરખો જ સર્વોત્કૃષ્ટ જણાતો હતો.[૫૩] કાળથી પ્રેરાયેલો તમારો પુત્ર દુર્યોધન કર્ણનો સેનાપતિ તરીકે અભિષેક કરીને પોતાના આત્માને કૃતાર્થ થયેલો માનવા લાગ્યો. હે રાજન્! શત્રુદમન કર્ણે પણ સેનાપતિપદને પામ્યા પછી સૂર્યોદય થતાં સર્વ સૈન્યને યુદ્ધ માટે તૈયાર થવાની આજ્ઞા આપી દીધી.[૫૪,૫૫] તે સમયે હે ભારત! તમારા પુત્રોથી વીંટાયેલો સૂર્યપુત્ર કર્ણ તારકાસુરના યુદ્ધપ્રસંગે દેવોથી વીંટાયેલા કાર્તિસ્વામીની પેઠે સંગ્રામમાં શોભવા લાગ્યો.[૫૬]

ઇતિ શ્રીમહાભારતમા કર્ણપર્વમા 'કર્ણનો સેનાપતિ તરીકે અભિષેક' નામનો અધ્યાય ૧૦ મો સમાપ્ત

## अध्याय ११ मो

### મકરવ્યૂહ અને અર્ધચંદ્રવ્યૂહ

॥ धृतराष्ट्र उवाच ॥

सैनापत्यं तु संप्राप्य कर्णो वैकर्तनस्तदा।
तथोक्तश्च स्वयं राज्ञा स्निग्धं भ्रातृसमं वचः॥

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે સંજય! ત્યારે રાજા દુર્યોધને પોતે એક ભાઈની પેઠે સ્નેહાળ વચન કહ્યું અને તે પરથી સૂર્યપુત્ર કર્ણે સેનાપતિપદ સંપાદન કર્યું. પછી જ્યારે સૂર્યનો ઉદય થયો, ત્યારે મહાબુદ્ધિમાન કર્ણે સેનાઓને તૈયાર થવાની આજ્ઞા આપીને શું કર્યું હતું, તે મને કહે.[૧,૨]

સંજય બોલ્યો : હે ભરતશ્રેષ્ઠ! કર્ણના મતને જાણી જઈ તમારા પુત્રોએ આનંદસૂચક વાદિત્રોના શબ્દપૂર્વક સેનાઓને તૈયાર થવાની આજ્ઞા આપી દીધી.[૩] હે રાજા! મોડી પાછલી રાત્રે તમારા સૈન્યમાં 'તૈયાર થાઓ, તૈયાર થાઓ,' આવો મહાન શબ્દ એકાએક થઈ રહ્યો.[૪] ત્યારે હે રાજન્! તૈયાર કરાતા હાથીઓ, તૈયાર કરાતા રથો, તૈયાર થતા પાળાઓ, તૈયાર કરાતા ઘોડાઓ તથા પરસ્પર ઉતાવળા થતા યોદ્ધાઓ કોલાહલ કરવા લાગ્યા; તેથી અતિ મહાન તુમુલ શબ્દ છેક આકાશમાં અથડાવા લાગ્યો.[૫,૬] તે જ અરસામાં કર્ણે ફરકતી પતાકાઓવાળા રથમાં બેસીને દેખાવ દીધો. તેના રથ પર શ્વેતવર્ણની પતાકા ફરકતી હતી, તેમાં બગલા સમાન શ્વેતવર્ણના ઘોડાઓ જોડેલા હતા. તેમાં સુવર્ણની પીઠવાળાં ધનુષ્યો ગોઠવ્યાં હતાં અને તેની ધજામાં નાગકક્ષ(હાથીની કેડે બાંધવાના સુવર્ણના પટ્ટા)નું ચિહ્ન જણાતું હતું. તે રથમાં સેંકડો ભાથાઓ ભર્યા હતા, તે ગદાઓથી પરિપૂર્ણ હતો. તેની આસપાસ લોખંડી ઓઢણ જડેલો હતો અને તેમાં તોપો, ઘૂઘરીઓ, શક્તિઓ, ત્રિશૂળો તથા તોમરો હતાં. વળી તે અનેક જાતનાં બીજાં ધનુષ્યોથી ભરપૂર હતો અને તેની કાંતિ સૂર્યના સરખી પ્રદીપ્ત જણાતી હતી.[૭-૯] હે રાજન્! ત્યાં કર્ણે સુવર્ણની સેરોથી શોભતા પોતાના શંખને બરાબર જોસથી વગાડ્યો અને સુવર્ણની કારીગરીથી શોભતા પોતાના મહાન ધનુષ્યને ધુણાવ્યું.[૧૦] હે રાજન્! એ રથીશ્રેષ્ઠ મહાધનુર્ધર કર્ણ ઉદય

પામીને અંધકારનો નાશ કરનારા દુરાસદ સૂર્યની પેઠે રથમાં પ્રકાશી રહ્યો હતો અને એને જોઈ ને તે સૈન્યમાં કોઈ ને ભીષ્મનું દુ:ખ થતું ન હતું, તેમ દ્રોણાચાર્યના મરણનું દુ:ખ પણ થતું ન હતું. વળી હે નરસિંહ ! ત્યારે કૌરવો તે સિવાય ના બીજાઓનું પણ દુ:ખ માનતા ન હતા. પછી હે રાજા ! શંખનો શબ્દ કરી કર્ણે સર્વ યોદ્ધાઓને ઉતાવળ કરવાની આજ્ઞા કરી અને કૌરવોના મહાન સૈન્યને રણભૂમિ પર છાવણીમાંથી બહાર કાઢ્યું.[૧૧-૧૩] શત્રુતાપન મહાધનુર્ધર કર્ણે તે વેળા સૈન્યનો મકરવ્યૂહ રચ્યો હતો અને પાંડવોને જીતવાની ઇચ્છાથી તે આગળ ને આગળ ધસ્યો જતો હતો.[૧૪] હે રાજન્ ! એ મકરવ્યૂહના મુખભાગમાં કર્ણ પોતે ઊભો રહ્યો હતો અને શૂર વીર શકુનિ તથા મહારથી ઉલૂક એ વ્યૂહનાં નેત્રોને સ્થાને ઊભા રહ્યા હતા.[૧૫] તેમાં દ્રોણપુત્ર અશ્વત્થામા તેના મસ્તકના સ્થાનમાં ઊભા રહ્યા, દુર્યોધનના સર્વ ભાઈઓ તેના ગ્રીવાસ્થાનમાં ઊભા રહ્યા અને મોટા સૈન્યથી વીંટાયેલો રાજા દુર્યોધન મધ્યભાગમાં ઊભો રહ્યો.[૧૬] હે રાજેંદ્ર ! કૃતવર્મા એ વ્યૂહના ડાબા પાદ તરીકે ઊભો રહ્યો અને તેની સાથે યુદ્ધદુર્મદ ગોપાલો તથા નારાયણ યોદ્ધાઓ હતા.[૧૭] હે રાજન્ ! સત્ય પરાક્રમી ગૌતમ કૃપાચાર્ય, મોટા ધનુર્ધર ત્રિગર્તયોદ્ધાઓ તથા દક્ષિણાત્ય યોદ્ધાઓથી વીંટાઈ ને એ વ્યૂહના જમણા પાદ તરીકે ઊભા રહ્યા. શલ્ય રાજા મદ્રદેશમાં ઉત્પન્ન થયેલી મહાન સેનાને સાથે લઈ, વ્યૂહના ડાબા પાદસ્થાનના પાછળના ભાગમાં ઊભો રહ્યો; ત્યારે જમણા પાદસ્થાનના પાછલા ભાગમાં સત્યપ્રતિજ્ઞાવાળો સુષેણરાજા એક હજાર રથીઓ તથા ત્રણસો હાથીઓને સાથે રાખી ઊભો રહ્યો;[૧૮-૨૦] તેમ જ એ વ્યૂહના પૂંછડાના ભાગમાં રાજા ચિત્ર તથા રાજા ચિત્રસેન નામના મહાવીર્યવાન બે ભાઈઓ મોટી સેનાને સાથમાં લઈ ઊભા હતા.[૨૧] હે રાજેંદ્ર ! એ પ્રમાણે વ્યૂહરચના કરીને પુરુષશ્રેષ્ઠ કર્ણ યુદ્ધ કરવા નીકળી પડ્યો, ત્યારે ધર્મરાજ યુધિષ્ઠિર અર્જુન પ્રત્યે કહેવા લાગ્યા :[૨૨] 'હે પાર્થ ! જો, પેલી તરફ નજર કર. કૌરવોની સેનાને આ રણભૂમિ પર કર્ણે કેવી ગોઠવી દીધી છે ? મોટા મોટા વીર મહારથીઓ તેનું રક્ષણ કરવા ગોઠવાઈ ગયા છે.[૨૩] હે મહાબાહુ ! આ કૌરવોની મહાસેનામાં ઘણાખરા વીર પુરુષો તો માર્યા ગયા છે. થોડાઘણા તુચ્છ યોદ્ધાઓ જ બાકી રહ્યા છે, તેથી એ સેનાને હું તણખલા જેવી તુચ્છ માનું છું[૨૪] માત્ર એકલો કર્ણ જ આ સેનામાં મહાધનુર્ધર તરીકે શોભી રહ્યો છે. એ રથીશ્રેષ્ઠ દેવો, અસુરો, ગંધર્વો, કિન્નરો, સર્પો તથા ચરાચર ત્રણેય લોકથી પણ અજિત છે હે મહાબાહુ ફાલ્ગુન ! આજે એ કર્ણનો વધ કર્યા પછી તારો વિજય થઈ ચૂકશે અને મારા હૃદયમાં ખૂંપેલું બાર વરસનું શલ્ય પણ નીકળી જશે. આમ સમજીને તું તારી ઇચ્છામાં આવે તેવો વ્યૂહ રચી આપણી સેનાને ગોઠવી દે'[૨૫-૨૭] પોતાના વડીલ ભાઈનાં એ વચનો સાંભળીને શ્વેતવાહન અર્જુને પોતાની સેનાનો અર્ધચંદ્રવ્યૂહ રચ્યો.[૨૮] એ વ્યૂહના ડાબા પડખામાં ભીમસેન ગોઠવાઈ ગયો, જમણા પડખામાં મહાધનુર્ધર ધૃષ્ટદ્યુમ્ન ઊભો રહ્યો, મધ્યભાગમાં રાજા યુધિષ્ઠિર અને અર્જુન ઊભા રહ્યા અને ધર્મરાજના પૃષ્ઠભાગમાં નકુલ તથા સહદેવ ઊભા રહ્યા.[૨૯,૩૦] પાંચાલવંશના યુધામન્યુ અને ઉત્તમૌજા અર્જુનના ચક્રરક્ષક તરીકે ઊભા હતા. અર્જુન તે બન્નેનું યુદ્ધમાં બરાબર રક્ષણ કરતો હતો, તેથી તેમણે અર્જુનને છોડ્યો ન હતો.[૩૧] આ ઉપરાંત બીજા સર્વ રાજાઓ કવચ ધારણ કરીને ઉત્સાહ અને યત્નપૂર્વક બરાબર વીર થઈને વ્યૂહના અવશેષ ભાગોમાં ગોઠવાઈ ગયા

હતા.[૩૨] હે ભારત! આ પ્રમાણે પાંડવો તથા તમારા મહાન ધનુર્ધર યોદ્ધાઓ મહાન વ્યૂહ રચીને યુદ્ધને જ ઇચ્છી રહ્યા હતા.[૩૩] એ રણમાં સૂતપુત્રે ગોઠવેલી તમારી સેનાને જોઈને દુર્યોધન તથા તેના સર્વ ભાઈઓ પાંડવોને મૂએલા જ માનવા લાગ્યા; વળી અર્જુને ગોઠવેલી પાંડવી સેનાને જોઈને રાજા યુધિષ્ઠિર પણ કર્ણ સહિત કૌરવોને મૂએલા જ લેખવા લાગ્યા.[૩૪,૩૫] તે પછી બન્ને પક્ષનાં સૈન્યોમાં ચોતરફ શંખો, ભેરીઓ, પણવો, આનકો, દુંદુભિઓ, ડિંડિમો તથા ઝાલરો વાગવા લાગી; અને વિજયની ઇચ્છાવાળા શૂરાઓનો સિંહનાદ પણ થઈ રહ્યો.[૩૬,૩૭] ત્યાં ઘોડાઓના હણહણાટ, હાથીઓની હાંકો અને રથનેમિઓના ઉગ્ર ધડધડાટો પણ સંભળાવા લાગ્યા.[૩૮] હે ભારત! મહાધનુર્ધર કર્ણ વ્યૂહના મોખરામાં કવચ પહેરીને ઊભો રહ્યો હતો અને એને જોઈને આપણી સેનામાંના કોઈ યોદ્ધાને દ્રોણાચાર્યના મરણદુઃખની ખબર પણ રહી નહિ.[૩૯] હે મહારાજ! હર્ષમાં દેખાતા યોદ્ધાઓથી ભરેલાં તે બન્ને સૈન્યો બળપૂર્વક અન્યોન્યનો સંહાર કરી નાખવા માટે યુદ્ધ કરવાની ઇચ્છાથી ઊભાં રહ્યાં હતાં.[૪૦] તે સમયે અન્યોન્યને સજ્જ થઈ ઊભેલા જોઈને કર્ણ તથા અર્જુન એકદમ આવેશમાં આવી ગયા અને સૈન્યના મધ્યમાં ઘૂમવા લાગ્યા. ત્યાં નૃત્ય કરતી દેખાતી તે બન્ને સેનાઓ પણ પરસ્પર ભેટી અને યુદ્ધ માટે તલસતા યોદ્ધાઓ પણ તે તે સૈન્યોની હરોળમાંથી અને પ્રપક્ષ ભાગોમાંથી બહાર પડવા લાગ્યા. પછી તો પદાતિઓ, હાથીઓ, ઘોડાઓ તથા રથો વચ્ચે યુદ્ધનો આરંભ થયો અને તેઓ બધા એકમેકને પ્રહાર કરવા મચી પડ્યા.[૪૧-૪૩]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'વ્યૂહરચના' નામનો અધ્યાય ૧૧ મો સમાપ્ત

# अध्याय १२ मो

## કુલૂતરાજ ક્ષેમધૂર્તિનો વધ

॥ सजय उवाच ॥

**ते सेनेऽन्योन्यमासाद्य प्रहृष्टाश्वनरद्विपे।**
**बृहत्यौ संप्रजहाते देवासुरसमप्रभे ॥ १ ॥**

સંજય બોલ્યો : જેમના ઘોડાઓ, હાથીઓ અને મનુષ્યો ખુશખુશાલ જણાતા હતા, તેવી એ બન્ને પક્ષની દેવાસુર સમાન કાંતિવાળી સેનાઓ સામસામે ભેટીને મારો ચલાવવા લાગી. ઉગ્ર પરાક્રમવાળા રથીઓ, ઘોડેસવારો, હાથીસવારો તથા પદાતિઓ, પોતપોતાનાં શરીરો, પાપો તથા પ્રાણોનો વિનાશ કરનારા સખ્ત પ્રહારો કરવા લાગ્યા.[૧,૨] તે બન્ને પક્ષના પુરુષસિંહ યોદ્ધાઓ પૂર્ણચંદ્ર, સૂર્ય તથા કમળ સમાન કાંતિવાળાં અને કમળ તુલ્ય ગંધવાળાં અનેક પુરુષસિંહોનાં મસ્તકોથી રણભૂમિને પાથરી દેવા લાગ્યા. તેઓ અર્ધચંદ્રાકાર બાણો, ભલ્લજાતિનાં બાણો, અસ્રાના આકારનાં બાણો, તલવારો, પટ્ટિશો અને ફરશીઓના પ્રહારો કરી યોદ્ધાઓનાં મસ્તકોને કાપવા લાગ્યા.[૩,૪] પુષ્ટ અને લાંબા બાહુઓવાળા યોદ્ધાઓએ કાપી નાખેલા સામા યોદ્ધાઓના પુષ્ટ અને લાંબા લાંબા બાહુઓ આયુધ તથા બાજુબંધને લીધે રણભૂમિ પર શોભવા લાગ્યા.[૫] લાલ આંગળીઓ તથા હથેળીઓવાળા તે બાહુઓ પૃથ્વી પર પ્રકાશી રહ્યા હતા, તેથી ગરુડે ફેંકેલા પાંચ મુખવાળા ઉગ્ર સર્પો હોય તેમ રણક્ષેત્ર શોભતું હતું.[૬] દેવતાઓ જેમ પુણ્યનો ક્ષય થતાં વિમાનો પરથી નીચે પછડાઈ પડે છે, તેમ શત્રુઓએ મારી નાખેલા વીર પુરુષો ત્યાં હાથીઓ, ઘોડાઓ તથા રથો પરથી પૃથ્વી પર પડવા લાગ્યા.[૭] ત્યારે બીજા કેટલાએક અતિમહાન વીરોએ વજનદાર ગદાઓ, પરિઘો તથા મુસલોના મારથી છૂંદી નાખેલા સેંકડો વીરો યુદ્ધમાં ઢળી

પડવા મંડ્યા. વળી પરમ સંકુલ થયેલા એ યુદ્ધમાં રથીઓએ રથીને ભાંગી નાખ્યા, મદમત્ત હાથીઓને મદમત્ત હાથીઓએ છૂંદી નાખ્યા ને ઘોડેસવારોને ઘોડેસવારોએ કચડી નાખ્યા. ત્યાં રથીઓએ મારી નાખેલા રથીઓ, હાથીઓએ ખૂંદી નાખેલા ઘોડેસવારો અને પાળાઓએ તથા ઘોડેસવારોએ મારી નાખેલા પદાતિઓ યુદ્ધમાં શયન કરવા લાગ્યા.[૮–૧૦] વળી હાથીઓએ રથો, ઘોડાઓ તથા પદાતિઓનો ઘાણ કાઢી નાખ્યો; પાળાઓએ રથો, ઘોડાઓ તથા હાથીઓનો દાટ વાળી નાખ્યો; ઘોડેસવારોએ રથો, પદાતિઓ તથા હાથીઓનો સંહાર કરી નાખ્યો અને રથીયોદ્ધાઓએ પદાતિઓ તથા હાથીઓનું નિંકદન કાઢી નાખ્યું. હાથ, પગ, શસ્ત્રો આદિ જે કંઈ મળ્યું તેનો ઉપયોગ કરીને પદાતિઓએ, ઘોડાઓએ, હાથીઓએ તથા રથીસવારોએ રથી, ઘોડેસવારો, હાથીસવારો તથા પાળાઓનો જબ્બર ઘાણ કાઢી નાખ્યો. આ રીતે બન્ને પક્ષના શૂરાઓ અન્યોન્યનો સંહાર કરી રહ્યા હતા, તેવામાં ભીમસેન આદિ પાંડવયોદ્ધાઓ અમારા બધા સામે ધસી આવ્યા. ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી, દ્રૌપદીના પુત્રો, પ્રભદ્રકો, સાત્યકિ, દ્રાવિડ સૈનિકોની સાથમાં રહેલો ચેકિતાન, મોટા સૈન્યથી વીંટાયેલા પાંડ્ય, ચોલ તથા કેરલયોદ્ધાઓ અને તે સિવાયના બીજા ઘોર સ્વરૂપવાળા ઘોડેસવારો તથા પદાતિઓ એકદમ ચઢી આવ્યા. તે બધાની છાતી વિશાળ હતી અને ભુજાઓ લાંબી હતી. તેઓ કદમાં ઊંચા હતા અને તેમનાં નેત્રો વિશાળ હતાં. તે બધાએ મુકુટો પહેર્યા હતા. તેમના દાંત લાલ હતા અને તેઓ મદમત્ત હાથી સમાન પરાક્રમી હતા તેમણે જાતજાતનાં રંગબેરંગી વસ્ત્રો પહેર્યાં હતાં અને તેઓ સુગંધી ચૂર્ણોથી છંટાયેલા હતા. બધાએ તલવારો લટકાવી હતી અને હાથમાં પાશ ધાર્યા હતા. તેઓ હાથીઓને પણ ધકેલી કાઢે તેવા બળવાન હતા, મૃત્યુને પણ જીવન સમાન જ માનનારા હતા અને એકબીજાને કદી છોડનારા નહોતા. તેમણે માથે મોરપીંછ બાંધ્યાં હતાં અને હાથમાં ધનુષ્ય પકડ્યાં હતાં. તેમના કેશ ઘણા લાંબા હતા અને તેઓ બધા પ્રિય વચન બોલનારા હતા.[૧૧–૧૮] વળી એ ઉપરાંત બીજા શૂરા પાંચાલ, કેકય, કારૂષ, કોસલ, કાંચ્ય અને માગધયોદ્ધાઓ પણ અમારા પર ચઢી આવ્યા.[૧૯] તેમના શ્રેષ્ઠ રથીઓ, ઘોડેસવારો, હાથીસવારો તથા ઉગ્ર પાળાઓ હર્ષમાં આવી જતા હતા અને તરેહતરેહનાં વાદિત્રો વગાડનારા પુરુષોની સાથે નાચતા તથા હસતા હતા.[૨૦] એ મહાન સૈન્યના મધ્યભાગમાં ઘણા ઉત્તમ યોદ્ધાઓથી વીંટાયેલો અને હાથીની ખાંધ પર સવાર થયેલો ભીમસેન તમારા સૈનિકો સામે ચઢી આવતો હતો.[૨૧] ભીમસેનનો તે હાથી અતિ ઉગ્ર અને વિધિપુરઃસર સજ્જ કરેલો હોવાથી ઘણો શોભતો હતો; તેથી તે જાણે ઉદય પામેલા સૂર્યવાળો ઉદયાચળ પર્વત હોય, તેમ જણાતો હતો.[૨૨] આવા મહાન હાથી પર આરૂઢ થયેલા ભીમસેને ઉત્તમ જાતિનાં રત્નોથી જડેલું સુંદર લોખંડી કવચ પહેર્યું હતું. એ કવચની કાંતિ તારાગણોથી વ્યાપેલા શરદઋતુના આકાશ સરખી ભાસતી હતી.[૨૩] વળી તે ભીમસેને હાથમાં તોમર શસ્ત્ર પકડ્યું હતું અને મસ્તકે સુંદર અલંકારયુક્ત મુકુટ પહેર્યો હતો. મધ્યાહ્નકાળના સૂર્ય જેવા પોતાના તેજથી તે ભીમસેન શત્રુઓને બાળી નાખતો આપણા સૈન્યમાં ઘૂમવા લાગ્યો. આ રીતે ભીમસેનના હાથીને ત્યાં દૂરથી ચઢી આવેલો જોઈ ને, ઉદાર મનવાળો રાજા ક્ષેમધૂર્તિ પોતાના હાથી પર બેસીને ત્યાં ધસી ગયો. ત્યાં તે પ્રસન્ન મનવાળા ભીમસેનને યુદ્ધ માટે આહ્વાન કરવા લાગ્યો.[૨૪,૨૫] પછી દૈવેચ્છાએ જેમ

વૃક્ષોવાળા બે મોટા પર્વતોનું યુદ્ધ થાય, તેમ ઉગ્ર સ્વરૂપવાળા તે બન્ને હાથીઓનું યુદ્ધ થવા લાગ્યું.[૨૬] વીર ભીમસેને અને ક્ષેમધૂર્તિએ પણ પોતપોતાના હાથીઓને અન્યોન્ય સામે ભેટાવી દીધા અને તેઓ એકબીજાને સૂર્યનાં કિરણો સમાન કાંતિવાળાં તોમરોનો સખ્ત પ્રહાર કરીને ગર્જનાઓ કરવા લાગ્યા.[૨૭] વળી પોતાના હાથીઓને હઠાવી દઈ તેઓ મંડળાકારે ધૂમવા લાગ્યા તેમ જ ધનુષ્યો હાથમાં લઈને પરસ્પરને મારવા લાગ્યા. તેઓ ગર્જના, બાહુસ્ફોટ અને ધનુષ્યના શબ્દોથી મનુષ્યોને હર્ષ ઉપજાવી રહ્યા અને સિંહનાદ કરવા લાગ્યા.[૨૮,૨૯] ઊંચી કરેલી સૂંઢોવાળા તથા ઊડી રહેલી પતાકાઓવાળા બે હાથીઓ પર બેસીને તે બન્ને કુશળ મહાબળિયાઓ દ્વંદ્વયુદ્ધ કરવા લાગ્યા.[૩૦] બન્નેએ અન્યોન્યનાં ધનુષ્ય કાપી નાખ્યાં અને ગર્જનાઓ કરી મૂકી. વર્ષાઋતુના મેઘો જેમ જળધારાઓની વૃષ્ટિ કરે, તેમ તેઓ શક્તિ તથા તોમરોની વૃષ્ટિ કરી અન્યોન્યને મારવા લાગ્યા.[૩૧] તે સમયે ક્ષેમધૂર્તિએ મોટી ગર્જના કરીને ભીમસેનની છાતીમાં એક તોમરનો પ્રહાર કર્યો અને વધારામાં અતિવેગપૂર્વક બીજાં છ તોમરોથી તેને ઘાયલ કર્યો.[૩૨] ત્યારે શરીરમાં ખૂંચી ગયેલાં તે સાત તોમરો વડે તે ભીમસેન મેઘમંડળમાં અંતર્ધાન થયેલા સૂર્યના સરખો શોભવા લાગ્યો; પણ તેનું શરીર ક્રોધને લીધે એકદમ બળી ઊઠયું.[૩૩] પછી તે યત્નવાન ભીમસેને સૂર્ય સમાન ઝળહળતું અને કેવળ લોખંડનું બનાવેલું એક સરલગામી તીક્ષ્ણ તોમર શત્રુ સામે ફેંક્યું.[૩૪] કુલૂતરાજા ક્ષેમધૂર્તિએ પણ ધનુષ્યને ખેંચીને દશ બાણો છોડ્યાં અને તે તોમરના ટુકડા કરી નાખી બીજાં સાઠ બાણો વડે ભીમસેનને વીંધી નાખ્યો.[૩૫] તે પછી ભીમસેને મેઘ સમાન શબ્દ કરતું બીજું ધનુષ્ય હાથમાં લીધું અને તે મોટી ગર્જના કરી શત્રુના હાથીને બાણો વડે પીડવા મંડ્યો.[૩૬] ભીમસેને સંખ્યાબંધ બાણો મૂકીને તે હાથીને રણમાં ગભરાવી નાખ્યો, એટલે વાયુથી ઉછળેલા મેઘની પેઠે તે વશ રાખવા છતાં પણ સ્થિર ઊભો રહ્યો નહિ. એ સમયે મોટા વાયુથી ઊડી રહેલા મેઘ સામે જેમ વાયુથી ઊડેલો બીજો મેઘ દોડી જાય, તેમ ભીમસેનનો ભયંકર હસ્તિરાજ ક્ષેમધૂર્તિના હાથી સામે દોડ્યો.[૩૭,૩૮] એટલે પ્રતાપી ક્ષેમધૂર્તિએ પોતાના હાથીને પાછો વાળ્યો અને સામે ધસી આવતા ભીમસેનના હાથીને બાણો વડે વીંધવા માંડ્યો.[૩૯] તે જોઈ ભીમસેને બરાબર તાકીને નમેલાં પર્વવાળાં ક્ષુરપ્રજાતિનાં બાણો છોડ્યાં. આમ તેણે શત્રુના ધનુષ્યને કાપી નાખ્યું અને તેના હાથીને પણ પ્રહાર કરવા માંડ્યો.[૪૦] એટલે ક્ષેમધૂર્તિ પણ કોપી ઊઠ્યો. તેણે પ્રથમ ભીમસેનને પ્રહાર કર્યો અને પછી તેના હાથીને પણ નારાચબાણો વડે સર્વ મર્મસ્થાનોમાં માર માર્યો. હે ભારત ! એ રીતે મર્મસ્થાનોમાં સખ્ત પ્રહાર થવાથી ભીમસેનનો હાથી પૃથ્વી પર પડ્યો. પણ તે હાથી પડે તે પહેલાં ભીમસેન કૂદી જઈને પૃથ્વી પર ઊભો રહ્યો હતો.[૪૧,૪૨] હાથમાં ગદા લઈ તેણે ક્ષેમધૂર્તિના હાથીને સખ્ત પ્રહાર કર્યો અને તે પણ પૃથ્વી પર પછડાઈ પડ્યો. ક્ષેમધૂર્તિ પણ તે હાથી પરથી કૂદી પડી, હાથમાં આયુધ ઊંચું કરી ભીમસેન સામે દોડ્યો. પરંતુ ભીમસેને તેને પણ ગદાના પ્રહારથી છૂંદી નાખ્યો, એટલે તે પણ પ્રાણરહિત થઈને તલવાર સહિત પોતાના હાથી સન્મુખ જ પડ્યો.[૪૩,૪૪] આમ કુલૂતોનો યશસ્વી રાજા વજ્રથી તોડી પાડેલા પર્વતની પેઠે અને વજ્રના મારથી મરણ પામેલા સિંહની પેઠે ઢળી પડ્યો. હે ભરતશ્રેષ્ઠ ! તે જોઈ તમારી સેના વ્યથિત થઈને રણમાંથી નાઠી.[૪૫]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં અધ્યાય ૧૨ મો સમાપ્ત.

# अध्याय १३ मो

## કેકયકુમાર વિંદ અને અનુવિંદ પડ્યા !

॥ सजय उवाच ॥

**ततः कर्णो महेष्वासः पांडवानामनीकिनीम् ।**
**जघान समरे शूरः शरैः सन्नतपर्वभिः ॥ १ ॥**

સંજય બોલ્યો : તે પછી મહાધનુર્ધર રણશૂરો કર્ણ નમેલાં પર્વવાળાં બાણોનો મારો ચલાવી પાંડવોની સેનાનો સંહાર કરવા લાગ્યો. તે જ પ્રમાણે હે રાજન્ ! પાંડવપક્ષના મહારથીઓ પણ કોપાયમાન થઈને કર્ણના મુખ આગળ તમારી સેનાને સંહારવા લાગ્યા.[૧,૨] કર્ણ પણ સૂર્યનાં કિરણો સમાન કાંતિવાળાં તથા સરાણ પર ઘસી સાફ કરેલાં નારાચબાણો મારી પાંડવી સેનાને મારવા લાગ્યો.[૩] હે ભારત ! તે વેળા નારાચબાણોના પ્રહારથી કર્ણે હાથીઓને એટલો બધો માર મારવા માંડ્યો કે તેઓ મોટી ચીસો પાડી ઘણા દુ:ખી થવા લાગ્યા, મ્લાન થઈ ગયા અને દશેય દિશાઓમાં ભમવા લાગ્યા. આમ હે રાજા ! સૂતપુત્ર કર્ણ જ્યારે પોતાના સૈન્યનો એ રીતે સંહાર કરવા લાગ્યો, ત્યારે નકુલ કર્ણ સામે યુદ્ધ કરવા સત્વર ધસી આવ્યો.[૪,૫] એક તરફથી અશ્વત્થામા જે સ્થળે દુષ્કર કર્મ કરી રહ્યા હતા, તે સ્થળે ભીમસેન ચઢી ગયો અને સાત્યકિએ વિંદ તથા અનુવિંદને અટકાવી રાખ્યા. બીજી તરફથી શ્રુતકર્મા ચઢી આવતો હતો, પણ તેને ચિત્રસેનરાજાએ અટકાવ્યો તેમ જ ચિત્રવિચિત્ર ધ્વજ અને ધનુષ્યવાળા ચિત્રરાજાને પ્રતિવિંધ્યે ખાળી રાખ્યો. વળી રાજા દુર્યોધન ધર્મપુત્ર યુધિષ્ઠિર સામે દોડી ગયો અને કોપાયમાન થયેલો અર્જુન સંશપ્તક ટુકડીઓ સામે દોડી ગયો હતો. તે વીરવરોના ઘોર સંહારસમયે ધૃષ્ટદ્યુમ્ન કૃપાચાર્ય સામે ભેટ્યો હતો અને શિખંડી અસ્ખલિત પરાક્રમવાળા કૃતવર્મા સામે જઈ પહોંચ્યો હતો.[૬–૯] વળી શ્રુતકીર્તિ શલ્યરાજા સામે લડતો હતો, ત્યારે માદ્રીનો પ્રતાપી પુત્ર સહદેવ તમારા પુત્ર દુઃશાસન સામે ભેટ્યો હતો. હે ભારત ! એ યુદ્ધમાં કેકયકુમાર વિંદ અને અનુવિંદ ચળકતી બાણવૃષ્ટિથી સાત્યકિને છાઈ દેતા હતા, ત્યારે સાત્યકિ તે બન્નેને છાઈ દેતો હતો.[૧૦,૧૧] જેમ કોઈ મહાવનમાં યુદ્ધ કરી રહેલા બે હાથીઓ સામે પોતાના શત્રુ હાથીને દંતૂશળોના પ્રહાર કરે, તેમ તે બન્ને વીર ભાઈઓ સાત્યકિને હૃદયની અંદર સખ્ત પ્રહાર કરવા લાગ્યા.[૧૨] હે રાજન્ ! સાત્યકિએ તે બન્નેનાં કવચોને એ રણમાં તોડી પાડ્યાં હતાં, છતાં તેઓ સત્યપરાક્રમી સાત્યકિને બાણો વડે વીંધી રહ્યા હતા.[૧૩] પછી હે ભારત ! સાત્યકિએ બાણોનો વરસાદ વરસાવી સર્વ દિશાઓને છાઈ દીધી અને તે બન્નેને પણ આગળ વધતા અટકાવ્યા.[૧૪] આમ જ્યારે સાત્યકિની બાણવૃષ્ટિએ તેમને અટકાવવા માંડ્યા, ત્યારે તેમણે પણ એકદમ બાણોનો ઢગ છોડી સાત્યકિના રથને ઢાંકી દીધો.[૧૫] પછી મહાયશસ્વી સાત્યકિએ તેમનાં અદ્ભુત ધનુષ્યો કાપી નાખ્યાં અને બીજાં તીક્ષ્ણ બાણો મૂકી તેમને રણમાં ખાળી રાખ્યા.[૧૬] પણ તે બન્નેએ તુરત બીજાં ધનુષ્યો હાથમાં લીધાં અને મોટાં બાણો મૂકીને સાત્યકિને છાઈ દઈ ઘણી ઝડપથી સુંદર રીતે રણમાં ઘૂમવા માંડ્યા. હવે તે બન્નેએ કંકપક્ષીનાં પીછાં બાંધેલાં મોટાં મોટાં બાણો છોડી મૂક્યાં અને એ બાણો સુવર્ણભૂષિત હોઈને સર્વ દિશાઓને પ્રકાશિત કરતાં ઉપરાઉપરી પડવા લાગ્યાં.[૧૭,૧૮] હે રાજન્ ! જોતજોતામાં એ મહારણમાં બાણમય અંધકાર છવાઈ ગયો અને તે ત્રણેય મહારથીઓ અન્યોન્યના ધનુષ્યને કાપવા લાગ્યા.[૧૯] પછી હે મહારાજ ! યુદ્ધદુર્મદ સાત્યકિ કોપી ઊઠ્યો. તેણે એક બીજું ધનુષ્ય સજ્જ કર્યું અને એક અતિ તીક્ષ્ણ ક્ષુરપ્ર બાણ મૂકીને અનુવિંદના મસ્તકને કાપી નાખ્યું.

હે રાજા! પૂર્વે દેવાસુર મહારણમાં શંબરાસુરનું મસ્તક જે પ્રમાણે પડ્યું હતું, તે પ્રમાણે કુંડળોથી શોભતું અનુવિંદનું તે મસ્તક પણ સર્વ કેકય-યોદ્ધાઓને શોક ઉપજાવતું પૃથ્વી પર જઈ પડ્યું. પોતાના શૂરા ભાઈને આમ મરણ પામેલો જોઈ, તેનો મહારથી ભાઈ વિંદ ધનુષ્યને સજ્જ કરી સાત્યકિને અટકાવવા લાગ્યો. તેણે સુવર્ણની પૂંખવાળાં તથા સરાણ પર ઘસેલાં સાઠ બાણો મૂકી સાત્યકિને વીંધી નાખ્યો તથા મોટી ગર્જના કરી પછી 'ઊભો રહેજે, ઊભો રહેજે' એ પ્રમાણે તેણે પડકાર કર્યો.[૨૦–૨૪] કેકયોના મહારથી વિંદે ઝપાટાબંધ અનેક હજારો બાણો મૂકી સાત્યકિને બંને બાહુઓમાં તથા છાતીમાં સારી રીતે માર માર્યો.[૨૫] એ વેળા સત્યપરાક્રમી સાત્યકિનાં સર્વ અંગો બાણો વડે ઘવાઈ ગયાં હતાં, તેથી તે ખીલેલા પુષ્પવાળા ખાખરાની પેઠે રણમાં શોભતો હતો. જ્યારે મહાત્મા કેકયકુમારે સાત્યકિને આમ વીંધી નાખ્યો, ત્યારે તેણે હસતો હોય તેવો દેખાવ કરી પચીસ બાણો મૂકી તેને પણ વીંધી નાખ્યો.[૨૬,૨૭] રથીઓમાં શ્રેષ્ઠ ગણાયેલા તે બંને જણાએ યુદ્ધમાં અન્યોન્યનાં સુંદર ધનુષ્યો કાપી નાખ્યાં અને તેઓ સારથિઓ તથા ઘોડાઓને પણ મારી નાખી રથરહિત થઈ પડ્યા. હવે તેઓ તલવારો લઈને યુદ્ધ કરવા ઊતરી પડ્યા. તેમણે સો સો ટપકી-ઓવાળી ઢાલો હાથમાં લીધી અને બીજા હાથમાં શ્રેષ્ઠ તલવારોને ધારણ કરી. સુંદર ભુજાઓવાળા તે બંને વીરો પૂર્વકાળના દેવાસુરયુદ્ધમાં સામસામા આવી ગયેલા મહાબળવાન જંભાસુર તથા ઇંદ્રની પેઠે રણરંગમાં શોભવા લાગ્યા. તરેહતરેહનાં મંડળોમાં ઘૂમીઘૂમીને તે બંને જણા એકદમ અન્યોન્યની સામે ધસી જવા લાગ્યા.[૨૮–૩૧] ત્યાં તેઓ અન્યોન્યનો વધ કરવા માટે યત્ન કરવા લાગ્યા. તેવામાં સાત્યકિએ કેકય વિંદની ઢાલના બે ટુકડા કરી નાખ્યા.[૩૨] તે જ પ્રમાણે એ વિંદે પણ સાત્યકિની સો ટીપકીવાળી ઢાલ તોડી પાડી અને પોતે ગત–પ્રત્યાગત આદિ અનેક મંડળોમાં ઘૂમવા લાગ્યો. આ રીતે હાથમાં ઉત્તમ તલવાર ધારણ કરી તે મહારંગમાં ઘૂમતો રહ્યો[૩૩,૩૪] ત્યાં હે રાજન્! તે ઝડપદાર સાત્યકિએ પોતાના હાથને આડકતરી રીતે ફેરવ્યો અને કેકયકુમાર વિંદના કવચ સહિત બે ટુકડા કરી નાખ્યા.[૩૫] એટલે તે મહાધનુર્ધર વિંદ વજ્રથી તૂટી પડેલા મોટા પર્વત-ની પેઠે મહારણમાં પડ્યો. આમ રથીશ્રેષ્ઠ અને શત્રુતાપન રણશૂરો સાત્યકિ તેને મારી નાખી ઉતાવળો ઉતાવળો યુધામન્યુના રથ પર ચઢી ગયો. પછી સાત્યકિ શાસ્ત્રોક્ત વિધિએ તૈયાર કરેલા એક બીજા રથમાં બેઠો અને બાણોનો સખ્ત મારો ચલાવી કેકયોના મહાન સૈન્યને સંહારવા લાગ્યો. જ્યારે એ રીતે કેકયોની મહાસેના રણમાં સંહાર પામવા લાગી, ત્યારે તે શત્રુને પડતો મૂકીને દશેય દિશાઓમાં પલાયન કરી ગઈ.[૩૬–૩૮]

ઇતિ શ્રીમહાભારતમા કર્ણપર્વમા 'વિંદ અને અનુવિંદનો વધ' એ નામનો અધ્યાય ૧૩મો સમાપ્ત

## अध्याय १४मो

### ચિત્રસેન અને ચિત્રનો વધ

॥ सजय उवाच ॥

श्रुतकर्मा ततो राजँश्चित्रसेनं महीपतिम् ।
आजघ्ने समरे क्रुद्धः पंचाशद्भिः शिलीमुखैः ॥

સંજય બોલ્યો : હે રાજન્! પછી ક્રોધાયમાન થયેલા શ્રુતકર્માએ એ રણમાં રાજા ચિત્રસેનને પચાસ બાણોનો પ્રહાર કર્યો.[૧] એટલે અભિસાર દેશના રાજા ચિત્રસેને પણ સામેથી શ્રુતકર્માને નમેલાં પર્વવાળાં નવ બાણોનો માર માર્યો અને બીજાં પાંચ બાણો વડે તેના સારથિને વીંધી નાખ્યો.[૨] આથી શ્રુતકર્માને ઘણો જ ક્રોધ ચઢ્યો. તેણે સૈન્યના મોખરામાં ઊભેલા ચિત્રસેનને એક

તીક્ષ્ણ નારાચબાણનો મર્મપ્રદેશમાં પ્રહાર કર્યો.[૩] હે મહારાજ! ચિત્રસેન એ મહાત્માના નારાચબાણોથી અત્યંત વીંધાઈ ગયો, તેથી તે વીર મૂર્છામાં પડી ગયો અને બેભાન થઈ ગયો.[૪] એ જ અરસામાં મહા યશસ્વી શ્રુતકીર્તિ નેવું બાણો મૂકીને એ રાજાને છાઈ દેવા લાગ્યો.[૫] પરંતુ તેવામાં મહારથી ચિત્રસેનને ભાન આવ્યું. તેણે એક ભલ્લ બાણનો પ્રહાર કર્યો અને શ્રુતકર્માના ધનુષ્યને કાપી નાખ્યું તેમ જ તેને પણ સાત બાણોથી વીંધી નાખ્યો.[૬] એટલે તુરત તેણે શત્રુના વેગનો નાશ કરનારું તથા સુવર્ણભૂષિત એવું બીજું એક ધનુષ્ય ગ્રહણ કર્યું. આમ બાણોની ધારાઓ છોડી મૂકીને તેણે ચિત્રસેનને વિચિત્ર સ્વરૂપવાળો કરી નાખ્યો.[૭] એ વેળા રાજા ચિત્રસેન બાણોથી છુંદાઈ ગયો. ત્યારે તેણે વિચિત્ર માળાને ધારણ કરી હતી અને તે તરુણ હતો, આથી શિંગડાં આદિ ભાગોમાં ઘરેણાંથી શણગારેલો તરુણ વયનો મોટો કોઈ સાંઢ જેમ ગાયોના ટોળામાં શોભે તેમ તે રણભૂમિ પર શોભવા લાગ્યો. પછી તે શૂરવીર ચિત્રસેને એક નારાચબાણનો પ્રહાર કરી શ્રુતકર્માને છાતીમાં સખ્ત માર માર્યો અને 'અહ્યા ઊભો રહેજે, ઊભો રહેજે' એમ ગર્જના પણ કરી. એ યુદ્ધમાં ચિત્રસેનના નારાચબાણથી ઘાયલ થયેલા શ્રુતકર્માના શરીરમાંથી રુધિરધારા વહેવા લાગી, તેથી તે ગેરુથી મિશ્ર ઝરણાંને ઝરી રહેલા કોઈ પર્વતની જેમ શોભવા લાગ્યો.[૮-૧૦] તેનાં સર્વ અંગો લોહીલુહાણ થઈ ગયાં હતાં, તેની કાંતિ પણ રુધિરધારાથી તદ્દન લાલવર્ણી થઈ ગઈ હતી અને એ વીર પુરુષ પુષ્પથી ભરેલા ખાખરા સરખો રણમાં શોભતો હતો.[૧૧] શત્રુએ પોતાના પર આવો સખ્ત હુમલો કર્યો, તેથી શ્રુતકર્મા કોપી ઊઠ્યો. હે રાજન્! તેણે તુરત પોતાના શત્રુનું શત્રુસંવારણ ધનુષ્ય બે કકડા કરી કાપી નાખ્યું. વળી હે રાજન્! બીજાં ત્રણસો નારાચબાણો વડે કપાઈ ગયેલા ધનુષ્યવાળા તે ચિત્રસેનને તેણે છાઈ દીધો અને તેને બીજાં સુંદર પીછાંવાળાં બાણોથી વીંધી નાખ્યો.[૧૨,૧૩] વળી તેણે બીજું એક તીક્ષ્ણ ભલ્લબાણ મારી તે મહાત્માના ટોપ સહિત મસ્તકને કાપી નાખ્યું.[૧૪] જેમ દૈવેચ્છાથી સ્વર્ગભ્રષ્ટ થયેલો ચંદ્ર પૃથ્વી પર ખરી પડે, તેમ ચિત્રસેનનું પ્રદીપ્ત મસ્તક પણ પૃથ્વી પર પડ્યું.[૧૫] હે રાજા! અભિસારદેશના રાજા ચિત્રસેનને આ રીતે માર્યો ગયેલો જોઈ, તેના સર્વ સૈનિકો શ્રુતકર્મા સામે વેગપૂર્વક ધસી ગયા.[૧૬] પરંતુ જેમ પ્રલયકાળે કોપાયમાન થયેલો પ્રેતરાજ સર્વ ભૂતોને હાંકી કાઢે, તેમ કોપી ઊઠેલો મહાધનુર્ધર શ્રુતકર્મા પણ બાણોનો મારો ચલાવી તે સૈન્યને હાંકી કાઢવા લાગ્યો.[૧૭] તમારા ધનુર્ધર પૌત્ર શ્રુતકર્માએ જ્યારે આમ તેમનો સંહાર કરવા માંડ્યો, ત્યારે તેઓ દવથી બળતા હાથીઓની પેઠે સત્વર દિશાઓમાં નાસી જવા લાગ્યા.[૧૮] આ પ્રમાણે શત્રુઓનો જય કરવામાં નિરુત્સાહ થઈ નાસી જતા તેમને જોઈને શ્રુતકર્મા તીક્ષ્ણ બાણો મૂકી મૂકીને તેમને વધારે ને વધારે હાંકી કાઢવા લાગ્યો અને તે પોતે એકલો જ રણભૂમિ પર શોભવા લાગ્યો.[૧૯] તે ગાળામાં પ્રતિવિંધ્યે ચિત્રરાજાને પાંચ બાણોથી ઘાયલ કર્યો અને તેના સારથિને ત્રણ બાણો વડે વીંધી નાખ્યો. વળી તેણે બીજા એક બાણથી તેના ધ્વજને પણ વીંધ્યો.[૨૦] એટલે રાજા ચિત્રે સુવર્ણની પૂંખવાળાં, ચળકતી અણીવાળાં તથા કંકપક્ષીનાં પીછાં બાંધેલાં નવ ભલ્લબાણોનો પ્રતિવિંધ્યનાં બાહુઓમાં તથા છાતીમાં પ્રહાર કર્યો.[૨૧] પછી હે ભારત! પ્રતિવિંધ્યે તેના ધનુષ્યને કાપી નાખ્યું અને તેને બીજાં તીક્ષ્ણ બાણોનો પ્રહાર પણ કર્યો.[૨૨] એટલે હે મહારાજ! ચિત્રરાજાએ સુવર્ણની ઘંટડીઓ બાંધેલી, દુરાસદ અને અગ્નિની શિખા સમાન ઘોર એવી એક શક્તિ

તમારા પૌત્ર પ્રતિવિંધ્ય સામે ફેંકી. મોટાં ઝળા-ડિયાં સરખી તે શક્તિ એકાએક સામે ધસી આવતી હતી, પણ પ્રતિવિંધ્યે મંદ મંદ હાસ્ય કરીને તે શક્તિના બે ટુકડા કરી નાખ્યા.[૨૩] તેથી જેમ પ્રલયકાળે સર્વ ભૂતોને ત્રાસ પમાડતી અશનિ પડે, તેમ પ્રતિવિંધ્યનાં તીક્ષ્ણ બાણોથી બે ભાગમાં કપાઈ ગયેલી તે મહાશક્તિ પૃથ્વી પર પડી.[૨૪,૨૫] આ રીતે પોતાની શક્તિને કપાઈ પડેલી જોઈ રાજા ચિત્રે સુવર્ણની સેરોથી શોભતી એક મહા-ગદા હાથમાં લીધી અને તે પ્રતિવિંધ્ય સામે ફેંકી.[૨૬] તે ગદાએ પ્રતિવિંધ્યના ઘોડા, સારથિ તથા રથનો ભુક્કો કાઢી નાખ્યો અને પછી તે વેગપૂર્વક પૃથ્વી પર પડી [૨૭] પરંતુ હે ભારત! એ જ સમયે પ્રતિ-વિંધ્ય રથ પરથી કૂદી પડ્યો હતો. તેણે સુવર્ણના દાંડાવાળી એક સુશોભિત મહાશક્તિ ચિત્રરાજા સામે ફેંકી.[૨૮] પણ હે રાજા! ઉદાર મનના રાજા ચિત્રે તે શક્તિને અદ્ધરથી જ ઝીલી લીધી અને પાછી તેની તેજ પ્રતિવિંધ્ય સામે ફેંકી.[૨૯] તે મહાતેજસ્વી મહાશક્તિ રણશૂરા પ્રતિવિંધ્યના જમણા બાહુને ઘાયલ કરીને પૃથ્વી પર પડી અને વજ્રની પેઠે તે પ્રદેશને પ્રકાશિત કરી દેવા લાગી [૩૦] પછી હે રાજા! પ્રતિવિંધ્યને ઘણો જ ક્રોધ ચઢી ગયો, એટલે તેણે ચિત્રરાજાનો વધ કરી નાખવાની મનમાં ઇચ્છા કરી અને સુવર્ણથી શોભતું એક તોમરશસ્ત્ર તેની સામે ફેંક્યું.[૩૧] તે તોમરે ચિત્ર રાજાના કવચને તથા હૃદયને ચીરી નાખ્યાં અને સર્પ જેમ દરમાં પેસી જાય તેમ તે સણસણાટ કરતું પૃથ્વીમાં પેસી ગયું.[૩૨] હવે રાજા ચિત્ર તોમરના પ્રહારથી ઘાયલ થઈ, પરિઘ સરખા લાંબા અને પુષ્ટ બે બાહુઓને પહોળા કરી, રણભૂમિ પર પડ્યો.[૩૩] આ પ્રમાણે ચિત્રરાજાને મરણ પામેલો જોઈને સંગ્રામને શોભાવનારા તમારા ઘણા યોદ્ધાઓ ચોતરફથી પ્રતિવિંધ્ય સામે દોડી ગયા.[૩૪] તેમણે અનેક બાણો તથા ઘૂઘરીઓ બાંધેલી અનેક તોપો છોડી મૂકી અને મેઘમંડળો જેમ સૂર્યને ઢાંકી દે, તેમ તેઓ પ્રતિવિંધ્યને ઢાંકી દેવા લાગ્યા. પણ મહાબાહુ પ્રતિવિંધ્ય બાણોની જાળ પાથરી દઈને તેમને સારી રીતે હંફાવવા લાગ્યો. વજ્રધારી ઇંદ્ર જેમ આસુરી સેનાને નસાડી મૂકે, તેમ તે તમારી સેનાને નસાડી મૂકવા લાગ્યો.[૩૫,૩૬] હે રાજન્! આ પ્રમાણે પાંડવપક્ષના યોદ્ધાઓ તમારા મહારથીઓનો ઘાણ કાઢવા લાગી પડ્યા હતા, તેથી વાયુએ ઉડાડી નાખેલા મેઘોની પેઠે તેઓ બધા છૂટાછવાયા વીખરાઈ ગયા.[૩૭] આમ જ્યારે સૈન્યમાં નાસભાગ થવા લાગી તથા મુખ્ય મુખ્ય યોદ્ધાઓનો જ્યારે સંહાર થવા લાગ્યો, ત્યારે દ્રોણપુત્ર અશ્વત્થામા એકલા જ ઉતાવળા ઉતાવળા મહાબળવાન ભીમસેન સામા ચઢી ગયા.[૩૮] પછી પૂર્વે દેવાસુરયુદ્ધ પ્રસંગે વૃત્રાસુર અને ઇંદ્રનો જેવો ઘોર સમાગમ થયો હતો, તેવો જ અશ્વત્થામા તથા ભીમસેન એ બન્નેનો એકાએક ઘોર સમાગમ શરૂ થયો.[૩૯]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'ચિત્રનો વધ' નામનો અધ્યાય ૧૪મો સમાપ્ત

## अध्याय १५मो

### અશ્વત્થામા અને ભીમસેનનું યુદ્ધ

॥ સંજય ઉવાચ ॥

**भीमसेनं ततो द्रौणी राजन् विव्याध पत्रिणा ।**
**परया त्वरया युक्तो दर्शयन्नस्त्रलाघवम् ॥ १ ॥**

સંજય બોલ્યો: હે ધૃતરાષ્ટ્રરાજ! પછી દ્રોણ-પુત્ર અશ્વત્થામાએ ઘણી ઉતાવળ કરીને ભીમસેનને એક બાણ વડે વીંધી નાખ્યો અને પોતાની અસ્ત્રકુશળતા દર્શાવવા માંડી. વળી મર્મને જાણ-નારા તે અશ્વત્થામાએ હસ્તકૌશલ્યવાળાની પેઠે ઝપાટાબંધ નેવું તીક્ષ્ણ બાણો મૂક્યાં અને ભીમ-સેનનાં સર્વ મર્મસ્થાનોમાં પ્રહાર કર્યો.[૧,૨] એટલે

જોતજોતામાં તો અશ્વત્થામાએ ઉપરાઉપરી તીક્ષ્ણ બાણો મૂકીને ભીમસેનને રણમાં ઢાંકીજ દીધો. આથી હે રાજા! ભીમસેન કિરણોવાળા સૂર્યની પેઠે રણમાં શોભવા લાગ્યો. પછી ભીમસેને બરાબર તાકીને એક હજાર બાણો છોડી મૂકયાં અને દ્રોણપુત્રને તદ્દન છાઈ દઈ મોટો સિંહનાદ કર્યો.[3,4] પરંતુ દ્રોણપુત્ર અશ્વત્થામાએ ભીમસેનનાં બાણોને પોતાનાં બાણો વડે અટકાવી દીધાં અને મંદ હાસ્ય કરી ભીમસેનના લલાટમાં એક નારાચ બાણનો પ્રહાર કર્યો.[5] હે રાજા! વનમાં ગર્વિષ્ઠ થઈને ફરનારો ગેંડો જેમ એક શિંગડાને ધારણ કરે છે, તેમ પાંડવ ભીમસેને લલાટમાં રહેલા તે બાણને ધારણ કર્યું હતું.[6] પછી પરાક્રમી ભીમસેને રણમાં યત્ન કરતા અશ્વત્થામાને વિસ્મય પમાડતો હોય, તેમ ત્રણ નારાચબાણોથી લલાટમાં વીંધી નાખ્યો.[7] તે વેળા બ્રાહ્મણ અશ્વત્થામા પોતાના લલાટમાં રહેલાં તે બાણોને લીધે વર્ષાઋતુમાં જળધારાથી સિંચાયેલાં ત્રણ શિખરોવાળા મહાન પર્વત જેવા શોભતા હતા.[8] હવે અશ્વત્થામાએ ભીમસેનને સેંકડો બાણો મૂકીને પીડવા માંડ્યો; પણ પવન જેમ પર્વતને કંપાવી શકે નહિ, તેમ તે ભીમસેનને કંપાવી શક્યા નહિ.[9] તેજ પ્રમાણે પાંડવ ભીમસેન હર્ષપૂર્વક સેંકડો તીક્ષ્ણ બાણો ફેંકી રહ્યો હતો, છતાં પણ પાણીનો ઓઘ જેમ પર્વતને કંપાવી શકતો નથી, તેમ તે અશ્વત્થામાને યુદ્ધમાં કંપાવી શક્યો નહિ.[10] આમ તે બન્ને બળોત્કટ મહારથી વીરો ઉત્તમ રથમાં બેસીને ઘોર બાણો વડે અન્યોન્યને છાઈ દેતા રણમાં શોભતા હતા.[11] જાણે લોકોનો ક્ષય કરવા ઊભા થયેલા બે પ્રદીપ્ત સૂર્યો હોય, તેમ તે બન્ને જણા સૂર્યનાં કિરણો સરખાં ઊંચી જાતનાં બાણો વડે અન્યોન્યને તપાવી રહ્યા હતા.[12] તે બન્ને જણા અન્યોન્યનાં અસ્ત્રોનો પ્રતિઘાત કરવા પરમ યત્ન કરી રહ્યા હતા અને નિર્ભયની પેઠે સંખ્યાબંધ બાણો છોડી છોડીને એકમેકનો દાવ વાળતા હતા.[13] તે બન્ને મહાપુરુષો બે વાઘની પેઠે સંગ્રામમાં ઘૂમતા હતા. બાણોરૂપ તેમની દાઢો હતી અને ધનુષ્યોરૂપ તેમનાં મુખ હતાં. આથી તે બન્ને જણા દુરાધર્ષ અને ભયંકર દીસતા હતા.[14] જેમ આકાશમાં ચઢી આવેલાં મેઘમંડળોથી સૂર્ય–ચંદ્ર ઢંકાઈ જાય છે, તેમ તે બન્ને પણ ચોતરફથી પડતી બાણજાળોથી અદૃશ્ય થઈ ગયા હતા.[15] વળી એક મુહૂર્ત જેટલા કાળમાં વાદળની ઘટામાંથી મુક્ત થયેલા મંગળ અને બુધની પેઠે તે બન્ને શત્રુદમન વીરો બાણજાળમાંથી મુક્ત થયા અને રણભૂમિ પર પ્રકાશવા લાગ્યા.[16] આમ તે અતિ દારુણ સંગ્રામ ચાલી રહ્યો હતો, ત્યારે અશ્વત્થામાએ ભીમસેનને પોતાની ડાબી બાજુમાં લાવી મૂક્યો.[17] પરંતુ પર્વત પર જેમ ધારાઓ પાડવામાં આવે, તેમ સેંકડો ઉગ્ર બાણોથી વર્ષી રહેલો ભીમસેન પોતાના શત્રુના તે વિજયલક્ષણને સહન કરી શક્યો નહિ.[18] એટલે હે રાજન્! તેણે પણ અશ્વત્થામાને ડાબી બાજુમાં લાવી મૂક્યા. પછી તે બન્ને પુરુષસિંહો ગત–પ્રત્યાગત આદિ મંડળોના વિભાગમાં ઘૂમવા લાગ્યા, એટલે તે યુદ્ધ અતિ તુમુલ થઈ પડ્યું. તેઓ અનેક જાતના યુદ્ધમાર્ગોમાં તથા મંડળસ્થાનોમાં ઘૂમી રહ્યા અને ધનુષ્યને કાન સુધી સંપૂર્ણ ખેંચીને બાણો છોડી રહ્યા. આમ તેઓ અન્યોન્યને રોકવા લાગ્યા અને અન્યોન્યનો વધ કરવા માટે પરમ યત્ન કરવા લાગ્યા.[19-21] ત્યાં તેઓ પરસ્પરને રથરહિત કરવા માટે ઇચ્છવા લાગ્યા. પછી મહારથી અશ્વત્થામાએ મોટાં મોટાં અસ્ત્રો પ્રકટ કરવા માંડ્યાં.[22] પણ પાંડવ ભીમસેન સારાં અસ્ત્રો મૂકીને જ તે તે અસ્ત્રોનો રણમાં નાશ કરવા લાગી

પડ્યો. હે મહારાજ! પ્રજાના સંહારસમયે ક્રૂર ગ્રહોનું જેવું ઘોર યુદ્ધ થાય છે, તેવું જ તે બન્નેનું મહાઘોર અસ્ત્રયુદ્ધ ચાલુ થયું.[૨૩] હે ભારત! તે બન્નેએ છોડેલાં અસંખ્ય બાણો પરસ્પર અથડાવા લાગ્યાં અને સર્વ દિશાઓને પ્રકાશિત કરી દઈ તમારા સૈન્યને પણ ચોતરફથી દીપાવવા લાગ્યાં. આખું આકાશ બાણોના ઢગથી ઢંકાઈ ગયું અને ઘોર દેખાવનું થઈ રહ્યું.[૨૪,૨૫] હે રાજન્! તે જાણે પ્રજાના ક્ષયસમયે તે ઊંબાડિયાંના પડવાથી ઢંકાઈ ગયેલું ઘોર યુદ્ધવાળું હોય તેવું જણાવા લાગ્યું. હે ભારત! તે આકાશમાં બાણોની પરસ્પરની અથડામણથી તણખાઓ અને પ્રદીપ્ત જ્વાળાઓવાળો અગ્નિ પ્રકટ થતો હતો અને બન્ને પક્ષની સેનાને તે બાળી રહ્યો હતો. હે સમર્થ રાજા! તે યુદ્ધ જોવા માટે આવી મળેલા સિદ્ધલોકો તે સમયે બોલી રહ્યા હતા કે, 'આ યુદ્ધ સર્વ યુદ્ધો કરતાં અતિશય ચઢિયાતું છે. બીજાં સર્વ જાતનાં યુદ્ધો આ યુદ્ધની સોળમી કળાને પણ યોગ્ય નથી.[૨૬-૨૮] આવું યુદ્ધ ભવિષ્યમાં કદી પણ થશે નહિ. અહો! આ બ્રાહ્મણ તથા ક્ષત્રિયયોદ્ધા કેવા જ્ઞાનસંપન્ન છે?[૨૯] અહો આ બન્ને ઉગ્ર પરાક્રમી વીરો કેવા શૌર્યસંપન્ન છે? અહો! ભયંકર પરાક્રમી ભીમ અને શી એની અસ્ત્રનિપુણતા![૩૦] અહો! એની વીરતા! અહો! એ બન્નેનું બળ! અહો! એ બન્નેનું સૌષ્ઠવ! શું આ બન્ને રણમાં ઊભેલા કાળ અને અંતક છે?[૩૧] કે બે રુદ્રો છે કે સામસામા આવેલા બે સૂર્યો છે? અથવા રણમાં ઊભેલા આ બે નરસિંહો ઘોર સ્વરૂપવાળા બે યમરાજો છે?[૩૨] આ પ્રમાણેની સિદ્ધદેવોની વાણીઓ વારંવાર ત્યાં સંભળાતી હતી, તેમ જ ત્યાં એકઠા મળેલા સર્વ દેવોનો મોટો સિંહનાદ થવા લાગ્યો.[૩૩] વળી તે બન્ને વીરોનું રણમાં અદ્‌ભુત અને અચિંત્ય પરાક્રમ જોઈને સિદ્ધ, ચારણ આદિનાં ટોળાંઓમાં મહાન આશ્ચર્ય થઈ રહ્યું.[૩૪] તે સમયે દેવો, સિદ્ધો તથા મોટા મોટા ઋષિઓ, 'ધન્ય, મહાબાહુ અશ્વત્થામા! ધન્ય, મહાબાહુ ભીમસેન! ધન્ય! ધન્ય!' આવાં પ્રશંસાસૂચક વાક્યો બોલી રહ્યા હતા.[૩૫] હે રાજન્! એ સંગ્રામમાં પરસ્પરનો અપરાધ કરનારા તે બન્ને શૂરાઓ ક્રોધથી ડોળાઓ ફાડીને પરસ્પર જોતા હતા.[૩૬] બન્નેનાં નેત્રો ક્રોધથી લાલ બની ગયાં હતાં, બન્નેના અધરોષ્ઠો ક્રોધથી ફરકતા હતા અને બન્ને જણા ક્રોધથી દાંતકચડિયાં કરતા હતા તેમ જ હોઠ કરડતા હતા.[૩૭] અન્યોન્યને બાણવૃષ્ટિથી છાઈ દેતા તે બન્ને મહારથીઓ રણમાં બાણોરૂપ જળધારાનો વરસાદ વરસાવતા હતા અને શસ્ત્રોરૂપ વીજળીઓથી રણક્ષેત્રને ઝળકાવતા હતા.[૩૮] પછી બન્નેએ અન્યોન્યના ધ્વજ કાપી નાખ્યા, બન્નેએ એકબીજાના સારથિઓને મહારણમાં રોળી નાખ્યા તથા બન્નેએ પરસ્પરના ઘોડાઓને ઠાર મારી નાખી એકબીજાને ઘાયલ કર્યા હતા.[૩૯] હે મહારાજ! તે પછી તો તે બન્નેએ એ મહારણમાં અન્યોન્યને ઠાર કરી નાખવાની ઇચ્છાથી એક એક બાણ હાથમાં લીધું અને ઝડપથી સામસામે ફેંક્યું.[૪૦] તે બન્ને બાણો ઝગઝગાટ કરતાં છૂટયાં અને સૈન્યના મોખરામાં ઊભેલા તથા વજ્ર સમાન દુરાસદ વેગવાળા તે બન્નેની સમીપમાં આવીને શરીરમાં પ્રહાર કરતાં પડયાં.[૪૧] એ બાણોના પ્રહારથી તે બન્ને મહાવીર્યવાનો સખ્ત ઘાયલ થયા અને બેભાન થઈ રથની બેસણી પર ઢળી પડ્યા.[૪૨] પછી હે રાજન્! દ્રોણાચાર્યના પુત્ર અશ્વત્થામાને બેભાન થયેલા જાણી તેમનો સારથિ તુરત સર્વ સૈન્યના દેખતાં તેમને રણમાંથી દૂર લઈ ગયો. વળી ત્યારે ભીમસેનનો સારથિ અશોક પણ શત્રુતાપન પાંડવ ભીમસેનને વારંવાર વિહ્વળ થતો જોઈને તેને

રણમાંથી દૂર લઈ ગયો.[૪૩,૪૪]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'અશ્વત્થામા અને ભીમસેનનું યુદ્ધ' નામનો અધ્યાય ૧૫મો સમાપ્ત

## अध्याय १६ मो

### અશ્વત્થામા અને અર્જુનની ભેટ !

॥ धृतराष्ट्र उवाच ॥

**यथा संशप्तकैः सार्धमर्जुनस्याभवद्रणः ।**
**अन्येषां च महीपानां पांडवैस्तद् ब्रवीहि मे ॥**

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે સંજય ! સંશપ્તક યોદ્ધાઓની સાથે અર્જુનનો જે પ્રમાણે સંગ્રામ થયો હોય, તથા આપણા પક્ષના રાજાઓનો પાંડવયોદ્ધાઓ જોડે જે રીતે સંગ્રામ થયો હોય, તે મને કહે.[૧] વળી અશ્વત્થામાનું તથા અર્જુનનું જે રીતે યુદ્ધ થયું હોય અને બીજા રાજાઓનું પાંડવો સાથે જે યુદ્ધ થયું હોય, તે પણ મને કહે.[૨]

સંજય બોલ્યો: હે રાજન્! વીર પુરુષોનાં શરીરો, પાપો અને પ્રાણોનો નાશ કરનારો શત્રુઓની સાથેનો તે સંગ્રામ જે પ્રમાણે થયો હતો, તે પ્રમાણે જ હું તમને કહું છું, માટે તે સાંભળો. શત્રુસંહારક અર્જુને મહાસાગર જેવા સંશપ્તકસૈન્યમાં પ્રવેશ કર્યો અને મહાવાયુ જેમ સમુદ્રને ખળભળાવી દે, તેમ તે સૈન્યને ખળભળાવી દેવા લાગ્યો. અર્જુને તીક્ષ્ણ ભલ્લજાતિનાં બાણો ફેંકીને પૂર્ણચંદ્ર સમાન મુખવાળાં તથા સુંદર નેત્ર, ભ્રમર તથા દાંતોવાળાં વીરપુરુષોનાં મસ્તકોને કાપી નાખ્યાં. ત્યાં ડાંડલારહિત કમળો જેવાં તે મસ્તકોથી રણભૂમિ ઢંકાવા લાગી. વળી તે લડાઈમાં અર્જુન ક્ષુરજાતિનાં બાણો મારી ગોળ, લાંબા, પુષ્ટ, ચંદન અને અગરથી શોભતા આયુધવાળા, ચામડાંનાં મોજાંઓને ધારણ કરનારા તથા પાંચ મુખવાળા સર્પો સમાન દેખાતા શત્રુઓના બાહુઓને પણ કાપવા લાગ્યો.[૩–૭] તેમ જ રથની ધુરાને વહેનારા ઘોડાઓને, તે સિવાયના છૂટા સવારી કરવા યોગ્ય ઘોડાઓને, સારથિઓને, ધજાઓને, ધનુષ્યોને, બાણોને તથા રત્નજડિત વીંટીઓવાળા શત્રુઓના હાથોને ઉપરાઉપરી ભલ્લબાણો ફેંકીને અર્જુન કાપવા લાગ્યો.[૮] હે રાજન્! રથોને, ઘોડાઓને, હાથીઓને તથા તેમના પર સવારી કરનારા યોદ્ધાઓને પણ અર્જુને અનેક હજારો બાણો મારીને યમલોકમાં મોકલવા માંડ્યા.[૯] ત્યારે તે સૈન્યમાંના ઘણા મહોત્કટ વીર પુરુષો અતિશય કોપાયમાન થઈ ગયા અને તેઓ કોઈએક ગાય માટે ગર્જનાઓ કરતા મોટા આખલાની પેઠે ગર્જનાઓ કરવા લાગ્યા. તે બધા વીર યોદ્ધાઓ ક્રોધાયમાન થયેલા અર્જુન સામે ધસી ગયા અને આખલાઓ જેમ શિંગડાંનો પ્રહાર કરે, તેમ તેઓ બાણો વડે અર્જુનને મારવા લાગ્યા. એ વેળા તે યોદ્ધાઓનું તથા અર્જુનનું યુદ્ધ પૂર્વે ત્રૈલોક્યવિજય સમયે દૈત્યોનું તથા ઇંદ્રનું જેવું યુદ્ધ થયું હતું, તેવું જ રૂવાં ખડાં કરી નાખે તેવું ભયંકર થઈ રહ્યું હતું. તેમાં અર્જુને સર્વ તરફથી શત્રુઓનાં અસ્ત્રોને પોતાનાં અસ્ત્રો વડે અટકાવી દીધાં અને અનેક ઝડપદાર બાણો મૂકીને તેમના પ્રાણો હરી લેવા માંડ્યા. વળી તેણે અનેક રથોના ત્રિવેણુઓ કાપી નાખ્યા, પૈડાં ભાગી નાખ્યાં, ધૂંસરાં તોડી પાડ્યાં, સવારી કરનાર યોદ્ધાઓને મારી નાખ્યા, સારથિઓને હણી નાખ્યા, આયુધો તોડી પાડ્યાં, ભાથાઓ ભાંગી નાખ્યા, ધજાઓ ઉડાડી પાડી, જોતરો કાપી નાખ્યાં, રાશો તોડી નાખી, છત્રીઓ ભાંગી નાખી, ઊંટડાઓ ભાંગી નાખ્યા, રથશય્યાઓ ઉડાડી પાડી, ધરીઓ ભાંગી નાખી અને રથાવયવ કાષ્ઠોનો ભુક્કો કરી નાખ્યો. જેમ મહાપ્રચંડ વાયુ મોટાં વાદળોને છિન્નભિન્ન કરી નાખે, તેમ અર્જુને પણ ઘણા રથોના ટુકડેટુકડા કરી નાખ્યા.[૧૦–૧૫] અર્જુને તે વખતે એક હજાર મહારથીઓના સરખું

મહાન કર્મ કરી બતાવ્યું હતું. તે ઘણું વિસ્મયજનક હતું, જોવા યોગ્ય હતું તથા શત્રુઓના ભયમાં વૃદ્ધિ કરનારું હતું.[૧૬] સિદ્ધો, દેવો, ઋષિઓ તથા ચારણો તેનાં વખાણ કરી રહ્યા હતા. તે સમયે દેવોનાં દુંદુભિઓ વાગવા લાગ્યાં અને શ્રીકૃષ્ણ તથા અર્જુનના મસ્તક પર આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થવા લાગી. ત્યાં દિવ્ય વાણી થઈ રહી કે, 'આ એક જ રથમાં બેઠેલા વીર શ્રીકૃષ્ણ અને અર્જુન ચંદ્ર, અગ્નિ, વાયુ તથા સૂર્યની કાંતિ, દીપ્તિ, બળ તથા પ્રભાને નિત્ય ધારણ કરનારા છે. તેઓ બ્રહ્મા તથા મહેશની પેઠે અજિત છે તથા સર્વ ભૂતોમાં શ્રેષ્ઠ ગણાતા સાક્ષાત્ નરનારાયણ દેવ છે.' હે ભારત! આવી મહાન આશ્ચર્યજનક વાણી સાંભળીને અશ્વત્થામા બરાબર સજ્જ થઈને શ્રીકૃષ્ણ તથા અર્જુન સામે યુદ્ધ કરવા ધસ્યા. જે સ્થળે પાંડવ અર્જુન શત્રુઓનો વિનાશ કરનારાં બાણો ફેંકી રહ્યો હતો, તે જ સ્થળે પહોંચીને અશ્વત્થામા બાણ સહિત હાથને લાંબો કરી તેને યુદ્ધ માટે બોલાવવા લાગ્યા અને હસતા હસતા આવાં વચનો બોલ્યા: 'ઓ વીર અર્જુન! તું જો આ રણક્ષેત્રમાં મને યોગ્ય અતિથિ તરીકે આવેલો માનતો હોય, તો આજે સર્વ પ્રકારે યુદ્ધદાન આપીને તું મારો અતિથિસત્કાર કર.' યુદ્ધને ઇચ્છતા આચાર્યપુત્રે જ્યારે આ રીતે પોતાને આહ્વાન કર્યું, ત્યારે અર્જુન પોતાના આત્માને બહુ ભાગ્યશાળી માનવા લાગ્યો. તે શ્રીકૃષ્ણ પ્રત્યે કહેવા લાગ્યો: 'હે માધવ! સંશપ્તકોનો મારે સંહાર કરવો છે અને આ તરફથી પેલા અશ્વત્થામા મને યુદ્ધ માટે બોલાવે છે, આ બન્ને કાર્યોમાં જે પ્રથમ કરવા યોગ્ય હોય, તે મને કહો. જો તમારો વિચાર હોય તો બરાબર તૈયાર થઈ આતિથ્યસત્કાર જ પ્રથમ કરો.' અર્જુને એ પ્રમાણે કહ્યું, ત્યારે વાયુ જેમ ઇંદ્રને યજ્ઞમાં લઈ જાય, તેમ શ્રીકૃષ્ણ વીરવિધિથી બોલાવાયેલા અર્જુનને અશ્વત્થામા પાસે લઈ ગયા.[૧૭-૨૬] પછી શ્રીકૃષ્ણે એકચિત્ત થયેલા અશ્વત્થામાને આમંત્રણ આપી આ પ્રમાણે કહેવા માંડ્યું: 'ઓ અશ્વત્થામા! બરાબર સ્થિર થઈને તમે જલદી પ્રહાર કરો અને પ્રહાર સહન કરો.[૨૭] નોકરોએ સ્વામીનું નિમકહલાલ કરવાનો આ સમય ઉપસ્થિત થયો છે. બ્રાહ્મણોનો વાદવિવાદ તે એક ઝીણી બાબત છે, પણ ક્ષત્રિયોનો જય કે પરાજય તે એક મોટી બાબત છે.[૨૮] અજ્ઞાનને લીધે તમે અર્જુન પાસે જે દિવ્ય સત્ક્રિયાની અભ્યર્થના કરો છો, તેની જો તમને ઇચ્છા હોય, તો સ્થિર થઈને અર્જુન સામે આજે યુદ્ધ કરો.' શ્રીકૃષ્ણનાં તે વચનો સાંભળીને બ્રાહ્મણશ્રેષ્ઠ અશ્વત્થામાએ 'બહુ સારું' કહ્યું અને તે સાઠ બાણોથી કેશવને વીંધવા લાગ્યા. તેમણે વળી ત્રણ બાણોથી અર્જુનને પણ વીંધી નાખ્યો.[૨૯,૩૦] એટલે અતિશય ક્રોધે ભરાયેલા અર્જુને ત્રણ બાણો મારીને તેમના ધનુષ્યને કાપી નાખ્યું; ત્યાં તુરત જ અશ્વત્થામાએ બીજું અતિ ઘોર ધનુષ્ય ઉઠાવી લીધું.[૩૧] તેમણે એક નિમેષ જેટલા સમયમાં તે ધનુષ્યમાં દોરી ચઢાવી દીધી અને ત્રણસો બાણોથી વાસુદેવને તથા એક હજાર બાણોથી અર્જુનને વીંધી નાખ્યા.[૩૨] વળી અશ્વત્થામાએ બરાબર યત્ન કરીને અર્જુનને રણમાં થંભાવી દીધા તેમ જ તે હજારો, લાખો અને અબજો સંખ્યામાં બાણો છોડવા લાગ્યા. હે રાજા! એ સમયે વેદવેત્તા અશ્વત્થામાના ભાથામાંથી, ધનુષ્યમાંથી, દોરીમાંથી, બન્ને બાહુઓમાંથી, બન્ને હાથોમાંથી, વક્ષઃસ્થળમાંથી, મુખમાંથી; નાકમાંથી, નેત્રોમાંથી, કાનમાંથી, મસ્તકમાંથી, બીજાં સર્વ અંગોમાંથી, રોમેરોમમાંથી, કવચમાંથી, રથમાંથી તથા ધ્વજમાંથી, એમ સર્વ સ્થળેથી જાણે બાણો નીકળતાં હોય તેમ લાગતું

હતું.[૩૩-૩૫] આમ શ્રીકૃષ્ણ તથા અર્જુનને મોટી બાણજાળથી વીંધી નાખી અશ્વત્થામા એકદમ હર્ષમાં આવી ગયા અને મોટા મેઘમંડળની ગર્જના પેઠે ગાજવા લાગ્યા.[૩૬] અશ્વત્થામાની એ ગર્જના સાંભળીને અર્જુને શ્રીકૃષ્ણ પ્રત્યે કહ્યું: 'હે માધવ! આ ગુરુપુત્રની મારા પ્રત્યેની દુષ્ટતાને તો તમે જુઓ! આપણને બાણગૃહમાં પેસાડી દઈ તે એમ માને છે કે, આ બન્ને જણા મરી ગયા છે; પરંતુ આ પગલે હું મારી યુદ્ધશિક્ષા તથા બળના પ્રભાવથી તેમના સંકલ્પનો નાશ કરું છું.' હે ભરતશ્રેષ્ઠ! અર્જુને આમ કહીને અશ્વત્થામાના તે દરેક બાણના ત્રણ ત્રણ ટુકડા કરી નાખ્યા અને વાયુ જેમ ઝાકળનો નાશ કરે, તેમ તેણે તે બાણવૃષ્ટિનો નાશ કરી નાખ્યો.[૩૭-૩૯] વળી પાછો પણ તે અર્જુન સંશપ્તક યોદ્ધાઓના ઘોડાઓ, સારથિઓ, રથો, હાથીઓ, ધજાઓ તથા પદાતિઓને ઉગ્ર બાણો મારી મારીને વીંધવા લાગ્યો.[૪૦] એ સમયે જે જે મનુષ્યો જે જે સ્વરૂપમાં ત્યાં દેખાતા હતા, તેઓ સર્વે પોતાનાં શરીરને બાણોથી વ્યાપ્ત થયેલું માનતા હતા.[૪૧] અર્જુનના ગાંડીવધનુષ્યમાંથી છૂટેલાં બાણો એક ગાઉ જેટલા દૂર પ્રદેશથી પણ આગળ ઊભેલા હાથીઓ તથા પુરુષોને રણમાં ઢોળી પાડતા હતા. જેમ વનમાં ફરશીઓના પ્રહારોથી કપાયેલાં મહાવૃક્ષો જમીન પર તૂટી પડે, તેમ ભલ્લબાણોથી કપાયેલી મદઝરતા હાથીઓની સૂંઢો રણક્ષેત્રમાં તૂટી પડતી હતી. પછી ઇંદ્રના વજ્રથી તૂટી પડેલાં પર્વતોનાં શિખરોની પેઠે પર્વત સરખા તે હાથીઓ પણ પોતાના સવાર સહિત રણભૂમિ પર પછડાઈ પડતા હતા.[૪૨-૪૪] ત્યાં અર્જુને બાણો મૂકીને મોટા ગંધર્વનગર સરખા દેખાવના રથોના ફુરચા ઉડાવી દીધા. તે રથો શાસ્ત્રોક્ત વિધિએ તૈયાર કરવામાં આવ્યા હતા અને કેળવાયેલા યુદ્ધદુર્મદ ઘોડાઓથી જોડવામાં આવ્યા હતા. વળી તેમાં મોટા વીર પુરુષો આરૂઢ થયા હતા. પછી તેણે શત્રુઓ પર વૃષ્ટિ કરી મૂકી અને સારી રીતે શણગારેલા ઘોડેસવારોનો તથા પાળાઓનો પણ ધનંજયે સંહાર કરી નાખ્યો.[૪૫,૪૬] એ મહારણમાં ઉદય પામેલા અર્જુનરૂપ પ્રલયકાળના સૂર્યે તીક્ષ્ણ બાણોરૂપ પોતાનાં કિરણો ફેલાવીને મહાકષ્ટથી સૂકવી શકાય તેવા સંશપ્તક સૈન્યરૂપ મહાસાગરને સૂકવી નાખ્યો.[૪૭] પછી ઇંદ્ર જેમ પર્વતને ભેદવા માંડે, તેમ અર્જુન વજ્ર સરખાં તીક્ષ્ણ અને મહાન વેગવાળાં નારાચબાણો મૂકી મૂકીને પુનઃ ઉતાવળો ઉતાવળો અશ્વત્થામારૂપ મહાપર્વતને ભેદવા લાગ્યો.[૪૮] આચાર્યપુત્ર અશ્વત્થામા પણ ઘોડા તથા સારથિવાળા તે અર્જુન સામે યુદ્ધ કરવાની ઇચ્છાથી બાણો ફેંકતા ફેંકતા ચઢી આવ્યા અને તે અર્જુન તેમનાં સર્વ બાણોને કાપવા લાગ્યો. પછી ઘેર આવેલા યોગ્ય અતિથિનો જેમ યોગ્ય સત્કાર કરવામાં આવે છે, તેમ પરમ ક્રોધાયમાન થયેલા અશ્વત્થામાએ અર્જુન પર અસ્ત્રો ફેંકવા માંડ્યાં.[૪૯,૫૦] હવે જેમ દાતા પુરુષ સુપાત્રની પંક્તિમાંથી બહિષ્કૃત થયેલા અર્થીઓને પડતા મૂકીને સુપાત્રની પંક્તિમાં યોગ્ય ગણાતા અર્થી પ્રત્યે જાય છે, તેમ અર્જુન પણ સંશપ્તક યોદ્ધાઓને પડતા મૂકીને અશ્વત્થામા સામે યુદ્ધ કરવા ચઢી ગયો.[૫૧]

ઇતિ શ્રીમહાભારતમા કર્ણપર્વમા 'અશ્વત્થામા-અર્જુનનો સમાગમ' નામનો અધ્યાય ૧૬મો સમાપ્ત

## अध्याय १७मो

### અશ્વત્થામાનો પરાજય

॥ सजय उवाच ॥

ततः समभवद्युद्धं शुक्रांगिरसवर्चसोः ।
नक्षत्रमभितो व्योम्नि शुक्रांगिरसयोरिव ॥ १ ॥

સંજય બોલ્યો: પછી નક્ષત્રને ખાતર મોટ

આવેશમાં આવી ગયેલા શુક્ર અને બૃહસ્પતિનું જેવું આકાશમાં યુદ્ધ થાય, તેવું તે શુક્ર અને બૃહસ્પતિ જેવા તેજસ્વી બન્ને વીરોનું ત્યાં યુદ્ધ થવા લાગ્યું.[૧] વક્ર ગતિમાં ગમન કરતા બે ગ્રહોની પેઠે પ્રદીપ્ત બાણોરૂપ પોતાનાં કિરણો વડે અન્યોન્યને તપાવતા તે બન્ને જણા લોકોને ત્રાસરૂપ થઈ પડ્યા.[૨] પછી અર્જુને એક નારાચબાણનો પ્રહાર કરી અશ્વત્થામાને બે ભ્રમર વચ્ચે વીંધી નાખ્યા; તેથી ખૂંચી ગયેલા તે નારાચબાણ વડે અશ્વત્થામા પ્રસરેલાં કિરણવાળા સૂર્યની પેઠે શોભવા લાગ્યા.[૩] અશ્વત્થામાએ પણ સેંકડો બાણો મૂકીને શ્રીકૃષ્ણ તથા અર્જુનને સખ્ત પીડી નાખ્યા, તેથી તે બન્ને જણા પણ કિરણોથી પ્રકાશિત જણાતા પ્રલયકાળના બે સૂર્યોની પેઠે દીપવા લાગ્યા.[૪] તે પછી અર્જુને સર્વ તરફથી અસ્ત્રધારાને વરસનારું 'સર્વતોધાર' નામનું એક અસ્ત્ર છોડી મૂક્યું. ત્યાં અશ્વત્થામાએ શ્રીકૃષ્ણને પ્રહાર કર્યો, તે જોઈને અર્જુને વજ્ર અને અગ્નિ સરખાં તથા સાક્ષાત કાળદંડ સરખાં બાણો મૂકી અશ્વત્થામાને પ્રહાર કર્યો.[૫] એટલે અતિ તેજસ્વી અને અતિ રૌદ્ર કર્મ કરનારા તે અશ્વત્થામાએ અતિ તીવ્ર વેગવાળાં બાણો બરાબર તાકીને છોડ્યાં અને શ્રીકૃષ્ણ તથા અર્જુનને મર્મસ્થાનોમાં વીંધી નાખ્યા. તેમનાં એ બાણોથી મૃત્યુ પણ પીડિત થઈ જાય એમ હતું.[૬] પરંતુ અર્જુને તેનાથી બેગણા વેગવાળાં સુંદર પૂંખવાળાં બાણો મૂક્યાં અને યત્ન કરી રહેલા તે અશ્વત્થામાનાં તે સર્વ બાણોને અટકાવી દીધાં. પછી એકલવીર અશ્વત્થામાને ઘોડા, સારથિ અને ધ્વજ સહિત ઢાંકી દઈ તે પુનઃ સંશપ્તક સૈન્ય તરફ જ ચાલ્યો ગયો.[૭] ત્યાં જઈને અર્જુને તાકી તાકીને બાણો છોડવા માંડ્યાં અને પોતાની સન્મુખ યુદ્ધ કરવા સજ્જ થઈને ઊભેલા શત્રુઓનાં ધનુષ્યોને, બાણોને, ભાથાઓને, ધનુષ્યની દોરીઓને, હાથોને, ભુજાઓને, હાથમાં રહેલાં શસ્ત્રોને, છત્રોને, ધ્વજાઓને, ઘોડાઓને, રથોની ઈસોને, વસ્ત્રોને, માળાઓને, અલંકારોને, ઢાલોને, કવચોને તથા સુંદર અને પ્રિય સર્વ મસ્તકોને તે કાપવા લાગ્યો.[૮,૯] સારી રીતે તૈયાર કરેલા અને યત્ન કરનારા વીર પુરુષોની સવારીવાળા રથો, ઘોડાઓ તથા હાથીઓ પણ અર્જુને છોડેલાં સેંકડો બાણોથી છિન્નભિન્ન થઈ જવા લાગ્યા અને તેમની સાથે પેલા વીર પુરુષો પણ ટપોટપ પડવા લાગ્યા.[૧૦] ત્યાં અર્જુનનાં ભલ્લ, અર્ધચંદ્ર તથા ક્ષુરપ્રજાતિનાં બાણોથી કપાઈ ગયેલાં યોદ્ધાઓનાં મસ્તકો, અવિચ્છિન્ન રીતે રણભૂમિ પર પડવા લાગ્યાં. તે મસ્તકો કમળ, સૂર્ય તથા પૂર્ણચંદ્ર સમાન કાંતિવાળાં હતાં અને મુકુટો, માળાઓ તથા અલંકારોથી ઉજ્જવળ હતાં.[૧૧] તે પછી ઇંદ્રના ઐરાવત હાથી સરખા મોટા મોટા હાથીઓ પર બેસીને કલિંગ, વંગ, અંગ અને નિષાદયોદ્ધાઓ શત્રુઓના ગર્વનો નાશ કરનારા અને અતિ ઉગ્ર એવા અર્જુનનો નાશ કરવાની ઇચ્છાથી દોડી આવ્યા.[૧૨] પરંતુ અર્જુને તે હાથીઓનાં કવચો, ચામડાં, સૂંઢો, મહાવતો ધ્વજાઓ, પતાકાઓ અને યોદ્ધાઓ સુદ્ધાંને કાપી નાખ્યા, તેથી તેઓ વજ્રપ્રહારથી તૂટી પડેલાં પર્વતોનાં શિખરોની પેઠે પડવા મંડ્યા.[૧૩] આ પ્રમાણે જ્યારે તે સર્વ સૈનિકોમાં ભંગાણ પડ્યું, ત્યારે વાયુ જેમ ઉદય પામેલા સૂર્યને મોટાં મેઘમંડળોથી છાઈ દે, તેમ અર્જુન બાલસૂર્ય સમાન વર્ણવાળાં બાણો વડે ગુરુપુત્ર અશ્વત્થામાને છાઈ દેવા લાગ્યો.[૧૪] પણ દ્રોણપુત્ર અશ્વત્થામાએ અર્જુનનાં બાણોને અટકાવી દીધાં અને તીક્ષ્ણ બાણો વડે અર્જુન તથા શ્રીકૃષ્ણને ઢાંકી દીધા. વળી વર્ષાકાળમાં મેઘ આકાશમાં ઉગ્ર ઉદય પામેલા ચંદ્રસૂર્યને ઢાંકી દઈ જેવી ગર્જના કરે છે, તેવી તેણે ગર્જના કરી મૂકી.[૧૫] અશ્વત્થામાનાં એ

શસ્ત્રોએ જ્યારે અર્જુનને પીડી નાખ્યો, ત્યારે તેણે એકાએક બાણોમય અંધકાર કરી નાખ્યો અને તે અશ્વત્થામાને તથા તમારા સર્વ યોદ્ધાઓને સુંદર પૂંખવાળાં બાણો મારી મારીને સમીપમાં જઈને વીંધવા માંડ્યા.[૧૬] અર્જુન ક્યારે બાણ લેતો હતો, ક્યારે ધનુષ્યમાં સાંધતો હતો અને ક્યારે શત્રુઓ સામે ફેંકતો હતો, તે કંઈ પણ તે વેળા દેખાતું ન હતું; પરંતુ તેનાં બાણોથી મરણ પામીને પરસ્પર અથડાતાં શરીરોવાળા રથીઓ, હાથીસવારો, ઘોડેસવારો તથા પદાતિઓને સર્વ કોઈ જોઈ રહ્યા હતા.[૧૭] તેવામાં હસ્તકુશળ અશ્વત્થામાએ ધનુષ્યમાં ઉત્તમ જાતિનાં દશ નારાચબાણોનું સંધાન કર્યું. જાણે એક જ બાણ છોડ્યું હોય તેમ તેમણે ત્વરા કરી તે અર્જુનને પાંચ બાણોથી વીંધી નાખ્યો. વળી તેમણે બીજાં પાંચ બાણોથી શ્રીકૃષ્ણને પણ વીંધી નાખ્યા.[૧૮] આમ તે બાણોનો પ્રહાર થયો, એટલે ઇંદ્ર અને કુબેર જેવા તે શ્રીકૃષ્ણ અને અર્જુનનાં શરીરોમાંથી લોહી વહેવા લાગ્યું, ત્યારે રણમાં ઊભેલા બીજા યોદ્ધાઓ તો સંપૂર્ણ વિદ્યાવાળા અશ્વત્થામાના તે પ્રહારથી તે બન્નેને મરણ પામેલા જ માનવા લાગ્યા.[૧૯] પછી દશાર્હનાથ શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું: 'હે અર્જુન! તું આમ પ્રમાદ કેમ કરે છે? આ યોદ્ધાને હવે મારી નાખ. ઉપચાર કર્યા વિનાનો વ્યાધિ જેમ દોષકારક અને કષ્ટસાધ્ય થઈ પડે છે, તેમ જો તું આની ઉપેક્ષા કરીશ, તો આ શત્રુ પણ દોષકારક અને કષ્ટસાધ્ય થઈ પડશે.'[૨૦] શ્રીકૃષ્ણે અર્જુનને આ પ્રમાણે કહ્યું, એટલે 'બહુ સારું' તેમ કહીને તે બરાબર ટટાર થયો અને યત્નપૂર્વક બાણો ફેંકીને અશ્વત્થામાને ઘાયલ કરવા લાગ્યો. હવે કોપાયમાન થયેલો અર્જુન અશ્વત્થામાની ચંદનથી ચર્ચેલી તેમની સુંદર ભુજાઓને, વક્ષઃસ્થળને, મસ્તકને તથા તેમની અનુપમ સાથળોને ગાંડીવ ધનુષ્યમાંથી છોડેલાં બાણો વડે ભેદવા લાગ્યો. વળી ઘેટાના કાન જેવા અગ્રભાગવાળાં બાણો મૂકીને તેણે તેમના ઘોડાઓની લગામોને કાપી નાખી તથા ઘોડાઓને પણ વીંધી નાખ્યા. આમ છૂટા થયેલા અને ગભરાયેલા તે ઘોડાઓ અશ્વત્થામાને રણમાંથી ઘણે દૂર લઈ ગયા. આંગિરસ ગોત્રમાં શ્રેષ્ઠ એવા તે અશ્વત્થામા વાયુ સમાન વેગવાળા ઘોડાઓથી દૂર ખેંચાઈ ગયા અને અર્જુનનાં બાણોથી દૃઢ ઘવાઈ ગયા. તે અર્જુન સાથે યુદ્ધ કરવા માટે પુનઃ પાછા ફર્યા જ નહિ; કારણ કે તે બુદ્ધિમાન હતા અને વિચાર કરતાં તેમણે જાણી લીધું હતું કે, યાદવવીર શ્રીકૃષ્ણનો તથા અર્જુનનો જ અવશ્ય વિજય થવાનો છે.[૨૧-૨૩] પછી હે રાજા! અશ્વત્થામાએ આગળ જઈને ઘોડાઓને ઊભા રાખ્યા અને શાંત કર્યા, પછી પોતે રથો, ઘોડાઓ અને યોદ્ધાઓથી ભરપૂર એવા કર્ણના સૈન્યમાં દાખલ થઈ ગયા.[૨૪] મંત્રો, ઔષધિ તથા ક્રિયાઓના ઉપાયો જેમ શરીરમાંથી વ્યાધિને દૂર કરે છે, તેમ પોતાની સામે શત્રુતા કરનાર તે અશ્વત્થામાને ઘોડાઓ દૂર ખેંચી ગયા હતા, ત્યારે શ્રીકેશવ અને અર્જુન વાયુથી ફરકતી પતાકાઓવાળા અને પાણીના ઓઘની પેઠે ગર્જના કરતા રથમાં બેસીને સંશપ્તક યોદ્ધાઓ સામે જ પ્રયાણ કરી ગયા.[૨૫,૨૬]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'અશ્વત્થામાનો પરાજય' નામનો અધ્યાય ૧૭મો સમાપ્ત

## अध्याय १८मो

### દંડધાર અને દંડનો વધ

॥ सजय उवाच ॥

अथोत्तरेण पाण्डूनां सेनायां ध्वनिरुत्थितः ।
रथनागाश्वपत्तीनां दंडधारेण वध्यताम् ॥ १ ॥

સંજય બોલ્યો : તેવામાં ઉત્તર દિશા તરફ લડી રહેલી પાંડવોની સેનામાં મોટી કિકિયારી-

ઓ સંભળાવા લાગી; કારણ કે ત્યાં રાજા દંડધાર રથો, હાથીઓ, ઘોડાઓ તથા પાળાઓનો ઘાણ વાળી રહ્યો હતો.[૧] એટલે કેશવે રથને પાછો વાળ્યો અને ગરુડ તથા વાયુ સમાન વેગવાળા ઘોડાઓને હાંકતાં હાંકતાં અર્જુનને કહ્યું :[૨] 'હે પાર્થ ! મગધરાજ દંડધાર અત્યંત પરાક્રમી છે. શત્રુઓનો સંહાર કરી નાખનારા હાથી પર તે બેઠો છે. શિક્ષા તથા બળમાં એ ભગદત્ત કરતાં ઊતરે તેવો નથી.[૩] માટે એને પ્રથમ મારી નાખ અને પછી તું સંશપ્તકોને માર.' આ વાક્ય પૂરું થતાં જ તેમણે અર્જુનને દંડધારની પાસે પહોંચાડી દીધો.[૪] સૂર્ય આદિ ગ્રહસમૂહોમાં જેમ કેતુગ્રહ અસહ્ય ગણાય છે, તેમ તે વેળા તે મગધરાજ હસ્તિયુદ્ધમાં નિરંતર અસહ્ય ગણાતો હતો. ઉત્પાતકાળે ઉદય પામેલો દારુણ ધૂમકેતુ જેમ પૃથ્વીનો નાશ કરે છે, તેમ તે ત્યારે શત્રુઓની સેનાનો નાશ કરી રહ્યો હતો. તે વેળા તે રાજા સારી રીતે શણગારેલા ગજાસુર દૈત્ય સમાન બળવાન, મહામેઘ સમાન ગાજી રહેલા અને શત્રુઓનું મર્દન કરનાર હાથી પર સવાર થયો હતો અને બાણો મૂકી મૂકીને હજારો રથીઓ, ઘોડાઓ, હાથીઓ તથા પદાતિઓને સંહારી રહ્યો હતો. ત્યારે તેનો મહાન હાથી પણ કાળચક્રની પેઠે ઘૂમતો હતો અને રથો પર પોતાના પગો મૂકીને ઘોડાઓ, સારથિઓ તથા યોદ્ધાઓને ભાંગી નાખતો હતો. વળી તે કેટલાએક હાથીઓને પગ વડે છૂંદી નાખી સૂંઢ વડે મચડી નાખતો હતો.[૫-૭] રાજા દંડધાર લોખંડી કવચોરૂપ આભૂષણોવાળા કેટલાએક યોદ્ધાઓને, ઘોડાઓને તથા પદાતિઓને પણ તે બળવાન હાથી દ્વારા નલ નામના ઘાસની પેઠે કડકડાટ પટકી પડાવીને ખૂંદાવી નાખતો હતો.[૮] તે વખતે રણપ્રદેશ ધનુષ્યની પણછોના શબ્દોથી તથા રથનેમિઓના ગડગડાટથી ગાજી રહ્યો હતો, ત્યાં મૃદંગ, ભેરી તથા મોટા મોટા શંખોના નાદો થઈ રહ્યા હતા. વળી તે પ્રદેશ હજારો રથો, હજારો અશ્વો અને હજારો હાથીઓથી ભરાઈ રહ્યો હતો. ત્યાં પોતાના મહાન રથને દોડાવતો અર્જુન તે હાથી સામે ચઢી આવ્યો.[૯] ત્યારે રાજા દંડધારે અર્જુનને બાર બાણોનો પ્રહાર કર્યો, શ્રીકૃષ્ણે ઉત્તમ જાતિનાં સોળ બાણોનો માર માર્યો અને તેના ઘોડાઓને ત્રણ ત્રણ બાણોનો પ્રહાર કરી ગર્જના કરી તથા વારંવાર હસવા માંડ્યું.[૧૦] એટલે અર્જુને એ રાજાના ધનુષ્યને બાણ અને દોરી સહિત કાપી નાખ્યું. વળી ભલ્લ જાતિનાં કેટલાંએક બાણો મારી તેણે સુશોભિત એવા તેના ધ્વજને, મહાવતને તથા પાદરક્ષકોને પણ કાપી નાખ્યા. આથી પર્વતપ્રદેશનો તે દંડધારરાજ કોપી ઊઠ્યો.[૧૧] તેણે મનમાં ઇચ્છા કરી કે, 'આ વાયુ સમાન વેગવાળા મદમત્ત હાથી વડે હું અર્જુનને તથા શ્રીકૃષ્ણને અત્યંત ખળભળાવી દઉં.' આવો વિચાર કરી તેણે કેટલાંએક તોમરો ફેંકી તે બન્નેને પ્રહાર કરવા માંડ્યો.[૧૨] તે જોઈ અર્જુને તેના પર ક્ષુરપ્ર જાતિનાં ત્રણ બાણો ફેંક્યાં અને તે વડે હાથીની સૂંઢ સરખા પુષ્ટ તેના બે બાહુઓને તથા પૂર્ણચંદ્ર સમાન તે રાજાના મસ્તકને કાપી નાખ્યું તથા વધારામાં તેણે સો બાણોથી તેના હાથીને પણ વીંધી નાખ્યો.[૧૩] આમ સુવર્ણના કવચને ધારણ કરનાર તે હાથીના શરીરમાં સુવર્ણથી સુશોભિત એવાં અર્જુનનાં બાણો ખૂંચી ગયાં, તેથી રાત્રિના સમયમાં સળગી ઊઠેલા દાવાનળથી બળી રહેલી ઔષધિઓ તથા વૃક્ષોવાળા કોઈ પર્વતની જેમ તે હાથી શોભવા લાગ્યો.[૧૪] વળી તે હાથી વેદનાથી વિહ્વળ થઈ ગયો અને મેઘની ગર્જનાઓ સમાન ચીસો પાડવા લાગ્યો. તે આમતેમ લથડિયાં તથા ઠેસો ખાવા લાગ્યો

અને ગોળાકારે ભમતો પોતાના નિયંતા સાથે પૃથ્વી પર પડ્યો. તે હાથી એટલો બધો ઘાયલ થઈ ગયો હતો કે, તે વજ્રથી વિદારી નાખેલો કોઈ પર્વત હોય તેમ દેખાતો હતો.[૧૫] આ પ્રમાણે પોતાનો ભાઈ દંડધાર માર્યો ગયો, એટલે રાજા દંડ શ્રીકૃષ્ણ તથા અર્જુનને મારી નાખવાની ઇચ્છાથી હાથી પર બેસીને યુદ્ધ કરવા ચઢી આવ્યો.[૧૬] તે હાથી હિમ સમાન ઉજ્જવળ હતો અને સુવર્ણની માળાને ધારણ કરનારા કૈલાસ પર્વત સરખો હતો. દંડરાજે આવતાં વેંત જ સુવર્ણનાં કિરણો સરખાં ઝળહળતાં ત્રણ તીક્ષ્ણ તોમરોનો જનાર્દનને પ્રહાર કર્યો તથા બીજાં પાંચ તોમરોથી અર્જુનને મારીને મોટા શબ્દથી ગર્જના કરી મૂકી. પણ એવામાં તો અર્જુને તેના બન્ને બાહુઓને કચાકચ કાપી નાખ્યા. પર્વતના શિખર પરથી જેમ સુંદર સર્પો પડે, તેમ તોમરધારી તથા સુંદર બાજુબંધધારી તે બન્ને ચંદનચર્ચિત બાહુઓ ક્ષુરપ્રબાણોથી કપાઈને એકીસાથે હાથી પરથી પડ્યા અને અતીવ શોભવા લાગ્યા.[૧૭,૧૮] તે જ પ્રમાણે ફરી પણ અર્જુને અર્ધ ચંદ્રાકાર બાણ મારી દંડરાજનું મસ્તક પણ કાપી નાખ્યું, એટલે તે મસ્તક પણ લોહીલુહાણ થયેલા તે હાથી પરથી નીચે ગબડી પડ્યું અને પડતાં પડતાં તે અસ્તાચળ પર્વત પરથી પશ્ચિમ દિશામાં ઊતરી પડતા સૂર્ય સરખું શોભવા લાગ્યું.[૧૯] તે પછી અતિશય શુભ્ર દેખાતા તેના હાથીને પણ સૂર્યનાં કિરણો સમાન ઉજ્જ્વળ એવાં ઉત્તમ જાતિનાં બાણો મારી અર્જુને વીંધી નાખ્યો. તેથી વજ્રથી તૂટી પડેલા હિમાલયના શિખરની પેઠે પૃથ્વીને ધણધણાવી દેતો તે હાથી પૃથ્વી પર પછડાઈ પડ્યો.[૨૦] હવે તેમના સરખા જ બીજા કેટલાએક હાથીસવારો પણ અર્જુનને જીતવાની ઇચ્છાથી યુદ્ધ કરવા ચઢી આવ્યા, પરંતુ અર્જુને તે સર્વ હાથીસવારોની પણ પ્રથમના બે હાથીસવારો સરખી દશા કરી નાખી. આથી શત્રુઓના તે મહાન સૈન્યમાં મોટું ભંગાણ પડી ગયું.[૨૧] સંખ્યાબંધ હાથીઓ, રથો, ઘોડાઓ તથા પાળાઓ પરસ્પર પ્રહાર કરતા રહી રણમાં પડવા લાગ્યા; આમ તેઓ પરસ્પર અથડાઈને ભેળાઈ જવા મંડયા અને અનેક જાતના બકવાદો કરતા કરતા અંદર અંદર માર્યા જઈ લડવા લાગ્યા.[૨૨] પછી જેમ દેવગણો ઇંદ્રને વીંટાઈ વળે, તેમ પોતાના સૈનિકો અર્જુનને વીંટાઈ વળ્યા. તેઓ બધા કહેવા લાગ્યા કે, 'હે વીર! પ્રજાઓ જેમ મરણથી ડરે છે, તેમ અમે તે દંડધારથી ડરતા હતા. આપણા તે શત્રુને તમે મારી નાખ્યો તે બહુ સારું કર્યું.[૨૩] હે શત્રુસૂદન! અમે બળવાન શત્રુઓથી પીડાઈ રહ્યા હતા. તમે અમને જો આમ બચાવી ન લીધા હોત, તો તેમના નાશથી આપણને આ વેળા જેવો આનંદ થયો છે, તેવો જ અમારા નાશથી તે શત્રુઓને આનંદ થાત.'[૨૪] પોતાના સુહૃદોએ કહેલી એ વાણી સાંભળીને અર્જુનનું મન પ્રસન્ન થયું. પછી પોતાના તે સર્વ સુહૃદ્‌ગણોની યથાયોગ્ય પૂજા કરીને અર્જુન પુનઃ સંશપ્તકોનો નાશ કરવા માટે ચાલ્યો ગયો.[૨૫]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'દંડધાર અને દંડનો વધ' નામનો અધ્યાય ૧૮મો સમાપ્ત

# अध्याय १९ मो

## રણભૂમિનું વર્ણન

॥ संजय उवाच ॥

प्रत्यागत्य पुनर्जिष्णुर्जघ्ने संशप्तकान् बहून।
वक्रातिवक्रगमनादंगारक इव ग्रहः ॥ १ ॥

સંજય બોલ્યોઃ આમ પાછો ફરીને અર્જુન અનેક સંશપ્તક યોદ્ધાઓનો સંહાર કરવા લાગ્યો. માનો વક્ર તથા અતિવક્ર ગતિ કરીને મંગળ નામ-

નો ગ્રહ જગતનો નાશ કરવા લાગ્યો.[૧] હે રાજન્! અર્જુનનાં બાણોથી ઘવાઈ ગયેલા મનુષ્યો, ઘોડાઓ, રથો તથા હાથીઓ એકદમ ચલાયમાન થઈ જવા લાગ્યા, આજુબાજુ ભમવા લાગ્યા, નાશ પામવા લાગ્યા, પડવા લાગ્યા અને મ્લાન થઈ જવા લાગ્યા.[૨] વળી અર્જુન એ સંગ્રામમાં યુદ્ધ કરી રહેલા શત્રુવીરોના રથોમાં જોડેલા શ્રેષ્ઠ ઘોડાઓને, સારથિઓને, ધજાઓને, ધનુષ્યોને, બાણોને, હાથોને, હાથોમાં રહેલાં શસ્ત્રોને, બાહુઓને તથા ભલ્લજાતિનાં બાણો, ક્ષુરજાતિનાં બાણો, અર્ધચંદ્ર બાણો અને વત્સદંત બાણો મૂકવા લાગ્યો અને મસ્તકોને કચાકચ કાપવા મંડ્યો.[૩,૪] તે પછી એક ગાયને માટે લડી રહેલા આખલા સામે જેમ બીજા આખલાઓ યુદ્ધ કરવાની ઇચ્છાથી તૂટી પડે, તેમ સેંકડો અને હજારો શૂરા યોદ્ધાઓ અર્જુનના પર તૂટી પડ્યા.[૫] એ વેળા તે યોદ્ધાઓનું તથા અર્જુનનું, ત્રૈલોક્યવિજય સમયે દૈત્યોનું તથા ઇંદ્રનું જેવું યુદ્ધ થયું હતું, તેવું જ રુવાં ખડાં કરી નાખનારું તુમુલ યુદ્ધ થવા લાગ્યું. તેમાં ઉગ્રાયુધના પુત્રે સર્પોના સરખાં ત્રણ ઝેરી બાણો વડે અર્જુનને વીંધી નાખ્યો, એટલે તુરત અર્જુને તેના મસ્તકને ધડથી જુદું પાડ્યું.[૬,૭] પછી વર્ષાકાળમાં વાયુથી ઊછળી રહેલા મેઘો જેમ હિમાચલ પર વૃષ્ટિ કરી મૂકે, તેમ ક્રોધાયમાન થયેલા તે યોદ્ધાઓ જાતજાતનાં શસ્ત્રો વડે સર્વ તરફથી અર્જુન પર વૃષ્ટિ કરવા લાગ્યા;[૮] પરંતુ અર્જુન શત્રુઓનાં તે શસ્ત્રોને અસ્ત્રો વડે અટકાવી દેવા લાગ્યો અને બરાબર તાકીને મારેલાં બાણો વડે ઘણા શત્રુઓને સંહારવા લાગ્યો.[૯] તેણે ઘણા રથોના ત્રિવેણુઓને કાપી નાખ્યા, ઘણા ઘોડાઓને મારી નાખ્યા, ઘણા પૃષ્ઠરક્ષકો તથા સારથિઓને હણી નાખ્યા અને ઘણા યોદ્ધાઓને ભાથા, રથધ્વજ તથા ચક્ર વિનાના કરી નાખ્યા.[૧૦] વળી અર્જુને કેટલાએક રથોને કપાયેલી દોરીઓવાળા, કપાયેલાં જોતરોવાળા, કપાયેલી ધરીઓવાળા, કપાયેલા ઊંટડાઓવાળા તથા છિન્નભિન્ન થયેલા આચ્છાદનવાળા કરી મૂક્યા.[૧૧] તે રણમાં છિન્નભિન્ન થયેલા અનેક કિંમતી રથો અગ્નિ, વાયુ તથા જળથી નષ્ટ થયેલાં ધનવાનોનાં ગૃહોની પેઠે જણાતા હતા. ત્યાં વજ્ર તથા અશનિ સમાન સખ્ત પ્રહારવાળાં અર્જુનનાં બાણો વડે ઘણા હાથીઓનાં મર્મસ્થાનો છિન્નભિન્ન થઈ ગયાં અને પર્વતનાં શિખરો પર ચણેલાં ગૃહો જેમ વજ્રપાત તથા અગ્નિથી કકડી પડે, તેમ તેઓ રણભૂમિ પર તૂટી પડવા લાગ્યા.[૧૨,૧૩] અર્જુનનાં બાણોથી ઘાયલ થયેલા ઘણા ઘોડાઓ પોતાના સવારો સાથે રણમાં ઢળી પડવા લાગ્યા. તેમની જીભ તથા તેમનાં આંતરડાં બહાર નીકળી પડ્યાં અને લોહીલુહાણ થવાથી તેઓ એટલા બધા ક્ષીણ થઈ ગયા હતા કે, તેઓ અતિ ભયંકર જણાતા હતા. વળી હે રાજા! અર્જુનનાં નારાચ બાણોથી પરોવાઈ ગયેલા ઘણા યોદ્ધાઓ, ઘોડાઓ તથા હાથીઓ ચક્કર ખાઈ ખાઈને રણક્ષેત્રમાં ભમવા લાગ્યા, ઠોકરો ખાવા લાગ્યા, ટપોટપ પડવા લાગ્યા, મોટી મોટી બૂમો પાડવા લાગ્યા અને તદ્દન મ્લાન થવા લાગ્યા.[૧૪,૧૫] ત્યાં મહેંદ્ર જેમ દાનવોનો સંહાર કરે, તેમ અર્જુન પણ વજ્ર, અશનિ તથા સરાણ પર ઘસેલાં ઝેર સરખાં અનેક તીક્ષ્ણ બાણો વડે શત્રુઓને સંહારવા લાગ્યો. એ મહારણમાં મહાકિંમતી અલંકારો, તરેહતરેહનાં વસ્ત્રો અને ભાતભાતનાં આયુધોને ધારણ કરનારા ઘણા વીરપુરુષોને અર્જુને રથ અને ધજાઓ સહિત મારી નાખ્યા હતા.[૧૬,૧૭] વળી પુણ્યકર્મોને કરનારા તથા ઉત્તમ કુળમાં જન્મીને જગતમાં પ્રસિદ્ધ થયેલા ઘણા યોદ્ધાઓ રણમાં પરાજય પામીને પૃથ્વી પર પડી પોતાનાં ઉત્કૃષ્ટ કર્મોથી સ્વર્ગ-

લોકમાં પહોંચી ગયા હતા.[૧૮] એ સમયે તમારા પક્ષના અનેક દેશના મુખ્ય રાજાઓ પોતાની ટુકડીઓને સાથે રાખીને રથીશ્રેષ્ઠ અર્જુન સામે ક્રોધપૂર્વક ધસી આવ્યા. તેઓ રથો, ઘોડાઓ તથા હાથીઓ પર બેસી બેસીને અને કેટલાએક તો પગપાળા થઈને અર્જુનને મારી નાખવાની ઇચ્છાથી દોડી આવ્યા, તેમજ જાતજાતનાં આયુધોને એકદમ ફેંકવા લાગ્યા; પરંતુ તે યોદ્ધાઓરૂપ મહામેઘોએ છોડી મૂકેલી આયુધોની મહાવૃષ્ટિને અર્જુનરૂપી મહાપ્રચંડ વાયુ તીક્ષ્ણ બાણો મૂકી મૂકીને તત્કાળ નાશ કરી નાખવા લાગ્યો.[૧૯-૨૧] ઘોડાઓ, પાળાઓ, હાથીઓ, રથો તથા મહાશસ્ત્રોના સમૂહરૂપ એ મોટા સરોવરને તે શસ્ત્રો તથા અસ્ત્રોરૂપ પુલથી એકાએક તરી જવા ઇચ્છવા લાગ્યો.[૨૨] ત્યારે વાસુદેવ શ્રીકૃષ્ણ તેને કહેવા લાગ્યા: 'હે નિર્દોષ અર્જુન! તું આવી રીતે રમત શું રમી રહ્યો છે? આ સંશપ્તક યોદ્ધાઓનો સંહાર કરી નાખી તું કર્ણનો નાશ કરવા માટે ઉતાવળ કર.'[૨૩] એટલે અર્જુને શ્રીકૃષ્ણને કહ્યું: 'ભલે.' પછી ઇંદ્ર જેમ દૈત્યોનો સંહાર કરે, તેમ અર્જુન બળપૂર્વક શસ્ત્રો ફેંકીને બાકી રહેલા સંશપ્તકોનો સંહાર કરવા લાગ્યો. એ મહારણમાં અર્જુન બાણ ક્યારે લેતો હતો અને ક્યારે સાંધતો હતો, તે કોઈ જોઈ શકતું ન હતું. વળી બરાબર સાવધાન થઈને જોનારાઓને પણ તે બાણોને ક્યારે છોડે છે, એ પણ બરાબર દેખાતું ન હતું.[૨૪,૨૫] હે ભારત! હંસપક્ષીઓ જેમ કોઈએક તળાવમાં પ્રવેશ કરે, તેમ હંસોના સરખાં ગૌરવર્ણાં અર્જુનનાં તે બાણો સૈન્યસરોવરમાં પ્રવેશ કર્યે જતાં હતાં, ત્યારે શ્રીકૃષ્ણ પણ અર્જુનના તે કર્મને આશ્ચર્યજનક માનવા લાગ્યા.[૨૬] આ રીતે જ્યારે મનુષ્યોનો સંહાર ચાલી રહ્યો હતો, ત્યારે ગોવિંદ સંગ્રામભૂમિ તરફ દૃષ્ટિ કરીને અર્જુન પ્રત્યે કહેવા લાગ્યા:[૨૭] 'ઓ પાર્થ! કેવળ એક દુર્યોધનને માટે જ ભારતભૂમિના આ સર્વ રાજાઓનો મહારૌદ્ર સંહાર થઈ રહ્યો છે.[૨૮] હે ભારત! તું જો તો ખરો! મોટા મોટા ધનુર્ધર યોદ્ધાઓનાં સુવર્ણની પીઠવાળાં ધનુષ્યો, અલંકારો તથા ભાથાઓ કેવા છિન્નભિન્ન થઈ વીખરાઈ પડ્યા છે! સુવર્ણમય પૂંખવાળાં તથા નમેલા પર્વવાળાં બાણો, કાંચળી વિનાના સર્પો સરખાં તેલ પાયેલાં નારાચો, સુવર્ણથી શોભતાં ભાતભાતનાં તોમરો અને સુવર્ણજડિત પૃષ્ઠભાગવાળી ઢાલો એ બધાં ભાંગ્યાંતૂટ્યાં વેરાઈ પડ્યાં છે. વળી સુવર્ણવિકૃત ભાલાઓ, સુવર્ણભૂષિત શક્તિઓ, સુવર્ણના પટ્ટા બાંધેલી મોટી ગદાઓ, સોનેરી મૂઠોવાળી બેધારી તલવારો, સુવર્ણભૂષિત પટ્ટિશો તથા સુવર્ણના અદ્‌ભુત દાંડાવાળી ફરસીઓ રણભૂમિ પર આડીઅવળી પડી છે, તે તું જો. વળી જો આ તરફ પરિઘો, ભિંદિપાલો, ભુશુંડીઓ, કુણપો, લોખંડી ભાલાઓ તથા વજનદાર મુસલો પણ જ્યાંત્યાં પડ્યાં છે. વળી જો મરણ પામીને પડેલા આ વિજયલાલસુ બળવાન યોદ્ધાઓ ગતસત્ત્વ થઈ પડ્યા છે, છતાં હાથમાં શસ્ત્રો લઈને પડેલા હોવાથી તે જાણે જીવતા હોય તેવા દેખાય છે.[૨૯-૩૫] હે શત્રુસંહારક અર્જુન! જો આ હજારો યોદ્ધાઓનાં ગાત્રો ગદાઓથી છૂંદાઈ ગયાં છે, તેમનાં મસ્તકો મુસલોથી ભાંગી ગયાં છે અને તેઓ હાથીઓ, ઘોડાઓ તથા રથોની નીચે કચડાઈ ગયા છે.[૩૬] મનુષ્યો, હાથીઓ તથા ઘોડાઓનાં શરીરો પણ બાણો, શક્તિઓ, ઋષ્ટિઓ, તોમરો, તલવારો, પટ્ટિશો, ભાલાઓ અને નખરોથી ઘણેભાગે છિન્નભિન્ન થઈ ગયાં છે. તેઓ લોહીના ધોધોથી લગભગ ભીંજાઈ ગયાં છે. અરે! ગતપ્રાણ થયેલા તે યોદ્ધાઓથી આ રણભૂમિઓ કેવી ઢંકાઈ ગઈ છે, તે તું જો. હે ભરતવંશી અર્જુન! ચંદનથી ચર્ચાયેલા આ

બાહુઓથી આ રણભૂમિ શોભી રહી છે.[૩૭-૩૯] જો, તે બાહુઓ, બાજુબંધો, સુંદર અલંકારો, હાથે બાંધવાનાં મોજાંઓ અને કેયૂરોને ધારણ કરનારા છે. મોજાંઓને ધારણ કરનારાં પોંચાંઓથી, છિન્ન-ભિન્ન થયેલા અલંકારોથી, યોદ્ધાઓની હાથીઓ-ની સૂંઢો સરખી કપાયેલી સાથળોથી અને સુંદર મુકુટો પહેરેલાં કુંડળોવાળાં મસ્તકોથી આ રણક્ષેત્ર કેવું શોભાયમાન દેખાય છે, તે તું જો. જો, બહુધા ભાંગીતૂટી પડેલા આ રથો ! તેમને સુવર્ણની સુંદર ઘૂઘરીઓ બાંધેલી છે અને તેમાં લોહીથી તરબોળ થયેલા ઘોડાઓ જોડેલા છે. વળી અનુકર્ષો, ઉપાસંગો, પતાકાઓ, ધ્વજાઓ તથા યોદ્ધાઓના શ્વેતવર્ણના મોટા મોટા શંખો જ્યાંત્યાં વીખરાઈ પડ્યા છે, તે તું જો. જો, આ તરફ નજર કર. મોટા પર્વતો સરખા દેખાતા આ હાથીઓ અહીં સૂઈ રહ્યા છે અને તેમની જીભો બહાર નીકળી પડી છે. વળી ભાતભાતની ધ્વજપતાકા-ઓ, મરણ પામેલા હાથીસવારો, હાથીઓની ઝૂલો, ઢગલો થઈ પડેલા અનેક કામળાઓ, ફાટી-તૂટી ગયેલી તરેહતરેહની રંગબેરંગી હાથીની ઝૂલો, હાથીઓના પછડાટથી ભાંગીને ભુક્કો થઈ ગયેલી ઘંટડીઓ તથા વૈડૂર્ય મણિના દાંડાવાળા આ અંકુશો રણભૂમિ પર પડ્યા છે, તે તું જો. તું આ તરફ પણ દૃષ્ટિ કર. ઘોડાઓની ધૂંસરી-ઓ, રત્નજડિત છાતીએ બાંધવાના પટ્ટાઓ, ઘોડે-સવારોને હાથમાં રાખવાની ધ્વજાઓના અગ્રભાગમાં રહેનારાં જરીભરેલાં વસ્ત્રો, રંગબેરંગી મણિઓના જડતરકામથી અદ્ભુત દેખાતાં તથા જરીના ભરત-કામથી સુશોભિત એવાં રંકમૃગનાં ચામડાંનાં બનાવેલાં ઘોડાઓ પરનાં પાથરણાં પણ જ્યાંત્યાં પડ્યાં છે. જો, રાજાઓના મુકુટો, જાતજાતની સુવર્ણની માળાઓ, ભાંગીતૂટી ગયેલાં છત્રો અને ચામરો પણ આડાંઅવળાં રડવડે છે. આખી રણ-ભૂમિ ચંદ્ર તથા નક્ષત્રો સમાન કાંતિવાળાં, સુંદર કુંડળોને ધારણ કરનારાં, બરાબર કતરાવેલી દાઢી-મૂછોવાળાં અને પૂર્ણિમાના ચંદ્ર સમાન જણાતાં મુખોથી છવાઈ ગઈ છે; તેથી રાત્રે તથા દિવસે ખીલનારાં કમળોથી પ્રફુલ્લ થયેલું કોઈએક સરોવર હોય તેમ તે શોભે છે. વળી ચંદ્રવિકાસી અને સૂર્યવિકાસી કમળો સમાન કાંતિવાળાં રાજાઓનાં મુખો પણ જ્યાંત્યાં રડવડે છે જો, આ સમયે રણભૂમિ શરદઋતુમાં નક્ષત્રમાળાઓવાળી આકાશ-ની શોભાનું અનુકરણ કરે છે. વળી જો, ઉદય પામેલા તારાગણોથી વિચિત્ર જણાતું અને નિર્મળ ચંદ્રની પ્રભાથી ઉજ્જ્વળ થયેલું જાણે આકાશ હોય તેમ આ રણભૂમિ દેખાય છે. હે અર્જુન ! આ મહારણમાં તેં જે કર્મ કરી દેખાડ્યું છે, તે તને યોગ્ય છે અથવા સ્વર્ગમાં રહેલા દેવરાજ ઇંદ્રને જ યોગ્ય છે.' એ પ્રમાણે શ્રીકૃષ્ણ અર્જુનને યુદ્ધ-ભૂમિનું દૃશ્ય દેખાડતા દેખાડતા જતા હતા, તેવામાં દુર્યોધનના સૈન્યમાં મહાન શબ્દ સંભળાયો. શંખ તથા દુંદુભિઓનો ઘોષ, ભેરી અને પણવોનો નાદ; રથો, ઘોડાઓ તથા હાથીઓની ગર્જનાઓ અને જાતજાતનાં શસ્ત્રોના દારુણ અવાજો કાને અથડાવા લાગ્યા; એટલે શ્રીકૃષ્ણ વાયુ સમાન વેગ-વાળા ઘોડાઓને દોડાવીને તે સૈન્યમાં દાખલ થયા અને જઈને જોયું તો પાંડયરાજા તમારા સૈન્યને પીડી રહ્યો હતો. તે જોઈને શ્રીકૃષ્ણ તો વિસ્મય જ પામી ગયા; કારણ કે ધનુર્વિદ્યામાં કુશળ એવો તે પાંડયરાજા અનેક જાતનાં બાણો મૂકીને કાળની પેઠે શત્રુઓનાં ટોળાંઓનો સંહાર કરી રહ્યો હતો. યોદ્ધાઓમાં શ્રેષ્ઠ ગણાતો તે રાજા તીક્ષ્ણ જાતિનાં બાણો મારીને હાથીઓ, ઘોડાઓ અને મનુષ્યોનાં શરીરોને કાપી નાખી પ્રાણરહિત કરી નાખી પાડી નાખતો હતો. આમ ઇંદ્ર જેમ અસુરોનો નાશ કરે, તેમ શત્રુવીરોનાં અસ્ત્રો તથા જાતજાતનાં શસ્ત્રોને

બાણો વડે કાપી નાખીને પાંડ્યરાજ શત્રુઓનો નાશ કરી રહ્યો હતો.[૪૦–૫૮]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'સંકુલયુદ્ધ' નામનો અધ્યાય ૧૯મો સમાપ્ત

# अध्याय २०मो

## પાંડ્યરાજાનું પતન

॥ धृतराष्ट्र उवाच ॥

**प्रोक्तस्त्वया पूर्वमेव प्रवीरो लोकविश्रुतः ।**
**न त्वस्य कर्मसंग्रामे त्वया संजय कीर्तितम् ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર બોલ્યો: હે સંજય! પાંડ્યરાજ એક લોકપ્રખ્યાત વીર પુરુષ છે; એમ તેં પ્રથમ જ કહ્યું. પણ સંગ્રામમાં તેણે જે પરાક્રમ કર્યું હતું, તે મારી પાસે તેં કહ્યું નહિ.[૧] માટે હવે તે વીર પુરુષના પરાક્રમને, યુદ્ધશિક્ષાને, પ્રભાવને, વીર્યને, પ્રમાણને તથા ગર્વને તું વિસ્તારપૂર્વક મને કહે.[૨]

સંજય બોલ્યો: હે રાજા! ભીષ્મ, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, અશ્વત્થામા, કર્ણ, અર્જુન તથા શ્રીકૃષ્ણ આદિ જે મહારથીઓને તમે સર્વશ્રેષ્ઠ તથા ધનુર્વિદ્યામાં પરિપૂર્ણ થયેલા માનો છો, તે જ સર્વ મહારાથીઓ પર પાંડ્યરાજ પોતાના વીર્યના આશ્રયથી નિત્ય આક્ષેપ કર્યા કરતો હતો. કોઈ રાજાને તે પોતાની તુલ્ય માનતો નહિ. અરે! ભીષ્મપિતામહ તથા દ્રોણાચાર્યની જોડે પણ પોતાની તુલના થાય, એ તેનાથી સહન થતું નહિ. વળી શ્રીકૃષ્ણ તથા અર્જુનના કરતાં પોતાનામાં ન્યૂનતા છે, એમ તે કદી ઇચ્છતો નહિ. આવો તે રાજવર પાંડ્ય સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ હતો. તે રાજા કોપાયમાન થયેલા કાળની પેઠે કર્ણના સૈન્યનો સંહાર કરવા લાગ્યો.[૩–૬] તેણે પોતાના બળથી એ સૈન્યના પર એવો તો મારો ચલાવવા માંડ્યો કે, રથ, ઘોડા અને પાળા વગેરેથી ભરેલું તે સૈન્ય કુંભારના ચાકડાની પેઠે ચોતરફ ભમવા લાગ્યું. વાયુ જેમ મેઘમંડળોને વીખેરી ઉડાડી નાખે, તેમ એ પાંડ્યરાજા સારી રીતે ફેંકેલાં બાણો વડે શત્રુયોદ્ધાઓને ઘોડા, સારથિ, ધ્વજા તથા રથ વિનાના કરી નાખતો હતો અને હાથીસવારોનાં આયુધોને કાપી નાખતો હતો.[૭,૮] તેણે હાથીઓ તથા તેમના મહાવતોને પતાકા, આયુધ તથા ધજાઓ વિનાના કરી નાખ્યા અને ઇંદ્ર જેમ પર્વતોનો નાશ કરે, તેમ તે ઘણા રાજાઓનો તેમના પાદરક્ષકો સહિત વિનાશ કરવા લાગ્યો.[૯] ઘણા ઘોડેસવારોનો તથા ઘોડાઓનો તેણે શક્તિ, ભાલા તથા ભાથાઓ સહિત ઘાણ કાઢી નાખ્યો. પુલિંદ, ખસ, બાહ્લિક, નિષાદ, આંધ્રક, કુંતલ, દાક્ષિણાત્ય અને સંગ્રામમાં કઠોર એવા શૂરા ભોજયોદ્ધાઓને પાંડ્યરાજે શસ્ત્ર તથા કવચથી હીન કરી નાખ્યા અને તેમને બાણો વડે પ્રાણરહિત પણ કરી નાખ્યા. આ રીતે યુદ્ધમાં નીડર થઈને બાણો વડે ચતુરંગી સેનાનો સંહાર કરી રહેલા પાંડ્યરાજાને જોઈને દ્રોણપુત્ર અશ્વત્થામા બેધડક થઈ તેની સામા ધસી ગયા.[૧૦–૧૨] અને નિર્ભયની પેઠે એ રાજાને સંબોધીને યોદ્ધાઓમાં શ્રેષ્ઠ એવા તે અશ્વત્થામા મંદ મંદ હસીને તેને મધુરતાપૂર્વક બોલાવવા લાગ્યા:[૧૩] 'કમળની પાંખડી સમાન નેત્રવાળા હે રાજા! ઉત્તમ કુળમાં જન્મ ધરી તું પ્રસિદ્ધ થયો છે, તારું શરીર વજ્ર સરખું અતિ દૃઢ છે અને તારાં બળ તથા પુરુષાર્થ આ જગતમાં પ્રખ્યાત છે.[૧૪] તારા મહાન ધનુષ્યની લાંબી પ્રત્યંચાને મુષ્ટિપ્રદેશમાં પકડીને જ્યારે તું વિશાળ એવા બન્ને બાહુઓ વતી ટંકાર કરે છે, ત્યારે તું મહામેઘની પેઠે અત્યંત શોભે છે.[૧૫] તું શત્રુઓ પર મોટા વેગવાળી બાણવૃષ્ટિથી વરસી રહ્યો છે, તે જોઈ આ યુદ્ધમાં મારા સિવાયનો બીજો એક પણ વીર તારી સામે યુદ્ધ કરે તેવો મને દેખાતો નથી.[૧૬] જેમ કોઈ એક ભયંકર બળવાન સિંહ નિર્ભય થઈને મૃગોનાં

ટોળાંઓનો વનમાં સંહાર કરી નાખે છે, તેમ તું એકલો જ અનેક રથ, હાથી, પદાતિ તથા ઘોડાઓનો રણમાં સંહાર કરી રહ્યો છે.[૧૭] હે રાજા ! વર્ષાઋતુની આખરમાં અતિવૃષ્ટિ કરીને ઊગેલા ધાન્યનો નાશ કરી મેઘ ગાજી રહે છે, તેમ તું રથના મોટા ધડધડાટથી શોભી રહ્યો છે.[૧૮] માટે મારું કહેવાનું એ છે કે, ભાથામાંથી સર્પ સરખાં તીક્ષ્ણ બાણોને કાઢી કાઢીને અંધકાસુર જેમ શંકર સાથે લડ્યો હતો, તેમ તું પણ મારા એકલાની સાથે જ યુદ્ધ કર.[૧૯] અશ્વત્થામાએ એ પ્રમાણે કહ્યું, ત્યારે પાંડ્યરાજે તેમને કહ્યું. 'બહુ સારું, પ્રથમ તમે જ મને પ્રહાર કરો.' એટલે તરત જ અશ્વત્થામાએ પાંડ્યરાજાને પ્રથમ પ્રહાર કર્યો. ત્યાં તો તુરત જ મલયાચળના આકારની ધજાવાળા અથવા મલયધ્વજ એવા બીજા નામવાળા એ પાંડ્યરાજાએ કાનના આકારના એક બાણ વડે દ્રોણપુત્રને વીંધી નાખ્યા.[૨૦] ત્યારે અશ્વત્થામાએ પણ મર્મને ભેદી નાખે તેવાં અતિ ઉગ્ર અને અગ્નિની શિખા સરખાં બાણો મૂકીને પાંડ્યરાજાને હસતાં હસતાં માર માર્યો. વળી પણ અશ્વત્થામાએ દશમી× ગતિનો આશ્રય કરીને મર્મસ્થાનો તોડી નાખે તેવાં અતિ તીક્ષ્ણ ફળાવાળાં કેટલાંએક નારાચબાણો છોડી મૂક્યાં.[૨૧,૨૨] પરંતુ પાંડ્યરાજાએ નવ તીક્ષ્ણ બાણો મારીને તેમનાં બાણોને કાપી નાખ્યાં અને બીજાં ચાર બાણો વડે તેમના ચારેય ઘોડાઓને પ્રહાર કર્યો, એટલે તેઓ તત્કાળ પ્રાણરહિત થઈ ગયા.[૨૩] વળી બીજાં કેટલાંએક તીક્ષ્ણ બાણો મૂકીને પાંડયરાજાએ સૂર્ય સમાન તેજસ્વી એવા તે અશ્વત્થામાનાં બાણો કાપી નાખ્યાં, તેમ જ તેમના ધનુષ્યની લાંબી દોરીના પણ ટુકડા કરી નાખ્યા.[૨૪] પછી શત્રુસંહારક અશ્વત્થામાએ બીજા એક દિવ્ય ધનુષ્યમાં દોરી ચઢાવી દીધી. પછી માણસોએ રથમાં બીજા ઘોડાઓ પણ જોડી દીધા હતા. તે જોઈને તેમણે હજારો બાણો છોડી મૂક્યાં. ત્યાં જોતજોતામાં તો બ્રાહ્મણ અશ્વત્થામાએ આકાશ તથા દિશાઓને બાણોથી ભરપૂર કરી દીધી.[૨૫,૨૬] પુરુષશ્રેષ્ઠ પાંડ્યરાજા જાણતો જ હતો કે, મહાત્મા દ્રોણપુત્ર જે બાણો ફેંકે છે તે બધાં અક્ષય છે; છતાં તેણે તે કાપવા જ માંડયાં હતાં.[૨૭] ઘણો જ યત્ન કરીને શત્રુએ અશ્વત્થામાનાં બાણો આખરે કાપી નાખ્યાં તથા તેમના ચક્રરક્ષકોને પણ તીક્ષ્ણ બાણો મારીને રણમાં રોળી નાખ્યા.[૨૮] પોતાના શત્રુની એ ચાલાકી જોઈને દ્રોણપુત્રે પોતાના ધનુષ્યને એકદમ ગોળાકારે વાળી દીધું અને મેઘ જેમ જળવૃષ્ટિ કરી મૂકે તેમ તેમણે બાણોની વૃષ્ટિ કરી મૂકી.[૨૯] હે રાજા ! એ યુદ્ધમાં અશ્વત્થામાએ એટલાં બધાં બાણો છોડી મૂક્યાં હતાં કે, આઠ

× બાણો ફેંકવા માટે જુદી જુદી દશ ગતિઓનો આશ્રય કરવામાં આવે છે તે દશેય ગતિઓને નીલકંઠે દર્શાવી છે

उन्मुख्याभिमुखी तिर्यङ् मंदा गोमूत्रिका ध्रुवा ।
स्खलिता यमकाक्रान्ता क्रुष्टेतीघुगतीर्विदु ॥

ઉન્મુખી, અભિમુખી, તીરછી, મંદા, ગોમૂત્રિકા, ધ્રુવા સ્ખલિતા, યમકાક્રાન્તા, ક્રુષ્ટા અને અતિક્રુષ્ટા આ દશ બાણગતિઓ છે, એમ પંડિતો કહે છે તેમાં મસ્તક હૃદય અને બે પડખામાં પ્રહાર કરવા માટે અનુક્રમે ઉન્મુખી અભિમુખી તથા તીરછી એ ત્રણ બાણગતિઓનો આશ્રય કરવામાં આવે છે. ચોથી મંદા ગતિવાળું બાણ લગાર ઉપરથી ચામડીને જ ભેદે છે. પાંચમી ગોમૂત્રિકાવાળું બાણ કવચને તોડી પાડે છે અને ડાબીજમણી બન્ને બાજુમાં ગમન કરે છે. છઠ્ઠી ધ્રુવા ગતિવાળું બાણ નિયમપૂર્વક અવશ્ય લક્ષ્યને ભેદી જ નાખે છે. સાતમી સ્ખલિતા ગતિવાળું બાણ લક્ષ્યથી ચૂકી જાય છે–વ્યર્થ પડે છે આઠમી યમકાક્રાન્તા ગતિવાળું બાણ લક્ષ્યને ભેદી નાખી સોસરું નીકળી જાય છે નવમી ક્રુષ્ટા ગતિવાળું બાણ લક્ષ્યના બાહુ આદિ અમુક એક જ ભાગનો નાશ કરે છે. પણ દશમી અતિક્રુષ્ટા ગતિવાળું બાણ તો મસ્તકને ઉડાડી પાડી તે મસ્તકની સાથે જ ઘણું દૂર જઈ પડે છે. આ છેલ્લી ગતિનો આશ્રય કરીને અશ્વત્થામાએ બાણો ફેંક્યાં.

બળદોથી ખેંચાતાં આઠ ગાડાં જેટલાં બાણોને તે દિવસના અર્ધા પ્રહર જેટલા સમયમાં જ ખુટાડી દીધાં હતાં.[૩૦] વળી કાળની પેઠે ક્રોધાયમાન થયેલા તથા કાળના પણ કાળ સરખા દેખાતા એ અશ્વત્થામા સામે એ વેળા જે જે યોદ્ધાઓ માત્ર દૃષ્ટિ કરતા હતા તેઓ પણ પ્રાયઃ બેભાન થઈને ધરણી પર ઢળી પડતા હતા.[૩૧] ગ્રીષ્મઋતુની આખરમાં એકદમ ચઢી આવેલો મેઘ પર્વતો તથા વૃક્ષો સહિત આખી પૃથ્વી પર જેમ વૃષ્ટિ કરી મૂકે છે, તેમ અશ્વત્થામા પણ પાંડવોની સમગ્ર સેના પર બાણવૃષ્ટિ વરસાવી રહ્યા હતા.[૩૨] આ રીતે અશ્વત્થામારૂપી મેઘે અતિ દુઃસહ એવી બાણ-વૃષ્ટિ કરી મૂકી; પરંતુ પાંડ્યરાજારૂપી વાયુએ હર્ષપૂર્વક વાયવ્યાસ્ત્રનો પ્રયોગ કરી તે વૃષ્ટિને ઉડાડી પાડી ગર્જના કરી મૂકી. તે જોઈ અશ્વત્થામાએ ચંદન તથા અગરથી ચર્ચાયેલા અને બીજા એક મલયાચલ પર્વત સરખા તે રાજાના ધ્વજને કાપી નાખ્યો અને તેના ચારેય ઘોડાઓને પણ મારી નાખ્યા. વળી તેમણે એક બાણથી તેના સારથિને મારી નાખ્યો અને મહામેઘ સમાન ગાજી રહેલા તેના ધનુષ્યના પણ ટુકડા કરી નાખ્યા. વધારામાં એક અર્ધચંદ્રાકાર બાણ મારી તેમણે તેના રથના પણ તલ તલ જેવડા ટુકડા કરી નાખ્યા.[૩૩–૩૫] તેમ જ તેમણે બીજાં કેટલાં-એક અસ્ત્રોનો પ્રયોગ કરી તેનાં સર્વ અસ્ત્રો તથા સર્વ આયુધોને પણ કાપી નાખ્યાં. આ રીતે શત્રુ પોતાના હાથમાં જ સપડાયો હતો; છતાં અશ્વ-ત્થામાએ તેની સામે યુદ્ધ કરવાની ઇચ્છાથી તેને એકદમ મારી નાખ્યો નહિ.[૩૬] એ જ અરસામાં કર્ણ હાથીઓના સૈન્ય સામે ધસી ગયો હતો અને પાંડવોની મહાસેનાને રણમાંથી હાંકી કાઢતો હતો.[૩૭] હે ભારત! તેણે ઘણા રથીઓને રથ વિનાના કરી નાખ્યા હતા, તેમ જ ઘણા હાથી-સવારોને, ઘોડાઓને તથા હાથીઓને અનેક નમેલાં પર્વવાળાં બાણો વડે મારવા માંડ્યા હતા. હવે આ તરફ મહાધનુર્ધર અશ્વત્થામાએ શત્રુવિનાશન રથીશ્રેષ્ઠ પાંડ્યરાજાને રથરહિત કર્યો હતો, છતાં તેને હજી સુધી માર્યો ન હતો; કારણ કે તેમને તેની સામે યુદ્ધ કરવાની ઘણી જ આકાંક્ષા હતી.[૩૮,૩૯] તેવામાં બરાબર શણગારેલો કોઈએક બળવાન હાથીનો સવાર માર્યો ગયો હતો અને પોતે અશ્વ-ત્થામાના બાણથી થોડોઘણો ઘવાયો હતો. તે હાથી એકદમ વેગથી દોડતો આવ્યો અને આવેશપૂર્વક ગર્જના કરતો પાંડ્યરાજ પાસે આવી ચઢ્યો.[૪૦] રાજા મલયધ્વજ (પાંડ્ય) હસ્તિયુદ્ધમાં ઘણો કુશળ હતો, તેથી ગર્જના કરતો કોઈએક સિંહ જેમ પર્વત-ના શિખર પર ચઢી બેસે, તેમ તે તુરત જ પર્વતના શિખર સમાન ઊંચા તે મહાન હાથી પર એકદમ ચઢી બેઠો.[૪૧] પછી તેણે શીઘ્ર અંકુશનો પ્રહાર કરીને હાથીને ખૂબ કોપાવ્યો. હવે તે પાંડ્યરાજે પોતાનાં બળ, અસ્ત્ર ફેંકવાની ચાલાકી તથા ક્રોધપૂર્વક સૂર્યનાં કિરણો સમાન તેજસ્વી એક તોમરશસ્ત્ર ગુરુપુત્ર અશ્વત્થામા સામે છોડ્યું અને હર્ષપૂર્વક ગર્જના કરી કે, 'અલ્યા! મૂઓ, જો!' તે તોમરના પ્રહારથી અશ્વત્થામાનો મુકુટ છિન્ન-ભિન્ન થઈ ગયો. તે મુકુટ મણિ, હીરા તથા સુવર્ણ-થી શોભતો હતો અને વસ્ત્ર, પુષ્પો તથા મોતીઓથી અલંકૃત હતો. ઇંદ્રના વજ્રપ્રહારથી તૂટી પડેલું પર્વતનું મહાન શિખર કડડડ કરતું જેમ પૃથ્વી પર પછડાઈ પડે, તેમ સૂર્ય, ચંદ્ર, ગ્રહો તથા અગ્નિ સમાન ઝળહળતો તે મુકુટ ઘણા જોસથી પૃથ્વી પર પછડાઈ પડ્યો અને ભાંગીને ભુક્કો થઈ ગયો.[૪૨–૪૪] પોતાનો મુકુટ જ્યારે પૃથ્વી પર તૂટી પડ્યો, ત્યારે પગની લાત મારેલા મોટા નાગરાજની પેઠે અશ્વત્થામા અતિશય ક્રોધથી ધૂંધ-વાઈ ઊઠ્યા. તેમણે સાક્ષાત્ કાળદંડ સરખાં અને

શત્રુઓને પીડા કરનારાં ચૌદ બાણો ઉઠાવ્યાં.[૪૫] તેમાંથી તેમણે પાંચ બાણો વડે હાથીના ચારે પગોને તથા સૂંઢને કાપી નાખ્યાં, તેમ જ બીજાં ત્રણ બાણો વડે પાંડ્યરાજના બે બાહુઓને અને મસ્તકને કાપી નાખ્યાં. વળી બાકી રહેલાં બીજાં છ બાણો વડે તેમણે અનુત્તમ કાંતિવાળા પાંડ્યરાજના છ મહારથી અનુચરોને મારી નાખ્યા.[૪૬] એટલે પાંડ્યરાજના અત્યંત લાંબા, ગોળ, ઉત્તમ ચંદનથી ચર્ચેલા અને સુવર્ણ, મોતી, મણિ તથા હીરાઓના અલંકારોને ધારણ કરનારા તે બે બાહુઓ રણભૂમિ પર પડ્યા અને ગરુડે મારી નાખેલા બે સર્પોની પેઠે તરફડવા લાગ્યા.[૪૭] વળી પૂર્ણિમાના ચંદ્ર સમાન પ્રભાવાળું, રોષને લીધે લાલચોળ બની ગયેલાં વિશાળ નેત્રોવાળું અને સુંદર નાસિકાવાળું તે રાજાનું મસ્તક પણ તે બન્ને બાહુઓની મધ્યમાં પડ્યું અને વિશાખા નામનાં બે નક્ષત્રોના મધ્યમાં રહેલા પૂર્ણચંદ્રની જેમ રણભૂમિ પર શોભી રહ્યું.[૪૮] કુશળ યોદ્ધા અશ્વત્થામાએ પાંચ બાણો વડે તે હાથીના છ ટુકડા કરી નાખ્યા હતા અને ત્રણ બાણો વડે પાંડ્યરાજના ચાર ટુકડા કરી નાખ્યા હતા. આમ દશ વિભાગના હવિષ વાળી ઇષ્ટિમાં પિષ્ટપિંડ–પુરોડાશના જેમ દશ ટુકડા કરવામાં આવે છે, તેમ તેમણે એ દશ ટુકડા કર્યા હતા.[૪૯] આ રીતે રણમાં યુદ્ધ કરી પાંડ્યરાજએ રાક્ષસોને ઘણા ઘોડાઓ, મનુષ્યો તથા હાથીઓનાં બલિદાનો વિભાગપુરઃસર આપ્યાં હતાં. આખરે પિતૃઓને પ્રિય એવો શ્મશાનનો અગ્નિ જેમ પ્રેતશરીરરૂપ હવિષને પામ્યા પછી જળ વડે શાંત થાય છે, તેમ એ રાજા પણ શાંત થયો હતો.[૫૦] આ પ્રમાણે સમાપ્ત વિદ્યાવાળા ગુરુપુત્ર અશ્વત્થામાએ પાંડ્યરાજનાં વધરૂપ કર્મને જ્યારે પૂરું કર્યું, ત્યારે બલિરાજના પરાજય સમયે ઇંદ્રે જેમ વિષ્ણુનું સન્માન કર્યું હતું, તેમ સુહૃદોથી વીંટાયેલા તમારા પુત્રે સુહૃદોની સાથે તેમનું અતિ હર્ષપૂર્વક સન્માન કર્યું હતું.[૫૧]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'પાંડ્યરાજનો વધ' નામનો અધ્યાય ૨૦ મો સમાપ્ત

## અધ્યાય ૨૧ મો

### કર્ણ અને પાંડવોની ભેટ

॥ धृतराष्ट्र उवाच ॥

**पांड्ये हते किमकरोदर्जुनो युधि संजय ।**
**एकवीरेण कर्णेन द्रावितेषु परेषु च ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર બોલ્યોઃ હે સંજય! એ યુદ્ધમાં પાંડ્યરાજા માર્યો ગયો અને બીજી તરફ એકલવીર કર્ણ શત્રુઓને હાંકી કાઢવા મંડ્યો, ત્યારે અર્જુને શું કર્યું હતું?[૧] પાંડુપુત્ર અર્જુન ધનુર્વિદ્યામાં પરિપૂર્ણ થયેલો છે, બળવાન છે, સર્વ જાતનાં અસ્ત્રોથી યુક્ત છે, વીર છે અને સર્વ ભૂતોમાં અજિત રહેવાની મહાત્મા શંકરે તેના પર કૃપા કરી છે.[૨] હે સંજય! શત્રુઓનો વિનાશ કરનારા તે અર્જુન તરફથી મને તીવ્ર મહાભયની શંકા રહ્યા કરે છે. માટે તે અર્જુને રણમાં જે કર્મ કર્યું હોય, તે મને કહે.[૩]

સંજય બોલ્યોઃ જ્યારે પાંડ્યરાજા યુદ્ધમાં મરણ પામ્યો, ત્યારે શ્રીકૃષ્ણ ઉતાવળા ઉતાવળા અર્જુનને આ પ્રમાણે હિતવચન કહેવા લાગ્યાઃ 'ઓ અર્જુન! આ સર્વ સૈન્યમાં નજર નાખતાં રાજા યુધિષ્ઠિર મને જોવામાં આવતા નથી. સર્વ પાંડવો પણ ઘણે દૂર નીકળી ગયા હોય તેમ લાગે છે.[૪] સર્વ પાંડવયોદ્ધાઓ પાછા ફર્યા છે, તેથી શત્રુઓના સૈન્યમાં વળી મોટું ભંગાણ પડેલું પણ દેખાય છે. પેલી તરફ અશ્વત્થામાના સંકલ્પથી કર્ણે ઘણા સંજયયોદ્ધાઓને મારી નાખ્યા છે.[૫] વળી તેણે ઘોડાઓ, રથો અને હાથીઓનો પણ મહાન સંહાર કરી નાખ્યો છે.' આમ વીર

વાસુદેવે સર્વ વૃત્તાંત અર્જુનને કહી સંભળાવ્યો.[૬] તે સાંભળીને તથા પોતાના ભાઈ પર મહા ઘોર સંકટ આવી પડેલું જોઈને અર્જુને શ્રીકૃષ્ણને કહ્યું: 'હે હૃષીકેશ! આપણા ઘોડાઓને હવે તે તરફ જલદી હંકારો.'[૭] એટલે જેની સામે કોઈ પણ યોદ્ધો ટકી શકતો ન હતો, તેના દિવ્ય રથને શ્રીકૃષ્ણ આગળ લઈ ચાલ્યા. ત્યાં, તે સ્થળે દારુણ ભેટંભેટા ફરી પ્રકટ થઈ.[૮] ભીમસેન આદિ પાંડવો તથા કર્ણ આદિ અમે કૌરવો નિર્ભય થઈને ફરી સામસામા આવી ગયા.[૯] હે મહારાજ! તે પછી કર્ણનો તથા પાંડવોનો યમરાજના રાજ્યમાં વધારો કરનારો તીવ્ર સંગ્રામ ફરી થવા લાગ્યો.[૧૦] ધનુષ્યો, બાણો, પરિઘો, તલવારો, પટ્ટિશો, તોમરો, મુશલો, ભુશુંડિઓ, શક્તિઓ, બેધારી તલવારો, ફરશીઓ, ગદાઓ, ભાલાઓ, તીક્ષ્ણ કુંતો, ભિંદીપાલો અને મોટાં મોટાં અંકુશોને હાથમાં લઈને સર્વ યોદ્ધાઓ પરસ્પર મારી નાખવાની ઇચ્છાથી એકદમ ચઢી ગયા.[૧૧,૧૨] તેઓ સર્વે બાણ, ધનુષ્યની દોરી અને હથેળીના શબ્દથી દિશા, આકાશ તથા ખૂણાને ગજવી મૂકતા હતા અને રથનેમિઓના ધડધડાટથી પૃથ્વીને ધણધણાવી દેતા શત્રુઓ પર ચઢાઈ કરી જતા હતા.[૧૩] તે મહાન શબ્દથી વીર પુરુષો હરખાઈ ગયા અને તે લડાઈનો અંત આણવા માટે વીરો સાથે મહાઘોર યુદ્ધ કરવા લાગ્યા.[૧૪] એ વેળા સર્વ રણક્ષેત્રમાં ધનુષ્યની પ્રત્યંચા, હાથનાં મોજાં, ધનુષ્યો, ગર્જનાઓ કરતા હાથીઓ, પદાતિઓ તથા રણમાં પછડાઈ પડતા મનુષ્યોનો મહાન શબ્દ સંભળાઈ રહ્યો હતો.[૧૫] અન્યોન્ય સામે ગર્જનાઓ કરતા શૂરાઓના વિવિધ પ્રકારના હસ્તતલોના શબ્દને સાંભળીને સામાન્ય સિપાઈઓ તો અત્યંત ત્રાસ પામી જતા હતા, ધરણી પર ઢળી પડતા હતા અને ગ્લાન થઈ જતા હતા.[૧૬] આ પ્રમાણે તે યોદ્ધાઓ જ્યારે ગાજી રહ્યા હતા તથા બાણોની વૃષ્ટિ કરી રહ્યા હતા, ત્યારે અધિરથનો વીરપુત્ર કર્ણ બાણો વડે અનેક શત્રુઓનો ઘાણ કાઢી રહ્યો હતો.[૧૭] કર્ણે બાણો મારી મારીને ઘણા શત્રુઓને ઘોડા, સારથિ તથા ધ્વજની સાથે યમલોકમાં મોકલી દીધા હતા અને તેણે પાંચાલવીરોના પાંચ મુખ્ય મહારથીઓને તથા પંદર બીજા રથીયોદ્ધાઓને પણ મારી નાખ્યા હતા.[૧૮] વળી ત્યાં પાંડવોના મહાવીર્યવાન મુખ્ય યોદ્ધાઓ પણ યુદ્ધમાં ઝડપથી અસ્ત્રો ફેંકતા ફેંકતા ચપચપ આવી પહોંચ્યા હતા અને ચારે બાજુથી કર્ણને ઘેરી વળ્યા હતા. તે વેળા કર્ણે પણ શત્રુસેનાને બાણોની વૃષ્ટિથી ડહોળી નાખી અને મોટો યૂથપતિ હાથી જેમ જળચર પ્રાણીઓથી ભરેલી તળાવડીમાં પ્રવેશ કરે, તેમ તેણે તે સેનામાં પ્રવેશ કર્યો.[૧૯,૨૦] રાધાનંદન કર્ણ બરાબર શત્રુઓના મધ્યભાગમાં જઈ પહોંચીને પોતાના ઉત્તમ ધનુષ્યને ધુણાવતો હતો અને તીક્ષ્ણ બાણો મૂકી મૂકીને શત્રુઓનાં મસ્તકો કાપી પાડતો હતો.[૨૧] માત્ર તેના એક જ બાણથી યોદ્ધાઓની ઢાલો તથા કવચો છિન્નભિન્ન થઈને પૃથ્વી પર પડતાં હતાં, તેથી તેઓ તેના બીજા બાણના સ્પર્શને સહન કરી શકતા ન હતા.[૨૨] કર્ણ કવચ, શરીર તથા પ્રાણોને મથી નાખનારાં બાણોને ધનુષ્યની દોરીમાંથી છોડતો હતો. ઘોડાઓને જેમ ચાબુક મારવામાં આવે, તેમ તે બાણો તે યોદ્ધાઓને ધનુષ્યની દોરીના આઘાતને વારવા માટે બાંધવામાં આવેલાં મોજાંઓ પર જ મારતો હતો.[૨૩] સિંહ જેમ મૃગગણોને મારી નાખે, તેમ કર્ણ પાંડવ, સૃંજય અને પાંચાલ એમાંના જે જે યોદ્ધાઓ તેના બાણની વચ્ચે આવતા હતા, તે બધાને મારી નાખતો હતો.[૨૪] પછી હે રાજા! પાંચાલરાજ ધૃષ્ટદ્યુમ્ન, દ્રૌપદીના પુત્રો, નકુલ, સહદેવ અને સાત્યકિ—આ સર્વ

યોદ્ધાઓએ એકત્ર થઈને કર્ણ સામે ચઢાઈ કરી.[૨૫] કૌરવો, પાંચાલો તથા પાંડવો એ પ્રમાણે જ્યારે યત્ન કરી રહ્યા હતા, ત્યારે બીજા ઘણા યોદ્ધાઓ પણ પોતાના વહાલા પ્રાણોની પરવા છોડીને પરસ્પર પ્રહાર કરતા હતા.[૨૬] કેટલાએક મહાબળવાન યોદ્ધાઓ કવચ, ટોપ તથા અલંકારોને ધારણ કરી યુદ્ધ કરવા સજ્જ થતા હતા અને ગદાઓ, મુસલો તથા પરિઘો હાથમાં લઈ લઈ ને અન્યોન્યને કૂટી નાખતા હતા.[૨૭] હે રાજા! કાલદંડ સરખાં આયુધોને ઊંચાં કરી ગર્જનાઓપૂર્વક બોલાવતા ઘણા વીર પુરુષો કૂદી કૂદીને શત્રુઓ સામે દોડી જતા હતા.[૨૮] પછી તેઓ બધા અન્યોન્યના પર સખત મારો ચલાવવા લાગ્યા અને અન્યોન્યના પ્રહારથી પૃથ્વી પર પડવા લાગ્યા. તે વેળા તેઓ લોહીને ઓકતા હતા, કેટલાએકનાં મસ્તકો ભાંગી પડ્યાં હતાં, કેટલાએકનાં નેત્રો ફૂટી ગયાં હતાં, ત્યારે બીજા કેટલાએક શસ્ત્રહીન થઈ પડ્યા હતા. કેટલાએક યોદ્ધાઓનાં દાડમની કળીઓ જેવાં દાંતવાળાં મુખોમાંથી રુધિરધારા વહેતી હતી, ત્યારે બીજા કેટલાએક હાથમાં શસ્ત્રો પકડીને તેમના તેમ મરણ પામેલા ઊભા હતા; તેથી જાણે તે જીવતા હોય તેવા દેખાતા હતા.[૨૯,૩૦] એ સમયે ઘણા વીર પુરુષો ફરશીઓથી ઘા કરતા હતા, તો ઘણા પટ્ટિશો તથા તલવારોથી કાપી નાખતા હતા; કેટલાએક શક્તિઓથી શત્રુઓને ચીરી નાખતા હતા, કેટલાએક ભિંદિપાલો મારીને દુશ્મનોને ઉછાળી નાખતા હતા, ઘણાખરા નખર આયુધોથી શત્રુઓને કાપી નાખતા હતા, ત્યારે બીજાઓ તો ભાલાં અને તોમરોથી પ્રતિપક્ષીઓને હણી નાખતા હતા. આ રીતે કોપાયમાન થયેલા તે સર્વ મહાપુરુષો અન્યોન્યના પ્રહારથી ગતપ્રાણ થઈને તથા લોહીલુહાણ થઈને તે રણમહાસાગરમાં ઝંપલાવતા હતા; ત્યાં જેમ કપાયેલાં રક્ત ચંદન-વૃક્ષો ચીકણા લાલ રસને ઝરે છે, તેમ રણમાં પડેલા તે યોદ્ધાઓનાં શરીરમાંથી ચીકણું લાલ રુધિર નીકળતું હતું.[૩૧-૩૩] હજારો રથીઓએ હજારો રથીઓને મારી નાખ્યા, હજારો હાથીઓએ હજારો હાથીઓને મારી નાખ્યા, હજારો પાળાઓએ હજારો પાળાઓને મારી નાખ્યા અને હજારો ઘોડેસવારોએ હજારો ઘોડેસવારોને એ રણમાં રોળી નાખ્યા.[૩૪] ત્યાં ક્ષુરપ્ર, ભાલાં તથા અર્ધચંદ્રાકાર બાણોથી કપાયેલા ધ્વજો, મસ્તકો, છત્રો, હાથીની સૂંઢો તથા પુરુષોની ભુજાઓ ટપોટપ પૃથ્વી પર પડવા લાગ્યાં.[૩૫] એ યુદ્ધમાં વીરપુરુષોએ ઘણા પાળાઓને, હાથીઓને, રથીઓને તથા ઘોડાઓને મારી નાખ્યા હતા, તેમ જ ઘોડેસવારોએ ઘણા શૂરાઓનો ઘાણ કાઢી નાખ્યો હતો.[૩૬] કપાયેલી સૂંઢોવાળા હાથીઓ પતાકાઓ તથા ધજાઓ સહિત એ રણક્ષેત્રમાં પડ્યા હતા. તે જાણે વીખરાઈ પડેલા મોટા પર્વતો હોય તેવા દેખાતા હતા. વળી પદાતિઓએ કૂદી કૂદીને હાથીઓ તથા રથોનો સંહાર કરી નાખ્યો હતો, તેથી સર્વ સ્થળે તેઓ મરણ પામેલા અને મરણ પામતા હતા. કેટલાએક ઘોડેસવારો સત્વર પદાતિઓની સામે ભેટંભેટા કરીને માર્યા જતા હતા, ત્યારે કેટલાએક પદાતિઓ ઘોડેસવારોને હાથે મરણ પામીને યુદ્ધભૂમિ પર શયન કરી ગયા હતા. એ મહારણમાં મરણ પામેલા વીર પુરુષોનાં મુખો તથા ગાત્રો કરમાયેલાં કમળો સરખાં અને કરમાયલી પુષ્પમાળાઓ સરખાં થઈ રહ્યાં હતાં. હે રાજા! હાથીઓ, ઘોડાઓ તથા પુરુષોનાં જે મુખો પ્રથમ અતિશય રૂપાળાં અને સુંદર હતાં, તે જ એ રણભૂમિ પર પડ્યા પછી ક્ષારમાં પલાળેલાં મલિન વસ્ત્રોની પેઠે જોયાં ન જોવાય તેવાં ઘણાં ભયંકર થઈ પડ્યાં હતાં.[૩૭-૪૦]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'સંકુલયુદ્ધ' નામનો અધ્યાય ૨૧ મો સમાપ્ત

# अध्याय २२ मो

## હાથીસૈન્યનો સંહાર

॥ संजय उवाच ॥

**हस्तिभिस्तु महामात्रास्तव पुत्रेण चोदिताः ।**
**धृष्टद्युम्नं जिघांसतः क्रुद्धाः पार्षतमभ्ययुः ॥ १ ॥**

સંજય બોલ્યો : પછી તમારા પુત્રની આજ્ઞા થતાં ક્રોધાયમાન થયેલા હાથીસવારો ધૃષ્ટદ્યુમ્નને મારી નાખવા માટે ધસી ગયા.[1] પૂર્વદેશના, દક્ષિણદેશના, અંગ, વંગ, પુંડ્ર, માગધ અને તામ્રલિપ્તક આદિ ઉત્તમોત્તમ હાથીસવારો તથા મેકલ, કોસલ, મદ્ર, દશાર્ણ, નિષધ અને કલિંગ આદિ સર્વ હસ્તિયુદ્ધમાં કુશળ યોદ્ધાઓ મેઘો જેમ જળની વૃષ્ટિ કરે, તેમ બાણ, તોમર અને નારાચ આદિ શસ્ત્રોથી ધૃષ્ટદ્યુમ્નના પર વરસવા લાગ્યા.[2-4] મહાવતો તે સર્વે હાથીઓને પગની પાની, અંગૂઠા તથા અંકુશના પ્રહાર કરીને આગળ ને આગળ હાંક્યે જતા હતા અને તે બધા હાથીઓ ધૃષ્ટદ્યુમ્નને કચડી પાડવા ધારતા હતા; પરંતુ તેણે તેમના પર નારાચબાણોની વૃષ્ટિ કરી મૂકી.[5] હે ભારત! ધૃષ્ટદ્યુમ્ન એકેકને દશ, છ તથા આઠ એમ ઉપરાઉપરી બાણો મારીને તે પર્વત સરખા હાથીઓને વીંધવા મંડ્યો હતો.[6] પરંતુ આખરે જેમ સૂર્ય મેઘથી ઢંકાઈ જાય છે, તેમ ધૃષ્ટદ્યુમ્ન તે હાથીઓથી ઢંકાઈ ગયો. તે વખતે પાંડવો તથા પાંચાલો હાથમાં તીક્ષ્ણ આયુધો લઈને મોટી ગર્જનાઓ કરતા કરતા ત્યાં દોડી ગયા.[7] તેઓ ધનુષ્યની પ્રત્યંચારૂપ વીણાના નાદની સાથે તથા શૂરાઓની તાળીઓની પ્રેરણા સાથે વીરનૃત્ય કરવા લાગ્યા અને તે હાથીઓ પર શસ્ત્રવૃષ્ટિઓ કરવા લાગ્યા. મેઘો જેમ પર્વતો પર જળવૃષ્ટિ કરે, તેમ નકુલ, સહદેવ, દ્રૌપદીના પુત્રો, પ્રભદ્રકો, સાત્યકિ, શિખંડી તથા વીર્યવાન ચેકિતાન એ સર્વ યોદ્ધાઓ ચોતરફથી હાથીઓ પર શસ્ત્રવૃષ્ટિ કરવા લાગ્યા.[8] ત્યાં આપણા મ્લેચ્છ જાતિના હાથીસવારોએ હાથીઓને એકદમ આગળ હાંક્યા. એટલે અત્યંત ક્રોધે ભરાયેલા તે હાથીઓ; પદાતિઓ, ઘોડાઓ અને રથો સુદ્ધાંને સૂંઢો વતી ઉછાળવા લાગ્યા અને પગ તળે છૂંદી નાખવા લાગ્યા.[9,10] તે હાથીઓ કેટલાએક યોદ્ધાઓને દંતૂશળોની અણીઓથી ચીરી નાખવા લાગ્યા અને ઉછાળી ઉછાળીને ફેંકવા લાગ્યા. કેટલાએક યોદ્ધાઓ તો તે હાથીઓના દાંતમાં વળગી પડ્યા હતા અને ભયંકર સ્વરૂપના થઈને રણભૂમિ પર ગળી ગયા હતા.[11] પછી સાત્યકિએ રણના મોખરામાં જ ઊભેલા અંગરાજના હાથીનાં ઉગ્ર વેગવાળા નારાચબાણ વડે મર્મસ્થાનો ચીરી નાખીને તેને રણભૂમિ પર પાડી નાખ્યો.[12] એટલે અંગરાજ તે હાથી પરથી ઊતરી જવા માટે જ્યાં શરીરને નમાવી રહ્યો, ત્યાં સાત્યકિએ એક બીજું નારાચબાણ મારી તેની છાતીને પણ વીંધી નાખી. આથી તે પણ મરણ પામીને પૃથ્વી પર પડ્યો.[13] તેવામાં પુંડ્રરાજનો હાલતા–ચાલતા એક પર્વત સરખો હાથી ત્યાં ધસી આવ્યો, પણ સહદેવે યત્નપૂર્વક ત્રણ બાણો ફેંકીને તેને મારી નાખ્યો.[14] વળી તે હાથીની પતાકા, મહાવત, કવચ, ધજા અને જીવિત સુદ્ધાંનો નાશ કરીને સહદેવ ફરી અંગરાજ સામે જવા લાગ્યો; પરંતુ નકુલે અંગ સામે જતા એ સહદેવને અટકાવ્યો અને પોતે જ કાળદંડ સમાન તીક્ષ્ણ ત્રણ નારાચબાણો મારીને તે હાથીને ઘાયલ કરવા લાગ્યો.[15,16] તે જોઈ અંગરાજાએ સૂર્યનાં કિરણો સરખાં એકસો આઠ તોમરો નકુલ સામે ફેંક્યાં; પણ નકુલે તે દરેક તોમરના ત્રણ ત્રણ ટુકડા કરી કાપી નાખ્યા.[17] વળી બીજું એક અર્ધચંદ્ર બાણ છોડીને પાંડુપુત્ર નકુલે તે મ્લેચ્છ રાજાના મસ્તકને કાપી નાખ્યું, એટલે તે રાજા પોતાના હાથી સાથે જ રણભૂમિ પર પડ્યો.[18] હસ્તિશિક્ષામાં કુશળ

એવો તે અંગકુમાર એ રીતે જ્યારે મરણ પામ્યો, ત્યારે અંગસેનાના સર્વ હાથીસવારો કોપી ઊઠ્યા અને તેઓ બધાએ એકીસાથે નકુલ સામે હુમલો કર્યો.[૧૯] ફરકતી પતાકાઓવાળા, સુંદર મુખોવાળા તથા સુવર્ણની દોરીઓ અને કવચોવાળા પોતાના પર્વત સરખા પ્રદીપ્ત હાથીઓને દોડાવી તેઓ નકુલને કચડી નાખવા ઇચ્છતા હતા.[૨૦] ત્યારે મેકલો, ઉત્કલો, કલિંગો, નિષધો તથા તામ્રલિપ્તક દેશના હાથીસવારો પણ નકુલને મારી નાખવાની ઇચ્છાથી બાણો તથા તોમરોના વરસાદો વરસાવવા લાગ્યા.[૨૧] મેઘોથી જેમ સૂર્ય ઢંકાઈ જાય, તેમ નકુલ તે હાથીઓથી તદ્દન ઢંકાઈ ગયો. એટલે ઘણા જ આવેશમાં આવી ગયેલા પાંડવો, પાંચાલો તથા સોમકો ચોતરફથી ચઢી આવ્યા.[૨૨] પછી તે સર્વ રથીયોદ્ધાઓનું યુદ્ધ થવા લાગ્યું. તે સર્વ મહારથીઓ બાણોની વૃષ્ટિ અને હજારો તોમરોને ફેંકવા લાગ્યા.[૨૩] તેથી હાથીઓનાં ગંડસ્થળો અને વિવિધ મર્મસ્થળો ફૂટી જવા લાગ્યાં. વળી નારાચ બાણો વડે તે હાથીઓને એટલા બધા વીંધી નાખવામાં આવ્યા, કે તેમના દંતૂશળો તથા ભૂષણો પણ ભાંગી તૂટી ગયાં.[૨૪] એ સમયે સહદેવે ઘણાં જ પાણીદાર ચોસઠ બાણો મૂકીને તે હાથીઓમાંના આઠ મોટા મોટા હાથીઓને તેમના સવારો સહિત મારી નાખ્યા.[૨૫] તેમ જ કુલનંદન નકુલે બરાબર પ્રયત્નપૂર્વક પોતાના ઉત્તમ ધનુષ્યને નમાવીને સીધી ગતિનાં ઘણાં નારાચબાણો છોડી મૂકી ઘણા હાથીઓનો ઘાણ વાળી નાખ્યો.[૨૬] તે પછી ધૃષ્ટદ્યુમ્ન, સાત્યકિ, દ્રૌપદીના પુત્રો, પ્રભદ્રકો અને શિખંડી વગેરે યોદ્ધાઓ પણ બાણોની વૃષ્ટિ કરી મૂકીને તે મહાગજો પર વરસવા માંડ્યા.[૨૭] આ રીતે પાંડવોના યોદ્ધાઓરૂપી મહામેઘો શત્રુઓના હાથીઓરૂપ મોટા પર્વતો પર બાણોની પ્રચંડ વૃષ્ટિ કરવા મંડી પડ્યા. ત્યારે વજ્રની વૃષ્ટિથી જેમ પર્વતોનો વિનાશ થઈ જાય, તેમ તે હાથીઓનો વિનાશ થઈ ગયો અને તેમાંનાં ઘણાખરા ધરણી પર ઢળી પડ્યા.[૨૮] પાંડવોના મહારથીઓરૂપી મદમત્ત મહાગજોએ તે સર્વ હાથીઓનો સંહાર કરી નાખ્યો, ત્યારે તમારી સેના ભાગી પડેલા કાંઠાવાળી નદીની પેઠે નાસભાગ કરવા લાગી અને તે યોદ્ધાઓ એકીટસે તે સેનાને નિહાળી રહ્યા.[૨૯] યુધિષ્ઠિરરાજના તે મહારથીઓએ એ પ્રમાણે તે સેનાને ચારે બાજુથી ડહોળી નાખી તથા ખળભળાવી મૂકી અને પછી પુનઃ કર્ણ સામે ચઢાઈ કરી.[૩૦]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'સંકુલયુદ્ધ' નામનો અધ્યાય ૨૨ મો સમાપ્ત

## अध्याय २३ मो

### સહદેવ અને દુઃશાસનનું યુદ્ધ

॥ संजय उवाच ॥

**सहदेवं तथा क्रुद्धं दहंतं तव वाहिनीम् ।**
**दुःशासनो महाराज भ्राता भ्रातरमभ्ययात् ॥ १ ॥**

સંજય બોલ્યો: હે મહારાજ ધૃતરાષ્ટ્ર! ક્રોધાયમાન થયેલો સહદેવ તમારી સેનાને જ્યારે બાળી નાખતો હતો, ત્યારે તમારો પુત્ર દુઃશાસન તેના પર ચઢી ગયો. આમ ભાઈએ ભાઈ પર હુમલો કર્યો.[૧] તે બન્નેને એ મહાયુદ્ધમાં સામસામા ભેટેલા જોઈને ત્યાં ઊભેલા સર્વ મહારથીઓ મોટા મોટા સિંહનાદો કરવા લાગ્યા અને પોતાનાં વસ્ત્રોને ઊંચે હવામાં ઉડાડવા લાગ્યા.[૨] પછી હે ભારત! ક્રોધાયમાન થયેલા તમારા ધનુર્ધર પુત્રે ત્રણ બાણો વડે બળવાન પાંડુપુત્ર સહદેવને વક્ષઃસ્થળમાં પ્રહાર કર્યો.[૩] એટલે હે રાજન્! સહદેવે એક નારાચબાણથી તમારા પુત્રને વીંધી નાખ્યો અને પુનઃ બીજાં સિત્તેર બાણોથી તેને વીંધી નાખી ત્રણ બાણો વડે તેના સારથિને પણ ઘાયલ કર્યો.[૪] પછી હે રાજા! દુઃશાસને એ મહા-

યુદ્ધમાં સહદેવનું ધનુષ્ય કાપી નાખ્યું ને વધારામાં બીજાં તોંતેર બાણો વતી તેના બન્ને બાહુઓમાં તથા છાતીમાં પ્રહાર કર્યો. એટલે સહદેવ કોપાયમાન થઈ ગયો. તેણે હાથમાં તલવાર લઈ જોસથી ફેરવી અને સણસણાટ કરતી તે તલવાર તુરત તમારા પુત્રના રથ સામે ફેંકી. તે મહાન તલવારે દુઃશાસનનાં બાણદોરી સહિત ધનુષ્યના ટુકડા કરી નાખ્યા. પછી આકાશમાંથી જેમ કોઈએક સર્પ પૃથ્વી પર પડે, તેમ તે તલવાર પૃથ્વી પર જઈ પડી.[૫–૭] હવે પ્રતાપી સહદેવે બીજું એક ધનુષ્ય ગ્રહણ કર્યું અને શત્રુનો વિનાશ કરે તેવું એક બાણ દુઃશાસન સામે ફેંક્યું.[૮] પરંતુ કુરુવંશી દુઃશાસને તીક્ષ્ણધારી તલવાર વડે પોતાની સામે ધસી આવતા અને સાક્ષાત્ કાળદંડની પેઠે ચકચકાટ કરતા તે બાણના બે ટુકડા કરી નાખ્યા અને તેને કાપી નાખ્યું.[૯] વળી તે તીક્ષ્ણ તલવારને ઝટપટ સહદેવ સામે ફેંકીને વીર્યવાન દુઃશાસને તત્કાળ બીજું ધનુષ્ય તથા બાણ હાથમાં ઉઠાવી લીધું.[૧૦] દુઃશાસનની તલવાર પોતાની સામે આવી પડતી હતી, તે જોઈ જાણે હસી કાઢતો હોય, તેવો દેખાવ કરીને સહદેવે એકાએક તીક્ષ્ણ બાણો ફેંક્યાં અને તે તલવારને અદ્ધરથી જ રણભૂમિ પર પાડી દીધી.[૧૧] પછી હે ભારત! એ મહારણમાં તમારા પુત્રે સહદેવના રથ સામે ઝટપટ ચોસઠ બાણો ફેંક્યાં.[૧૨] પણ હે રાજન્! માત્ર પાંચ જ બાણો વડે સહદેવે સણસણાટ કરતાં તે ઘણાં બાણોના ત્રણ ત્રણ ટુકડા કરી તેમને કાપી નાખ્યાં.[૧૩] આ રીતે તમારા પુત્રે ફેંકેલાં બાણોનું વારણ કરી સહદેવ તેના પર સંખ્યાબંધ બાણો મૂકવા મંડ્યો.[૧૪] એટલે તમારા પુત્રે પણ માત્ર ત્રણ બાણો વડે જ તે સર્વ બાણોને કાપી નાખ્યાં અને પૃથ્વીને જાણે ચીરી નાખશે કે શું તેવા મોટા શબ્દથી ગર્જના કરી મૂકી.[૧૫] હે રાજન્! દુઃશાસને આમ એ રણમાં પાંડુપુત્ર સહદેવને વીંધી નાખ્યો ને વધારામાં તેના સારથિને પણ નવ બાણોનો માર માર્યો.[૧૬] પછી હે મહારાજ! પ્રતાપી સહદેવને ઘણો જ ક્રોધ ચઢી ગયો. તેણે સાક્ષાત મૃત્યુ સરખું ઘોર અને કાળના પણ કાળ સરખું ભયંકર બાણ ધનુષ્યમાં સાંધ્યું.[૧૭] હવે ધનુષ્યને ઘણા જોસથી ખેંચીને તેણે તે બાણ તમારા પુત્ર સામે ફેંક્યું. છૂટતાંની સાથે જ તે બાણે ઘણો વેગ કરીને તેના મહાન કવચને તોડી નાખ્યું. હે રાજન્! પછી સર્પ જેમ રાફડામાં પેસી જાય, તેમ તે બાણ પૃથ્વીમાં પેસી ગયું. હે રાજન્! તમારો મહારથી પુત્ર મૂર્ચ્છામાં પડી ગયો.[૧૮,૧૯] તેને આમ મૂર્ચ્છિત થયેલો જોઈને તેનો સારથિ રથને ઉતાવળે દોડાવી ગયો. એ સારથિ પણ ત્યારે સહદેવનાં તીક્ષ્ણ બાણોનો માર ખાઈ રહ્યો હતો અને અત્યંત ત્રાસ પામી ગયો હતો.[૨૦] એ પ્રમાણે કૌરવ દુઃશાસનનો પરાજય કરીને પાંડુનંદન સહદેવે દુર્યોધનના સૈન્ય તરફ દૃષ્ટિ કરી અને ત્યાં તે તેનો સંહાર કરવા મચી ગયો.[૨૧] હે ભારત! હે રાજન્! કોપાયમાન થયેલો કોઈ એક મનુષ્ય જેમ કીડાઓના રહેવાના દરનો નાશ કરી નાખે, તેમ સહદેવે કૌરવી સેનાનો નાશ કરી નાખ્યો હતો.[૨૨]

ઇતિ શ્રીમદ્દાભારતમાં કર્ણપર્વમાં 'સહદેવ અને દુઃશાસનનું યુદ્ધ' નામનો અધ્યાય ૨૩મો સમાપ્ત

## अध्याय २४मो

### પાંડવસૈન્ય પર કર્ણનો હલ્લો

॥ संजय उवाच ॥

नकुलं रभसं युद्धे द्रावयंतं वरूथिनीम्।
कर्णो वैकर्तनो राजन् वारयामास वै रुषा ॥ १ ॥

સંજય બોલ્યો: હે રાજા ધૃતરાષ્ટ્ર! એ યુદ્ધમાં નકુલ મોટા આવેશમાં આવી જઈને સેનાને હાંકી કાઢતો હતો, પણ સૂર્યપુત્ર કર્ણે ક્રોધ કરી તેને આગળ વધતો અટકાવ્યો.[૧] પછી નકુલ હસતો

હસતો કર્ણને આ પ્રમાણે કહેવા લાગ્યો : 'અહો! ઘણા હર્ષની વાત છે કે, આજે ઘણો સમય વીત્યા પછી દેવતાઓએ કૃપાદૃષ્ટિ કરીને મને તારી નજર આગળ મૂક્યો છે. અરે ઓ પાપી! જોઈ લે, તારી નજર આગળ હું રણમાં આવીને ખડો થયો છું. ખરેખર! તું જ સર્વ અનર્થોનું મૂળ છે તથા અમારા વેરનું અને કલહનું આદિકારણ છે.[2,3] કેવળ તારા જ દોષને લીધે માંહોમાંહે અથડાઈ પડીને કૌરવોનો સંહાર થઈ ગયો છે. માટે આજના રણમાં તારો નાશ કરી હું કૃતાર્થ થઈશ અને સંતાપરહિત થઈશ.[4] નકુલનાં એ વાક્યો સાંભળી સૂતપુત્ર કર્ણે તેને પ્રત્યુત્તર આપ્યો : 'હે વીર! તારા સરખા રાજપુત્રને આમ કહેવું તે યોગ્ય જ છે અને તેમાં પણ એક ધનુર્ધર તરીકે પ્રસિદ્ધ થયેલા પુરુષે તો ખાસ કરીને તે પ્રમાણે જ કરી દેખાડવું જોઈએ.[5] માટે ચાલ, મને પ્રથમ પ્રહાર કર. આજે અમે તારા પુરુષાર્થને પણ જોઈ લઈશું. ઓ શૂરા નકુલ! રણમાં પરાક્રમ કર્યા પછી જ તું તારી પ્રશંસા કર ને![6] હે તાત! શૂરા પુરુષો કંઈ પણ બોલ્યા વિના શક્તિ પ્રમાણે યુદ્ધ કર્યા કરે છે; માટે તું પણ પ્રથમ મારી સામે યુદ્ધ કર, એટલે હું તારો ગર્વ જ ઉતારી નાખીશ.' આમ કહીને કર્ણે તત્કાળ નકુલના પર પ્રહાર કરવા માંડ્યો. તેણે તોંતેર બાણો મારીને એને રણમાં વીંધી નાખ્યો. હે ભારત! કર્ણે જ્યારે એ પ્રમાણે નકુલને વીંધી નાંખ્યો, ત્યારે તેણે પણ સર્પના સરખાં એ એંશી બાણો વડે સૂતપુત્રને વીંધી નાખ્યો. મહાધનુર્ધર કર્ણે સુવર્ણની પૂંખવાળાં તથા સરાણ પર તીક્ષ્ણ કરેલાં કેટલાંએક બાણો મારીને નકુલના ધનુષ્યને કાપી નાખ્યું અને પછી ત્રીસ બાણો વડે તેને પ્રહાર કર્યો. જેમ સર્પો પૃથ્વીને ફાડી નાખી અંદરથી જલપાન કરે, તેમ કર્ણનાં તે બાણો નકુલના કવચને તોડી નાખી અંદરથી રુધિરપાન કરવા લાગ્યાં.[7-11] પછી નકુલે સુવર્ણની પીઠવાળું બીજું એક દુરાસદ ધનુષ્ય હાથમાં લીધું અને કર્ણને સિત્તેર બાણો વડે વીંધી નાખ્યો તથા ત્રણ બાણો વડે તેના સારથિને ઘાયલ કર્યો.[12] વળી હે મહારાજ! કોપાયમાન થયેલા શત્રુવીરસંહારક નકુલે અતિ તીક્ષ્ણ એવું એક ક્ષુરપ્રબાણ મૂકી કર્ણના ધનુષ્યને કાપી નાખ્યું.[13] ઉપરાંત કપાઈ ગયેલા ધનુષ્યવાળા તે મહારથી કર્ણને વીર નકુલે હસતાં હસતાં ત્રણસો બાણોનો માર મારી દીધો.[14] હે રાજા! એ પ્રમાણે નકુલે કર્ણને પીડી નાખ્યો હતો. તે જોઈ સર્વ મહારથીઓ તથા દેવો પરમ વિસ્મયને પામી ગયા.[15] તે પછી સૂર્યપુત્ર કર્ણે બીજું એક ધનુષ્ય હાથમાં લઈ લીધું અને પાંચ બાણો મૂકી નકુલને હાંસડીના પ્રદેશમાં પ્રહાર કર્યો.[16] કર્ણનાં તે બાણો નકુલની હાંસડીમાં ખૂંચી ગયાં હતાં; તેથી પોતાનાં કિરણોથી ભુવનમાં પ્રભાને ફેલાવી રહેલો બીજો એક સૂર્ય હોય તેમ નકુલ શોભતો હતો.[17] પછી સાત બાણો મૂકીને નકુલે કર્ણને વીંધી નાખ્યો તથા એના ધનુષ્યના અગ્રભાગને ફરી પણ કડાક દઈને કાપી નાખ્યો.[18] પરંતુ કર્ણે અતિશય વેગવાળું બીજું એક ધનુષ્ય તુરત જ હાથમાં લઈ લીધું અને સંખ્યાબંધ બાણો છોડી મૂકીને નકુલને સર્વ દિશાઓ તરફથી છાઈ દીધો.[19] મહારથી નકુલ કર્ણના ધનુષ્યમાંથી છૂટેલાં બાણો વડે એકાએક ઢંકાઈ ગયો હતો, છતાં ઝપાટાબંધ બાણો મૂકીને તે સર્વ બાણોને કાપ્યે જ જતો હતો. પછી તો આકાશમાં જાણે બાણમય જાળ પથરાઈ ગઈ હોય, તેવો દેખાવ થઈ રહ્યો અને આકાશમાં સર્વ સ્થળે પતંગિયાંનાં ટોળાં જાણે ઊડી રહ્યાં હોય, તેમ જણાવા લાગ્યું.[20,21] હે રાજા! સેંકડોની સંખ્યામાં છૂટી રહેલાં તે બાણો વડે આકાશ એટલું બધું

ઢંકાઈ ગયું કે જાણે તીડોનાં ટોળેટોળાં ઊડી રહ્યાં હોય તેવું થઈ રહ્યું.[૨૨] સુવર્ણથી શોભતાં એ બાણો પંક્તિબંધ થઈને ઉપરાઉપરી વારંવાર પડતાં હતાં, તેથી આકાશમાં ક્રૌંચપક્ષીઓની હારો હોય તેવાં શોભતાં હતાં.[૨૩] તે વેળા સર્વ આકાશપ્રદેશ બાણજાળથી ઢંકાઈ ગયો હતો અને સૂર્ય પણ લગભગ ઢંકાઈ ગયો હતો, તેથી સૂર્યનાં કિરણનો અથવા કોઈ પણ સ્થૂળસૂક્ષ્મ જીવનો આકાશમાંથી પૃથ્વી પર સંચાર થઈ શકતો ન હતો.[૨૪] ચારે બાજુથી છૂટી રહેલાં બાણોના ઢગો વડે આકાશમાર્ગ જ્યારે ઘેરાઈ ગયો, ત્યારે તે બન્ને મહાત્માઓ ઉદય પામેલા બે કાળસૂર્ય હોય, તેમ રણક્ષેત્ર પર પ્રકાશવા લાગ્યા.[૨૫] હે રાજેંદ્ર! કર્ણના ધનુષ્યમાંથી છૂટેલાં બાણો વડે સોમકોનો સંહાર થઈ જતો હતો અને તેઓ વેદનાથી એટલા બધા વિહ્‌વળ થઈ ગયા હતા કે, તેઓ જ્યાંત્યાં ભરાઈ પેસતા હતા.[૨૬] વળી નકુલનાં બાણો વડે સંહારાતી તમારી સેના પણ વાયુએ ઉછાળી નાખેલા મેઘોની પેઠે સર્વ દિશાઓમાં વીખરાઈ ગઈ હતી.[૨૭] મોટાં મોટાં દિવ્ય બાણોથી તેઓ જ્યારે બન્ને પક્ષની સેનાઓને મારવા લાગ્યા, ત્યારે સર્વ સૈનિકો બાણ પડવાના સ્થાનથી દૂર ખસી જઈને કેવળ પ્રેક્ષક તરીકે જ ઊભા રહ્યા.[૨૮] આ રીતે કર્ણ તથા નકુલનાં બાણોએ સર્વ મનુષ્યોને દૂર ખસેડી દીધાં; પણ તે બન્ને મહાત્માઓ તો બાણવૃષ્ટિથી અન્યોન્યને વીંધી જ રહ્યા.[૨૯] પોતાનાં દિવ્ય શસ્ત્રોને રણના મોખરામાં પ્રકટ કરી તેઓ પરસ્પરનો વધ કરવાની ઇચ્છાથી અન્યોન્યને છાઈ દેવા લાગ્યા.[૩૦] ત્યાં નકુલે છોડેલાં કંકપક્ષીનાં પીછાંવાળાં બાણો કર્ણને રણમાં ઢાંકી દઈ આકાશમાં પથરાઈ ગયાં હતાં.[૩૧] તો કર્ણે ફેંકેલાં બાણો મહાયુદ્ધમાં નકુલને છાઈ દઈ આકાશમાં છવાઈ ગયાં હતાં.[૩૨] હે રાજન્! મેઘઘટામાં ઢંકાઈ ગયેલા સૂર્યચંદ્રને જેમ કોઈ જોઈ શકે નહિ, તેમ બાણોમય ઘરમાં પેસી ગયેલા તે બન્નેને પણ કોઈ જોઈ શકતું ન હતું.[૩૩] આમ કેટલાએક સમય સુધી ચાલ્યા પછી કર્ણને ક્રોધ વ્યાપી ગયો. તેણે એકદમ પોતાના શરીરને અતિશય ઘોરસ્વરૂપ કરી નાખ્યું અને ચોતરફથી બાણોનો વરસાદ વરસાવી દઈ નકુલને તદ્દન છાઈ દીધો.[૩૪] હે મહારાજ! એ વેળા કર્ણે નકુલને ઘણો જ છાઈ દીધો હતો અને મેઘમંડળમાં સૂર્ય જેમ અદૃશ્ય થઈ જાય, તેમ તે તદ્દન અદૃશ્ય થઈ ગયો હતો. છતાં તે જરા પણ ગભરાયો ન હતો.[૩૫] હવે, હે રાજા! અધિરથપુત્ર કર્ણ હસી પડ્યો અને પુનઃ તેણે સેંકડો-હજારો બાણજાળો છોડવા માંડી.[૩૬] મહાત્મા કર્ણનાં તે બાણો વડે સર્વ પ્રદેશ ઘનઘોર છાયાવાળો થઈ ગયો અને જાણે ચઢી આવેલાં વાદળાંની છાયા હોય તેમ જણાવા લાગ્યું.[૩૭] પછી હે મહારાજ! કર્ણે મહાત્મા નકુલના ધનુષ્યને કાપી નાખ્યું અને વધારામાં તેના સારથિને પણ હસતાં હસતાં રથના માળામાંથી ગબડાવી પાડ્યો.[૩૮] વળી હે ભારત! તેણે બીજાં ચાર તીક્ષ્ણ બાણો વડે તેના ચારેય ઘોડાઓને પણ યમરાજાને ઘેર વિદાય કરી દીધા.[૩૯] હે રાજા! તે કર્ણે તો બીજાં કેટલાંએક બાણો મૂકીને નકુલના દિવ્ય રથના પણ તલતલ જેવડા કટકા કરી નાખ્યા અને પતાકા, ચક્રરક્ષકો, ગદા, તલવાર, સો ટીપકીઓવાળી ઢાલ તથા બીજાં સર્વ ઉપકરણોનો પણ નાશ કરી નાખ્યો. આમ હે રાજા! નકુલ ઘોડા, રથ અને કવચથી રહિત થઈ પડ્યો.[૪૦,૪૧] એટલે તે રથ પરથી એકદમ ઊતરી પડીને હાથમાં પરિઘ લઈ યુદ્ધ કરવા ઊભો રહ્યો. પરંતુ હે રાજન્! ઉગામેલા તે ઘોર પરિઘને પણ સૂતપુત્ર કર્ણે શત્રુપાશને સહન કરનારાં તીક્ષ્ણ બાણો વડે કાપી નાખ્યું. પછી હથિયાર વિનાના થઈ પડેલા તે

નકુલને કર્ણે નમેલાં પર્વવાળાં ઘણાં બાણો વડે પ્રહાર કર્યો, પરંતુ તેને તદ્દન ઠાર કર્યો નહિ. હે રાજન્! બળવાન તથા અસ્ત્રકુશળ કર્ણે નકુલને જ્યારે એ રીતે મારવા માંડ્યો, ત્યારે તેની ઇંદ્રિયો વ્યાકુળ થઈ ગઈ અને તે એકાએક રણમાંથી નાઠો; પરંતુ હે ભારત! રાધાપુત્ર કર્ણે તો વારંવાર મોટેથી હસતો હસતો તેની પાછળ દોડ્યો અને તેણે સજ્જ કરેલા પોતાના ધનુષ્યને નકુલના કંઠમાં પરોવી દીધું. એ વેળા હે રાજન્! કંઠમાં મોટું ધનુષ્ય ભરાઈ જવાને લીધે નકુલ આકાશમાં આસપાસ પરિવેષ(મંડળ)ને પામેલો ચંદ્રમા જેમ શોભે છે, તેવો જ શોભી રહ્યો હતો. ઇંદ્રધનુષ્યથી યુક્ત થયેલો કાળો મેઘ જેમ શોભે છે, તેમ તે ત્યારે શોભતો હતો.[૪૨–૪૭] તે વખતે કર્ણે તેના પ્રત્યે કહેવા માંડ્યું : 'અલ્યા ઓ નકુલ! તું પ્રથમ વ્યર્થ બડાઈનાં વચન જ બોલ્યો હતો ખરું ને? બોલ, આ સમયે ફરીથી તે વચનોને બોલ! હું તને આ રીતે માર મારું છું; છતાં પણ હર્ષમાં આવી જઈ ને તે વચનો બોલ![૪૮,૪૯] હે તાત! તું બળવાન કૌરવયોદ્ધાઓ જોડે કદી લડીશ નહિ. હે પાંડવ! તું તારા જેવા સાથે જ યુદ્ધ કરજે. હે પાંડુપુત્ર! હવે શરમાઈશ નહિ. ઓ માદ્રીપુત્ર! હવે તું ઘેર ચાલ્યો જા; અથવા કૃષ્ણ કે અર્જુન પાસે ચાલ્યો જા.' આમ કહીને હે મહારાજ! કર્ણે નકુલને છોડી દીધો.[૫૦] હે રાજન્! જોકે તે સમયે નકુલને મારી નાખવા માટે કર્ણને બરાબર તક મળી હતી, છતાં ધર્મવેત્તા શૂરવીર કર્ણે તેને મારી નાખ્યો નહિ અને કુંતીને આપેલા વચનનું સ્મરણ કરી તેને જીવતો જ છોડી મૂક્યો.[૫૧] હે રાજન્! ધનુર્ધર સૂતપુત્રના હાથમાંથી છૂટીને નકુલ શરમાતો શરમાતો યુધિષ્ઠિરના રથ તરફ જઈ પહોંચ્યો અને તેમના રથ પર ચઢી બેઠો. કર્ણને હાથે પરાજય પામેલો નકુલ ઘડામાં પૂરેલા સર્પની પેઠે દુઃખથી તપી ગયો હતો તથા વારંવાર નિઃશ્વાસ નાખ્યા કરતો હતો.[૫૨,૫૩] હવે કર્ણ પણ નકુલનો એ રીતે પરાજય કરીને ઉતાવળો ઉતાવળો પાંચાલયોદ્ધાઓ તરફ ધસી ગયો. તે સમયે કર્ણ ફરકતી ધજાવાળા તથા ચંદ્ર સમાન ઉજ્જવલવર્ણા ઘોડાઓવાળા રથને એકદમ દોડાવે જતો હતો.[૫૪] હે રાજા! કૌરવસેનાપતિ કર્ણને પાંચાલોના તરફ જતો જોઈ ને પાંડવયોદ્ધાઓમાં મહાન કોલાહલ થવા લાગ્યો.[૫૫] પરંતુ હે મહારાજ! તે મહાસમર્થ કર્ણ તો ચક્રની પેઠે રણમાં ઘૂમીને મહાઘોર સંહાર કરી રહ્યો હતો. ત્યારે ભગવાન સૂર્યનારાયણ પણ આકાશમાં આવી પહોંચ્યા હતા.[૫૬] હે રાજા! તે સમયે પાંચાલોના અનેક રથીઓ–કેટલાકએક ભાંગી પડેલાં પૈડાંવાળા રથોમાં બેસીને, કેટલાએક છિન્નભિન્ન થયેલી ધજાપતાકાઓવાળા રથોમાં બેસીને, કેટલાએક માર્યા ગયેલા ઘોડાવાળા રથોમાં બેસીને, કેટલાએક મરણ પામેલા સારથિઓવાળા રથોમાં બેસીને અને કેટલાએક ભાંગી પડેલી ધરીઓવાળા રથોમાં બેસીને રણમાંથી નાસભાગ કરતા અમારા જોવામાં આવતા હતા. જેમ કોઈ મહાવનમાં દાવાનળથી સળગી ઊઠેલાં અંગોવાળાં પ્રાણીઓ આમતેમ ભમી રહે, તેમ ઘણા રથો અને ઘણા હાથીઓ રણમાં જ્યાં ત્યાં ભમતા હતા.[૫૭,૫૮] પરાક્રમી કર્ણે તેમને એવા તો મારવા માંડ્યા હતા કે, કેટલાએક હાથીઓ તૂટી ગયેલાં ગંડસ્થળોમાંથી રુધિરધારાને વહેતા હતા, કેટલાએકની સૂંઢો કપાઈ ગઈ હતી, કેટલાએકનાં કવચો તૂટી ગયાં હતાં, કેટલાએકનાં પૂંછડાં કપાઈ પડ્યાં હતાં, ત્યારે બીજા કેટલાએક તો તૂટી પડેલાં વાદળોની પેઠે ભોંય પર પછડાતા હતા.[૫૯,૬૦] વળી પતંગિયાં જેમ અગ્નિ સામે જ ધસી જાય, તેમ બીજા કેટલાએક હાથીઓ

નારાચબાણો તથા તોમરોથી ત્રાસ પામીને ઊલટા તે કર્ણ સામે જ દોડી જતા હતા.[૬૧] જળનાં ઝરણોને ઝરતા મોટા પર્વતોની પેઠે ઘણા મોટા મોટા હાથીઓ ગાત્રોમાંથી રુધિરને ઝરતા હતા અને રણભૂમિ પર પડીને તરફડિયાં મારતા હતા.[૬૨] રણમાં શોભી રહેલો તે કર્ણ ઉત્તમ જાતિના ઘણા ઘોડાઓમાંથી કેટલાએકને તંગ વિનાના કરી નાખીને, કેટલાએકને વાલબંધન વિનાના કરી નાખીને, કેટલાએકને રૂપાના, કાંસાના તથા સુવર્ણના અલંકારોથી રહિત કરી નાખી, કેટલાએકને આભૂષણો વિનાના કરી નાખીને, કેટલાએકને ચોકડાં વિનાના કરી મૂકીને, કેટલાએકને ચામરો તથા ઝૂલો વિનાના કરી નાખીને તથા કેટલાએકને ભાથાઓ સાથે મરણ પામીને પછડાયેલા શૂરા ઘોડેસવારો વિનાના કરી નાખીને રણક્ષેત્રમાં આડાઅવળો ભમવા લાગ્યો.[૬૩-૬૫] હે ભારત! ડગલા, પાઘડી આદિને ધારણ કરી રહેલા અને ભાલા, તલવાર, ઋષ્ટિ આદિ શસ્ત્રોથી હીન થયેલા ઘણા ઘોડેસવારોમાંથી કેટલાએક માર્યા ગયા હતા, કેટલાએક મરણ પામતા હતા, કેટલાએક થરથર કાંપતા હતા અને કેટલાએક શરીરોના અવયવોથી હીન થઈ જઈ જ્યાં ત્યાં રડવડતા હતા. એ જ પ્રમાણે સુવર્ણથી શોભતા અને વેગવાળા ઘોડાઓથી જોડેલા રથો પણ તેમના રથીસવારોનો વિનાશ થવાથી આડાઅવળા સર્વ રણપ્રદેશમાં ભમતા અમે જોતા હતા.[૬૬-૬૮] હે ભારત! તેમાંથી કેટલાએક રથોની ધરીઓ ભાંગી પડી હતી, કેટલાએકના ઊંટડા ભાંગી પડ્યા હતા, કેટલાએકનાં પૈડાં તૂટી પડ્યાં હતાં, કેટલાએકની પતાકાઓ તથા ધ્વજો કપાઈ પડ્યા હતા તથા કેટલા એકની ઈસો ભાંગી પડી હતી.[૬૯] હે રાજા! રથહીન થઈ પડેલા ઘણાએક રથીયોદ્ધાઓ તે રણક્ષેત્રમાં આમતેમ દોડી જતા હતા; પરંતુ કર્ણનાં તીક્ષ્ણ બાણો વડે તેઓ મરણ પામી જતા હતા. તેમાં કેટલાએક શસ્ત્રહીન માર્યા ગયા તથા ઘણાખરા શસ્ત્રો ધારણ કરનારાઓનો પણ ઘાણ વળી ગયો. વળી ઘણા હાથીઓને પણ ચારે બાજુ દોડાદોડ કરી રહેલા અમે જોતા હતા. તે બધા હાથીઓ સોનાની ફૂદડીભરેલી ઝૂલોથી ઢંકાયેલા હતા, સુંદર ઘંટડીઓથી શોભતા હતા અને ભાતભાતના રંગવાળી રંગબેરંગી પતાકાઓથી અલંકૃત હતા. કર્ણના ધનુષ્યમાંથી છૂટેલાં બાણો વડે કપાયેલાં મસ્તકો, બાહુઓ, સાથળો ને શરીરોના બીજા ઘણા અવયવો જ્યાં ત્યાં પડેલા અમને દેખાતા હતા. આ પ્રમાણે કર્ણનાં બાણોથી કપાઈ ગયેલા તથા તીક્ષ્ણ બાણો વડે લડી રહેલા યોદ્ધાઓનું તે યુદ્ધ મહારૌદ્ર સ્વરૂપનું થઈ પડ્યું હતું.[૭૦-૭૪] એ રણમાં સર્વ સૃંજયયોદ્ધાઓ કર્ણના હાથનો એ પ્રમાણે માર ખાતા હતા; છતાં પતંગિયાં જેમ અગ્નિ સામે જાય, તેમ ઊલટા તે કર્ણની સામા જ દોડી જતા હતા.[૭૫] તે વખતે મહારથી કર્ણ ઠેકઠેકાણે સેનાઓને ભડભડ બળતા પ્રલયાગ્નિની જેમ બાળી રહ્યો હતો અને અનેક ક્ષત્રિયો તેને ટાળવા મથતા હતા.[૭૬] આમ જ્યારે મરણ પામતાં બચી ગયેલા તે પાંચાલોના મહારથી યોદ્ધાઓમાં ભંગાણ પડ્યું અને નાસભાગ થઈ રહી, ત્યારે વીર કર્ણ પાછળથી તેમના ઉપર બાણો વરસાવી રહ્યો.[૭૭] વળી તે તેજસ્વી સૂતનંદન છિન્નભિન્ન થયેલાં કવચો તથા ધ્વજવાળા તે સૈનિકો સામે ધસ્યો, આમ દિવસના મધ્યભાગમાં આવી ચડેલો સૂર્ય જેમ સર્વ ભૂતોને તપાવે, તેમ તે મહાબળવાન બાણો મૂકી મૂકીને તેમને તપાવવા લાગ્યો.[૭૮]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'પાંડવસૈન્ય પર કર્ણનો હલ્લો' નામનો અધ્યાય ૨૪મો સમાપ્ત

## અધ્યાય ૨૫ મો
### સુતસોમ અને શકુનિનું યુદ્ધ

॥ संजय उवाच ॥

युयुत्सुं तव पुत्रस्य द्रावयंतं बलं महत् ।
उलूको न्यपतत्तूर्णं तिष्ठ तिष्ठेति चाब्रवीत् ॥ १ ॥

સંજય બોલ્યો: તેવામાં યુયુત્સુ તમારા પુત્રના મહાસૈન્યને નસાડી મૂકવા લાગ્યો, એટલે રાજા ઉલૂક એકદમ તેની સામે ધસી ગયો અને તેને 'ઊભો રહે, ઊભો રહે' એમ કહેવા લાગ્યો.[1] હે રાજા! તુરત જ યુયુત્સુએ વજ્ર સરખી તીક્ષ્ણ ધારવાળા એક બાણથી મહાબળવાન તે ઉલૂકરાજાને પ્રહાર કર્યો. એ પ્રહાર થતાં જ ઉલૂક કોપી ઊઠ્યો અને એક ક્ષુરપ્રબાણ મૂકી તેણે તમારા પુત્ર યુયુત્સુના ધનુષ્યને કાપી નાખ્યું. વળી તેણે બીજા એક કાન જેવા આકારના બાણ વડે તેને પ્રહાર પણ કર્યો. પોતાનું ધનુષ્ય કપાઈ જવાથી યુયુત્સુનાં નેત્રો ક્રોધથી લાલચોળ થઈ ગયાં. તેણે કપાયેલા ધનુષ્યને ફેંકી દઈ બીજું અતિ વેગવાળું મોટું ધનુષ્ય ઉઠાવી લીધું.[2-4] વળી, તેણે તુરત સાઠ બાણો મૂકીને શકુનિના પુત્ર ઉલૂકને વીંધી નાખ્યો; તેમ જ તેના સારથિને ત્રણ બાણોનો માર માર્યો ને પાછો તેને પોતાને પણ વીંધવા માંડ્યો.[5] પછી ઉલૂકે સુવર્ણથી શોભતાં વીસ બાણો મારી યુયુત્સુને વીંધી નાખ્યો અને વધારામાં તેણે યુયુત્સુના સુવર્ણથી ભરેલા ધ્વજને પણ ક્રોધપૂર્વક કાપી નાખ્યો.[6] એટલે હે રાજન્! તુરત કપાઈ ગયેલા દાંડાવાળો તે મહાન ધ્વજ કડડડ કરતો યુયુત્સુની સન્મુખ જ પૃથ્વી પર પડ્યો. પોતાના ધ્વજને કાપી નાખેલો જોઈ યુયુત્સુ ક્રોધથી ધૂંધવાઈ ઊઠ્યો અને તેણે પાંચ બાણો વડે ઉલૂકની છાતીમાં પ્રહાર કર્યો.[7,8] હે રાજા! ઉલૂકે તેલ પાયેલા ભલ્લજાતના એક બાણ વડે યુયુત્સુના સારથિનું મસ્તક રણમાં કાપી નાખ્યું, એટલે હે ભરતશ્રેષ્ઠ! તુરત જ આકાશમાંથી ખરતા તેજસ્વી તારા સરખું તે સારથિનું મસ્તક રણભૂમિ પર જઈ પડ્યું.[9,10] વળી ઉલૂકે પાંચ બાણો છોડીને તેના ચારેય ઘોડાઓને મારી નાખ્યા તથા તેને પોતાને પણ અત્યંત વીંધી નાખ્યો. આ રીતે બળવાન ઉલૂકે યુયુત્સુને અતિશય વીંધી નાખ્યો અને તે બીજા રથમાં બેસીને ત્યાંથી નાસી ગયો.[11] આમ હે રાજન્! યુયુત્સુનો રણમાં પરાજય કરીને ઉલૂક ઉતાવળો ઉતાવળો ત્યાંથી આગળ વધ્યો અને તીક્ષ્ણ બાણો મૂકી મૂકીને પાંચાલો તથા સૃંજયોને મારવા લાગ્યો.[12] હે મહારાજા! એ જ વેળા તમારા પુત્ર શ્રુતકર્માએ અર્ધનિમેષ જેટલા સમયમાં શતાનીકને ઘોડાઓ, સારથિ અને રથ વિનાનો કરી મૂક્યો હતો.[13] છતાં જરા પણ ન ગભરાતાં મહારથી શતાનીક મરણ પામેલા ઘોડાઓવાળા પોતાના રથમાં બેસી રહ્યો. પછી હે રાજા! ક્રોધાયમાન થઈને શતાનીકે તમારા પુત્ર સામે એક ગદા ફેંકી.[14] હે ભારત! તે ગદાએ શ્રુતકર્માના રથ, ઘોડાઓ તથા સારથિના ભુક્કા કાઢી નાખ્યા અને પૃથ્વીને જાણે ફાડી નાખતી હોય તેમ તે ગદા પૃથ્વી પર પછડાઈ પડી.[15] કુરુઓની કીર્તિમાં વધારો કરનારા તે બન્ને વીરો આમ જ્યારે રથ વિનાના થઈ પડ્યા, ત્યારે એકમેકની સામે જોતા જોતા યુદ્ધમાંથી દૂર ખસી ગયા.[16] હવે ગભરાઈ ગયેલો તમારો પુત્ર શ્રુતકર્મા પાસે ઊભેલા વિવિંશુના રથ પર ચઢી ગયો અને શતાનીક પણ ઉતાવળો ઉતાવળો પ્રતિવિંધ્યના રથમાં બેસી ગયો.[17] એ સમયે બીજી તરફ સુતસોમ અને શકુનિનું યુદ્ધ ચાલતું હતું. તેમાં શકુનિ ક્રોધપૂર્વક તીક્ષ્ણ બાણો મારી મારીને સુતસોમને વીંધી રહ્યો હતો, છતાં પણ પાણીનો ધોધ જેમ પર્વતને ડગાવી શકતો નથી, તેમ તે સુતસોમને ડગાવી શક્યો ન હતો.[18] હે ભારત! પોતાના પિતાના

કદા શત્રુ શકુનિને પોતાની સામે ઊભેલો જોઈ સુતસોમ પણ અનેક હજારો બાણો વડે તેને છાઈ દેવા લાગ્યો.[૧૯] પરંતુ શકુનિ બીજાં કેટલાંએક બાણો વડે સુતસોમનાં સર્વ બાણોને ઝપાટાબંધ કાપી નાખતો હતો; કારણ કે શકુનિ ઝડપથી અસ્ત્ર મૂકનારો હતો, તરેહતરેહનાં યુદ્ધોમાં કુશળ હતો અને રણમાં સદા વિજય મેળવનારો હતો.[૨૦] તીક્ષ્ણ બાણો વડે તે બધાં બાણોને યુદ્ધમાં અટકાવી દઈ શકુનિએ બીજાં ત્રણ બાણો વડે ક્રોધપૂર્વક સુતસોમને પ્રહાર કર્યો.[૨૧] વળી હે મહારાજ! તમારા સાળા શકુનિએ કેટલાંએક બાણો છોડી મૂકીને તેના ઘોડાઓના, ધજાના તથા સારથિના તલતલ જેવડા ટુકડા કરી નાશ કરી નાખ્યો. તે જોઈ મનુષ્યોમાં મોટો કોલાહલ મચી રહ્યો.[૨૨] હે રાજા! એ પ્રમાણે ઘોડાઓ માર્યા ગયા, રથ ભાંગી પડયો તથા ધજા પણ કપાઈ ગઈ; છતાં ધનુર્ધર સુતસોમ હાથમાં ધનુષ્ય લઈને રથ પરથી નીચે ઊતરી પડયો.[૨૩] તે સુવર્ણની પૂંખવાળાં તથા પથ્થર પર તીક્ષ્ણ કરેલાં અસંખ્ય બાણોને છોડવા લાગ્યો અને તમારા સાળાના રથને રણભૂમિ પર દાટી દેવા લાગ્યો.[૨૪] પતંગિયાંનાં ટોળાંની પેઠે તે બાણોના ઢગો પોતાના રથ પર આવી પડતા હતા, તે જોઈને પણ મહારથી શકુનિ લેશમાત્ર પણ ગભરાયો નહિ.[૨૫] પરંતુ મહાયશસ્વી સુબલપુત્રે બાણસમૂહો છોડી મૂકીને સુતસોમનાં સર્વ બાણોનો નાશ કરી નાખ્યો. તે વેળા સુતસોમ પગપાળો થઈને પણ રથમાં બેઠેલા શકુનિ સામે બરાબર યુદ્ધ કરી રહ્યો હતો; તેથી તેના એ અદ્દભુત અને અશ્રદ્ધેય પરાક્રમને જોઈને આકાશમાં રહેલા દેવો તથા સિદ્ધો ઘણા જ પ્રસન્ન થયા. વળી રણમાં ઊભેલા સર્વ યોદ્ધાઓ પણ તેથી સંતોષ પામ્યા.[૨૬] હે રાજન્! તેવામાં મોટા વેગવાળાં અને નમેલાં પર્વવાળાં તીક્ષ્ણ બાણો છોડી મૂકીને શકુનિએ સુતસોમના ધનુષ્યને તથા તેના સર્વ બાણભરેલા ભાથાઓને કાપી નાખ્યા. આમ જ્યારે ધનુષ્ય પણ કપાઈ ગયું અને પોતે જ્યારે રથ વિનાનો થઈ પડયો, ત્યારે સુતસોમે હાથમાં એક તલવાર ઊંચી કરીને ગર્જના કરી મૂકી. તે તલવાર વૈદૂર્યમણિથી જડેલી હોવાથી કમળ સમાન કાંતિવાળી હતી અને હાથીદાંતની મૂઠવાળી હતી.[૨૭–૨૯] નિર્મળ આકાશ સમાન તેજસ્વી એવી બુદ્ધિમાન સુતસોમની એ તલવાર જ્યારે તેના હાથમાં ફરતી હતી, ત્યારે શકુનિએ તેને કાળદંડ સરખી જ માની હતી.[૩૦] એ સમયે હાથમાં તલવાર ધારણ કરીને સુતસોમરાજા હજારો મંડળોમાં ઘૂમવા લાગ્યો. હે મહરાજા! શિક્ષા તથા બળસંપન્ન એવા તે રાજાએ ભ્રાંત, ઉદ્દભ્રાંત, આવિદ્ધ, આપ્લુત, વિપ્લુત, સૃત, સંપાત અને સમુદીર્ણ આદિ મુખ્ય મંડળોમાં અનુલોમ તથા પ્રતિલોમ રીતે ઘૂમીને ચૌદ મંડળો રણમાં ફરી દેખાડયાં હતાં.[૩૧,૩૨] પછી વીર્યવાન શકુનિએ તેની સામે ઉપરાઉપરી બાણો ફેંકવા માંડ્યાં અને તે સુતસોમ પોતાની ઉત્તમ તલવારના ઝટકા વડે બાણો આવતાંની સાથે જ તેને કાપી નાખવા લાગ્યો.[૩૩] હે મહારાજ! શત્રુવીરોનો સંહાર કરનાર સુબલપુત્ર શકુનિ તે વેળા ઘણો જ ચિડાઈ ગયો, તેથી સુતસોમના પર તે સર્પ સરખાં તીક્ષ્ણ બાણો છોડવા માંડ્યો; પરંતુ ગરુડ સમાન પરાક્રમી રાજા સુતસોમ પોતાની ચાલાકી દેખાડવા મંડયો અને શિક્ષા તથા બળપૂર્વક તલવારને ઘુમાવીને શકુનિનાં સર્વ બાણોને યુદ્ધમાં કાપી નાખવા લાગ્યો. હે રાજા! એ પ્રમાણે સુતસોમરાજા જ્યારે અનુલોમ તથા વિલોમ યુદ્ધમાર્ગોમાં પોતાના અભ્યાસના બળથી ઘૂમી રહ્યો હતો, ત્યારે શકુનિએ અતિ તીક્ષ્ણ ક્ષુરપ્રબાણનું સંધાન કરી ઝગઝગાટ કરતી તેની તલવારને કાપી નાખી. એટલે તુરત તે

મોટી તલવાર એકાએક કપાઈ જઈને પૃથ્વી પર પડી. પણ હે ભારત! સુંદર મૂઠવાળી એ તલવારનો અર્ધો ભાગ સુતસોમના હાથમાં રહી ગયો. પોતાની તલવારને કપાઈ ગયેલી જાણી મહારથી સુતસોમ છ પગલાં એકદમ આગળ કૂદ્યો અને તેણે તે બાકી રહેલા તલવારના ટુકડાને શકુનિ સામે ફેંક્યો. સુવર્ણ તથા હીરાના જડતરકામથી શોભી રહેલો તે તલવારનો ટુકડો મહાત્મા શકુનિના ધનુષ્યને દોરી સહિત કાપી નાખી ખણખણાટ કરતો પૃથ્વી પર પડ્યો. પછી રાજા સુતસોમ શ્રુતકીર્તિના મહારથ પર ચઢી બેઠો અને સુબલપુત્ર શકુનિ પણ અતિ દુર્જય એવું બીજું ઘોર ધનુષ્ય હાથમાં લઈ સંખ્યાબંધ શત્રુઓનો સંહાર કરતો પાંડવસેના તરફ ધસી ગયો. હે રાજા! શકુનિ નિર્ભય થઈને રણમાં ઘૂમી રહ્યો હતો, તે જોઈ પાંડવોના સૈન્યમાં મોટો કોલાહલ થઈ રહ્યો. ત્યાં અસ્ત્રશસ્ત્રોથી સજ્જ થયેલાં તે મોટાં મોટાં ગર્વિષ્ઠ સૈન્યો મહાત્મા શકુનિની ધૂમાધૂમથી નાસભાગ કરતાં દેખાવા લાગ્યાં. ત્યાં હે રાજા! દેવરાજ ઇંદ્ર જેમ દૈત્યસેનાનો સંહાર કરે, તેમ સુબલપુત્ર શકુનિએ પાંડવી સેનાનો વિનાશ કરી નાખ્યો.[૩૪–૪૩]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'સુતસોમ અને શકુનિનું યુદ્ધ' નામનો અધ્યાય ૨૫મો સમાપ્ત

## અધ્યાય ૨૬મો

### ધૃષ્ટદ્યુમ્ન અને શિખંડીની હાર

॥ संजय उवाच ॥

**धृष्टद्युम्नं कृपो राजन् वारयामास संयुगे ।**
**यथा दृष्ट्वा वने सिंहं शरभो वारयेद्युधि ॥ १ ॥**

સંજય બોલ્યો: હે રાજા ધૃતરાષ્ટ્ર! આઠ પગવાળું શરભ નામનું પ્રાણી વનમાં જેમ કોઈ સિંહને અટકાવે, તેમ કૃપાચાર્યે રણમાં આગળ વધતા ધૃષ્ટદ્યુમ્નને એ યુદ્ધમાં અટકાવ્યો હતો.[૧] અતિ બળવાન ગૌતમગોત્રી કૃપાચાર્યે ધૃષ્ટદ્યુમ્નને એવો તો અટકાવી રાખ્યો કે તે એક પગલું પણ આગળ ચાલવા શક્તિમાન થયો નહિ.[૨] એ વેળા કૃપાચાર્યના રથને ધૃષ્ટદ્યુમ્નના રથ સામે ખડો રહેલો જોઈ સર્વ ભૂતો ત્રાસ પામવા લાગ્યાં અને ધૃષ્ટદ્યુમ્નને મરણ પામેલો જ માનવા લાગ્યાં. સર્વ રથીઓ તથા ઘોડેસવારો મનમાં ઉદાસ થઈ ગયા અને માંહોમાંહે કહેવા લાગ્યા કે, 'મનુષ્યશ્રેષ્ઠ મહાતેજસ્વી આ કૃપાચાર્ય દ્રોણાચાર્યના મરણથી અવશ્ય આજે ક્રોધાયમાન થઈ ગયા છે. તેઓ દિવ્ય અસ્ત્રોને જાણનારા છે તથા કેસરિયાં કરીને પણ લડવાની ઉદાર બુદ્ધિના છે. તેથી એ કૃપાચાર્યથી ધૃષ્ટદ્યુમ્ન શું આજે કુશળક્ષેમ રહેશે? તેમ જ આ સમગ્ર સેના આ મહાન ભયમાંથી શું મુક્ત થશે? શું આ બ્રાહ્મણ યુદ્ધ કરવા આવેલા આપણ બધાને આજે નહિ મારી નાખે? આ કૃપાચાર્યનું આજે સાક્ષાત્ કાળ સરખું સ્વરૂપ થઈ ગયું છે. તે પરથી નિશ્ચય થાય છે કે, એ પણ દ્રોણાચાર્યના જેવું જ આજે પરાક્રમ કરશે.[૩–૭] વળી એ કૃપાચાર્ય ઝડપદાર હાથવાળા છે, યુદ્ધમાં સદા વિજય મેળવનારા છે, જાતજાતનાં અસ્ત્રોને જાણનારા છે, વીર્યસંપન્ન છે અને અધૂરામાં પૂરું આજે વળી ક્રોધથી ધૂંધવાઈ ઊઠ્યા છે.[૮] વળી પેલો ધૃષ્ટદ્યુમ્ન પણ આજે તેમની સામે મોટું યુદ્ધ કરવામાં વિમુખ થયેલો દેખાય છે.' હે મહારાજ! ઇત્યાદિ પ્રકારનાં વચનો તે વેળા કૃપાચાર્ય તથા ધૃષ્ટદ્યુમ્નનો ભેટો થતાં તમારા સૈનિકોમાં તથા શત્રુયોદ્ધાઓમાં સંભળાવા લાગ્યાં, પછી હે રાજા! શારદ્વત કૃપાચાર્યે ક્રોધથી મોટો ફૂંફાડો માર્યો અને પોતાની સામે સ્તબ્ધ થઈને ઊભેલા ધૃષ્ટદ્યુમ્નને સર્વ મર્મસ્થાનોમાં પ્રહાર કરવા માંડ્યો. મહાત્મા કૃપાચાર્યે ધૃષ્ટદ્યુમ્નને એવો તો મારવા માંડ્યો કે, તે મોટા ગભરાટમાં પડી ગયો અને આ સમયે શું કરવું તે પણ સમજી

શક્યો નહિ. પોતાના નાયકને એ સ્થિતિમાં આવી પડેલો જોઈ તેનો સારથિ ધૃષ્ટદ્યુમ્નને કહેવા લાગ્યો: 'હે પાર્ષત! આજે તમે કુશળ તો છો ને? યુદ્ધમાં તમારા પર આવું સંકટ આવી પડ્યું હોય તેમ કદી મેં જોયું નથી. બ્રાહ્મણશ્રેષ્ઠ આ કૃપાચાર્ય તમારાં મર્મ સ્થાનોને ઉદ્દેશીને જે બાણો ફેંકી રહ્યા છે, તે મર્મભેદક બાણો કોઈ સુદૈવના યોગથી જ તમારા પર પડતાં નથી. માટે તમે જો કહેતા હો, તો નદીના વેગને સમુદ્ર તરફથી જેમ પાછો વાળવામાં આવે છે, તેમ આજે હું આપણા રથને આ રણમાંથી પાછો વાળી લઉં; કારણ કે હું માનું છું કે, જેમણે તમારા પરાક્રમનો નાશ કર્યો છે, તે આ બ્રાહ્મણ તમારે હાથે કદી પણ મરણ પામે તેમ નથી. આથી આ સમયે રણમાંથી પાછા વળવું તે જ યોગ્ય છે.' સારથિનાં એ વચન સાંભળી ધૃષ્ટદ્યુમ્ન ધીમે ધીમે તેને કહેવા લાગ્યો: 'હે સારથિ! આજે મારું મન મૂંઝાય છે, શરીરમાં પરસેવો થઈ જાય છે, શરીરમાં કંપારી પણ છૂટે છે તથા રુંવાટાં ઊભાં થઈ જાય છે. માટે હે તાત! આ બ્રાહ્મણને યુદ્ધમાં પડતો મૂકી તું અર્જુન અથવા ભીમસેન જ્યાં હોય ત્યાં જ આપણા રથને ધીરે ધીરે હંકારી જા; કારણ કે તેમની પાસે જઈ પહોંચવામાં જ આજે મારું કલ્યાણ છે, એમ મને નિશ્ચય જણાય છે.' એટલે હે મહારાજ! સારથિએ તુરત જ ઘોડાઓને દોડાવી મૂક્યા અને જે સ્થળે મહાધનુર્ધર ભીમસેન તમારા સૈનિકો સાથે યુદ્ધ કરતો હતો, તે સ્થળે તે ધૃષ્ટદ્યુમ્નના રથને લઈ જવા લાગ્યો. ધૃષ્ટદ્યુમ્નના રથને એ પ્રમાણે પલાયન કરી જતો જોઈ શત્રુદમન કૃપાચાર્ય સેંકડો બાણો ફેંકતા ફેંકતા તેની પાછળ પડ્યા. આમ વારંવાર પોતાના શંખને વગાડતા મહેન્દ્રે જેમ નમુચિને ત્રાસ પમાડ્યો હતો, તેમ એ કૃપાચાર્ય ધૃષ્ટદ્યુમ્નને ત્રાસ પમાડવા લાગ્યા.[૯-૨૦] એ જ સમયે કૃતવર્મા ભીષ્મ-પિતામહના મૃત્યુરૂપ અજિત શિખંડીને વારંવાર જાણે હસતો હોય તેવો ડોળ કરીને યુદ્ધમાં અટકાવવા લાગ્યો. હૃદિક યોદ્ધાઓમાં મહારથી તરીકે ગણાયેલા એ કૃતવર્મા સામે ભેટો કરીને શિખંડીએ પાંચ તીક્ષ્ણ ભલ્લજાતનાં બાણો વડે પ્રહાર કર્યો અને તેની હાંસડીના પ્રદેશમાં ઘા કર્યો. હે રાજા! એ પ્રહાર થતાં જ મહારથી કૃતવર્મા કોપી ઊઠ્યો. તેણે સાઠ બાણો છોડી મૂકીને શિખંડીને વીંધી નાખ્યો અને હસતાં હસતાં એક બીજું બાણ મારી તેના ધનુષ્યને પણ કાપી નાખ્યું. પરંતુ દ્રુપદના બળવાન પુત્ર શિખંડીએ તુરત જ બીજું ધનુષ્ય ઉઠાવી લીધું અને ક્રોધાયમાન થઈ 'ઊભો રહેજે, ઊભો રહેજે' એમ કૃતવર્માને પ્રથમ કહી સંભળાવ્યું. પછી તેણે તેને સુવર્ણની પૂંખવાળાં નેવું પાણીદાર બાણો માર્યાં. પરંતુ હે રાજેંદ્ર! તે બાણો કૃતવર્માના કવચ પર અથડાઈને નીચે પડી ગયાં અને તેના કવચને તોડી શક્યાં નહિ. પોતાનાં બાણો આમ નિષ્ફળ થઈ પૃથ્વી પર પડી ગયાં, તે જોઈ શિખંડીએ ક્ષુરપ્રજાપતિનું અતિ તીક્ષ્ણ બાણ સાંધ્યું અને કૃતવર્માના ધનુષ્યના ટુકડેટુકડા કરી નાખ્યા. આ રીતે ધનુષ્ય કપાઈ ગયું, એટલે કૃતવર્મા ભાગી પડેલાં શિંગડાંવાળા બળદ સરખો થઈ ગયો. તેથી તુરત કોપેલા શિખંડીએ પુનઃ એંશી બાણો છોડી મૂકીને તેના બન્ને બાહુઓમાં તથા છાતીમાં પ્રહાર કરી દીધો. એ પ્રહારથી કૃતવર્મા અત્યંત ઘાયલ થઈ ગયો અને કોપી ઊઠ્યો. ઘડાના મુખમાંથી જેમ પાણી વહે તેમ તેનાં ગાત્રોમાંથી રુધિરધારાઓ વહેવા લાગી. રુધિરથી ભીંજાઈ ગયેલો કૃતવર્મા વર્ષાકાળમાં જળધારાઓથી ભીંજાઈ ગયેલો કોઈ ગેરુ ધાતુવાળો પર્વત હોય, તેમ રણભૂમિ પર શોભવા લાગ્યો. હે રાજા! પછી તે મહાસમર્થ કૃતવર્માએ બાણ તથા દોરી સહિત બીજું એક ધનુષ્ય હાથમાં લીધું

અને શિખંડીની ખાંધ પર સંખ્યાબંધ બાણોનો માર મારી દીધો. ખાંધમાં ખૂંચી ગયેલાં તે બાણોને લીધે શિખંડી શાખાપ્રશાખાના વિસ્તારવાળા એક અતિ મહાન વૃક્ષના સરખો રણમાં શોભવા લાગ્યો. આ રીતે અન્યોન્યને અત્યંત વીંધી નાખી તે બન્ને જણા લોહીલુહાણ થઈ ગયા હતા, તેથી તેઓ શિંગડાંના પ્રહારથી અન્યોન્યને ઘાયલ કરતા બે આખલા હોય તેવા રણભૂમિ પર શોભવા લાગ્યા. તે બન્ને મહારથી અન્યોન્યનો વધ કરવા માટે ભારે ભગીરથ યત્ન કરતા હતા અને રણમાં બેસીને હજારો યુદ્ધમાર્ગોમાં ઘૂમી રહ્યા હતા. પછી હે મહારાજ! કૃતવર્માએ શિખંડીને સરાણ પર ધસી તીક્ષ્ણ કરેલાં સિત્તેર સુવર્ણપૂંખી બાણો વડે રણમાં વીંધવા માંડ્યો. એટલું જ નહિ પણ યોદ્ધાઓમાં શ્રેષ્ઠ એવા તે ભોજકૃતવર્માએ જીવિતનો નાશ કરી નાખે તેવું ઘોર બાણ શિખંડી પર ઝપાટાબંધ ફેંક્યું. હે રાજા! એ બાણનો પ્રહાર થતાં જ શિખંડીને મૂર્છા આવી ગઈ. તે અત્યંત દુઃખી થઈ ગયો અને તેણે એકદમ ધ્વજદંડને પકડી લીધો. આમ કૃતવર્માના બાણપ્રહારથી શિખંડીને ઘણો સંતાપ થતો હતો, તેથી તે વારંવાર નિઃશ્વાસ નાખ્યા કરતો હતો. તે જોઈ તેનો સારથિ એ મહારથીને એકદમ રણમાંથી દૂર લઈ ગયો. હે રાજા! દ્રુપદરાજનો શૂરો પુત્ર શિખંડી એ રીતે જ્યારે પરાજય પામ્યો, ત્યારે સર્વ તરફથી માર ખાતી પાંડવની સેના પણ રણમાંથી નાસી ગઈ.[૨૧-૩૮]

ઇતિ શ્રીમહાભારતમા કર્ણપર્વમા 'સંકુલયુદ્ધ' નામનો અધ્યાય ૨૬મો સમાપ્ત

# अध्याय २७मो

## સંશપ્તકોનો પરાજય

॥ संजय उवाच ॥

**श्वेताश्वोऽथ महाराज व्यधमत्तावकं बलम्।**
**यथा वायुः समासाद्य तूलराशिं समंततः ॥ १॥**

સંજય બોલ્યો : હે મહારાજ! પછી શ્વેત ઘોડાઓવાળો અર્જુન વાયુ જેમ રૂના ઢગલાને ચોબાજુથી વિખેરી નાખે, તેમ તમારા સૈન્યમાં આવીને તેનો નાશ કરવા લાગ્યો.[૧] એટલે ત્રિગર્તો, શિબિઓ, કૌરવો, શાલ્વો સંશપ્તકો તથા નારાયણયોદ્ધાઓનાં સૈન્યો તેની સામે ધસી આવ્યાં. સત્યસેન, ચંદ્રદેવ, મિત્રદેવ, સુતંજય, સૌશ્રુતિ, ચિત્રસેન, મિત્રવર્મા, ત્રિગર્તરાજ, તેના ભાઈઓ તથા જાતજાતનાં શસ્ત્રોમાં કુશળ એવા મહાધનુર્ધર તેના પુત્રો, અર્જુન પર સંખ્યાબંધ બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા. હે ભારત! પાણીના પ્રવાહો જેમ સમુદ્ર સામે ધસી જાય, તેમ તે સર્વ યોદ્ધાઓ એકાએક અર્જુન સામા ધસી ગયા.[૨-૫] પરંતુ ગરુડને જોતાં જ સર્પો જેમ નાસી જાય, તેમ તે સેંકડો અને હજારો યોદ્ધાઓ અર્જુનનો ભેટો થતાં જ નાસી જવા લાગ્યા.[૬] હે મહારાજ! પોતાનો નાશ થઈ જાય છતાં પણ પતંગિયાં જેમ અગ્નિને છોડતાં નથી તેમ તે યોદ્ધાઓ પણ પોતાનો વિનાશ થઈ જતો હતો, છતાં અર્જુનને છોડતા ન હતા.[૭] લડાઈમાં સત્યદેવે ત્રણ બાણોથી મિત્રદેવે ત્રેસઠ બાણોથી, ચંદ્રસેને સાત બાણોથી મિત્રવર્માએ તોંતેર બાણોથી, સૌશ્રુતિએ સાત બાણોથી, શત્રુંજયે વીસ બાણોથી તથા સુશર્માએ નવ બાણોથી અર્જુનને વીંધી નાખ્યો.[૮,૯] એ રીતે જ્યારે ઘણા યોદ્ધાઓ એકઠા થઈને અર્જુનને વીંધવા મંડ્યા, ત્યારે તે અર્જુન પણ તે સર્વને સામા વીંધવા લાગ્યો. તેણે સૌશ્રુતિને સાત બાણો વડે, સત્યસેનને ત્રણ બાણો વડે, શત્રુંજયને

વીસ બાણો વડે, ચંદ્રદેવને આઠ બાણો વડે, મિત્રદેવને સો બાણો વડે, શ્રુતસેનને ત્રણ બાણો વડે, મિત્રવર્માને નવ બાણો વડે તથા સુશર્માને આઠ બાણો વડે વીંધી નાખ્યા. વળી તેણે સરાણ પર ઘસીને તીક્ષ્ણ કરેલાં કેટલાંએક બાણો વડે શત્રુંજયરાજાને પણ રણમાં રોળી નાખ્યો.[૧૦–૧૨] તેણે સૌશ્રુતિના મસ્તકને ઉપરના ટોપની સાથે ધડ પરથી જુદું પાડ્યું અને ઝપાટાબંધ બીજાં કેટલાંએક બાણો મારી ચંદ્રદેવને યમનિવાસમાં મોકલી દીધો.[૧૩] તેમ જ હે મહારાજ! તે ઉપરાંત બીજા જે મહારથીઓ પોતાની સામે યુદ્ધમાં પ્રયત્ન કરી રહ્યા હતા, તે બધાને પણ તેણે પાંચ પાંચ બાણો મારી આગળ વધતા અટકાવ્યા.[૧૪] એ સમયે ક્રોધાયમાન થયેલા સત્યસેને શ્રીકૃષ્ણને ઉદ્દેશીને મોટું તોમરશસ્ત્ર ફેંક્યું અને સિંહનાદ કર્યો.[૧૫] લોખંડનું તે સુવર્ણજડિત તોમર મહાત્મા શ્રીમાધવના ડાબા હાથને ઘાયલ કરી ધરણી પર ઢળી પડ્યું. હે રાજા! એ તોમરના પ્રહારથી માધવનો હાથ એટલે બધો વીંધાઈ ગયો કે, તેમના હાથમાંથી ચાબુક અને ઘોડાઓની લગામ પૃથ્વી પર પડી ગયાં.[૧૬,૧૭] શ્રીકૃષ્ણના અંગને એ રીતે ઘાયલ થયેલું જોઈને કુંતાપુત્ર અર્જુનને તીવ્ર ક્રોધ વ્યાપી ગયો. તેણે શ્રીકૃષ્ણને આ પ્રમાણે કહ્યું:[૧૮] 'હે મહાબાહુ પ્રભુ શ્રીકૃષ્ણ! આપણા ઘોડાઓને પેલા સત્યસેન સામે જલદી હંકારો, એટલે હું તેને તીક્ષ્ણ બાણો મારીને યમગૃહે મોકલી દઉં.'[૧૯] આ સાંભળીને તુરત જ શ્રીકૃષ્ણે એક બીજી ચાબુક હાથમાં લીધી ને પ્રથમની પેઠે લગામ પકડીને ઘોડાઓને સત્યસેનના રથ સામે હાંક્યા.[૨૦] ત્યાં જતાં વેંત જ મહારથી અર્જુને શ્રીકૃષ્ણને ઘાયલ થયેલા જોઈ તીક્ષ્ણ બાણો ફેંકવા માંડ્યાં ને સત્યસેનને આગળ વધતો અટકાવ્યો.[૨૧] પછી તેણે અતિ તીક્ષ્ણ ભલ્લજાતિનાં બાણો મૂકી તે રાજાના કુંડળયુક્ત મસ્તકને સેનાના મધ્યભાગમાં ધડ પરથી કાપી નાખ્યું.[૨૨] આમ તેના મસ્તકને કાપી નાખ્યા પછી અર્જુને તીક્ષ્ણ બાણો વડે મિત્રવર્માને પણ સારી રીતે માર માર્યો અને એક તીક્ષ્ણ વત્સદંત બાણ મારીને તેના સારથિને પણ ઢાળી પાડ્યો.[૨૩] પછી ક્રોધાયમાન થયેલો બળવાન અર્જુન સેંકડો બાણો મૂકીને સંશપ્તક ટુકડીઓના સેંકડો ને હજારો યોદ્ધાઓને પાડી નાખવા લાગ્યો.[૨૪] હે રાજા! મહારથી અર્જુને રૂપેરી પૂંખવાળું અને અસ્રાના આકારનું એક બાણ મૂકીને શૂરવીર મિત્રસેનના મસ્તકને કાપી નાખ્યું.[૨૫] વળી અત્યંત ક્રોધમાં આવી જઈ તેણે ત્રિગર્તરાજ સુશર્માની હાંસડીના ભાગમાં પ્રહાર પણ કર્યો. આથી સર્વ સંશપ્તક યોદ્ધાઓ અતિશય ખિજવાઈ ગયા અને તેઓ બધા અર્જુનને ઘેરી વળી જથ્થાબંધ શસ્ત્રો ફેંકી અર્જુનને વીંધવા લાગ્યા. એ પ્રમાણે જ્યારે ઇંદ્ર તુલ્ય પરાક્રમી મહારથી અર્જુનને પીડવામાં આવ્યો, ત્યારે અમેયાત્મા તે અર્જુને ઐંદ્રાસ્ત્ર પ્રકટ કર્યું. ત્યાં હે રાજા! તેમાંથી હજારો બાણો પ્રકટ થવા લાગ્યાં.[૨૬–૨૮] હવે તુરત ધજાઓ, ધનુષ્યો, રથોની પતાકાઓ, ભાથાઓ, ધૂંસરાંઓ, ધરીઓ, પૈડાંઓ, જોતરો, લગામો, ઊંટડાઓ, રથોની છત્રીઓ તથા બાણો રણમાં કપાઈ જવા લાગ્યાં. વળી હે રાજા! ઘોડાઓ, ભાલાઓ, બેધારી તરવારો, ગદાઓ, પરિઘો, શક્તિઓ, તોમરો, પટ્ટિશો, શતઘ્નીઓ, ચક્રો, ભુજાઓ, ઊરુઓ, કંઠસૂત્રો, બાજુબંધો, પહોંચીઓ, હારો, કંઠીઓ, કવચો, છત્રો, ચામરો તથા મસ્તકે ધારણ કરવાના મુકુટો રણભૂમિ પર જ્યાં ત્યાં પડવા લાગ્યા અને તેમનો મહાન શબ્દ ઠેકઠેકાણે સંભળાવા લાગ્યો. હે ભારત! કુંડળોને ધારણ કરનારાં, સુંદર નેત્રોવાળાં તથા પૂર્ણચંદ્ર સમાન કાંતિવાળાં મસ્તકો આકાશમાં ઉદય પામેલા

તારાગણો સરખાં રણભૂમિ પર દેખાવા લાગ્યાં. હે પૃથ્વીપતિ! જ્યાં જોઈએ ત્યાં રણભૂમિ પર માર્યા ગયેલા યોદ્ધાઓનાં સુંદર પુષ્પમાળાઓને ધારણ કરી રહેલાં, સુંદર વસ્ત્રોને પહેરી રહેલાં તથા ચંદનથી ચર્ચાયેલાં શરીરો દષ્ટિએ પડવા લાગ્યાં. એ વખતે આખું રણક્ષેત્ર ગંધર્વનગર સરખું ભયંકર ભાસતું હતું.[૨૯–૩૬] મરણ પામેલા રાજપુત્રોથી, માર્યા ગયેલા મહાબળવાન ક્ષત્રિયોથી અને વીખરાઈ પડેલા પર્વતોની પેઠે જ્યાં ત્યાં પડેલા હાથીઓ તથા ઘોડાઓથી રણભૂમિનું સ્વરૂપ અગમ્ય થઈ પડ્યું હતું. ભલ્લજાતિનાં બાણો મારી મારીને શત્રુઓનો સંહાર કરતા તથા હાથી, ઘોડા વગેરેની મહાન કાપણી ચલાવી રહેલા અર્જુનના રથનાં પૈડાંઓનો માર્ગ પણ તે વેળા રણભૂમિ પર રહ્યો ન હતો. હે રાજા! સ્વામીનો નાશ થતાં તેના અનુચરો જેમ નાશ પામે છે, તેમ રથો ભાંગી પડતાં તેનાં ચક્રો પણ એ રણમાં ભાંગી પડ્યાં હતાં. લોહીના કાદવવાળા તે સંગ્રામમાં અર્જુન જ્યારે ઘૂમતો હતો, ત્યારે તેના રથનાં પૈડાં તે કાદવમાં ખૂંચી જતાં હતાં. તેથી તેના મન અને વાયુ સમાન વેગવાળા ઘોડાઓ મહામહેનતે તે રથને ખેંચી જતા હતા. હે ભારત! ધનુર્ધર અર્જુને તે સૈન્યને એ પ્રમાણે જ્યારે મારવા માંડ્યું, ત્યારે તે સૈન્ય રણમાંથી લગભગ જતું રહ્યું. તે સમયે અર્જુને ઘણી સંશપ્તક ટુકડીઓનો પરાજય કર્યો હતો અને પોતે નિર્ધૂમ અગ્નિની પેઠે રણક્ષેત્રમાં બળતો શોભી રહ્યો હતો.[૩૭–૪૨]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'સંશપ્તકોનો પરાજય' નામનો અધ્યાય ૨૭મો સમાપ્ત

# अध्याय २८मो

## મહાસંહાર

॥ संजय उवाच ॥

**युधिष्ठिरं महाराज विसृजन्तं शरान् बहून् ।**
**स्वयं दुर्योधनो राजा प्रत्यगृह्णादभीतवत् ॥ १ ॥**

સંજય બોલ્યો : હે મહારાજ! યુધિષ્ઠિરને ઘણાં બાણો છોડી રહેલા જોઈને રાજા દુર્યોધન પોતે નિર્ભયની પેઠે તેમની સામે યુદ્ધ કરવા ચઢી ગયો.[૧] તમારા મહારથી પુત્રને એકાએક પોતાની સામે ચઢી આવતો જોઈ ધર્મરાજાએ તેને ઝપાટાબંધ વીંખી નાખ્યો અને 'અલ્યા ઊભો રહેજે, હવે નાસ નહિ,' એમ કહી સંભળાવ્યું.[૨] તે સાંભળી દુર્યોધન અત્યંત ચિઢાઈ ગયો. તેણે નવ તીક્ષ્ણ બાણો વડે યુધિષ્ઠિરને સામા વીંધી નાખ્યા અને બીજા એક ભલ્લબાણથી તેમના સારથિને પણ પ્રહાર કર્યો.[૩] હે રાજા! તે પછી યુધિષ્ઠિરે સુવર્ણની પૂંખવાળાં દશ તીક્ષ્ણ બાણો દુર્યોધનને માર્યાં. વળી તે મહારથીએ ચાર બાણોથી તેના ચારેય ઘોડાઓને મારી નાખ્યા, પાંચમા બાણથી તેના સારથિના મસ્તકને ધડ પરથી ઉડાડી દીધું, છઠ્ઠા બાણથી એ રાજાના ધ્વજને ઉછાળી પાડ્યો, સાતમા બાણથી તેના ધનુષ્યને કાપી નાખ્યું, આઠમા બાણથી તેની તલવારને પૃથ્વી પર પટકી પાડી અને બીજાં પાંચ બાણો મારી તેને પોતાને પણ ધર્મરાજાએ અત્યંત ગભરાવી નાખ્યો. એટલે તમારો પુત્ર માર્યા ગયેલા ઘોડાઓવાળા રથ પરથી નીચે કૂદી પડયો. એ વેળા તેના પર મોટું સંકટ આવી પડયું હતું. કેવળ પગપાળો થઈને તે પૃથ્વી પર જ ઊભો રહ્યો હતો. પોતાના રાજાને આ રીતે સંકટમાં આવી પડેલો જોઈ કર્ણ, કૃપાચાર્ય તથા અશ્વત્થામા આદિ મહારથીઓ તેનું રક્ષણ કરવા માટે એકાએક ધસી આવ્યા. વળી પેલી તરફથી સર્વ પાંડવયોદ્ધાઓ પણ યુધિષ્ઠિર-

રાજાને વીંટાઈ વળી રણમાં તેમની પાછળ પાછળ ચાલવા લાગ્યા અને પછી તેઓ બધા વચ્ચે યુદ્ધનો આરંભ થયો. એ સમયે તે મહારણમાં હજારો વાદિત્રો વાગવા લાગ્યાં.[૪-૧૦] હે રાજા! જે સ્થળે પાંચાલયોદ્ધાઓ કૌરવો સામે યુદ્ધ કરવા ચઢાઈ કરી ગયા હતા, તે સ્થળે મોટી કિકિયારીઓના શબ્દો સંભળાવા લાગ્યા.[૧૧] ત્યારે પાળાઓ પાળાઓ સામે આવી ગયા, હાથીઓ મોટા હાથીઓ સામે અથડાયા, રથીઓ રથીઓ સામે ભરાયા અને ઘોડેસવારો ઘોડેસવારો સામે ચઢી ગયા.[૧૨] હે મહારાજ! એ લડાઈમાં જાતજાતનાં ઉત્તમ અને અચિંત્ય શસ્ત્રોવાળાં ઘણાં દ્વંદ્વયુદ્ધો જોવા યોગ્ય થઈ રહ્યાં હતાં.[૧૩] તે સર્વ શૂરવીરો પરસ્પરનો વધ કરવાની ઇચ્છાથી મોટા વેગમાં આવી ગયા હતા અને ઘણી જ ચાલાકીથી તથા સુંદરતાથી અદ્ભુત યુદ્ધ કરી રહ્યા હતા.[૧૪] વીરવ્રતને અનુસરી તેઓ અન્યોન્યનો રણમાં સંહાર કરી નાખતા હતા. તેમનામાંના કોઈ પણ રણમાં પીઠ દેખાડતા ન હતા.[૧૫] આ પ્રમાણે એક મુહૂર્ત જેટલા સમય સુધી તો એ યુદ્ધ દેખાવમાં સુંદર થઈ રહ્યું હતું. પણ પછીથી ઉન્મત્તની પેઠે મર્યાદાનો ત્યાગ કરી ત્યાં ભયંકર ધમાલ ચાલુ થઈ ગઈ. રથીયોદ્ધો હાથી સવાર સામે આવી ગયો અને તીક્ષ્ણ બાણો વડે તેને ચીરી નાખવા લાગ્યો, તેમ જ નમેલાં પર્વવાળાં બાણો વડે તેને કાળની પાસે મોકલી દેવા લાગ્યો. વળી હાથીસવારો ઘોડેસવારો સામે આવી જઈને ઘણાં બાણો ફેંકવા લાગ્યા તથા અતિ ઉગ્રતાપૂર્વક તેમને ચીરી નાખવા લાગ્યા.[૧૬-૧૮] વળી બીજા ઘણા ઘોડેસવારો ઉત્તમ કહેવાતા ઘોડેસવારોને ઘેરી લઈ, હસ્તતલનો શબ્દ કરતા કરતા તેઓ સામે ધસી જવા લાગ્યા.[૧૯] એ વેળા મોટા મોટા હાથીઓ યુદ્ધમાં આમતેમ ચારે તરફ દોડાદોડ કરી રહી હતા, પરંત ઘોડેસવારો આગળથી અને પાછળથી તેમને મારવા લાગ્યા.[૨૦] હે રાજન્! કેટલાએક મદોત્કટ હાથીઓ ઘણા ઘોડાઓને ચમકાવીને નસાડી મૂકવા લાગ્યા, તો બીજા કેટલાએક હાથીઓ દંતૂશળોના પ્રહારથી તેમને મારી નાખતા હતા અને બીજા વળી પગતળે છૂંદી નાખતા હતા.[૨૧] કેટલાએક હાથીઓ, દંતૂશળોના પ્રહારથી ઘોડેસવારો સહિત ઘોડાઓને ક્રોધથી વીંધી નાખવા લાગ્યા; તેમ જ અતિ બળવાન એવા બીજા કેટલાએક હાથીઓ વેગપૂર્વક ઘોડાઓને પકડી પાડી ઉછાળી નાખવા લાગ્યા.[૨૨] પગપાળા યોદ્ધાઓએ પણ કેટલાએક હાથીઓને કોઈ કોઈ સમયનો લાભ લઈ ઘાયલ ઘાયલ કરી નાખ્યા હતા. તેથી તેઓ ઘોર આર્તસ્વર કરીને દશેય દિશાઓમાં નાસી જવા લાગ્યા.[૨૩] એ રણાંગણમાં કેટલાએક પાળાઓ પોતાના અલંકારોને પણ ફેંકી દઈને નાસી જતા હતા. તે વેળા પોતાનો વિજય થયો છે, એમ માનનારા હાથીસવારો તે પડેલા વિચિત્ર અલંકારોને પોતાના હાથીઓને નમાવી દઈ લઈ લેવા લાગ્યા અને પેલા નાસી જતા પાળાઓને વીંધવા લાગ્યા.[૨૪,૨૫] વળી તે હાથીસવારો જ્યારે એ યુદ્ધમાં બીજાઓ સામે યુદ્ધ કરવામાં આસક્ત થતા હતા, ત્યારે પેલા બલોત્કટ પાળાઓ મોટા વેગમાં આવી જઈ તેમને ઘેરી લઈ મારી નાખતા હતા.[૨૬] કેટલાએક યોદ્ધાઓને હાથીઓ સૂંઢમાં પકડીને આકાશમાં ઉછાળી નાખતા હતા. પાછા તે આકાશમાંથી મહારણમાં પડતા હતા, ત્યારે તે કેળવાયેલા હાથીઓ તેમને દંતૂશળોની અણી પર ઝીલી લઈ અત્યંત વીંધી નાખતા હતા.[૨૭] તે લડાઈમાં કેટલાએક મહાગજો સેનાના મધ્યમાં આવી યોદ્ધાઓને સૂંઢવતી પકડીને દાંતો વડે જ ચીરી નાખતા હતા.[૨૮] હે મહારાજ! હાથીઓ કેટલાએક ઘાયલ ગાત્રોવાળા યોદ્ધાઓને ઉછાળી નાખતા હતા. પંખા-

ઓની પેઠે ભમાવતા હતા અને તેમને મારી નાખતા હતા.[૨૯] હે રાજા! તે રણાંગણમાં ઠેકઠેકાણે હાથીઓમાં મુખ્ય ગણાતા ઘણા મહાન હાથીઓનાં શરીરો અતિશય વીંધાઈ ગયેલાં જણાતાં હતાં.[૩૦] ઘણા યોદ્ધાઓ ભાલાઓનો પ્રહાર કરી હાથીઓના બે દાંત વચ્ચેના પ્રદેશને ચીરી નાખતા હતા, કેટલાએક તોમરના પ્રહારથી ગંડસ્થળોને ફાડી નાખતા હતા અને બીજા કેટલાએક યોદ્ધાઓ, શક્તિઓ ફેંકીફેંકીને હાથીઓના હોઠોને ચીરી નાખતા હતા.[૩૧] કેટલાએક હાથીઓ પાસે ઊભેલા અતિ દારુણ રથીઓ તથા ઘોડેસવારોના તાબામાં આવી જતા હતા અને પાછળથી તેમને હાથે ઘવાઈ જઈ રણભૂમિ પર પછડાઈ પડતા હતા.[૩૨] વળી એ મહારણમાં ઘોડાઓ પર બેઠેલા કેટલાએક ઘોડેસવારો ઢાલવાળા કોઈ એક પાળાને વેગપૂર્વક તોમરનો માર મારી પૃથ્વી પર ઝીંકી નાખતા હતા.[૩૩] તેમજ હે રાજા! કેટલાક હાથીઓ કવચો પહેરીને ત્યાં ઊભેલા કેટલાએક રથીયોદ્ધાઓની સામે એકાએક ધસી આવ્યા હતા અને તેમને સૂંઢ વતી પકડી પાડી તે ઘોરસ્વરૂપ ભયાનક રણક્ષેત્રમાં એકદમ ઉછાળી નાખતા હતા. કેટલાએક મહાબળવાન હાથીઓ નારાચબાણોથી છિન્નભિન્ન થઈ ગયા હતા અને વજ્રથી તૂટી પડેલું પર્વતનું શિખર જેમ પૃથ્વી પર પડે, તેમ તેઓ રણભૂમિ પર પડતા હતા. વળી એ યુદ્ધમાં કેટલાએક યોદ્ધાઓ તો પોતાના શત્રુસૈનિકો સામે આવી જઈને મુષ્ટિઓના પ્રહારોથી પણ તેઓને કૂટી નાખતા હતા, ત્યારે બીજાઓ વળી ચોટલીઓ પકડીને અન્યોન્યને પૃથ્વી પર પટકી પાડતા હતા. પછીથી તેઓ તેમને હથિયારો વડે ચીરી નાખતા હતા. કેટલાએક વીર પુરુષો બે ભુજાઓ ઊંચી કરીને શત્રુઓને ભોંય પર ધકેલી પાડતા હતા અને પછી પૃથ્વી પર તરફડતા તે શત્રુઓની છાતીને પગ વડે દબાવીને મસ્તક કાપી નાખતા હતા. હે રાજા! તે ભયંકર ઝપાઝપીમાં કોઈ યોદ્ધો પૃથ્વી પર પડી જતો હતો, ત્યારે અકસ્માત્ આવી ચડેલો બીજો કોઈ તલવારના ઝટકાથી તેનું મસ્તક ઉડાડી નાખતો હતો.[૩૪–૩૮] વળી કોઈ યોદ્ધો પૃથ્વી પર જીવતો પડી રહ્યો હતો અને તેને જોઈને તેનો કોઈ શત્રુ ત્યાં ચડી આવી તેના શરીરમાં શસ્ત્ર ઘોંચી દેતો હતો. હે ભારત! તે રણસંગ્રામમાં યોદ્ધાઓ વચ્ચે મોટું મુષ્ટિયુદ્ધ પણ થયું હતું, ચોટલીઓની પકડાપકડીવાળું ઉગ્ર યુદ્ધ પણ થયું હતું અને ભયંકર બાહુયુદ્ધ પણ થયું હતું. એ યુદ્ધમાં એકમેકની સામે અથડાઈને કોઈ કોઈને ઓળખતા પણ ન હતા. માત્ર તેઓ જાતજાતનાં શસ્ત્રો વડે અનેકના પ્રાણોને જ હરી લેતા હતા. પછી એતએતામાં બન્ને પક્ષના યોદ્ધાઓની મોટી સેળભેળ થઈ ગઈ અને સંકુલયુદ્ધ ચાલવા લાગ્યું.[૩૯–૪૧] સેંકડો અને હજારો મસ્તક વિનાનાં ધડો ઊઠીને ઊભાં થઈ જવા લાગ્યાં અને ઘણાં શસ્ત્રો તથા કવચો લોહીથી છંટાવા લાગ્યાં. આથી તે જાણે લાલચટક રંગથી રંગેલાં વસ્ત્રો હોય તેમ શોભવા લાગ્યાં. આ રીતે ભાતભાતનાં શસ્ત્રોના ખણખણાટથી ભરેલું તે યુદ્ધ મહાદારુણ થઈ પડ્યું હતું; અને પૂરમાં આવેલી ગંગાની પેઠે ઉન્મત્ત થઈ આખા જગતને મહાન શબ્દથી ગજાવી મૂકતું હતું. હે રાજન્! સર્વ યોદ્ધાઓ બાણપ્રહારોથી એટલા બધા આતુર થઈ ગયા હતા કે, પોતાના કોણ અને પારકા કોણ એ કંઈ કોઈનો સમજવામાં આવતું ન હતું. માત્ર વિજયની જ મનમાં લાલસા રાખી અને 'યુદ્ધ જ કરવું છે' આવો મનમાં નિશ્ચય કરી રાજાઓ લડી રહ્યા હતા. હે મહારાજા! બન્ને સેનાઓમાં ઘૂમી રહેલા વીર પુરુષો સામે આવેલા પોતાના યોદ્ધાઓને પણ મારી નાખતા હતા, તેમ શત્રુયોદ્ધાઓને પણ

સંહારી નાખતા હતા. આ પ્રમાણે બધું યુદ્ધ વ્યાકુળ થઈ રહ્યું હતું. હે મહારાજા! એક ક્ષણવારમાં તો ભાંગી પડેલા રથોથી, પાડી નાખવામાં આવેલા હાથીઓથી, મરણ પામેલા ઘોડાઓથી તથા ચીંથી પાડેલા યોદ્ધાઓથી રણભૂમિનું સ્વરૂપ અગમ્ય થઈ પડ્યું.[૪૨-૪૭] હે મહીપાલ! એક ક્ષણવારમાં તો લોહીના પ્રવાહની એક નદી ત્યાં ચાલી નીકળી. એ લડાઈમાં કર્ણે ઘણા પાંચાલોને મારી નાખ્યા હતા, અર્જુને ત્રિગર્તયોદ્ધાઓનો ઘાણ કાઢી નાખ્યો હતો અને ભીમસેને સર્વ તરફ ઘણા કૌરવોનો તથા હાથીસૈન્યનો કચ્ચરઘાણ વાળી નાખ્યો હતો. સૂર્યનારાયણ જ્યારે બરાબર દિવસના પાછલા પહોરમાં આવી પહોંચ્યા, ત્યારે કૌરવપાંડવ સેના વચ્ચે એ પ્રમાણે સંહાર ચાલી રહ્યો હતો અને તેમાં સર્વ યોદ્ધાઓ પુષ્કળ યશની ઇચ્છા રાખતા હતા.[૪૮,૪૯]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'સંકુલયુદ્ધ' નામનો અધ્યાય ૨૮મો સમાપ્ત

## अध्याय २९मो

### દુર્યોધન અને યુધિષ્ઠિરનું યુદ્ધ

॥ धृतराष्ट्र उवाच ॥

अतितीव्राणि दुःखानि दुःसहानि बहूनि च ।
त्वत्तोऽहं संजयाश्रौषं पुत्राणां चैव संक्षयम् ॥१॥

ધૃતરાષ્ટ્ર બોલ્યો: હે સંજય! મેં તારી પાસેથી ઘણાં તીવ્ર અને દુઃસહ દુઃખો સાંભળ્યાં તથા પુત્રોનો વિનાશ પણ સાંભળ્યો.[૧] હે સૂત! તું મને જે પ્રમાણે એ યુદ્ધનું વૃત્તાંત કહે છે તથા જે રીતે એ યુદ્ધ થયું હતું, તેનો વિચાર કરતાં મારી બુદ્ધિ નિશ્ચય કરે છે કે, કૌરવો કદી પણ બચવાના નથી.[૨] પરંતુ હું તને પ્રશ્ન કરું છું કે, યુધિષ્ઠિરરાજાની સાથે યુદ્ધ કરતાં મહારથી દુર્યોધન રથરહિત થઈ પડ્યો હતો. તે વેળા ધર્મપુત્રે શું કર્યું હતું? અને રાજા દુર્યોધને શું કર્યું હતું? વળી તે દિવસના પાછલા પહોરમાં રૂંવાં ખડાં કરી નાખનારું તે યુદ્ધ કેવી રીતે થઈ રહ્યું હતું? તે પણ મને યથાર્થ કહે. હે સંજય! તું તે વૃત્તાંત કહેવામાં ઘણો કુશળ છે.[૩,૪]

સંજય બોલ્યો: હે રાજા! જ્યારે તે બધાં સૈન્યો વિભાગપુરઃસર સામસામાં ભેટ્યાં અને અન્યોન્યના પર મારો ચલાવવા લાગ્યાં, ત્યારે તમારો પુત્ર દુર્યોધન બીજા રથમાં બેઠો. હવે મોટા ક્રોધથી ધૂંધવાઈ ઊઠેલા સર્પની પેઠે તે મનમાં ઝેર રાખીને ધર્મરાજ યુધિષ્ઠિર સામે જોવા લાગ્યો અને પછી પોતાના સારથિને આમ કહેવા લાગ્યો: 'હે સારથિ! ચાલ, જલદી ચાલ. પાંડુપુત્ર યુધિષ્ઠિર જ્યાં ઊભો છે, ત્યાં તું મને જલદી પહોંચાડ. જો તે રાજા પોતાના મસ્તક પર છત્ર ધારણ કરી કવચ પહેરીને કેવો શોભી રહ્યો છે!' પોતાના રાજાની આજ્ઞા થતાં સારથિએ તેના રથને યુધિષ્ઠિર સન્મુખ હાંક્યો. તે જોઈ રાજા યુધિષ્ઠિરે પણ મદમત્ત હાથીની પેઠે ક્રોધાયમાન થઈ સારથિને 'ચાલ, પેલો દુર્યોધન જ્યાં ઊભો છે ત્યાં મને લઈ જા' એમ આજ્ઞા કરી. એટલે તુરત તે બન્ને રથીશ્રેષ્ઠ ભાઈઓ અન્યોન્ય સામે ભેટ્યા. મહાવીર અને આવેશમાં આવી ગયેલા તે બન્ને યુદ્ધદુર્મદ રાજાઓ સામસામા આવી જઈ મોટાં ધનુષ્યોને હાથમાં લઈ યુદ્ધમાં એકબીજાના પર બાણોનો વરસાદ વરસાવવા લાગ્યા.[૫-૧૧] હે રાજા! તે સમયે રાજા દુર્યોધને સરાણ પર ઘસેલું તીક્ષ્ણ ભલ્લબાણ મૂકીને ધર્મશીલ રાજા યુધિષ્ઠિરના ધનુષ્યને યુદ્ધમાં કાપી નાખ્યું;[૧૨] પરંતુ કોપેલા રાજા યુધિષ્ઠિરે પોતાનું તે અપમાન સહન કર્યું નહિ. તેમણે તુરત કપાયેલા ધનુષ્યને ફેંકી દીધું. ક્રોધથી નેત્રોને લાલચોળ કરી ધર્મપુત્રે બીજું ધનુષ્ય હાથમાં લીધું અને સેનાના મોખરામાં જ દુર્યોધનના ધનુષ્યને કાપી નાખ્યું. એટલે દુર્યોધન પણ બીજું

ધનુષ્ય લઈને યુધિષ્ઠિરને વીંધવા લાગ્યો. આ રીતે તેઓ બન્ને જણા અત્યંત ક્રોધાવેશમાં આવી જઈ અન્યોન્યના પર બાણોની વૃષ્ટિઓ કરવા લાગ્યા. અત્યંત કોપાવિષ્ટ થયેલા જાણે બે સિંહો હોય, તેમ તે બન્ને જણા પરસ્પર જીતવાની ઇચ્છાથી રણમાં અન્યોન્યને મારવા લાગ્યા તથા બે આખલાઓની પેઠે ગાજવા લાગ્યા.[૧૩-૧૬] એકબીજાના લાગને ખોળતા તે મહારથીઓ સામસામા ઘૂમવા લાગ્યા અને ધનુષ્યને છેક કાન સુધી ખેંચી છોડવામાં આવેલાં બાણો વડે પરસ્પરને ઘાયલ કરવા લાગ્યા. આથી હે મહારાજ! તેઓ ખીલેલાં કેસૂડાંવાળા બે ખાખરાઓની પેઠે રણમાં શોભવા લાગ્યા. હે રાજા! તે બન્ને રાજાઓ વારંવાર સિંહનાદો કરતા હતા, વારંવાર તાળીઓના અવાજો કરતા હતા અને વારંવાર ધનુષ્યનો ટંકારવ કરી મોટા મોટા શંખનાદો પણ કરતા હતા.[૧૭-૧૯] વળી સામસામા પ્રહારો કરી તેઓ અન્યોન્યને સખ્ત ઘાયલ કરતા હતા. પછી રાજા યુધિષ્ઠિર કોપી ઊઠ્યા. તેમણે તમારા પુત્રની છાતીમાં વજ્રના વેગ સરખાં ત્રણ દુરાસદ બાણોનો પ્રહાર કર્યો; એટલે તુરત જ તમારા પુત્ર રાજા દુર્યોધને સુવર્ણની પૂંખવાળાં અને સરાણ પર ઘસેલાં પાંચ તીક્ષ્ણ બાણો વડે યુધિષ્ઠિરને સામો પ્રહાર કર્યો. હે ભારત! વધારામાં દુર્યોધનરાજાએ સર્વનો વિનાશ કરનારી મોટાં ભીંબાડિયાં સરખી તીક્ષ્ણ શક્તિ યુધિષ્ઠિર સામે ફેંકી, એટલે એકાએક ધસી આવતી તે શક્તિના ધર્મરાજાએ ત્રણ તીક્ષ્ણ બાણો મારી કટકેકટકા કરી નાખ્યા અને વળી બીજાં પાંચ બાણો વડે દુર્યોધનને વીંધી નાખ્યો. ધર્મરાજાને હાથે કપાઈ ગયેલી સુવર્ણના દાંડાવાળી તે મહાશક્તિ મહાન ઉલ્કાપાતની પેઠે કડકડાટ કરતી પૃથ્વી પર પડીને અગ્નિ સરખી શોભવા લાગી. હે રાજા! પોતાની શક્તિને નાશ પામેલી જોઈ તમારા પુત્ર દુર્યોધને તીક્ષ્ણ નવ ભાલાઓનો યુધિષ્ઠિરને પ્રહાર કર્યો. પોતાના બળવાન શત્રુના તે પ્રહારથી શત્રુતાપન યુધિષ્ઠિરરાજા અત્યંત વીંધાઈ ગયા. તુરત જ તેમણે દુર્યોધનને ઉદ્દેશી એક બાણ હાથમાં લીધું અને તેને ધનુષ્યમાં સાંધ્યું. પછી હે મહારાજ! અત્યંત ક્રોધમાં આવી જઈ તેમણે ઘણા બળ અને પરાક્રમપૂર્વક તે બાણને ફેંક્યું. એ બાણે તમારા મહારથી પુત્રને ઘાયલ કરી દીધો અને પછી પૃથ્વીને ફાડી નાખી તે તેમાં પેસી ગયું. હવે ક્રોધે ભરાયેલા દુર્યોધને વેગપૂર્વક હાથમાં ગદા ઉગામી અને તે કલહનો અંત આણવાની ઇચ્છાથી ધર્મરાજા સામે ધસ્યો. આમ હાથમાં ગદા ઉગામી દંડધારી સાક્ષાત્ કાળની પેઠે ધસી આવતા તમારા પુત્રને જોઈને ધર્મરાજાએ તેની સામે એક મહાશક્તિ ફેંકી. એ મહાશક્તિ દેદીપ્યમાન હતી, મોટા વેગવાળી હતી અને મોટા ભીંબાડિયાની પેઠે બળબળતી હતી. રથમાં બેઠેલો દુર્યોધન એ શક્તિના પ્રહારથી છાતીમાં અત્યંત વીંધાઈ ગયો, તેનું કવચ તૂટી ગયું અને તેના હૃદયમાં એટલી બધી પીડા થવા લાગી કે, તે બેભાન થઈ ગયો તથા રથમાં ઢળી પડ્યો.[૨૦-૩૨] એ સમયે પોતાની પ્રતિજ્ઞાનું સ્મરણ કરી ભીમસેન રાજા યુધિષ્ઠિરને કહેવા લાગ્યો· 'આ દુર્યોધનરાજાને તમારે મારવો નહિ, કારણ મેં તેને મારવા માટે પ્રતિજ્ઞા કરી છે.' ભીમસેનનાં એ વચન સાંભળી યુધિષ્ઠિરે દુર્યોધનને માર્યો નહિ અને તેની સામેથી તેઓ પાછા ફર્યા. તે પછી તમારા પુત્ર રાજા દુર્યોધનને એ રીતે સંકટમાં ડૂબી ગયેલો જોઈ કૃતવર્મા ઉતાવળો ઉતાવળો ત્યાં આવી પહોંચ્યો.[૩૩,૩૪] એટલે તુરત ભીમસેન પણ સુવર્ણના પટ્ટાઓથી શોભતી ગદા હાથમાં લઈ વેગપૂર્વક કૃતવર્મા સામે યુદ્ધ કરવા દોડી ગયો.[૩૫] હે મહારાજા! એ પ્રમાણે યુદ્ધમાં વિજયની આકાંક્ષાવાળા તમારા પક્ષના યોદ્ધાઓનું દિવસના પાછલા

પહોરે શત્રુઓ સાથે આ યુદ્ધ થઈ રહ્યું હતું.[૩૧]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'સંકુલયુદ્ધ' નામનો અધ્યાય ૨૯મો સમાપ્ત

## अध्याय ३०मो

### ભયંકર ઘમસાણ

॥ सञ्जय उवाच ॥

**ततः कर्णं पुरस्कृत्य त्वदीया युद्धदुर्मदाः ।**
**पुनरावृत्य संग्रामं चक्रुर्देवासुरोपमम् ॥ १ ॥**

સંજય બોલ્યો : પછી તમારા યુદ્ધદુર્મદ યોદ્ધાઓ કર્ણને આગળ કરી પુનઃ પાછા ફર્યા અને દેવાસુર સમાન સંગ્રામ કરવા લાગ્યા.[૧] હાથીઓ, રથો, પાળાઓ તથા ઘોડેસવારોનાં ટોળે-ટોળાં હાથી, પાળા, રથ, ઘોડા અને શંખોના શબ્દથી હર્ષમાં આવી ગયાં અને ક્રોધપૂર્વક શત્રુઓ સામે ધસી જઈને જાતજાતનાં અસ્ત્રોના પ્રહારથી સંહાર કરવા મંડી પડ્યાં.[૨] એ મહા-રણમાં ઘૂમી રહેલા મહાપુરુષોએ તીક્ષ્ણ ફરશી, તલવારો, પટ્ટિશો તથા અનેક જાતનાં બાણોનો મારો ચલાવી હાથી, ઘોડા અને રથોનો ઘાણ કાઢી નાખ્યો, તેમ જ કેટલાંએક વાહનોએ પણ ઘણા યોદ્ધાઓનો વિનાશ કરી નાખ્યો.[૩] જોતજોતામાં કમળ, સૂર્ય તથા ચંદ્ર સમાન કાંતિવાળાં, ધોળા દાંત, સુંદર મુખ, નેત્રો અને નાસિકાવાળાં અને સુંદર મુકુટો તથા કુંડળોને ધારણ કરનારાં પુરુષો-નાં મસ્તકોથી રણભૂમિ છવાઈ ગઈ તથા પ્રકાશી રહી.[૪] તે સમયે હજારો હાથીઓ, મનુષ્યો તથા ઘોડાઓ, સેંકડો પરિઘો, મુસલો, શક્તિઓ, તોમરો, નખરશસ્ત્રો, ભુશુંડિઓ અને ગદાઓના મારથી માર્યા ગયા હતા અને તેમનાં શરીરોમાંથી લોહીની નદીના મોટા ધોધ વહી રહ્યા હતા.[૫] તે બન્ને પક્ષના સૈન્યની અંદર અમાપ બળવાળા રથીઓ, પદાતિઓ, ઘોડેસવારો તથા હાથીસવારો સંખ્યા-બંધ હતા; તેનો દેખાવ મહાભયંકર લાગતો હતો અને તેમાં ઘણા યોદ્ધાઓ ભયંકર રીતે ઘાયલ થઈ પડ્યા હતા. શત્રુઓએ સંહારી નાખેલું તે સૈન્ય પ્રજાના સંહાર સમયે યમરાજાની રાજધાનીના સરખું જ રૌદ્ર સ્વરૂપનું દેખાતું હતું.[૬] હે રાજા! એ સમયે તમારા સૈનિકો અને દેવપુત્રો સરખા તમારા કુરુશ્રેષ્ઠ પુત્રો ઘણાં મોટાં સૈન્યોને આગળ કરી સાત્યકિ સામે યુદ્ધ કરવા ચઢી ગયા.[૭] તે વખતે સામસામે ભેટેલાં તે બન્ને પક્ષનાં સૈન્યો અતિશય ઊછળી રહેલા લોહીથી ભયંકર દેખાતાં હતાં. તે મોટા મોટા પુરુષો, ઘોડાઓ, રથો અને હાથીઓથી વ્યાપ્ત હતાં અને ઉછાળા મારતા ક્ષારસમુદ્રના જેવો તેમનો મોટો શબ્દ થઈ રહ્યો હતો. આથી તેઓ અસુરો અને દેવોનાં સૈન્ય સમાન કાંતિવાળાં દીસતાં હતાં. તે પછી સાક્ષાત્ ઇંદ્ર સમાન પરાક્રમવાળો સૂર્યપુત્ર કર્ણ સૂર્યનાં કિરણો સમાન ઝળહળતાં બાણો વડે યુદ્ધમાં વિષ્ણુ તુલ્ય દેખાતા શિનિવીર સાત્યકિને મારવા લાગ્યો. એટલે ઝડપદાર હાથવાળો શિનિશ્રેષ્ઠ સાત્યકિ પણ સર્પના વિષ સમાન પ્રભાવાળાં ભાતભાતનાં બાણો ફેંકી મહાપુરુષ કર્ણને તેના રથ, ઘોડા અને સારથિ સહિત રણમાં ઢાંકી દેવા લાગ્યો.[૮–૧૦] એ પ્રમાણે શિનિકુળમાં ઉત્તમ ગણાયેલા તે સાત્યકિ-નાં બાણો વડે જ્યારે કર્ણ ઘણો પીડાવા લાગ્યો, ત્યારે તમારા કેટલાએક અતિરથી સુહૃદો હાથીઓ, ઘોડાઓ અને પાળાઓને સાથે લઈ સત્વર મહા-રથી (કર્ણ) પાસે આવી પહોંચ્યા.[૧૧] આમ મોટા સમુદ્ર સરખું દેખાતું તે સૈન્ય જ્યારે એક-દમ ત્યાં ધસી આવ્યું, ત્યારે ધૃષ્ટદ્યુમ્ન આદિ શત્રુઓ પણ ઘણી જ ઉતાવળ કરી તેની સામે ધસ્યા. પછી તો ત્યાં પુરુષો, રથો, ઘોડાઓ તથા હાથીઓનો મહાન સંહાર થઈ રહ્યો.[૧૨]

તેવામાં પોતાના આહ્નિક કૃત્ય સાથે પ્રભુ મહેશ્વરનું યથાવિધિ પૂજન કરીને પુરુષોમાં શ્રેષ્ઠ

એવા કેશવ અને અર્જુન શત્રુઓનો સંહાર કરી નાખવાનો મનમાં નિશ્ચય કરી તુરત તમારા સૈન્ય પર ચઢી આવ્યા.[૧૩] મેઘના ગડગડાટ સમાન ગર્જના કરતા, પવનમાં ફરકી રહેલી ધ્વજ-પતાકાવાળા અને શ્વેત ઘોડાઓથી જોડેલા અર્જુનના એ રથને શત્રુઓ પાસે આવતો જોઈને ભાવિ બનાવનો મનમાં વિચાર કરતા એકીટસે જોઈ રહ્યા હતા.[૧૪] પછી રથમાં જાણે નૃત્ય કરતો હોય, તેવા દેખાતા અર્જુને પોતાના ગાંડીવધનુષ્યનો ટંકાર કર્યો અને સર્વ દિશા, વિદિશા તથા આકાશને બાણો વડે ભરી દીધું.[૧૫] મોટાં મોટાં વિમાન સરખા દેખાતા રથોને આયુધો અને ધજાઓ સહિત તેણે ઢાંકી દીધા અને મોટો વાયુ જેમ મેઘઘટાનો વિનાશ કરે, તેમ ઘણા સારથિઓને પણ તેણે બાણો વડે મારી નાખ્યા.[૧૬] ઘણા હાથીઓને, ઘણા હાથીસવારોને, વૈજયંતીઓને, આયુધોને, ધજાઓને, ઘોડેસવારોને ઘોડાઓને તથા ઘણા પદાતિઓને પણ બાણો મારીને અર્જુને યમલોકમાં મોકલી દીધા.[૧૭] કોપાયમાન થયેલા કાળને જેમ વારી શકાતો નથી, તેમ મહારથી અર્જુનને પણ તે વેળા કોઈ વારી શક્યો ન હતો. એકલો દુર્યોધન જ સીધી ગતિનાં બાણો મારતો મારતો અર્જુન સામે ચઢી ગયો.[૧૮] પરંતુ અર્જુને તુરત જ આઠ બાણોનો પ્રહાર કરી અનુક્રમે તેના ધનુષ્યને, સારથિને, ઘોડાઓને, ધજાને તથા છત્રને કાપી નાખ્યાં.[૧૯] વળી તેણે નવમું પ્રાણઘાતક બાણ ધનુષ્યમાં સાંધીને દુર્યોધન સામે ફેંક્યું; પણ દ્રોણપુત્ર અશ્વત્થામાએ વચમાંથી જ તે ઉત્તમ બાણના સાત ટુકડા કરી નાખ્યા ને દુર્યોધનને બચાવી લીધો.[૨૦] તે જોઈ પાંડવ અર્જુને અશ્વત્થામાના ધનુષ્યને કાપી નાખી તેમના ઘોડા અને રથોનો પણ બાણો વડે નાશ કરી નાખ્યો, તેમ જ કૃપાચાર્યના અતિ ઉગ્ર ધનુષ્યના પણ કટકા કરી નાખ્યા.[૨૧] ઉપરાંત કૃતવર્માના ધનુષ્યને કાપી નાખી તેના ધ્વજ અને ઘોડાઓનો વિનાશ કરી નાખ્યો અને સાથે સાથે દુઃશાસનના ધનુષ્યને કાપી નાખી તે કર્ણ સામે ધસી ગયો. અર્જુનને પોતાની સામે આવેલો જોતાં જ કર્ણે સાત્યકિને છોડી દીધો અને તુરત ત્રણ બાણો વડે અર્જુનને વીંધી નાખી, વીસ બાણોથી શ્રીકૃષ્ણને પણ પ્રહાર કરી અર્જુનને ઉપરાઉપરી પ્રહાર કરવા માંડ્યો.[૨૨,૨૩] ક્રોધાયમાન થયેલો ઇંદ્ર રણમાં શત્રુઓનો સંહાર કરતાં જેમ જરાય ગ્લાનિ પામતો નથી, તેમ કર્ણ પણ તે વેળા ઘણાં બાણો ફેંકી રહ્યો હતો, છતાં જરાય ગ્લાનિ પામ્યો ન હતો.[૨૪] એ જ અરસામાં સાત્યકિ પુનઃ કર્ણ સામે આવી ગયો અને તીક્ષ્ણ નવ્વાણું બાણો મૂકી તેને વીંધી નાખવા લાગ્યો ને તેને પુનઃ સો બાણોનો પણ સાત્યકિએ પ્રહાર કર્યો. તે પછી તો પાંડવોના સર્વ વીર પુરુષો એકીસાથે કર્ણને પીડવા લાગ્યા. યુધામન્યુ, શિખંડી, દ્રૌપદીના પુત્રો, પ્રભદ્રકો, ઉત્તમૌજા, યુયુત્સુ, નકુલ, સહદેવ, ધૃષ્ટદ્યુમ્ન, ચેદિ, કારૂષ, મત્સ્યો અને કેકયોનું સૈન્ય, બળવાન ચેકિતાન તથા સદાચારી રાજા યુધિષ્ઠિર—આ બધા શૂરા પુરુષો રથ, ઘોડા, હાથી અને ઉગ્ર પરાક્રમી પદાતિઓને સાથે લઈ કર્ણની આસપાસ ઘેરાઈ વળ્યા અને જાતજાતનાં શસ્ત્રોની વૃષ્ટિ કરવા લાગ્યા. તે બધા કર્ણને ઉગ્ર વચનો કહી સંભળાવતા હતા, તેમ જ કર્ણનો વધ કરવા તૈયાર થઈ ગયા હતા. પરંતુ મહાપ્રચંડ વાયુ વૃક્ષને મૂળમાંથી ઉખેડી નાખીને જેમ ઉરાડી પાડે છે, તેમ કર્ણ પોતાના અસ્ત્રવીર્યના બળથી તીક્ષ્ણ બાણો મૂકી મૂકીને શત્રુઓની તે બહુધા શસ્ત્રવૃષ્ટિને ઉરાડી પાડવા લાગ્યો. આમ સારથિઓ સહિત રથીઓનો, મહાવતો સહિત હાથીઓનો, સવારો સહિત ઘોડાઓનો તથા

સંખ્યાબંધ પદાતિઓનો ક્રોધપૂર્વક સંહાર કરી નાખતો તે કર્ણ રણમાં સર્વોપરી દેખાતો હતો.[૨૫-૩૧] કર્ણના અસ્ત્રતેજથી પાંડવોના સૈન્યનો નાશ થઈ જવા લાગ્યો અને તેમાંના ઘણા યોદ્ધાઓ શસ્ત્રહીન થઈ ગયા, ઘણા સૈનિકો આયુધરહિત થઈ ગયા અને ઘણા વીરો પ્રાણરહિત પણ થઈ ગયા અને તેથી જ તે સૈન્ય ઘણુંખરું યુદ્ધમાંથી પાછું હઠવા લાગ્યું.[૩૨] તે જોઈ અર્જુને પોતાના અસ્ત્ર વડે કર્ણના અસ્ત્રનો હસતાં હસતાં નાશ કરી નાખ્યો અને બાણોનો વરસાદ વરસાવી દઈ દિશા, આકાશ તથા ભૂમિને તદ્દન ઢાંકી દીધાં.[૩૩] જાણે મુસલો અને પરિઘો પડતાં હોય તેમ ચોતરફથી બાણો પડવા લાગ્યાં. તેમાંનાં કેટલાંએક બાણો તો શતઘ્નીઓ તથા વજ્રો સરખાં ઉગ્ર દેખાતાં હતાં.[૩૪] તે બાણો વડે પાળાઓ, ઘોડાઓ, રથો અને હાથીઓ સહિત કૌરવસૈન્ય એવું તો ઘવાઈ જવા લાગ્યું કે તે આંખો મીંચીને ચારે બાજુ રણમાં ભમવા લાગ્યું તથા કિકિયારીઓ પાડવા લાગ્યું.[૩૫] તે સમયે ઘણા વીર ઘોડેસવારો, પાળાઓ અને હાથીસવારો મરણનો જ નિશ્ચય કરી યુદ્ધ કરી રહ્યા હતા, ત્યારે બીજા કેટલાએક તો બાણોના પ્રહારોથી પીડાઈને ભયભીત થઈ નાસી જતા હતા. આ પ્રમાણે તમારા પક્ષના યોદ્ધાઓ વિજયની ઇચ્છા રાખી યુદ્ધ કરવામાં તલ્લીન થઈ ગયા હતા; તેવામાં ભગવાન સૂર્યદેવ અસ્તાચલ પાસે પહોંચી જઈ પૃથ્વીની અંદર પેસી ગયા.[૩૬,૩૭] એટલે હે મહારાજ ! સર્વ સ્થળે અંધકાર છવાઈ ગયો અને અધૂરામાં પૂરા ધૂળના પણ ગોટેગોટ ઊછળી રહ્યા હતા, જેથી શુભ અથવા અશુભ કંઈ પણ અમારા જોવામાં આવતું ન હતું.[૩૮] હે ભારત ! તે મહાધનુર્ધરો રાત્રિયુદ્ધથી ત્રાસ પામતા હતા, તેથી સર્વ યોદ્ધાઓને સાથે લઈ તેઓ પોતપોતાની છાવણી તરફ જ પ્રયાણ કરવા લાગ્યા.[૩૯] હે રાજા ! તે સાયંકાળના સમયે કૌરવો જ્યારે છાવણી તરફ જવા લાગ્યા, ત્યારે વિજય મેળવીને મનમાં પ્રફુલ્લ થયેલા પાંડવો પણ પોતાની છાવણી તરફ જવા લાગ્યા.[૪૦] તેઓ બધા તરેહતરેહનાં વાદિત્રો વગાડતા હતા, સિંહનાદોની મોટી ગર્જનાઓ કરતા હતા અને શત્રુઓને હસી કાઢી શ્રીકૃષ્ણ તથા અર્જુનની સ્તુતિ કરતા હતા. જ્યારે તે સર્વ વીરપુરુષો યુદ્ધ બંધ કરી છાવણી તરફ જવા લાગ્યા, ત્યારે સર્વ સૈનિકો અને ઘણાખરા રાજાઓ પાંડવોને આશીર્વાદ આપવા લાગ્યા. વળી હર્ષમાં આવી ગયેલા તે પાંડવરાજાઓ પોતાની છાવણીમાં જઈને રાત્રિમાં વિશ્રાંતિ લેવા લાગ્યા.[૪૧-૪૩] એટલે તુરત રુદ્રના ક્રીડાક્ષેત્ર સમાન ઘોર દેખાવના તે રણક્ષેત્રમાં રાક્ષસો, પિશાચો અને શિકારી જનાવરોનાં ટોળેટોળાં જઈ પહોંચ્યાં.[૪૪]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'કર્ણના યુદ્ધનો પ્રથમ દિવસ' નામનો અધ્યાય ૩૦ મો સમાપ્ત

# अध्याय ३१ मो

## સત્તરમો દિવસ–શલ્ય સારથિ થાય તો વિજય થવાનો સંભવ

॥ धृतराष्ट्र उवाच ॥

स्वेन च्छंदेन नः सर्वानवधीद्व्यक्तमर्जुनः ।
नह्यस्य समरे मुच्येदंतकोऽप्याततायिनः ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર બોલ્યો : અર્જુન પોતાની ઇચ્છાથી જ આપણા બધાનો નાશ કરી રહ્યો છે, એ વાત સ્પષ્ટ જ છે. અર્જુન કંઈ સામાન્ય પુરુષ નથી. અર્જુન જ્યારે શસ્ત્રને ધારણ કરી યુદ્ધમાં ઊભો હોય, ત્યારે સાક્ષાત્ કાળ પણ તેની પાસેથી જીવતો છૂટે નહિ, એવો તે પરાક્રમી છે.[૧] વળી તે અર્જુને એકલાએ સુભદ્રાનું હરણ કર્યું છે, તેણે એકલાએ ખાંડવવનમાં અગ્નિને તૃપ્ત કર્યો છે, તેણે એકલાએ આખી પૃથ્વીને જીતી લઈ સર્વ રાજાઓને કર આપતા કર્યા છે, તેણે એક-

લાએ દિવ્ય ધનુષ્ય હાથમાં લઈ નિવાતકવચોને મારી નાખ્યા છે, તેણે એકલાએ ભિલ્લના રૂપને ધારણ કરનારા શ્રીશંકર સાથે યુદ્ધ કર્યું છે. તેણે એકલાએ ઘોષયાત્રાના પ્રસંગમાં દુર્યોધન આદિ ભરતવંશીઓનું રક્ષણ કર્યું છે, તેણે એકલાએ ભગવાન શંકરને સંતોષ્યા છે અને તેણે એકલાએ જ પોતાના ઉગ્ર તેજથી સર્વ રાજાઓને જીત્યા છે.[૨-૪] આવા વીર શત્રુ સામે ઝઝૂમી રહેલા આપણા દુર્યોધન આદિ યોદ્ધાઓ નિંદાપાત્ર નથી, પણ ઊલટા પ્રશંસાપાત્ર છે; કારણ કે તેવા બળવાન શત્રુને મેળવીને દુર્યોધન આ જગતમાં વિખ્યાત થયો છે આથી આપણા પક્ષના યોદ્ધાઓએ પછીથી શો વિચાર કર્યો હતો, તે મને કહે. વળી હે સંજય ! દુર્યોધને તે સમયે પછીથી શું કર્યું હતું તે પણ કહે.[૫]

સંજય બોલ્યો : તે દિવસના યુદ્ધમાં શત્રુઓથી પરાજય પામી અભિમાની કૌરવો મનમાં ઘણા જ દુભાતા હતા. શત્રુઓના પ્રહારથી તેમના અવયવો છિન્નભિન્ન થઈ ગયા હતા, કવચો તૂટી ગયાં હતાં અને તેમનાં આયુધો તથા વાહનોનો પણ રણમાં નાશ થઈ ગયો હતો. ભાગી પડેલી દાઢોવાળા અને વિષરહિત થઈ પડેલા સર્પો પગ તળે કચરાયા છતાં દરમાં ભરાઈ જઈને જેમ ફૂંફાડા મારે છે, તેમ કૌરવો પણ પોતાની છાવણીમાં બેઠા બેઠા દીનસ્વરે માંહોમાંહે ભવિષ્ય માટેનો વિચાર ચલાવવા લાગ્યા.[૬,૭] તે વેળા ઝાપેલા સર્પની પેઠે નિઃશ્વાસ નાખતો કર્ણ હાથેહાથ ઘસતો તમારા પુત્ર સામે જોતો આ પ્રમાણે કહેવા લાગ્યો : 'ખરેખર ! અર્જુન જ્યારે સાવધાન, દૃઢ, ચતુર અને ધૈર્યવાન છે, ત્યારે શ્રીકૃષ્ણ પણ તેને સમયોચિત સલાહ અને સૂચનાઓ આપ્યા કરે છે.[૮,૯] આજના યુદ્ધમાં એકાએક અસ્ત્રો છોડી - ??. તેણે આપણને છેતર્યા છે; પણ હે રાજા ! આવતી કાલના યુદ્ધમાં હું તેના સર્વ સંકલ્પનો નાશ કરીશ.' કર્ણનાં એ વચન સાંભળ્યા પછી 'બહુ સારું' એમ કહીને દુર્યોધને સર્વ મહારાજાઓને વિશ્રાંતિ લેવાની રજા આપી, એટલે તે સર્વ રાજાઓ આજ્ઞા લઈને પોતપોતાના તંબૂઓમાં ચાલ્યા ગયા. તે બધાએ તે રાત્રિ સુખપૂર્વક વ્યતીત કરી અને બીજા દિવસના પ્રભાતમાં હર્ષપૂર્વક તેઓ બધા યુદ્ધ કરવા નીકળી પડ્યા. છાવણીની બહાર નીકળતાં જ બૃહસ્પતિ અને શુક્રાચાર્યના મતનો આધાર લઈ કુરુશ્રેષ્ઠ યુધિષ્ઠિરરાજાએ યત્નપૂર્વક રચેલો દુર્જય વ્યૂહ તેમના જોવામાં આવ્યો; એટલે તુરત શત્રુવીરોનો સંહાર કરનાર રાજા દુર્યોધનને બળદ સમાન ખાંધવાળો અને શત્રુઓનું છેદન કરનારો વીર કર્ણ યાદ આવ્યો. યુદ્ધમાં બીજા ઇંદ્ર સમાન, બળમાં સાક્ષાત્ દેવગણો સમાન અને વીર્યમાં બીજા કાર્તવીર્ય સમાન કર્ણના તરફ જ રાજા દુર્યોધનનું મન ગયું. પ્રાણસંકટના પ્રસંગોમાં લોકોનું મન જેમ પોતાના બંધુ તરફ જાય છે, તેમ સર્વ સૈન્યોનું મન પણ મહાધનુર્ધર કર્ણ પ્રત્યે જ ગયું; અર્થાત્ તેઓ બધાના મનમાં પોતાનું રક્ષણ કરે તેવો કર્ણ જ દેખાવા લાગ્યો.[૧૦-૧૫]

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે સૂત ! તે પછી દુર્યોધને શું કર્યું હતું ? અરે ! આપણા સર્વે મંદબળિયા યોદ્ધાઓનું મન તે સમયે જ્યારે કર્ણ તરફ ગયું, ત્યારે ટાઢથી કડકડતો પુરુષ જેમ સૂર્યને જુએ તેમ તમે બધાએ રાધાપુત્ર કર્ણને ત્યાં જોયો હતો કે નહિ ? અને હે સંજય ! રાત્રિમાં સર્વ સૈન્યો પોતપોતાની છાવણીમાં વિશ્રાંતિ લઈને પુનઃ પ્રભાતમાં જ્યારે યુદ્ધ કરવા તત્પર થયાં, ત્યારે સૂર્યપુત્ર કર્ણે ત્યાં કેવું યુદ્ધ કર્યું હતું. વળી પાંડવપક્ષના યોદ્ધાઓએ કર્ણ સામે કેવું યુદ્ધ કર્યું હતું તે મને કહે.[૧૬-૧૮] મહા-

બાહુ કર્ણ એકલો જ યુદ્ધમાં પાંડવો અને સૃંજયોનો નાશ કરી નાખે તેવો છે. કર્ણનું બાહુબળ ઇંદ્ર અને વિષ્ણુના બાહુબળની બરોબરી કરે તેવું છે.[૧૯] એ મહાત્માનાં શસ્ત્રો અને પરાક્રમ પણ ઘોર છે અને તેથી જ દુર્યોધનરાજા સંગ્રામમાં કર્ણનો આશ્રય કરી મદમત્ત બની ગયો છે.[૨૦] પણ એ યુદ્ધમાં પાંડવ યુધિષ્ઠિરે જ્યારે દુર્યોધનને અત્યંત ગભરાવી નાખ્યો હતો અને પાંડવો પરાક્રમ કરી રહ્યા હતા, ત્યારે તે બધું જોઈને મહારથી કર્ણે શું કર્યું હતું ?[૨૧] મંદમતિ દુર્યોધન હજી પણ કર્ણનો આશ્રય કરી પુત્રો તથા શ્રીકૃષ્ણ સહિત પાંડવોને સંગ્રામમાં જીતી લેવા ઉત્સાહ રાખે છે.[૨૨] અરેરે ! અફસોસ ! મહાદુઃખની વાત છે કે અતિ આવેશવાળો એ કર્ણ પણ પાંડુના પુત્રોને રણમાં જીતી શક્યો નહિ. માટે અવશ્ય માનવું પડે છે કે, એમાં દૈવની પ્રતિકૂળતા જ મુખ્ય કારણ છે.[૨૩] અરેરે ! જુગાર રમવાથી જ આ ભયંકર પરિણામ ઉપસ્થિત થયું છે. ઓ સંજય ! ઘણી જ શોકજનક વાર્તા છે કે, દુર્યોધનને લીધે ઘણાં તીવ્ર દુઃખો મારે સહન કરવાં પડે છે અને તે દુઃખો શલ્યની પેઠે મને સાલે છે. હે તાત ! પ્રતાપી કર્ણ પણ તે સમયે સુબલપુત્ર શકુનિને નીતિમાન માનતો હતો અને રાજા દુર્યોધન તો નિત્ય તેને જ અનુસરી રહેતો હતો. વળી જ્યારે આ મહાન યુદ્ધો ઉપસ્થિત થયાં, ત્યારે તેમાં પણ હું મારા પુત્રોને નિત્ય મરણ પામેલા તથા પરાજય પામેલા સાંભળું છું. શું આપણા પક્ષમાં એવો કોઈ પણ વીર પુરુષ નથી કે, તે પાંડવોને યુદ્ધમાં અટકાવી શકે ![૨૪-૨૭] સ્ત્રીઓના ટોળામાં જેમ કોઈ પુરુષ નિર્ભય થઈને પ્રવેશ કરે છે, તેમ પાંડવો પણ કૌરવસૈન્યમાં નીડર થઈને પ્રવેશ કરે છે, માટે જરૂર દૈવ જ સર્વોત્કૃષ્ટ બળવાન છે.

સંજય બોલ્યો : હે રાજન્ ! તમે પહેલાં મોટાં મોટાં ધર્મનાં કાર્યો ઘણાં કર્યાં છે ખરું ને ? અરે ! તમે એક પણ ધર્મકાર્ય કર્યું નથી; પણ બધાં અધાર્મિક કૃત્યો કર્યાં છે તેનો વિચાર કરો. આખી મનુષ્યજાતનો સ્વભાવ છે કે, જે કાર્ય પ્રથમ થઈ જાય છે તેનો પાછળથી વિચાર કરવા બેસે, પરંતુ કોઈ સમજતું નથી કે, થઈ ગયેલું કાર્ય પુનઃ આપણે ધારીએ તે સ્થિતિમાં કદી આવી શકતું નથી, પણ ઊલટું તેની ચિંતા કર્યા કરવાથી નાશ જ પામે છે.[૨૮,૨૯] તે જ પ્રમાણે તમે પણ રાજ્યલાભરૂપ કાર્યને અત્યંત દુર્લભ જાણતા હતા, છતાં તેને મેળવવા માટેના ઉપાયોમાં પ્રથમથી જ યોગ્યાયોગ્યની પરીક્ષા ન કરી અને હવે કેવળ વ્યર્થ જ પશ્ચાત્તાપ કરો છો; કારણ કે તેને માટે હવે કોઈ પણ ઉપાય રહ્યો નથી અને તમારા બળાપાથી કાર્યની સિદ્ધિ થઈ શકે તેમ પણ નથી.[૩૦] હે રાજા ! પાંડવોએ તમને ઘણું ઘણું કહ્યું હતું કે, 'હે રાજન્ ! તમે યુદ્ધ ન કરો.' છતાં મોહને વશ થઈ જઈ તમે તેમનું વચન ન જ માન્યું.[૩૧] તમે નિત્ય પાંડવો પર ઘોર પાપકૃત્યો કર્યા જ કર્યાં અને તે જ તમારાં પાપકૃત્યોને લીધે અથવા તમારા પોતાના નિમિત્તે પૃથ્વીના સર્વ રાજાઓનો તથા મનુષ્યોનો આ ઘોર સંહાર ચાલી રહ્યો છે.[૩૨] માટે ભરતશ્રેષ્ઠ ! હવે તે ગઈ ગુજરીનો તમે શોક ન કરો; કારણ કે તમારા શોકથી બગડેલું તે કાર્ય હવે કદી પણ સુધરી શકે તેમ નથી, માટે હવે તો ઘોર સંહાર હું તમને બરાબર કહી રહ્યો છું તે જ તમે સાંભળ્યા કરો. સોળમી રાત્રિ પસાર થઈ ગઈ અને પ્રભાત સમય થઈ જવા આવ્યો, તે સમયે કર્ણ દુર્યોધનરાજ પાસે આવ્યો અને મહાબાહુ દુર્યોધનને કહેવા લાગ્યો.

કર્ણ બોલ્યો : હે રાજન્ ! આજના રણમાં હું પાંડુના યશસ્વી પુત્ર અર્જુન સામે યુદ્ધ કરવા

ભેટીશ અને તેમાં એ વીરને હું મારી નાખીશ અથવા તો તે મને મારી નાખશે.[૩૩–૩૫] હે ભારત! આજ દિવસ સુધીમાં મારે તથા અર્જુનને ઘણાં કાર્યો કરવાનાં હતાં. તેથી હે રાજન્! અમારા બંનેનો સમાગમ થયો ન હતો, પણ આજે તો જરૂર થશે.[૩૬] હે રાજા! મારી બુદ્ધિ પ્રમાણે હું તમને જે વાક્ય આ સમયે કહું છું તે તમે સાંભળી લો. આજના રણમાં હું અર્જુનને માર્યા વિના કદી પાછો ફરીશ નહિ.[૩૭] આપણા સૈન્યમાંથી મોટા મોટા વીરપુરુષો માર્યા ગયા છે, તોપણ હું આ યુદ્ધમાં બરાબર સજ્જ થઈને ઊભો છું; તેથી કંઈ ચિંતા કરવા જેવું નથી. વળી હું ઇંદ્રે આપેલી શક્તિથી રહિત થયો છુ, એટલે અર્જુન પણ મારી સામે યુદ્ધ કરવા ચઢી આવશે.[૩૮] હે રાજા! તમે પ્રથમ મારી પાસેથી જાણી લો કે પોતાનું રક્ષણ કરવામાં સમર્થ એવું મારું વીર્ય તથા અર્જુનનું વીર્ય સમાન જ છે. વળી દિવ્ય આયુધોના સંબંધમાં પણ અર્જુનની તથા મારી સમાનતા જ છે.[૩૯] પણ કોઈ મોટા શત્રુનો વિનાશ કરવા માટે અસ્ત્રો ફેંકવાની ઝડપમાં, દૂર રહેલા લક્ષ્યને પાડી નાખવાની કુશળતામાં અને વિવિધ જાતનાં અસ્ત્રો ફેંકવામાં અર્જુન મારા સમાન નથી.[૪૦] વળી હે ભારત! શારીરિક બળમાં, માનસિક બળમાં, અસ્ત્રશિક્ષામાં, અસ્ત્રોને સફળ કરવામાં તથા લક્ષ્યના સંબંધનો નિશ્ચય કરવામાં અર્જુન મારા સમાન નથી.[૪૧] મારું વિજય નામનું પ્રસિદ્ધ ધનુષ્ય સર્વ આયુધોમાં શ્રેષ્ઠ છે. સાક્ષાત્ વિશ્વકર્માએ પોતે જ ઇંદ્રનું પ્રિય કરવાની ઇચ્છાથી તે ઇંદ્ર માટે જ બનાવ્યું છે.[૪૨] હે રાજા! એ ધનુષ્યના પ્રતાપથી ઇંદ્રે અનેક દૈત્યોનો પરાજય કર્યો છે અને તેના ટંકારથી દૈત્યોનાં મન ગભરાઈ જાય છે તથા તેઓ દશેય દિશાઓમાં નાસી જાય છે.[૪૩] તે આ મહામાન્ય વિજયધનુષ્યને ઇંદ્રે પરશુરામને આપ્યું હતું અને પરશુરામે તે દિવ્ય ઉત્તમ ધનુષ્ય મને આપ્યું છે.[૪૪] જેમ પૂર્વકાળે તે ધનુષ્યને હાથમાં લઈ ઇંદ્ર પોતાની સામે યુદ્ધ કરવા આવેલા સર્વ દૈત્યો સામે લડ્યો હતો, તેમ હું પણ તે વિજયધનુષ્યને હાથમાં લઈ જય કરનારાઓમાં શ્રેષ્ઠ ગણાતા મહાબાહુ અર્જુન સામે લડીશ.[૪૫] પરશુરામે આપેલું આ ઘોર વિજયધનુષ્ય ગાંડીવધનુષ્યના કરતાં ઘણું ચઢિયાતું છે અને તે ધનુષ્યના પ્રભાવથી પરશુરામે એકવીસવાર પૃથ્વીને જીતી લીધી હતી. વળી એ સિવાયનાં બીજાં ઘણાં દિવ્ય કર્મો આ ધનુષ્ય કરી શકે છે, એમ મને પરશુરામે કહ્યું પણ છે. આવું તે વિજયધનુષ્ય મને પરશુરામે આપ્યું છે અને તે ધનુષ્ય ધારણ કરીને જ હું અર્જુન સામે યુદ્ધ કરીશ.[૪૬,૪૭] હે દુર્યોધનરાજા! આજના યુદ્ધમાં વિજયવંતોમાં ઉત્તમ મનાયેલા વીર અર્જુનને મારી નાખી હું તમને તમારા ભાઈઓ સહિત ખુશખુશાલ કરી દઈશ.[૪૮] આજે જ જેમાંથી તમારા શત્રુવીરો નાશ પામી ગયા છે તેવી સમુદ્ર સુધીની પૃથ્વી, પર્વતો, વનો અને બેટો સહિત તમારા તાબામાં આવશે અને તેના પર તમારી, તમારા પુત્રોની અને તમારા પૌત્રોની મહારાજા તરીકે સ્થિતિ કાયમ રહેશે.[૪૯] આજે હું જે ન કરી શકું તેવું કંઈ છે જ નહિ; તેમાં પણ તમારું પ્રિય કરવા માટે હું સર્વ કંઈ કરી શકીશ. જેમ સર્વ ધર્મોમાં આસક્ત રહેનાર જિતેંદ્રિય પુરુષને મોક્ષરૂપ સિદ્ધિ મળે છે, તેમ મને પણ આ યુદ્ધમાં પાંડવવધરૂપ સિદ્ધિ જરૂર મળશે.[૫૦] વૃક્ષ જેમ અગ્નિને સહન કરી શકતું નથી, તેમ અર્જુન મને રણમાં સહન કરી શકશે જ નહિ. પરંતુ જે વિષયમાં હું પાંડવ અર્જુન કરતાં હીન છું, તે પણ મારે તમને અવશ્ય કહી દેવું જોઈએ.[૫૧]

ભરેલા તથા ઉત્તમ ઘોડાઓથી જોડવામાં આવેલા રથો બરાબર રીતે રણમાં તારી પાછળ જ ચાલ્યા કરશે.[૭૧] વળી ગીધપક્ષીનાં પીછાં બાંધેલાં નારાચ-બાણોથી ભરેલાં કેટલાંએક ગાડાં પણ તારી પાછળ પાછળ ચાલ્યા કરશે અને અમે બધા રાજાઓ પણ તારી પાછળ પાછળ ચાલ્યા આવીશું.[૭૨]

સંજય બોલ્યો : હે મહારાજ! કર્ણને આમ કહીને તમારો પ્રતાપી પુત્ર દુર્યોધન મદ્રરાજ શલ્ય પાસે જઈને આ પ્રમાણે કહેવા લાગ્યો.[૭૩]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'સત્તરમો દિવસ' નામનો અધ્યાય ૩૧ મો સમાપ્ત

# અધ્યાય ૩૨મો
## કર્ણના સારથિ થવા માટે શલ્યને પ્રાર્થના

॥ સંજય ઉવાચ ॥

**पुत्रस्तव महाराज मद्रराजमहारथम् ।**
**विनयेनोपसंगम्य प्रणयाद् वाक्यमब्रवीत् ॥ १ ॥**

સંજય બોલ્યો : હે મહારાજા! પછી તમારો પુત્ર દુર્યોધન મહારથી મદ્રરાજ શલ્ય પાસે વિનયથી જઈને પ્રેમપૂર્વક આ પ્રમાણે કહેવા લાગ્યો :[૧] 'હે સત્યવ્રતવાળા મહાભાગ્યશાળી મદ્રરાજ! તમે રણમાં શત્રુઓના તાપમાં વૃદ્ધિ કરનારા છો, શૂરવીર છો તથા શત્રુઓનાં સૈન્યોને ભયંકર છો.[૨] હે વક્તાઓમાં શ્રેષ્ઠ ગણાયેલા શલ્યરાજ! કર્ણે જે કહ્યું તે તમે સાંભળ્યું ને? આ સર્વ રાજસિંહોના મધ્યમાં હું જાતે તમારી પાસે એક વરદાન માગું છું.[૩] શત્રુપક્ષનો ક્ષય કરનારા અતુલ વીર્યવાન હે મદ્રેશ્વર! મારું મસ્તક નમાવીને આજે હું વિનયપૂર્વક તમારી પાસે યાચના કરું છું.[૪] માટે હે રથીશ્રેષ્ઠ! અર્જુનનો વિનાશ કરવા માટે તથા મારું હિત કરવા માટે તમે પ્રેમપૂર્વક કર્ણનું સારથિપણું સ્વીકારવા કૃપા કરો.[૫] તમે જ્યારે કર્ણના સારથિ થશો, ત્યારે રાધાપુત્ર કર્ણ મારા શત્રુઓને જીતી શકશે. હે મહાભાગ! તમે યુદ્ધમાં વાસુદેવ સમાન છો અને કર્ણના ઘોડાઓની લગામ ધારણ કરી શકે તેવો તમારા સિવાયનો એક પણ પુરુષ નથી. માટે પૂર્વે ત્રિપુરવિજયસમયે સારથિપણું કરીને બ્રહ્મદેવે જેમ શંકરનું રક્ષણ કર્યું હતું અને આ સમયે શ્રીકૃષ્ણ જેમ અર્જુનના સારથિ થઈને આપત્તિઓમાં તેનું સર્વથા રક્ષણ કરે છે, તેમ તમે પણ કર્ણનું સારથિપણું સ્વીકારીને સર્વથા તેનું રક્ષણ કરો. હે રાજા! તમને યાદ હશે જ કે, ભીષ્મ, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, કર્ણ, તમે, વીર્યવાન કૃતવર્મા, શકુનિ, અશ્વત્થામા અને હું, આ નવ મહાપુરુષોના રક્ષણ તળે રહેવા આપણા સૈન્યના નવ વિભાગ કરવામાં આવ્યા હતા. તેમાંથી ભીષ્મ તથા દ્રોણાચાર્યના સૈન્યનો વિભાગ તો હાલમાં રહ્યો નથી. તે બન્નેએ પોતાના સૈન્યના વિભાગમાં સૌથી આગળ વધીને મારા શત્રુઓનો સંહાર કરી નાખ્યો છે. તે બન્ને વૃદ્ધ મહાધનુર્ધરોને આ યુદ્ધમાં કપટ કરીને મારી નાખવામાં આવ્યા છે.[૬-૧૧] હે નિર્દોષ રાજા! તે મહાપુરુષો તો કોઈનાથી ન બને તેવું દુષ્કર કર્મ કરીને અહીંથી સ્વર્ગલોકમાં સિધાવી ગયા છે; તેમ જ તે બન્ને સિવાયના બીજા ઘણા નરસિંહ મહારથીઓને પણ શત્રુઓએ યુદ્ધમાં મારી નાખ્યા છે.[૧૨] આ રણમાં આપણા પક્ષના ઘણા મોટા યોદ્ધાઓ સ્વર્ગારોહણ કરી ગયા છે. તેઓ બધાએ પોતાના પ્રાણોની પરવા નહિ કરીને પુષ્કળ પરાક્રમો કર્યાં છે.[૧૩] હે રાજા! પાંડવો પ્રથમથી જ અલ્પ સંખ્યામાં હતા, છતાં તેમણે મારા પુષ્કળ સૈન્યને લગભગ મારી નાખ્યું છે. તો હવે તો મારું સૈન્ય અલ્પ સંખ્યામાં રહ્યું છે, તેથી તેઓ સંહાર કરે તેમાં શું આશ્ચર્ય છે?[૧૪] પરંતુ હે રાજા! બળવાન અને સત્યપરાક્રમી મહાત્મા પાંડવો આ

મારા બાકી રહેલા સૈન્યનો જે કોઈ ઉપાયે નાશ ન કરી નાખે તેમ તમે કરો.[૧૫] હે સમર્થ શલ્યરાજ! પાંડવોએ આપણા સૈન્યના ઘણા વીરોને રણમાં મારી નાખ્યા છે. માત્ર એકલો કર્ણ જ આપણું પ્રિય અને હિત કરવામાં આસક્ત રહેનારો બાકી રહ્યો છે. વળી હે પુરુષવ્યાઘ્ર! સર્વ લોકમાં મહારથી તરીકે પ્રસિદ્ધ થયેલા એક તમે અમારું હિત કરવામાં આસક્ત રહેનારા છો. હે મદ્રરાજ શલ્ય! આજના યુદ્ધમાં કર્ણ અર્જુન સાથે યુદ્ધ કરવા ઇચ્છે છે અને તેમાં તે મોટી વિજય–આશા રાખે છે; પરંતુ આખી પૃથ્વીમાં તેવો કોઈ પુરુષ નથી કે જે તેના ઘોડાઓની લગામ ધારણ કરવામાં ઉત્તમતાવાળો હોય! માટે જેમ આ યુદ્ધમાં શ્રીકૃષ્ણ અર્જુનના ઘોડાઓની લગામ ધારણ કરનારા શ્રેષ્ઠ સારથિ થયા છે, તેમ તમે પણ કર્ણના ઘોડાઓની લગામ પકડનારા સારથિ થાઓ.[૧૬–૧૯] હે રાજા! અર્જુન શ્રીકૃષ્ણની સાથે રહીને તથા તેમના રક્ષણ તળે રહીને જે જે કર્મો કરી રહ્યો છે, તે તમને પ્રત્યક્ષ જ જોવામાં આવે છે.[૨૦] પ્રથમનાં યુદ્ધોમાં અર્જુન આ પ્રમાણે શત્રુઓનો નાશ કરી શકતો ન હતો, છતાં હાલના સમયમાં જે મહાન સંહાર તે કરી રહ્યો છે અને તેનું જે પરાક્રમ અતિશય દેખાય છે, તેનું મુખ્ય કારણ શ્રીકૃષ્ણનો સંઘાત છે.[૨૧] હે મદ્રેશ! શ્રીકૃષ્ણની સાથે રહેલો અર્જુન કૌરવોની મોટી સેનાને પ્રતિદિન યુદ્ધમાં નસાડી મૂકતો દેખાય છે.[૨૨] હે મહાતેજસ્વી શલ્યરાજ! આ યુદ્ધમાં તમારો તથા કર્ણનો જ ભાગ હવે બાકી રહ્યો છે. માટે તે ભાગને સ્વીકારી તમે કર્ણની સાથે રહીને એકીસાથે શત્રુઓનો નાશ કરી નાખો.[૨૩] જેમ સૂર્યનારાયણ અરુણની સાથે રહી અંધકારનો નાશ કરે છે, તેમ તમે પણ કર્ણની સાથે રહી આ મહાયુદ્ધમાં અર્જુનનો નાશ કરી નાખો.[૨૪] બાલસૂર્ય સમાન કાંતિવાળા બે ઊગતા સૂર્યો જેવા કર્ણ અને શલ્યને રણમાં ઉદય પામેલા જોઈને શત્રુઓના મહારથીઓ ભલે નાસી જાય.[૨૫] હે રાજા! સૂર્ય અને અરુણને જોઈને જેમ અંધકાર નાશ પામે છે, તેમ કર્ણ અને શલ્યને સાથે આવેલા જોઈને પાંડવો, પાંચાલો અને સંજયો પણ નાશ પામી જાઓ. કર્ણ સર્વ રથીઓમાં શ્રેષ્ઠ છે અને તમે સર્વ સારથિઓમાં શ્રેષ્ઠ છો. તમારા બન્નેનો સમાગમ આ લોકમાં न भूतो न भविष्यति। જેવો અપૂર્વ થઈ પડશે.[૨૬] જેમ શ્રીકૃષ્ણ સર્વ અવસ્થાઓમાં અર્જુનનું રણમાં રક્ષણ કરે છે, તેમ તમે પણ સૂર્યપુત્ર કર્ણની રણમાં રક્ષા કરો.[૨૭,૨૮] તમે સારથિ થવાથી કર્ણ આ મહાયુદ્ધમાં ઇંદ્ર સહિત દેવતાઓને પણ અજિત થઈ પડશે, તો મનુષ્યજાતિના પાંડવોને તે અજિત થઈ પડે એમાં શું કહેવું? હે રાજા! આ હું તમને સત્ય કહું છું. માટે તમે મારા વચન પર શંકા કરશો મા.[૨૯]

સંજય બોલ્યો: દુર્યોધનનું એ વચન સાંભળીને શલ્યરાજ ક્રોધથી ધૂંધવાઈ ઊઠ્યો. તેના કપાળમાં ત્રણ કરચલીઓ વળી ગઈ ને વારંવાર તે પોતાના બન્ને હાથોને અફાળવા લાગ્યો.[૩૦] તે મહાબાહુ શલ્યને કુળ, ઐશ્વર્ય, શાસ્ત્ર તથા બળનું મોટું અભિમાન હતું; તેથી ક્રોધથી લાલચોળ બની ગયેલા મોટા મોટા ડોળાઓ ફાડીને તેણે દુર્યોધન પ્રત્યે આ પ્રમાણે કહેવા માંડ્યું.[૩૧]

શલ્ય બોલ્યો: અલ્યા ઓ ગાંધારીપુત્ર! જરૂર, તું મારા પર શંકા લાવે છે અને તેથી જ આ રીતે તું મારું અપમાન કરે છે અને બેધડક થઈને 'તમે કર્ણનું સારથિપણું સ્વીકારો' આમ મને કહી રહ્યો છે.[૩૨] તું અમારા બધાથી કર્ણને અધિક માને છે અને તેની પ્રશંસા કર્યા કરે છે; પણ તને કંઈ ખબર છે કે, અમે તો રાધાના પુત્રને યુદ્ધમાં અમારા સરખો જરાય ગણતા નથી?

હે રાજા! મારા ભાગમાં આવેલા તેવા કોઈ મહાન શત્રુને તું દેખાડ, એટલે તેનો રણમાં પરાજય કરી હું જ્યાંથી આવ્યો છું ત્યાં મારા દેશમાં ચાલ્યો જઈશ.[૩૩,૩૪] અથવા હે કુરુનંદન! આજે હું એકલો જ સર્વ શત્રુઓ સામે યુદ્ધ કરીશ. તે વેળા હું જ્યારે શત્રુઓને સંગ્રામમાં બાળી ભસ્મ કરી નાખું, ત્યારે તું મારું વીર્ય જોજે.[૩૫] હે કુરુવંશી રાજા! અમારા સરખા અભિમાની પુરુષ પોતાના હૃદયમાં અભિમાનને રાખીને જ કાર્ય કર્યા કરે છે, માટે તું મારા પ્રત્યે શંકા ન કર.[૩૬] હું તને ખાસ કહી દઉં છું કે, યુદ્ધમાં તારે મારું કદી પણ અપમાન કરવું નહિ. આ મારા વજ્રસરખા બન્ને બાહુઓ સામે જો, તેઓ વજ્રસંહનનને સરખા કેવા પુષ્ટ અને મજબૂત છે? વળી મારું આ અદ્ભુત ધનુષ્ય જો, સાક્ષાત્ સર્પ સરખાં આ મારાં બાણો જો અને વાયુ સમાન વેગવાળા ઉત્તમ ઘોડાઓ જોડીને સજ્જ કરેલા આ મારા રથ સામે જો.[૩૭] અલ્યા ઓ ગાંધારીના પુત્ર! સુવર્ણના પટ્ટાઓથી શોભતી આ મારી ગદા સામે પણ દૃષ્ટિ કર. હું જો ધારું તો આ સમગ્ર પૃથ્વીને ફાડી નાખું અને સમગ્ર પર્વતોને પણ ભાંગી તોડી નાખું![૩૮,૩૯] અરે ઓ રાજન્! આખા સમુદ્રને મારા પ્રતાપથી શોષવી નાખું. હે રાજા! શત્રુઓનો નિગ્રહ કરવામાં હું આવો સમર્થ છું;[૪૦] છતાં તું મને નીચજાતિના અધિરથપુત્ર કર્ણનું યુદ્ધમાં સારથિકર્મ કરવા માટે કેમ યોજે છે? હે રાજેંદ્ર! તેવા નીચ કર્મમાં મારી યોજના કરવી, તે તને યોગ્ય નથી.[૪૧] હું જગતમાં સર્વોત્કૃષ્ટ થઈ કર્ણ જેવા અતિ પાપી, નાલાયક પુરુષનું દાસત્વ કરવા કદી ઉત્સાહ કરું નહિ. વળી તારા જેવો પુરુષ પોતાને ત્યાં પ્રીતિપૂર્વક આવેલા તથા પોતાની આજ્ઞામાં રહેનારા મારા સરખા અતિ ઉત્તમ પુરુષ- [illegible] પાપી પુરુષની આજ્ઞામાં રહેવા કહે છે, તે એક મહાન પાપકૃત્ય છે; કારણ કે તું એક ઉચ્ચજાતિના મહાપુરુષને નીચ બનાવવા ધારે છે અને નીચ જાતિના ક્ષુદ્ર પુરુષને ઉચ્ચ બનાવવા ધારે છે, પણ તેમ કદી નહિ બને. પરબ્રહ્મ પરમાત્માએ બ્રાહ્મણોને પોતાના મુખમાંથી ઉત્પન્ન કર્યા છે, ક્ષત્રિયોને બાહુઓમાંથી ઉત્પન્ન કર્યા છે. વૈશ્યોને ઊરુઓમાંથી ઉત્પન્ન કર્યા છે અને શૂદ્રોને પગમાંથી ઉત્પન્ન કર્યા છે. આ પ્રમાણે શ્રુતિ કહે છે. હે ભારત! આ ચારેય વર્ણનો અન્યોન્ય અનુલોમ–પ્રતિલોમ સંયોગ થવાથી અનુલોમ–પ્રતિલોમ એવા ઘણા વર્ણો ઉત્પન્ન થયા છે; પરંતુ મૂળ ચારેય વર્ણોનું રક્ષણ કરવું, પ્રજાઓ પાસેથી કર લેવો અને દાન કરવું, તે ક્ષત્રિયોનો ધર્મ છે. યજ્ઞો કરાવવા, ભણાવવું અને વિશુદ્ધ દાન લેવું, તે બ્રાહ્મણોનો ધર્મ છે. લોકોનો અનુગ્રહ કરવા માટે જ બ્રહ્મદેવે બ્રાહ્મણોને પૃથ્વી પર સ્થાપ્યા છે; વળી ખેતી કરવી, પશુઓનું પાલન કરવું અને સ્વધર્માનુસાર દાન કરવું, તે વૈશ્યોનો ધર્મ છે અને બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય એ ત્રણ વર્ણોની સેવા કરવી, તે શૂદ્રોનો ધર્મ છે. બ્રહ્મદેવે શૂદ્રોને ત્રણ વર્ણોના સેવક તરીકે જ ઉત્પન્ન કર્યા છે; આમ શૂદ્રજાતિના કર્ણ જેવા સૂતો બ્રાહ્મણ-ક્ષત્રિયના સેવક તરીકે ઉત્પન્ન થયા છે; પરંતુ ક્ષત્રિયજાતિનો પુરુષ શૂદ્રજાતિના સૂતોનો દાસ થાય, તેવું કોઈ પણ શ્રુતિવચન તરીકે સાંભળે નહિ; અથવા ધર્મ તરીકે માને નહિ.[૪૨-૪૮] તેમાં પણ હું કંઈ સામાન્ય ક્ષત્રિય નથી; પણ રાજર્ષિઓના કુળમાં જન્મેલો એક મૂર્ધાભિષિક્ત રાજા છું. હું જગતમાં મહારથી તરીકે પ્રસિદ્ધ થયો છું અને કર્ણ જેવા બંદીઓને–સૂતોને સેવા કરવાયોગ્ય છું તથા સ્તુતિ કરવા યોગ્ય છું.[૪૯] હું આવો ઉચ્ચ ક્ષત્રિયરાજા છું અને શત્રુઓના બળનો નાશ કરી શકું તેવો મહાસમર્થ છું. આવો હું

આ સંગ્રામમાં એક સૂતજાતિના પુત્રનું સારથિપણું સ્વીકારવા ઉત્સાહ ધરાવું તે કદી બને નહિ![૫૦] આવું અપમાન પામીને હું કદી પણ યુદ્ધ કરીશ નહિ. હે ગાંધારીપુત્ર! હું આજે જ તારી રજા લઉં છું અને મારા ઘર તરફ જવા ધારું છું.[૫૧]

સંજય બોલ્યો: હે મહારાજ! આમ કહીને રણસંગ્રામને શોભાવનારો તે શલ્યરાજ એકદમ કોપાવિષ્ટ થઈ રાજાઓની મધ્યમાંથી ઊઠીને ચાલવા લાગ્યો.[૫૨] એટલે તમારો પુત્ર દુર્યોધન ઘણા પ્રેમથી અને ઘણા માનથી તેને પકડી રાખી પોતાના સર્વ અર્થને સાધનારું મધુર વાક્ય તેને શાંતિપૂર્વક કહેવા લાગ્યો.[૫૩] 'હે શલ્યરાજ! તમે જે કહો છો તે તેમ જ છે, તેમાં જરાયે સંશય નથી; પરંતુ મારો અભિપ્રાય શો છે, તે તો તમે જાણો![૫૪] હે રાજા! કર્ણ તમારાથી કોઈ વાતે અધિક નથી, તેમ હું તમારા સામર્થ્ય વિષે શંકા પણ રાખતો નથી. મને ખાતરી છે કે, મદ્રદેશનો રાજા શલ્ય કદી પણ અસત્ય વર્તન કરે જ નહિ. તમારા વંશના પૂર્વના મહાપુરુષો પણ નિત્ય સત્ય ભાષણ જ કરતા હતા અને તમે પોતે પણ 'ऋतम् एव अयनम्—आश्रयः येषाम् ते ऋतायनाः तेषाम् गोत्रापत्यम् आर्तायनिः' સત્ય જ જેઓનો પરમ આશ્રય છે તેવા મહાપુરુષોના વંશમાં જન્મ્યા છો; માટે જ 'આર્તાયનિ' એવા નામથી જગતમાં પ્રસિદ્ધ થયા છો. આવો મારો મત છે.[૫૫,૫૬] હે માન આપનારા રાજા! યુદ્ધમાં તમે શત્રુઓને શલ્ય સમાન દુઃખજનક થઈ પડો છો, માટે જ પૃથ્વીતલમાં તમારું 'શલ્ય' એવું નામ વિખ્યાત થયું છે.[૫૭] હે ઘણી દક્ષિણાઓ આપનારા ધર્મજ્ઞ રાજા! મારે માટે તમને જે જે પ્રથમ કહેવામાં આવ્યું છે અને તમે પોતે પણ મને જે જે કહ્યું છે, તે સર્વ તમે કરી જ દેખાડો. રાધાપુત્ર કર્ણ તમારા કરતાં અધિક નથી જ તેમ હું પણ તમારા કરતાં અધિક વીર્યવાન નથી, છતાં આ રણમાં ઉત્તમ જાતિના ઘોડાઓના સારથિ તરીકે થવા હું તમારા પ્રત્યે માગણી કરી રહ્યો છું. હે શલ્ય! કર્ણને હું અર્જુન કરતાં અધિક ગુણવાન માનું છું તથા તમને વાસુદેવ કરતાં પણ અધિક ગુણવાન માનું છું અને આ લોક પણ તેમ જ માને છે.[૫૮-૬૦] હે પુરુષશ્રેષ્ઠ! કર્ણ માત્ર અસ્ત્રવિદ્યામાં જ અર્જુનથી ચડિયાતો છે, પણ તમે તો બળ અને અશ્વજ્ઞાન એ બંનેમાં શ્રીકૃષ્ણથી પણ અધિક છો.[૬૧] હે મદ્રદેશના મહારાજાના પુત્ર! મોટા મનના વસુદેવપુત્ર કૃષ્ણ જે અશ્વવિદ્યાને જાણે છે તેનાથી બમણી અશ્વવિદ્યા તમે જ જાણો છો. આ કારણથી જ હું તમારી સારથિ તરીકેની માગણી કરું છું.'[૬૨]

શલ્ય બોલ્યો: હે ગાંધારીપુત્ર કૌરવરાજ! આ સર્વ સૈન્યની વચ્ચે તમે મને શ્રીકૃષ્ણના કરતાં પણ ઘણો ઉત્તમ કહો છો, તેથી હું તમારા પર પ્રસન્ન થયો છું.[૬૩] હે વીર! તમે જ્યારે એમ જ માનો છો, ત્યારે હું પણ પાંડવશ્રેષ્ઠ અર્જુન સામે યુદ્ધ કરનાર યશસ્વી રાધાપુત્રના સારથિપણાનો સ્વીકાર કરવા તૈયાર છું.[૬૪] પરંતુ હે વીર! તે પહેલાં મારે કર્ણ સાથે એક શરત કરવી પડશે. તે એ જ કે, હું તેની પાસે જે જે વચનો કહું તેમાં તેણે બરાબર શ્રદ્ધા રાખવી અને તે માન્ય રાખવાં.

સંજય બોલ્યો: હે ભરતશ્રેષ્ઠ રાજા! મદ્રરાજાની તે શરતને તમારા પુત્રે તથા કર્ણે બન્નેએ 'બહુ સારું, અમે તેમ જ કરીશું' એમ કહીને કબૂલ કરી લીધી.[૬૫,૬૬]

ઇતિ શ્રીમહાભારતમા કર્ણપર્વમા 'શલ્યે સારથિકર્મ સ્વીકાર્યું' નામનો અધ્યાય ૩૨મો સમાપ્ત

# अध्याय ३३ मो

## ત્રિપુરાખ્યાન

॥ दुर्योधन उवाच ॥

**भूय एव तु मद्रेश यत्ते वक्ष्यामि तच्छृणु ।**
**यथा पुरावृत्तमिदं युद्धे देवासुरे विभो ॥१॥**

દુર્યોધન બોલ્યો : હે સમર્થ મદ્રરાજ! પૂર્વે દેવાસુર યુદ્ધપ્રસંગે જે ઐતિહાસિક બનાવ બન્યો હતો, તે હું તમને કહી સંભળાવું છું; માટે તે સાંભળો. મારા પિતાની સમક્ષ મને ઐતિહાસિક કથા મહર્ષિ માર્કંડેયે કહી છે. હે રાજર્ષિશ્રેષ્ઠ! તે સમગ્ર કથા હું તમને કહું છું; સાંભળો.[૧,૨] તે પછી તેનો મનમાં વિચાર કરો; તેમાં કોઈ પણ જાતની શંકા ન કરશો.[૩] હે રાજન્! પૂર્વે દેવો ને અસુરો વચ્ચે પરસ્પરને જીતવાની ઇચ્છાથી તારકાસુરરૂપ રોગનો નાશ કરવાના કારણે મહાન સંગ્રામ થયો હતો; તેમાં દેવોએ દૈત્યોનો પરાજય કર્યો હતો, એમ સાંભળવામાં આવ્યું છે.[૪] જ્યારે દૈત્યોનો પરાજય થયો, ત્યારે તારકાક્ષ, કમલાક્ષ અને વિદ્યુન્માલી નામના તારકાસુરના ત્રણ પુત્રો ઉગ્ર તપશ્ચર્યા કરવા લાગ્યા. હે શત્રુતાપન રાજા! ઉત્તમોત્તમ નિયમમાં સ્થિત થઈ તેઓ ચિત્તની એકાગ્રતા, બાહ્યેંદ્રિયોનો જય, શૌચ આદિ નિયમ તથા સમાધિ વડે પોતાનાં શરીરોને કૃશ કરવા લાગ્યા. કેટલોએક સમય વીત્યા પછી વર આપનારા પિતામહ બ્રહ્મા તેમના પર પ્રસન્ન થયા અને વર માગવા માટે કહેવા લાગ્યા. હે રાજન્! એટલે તુરત જ તે ત્રણેય જણા એકીસાથે સર્વ લોકના પિતામહ બ્રહ્મા પાસે 'સર્વ ભૂતોથી અમારો વધ ન થઈ શકે' આવું વરદાન માગવા લાગ્યા.[૫-૮] તે સાંભળી સર્વ લોકના પ્રભુ અને ઈશ્વર તે બ્રહ્મદેવ તેઓ પ્રત્યે બોલ્યા : 'હે અસુરો! જગતમાં સર્વ કોઈ અમર છે જ નહિ, માટે તેવું અમરઅજરપણું તમે ન માગો; પરંતુ તે સિવાય [illegible] વરદાન માગો.' હે રાજા! બ્રહ્મદેવનાં તે વચનો સાંભળ્યા પછી તે ત્રણે ભાઈઓ, એકત્ર થઈ તે બાબતનો વિચાર કરવા લાગ્યા. પછી બરાબર નિશ્ચય કરી તેઓ સર્વ લોકના ઈશ્વર પ્રભુ બ્રહ્મદેવને વારંવાર પ્રણામ કરી આ પ્રમાણે કહેવા લાગ્યા : 'હે પિતામહ દેવ! તમે અમને એક એવો વર આપો કે તેથી અમે ત્રણેય જણા જુદાં જુદાં ત્રણ નગરોનો આશ્રય કરીને આ સમગ્ર પૃથ્વીમાં તથા સમગ્ર લોકમાં ફરી શકીએ. વળી અમે આપની કૃપાથી સર્વ સ્થળે પૂજાઈએ અને એક હજાર વર્ષો પછી અમે પરસ્પર મળીએ ત્યારે અમારાં એ ત્રણ નગરો પણ સાથે એકત્ર થઈ જાય. હે નિર્દોષ દેવ! તે સમયે સાથે એકત્ર થયેલાં એ અમારાં ત્રણેય નગરોને જે કોઈ ઉત્તમ દેવ માત્ર એક જ બાણથી નષ્ટ કરી નાખે, તે દેવ અમારા મૃત્યુરૂપ થાઓ.' 'तथास्तु' એમ તેમને કહીને બ્રહ્મદેવ સ્વર્ગ તરફ ચાલ્યા ગયા. પછી તે ત્રણેય અસુરો બ્રહ્મદેવ પાસેથી પૂર્વોક્ત વર મેળવીને ઘણા જ પ્રસન્ન થયા. હવે પરસ્પર નિશ્ચય કરી તેઓ પોતાને વિહાર કરવા માટેનાં તેવાં ત્રણ નગરો તૈયાર કરાવવા માટે મહાસુર મયદાનવ પાસે ગયા. દૈત્યો અને દાનવોથી નિત્ય પૂજાયેલો તે મયદાનવ અસુરોનો વિશ્વકર્મા હતો તેમ જ નિત્યને માટે વૃદ્ધાવસ્થાથી રહિત હતો. તે મયદાનવ પાસે જઈને તેમણે ત્રણ નગરો બનાવી દેવાની માગણી કરી; એટલે તુરત જ મયદાનવે પોતાનાં તપ તથા બુદ્ધિબળના આશ્રયથી ત્રણ નગરોની રચના કરી દીધી. તેમાંથી એક નગર તદ્દન સુવર્ણનું બનાવ્યું, બીજું રૂપાનું બનાવ્યું અને ત્રીજું લોખંડનું બનાવ્યું. વળી તેણે સુવર્ણના નગરને સ્વર્ગમાં સ્થાપ્યું, રૂપાના નગરને આકાશમાં સ્થાપ્યું અને લોઢાના નગરને પૃથ્વી પર સ્થાપ્યું. વધુમાં આ ત્રણેય નગરો યથેષ્ટ સંચાર કરી શકતાં હતાં.[૯-૧૮] હે રાજા! તે દરેક નગર લગભગ સો

સો યોજનની લંબાઈનું તથા પહોળાઈનું હતું. તેમાં ઘણાં ઘરો, મહેલો તથા ઝરૂખાઓ બાંધવામાં આવ્યાં હતાં; તેમાં અનેક પ્રાકારો (કિલ્લા) તથા તોરણોની રચના કરી હતી; તેમાં અનેક સુંદર મકાનોનું બાંધકામ કર્યું હતું અને તેમાં અનેક મોટા વિશાળ રાજમાર્ગો આવી રહ્યા હતા. તે નગરો તરેહતરેહના પ્રાસાદો તથા મોટા મોટા દરવાજાઓથી શોભી રહ્યાં હતાં.[૧૯,૨૦] હે શલ્યરાજ! એ ત્રણેય નગરોના રાજાઓ પણ જુદા જુદા જ સ્થાપવામાં આવ્યા હતા. સુવર્ણનાં અદ્ભુત નગરનો રાજા મહાત્મા તારકાક્ષ હતો, રૂપાના નગરનો રાજા કમલાક્ષ હતો અને લોઢાના નગરનો રાજા વિદ્યુન્માલી હતો. આ ત્રણેય નગરોના રાજા થઈને તે ત્રણેય દૈત્યોએ પોતાનાં અસ્ત્રોના તેજથી ત્રણેય લોકને દબાવી દીધા. તેઓ અત્યંત ઉદ્ધત થઈ જઈને સર્વ કોઈને કહેવા લાગ્યા કે, 'તે પ્રજાપતિ વળી કોણ છે? અમે જ સર્વ પ્રજાઓના પતિ છીએ.' જેમને પ્રથમ દેવોએ જીતી લીધા હતા તે બધા માંસાહારી, અતિ ગર્વિષ્ઠ અને અપ્રતિવીર (જેની સામે થનારો બીજો કોઈ વીર નથી) એવા મોટા મોટા દાનવો કરોડો અને અબજોની સંખ્યામાં જ્યાંત્યાંથી એકત્ર થઈ તે ત્રણે નગરોમાં આવી વસ્યા. તેઓ મહાન ઐશ્વર્યની ઇચ્છાથી તે ત્રણ નગરોરૂપ કિલ્લાઓમાં ભરાઈ બેઠા. તે સર્વ દાનવોને જે જે સામગ્રીઓ જોઈતી હતી, તે તે બધી મયદાનવ પૂરી પાડતો હતો.[૨૧-૨૫] આમ તેઓ તે મયદાનવનો આશ્રય કરી નિર્ભય થઈને ત્યાં રહેતા હતા. જે કોઈ ત્રિપુરવાસી દૈત્ય મનમાં જે જે અભિલાષ કરતો હતો, તેને તેને પેલો મયદાનવ પોતાના માયાબળથી પૂર્ણ કરતો હતો. આમ કેટલોએક સમય ગયા પછી તારકાક્ષ દૈત્યનો હરિ નામનો મહાબળવાન વીર પુત્ર પરમ દુષ્કર તપ તપવા લાગ્યો અને એ તપથી પિતામહ બ્રહ્મા તેના પર પ્રસન્ન થયા. સંતુષ્ટ થયેલા બ્રહ્મદેવ પાસે તેણે એક વર માગ્યો કે, 'અમારા ત્રિપુર નગરમાં એવી એક વાવ થઈ જાઓ કે શસ્ત્રોના પ્રહારોથી માર્યા ગયેલા જે કોઈ દૈત્યોને તેમાં નાખવામાં આવે એટલે તેઓ તુરત જ અતિશય બળવાન થઈ જાય.' બ્રહ્મદેવે પણ તેના તપને અધીન થઈ તેણે માગેલો વર 'તથાસ્તુ' કહીને આપી દીધો. એટલે તારકાક્ષના પુત્ર હરિએ તે વર મેળવીને તે ત્રિપુર નગરમાં મરેલાઓને જિવાડનારી વાવ બંધાવી દીધી. હે સમર્થ રાજા શલ્ય! તે વાવમાં જે કોઈ દૈત્યને જે સ્વરૂપે અથવા જે વેષે નાખવામાં આવતો હતો, તે તુરત જ તદ્દન મરી ગયો હોય છતાં પોતાના પૂર્વસ્વરૂપમાં જ જીવતો થઈ જતો હતો. આવી અતુલ પ્રભાવવાળી વાવ પોતાના હાથમાં આવી, એટલે તો તે દૈત્યો સર્વ લોકોને દુઃખ દેવા લાગી પડ્યા. આમ મહાન તપશ્ચર્યાથી સિદ્ધ થઈને તેઓ દેવોના ભયમાં વૃદ્ધિ કરનારા થઈ પડ્યા. હે રાજન્! પેલી વાવના પ્રભાવથી તેમનો યુદ્ધમાં ક્ષય પણ થતો ન હતો. દિનપ્રતિદિન લોભ અને મોહને વશ થઈ જઈ તેઓ સર્વ ભાન ભૂલી ગયા, લજ્જાહીન થઈ ગયા અને સર્વ સ્થળે લૂંટફાટ ચલાવવા લાગ્યા. ગણ સહિત દેવોને જ્યાં ત્યાંથી હાંકી કાઢી તેઓ પોતાની ઇચ્છામાં આવે ત્યાં ફરવા લાગ્યા અને વરદાનના પ્રભાવથી ગર્વિષ્ઠ બની ગયા.[૨૬-૩૪] તે દુષ્ટાચારી દાનવોએ દેવતાઓનાં તે સર્વ પ્રિય ઉદ્યાનોનો નાશ કરી નાખ્યો, ઋષિઓના પવિત્ર આશ્રમોને તોડી નાખ્યા, સુંદર દેશોનો વિનાશ કરી નાખ્યો અને તદ્દન મર્યાદા મૂકી દીધી. આ રીતે સર્વ લોકો જ્યારે પીડાવા લાગ્યા, ત્યારે સર્વ દેવોથી વીંટાયેલો ઇંદ્ર તે નગરો સામે યુદ્ધ કરવા તૈયાર થયો. તેણે ચોતરફથી વજ્રોના પ્રહાર કરવા માંડ્યા, પણ તે અભેદ્ય નગરોને તે તોડી જ ન

શક્યો; કારણ કે હે રાજા! વિધાતાએ પોતે તે નગરો વરદાનમાં આપ્યાં હતાં. સુરપતિ ઇંદ્ર તે નગરોને અભેદ્ય જોઈ ભયભીત થઈ ગયો અને તે નગરોને પડતાં મૂકી બધા દેવતાઓની સાથે જ પિતામહ બ્રહ્મદેવને દૈત્યોએ કરેલો પોતાનો પરાભવ કહેવા માટે જવા નીકળ્યો. તેમની પાસે જઈને તેણે મસ્તક વડે પ્રણામ કરી તે સર્વ યથાર્થ હકીકત તેમને કહી સંભળાવી અને તેણે તેનો નાશ કરવા માટેનો ઉપાય પણ ભગવાન પિતામહને પૂછી જોયો.[૩૫-૪૦] ભગવાન બ્રહ્મદેવ તેમની વાણી સાંભળીને દેવો પ્રત્યે કહેવા લાગ્યા : 'હે દેવો! જે કોઈ તમારું અહિત કરે છે, તે મારો પણ અપરાધ કરે છે એમ સમજવું. દુરાત્મા અસુરો સર્વ દેવતાઓનો દ્વેષ કરે છે અને તેઓ નિરંતર તમારો અપરાધ કરે છે, તમને પીડે છે, એ મારા જાણવામાં આવ્યું છે. જોકે સર્વ ભૂતો મારી દષ્ટિએ સમાન જ છે એમાં જરા પણ સંશય નથી; તોપણ જેઓ અધાર્મિક છે તેમને મારી નાખવા, તેવું મારું નિત્યનું વ્રત છે.[૪૧-૪૩] પરંતુ તે ત્રણેય નગરોને માત્ર એક જ બાણથી ભેદી શકાય છે, અન્યથા કોઈ રીતે તેઓ તૂટી શકે તેમ નથી. ભગવાન શંકર સિવાય બીજો કોઈ દેવ માત્ર એક જ બાણ વડે તે નગરોને ભેદી શકે તેમ નથી.[૪૪] માટે હે દેવો! તમે બધા અક્લિષ્ટ કર્મ કરનારા, જયશીલ અને સર્વના નિયંતા તે સ્થાણુદેવને શરણે જાઓ. તમે તમારા યોદ્ધા તરીકે થવા માટે તેમની પ્રાર્થના કરો. તે દૈત્યોનો ભગવાન શંકર જરૂર સંહાર કરશે.' બ્રહ્મદેવનાં એ વચન સાંભળી ઇંદ્ર આદિ દેવો બ્રહ્માને આગળ કરી ભગવાન શંકરને શરણે ગયા.[૪૫,૪૬] હવે ધર્મને સમજનારા તે દેવો ઋષિઓની સાથે રહીને, તપોનિયમનો આશ્રય કરી, શાશ્વત બ્રહ્મ ૐકારનું મુખથી ઉચ્ચારણ કરતા કરતા, સર્વ પ્રકારે શંકરને શરણે ગયા. હે રાજા! ભયમાં અભય દેનારા, સર્વના આત્માસ્વરૂપ અને જેના વડે આ સર્વ જગત વ્યાપ્ત થયું છે, તે મહાત્મા શંકરની તે દેવો ઉત્તમ વાણીથી સ્તુતિ કરવા લાગ્યા. તે ભગવાન વિવિધ જાતના તપથી મનનો સર્વ વૃત્તિઓથી નિરોધ કરવાનું બરાબર જાણે છે. તે મહેશ્વર જડવર્ગથી આત્માની ભિન્નતા દર્શાવનારું તાત્ત્વિક જ્ઞાન યથાર્થ રીતે જાણે છે અને તેમનું મન નિત્ય પોતાની આજ્ઞામાં છે. તેમના સરખો બીજો એક પણ દેવ ઐશ્વર્યસંપન્ન નથી. તે તેજના સમૂહરૂપ, પાર્વતીના પતિ, સર્વ જાતના મળથી રહિત ભગવાન શંકરનાં દેવોએ દર્શન કર્યાં. છ પ્રકારના ઐશ્વર્યવાળા ભગવાન શંકર સર્વદા સર્વ સ્થળે નિત્ય એક જ છે; છતાં તે સર્વ દેવતાઓ પોતાના ચિત્તના સંકલ્પાનુસાર શિવ, વિષ્ણુ, રુદ્ર આદિ અનેક વેષમાં અથવા અનેક પ્રતિબિંબસ્વરૂપે તેમને જોવા લાગ્યા. તેમણે એ મહાત્મા વિષે પોતાનાં તથા બીજા સર્વ પદાર્થોનાં સ્વરૂપો પણ જોયાં. તે જોઈને તેઓ બધા પરમ વિસ્મય પામી ગયા. આ રીતે સર્વભૂતમય અને જગતના પાલક અજન્મા શ્રીશંકરનાં દર્શન કર્યા પછી દેવો તથા બ્રહ્મર્ષિઓ મસ્તક નમાવીને પૃથ્વી પર દંડવત્ પ્રણામ કરવા લાગ્યા. એટલે ભગવાન શંકરે 'તમારું કલ્યાણ થાઓ' એવા સ્વસ્તિવાચનથી તેમનું બધાનું સન્માન કર્યું. પછી તેમને પૃથ્વી પરથી ઉઠાડીને તેમણે હસતાં હસતાં કહ્યું કે, 'હે દેવો! બોલો, બોલો, તમારી શી કામના છે?' મહેશ્વરની તે આજ્ઞા થતાં દેવોનાં ચિત્ત સ્વસ્થ થયાં અને તેમણે આ પ્રમાણે સ્તુતિ કરવા માંડી : 'હે પ્રભુ! અમે તમને વારંવાર નમસ્કાર કરીએ છીએ. દેવોના પણ અધિદેવ, ધનુષ્યને ધારણ કરનારા વનમાળી આપને અમારા નમસ્કાર હો.[૪૭-૫૫] દક્ષ પ્રજાપતિના યજ્ઞનો જેમણે નાશ કર્યો છે, મોટા મોટા પ્રજાપતિઓ

પણ વર્તમાન તથા ભૂતકાળમાં જેમની નિત્ય સ્તુતિ કર્યા કરે છે, તે સ્તુતિપાત્ર અને કલ્યાણ કરનાર એવા આપને અમે નમીએ છીએ.[૫૬] અતિશય રક્તવર્ણા સ્વરૂપવાળા, અભક્તોને મહાભયંકર, નીલકંઠ, ત્રિશૂળધારી, ભક્તોની કામનાઓને સફળ કરનારા, મૃગ સમાન નેત્રોવાળા, ઉત્તમ આયુધો ધારણ કરી યુદ્ધ કરનારા, સર્વના કરતાં યોગ્યસ્વરૂપ, સર્વના કરતાં પવિત્ર, કાળસ્વરૂપ, પ્રલયસમયે સર્વનો સંહાર કરનારા, યુદ્ધોમાં જેમનું વારણ કરવું અશક્ય છે એવા, દુષ્ટોનો નાશ કરનારા, પરબ્રહ્મસ્વરૂપ, નિત્યબ્રહ્મચારી, સર્વના ઈશ્વર, અપ્રમેય એવા સર્વના નિયંતા, વ્યાઘ્રાંબરને ધારણ કરનારા, તપરૂપી રથવાળા, પિંગળા વર્ણવાળા, વ્રત કરનારા, મૃગચર્મને ઓઢનારા, કાર્તિકસ્વામીના પિતા, ત્રણ નેત્રોને ધારણ કરનારા, ઉત્તમ આયુધોને ધારણ કરનારા, શરણે આવેલાની આપત્તિઓનો નાશ કરનારા, બ્રાહ્મણોનો દ્વેષ કરનારા એવા દુષ્ટ રાક્ષસોનો ઘાત કરનારા, વનસ્પતિઓના પતિ તથા સર્વ પુરુષોના પતિ ભગવાન શંકરને અમે નમસ્કાર કરીએ છીએ. સર્વ વાણીઓના પતિ તથા સર્વ યજ્ઞોના પતિ ભગવાન મહેશ્વરને અમારા નમસ્કાર હો. ભૂતગણોના સૈન્યને સાથે રાખનારા, ત્રણ નેત્રોવાળા તથા અમાપ તેજવાળા આપને અમારા નમસ્કાર હો. હે દેવ! મન, વચન અને કર્મથી અમે તમારે શરણે આવ્યા છીએ; માટે અમારી કામનાઓ પૂરી કરો.[૫૭-૬૨] દેવતાઓની એ પ્રમાણે સ્તુતિ સાંભળી ભગવાન શંકર તેમના પર પ્રસન્ન થયા. 'તમે ભલે આવ્યા,' એવું અભિનંદન આપીને તે બોલ્યા કે, 'હે દેવો! તમારો ત્રાસ દૂર થાઓ. બોલો, હું તમારું શું પ્રિય કરું?'[૬૩]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'ત્રિપુરાખ્યાન' નામનો અધ્યાય ૩૩મો સમાપ્ત

# અધ્યાય ૩૪મો

## ત્રિપુરાખ્યાન ( ચાલુ )

॥ दुर्योधन उवाच ॥

पितृदेवर्षिसंघेभ्योऽभये दत्ते महात्मना ।
सत्कृत्य शंकरं प्राह ब्रह्मा लोकहितं वचः ॥ १ ॥

દુર્યોધન બોલ્યો: પિતૃઓ, દેવો અને ઋષિઓના સંઘોને મહાત્મા શંકરે એ પ્રમાણે જ્યારે અભય આપ્યું, ત્યારે તેમનું સન્માન કરી પિતામહ બ્રહ્મા સર્વ લોકોનું હિત કરનારું આ વચન બોલ્યા: 'હે દેવેશ! આપના અનુગ્રહથી જ મેં આ પ્રજાપતિપદ પ્રાપ્ત કર્યું છે. તે પ્રજાપતિપદ પર સ્થિત થઈને મેં દાનવોને મહાન વર આપ્યો છે.[૧,૨] પરંતુ હવે તદ્દન મર્યાદાને ઉલ્લંઘી ગયેલા તે દાનવોનો સંહાર કરવા તમારા વિના બીજો કોઈ દેવ સમર્થ નથી. હે ભૂતભાવિના ઈશ્વર! માત્ર તમે એકજ તે દાનવોનો વધ કરવા શત્રુ થઈ શકો છો.[૩] હે શંકર! આ બધા દેવતાઓ તમારે શરણે આવ્યા છે અને તે વિષયની જ યાચના કરી રહ્યા છે; માટે હે દેવેશ! કૃપા કરો અને દાનવોનો નાશ કરો.[૪] હે માન આપનારા ભગવન્! આપના પ્રસાદથી જ આ સર્વ જગત સુખપૂર્વક વૃદ્ધિ પામ્યું છે. હે લોકેશ! તમે શરણે આવેલા પર કૃપા કરો જ છો, તેથી અમે તમારે શરણે આવ્યા છીએ.[૫]

ભગવાન શંકર બોલ્યા: તમારા સર્વ શત્રુઓનો સંહાર કરી નાખવો, એવો મારો પણ નિશ્ચિત વિચાર છે. પરંતુ હું એકલો તેમનો નાશ કરવા ઉત્સાહ નહિ કરું; કારણ કે તે અસુરો ઘણા બળવાન છે.[૬] માટે તમે બધા મારા અર્ધા તેજથી યુક્ત થઈ યુદ્ધમાં તે શત્રુઓને જીતો; કારણ કે જગતમાં અમુક રીતે એકત્ર થયેલા પુરુષો મહાબળવાન થઈ શકે છે.[૭]

દેવો બોલ્યા: યુદ્ધમાં જેટલું અમારું તેજ છે

તેથી બેગણું તેમનું તેજ છે, એમ અમે માનીએ છીએ. તેમનું તેજ તથા બળ પણ અમે જોઈ લીધું છે.[૮]

ભગવાન શંકર બોલ્યા: જે પાપી અસુરો તમારો અપરાધ કરે છે, તેમને સર્વ કોઈ પણ ઉપાયે મારીજ નાખવા જોઈએ. માટે મારા તેજ અને બળનો અર્ધભાગ લઈને તમે સર્વ શત્રુઓને સંહારી નાખો.[૯]

દેવો બોલ્યા: હે મહેશ્વર! આપના તેજ અને બળના અર્ધભાગને ધારણ કરવા અમે સમર્થ નથી. માટે આપ જ અમારા બધાના બળના અર્ધ ભાગનો આશ્રય કરી શત્રુઓને મારી નાખો.[૧૦]

ભગવાન શંકર બોલ્યા: 'હે દેવો! મારા બળને ધારણ કરવાની તમારામાં કોઈ જાતની જો શક્તિ ન હોય તો હું જ તમારા તેજના અર્ધ ભાગથી સર્વોત્કૃષ્ટ થઈ એ અસુરોનો સંહાર કરીશ.' હે રાજવર શલ્ય! ભગવાનનાં તે વચન સાંભળી દેવોએ 'બહુ સારું, તેમ કરો' આમ કહીને તેમનો ઉપકાર માન્યો. પછી ભગવાન શંકર પણ તે સર્વ દેવોના અર્ધા તેજને ગ્રહણ કરી એકદમ સર્વોત્કૃષ્ટ થયા.[૧૧,૧૨] દેવ શંકર એ વેળા સર્વ દેવોના કરતાં અતિશય બળવાન થઈ ગયા. તેથી તે દિવસથી આરંભી તે 'મહાદેવ' એવા નામથી જગતમાં પ્રસિદ્ધ થયા.[૧૩] તે પછી મહાદેવે દેવોને કહ્યું: 'હે દેવો! ધનુષ્યબાણને ધારણ કરી હું રથમાં બેસીને તમારા શત્રુઓને રણમાં રોળી નાંખીશ; માટે તમે મારે માટે ધનુષ્ય, બાણ તથા રથની યોજના કરો. એટલે તુરત જ હું એ અસુરોને પૃથ્વી પર પાડી નાખીશ, તે તમે જોજો.[૧૪,૧૫]

દેવો બોલ્યા: 'હે મહેશ્વર! અમે ત્રૈલોક્યમાંના સર્વ દેવોની તેજોમાત્રાઓ એકત્ર કરી આપને માટે અતિ તેજસ્વી રથ તૈયાર કરીશું.[૧૬] દેવોના એ વિચારને અનુસરીને જ વિશ્વકર્માએ એક સુંદર રથ તૈયાર કર્યો. દેવો પણ તે રથમાં તે તે તેજોમાત્રાઓની યોજના કરવા લાગ્યા.[૧૭] વિષ્ણુ, ચંદ્ર તથા અગ્નિની શંકરના બાણ તરીકે એ રથમાં યોજના કરી. તેમાંથી અગ્નિને બાણનું કાંડ બનાવ્યો, ચંદ્રને બાણનું ફળું બનાવ્યો અને તે ઉત્તમ બાણનો તીક્ષ્ણ અગ્રભાગ વિષ્ણુ થયા.[૧૮,૧૯] વિશાળ નગરોની માળાવાળી તથા, પર્વત, વન અને દ્વીપો સહિત સમગ્ર ભૂતોને ધારણ કરનારી દેવી પૃથ્વીને રથ તરીકે બનાવી. વળી મંદરાચલપર્વતને રથની ધરીને ઠેકાણે યોજ્યો અને મહાનદી ગંગાને ધરીના આધારભૂત કાષ્ઠને સ્થાને કરી.[૨૦] દિશાઓ અને વિદિશાઓને રથનાં બીજાં અંગો તરીકે સ્થાપી, નક્ષત્રગણોને રથની ઈસને સ્થળે રાખ્યા અને સત્યયુગને રથની ઝૂંસરી બનાવ્યો.[૨૧] સર્પોમાં ઉત્તમ મનાયેલો વાસુકિનાગ એ રથનો ઊંટડો થયો, શેષનાગ રથની પાછળના ભાગનું કાષ્ઠ થયો અને હિમાલય તથા વિંધ્યાચળ પર્વત તે રથનાં બે પૈડાં થયા.[૨૨] વળી ઉદયાચળ અને અસ્તાચળ પર્વતોને દેવોએ ચક્રના આધાર તરીકે બનાવ્યા. દાનવોના ઉત્તમ નિવાસસ્થાનરૂપ સમુદ્રને એ રથને અમુક અમુક સ્થળે બાંધવાના પાશ તરીકે બનાવ્યો અને સપ્તર્ષિઓના મંડળને રથનાં પૈડાંના પાટા બનાવ્યા.[૨૩] ગંગા, સરસ્વતી અને યમુના એ ત્રણ નદીઓ ત્રિવેણુને સ્થાને ગોઠવાઈ ગઈ, આકાશગંગા ધૂંસરીમાં ગોઠવાઈ ને નીચાણના પ્રદેશમાં વહેનારાં સર્વ જળ એ રથના ઉપસ્કર (બંધ આદિ સામગ્રી) તરીકે થયાં.[૨૪] તેમ જ રાત્રિ, દિવસ, કલાઓ, કાષ્ઠાઓ તથા સર્વ ઋતુઓ રથના નીચેના ભાગમાં રહેનારા કાષ્ઠને સ્થાને થયાં અને તેજસ્વી સર્વ ગ્રહો તથા તારાઓ રથના કવચ તરીકે થયા.[૨૫] ધર્મ, અર્થ અને કામ એ ત્રણેય સાથે જોડાઈ

રથની બેઠક તરીકે ગોઠવાઈ ગયા, તેમ જ પુષ્પ-ફળની સમૃદ્ધિવાળી ઔષધિઓ તથા લતાઓ રથની આજુબાજુ લટકાવવામાં આવતી ઘંટડીઓ થઈ ગઈ.[૨૬] વળી એ મહાન રથમાં સૂર્ય× તથા ચંદ્રની રથનાં ચક્ર તરીકે યોજના કરી, શુભ રાત્રિ તથા શુભ દિવસને એ રથના પૂર્વ અંગ તરીકે તથા અપર અંગ તરીકે સ્થાપ્યાં. ધૃતરાષ્ટ્ર આદિ દશ સર્પરાજાઓને રથની ઈસ બનાવી અને ફૂંફાડા મારતા બીજા મોટા મોટા સર્પોને રથનાં જોતરાં બનાવ્યાં.[૨૭,૨૮] એ રથ ચાર પૈડાંવાળો હતો, માટે આકાશને બીજું ધૂંસરું બનાવ્યું તથા સંવર્તક આદિ મેઘોને ઘોડાઓની ખાંધ અને ધૂંસરી વચ્ચે રાખવાના ચામડાના પટ્ટાને ઠેકાણે રાખ્યા. કાલપૃષ્ઠ, નહુષ, કર્કોટક, ધનંજય અને તે ઉપરાંત બીજા સર્પોને ઘોડાઓની કેશવાળી બાંધવાના દોરા બનાવ્યા, તેમ જ દિશાઓ તથા ખૂણાઓને રથના ઘોડાઓની લગામ બનાવી.[૨૯,૩૦] સંધ્યા, ધૃતિ, મેધા, સ્થિતિ, સન્નતિ, ગ્રહો, નક્ષત્રો તથા તારાઓથી અદ્ભુત એવા આકાશને રથનું બાહ્ય આવરણ કર્યું.[૩૧] ઇંદ્ર, વરુણ, યમ તથા કુબેર એ ચાર લોકપાલોને ઘોડા બનાવ્યા અને સિનીવાલી (પૂર્વ અમાવાસ્યા), અનુમતિ (પૂર્વ પૂનમ), કુહૂ (ઉત્તર અમવાસ્યા) તથા રાકા (ઉત્તર પૂનમ) આ ચારેયને ઘોડાઓનાં ચોકડાં તરીકે બનાવી અને રોહક નામના તેના અધિષ્ઠાયક પિતૃઓને ધૂંસરીના ખીલા બનાવ્યા. ધર્મ, સત્ય, તપ અને અર્થને જોતરાં બાંધવાની રાશો બનાવ્યાં; તેમ જ મન રથના આધારભૂત પૃથ્વી થયું. દેવી સરસ્વતી રથના સંચારના માર્ગરૂપ થઈ. વીજળી તથા ઇંદ્ર ધનુષ્યની બનાવેલી રંગબેરંગી અદ્ભુત પતાકાઓ એ રથ પર પવનમાં ફરકતી હતી અને સજ્જ થયેલા તે પ્રદીપ્ત રથને ઝળકાવી રહી હતી. વષટ્કાર એ રથમાં ચાબુક થઈને ગોઠવાઈ ગયો અને ગાયત્રી એ રથના ઉપરના બંધન તરીકે થઈને ગોઠવાઈ ગઈ હતી.[૩૨-૩૫] પૂર્વે મહાત્મા શંકરે જેનું યજ્ઞ તરીકે વિધાન કર્યું હતું, તે સંવત્સર તેમના ધનુષ્ય તરીકે થયો તથા દેવી સાવિત્રી મોટો શબ્દ કરનારી પ્રત્યંચારૂપ થઈને એ ધનુષ્યમાં બંધાઈ ગઈ.[૩૬] વળી તે દેવોએ જેના પર કાળચક્રની જરા પણ અસર થતી નથી, તેવું એક દિવ્ય કવચ પણ તે વેળા બનાવ્યું હતું. તે કવચ મહાકિંમતી હતું, રત્નોથી જડેલું હોઈને ઘણું સુંદર હતું, સર્વ અસ્ત્રોથી અભેદ્ય હતું અને નિર્દોષ હતું.[૩૭] સુવર્ણનો શ્રીમાન મેરુપર્વત એ રથનો ધ્વજદંડ થઈ રહ્યો તથા વીજળીઓથી શોભી રહેલા મેઘો તેના પર ફરકતી પતાકાઓને સ્થાને ગોઠવાઈ ગયા. તે જાણે અધ્વર્યુ તરીકે થયેલા ઋત્વિજોના મધ્યમાં ભડભડાટ બળી રહેલા યજ્ઞકુંડોના અગ્નિઓ હોય તેમ શોભવા લાગ્યા. હે મનુષ્યશ્રેષ્ઠ રાજા! આ રીતે તૈયાર થયેલા રથને જોઈને દેવો વિસ્મય પામી ગયા; કારણ કે હે રાજા! તે રથમાં સર્વ લોકનાં તેજ એકત્ર થયેલાં જોવામાં આવતાં હતાં. રથ જ્યારે બરાબર થઈ ગયો, ત્યારે દેવોએ મહાત્મા શંકરને તે નિવેદન કર્યું.[૩૮-૪૦]

હે મહારાજ શલ્ય! જ્યારે દેવોએ શત્રુઓનું મર્દન કરનારો તે મહાન રથ તૈયાર કર્યો, ત્યારે ભગવાન શંકરે પોતાનાં આયુધો તેમાં ગોઠવ્યાં ને આકાશને ધ્વજદંડ કરી પોતાના વાહનરૂપ નંદિકેશ્વરને (પોઠિયાને) તેમાં ધ્વજ તરીકે સ્થાપ્યો.[૪૧,૪૨] બ્રહ્મદંડ, કાળદંડ, રુદ્રદંડ તથા

× પ્રથમ હિમાલયને તથા વિંધ્યાચળને રથના પૈડા તરીકે કહ્યા છે, છતા પુન સૂર્યચંદ્રને રથના પૈડા તરીકે કહેવાથી જણાય છે, કે તે રથ ચાર પૈડાવાળો હશે. —નીલકંઠ

જ્વર આ ચાર જણા તે રથની સર્વ દિશાઓમાં બરાબર સજ્જ થઈને પાર્શ્વરક્ષકનું કામ કરતા હતા.[૪૩] અથર્વન્ અને આંગિરસ્ એ બન્ને મહાત્મા શંકરના ચક્રરક્ષક તરીકે થયા હતા. ઋગ્વેદ, સામવેદ તથા પુરાણશાસ્ત્ર એ રથની આગળ રહીને ચાલતા હતા. વળી ઇતિહાસ તથા યજુર્વેદ એ રથના પૃષ્ઠરક્ષક તરીકે થયા હતા. વળી સર્વ જાતની દિવ્ય વાચાઓ અને ચૌદ વિદ્યાઓ તે રથની આજુબાજુ સર્વ તરફ ફરતી ઊભી હતી.[૪૪,૪૫] તેમ જ હે રાજેંદ્ર શલ્ય! સર્વ જાતનાં સ્તોત્રો, વષટ્કાર અને શોભાયમાન થઈ ૐકાર એ રથના મુખભાગમાં જ સ્થિત થયા હતા.[૪૬] ભગવાન શંકરે છ ઋતુઓથી વિચિત્ર એવા સંવત્સરને પોતાનું ધનુષ્ય બનાવ્યું હતું અને પોતાની છાયારૂપ તથા શબ્દબ્રહ્મસ્વરૂપ દેવી સાવિત્રીને રણમાં અક્ષય એવી ધનુષ્યની દોરીને ઠેકાણે કરી હતી.[૪૭] ભગવાન રુદ્ર કાળસ્વરૂપ હતા અને તેમનું ધનુષ્ય સંવત્સર હતું; માટે જ રૌદ્ર કાળરાત્રિને ધનુષ્યની અજર દોરી કરવામાં આવી હતી.[૪૮] એ વેળા ભગવાન શંકરના બાણસ્વરૂપે વિષ્ણુ, અગ્નિ તથા સોમદેવ થયા હતા. હે રાજા! આ સમગ્ર જગત અગ્નિ, સોમ તથા વિષ્ણુસ્વરૂપ જ છે.[૪૯] તેમાં પણ વિષ્ણુ તો અમાપ તેજવાળા ભગવાન શંકરનું એક સ્વરૂપ જ છે. આથી ભગવાન શંકરના ધનુષ્યની પ્રત્યંચાના ટંકાર માત્રને પણ અસુરો સહન કરી શક્યા ન હતા.[૫૦] સર્વના ઈશ્વર તે મહેશ્વરે એ બાણ પર ભૃગુ અને અંગિરાના ક્રોધથી ઉત્પન્ન થયેલા, તીક્ષ્ણ સંકલ્પવાળા, અતિ દુઃસહ અને અસહ્ય ક્રોધરૂપ અગ્નિને સ્થાપ્યો હતો.[૫૧] તે સમયે કંઈક શ્યામ તથા રક્તસ્વરૂપ ભગવાન શંકર જરા જરા ધૂમ્રવર્ણા પણ દેખાતા હતા. તેમણે વ્યાઘ્રાંબર ધારણ કર્યું હતું અને તે દેવતાઓને અભય કરનારા થયા હતા. તે દશ હજાર સૂર્યના સરખા પ્રકાશતા હતા અને તેજની જ્વાળાઓથી વ્યાપ્ત થઈને બળી રહ્યા હતા.[૫૨] તે મહાકષ્ટથી પાડી શકાય તેવાં લક્ષ્યને પણ પાડી નાખે તેવા જણાતા હતા, સર્વનો વિજય કરનારા થયા હતા, બ્રહ્મદ્વેષીઓનો સંહાર કરવા તત્પર થયા હતા, ધર્માશ્રિત મનુષ્યોનું રક્ષણ કરવા સજ્જ થયા હતા અને અધર્માશ્રિત અસુરોનો નાશ કરવા તૈયાર થયા હતા.[૫૩] પોતાના જ ગુણરૂપ, ભયંકર બળવાળા, મન સમાન વેગવાળા અને ભયંકર રૂપવાળા ભૂતગણોથી વીંટાઈને તે ભગવાન શંકર અતિશય શોભતા હતા.[૫૪]

હે શલ્યરાજ! વાસ્તવિક જોતાં ભગવાન શંકરનાં જ સર્વ અંગોનો આશ્રય કરીને આ સ્થાવરજંગમ જગત ટકી રહ્યું છે તથા અદ્ભુત દેખાવતું થઈ શોભી રહ્યું છે.[૫૫] તે પછી પોતાના રથને એ પ્રમાણે તૈયાર થયેલો જોઈ શંકરે કવચ તથા ધનુષ્ય ધારણ કરી લીધાં અને સોમ, વિષ્ણુ તથા અગ્નિથી બનેલા દિવ્ય બાણને પણ હાથમાં લઈ લીધું.[૫૬] હે સમર્થ રાજા શલ્ય! બાણ ગ્રહણ કરીને સજ્જ થયેલા તે ભગવાનને જોઈને દેવોએ તેમને અનુકૂળ અને વિજયસૂચક એવા વાયુદેવને પવિત્ર સુગંધ લાવી દેનાર તરીકે નીમી દીધો.[૫૭] એ વેળા બાણને ગ્રહણ કરી ભગવાન મહાદેવ સર્વ દેવગણોને પણ ત્રાસ પમાડવા લાગ્યા અને પૃથ્વીને જાણે કંપાવી દેતા હોય, તેમ બરાબર સજ્જ થઈ રથ પર આરોહણ કરવા તૈયાર થયા.[૫૮] દેવોના ઈશ્વર તે મહાદેવ જે વેળા રથ પર ચઢવા તૈયાર થયા, તે વેળા મોટા મોટા ઋષિઓ, ગંધર્વો, દેવસંઘો તથા અપ્સરાઓના સમૂહો તેમની સ્તુતિ કરવા લાગ્યા.[૫૯] વળી બ્રહ્મર્ષિઓ તથા બંદિજનો તેમને સ્તુતિ તથા વંદન કરવા લાગ્યા અને નૃત્યમાં કુશળતા ધરાવનારાં અપ્સરાઓનાં

વૃંદો તેમની આગળ નૃત્ય કરી રહ્યાં.[૬૦] પછી તલવાર, બાણ અને ધનુષ્યને ધારણ કરનારા વરદ ભગવાન શંકર જાણે હસતા હોય, તેમ મોં મલકાવીને દેવોને કહેવા લાગ્યા: 'હે દેવો! મારો સારથિ કોણ થશે?'[૬૧] તે સાંભળી દેવગણો બોલ્યા: 'હે દેવેશ! આપ જેની યોજના કરશો તે આપનો સારથિ થશે, એમાં સંશય નથી.'[૬૨] વળી ભગવાન દેવો પ્રત્યે બોલ્યા કે, 'જે દેવ મારા કરતાં પણ અધિક શ્રેષ્ઠ હોય, તેને જ તમે પોતે વિચાર કરીને મારો સારથિ કરો. વખત ન લગાડો.' મહાત્મા શંકરે કહેલા તે વાક્યને સાંભળીને સર્વ દેવો પિતામહ બ્રહ્મદેવ પાસે ગયા ને તેમને પ્રસન્ન કરી આ પ્રમાણે કહેવા લાગ્યા:[૬૩,૬૪] 'હે દેવ! દેવોના શત્રુઓનો વિનાશ કરવા માટે તમે જે પ્રમાણે કહ્યું હતું, તે પ્રમાણે અમે કર્યું છે. વળી ભગવાન વૃષભધ્વજ અમારા પર પ્રસન્ન પણ થયા છે.[૬૫] જાતજાતનાં આયુધો ગોઠવીને રથ પણ તૈયાર કર્યો છે; પણ તે મહાન રથમાં સારથિ કોને કરવો તેની અમને સમજ પડતી નથી.[૬૬] માટે હે દેવશ્રેષ્ઠ! તેવો કોઈ સારથિ અમને ગોઠવી આપો. હે વ્યાપક દેવ! અમને કહેલી વાણીને તમે સફળ કરો.[૬૭] હે ભગવન્! તમે અમને પ્રથમ કહ્યું છે કે, 'હું તમારું હિત કરીશ.' એ કથન પ્રમાણે અમારું હિત કરવું તમને ઘટે છે.[૬૮] હે દેવ! અમે જે રથને તૈયાર કર્યો છે તે ઘણો દુરાધર્ષ છે અને શત્રુઓને રણમાંથી હાંકી કાઢનારો છે. એ રથમાં બેસીને યુદ્ધ કરનારા પિનાકધારી શંકર દાનવોને ભય ઉપજાવતા બરાબર સજ્જ થઈ ગયા છે.[૬૯] ચાર વેદોને એ રથમાં ઉત્તમ ઘોડાઓ તરીકે જોડવામાં આવ્યા છે. પર્વતો સહિત સમગ્ર પૃથ્વીને જ મહાત્મા શંકરના રથ તરીકે અમે કલ્પી છે. એ રથની આસપાસ બાંધવામાં આવતા છત્રને ઠેકાણે નક્ષત્રમંડળો ગોઠવાઈ ગયાં છે તથા સાક્ષાત્ ભગવાન શંકર તે રથના યોદ્ધાઓ તરીકે તૈયાર થયા છે; પરંતુ અમને રથ હાંકનારો સારથિ હજી સુધી દેખાયો નથી.[૭૦] તે રથમાં સારથિ પણ એવો હોવો જોઈએ કે તે એ સર્વ રથ આદિ દિવ્ય પદાર્થો કરતાં અમુક અંશે અધિક ગુણવાળો હોય; કારણ કે હે દેવ! તેવો ઉત્તમ સામગ્રીવાળો દિવ્ય રથ, દિવ્ય ઘોડાઓ તથા શ્રીશંકર જેવો યોદ્ધો અભેદ્ય દિવ્ય કવચ, ઉત્તમ જાતિનાં દિવ્ય શસ્ત્રો તથા મહાપ્રભાવશાળી ધનુષ્ય આ સર્વ તરફ દૃષ્ટિ કરતાં તેમને યોગ્ય થઈ પડે તેવો જ સારથિ આપણે પસંદ કરવો જોઈએ. હે પ્રભુ પિતામહ! આપ અમારા જ મુખથી કહેવડાવતા હો તો તે રથમાં તમારા સિવાય બીજો કોઈ સારથિ અમારા જોવામાં આવતો નથી.[૭૧,૭૨] તમે સર્વ ગુણોથી યુક્ત છો, તેમ જ સર્વ દેવોથી અધિક પણ છો; માટે તમે પોતે જ દેવોના વિજય માટે તથા અસુરોના વધ માટે એકદમ તે રથ પર આરૂઢ થાઓ અને તે સર્વશ્રેષ્ઠ ઘોડાઓને વશમાં રાખો.' આ પ્રમાણે દેવોએ ત્રિલોકના ઈશ્વર પિતામહ બ્રહ્મદેવ પાસે જઈને શિર ઢાળી પ્રણામ કરીને તેમને પ્રસન્ન કર્યા હતા અને સારથિકર્મ કરવા માટે તેમની પ્રાર્થના કરી હતી, એમ અમે સાંભળ્યું છે. દેવોની પ્રાર્થના સાંભળ્યા પછી પિતામહ બ્રહ્મદેવ આ પ્રમાણે બોલ્યા હતા: 'હે દેવો! તમે જે વાક્ય કહ્યું તે જરાય મિથ્યા નથી. ચાલો, હું પોતે જ યુદ્ધપ્રસંગે શંકરના ઘોડાઓની લગામ પકડીશ.' તે સાંભળી દેવોએ લોકસ્રષ્ટા ભગવાન પિતામહદેવની મહાત્મા સારથિ તરીકે યોજના કરી દીધી. લોકમાં પૂજાયેલા તે બ્રહ્મદેવ [illegible] તરીકે થઈને તે રથ પર ચઢવા ગયા. [illegible] તે રથના વાયુ સમાન વેગવાળા ઘોડા[illegible] સુધી મસ્તક નમાવીને તેમને પ્ર[illegible] પોતાના તેજથી દેદીપ્યમાન [illegible]

પિતામહ બ્રહ્મદેવે રથ પર બેસી જઈ ઘોડાઓની લગામ અને ચાબુક હાથમાં લીધાં. હવે વિનયને લીધે પૃથ્વી પર લોટી પડેલા તે ઘોડાઓને ઊભા કરી દેવશ્રેષ્ઠ ભગવાન પિતામહે 'હવે રથ પર બેસી જાઓ' એમ શ્રીશંકરને કહ્યું. એટલે તત્કાળ વિષ્ણુ, સોમ તથા અગ્નિનું બનેલું બાણ હાથમાં લઈને ધનુષ્યના ટંકારથી પૃથ્વીને કંપાવતા ભગવાન સ્થાણુદેવ શંકર રથ પર ચઢી બેઠા. દેવોના ઈશ્વર તે શંકર ભગવાનને રથમાં બેઠેલા જોઈને મોટા મોટા ઋષિઓ, ગંધર્વો, દેવગણો તથા અપ્સરાઓના સમૂહો તેમની સ્તુતિ કરવા લાગ્યા. ભગવાન શંકર જે વેળા રથમાં બેઠા, તે વેળા તેમણે તલવાર, બાણ અને ધનુષ્ય ધારણ કર્યાં હતાં. તેથી તે ઘણા જ શોભતા હતા અને પોતાના તેજથી ત્રણેય લોકને પ્રકાશમાન કરતા રથમાં બેઠા હતા. પછી ભગવાન શંકરે ઇંદ્ર આદિ દેવો પ્રત્યે પુનઃ આ પ્રમાણે કહ્યું 'હે દેવો ! તમારે એમ માનવું નહિ કે, 'આ શંકર અમારા શત્રુઓને નહિ મારી શકે, અને તેમ માનીને શોક કરવો નહિ. તમે નિશ્ચય જાણી લો કે, આ બાણથી તમારા શત્રુઓ હવે મરી જ ગયા છે.' આ સાંભળી દેવો પણ 'ખરેખર, અમારા શત્રુઓ હવે મરી જ ગયા છે.' આમ એકીસાથે બોલી ઊઠ્યા. વળી 'ભગવાન શંકર જે કહે છે તે કદી મિથ્યા ન જ હોય,' આવો વિચાર કરી તેઓ પરમ સંતોષ પામ્યા. તે પછી હે શલ્યરાજ ! સર્વ દેવગણોથી વીંટાયેલા દેવેશ ભગવાન શંકરે મોટા રથમાં બેસીને તે અસુરો તરફ પ્રયાણ કર્યું. તે સમયે એમની શોભા અનુપમ હતી. એ વેળા તેમના પાર્ષદો એ મહાયશસ્વી દેવની પૂજા કરતા હતા ને કેટલાએક માંસાહારી દુરાસદ ભૂતગણો તેમની આગળ આગળ નૃત્ય કર્યે જતા હતા તથા ચોબાજુથી દોડાદોડ કરીને પરસ્પર તર્જના કરતા હતા. ત્યારે મહાભાગ્યશાળી, તપોનિષ્ઠ અને મહાગુણવાન ઋષિઓ, મનુષ્યો તથા દેવો ચોતરફથી મહાદેવની સ્તુતિ કરતા હતા.[૭૩-૮૮] હે નરોત્તમ શલ્યરાજ ! લોકોને અભય કરનારા ભગવાન શંકર જ્યારે અસુરો સામે યુદ્ધ કરવા બહાર પડ્યા, ત્યારે કેવળ દેવતાઓ જ નહિ પણ સર્વ જગત પ્રસન્ન થયું હતું.[૮૯] હે રાજા ! એ વખતે મોટા મોટા ઋષિઓ અનેક જાતનાં સ્તોત્રોથી દેવેશ શંકરની સ્તુતિ કરતા હતા અને તેમના તેજમાં વારંવાર વૃદ્ધિ કરતા હતા.[૯૦] વળી તેમના પ્રયાણસમયે હજારો અને અબજોની સંખ્યામાં આગળ ચાલતા ગંધર્વો જાતજાતનાં વાદિત્રો વગાડી રહ્યા હતા.[૯૧] જગતના ઈશ અને વર આપનારા તે ભગવાને જ્યારે રથમાં બેસીને અસુરો પ્રત્યે ચઢાઈ કરી, ત્યારે તેમણે મંદ મંદ હસીને બ્રહ્માને આ પ્રમાણે કહ્યું હતું :[૯૨] 'વાહ વાહ ! બહુ જ ઉત્તમ થયું છે. હે બ્રહ્મદેવ ! ચાલો, આગળ ચાલો, બરાબર સાવધ થઈ ઘોડાઓને હંકારો. જે સ્થળે તે દૈત્યો છે, તે સ્થળે મને લઈ જાઓ. આજે હું જ્યારે રણમાં શત્રુઓનો સંહાર કરવા માંડું, ત્યારે તમે મારા બાહુઓના બળને જોજો.[૯૩] હે રાજા ! શ્રી શંકરનાં એ વચન સાંભળ્યા પછી બ્રહ્મદેવે મન અને વાયુ સમાન વેગવાળા ઘોડાઓને દૈત્યદાનવોથી રક્ષાયેલાં તે ત્રણ નગરો તરફ ઝપાટાબંધ હાંક્યા. આકાશને જાણે પી જતા હોય તેવા મહાન વેગવાળા તે લોકપૂજિત ઘોડાઓના પ્રભાવથી ભગવાન શંકર ઘણી જ ઝડપથી દેવોને વિજય અપાવવા માટે જતા હતા. જોતજોતામાં તો મહાદેવ તે રથમાં બેસીને, ત્રિપુરની સન્મુખ જઈ પહોંચ્યા. એટલે તુરત તેમના નંદિકેશ્વર (પોઠિયાએ) દિશાઓને પૂરી દઈ અતિ મહાન ગર્જના કરી મૂકી. શંકરના વૃષભની મહાભયંકર ગર્જના સાંભળીને ત્રિપુરનગરમાં વસનારા કેટલાએક રાક્ષસો મરણ પામ્યા હતા. બીજા કેટલા-

એક યુદ્ધ કરવા માટે જ તે સમયે તત્પર થઈ ગયા હતા. પછી હે મહારાજ શલ્ય! ત્રિશૂળધારી ભગવાન સ્થાણુદેવ શંકર ક્રોધપૂર્ણ થઈ ગયા.[૯૪-૯૮] તેથી સર્વ ભૂતો ત્રાસ પામી ગયાં, આખું ત્રૈલોક્ય ખળભળી ઊઠયું અને પૃથ્વી કંપી ગઈ. તેમણે જ્યાં બાણનું સંધાન કર્યું, ત્યાં ઘોર નિમિત્તો થવા લાગ્યાં.[૯૯] વળી તે સમયે સોમ, અગ્નિ, વિષ્ણુ, બ્રહ્મા અને રુદ્રદેવના કોપથી તેમ જ ધનુષ્યના ટંકારથી તે રથ એકદમ દબાઈ જઈને આકાશમાંથી ઊલટો નીચે ઊતરવા લાગ્યો.[૧૦૦] તે જોઈ તુરત ભગવાન નારાયણ તે બાણમાંથી બહાર નીકળી ગયા ને બળદનું રૂપ સ્વીકારી તે મહારથને અદ્ધર ઊંચકી લેવા લાગ્યા.[૧૦૧] જ્યારે શંકર ભગવાનનો રથ એ પ્રમાણે આકાશમાંથી ઊલટો નીચે ઊતરી પડતો હતો, ત્યારે તેમના શત્રુઓ હર્ષની ગર્જનાઓ કરતા હતા. પરંતુ તે સાંભળીને મહાબળવાન ભગવાન શંકરે ક્રોધમાં આવી જઈ મોટી ગર્જના કરી મૂકી.[૧૦૨] હે માન આપનારા શલ્યરાજ! તે સમયે વૃષભની તથા ઘોડાઓની પીઠ પર સવાર થઈને ભગવાન રુદ્રદેવ રાક્ષસોના નગર તરફ દૃષ્ટિ કરવા લાગ્યા.[૧૦૩] હવે હે પુરુષશ્રેષ્ઠ રાજા! વૃષભ અને ઘોડા ઉપર બિરાજેલા તે રુદ્રે ઘોડાઓના સ્તનોને તોડી પાડ્યા તથા વૃષભની ખરીને બે વિભાગમાં ચીરી નાખી.[૧૦૪] હે રાજન્! તમારું મંગલ હો. આમ અદ્‌ભુત કર્મ કરવાવાળા બળશાળી ભગવાન શંકરના ભારથી ઘોડાઓ તથા વૃષભ ઘણા જ પીડાયા હતા અને તેમનાં અંગોમાં એ રીતની ખોડ થઈ રહી હતી, તેથી તે સમયથી આરંભી હજી પણ ઘોડાઓને સ્તન હોતા નથી તથા બળદોની ખરીઓમાં ફાટ જોવામાં આવે છે. પછી ધનુષ્યમાં દોરી ચઢાવીને ભગવાન શંકરે તેમાં બાણનું સંધાન કર્યું અને તેમાં પાશુપતાસ્ત્રનો વિનિયોગ કરી દાનવોનાં ત્રણ નગરોનું ચિંતન કરવા લાગ્યા. હે મહારાજ! હાથમાં ધનુષ્ય ધારણ કરી ભગવાન એ પ્રમાણે ઊભા રહ્યા, એટલે તે જ સમયે ત્રણેય નગરો એકત્ર થઈ ગયાં. ત્રિપુરને એ રીતે એકીભાવને પામેલ જોઈને મહાત્મા દેવતાઓમાં હર્ષના તુમુલ શબ્દો થવા લાગ્યા અને તે સર્વ દેવગણો, સિદ્ધો તથા મહર્ષિઓ, શ્રીમહેશ્વરની સ્તુતિ કરતા કરતા તેમના જયજયકારની વાણી બોલવા લાગ્યા. અસુરોનો સંહાર કરનારા, અવર્ણ્ય ઉગ્ર શરીરવાળા તથા અસહ્ય તેજવાળા ભગવાન શંકરની સમક્ષ તે ત્રિપુર જેવું પ્રકટ થયું કે, તુરત લોકના નાથ તે ભગવાને પોતાનું દિવ્ય ધનુષ્ય ખેંચ્યું ને ત્રણેય લોકના સારરૂપ તે બાણને ત્રિપુર સામે છોડ્યું. હે મહાભાગ્યશાળી રાજા! તે ઉત્તમ બાણ ત્રણ નગરો સામે છૂટ્યું કે તુરત જ તે ત્રણેય નગરો કડકડાટ શબ્દ કરતાં પૃથ્વી પર તૂટી પડ્યાં. શંકર ભગવાને તેમાં વસનારા અસુરગણોને બાળી ભસ્મ કરી નાખ્યા અને તેમને પશ્ચિમ સમુદ્રમાં ફેંકી દીધા. એ રીતે ક્રોધાયમાન થયેલા ભગવાન મહેશ્વરે ત્રણેય લોકનું હિત કરવાની ઇચ્છાથી ત્રિપુર તથા તેના વાસી સર્વ દાનવોને બાળી ભસ્મ કરી નાખ્યા હતા.[૧૦૫-૧૧૪] એ વેળા તેમના ક્રોધથી ઉત્પન્ન થયેલો અગ્નિ ત્રણેય લોકને બાળી નાખવા તૈયાર થઈ ગયો હતો; પરંતુ તેમણે 'હાં, હાં' કહીને તેને અટકાવ્યો હતો. વળી તે અગ્નિ પ્રત્યે તેમણે કહ્યું હતું કે, 'બીજા આ લોકોને તું ભસ્મીભૂત ન કરીશ.' ભગવાનની તે આજ્ઞા થતાં અગ્નિ શાંત થયો હતો. પછી નિશ્ચિંત થયેલા દેવો, ઋષિઓ અને મનુષ્યો અતુલ તેજવાળા ભગવાન સ્થાણુદેવ-શંકરની શ્રેષ્ઠ વાણીથી સ્તુતિ કરી રહ્યા હતા.[૧૧૫,૧૧૬] સ્તુતિ કરી રહ્યા પછી પ્રજાપતિ આદિ સર્વ દેવગણો

ભગવાન શંકરની આજ્ઞા લઈ જેમ આવ્યા હતા, તેમ પુનઃ પોતપોતાને સ્થાને ચાલ્યા ગયા હતા; કારણ કે તેમનું વાંચ્છિત સફળ થઈ ગયું હતું. આ રીતે લોકસ્રષ્ટા ભગવાન મહેશ્વર દેવે દેવો તથા અસુરગણોના અધ્યક્ષ થઈને લોકોનું કલ્યાણ કર્યું હતું અને તે વેળા લોકધાતા પિતામહ ભગવાન બ્રહ્મદેવે પોતે પરમ અવિકારી હતા, છતાં રુદ્રદેવનું સારથિકર્મ કર્યું હતું.[૧૧૭,૧૧૮] તે જ પ્રમાણે હે શલ્યરાજા! તમે પણ રુદ્રના સારથિ થયેલા પિતામહ દેવની પેઠે મહાત્મા રાધાપુત્રના સારથિ થઈ ઘોડાઓની લગામ હાથમાં લો.[૧૧૯] હે રાજસિંહ! તમે કૃષ્ણ, કર્ણ તથા અર્જુનના કરતાં ઘણા જ અધિક છો; માટે તે કાર્ય કરવામાં તમારે વિચાર કરવો નહિ.[૧૨૦,૧૨૧] આ કર્ણ યુદ્ધમાં રુદ્રદેવ સરખો છે અને ઘોડાઓને વશ રાખવામાં તમે બ્રહ્મદેવ સરખા છો. તેથી તેમણે જેમ અસુરોને જીત્યા હતા, તેમ તમે પણ આપણા શત્રુઓને જીતી શકો છો. હે શલ્ય! કૃષ્ણ જેના સારથિ છે, એવા અર્જુનને જે કરવાથી કર્ણ આજના યુદ્ધમાં મારી નાખે તેમ તમે સત્વર કરો. હે મદ્રેશ! મારા રાજ્યની તથા જીવિતની આશા કેવળ તમારા પર જ અવલંબી રહી છે; કારણ કે આજના યુદ્ધમાં તમે જો કર્ણનું સારથિકર્મ કરશો, તો જ મારો વિજય થશે.[૧૨૨–૧૨૪] એટલું જ નહિ પણ કર્ણ પોતે, મારું રાજ્ય, અમે બધા તથા આ સંગ્રામમાં મેળવવાનો વિજય—એ બધું કેવળ તમારો જ આધાર રાખે છે. માટે આજે કર્ણના ઉત્તમ ઘોડાઓને તમે વશમાં રાખો—સારથિકર્મ કરો.[૧૨૫] વળી હું તમને એક બીજો ઇતિહાસ કહું છું તે સાંભળો. મારા પિતાની આગળ એક ધર્મવેત્તા બ્રાહ્મણે તે ઇતિહાસ કહ્યો છે.[૧૨૬] હે શલ્ય! કારણકાર્યના અર્થના અનુસંધાનવાળાં તે ઐતિહાસિક અદ્ભુત વચનો સાંભળ્યા પછી તમે બરાબર નિશ્ચય કરીને તે કાર્ય કરજો. પરંતુ હું ધારું છું એમાં તમારે વિચાર કરવાનું પછી રહેશે જ નહિ.[૧૨૭] ભાર્ગવ ગોત્રના બ્રાહ્મણકુળમાં જમદગ્નિ નામનો એક મહાયશસ્વી બ્રાહ્મણ જન્મ્યો હતો. તેને પરશુરામ નામનો તેજસ્વી અને ગુણસંપન્ન પુત્ર થયો.[૧૨૮] તે પરશુરામ પોતાના ચિત્તને નિર્મળ કરીને ઇંદ્રિયોને વશમાં રાખીને અસ્ત્રો મેળવવા માટે તીવ્ર તપ કરવા મંડ્યો. તેણે મહાદેવને પ્રસન્ન કરવાનો વિચાર કર્યો.[૧૨૯] ભગવાન મહાદેવ તેની ભક્તિ તથા શાંતિના ગુણથી પ્રસન્ન થયા અને તેના હૃદયના અભિપ્રાયને જાણી જઈ તેમણે તેને દર્શન દીધાં.

મહેશ્વર બોલ્યા : હે પરશુરામ! હું તારા પર પ્રસન્ન થયો છું અને તારી ઇષ્ટ કામનાને મેં જાણી લીધી છે; પરંતુ પ્રથમ તું તારા આત્માને પવિત્ર કર અને પછીથી તે સર્વ અસ્ત્રો તને આવી મળશે.[૧૩૦,૩૧] હે ભાર્ગવ! જ્યારે તું પવિત્ર થઈશ, ત્યારે હું તને અસ્ત્રો આપીશ; કારણ કે અપવિત્રતાને લીધે અપાત્ર તથા અસમર્થ એવા પુરુષને અસ્ત્રો બાળી નાખે છે.[૧૩૨] દેવના દેવ ત્રિશૂળધારી શ્રીમહેશ્વરે જમદગ્નિપુત્ર મહાત્મા પરશુરામને એ પ્રમાણે કહ્યું, ત્યારે તેણે મસ્તક વડે પ્રભુને પ્રણામ કરી આ પ્રમાણે પ્રત્યુત્તર આપ્યો :[૧૩૩] 'દેવોના ઈશ્વર એવા આપ મને જ્યારે પવિત્ર થયેલો જાણો, ત્યારે અસ્ત્રો આપવા કૃપા કરજો. હું પણ ત્યાં સુધી આપની સેવા કરવા જ ઇચ્છું છું.'[૧૩૪]

દુર્યોધન બોલ્યો : હે શલ્યરાજ! તે પછી ભાર્ગવ પરશુરામ ઘણાં વર્ષો પર્યંત તપ, ઇંદ્રિયનિગ્રહ, નિયમ આદિ ધારણ કરી પૂજા, ઉપહાર, બલિદાન આદિનું સમર્પણ કરી તથા મંત્રોચ્ચારપૂર્વક હવનહોમ કરી મહાદેવનું આરાધન કરવા મંડી પડ્યા. તેથી ભગવાન શંકર મહાત્મા

પરશુરામ ઉપર પ્રસન્ન થઈ ગયા.[૧૩૫,૩૬] ભગવાન શંકર દેવી પાર્વતી આગળ પરશુરામના ઘણા ગુણોનું વર્ણન કરતા હતા. હે શત્રુસૂદન શલ્યરાજા! કોઈ કોઈ વખતે તો અત્યંત પ્રસન્ન થઈને તે પ્રભુ દેવતાઓ અને પિતૃઓ સમક્ષ કહેતા હતા કે, 'આ પરશુરામ દૃઢ વ્રત ધારણ કરીને નિરંતર મારી ભક્તિ કર્યા કરે છે.' હવે એ જ અરસામાં દૈત્યો મહાબળવાન થઈ પડ્યા. અભિમાન તથા મોહને વશ થઈ તેઓ દેવતાઓને દુઃખ દેવા લાગ્યા. તેથી સર્વ દેવતાઓએ એકઠા થઈને તેમને મારી નાખવાનો નિશ્ચય કર્યો અને પોતાના શત્રુઓનો વધ કરવા માટે યત્ન કરવા માંડ્યો; પરંતુ તેઓ તેમને જીતી શક્યા નહિ. પછી તે સઘળા દેવગણો પાર્વતીપતિ ભગવાન મહેશ્વર પાસે ગયા અને ભક્તિપૂર્વક તેમને પ્રસન્ન કરવા લાગ્યા તથા પ્રાર્થના કરવા લાગ્યા કે, 'અમારા શત્રુઓનો તમે સંહાર કરો.' દેવ શંકરે પણ દેવતાઓના શત્રુઓનો નાશ કરવા માટેની પ્રતિજ્ઞા કરી અને પરશુરામને પોતાની પાસે બોલાવી આ પ્રમાણે કહ્યું: [૧૩૭-૪૨] 'હે ભૃગુકુલવત્સ પરશુરામ! લોકોનું હિત કરવા માટે તથા મને પ્રસન્ન કરવા માટે તું યુદ્ધમાં સામા આવેલા દેવોના સર્વ શત્રુઓને મારી નાખ.' આ સાંભળીને પરશુરામે ત્રણ નેત્રોવાળા વર આપનાર ભગવાન શંકરને આ પ્રમાણે કહ્યું.

પરશુરામ બોલ્યા: હે દેવેશ! હું હજી અસ્ત્રોમાં કુશળ થયો નથી, તો અસ્ત્રકુશળ અને યુદ્ધદુર્મદ સર્વ દાનવો પ્રત્યે પ્રયાણ કર્યું. ત્યાં જઈને તેમણે મહાગર્વિષ્ઠ અને બળવાન શત્રુઓ પ્રત્યે આ પ્રમાણે કહ્યું: 'હે યુદ્ધમદોત્કટ દૈત્યો! દેવના દેવ શ્રીમહેશ્વરે મને તમારો પરાજય કરવા માટે મોકલ્યો છે, માટે તમે મને યુદ્ધ આપો.'[૧૪૩-૪૮] પરશુરામના તે કહેવા પરથી દૈત્યોએ યુદ્ધ કરવાનો આરંભ કર્યો; પરંતુ તે યુદ્ધમાં વજ્ર તથા અશનિ સમાન પ્રહારો કરી કરીને ભાર્ગવનંદન પરશુરામે સર્વ દૈત્યોને રણમાં રોળી નાખ્યા. એ લડાઈમાં દાનવોએ મહાબ્રાહ્મણ પરશુરામને ઘાયલ કરી દીધા હતા; પરંતુ શંકરના હાથનો સ્પર્શ થતાં જ તેમનું શરીર પુનઃ ઘાવરહિત થઈને પૂર્વના જેવું જ થઈ ગયું. પરશુરામના તે કર્મથી ભગવાન મહાદેવ તેમના પર પ્રસન્ન થઈ ગયા.[૧૪૯-૫૧] તે વેળા તેમણે મહાત્મા ભાર્ગવ પરશુરામને ઘણી જાતનાં વરદાનો આપ્યાં હતાં. વળી દેવના દેવ તે ત્રિશૂળધારી ભગવાન પ્રીતિયુક્ત થઈને પરશુરામને કહેવા લાગ્યા:[૧૫૨] 'હે ભૃગુનંદન! શસ્ત્રો વાગવાથી તારા શરીરમાં જે પીડા થઈ છે, તેથી તારું માનુષકર્મ દૂર થયું છે. તારો આત્મા હવે પવિત્ર થઈ ગયો છે.[૧૫૩] માટે તું તારી ઇચ્છામાં આવે તેવાં દિવ્ય શસ્ત્રો મારી પાસેથી ગ્રહણ કર.'

દુર્યોધન બોલ્યો: પછી તે મહાતપસ્વી પરશુરામે સમસ્ત દિવ્ય અસ્ત્રો ગ્રહણ કર્યાં તથા પોતાના મનમાનતા અનેક પ્રકારના વરો તેમની પાસેથી મેળવ્યા. હવે મસ્તક વડે મહાદેવને પ્રણામ કરી તે તેમની અનુજ્ઞા લઈને પોતાને સ્થાને ગ-

દિવ્ય અસ્ત્રો કદી ન આપત; માટે હું તો માનું છું કે, કર્ણનો જન્મ સૂતકુળમાં કદી હોવો જોઈએ નહિ. હું તો તેને ક્ષત્રિયોના કુળમાં જ ઉત્પન્ન થયેલો એક દેવપુત્ર માનું છું. મારો તો નિશ્ચય થાય છે કે, કુળ જાણવામાં આવી જાય તેવી ધાસ્તીથી જ તેનો બાલ્યાવસ્થામાં જ ત્યાગ કરવામાં આવ્યો હશે.[૧૫૪-૫૯] હે શલ્ય! સર્વથા નિશ્ચય કરી શકાય છે કે, આ કર્ણની ઉત્પત્તિ સૂતકુળમાં ન હોવી જોઈએ. કુંડળ તથા કવચવાળા અને સૂર્ય સમાન તેજસ્વી એવા મહારથી કર્ણ જેવા પુરુષને કોઈ એક સૂતપુત્રી કેમ જણી શકે? શું મૃગલી કોઈ વ્યાઘ્રને જન્મ આપશે? જુઓને, તેની પુષ્ટ ભુજાઓ સાક્ષાત્ હાથીની સૂંઢ સરખી જ દેખાય છે અને તેનું વિશાળ વક્ષસ્થળ સર્વ શત્રુઓનો વિનાશ કરી નાખે તેવું છે. હે રાજેંદ્ર! જગતમાં વૃષ એવા બીજા નામથી પ્રસિદ્ધ થયેલો સૂર્યપુત્ર કર્ણ કોઈ સામાન્ય પુરુષ નથી; પણ હે રાજેંદ્ર! રામનો પ્રતાપી શિષ્ય એ કર્ણ કોઈ મહાત્મા પુરુષ છે.[૧૬૦-૬૩]

ઇતિ શ્રીમહાભારતમા કર્ણપર્વમા 'ત્રિપુરાખ્યાન' નામનો અધ્યાય ૩૪ મો સમાપ્ત

## अध्याय ३५ मो

### સારથિપણું સ્વીકારવા માટે શલ્યનો નિશ્ચય

॥ दुर्योधन उवाच ॥

**एवं स भगवान् देवः सर्वलोकपितामहः ।**
**सारथ्यमकरोत्तत्र ब्रह्मा रुद्रोऽभवद्रथी ॥ १ ॥**

દુર્યોધન બોલ્યો: એ પ્રમાણે સર્વ લોકના પિતામહ ભગવાન બ્રહ્મદેવે તે વેળા સારથિકર્મ કર્યું હતું અને રુદ્રદેવ રથી તરીકે થયા હતા.[૧] હે વીર શલ્યરાજ! રથમાં બેસીને યુદ્ધ કરનારા રથીયોદ્ધા કરતાં રથનો સારથિ હમેશાં અધિક હોવો જોઈએ. માટે હે પુરુષવ્યાઘ્ર! તમે આજના યુદ્ધમાં કર્ણના ઘોડાઓને વશ રાખો.[૨] જેમ તે ત્રિપુરવધને પ્રસંગે દેવગણોએ પિતામહ બ્રહ્માને યત્નપૂર્વક સારથિ થવા વીનવ્યા હતા, તેમ જ અમે પણ કર્ણનાથી અધિક એવા તમને યત્નપૂર્વક સારથિ થવા વીનવીએ છીએ.[૩] હે મહારાજ! જેમ દેવોએ ઈશ્વરના કરતાં પણ અધિક એવા બ્રહ્મદેવને રુદ્રના સારથિ તરીકે સ્વીકાર્યા હતા, તેમ અમે પણ તમને સારથિ તરીકે સ્વીકારીએ છીએ. માટે હે મહાતેજસ્વી શલ્યરાજ! તમે રાધાપુત્ર કર્ણના ઘોડાઓને યુદ્ધમાં નિયમમાં રાખો.

શલ્ય બોલ્યો: હે પુરુષશ્રેષ્ઠ દુર્યોધનરાજ! મેં પણ એ પુરુષસિંહોનું મનુષ્યોથી અધિકતાવાળું દિવ્ય આખ્યાન કથાઓમાં ઘણી વાર સાંભળ્યું છે. લોકોના પ્રપિતામહ ભગવાન બ્રહ્મદેવે જે પ્રમાણે સારથિકર્મ કર્યું હતું તથા ભગવાન મહેશ્વરે એક જ બાણથી અસુરોનો જે રીતે સંહાર કર્યો હતો, તે બધું પ્રાચીન વૃત્તાંત શ્રીકૃષ્ણના જાણવામાં આવ્યું છે. વળી શ્રીકૃષ્ણ તો ભૂતભવિષ્ય સર્વ વૃત્તાંતો જાણે છે અને તે બ્રહ્મદેવના સારથિપણાને જાણીને જ તેમણે અર્જુનનું સારથિકર્મ કર્યું છે. હે ભારત! જેમ બ્રહ્મા રુદ્રદેવના સારથિ થયા હતા, તેમ જ શ્રીકૃષ્ણ અર્જુનના સારથિ થયા છે, પરંતુ આપણે યાદ રાખવું જોઈએ કે, જો કદાચ સૂતપુત્ર અર્જુનને મારી નાખશે, તો શ્રીકૃષ્ણ પોતે જ અર્જુનને મરણ પામેલો જોઈ યુદ્ધ કરવા ઊતરી પડશે. પછી શંખ, ચક્ર તથા ગદા હાથમાં લઈને તે તમારી સેનાને બાળી નાખશે. હે રાજા! ક્રોધાયમાન થયેલા યાદવવંશી મહાત્મા શ્રીકૃષ્ણની સામે તે વેળા આપણાં સૈન્યોમાંનો કોઈ યોદ્ધો ઊભો રહેશે નહિ.

સંજય બોલ્યો: મદ્રરાજ શલ્ય જ્યારે એ પ્રમાણે કહી રહ્યો હતો, ત્યારે શત્રુઓનું દમન કરનારો તમારો મહાબાહુ પુત્ર અદીનચિત્ત તેના પ્રત્યે કહેવા લાગ્યો: 'હે મહાબાહુ શલ્યરાજા!

સૂર્યપુત્ર કર્ણનું તમે આમ રણમાં અપમાન ન કરો; કારણ કે તે સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ છે, તેમ જ સર્વ શાસ્ત્રોના અર્થનો પારગામી છે. તેના ધનુષ્યની દોરીના મહાભયંકર ટંકારને સાંભળીને પાંડવોનાં સૈન્યો દશેય દિશાઓમાં નાસી જાય છે. હે મહાબાહુ! તમે પ્રત્યક્ષ જોયું છે કે, તે દિવસની રાત્રિમાં માયા રચીને માન પામેલો ઘટોત્કચ સેંકડો માયાઓ રચી રહ્યો હતો; છતાં કર્ણે તેને મારી નાખ્યો છે. અરે! અર્જુન પણ હજી સુધી તેની સામે યુદ્ધ કરવા ઊભો રહ્યો નથી અને આટલા દિવસ સુધી મોટા ભયથી જ તે વ્યાપ્ત રહ્યો છે. વળી બળવાન ભીમસેનને પણ ધનુષ્યની અણી ભોંકી દઈ તેણે નેત્રની સંજ્ઞા દ્વારા કહી સંભળાવ્યું હતું કે, 'હે મૂઢ! તું તો કેવળ પેટ ભરવામાં જ સમજ્યો છે,' તેમ જ શૂરવીર નકુલ તથા સહદેવનો પણ તેણે મહારણમાં પરાજય કર્યો છે અને કોઈ કારણને મનમાં લાવીને જ તેમને યુદ્ધમાં મારી નાખ્યા નથી. વળી હે શલ્યરાજ! તે કર્ણે યાદવોમાં શ્રેષ્ઠ ગણાતા વૃષ્ણિવીર રણશૂરા સાત્યકિને પણ યુદ્ધમાં જીતી લઈ બળાત્કારે રથ વિનાનો કરી મૂક્યો હતો. વળી ધૃષ્ટદ્યુમ્ન આદિ બીજા સૃંજયોને પણ તેણે હસતાં હસતાં વારંવાર યુદ્ધમાં જીતી લીધા છે. એવા એ મહારથી કર્ણને પાંડવો યુદ્ધમાં કેવી રીતે જીતી શકશે? જો કદાચ કર્ણ ક્રોધાયમાન થાય તો તે વજ્રધારી ઇંદ્રને પણ યુદ્ધમાં મારી શકે છે. વળી તમે પોતે પણ સર્વ અસ્ત્રોને જાણનારા એક વીર છો અને સર્વ વિદ્યા તથા અસ્ત્રોના પારને પહોંચી વળ્યા છો.[૪-૨૨] હે શત્રુસૂદન રાજા શલ્ય! બાહુવીર્યમાં તમારી તુલના કરી શકે તેવો કોઈ પુરુષ આખી પૃથ્વીમાં નથી. પરાક્રમમાં પણ તમે શત્રુઓને અસહ્ય તથા એક શલ્યરૂપ થઈ પડો છો, માટે જ લોકો તમને શલ્ય નામથી કહે છે. તમારા બાહુબળનો ભેટો કરી સર્વ યાદવો રણમાં કદી ઊભા રહી શકતા નથી. હે રાજા! તમારા બાહુબળના કરતાં શ્રીકૃષ્ણ અધિક બળવાન છે, એમ શું કહી શકાય તેમ છે? વળી અર્જુનનું સ્મરણ થતાં જો કૃષ્ણ યુદ્ધ કરવા તૈયાર થાય અને પાંડવસૈન્યને ધારી રાખે, તો તમારે પણ કર્ણનો નાશ થતાં યુદ્ધ કરવા તૈયાર થવું ને આપણા સૈન્યને ધારી રાખવું, છતાં તે જો યોદ્ધાપણું કરવા તૈયાર થાય, તો તમારે પણ સામે યોદ્ધા તરીકે તૈયાર થવું. ત્યારે જેમ કૃષ્ણની પ્રતિજ્ઞાનો ભંગ થયેલો નહિ ગણાય, તેમ તમારી પ્રતિજ્ઞાનો પણ ભંગ થયેલો નહિ જ ગણાય. પ્રતિજ્ઞા કરવા છતાં વાસુદેવ કૌરવોના સૈન્યને યુદ્ધ કરી શા માટે અટકાવી રાખે? છતાં પણ પ્રતિજ્ઞાનો ભંગ કરી તે તેમ કરવા તૈયાર થાય, તો તમે શા માટે પાંડવોના સૈન્યનો નાશ ન કરો? હે રાજા! કેવળ તમારા પર જ આધાર રાખી હું મારા વીર ભાઈઓના તથા સર્વ રાજાઓના ઋણમાંથી મુક્ત થવા ઇચ્છું છું.[૨૩-૨૭]

શલ્ય બોલ્યો: હે માન આપનારા દુર્યોધનરાજ! સર્વ સૈન્યોની સમક્ષ તમે મને શ્રીકૃષ્ણના કરતાં અધિક કહો છો, તેથી હું તમારા પર પ્રસન્ન થયો છું.[૨૮] હે વીર! તમે જે પ્રમાણે માનો છો, તે પ્રમાણે હું અર્જુન સામે યુદ્ધ કરતાં યશસ્વી કર્ણનું સારથિકર્મ કરવા માટે તૈયાર છું.[૨૯] પણ હે વીર! કર્ણની સાથે મારે એક શરત કરી લેવાની છે. તે એ જ કે, હું તેની પાસે જે વાત કહું, તેને તેણે શ્રદ્ધાપૂર્વક સ્વીકારવી.[૩૦]

સંજય બોલ્યો: હે ધૃતરાષ્ટ્રરાજ! શલ્યનાં તે વચન સાંભળ્યા પછી તમારો પુત્ર દુર્યોધન અને કર્ણ સર્વ ક્ષત્રિયોની સમક્ષ મદ્રરાજ પ્રત્યે બોલી ઊઠ્યા કે, 'બહુ સારું, અમે તેમ જ કરીશું.' શલ્યરાજાએ સારથિકર્મ કરવાનો સ્વીકાર કર્યો, એટલે તમારા પુત્ર દુર્યોધનને એ સમયે કેટલુંક

આશ્વાસન પણ મળ્યુ અને હર્ષમાં આવી જઈ તે કર્ણને ભેટી પડ્યો.[૩૧,૩૨] પછી તેનાં વખાણ કરતો કરતો તે પુન કર્ણ પ્રત્યે કહેવા લાગ્યો 'મહેદ્રે જેમ દાનવોને મારી નાખ્યા હતા, તેમ તું પણ હવે પાડવોને યુદ્ધમા મારી નાખ'[૩૩] શલ્યરાજાએ પોતાનુ સારથિકર્મ સ્વીકાર્યાથી કર્ણ પણ મનમા ખુશ થઈ ગયો, છતા તેણે દુર્યોધનને કહ્યુ[૩૪] 'હે રાજા! આ મદ્રરાજ મનમાં બરાબર રાજી થઈને કહેતો નથી, માટે તમે મીઠી મીઠી વાણીથી ફરી પણ તેને કહો.' તે સાભળી મહા બુદ્ધિમાન તથા સર્વ અસ્ત્રોમા કુશળ થયેલો બળ વાન રાજા દુર્યોધન ઘોષથી જાણે બધુ ગજાની મૂકતો હોય, તેમ મેઘ સમાન ગભીર વાણીથી શલ્યરાજાને પુન આ પ્રમાણે કહેવા લાગ્યો[૩૫,૩૬] 'હે શલ્યરાજ! કર્ણ આજે ધારે છે કે, માગે અર્જુન સાથે યુદ્ધ કરવુ, તો હે પુરુષવ્યાઘ્ર! તમે તેના ઘોડાઓને વશ રાખવા તૈયાર થાઓ અને તેનુ સારથિકર્મ કરો. કર્ણ બીજા સર્વને મારી નાખી આજે અર્જુનને પણ મારવા ઇચ્છે છે માટે હે રાજા! હુ તમારી પાસે વારંવાર યાચના કરુ છું કે, તમે તેના ઘોડાઓની લગામ પકડો. જેમ શ્રીકૃષ્ણ અર્જુનના ઘોડાઓની લગામ પકડી તેના ઉત્તમ સલાહકાર થયા છે, તેમ તમે પણ કર્ણના સલાહકાર થઈ સર્વ તરફથી તેનું રક્ષણ કરો[૩૭–૩૯]

સંજય બોલ્યો દુર્યોધનના એ વચનો સાંભળીને મદ્રરાજા બહુ જ પ્રસન્ન થયો અને શત્રુઓનો નાશ કરનારા તમારા પુત્ર દુર્યોધનને ભેટી પડી આવુ વાક્ય બોલી ઊઠ્યો[૪૦]

શલ્ય બોલ્યો હે પ્રિયદર્શન ગાંધારીપુત્ર! તમે જો આમ માનો છો તો હુ તમારુ જે કંઈ પ્રિય હશે, તે સર્વ કરવા તૈયાર છું.[૪૧] હે શત્રુતાપન રાજા! મારી યોગ્યતાવાળા જે કોઈ કાર્યમાં તમે મને યોજશો, તે સર્વ કર્મને હુ સર્વ પ્રકારે કરીશ પણ હે ભરતશ્રેષ્ઠ! કેવળ હિત ઇચ્છીને હું કર્ણને જે કંઈ પ્રિય–અપ્રિય વચન કહું, તે સર્વને કર્ણે સહન કરવાં.[૪૨,૪૩]

કર્ણ બોલ્યો હે મદ્રરાજ! બ્રહ્મદેવ જેમ શકરના હિતમાં યુક્ત થયા હતા અને કૃષ્ણ જેમ અર્જુનના હિતમા યુક્ત છે, તેમ તમે પણ નિત્ય અમારું હિત કરવા યુક્ત થાઓ.[૪૪]

શલ્ય બોલ્યો પોતાની નિંદા, પોતાની પ્રશસા, પારકી નિંદા તથા પારકી પ્રશસા–આ ચાર વર્તનનુ આર્યપુરુષો આચરણ કરતા નથી છતા પણ, હે વિદ્વાન કર્ણ! તારી ખાતરી થવા માટે હુ મારી સ્તુતિયુક્ત સત્ય વચન કહુ છું, તે સાંભળ.[૪૫,૪૬] હે સમર્થ કર્ણ! હુ માતલિની પેઠે ઇંદ્રનું સારથિકર્મ કરવામાં પણ યોગ્ય છું, કારણ કે હું યુદ્ધમાં બરાબર સાવધ રહેનારો છુ, ઘોડાઓને બરાબર હાંકી જાણું છું, આગામી દોષોને જોઈ શકુ છું, આગામી દોષોને દૂર કરી જાણું છુ અને આવી પડેલા દોષોનો પરિહાર કરવામા સમર્થ પણ છુ.[૪૭] તો હે નિર્દોષ કર્ણ! સગ્રામમાં તુ જ્યારે અર્જુન સામે યુદ્ધ કરવા તૈયાર થઈશ, ત્યારે તારા ઘોડાઓને હુ જ હાંકીશ તું નિશ્ચિંત થા.[૪૮]

ઇતિ શ્રીમહાભારતમા કર્ણપર્વમા 'શલ્યનો સારથિ થવા માટે સ્વીકાર' નામનો અધ્યાય ૩૫મો સમાપ્ત

## अध्याय ३६मो

### કર્ણની અર્જુન સામે તૈયારી

॥ दुर्योधन उवाच ॥

अयं ते कर्ण सारथ्यं मद्रराजः करिष्यति ।
कृष्णादभ्यधिको यंता देवेशस्येव मातलिः ॥४१॥

દુર્યોધન બોલ્યો હે કર્ણ! સારથિપણામાં જે કૃષ્ણના કરતાં પણ અધિક છે, તે આ મદ્રરાજ ઇંદ્રના માતલિ નામના સારથિની પેઠે તારું સારથિ

કર્મ કરશે.[1] તે માતલિ સારથિ જેમ ઇંદ્રના ઘોડાઓ જોડેલા રથને નિયમમાં રાખે છે, તેમ આ શલ્યરાજ પણ તારો સારથિ થઈને રથના ઘોડાઓને નિયમમાં રાખશે.તારા જેવો યોદ્ધો જ્યારે રથમાં બેસશે અને તે રથમાં મદ્રરાજ જ્યારે સારથિ થશે, ત્યારે તે મહાન રથી પાંડવોનો જરૂર પરાજય કરશે.[2,3]

સંજય બોલ્યોઃ પછી રાજા દુર્યોધને ફરી પણ બળવાન મદ્રરાજા શલ્યને કહ્યું: 'હે મદ્રરાજ ! પ્રાતઃકાળે આજના સંગ્રામમાં કર્ણ જ્યારે રથ પર આરૂઢ થાય, ત્યારે તમે તેના ઉત્તમ ઘોડાઓને નિયમમાં રાખજો. તમારા રક્ષણ તળે રહીને રાધાપુત્ર કર્ણ અર્જુનને જીતશે.' હે ભરતવંશી ધૃતરાષ્ટ્રરાજ ! દુર્યોધને જ્યારે એ પ્રમાણે કહ્યું, ત્યારે શલ્યરાજા 'બહુ સારું' એમ કહીને રથમાં બેસી કર્ણની પાસે ગયો; એટલે કર્ણે મનમાં પ્રસન્ન થઈ પોતાના સારથિને કહ્યું: 'હે સૂત ! તું એકદમ ત્વરાપૂર્વક મારે માટે એક રથ તૈયાર કર.' તે આજ્ઞા થતાંજ સારથિએ ગંધર્વનગર સરખા એક જયશીલ મહારથને તૈયાર કર્યો અને 'તમારો જય થાઓ, કલ્યાણ થાઓ,' આમ કહીને કર્ણને તે નિવેદિત કર્યો. રથીશ્રેષ્ઠ કર્ણે વેદવેત્તા પુરોહિતે પ્રથમથી જ અભિમંત્રિત કરેલા તે રથની વિધિપૂર્વક પૂજા કરી, સૂર્યોપસ્થાન કર્યું અને તેની પ્રદક્ષિણા કરી. પછી તેણે પોતાની સમીપમાં ઊભેલા મદ્રરાજને કહ્યુ: 'હે શલ્યરાજ ! ચાલો, આ રથ પર આરૂઢ થાઓ.' તુરત જ સિંહ જેમ પર્વત પર ચઢી જાય, તેમ મહાતેજસ્વી શલ્યરાજ કર્ણના દુરાધર્ષ મહાન રથ પર ચઢી ગયો. આમ શલ્યરાજા પોતાના રથ પર બેસી ગયો, એટલે જેમ સૂર્ય વીજળીવાળા મેઘ પ્રત્યે ચઢી જાય, તેમ કર્ણ પણ તે રથ પર ચઢી ગયો. એ સમયે એક રથમાં બેઠેલા તે બન્ને જણા સૂર્ય તથા અગ્નિ સમાન તેજસ્વી દેખાતા હતા અને આકાશમાં મેઘ પર આરૂઢ થયેલા તથા સાથે રહેલા સૂર્ય તથા અગ્નિ હોય તેના પ્રકાશવા લાગ્યા. ત્યારે અતિશય કાંતિમાન એવા તે બન્ને વીરોની બંદિજનો સ્તુતિ કરતા હતા. તે જાણે યજ્ઞમાં વેદિકા પ્રત્યે આરૂઢ થયેલા ઇંદ્ર અને અગ્નિની ઋત્વિજો તથા સદસ્યો સ્તુતિ કરતા હોય, તેમ જણાતું હતું. શલ્યરાજાએ જેના ઘોડાઓની લગામ પકડી હતી, તે રથમાં બેસીને કર્ણે જ્યારે પોતાના ઘોર ધનુષ્યનો ટંકાર કર્યો, ત્યારે આસપાસ મંડળવાળો બીજો સૂર્ય હોય તેમ તે શોભતો હતો. વળી બાણોરૂપ કિરણોને ધારણ કરી જ્યારે પુરુષવ્યાઘ્ર કર્ણ તે મહાન રથ પર બેઠો, ત્યારે તે મંદરાચળ પર રહેલા સૂર્યની પેઠે દીપતો હતો.

એ પ્રમાણે યુદ્ધ કરવા માટે રથમાં આરૂઢ થયેલા અમાપ તેજવાળા મહાબાહુ કર્ણને જોઈ, દુર્યોધન તેના પ્રત્યે આવું વચન બોલ્યો હતોઃ 'હે અધિરથના વીર પુત્ર ! ભીષ્મ અને દ્રોણાચાર્યે પણ જે દુષ્કર કર્મ રણમાં કરી દેખાડ્યું નથી, તે કર્મને તું સર્વ ધનુર્ધરોના દેખતાં આજે કરી દેખાડજે. મારા મનમાં પ્રથમ નિશ્ચય હતો કે, મહારથી ભીષ્મ અને દ્રોણાચાર્ય અર્જુન તથા ભીમસેનનો વધ કરશે. પણ હે વીર ! તેમણે એ પરમ દુષ્કર વીરકર્મ યુદ્ધમાં કર્યું નહિ. તેથી હે રાધાપુત્ર ! સાક્ષાત્ બીજા ઇંદ્ર સરખો તું તે વીરકર્મ કરજે, ધર્મરાજ યુધિષ્ઠિરને કેદ પકડજે, અથવા અર્જુન, ભીમસેન, નકુલ અને સહદેવને મારી નાખજે. હે પુરુષશ્રેષ્ઠ ! જા, તું યુદ્ધ માટે પ્રયાણ કર. તારું કલ્યાણ થાઓ અને તારો વિજય થાઓ. યુધિષ્ઠિરનાં સર્વ સૈન્યોને તું ભસ્મસાત્ કરી નાખ.' દુર્યોધન આમ બોલી રહ્યો, એટલે તુરત હજારો વાદિત્રો અને હજારો ભેરીઓ વાગવા લાગ્યાં અને તેનો નાદ આકાશમાં ગાજી રહેલા મેઘ સરખો સર્વ ઠેકાણે પ્રસરી રહ્યો. પછી

થઈ ગયા છે, ત્યારે મારે આ યુદ્ધમાં ઉત્તમ કાર્ય કરી દેખાડવું જોઈએ, એમ હું સમજું છું. માટે ચાલો, શત્રુઓના સૈન્ય સામે આપણે પ્રયાણ કરો.[૨૧] સત્ય પ્રતિજ્ઞાવાળા રાજા યુધિષ્ઠિર, ભીમસેન, અર્જુન, શ્રીકૃષ્ણ, સાત્યકિ, સૃંજયો, નકુલ તથા સહદેવ જ્યાં ઊભા છે ત્યાં તમે મને લઈ જાઓ. મારા વિના બીજો કોઈ વીર તેમની સામે ટક્કર ઝીલે તેમ નથી.[૨૨] હે મદ્રપતિ રાજન્! આ રણમાં તમે પાંચાલો, પાંડવો તથા સૃંજયો પ્રત્યે જલદી પ્રયાણ કરો. આજના યુદ્ધમાં હું તેમને મારી નાખીશ અથવા તેમની સામે ભેટીને હું પોતે જ દ્રોણાચાર્યને માર્ગે યમરાજ પાસે ચાલ્યો જઈશ.[૨૩] હે શલ્યરાજ! તમારે નિશ્ચય જાણી લેવું કે, ભીષ્મ આદિ શૂરા યોદ્ધાઓના મધ્યમાં હું નહિ જાઉં તેમ નથી; કારણ કે સંગ્રામમાંથી પલાયન કરવામાં મેં મારા મિત્ર દુર્યોધનનો દ્રોહ કર્યો ગણાય અને તે મારાથી અસહ્ય છે, માટે મારા પ્રાણોનો ત્યાગ કરીને હું દ્રોણાચાર્યની પાછળ જરૂર જઈશ.[૨૪] વળી એ તો નક્કી છે કે, જિંદગી પૂરી થતાં કાળના પંજામાં સપડાયેલો વિદ્વાન અથવા મૂઢ હરકોઈ મનુષ્ય તેમાંથી છૂટી શકતો નથી. તેથી, હે વિદ્વાન શલ્યરાજ! હું પાંડવો સામે અવશ્ય યુદ્ધ કરવા જઈશ. ભાવિ ભાવનું ઉલ્લંઘન કરવા જગતમાંના કોઈ પ્રાણીની શક્તિ જ નથી.[૨૫] વળી વૈચિત્રવીર્યનો પુત્ર રાજા દુર્યોધન નિરંતર મારાં ઘણાં ઘણાં કલ્યાણ કરતો રહ્યો છે; માટે તેનું કાર્ય સિદ્ધ કરવા માટે હું મારા પ્રિય ભોગોનો તથા ત્યજવાને અશક્ય એવા પ્રાણોનો પણ ત્યાગ કરીશ.[૨૬] જો, આ રથ સામે દૃષ્ટિ કર. તેની આસપાસ વ્યાઘ્રાંબર વીંટ્યું છે, તેની ધરીનો જરા પણ ખડખડાટ થતો નથી, તેમાંનું આસન તદ્દન સુવર્ણનું છે અને તેનો ત્રિવેણુ દેરજ રૂપાનો છે. આવો મહાન રથ મને પરશુરામે આપ્યો છે અને તેમાં ઘોડાઓ પણ ઊંચી જાતના જોડવામાં આવ્યા છે.[૨૭] વળી હે શલ્ય! તે રથમાં તરેહતરેહનાં ધનુષ્યો, ધજાઓ, ગદાઓ, ઉગ્ર અણીવાળાં બાણો, ચળકતી તલવાર, ઉત્તમ જાતિનાં બીજાં કેટલાંએક શસ્ત્રો તથા ઉગ્ર શબ્દ કરનારો શ્વેતવર્ણો શંખ પણ ગોઠવ્યો છે. તું તે જો.[૨૮] ફરકતી પતાકાઓવાળા, વજ્રપાત સરખો ઘોર અવાજ કરનારા, શ્વેત ઘોડાઓ જોડેલા, અંદર ભરેલા સુંદર ભાથાઓથી શોભી રહેલા આ મહાન રથ પર બેસી હું અર્જુનને બળાત્કારે પણ રણમાં રોળી નાખીશ.[૨૯] સર્વનું હરણ કરનારો કાળ પોતે પણ બરાબર સાવધ થઈ કદાચ અર્જુનનું યુદ્ધમાં રક્ષણ કરશે, તો તે કાળ સામે યુદ્ધ કરીને પણ હું અર્જુનનો વધ કરીશ, અથવા હું ભીષ્મ સન્મુખ યમરાજ પાસે વિદાય થઈશ.[૩૦] વધુ શું કહું? યમ, વરુણ, કુબેર અથવા ઇંદ્ર આદિ લોકપાલો પોતાના પરિવારોને સાથે લાવી મહારણમાં કદાચ અર્જુનની રક્ષા કરવા ધારશે, તો હું તેમની સામે પણ લડીશ અને અર્જુનને જીતીશ.[૩૧]

સંજય બોલ્યો: રણોત્કટ કર્ણ આ પ્રમાણે કહી રહ્યો હતો, તે સાંભળી વીર્યવાન મદ્રરાજ શલ્ય તેનું અપમાન કરી ખડખડાટ હસી પડ્યો અને તેને તેમ બોલતાં અટકાવી ઉત્તરવચન કહેવા લાગ્યો.[૩૨]

શલ્ય બોલ્યો: બહુ થયું, બહુ થયું. હે કર્ણ! હવે બોલતો બંધ થા. તેં તારા સામર્થ્ય કરતાં અધિક અતિશયોક્તિ ભરેલો ઘણો બકવાદ કરી નાખ્યો છે. અરે, લગાર વિચાર કર! પુરુષોમાં શ્રેષ્ઠ ગણાયેલો અર્જુન ક્યાં ને પુરુષોમાં અધમ ગણાયેલો તું ક્યાં![૩૩] અરે! દેવરાજ ઇંદ્રના રક્ષણ તળે રહેલું બીજું સ્વર્ગ હોય તેવી અને શ્રીકૃષ્ણના રક્ષણ તળે રહેલી યાદવોની રાજધાની દ્વારકાને અતિ બળાત્કારે ખળભળાવી દઈને અર્જુન વિના

બીજો કયો પુરુષ શ્રીકૃષ્ણની જ બહેન સુભદ્રાનું હરણ કરી શકે તેમ છે?[34] વળી એક વરાહના વધ સંબંધી કલહમાં ત્રિભુવનમાં વ્યાપી રહેલા ઈશ્વરોના ઈશ્વર શ્રીશંકરને ઇંદ્રના વીર્ય સમાન પ્રભાવવાળા અર્જુન વિના બીજો કયો પુરુષ યુદ્ધ માટે આહ્વાન કરી શકે તેમ છે?[35] તેમ જ અસુરો, દેવો, મોટા મોટા સર્પો, ગરુડો, પિશાચો, યક્ષો તથા રાક્ષસોનો બાણો વડે પરાજય કરી અર્જુને અગ્નિનું માન જાળવ્યું હતું અને તેણે તેને મનગમતા હવિષનું દાન કર્યું હતું.[36] ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનને તેના શત્રુ ગંધર્વો જ્યારે હરી ગયા હતા, ત્યારે અર્જુને જ સૂર્ય સમાન ઝળહળતાં બાણો વડે યુદ્ધમાં તે ઘણા શત્રુઓને મારી નાખ્યા હતા અને દુર્યોધનને તથા કૌરવોમાંના ઘણાઓને છોડાવ્યા હતા, તે તને યાદ છે ને?[37] એ વેળા તું તો સર્વની પહેલાં જ પોબારા ભણી ગયો હતો. આમ પાંડવોએ જ ગંધર્વગણોનો પરાજય કર્યો હતો અને કલહને પ્રિય કરનારા ધૃતરાષ્ટ્રના સર્વ પુત્રોને તેમણે જ છોડાવ્યા હતા. આ તું શું ભૂલી ગયો? વળી પુરુષોમાં શ્રેષ્ઠ એવા તે અર્જુને વિરાટનગરની ગાયોના હરણસમયે દ્રોણાચાર્ય, અશ્વત્થામા અને ભીષ્મ આદિ તમારા બધાનો ઊછળી રહેલાં મોટાં સૈન્યો તથા વાહનો સહિત પરાજય કર્યો હતો. અલ્યા ઓ કર્ણ! એ વેળા અર્જુનને તેં કેમ જીત્યો ન હતો?[38,39] ઠીક છે. હજી ક્યાં સમય વહી ગયો છે? આ બીજું યુદ્ધ ઉપસ્થિત થયું છે; પરંતુ હું તો એમ જ માનું છું કે, આ ભયંકર યુદ્ધ તારા નાશ માટે જ આજે આવી પડ્યું છે. ઓ સૂતપુત્ર! યાદ રાખજે કે, શત્રુઓના ભયથી તું આજે જો નહિ નાસી છૂટે, તો રણમાં જ તારું મરણ થશે.[40]

સંજય બોલ્યો: ઉદાર મનવાળો મદ્રરાજ શલ્ય જ્યારે એ પ્રમાણે શત્રુઓની સ્તુતિભરેલું અતિ કઠોર વાક્ય કહી રહ્યો હતો, ત્યારે અતિશય ક્રોધે ભરાયેલો તે કુરુસેનાપતિ શત્રુતાપન કર્ણ શલ્ય પ્રત્યે આમ બોલ્યો.[41]

કર્ણ બોલ્યો: ઠીક, ઠીક. પણ અલ્યા ઓ! તું આટલો બધો બકવાદ શા માટે કરે છે? મારું તથા અર્જુનનું યુદ્ધ હવે તદ્દન પાસે જ આવી લાગ્યું છે. તેમાં અર્જુન મને જો જીતશે તો આ તારો બકવાદ બરાબર ગણાશે. આ સમયે તેની ભાંજગડ શી છે?[42]

સંજય બોલ્યો: 'બહુ સારું, ત્યારે એ વેળા જોઈશું' આટલું કહીને શલ્યરાજાએ વિશેષ ઉત્તર આપ્યો નહિ. પછી કર્ણે પણ 'હે શલ્ય! હવે આગળ ચાલ' એમ યુદ્ધ કરવાની ઇચ્છાથી કહી સંભળાવ્યું.[43] એટલે તુરત શલ્ય જેનો સારથિ થયો હતો અને શ્વેતવર્ણના ઘોડાઓ જેમાં જોડ્યા હતા એવો તે કર્ણનો રથ શત્રુઓ તરફ આગળ વધ્યો. સૂર્ય જેમ અંધકારનો નાશ કરે, તેમ તે શત્રુઓનો નાશ કરવા લાગ્યો.[44] હવે વ્યાઘ્રાંબરથી વીંટેલા તેમ જ ધોળા ઘોડાઓથી જોડાયેલા એ રથમાં બેઠેલો પ્રસન્નચિત્ત કર્ણ પણ પાંડવોની સેના સામે જોઈને ઉતાવળો ઉતાવળો અર્જુન સંબંધી પૂછપરછ કરવા લાગ્યો.[45]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'કર્ણ અને શલ્યનો સંવાદ' નામનો અધ્યાય ૩૭ મો સમાપ્ત

# अध्याय ३८ मो

## કર્ણનો ગર્વ

॥ સંજય ઉવાચ ॥

प्रयाणे च ततः कर्णो हर्षयन् वाहिनीं तव ।
एकैकं समरे दृष्ट्वा पांडवान् पर्यपृच्छत ॥ १ ॥

સંજય બોલ્યો: પાંડવો સામે યુદ્ધ કરવાના પ્રયાણસમયે કર્ણ તમારી સેનાને હર્ષ ઉપજાવીને રણમાં ઊભેલા પાંડવપક્ષના પ્રત્યેક યોદ્ધાને અર્જુન વિષેના પ્રશ્ન પૂછવા લાગ્યો:[1] 'જે કોઈ યોદ્ધો

આજે મને શ્વેત ઘોડાઓવાળા અર્જુનને દેખાડી આપશે, તેને તેના મનમાં આવે તેટલું ઇષ્ટ ધન હું આપીશ.[2] અર્જુનને દેખાડનારો તે પુરુષ એટલું ધન પણ તદ્દન અલ્પ જાણશે, તો હું તેને રત્નોથી ભરેલું એક ગાડું આપીશ.[3] અર્જુનને બતાવનારો પુરુષ તેને પણ ઓછું માનશે, તો હું તેને સો ગાયો તથા કાંસાનું એક દોહનપાત્ર આપીશ.[4] વળી અર્જુનને દેખાડનાર તે પુરુષને હું સારાં સારાં સો ગામો આપીશ તથા આંજણ સમાન કેશવાળી કેટલીક તરુણ સ્ત્રીઓથી યુક્ત અને ખચ્ચરી ઘોડીઓથી જોડાયેલો એક ઉજ્જવળ રથ આપીશ. એ બધું પણ જો તેને ધ્યાનમાં નહિ આવે, તો હું તેને હાથીના જેવા બળવાન છ બળદોથી જોડેલો બીજો એક સોનાનો રથ આપીશ. વળી એ પુરુષને હું ગીતવાદ્યમાં કુશળ અને કંઠમાં સુવર્ણની માળાઓ ધારણ કરનારી સો અલંકૃત શ્યામા÷ સ્ત્રીઓ આપીશ. અર્જુનને દેખાડનારા પુરુષને જો તે નહિ ગમે, તો હું તેને સો હાથીઓ, સો ગામો, સો રથો અને સુવર્ણના સાજવાળા, સારી રીતે કેળવાયેલા, રથને વહન કરવામાં સમર્થ તથા સર્વ જાતના ગુણોથી યુક્ત એવા પુષ્ટ દશ હજાર ઘોડાઓ તથા સુવર્ણનાં શિંગડાંવાળી ચારસો વાછરડાવાળી ગાયો ભેટમાં આપીશ. અર્જુનને દેખાડનારો પુરુષ કદાચ તે પણ પસંદ નહિ કરે, તો હું તેને બીજો પણ તેનો અભીષ્ટ વર આપીશ. તે ઉપરાંત સુવર્ણના અલંકારોથી શણગારેલા તથા સુંદર મણિજડિત આભૂષણોવાળા પાંચસો ધોળા ઘોડાઓ આપીશ. વળી બીજા અતિશય કેળવાયેલા અઢાર ઘોડાઓ તથા ઉત્તમ જાતિના કાંબોજ દેશમાં જન્મેલા ઘોડાઓથી જોડેલો તદ્દન સુવર્ણનો ઝળહળતો અલંકૃત રથ હું તેને ઇનામમાં આપીશ; છતાં પણ અર્જુનને દેખાડનારો પુરુષ તે પસંદ નહિ કરે, તો હું તેને સુવર્ણના વિવિધ સાજોથી ઢંકાયેલા, સુવર્ણની માળાઓવાળા, હસ્તિશિક્ષામાં કુશળ મહાવતોએ કેળવેલા તથા પશ્ચિમ દિશાના કચ્છપ્રદેશોમાં ઉત્પન્ન થયેલા છસો હાથીઓની તેને ભેટ કરીશ. અર્જુનને બતાવનારા પુરુષને તે પણ જો ઓછું પડશે, તો અતિશય સમૃદ્ધિવાળાં, ધનસંપન્ન, વનો તથા જળાશયોની પડોશવાળાં, કોઈ જાતના ભયથી રહિત અને ધનધાન્યાદિ ભરેલાં હોઈને રાજાઓને પણ ભોગવવા યોગ્ય એવાં ચૌદ વૈશ્યગ્રામો (વેપારરોજગારવાળાં ગામો) આપીશ. વધારામાં હું તેને મગધ દેશમાં જન્મેલી, સુવર્ણની માળાઓવાળી તથા તરુણ વયની સો દાસીઓ ઇનામ તરીકે આપીશ.[5–18] અર્જુનને દેખાડનારો પુરુષ તેને પણ જો ઓછું માનશે, તો તેની ઇચ્છામાં આવે તેવો કોઈ બીજો વરો હું તેને આપીશ.[19] પુત્રો, સ્ત્રીઓ, વિહારો તથા જે કંઈ બીજું મારી પાસે દ્રવ્ય છે, તે બધું અને તે ઉપરાંત તેના મનમાં જે જે ઇચ્છા હશે તે સર્વ હું તેને આપીશ.[20] જે પુરુષ મને કૃષ્ણ તથા અર્જુનના સમાચાર કહેશે, તે પુરુષને હું કૃષ્ણ તથા અર્જુનને મારી નાખ્યા પછી તે બન્નેની પાસે જેટલું ધન છે, તે બધું આપી દઈશ.[21] આમ હે ધૃતરાષ્ટ્રરાજ ! એ બધું અનેક જાતના બકવાદ કરતો કર્ણ આગળ વધ્યે જતો હતો. પછી તેણે સાગરમાં ઉત્પન્ન થયેલો ઉત્તમ શંખ જોસભેર વગાડ્યો.[22] હે મહારાજ ! તે સાંભળીને

÷ જેને એક પણ પ્રસૂતિ ન થઈ હોય તેવી સોળ વર્ષની સ્ત્રી શ્યામા કહેવાય છે. અથવા—

शीते सुखोष्णसर्वांगी, ग्रीष्मे तु सुखशीतला ।
तप्तकांचनवर्णाभा, सा स्त्री श्यामेति कथ्यते ॥

(શિયાળામાં જેનું સર્વ અંગ સુખદાયી ઉષ્ણ સ્પર્શવાળું રહે છે તથા ઉનાળામાં જે સુખદાયક શીતળ સ્પર્શવાળી હોય છે, તેવી તપાવેલા સુવર્ણસમાન કાંતિવાળી સ્ત્રીને શ્યામા કહે છે.)

–જયમંગલ

તથા સૂતપુત્રની પૂર્વોક્ત વાણી શ્રવણ કરીને દુર્યોધન તો પોતાના પરિવાર સહિત ખુશખુશ થઈ ગયો હતો.[૨૩] ત્યાં સર્વ સૈન્યોમાં દુંદુભિ તથા મૃદંગો વાગવા લાગ્યાં અને વાદિત્રોના નાદ સાથે સિંહનાદો તથા હાથીઓના ચિત્કારો સંભળાવા લાગ્યા.[૨૪] વળી હે પુરુષસિંહ રાજન્! ત્યારે ત્યાં હર્ષમાં આવી ગયેલા અનેક યોદ્ધાઓના હર્ષનાદો થવા લાગ્યા.[૨૫] આમ જ્યારે સૈન્ય હર્ષિત થઈ ગયું હતું અને શત્રુસંહારક મહારથી રાધાપુત્ર એ જાતના બકવાદો કર્યે જતો હતો, ત્યારે મદ્રરાજ શલ્ય મોટું અટ્ટહાસ્ય કરી તેના પ્રત્યે આ પ્રમાણે કહેવા લાગ્યો.[૨૬]

ઇતિ શ્રીમહાભારતમા કર્ણપર્વમા 'કર્ણનો ગર્વ' નામનો અધ્યાય ૩૮ મો સમાપ્ત

# અધ્યાય ૩૯મો

## કર્ણ અને શલ્ય વચ્ચે ટપાટપી

॥ शल्य उवाच ॥

**मा सूतपुत्र दानेन सौवर्णं हस्तिषड्गवम् ।**
**प्रयच्छ पुरुषायाद्य द्रक्ष्यसि त्वं धनंजयम् ॥ १ ॥**

શલ્ય બોલ્યો : ઓ સૂતપુત્ર ! તું કોઈ પુરુષને હાથી સમાન બળવાળા છ બળદોથી જોડેલા સુવર્ણના રથનું દાન કર મા ! તને આપોઆપ અર્જુનનાં આજે જ દર્શન થશે ! તું કેવળ મૂર્ખાઈથી જ આટલું બધું ધન આપી દેવા કુબેરની પેઠે તૈયાર થયો છે; કારણ કે હે રાધાપુત્ર ! તું વિનાપ્રયાસે આજે અર્જુનને જોઈશ.[૧,૨] તું આ રીતે એક મૂઢ પુરુષની પેઠે બીજાઓને જે કંઈ અઢળક ધન વ્યર્થ આપી દે છે; પણ તું મોહને લીધે સમજતો નથી કે અપાત્રે દાન કરવાથી કેટલા કેટલા દોષો પ્રકટ થાય છે.[૩] તું જે આટલું બધું ધન આપવા તૈયાર થયો છે, તેનો વ્યર્થ દુરુપયોગ જ કરવા ધારે છે. આટલા બધા ધનથી તો અનેક જાતના યજ્ઞો થઈ શકશે. માટે હે સૂત ! તું તે ધન વડે યજ્ઞો જ કર્યા કરને ![૪] વળી કૃષ્ણ તથા અર્જુનને મારી નાખવા તું જે ઇચ્છા કરે છે, તે તો વૃથા જ છે. તેમાં તારી મૂર્ખાઈ જ છે; કારણ કે આપણે તેવું કદી પણ સાંભળ્યું નથી કે, કોઈ લડાઈમાં એક શિયાળે બે સિંહોને મારી નાખ્યા હોય ![૫] માટે તે અશક્ય કાર્યને જ કરવાનું તું ઇચ્છે છે. હું તો ધારું છું કે જગતમાં તારા કોઈ મિત્રો જ નથી, કારણ કે આ રીતે અગ્નિમાં તું ઝંપલાવે છે, છતાં કોઈ તને અટકાવતો નથી.[૬] વળી તને કાર્યઅકાર્યનું ભાન રહ્યું નથી, તેથી નિઃશંક તારો કાળ નજીક આવ્યો છે; કારણ કે જીવવાની ઇચ્છાવાળો બીજો કયો પુરુષ આમ તારી પેઠે સાંભળ્યું ન સંભળાય તેવું સંબંધ વિનાનું બહુ બકયા કરે ?[૭] તું અર્જુનનો વધ કરવા ઇચ્છે છે, પણ તારી તે ઇચ્છા ડોકે પથ્થર બાંધીને માત્ર બે હાથ વડે સમુદ્રને તરવા જેવી છે અને પર્વતનાં શિખર પરથી એકદમ ઝંપલાવવા જેવી છે.[૮] છતાં પણ તારે અર્જુન સામે યુદ્ધ કરવું જ હોય અને તેમાં જો તું પોતાના કલ્યાણને ઇચ્છતો હોય, તો તું સૈન્યોને વ્યૂહાકારમાં ગોઠવી દે અને સર્વ યોદ્ધાઓની સાથમાં રહીને તે સર્વના રક્ષણ તળે અર્જુન સામે યુદ્ધ કર.[૯] આ વાત હું તને દુર્યોધનના હિત માટે કહું છું. તથા તારો પોતાનો વિનાશ ન થાય તે માટે કહું છું ! માટે જો તારે જીવવાની ઇચ્છા હોય તો તું મારું કહ્યું માન, નહિ તો તું મરી જઈશ.[૧૦]

કર્ણ બોલ્યો . હું મારા પોતાના બાહુબળનો આશ્રય કરી અર્જુન સામે યુદ્ધ કરવા ઇચ્છું છું, તું તો મુખથી મિત્રતા દેખાડતો આંતરિક શત્રુ છે અને મને આવાં આવાં વચનો કહી ડરાવવા ઇચ્છે છે.[૧૧] પરંતુ તું જાણતો નથી કે, મારો આ અભિપ્રાય ફેરવવા માટે વજ્ર ઉગા-

આજ મને શ્વેત ઘોડાઓવાળા અર્જુનને દેખાડી આપશે, તેને તેના મનમાં આવે તેટલું ઇષ્ટ ધન હું આપીશ.[૨] અર્જુનને દેખાડનારો તે પુરુષ એટલું ધન પણ તદ્દન અલ્પ જાણશે, તો હું તેને રત્નોથી ભરેલું એક ગાડું આપીશ.[૩] અર્જુનને બતાવનારો પુરુષ તેને પણ ઓછું માનશે, તો હું તેને સો ગાયો તથા કાંસાનું એક દોહનપાત્ર આપીશ.[૪] વળી અર્જુનને દેખાડનાર તે પુરુષને હું સારાં સારાં સો ગામો આપીશ તથા આંજણ સમાન કેશવાળી કેટલીક તરુણ સ્ત્રીઓથી યુક્ત અને ખચ્ચરી ઘોડીઓથી જોડાયેલો એક ઉજ્જવળ રથ આપીશ. એ બધું પણ જો તેને ધ્યાનમાં નહિ આવે, તો હું તેને હાથીના જેવા બળવાન છ બળદોથી જોડેલો બીજો એક સોનાનો રથ આપીશ. વળી એ પુરુષને હું ગીતવાદ્યમાં કુશળ અને કંઠમાં સુવર્ણની માળાઓ ધારણ કરનારી સો અલંકૃત શ્યામા÷ સ્ત્રીઓ આપીશ. અર્જુનને દેખાડનારા પુરુષને જો તે નહિ ગમે, તો હું તેને સો હાથીઓ, સો ગામો, સો રથો અને સુવર્ણના સાજવાળા, સારી રીતે કેળવાયેલા, રથને વહન કરવામાં સમર્થ તથા સર્વ જાતના ગુણોથી યુક્ત એવા પુષ્ટ દશ હજાર ઘોડાઓ તથા સુવર્ણનાં શિંગડાંવાળી ચારસો વાછરડાવાળી ગાયો ભેટમાં આપીશ. અર્જુનને દેખાડનારો પુરુષ કદાચ તે પણ પસંદ નહિ કરે, તો હું તેને બીજો પણ તેનો અભીષ્ટ વર આપીશ. તે ઉપરાંત સુવર્ણના અલંકારોથી શણગારેલા તથા સુંદર મણિજડિત આભૂષણોવાળા પાંચસો ધોળા ઘોડાઓ આપીશ. વળી બીજા અતિશય કેળવાયેલા અઢાર ઘોડાઓ તથા ઉત્તમ જાતિના કાંબોજ દેશમાં જન્મેલા ઘોડાઓથી જોડેલો તદ્દન સુવર્ણનો ઝળહળતો અલંકૃત રથ હું તેને ઇનામમાં આપીશ; છતાં પણ અર્જુનને દેખાડનારો પુરુષ તે પસંદ નહિ કરે, તો હું તેને સુવર્ણના વિવિધ સાજોથી ઢંકાયેલા, સુવર્ણની માળાઓવાળા, હસ્તિશિક્ષામાં કુશળ મહાવતોએ કેળવેલા તથા પશ્ચિમ દિશાના કચ્છપ્રદેશોમાં ઉત્પન્ન થયેલા છસો હાથીઓની તેને ભેટ કરીશ. અર્જુનને બતાવનારા પુરુષને તે પણ જો ઓછું પડશે, તો અતિશય સમૃદ્ધિવાળાં, ધનસંપન્ન, વનો તથા જળાશયોની પડોશવાળાં, કોઈ જાતના ભયથી રહિત અને ધનધાન્યાદિ ભરેલાં હોઈને રાજાઓને પણ ભોગવવા યોગ્ય એવાં ચૌદ વૈશ્યગ્રામો (વેપારરોજગારવાળાં ગામો) આપીશ. વધારામાં હું તેને મગધ દેશમાં જન્મેલી, સુવર્ણની માળાઓવાળી તથા તરુણ વયની સો દાસીઓ ઇનામ તરીકે આપીશ.[૫-૧૮] અર્જુનને દેખાડનારો પુરુષ તેને પણ જો ઓછું માનશે, તો તેની ઇચ્છામાં આવે તેવા કોઈ બીજા વરો હું તેને આપીશ.[૧૯] પુત્રો, સ્ત્રીઓ, વિહારો તથા જે કંઈ બીજું મારી પાસે દ્રવ્ય છે, તે બધું અને તે ઉપરાંત તેના મનમાં જે જે ઇચ્છા હશે તે સર્વ હું તેને આપીશ.[૨૦] જે પુરુષ મને કૃષ્ણ તથા અર્જુનના સમાચાર કહેશે, તે પુરુષને હું કૃષ્ણ તથા અર્જુનને મારી નાખ્યા પછી તે બન્નેની પાસે જેટલું ધન છે, તે બધું આપી દઈશ.[૨૧] આમ હે ધૃતરાષ્ટ્રરાજ ! એ બધું અનેક જાતના બકવાદ કરતો કર્ણ આગળ વધ્યે જતો હતો. પછી તેણે સાગરમાં ઉત્પન્ન થયેલો ઉત્તમ શંખ જોસભેર વગાડ્યો.[૨૨] હે મહારાજ ! તે સાંભળીને

÷ જેને એક પણ પ્રસૂતિ ન થઈ હોય તેવી સોળ વર્ષની સ્ત્રી શ્યામા કહેવાય છે. અથવા—

शीते सुखोष्णसर्वांगी, ग्रीष्मे तु सुखशीतला ।
तप्तकांचनवर्णाभा, सा स्त्री श्यामेति कथ्यते ॥

શિયાળામાં જેનું સર્વ અંગ સુખદાયી ઉષ્ણ સ્પર્શવાળું રહે છે તથા ઉનાળામાં જે સુખદાયક શીતળ સ્પર્શવાળી હોય છે, તેવી તપાવેલા સુવર્ણસમાન કાંતિવાળી સ્ત્રીને શ્યામા કહે છે.

—જયમંગલ

તથા સૂતપુત્રની પૂર્વોક્ત વાણી શ્રવણ કરીને દુર્યોધન તો પોતાના પરિવાર સહિત ખુશખુશ થઈ ગયો હતો.[૨૩] ત્યાં સર્વ સૈન્યોમાં દુંદુભિ તથા મૃદંગો વાગવા લાગ્યાં અને વાદિત્રોના નાદ સાથે સિંહનાદો તથા હાથીઓના ચિત્કારો સંભળાવા લાગ્યા.[૨૪] વળી હે પુરુષસિંહ રાજન્! ત્યારે ત્યાં હર્ષમાં આવી ગયેલા અનેક યોદ્ધાઓના હર્ષનાદો થવા લાગ્યા.[૨૫] આમ જ્યારે સૈન્ય હર્ષિત થઈ ગયું હતું અને શત્રુસંહારક મહારથી રાધાપુત્ર એ જાતના બકવાદો કર્યે જતો હતો, ત્યારે મદ્રરાજ શલ્ય મોટું અટ્ટહાસ્ય કરી તેના પ્રત્યે આ પ્રમાણે કહેવા લાગ્યો.[૨૬]

ઇતિ શ્રીમહાભારતમા કર્ણપર્વમા 'કર્ણનો ગર્વ' નામનો અધ્યાય ૩૮ મો સમાપ્ત

# અધ્યાય ૩૯મો

## કર્ણ અને શલ્ય વચ્ચે ટપાટપી

॥ शल्य उवाच ॥

**मा सूतपुत्र दानेन सौवर्णं हस्तिषड्गवम् ।**
**प्रयच्छ पुरुषायाद्य द्रक्ष्यसि त्वं धनंजयम् ॥ १ ॥**

શલ્ય બોલ્યો : ઓ સૂતપુત્ર! તું કોઈ પુરુષને હાથી સમાન બળવાળા છ બળદોથી જોડેલા સુવર્ણના રથનું દાન કર મા! તને આપોઆપ અર્જુનનાં આજે જ દર્શન થશે! તું કેવળ મૂર્ખાઈથી જ આટલું બધું ધન આપી દેવા કુબેરની પેઠે તૈયાર થયો છે; કારણ કે હે રાધાપુત્ર! તું વિનાપ્રયાસે આજે અર્જુનને જોઈશ.[૧,૨] તું આ રીતે એક મૂઢ પુરુષની પેઠે બીજાઓને જે કંઈ અઢળક ધન વ્યર્થ આપી દે છે; પણ તું મોહને લીધે સમજતો નથી કે અપાત્રે દાન કરવાથી કેટલા કેટલા દોષો પ્રકટ થાય છે.[૩] તું જે આટલું બધું ધન આપવા તૈયાર થયો છે, તેનો વ્યર્થ દુરુપયોગ જ કરવા ધારે છે. આટલા બધા ધનથી તો અનેક જાતના યજ્ઞો થઈ શકશે. માટે હે સૂત! તું તે ધન વડે યજ્ઞો જ કર્યા કરને![૪] વળી કૃષ્ણ તથા અર્જુનને મારી નાખવા તું જે ઇચ્છા કરે છે, તે તો વૃથા જ છે. તેમાં તારી મૂર્ખાઈ જ છે; કારણ કે આપણે તેવું કદી પણ સાંભળ્યું નથી કે, કોઈ લડાઈમાં એક શિયાળે બે સિંહોને મારી નાખ્યા હોય![૫] માટે તે અશક્ય કાર્યને જ કરવાનું તું ઇચ્છે છે. હું તો ધારું છું કે જગતમાં તારા કોઈ મિત્રો જ નથી, કારણ કે આ રીતે અગ્નિમાં તું ઝંપલાવે છે, છતાં કોઈ તને અટકાવતો નથી.[૬] વળી તને કાર્ય-અકાર્યનું ભાન રહ્યું નથી, તેથી નિઃશંક તારો કાળ નજીક આવ્યો છે, કારણ કે જીવવાની ઇચ્છાવાળો બીજો કયો પુરુષ આમ તારી પેઠે સાંભળ્યું ન સંભળાય તેવું સંબંધ વિનાનું બહુ બકયા કરે ?[૭] તું અર્જુનનો વધ કરવા ઇચ્છે છે, પણ તારી તે ઇચ્છા ડોકે પથ્થર બાંધીને માત્ર બે હાથ વડે સમુદ્રને તરવા જેવી છે અને પર્વતના શિખર પરથી એકદમ ઝંપલાવવા જેવી છે.[૮] છતાં પણ તારે અર્જુન સામે યુદ્ધ કરવું જ હોય અને તેમાં જો તું પોતાના કલ્યાણને ઇચ્છતો હોય, તો તું સૈન્યોને વ્યૂહાકારમાં ગોઠવી દે અને સર્વ યોદ્ધાઓની સાથમાં રહીને તે સર્વના રક્ષણ તળે અર્જુન સામે યુદ્ધ કર.[૯] આ વાત હું તને દુર્યોધનના હિત માટે કહું છું. તથા તારો પોતાનો વિનાશ ન થાય તે માટે કહું છું! માટે જો તારે જીવવાની ઇચ્છા હોય તો તું મારું કહ્યું માન, નહિ તો તું મરી જઈશ.[૧૦]

કર્ણ બોલ્યો : હું મારા પોતાના બાહુબળનો આશ્રય કરી અર્જુન સામે યુદ્ધ કરવા ઇચ્છું છું, તું તો મુખથી મિત્રતા દેખાડતો આંતરિક શત્રુ છે અને મને આવાં આવાં વચનો કહી ડરાવવા ઇચ્છે છે.[૧૧] પરંતુ તું જાણતો નથી કે, મારો આ અભિપ્રાય ફેરવવા માટે વજ્ર ઉગા-

મીને આવેલો સાક્ષાત્ ઇંદ્ર પણ સમર્થ નથી, તો તારા જેવો મનુષ્યમાત્ર તો ક્યાંથી જ મારો અભિપ્રાય ફેરવી શકે ?[12]

સંજય બોલ્યો : કર્ણનાં એ વચનો સાંભળ્યા પછી મદ્રરાજ શલ્ય તેને અત્યંત કોપાયમાન કરવાની ઇચ્છાથી પુનઃ આ પ્રમાણે ઉત્તરવચન કહેવા લાગ્યો :[13] 'અલ્યા ઓ કર્ણ ! જ્યારે શીઘ્રતાયુક્ત હસ્તવાળા અર્જુનના વેગથી યુક્ત થયેલા અને કંકપક્ષીનાં પીછાં બાંધેલાં તીક્ષ્ણ બાણો તેના ધનુષ્યની દોરીમાંથી સણસણાટ કરતાં છૂટીને તારી ઉપર પડશે, ત્યારે અવશ્ય અર્જુન સાથેની ભેટંભેટાથી તને પશ્ચાત્તાપ થશે.[14] હે સૂતપુત્ર ! કુંતાનો પુત્ર અર્જુન જ્યારે પોતાનું દિવ્ય ધનુષ્ય હાથમાં લઈ તારી સેનાને તપાવી દેશે તથા તને પોતાને પણ જ્યારે તીક્ષ્ણ બાણો વડે પીડવા માંડશે, ત્યારે અર્જુન સામે યુદ્ધ કરવા માટે તને પશ્ચાત્તાપ થશે.[15] જેમ કોઈ બાળક પોતાની માતાના ખોળામાં સૂતો સૂતો મોહને લીધે ચંદ્રને પકડવા ઇચ્છે છે, તેમ તું પણ રથમાં બેસીને પ્રકાશી રહેલા અર્જુનને આજ જીતવા ઇચ્છે છે; પણ એ તારી મૂર્ખાઈ છે.[16] ઓ કર્ણ ! તલવારની અતિ તીક્ષ્ણ ધારની પેઠે તીક્ષ્ણ પરાક્રમ કરનારા અર્જુન સાથે આજ તું યુદ્ધ કરવા ઇચ્છે છે; તેથી મને લાગે છે કે, તું અતિ તીક્ષ્ણ ધારવાળા ત્રિશૂળને હાથમાં લઈને પોતાનાં સર્વ અંગોનું ઘર્ષણ કરવા ઇચ્છે છે. માટે રહેવા દે, વ્યર્થ કપાઈ મરીશ.[17] હે સૂતપુત્ર ! કોઈ છકી ગયેલો ક્ષુદ્ર બાળમૃગ જેમ પોતાની મૂર્ખતાને લીધે કોપાયમાન થયેલા મહાન કેસરીસિંહને યુદ્ધ માટે બોલાવે છે, તેમ તું પણ કેવળ અજ્ઞાનને લીધે અર્જુનને યુદ્ધ માટે આહ્વાન કરે છે.[18] અલ્યા ઓ સૂતપુત્ર ! માની જા, માની જા. મહાવીર્યવાન રાજપુત્ર અર્જુનને યુદ્ધ માટે ન બોલાવ. વનમાં માંસભક્ષણ કરીને તૃપ્ત થયેલો કોઈ શિયાળ મોટા કેસરીસિંહને બોલાવી તેને હાથે જ જેમ નાશ પામે છે, તેમ તું પણ અર્જુન સામે ભેટીને નાશ પામીશ. માટે તે વાત છોડી દે.[19] હે કર્ણ ! તું એક સસલા સમાન છે, છતાં ઇસ સમાન દાંતવાળા તથા મદના ભરાવાથી ફાટી ગયેલા ગંડસ્થળવાળા એક મોટા હાથી સરખા અર્જુનને યુદ્ધ માટે બોલાવે છે, માટે તું જરૂર વીંધાઈ જઈશ.[20] ખરેખર, દરમાં નિરાંતે ઊંઘી રહેલા એક કાળા નાગને તું અજ્ઞાનને લીધે લાકડી મારી વીંધવા ઇચ્છે છે; કારણ કે મહાઝેરી તથા સંપૂર્ણ કોપેલા અર્જુન સામે તું આજે યુદ્ધ કરવા ઇચ્છે છે; પણ તું વ્યર્થ કમોતે મરી જઈશ, એ તને ખબર છે ?[21] હે કર્ણ જેમ કોઈ મૂર્ખ શિયાળ ક્રોધે ભરાયેલા કેસરીસિંહનું ઉલ્લંઘન કરી તેની સામે ગર્જના કરે છે, તેમ તું પણ પુરુષોમાં સિંહ સરખા પાંડવ અર્જુનનું ઉલ્લંઘન કરી તેની સામે ગર્જના કરી રહ્યો છે; પણ તું તેના ફળનો વિચાર કરતો નથી ! હે કર્ણ ! જેમ કોઈ સર્પ વિનતાના બળવાન પુત્ર પક્ષીરાજ ગરુડને કેવળ પોતાના નાશ માટે જ બોલાવે છે, તેમ તું પણ કેવળ પોતાના નાશ માટે જ અર્જુનને યુદ્ધ કરવા બોલાવે છે.[22,23] વળી તરવાનું સાધન નથી છતાં માત્ર બે બાહુઓ વડે જ સર્વ જળના ભંડારરૂપ, હજારો જળચર પ્રાણીઓથી ચોબાજુ ભરપૂર અને ચંદ્રના ઉદયસમયે ઊછળી રહેલા મહાભયંકર મૂર્તિમાન મહાસાગરને તું તરી જવા ઇચ્છે છે; પણ તું વ્યર્થ ડૂબી મરીશ.[24] અલ્યા ઓ કર્ણ ! તું નાના વાછરડા સરખો છે, છતાં મોટા નગારાની પેઠે ગર્જના કરનારા અને તીક્ષ્ણ શિંગડાંવાળા સચોટ પ્રહારી મોટા આખલા સરખા અર્જુનને યુદ્ધ માટે બોલાવે છે. પણ તું જાણતો નથી કે,

નકામો છૂંદાઈ જઈશ.[૨૫] વળી તું દેડકા સરખો છે, છતાં લોકની કામનાઓરૂપ જળની વૃષ્ટિ કરનારા અર્જુનરૂપી મહાઘોર પુરુષ–મેઘ સામે ગાજી રહ્યો છે.[૨૬] હે કર્ણ ! જેમ પોતાના ઘરની અંદર જ બેઠેલો કોઈ કૂતરો વનમાં રહેલા સિંહ સામે ભસે છે, તેમ તું પણ પુરુષવ્યાઘ્ર અર્જુન સામે ભસી રહ્યો છે.[૨૭] સસલાઓના પરિવાર સાથે વનમાં વસનારો શિયાળ પણ જ્યાં સુધી સિંહને જોતો નથી, ત્યાં સુધી તે પોતાને સિંહ તરીકે માની લે છે.[૨૮] તે જ પ્રમાણે હે રાધાપુત્ર ! તેં પણ શત્રુદમન પુરુષવ્યાઘ્ર અર્જુનને જ્યાં સુધી જોયો નથી ત્યાં સુધી તું પોતાને સિંહ માની બેઠો છે.[૨૯] વળી સૂર્યચંદ્રની પેઠે એક જ રથમાં બેઠેલા શ્રીકૃષ્ણ તથા અર્જુનને જ્યાં સુધી તેં જોયા નથી, ત્યાં સુધી તું પોતાને વાઘ માની બેઠો છે.[૩૦] અલ્યા ઓ કર્ણ ! આ મહારણમાં ગાંડીવધનુષ્યનો ટંકાર તેં જ્યાં સુધી સાંભળ્યો નથી, ત્યાં સુધી તારી ઇચ્છામાં આવે તેમ તું બોલી શકીશ.[૩૧] પરંતુ રથના ગડગડાટથી તથા ધનુષ્યના ટંકારથી દશેય દિશાઓને ગજાવી મૂકતા અને સિંહની પેઠે ગર્જના કરતા અર્જુનને જોતાની સાથે જ તું શિયાળ થઈ જઈશ.[૩૨] તું હંમેશાં શિયાળ જ છે અને અર્જુન તો હમેશાં સિંહ જ છે. વળી હે મૂઢ ! તું એવા વીર પુરુષનો દ્વેષ કરે છે, માટે શિયાળના સરખો જ જણાય છે.[૩૩] ઉંદર અને બિલાડો, કૂતરો અને વાઘ, શિયાળ અને સિંહ તથા સસલો અને હાથી જેમ નિર્બળ તથા બળવાન તરીકે પ્રખ્યાત છે, તેમ તું અને અર્જુન નિર્બળ તથા બળવાન તરીકે જગતમાં પ્રખ્યાત છો.[૩૪] તેમ જ અસત્ય અને સત્ય તથા ઝેર અને અમૃત જેમ પોતપોતાનાં કર્મથી જગતમાં પ્રસિદ્ધ છે, તેમ તું અને અર્જુન પણ પોતપોતાનાં કર્મોથી જગતમાં પ્રસિદ્ધ છે.[૩૫]

# અધ્યાય ૪૦મો

## શલ્ય પ્રત્યે કર્ણનાં દુષ્ટ વચનો

॥ संजय उवाच ॥

अधिक्षिप्तस्तु राधेयः शल्येनामिततेजसा ।
शल्यमाह सुसंक्रुद्धो वाक् शल्यमवधारयन् ॥१॥

સંજય બોલ્યો : અમાપ તેજવાળા શલ્યરાજાએ જ્યારે કર્ણનું અપમાન કર્યું, ત્યારે તેને અત્યંત ક્રોધ ચઢી ગયો. 'વાણીરૂપ શલ્યથી આ વીંધનારો છે, માટે જ આનું શલ્ય એવું નામ છે' આવો મનમાં નિશ્ચય કરી કર્ણ શલ્યને કહેવા લાગ્યો.[૧]

કર્ણ બોલ્યો : હે શલ્ય ! ગુણવાન પુરુષ જ ગુણવાનોના ગુણો જાણે છે, પણ ગુણહીન પુરુષ તે જાણી શકતો નથી. હે શલ્ય ! તું ગુણોથી હીન છે, તેથી ગુણ અને અવગુણને શી રીતે જાણે ![૨] હે શલ્ય ! મહાત્મા અર્જુનનાં મોટાં મોટાં અસ્ત્રો, તેનો ક્રોધ, વીર્ય, ધનુષ્ય, બાણો તથા પરાક્રમ હું બરાબર જાણું છું.[૩] વળી રાજાઓમાં શ્રેષ્ઠ કહેવાતા શ્રીકૃષ્ણના માહાત્મ્યને જેટલું હું જાણું છું, તેટલું તું જાણતો નથી.[૪] હે શલ્યરાજા ! આ રીતે મારા પોતાના વીર્યને તથા પાંડવ અર્જુનના વીર્યને બરાબર જાણીને જ હું તે ગાંડીવધનુર્ધર અર્જુનને યુદ્ધ માટે બોલાવી રહ્યો છું.[૫] વળી મારી પાસે ઉગ્ર ઝેરવાળું સર્પમય એક બાણ છે. તે બાણ સુંદર પૂંખવાળું છે, લોહીનું ભોજન કરનારું છે. એકલું જ ભાથામાં રહેનારું છે, સારી રીતે સજેલું છે, અલંકૃત છે, ઘણાં વર્ષો સુધી પૂજીને ચંદનના ચૂર્ણમાં જ તેને રાખેલું છે, સંખ્યાબંધ મનુષ્યોનો, ઘોડાઓનો તથા હાથીઓનો સંહાર કરનારું છે, ઘોરસ્વરૂપ છે, મહારૌદ્ર છે અને કવચ તથા હાડકાંને ફાડી નાખનારું છે. હું જો કોપાયમાન થાઉં તો તે બાણો વડે મહાપર્વત મેરુને પણ ભેદી શકું છું.[૬–૮] હું તને સત્ય કહું છું, સાંભળ. તે બાણને હું અર્જુન અથવા દેવકીપુત્ર કૃષ્ણ સિવાય બીજા

કોઈના પર કદી કૃપા કરીશ નહિ.[૯] હે શલ્ય! અત્યંત ક્રોધમાં આવી જઈને હું તે બાણ વડે આજ કૃષ્ણ તથા અર્જુન સામે યુદ્ધ કરીશ અને તે જ કર્મ મારે માટે યોગ્ય છે.[૧૦] કૃષ્ણના પર સર્વ યાદવ-વીરોની લક્ષ્મીનો મુખ્ય આધાર રહ્યો છે તથા અર્જુનના પર સર્વ પાંડવોના વિજયનો આધાર રહ્યો છે. એક જ રથમાં બેઠેલા તે બન્નેને ભેટીને, કયો પુરુષ જીવતો પાછો ફરી શકે તેમ છે?[૧૧,૧૨] આવા અપરાજિત તે બન્ને મામાફોઈના ભાઈઓ, મારા એકલાની સામે આજ યુદ્ધ કરવા ચઢી આવશે. માટે જો, હું કેવો ઉચ્ચ કુળમાં જન્મ્યો છું![૧૩] મને તો ખાતરી છે કે, એક દોરામાં પરોવેલા બે મણિઓની પેઠે પરસ્પર પ્રેમસંબંધ-વાળા તે બન્નેને મારે હાથે મરણ પામેલા આજ તું જોઈશ. હે શલ્ય! અર્જુન પાસે ગાંડીવધનુષ્ય છે, કૃષ્ણ પાસે સુદર્શનચક્ર છે. વળી કૃષ્ણની ધ્વજામાં ગરુડ છે અને અર્જુનની ધ્વજામાં હનુમાન છે. એ બધું ભીરુ પુરુષોને ત્રાસ ઉપજાવે તેવું છે, પણ મને તો ઊલટું હર્ષજનક છે. બાકી તું તો દુષ્ટ પ્રકૃતિ-વાળો છે, મૂર્ખ છે, મહાયુદ્ધમાં અકુશળ છે અને આ સમયે ભયભીત થઈ ગયો છે, તેથી તું ત્રાસને લીધે સંબંધ વિનાનો ઘણો જ બકવાદ કરી રહ્યો છે, પણ તેથી મને શી હાનિ છે? હે નીચ દેશમાં જન્મેલા શલ્ય! કૃષ્ણ તથા અર્જુનની તું જે આટલી બધી સ્તુતિ કરે છે, તેમાં કોઈ આંતરિક કારણ અવશ્ય હોવું જોઈએ.[૧૪-૧૬] પરંતુ ક્ષત્રિયો-ને કલંક લગાડનારા ઓ ક્ષુદ્ર શલ્ય! આ રણમાં તે બન્નેને પ્રથમ મારી નાખ્યા પછી હું તને પણ તારા બાંધવો સાથે આજે જ મારી નાખીશ; કારણ કે તારી બુદ્ધિ દુષ્ટ છે અને તારો જન્મ પાપી દેશમાં થયો છે.[૧૭] મિત્રના વેશમાં શત્રુ થઈને તું મને કૃષ્ણ તથા અર્જુનથી ડરાવવા માગે છે, પણ હું તેમ ડરી જઈશ નહિ. આજ તે બન્ને મને મારશે અથવા તો તે બન્નેને હું મારી નાખીશ. મને મારા પોતાના બળની સંપૂર્ણ ખબર છે, તેથી તેમનાથી હું ડરી જાઉં તેમ નથી. અરે! તેવા હજારો કૃષ્ણો તથા સેંકડો અર્જુનો ભલેને મારી સામા આવી જાય! હું એકલો જ તેમનો સંહાર કરી નાખીશ. માટે ઓ નીચ દેશમાં જન્મેલા શલ્ય! તું તો છાનોમાનો બેસી રહે. હે શલ્ય! મદ્રદેશના દુષ્ટાત્મા મનુષ્યોના સંબંધમાં અહીંની ઘણી સ્ત્રીઓ, બાળકો, વૃદ્ધો તથા પ્રાયઃ ક્રીડામાં આસક્ત રહેનારા બીજા ઘણા મનુષ્યો જાણે નિત્યનું અધ્યયન કરતા હોય તેમ કેટલીએક ગાથાઓ ગાયા કરે છે. તેમાંની કેટલીએક હું તારી પાસે ગાઈ સંભળાવું છું, તે તું સાંભળ.[૧૮-૨૧] એ ગાથાઓને પૂર્વે બ્રાહ્મણોએ રાજાઓની પાસે કહી હતી. તે સર્વ ગાથાઓને એકચિત્તે સાંભળ્યા પછી તું મને ક્ષમા આપજે; અથવા તેનો ઉત્તર આપજે. મદ્રદેશના મનુષ્યો મિત્રોનો દ્રોહ કરનારા હોય છે. જે આપણો નિત્ય દ્વેષ કરે છે, તે ઘણું કરીને મદ્ર દેશનો જ માણસ હોય છે. ક્ષુદ્ર વાક્યો બોલનારા અને પુરુષાધમ એવા મદ્રદેશવાસી મનુષ્યની સંગતિ કદી કરવી નહિ.[૨૨,૨૩] અમારા સાંભળવામાં આવ્યું છે કે, મદ્રદેશના મનુષ્યો નિત્ય અસત્ય વ્યવહાર કરનારા હોય છે, કુટિલ હોય છે અને મરણપર્યંત તેમની અંદર દુરાત્મભાવ કાયમ રહે છે.[૨૪] ત્યાં પિતા, પુત્ર, માતા, સાસુ, સસરો, મામો, જમાઈ, દીકરી, ભાઈ, પૌત્ર તથા બીજા કેટલાએક બાંધવો, મિત્રો, અતિથિઓ, દાસી અને દાસ વગેરે સર્વ મંડળ એક જ ઠેકાણે વિષયભોગ માટે આવી મળે છે, તે દેશની સ્ત્રીઓ ગમે તે પુરુષો સાથે ઇચ્છામાં આવે તેમ મૈથુન કરે છે. પછી ભલે તે સ્ત્રી પેલા પુરુષોની જાણીતી હોય અથવા અજાણીતી હોય.[૨૫,૨૬] વળી મદ્ર-દેશના દુરાચારી મનુષ્યો સાથવો તથા માછલાં-

ઓનું ભક્ષણ કરનારા હોય છે; એટલું જ નહિ તેઓ ગાય સુદ્ધાંનું માંસ ખાય છે. તેઓ મદિરાનું પાન કરી મદોન્મત્ત બની જઈ ઘરમાં ચીસો પાડ્યા કરે છે તથા હસ્યા કરે છે. તેઓ સંબંધ વિનાનાં ગાણાં ગાય છે, ઇચ્છામાં આવે તેવી પ્રવૃત્તિઓ કરે છે અને ઇચ્છામાં આવે તેવા અન્યોન્ય બકવાદો કરે છે. આવા મનુષ્યોમાં ધર્મ ક્યાંથી હોય ?[૨૭,૨૮] વળી મદ્રદેશના માણસો ગર્વિષ્ઠ હોય છે અને તેમનાં અશુભ કર્મો જગતમાં પ્રખ્યાત છે, માટે મદ્રવાસી માણસની સાથે વેર બાંધવું નહિ કે મિત્રતા પણ બાંધવી નહિ.[૨૯] તેમ જ મદ્રવાસી સાથે કોઈ જાતનો સંબંધ રાખવો નહિ; કારણ કે તે દેશના મનુષ્યો સદા મલિન હોય છે. તેમનામાં તથા ગાંધાર દેશના મનુષ્યોમાં પવિત્રતાનો તો નાશ જ થઈ ગયો છે. જેમાં રાજા યાજક તરીકે થયો હોય તે યજ્ઞમાં આપેલું હવિષ જેમ નાશ પામે છે, શૂદ્રને સંસ્કાર કરાવનારો બ્રાહ્મણ જેમ પરાભવ પામે છે અને બ્રાહ્મણોનો દ્વેષ કરનારા મનુષ્યો જેમ પરાભવ પામે છે, તેમ મદ્રદેશના વતની મનુષ્યો સાથે સંગતિ કરીને પુરુષ પતિત થાય છે.[૩૦-૩૨] વળી લોકમાં પણ કોઈને જ્યારે વીંછી કરડે છે અને તેને ઝેરના વેગથી જ્યારે અતિશય વેદના થાય છે, ત્યારે કેટલાએક વિદ્વાન વૈદ્યો ઝેર ઉતારવા માટે આ પ્રમાણે એક મંત્ર ભણે છે:

**मद्रके संगतं नास्ति हतं वृश्चिक ते विषम्।**
**आथर्वणेन मंत्रेण यथा शांतिः कृता मया॥**

હે વીંછી ! મદ્રકની સાથે કરેલો સ્નેહ વૃથા જાય છે. આ વાત જો સત્ય હોય, તો તારું ઝેર નાશ પામો. અથર્વવેદના મંત્રથી જેમ તારા ઝેરની શાંતિ કરવામાં આવે છે, તેમ મેં પણ આ વચન પરથી તારા ઝેરની શાંતિ કરી છે. આ મંત્ર ભણવાથી સર્વથા વીંછીનું ઝેર ઊતરી જાય છે અને ઘણે સ્થળે તેના સત્ય દાખલા જોવામાં પણ આવે છે.[૩૩,૩૪] હે વિદ્વાન શલ્યરાજ ! તમારે મદ્રવાસીઓએ તો કંઈ બોલવું જ નહિ. માટે તું મૂંગો બેસી રહે અને હજી પણ તે દેશના સંબંધમાં કેટલુંક હું તને કહું છું તે સાંભળી લે. તે દેશની સ્ત્રીઓ મદિરાપાન કરીને ગાંડીતૂર બની જાય છે અને વસ્ત્રો ફેંકી દઈ નગ્નાવસ્થામાં નાચ્યા કરે છે.[૩૫] મૈથુનના સંબંધમાં તો તેમને કોઈ જાતનો સંયમ જ હોતો નથી. તેઓ ઇચ્છામાં આવે તેની સાથે મૈથુન કરે છે. અને ગમે તે પુરુષને સ્વીકારી લે છે. જે આવી દુરાચારિણી સ્ત્રીનો પુત્ર છે, તે મદ્રદેશવાસી કેવી રીતે ધર્મનું વ્યાખ્યાન કરી શકે ?[૩૬] વળી જે દેશની સ્ત્રીઓ ઊંટડીઓ તથા ગધેડીઓની પેઠે ઊભી ઊભી મૂતરે છે, તે ધર્મભ્રષ્ટ નિર્લજ્જ સ્ત્રીઓનો તું પુત્ર છે, છતાં તું ધર્મની વાતચીત કરવાને કેમ ઇચ્છે છે ? કોઈ પુરુષ મદ્રદેશની સ્ત્રી પાસે કાંજી માગે છે, તો તે સ્ત્રી પોતાના ફૂલા ખંજવાળે છે.[૩૭,૩૮] કાંજી નહિ આપવાની ઇચ્છાથી તે આવું દારુણ વચન કહે છે: 'કોઈએ પણ મારી પાસે મારી પ્રિય કાંજી માગવી નહિ. હું મારો પતિ આપું, પુત્ર આપું પણ મારી પ્રિય કાંજી ન આપું.' આવું બોલનારી મદ્રદેશની સ્ત્રીઓ ઘણું કરીને ગૌરવર્ણની હોય છે, મોટી હિડિંબા જેવી હોય છે, નિર્લજ્જ હોય છે, કાંબળા ઓઢનારી હોય છે, પુષ્કળ ખાઉધરી હોય છે અને શૌચાચાર વિનાની હોય છે, એમ અમારા સાંભળવામાં આવ્યું છે. અરે ! આવા આવા અનેક જાતના દુરાચારો ત્યાં હોય છે અને એને હું તથા બીજા ઘણા પણ કહી શકે છે.[૩૯-૪૧] ટૂંકામાં એટલું જ કે, મદ્ર, સિંધુ તથા સૌવીર દેશના મનુષ્યો કેશથી આરંભી છેક નખ સુધીના શરીરના ભાગોમાં નિંદાપાત્ર કુકર્મોથી ભરેલા હોય છે. તેઓ ધર્મને કેમ સમજી શકે ?[૪૨] પાપીદેશમાં

જન્મેલા મનુષ્યો મ્લેચ્છ કહેવાય છે તેથી તેઓ ધર્મોના વિષયમાં અકુશળ હોય છે. વળી અમારા સાંભળવામાં આવ્યું છે કે, ક્ષત્રિયનો મુખ્ય ધર્મ તો એ જ છે કે, ક્ષત્રિય પુરુષ રણસંગ્રામમાં મરણ પામીને દીર્ઘ નિદ્રામાં શયન કરી જાય છે. મોટા મોટા સત્પુરુષો પણ તે ક્ષત્રિયની પૂજા કરે છે. માટે મારો તો પ્રથમથી જ સંકલ્પ છે કે, હું આયુધોના ખણખણાટવાળા મહાન સંગ્રામમાં મારા જીવિતનો ત્યાગ કરીશ અને તે મરણથી જ હું અંતે સ્વર્ગે જવા ઇચ્છીશ. આવો હું બુદ્ધિમાન રાજા દુર્યોધનનો પ્રિય મિત્ર છું અને મારા પ્રાણ તથા મારી પાસે જે કંઈ ધનસંપત્તિ છે, તે બધું કેવળ તેને માટે જ છે. હે પાપી દેશમાં જન્મેલા શલ્યરાજ! જરૂર, પાંડવોએ તને તો અંદરખાનેથી ફોડેલો છે.[૪૩–૪૬] તેથી તું સર્વ વાતે કેવળ શત્રુની પેઠે જ અમારા તરફ વર્તે છે; પરંતુ તારા જેવા સેંકડો પુરુષો આવીને ભલે મને સમજાવે, પણ નાસ્તિકો જેમ ધર્મવેત્તા પુરુષને ધર્મવિમુખ કરી શકતા નથી, તેમ તું મને આ સંગ્રામથી વિમુખ કરી શકે તેમ નથી. માટે ગરમીથી પીડાયેલા બપૈયાની પેઠે તું તારે બકવાદ કર અને સુકાયા કર.[૪૭,૪૮] તું ક્ષત્રિયના આચાર પ્રમાણે વર્તનારા મને ડરાવી શકીશ નહિ. યુદ્ધમાં પાછી પાની નહિ કરનારા અને યુદ્ધમાં જ શરીરનો ત્યાગ કરનારા પુરુષસિંહોની જે ગતિ થાય છે, તે મને મારા ગુરુ પરશુરામે પૂર્વે કહી છે અને તેનું મને આ સમયે સ્મરણ પણ થાય છે. હું કૌરવોનું રક્ષણ કરવા તૈયાર થયો છું તથા શત્રુઓનો વધ કરવા સજ્જ થયો છું. માટે હું મહારાજા પુરૂરવાના ઉત્તમ વ્રતનું આચરણ કરનારો છું, એમ તારે જાણી લેવું. હે મદ્રપતિ! ત્રણેય લોકમાં તેવું કોઈ પણ પ્રાણી નથી કે જે મને મારા અભિપ્રાયથી અટકાવી શકે! આવો મારો નિશ્ચય છે. આમ જાણીને તું હવે મૂંગો જ બેસી રહે. ત્રાસને લીધે આટલી બધી લવરી શું કરી રહ્યો છે?[૪૯–૫૨] ઓ નીચ મદ્રરાજા! આ સમયે જ તને મારી નાખીને હું આ માંસાહારી પ્રાણીઓને તારું બલિદાન નથી આપી દેતો તેમાં ત્રણ કારણો મને નડે છે. તે એ જ કે, મારા મિત્ર દુર્યોધનના કાર્ય તરફનો વિચાર, રાજા ધૃતરાષ્ટ્ર તરફનો અપવાદ–નિંદા અને ત્રીજું મારામાં રહેલી ક્ષમા. આ ત્રણ કારણોથી જ તું જીવી રહ્યો છે; પણ યાદ રાખજે કે, જો તું ફરીથી આવું વાક્ય બોલીશ, તો આ વજ્ર સરખી મારી ગદાના પ્રહારથી તારું મસ્તક પાડી દઈશ. હે નીચ દેશમાં જન્મેલા શલ્ય! આજે આ બધા સૈનિકો સાંભળશે અને નજરે જોશે કે, કૃષ્ણ તથા અર્જુને કર્ણને મારી નાખ્યો અથવા કર્ણે કૃષ્ણ તથા અર્જુનને મારી નાખ્યા.'

હે ધૃતરાષ્ટ્રરાજ! આમ કહીને રાધાપુત્ર કર્ણે ફરી પણ બેધડક થઈને શલ્યરાજાને કહ્યું: 'ચાલ, રથને આગળ ચલાવ, આગળ ચલાવ.'[૫૩–૫૬]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'કર્ણ અને મદ્રરાજનો સંવાદ' નામનો અધ્યાય ૪૦મો સમાપ્ત

## અધ્યાય ૪૧મો

### અભિમાન નહિ કરવા વિષે હંસ અને કાગડાની કથા

॥ संजय उवाच ॥

मारिषाधिरथेः श्रुत्वा वाचो युद्धाभिनंदिनः ।
शल्योऽब्रवीत्पुनः कर्णं निदर्शनमिदं वचः ॥१॥

સંજય બોલ્યો: હે ધૃતરાષ્ટ્રરાજ! યુદ્ધને અભિનંદન આપનાર કર્ણની એ વાણી સાંભળ્યા પછી રાજા શલ્ય દૃષ્ટાંતરૂપ આવું વચન બોલ્યો:[૧] 'હું યજ્ઞયાગ કરનારા અને સંગ્રામમાં કદી પાછા નહિ હઠનારા મૂર્ધાભિષિક્ત રાજાઓના વંશમાં જન્મ્યો છું, તેમ જ હું પોતે પણ ધર્મપરાયણ

છું.[૨] પણ હે વૃષ ! તું તો મદિરાપાન કરીને મદમત્ત થયેલા મનુષ્ય સરખો જ આજે મને દેખાય છે. તેથી હું તારો મિત્ર હોવાથી તારી પ્રમાદભરેલી ગાંડાઈ માટે યોગ્ય ઉપચાર કરવા આજે ઇચ્છું છું.[૩] હે કર્ણ ! હું તને એક કાગડાનું દૃષ્ટાંત કહું છું, તે સાંભળ. તે સાંભળ્યા પછી હે કુલકલંકી કર્ણ ! તારી ઇચ્છામાં આવે તેમ કરજે.[૪] હે કર્ણ ! મને યાદ નથી કે, મેં તારો કદી અપરાધ કર્યો હોય. તો હે મહાબાહુ ! મને નિરપરાધીને તું કયા કારણથી મારી નાખવા ઇચ્છે છે ?[૫] અવશ્ય હું જો તારું હિત–અહિત જાણતો હોઉં તો મારે તે તને કહેવું જ જોઈએ. તેમાં પણ ખાસ કરી રાજાનું હિત ઇચ્છનારા અને રથ ઉપર બેસીને સારથિ કર્મ કરનારા મારા જેવાએ તને તે જરૂર કહેવું જોઈએ.[૬] હું આ તારા રથનો કુટુંબી–સારથિ થયો છું. તે માટે રથમાં બેઠેલા યોદ્ધાઓનું સમવિષમપણું, બળ, નિર્બળપણું, રથી તથા ઘોડાઓનો શ્રમ, ખેદ, આયુધનું જ્ઞાન જયપરાજયસૂચક મૃગપક્ષી આદિનો શબ્દ, ભાર–અતિભાર, વાગેલાં બાણો માટે યોગ્ય ઉપચાર, અસ્ત્રોનો યોગ, દિવ્ય, અંતરિક્ષ તથા પૃથ્વી સંબંધી નિમિત્તો, ગ્રહ આદિની અનુકૂળતાપ્રતિકૂળતા વગેરે સર્વ કંઈ મારે જાણવું જોઈએ. આવા કારણથી જ હું તને એક દૃષ્ટાંત કહી સંભળાવું છું. સાંભળ : ‘કોઈ સમુદ્રતટે ધનધાન્ય આદિની પુષ્કળ સંપત્તિવાળો એક વૈશ્ય રહેતો હતો. તે વૈશ્ય નિત્ય યજ્ઞયાગ કર્યા કરતો હતો, દાન આપતો હતો, તેમ જ એક ગૃહપતિ તરીકે રહેતો હતો છતાં તે ક્ષમાગુણથી યુક્ત રહી, સ્વકર્મનું યથાયોગ્ય આચરણ કરી પવિત્રતાભરેલી જિંદગી ગાળતો હતો. તેને પુત્રો પણ ઘણા હતા અને તે બધા તેને પ્રિય પણ હતા. વળી તે જાતે પણ સર્વ ભૂતો પર દયાળુ સ્વભાવનો હતો. તે વૈશ્ય કોઈ ધર્મિષ્ઠ રાજાના રાજ્યમાં રહેતો હતો તેથી સર્વ વાતે નિર્ભય હતો. તેના પુત્રો બાળક અને કુમારાવસ્થામાં હતા, છતાં યશસ્વી હતા. તે બધા બાળકોના ઉચ્છિષ્ટ અન્નનું ભોજન કરનારો એક કાગડો પણ નિત્ય તેમની પાસે રહેતો હતો. પેલા વૈશ્યના સર્વ પુત્રો પણ પોતાના ખોરાકમાંથી વધેલું ઉચ્છિષ્ટ માંસ, ભાત, દહીં, દૂધ, દૂધપાક, મધ, ઘી વગેરે સર્વ કંઈ તે કાગડાને આપતા હતા. આ રીતે તે વૈશ્યનાં બાળકો પોતાના ઉચ્છિષ્ટ ખાદ્ય પદાર્થો આપી આપીને તે કાગડાનું પોષણ કરતા હતા.[૭–૧૪] સમય જતાં તે કાગડો તો ખાઈ પીને મહાગર્વિષ્ઠ બની ગયો ને ગર્વમાં આવી જઈ પોતાની સમાનતાવાળાં તથા પોતાનાથી અધિકતાવાળાં સર્વ પક્ષીઓનો તિરસ્કાર કરવા લાગ્યો. હવે એક સમયે તે સમુદ્રને તીરે અતિશય ઉત્તમ ગતિ કરનારા કેટલાએક માનસસરોવરના હંસો ઊડતા ઊડતા આવી ચડ્યા. તે બધા હંસો એ વેળા મનમાં પ્રસન્ન દેખાતા હતા તથા ગતિમાં પણ તેઓ લગભગ ગરુડની બરોબરી કરે તેવા હતા. હંસોને ત્યાં આવી ચઢેલા જોઈ, વૈશ્યના તે કુમારોએ પેલા કાગડાને કહ્યું : ‘ઓ પક્ષીરાજ કાગડા ! સર્વ પક્ષીઓના કરતાં તું એક જ સર્વશ્રેષ્ઠ છે, એમ અમને નિશ્ચય જણાય છે.’ આમ કહીને અલ્પ બુદ્ધિના તે છોકરાઓએ પેલા કાગડાને ઠગ્યો હતો.[૧૫–૧૭] છતાં મૂર્ખાઈ ને લીધે તે કાગડો તો તેમના વચનને સત્ય જ માની બેઠો. પછી ‘આ સર્વ હંસોના મધ્યમાં મારા કરતાં કોઈ શ્રેષ્ઠ છે કે નહિ,’ એમ જાણવાની ઇચ્છાથી તે હંસોની પાસે ગયો. ઉચ્છિષ્ટ ખાઈ ખાઈ ને છકી ગયેલો તે કાગડો ઘણે દૂર સુધી ઊડનારા પેલા હંસોના મધ્યમાં રહેલા એક ઉત્તમ હંસની પાસે ગયો અને પોતાની દુષ્ટ બુદ્ધિના આધારે તે પક્ષીને કહેવા લાગ્યો : ‘અલ્યા

ઓ ચાલ! આપણે બન્ને જણા આકાશમાં ઊડીએ અને જોઈએ કે, આપણા બન્નેમાં અધિક બળવાન કોણ છે!' તે સાંભળીને ત્યાં આવેલા સર્વ હંસો ખડખડાટ હસી પડ્યા. તે બળવાન ઉત્તમ પક્ષીઓ વ્યર્થ બકી રહેલા પેલા કાગડાને કહેવા લાગ્યા:[૧૮–૨૧] 'અલ્યા, અમે માનસસરોવરમાં રહેનારા હંસો છીએ, આખી પૃથ્વીમાં અમે ફરી શકીએ છીએ અને અતિશય દૂર સુધી ગતિ કરનારા છીએ; માટે જ સર્વ પક્ષીઓમાં અમે નિત્ય પૂજાઈએ છીએ.[૨૨] ઓ દુર્મતિયા! તું તો એક કાગડો છે અને અતિશય દૂર ઊડનારા આ બળવાન હંસને પોતાની સાથે ઊડવા માટે શા સારુ બોલાવે છે?[૨૩] અરે ઓ કાગડા! તું અમને કહે તો ખરો કે, અમારી સાથે તું કેવી રીતે ઊડી શકીશ?' આ રીતે હંસોનું કહેવું સાંભળી પેલો મૂર્ખ કાગડો સર્વ હંસોનું વારંવાર અપમાન કરવા લાગ્યો અને પોતે નીચજાતિનો હોવાથી પોતાનાં વખાણ કરતો કરતો કહેવા લાગ્યો: 'હું એકસો એક ગતિઓમાં તમારી સાથે ઊડી શકીશ, એમાં જરા પણ સંશય નથી. વળી તે પ્રત્યેક ગતિમાં સો સો યોજન સુધી ઊડી શકાય છે અને પ્રત્યેક ગતિ અનેક જાતની થઈ શકે છે.[૨૪,૨૫] તેમાંની મુખ્ય ગતિઓ આ પ્રમાણે છે: ઊર્ધ્વગતિ, અધોગતિ, સર્વ તરફની ગતિ, સામાન્ય ગતિ, ધીમી ગતિ, સુંદર, આડીઅવળી, કેવળ આડી જ, વિડંબિત, ચોબાજુ, પાછી ગતિ, કેવળ આકાશમાર્ગે જ ગતિ, સન્મુખ ગતિ, સીધી ગતિ, નિશ્ચલ ગતિ, પ્રચંડ ગતિ, ઊતરવા માટેની ગતિ, તરેહ–તરેહની ગતિ, પ્રથમ સુંદર ગતિથી આરંભ કરી ચારેબાજુ ગોળાકારે ઊડવાની ગતિ, થોડી વાર બેસવું ને વળી પાછા ઊડી જવું તેવી ચાલાકી ભરેલી ગતિ, એક જ ગતિમાં કેટલી એક બીજી ગતિઓ કરવી, પાંખોને ક્ષણવાર ભેળી કરી દેવી ને ક્ષણવાર પહોળી કરી દેવી તે સંપાતં ગતિ,' ઊર્ધ્વગતિ તથા અધોગતિ બન્ને જેમાં મિશ્ર હોય તે સમુદ્દીપગતિ; તે સિવાયની પાંખોને કેવળ સીધી રાખીને કરવામાં આવતી વ્યતિરિક્ત ગતિ, એક જ માર્ગની ગતિ, પુનઃ આવવા માટેની ગતિ અને પ્રત્યાવૃત્તિ નામની ગતિ; આવી સો ગતિઓ તમાશ દેખતાં હું કરી દેખાડીશ અને તે વેળા મારા બળને તમે જોજો. તે બધી ગતિઓમાં કોઈ એક ગતિનો આશ્રય કરી હું આકાશમાં ઊડીશ.[૨૬–૩૦] પણ હે હંસો! તમે જ ન્યાયપૂર્વક કહો કે એ બધી ગતિઓમાંથી હું કઈ ગતિથી ઊડું? પણ યાદ રાખજો, બરાબર નિશ્ચય કરીને કહેજો. વિચાર કર્યા વિના મારી સાથે ઊડીને જોજો પડતા ના![૩૧] હે હંસો! મેં ગણાવેલી ગતિઓમાંથી કોઈ એક ગતિથી હું જ્યારે આ નિરાધાર આકાશમાં ઊડવા માંડીશ, ત્યારે તમે શું નહિ પડી જાઓ? મને તો લાગે છે કે, તમે જરૂર નીચે પટકાઈ પડશો.' કાગડાનાં તે વચનો સાંભળીને તે હંસોમાંનો એક મોટો હંસ મોટેથી હસવા લાગ્યો.[૩૨] પછી હે રાધાપુત્ર! તેણે કાગડાને જે પ્રમાણે કહ્યું હતું તે મારી પાસેથી તું સાંભળ.

હંસ બોલ્યો: 'હે ભાઈ કાગડા! ખરેખર, તું તો સો ગતિઓથી ઊડી શકીશ.[૩૩] પણ હું તો સર્વ પક્ષીઓ જે ગતિને જાણે છે તે માત્ર એક જ ગતિને જાણું છું. તે એક જ ગતિનો આશ્રય કરી હું તારી સાથે ઊડીશ; કારણ કે હું કોઈ ગતિને જાણતો નથી.[૩૪] પણ હે કાગડા! તું તારે તને ઇચ્છામાં આવે તે ગતિથી ઊડ. મને કોઈ જાતની તેમાં હરકત નથી.' એ વેળા ત્યાં એકઠા મળેલા બીજા કાગડાઓ ખડખડાટ કરતા હસી પડ્યા.[૩૫] તેઓ કહેવા લાગ્યા કે, 'માત્ર એક જ ગતિથી આ હંસ સો ગતિઓને

કેવી રીતે જીતી શકશે ? એની મૂર્ખાઈ તો જુઓ ! માત્ર એક જ ગતિથી સો ગતિઓ સામે તે ઊડવા ધારે છે![૩૬] વળી આ કાગડો બળવાન છે તથા શીઘ્ર પરાક્રમી પણ છે.' આ પ્રમાણે કાગડાઓ અંદર અંદર વાતચીત કરી રહ્યા હતા, તેવામાં પેલો હંસ તથા કાગડો અન્યોન્યની સ્પર્ધા કરતા ઊડ્યા. તેમાં હંસ માત્ર એક જ ગતિથી ઊડવા લાગ્યો અને પેલો કાગડો પોતાની સો ગતિઓ પ્રમાણે ઊડવા લાગ્યો તથા પોતાની અનેક જાતની ક્રિયાઓ દર્શાવીને સર્વને વિસ્મય પમાડવા લાગ્યો. કાગડાની તરેહતરેહની તે ગતિઓ જોઈને સર્વ કાગડાઓ એકદમ હર્ષમાં આવી ગયા ને વારંવાર પોતાના 'કા' 'કા' શબ્દો કરીને ગાજવા લાગ્યા. પરંતુ હંસો તો તે જોઈ કેવળ હસતા જ હતા અને કેટલાએક અપ્રિય વચનો કહેતા હતા.[૩૭–૪૦] ત્યારે બીજા કાગડાઓ તો થોડીવાર ઝાડની ટોચ ઉપર ઊડી બેસતા હતા, વળી ત્યાંથી ઊડીને થોડીવાર પૃથ્વી પર બેસતા હતા અને 'કા' 'કા' શબ્દો કરી પોતાની જાતિના પેલા કાગડાના વિજયને તકાસતા હતા. એ સમયે પેલો આકાશમાં ઊડેલો હંસ તો ધીમી ધીમી પોતાની એક જ ગતિથી આકાશમાં મધ્યે જતો હતો.[૪૧] આથી હે રાજા! એક મુહૂર્ત જેટલા સમય સુધી તો તે પેલા કાગડા કરતાં કંઈક કંઈક ઊણપવાળો દેખાતો હતો. તે જોઈ નીચે રહેલા સર્વ કાગડાઓ બીજા સર્વ હંસોનું અપમાન કરી કહેવા લાગ્યા:[૪૨] 'જુઓ, જુઓ! આ તમારો સહચારી હંસ માત્ર એક જ ગતિથી આકાશમાં ઊડી રહ્યો છે; તેથી માત્ર શરૂઆતમાં જ કાગડા કરતાં ઊતરતી ગતિવાળો દેખાઈ ગયો છે.' કાગડાઓનાં એ વચનો સાંભળી જઈ પેલો આકાશગામી હંસ એકદમ પશ્ચિમ દિશા તરફ વળ્યો અને મહાસાગરની ઉપર ઉપર તે દિશામાં વેગથી ઊડવા લાગ્યો. એટલે કાગડો પણ તેની પાછળ પાછળ સમુદ્ર પર ઊડવા લાગ્યો. આમ થોડોએક સમય ઊડ્યા પછી કાગડાના મનમાં ભય પેસી ગયો, અતિશય થાકને લીધે તેને ભાન રહ્યું નહિ અને વિશ્રાંતિ લેવા માટે આસપાસ દૃષ્ટિ કરતાં કોઈ બેટ અથવા ઝાડ પણ તેના જોવામાં આવ્યું નહિ. મનમાં પોતે વિચારવા લાગ્યો કે, 'મને થાક ઘણો લાગ્યો છે, પણ આ મહાસાગરમાં હું કયે સ્થળે વિશ્રાંતિ લેવા બેસું? વળી આ સમુદ્ર ઘણો જ અસહ્ય છે, એ અનેક જાતનાં જળચર પ્રાણીઓનું નિવાસસ્થાન છે, સેંકડો મહાબળવાન પ્રાણીઓ આની અંદર વસે છે અને આકાશના કરતાં પણ એ ઘણો મોટો દેખાય છે.'[૪૩–૪૭] હે સૂતપુત્ર કર્ણ! કાગડાના તે વિચારો સત્ય જ હતા; કારણ કે સમુદ્રની ગંભીરતા એટલી બધી હોય છે કે ખાસ સમુદ્ર પર વસનારા માણસો પણ તેનો તાગ લઈ શકતા નથી. તેનું જળ છેક દિશાઓના છેડા સુધી પથરાઈ પડેલું હોય છે. હે કર્ણ! આવા મહાવિશાળ મહાસાગરમાં બિચારા કાગડાનું શું ગજું? તે પછી એક મુહૂર્ત જેટલો સમય વહી ગયો એટલે પેલો હંસ તો ઘણો દૂર નીકળી ગયો હતો, પણ દયાને લીધે તેણે પાછું વાળીને જોયું તથા કાગડાને છોડી જવાનું મનમાં પસંદ કર્યું નહિ. તેણે આસપાસ દૃષ્ટિ કરી કાગડાને જોવા માંડ્યો અને મનમાં વિચારવા લાગ્યો કે, 'હમણાં જ કાગડો મારી પાસે ઊડી આવશે.' પણ તેવામાં તો કાગડો ઘણો જ થાકી ગયો ને માંડમાંડ હંસ પાસે આવી પહોંચ્યો. કાગડાની ગતિ તદ્દન મંદ થઈ ગઈ હતી, તે જોઈ સત્પુરુષના વ્રતનો વિચાર કરીને કાગડાને બચાવવા માટે હંસે મનમાં તેને કહેવા માંડ્યું: 'અલ્યા ઓ કાગડા! તેં વારંવાર અનેક જાતની ગતિઓના સંબંધમાં મને કહ્યું હતું;

પરંતુ આ સમયે તું કઈ ગતિથી ઊડી રહ્યો છે? ખરેખર, આ ગતિને તેં અમારાથી ગુપ્ત રાખી હોય તેમ જણાય છે, પણ હવે આ સમયે તો કહે કે, આ કઈ જાતની ગતિ છે? તું બન્ને પાંખો વડે બળનો સ્પર્શ કરે છે અને વારંવાર ચાંચને પાણીમાં ઝબોળે છે. તેથી હું તને પૂછું છું કે, તેં ગણાવેલી ગતિઓમાંની આ કઈ ગતિ છે? આવ, આવ, જલદી તું મારી પાસે ઊડી આવ. હું તારી રાહ જોઈને જ અહીં ઊભો છું.[૧૪૮–૫૪]

શલ્ય બોલ્યો: હે દુષ્ટાત્મા કર્ણ! પાણીમાં પાંખો ફફડાવતો અને ચાંચને વારંવાર પાણીમાં ઝબોળતો તે કાગડો કોઈ સ્થળે પાણીના પારને જોઈ શક્યો નહિ. તે થાકને લીધે લથડિયાં ખાવા લાગ્યો અને વેગપૂર્વક ગતિ કરવાથી હાંફવા મંડ્યો. હવે તે પેલા હંસ પ્રત્યે કહેવા લાગ્યો: 'હે હંસ! અમે તો કાગડા કહેવાઈએ, માત્ર 'કા' 'કા' શબ્દનો ઉચ્ચાર કરતા સાધારણ સ્થળે જ ફરી શકીએ. આટલે બધે દૂર ઊડવામાં અમારી શી શક્તિ હોઈ શકે? ખરેખર, હું ઘણો જ થાકી ગયો છું; તેથી તું મારા પર કૃપા કર. હું તારે શરણે આવ્યો છું; માટે મને જીવિતદાન દઈ સમુદ્રના કાંઠા પર લઈ જા.' આમ બોલતો તે કાગડો ઘણો જ દુઃખી થઈ પાંખો વડે પાણીનો સ્પર્શ કરવા લાગ્યો તથા અત્યંત થાકને લીધે છેક પાણી સુધી લથડિયાં ખાતો એકાએક સમુદ્રમાં પછડાઈ પડ્યો.[૫૫–૫૯] આ રીતે સમુદ્રના જળમાં પછડાઈ પડેલા અને મનમાં દીન થઈ ગયેલા તે કાગડાને છેક મૃત્યુદશાએ આવી પડેલો જોઈ હંસ તેને કહેવા લાગ્યો:[૬૦] 'અલ્યા ઓ કાગડા! તેં તારાં વખાણ કરતાં કરતાં કહ્યું હતું કે, 'હું એકસો-એક ગતિઓ જાણું છું'. એ વચનને તું આ સમયે યાદ કર. અલ્યા ઓ! તું એકસોએક ગતિઓને જાણનારો મારાથી અધિક બળવાન હતો, છતાં આ રીતે થાકી જઈ મહાસાગરમાં કેમ પછડાઈ પડ્યો?[૬૧,૬૨] હંસનાં વચન સાંભળીને અતિશય દુઃખમાં આવી પડેલા કાગડાએ પ્રત્યુત્તર આપ્યો અને પોતાની ઉપર આકાશમાં ઊભેલા હંસને પ્રસન્ન કરવા લાગ્યો: 'હે હંસ! વૈશ્ય-પુત્રોના ઉચ્છિષ્ટ અન્નનું ભક્ષણ કરી હું છેક છકી ગયો હતો અને મારા આત્માને લગભગ ગરુડ સરખો જ હું માનતો હતો. મેં મારા જાતભાઈ ઘણા કાગડાઓનાં તથા પક્ષીઓનાં અપમાનો કર્યાં છે.[૬૩,૬૪] પરંતુ હે હંસ! તે મારા અભિમાનનું ફળ મને આ સમયે મળી ચૂક્યું છે. હું મારા પ્રાણો તને અર્પણ કરી તારે શરણે આવ્યો છું. માટે હે સમર્થ હંસ! કોઈ બેટમાં મને પહોંચાડી દે. હું જો કુશળક્ષેમ મારા દેશમાં પહોંચી જઈશ, તો ફરી આ રીતે કોઈ પક્ષીનું અપમાન કરીશ નહિ. માટે કૃપા કરીને તું આપત્તિમાંથી મારો ઉદ્ધાર કર.' આમ કહીને દીનતાથી વિલાપ કરતો તે કાગડો અચેતન દશામાં આવી પડ્યો અને 'કા' 'કા' શબ્દ કરતો મહાસાગરમાં ગળકિયાં ખાવા લાગ્યો. ત્યારે પાણીમાં પલળી ગયેલા અને અતિ-દુર્દશામાં આવી પડેલા તે કાગડાને દયાને લીધે હંસે સમુદ્રમાંથી ઉઠાવી લીધો ને વેગપૂર્વક તેના બે પગ પકડીને પાણી દૂર કરવા માટે પાંખો ફફડાવીને ધીમે ધીમે પોતાની પીઠ પર બેસાડ્યો. એ વેળા પેલો કાગડો તો તદ્દન બેભાન અવસ્થામાં જ હતો.[૬૫–૬૮] પછી જે સ્થળેથી અન્યોન્ય સ્પર્ધાને લીધે તે બન્ને જણા ઊડ્યા હતા, તે દ્વીપ પર તે હંસ આવી પહોંચ્યો. ત્યાં આવીને તેણે પેલા કાગડાને નીચે ઉતાર્યો. પુનઃ તેને ધીરજ આપી શાંત કર્યો.[૬૯] હવે પોતે મનસમાન શીઘ્ર ગતિથી પોતાના ઇષ્ટપ્રદેશમાં જઈ પહોંચ્યો. હે કર્ણ! એ પ્રમાણે ઉચ્છિષ્ટ ખાઈ ખાઈને રાતા-માતા થયેલા તે કાગડાનો હંસે પરાજય કર્યો,

ત્યારે જ તેણે પોતાના મહાન બળ તથા વીર્ય વિષેનું અભિમાન છોડી દીધું ને તદ્દન શાંત થઈ ગયો.[૭૦] વૈશ્યોના પુત્રોએ ઉચ્છિષ્ટ ખવડાવીને તે કાગડાને જેમ પોષ્યો હતો, તેમ ધૃતરાષ્ટ્રના પુત્રોએ તને ઉચ્છિષ્ટ ખવડાવીને પોષ્યો છે અને તેથી જ તું આટલો બધો છકી ગયો છે, એમાં જરાય સંશય નથી. તે કારણથી જ હે કર્ણ! તું તારા સમોવડિયાઓનું તથા નાનામોટા સર્વ કોઈ મહાપુરુષોનું અપમાન કરી રહ્યો છે.[૭૧,૭૨] પરંતુ અલ્યા ઓ! હું તને પૂછું છું કે, તે સમયે વિરાટનગરમાં દ્રોણાચાર્ય, અશ્વત્થામા, કૃપાચાર્ય, ભીષ્મપિતામહ તથા બીજા સર્વ કૌરવોના રક્ષણ તળે રહીને તેં અર્જુનને એકલાને કેમ માર્યો ન હતો? વળી તે જ સમયે સિંહ જેમ શિયાળોને જીતી લે, તેમ તમારા બધાનો અને એકએકનો જ્યારે અર્જુને પરાજય કર્યો હતો, ત્યારે તારું પરાક્રમ ક્યાં ગયું હતું?[૭૩,૭૪] તેમ જ આ યુદ્ધમાં સર્વ કુરુવીરોના દેખતાં અર્જુને જ્યારે તારા ભાઈને મારી નાખ્યો, ત્યારે પણ પોતાની દૃષ્ટિ આગળજ ભાઈને મરણ પામેલો જોયા છતાં તું તો સર્વના કરતાં પ્રથમ જ પોબારા ગણી ગયો હતો.[૭૫] વળી દ્વૈતવનમાં જ્યારે સર્વ ગંધર્વો તારી સામા ચઢી આવ્યા હતા, ત્યારે પણ સર્વ કૌરવોને ત્યાં પડતા મૂકી તું જ પ્રથમ પલાયન કરી ગયો હતો.[૭૬] તે વેળા ચિત્રસેન આદિ કેટલાએક ગંધર્વોને રણમાં હરાવીને તથા બીજા કેટલાએકને ઠાર મારી નાખીને અર્જુને જ દુર્યોધનને તેની સ્ત્રી સહિત છોડાવ્યો હતો.[૭૭] ઓ કર્ણ! પરશુરામે પોતે પણ કૌરવોની રાજસભામાં અર્જુનનો તથા શ્રીકૃષ્ણનો પુરાણોક્ત પ્રભાવ કહી સંભળાવ્યો હતો. વળી ભીષ્મ તથા દ્રોણાચાર્ય પણ સર્વ રાજાઓની સમક્ષ નિત્ય કહ્યા કરતા કે, અર્જુન તથા કૃષ્ણ સર્વદા અવધ્ય છે અને તે બધું તેં પોતે પણ સાંભળ્યું છે.[૭૮,૭૯] અરે! બ્રાહ્મણ જેમ સર્વ ભૂતોમાં ઉત્તમ છે, તેમ અર્જુન જે જે વિષયોમાં તારા કરતાં અતિશય અધિક છે, તે તે વિષયોનું હું કેટલું વર્ણન કરું?[૮૦] ઊભો રહે, જરા ધીરજ ધરી જા. હમણાં જ ઉત્તમ રથમાં બેઠેલા યુદ્ધપરાક્રમી કૃષ્ણ તથા અર્જુનને અહીં રણક્ષેત્રમાં જ તું જોઈશ.[૮૧] જો તું મારા કહેવા પ્રમાણે કરતો હોય, તો બુદ્ધિનો આશ્રય કરી પેલા કાગડાએ જેમ હંસનું શરણ લીધું હતું, તેમ તું પણ યાદવ શ્રીકૃષ્ણનું તથા પાંડવ અર્જુનનું શરણ લે.[૮૨] એ તો નક્કી છે કે, જ્યારે તું યુદ્ધમાં પરાક્રમ કરી રહેલા શ્રીકૃષ્ણ તથા અર્જુનને એક રથમાં બેઠેલા જોઈશ, ત્યારે વળી આમ કદી નહિ બોલે.[૮૩] વળી જ્યારે અર્જુન સેંકડો બાણો મારીને તારા ગર્વનો નાશ કરશે, ત્યારે જ અર્જુનમાં તથા તારામાં કેટલું બધું અંતર છે, તે તારા જોવામાં આવશે.[૮૪] તે બન્ને પુરુષશ્રેષ્ઠો દેવો, અસુરો તથા મનુષ્યોમાં વિખ્યાત છે; માટે પતંગિયું જેમ મૂર્ખાઈથી સૂર્ય તથા અગ્નિનું અપમાન કરે છે, તેમ તું તે બન્નેનું અપમાન ન કર.[૮૫] સૂર્ય તથા ચંદ્ર આ જગતમાં સર્વના પ્રકાશક તરીકે પ્રસિદ્ધ છે, તેમ કૃષ્ણ તથા અર્જુન પણ તેજસ્વિતામાં પૃથ્વી પર પ્રસિદ્ધ છે. બાકી તું તો મનુષ્યોમાં એક પતંગિયા સરખો જ છે.[૮૬] આમ સમજીને, હે સૂતપુત્ર! શ્રીકૃષ્ણ તથા અર્જુનની તું અવગણના ન કર, કારણ કે તે બન્ને મહાત્માઓ પુરુષોમાં સિંહ સરખા છે. હવે તું ખોટી બડાઈ ન કરતાં છાનોમાનો બેસી રહે.[૮૭]

ઇતિ શ્રીમહાભારતમા કર્ણપર્વમાં 'કર્ણ અને શલ્યનો સંવાદ' નામનો અધ્યાય ૪૧ મો સમાપ્ત

## अध्याय ४२ मो
### કર્ણને શાપનું સ્મરણ અને તેનો આવેશ !

॥ सञ्जय उवाच ॥

मद्राधिपस्याधिरथिर्महात्मा
वचो निशम्याप्रियमप्रतीतः ।
उवाच शल्यं विदितं ममैतद्
यथाविधावर्जुनवासुदेवौ ॥ १ ॥

સંજય બોલ્યો મદ્રરાજનાં તે અપ્રિય વચન સાંભળ્યા પછી અધિરથના મહાત્મા પુત્ર કર્ણને તેના તરફ અવિશ્વાસ પેદા થયો અને તેણે શલ્ય પ્રત્યે કહેવા માંડ્યું 'અલ્યા ઓ શલ્ય ! અર્જુન તથા કૃષ્ણ કેવા બળવાન છે તથા તેમનાં બળ તથા મહાસ્ત્રો કેવા અદ્ભુત શક્તિવાળાં છે, તે બધું જેટલું મારા જાણવામાં છે, તેટલું તારા જાણવામાં નથી.[१,२] છતાં પણ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ ગણાતા તે અર્જુન તથા કૃષ્ણ સામે નિર્ભય થઈને આજે હું યુદ્ધ કરીશ. પરંતુ આ સમયે સ્મરણમાં આવેલો મારા ગુરુ બ્રાહ્મણશ્રેષ્ઠ પરશુરામનો શાપ મને અત્યંત સંતાપ ઉપજાવે છે.[३] પૂર્વે હું દિવ્ય અસ્ત્રોનો અભ્યાસ કરવા માટે બ્રાહ્મણને વેશે પરશુરામ પાસે રહેતો હતો. હે શલ્ય ! ત્યાં પણ અર્જુનનું હિત કરવાની ઇચ્છાવાળા દેવરાજ ઇંદ્રે મને વિઘ્ન કર્યું હતું.[४] કોઈ એક ભમરાના રૂપે શરીરમાં પ્રવેશ કરી ઇંદ્રે મારી સાથળ પર ડંખ મારી તેને ઘાયલ કરી હતી. તે સમયે મારા ગુરુ પરશુરામ મારી સાથળ પર જ મસ્તક મૂકી નિદ્રાવશ થયા હતા અને પેલા ભમરાએ મારી તેજ સાથળ પર ડંખ માર્યો હતો.[५] મારી સાથળ એ પ્રમાણે ડંખથી વીંધાઈ ગઈ અને તેજ ક્ષણે તે સાથળમાંથી લોહીનો મોટો પ્રવાહ વહેવા લાગ્યો પરંતુ ગુરુ જાગી જાય, તેવા ભયથી હું જરા પણ ડગમગ્યો નહિ અને તેમનો તેમ સ્થિર બેસી રહ્યો. હવે મારા ગુરુદેવ જાગી ગયા[६] અને ધૈર્યયુક્ત થઈને બેસી રહેલો જોઈને બ્રાહ્મણ પરશુરામ એકદમ કોપી ઊઠ્યા અને કહેવા લાગ્યા 'ઓ દુષ્ટ ! જરૂર તું બ્રાહ્મણ જાતિનો નથી, માટે સત્ય બોલ, તું કઈ જાતિનો છે ?' હે શલ્ય ! તે સાંભળી મે મારી મૂળની સૂતજાતિ તેમની આગળ પ્રકટ કરી.[७] મને સૂતજાતિનો સાંભળી તે મહા તપસ્વી પરશુરામનું ચિત્ત રોષથી ધૂંધવાઈ ઊઠ્યું અને તેમણે મને આ શાપ આપ્યો 'તેં તારી સૂતજાતિ ગુપ્ત રાખીને કપટપૂર્વક બ્રાહ્મણવેશ સ્વીકારીને મારી પાસેથી બ્રહ્માસ્ત્ર ગ્રહણ કર્યું છે, પણ તે અસ્ત્ર તારા પોતાના રક્ષણસમયે અથવા પ્રતિજ્ઞાનું પાલન કરવાના સમયે તને સ્મરણમાં આવશે નહિ.[८] તારા મૃત્યુકાળ સિવાય બીજા સમયે તે બ્રહ્માસ્ત્ર તારી સ્મૃતિમાં રહેશે, કારણ કે બ્રાહ્મણ સિવાય અન્ય જાતિના પુરુષમાં તે બ્રહ્માસ્ત્ર સ્થાયી રહી શકતું નથી.' આ શાપના પ્રભાવથી આ સમયે અતિ તુમુલ અને ભયંકર સંગ્રામ ઉપસ્થિત થતાં તે અસ્ત્ર હું ભૂલી ગયો છું.[९] છતાં હે શલ્ય ! ભરતવંશીઓની અંદર સર્વનો સંહાર કરનારો, મહાભયંકર અને ક્ષત્રિયોના વીર પુરુષોને તપાવી નાખનારો આ જે બળવાન સંગ્રામ ઉત્પન્ન થયો છે, તેમાં હું ખાતરીપૂર્વક માનું છું કે, ઉગ્ર ધનુષ્યને ધારણ કરનાર, સર્વશ્રેષ્ઠ, મહાબળવાન, ભયંકર, અસહ્ય પરાક્રમી અને સત્ય પ્રતિજ્ઞાવાળા એ પાંડવ અર્જુનને પણ હું મૃત્યુના મુખમાં મોકલી દઈશ.[१०,११] મારી પાસે બીજું એક અહિબાણ નામનું અસ્ત્ર છે. તે અસ્ત્ર પરશુરામે આપેલા તે બ્રહ્માસ્ત્રથી ભિન્ન છે અને તે મને તેમની પાસેથી જ મળ્યું છે. તે અસ્ત્રના પ્રભાવથી હું મારા અસંખ્ય શત્રુઓનો રણમાં સંહાર કરી નાખીશ. વળી તેથી હું પ્રતાપી, બળવાન, અસ્ત્રકુશળ, ઉગ્ર ધનુર્ધર, અતુલ તેજસ્વી, ક્રૂર, શૂરવીર, રૌદ્ર, તથા શત્રુઓને મર્દન કરનાર

અર્જુનને પણ રણમાં રોળી નાખીશ. વેગવાન તથા અપ્રમેય એવો જલપતિ મહાસાગર જ્યારે અનેક પ્રજાઓને બોળી દેવા માટે મહાવેગમાં આવી જાય છે, ત્યારે તેનો કાંઠો તેને આગળ વધતો અટકાવી રાખે છે. તેજ પ્રમાણે મર્મને છેદી નાખનારાં તથા વીરપુરુષોનો સંહાર કરી નાખનારાં સુંદર પીછાંવાળાં અનેક બાણોને ફેંકી રહેલા મહાધનુર્ધર કુંતાપુત્ર અર્જુનને હું આગળ વધતો અટકાવીશ અને તેની સામે આજે યુદ્ધ કરીશ. જોકે તે અર્જુન અતિ બળવાન છે, મોટાં મોટાં અસ્ત્રોને જાણનારો છે, સમુદ્રની પેઠે દુષ્પ્રાપ્ય અને ઉગ્ર છે તથા બાણોનો ધોધ છોડી મૂકી રાજાઓને તેમાં ડુબાવી દેનારો છે, તોપણ કાંઠો જેમ સમુદ્રને સહન કરી શકે છે, તેમ હું બાણો મૂકી મૂકીને તેને સહન કરી શકીશ. હું પોતે પણ માનું છું કે, અર્જુનના સરખો ઉત્તમ આ જગતમાં બીજો એક પણ ધનુર્ધર નથી અને તેણે દેવો તથા અસુરોને પણ યુદ્ધમાં જીત્યા છે. જોજો, તેજ અર્જુન સાથે આજે મારું અતિઘોર યુદ્ધ થશે. મારા જાણવામાંજ છે કે, અતિશય અભિમાની પાંડુકુમાર અર્જુન મોટાં મોટાં દૈવી અસ્ત્રો ફેંકતો ફેંકતો મારી સામે યુદ્ધ કરવાની ઇચ્છાથી ચઢી આવશે, પરંતુ હું એ અર્જુનનાં અસ્ત્રોનો સામાં અસ્ત્રો વડે જ નાશ કરી નાખીશ અને બીજાં ઉત્તમ બાણો મારીને તેને રણમાં રોળી નાખીશ. જોકે અર્જુન સાક્ષાત્ સૂર્યની પેઠે દેદીપ્યમાન છે, તેમજ સર્વ દિશાઓને તપાવી મૂકનાર સૂર્ય સરખો ઉગ્ર છે, છતાં મેઘમંડળ જેમ સૂર્યને બિલકુલ ઢાંકી દે છે, તેમ હું પણ તેને બાણો વડે અત્યંત ઢાંકી દઈશ. ધુમાડાની શિખાવાળા અગ્નિની પેઠે બળી રહેલા અને આ લોકને બાળી રહેલા અર્જુનરૂપ તેજસ્વી અગ્નિને મેઘરૂપ થયેલો હું બાણોનો વરસાદ વરસાવી મૂકી યુદ્ધક્ષેત્રમાં શાંત કરી દઈશ. અતિતીક્ષ્ણ દાઢોવાળા સર્પની પેઠે દુર્ધર તથા અગ્નિ સમાન પ્રભાવવાળો મારો મહાન શત્રુ અર્જુન અપ્રમેય છે તેમ જ ક્રોધથી બળી રહ્યો છે, તોપણ હું તેને ભલ્લ જાતિનાં ઘણાં બાણો મારીને શાંત કરી દઈશ. ક્રોધાયમાન થયેલો અર્જુન શત્રુના પ્રહારને સહન કરી રહે તેવો નિર્બળ નથી, પણ સર્વને ભાંગી ભુકો કરી નાખનાર ઉગ્ર પવનની પેઠે બળવાન છે અને શત્રુઓને મથી નાખે તેવા સચોટ પ્રહારો કરનારો છે; છતાં હિમાલય પર્વત જેમ પવન સામે ટક્કર ઝીલે છે, તેમ હું પણ યુદ્ધમાં તેની સામે ટક્કર ઝીલીશ. તરેહતરેહના રથમાર્ગોમાં ઘૂમવામાં કુશળ, રણધુરાને વહન કરવામાં સમર્થ, યુદ્ધોમાં નિત્યનો વીર અને લોકમાંના સર્વ ધનુર્ધરોના મધ્યમાં ઉત્તમ ગણાયેલા તે અર્જુનને હું યુદ્ધમાં હંફાવીશ. તેની બરોબરી કરી શકે તેવો બીજો એક પણ ધનુર્ધર મનુષ્ય આ યુદ્ધક્ષેત્રમાં નથી એમ હું માનું છું. વળી મારા જાણવામાં જ છે કે, તેણે આ સમગ્ર પૃથ્વીને જીતી લીધી છે, છતાં તે અર્જુનની સાથે રણમાં ભેટીને આજે હું યુદ્ધ કરીશ. જે અર્જુને ખાંડવપ્રસ્થના દાહસમયે દેવો સહિત સર્વ ભૂતોનો પરાજય કર્યો છે, તે અર્જુન સામે પોતાની જિંદગીની રક્ષા કરવા ઇચ્છતો મારા વિના બીજો કયો પુરુષ યુદ્ધ કરવાની ઇચ્છા કરે ? જે અર્જુન નિત્યનો અભિમાની છે, અસ્ત્રકુશળ છે, હાથની સંપૂર્ણ ઝડપવાળો છે, દિવ્ય અસ્ત્રોનો વેત્તા છે, શ્વેત ઘોડાઓવાળો છે તથા સર્વને મથી નાખવાના સ્વભાવવાળો છે, તે જ અતિરથી અર્જુનના મસ્તકને તીક્ષ્ણ બાણો વડે ધડ પરથી હું ઉડાડી પાડીશ. ઓ શલ્ય ! મૃત્યુને અથવા વિજયને આગળ કરી હું અર્જુન સામે યુદ્ધ કરવા ઇચ્છું છું અને તે મારાથી જ બની શકે તેમ છે; કારણ

કે સાક્ષાત્ ઇંદ્ર સરખા પાંડુકુમાર અર્જુન સામે બીજો એક પણ મરણધર્મી મનુષ્ય માત્ર એક રથની જ સહાયતા લઈ, યુદ્ધ કરી શકે તેમ નથી. તે પાંડવ અર્જુનના પુરુષાર્થનું આ યુદ્ધમાં એકઠી મળેલી સર્વ ક્ષત્રિયોની મહાસભામાં હું જાતે જ વર્ણન કરીશ. તારા જેવો મૂર્ખ અને મૂઢ બુદ્ધિવાળો પુરુષ અર્જુનના પુરુષાર્થનું મારી આગળ શું વર્ણન કરી શકવાનો હતો? કારણ કે તું તો સર્વને અપ્રિય થઈ પડનાર એક ક્ષુદ્ર અને ક્રૂર પુરુષ છે; કેમ કે તું ક્ષમા કરનાર પુરુષને પણ સામી અક્ષમા આપે છે. અરે! તારા જેવા સેંકડોને હું મારી નાખવા સમર્થ છું; પણ ક્ષમા તથા આધુનિક સમયના યોગથી હું તને ક્ષમા આપું છું. અરે એ પાપકર્મી! તું પાંડવો માટે પ્રિય વચનો બોલી રહ્યો છે તથા મૂઢની પેઠે મારું અપમાન કરી રહ્યો છે. મારી સાથે સરળતાથી વર્તવું જોઈએ તેને બદલે તું ઊલટો કુટિલ બુદ્ધિથી વર્તે છે. માટે મિત્રનો દ્રોહ કરનાર તને તો મેં ક્યારનોય મારી નાખ્યો હોત; પણ 'સાત પગલાં સાથે ચાલવાથી મિત્રતા બંધાય છે' આ વચનાનુસાર તું મારો મિત્ર થઈ ચૂક્યો છે. વળી આ દારુણ સમય પાસે જ આવી પહોંચ્યો છે, છતાં દુર્યોધન પોતે યુદ્ધ કરવા અહીં આવી પહોંચ્યો છે અને તે દુર્યોધનરાજના કાર્યની સિદ્ધિને હું ઇચ્છું છું. પરંતુ તું તો અમારા પક્ષનો હોવા છતાં અમારા શત્રુઓ પર જ સ્નેહદૃષ્ટિ રાખે છે મિત્ર શબ્દનો અર્થ શો થાય છે અને મિત્ર કોને કહી શકાય છે, તે તું સાંભળ. પોતાના પ્રેમપાત્ર પર સ્નેહ રાખવો, હર્ષ ઉપજાવવો અથવા તૃપ્તિ કરવી, સંકટસમયે રક્ષણ કરવું, સર્વ હિતકારક ઉપાયો ગ્રહણ કરવા તથા પોતાના પ્રેમપાત્રના સુખથી પોતે આનંદિત થવું—આ બધા મિત્ર શબ્દના અર્થો છે. તે બધા મારામાં યથાર્થ રીતે છે અને તે વિષે રાજા દુર્યોધન બરાબર જાણે છે. હવે શત્રુ શબ્દનો શો અર્થ થાય છે અને શત્રુ કોને કહી શકાય, તે પણ તું સાંભળ. જે પોતાના અથવા પારકા મનુષ્યનો નાશ કરવા તત્પર થાય છે, તેને શિક્ષા કરવા સજ્જ થાય છે, તેને ક્ષીણ કરે છે, ગમે તે ઉપાયે તેને મારી નાખવા તૈયાર થાય છે તથા ખેદ ઉપજાવે છે, તે શબ્દ શત્રુવાચ્ય છે અને તેને જ શત્રુ કહી શકાય છે. આ બધા અર્થો તારામાં સ્પષ્ટ દેખાય છે. તે બધાને તું મારા તરફ વ્યક્ત કરે છે. પણ તેથી મને શી હાનિ છે? હું તો દુર્યોધનરાજને માટે, તને તથા મને પ્રસન્ન કરવા માટે, વિજયના લાભથી થનાર યશપ્રાપ્તિ માટે અને સ્વધર્માચરણ દ્વારા ઈશ્વરને પ્રસન્ન કરવા માટે અર્જુન તથા કૃષ્ણ સામે યત્નપૂર્વક યુદ્ધ કરીશ. તે સમયે તું મારા પરાક્રમને આજે જોઈ લેજે. જેમ કોઈ અતિ મદમત્ત હાથી બીજા ઉગ્રવીર્ય મદમત્ત હાથી સામે ધસી જાય, તેમ હું આજે અર્જુન સામે ધસી જઈશ અને તે વેળા મારાં ઉત્તમ બ્રહ્માસ્ત્રો, દિવ્યાસ્ત્રો તથા માનવાસ્ત્રોને પણ તું જોજે. મારી પાસે જે બ્રહ્માસ્ત્ર છે તેનો મનથી પણ પરાજય થઈ શકે તેમ નથી. એ અપ્રમેય અસ્ત્રને વિજય મેળવવા માટે હું અર્જુન સામે ફેંકીશ. મારા રથનું પૈડું બરાબર સંકટસમયે જો પૃથ્વીમાં નહિ પેસી જાય, તો તે અસ્ત્રના સપાટામાંથી અર્જુન કદી પણ મુક્ત થશે નહિ.[૧૨–૬૫] એ શલ્યરાજ! દંડધારી કાળથી, પાશધારી વરુણથી, ગદાધારી કુબેરથી, વજ્રધારી ઇંદ્રથી અથવા તે ઉપરાંતના બીજા કોઈ હથિયારબંધ મારા વૈરી શત્રુથી આજે હું ડરતો નથી. વળી હું અર્જુન અથવા કૃષ્ણથી પણ બીતો નથી, એમ તારે નક્કી જાણવું. છતાં ભલેને ગમે તે થાય પણ આજના સંગ્રામમાં એ કૃષ્ણ તથા અર્જુનની સાથે મારું યુદ્ધ થશે જ; પરંતુ એક વાતનું મને આ સમયે સ્મરણ થાય છે. હે શલ્યરાજા! એક

સમયે મારું વિજયધનુષ્ય હાથમાં લઈ હું તે દ્વારા બાણો ફેંકવાનો અભ્યાસ કરતો જંગલમાં ફરતો હતો. ઘોર સ્વરૂપવાળાં ભયાનક બાણો ફેંકતાં ફેંકતાં પ્રમાદ અને અજ્ઞાનને લીધે મેં કોઈ એક ઋષિની હોમધેનુના વાછરડાને બાણ વડે મારી નાખ્યો. હે શલ્ય! તે વેળા તે વાછરડાના માલિક બ્રાહ્મણે નિર્જન જંગલમાં ફરી રહેલા મને શાપ આપીને આ પ્રમાણે કહ્યું: 'પ્રમાદને વશ થઈને તેં હોમધેનુના વાછરડાને મારી નાખ્યો છે, માટે સંગ્રામમાં યુદ્ધ કરતી વેળા ખરા સંકટસમયે તારા રથનું પૈડું રણભૂમિ પર ખાડામાં ખૂંચી જશે.' બ્રાહ્મણનાં એ શાપવાક્યથી આ સમયે મને અત્યંત ભય લાગે છે, કારણ કે બ્રાહ્મણો કંઈ સામાન્ય હોતા નથી. તેમનો રાજા સાક્ષાત્ ચંદ્રદેવ છે અને સુખદુઃખ આપવામાં તેઓ સમર્થ હોય છે.[૩૬-૪૨] હે મદ્રરાજ શલ્ય! તે સમયે મેં પેલા બ્રાહ્મણને એક હજાર ગાયો તથા છસો બળદો આપવા માંડ્યાં હતાં; છતાં તેણે મારા પર કૃપા કરી નહિ.[૪૩] ઈસ જેવડા દાંતવાળા સાતસો હાથીઓ તથા સેંકડો દાસદાસીઓ પણ મેં આપવા માંડ્યાં; છતાં તે બ્રાહ્મણે મારા પર કૃપા કરી નહિ.[૪૪] ધોળા રંગના વાછરડાઓ સાથે કાળા રંગની ચૌદ હજાર ગાયો આપવાને હું તૈયાર થયો; તોપણ તે ઉત્તમ બ્રાહ્મણની કૃપા હું મેળવી શક્યો જ નહિ. વળી તે ઉપરાંત સર્વ કામોને પરિપૂર્ણ કરનારો પદાર્થોથી ભરેલું સમૃદ્ધિવાળું ઘર તથા તે ઉપરાંત મારી પાસેનું સર્વ ધન પણ સત્કારપૂર્વક આપી દેવા હું તૈયાર થયો, પણ તે બ્રાહ્મણે તેમાંનું કાંઈ પણ ઇચ્છ્યું નહિ.[૪૫-૪૬] પછી તે બ્રાહ્મણ પાસે મેં મારા અપરાધ માટે ઘણા ઘણા યત્નપૂર્વક ક્ષમાની યાચના કરવા માંડી; એટલે તે બ્રાહ્મણે કહ્યું કે, 'હે સૂત! મારું કહેવું કદી પણ મિથ્યા તો થશે જ નહિ.[૪૭] વળી અસત્ય ભાષણ પ્રજાનો નાશકર્તા થઈ પડે છે અને તેથી મને પણ પાપ લાગ્યા વિના રહે નહિ. માટે ધર્મનું રક્ષણ થાય તે માટે હું અસત્ય વચન કદી બોલીશ નહિ.[૪૮] પણ હવે પછી ધ્યાનમાં રાખજે કે; બ્રાહ્મણોનાં યોગક્ષેમનો નિર્વાહ કરનારાં સાધનોનો તું કદી પણ નાશ કરીશ નહિ' અને આ મારા શાપથી જ તેં ગોહત્યાનું પ્રાયશ્ચિત્ત કરી લીધું છે. મારાં વાક્યને લોકમાંનો કોઈ પુરુષ મિથ્યા કરી શકે તેમ નથી; માટે તું મારા શાપને તું ભોગવ.[૪૯] હે શલ્ય! તેં મારો તિરસ્કાર કર્યો છે અને તને હું મારા શત્રુ તરીકે જાણું છું; છતાં પણ મિત્રબુદ્ધિથી જ મેં આ મારું સર્વ વૃત્તાંત તને કહ્યું છે; પણ હવે પછી તું ચૂપ થઈને બેસી રહીને મારાં ઉત્તરવચનને સાંભળી લે.[૫૦]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'કર્ણ અને શલ્યનો સંવાદ' નામનો અધ્યાય ૪૨ મો સમાપ્ત

## अध्याय ४३ मो

### શલ્યનો તિરસ્કાર

॥ संजय उवाच ॥

ततः पुनर्महाराज मद्रराजमरिंदमः ।
अभ्यभाषत राधेयः संनिवार्योत्तरं वचः ॥१॥

સંજય બોલ્યા: હે મહારાજ! તે પછી ફરી પણ શત્રુદમન રાધાપુત્ર કર્ણ મદ્રરાજને બોલતો બંધ કરી દઈ ઉત્તરવચન કહેવા લાગ્યો: 'હે શલ્ય! તેં મને કાગડાનું દૃષ્ટાંત કહી સંભળાવી તેનો આશય પણ જણાવ્યો; પરંતુ તેવી વાણી માત્રથી તું મને યુદ્ધમાં ડરાવી શકે તેમ નથી.[૧-૨] અરે! ઇંદ્ર સહિત સર્વ દેવો પણ મારી સામા કદાચ યુદ્ધ કરવા ચડી આવે, તોપણ મને ભય ન લાગે; તો કૃષ્ણની સાથે આવેલા અર્જુનથી તો મને શાનો જ ભય હોય? માત્ર વાણીથી જ મને ડરાવી શકાય તેમ નથી; હે શલ્ય! તારા જેવો જેને રણમાં ડરાવી શકે તે બીજા, હું નહિ; એ

તારે ખાસ લક્ષમાં રાખવું.[૪] તેં મને કઠોર વચનો કહ્યાં, તેમાં કંઈ આશ્ચર્ય નથી; કારણ કે નીચ મનુષ્યનું એટલું જ બળ હોય છે. ઓ દુર્મતિ શલ્ય! તું મારાં ગુણગાન કરવા અસમર્થ છે, તેથી જ આમ જેમ આવે તેમ બહુ બકે છે.[૫] ઓ નીચ મદ્રરાજ! કર્ણ કંઈ જગતમાં કોઈનાથી ડરી જવા માટે જન્મ્યો નથી, તે તો પરાક્રમ કરવા માટે તથા પોતાની કીર્તિ જગતમાં ઝળકાવવા માટે જ આ પૃથ્વી પર અવતર્યો છે.[૬] હે શલ્ય! આવાં અપ્રિય વચનો કહ્યા છતાં હાલમાં તું જીવી રહ્યો છે તેમાં આ ત્રણ મુખ્ય કારણો છે: એક તો સારથિકર્મ કરીને તું મને ઉપકારક થયો છે; બીજું મારા તરફની ક્ષમા અને ત્રીજું મિત્ર દુર્યોધનના ઇષ્ટ કાર્યની સિદ્ધિ.[૭] વળી રાજા દુર્યોધને અતિમહાન કાર્યનો આરંભ કર્યો છે અને તે સર્વનો મુખ્ય ભાર મારા પર મૂક્યો છે. આ કારણથી જ ઓ શલ્ય! તું હજી જીવે છે.[૮] તેમ જ 'તારાં અપ્રિય વચનો મારે સહન કરવાં' આવો કરાર પણ તારી સાથે મેં કર્યો છે. એ કરારનું રક્ષણ કરવા માટે જ તને મેં જીવતો છોડ્યો છે. બાકી તારા જેવા એક હજાર શલ્યોની સહાય લીધા વિના હું એકલો જ શત્રુઓને જીતી શકું તેમ છું. વળી મિત્રનો દ્રોહ કરવો તે મોટામાં મોટું પાપ છે, આવા હેતુથી જ તું હાલમાં જીવી રહ્યો છે.[૯]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'શલ્યનો તિરસ્કાર' નામનો અધ્યાય ૪૩ મો સમાપ્ત

## અધ્યાય ૪૪ મો

### શલ્યરાજાના તાબાના વાહીક પ્રદેશની પ્રજાની નિંદા

॥ शल्य उवाच ॥

ननु प्रलापाः कर्णैते यान् ब्रवीषि परान् प्रति ।
ऋते कर्णसहस्रेण शक्या जेतुं परे युधि ॥ १ ॥

શલ્ય બોલ્યો: હે કર્ણ! તું શત્રુઓને ઉદ્દેશીને જે જે શબ્દો કહે છે, તે તે બધાને હું તો તારા બકવાદો જ માનું છું. તારા જેવા હજાર કર્ણોની સહાય વિના હું એકલો જ યુદ્ધમાં શત્રુઓને જીતી શકું તેમ છું.[૧]

સંજય બોલ્યો: આવાં કઠોર વચનો કહી રહેલા મદ્રરાજને કર્ણ ફરી અપ્રિયતા દર્શાવનારાં ઘણાં તીક્ષ્ણ વચનો પ્રથમના કરતાં બમણાં સંભળાવવા લાગ્યો.[૨]

કર્ણ બોલ્યો: હે મદ્ર મનુષ્યોના રાજા! પૂર્વે ધૃતરાષ્ટ્રરાજાની પાસે કહેવામાં આવેલું જે વૃત્તાંત મેં સાંભળ્યું છે, તે હું તને કહું છું. બરાબર સાવધાન થઈને તે તું સાંભળ.[૩] ધૃતરાષ્ટ્રરાજાના રાજમહેલમાં એક સમયે બ્રાહ્મણો જુદા જુદા દેશોના ઇતિહાસો તથા તે તે રાજાઓનાં ચરિત્રો કહેતા હતા.[૪] તેમાંથી કોઈ એક વૃદ્ધ ઉત્તમ બ્રાહ્મણ પ્રથમથી ઐતિહાસિક કથા કહેતો હતો. વાહીકદેશ તથા મદ્રવાસી મનુષ્યોના સંબંધમાં ઘણી નિંદા કરતાં કરતાં તેણે આ પ્રમાણે કહ્યું હતું:[૫] 'જે દેશ હિમાલયની બહાર આવેલો છે, જ્યાં ગંગા, સરસ્વતી અને યમુના આદિ પવિત્ર નદીઓ વહેતી નથી, જે કુરુક્ષેત્રથી પણ બહિષ્કૃત છે અને જે સિંધુનદી સહિત બીજી પાંચ નદીઓના મધ્યમાં વસેલો છે, તે વાહીકદેશને નામે ઓળખાય છે. ત્યાંના લોકો લગભગ ધર્મબાહ્ય છે તથા અપવિત્ર છે. માટે તે દેશનો પણ ત્યાગ જ કરવો.[૬,૭] હું કુમાર અવસ્થામાં હતો ત્યારથી જ કોઈ ગૂઢ કાર્યના પ્રસંગથી વાહીકદેશમાં જઈ વસ્યો હતો. તેને લીધે ત્યાંના લોકોના પરિચયથી હું તેમના આચારવિચારથી બરાબર જાણીતો થયો છું. અહાહા! તે દેશમાં આવેલા એક ગોવર્ધન (ગાયોના વધસ્થાનભૂત) નામના એક વડને તથા મદિરાના આશ્રયરૂપ સુભદ્ર નામના ચકલાને હજી સુધી પણ હું ભૂલ્યો નથી. આ બન્ને તો ત્યાંના રાજગૃહનાં

દ્વાર ગણાય છે.[૮,૯] ત્યાં શાકલ નામનું એક નગર આવેલું છે અને તેની પડોશમાં આપગા નામની નદી વહે છે. તે નગરમાં જર્ત્તિક નામના વાહીક લોકો વસે છે. તેમનું ચરિત્ર તો અતિશય નિંદાપાત્ર છે.[૧૦] તે લોકો ભૂંજેલા જવ, લસણ નાખેલું ગાયનું માંસ, પૂડા, બીજી જાતનાં કેટલાંએક માંસ તથા જવના અન્નનું ભક્ષણ કરે છે. ગોળનો બનાવેલો દારૂ પીએ છે અને સર્વે સદાચારથી ભ્રષ્ટ છે.[૧૧] ત્યાંની સ્ત્રીઓ મદિરાપાનથી મત્ત બની જઈ, વસ્ત્રોનો ત્યાગ કરી, નગ્નાવસ્થામાં પુષ્પમાળા તથા ચંદનનો લેપ લગાડી નગરનાં ઘરો તથા કિલ્લાઓની ભીંત પર નાચે છે અને બીભત્સ ગાયનો ગાય છે.[૧૨] વળી ઊંટડી અને ગધેડી સરખા મોટા ઘાંટા કાઢી તે જાતજાતના ભયંકર અપશબ્દો બોલે છે. મૈથુનના સંબંધમાં તો પોતાનો અથવા પારકો ગમે તે પુરુષ હોય તોપણ તેનો તે હિસાબ જ ગણતી નથી અને સર્વ તરફ ઇચ્છાનુસાર ભટક્યા કરે છે.[૧૩] મદોત્કટ બનેલી તે સ્ત્રીઓ 'અલી ઓ! ધણીનો માર ખાનારી અલી ઓ! ધણીને મારી નાખનારી' આવાં આવાં વિનોદવચનો અન્યોન્યને કહે છે. કોઈ ઉત્સવને દિવસે તો તેઓ ઘણી જ ઉચ્છૃંખલ બનીને અન્યોન્યને ગાળો આપે છે તથા નાચેકૂદે છે. આવી નીચ અને મદમત્ત સ્ત્રીઓનો કોઈએક પતિ મુસાફરી કરતો કુરુજાંગલ દેશમાં જઈ વસ્યો હતો. એક દિવસ તે પુરુષ અતિ ઉદાસચિત્તે વાહીકદેશની એ દુષ્ટ સ્ત્રીઓના સંબંધમાં આ પ્રમાણે ગાણું ગાતો હતો: 'અહા! કદમાં મોટી તથા સૂક્ષ્મ કામળો ઓઢનારી તે ગૌરવર્ણી સ્ત્રી અહીં કુરુજાંગલમાં પડી રહેલા મને–વાહીક પુરુષને–જરૂર યાદ કરતી હશે. અરેરે! આ શતદ્રુકા અને ઇરાવતી નદીને ઓળંગી જઈ હું અભાગિયો મારા સ્વદેશમાં ક્યારે જઈશ? અને ત્યાં જઈને હું કપાળમાં મોટાં હાડકાંવાળી, મનશીલ ધાતુના સમાન ઉજ્જવળ કટાક્ષવાળી, રંગે ગોરી તથા ત્રણ સ્થળે આંજણ આંજનારી તે સુંદર સ્ત્રીઓનાં ક્યારે દર્શન કરીશ? અહા! આ સમયે તો સુંદર દેખાવની તે સ્ત્રીઓ કામળા તથા ચામડાં ઓઢીને મૃદંગ, આનક, શંખ તથા મર્દલ આદિ વાદિત્રોના તાલ સાથે ગાણાં ગાતી હશે. અરેરે! ખીજડીઓ, પીલુડીઓ તથા કરેણોના વનમાં આવેલા તે સુખદાયક માર્ગોમાં ગધેડા, ઊંટ તથા ખચ્ચરો પર બેસી મદિરાપાનથી મદમત્ત બનેલા અમે સુખેથી ક્યારે ગમન કરીશું? વળી પૂડા તથા છાશ નાખેલા સાથવાના લાડુ ખાઈને અતિ બળવાન થયેલા અમે ત્યાંના માર્ગમાં મુસાફરી કરતા મુસાફરોનાં વસ્ત્રો ઝૂંટવી લઈ ક્યારે તેમને પુષ્કળ માર મારીશું?' આવા વિચારના દુષ્ટ અને દુરાત્મા વાહીક પુરુષોના મધ્યમાં કયો સમજુ મનુષ્ય એક મુહૂર્તકાળ પણ વસે? આ પ્રમાણે તે બ્રાહ્મણે દુરાચારી વાહીક લોકોનું ધૃતરાષ્ટ્રરાજા પાસે વર્ણન કર્યું હતું. તે દુષ્ટ લોકોના પુણ્યપાપના છઠ્ઠા ભાગને ગ્રહણ કરનારો તું ત્યાંનો રાજા છે; એટલે તારામાં પણ સદાચાર ક્યાંથી જ હોય? વળી હે મદ્રરાજા! તે ઉત્તમ બ્રાહ્મણે વિનયહીન વાહીક લોકોના સંબંધમાં કેટલુંક કહ્યું હતું, તે તું સાંભળ: 'વાહીકદેશના વિશાળ શાકલનગરમાં દર કાળીચૌદશની રાત્રિએ મોટું નગારું વગાડીને એક રાક્ષસી આ પ્રમાણે ગીત ગાય છે: 'આ શાકલનગરમાં બળદના માંસનું ભક્ષણ કરી, ગોળના દારૂનું પાન કરી અને મને બલિદાનમાં આપવામાં આવેલા બોકડાઓનું ડુંગળી તથા દારૂના ઘૂંટડા સાથે ભક્ષણ કરી હું ફરી ક્યારે ગૌરવર્ણી અને કદમાં મોટી એવી અહીંની સ્ત્રી-ઓની સાથમાં સારી રીતે શણગાર સજીને ... નો વધ કરવાના ઉત્સવદિવસનાં ગીતો ... વળી મદિરાપાન કરીને મદમત્ત બનેલા ...

નગરના મનુષ્યો ગાય છે કે, 'જેઓ ભૂંડના, કૂકડાના, ગાયના, ગધેડાના, ઊંટના તથા બોકડાના માંસનું ભક્ષણ કરતા નથી, તેમનો જન્મ નિરર્થક છે.' આ રીતે બાળકોથી વૃદ્ધ પર્યંતનાં જે સર્વ મનુષ્યો નિત્ય ગાયા કરે છે, તે વાહીક મનુષ્યોમાં ધર્મ ક્યાંથી જ હોય? હે શલ્ય! વળી બીજા એક બ્રાહ્મણે કુરુસભામાં અમને કહ્યું હતું, તે હું તને કહું છું, સાભળ. હિમાલય પર્વતના બહારના પ્રદેશમાં જે સ્થળે પીલુડીઓના મોટાં મોટાં વન આવેલાં છે અને શતદ્રુ, વિપાશા, ઇરાવતી, ચંદ્રભાગા, વિતસ્તા અને સિંધુ આ છ નદીઓ જેમાં વહે છે, તે દેશનુ નામ આરટ્ટ કહેવાય છે તે દેશમાં ધર્મનો છેક નાશ થઈ ગયો છે, માટે ત્યાં જવું નહિ. ત્યાંના લોકો ઉપનયન આદિ સંસ્કાર વિનાના છે. તેઓ ઘરમાં કામ કરનારા શૂદ્રજાતિના પુરુષો સાથે મૈથુન કરાવનારી સ્ત્રીઓથી ઉત્પન્ન થયેલા છે. તેઓ કદી પણ યજ્ઞયાગ કરતા નથી, ધર્મથી તદ્દન ભ્રષ્ટ છે ને વાહીકને નામે ઓળખાય છે. અમારા સાંભળવામાં આવ્યુ છે કે દેવો, પિતરો તથા બ્રાહ્મણો તેમનાં હવિષ તથા શ્રાદ્ધદાન આદિનો સ્વીકાર કરતા નથી.[૧૪-૩૪] વળી એક વિદ્વાન બ્રાહ્મણે સજ્જનોની સભામાં આ પ્રમાણે કહ્યું હતું · 'દયાહીન વાહીક લોકો કૂતરાઓએ ચાટેલાં અને સાથવો તથા દારૂથી ખરડાયેલાં લાકડાંનાં કૂંડાંઓમાં તથા માટીનાં વાસણોમાં ભક્ષણ કરે છે. તેઓ ઘેટાનું, ઊંટનું અને ગધેડીનું દૂધ તથા ઘી આદિ પીએ છે તથા ખાય છે તેઓ ખરા વર્ણસંકર પ્રજામાં જ ખપે છે. તેઓ એટલા બધા નીચ છે, કે તેઓ સર્વ જાતનાં અન્ન તથા સર્વ જાતનાં દૂધનું ભોજન કરે છે, માટે આરટ્ટ દેશમા વસનારા વાહીકલોકોનો વિદ્વાનોએ સર્વદા ત્યાગ જ કરવો જોઈએ.' હે શલ્યરાજ! વળી બીજા એક બ્રાહ્મણે પણ કુરુસભાની વચ્ચે અતિ ખેદજનક વાર્તા કહી હતી, તે હું તને કહું છું; સાંભળ. યુગંધર* નગરમાં પય પાન કરીને, અચ્યુતસ્થળ નગરમાં એક રાત્રિ પણ વસીને તથા ભૂતિલયમાં સ્નાન કરીને મનુષ્ય સ્વર્ગે કેમ જઈ શકે? જે સ્થળે હિમાલય પર્વતમાંથી નીકળેલી પાંચ નદીઓ વહે છે, તે દેશનું નામ આરટ્ટ કહેવાય છે અને ત્યાં વસનારા લોકો વાહીકના નામે ઓળખાય છે, માટે કોઈ આર્ય મનુષ્યે ત્યાં બે દિવસ પણ રહેવું નહિ પૂર્વે વિપાશા નદીને તટે વહિ અને હિક નામનાં પિશાચ-પિશાચની રહેતાં હતાં તેની જે પ્રજાઓ ઉત્પન્ન થઈ તે બધી વાહીકને નામે ઓળખાવા લાગી. માટે વાહીક પ્રજા બ્રહ્મદેવની સૃષ્ટિની નથી. આવી નીચ જાતિની તે પ્રજાઓ વિવિધ જાતના સનાતન ધર્મોને કેવી રીતે જાણી શકે?[૩૫-૪૨] વળી કોઈ તીર્થાટન કરનારો એક બ્રાહ્મણ એક રાક્ષસીને ઘેર એક રાત્રિ વસ્યો હતો. તે રાક્ષસી મોટા ખાંડણિયા સરખા લહા જેવા કંદોરાને પહેરનારી હતી. એ રાક્ષસીએ તે બ્રાહ્મણને કહ્યું હતું કે, 'હે બ્રાહ્મણ! કારસ્કર, માહિષક, કાલિંગ, કેરલ, કર્કોટક, વીરક તથા, દુર્ધર્મ નામના દેશોમાં તુ જઈશ નહિ ને દેશો આરટ્ટ કહેવાય છે. ત્યાંનુ જળ વાહીક કહેવાય છે, ત્યાના બ્રાહ્મણો અતિશય નીચ છે અને ત્યાંના સર્વ લોકો પ્રજાપતિની સૃષ્ટિમાં ગણાતા નથી. તેઓ વેદના અનધિકારી છે, તેમની અંદર બીજા·

* યુગંધર નગરમા ઊંટ વગેરે-નીચ પ્રાણીઓન પણ દૂધ વેચાય છે, તેમ જ ભક્ષ્યાભક્ષ્યનો કોઈ જાતનો ત્યા નિયમ નથી; તેથી ત્યા ગયેલા મનુષ્યને અભક્ષ્યનું પણ ભક્ષણ કરવું પડે છે. 'અચ્યુતસ્થળ નગરની સ્ત્રીઓ અતિશય વ્યભિચારિણી હોય છે, તેથી ત્યા માત્ર એક જ રાત્રિ વસનારા પુરુષને અગમ્યાગમન અવશ્ય થઈ જાય છે ભૂતિલયમાં વળી એવું હોય છે કે, ત્યાં તળાવ આદિ જળાશયોમાં ચાંડાલો તથા બ્રાહ્મણો સાથે જ સ્નાન કરે છે, માટે તેમાં સ્નાન કરનારો અપવિત્ર થાય છે. —નીલકંઠ

ઓએ સંપાદન કરવા યોગ્ય જ્ઞાન હોતું નથી, તેઓ યજ્ઞ–યાગ કરતા નથી અને તેઓ ઉપનયન આદિ સંસ્કારોથી હીન છે, માટે દેવો પણ તેમનું અન્ન ગ્રહણ કરતા નથી. ઘણું કરીને પ્રસ્થલ, મદ્ર, ગાંધાર, આરટ્ટ, ખશ, વસાતિ, સિંધુ અને સૌવીર વગેરે દેશો અતિનિંદ્ય છે.[૪૩–૪૭]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'કર્ણ અને શલ્યનો સંવાદ' નામનો અધ્યાય ૪૪મો સમાપ્ત

## अध्याय ४५मो

### વાહીકનિવાસીઓની નિંદા (ચાલુ)

॥ कर्ण उवाच ॥

**हंत शल्य विजानीहि हंत भूयो ब्रवीमि ते।**
**उच्यमानं मया सम्यक् त्वमेकाग्रमनाः शृणु ॥**

કર્ણ બોલ્યો: હે શલ્ય! હું તને ફરી ઘણી જ ખેદની વાત પણ કહું છું, તું બરાબર એકાગ્ર ચિત્તે તે સાંભળ.[૧] પૂર્વે અમારે ઘેર એક બ્રાહ્મણ અતિથિ તરીકે આવ્યો હતો. તે અમારા ઘરનો આચાર જોઈને પ્રસન્ન થયો અને તેણે આ પ્રમાણે વચન કહેવા માંડ્યું:[૨] 'હું એકલો જ ઘણા કાળ સુધી હિમાલયના શિખર પર રહ્યો હતો; તેમ જ મેં અનેક જાતના ધર્મોવાળા ઘણા દેશો જોયા છે. તે તે દેશની એ પ્રજાઓ કોઈ જાતના અર્થકામ આદિના નિમિત્તે ધર્મથી વિરુદ્ધ વર્તતી નથી. તે તે દેશોના લોકો, આપણા વેદપારંગત આચાર્યોએ જે કહ્યું છે તેને જ ધર્મ તરીકે જાણે છે.[૩,૪] એક સમયે હે મહારાજ! જાતજાતના ધર્મોવાળા ઘણા દેશોમાં ભટકતો ભટકતો હું આ તરફ આવતો હતો, તેવામાં વાહીક લોકોના સંબંધમાં મેં આ પ્રમાણે સાંભળ્યું. ત્યાં સર્વ વાહીકો પ્રથમ બ્રાહ્મણ જ હોય છે, તેમાંથી પછી ક્ષત્રિય થઈ જાય છે, પછી વૈશ્ય બની જાય છે, તેમાંથી પછી શૂદ્ર બની જાય છે અને પછી છેવટે હજામ બની જાય છે.[૫,૬] તેનો તે જ પાછો હજામમાંથી બ્રાહ્મણ બની જાય છે ને બ્રાહ્મણમાંથી પાછો ગુલામ બને છે.[૭] આવી રીતે એક જ કુળમાં માત્ર એક જ મનુષ્ય બ્રાહ્મણ તરીકે માંડમાંડ રહે છે અને બાકીના બીજા ભાઈઓ તો ભિન્ન ભિન્ન અનેક સંકીર્ણ ક્રિયાઓ કરનારા સ્વેચ્છાચારી બની જાય છે. આ પ્રમાણે ગાંધારો, મદ્રકો અને વાહીકો પ્રાયઃ અલ્પજ્ઞ જ હોય છે.[૮] તે વાહીકોમાં જ ધર્મસંકર કરનારું વર્તન વિશેષ કરી મેં સાંભળ્યું છે. હું સમગ્ર પૃથ્વીમાં ભટક્યો છું; પરંતુ આવો ધાર્મિક વિપર્યય વાહીકોના સંબંધમાં જ મારા સાંભળવામાં આવ્યો છે.[૯] હાય! હાય! રાજા શલ્ય! એ બ્રાહ્મણ ઉપરાંત બીજા એક વિદ્વાન માણસે પણ વાહીકોના સંબંધનું નિંદ્ય વાક્ય મને કહ્યું છે, તે તું સાંભળ: 'પૂર્વે આરટ્ટ દેશમાંથી કોઈ સતી સ્ત્રીને બળાત્કારે લૂંટારાઓ ઉઠાવી ગયા અને અધર્મથી તેના પર તેમણે અનાચાર કર્યો. પછી તે સ્ત્રીએ શાપ આપતાં આપતાં તે ચોરોને કહ્યું કે, મને પુત્રવતી પતિવ્રતા બાળાને તમે બળાત્કારે અહીં ઉઠાવી લાવ્યા છો અને મારા પર દુષ્ટ અત્યાચાર કર્યો છે; માટે જાઓ, હું તમને શાપ આપું છું કે, તમારા કુળની સ્ત્રીઓ વ્યભિચાર કરનારી વેશ્યાઓ થશે. ઓ નીચ નરાધમો! આ ઘોર પાપકૃત્યથી તમારો કદી છુટકારો થશે જ નહિ.' સતીના એ શાપથી હજુ સુધી પણ વાહીકોની માલમિલકતનો હક્ક તેમના ભાણેજોને જ હોય છે, પણ તેમના પુત્રોને તે હક્ક હોતો નથી.[૧૦–૧૩] કુરુ, પાંચાલ, શાલ્વ, મત્સ્ય, નૈમિષ, કોસલ, કાશ, પૌંડ્ર, કલિંગ, માગધ અને ચેદિ-આ સર્વ દેશોના મહાભાગ્યશાળી મનુષ્યો સનાતન ધર્મને બરાબર સમજે છે. જો કે જુદાજુદા સર્વ દેશોમાં અસત્ અને સત્ બન્ને પ્રકારના મનુષ્યો હોય છે, પરંતુ વાહીક મનુષ્યો તો કેવળ અસત્–દુષ્ટ જ હોય છે.[૧૪,૧૫] મત્સ્યદેશથી

આરંભી કુરુ અને પાંચાલ દેશ સુધીના લોકો તથા નૈમિષારણ્યથી આરંભી ચેદિ દેશ સુધીના ઉત્તમ મનુષ્યો સનાતન ધર્મનું અવલંબન કરી આજીવિકા ચલાવે છે; પરંતુ મદ્ર અને પંચનદ દેશના લોકો તો દુષ્ટ અને અધર્મી હોય છે.[૧૬] હે રાજા શલ્ય! આમ કહીને તે ધર્મકથાઓને જાણનારો વિદ્વાન માણસ પોતાની ધાર્મિકતાને લીધે જડની પેઠે સ્તબ્ધ થઈ જઈ બોલતો બંધ થયો હતો. આવા તે નીચ દેશનું રક્ષણ કરનારો તું રાજા છે અને તે દેશના પાપપુણ્યનો છઠ્ઠો ભાગ લેનાર છે, એટલે તારામાં પણ શી ખામી હોય?[૧૭] અથવા તે લોકનું તું ધર્મપૂર્વક રક્ષણ કરતો નથી, માટે તું તેમનાં પાપને જ લેનાર છે; કારણ કે ધર્મપૂર્વક પ્રજાઓનું રક્ષણ કરનારો રાજા પુણ્યભાગી થાય છે, માટે તું તો કેવળ અપુણ્યભાગી રાજા છે.[૧૮]

એક સમયે બ્રહ્મલોકમાં પોતપોતાના ધર્મોમાં રહેનારા દેશોની પ્રશંસા ચાલી રહી હતી. તેમાં પંચનદ દેશના ધર્મને જોઈને પિતામહ બ્રહ્માએ તે દેશને ઘણો જ વખોડી નાખ્યો હતો. ઉપનયન આદિ વૈદિક સંસ્કારોથી હીન ઘરમાં કામ કરનાર ગુલામોથી જન્મેલા અને સત્યયુગમાં પણ અશુભ કર્મો કરનારા વાહીકોના ધર્મની બ્રહ્માએ પોતે જ જ્યારે નિંદા કરી છે, ત્યારે તું શું જોઈને અહીં લોકોની વચ્ચે બકી રહ્યો છે?[૧૯,૨૦] જગતના પિતામહ બ્રહ્માએ પણ તારા પંચનદ દેશના ધર્મને જ્યારે ધિક્કારી કાઢ્યો અને સ્વધર્મમાં એકનિષ્ઠ એવા દેશોની ગણતરીમાં તે દેશને જ્યારે ન વખાણ્યો, ત્યારે હવે તારે કંઈ બોલવા જેવું રહ્યું જ નથી.[૨૧] વળી હે શલ્યરાજા! તે દેશના સંબંધમાં એક શોકજનક વાત હું તને કહું છું, તે તું લક્ષ દઈને સાંભળ. કલ્માષપાદ નામનો એક રાક્ષસ હતો. તે કોઈ એક તળાવમાં ડૂબી જતો હતો ત્યારે બોલ્યો હતો: 'ભિક્ષા માગવી તે ક્ષત્રિયને લાંછનરૂપ છે, બ્રહ્મચર્યનો ત્યાગ તે બ્રાહ્મણને લાંછનરૂપ છે, વાહીકલોકો આ સઘળી પૃથ્વીને લાંછનરૂપ છે અને સ્ત્રીઓમાં મદ્રદેશની સ્ત્રીઓ લાંછનરૂપ છે.[૨૨,૨૩] આમ કહેતો કહેતો તે રાક્ષસ પાણીમાં ગળકિયાં ખાતો હતો. તેવામાં ત્યાં આવી ચઢેલા કોઈ રાજાએ તેને બહાર ખેંચી કાઢ્યો અને તેનાં પ્રથમનાં વાક્યોના સંબંધમાં વિશેષ પૂછપરછ કરી. એટલે તે રાક્ષસે જે કહ્યું હતું તે તું સાંભળ.[૨૪] 'મનુષ્યોમાં મ્લેચ્છો લાંછનરૂપ છે, મ્લેછોમાં ઘાંચીઓ લાંછનરૂપ છે, ઘાંચીઓમાં નપુંસકો લાંછનરૂપ છે અને નપુંસકોમાં ક્ષત્રિયને યજ્ઞ કરાવનારા રાજગોરો લાંછનરૂપ છે. તે રાજગોરોમાં પણ મદ્રદેશના મનુષ્યો લાંછનરૂપ છે. અને તું મને નહિ છોડી દે તો તે મદ્રદેશના મનુષ્યોમાં જે લાંછન છે તે તને પ્રાપ્ત થશે.[૨૫,૨૬] આમ કહીને તે રાક્ષસે પુનઃ આ પ્રમાણે કહ્યું હતું: 'જે કોઈ મનુષ્યોને રાક્ષસોનો ઉપદ્રવ થયો હશે તથા કોઈ ઝેર આદિ પદાર્થની ભયંકર અસર થઈ હશે તેમને મેં કહેલાં પૂર્વોક્ત સિદ્ધ વચનો રાક્ષસોનો નાશ કરનાર અને એક જાતનાં ઔષધરૂપ થઈ પડશે.[૨૭] હે શલ્યરાજા! પાંચાલદેશના લોકો વેદોને માને છે, કુરુદેશના લોકો ધર્મયુક્ત કર્મને માને છે, મત્સ્યદેશના લોકો સત્યને માને છે અને શૂરસેન દેશના લોકો યજ્ઞને માને છે. તે સિવાયના પૂર્વ તરફના લોકો શૂદ્રધર્મી છે, દક્ષિણ તરફના લોકો ધર્મદ્રોહી છે, વાહીક લોકો લૂંટારા છે અને સૌરાષ્ટ્ર લોકો વર્ણસંકર છે.[૨૮] કૃતઘ્નપણું, પારકા દ્રવ્યની ચોરી કરવી, મદિરાનું પાન કરવું, ગુરુની સ્ત્રી સાથે પણ વિષયભોગ કરવો, કઠોર ભાષણ કરવું, ગાયોનો વધ કરવો, ઘરની બહાર રાત્રિમાં ભ્રમણ કરી ચોરી કરવી, પરસ્ત્રીભોગ આદિ ગમ્ય અધર્મકૃત્યો કરવાં અને

પારકાં વસ્ત્રોનો ઉપભોગ કરવો—આટલી બાબતો જેમને ધર્મ તરીકે જાણીતી છે તથા અધર્મ શી વસ્તુ છે, તેની જેમને ખબર પણ નથી તેવા આરટ્ટ–પંચનદ દેશના લોકોને ધિક્કાર હજો. પાંચાલદેશના મનુષ્યોથી આરંભી આ તરફ કુરુ, નૈમિષ તથા મત્સ્યદેશમાં વસનારા મનુષ્યો ધર્મના તત્ત્વને જાણે છે; તેમ જ ઉત્તરદેશના, અંગદેશના તથા મગધદેશના લોકો શિષ્ટ ધર્માચરણ કરી જીવન ગાળે છે.[૨૯,૩૦] અગ્નિ આદિ દેવો અગ્નિકોણ સહિત પૂર્વ દિશાનો આશ્રય કરે છે અને સર્વ પિતૃઓ શુભ કર્મ કરનાર યમરાજાના રક્ષણ તળે રહેલી દક્ષિણ દિશાનો આશ્રય કરે છે.[૩૧] બળવાન વરુણદેવ દેવોનું રક્ષણ કરીને પશ્ચિમ દિશાનું પાલન કરે છે અને ભગવાન ચંદ્ર બ્રાહ્મણોની સાથે રહી ઉત્તર દિશાનું રક્ષણ કરે છે.[૩૨] હે મહારાજ! રાક્ષસો તથા પિશાચો મહાન પર્વત હિમાલયનું રક્ષણ કરે છે અને યક્ષો ગંધમાદન પર્વતનું રક્ષણ કરે છે.[૩૩] એક અવિનાશી જનાર્દન ભગવાન વિષ્ણુ જ સર્વ ભૂતોનું રક્ષણ કરે છે. હે રાજન્! મગધદેશના લોકો લગાર ચેષ્ટા પરથી અભિપ્રાયને સમજી જાય છે, કોસલદેશના લોકો માત્ર દૃષ્ટિ કરીને જ આશયને સમજી જાય છે, કુરુ તથા પાંચાલદેશના લોકો અર્ધું કહ્યા પછી ભાવાર્થને સમજે છે, શાલ્વદેશના લોકો પૂરેપૂરું કહ્યા પછી ભાવાર્થને સમજે છે, પર્વતવાસી તથા શિબિદેશના લોકો સંપૂર્ણ કહ્યા છતાં પણ દુઃખસાધ્ય હોય છે, યવનો લગભગ સર્વજ્ઞ હોય છે તથા ખાસ કરીને શૂરા હોય છે અને મ્લેચ્છો પોતે બાંધેલા ધર્મસંકેતમાં જ નિયમિત વર્તનારા હોય છે, પણ વૈદિકધર્મને માનતા નથી. તે સિવાયના બીજા લોકો તો કહ્યા વિના પોતાનું હિત સમજી જ શકતા નથી. ત્યારે હિતવચન કહેનારા ગુરુ આદિનો ઊલટો દ્રોહ કરનારા વાહીકો અથવા મદ્રકો તો હિતાહિત કંઈ પણ સમજતા નથી. હે શલ્ય! તું આવો છે, તેથી તું હવે મને ઉત્તરવચન કહેવા માટે યોગ્ય નથી. ખરું કહેતાં તો પૃથ્વીમાંના સર્વ દેશોમાં મદ્રદેશ એક લાંછનરૂપ જ છે.[૩૪-૩૭] મદિરાપાન, ગુરુપત્નીગમન, બાળહત્યા અને પારકા દ્રવ્યની ચોરી આ સર્વ જેમને ધર્મ તરીકે છે અને અધર્મ શું છે એ જેઓ સમજતા નથી, તે આરટ્ટ દેશમાં જન્મેલા પંચનદ મનુષ્યોને ધિક્કાર હો![૩૮] આમ સમજીને તું ચૂપ થઈને બેસી રહે. એજી, હવે પછી મારાથી વિરુદ્ધ વર્તન કરતો ના. એટલું તો નક્કી છે કે, પ્રથમ તને માર્યા વિના જ હું કૃષ્ણ તથા અર્જુનને મારી નાખીશ.[૩૯]

શલ્ય બોલ્યો : જેનો તું રાજા છે તે અંગદેશમાં દુખિયારાંનો ત્યાગ કરવામાં આવે છે; એટલું જ નહિ પણ પોતાની સ્ત્રી તથા પુત્રો સુદ્ધાંને વેચી નાખવામાં આવે છે.[૪૦] તે વેળા રથીઓ તથા અતિરથીઓની ગણતરીના પ્રસંગે ભીષ્મપિતામહે તને જે વચન કહ્યાં હતાં તેનો મનમાં વિચાર કરીને તું તારા દોષોને જાણી લે, શાંત થઈ જા, અને ક્રોધ ન કર.[૪૧] ઓ કર્ણ! સર્વ દેશોમાં બ્રાહ્મણો, વૈશ્યો, ક્ષત્રિયો અને શૂદ્રો હોય છે; તેમ જ સર્વ દેશોમાં સદાચારી પતિવ્રતા સ્ત્રીઓ પણ હોય છે.[૪૨] દેશેદેશમાં ઠઠ્ઠામશ્કરી કરીને પુરુષો અન્યોન્ય સામે હસે–રમે છે તથા અન્યોન્યની મર્યાદા મૂકીને મૈથુનો કરવા પ્રવૃત્ત થાય છે.[૪૩] વળી સર્વ મનુષ્યોનો સ્વભાવ જ હોય છે કે, બીજાઓની નિંદા કરવામાં સર્વદા નિપુણ થઈ જવાય છે. કોઈ મનુષ્ય પોતાના દોષ જોતો નથી અને કદાચ જોતો હોય કે જાણતો હોય, તોપણ પોતાના સંબંધમાં પ્રમાદ કરે છે.[૪૪] વળી સર્વ દેશોમાં પોતપોતાના ધર્મને અનુસરનારા ધાર્મિક [illegible] પણ હોય છે અને તેઓ દુષ્ટ મનુષ્યોને [illegible] શિક્ષા કરે છે.[૪૫] હે કર્ણ! સામાન્ય [illegible]

અનુસરી સર્વ મનુષ્યો પાપાચરણ કરતા નથી; તે દેશોમાં એવા એવા મનુષ્યો પણ વસે છે, જેમની દેવો પણ બરોબરી કરી શકે નહિ.[૪૬]

સંજય બોલ્યો : કર્ણ તથા શલ્યને આ પ્રમાણે સામસામા ધૂરકાધૂરકી કરતા જોઈ દુર્યોધન તેમની વચ્ચે પડ્યો. તે બન્નેને તેમ કરતાં અટકાવવા લાગ્યો. તેણે રાધાપુત્ર કર્ણને મિત્રભાવથી શાંત કર્યો અને શલ્યરાજાને પોતાના હાથ જોડીને વીનવ્યો.[૪૭] હે ધૃતરાષ્ટ્રરાજા ! દુર્યોધને એ પ્રમાણે જ્યારે સમાધાન કર્યું, ત્યારે કર્ણ પણ કંઈ ઉત્તરવચન બોલ્યો નહિ, તેમ શલ્ય પણ શાંત થઈને શત્રુઓ સામે મુખ કરીને બેસી ગયો. પછી કર્ણે ફરી હસીને શલ્યરાજાને કહ્યું: 'હે શલ્યરાજ ! ચાલ, આપણા રથને આગળ ચલાવ.'[૪૮]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'કર્ણ તથા શલ્યનો સંવાદ' નામનો અધ્યાય ૪૫મો સમાપ્ત.

## अध्याय ४६ मो

### વ્યૂહરચના

॥ संजय उवाच ॥

ततः परानीकसहं व्यूहमप्रतिमं कृतम् ।
समीक्ष्य कर्णः पार्थानां धृष्टद्युम्नाभिरक्षितम् ॥

સંજય બોલ્યો : પછી શત્રુઓના સૈન્યને સહન કરી શકે તેવી રચનાવાળા પાંડવોના અપ્રતિમ વ્યૂહને ધૃષ્ટદ્યુમ્નના રક્ષણ તળે રહેલો જોઈને કર્ણે ધસારો કર્યો. ત્યારે તે રથનો ઘડઘડાટ, સિંહનાદની ગર્જના તથા વાદિત્રોના નાદોથી જાણે પૃથ્વીને કંપાવી દેતો હતો. તે શત્રુતાપન, યુદ્ધકુશળ અને મહાતેજસ્વી કર્ણ ત્યારે જાણે ક્રોધથી ધ્રૂજી રહ્યો હતો. હે ભરતશ્રેષ્ઠ ! ઇંદ્ર જેમ આસુરી સેનાનો નાશ કરે, તેમ તે સામી વ્યૂહરચના કરીને પાંડવોની સેનાનો નાશ કરવા લાગી પડ્યો. તેણે યુધિષ્ઠિર પર મારો ચલાવી તેમને પોતાની ડાબી બાજુ લાવી મૂક્યા.[૧-૪]

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે સંજય ! ધૃષ્ટદ્યુમ્ન આદિ સર્વ પાંડવપક્ષના વીરો મહાન ધનુર્ધરો હતા, તે સર્વ ભીમસેનથી રક્ષિત હતા અને તેઓ દેવોથી પણ અજય્ય હતા; તો રાધાપુત્ર કર્ણે તેમની સામે કેવો વ્યૂહ રચ્યો હતો ? હે સંજય ! મારા સૈન્યમાં બે પડખાં તથા તેની બાજુનાં પડખાં કેવી રીતે ગોઠવવામાં આવ્યાં હતાં ?[૫-૬] તથા સૈન્યના યોગ્ય વિભાગ કરી તેઓ કેવી રીતે શત્રુઓ સામા ઊભા હતા ? વળી પાંડવોએ પણ મારા યોદ્ધાઓ સામે કેવો વ્યૂહ રચ્યો હતો ?[૭] તે વેળા કેવી રીતે અતિ દારુણ મહાયુદ્ધ થયું હતું ? કર્ણે યુધિષ્ઠિર સામે જ્યારે ધસારો કર્યો, ત્યારે અર્જુન ક્યાં હતો ?[૮] કારણ કે અર્જુનની સમીપમાં યુધિષ્ઠિર સામે ચઢી આવવા કોણ સમર્થ છે ? જેણે એકલાએ પૂર્વે ખાંડવવનના દાહસમયે સર્વ ભૂતોનો પરાજય કર્યો છે, તે અર્જુન સામે કર્ણ સિવાય બીજો કયો જીવનની ઇચ્છાવાળો મનુષ્ય લઢી શકે તેમ છે ? માટે તે સર્વ વૃત્તાંત તું મને કહે.[૯]

સંજય બોલ્યો : તે સમયે વ્યૂહરચના કેવી કરવામાં આવી હતી, કર્ણના યુધિષ્ઠિર સામેના ધસારાસમયે અર્જુન ક્યાં ગયો હતો અને પોતપોતાના રાજાને વીંટાઈ વળી તે બન્ને પક્ષનાં સૈન્યોનો કેવો સંગ્રામ થયો હતો, આ બધું હું તમને કહું છું. તમે તે સાંભળો.[૧૦] હે રાજન્ ! કૃપાચાર્ય, બળવાન મગધ યોદ્ધાઓ તથા યાદવ કૃતવર્મા—આ સર્વ યોદ્ધાઓ આપણા વ્યૂહના જમણા પડખામાં ઊભા હતા.[૧૧] તેમની બાજુમાં જ ઊભેલા શકુનિ તથા મહારથી ઉલૂક તીક્ષ્ણ ભાલાઓવાળા ઘોડેસવારોને સાથમાં રાખી તમારા સૈન્યનું રક્ષણ કરતા હતા.[૧૨] વળી નિર્ભય જણાતા ગાંધાર યોદ્ધાઓ પિશાચોની પેઠે મહાભયંકર દેખાવના તથા પતંગિયાની પેઠે અગણ્ય એવા

અતિદુર્જય પર્વતવાસી ભીલયોદ્ધાઓ, યુદ્ધમાં કદી પાછા ન હઠે તેવા ચોવીસ હજાર રથીયોદ્ધાઓ અને યુદ્ધકુશળ સંશપ્તક યોદ્ધાઓ આપણા વ્યૂહના ડાબા પડખામાં ઊભા હતા.[૧૩,૧૪] તેમની બાજુમાં જ તમારા બધા પુત્રો કાંબોજ, શક તથા યવન યોદ્ધાઓને સાથમાં રાખી કૃષ્ણ તથા અર્જુનને મારી નાખવાની ઇચ્છાથી ગોઠવાઈ ગયા હતા.[૧૫] આ રીતે તમારા સર્વ સૈનિકો સૂતપુત્ર કર્ણની આજ્ઞાથી રથ, ઘોડા તથા પાયદળો સાથે વ્યૂહાકારમાં ગોઠવાઈ ગયા હતા અને અર્જુનને તથા મહાબળવાન શ્રીકૃષ્ણને યુદ્ધ માટે બોલાવી રહ્યા હતા.[૧૬] તે સર્વ સેનાની મધ્યમાં રહી દંશીલો કર્ણ સેનાના મુખનું પાલન કરવા માટે મોખરામાં જ ઊભો હતો. તેણે અદ્ભુત કવચ પહેર્યું હતું, બાજુબંધો ધારણ કર્યાં હતાં તથા પુષ્પમાળા પહેરી હતી.[૧૭] અતિ આવેશમાં આવી ગયેલા તેના સર્વ પુત્રો તેનું રક્ષણ કરતા હતા અને તે પોતે પણ સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ તથા વીર હતો. સેનાને તે જ્યારે આગળ લઈ જતો હતો, ત્યારે ઘણો જ શોભતો હતો.[૧૮] આપણા વ્યૂહના પાછળના ભાગમાં મોટા હાથીની ખાંધ પર સવાર થયેલો, સૂર્ય તથા અગ્નિ સમાન કાંતિવાળો, પીંગળી આંખોવાળો અને પ્રિય દેખાવનો મહાબાહુ દુઃશાસન સૈન્યોથી વીંટાઈને ઊભો હતો; ત્યારે હે મહારાજ! રાજા દુર્યોધન પોતે તેની પાછળ પાછળ જતો હતો.[૧૯,૨૦] તરેહ તરેહનાં અસ્ત્રોને ધારણ કરનારા અને કવચો પહેરીને બરાબર સજ્જ થયેલા સર્વ ભાઈઓ તેનું રક્ષણ કરતા હતા. વળી મહાપરાક્રમી મદ્ર યોદ્ધાઓ તથા કેકય યોદ્ધાઓ પણ તેની સાથમાં હતા, તેથી હે મહારાજ! દેવોથી વીંટાયેલો ઇંદ્ર હોય, તેમ એ દુર્યોધનરાજ શોભતો હતો. વળી અશ્વત્થામા આદિ કુરુઓના મહારથી વીરો અને વરસી રહેલા મેઘોની પેઠે દેખાતા નિત્ય મદમત્ત હાથીઓ એ વ્યૂહમાં રથસૈન્યની પાછળ પાછળ ચાલતા હતા. એ હાથીઓ ઉપર શૂરા મ્લેચ્છ યોદ્ધાઓ સવાર થયા હતા.[૨૧-૨૩] તે બધા હાથીઓ પર ધ્વજ–પતાકાઓ ફરકતી હતી, ઉત્તમ આયુધો ઝળહળતાં હતાં અને સવારો આરૂઢ થયા હતા; તેથી તેઓ વૃક્ષોવાળા મોટા પર્વતો પેઠે શોભતા હતા.[૨૪] તે સર્વ હાથીઓ તથા પાળાઓના પાદરક્ષક તરીકે હજારો યુદ્ધમાંથી પાછા ન હઠે તેવા શૂરા યોદ્ધાઓ પટ્ટિશ તથા તલવાર આદિ શસ્ત્રોને હાથમાં લઈને ચાલતા હતા.[૨૫] આ રીતના આપણા મહાન વ્યૂહમાં ઘોડેસવારો, રથો તથા અધિક શણગારેલા હાથીઓ પુષ્કળ સંખ્યામાં હતા, તેથી તે વ્યૂહ દેવાસુરની સેના સરખો દીપી રહ્યો હતો.[૨૬] વિદ્વાન સેનાપતિ કર્ણે બૃહસ્પતિના મત પ્રમાણે એ વ્યૂહની સુંદર રચના કરી હતી અને તે મહાવ્યૂહ જાણે નૃત્ય કરતો હોય તેમ શત્રુઓને ભયંકર થઈ પડ્યો હતો.[૨૭] વર્ષાકાળમાં દિશા–વિદિશા–સર્વ સ્થળેથી જેમ મેઘમંડળો બહાર પડે છે, તેમ તે વ્યૂહના પક્ષ, પ્રપક્ષ આદિ સર્વ અવયવોમાંથી હાથીસવારો, ઘોડેસવારો, રથીઓ અને પાળાઓ યુદ્ધ કરવા માટે બહાર પડવા લાગ્યા.[૨૮] આવી રીતે વ્યૂહાકારમાં ગોઠવાયેલી કૌરવોની સેનાના મોખરામાં જ કર્ણને જોઈને રાજા યુધિષ્ઠિર શત્રુહંતા વીરશ્રેષ્ઠ અર્જુન પ્રત્યે કહેવા લાગ્યા.[૨૯] 'ઓ અર્જુન! જો, કર્ણે રણભૂમિ પર કેવો મહાન વ્યૂહ રચ્યો છે! તે વ્યૂહ પક્ષ તથા પ્રપક્ષથી યુક્ત છે અને તેથી જ શત્રુ સેના સામે પ્રકાશી રહ્યો છે.[૩૦] માટે શત્રુઓના આ મહાન સૈન્ય સામે જોઈને તું એવો કોઈ ઉપાય કર, કે તેઓ આપણો પરાભવ કરી ન જાય.'[૩૧] યુધિષ્ઠિરનાં એ વચન સાંભળી અર્જુન હાથ જોડીને બોલ્યો: 'તમે જે પ્રમાણે કહો છો તે પ્રમાણે જ સર્વ થશે. એમાં જરાય ફેરફાર નહિ

રહે.[32] હે ભારત ! આ શત્રુઓના વ્યૂહનો નાશ કરવા માટે જે ઉપાય છે, તેને જ હું કરીશ. આનો વિનાશ કરવા માટેનો ઉપાય એજ છે કે, તેના મુખ્ય નાયકનો વધ કરવો. તેનો વધ તો હું જ કરીશ.[33]

યુધિષ્ઠિર બોલ્યા : હે અર્જુન ! ત્યારે તો તું જ કર્ણ સામે યુદ્ધ કરવા જા ભીમસેન દુર્યોધન સામે, નકુલ વૃષસેન સામે, સહદેવ શકુનિ સામે, શતાનીક દુઃશાસન સામે, સાત્યકિ કૃતવર્મા સામે તથા ધૃષ્ટદ્યુમ્ન અશ્વત્થામા સામે યુદ્ધ કરે તેમ જ હું પોતે કૃપાચાર્ય સામે યુદ્ધ કરીશ.[34,35] વળી શિખંડીની સાથે રહેલા દ્રૌપદીના પુત્રો ધૃતરાષ્ટ્રના સર્વ પુત્રો સામે યુદ્ધ કરશે અને બાકીના મારા સર્વ યોદ્ધાઓ આપણા તે તે શત્રુઓને મારી નાખો.[36]

સંજય બોલ્યો ધર્મરાજાએ એ પ્રમાણે કહ્યું, ત્યારે 'બહુ સારું' એમ કહીને અર્જુને પોતાનાં સૈન્યોને શત્રુઓ સામે યુદ્ધ કરવા આજ્ઞા કરી દીધી અને પોતે સેનાના મોખરા ભણી ચાલ્યો ગયો.[37] અગ્નિ બ્રહ્મદેવના મુખમાંથી ઉત્પન્ન થયો છે, તેથી તે બ્રાહ્મણસ્વરૂપ છે તથા સમગ્ર વિશ્વનો નેતા છે. સર્વના કરતાં પૂર્વે ઉત્પન્ન થયેલો તે અગ્નિ રથસ્વરૂપ બનેલો છે અને તેનો તેજ અગ્નિ પ્રથમ ચંદ્રસ્વરૂપ થઈ તે રથના ઘોડાઓ બનેલો છે. તેજ કારણથી દેવો તથા બ્રહ્મવેત્તા બ્રાહ્મણો તે રથને સર્વથી પ્રથમ ઉત્પન્ન થયેલો જાણે છે. તે રથે બ્રહ્મા, શંકર, ઇંદ્ર અને વરુણદેવને અનુક્રમે વહન કર્યા છે. તે સર્વના આદ્ય એવા રથમાં બેસીને કૃષ્ણ તથા અર્જુન યુદ્ધ કરવા માટે નીકળી પડ્યા.[38,39] અતિ અદ્‌ભુત દેખાવના તે રથને રણભૂમિ પર આવતો જોઈ શલ્યરાજા પુનઃ યુદ્ધદુર્મદ અધિરથપુત્ર કર્ણને આ પ્રમાણે કહેવા લાગ્યો:[40] 'ઓ કર્ણ ! જો, જેના સંબંધમાં તું વારંવાર બીજાઓને પ્રશ્ન કરે છે, કર્મોના વિપાકની પેઠે સર્વ સૈન્યોથી જેનું વારણ કરવું અશક્ય છે, કૃષ્ણ જેના સારથિ છે અને ધોળા રંગના ઘોડાઓ જેના રથમાં જોડેલા છે, તે આ કુંતાપુત્ર અર્જુન શત્રુઓનો સંહાર કરતો કરતો ચઢી આવ્યો છે. જો, મેઘની મહાન ગર્જના સરખો આ તુમુલ શબ્દ સંભળાય છે.[41,42] માટે જરૂર મહાત્મા કૃષ્ણ અને અર્જુન રણમાં આવી પહોંચ્યા છે. હે કર્ણ ! જો, પેલી રજ કેટલી બધી ઊડી રહી છે ? આખું આકાશ તેનાથી ઢંકાઈ ગયું છે. તે અર્જુનના રથની ચક્રનેમિથી જ ઊડેલી છે અને સમગ્ર પૃથ્વી જાણે કંપતી હોય તેમ લાગે છે. માટે હે કર્ણ ! વાસુદેવ અને ધનંજય એ બે મહાત્માઓ આવી પહોંચ્યા છે. જો, આ મહાન વંટોળિયો વાયુ તારી સેનાની આસપાસ જોરથી ફૂંકાય છે, માંસાહારી પ્રાણીઓ મોટા બરાડા પાડે છે અને મૃગો ભયંકર આક્રંદ કરે છે. વળી ઓ કર્ણ ! જો, રૂંવાં ખડાં કરી નાખે તેવો મહાઘોર ભયંકર તથા મેઘ સરખા દેખાવનો આ ધૂમકેતુ સૂર્યમંડળને ઢાંકી દઈ આકાશમાં દેખાઈ રહ્યા છે. જો, પેલી તરફ દૃષ્ટિ કર. મૃગોનાં તરેહતરેહનાં જૂથો સર્વ દિશાઓમાં ધૂમાધૂમ કરી રહ્યાં છે, તેમ જ બળવાન અને ગર્વિષ્ઠ વ્યાઘ્રો સૂર્યમંડળ સામે નિહાળી રહ્યા છે. વળી જો, કાગડાઓ તથા ગીધો હજારોની સંખ્યામાં રણભૂમિ પર એકઠાં થયાં છે.[43-47] હે કર્ણ ! તેઓ આપણી સન્મુખ જ ઘોર સ્વરૂપે ઊભાં છે અને માંહેમાંહે કંઈ ક્રૂર શબ્દો કરી રહ્યા છે. જો, આ તારા મહારથમાં લટકતાં રંગબેરંગી સુંદર ચામરો રથની ધરી તથા પૈડાંના પરસ્પર સંઘર્ષથી ઉત્પન્ન થયેલા અગ્નિના તણખાઓથી સળગી ઊઠ્યાં છે અને રથની ધજા કંપી રહી છે. આ તારા ઘોડાઓ મહાપ્રચંડ શરીરવાળા છે, અતિશય વેગવાન છે અને આકાશમાં ઊડી રહેલા ગરુડોની પેઠે જોવા લાયક છે. તેઓ પણ આ

સમયે થરથર કંપે છે તે તું જો. હે કર્ણ ! ખરેખર, આ બધાં અપશુકન સૂચવે છે કે, આજના યુદ્ધમાં સેંકડો અને હજારો રાજાઓ મરણ પામીને આ રણભૂમિ પર શયન કરી જશે. વળી ઓ રાધાપુત્ર ! શંખોનો, આનકોનો તથા મૃદંગોનો રોમાંચજનક તુમુલ શબ્દ સર્વ તરફ સંભળાય છે અને પાળાઓ, ઘોડેસવારો, હાથીસવારો તથા રથસવારોના ભાતભાતના ટંકારવો પણ સંભળાઈ રહ્યા છે.[૪૮–૫૨] હે કર્ણ ! સાંભળ, મહાત્મા યોદ્ધાઓનાં ધનુષ્યોની પણછોના શબ્દો, હાથે પહેરવાનાં ચામડાંનાં મોજાંઓના શબ્દો અને સાથે સાથે બાણોના શબ્દો પણ સંભળાય છે. હે કર્ણ ! જો, જો, પેલા અર્જુનના રથ પર સોનેરી તથા રૂપેરી જરી ભરેલાં વસ્ત્રોમાંથી કારીગરોએ બનાવેલી રંગબેરંગી પતાકાઓ પવનમાં ફરફરતી કેવી શોભે છે ! તે પતાકાઓમાં સુવર્ણના ચંદ્ર, તારાઓ તથા સૂર્ય વિરાજી રહ્યા છે અને ઘણી જાતની ઘૂઘરીઓ તે પતાકાઓમાં ખણખણી રહી છે.[૫૩,૫૪] અરે ઓ કર્ણ ! જો તો ખરો ! દેવતાઈ વિમાન સરખા દેખાતા અર્જુનના રથ પર વાયુમાં ફરકતી પેલી ધજાઓ મેઘમંડળમાં ઝબકતી વીજળીઓની પેઠે ઝબકી રહી છે અને 'કણ, કણ' શબ્દ કરી રહી છે. વળી ફરકતી પતાકાઓવાળા પરાક્રમી પાંચાલોના પેલા રથો તરફ પણ તું દષ્ટિ કર. જો, પેલો કુંતાનો વીર અજિત પુત્ર અર્જુન વાનરના ચિહ્નવાળી સુંદર ધજા ફરકાવતો ફરકાવતો તારા પર ચઢી આવે છે.[૫૫–૫૭] તે અર્જુનની ધજાના અગ્રભાગમાં રહેલો પેલો અતુલ્ય વાનર કેવું ધ્યાન ખેંચે છે ! એ વાનર મહાભયંકર દેખાય છે; એટલું જ નહિ, પણ શત્રુઓના દુ:ખમાં વધારો કરનાર છે.[૫૮] જો, પેલા બુદ્ધિમાન શ્રીકૃષ્ણની પાસે શંખ, ચક્ર, ગદા અને શાર્ઙ્ગ ધનુષ્ય કેવું અત્યંત શોભે છે ! તેમના મસ્તક પર પેલો કૌસ્તુભમણિ પણ અત્યંત ઝળકી રહ્યો છે.[૫૯] અરે ! શાર્ઙ્ગ અને ગદાધારી અતિ વીર્યવાન વાસુદેવ શ્રીકૃષ્ણ પવનવેગી શ્વેત ઘોડાઓને દોડાવતા આ તરફ જ આવે છે.[૬૦] ઓ રહ્યું પેલું ગાંડીવ ધનુષ્ય ! અર્જુનના આકર્ષણથી તે કેવું ગાજી રહ્યું છે ! જોને, ચાલાક હાથવાળા અર્જુને કેટલાં બધાં તીક્ષ્ણ બાણો છોડી મૂક્યાં છે અને તેઓ શત્રુઓનો સંહાર કરી નાખે છે ! તેથી જ આ રણભૂમિ વિશાળ અને લાંબાં લાલચોળ નેત્રોવાળા, પૂર્ણચંદ્ર સમાન કાંતિવાળા અને યુદ્ધમાં પલાયન નહિ કરનારા રાજાઓનાં મુખોથી છવાઈ ગઈ છે.[૬૧,૬૨] જો, પેલા મોટા મોટા પરિઘસમાન આકારના તથા પવિત્ર ચંદનથી ચર્ચાયેલા યુદ્ધકુશળ યોદ્ધાઓના બાહુઓને આયુધો સહિત ટપોટપ પૃથ્વી પર પાડી નાખવામાં આવે છે.[૬૩] પેલા ઘોડાઓ પોતાના સવારો સહિત પૃથ્વી પર પડેલા છે અને પડે છે. તેમની જીભ તથા નેત્રો બહાર નીકળી પડ્યાં છે અને લગભગ ઘાયલ થઈને જ રણમાં તેઓ શયન કરી રહ્યા છે.[૬૪] આ પેલા હાથીઓ પર્વતોનાં મોટાં શિખરો સરખા દેખાય છે, પણ તેમાંના કેટલાએક મરણ પામ્યા છે અને કેટલાએક અર્જુનને હાથે છિન્નભિન્ન થઈ પર્વતોની પેઠે રણમાં આમતેમ ઘૂમે છે.[૬૫] ગંધર્વનગરો સમાન દેખાવના પેલા રથોમાંના રાજાઓ મરણ પામ્યા છે અને તે રથો દેવતાઓનાં પવિત્ર વિમાનોની પેઠે ભૂમિ પર પછડાઈ પડે છે.[૬૬] જો, જો, કેસરીસિંહ જેમ મૃગોનાં હજારો ટોળાંને આકુળવ્યાકુળ કરી મૂકે છે, તેમ પેલો અર્જુન તારા સૈન્યને આકુળવ્યાકુળ કરી રહ્યો છે.[૬૭] વળી બીજા પાંડવવીરો પણ ચડી આવ્યા છે અને આપણા પક્ષના રાજાઓનો ઘાણ કાઢી નાખે છે. અરે ! તેઓ તારા હાથી, ઘોડા, રથ અને સંખ્યાબંધ પાળાઓનો ઘાણ કાઢી રહ્યા છે.[૬૮] જો. પેલી તરફ નજર કર.

મેઘમંડળમાં ઢંકાઈ ગયેલા સૂર્યની પેઠે અર્જુન તદ્દન ઢંકાઈ ગયો છે માત્ર તેની ધ્વજાનો અગ્ર ભાગ દેખાય છે અને ધનુષ્યની દોરીનો શબ્દ સંભળાય છે[૬૯] હે કર્ણ! જેના સંબંધમાં તું બીજાઓને પૂછી રહ્યો છે, યુદ્ધમાં શત્રુઓનો જે સંહાર કરી રહ્યો છે શ્રીકૃષ્ણ જેના સારથિ છે, અને જેના રથમાં શ્વેત વર્ણના ઘોડાઓ જોડેલા છે, તે ઉજ્જવલ વર્ણનો વીર અર્જુન આજે તારા જોવામાં આવશે[૭૦] હે કર્ણ! જેઓ પુરુષોમાં સિંહ સમાન છે, જેમના નેત્રો ક્રોધથી લાલચોળ બની ગયા છે અને જેઓ શત્રુઓને તપાવી રહ્યા છે, તે બન્ને શ્રીકૃષ્ણ તથા અર્જુનને તું આજે એક રથમાં બેઠેલા જોઈશ[૭૧] હે રાધાપુત્ર! શ્રીકૃષ્ણ જેના સારથિ છે અને જેનું ધનુષ્ય ગાંડીવ છે, તે અર્જુનને જો તું મારીશ તો તું અમારા બધાનો રાજા થઈશ[૭૨] આ પેલા સંશપ્તક યોદ્ધાઓએ અર્જુનને બોલાવ્યો, એટલે તેની સામે જ તે ગયો છે જો તો ખરો, બળવાન અર્જુન પોતાના એ શત્રુઓનો સંગ્રામમાં કેવો સંહાર કરી નાખે છે?'[૭૩]

મદ્રરાજ આમ કહી રહ્યો હતો, તે સાંભળી કર્ણ અતિશય કોપને લીધે તેના પ્રત્યે કહેવા લાગ્યો 'આ શલ્ય! જો, જો, પેલા સંશપ્તક યોદ્ધાઓ ક્રોધમાં આવી જઈને સર્વ તરફથી અર્જુન સામા ધસી ગયા છે તેથી જ મેઘમંડળોથી ઢંકાયેલા સૂર્યની પેઠે અર્જુન ઢંકાઈ ગયો છે અને બિલકુલ દેખાતો પણ નથી અરે! યોદ્ધાઓરૂપ મહાસાગરમાં અર્જુન એટલો બધો ડૂબી ગયો છે, કે મને લાગે છે કે એ જ સ્થળે તેનો અંત આવી જશે[૭૪,૭૫]

શલ્ય બોલ્યો અલ્યા ઓ! જળ વડે કોણ જળનો નાશ કરી શકે? લાકડાં નાખીને કોણ અગ્નિને શાંત કરી શકે? વાયુને કોણ નિયમમાં રાખી શકે? અને મહાસાગરને કોણ પી શકે?[૭૬] આ રણમાં અર્જુન સામેના સંશપ્તકોના સંગ્રામને હું પૂર્વોક્ત દષ્ટાંતો સરખો જ માનું છું. બાકી ઇંદ્ર સહિત દેવો અને અસુરો પણ યુદ્ધમાં અર્જુનને જીતી શકે તેમ નથી[૭૭] અથવા આમ બોલી બોલીને પણ તારે સંતોષ માની લેવો અને મનમાં પ્રસન્ન થઈ જવું યુદ્ધ કરીને તો તું અર્જુનને જીતી શકે તેમ નથી જ, માટે કોઈ બીજો મનોરથ કર[૭૮] અરે! જે પુરુષ અર્જુનને જીતી શકે, તે તો પોતાના બે બાહુઓથી આખી પૃથ્વીને ઉપાડી શકે તેવો બળવાન હોય, ક્રોધાયમાન થઈને આ સર્વ પ્રજાઓને બાળી ભસ્મ કરી નાખે તેવો પ્રતાપી હોય અને દેવોને પણ સ્વર્ગમાંથી પટકી પાડે તેવો મહાસમર્થ હોય[૭૯] જો, પેલી તરફ નજર નાખ આ પેલો કુંતાપુત્ર ભીમસેન અક્લિષ્ટ કર્મ કરનારો છે, વીર છે અને મોટી મોટી ભુજાઓવાળો છે તે બીજા મેરુપર્વતની પેઠે ભાસી રહ્યો છે[૮૦] નિત્ય આવેશમાં જ રહેનારો અને કોપાયમાન થયેલો એ વીર્યવાન ભીમસેન ચિરકાળના પોતાના વેરનું સ્મરણ કરી રહ્યો છે અને વિજય મેળવવા માટે યુદ્ધ કરવા ટાંપી રહ્યો છે[૮૧] એ પેલો ધાર્મિક પુરુષોમાં શ્રેષ્ઠ ગણાયેલો અને શત્રુનગરોને જીતનારો ધર્મરાજ યુધિષ્ઠિર શત્રુઓને અસહ્ય થઈ પડે, તેમ યુદ્ધ કરવા સજ્જ થયો છે[૮૨] વળી પુરુષોમાં વ્યાઘ્ર સરખા સાક્ષાત્ બે અશ્વિનીકુમારોની જેમ યુદ્ધમાં અજિત એવા બન્ને ભાઈઓ નકુલ અને સહદેવ પણ યુદ્ધ કરવા ઊભા રહ્યા છે[૮૩] જો, અર્જુનની બરોબરી કરનારા પેલા પાંચ દ્રૌપદીપુત્રો પાંચ પર્વતોની પેઠે અડગ રહીને યુદ્ધ માટેની ઇચ્છાથી ગોઠવાઈ ઊભા છે વળી જો, દ્રુપદરાજાના પેલા ધૃષ્ટદ્યુમ્ન આદિ પરમ તેજસ્વી અને સત્યપૂર્વક વિજય મેળવનારા અભિમાની વીર પુત્રો ઊભા રહ્યા છે[૮૪,૮૫] અરે! આ રહ્યો પેલો યાદવશ્રેષ્ઠ ઇંદ્ર સરખો અસહ્ય સાત્યકિ!

ક્રોધાયમાન થયેલા કાળસરખો તે સાત્યકિ આપણી સામે જ યુદ્ધ કરવાની ઇચ્છાથી ચઢી આવે છે.[1] પુરુષોમાં સિંહ સરખા તે કર્ણ તથા શલ્ય આવી રીતે વાતચીત કરતા હતા, તેવામાં તો તે બન્ને પક્ષની સેનાઓ ગંગાયમુનાની પેઠે અત્યંત સેળભેળ થઈ ગઈ.[૮૬,૮૭]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'વ્યૂહરચના' નામનો અધ્યાય ૪૬ મો સમાપ્ત

# अध्याय ४७ मो

## દારુણ યુદ્ધ

॥ धृतराष्ट्र उवाच ॥

**तथा व्यूढेष्वनीकेषु संसक्तेषु च संजय ।**
**संशप्तकान् कथं पार्थो गतः कर्णश्च पांडवान् ॥**

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે સંજય ! એ રીતે વ્યૂહરચનામાં ગોઠવાઈ ગયેલાં તે બન્ને પક્ષનાં સૈન્યો અન્યોન્ય સામે ભેટ્યાં, ત્યારે અર્જુને સંશપ્તકો સામે કેવો ધસારો કર્યો હતો ? વળી કર્ણે પાંડવો સામે કેવો ધસારો કર્યો હતો ?[1] હે સંજય ! તું ઘણો કુશળ છે, માટે વિસ્તારપૂર્વક તે યુદ્ધનું મારી પાસે વર્ણન કર. એ રણમાં વીરપુરુષોનાં પરાક્રમો સાંભળતાં મને તૃપ્તિ જ થતી નથી.[2]

સંજય બોલ્યો : તે સમયે પોતાના શત્રુઓના મહાન સૈન્યને વ્યૂહાકારે ગોઠવાઈ ઊભેલું જોઈ, અર્જુને પણ તમારા પુત્રની દુષ્ટ નીતિને પરિણામે સૈન્યનો વ્યૂહ રચ્યો.[3] એ વ્યૂહમાં ઘોડેસવારો, હાથીસવારો, પાળાઓ તથા રથો પુષ્કળ હતા તેના મોખરામાં જ ધૃષ્ટદ્યુમ્ન ઊભો હતો; તેથી તે મહાસૈન્ય ઘણું જ શોભતું હતું.[4] એ ધૃષ્ટદ્યુમ્નના રથને કબૂતરી રંગના ઘોડાઓ જોડેલા હતા, એ ચંદ્ર તથા સૂર્ય સમાન કાંતિવાળો હતો અને એણે હાથમાં ધનુષ્ય ધારણ કર્યું હતુ. આથી તે જાણે મૂર્તિમાન કાળ જ હોય એમ શોભી રહ્યો હતો.[5] એ વેળા સિંહ સમાન પરાક્રમવાળા અને યુદ્ધ કરવા સજ્જ થયેલા સર્વ દ્રૌપદીપુત્રો દિવ્ય કવચો તથા આયુધો ધારણ કરીને ધૃષ્ટદ્યુમ્નનું રક્ષણ કરતા.[6] ચંદ્રની પાછળ જેમ તારાગણો જાય, તેમ કાંતિમાન શરીરોવાળા તે પુત્રો પોતાના અનુચર યોદ્ધાઓ સહિત ધૃષ્ટદ્યુમ્નની પાછળ પાછળ જતા હતા. પછી જ્યારે સૈન્યો બરાબર ગોઠવાઈ ગયાં, ત્યારે પોતાની સામે યુદ્ધ કરવા તૈયાર થયેલા સંશપ્તક યોદ્ધાઓને જોઈને અર્જુન કોપી ઊઠ્યો. તુરત તે પોતાના ગાંડીવ ધનુષ્યને ખેંચતો ખેંચતો તેમની સામે ધસી ગયો; એટલે પેલા સંશપ્તક યોદ્ધાઓ પણ અર્જુનને મારી નાખવાની ઇચ્છાથી તેની સામે દોડી ગયા. તે બધાએ વિજય મેળવવાનો જ સંકલ્પ કર્યો હતો અને મરણ થાય તોપણ યુદ્ધમાંથી પાછા ન હઠવું એવો નિશ્ચય કર્યો હતો. ત્યાં પાળાઓ, ઘોડા, હાથી તથા રથોથી ભરેલું સંશપ્તક યોદ્ધાઓનુ તે શૂરવીર સૈન્ય એકદમ અર્જુન પર મારો ચલાવવા મંડ્યુ. નિવાત–કવચ દાનવો જોડે અર્જુનનો જેવો તુમુલ સંગ્રામ આપણે સાંભળ્યો છે, તેવો જ તે સંશપ્તક યોદ્ધાઓનો તુમુલ સંગ્રામ અર્જુનની સાથે થવા લાગ્યો. પરંતુ અર્જુને રણમાં આવેલા રથો, ઘોડાઓ, હાથીઓ, પાળાઓ, ધ્વજઓ, બાણો, ધનુષ્યો, તલવારો, ચક્રો, ફરશીઓ, ઉગામેલાં આયુધોવાળા શત્રુઓના બાહુઓ, જાતજાતનાં શસ્ત્રો તથા હજારો શત્રુઓનાં મસ્તકો ક્યાકચ કાપવા માંડ્યાં. આમ યુદ્ધની શરૂઆત થતાં અર્જુનનો રથ પાતાલતલ સમાન તે સૈન્યરૂપ મોટી ઘૂમરીમાં તદ્દન ડૂબી ગયો, ત્યારે સર્વ સંશપ્તક યોદ્ધાઓ હર્ષની ગર્જનાઓ કરવા લાગ્યા. ત્યાં તો કોપેલો રુદ્રદેવ જેમ પશુઓનો સંહાર કરી નાખે, તેમ અર્જુને પોતાની આગળ, પાછળ તથા બન્ને બાજુમાં ઊભેલા ઘણા શત્રુઓનો સંહાર કરી નાખ્યો. હે રાજા ! સંશપ્તકોનું તથા અર્જુનનું એ પ્રમાણે યુદ્ધ ચાલી

રહ્યું હતું, તે જ વખતે બીજી તરફ પાંચાલ, ચેદિ અને સૃંજયોનો તમારા પક્ષના મહારથીઓ જોડે પરમ દારુણ સંગ્રામ થઈ રહ્યો હતો. કૃપાચાર્ય, કૃતવર્મા અને સુબલપુત્ર શકુનિ એ ત્રણ યુદ્ધદુર્મદ મહારથીઓ અતિ આવેશપૂર્વક ઉત્સાહી સેનાઓને સાથે લઈ શત્રુઓના રથસૈન્ય સામે મારો ચલાવી રહ્યા હતા. વળી તેઓ કોશલ, કાશ્ય, મત્સ્ય, કારૂષ, કેકય તથા મહાશૂરા શૂરસેન યોદ્ધાઓ સાથે પણ લડી રહ્યા હતા. તે બધા ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર જાતિના વીર પુરુષોનુ સંહારકારક મહાયુદ્ધ શરીર, પ્રાણ તથા પાપનો નાશ કરનારું થઈ રહ્યું હતું. વળી તે યુદ્ધ ધર્મપૂર્વક હતું, સ્વર્ગદાયક હતું અને સર્વની કીર્તિને જગતમાં વિસ્તારનારું હતું. હે ભરતશ્રેષ્ઠ ધૃતરાષ્ટ્રરાજા ! પોતાના ભાઈઓની સાથે રહેલો અને કુરુના મહાવીર પુરુષોના તથા મદ્રદેશના મહારથીઓના રક્ષણ તળે રહેલો કુરુવીર દુર્યોધન પણ એ સમયે પાંડવો, પાંચાલો, ચેદિઓ અને સાત્યકિ સામે યુદ્ધ કરતા કર્ણની રણમાં રક્ષા કરતો હતો, વળી કર્ણ પણ તીક્ષ્ણ બાણો વડે શત્રુઓની મહાસેનાનો ઘાણ વાળી નાખતો હતો.[૭-૨૧] તેણે મોટા મોટા રથીઓને રણમાં રોળી નાખ્યા હતા અને યુધિષ્ઠિર રાજાને પણ સારી પેઠે પીડ્યો હતો. વળી તેણે બીજા હજારો શત્રુઓને વસ્ત્ર, આયુધ, શરીર તથા પ્રાણથી રહિત કરી નાખી યોદ્ધાને છાજતા યશની સાથે સ્વર્ગમાં મોકલી દીધા હતા અને પોતાના મિત્રોને તે દ્વારા ખુશ કર્યા હતા. હે રાજા ! આવી રીતે કૌરવો અને સૃંજયોનો તે સંગ્રામ પૂર્વે થયેલા દેવાસુરસંગ્રામ સરખો જ થઈ રહ્યો હતો અને તેમાં મનુષ્યો, હાથીઓ તથા ઘોડાઓનો ઘાણ વળી ગયો હતો.[૨૨,૨૩]

ઇતિ શ્રીમહાભારતમા કર્ણપર્વમા 'સંકુલ યુદ્ધ' નામનો અધ્યાય ૪૭ મો સમાપ્ત

# અધ્યાય ૪૮મો

## સંકુલ યુદ્ધ

॥ धृतराष्ट्र उवाच ॥

**यत्तत्प्रविश्य पार्थानां सैन्यं कुर्वन् जनक्षयम् ।**
**कर्णो राजानमभ्येत्य तन्ममाचक्ष्व संजय ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે સંજય ! કર્ણ પાંડવોના સૈન્યમાં દાખલ થઈ જે રીતે મનુષ્યોનો સંહાર કરતો હતો તથા છેક રાજા યુધિષ્ઠિર પાસે જઈ પહોંચ્યો હતો અને તેણે જે કંઈ પરાક્રમ કર્યું હતું તે બધું તું મને કહે.[૧] એ યુદ્ધમાં પાંડવોમાંના કયા વીર પુરુષોએ કર્ણને આગળ વધતો અટકાવ્યો હતો ? અને કયા પુરુષોને મારી નાખી અધીરથપુત્ર કર્ણે યુધિષ્ઠિરને ગભરાવ્યો હતો ?[૨]

સંજય બોલ્યો : ધૃષ્ટદ્યુમ્ન આદિ પાંડવયોદ્ધાઓને યુદ્ધ માટે ગોઠવાઈ ગયેલા જોઈ કર્ણ ઉતાવળો ઉતાવળો શત્રુઓનો સંહાર કરનારા પાંચાલો સામે દોડ્યો.[૩] હંસો જેમ મોટા સરોવર સામે દોડી જાય, તેમ વિજય મેળવનારા પાંચાલો પણ એકદમ દોડી આવતા મહાત્મા કર્ણ સામા ધસી ગયા.[૪] એ વેળા બન્ને પક્ષમાં હજારો શંખોનો મનોહર શબ્દ થવા લાગ્યો, તેમ જ બન્ને પક્ષમાં પરમ દારુણ ભેરીઓનો નાદ પણ પ્રકટ થઈ રહ્યો હતો.[૫] સર્વ સ્થળે જાતજાતનાં બાણો ઉપરાઉપરી પડવા લાગ્યાં અને ત્યાં તેમના પ્રહારથી હાથીઓના ચિત્કારો, ઘોડાઓના હણહણાટો તથા રથોના ખણખણાટો સંભળાવા લાગ્યા. સાથે સાથે ત્યાં વીરપુરુષોનો દારુણ સિંહનાદ પણ થઈ રહ્યો.[૬] એકત્ર થયેલા તે સર્વ મહાન શબ્દથી પર્વતો, વૃક્ષો અને સમુદ્રો સહિત સમગ્ર પૃથ્વી ધણધણી ઊઠી, વાયુ સહિત મેઘમંડળવાળું આકાશ ગાજી ઊઠ્યું અને સૂર્ય, ચંદ્ર, ગ્રહ તથા નક્ષત્રો સહિત સ્વર્ગ કંપી ઊઠ્યું.[૭] તે શબ્દને સાંભળીને કેટલાંએક પ્રાણીઓ મહાઘોર ઉત્પાત થશે એમ માનવા લાગ્યાં

ને ગભરાઈ ગયાં. વળી કેટલાંએક અલ્પસત્ત્વ પ્રાણીઓ તો તે શબ્દને સાંભળીને લગભગ મરણ-શરણ થઈ ગયાં.[૮] પછી ઇંદ્ર જેમ આસુરી સેનાનો નાશ કરે, તેમ અત્યંત ક્રોધમાં આવી ગયેલો કર્ણ સત્વર અસ્ત્રો પ્રગટ કરીને પાંડવોની સેનાનો નાશ કરવા લાગ્યો.[૯] તેણે પાંડવોના સૈન્યમાં પ્રવેશ કરી બાણો ફેંકવા માંડ્યાં અને પ્રભદ્રકોમાંના સિત્તોતેર સારા સારા યોદ્ધાઓને મારી નાખ્યા.[૧૦] પછી સુંદર પૂંખવાળાં તીક્ષ્ણ પચીસ બાણો મારી મહારથી કર્ણે પચીસ પાંચાલ યોદ્ધાઓને મારી નાખ્યા.[૧૧] વળી તે વીર કર્ણે પરકાયાને ચીરી નાખનારાં અને સુવર્ણની પૂંખવાળાં અનેક નારાચ બાણો મૂકીને સેંકડો તથા હજારો ચેદિ યોદ્ધાઓને સંહારી નાખ્યા.[૧૨] હે મહારાજ! આવી રીતે મનુષ્યોથી ન બની શકે તેવું દૈવી કર્મ કરી રહેલા તે કર્ણની આસપાસ પાંચાલોના અનેક રથીયોદ્ધાઓ ઘેરાઈ વળ્યા.[૧૩] તે જોઈ સૂર્યપુત્ર એવા 'વૃષ' નામધારી કર્ણે દુઃસહ એવાં પાંચ બાણો ધનુષ્યમાં સાંધ્યાં. હે ભારત! તે બાણો વડે તેણે ભાનુદેવ, ચિત્રસેન, સેનાબિંદુ, તપન અને શૂરસેન એ પાંચ પાંચાલ મહારથીઓને રણમાં રોળી નાખ્યા.[૧૪,૧૫] આમ પાંચાલોના શૂરા યોદ્ધાઓ કર્ણનાં બાણો વડે મરણ પામવા લાગ્યા, ત્યારે એ મહારણમાં પાંચાલ સૈનિકોમાં મોટો હાહાકાર થઈ રહ્યો.[૧૬] તુરત જ હે મહારાજ! પાંચાલોના દશ રથીયોદ્ધાઓએ કર્ણને પુનઃ ઘેરી લીધો ને ઝડપથી બાણો વડે પ્રહાર કરવા માંડ્યો.[૧૭] હે રાજા! એ સમયે કર્ણના સુષેણ અને સત્યસેન નામના બે દુર્જય પુત્રો તેના ચક્રરક્ષક તરીકે રહીને પ્રાણોની દરકાર રાખ્યા વિના યુદ્ધ કરી રહ્યા હતા.[૧૮] વળી કર્ણનો જ્યેષ્ઠ પુત્ર મહારથી વૃષસેન પંડે કર્ણનો પૃષ્ઠરક્ષક થઈ પાછળના ભાગમાં તેનું રક્ષણ કરતો હતો.[૧૯] પછી તે સમયે ધૃષ્ટદ્યુમ્ન, સાત્યકિ, દ્રૌપદીપુત્રો, ભીમસેન, જનમેજય, વીર પ્રભદ્રકો, ચેદિઓ, કેકયો, પાંચાલો, નકુલ, સહદેવ અને કવચધારી સર્વ મત્સ્ય યોદ્ધાઓ સર્વના પર સચોટ પ્રહાર કરી રહેલા રાધાપુત્ર કર્ણને મારી નાખવાની ઇચ્છાથી સામેથી દોડી આવ્યા.[૨૦,૨૧] ત્યાં વર્ષાકાળમાં જેમ મેઘો પર્વત પર વૃષ્ટિ કરી મૂકે, તેમ શત્રુઓનું મર્દન કરનારા કર્ણ પર તેઓ ભાતભાતનાં શસ્ત્રો વડે વરસવા લાગ્યા.[૨૨] એટલે કર્ણના બધા પુત્રો પોતાના પિતાનું રક્ષણ કરવા માટે તેમના પર પ્રહાર કરવા લાગ્યા. વળી હે રાજન્! તમારા પક્ષના બીજા કેટલાએક વીરો પણ પાંડવ વીરોને વધતા અટકાવવા લાગ્યા.[૨૩] કર્ણના પુત્ર સુષેણે એક ભલ્લજાતિનું બાણ મારી ભીમસેનના ધનુષ્યને કાપી નાખ્યું, તેમ જ બીજાં સાત નારાચ બાણો મારી ભીમસેનને હૃદયમાં વીંધી નાખી ગર્જના કરી મૂકી.[૨૪] ભયંકર પરાક્રમી ભીમસેને તુરત જ ઘણું મજબૂત બીજું ધનુષ્ય હાથમાં લઈ લીધું ને તેને બરાબર સજ્જ કરી સુષેણના ધનુષ્યને કાપી નાખ્યું.[૨૫] એટલું જ નહિ, રણમાં જાણે નૃત્ય કરતો હોય તેવો દેખાતો ભીમસેન ક્રોધપૂર્વક દશ બાણો છોડી એ સુષેણને વીંધવા લાગ્યો અને સપાટાબંધ બીજાં તોંતેર તીક્ષ્ણ બાણો છોડી તેણે કર્ણને પણ વીંધી નાખ્યો.[૨૬] વળી તેણે કર્ણના ભાનુસેન નામના પુત્રને દશ બાણો માર્યાં અને તેને સર્વ સુહૃદોના મધ્યમાં તેમના દેખતાં ઘોડા, સારથિ, આયુધ અને ધ્વજ સહિત રણભૂમિ પર ઢાળી પાડ્યો.[૨૭] પછી તેણે એક ક્ષુરપ્ર બાણથી તેના મસ્તકને પણ કાપી નાખ્યું. આમ ચંદ્રસમાન મુખવાળું ભાનુસેનનું તે મસ્તક કપાઈ ગયું હતું, છતાં ડાંડલામાંથી તૂટી પડેલા કમળની પેઠે તે સુંદર દેખાવતું જ લાગતું હતું.[૨૮] કર્ણના પુત્રનો નાશ કર્યા પછી ભીમસેન પુનઃ તમારા યોદ્ધાઓને દુઃખ દેવા મંડી

પડ્યો. કૃપાચાર્ય અને કૃતવર્માનાં ધનુષ્યો કાપી નાખી તેણે તે બન્નેને પણ પીડ્યા.[૨૯] તેણે દુઃશાસનને ત્રણ બાણોથી વીંધી નાખી શકુનિને છ લોખંડી બાણો માર્યાં અને ઉલૂક તથા પતત્રિ એ બન્નેને રથ વિનાના કરી નાખ્યા.[૩૦] વળી કર્ણના બીજા પુત્ર સુષેણને 'ઊભો રહે, હવે તારું પણ આવી બન્યું છે' આમ કહીને ભીમસેને એક બાણ હાથમાં લીધું; પરંતુ કર્ણે તે બાણને કાપી નાખ્યું ને ત્રણ બાણોનો ભીમસેને પ્રહાર પણ કર્યો.[૩૧] એટલે તુરત જ ભીમસેને સુષેણ સામે સુંદર ગાંઠાવાળું બીજું પાણીદાર બાણ ફેંક્યું; પરંતુ કર્ણે તેના પણ ટુકડા કરી નાખ્યા.[૩૨] હવે કર્ણે પોતાના પુત્રનું રક્ષણ કરવા માટે તથા ભીમસેનનો વધ કરવા માટે ક્રૂર એવાં તોંતેર બાણો મારી ક્રૂર ભીમસેનને વીંધી નાખ્યો.[૩૩] પછી સુષેણે શત્રુના મારાને સહન કરે એવું બીજું ધનુષ્ય ગ્રહણ કર્યું અને પાંચ બાણો ફેંકી નકુલના બન્ને બાહુઓમાં તથા છાતીમાં પ્રહાર કર્યો.[૩૪] નકુલે પણ ભારને સહન કરનારાં વીસ દૃઢ બાણોથી સુષેણને વીંધી નાખી એટલી મોટી ગર્જના કરી મૂકી, કે કર્ણ પણ જરા હબકી ગયો.[૩૫] હે મહારાજ ! તે પછી મહારથી સુષેણે નકુલને દશ બાણો વડે વીંધી નાખ્યો ને વધારામાં બીજું એક ક્ષુરપ્ર બાણ છોડી તેના ધનુષ્યને પણ શીઘ્ર કાપી નાખ્યું. તુરત જ નકુલને ક્રોધ વ્યાપી ગયો. તેણે અતિ દૃઢ ધનુષ્ય હાથમાં લઈ સુષેણને નવ બાણો માર્યાં ને રણમાં તેને અટકાવ્યો.[૩૬,૩૭] હે રાજન્ ! શત્રુવીરોનો સંહાર કરનારા નકુલે બાણો મૂકી મૂકીને સર્વ દિશાઓને તદ્દન ઢાંકી દીધી અને પછી બીજાં ત્રણ બાણો વડે સુષેણનાં સારથિને મારી નાખ્યો તથા તેને પોતાને પણ પ્રહાર કર્યો.[૩૮] એટલેથી જ તે અટક્યો નહિ. તેણે તો ત્રણ ભલ્લ બાણો વડે સુષેણના મજબૂત ધનુષ્યના ત્રણ ટુકડા કરી નાખ્યા. પછી ક્રોધથી ધૂંધવાઈ ઊઠેલા સુષેણે એક બીજું ધનુષ્ય ઉઠાવીને સાઠ બાણોથી નકુલને તેમ જ સાત બાણોથી સહદેવને વીંધી નાખ્યા. આ રીતે અન્યોન્યનો વધ કરવા માટે ઘણી ઝડપથી બાણોનો પ્રહાર કરતા તે યોદ્ધાઓનું દેવાસુરયુદ્ધના જેવું મહાઘોર યુદ્ધ થઈ રહ્યું હતું. તેવામાં સાત્યકિએ ત્રણ બાણો વડે વૃષસેનના સારથિને મારી નાખ્યો, એક ભલ્લ બાણથી તેના ધનુષ્યને કાપી નાખ્યું, સાત બાણો વડે તેના ઘોડાઓને મારી નાખ્યા તથા એક બાણ વડે તેના ધ્વજને ઉડાડી પાડી ત્રણ બાણો વડે તેને પોતાને પણ હૃદયમાં સખ્ત પ્રહાર કર્યો. એ પ્રહારથી વૃષસેન પોતાના રથમાં થોડીવાર બેભાન સ્થિતિમાં આવી પડ્યો, પણ એક મુહૂર્ત જેટલો સમય થતાં પુનઃ તે ઊભો થયો. સાત્યકિએ પોતાને રણમાં સારથિ, ઘોડા, રથ અને ધજા વિનાનો કરી મૂક્યો હતો; તેથી તે તેને મારી નાખવા માટે ઢાલતલવાર હાથમાં લઈ દોડ્યો. વૃષસેન એક દમ ઝડપથી પોતાની સામે ધસી આવતો હતો, તે જોઈને સાત્યકિએ વરાહના કાન જેવા આકારનાં દશ બાણો મારી તેની ઢાલતલવારના ટુકડા કરી નાખ્યા. આ અણીને સમયે દુઃશાસને રથ અને આયુધ વિનાના થઈ ગયેલા વૃષસેનને રણમાં ગભરાઈ ગયેલો જોઈને તુરત તેને પોતાના રથમાં બેસાડી દીધો અને તેને રણમાંથી દૂર કર્યો. પછી હે પૃથ્વીપતિ ! મહારથી વૃષસેન ફરીથી એક બીજા રથમાં બેસીને યુદ્ધ કરવા ચઢી આવ્યો. તુરત જ હે રાજેંદ્ર ! કર્ણનો મહાધનુર્ધર પુત્ર વૃષસેન તોંતેર બાણોથી દ્રૌપદીના પુત્રોને, પાંચ બાણોથી સાત્યકિને, ચોસઠ બાણોથી ભીમસેનને, પાંચ બાણોથી સહદેવને, ત્રીસ બાણોથી નકુલને, સાત બાણોથી શતાનીકને, દશ બાણોથી શિખંડીને, સો બાણોથી ધર્મરાજને તથા એ ઉપરાંત બીજા

કેટલાએક વિજયની લાલસાવાળા વીર પુરુષોને પ્રહાર કરવા મંડી પડ્યો.[૩૯-૪૯] વળી યુદ્ધમાં દુર્ધર્ષ એવો તે વૃષસેન સાથેસાથે કર્ણના પૃષ્ઠભાગનું રક્ષણ પણ કરવા લાગ્યો. તેવામાં સાત્યકિએ તદ્દન લોઢાનાં બનાવેલાં નવ બાણોથી દુઃશાસનને સારથિ, ઘોડા અને રથ વિનાનો કરી મૂક્યો તેમ જ બીજાં ત્રણ બાણોનો તેના લલાટમાં પ્રહાર કર્યો. તુરત જ તે દુઃશાસન વિધિપૂર્વક તૈયાર કરેલા એક બીજા રથમાં બેસી ગયો ને કર્ણના બળમાં વધારો કરતો પાંડવો સાથે લડવા લાગ્યો. તે પછી ધૃષ્ટદ્યુમ્ને દશ બાણોથી, દ્રૌપદીના પુત્રોએ તોંતેર બાણોથી, સાત્યકિએ સાત બાણોથી, ભીમસેને ચોસઠ બાણોથી, સહદેવે સાત બાણોથી, નકુલે ત્રીસ બાણોથી, શતાનીકે સાત બાણોથી, શિખંડીએ દશ બાણોથી અને ધર્મરાજાએ સો બાણોથી કર્ણને વીંધી નાખ્યો.[૫૦-૫૪] હે રાજેંદ્ર ! એ પૂર્વોક્ત મહારથીઓ તથા તે ઉપરાંતના બીજા વિજયલાલસુ વીર પુરુષો એ મહારણમાં મહાધનુર્ધર સૂતપુત્ર કર્ણ પર જ બાણોનો મારો ચલાવી રહ્યા હતા. પરંતુ શત્રુઓનું દમન કરનારો વીર કર્ણ રથ દ્વારા તેમની પાછળ પાછળ ઘૂમીને દશ દશ બાણો વડે પ્રત્યેકને સામો વીંધવા લાગ્યો.[૫૫,૫૬] હે મહાભાગ્યશાળી રાજા ! તે સમયે મહાપ્રતાપી કર્ણનું અસ્ત્રવીર્ય તથા તેના હાથની ચાલાકી અમને આશ્ચર્યજનક દેખાતી હતી.[૫૭] તે બાણોને ક્યારે લેતો હતો, ક્યારે સાંધતો હતો અને ક્યારે ક્રોધપૂર્વક છોડતો હતો, એમાંનું કંઈ પણ કોઈના જોવામાં આવતું ન હતું, માત્ર તેના શત્રુઓ જ મરણ પામતા દૃષ્ટિગોચર થતા હતા.[૫૮] તે વેળા સ્વર્ગ, આકાશ, પૃથ્વી અને દિશાઓ તીક્ષ્ણ બાણોથી ભરપૂર થઈ ગઈ હતી; તેમ જ તે પ્રદેશ ઉપરનું આકાશ પણ લાલ રંગનાં વાદળાંઓથી જાણે ઢંકાઈ ગયું હોય તેવું દેખાતું હતું.[૫૯] વળી પ્રતાપી રાધાપુત્ર કર્ણ ત્યારે હાથમાં ધનુષ્ય લઈને જાણે નૃત્ય કરતો હોય તેવો દેખાતો હતો. જે યોદ્ધાઓ તેને બાણો વડે પ્રહાર કરતા હતા, તે તે દરેકને તેણે મૂકેલાં બાણોથી ત્રણગણાં બાણો મારી વીંધી નાખતો હતો.[૬૦] વળી કર્ણે એક હજાર બાણો વડે તેમને વીંધી નાખ્યા અને ગર્જના કરી. તેણે ઘોડા, સારથિ અને રથોસહિત તેમને ઢાંકી દીધા, એટલે તુરત જ તેઓ યુદ્ધમાંથી ખસી ગયા.[૬૧] પછી શત્રુસંહારક કર્ણ બાણોની વૃષ્ટિઓ દ્વારા તે બધા મહાધનુર્ધરોને હંફાવી દઈને ખીચોખીચ ભરેલા હસ્તીસૈન્યમાં દાખલ થયો.[૬૨] એ સૈન્યના મોખરામાં જ ઊભેલા ત્રણસો ચેદિ યોદ્ધાઓ યુદ્ધમાંથી કદી પણ પાછા ન હઠે તેવા હતા, પણ તે બધાને કર્ણે તીક્ષ્ણ બાણો વડે મારી નાખ્યા અને પોતે યુધિષ્ઠિરરાજાની સામે આગળ વધ્યો.[૬૩] આ રીતે કર્ણને ચઢી આવતો જોઈ સર્વ પાંડવો, શિખંડી તથા સાત્યકિ રાજા યુધિષ્ઠિરની આસપાસ વીંટાઈ વળ્યા ને કર્ણથી તેમનું રક્ષણ કરવા લાગ્યા.[૬૪] વળી તમારા પક્ષના સર્વ યોદ્ધાઓ પણ મોટાં મોટાં ધનુષ્યો હાથમાં લઈને તથા શૌર્યપૂર્વક બરાબર સજ્જ થઈને રણદુર્વાર કર્ણની સર્વ તરફથી રક્ષા કરવા લાગ્યા.[૬૫] હે રાજન્ ! એ વેળા જાતજાતનાં રણવાદિત્રો વાગવા લાગ્યાં; તેમ જ અન્યોન્ય સામે ગર્જનાઓ કરતા શૂરાઓના સિંહનાદો થવા લાગ્યા. ત્યાં તુરત જ કર્ણ આદિ અમે કૌરવો તથા યુધિષ્ઠિર આદિ પાંડવો નિર્ભય થઈને પુનઃ સામસામા ભેટ્યા.[૬૬,૬૭]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'સંકુલયુદ્ધ' નામનો અધ્યાય ૪૮ મો સમાપ્ત

પાંડવોના યોદ્ધાઓરૂપ વનને બાળી મૂકતો રણમાં ઘૂમવા લાગ્યો.[૩૯] પછી મોટા મનના મહાધનુર્ધર કર્ણે મોટાં મોટાં અસ્ત્રોનું સંધાન કરી પુરુષોમાં ઇંદ્ર સરખા રાજા યુધિષ્ઠિરના ધનુષ્યના હસતાં હસતાં બાણો મૂકીને ટુકડે ટુકડા કરી નાખ્યા.[૪૦] પાછા એક નિમેષ જેટલા સમયમાં મજબૂત ગાંઠવાળાં નેવું તીક્ષ્ણ બાણો ધનુષ્યમાં સાંધીને કર્ણે રાજાના કવચને પણ તોડી પાડ્યું. સુવર્ણથી જડેલુ તથા રત્નોથી ઝળહળતું તે કવચ નરેંદ્ર યુધિષ્ઠિરના શરીર પરથી જ્યારે પડતું હતું, ત્યારે વાયુએ તોડી પાડેલા અને સૂર્યનાં કિરણોથી મિશ્ર થયેલા વીજળીવાળા મેઘ સરખું શોભતું હતું, અથવા તરેહતરેહના નક્ષત્રગણોથી રાત્રિમાં ઝળકી રહેલાં વાદળાં વિનાના આકાશ સરખું તે પ્રકાશતું હતું.[૪૧–૪૩] રાજા યુધિષ્ઠિર કવચ તૂટી પડવાથી બાણોના પ્રહારો વડે લોહીલુહાણ શરીરવાળા થઈ ગયા હતા. પછી તેમણે અધિરથના પુત્ર કર્ણની સામે તદ્દન લોખંડની બનાવેલી એક શક્તિ ફેંકી, પણ તે બળબળતી શક્તિને સાત બાણો મારી કર્ણે આકાશમાં જ કાપી નાખી, તેથી તે પૃથ્વી પર આવી પડી. પોતાની શક્તિ કપાઈ ગઈ એટલે યુધિષ્ઠિરે કર્ણને બે બાહુઓમાં, લલાટમાં તથા હૃદયમાં ચાર તોમરોનો પ્રહાર કરી હર્ષપૂર્વક ગર્જના કરી. એ તોમરોના પ્રહારથી કર્ણના શરીરમાંથી લોહી નીકળવા માંડ્યું. કોપેલા સર્પની પેઠે ફૂંફાડો મારી તેણે ભલ્લ જાતિના એક બાણ વડે યુધિષ્ઠિરના ધ્વજને કાપી નાખ્યો તથા બીજાં ત્રણ બાણોથી તેમને પોતાને પણ વીંધી નાખ્યા. તે ઉપરાંત તેણે તેમના બન્ને ભાથાઓના તથા રથ સુદ્ધાંના તલ તલ જેવડા ટુકડા કરી નાખ્યા. આ દશાએ આવી પડતાં રાજા યુધિષ્ઠિર કાળી કેશવાળીવાળા તથા દંતસમાન ઉજ્જવળ વર્ણના જે ઘોડાઓ પોતાને રણમાં લાવ્યા હતા, તે ઘોડાઓને એક બીજા રથમાં જોડીને રણમાંથી વિમુખ થઈ નાસી છૂટ્યા. પોતાના પૃષ્ઠરક્ષકો તથા સારથિ રથમાં માર્યા ગયા હતા; તેથી મનમાં દુઃખી થયેલા રાજા યુધિષ્ઠિર કર્ણ સામે યુદ્ધ કરવા અસમર્થ થયા હતા. એ પ્રમાણે રણમાંથી યુધિષ્ઠિર નાસી જતા હતા, તે જોઈ રાધાપુત્ર કર્ણે વજ્ર, છત્ર, અંકુશ, મત્સ્ય, ધ્વજ, કૂર્મ અને કમળ આદિ લક્ષણોથી યુક્ત એવા પોતાના શ્વેતવર્ણા હાથથી તેમના ખભાને સ્પર્શ કરી, પોતાના આત્માને પવિત્ર કરવા માટે, બળાત્કારે પકડી લેવા ઇચ્છા કરી; પણ કુંતીને આપેલાં વચનોનું સ્મરણ કરી તેણે તેમને મારી નાખવાનો વિચાર કર્યો નહિ.[૪૪–૫૨] તેવામાં શલ્ય કર્ણ પ્રત્યે કહેવા લાગ્યો: 'ઓ કર્ણ! રાજાઓમાં ઉત્તમ એવા આ યુધિષ્ઠિરને તું પકડીશ નહિ. યાદ રાખ કે, પકડતાં વેંત જ તે તને બાળીને ભસ્મ કરી નાખશે.'[૫૩] શલ્યનાં વચન સાંભળ્યા પછી યુધિષ્ઠિરનો સ્પર્શ કર્યા વિના દૂર ઊભો રહીને તેમની નિંદા કરતો હોય તેમ હસતાં હસતાં કર્ણ કહેવા લાગ્યો: 'મહાન ક્ષત્રિયકુળમાં જન્મીને ક્ષાત્રધર્મમાં રહેનારો એક ઉત્તમ ક્ષત્રિય પોતાના પ્રાણોનું રક્ષણ કરવા માટે ભયભીત થઈને મહારણમાં યુદ્ધનો કેમ ત્યાગ કરે? માટે મારા માનવા પ્રમાણે તું ક્ષાત્રધર્મમાં કુશળ નથી. તું તો બ્રાહ્મબળથી જ યુક્ત છે અને સ્વાધ્યાય તથા યજ્ઞકર્મો કરવામાં જ કુશળ છે. માટે હે કુંતાપુત્ર! મારા જેવા વીર પુરુષો સામે તું યુદ્ધ ન કર. તેવા વીર પુરુષો સામે તું ભેટો ન કર; તેમ જ તેવા વીર પુરુષોને અપ્રિય વચન તું કહીશ મા અને આવા મહારણમાં ફરી કદી આવીશ નહિ. હે રાજા! તારે જો અપ્રિય વચન કહેવાં હોય તો બીજાઓને કહેજે, પણ મારા જેવાને કહીશ નહિ; કારણ કે મારા જેવાને યુદ્ધમાં અપ્રિય કહેવાથી તને આવું

અથવા આનાથી વધારે ઊતરતું ફળ જરૂર મળશે. હે કુંતાપુત્ર ! તું તારે ઘેર જ ચાલ્યો જા, અથવા જે સ્થળે પેલા કૃષ્ણ તથા અર્જુન હોય ત્યાં ચાલ્યો જા. હે રાજન્! કર્ણ તને રણમાં કોઈ રીતે પણ મારશે નહિ.' આમ કહીને મહાબળવાન કર્ણે યુધિષ્ઠિરરાજાની પાછળ જવું પડતું મૂક્યું અને ઇંદ્ર જેમ આસુરી સેનાનો નાશ કરે તેમ તે પાંડવોની સેનાનો નાશ કરવા મંડી પડ્યો. ત્યારે હે રાજા ! જાણે શરમાતા હોય તેમ રાજા યુધિષ્ઠિર પણ એકદમ ત્યાંથી દૂર ચાલ્યા ગયા. રાજાને રણમાંથી દૂર થયેલા જોઈ ચેદિઓ, પાંડવો, પાંચાલો, મહારથી સાત્યકિ, દ્રૌપદીના શૂરા પુત્રો, નકુલ, સહદેવ વગેરે સર્વ યોદ્ધાઓ તેમની પાછળ પાછળ જવા લાગ્યા અને યુધિષ્ઠિરનું સર્વ સૈન્ય પણ યુદ્ધમાંથી પાછું હઠવા લાગ્યું. તે જોઈ કર્ણ હર્ષમાં આવી ગયો અને સર્વ કૌરવોને સાથે લઈ તે બધાની પાછળ પડ્યો. તુરત કૌરવોમાં ભેરી, શંખ, મૃદંગ તથા ધનુષ્યોના શબ્દોની સાથે સિંહનાદો થવા લાગ્યા. હે કુરુવંશી ધૃતરાષ્ટ્રરાજા ! રાજા યુધિષ્ઠિર તો સત્વર શ્રુતકીર્તિના રથ પર ચઢીને કર્ણનું પરાક્રમ જોવા લાગ્યા અને પોતાના સૈન્યને રણમાંથી હાંકી કાઢવામાં આવતું જોઈ ક્રોધ કરીને પોતાના યોદ્ધાઓને કહેવા લાગ્યા : 'મારો, મારો, આપણા આ શત્રુઓને મારો. શું જોઈને બેસી રહ્યા છો ?' રાજાની આજ્ઞા થતાં જ ભીમસેન આદિ પાંડવોના મહારથીઓ તમારા પુત્રો સામે ધસ્યા. હે ભારત ! તે વેળા ત્યાં યોદ્ધાઓનો તુમુલ શબ્દ થઈ રહ્યો. જ્યાંત્યાં રથો, હાથીઓ, ઘોડા, પાળા તથા શસ્ત્રોના શબ્દો સંભળાવા લાગ્યા. વળી 'તૈયાર થાઓ, મારો, ચાલો, ધસારો કરો' આમ બોલી રહેલા યોદ્ધાઓ અન્યોન્યને મહારણમાં મારી નાખવા લાગ્યા. ત્યારે વાદળાંની જાણે છાયા પડતી હોય તેમ બાણોની વૃષ્ટિથી આકાશમાં અંધકાર છવાઈ ગયો.[૫૪–૬૯] ત્યાં અન્યોન્યથી ઘેરાઈ ગયેલા મહાપુરુષો એકમેકનો સંહાર કરવા મંડી પડ્યા. એ રણમાં કેટલાએક ક્ષીણ થયેલા રાજાઓ પતાકા, ધ્વજ, ઘોડા, સારથિ અને હથિયાર વિનાના થઈ જઈને છિન્નભિન્ન અવયવોએ પૃથ્વી પર પડવા લાગ્યા. મોટા મોટા હાથીઓ પોતાના મહાવતો સહિત મરણ પામ્યા અને વજ્રથી તૂટી પડેલાં પર્વતોનાં શિખરો જેમ નીચાણ પ્રદેશમાં ગબડી પડે, તેમ તેઓ પૃથ્વી પર પછડાવા લાગ્યા. જેમના વીર સવારો માર્યા ગયા હતા તેવા હજારો ઘોડાઓ પોતાના પર બેસનારા તે સવારો સાથે રણમાં પડવા લાગ્યા. તેમનાં કવચો, અલંકારો તથા આભૂષણો પણ છિન્નભિન્ન થઈ પૃથ્વી પર વીખરાઈ જવા લાગ્યાં. કેટલાએક રથીઓએ ઘણા પુરુષોનાં આયુધો કાપી નાખ્યાં; તેમ જ ઘણાઓને રથ વિનાના કરી મૂક્યા અને એ ઘમસાણમાં હજારો પાયદળોની ટુકડીઓને શત્રુવીરોએ ઠાર કરી નાખી. જોતજોતાંમાં યુદ્ધકુશળ યોદ્ધાઓનાં વિશાળ અને લાંબી લાલચોળ આંખોવાળાં તથા કમળ અને ચંદ્ર સમાન મુખોવાળાં મસ્તકોથી આખી રણભૂમિ ઢંકાઈ ગઈ. મનુષ્યો તે પૃથ્વી પર જેવો શબ્દ સાંભળતા હતા તેવો જ આકાશમાં પણ સાંભળતા હતા. વિમાનો લઈ લઈને આવેલી અસંખ્ય અપ્સરાઓ ગાનતાન અને નાચરંગ કરી રહી હતી. તેમાંની ઘણી અપ્સરાઓ રણમાં સામે પગલે લડીને મરણ પામેલા સેંકડો ને હજારો વીર પુરુષોને વિમાનમાં બેસાડી બેસાડી સ્વર્ગ ભણી જતી હતી. આવું મહાન આશ્ચર્ય પ્રત્યક્ષ જોઈને ઘણા શૂરવીરો સ્વર્ગ મેળવવાની ઇચ્છાથી મનમાં હર્ષ પામી રહ્યા હતા અને તાકીદે પરસ્પરને મારી નાખતા હતા. એ યુદ્ધમાં રથીઓ રથીઓની સાથે અદ્ભુત યુદ્ધ કરતા હતા; તેમ જ પાળાઓ

પાળાઓ સાથે, હાથીસવારો હાથીસવારો સાથે તથા ઘોડેસવારો ઘોડેસવારો સાથે લડી રહ્યા હતા. આ રીતે જ્યારે હાથી, ઘોડા તથા મનુષ્યોનો સંહારકારક રણસંગ્રામ ચાલી રહ્યો હતો અને સૈન્યે ઉરાડેલી ધૂળથી સર્વ પ્રદેશ ઢંકાઈ ગયો હતો, ત્યારે પોતાના પક્ષના જ યોદ્ધાઓ પોતાના પક્ષના જ યોદ્ધાઓને મારી નાખતા હતા. વળી શત્રુપક્ષના યોદ્ધાઓ સામા શત્રુપક્ષના યોદ્ધાઓનો પણ ઘાણ વાળી નાખતા હતા. પછી તો એક-બીજાની ચોટલીઓ પકડીને, દાંતે દાંત કચડીને, નખે નખ ભરાવીને તથા અન્યોન્યને ગડદામુક્કી મારીને તેઓ યુદ્ધ કરવા લાગ્યા. તે રણસંગ્રામમાં હાથી, ઘોડા તથા મનુષ્યોનો સંહાર થઈ ગયો હતો. એ રીતે તે સંગ્રામ જ્યારે ચાલી રહ્યો હતો, ત્યારે યોદ્ધાઓનાં શરીર, પાપ તથા પ્રાણોનો નાશ કરનારું તે યુદ્ધ અતિ દારુણ સ્વરૂપમાં આવી ગયું.[૭૦-૮૧] મનુષ્યો, ઘોડા તથા હાથીઓનાં કલેવરોમાંથી લોહીની નદી વહેવા લાગી. તે નદી પૃથ્વી પર પડેલાં અનેક હાથી, ઘોડા અને મનુષ્યોનાં મૃતશરીરોને ખેંચી જતી હતી. મનુષ્યો, ઘોડાઓ તથા હાથીઓની એ ભેટાભેટીથી તે નદીમાં લોહીરૂપ જળ આવી પહોંચ્યું હતું. તે મહાઘોર નદી માંસ તથા લોહીના કાદવવાળી હોઈને માણસો, ઘોડા તથા હાથીઓનાં શરીરોને તાણી જતી હતી. વળી એ નદી ભીરુ પુરુષોને ભયંકર હતી, છતાં વિજયની ઇચ્છાવાળા ઘણા વીર પુરુષો તેના અપાર પારને પામી જતા હતા.[૮૨-૮૪] હે ભરતશ્રેષ્ઠ રાજા! બીજા કેટલાએક શૂરાઓ તે નદીના છાછરા ભાગમાં ઊંચે તરી આવતા હતા અને ઊંડાણના ભાગમાં ગળકિયાં ખાઈ ખાઈને લોહીથી લિપ્ત શરીરોવાળા થઈ જતા હતા. તેમનાં કવચો, આયુધો અને વસ્ત્રો લાએક તો તે નદીમાં વીરસ્નાન કરતા હતા, કેટલાએક જળ-પાન કરતા હતા, ત્યારે બીજા કેટલાએક ખિન્ન થઈ જતા હતા. તે સમયે રથો, ઘોડા, મનુષ્યો, હાથીઓ, શસ્ત્રો, અલંકારો, વસ્ત્રો, કવચો, માર્યા ગયેલાં તથા મરણ પામતાં સર્વ કોઈ પ્રાણીઓ, પૃથ્વી, આકાશ, સ્વર્ગ તથા દિશાઓ—સર્વ કંઈ લગભગ લાલ રંગનું જ અમારા જોવામાં આવતું હતું. હે ભારત! સર્વ સ્થળે પ્રસરી રહેલા લોહીની ગંધ, સ્પર્શ, રસ, અતિરક્ત રૂપ તથા શબ્દથી સૈન્યોમાં અતિ મહાન ખેદ થતો હતો. આ રીતે સૈન્યમાં ઘણેભાગે સંહાર વળી ગયો હતો, તેવામાં ભીમસેન અને સાત્યકિ આદિ વીર પાંડવો પુનઃ યુદ્ધ કરવા ચઢી આવ્યા. હે રાજન્! ધસી આવતા તે યોદ્ધાઓના વેગને સહન કરવો અશક્ય જોઈ, તમારા પુત્રોનું મહાન સૈન્ય રણમાંથી વિમુખ થઈ ગયું. તે સૈન્યમાંના રથ, ઘોડા અને હાથીઓ છૂટાછવાયા વીખરાઈ ગયા, પાળાઓ તથા ઘોડે-સવારો ગભરાઈ ગયા અને સર્વનાં કવચો, શસ્ત્રો તથા ધનુષ્યો છિન્નભિન્ન થઈ ગયાં. આમ પાંડવો-એ જ્યારે તમારા એ સૈન્યને ચારેબાજુથી ડહોળી નાખવા માંડ્યું, ત્યારે સિંહથી ભયભીત થયેલું હાથી-ઓનું જૂથ જેમ વનમાં નાસભાગ કરે તેમ તે સૈન્ય પણ રણભૂમિમાં નાસભાગ કરવા લાગ્યું.[૮૫-૯૨]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'કર્ણ અને યુધિષ્ઠિરનું યુદ્ધ' નામનો અધ્યાય ૪૯ મો સમાપ્ત

## અધ્યાય ૫૦ મો

### ભીમસેનની ચઢાઈ—તેમાં કર્ણની હાર

॥ સંજય ઉવાચ ॥

तानभिद्रवतो दृष्ट्वा पांडवाँस्तावकं बलम्।
दुर्योधनो महाराज वारयामास सर्वशः ॥ १ ॥

સંજય બોલ્યો : હે મહારાજ! પાંડવયોદ્ધાઓને તમારા સૈન્ય સામે ચઢી આવતા જોઈને દુર્યોધને સર્વ યોદ્ધાઓને તથા પોતાના સૈન્યને

નાસભાગ કરતા ચોતરફથી અટકાવવા માંડ્યા. પણ હે રાજન્! તમારો પુત્ર ખૂબ બૂમાબૂમ કરતો હતો, છતાં તે સૈન્ય પાછું વળ્યું જ નહિ. તે જોઈ વ્યૂહના પક્ષ તથા પ્રપક્ષરૂપ બનેલો સુબલપુત્ર શકુનિ તથા બીજા કેટલાએક કૌરવો શસ્ત્રોથી સજ્જ થઈ ભીમ સામા યુદ્ધ કરવા ધસી ગયા. કર્ણ પણ રાજાઓ સહિત સર્વ કૌરવોને રણમાંથી નાસી જતા જોઈ શલ્યરાજાને કહેવા લાગ્યો કે, 'આપણા રથને ભીમસેન સામે લઈ જા.' કર્ણના કહેવા પરથી મદ્રરાજ શલ્યે તુરત જ હંસવર્ણા ઉત્તમ ઘોડાઓને ભીમસેન સામે હાંક્યા. હે મહારાજ! રણને શોભાવનાર શલ્યરાજાએ હાંકેલા તે ઘોડાઓ ભીમસેનના રથ પાસે આવીને છેક તેની અડોઅડ ભરાઈ ગયા.[૧-૬] એટલે તુરત કર્ણને પોતાની સામે આવતો જોઈને ભીમસેન ક્રોધયુક્ત થઈ ગયો અને તેણે કર્ણનો વિનાશ કરવા માટે નિશ્ચય કર્યો.[૭] તેણે વીર સાત્યકિને તથા પૃષતપુત્ર ધૃષ્ટદ્યુમ્નને કહ્યું કે, 'તમે બધા ધર્માત્મા રાજા યુધિષ્ઠિરનું રક્ષણ કરજો. હમણાં જ મારા દેખતાં તેઓ મોટા સંશયમાંથી માંડ માંડ મુક્ત થયા છે. દુષ્ટાત્મા કર્ણે દુર્યોધનને પ્રસન્ન કરવા માટે મારી આગળ જ તેમના સર્વ પરિચ્છદોનો નાશ કર્યો છે. તેથી હે ધૃષ્ટદ્યુમ્ન! તે દુઃખનો આજે હું અંત આણીશ.[૮-૧૦] હું તમને કહું છું કે, આજે હું અતિઘોર સંગ્રામ કરીને કર્ણને મારીશ અથવા કર્ણ મને મારશે. માટે હું તમને રાજા યુધિષ્ઠિરને એક થાપણ તરીકે સોંપી જાઉં છું. તેથી તેમનું રક્ષણ કરવા માટે જ તમે બધા સંતાપરહિત થઈને યત્ન કરજો.[૧૧,૧૨] આમ કહીને મહાબાહુ ભીમસેન કર્ણ સામે ચાલ્યો ગયો. તેણે મોટો સિંહનાદ કરીને સર્વ દિશાઓને તે સમયે ગજાવી મૂકી હતી.[૧૩] યુદ્ધને અભિનંદન આપનાર ભીમસેનને આમ ઉતાવળો ઉતાવળો ચઢી આવતો જોઈ મદ્રદેશનો સમર્થ રાજા શલ્ય કર્ણને કહેવા લાગ્યો.[૧૪]

શલ્ય બોલ્યો :ઓ કર્ણ! અત્યંત ક્રોધાયમાન થયેલા મહાબાહુ ભીમસેન સામે તું દૃષ્ટિ કર. અવશ્ય તે ચિરકાળથી એકઠા થયેલા ક્રોધને આજે તારા પર છૂટો મૂકવા ઇચ્છે છે.[૧૫] આનું આવું સ્વરૂપ પૂર્વે મેં કદી જોયું નથી. હે કર્ણ! અભિમન્યુના મરણથી તથા રાક્ષસ ઘટોત્કચના વિનાશથી તેને ઘણો જ ક્રોધ વ્યાપી ગયો છે.[૧૬] ખરેખર, ભીમસેન જો ક્રોધાયમાન થાય તો સમસ્ત ત્રૈલોક્યને એકીવખતે પાછાં હઠાવે તેવો છે અને પ્રલયકાળના અગ્નિ સમાન પ્રભાવવાળું ભયંકર સ્વરૂપ ધારણ કરે છે.[૧૭]

સંજય બોલ્યો : હે રાજા! મદ્રદેશનો રાજા શલ્ય કર્ણને એ પ્રમાણે કહી રહ્યો હતો તેવામાં ક્રોધથી સળગી ઊઠેલો ભીમસેન કર્ણ સામે ચઢી આવ્યો.[૧૮] યુદ્ધને પસંદ કરનાર ભીમસેનને પોતાની સામે ચઢી આવેલો જોઈ રાધાનંદન કર્ણ જાણે હસવા લાગ્યો અને શલ્યને આ પ્રમાણે વચન કહેવા મંડ્યો :[૧૯] 'હે મદ્રજનેશ્વર! ભીમસેનના સંબંધમાં આજે મને તેં જે વચન કહ્યું તે સત્ય છે, એમાં જરાય સંશય નથી.[૨૦] કારણ કે આ ભીમસેન શૂરો છે, વીર છે, ક્રોધી સ્વભાવનો છે, પોતાના શરીરની તથા પ્રાણની બિલકુલ દરકાર કરે તેવો નથી અને બળમાં પણ અધિક છે. પૂર્વે જ્યારે તે વિરાટ નગરમાં ગુપ્તવાસમાં રહ્યો હતો, ત્યારે દ્રૌપદીનું પ્રિય કરવાની ઇચ્છાથી તેણે કેવળ પોતાના બાહુબળનો આશ્રય કરી સર્વ પરિવાર સહિત કીચકને ગૂઢભાવે મારી નાખ્યો હતો. તે જ આ ભીમસેન ક્રોધપૂર્ણ થઈને રણના મોખરામાં આજે યુદ્ધ કરવા સજ્જ થયો છે. તે એટલો બધો તો સાહસી છે કે, તે મનુષ્ય સાથે તો યુદ્ધ કરે જ; પરંતુ હાથમાં દંડ ઉગામીને તૈયાર થયેલા

સાક્ષાત્ કાળની સાથે પણ યુદ્ધ કરવા જાય. મેં આજ ઘણા સમયથી આ એક મનોરથની મનમાં અભિલાષા રાખ્યા કરી છે.[૨૧-૨૪] તે એ જ કે, 'રણમાં હું અર્જુનને મારું અથવા અર્જુન મને મારે.' તે મારો મનોરથ રખેને આજેજ ભીમસેનના સમાગમથી કદાચ પરિપૂર્ણ થઈ જાય.[૨૫] હું ભીમસેનને આજે મારી નાખીશ, અથવા તેને રથ વિનાનો કરી નાખીશ, એટલે તુરત અર્જુન મારી સામે યુદ્ધ કરવા ચઢી આવશે; એટલે મારો ધારેલો મનોરથ સારી પેઠે સફળ થશે.[૨૬] હવે આ બાબતમાં તું જે કંઈ સમયોચિત માનતો હોય તેનો શીઘ્ર નિશ્ચય કરી નાખ.' અમાપ તેજવાળા કર્ણનાં એ વચન સાંભળ્યા પછી શલ્યરાજા તે વિષયને લગતું આવું વચન બોલ્યો: 'હે મહાબાહુ! તું પ્રથમ મહાબળવાન ભીમસેન સામે જ પ્રયાણ કર. [૨૭,૨૮] ભીમસેનનો પરાજય કર્યા પછી તું અર્જુનને ભેટી શકીશ. હે કર્ણ! હું તને સત્ય કહું છું કે, આમ કરવાથી તારા હૃદયમાં ચિરકાળથી ઇચ્છેલો અભિલાષ પણ અવશ્ય પરિપૂર્ણ થશે.' શલ્યરાજાએ આ પ્રમાણે કહ્યું, એટલે કર્ણ ફરી તેને કહેવા લાગ્યો: [૨૯,૩૦] 'આજના યુદ્ધમાં હું અર્જુનને મારીશ અથવા અર્જુન મને મારશે; માટે ચાલ, યુદ્ધમાં મનને એકાગ્ર કરીને તું આપણા રથને ભીમસેન ઊભો છે એ સ્થળે લઈ જા.'[૩૧]

સંજય બોલ્યો: હે પૃથ્વીપતિ! જે સ્થળે મહાધનુર્ધર ભીમસેન તમારી સેનાને નસાડી રહ્યો હતો, તે સ્થળે રથ દોડાવીને શલ્યરાજા તુરત જ જઈ પહોંચ્યો.[૩૨] આમ હે રાજેંદ્ર! કર્ણ અને ભીમસેનની ભેટાભેટી થઈ, એટલે ત્યાં જાતજાતનાં રણવાદિત્રોનો ગડગડાટ તથા ભેરીઓનો મહાન શબ્દ થઈ રહ્યો.[૩૩] બળવાન ભીમસેન ચળકતાં તીક્ષ્ણ નારાચ બાણો મારીને કર્ણના દુરાસદ સૈન્યને ક્રોધપૂર્વક સર્વ દિશાઓમાં નસાડી મૂકવા લાગ્યો.[૩૪] હે પૃથ્વીનાથ! હે મહારાજ! કર્ણ તથા ભીમસેનનો એ વેળાનો ધસારો તુમુલ, ઘોર અને ભયંકર સ્વરૂપનો હતો.[૩૫] હે રાજેંદ્ર! એક મુહૂર્ત જેટલા સમયમાં તો ભીમસેન કર્ણ સામે ધસી આવ્યો. આમ ભીમસેનને પોતાની સામે આવતો જોઈ સૂર્યપુત્ર વૃષ-કર્ણ અત્યંત કોપી ઊઠ્યો. તેણે એક નારાચ બાણથી ભીમસેનની છાતીના મધ્યભાગમાં પ્રહાર કર્યો. વળી તે અમાપ મનવાળાએ તેને બાણોની વૃષ્ટિ વડે ઢાંકી દીધો.[૩૬,૩૭] કર્ણે આ પ્રમાણે પોતાને અત્યંત વીંધી નાખ્યો, ત્યારે ભીમસેને પણ બાણો મૂકીને કર્ણને રણમાં ઢાંટી દીધો. વળી તેણે બીજાં નવ તીક્ષ્ણ નમેલાં પર્વવાળાં બાણો મારી તેને વીંધી નાખ્યો.[૩૮] એટલે તુરત કર્ણે તેના ધનુષ્યને વચમાંથી કાપી નાખ્યું ને સપાટાબંધ તેની છાતી વીંધી નાખી.[૩૯] વળી તેણે સર્વ જાતનાં કવચોને તોડી નાખનારાં અતિ તીક્ષ્ણ નારાચ બાણનો પ્રહાર પણ કર્યો. પછી હે રાજન્! મર્મજ્ઞ ભીમસેને બીજું ધનુષ્ય હાથમાં લીધું અને તીક્ષ્ણ બાણો વડે સૂતપુત્રનાં સર્વ મર્મસ્થાનોને વીંધી નાખ્યાં. હવે તે ધાવાભૂમિને જાણે કંપાવી દેતો હોય તેમ મોટા શબ્દથી ગાજવા લાગ્યો.[૪૦,૪૧] જેમ કોઈ મદોત્કટ ગર્વિષ્ઠ હાથીને બળબળતા અંગારાઓનો વનમાં માર મારે, તેમ કર્ણે પચીસ નારાચ બાણોનો ભીમસેનને માર માર્યો.[૪૨] તે બાણોના મારાથી પાંડુપુત્ર ભીમસેનનું શરીર ઘણું ઘવાઈ ગયું અને ક્રોધથી તે ધૂંધવાઈ ઊઠ્યો, ત્યારે કર્ણનો વધ કરી નાખવાની ઇચ્છાથી તેનાં નેત્રો પણ કોપ તથા અમર્ષથી લાલચોળ બની ગયાં. તેણે પોતાના ધનુષ્યમાં પર્વતોને પણ ચીરી નાખે તેવું ઉત્તમ અને યુદ્ધભારના સાધનભૂત એવું મહાવેગવાળું એક બાણ સાંધ્યું.[૪૩,૪૪] હવે તે મહાન ધનુર્ધરે ધનુષ્યને કાન સુધી ઓસભેર ખેંચ્યું.

પછી તે વાયુનંદને કર્ણને ઠાર કરી નાખવાની ઇચ્છાથી ક્રોધપૂર્વક તે બાણને ફેંક્યું. વજનો વેગ જેમ પર્વતને ચીરી નાખે, તેમ વજ્ર તથા અશનિ સમાન શબ્દ કરતા તે બાણે બળવાન ભીમસેન પાસેથી છૂટતાં જ કર્ણને રણમાં ચીરી નાખ્યો. આમ હે કુરુવંશી રાજન્! ભીમસેનના તે બાણથી ઘાયલ થયેલો સેનાપતિ કર્ણ મૂર્ચ્છિત અવસ્થામાં રથની બેઠક પર બેસી ગયો. તે સૂતનંદનને આ પ્રમાણે બેભાન થઈ ગયેલો જોઈને મદ્રરાજ શલ્ય રણશોભાવનાર તે કર્ણને રથ દ્વારા રણમાંથી દૂર લઈ ગયો. આ રીતે કર્ણનો પરાજય થયો, ત્યારે ઇંદ્રે જેમ દાનવોને હાંકી કાઢ્યા હતા, તેમ ભીમસેન પણ કૌરવોની મહાસેનાને રણમાંથી હાંકી કાઢવા લાગ્યો.[૪૫–૪૯]

ઇતિ શ્રીમહાભારતમા કર્ણપર્વમાં 'કર્ણનું અપમાન' નામનો અધ્યાય ૫૦મો સમાપ્ત

## अध्याय ५१ मो

### સંકુલ યુદ્ધ

॥ धृतराष्ट्र उवाच ॥

**सुदुष्करमिदं कर्म कृतं भीमेन संजय ।**
**येन कर्णो महाबाहू रथोपस्थे निपातितः ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે સંજય ! ભીમસેને આ અતિ દુષ્કર કર્મ કરી બતાવ્યું છે. તેણે મહાબાહુ કર્ણને પણ રથની બેસણી પર મૂર્ચ્છિત દશામાં ઢાળી પાડ્યો હતો.[૧] હે સૂત! દુર્યોધન મને નિત્ય કહ્યા કરતો કે, 'કર્ણ એકલો જ સંજયો તથા પાંડવોને રણમાં મારી નાખશે' પણ તે જ રાધાપુત્રને ભીમસેને રણમાં હરાવી દીધો. તો એ જોઈને મારા પુત્ર દુર્યોધને પછી શું કર્યું હતું ?[૨,૩]

સંજય બોલ્યો : હે મહારાજ ! રાધાપુત્ર કર્ણને એ રીતે રણમાં હાર પામેલો જોઈને તમારો પુત્ર દુર્યોધન પોતાના ભાઈઓને કહેવા લાગ્યો :[૪] 'ઓ બંધુઓ ! તમારું કલ્યાણ થાઓ. તમે અહીંથી સત્વર જાઓ અને રાધાપુત્ર કર્ણનું રક્ષણ કરો. જુઓ, ભીમસેનના ભયથી તે અગાધ સંકટસાગરમાં ડૂબી ગયો છે.' પતંગિયાં જેમ અગ્નિ સામે ધસી જાય, તેમ રાજાની આજ્ઞા થતાં જ કોપાયમાન થયેલા તે સર્વ ભાઈઓ ભીમસેનને મારી નાખવા માટે તેની સામા ધસી ગયા.[૫,૬] શ્રુતવર્મા, દુર્ધર, ક્રાથ, વિવિત્સુ, વિકટ, સમ, નિષંગી, કવચી, પાશી, નંદ, ઉપનંદ, દુષ્પ્રધર્ષ, સુબાહુ, વાતવેગ, સુવર્ચસ, ધનુર્ગ્રાહ, દુર્મદ, જલસંધ, શલ અને સહ આ બધા મહા બળવાન તથા વીર્યવાન કૌરવભાઈઓ કેટલાએક બીજા રથીયોદ્ધાઓથી વીંટાઈને ભીમસેન સામા જઈ પહોંચ્યા અને તેને ચારેબાજુથી ઘેરી વળ્યા.[૭–૯] તેઓ જાતજાતનાં શસ્ત્રોના ઢગો ચોતરફથી ફેંકવા લાગ્યા, તેથી મહા બળવાન ભીમસેન પીડાવા લાગ્યો.[૧૦] હે જનનાથ! આ રીતે તમારા પુત્રોએ ભીમ સામે ધસારો કર્યો. પરંતુ ભીમસેને તેમના પચાસ રથી યોદ્ધાઓનો અને પંદર રથોનો નાશ કરી નાખ્યો.[૧૧] વળી હે મહારાજ ! કોપેલા ભીમસેને એક ભલ્લજાતિનું બાણ મારી વિવિત્સુનું મસ્તક ઉડાડી પાડ્યું, એટલે ચંદ્ર સમાન કાંતિવાળું અને કુંડળ તથા શિરસ્ત્રાણ (ટોપ) ધારણ કરનારું તે મસ્તક પૃથ્વી પર પડ્યું. હે સમર્થ રાજા! પોતાના શૂરા ભાઈને મારી નાખેલો જોઈને બીજા સર્વ ભાઈઓ ભયંકર પરાક્રમવાળા ભીમસેન સામા સર્વ તરફથી ધસ્યા. ત્યારે ભયંકર પરાક્રમવાળા ભીમે બીજાં બે ભલ્લબાણો મૂકીને તમારા દેવપુત્રસરખા વિકટ અને સહ નામના બે પુત્રોના પ્રાણો પણ હરી લીધા. એટલે હે રાજા! તેઓ પણ વાયુથી ભાંગી પડેલાં બે વૃક્ષોની પેઠે પૃથ્વી પર ઢળી પડ્યા. વળી પણ ભીમસેને ઘણી ઝડપથી ક્રાથને યમલોકમાં મોકલી દીધો.[૧૨–૧૬] એટલે નારાચ બાણથી મરણ પામીને તે પણ પૃથ્વી પર ઢળી

પડ્યો. આમ હે રાજા ! તમારા ધનુર્ધર પુત્રો એક પછી એક મરવા લાગ્યા, ત્યારે સર્વ સૈન્યમાં તીવ્ર હાહાકાર થઈ રહ્યો. તેવામાં વળી મહાબળવાન ભીમસેને તેમના સૈન્યને પણ સારી પેઠે ઢંઢોળી નાખ્યું.[૧૭,૧૮] ત્યાં વળી તેણે નંદ તથા ઉપનંદને પણ યમલોકમાં વિદાય કરી દીધા. આ રીતે પ્રલયકાળના યમની પેઠે ક્રૂર કર્મ કરી રહેલા ભીમસેનને રણમાં સંહાર કરી રહેલો જોઈ બાકીના તમારા પુત્રો ભયથી વિહ્વળ થઈને રણમાંથી નાસી ગયા. તમારા પુત્રોને એ પ્રમાણે મરણ પામેલા જોઈને સૂતપુત્ર કર્ણ મનમાં અત્યંત ખિન્ન થઈ ગયો. તેણે પોતાના હંસવર્ણા ઘોડાઓને ભીમસેન પાસે હંકારવાની આજ્ઞા કરી. એટલે તુરત હે મહારાજ ! મદ્રરાજાએ હાંકેલા તે વેગવંતા ઘોડાઓ ભીમસેનના રથ પાસે આવીને છેક તેની નજીકમાં ભરાઈ ગયા. પછી તો હે પૃથ્વીનાથ ! એ મહારણમાં કર્ણ તથા ભીમસેન વચ્ચે તુમુલ અને ઘોરસ્વરૂપ યુદ્ધ થઈ રહ્યું. હે મહારાજ! એ બન્ને મહારથીઓને એ પ્રમાણે સામસામા ભેટેલા જોઈને મારા મનમાં વિચાર થઈ રહ્યો કે, 'આજે આ યુદ્ધ કેવી રીતનું થશે!' તેવામાં તો હે મહારાજ! રણમાં વખણાયેલા ભીમસેને તમારા પુત્રોના દેખતાં જ કર્ણને બાણો વડે ઢાંકી દીધો. આથી હે મહારાજ! કર્ણ અત્યંત ધૂંધવાઈ ઊઠ્યો. તે પરમ અસ્ત્રવેત્તાએ લોઢાનાં તથા નમેલાં પર્વવાળાં નવ ભલ્લબાણો મારીને ભીમસેનને વીંધી નાખ્યો. એ પ્રહાર થતાં જ ભયંકર પરાક્રમી મહાબાહુ ભીમસેને ધનુષ્યને કાન સુધી સંપૂર્ણ ખેંચ્યું અને સાત બાણો મારીને કર્ણને વીંધી નાખ્યો. એટલે હે મહારાજ! કર્ણ સર્પની પેઠે ફૂંફાડા મારવા લાગ્યો અને મોટી બાણવૃષ્ટિ કરીને ભીમસેનને ઢાંકી દેવા મંડ્યો. ત્યારે મહાબળવાન ભીમસેન પણ મહારથી કર્ણને સર્વ કૌરવોની સમક્ષ બાણોના જથ્થાથી ઢાંકી દઈને ગર્જના કરવા લાગ્યો. પછી અત્યંત ક્રોધે ભરાયેલા કર્ણે મજબૂત ધનુષ્ય હાથમાં લીધું અને સરાણ પર ઘસીને તીક્ષ્ણ કરેલાં તથા કંકપક્ષીનાં પીછાં બાંધેલાં દશ બાણો વડે તેણે ભીમસેનને વીંધી નાખ્યો. વળી તેણે એક તીક્ષ્ણ ભલ્લબાણથી તેના ધનુષ્યને પણ કાપી નાખ્યું.[૧૯-૩૦] તે જોઈ મહાબાહુ ભીમસેને સુવર્ણના પટ્ટાઓથી શોભતું તથા બીજા કાળદંડ સરખું ઘોર એવું એક પરિઘ પકડ્યું અને કર્ણને મારી નાખવાની ઇચ્છાથી તેને મોટી ગર્જનાપૂર્વક ફેંક્યું. વજ્ર તથા અશનિના જેવા સણસણાટવાળું તે પરિઘ પોતાની સામે આવ્યું, એટલે કર્ણે સર્પ સરખાં બાણો મૂકી મૂકીને તેના અનેક ટુકડા કરી નાખ્યા. તે ગાળામાં ભીમસેને ઘણું મજબૂત એવું એક બીજું ધનુષ્ય ઉઠાવી લીધું અને ઘણાં બાણો મૂકીને તેણે શત્રુસૈન્યને પીડી નાખનારા કર્ણને રણમાં છાઈ દીધો. પછી પરસ્પરનો વધ કરવા ઇચ્છતા કર્ણ તથા ભીમસેનનું વાલિ અને સુગ્રીવના સરખું ઘોર યુદ્ધ થવા લાગ્યું. હે મહારાજ ! તે યુદ્ધમાં કર્ણે કાનના મૂળ સુધી ધનુષ્યને જોસપૂર્વક ખેંચીને ત્રણ બાણો વડે ભીમસેનને અત્યંત વીંધી નાખ્યો. બળવાનોમાં શ્રેષ્ઠ ગણાયેલો મહાધનુર્ધર ભીમસેન કર્ણના હાથે જ્યારે અત્યંત વીંધાઈ ગયો, ત્યારે તેણે કર્ણના શરીરને ચીરી નાખે તેવું એક ઘોર બાણ સાંધ્યું. હે રાજન્! સર્પ જેમ રાફડામાં પેસી જાય, તેમ તે બાણ કર્ણના કવચને તથા શરીરને ચીરી નાખીને પૃથ્વીમાં પેસી ગયું. કર્ણ પણ એ બાણપ્રહારથી વિહ્વળની પેઠે વ્યથિત થઈ ગયો અને પૃથ્વીકંપ સમયે જેમ પર્વત ડગમગી જાય, તેમ તે રથમાં ડગમગી ગયો. પછી તો હે મહારાજ ! કર્ણના રોમેરોમમાં રોષ તથા અમર્ષ વ્યાપી ગયો.[૩૧-૩૯] તેણે ભીમસેનને પચીસ નારાચ બાણોનો માર મારી દીધો, તેમજ

તેને બીજાં ઘણાં બાણો પણ મારવા માંડ્યાં. તેણે એક બાણથી તેના ધ્વજને ઉડાડી પાડ્યો. બીજા ભલ્લબાણથી તેણે તેના સારથિને મૃત્યુ પાસે મોકલી દીધો અને ત્રીજા એક અડપદાર બાણથી તેણે તેના ધનુષ્યને પણ સત્વર કાપી નાખ્યું.[૪૦,૪૧] ત્યાં હે રાજેંદ્ર! કર્ણે જાણે હસતાં હસતાં અને થોડી ક્ષણમાં ભયંકર પરાક્રમી ભીમસેનને રથ રહિત કરી મૂક્યો.[૪૨] આમ, હે ભરતશ્રેષ્ઠ! પોતે રથ વિનાનો થઈ પડ્યો હતો છતાં ભીમસેન ખડખડાટ હસવા જ લાગ્યો અને વાયુ સમાન વેગવાળો તે મહાબાહુ હાથમાં ગદા લઈને પોતાના ઉત્તમ રથ પરથી નીચે કૂદી પડ્યો.[૪૩] હવે હે રાજા! ભીમસેન વેગપૂર્વક તમારા સૈન્યમાં કૂદી પડ્યો અને વાયુ જેમ શરદઋતુના મેઘોનો નાશ કરે, તેમ તે ગદા વડે હાથીઓનો નાશ કરવા લાગ્યો. હે રાજન્! બળવાન, શત્રુતાપન અને ક્રોધી સ્વરૂપવાળા ભીમસેને એતએતામાં મોટી ઈસો સમાન દાંતવાળા સાતસો લડાયક હાથીઓને એકદમ મારી નાખ્યા.[૪૪,૪૫] તે મર્મવેત્તા બળિયાએ હાથીઓના હોઠ પર, નેત્રો પર, ગંડસ્થળો પર, લમણાંઓ પર તથા સર્વ મર્મસ્થાનો પર ગદાના પ્રહારો કરી હાથીઓને હણવા માંડ્યા. આથી તે હાથીઓ ભયભીત થઈને રણમાંથી નાસતા હતા; પણ તેમના મહાવતોએ તેમને પુનઃ શત્રુ સામા હાંક્યા. આમ મેઘમંડળો જેમ સૂર્યને ઢાંકી દે છે, તેમ તે હાથીઓ ભીમસેનને ઢાંકી દેવા લાગ્યા.[૪૬,૪૭] છતાં ઇંદ્ર જેમ પર્વતોને વજ્ર વડે તોડી પાડે, તેમ માત્ર પૃથ્વી પર જ ઊભા રહીને ભીમસેને સાતસો હાથીઓને તેમના સવાર, આયુધો તથા ધ્વજાઓ સહિત ગદા વડે મારી નાખ્યા હતા.[૪૮] વળી કુંતાપુત્ર શત્રુદમન ભીમસેને સુબલપુત્ર શકુનિના બાવન અતિબળવાન હાથીઓને મારી નાખ્યા.[૪૯] વધુમાં યુદ્ધમાં તમારી સેનાને તપાવી રહેલા તે પાંડવે ઉત્તમોત્તમ સો રથીઓનો અને તે ઉપરાંત બીજા સેંકડો પાળાઓનો સંહાર કરી નાખ્યો.[૫૦] એક તરફથી સૂર્ય પ્રખર દઝાડી રહ્યો હતો અને બીજી તરફથી મહાત્મા ભીમસેન તપાવી રહ્યો હતો તેથી હે રાજા! તમારું સૈન્ય અગ્નિમાં નાખેલા ચામડાની પેઠે સંકોચાઈ ગયું હતું.[૫૧] પછી તો હે ભરતશ્રેષ્ઠ! ભીમસેનના ભયથી ત્રાસી ગયેલા તમારા યોદ્ધાઓ ભીમસેનને રણમાં પડતો મૂકીને દશેય દિશાઓમાં પલાયન કરી ગયા.[૫૨] પરંતુ ત્યાં ગર્જનાઓ કરી રહેલા બીજા પાંચસો રથીઓ ઢાલતલવાર ધારણ કરીને ભીમસેન સામા ધસી આવ્યા અને બાણોના ઢગ છોડી મૂકી ભીમસેનના પર ચારે તરફથી મારો ચલાવી રહ્યા. પણ વિષ્ણુ જેમ અસુરોનો નાશ કરી નાખે, તેમ ભીમસેને ગદા વીંઝીને તે પાંચસો વીરોને પતાકાઓ, આયુધો તથા ધજાઓ સહિત કૂટી નાખ્યા હતા.[૫૩,૫૪] પછી શકુનિએ ત્રણ હજાર શૂરા ઘોડેસવારોને યુદ્ધ માટે આજ્ઞા કરી, એટલે તુરત શક્તિ, બેધારી તલવારો તથા ભાલાંઓ હાથમાં લઈ લઈને તેઓ ભીમ સામા હલ્લો લઈ ગયા. શત્રુઓનો સંહાર કરનાર ભીમસેન તરેહતરેહના યુદ્ધમાર્ગોમાં ઘૂમીને તથા વેગપૂર્વક તેઓ સામે ધસારો કરીને ઘોડાઓ સહિત તે બધા ઘોડેસવારોને ગદા વડે છૂંદી નાખવા લાગ્યો. આમ, હે ભારત! જ્યાર ભીમસેન સર્વ તરફથી તેમને મારવા લાગ્યો હતો, ત્યારે જાણે પર્વતો પર પથ્થરોની વૃષ્ટિ થતી હોય તેવો જ તેમનો મહાન શબ્દ થઈ રહ્યો હતો. આ રીતે શકુનિના ત્રણ હજાર ઉત્તમ ઘોડેસવારોને ઠાર કરી નાખીને ભીમસેન બીજા રથમાં બેસીને ક્રોધપૂર્વક કર્ણ સામે ચાલ્યો ગયો. તે વેળા કર્ણ પણ શત્રુદમન ધર્મપુત્ર યુધિષ્ઠિરને બાણો વડે રણમાં છાઈ દેવા લાગ્યો હતો અને તેણે તેમના સારથિને પણ મારી નાખ્યો હતો. હવે મહારથી કર્ણ કંકપક્ષીનાં પીંછાં

બાંધેલાં સરળગામી બાણો ફેંકતો ફેંકતો યુધિષ્ઠિરના રથ સામે દોડી જતો હતો.[૫૫-૬૦] આમ, રાજા સામે દોડી જતા કર્ણને જોઈને વાયુપુત્ર ભીમસેન કોપી ઊઠ્યો. તેણે તુરત બાણો વડે આકાશપૃથ્વીને ઢાંકી દીધાં અને સર્વ સ્થળે બાણમય જાળ છાઈ દીધી.[૬૧] ત્યારે શત્રુસંહારક રાધાપુત્ર પણ તુરત ભીમસેન તરફ પાછો ફર્યો અને તીક્ષ્ણ બાણો મૂઠી મૂઠીને ભીમસેનને ચોતરફથી ઢાંકી દેવા લાગ્યો.[૬૨] હે ભારત! કર્ણ ભીમસેનના રથ સામે બરાબર યુદ્ધ કરવા મચી પડ્યો હતો, તે જોઈને અમેયાત્મા સાત્યકિ તેના પર પ્રહાર કરવા લાગી પડ્યો; કારણ કે સાત્યકિ ભીમસેનનો પૃષ્ઠરક્ષક થઈને જ તેની પાછળ પાછળ ચાલતો હતો.[૬૩] સાત્યકિએ કર્ણને બાણોથી ખૂબ પીડવા માંડ્યો, છતાં કર્ણ તો ભીમસેન સામે જ ધસી ગયો. હવે ત્યાં સર્વ ધનુર્ધરોમાં શ્રેષ્ઠ એવા કર્ણ તથા ભીમસેન એ બન્નેનો અન્યોન્યને ભેટો થયો. તુરત બન્ને શૂરાઓ પ્રદીપ્ત બાણોને ફેંકીને પ્રકાશવા લાગ્યા. ત્યાં હે રાજેંદ્ર! જોતજોતામાં તે બન્નેએ આકાશમાં ભયંકર દેખાવની બાણજાળ પાથરી દીધી.[૬૪,૬૫] એ બાણજાળ ક્રૌંચપક્ષીની પીઠ સરખી લાલ અને રૌદ્ર દેખાતી હતી. હે રાજન્! તે સમયે હજારો બાણો છોડી મૂકવામાં આવ્યાં હતાં; તેથી સૂર્યની પ્રભા, દિશાઓ, વિદિશાઓ, એમાંનું કંઈ પણ અમારા જાણવામાં આવતું ન હતું. હે રાજન્! તે સમયે બરાબર મધ્યબપોર હતો; છતાં કર્ણ તથા ભીમસેનનાં બાણો વડે સૂર્યની મહાતેજસ્વી પ્રભાઓ અદૃશ્ય થઈ ગઈ હતી. એ જ અરસામાં બીજી તરફ શકુનિ, કૃતવર્મા, અશ્વત્થામા, કર્ણ તથા કૃપાચાર્ય પાંડવો સાથે યુદ્ધ કરવામાં જોડાયા હતા અને તે જોઈને સર્વ કૌરવો પણ પુનઃ ત્યાં પાછા ફર્યા હતા. હે રાજા! વૃષ્ટિથી ઊછળી રહેલા મહાસાગરોનો જેવો ભયંકર શબ્દ થાય છે, તેવો જ તે કૌરવ-સૈન્યોનો રણમાં ધસારાના સમયે તીવ્ર શબ્દ સંભળાતો હતો. પછી તે બન્ને સેનાઓ અન્યોન્યને જોઈને એકદમ સામસામે ભેટી. આમ, સામસામી આવીને તે સેનાઓ મોટા હર્ષમાં આવી ગયેલી દેખાતી હતી. હવે સૂર્ય જ્યારે મધ્યાકાશે ચડ્યો હતો, ત્યારે તે સ્થળે પૂર્વે આપણે કદી ન જોયેલું અને કદી ન સાંભળેલું એવું યુદ્ધ ચાલુ થયું. જેમ કોઈ મહાન જળપ્રવાહ વેગપૂર્વક સમુદ્ર સામે ઊછળી રહે, તેમ એ રણક્ષેત્રમાં સૈન્યનો મહાન ઓઘ એકાએક સામા બીજા સૈન્ય સામે ઊછળવા લાગ્યો. ત્યાં પરસ્પર ફેંકવામાં આવેલાં અસંખ્ય બાણોનો અતિમહાન સણસણાટ થવા લાગ્યો, અને તે જાણે ગર્જના કરતા મહાસાગરોનો મોટો ગર્જારવ હોય તેમ સંભળાવા લાગ્યો. તે પછી વેગવાળી બે નદીઓ જેમ એકીભાવને પામે છે, તેમ તે બન્ને વેગવાળી સેનાઓ એકીભાવને પામી ગઈ-માંહોમાંહે સેળભેળ થઈ ગઈ. આમ હે પૃથ્વીપતિ! ત્યાં ઘોર સ્વરૂપવાળું મહાયુદ્ધ ચાલુ થયું.[૬૬-૭૫] અતિમહાન યશને મેળવવા ઇચ્છતા એ કૌરવો તથા પાંડવોના શૂરા યોદ્ધાઓ ત્યાં મોટી મોટી ગર્જનાઓ કરવા લાગ્યા. હે ભારત! એ સમયે એકબીજાનાં નામો બોલી બોલીને ત્યાં જાતજાતની વાચાઓ અવિચ્છિન્નપણે સંભળાતી હતી. હે રાજન્! જેમના માતૃપક્ષમાં અથવા પિતૃપક્ષમાં કર્મથી અથવા સદાચરણથી જે કંઈ ન્યૂનતા હતી તેને તેઓ મોટેથી એકબીજાને યુદ્ધમાં સંભળાવતા હતા. હે મહારાજ! આ રીતે પરસ્પર તર્જના કરતા તે શૂરા યોદ્ધાઓને રણમાં જોઈને મને નિશ્ચય થઈ ગયો કે, આ વીર પુરુષોની જિંદગી હવે બચવાની નથી. વળી અમાપ તેજવાળા તે યોદ્ધાઓનાં ક્રોધથી બળી રહેલાં શરીરો જોઈને મને તીવ્ર ભય થઈ ગયો હતો કે, આનું પરિણામ હવે કેવું

આવશે! હે રાજા! આ રીતે મહારથી કૌરવો તથા પાંડવો તીક્ષ્ણ બાણોથી પરસ્પરને પ્રહાર કરી સંહારી રહ્યા હતા.[૭૬-૮૧]

ઇતિ શ્રીમહાભારતમા કર્ણપર્વમાં 'સંકુલ યુદ્ધ' નામનો અધ્યાય ૫૧ મો સમાપ્ત

# अध्याय ५२मो

## યુદ્ધનું ભયંકર સ્વરૂપ

॥ संजय उवाच ॥

**क्षत्रियास्ते महाराज परस्परवधैषिणः।**
**अन्योन्यं समरे जघ्नुः कृतवैराः परस्परम् ॥ १ ॥**

સંજય બોલ્યો : આમ, હે મહારાજ! પરસ્પર વૈર કરી બેઠેલા તે ક્ષત્રિયો અન્યોન્યનો વધ કરવાની ઇચ્છાએ રણમાં એકમેકને મારી નાખતા હતા.[૧] ત્યાં હે મહારાજ! ચોબાજુ સંખ્યાબંધ રથો, સંખ્યાબંધ ઘોડેસવારો, સંખ્યાબંધ પાળાઓ તથા સંખ્યાબંધ હાથીસવારો પરસ્પર સામસામા આવી ગયા હતા.[૨] સર્વ સ્થળે ગદાઓ, પરિઘો, કણપો, ભાલાંઓ, ભિંદિપાલો તથા ભુશુંડીઓ સામસામે ફેંકાતાં હતાં.[૩] એ અતિદારુણ સંગ્રામમાં તીડોની જેમ ચોતરફથી પડતી બાણની વૃષ્ટિઓને અમે એકીટસે જોઈ રહ્યા હતા.[૪] એ રણમાં હાથીઓ હાથીઓ સામા આવી જઈને પરસ્પરનો નાશ કરતા હતા, રથીઓ રથીઓ સામા ધસી જઈને અન્યોન્યને મારી નાખતા હતા, અને ઘોડેસવારો ઘોડેસવારોને સામા દોડી જઈને એકમેકને રણમાં રોળી નાખતા હતા.[૫] ત્યાં ઘણા પાળાઓ પાળાઓનો સંહાર કરી નાખતા હતા; ઘણા ઘોડેસવારો પાળાઓને મારી નાખતા હતા; ઘણા પાળાઓ રથોનો તથા હાથીઓનો વિનાશ કરતા હતા, અને ઘણા રથીયોદ્ધાઓ હાથીસવારોનો તથા ઘોડેસવારોનો સંહાર કરી નાખતા હતા.[૬] હે રાજા! એ યુદ્ધમાં એકદમ ઝડપથી દોડાદોડ કરતા હાથીઓ પાળા, ઘોડાઓ તથા રથોને છૂંદી નાખતા હતા. તે રણમાં સામસામા સંહાર કરતા શૂરાઓ મોટા બરાડા પાડતા હતા, અને તેથી તે રણક્ષેત્ર પશુઓના કતલખાના સરખું ઘોર થઈ રહ્યું હતું. ત્યારે હે ભારત! આખી રણભૂમિ લોહીથી લાલચોળ બની ગઈ હતી અને વર્ષાઋતુમાં ઇંદ્રગોપ નામના કીડાઓથી પથરાઈ ગયેલી પૃથ્વી જેવી લાલચોળ દેખાય છે તેવી તે દેખાતી હતી. વળી સોળ વર્ષની કોઈ શ્યામા યુવતી કસૂંબી રંગથી રંગેલી શ્વેત સાડી સજીને જેવી શોભી રહે, તેવી જ માંસ તથા લોહીના રંગથી રંગાયેલી એ સુવર્ણમય રણભૂમિ શોભતી હતી. હે ભારત! જ્યાં જોઈએ ત્યાં રણભૂમિ પર અનેક છિન્નભિન્ન થયેલાં મસ્તકો, બાહુઓ, ઊરુઓ, કુંડળો, ઢગ થઈ પડેલાં આભૂષણો, શૂરા ધનુર્ધર યોદ્ધાઓની ગળે પહેરવાની કંઠીઓ, ઢાલો તથા પતાકાઓ સંખ્યાબંધ પડ્યાં હતાં.[૭-૧૨] ત્યાં હે રાજા! કેટલાએક હાથીઓ શત્રુપક્ષના બીજા હાથીઓ સામે અથડાઈને દંતૂશળો વડે પ્રહાર કરી રહ્યા હતા. આથી તે પ્રહાર વડે ઘાયલ થયેલા પેલા બીજા હાથીઓ લોહીલુહાણ થઈ જતા હતા અને ગેરુથી મિશ્ર થયેલાં ઝરણાંવાળા મોટા પર્વતો હોય તેમ રણભૂમિ પર શોભતા હતા. કેટલાએક હાથીઓ ઘોડાઓ પર બેઠેલા શત્રુપક્ષના અનેક સવારોએ ફેંકેલાં તોમરોને સૂંઢમાં ધારણ કરી રણભૂમિ પર ઘૂમતા હતા, ત્યારે બીજા કેટલાએક હાથીઓ તે સવારોએ ફેંકેલાં તોમરોને ભાંગી નાખતા હતા.[૧૩-૧૫] હે રાજન્! કેટલાએક મહાન હાથીઓનાં કવચો નારાચોથી તૂટી પડ્યાં હતાં; તેથી તેઓ હેમંતઋતુમાં વાદળાં વિનાના પર્વતોની પેઠે શોભતા હતા.[૧૬] હે ભારત! કેટલાએક હાથીઓ તો શરીરમાં ખૂંચી ગયેલાં સુવર્ણની પૂંખવાળાં બાણોએ કરીને શિખરો પર બળબળતી ઉલ્કાઓવાળા પર્વતોની પેઠે રણમાં દીપતા હતા.

મોટા મોટા પર્વતો સરખા કેટલાએક હાથીઓને જ્યારે બીજા સામે આવેલા હાથીઓ પ્રહાર કરતા હતા, ત્યારે તેઓ પાંખોવાળા પર્વતની પેઠે રણમાં નાસાનાસ કરતા હતા.[૧૭,૧૮] વળી બીજા કેટલાએક હાથીઓ જ્યારે બાણોના પ્રહારોથી પીડાઈને ઘાયલ થઈ જતા હતા, ત્યારે તેઓ દંતૂશળના મધ્યભાગ તથા ગંડસ્થળો વડે મહારણની પૃથ્વી પર પછડાઈ પડતા હતા.[૧૯] ત્યારે હે રાજન્! કેટલાએક તો વેદનાથી વિહ્વળ થઈને સિંહની પેઠે ભયંકર શબ્દો કરી ગર્જનાઓ કરતા હતા અને ઘણાખરા તો આમતેમ ઘૂમતા હતા તેમ જ મોટું આક્રંદ કરતા હતા.[૨૦] તેજ પ્રમાણે સુવર્ણના અલંકારોથી શોભી રહેલા ઘણા ઘોડાઓ બાણોથી રણમાં મરણ પામતા હતા. તેઓમાંના કેટલાક તો ઘાયલ થઈને રણમાં બેસી જતા હતા, કેટલાક મ્લાન થઈ જતા હતા, અને કેટલાક દશે દિશાઓમાં ભમતા હતા.[૨૧] બીજા કેટલાક ઘોડાઓ બાણો તથા તોમરોનો માર ખાઈ પૃથ્વી પર ગબડી પડતા હતા, તરફડતા હતા અને અનેક જાતની ચેષ્ટાઓ કરતા હતા.[૨૨] હે રાજા! તે રણભૂમિ પર ઘાયલ થઈ પડેલા કેટલાએક યોદ્ધાઓ બૂમાબૂમ કરતા હતા. બીજા કેટલાએક યોદ્ધાઓ પોતાના પિતાઓ, બાંધવો તથા પિતામહોને પાસેથી દોડી જતા જોઈને તેમને પોતાનાં ગોત્રો તથા નામો કહી સંભળાવતા હતા અને અન્યોન્યનું ઓળખાણ કરાવતા હતા.[૨૩,૨૪] હે મહારાજ! તે યોદ્ધાઓના સુવર્ણનાં આભૂષણોવાળા બાહુઓ કપાઈ કપાઈને પૃથ્વી પર ઊછળતા હતા, તરફડતા હતા તેમ જ પડી પડીને ઊડતા હતા. વળી બીજા હજારો બાહુઓ અતિ વેગપૂર્વક પછડાઈ પડતા હતા, ફરકતા હતા અને પાંચ મુખોવાળા સર્પોની પેઠે રણમાં મોટા વેગમાં આવી જતા હતા.[૨૫,૨૬] હે પૃથ્વીનાથ! તે સર્વ બાહુઓ સર્પના શરીરસરખા દેખાવના હતા, ચંદનથી ચર્ચાયેલા હતા અને લોહીથી અત્યંત રેબઝેબ હતા. આથી તેઓ સુવર્ણના દાંડાઓની પેઠે રણભૂમિ પર શોભતા હતા.[૨૭] જ્યારે સર્વ દિશાઓમાં સૈન્યની ઘોર સેળભેળ થઈ ગઈ, ત્યારે તે યોદ્ધાઓ એકબીજાને ઓળખ્યા વિના યુદ્ધ કરી રહ્યા હતા.[૨૮] હે રાજન્! સર્વ સ્થળે પૃથ્વીની રજ ઊડી રહી હતી, શસ્ત્રો ઊછળી રહ્યાં હતાં અને સંકુલયુદ્ધ ચાલી રહ્યું હતું. આથી અંધકારથી ઢંકાઈ ગયેલા યોદ્ધાઓમાં પોતાનો કોણ અને પારકો કોણ એ કંઈ જણાતું ન હતું.[૨૯] તે યુદ્ધ આવું ભયાનક અને ઘોર સ્વરૂપવાળું થતું હતું, તે વેળા લોહીરૂપ જળવાળી મોટી મોટી નદીઓ તે રણક્ષેત્રમાં અવિચ્છિન્ન પ્રવાહે વહેવા લાગી હતી.[૩૦] તે નદીઓમાં મસ્તકોરૂપી પથરા હતા, કેશરૂપી શેવાળ હતી અને તેથી જ તે લીલા ઘાસના જેવી દેખાતી હતી. તે નદીઓ હાડકાંરૂપી માછલાંઓથી ભરપૂર હતી, અને તેમાં ધનુષ્યબાણો તથા ગદાઓ રૂપ મછવા તરી રહ્યા હતા.[૩૧] તેમાં માંસ તથા રુધિરનો કાદવ જામ્યો હતો. યોદ્ધાઓએ ત્યાં આવી ઘોર સ્વરૂપવાળી અતિ દારુણ નદીઓને ચલાવી મૂકી હતી. તેઓ લોહીના મોટા ઘોધથી વૃદ્ધિ પામી હતી, બીકણોને ત્રાસ ઉપજાવનારી હતી અને શૂરાઓને હર્ષ વધારનારી હતી. આવી ઘોર દેખાવની તે નદીઓ યમરાજના ગૃહ ભણી પહોંચાડી દેનારી હતી.[૩૨,૩૩] વળી તે નદીઓ અંદર સ્નાન કરનારાઓને ડુબાડી દેતી હતી અને ક્ષત્રિયજાતિનાઓને પણ ભયજનક થઈ પડી હતી. ત્યાં હે પુરુષવ્યાઘ્ર! માંસાહારી ભૂતગણો સર્વ સ્થળે ગર્જનાઓ કરી રહ્યાં હતાં; તેથી તે રણક્ષેત્ર સાક્ષાત્ પ્રેતરાજના નગરસરખું ઘોર થઈ ગયું હતું. તેમાં અસંખ્ય મસ્તક વિનાનાં ધડો ચોબાજુ ઊભાં થઈ જતાં હતાં.[૩૪,૩૫] વળી હે ભારત! તે રણમાં

માંસ તથા રુધિરપાન કરીને તૃપ્ત થયેલાં ભૂતગણો નૃત્ય કરી રહ્યાં હતાં અને લોહી, વસા, મેદ તથા મજ્જાનું ભક્ષણ કરી મદોન્મત્ત બનેલા કાગડાઓ, ગીધો તેમજ બગલાઓ વગેરે પક્ષીગણો આમતેમ દોડાદોડ કરતા હતા.[૩૬,૩૭] ત્યાં હે રાજન્! અનેક શૂરા યોદ્ધાઓ સહેજે તજી ન શકાય એવા ભયનો પણ ત્યાગ કરીને પોતાના વીર વ્રતને પ્રસિદ્ધ કરતા હતા અને નિર્ભયની પેઠે પરાક્રમો કરતા હતા.[૩૮] બાણો અને શક્તિઓ વગેરેથી વ્યાપ્ત તેમજ માંસાહારી ભૂતગણોથી ભરપૂર એવા તે રણક્ષેત્રમાં શૂરાઓ પોતાના પુરુષાર્થને પ્રકટ કરી રહ્યા હતા અને સર્વ તરફ ધૂમાધૂમ કરતા હતા.[૩૯] હે સમર્થ ધૃતરાષ્ટ્રરાજ! એ રણમાં તેઓ પોતપોતાનાં નામો તથા ગોત્રોને અન્યોન્ય સંભળાવતા હતા.[૪૦] તેમાં કેટલાએક યોદ્ધાઓ તો પોતાનાં કુળચરિત્રોને સંભળાવતા હતા અને શક્તિ, તોમર તથા પટ્ટિશોના પ્રહારથી અન્યોન્યને કાપી નાખતા હતા.[૪૧] આમ જ્યારે તે યુદ્ધ અતિદારુણ ને ઘોર સ્વરૂપવાળું ચાલી રહ્યું હતું, ત્યારે કૌરવસેના સાગરમાં ભાંગી પડેલી નાવની પેઠે અત્યંત પીડાતી હતી.[૪૨]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'યુદ્ધનું ભયંકર સ્વરૂપ' નામનો અધ્યાય ૫૨ મો સમાપ્ત

## अध्याय ५३ मो
### અર્જુન અને સંશપ્તકો

॥ सजय उवाच ॥

**वर्तमाने तथा युद्धे क्षत्रियाणां निमज्जने।**
**गांडीवस्य महाघोषः श्रूयते युधि मारिष ॥ १ ॥**

સંજય બોલ્યો: હે રાજા! ક્ષત્રિયોનો વિનાશ કરનારું તે યુદ્ધ એ પ્રમાણે ચાલી રહ્યું હતું, તેવામાં ત્યાં બીજી તરફથી ગાંડીવ ધનુષ્યનો મહાન ટંકારવ સંભળાતો હતો.[૧] હે રાજન્! તે સ્થળે પાંડવ અર્જુન સંશપ્તકોનો, કોસલોનો તથા નારાયણી સૈન્યનો ઘાણ વાળી રહ્યો હતો.[૨] તે યુદ્ધમાં વિજયની ઇચ્છાવાળા સંશપ્તક યોદ્ધાઓ અત્યંત કોપાયમાન થઈને અર્જુનના પર અનેક જાતની બાણવૃષ્ટિઓનો વરસાદ વરસાવી રહ્યા હતા.[૩] પરંતુ હે રાજા! સમર્થ કુંતાપુત્ર અર્જુન તેમની એ સર્વ શસ્ત્રવૃષ્ટિઓને પોતાના પર ઝીલતો હતો અને મોટા મોટા રથીયોદ્ધાઓનો સંહાર કરતો રહી તે રણમાં પ્રવેશ કર્યે જતો હતો.[૪] કંકપક્ષીનાં પીછાં બાંધેલાં તથા સરાણ પર ઘસી તીક્ષ્ણ કરેલાં બાણો ફેંકી ફેંકીને અર્જુન રથસેનામાં દાખલ થયો, અને તેમાં ઉત્તમ આયુધો ધારણ કરી સજ્જ થયેલા રાજા સુશર્મા પાસે તે જઈ પહોંચ્યો.[૫] અર્જુનને આમ આવેલો જોઈને રથીશ્રેષ્ઠ સુશર્મા તેના પર બાણોનો વરસાદ વરસાવવા લાગ્યો. વળી, ત્યારે બીજા સંશપ્તક યોદ્ધાઓ પણ અર્જુનના પર બાણોનો મારો ચલાવવા લાગ્યા.[૬] પ્રથમ જ સુશર્માએ દશ બાણોથી અર્જુનને વીંધી નાખ્યો અને બીજાં ત્રણ બાણો વડે શ્રીકૃષ્ણની જમણી ભુજામાં પ્રહાર કર્યો.[૭] વળી હે રાજા! તેણે બીજા એક ભલ્લબાણથી અર્જુનના ધ્વજને વીંધી નાખ્યો, એટલે વિશ્વકર્માએ બનાવેલો મહાન વાનરરાજ તુરત જ અતિ મહાન શબ્દથી કિકિયારીઓ પાડવા લાગ્યો તેમ જ સર્વને ભય ઉપજાવતો ગાજવા લાગ્યો. એ વાનરરાજની ગર્જના સાંભળીને તમારી સેના અત્યંત ત્રાસી ગઈ અને અતિશય ભયમાં પડીને નિશ્ચેષ્ટ થઈ પડી. હે રાજા! આમ નિશ્ચેષ્ટ અવસ્થામાં આવી પડેલી તે સેના ત્યારે ભાતભાતનાં પુષ્પોથી ભરેલા ચૈત્રરથ વનની જેમ શોભી રહી હતી. હે કુરુશ્રેષ્ઠ! તે સર્વ યોદ્ધાઓને પાછું ભાન આવ્યું અને મેઘો જેમ પર્વત પર વૃષ્ટિ કરે તેમ તેઓ અર્જુનના પર બાણવૃષ્ટિ કરવા લાગ્યા. સર્વ યોદ્ધાઓ મહારથી અર્જુનની આસપાસ ઘેરાઈ

વળ્યા અને સર્વ તરફથી તેને પોતાના સપાટામાં લઈને તીક્ષ્ણ બાણોથી પ્રહાર કરવા લાગ્યા તેમ જ મોટીમોટી ગર્જના કરવા મંડ્યા. ક્રોધે ઘેરાઈને તેઓ હજારોની સંખ્યામાં અર્જુનના રથને ચારે બાજુથી પકડી લેવા ધસ્યા. આમ તેઓમાંના કેટલાએક તો અર્જુનના રથની આસપાસ વળગી પડ્યા, કેટલાએક રથના પૈડાને ઊંચકી લેવા મથવા લાગ્યા અને કેટલાએક રથની ઈસને ભાંગી નાખવા યત્ન કરવા લાગ્યા. આ રીતે અર્જુનના રથને આસપાસથી બરાબર ઘેરી લઈને તેઓ મોટા સિંહનાદો કરવા લાગ્યા. હે મહારાજ! તેઓમાંના કેટલાએક યોદ્ધાઓ શ્રીકૃષ્ણની મોટીમોટી ભુજાઓને વળગી પડ્યા હતા અને બીજા કેટલાએક મોટા હર્ષમાં આવી જઈ રથમાં બેઠેલા અર્જુનને વળગી પડ્યા હતા. ત્યારે જેમ કોઈ ગાંડો બની ગયેલો હાથી પોતાના મહાવતોને ફીંકી પાડે, તેમ શ્રીકૃષ્ણ પોતાના બન્ને હાથો વીંઝીને તે સર્વ યોદ્ધાઓને રણપ્રદેશમાં ફીંકી પાડતા હતા. અર્જુન પણ એ રીતે તે મહારથીઓથી આસપાસ રણમાં ઘેરાઈ જઈને કોપી ઊઠયો.[૮–૧૭] તેણે આસપાસ નજર નાખીને જોયું, તો રથ શત્રુઓના પંજામાં બરાબર સપડાયો છે અને શ્રીકૃષ્ણના પર પણ શત્રુઓ ધસારો કરી રહ્યા છે. એટલે તેણે પોતાના રથ ઉપર ચઢી આવેલા અનેક પાળાઓને રણભૂમિ પર પાડવા માંડ્યા તેમ જ નજીકમાં રહેલા બીજી યોદ્ધાઓને પાસે રહીને પ્રહાર કરવાનાં બાણો વડે ઢાંકી દીધા. હવે તેણે શ્રીકૃષ્ણ પ્રત્યે આ પ્રમાણે કહ્યુ:[૧૮,૧૯] 'હે મહાબાહુ કૃષ્ણ! જુઓ, આ અનેક સંશપ્તક ટુકડીઓ હજારોની સંખ્યામાં નાશ પામે છે છતાં કેવું દારુણ કર્મ કરી રહી છે?[૨૦] ખરેખર! હે યાદવશ્રેષ્ઠ! આ સમગ્ર પૃથ્વીમાં મારા વિના બીજો એક પણ પુરુષ એવો નથી કે, તે આવા ઘોર રથબંધનને સહન કરે.' આમ કહીને અર્જુને પોતાનો દેવદત્ત શંખ વગાડ્યો અને દ્યાવાભૂમિને જાણે પૂરી દેતા હોય તેમ શ્રીકૃષ્ણે પણ પાંચજન્ય શંખ વગાડ્યો[૨૧,૨૨] હે મહારાજ! એ શંખોના શબ્દને સાંભળીને સંશપ્તકોની સેના ખળભળી ઊઠી અને અત્યંત ભયભીત થઈને રણમાંથી નાસવા લાગી.[૨૩] પછી હે મહારાજ! શત્રુવીરોને હણનારા અર્જુને વારંવાર નાગાસ્ત્ર પ્રકટ કર્યું અને સર્વ યોદ્ધાઓના પગોને જકડી લીધા.[૨૪] આમ હે મહારાજ! મહાત્મા અર્જુને સર્વને પગે બાંધી લીધા, એટલે તેઓ પથ્થરનાં પૂતળાંઓની પેઠે નિશ્ચેષ્ટ થઈ પડ્યા.[૨૫] હવે પૂર્વે તારકાસુરના વધપ્રસંગે રણમાં ઇંદ્રે જેમ અસુરોને મારી નાખ્યા હતા, તેમ આ રીતે ચેષ્ટાહીન થયેલા તે યોદ્ધાઓને અર્જુન મારી નાખવા લાગ્યો.[૨૬] અર્જુને જ્યારે આ પ્રમાણે તેમને મારવા માંડ્યા, ત્યારે તેઓ અર્જુનના રથને છોડી જવા લાગ્યા, તેમ જ પોતાનાં આયુધોને પણ પડતાં મેલવા મંડ્યા.[૨૭] પરંતુ હે રાજા! તે બધાના પગો નાગપાશથી જકડાઈ ગયા હતા; તેથી તેઓ કોઈ જાતની ચેષ્ટાઓ કરવાને સમર્થ રહ્યા નહોતા. એટલે અર્જુન તો નમેલાં પર્વવાળાં બાણો મારી મારીને તેમનો સંહાર કરી નાખતો હતો.[૨૮] એ રણમાં અર્જુને જેમને ઉદ્દેશીને નાગાસ્ત્ર પ્રકટ કર્યું હતું, તે સર્વના પગો જકડાઈ ગયા હતા, અને તેઓ બધા સર્પોથી વીંટાઈ ગયા હતા.[૨૯] પછી હે રાજેન્દ્ર! પોતાની સેનાને આમ ઝલાઈ ગયેલી જોઈને મહારથી સુશર્માએ એકદમ ગરુડાસ્ત્ર પ્રકટ કર્યું.[૩૦] એટલે તુરત જ હે રાજા! અનેક ગરુડપક્ષીઓ ત્યાં પ્રકટ થઈ રહ્યાં અને તેઓ સર્વે સર્પોને ખાઈ જવા લાગ્યાં. ગરુડોને આમ ત્યાં ઉત્પન્ન થયેલાં જોઈને સર્વ સર્પો પણ સૈનિકોનો ત્યાગ કરી નાસી ગયા.[૩૧] હે રાજા! આ રીતે જ્યારે સંશપ્તકોનું

સૈન્ય નાગપાશથી મુક્ત થયું, ત્યારે મેઘમંડળમાંથી મુક્ત થઈ પ્રજાઓને તપાવી રહેલો સૂર્ય જેમ દીપી નીકળે, તેમ તે દીપી નીકળ્યું.[૩૨] હવે છૂટા થયેલા સર્વ યોદ્ધાઓ અર્જુનના રથ સામે સંખ્યાબંધ બાણો તથા સંખ્યાબંધ શસ્ત્રો ફેંકવા લાગ્યા.[૩૩] પરંતુ હે રાજા! શત્રુવીરોને સંહારનારા ઇંદ્રનંદન અર્જુને સામેથી શસ્ત્રવૃષ્ટિ કરીને તે મોટી અસ્ત્રવૃષ્ટિને કાપી નાખી તેમ જ તે સર્વ યોદ્ધાઓનાં શસ્ત્રોનો પણ નાશ કરી નાખ્યો. હે રાજન્! તે પછી ક્રોધાયમાન થયેલા રાજા સુશર્માએ મજબૂત ગાંઠાવાળું એક બાણ ધનુષ્યમાં સાંધ્યું અને તે અર્જુનની છાતીમાં માર્યું. વળી તેણે બીજાં ત્રણ બાણોથી તેને સારી પેઠે વીંધી નાખ્યો. એ બાણપ્રહારોથી અર્જુન અત્યંત વીંધાઈ ગયો અને તે મૂર્ચ્છિત થઈને રથની બેસણી પર બેસી ગયો. એટલે તુરત જ સર્વે સંશપ્તક યોદ્ધાઓ 'અર્જુન મરાયો' એવી મોટી મોટી બૂમો પાડવા લાગ્યા. તે સાંભળીને સર્વ સ્થળે મોટા શંખનાદો, પુષ્કળ ભેરીઓના શબ્દો, જાતજાતનાં વાદિત્રોના નિનાદો તથા મોટા મોટા સિંહનાદો સૈન્યમાં થવા લાગ્યા. તેવામાં શ્વેત ઘોડાઓવાળો તથા શ્રીકૃષ્ણ જેના સારથિ હતા તેવો અમેયાત્મા અર્જુન મૂર્ચ્છામાંથી સાવધ થઈ ગયો. તુરત જ તેણે ઇંદ્રાસ્ત્ર પ્રકટ કર્યું. હે રાજા! તેમાંથી હજારો બાણો ઉત્પન્ન થઈ ગયાં અને સર્વ દિશાઓમાં તમારી સેનાનો સંહાર કરતાં દેખાવા લાગ્યાં. તે બાણોએ સેંકડો અને હજારો ઘોડાઓનો તથા રથોનો વિનાશ કરી નાખ્યો.[૩૪–૪૦]

હે ભારત! જ્યારે સૈન્યનો એ રીતે સંહાર થવા લાગ્યો, ત્યારે સંશપ્તક તથા ગોપાલ યોદ્ધાઓની ટુકડીઓમાં અતિ મહાન ભય દાખલ થયો.[૪૧] તેઓમાં તેવો એક પણ યોદ્ધો ન હતો, જે અર્જુન સામે ઊભો રહીને તેને પ્રહાર કરતો હોય. આમ સર્વ વીરોના દેખતાં તમારા સૈન્યનો સંહાર વળી ગયો.[૪૨] હે મહારાજ! તે સમયે મારા જોવામાં આવ્યું હતું કે, સંહાર પામતું તે સૈન્ય પરાક્રમ કરવામાં તદ્દન સ્તબ્ધ બની ગયું હતું, અને એ રણમાં અર્જુન દશ હજાર યોદ્ધાઓનો સંહાર કરી નાખીને નિર્ધૂમ અગ્નિની પેઠે પ્રકાશી રહ્યો હતો. હે ભારત! છતાં પણ બાકી રહેલા ચૌદ હજાર રથીઓ, દશ હજાર ઘોડેસવારો તથા ત્રણ હજાર હાથીસવારો 'મરવું અથવા વિજય મેળવવો પણ કદી પાછા હઠવું નહિ' એવો નિશ્ચય કરીને અર્જુનની આસપાસ વીંટાઈ વળ્યા. એટલે તુરત જ તમારા યોદ્ધાઓનું બળવાન અને શૂરવીર અર્જુન સાથે પુનઃ મહાન યુદ્ધ થવા લાગ્યું.[૪૩–૪૬]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'સંકુલ યુદ્ધ' નામનો અધ્યાય ૫૩મો સમાપ્ત

# अध्याय ५४मो

## કૃપાચાર્યની ચઢાઈ–કૃતવર્માની હાર

॥ संजय उवाच ॥

कृतवर्मा कृपो द्रौणिः सूतपुत्रश्च मारिष।
उलूकः सौबलश्चैव राजा च सह सोदरैः ॥ १ ॥

સંજય બોલ્યો: હે રાજા! કૃતવર્મા, કૃપાચાર્ય, અશ્વત્થામા, કર્ણ, ઉલૂક, શકુનિ તથા પોતાના ભાઈઓની સહાયમાં રહેલો રાજા દુર્યોધન અર્જુનના ભયથી વિહ્વળ થયેલી પોતાની સેનાને મહાસાગરમાં ભાંગી પડેલી નાવ જેવી જોઈને વેગપૂર્વક તેની મદદે દોડી ગયા.[૧,૨] પછી હે ભારત! એક મુહૂર્ત જેટલા કાળ સુધી તે સ્થળે અતિ ભયંકર યુદ્ધ ચાલુ થયું. તે યુદ્ધભીરુ મનુષ્યોને ત્રાસજનક હતું અને શૂરાઓને હર્ષજનક હતું.[૩] એ રણમાં કૃપાચાર્યે ઉપરાઉપરી બાણોની વૃષ્ટિઓ કરવા માંડી અને જેમ પતંગિયાંના સમૂહો ખેતરોને ઢાંકી દે, તેમ તેમનાં બાણો સૃંજય યોદ્ધાઓને ઢાંકી દેવા લાગ્યાં.[૪] તે પછી ક્રોધે ભરા-

ગયેલો શિખંડી ઉતાવળો ઉતાવળો કૃપાચાર્ય સામે ધસી ગયો અને બ્રાહ્મણશ્રેષ્ઠ કૃપાચાર્ય પર બાણોનો વરસાદ વરસાવવા લાગ્યો. પરંતુ મોટાં મોટાં અસ્ત્રોને જાણનારા કૃપાચાર્યે શિખંડીની એ બાણ-વૃષ્ટિનો નાશ કરી નાખ્યો અને તેને ક્રોધપૂર્વક દશ બાણોનો પ્રહાર કર્યો. એટલે શિખંડી કોપી ઊઠ્યો અને તેણે કંકપક્ષીનાં પીછાં બાંધેલાં સીધી ગતિનાં સાત બાણોથી કૃપાચાર્યને વીંધી નાખ્યા.[૫-૭] મહારથી કૃપાચાર્યને આમ અતિશય વીંધી નાખવામાં આવ્યા, ત્યારે તે બ્રાહ્મણે તત્કાળ શિખંડીને ઘોડા, સારથિ અને રથ વિનાનો કરી મૂક્યો.[૮] એટલે તુરત જ મહારથી શિખંડી માર્યા ગયેલા ઘોડાઓવાળા રથમાંથી નીચે ઊતરી પડ્યો અને ઢાલતલવાર હાથમાં લઈને સત્વર બ્રાહ્મણ કૃપાચાર્ય સામે દોડ્યો.[૯] આમ શિખંડી એકાએક પોતાની સામે ધસી આવતો હતો, તે જોઈને કૃપાચાર્યે મજબૂત ગાંઠાવાળાં બાણો મારીને શિખંડીને છાઈ દીધો. આ એક અદ્ભુત સરખું થયું હતું.[૧૦] હે રાજન્! એ રણમાં પાણીમાં પથ્થર તરાવવા સરખું અતિ આશ્ચર્ય તો એ જ હતું કે, તે સમયે શિખંડી તદ્દન નિશ્ચેષ્ટ થઈને ઊભો રહ્યો હતો.[૧૧] હે રાજવર! કૃપાચાર્યે એ પ્રમાણે શિખંડીને રણમાં છાઈ દીધો હતો, તે જોઈને મહારથી ધૃષ્ટદ્યુમ્ન ઉતાવળો શિખંડીને સહાય કરવા કૃપાચાર્ય સામે ધસ્યો.[૧૨] પણ મહારથી કૃતવર્માએ તે તરફ જતા ધૃષ્ટદ્યુમ્નને વેગપૂર્વક અટકાવ્યો અને તેની સામે ટક્કર ઝીલવા માંડી.[૧૩] તેવામાં યુધિષ્ઠિરરાજ કૃપાચાર્યના રથ સામે ધસી આવતા હતા; પણ અશ્વત્થામાએ તુરત જ તેમને, તેમના પુત્રોને તેમ જ તેમના સૈન્યને આગળ વધતા અટકાવી રાખ્યા.[૧૪] બીજી તરફથી મહારથી નકુલ અને સહદેવ ઉતાવળા ઉતાવળા આગળ જતા હતા. પરંતુ તમારા પુત્રે તેમને બાણવૃષ્ટિથી અટકાવીને તેમનો સામનો કર્યો.[૧૫] વળી હે ભારત! ભીમસેન, કરૂષ, કેકય તથા સૃંજયોને સૂર્યપુત્ર કર્ણે યુદ્ધમાં અટકાવી રાખ્યા હતા.[૧૬] હે રાજા! આ રીતે સામસામા આવી ગયા પછી શારદ્વત કૃપાચાર્ય જાણે બાળી નાખવા ધારતા હોય તેમ શિખંડીના પર ઝપાટાબંધ બાણો ફેંકવા લાગ્યા; પરંતુ તલવાર ફેરવીને ચક્કર ચક્કર ફરી રહેલો શિખંડી તેમણે ફેંકેલાં બાણોને વારંવાર કાપી નાખવા લાગ્યો.[૧૭,૧૮] હે ભારત! તે પછી ગૌતમ ગોત્રના તે કૃપાચાર્યે સો ફૂદડીઓવાળી શિખંડીની ઢાલના બાણો વડે ટુકડે ટુકડા કરી નાખ્યા. એટલે કૌરવપક્ષના યોદ્ધાઓ હર્ષની મોટી કિકિયારીઓ કરવા લાગ્યા.[૧૯] હે મહારાજ! આ રીતે શિખંડી ઢાલ વિનાનો થઈ પડ્યો એટલે તુરત તે એકલી તલવાર લઈ કૃપાચાર્ય સામે ધસ્યો; પરંતુ મૃત્યુના મુખમાં જાણે સપડાયો હોય તેમ તે કૃપાચાર્યના સપાટામાં સપડાઈને ગભરાઈ ગયો. હે રાજન્! આમ કૃપાચાર્યનાં બાણોનો ત્રાસ થઈ અત્યંત ભયમાં આવી પડેલા તે શિખંડીને જોઈને ચિત્રકેતુ રાજાનો મહાબળવાન પુત્ર સુકેતુ ઉતાવળો ત્યાં જઈ પહોંચ્યો.[૨૦,૨૧] તે કૃપાચાર્ય પર ઘણાં તીક્ષ્ણ બાણોની વૃષ્ટિ કરવા લાગી પડ્યો અને છેક તેમના રથ સુધી ધસી ગયો.[૨૨] હે રાજશ્રેષ્ઠ! સુકેતુ પોતાની સામે યુદ્ધ કરવા ચઢી આવ્યો, એટલે તુરત વ્રતનિષ્ઠ બ્રાહ્મણ કૃપાચાર્ય તેની સામે યુદ્ધ કરવા જોડાયા. તે જોઈને શિખંડી સત્વર ત્યાંથી દૂર ચાલ્યો ગયો.[૨૩] તે પછી સુકેતુએ કૃપાચાર્યને નવ બાણો માર્યાં અને વધારામાં સિત્તેર બાણોથી તેમને વીંધી નાખીને પુનઃ ત્રણ બાણોનો માર માર્યો.[૨૪] એટલું જ નહિ, બાણ ચઢાવેલા ધનુષ્યને પણ તેણે કાપી નાખ્યું તેમ જ તેમના સારથિને એક બાણ વડે મર્મસ્થાન પર સખત પ્રહાર કર્યો.[૨૫] હવે કોપી ઊઠેલા કૃપાચાર્યે

તુરત બીજું નવું દૃઢ ધનુષ્ય ગ્રહણ કર્યું અને સુકેતુનાં મર્મસ્થાનોમાં ત્રીસ બાણોનો પ્રહાર કર્યો.[૨૬] એ બાણપ્રહારથી સુકેતુનાં સર્વ અંગો વિહ્વલ થઈ ગયાં, તે પોતાના રથમાં એકદમ ધ્રૂજી ઊઠ્યો અને પૃથ્વીકંપ સમયે જેમ વૃક્ષ ડગમગી જાય, તેમ તે અત્યંત ડગમગી ગયો.[૨૭] સુકેતુનું શરીર આ પ્રમાણે ડગમગી રહ્યું હતું, તેવામાં કૃપાચાર્યે એક ક્ષુરપ્ર જાતિનું બાણ મારીને તેના ઝળહળતાં કુંડલોવાળા મસ્તકને પાઘડી તથા શિરસ્ત્રાણ સહિત ઉરાડી પાડ્યું.[૨૮] ત્યાં હે અચ્યુત! બાજપક્ષીએ ઝૂંટવેલા માંસની પેઠે સુકેતુનું મસ્તક પૃથ્વી પર ગબડી પડ્યું અને પાછળથી તેનું શરીર પણ પૃથ્વી પર પછડાઈ પડ્યું. હે મહારાજા! સુકેતુ રણમાં મરાયો એટલે તેના અગ્રગામી સર્વ સૈનિકો પણ કૃપાચાર્યને રણમાં ત્યજી દઈ દશેય દિશાઓમાં પલાયન કરી ગયા.[૨૯,૩૦] હે ભારત! એ જ અરસામાં મહારથી કૃતવર્મા ધૃષ્ટદ્યુમ્નને રણમાં અટકાવી દઈને 'અલ્યા ધૃષ્ટદ્યુમ્ન! ઊભો રહે, ઊભો રહે' એમ કહેવા લાગ્યો.[૩૧] હે રાજા! માંસને માટે કોપેલા બે બાજપક્ષીઓનું જેવું યુદ્ધ થાય, તેવું જ તે કૃતવર્મા તથા ધૃષ્ટદ્યુમ્નનું તુમુલ યુદ્ધ થવા લાગ્યું.[૩૨] કોપેલા ધૃષ્ટદ્યુમ્ને કૃતવર્માની છાતીમાં નવ બાણોનો પ્રહાર કર્યો અને એમ તે હૃદિકના પુત્રને પાડી નાખ્યો.[૩૩] ધૃષ્ટદ્યુમ્ને કૃતવર્માને એ રીતે દૃઢ પ્રહાર કર્યો, એટલે તેણે પણ ધૃષ્ટદ્યુમ્નને બાણો મારી તેને રથ તથા ઘોડા સાથે રણમાં ઢાંકી દીધો.[૩૪] તે વેળા હે રાજા! ધૃષ્ટદ્યુમ્ન પોતાના રથ સહિત રણમાં બાણો વડે એટલો બધો દટાઈ ગયો હતો કે તે જળધારાઓને વરસાવતા મેઘોથી ઢંકાઈ ગયેલા સૂર્યની પેઠે તદ્દન અદૃશ્ય થઈ ગયો હતો.[૩૫] પણ હે રાજન્! ધૃષ્ટદ્યુમ્ને સુવર્ણભૂષિત બાણો મૂકીને કૃતવર્માનાં બાણોનો નાશ કરી નાખ્યો અને પોતે રણમાં ખુલ્લો થઈ પ્રકાશવા લાગ્યો. એ વેળા તેનું શરીર ઘણું ઘવાઈ ગયું હતું.[૩૬] પછી ક્રોધે ભરાઈને સેનાપતિ ધૃષ્ટદ્યુમ્ને કૃતવર્માની લગોલગ જઈને અતિ દારુણ શસ્ત્રવૃષ્ટિ છોડવા માંડી.[૩૭] તે અતિ દારુણ શસ્ત્રવૃષ્ટિ એકાએક પોતાની સામે આવી પડતી હતી, પણ કૃતવર્માએ અનેક હજારો બાણો છોડીને તે શસ્ત્રવૃષ્ટિને યુદ્ધમાં અટકાવી દીધી.[૩૮] પોતાની વાળી ન વળે એવી શસ્ત્રવૃષ્ટિને રણમાં ખાળી દીધેલી જોઈને ધૃષ્ટદ્યુમ્ન કૃતવર્માને આગળ વધતો અટકાવવા લાગ્યો.[૩૯] તેણે તીક્ષ્ણ ધારવાળું એક ભલ્લ બાણ મારીને કૃતવર્માના સારથિને મારી નાખ્યો, એટલે તે સારથિ રથ પરથી ગબડી પડ્યો.[૪૦] આ રીતે પોતાના મહાબળવાન શત્રુનો પરાજય કરીને બળવાન ધૃષ્ટદ્યુમ્ન બાણો મૂકી મૂકીને સર્વ કૌરવોને પણ રણમાં આગળ વધતા એકદમ અટકાવવા લાગ્યો.[૪૧] તે જોઈ તમારા સર્વ યોદ્ધાઓ મોટા સિંહનાદો કરીને ધૃષ્ટદ્યુમ્ન સામા ધસ્યા અને ત્યાં પુનઃ યુદ્ધ ચાલ્યું.[૪૨]

ઇતિ શ્રીમહાભારતમા કર્ણપર્વમા 'સંકુલ યુદ્ધ' નામનો અધ્યાય ૫૪ મો સમાપ્ત

# અધ્યાય ૫૫ મો

## યુધિષ્ઠિર નાઠા

॥ સંજય ઉવાચ ॥

द्रौणिर्युधिष्ठिरं दृष्ट्वा शैनेयेनाभिरक्षितम् ।
द्रौपदेयैस्तथा शूरैरभ्यवर्तत धृष्टवत् ॥ १ ॥

સંજય બોલ્યો : એ સમયે રાજા યુધિષ્ઠિરને સાત્યકિ તથા દ્રૌપદીના શૂરા પુત્રોના રક્ષણ તળે ઊભેલા જોઈને દ્રોણપુત્ર અશ્વત્થામા નિર્ભય થઈને તેમની સામા ચઢી ગયા.[૧] તેમણે સંખ્યાબંધ ઘોર બાણો છોડવા માંડ્યાં અને તે બાણો સુવર્ણની પૂંખવાળાં તથા સરાણ પર ઘસી તીક્ષ્ણ કરેલાં હતાં. વળી તે પોતાના હાથની ચાલાકી દર્શાવીને અનેક જાતના યુદ્ધમાર્ગોમાં ઘૂમવાની

પોતાની યુદ્ધશિક્ષાને દેખાડવા લાગ્યા.[2] મહાન અસ્ત્રોને જાણનારા તે અશ્વત્થામા દિવ્ય અસ્ત્રોથી મંત્રેલાં બાણો મૂકીને આકાશને ભરી દેવા લાગ્યા અને યુધિષ્ઠિરરાજને રણમાં ઢાંકી દેવા લાગ્યા.[3] એ સમયે રણક્ષેત્રનો વિશાળ શિરઃપ્રદેશ અશ્વત્થામાનાં બાણો વડે ઢંકાઈ ગયો હતો, તેથી કંઈ પણ જાણવામાં આવતું ન હતું.[4] હે ભરતશ્રેષ્ઠ! સર્વ આકાશપ્રદેશ જાણે સુવર્ણની લટકતી સેરોવાળો એક મોટો ચંદરવો બાંધી દીધો હોય, તેમ સુવર્ણભૂષિત બાણજાળથી પથરાઈ ગયો હતો.[5] હે રાજન્! આકાશમાં ઝળહળતી બાણજાળ છવાઈ ગઈ હતી, તેથી જાણે બાણથી રૂંધાઈ ગયેલા આકાશના તળમાં વાદળાંની છાયા પથરાઈ ગઈ હતી.[6] તે વેળા અમે અચરજ જોયું. તદ્દન બાણમય થયેલા તે આકાશપ્રદેશમાં અંતરિક્ષગમન કરનારું એક પ્રાણી પણ ઊડતું નહોતું.[7] વળી સાત્યકિ, પાંડવ ધર્મરાજ તથા બીજાં સૈન્યો પ્રયત્ન કરતાં હતાં, છતાં તેઓ કોઈ જાતનું પરાક્રમ કરી શક્યાં ન હતાં.[8] હે મહારાજ! અશ્વત્થામાની ઝડપ જોઈને સૈન્યમાંના સર્વ મહારથીઓ કેવળ વિસ્મય પામી ગયા હતા. જેમ પ્રચંડ તપી રહેલા સૂર્ય સામે કોઈ જોઈ શકતું નથી, તેમ તેઓ પણ અશ્વત્થામાને જોઈ શકતા ન હતા. પછી સૈન્યનો જ્યારે સંહાર થઈ જવા લાગ્યો, ત્યારે દ્રૌપદીના મહારથી પુત્રો, સાત્યકિ, ધર્મરાજ તથા પાંચાલયોદ્ધાઓ એકસાથે થયા અને મૃત્યુના ઘોર ભયનો ત્યાગ કરીને અશ્વત્થામા સામે ધસ્યા.[9-11] ત્યાં સાત્યકિએ સત્તાવીસ બાણોથી અશ્વત્થામાને વીંધી નાખ્યા અને સુવર્ણભૂષિત સાત નારાચ બાણોનો પ્રહાર કર્યો.[12] વળી યુધિષ્ઠિરે તોંતેર બાણોથી, પ્રતિવિંધ્યે સાત બાણોથી, શ્રુતકર્માએ ત્રણ બાણોથી, શ્રુતકીર્તિએ સાત બાણોથી, સુતસોમે નવ બાણોથી [illegible] સાત બાણોથી અને તે ઉપરાંતના બીજા શૂરાઓએ છૂટાં છૂટાં ઘણાં બાણોથી અશ્વત્થામાને ચોબાજુ વીંધવા માંડ્યા.[13,14] હવે અશ્વત્થામા કોપી ઊઠ્યા. તેમણે સર્પની પેઠે ફૂંફાડો માર્યો અને પચીસ બાણોથી સાત્યકિને, નવ બાણોથી શ્રુતકીર્તિને, પાંચ બાણોથી સુતસોમને, આઠ બાણોથી શ્રુતકર્માને, ત્રણ બાણોથી પ્રતિવિંધ્યને, નવ બાણોથી શતાનીકને, પાંચ બાણોથી ધર્મરાજને તેમ જ બબ્બે બાણોથી બીજા શૂરાઓને માર માર્યો.[15-17] વળી તેમણે તીક્ષ્ણ બાણો મારીને શ્રુતકીર્તિના ધનુષ્યને કાપી નાખ્યું. પણ મહારથી શ્રુતકીર્તિએ તુરત બીજું ધનુષ્ય લીધું.[18] તેણે પ્રથમ ત્રણ બાણો વડે અશ્વત્થામાને વીંધી નાખી, તેમને બીજાં તીક્ષ્ણ બાણોનો માર માર્યો. પછી હે મહારાજ! દ્રોણપુત્ર અશ્વત્થામાએ ચારે તરફથી પાંડવોના તે સૈન્યને બાણોની વૃષ્ટિથી છાઈ દીધું. વળી હે ભરતશ્રેષ્ઠ રાજન્! અમાપ પરાક્રમી અશ્વત્થામાએ ધર્મરાજના ધનુષ્યને હસતાં હસતાં કાપી નાખ્યું અને ત્રણ બાણો વડે તેમને વીંધી નાખ્યા. એટલે હે રાજન્! ધર્મપુત્ર યુધિષ્ઠિરરાજે બીજું ધનુષ્ય લીધું અને સિત્તેર બાણો મૂકીને દ્રોણપુત્રને બાહુઓમાં તથા છાતીમાં પ્રહાર કર્યો. ત્યાં કોપાયમાન થયેલા સાત્યકિએ રણમાં પ્રહાર કરી રહેલા અશ્વત્થામાના ધનુષ્યને એક અર્ધચંદ્રાકાર તીક્ષ્ણ બાણથી કાપી નાખી અતિશય મોટી ગર્જના કરી મૂકી. આમ પોતાનું ધનુષ્ય કપાઈ ગયું એટલે શક્તિમાનોમાં શ્રેષ્ઠ એવા અશ્વત્થામાએ શક્તિનો પ્રહાર કર્યો અને સાત્યકિના સારથિને તુરત જ રથ પરથી ઢાળી પાડ્યો. પછી હે ભારત! પ્રતાપી અશ્વત્થામાએ બીજું ધનુષ્ય ગ્રહણ કર્યું અને બાણોની વૃષ્ટિ કરીને સાત્યકિને તદ્દન ઢાંકી દીધો. હવે હે ભારત! રથનો સારથિ પડ્યો, એટલે સાત્યકિના ઘોડાઓ એકદમ ભડક્યા અને યુદ્ધમાં આમતેમ દોડતા દેખાવા લાગ્યા.

પછી યુધિષ્ઠિર આદિ યોદ્ધાઓ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ એવા અશ્વત્થામા પર વેગપૂર્વક તીક્ષ્ણ બાણો વરસાવવા લાગ્યા. શત્રુતાપન દ્રોણપુત્ર પણ તેમને ક્રોધપૂર્વક પોતાની સામે આવેલા જોઈ ને તેમની સામા થયા અને વનનો અગ્નિ જેમ ઘાસને બાળી નાખે તેમ સેંકડો બાણોરૂપ જ્વાળાઓવાળો મહારથી અશ્વત્થામારૂપ અગ્નિ પાંડવોની સેનારૂપ ઘાસને બાળી નાખવા લાગ્યો. હે ભરતશ્રેષ્ઠ! નદીનું મુખ જેમ મગરમચ્છથી ડહોળાઈને ખળભળી જાય, તેમ પાંડવોનું સૈન્ય પણ તે સમયે અશ્વત્થામાથી તપી જઈ ને ખળભળી ગયું હતું. હે મહારાજ! એ વેળાનું અશ્વત્થામાનું પરાક્રમ જોઈ ને યુદ્ધમાંના સર્વ મનુષ્યો પાંડવોને અશ્વત્થામાને હાથે મૂએલા જ માની બેઠા હતા.[૧૯–૩૦] ત્યારે દ્રોણશિષ્ય મહારથી યુધિષ્ઠિરરાજ રોષ અને અમર્ષમાં આવી ગયા અને અશ્વત્થામાને ઝટપટ કહેવા લાગ્યા: 'ઓ પુરુષવ્યાઘ્ર અશ્વત્થામા! ખરેખર, તમારામાં પ્રીતિ નથી તેમ કૃતજ્ઞતા પણ નથી; કારણ કે તમે પોતે જ આજે મને મારી નાખવા ઇચ્છો છો. અરે! બ્રાહ્મણોએ તો તપ કરવું જોઈએ, દાન આપવું જોઈએ અને અધ્યયન કરવું જોઈએ. ધનુષ્યને તો ક્ષત્રિયે જ નમાવવું જોઈએ. આથી તમે તો કેવળ નામના જ બ્રાહ્મણ છો. પરંતુ હે મહાબાહુ! જોઈ લેજો, તમારા દેખતાં જ હું યુદ્ધમાં સર્વ કૌરવોને જીતીશ.[૩૧–૩૪] તમે તમારે બને તેટલું પરાક્રમ કર્યા કરો. જરૂર તમે એક નીચ બ્રાહ્મણ છો.' હે મહારાજ! યુધિષ્ઠિરે એ પ્રમાણે કહ્યું, એટલે અશ્વત્થામા જાણે કે હસ્યા અને યુધિષ્ઠિરનું કહેવું સત્ય જ છે એમ વિચારીને કશું સામું બોલ્યા નહિ. આમ કશું પણ બોલ્યા વિના અશ્વત્થામા પ્રજાઓનો સંહાર કરનારા કાળની પેઠે ક્રોપાયમાન થઈ ને યુધિષ્ઠિરને બાણવૃષ્ટિ વડે ઢાંકી દેવા લાગ્યા. હે રાજા! દ્રોણપુત્રે યુધિષ્ઠિરને જ્યારે એ રીતે ઢાંકી દીધા, ત્યારે કુંતાપુત્ર યુધિષ્ઠિર પોતાની મહાસેનાને છોડી દઈ ને શીઘ્ર રણમાંથી નાસી ગયા. આમ હે રાજન્! ધર્મપુત્ર યુધિષ્ઠિર રણમાંથી નાઠા, એટલે મોટા મનના અશ્વત્થામા પણ બીજી તરફ ચાલ્યા ગયા. હે રાજન્! આ પ્રમાણે અશ્વત્થામાને રણમાં પડતા મૂકીને યુધિષ્ઠિરરાજ ક્રૂર કર્મ કરવા માટે સજ્જ થઈ તમારા સૈન્ય તરફ ગયા.[૩૫–૩૯]

ઇતિ શ્રીમહાભારતમા કર્ણપર્વમા 'યુધિષ્ઠિરનું અપયાન' નામનો અધ્યાય ૫૫મો સમાપ્ત

# अध्याय ५६ मो

## મહારથીઓની ઘૂમાઘૂમ

॥ सजय उवाच ॥

**भीमसेनं च पांचाल्यं चेदिकेकयसंवृतम् ।**
**वैकर्तनः स्वयं रुद्ध्वा वारयामास सायकैः ॥१॥**

સંજય બોલ્યો: ચેદિ અને કેકયયોદ્ધાઓથી વીંટાયેલા ભીમસેન તથા ધૃષ્ટદ્યુમ્ન સામે કર્ણે પોતે ઘેરો ઘાલ્યો અને બાણો વડે તેમને અટકાવ્યા. એ રણમાં કર્ણે ભીમસેનના દેખતાં ચેદિ, કારૂષ અને સૃંજય મહારથીઓને મારી નાખ્યા.[૧,૨] પછી ભીમસેને મહારથી કર્ણને પડતો મૂક્યો અને બળતો અગ્નિ જેમ ઘાસ તરફ જાય તેમ તે કૌરવના સૈન્ય તરફ ગયો.[૩] સૂતપુત્રે પણ પાંચાલો, કેકયો તથા હજારો મહાધનુર્ધર સૃંજયોને રણમાં રોળી નાખ્યા.[૪] સંશપ્તકોમાં અર્જુને, કૌરવોમાં ભીમસેને અને પાંચાલોમાં કર્ણે એમ ત્રણ મહારથીઓએ મોટો સંહાર કરી નાખ્યો હતો.[૫] હે રાજન્! તમારા દુષ્ટ વિચારોને પરિણામે અગ્નિ સરખા તેજસ્વી એ ત્રણ વીર પુરુષોને હાથે બિચારા અનેક ક્ષત્રિયો બળી મૂઆ હતા.[૬] પછી હે ભરતશ્રેષ્ઠ! ક્રોપાયમાન થયેલા દુર્યોધનરાજે નકુલને નવ બાણો વડે વીંધી નાખ્યો, તેમ જ તેના ચારેય ઘોડાઓને પણ પ્રહાર કર્યો.[૭] વળી હે જનનાથ! તમારા

મહામનસ્વી પુત્રે ક્ષુરજાતનું એક બાણ મારીને સહદેવના સુવર્ણ જડેલા ધ્વજને કાપી નાખ્યો.[૮] ત્યાં હે રાજન્! રણમાં ક્રોધે ભરાયેલા નકુલે સાત બાણોનો તથા સહદેવે પાંચ બાણોનો તમારા પુત્રને પ્રહાર કર્યો.[૯] પણ તુરત જ દુર્યોધનરાજાએ ભરતવંશીઓમાં શ્રેષ્ઠ ગણાયેલા તથા સર્વ ધનુર્ધારીઓમાં મોટા મનાયેલા તે બન્ને ભાઈઓને પાંચ પાંચ બાણો માર્યાં.[૧૦] વળી હે રાજન્! તેણે બીજાં બે ભલ્લ બાણો મારીને તે બન્નેનાં ધનુષ્યોને એકાએક કાપી નાખ્યાં, તેમ જ સાત બાણો વડે તેમને વીંધી નાખ્યા.[૧૧] પછી તે બન્ને ભાઈઓએ ઇંદ્રધનુષ્ય સરખાં સુંદર એવાં ઉત્તમ ધનુષ્યો ગ્રહણ કર્યાં; તેથી તે બન્ને શૂરાઓ રણમાં સાક્ષાત્ દેવપુત્ર સરખા શોભવા લાગ્યા. હવે મેઘો જેમ પર્વત પર વૃષ્ટિ કરે, તેમ અતિ આવેશમાં આવી ગયેલા તે બન્ને ભાઈઓ પોતાના ભાઈ દુર્યોધન પર ઘોર બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા.[૧૨,૧૩] હે મહારાજ! તે પછી તમારા મહારથી પુત્રને ઘણો ક્રોધ ચઢી ગયો. તેણે અનેક બાણો છોડીને તે બન્ને મહાધનુર્ધરોને આગળ વધતા અટકાવ્યા.[૧૪] હે ભારત! એ યુદ્ધમાં માત્ર દુર્યોધનનું મંડળાકારે વળેલું ધનુષ્ય જોવામાં આવતું હતું અને તેમાંથી નીકળતાં બાણો ચોતરફ દષ્ટિએ પડતાં હતાં.[૧૫] સૂર્યનાં કિરણો જેમ દિશાઓને છાઈ દે છે, તેમ દુર્યોધન પણ બાણો મૂકીને દિશાઓને છાઈ દેતો હતો. એ વેળા સર્વ આકાશપ્રદેશ પણ તદ્દન ઢંકાઈ જઈને કેવળ બાણમય બની ગયો હતો.[૧૬] ત્યારે નકુલ તથા સહદેવને પણ તમારા પુત્રનું સ્વરૂપ પ્રલયકાળના યમરાજ સરખું જ દેખાયું હતું. બીજા મહારથીઓ તો તમારા પુત્રનું પરાક્રમ જોઈને માદ્રીના બન્ને પુત્રોને કાળના મુખમાં સપડાયેલા જ માનવા લાગ્યા. ત્યાં હે રાજન્! આ અણીને સમયે પાંડવોનો સેનાપતિ મહારથી ધૃષ્ટદ્યુમ્ન જે સ્થળે રાજા દુર્યોધન હતો તે સ્થળે ચડી આવ્યો. હવે ધૃષ્ટદ્યુમ્ન શૂરવીર અને મહારથી એવા બન્ને માદ્રીનંદનોની આગળ વધીને બાણો વડે તમારા પુત્રને અટકાવવા લાગ્યો. અમર્ષી, મહાન ઉદાર મનનો અને પુરુષોમાં શ્રેષ્ઠ એવો તમારો પુત્ર પણ ત્યાં ધૃષ્ટદ્યુમ્નને સામે આવેલો જોઈ ખડખડાટ હસ્યો અને તેણે તેને પચીસ બાણોથી વીંધી નાખ્યો.[૧૭-૨૧] વળી હે રાજા! તમારા પુત્રે પાંસઠ બાણો વડે ધૃષ્ટદ્યુમ્નને વીંધી નાખી ગર્જના કરી, તેમ જ તેણે અતિ તીક્ષ્ણ ક્ષુરપ્ર બાણ મારીને ધૃષ્ટદ્યુમ્નના ધનુષ્યના, બાણના તથા હાથે બાંધવાના મોજાંના ટુકડેટુકડા કરી નાખ્યા. પછી શત્રુસંહારક ધૃષ્ટદ્યુમ્ને કપાયેલા ધનુષ્યને ફેંકી દીધું અને તરત જ ભાર ઝીલે એવું નવું ધનુષ્ય લીધું. એ સમયે મહાધનુર્ધર ધૃષ્ટદ્યુમ્ન વેગમાં આવી જઈ ક્રોધથી બળું બળું થઈ રહ્યો હતો, તેનાં નેત્રો પણ લાલચોળ બની ગયાં હતાં અને શરીરમાં બાણો વડે ઘવાયેલો હોવાથી તે રણમાં શોભતો હતો. તેણે ભરતશ્રેષ્ઠ દુર્યોધનને મારી નાખવાની ઇચ્છાથી ફૂંફાડા મારતા સર્પોના સરખાં પંદર નારાચ બાણો મૂક્યાં. કંકપક્ષીનાં પીછાં બાંધેલાં અને સરાણ પર ઘસી તીક્ષ્ણ કરેલાં તે બાણો દુર્યોધનના કવચને ફાડી નાખીને વેગપૂર્વક પૃથ્વીમાં પેસી ગયાં. હે મહારાજ! તે બાણપ્રહારથી તમારો પુત્ર લોહીલુહાણ થઈને અત્યંત વીંધાઈ ગયો અને વસંતકાળે પ્રફુલ્લ થયેલા મોટા કિંશુકવૃક્ષ (ખાખરો) જેવો અત્યંત શોભવા લાગ્યો. તેનું કવચ છિન્નભિન્ન થઈ ગયું હતું અને તે પોતે પણ નારાચ બાણોના એ પ્રહારથી જર્જરિત થઈ ગયો હતો.[૨૨-૨૮] પછી હે રાજન્! કોપાયમાન થઈને રાજા દુર્યોધને એક ભલ્લ બાણ વડે ધૃષ્ટદ્યુમ્નના ધનુષ્યને કાપી નાખ્યું. આમ જેવું ધનુષ્ય કપાઈ

ગયું કે તુરત દુર્યોધનને બીજાં દશ બાણોનો તેના લલાટમાં પ્રહાર પણ કરી દીધો. મધની લાલસાથી બેઠેલા ભમરા જેમ પ્રફુલ્લ કમળને શોભાવે છે, તેમ કારીગરે ઘસીને સાફ કરેલાં દુર્યોધનનાં તે બાણો ધૃષ્ટદ્યુમ્નના મુખને શોભાવતાં હતાં. મોટા મનના ધૃષ્ટદ્યુમ્ને તે કપાયેલા ધનુષ્યને ફેંકી દઈને બીજું ધનુષ્ય ગ્રહણ કર્યું અને તેણે વેગપૂર્વક સોળ બાણો મૂકીને દુર્યોધનના ઘોડાઓને મારી નાખ્યા. વળી તેણે બીજાં પાંચ બાણો વડે તેના સારથિને ગબડાવી પાડ્યો તેમ જ એક ભલ્લ બાણનો પ્રહાર કરી સુવર્ણથી મઢેલા તેના ધનુષ્યના પણ ટુકડા કરી નાખ્યા. એટલું જ નહિ, તેણે દશ ભલ્લ બાણોનો પ્રહાર કરી સર્વ ઉપસ્કરો સહિત તેના રથને, છત્રને, ગદાને, શક્તિને, તલવારને તથા ધ્વજને પણ કાપી નાખ્યાં. ત્યાં સર્વ રાજાઓએ કુરુરાજ દુર્યોધનનો સુવર્ણના બાજુબંધવાળો, મણિમય, અદ્ભુત અને સુંદર એવો નાગરાજના ચિહ્નવાળો ધ્વજ ધૃષ્ટદ્યુમ્નના બાણથી કપાઈ પડેલો જોયો. આ રીતે દુર્યોધન રણમાં રથરહિત થઈ પડ્યો અને તેનાં આયુધો તથા કવચ પણ છિન્નભિન્ન થઈ ગયાં.[૨૯-૩૫] એટલે હે ભરતશ્રેષ્ઠ! તેના સર્વ ભાઈઓ ચોતરફથી તેની રક્ષા કરવા લાગ્યા. ત્યાં, હે રાજન્! રાજા દંડધારે તેને ધૃષ્ટદ્યુમ્નના દેખતાં પોતાના રથમાં લઈ લીધો અને તે નિર્ભયતાપૂર્વક રણમાંથી તેને દૂર લઈ ગયો. બીજી તરફથી રાજ્યલોભી મહાબળવાન કર્ણે સાત્યકિને પરાજય આપ્યો અને પછી દ્રોણનો વધ કરનારા તથા ઉગ્ર બાણોવાળા ધૃષ્ટદ્યુમ્નની સામે તે યુદ્ધ કરવા ધસી આવ્યો. પણ જેમ કોઈ હાથી બીજા હાથીની પાછળ પડી તેના જંઘાપ્રદેશમાં દંતૂશળોનો પ્રહાર કરે, તેમ શિનિકુમાર સાત્યકિ કર્ણની પાછળ પડી તેને ઝડપદાર બાણો વડે પ્રહાર કરવા મંડી પડ્યો. હે ભારત! એ વખતે કર્ણ તથા ધૃષ્ટદ્યુમ્નનું અને તમારા તથા શત્રુપક્ષના બીજા મહાત્મા યોદ્ધાઓનું મહાન યુદ્ધ ચાલ્યું હતું. પાંડવો અથવા આપણામાંનો કોઈ યોદ્ધો એ વેળા યુદ્ધમાંથી પાછો હઠ્યો ન હતો.[૩૬-૪૦] ત્યારે હે જનશ્રેષ્ઠ! કર્ણ પણ ઉતાવળો ઉતાવળો પાંચાલ યોદ્ધાઓ સામે ધસી ગયો હતો. હે રાજન્! તે જ ક્ષણે ઉભય પક્ષમાં હાથી, ઘોડા તથા મનુષ્યોનો ઘોર સંહાર થઈ રહ્યો. બરાબર મધ્યાહ્નકાળનો સમય થયો, એટલે પક્ષીઓ જેમ વૃક્ષ સામે દોડી જાય, તેમ સર્વ પાંચાલયોદ્ધાઓ વિજય મેળવવાની ઇચ્છાથી સત્વર કર્ણ સામા દોડી ગયા. તે સમ યોદ્ધાઓ વિજય માટે મહાન પ્રયાસ કરતા હતા, પણ ક્રોધે ભરાયેલો કર્ણ તેમના મુખ્ય મુખ્ય સેનાનીઓને વીણી વીણીને બાણોના લક્ષ્યભૂત કરવા લાગ્યો. તે પછી વ્યાઘ્રકેતુ, સુશર્મા, ચિત્ર, ઉગ્રાયુધ, જય, શુકલ, રોચમાન, સિંહસેન તથા દુર્જય આદિ વીર પુરુષો ક્રોધપૂર્વક બાણોને ફેંકી રહેલા, યુદ્ધદીપક અને પુરુષશ્રેષ્ઠ એવા કર્ણના રથમાર્ગમાં હલ્લો લઈ ગયા. હે માનવનાથ! તે મહાવીરો ફરશી લડી રહ્યા હતા, છતાં પ્રતાપી રાધાનંદને તેમને આઠ તીક્ષ્ણ બાણોથી વીંધી નાખ્યા. વળી વળી હે મહારાજ! પ્રતાપી સૂતપુત્રે અત્યંત ક્રોધમાં આવીને જયશીલ કર્મ કરનાર જિષ્ણુ, દેવાપિ, ભદ્ર, દંડ, ચિત્ર. ચિત્રાયુધ, હરિ, સિંહકેતુ, રોચમાન તથા મહારથી શલભ વગેરે અનેક હજાર યુદ્ધકુશળ ચેદિઓના મહારથી યોદ્ધાઓને યુદ્ધમાં મારી નાખ્યા. આમ જ્યારે અધિરથનો વીરપુત્ર કર્ણ તે મહાપુરુષોના પ્રાણોને હરી રહ્યો હતો, ત્યારે તેનું શરીર લોહીલુહાણ અંગોવાળા રુદ્રદેવના શરીર સરખું મહાઉગ્ર અને તેજોમય થઈ ગયું હતું. હે ભારત! એ યુદ્ધમાં કર્ણે ઘણા હાથીઓને પણ બાણો વડે ઘાયલ કરી નાખ્યા હતા.[૪૧-૫૧] તેઓ સૈન્યમાં મોટો ખળભળાટ

મચાવી દઈ ભયને લીધે સર્વ દિશાઓમાં નાસભાગ કરતા હતા. કેટલાએક હાથીઓ તો કર્ણનાં બાણોથી મરણ પામીને વજ્રથી તૂટી પડેલા પર્વતોની પેઠે કટકડાટ કરતા પૃથ્વી પર પછડાઈ પડતા હતા. ત્યાં કર્ણના રથમાર્ગમાં ચારેબાજુ હાથી, ઘોડા, મનુષ્યો તથા રથો પડેલા હોવાથી રણભૂમિ છવાઈ ગઈ હતી. એ યુદ્ધમાં કર્ણે જેવું મહાન પરાક્રમ કર્યું હતું, તેવું ભીષ્મે, દ્રોણે અથવા તમારા બીજા કોઈ યોદ્ધાએ કર્યું ન હતું. હે મહારાજ! સૂતપુત્રે હાથી, ઘોડા, રથ તથા મનુષ્યોનો ઘણો મોટો સંહાર કરી નાખ્યો હતો અને સિંહ જેમ મૃગોનાં ટોળાંમાં નિર્ભય થઈને ઘૂમે તેમ કર્ણ પણ પાંચાલોની વચ્ચે નિર્ભય રીતે ઘૂમતો હતો. સિંહ જેમ મૃગોનાં ટોળાંને ત્રાસ પમાડીને દિશાઓમાં નસાડી મૂકે, તેમ કર્ણ પણ પાંચાલોના સંખ્યાબંધ રથીઓને દિશાઓમાં હાંકી કાઢતો હતો. મૃગો જેમ સિંહના મુખમાં સપડાઈને કદી જીવવા પામતા નથી, તેમ મહારથીઓ કર્ણના સપાટામાં આવીને જીવવા પામતા ન હતા. હે ભારત! અગ્નિના ઝપાટામાં મનુષ્યો જેમ બળીને ખાખ થઈ જાય છે, તેમ એ રણરૂપ વનમાં કર્ણરૂપ અગ્નિની જ્વાળામાં ઝડપાઈને સૃંજય યોદ્ધાઓ બળીને રાખ થઈ જતા હતા. હે ભારત! કર્ણે શૂરવીરોમાં માન્ય થયેલા ઘણા ચેદિ, કેકય અને પાંચાલ યોદ્ધાઓને પોતાનું નામ સંભળાવી સંભળાવીને મારી નાખ્યા હતા. હે રાજન્! કર્ણનું એ સમયનું પરાક્રમ જોઈને મને તો નિશ્ચય જ થઈ ગયો કે, આ કર્ણની પાસેથી એક પણ પાંચાલયોદ્ધો જીવતો છૂટશે નહિ. આ પ્રમાણે તે યુદ્ધમાં કર્ણ ફરી ફરી અનેક પાંચાલોનો સંહાર કરી રહ્યો હતો.[૫૨-૬૨] આમ એ મહારણમાં કર્ણને પાંચાલોનો સંહાર કરી રહેલો જોઈને અતિ ક્રોધાયમાન થયેલા ધર્મરાજ યુધિષ્ઠિર તેની સામા દોડ્યા.[૬૩] વળી હે રાજન્! ધૃષ્ટદ્યુમ્ન, દ્રૌપદીના પુત્રો તથા બીજા સેંકડો યોદ્ધાઓએ શત્રુસંહારક રાધાપુત્ર કર્ણની આસપાસ ઘેરો ઘાલ્યો.[૬૪] ત્યાં શિખંડી, સહદેવ, નકુલ, નકુલનો પુત્ર, જનમેજય, સાત્યકિ, અનેક પ્રભદ્રકો તથા ધૃષ્ટદ્યુમ્ન આદિ મહા તેજસ્વી મહારથો ધનુષ્યમાંથી બાણો ફેંકતા ફેંકતા સૈન્યોના મોખરામાં આવ્યા અને કર્ણ સામે ઘૂમવા લાગ્યા.[૬૫,૬૬] છતાં ગરુડ જેમ સર્પો સામે ધસી જાય, તેમ માત્ર એકલો જ કર્ણ ચેદિ, પાંચાલ તથા પાંડવ યોદ્ધાઓ સામે યુદ્ધ માટે ધસી ગયો.[૬૭] એટલે હે પૃથ્વીનાથ! પૂર્વકાળમાં દેવોનું જેમ દાનવો સાથે યુદ્ધ થયું હતું, તેમ કર્ણનું તે શત્રુ યોદ્ધાઓ જોડે ઘોર સ્વરૂપનું યુદ્ધ શરૂ થયું.[૬૮] જેમ સૂર્ય અંધકારને વેરી નાખે છે, તેમ કર્ણ એકલો જ બાણવૃષ્ટિના મોટા ઓઘને વરસાવી રહેલા તે સર્વ મહાધનુર્ધરોને નિર્ભય થઈને વેરી નાખવા મંડ્યો.[૬૯] આ રીતે જ્યારે કર્ણ પાંડવો સાથે યુદ્ધમાં જોડાયો હતો, ત્યારે બીજી તરફથી ભીમસેન કાળદંડ સરખાં બાણો મૂકીને વાહીક, કેકય, મત્સ્ય, વાસાત્ય, મદ્ર તથા સિંધુદેશીય યોદ્ધાઓનો ક્રોધપૂર્વક ઘાણ વાળી રહ્યો હતો.[૭૦] આમ ભીમસેન એકલો જ તે યુદ્ધમાં શત્રુઓ સાથે લડતો હતો, ત્યારે તે ઘણો જ શોભતો હતો. તે યુદ્ધમાં ભીમસેને ઘણા હાથીઓને મર્મસ્થાનોમાં નારાચ બાણોથી વીંધી નાખ્યા હતા.[૭૧] આથી તે હાથીઓ મહાવતોની સાથે રણભૂમિ પર પછડાઈ પડતા હતા અને ધરતીને ધણધણાવી મૂકતા હતા. વળી માર્યા ગયેલા સવારોવાળા ઘોડાઓ તથા ગતપ્રાણ થઈ ગયેલા પાળાઓ પણ ઘાયલ થઈને યુદ્ધમાં પોઢી ગયા હતા અને મુખેથી લોહીના મોટા ધોધ ઓકી રહ્યા હતા. ત્યાં હજારો રથીયોદ્ધાઓને પાડી નાખવામાં આવ્યા હતા, તેમનાં આયુધો છૂટાંછવાયાં વીખરાઈ પડ્યાં

હતાં, તેઓ ઘવાઈ ગયા હતા અને ભીમસેનના ભયથી ગતપ્રાણ થયેલા જોવામાં આવતા હતા. ત્યારે આખી રણભૂમિ ભીમસેનનાં બાણોથી કપાઈ ગયેલા રથીઓ, ઘોડેસવારો, સારથિઓ, પાયદળો, ઘોડાઓ તથા હાથીઓથી છવાઈ ગઈ હતી. એ સમયે ભીમસેનના ભયથી વિહ્વળ થયેલું દુર્યોધનનું સર્વ સૈન્ય ઘાયલ થઈને નિરુત્સાહ થઈ ગયું હતું અને જાણે થંભી ગયું હોય તેમ કેવળ જડવત્ ઊભું હતું. હે રાજન્! તદ્દન દીન અવસ્થાએ નિશ્ચેષ્ટ થઈને મહારણમાં ઊભેલું તમારું સૈન્ય શરદઋતુના સમયમાં તદ્દન શાંત થયેલા મહાસાગર જેવું શોભતું હતું. તમારા પુત્રનું સૈન્ય કોપ, વીર્ય તથા બળસંપન્ન હતું, તોપણ તે સમયે તો ગર્વહીન તથા નિસ્તેજ થઈ ગયું હતું.[૭૨-૭૮] હે ભરતશ્રેષ્ઠ! પરસ્પરને લીધે તે સૈન્ય લોહીલુહાણ અને રુધિરની ધારાઓથી રેબઝેબ થઈ ગયું હતું.[૭૯] આમ સૈન્યને પરસ્પર વિનાશ પામતું જોઈને સૂતપુત્ર કર્ણ ક્રોધે ભરાયો અને તે પાંડવોની સેના સામે યુદ્ધ કરવા ચઢી ગયો.[૮૦] ત્યાં ભીમસેન પણ કુરુઓ સામે ધસી ગયો. આમ તે બન્ને જણા જ્યારે એકમેકની સેનાઓને રણમાંથી નસાડી મૂકતા હતા, ત્યારે તેઓ અત્યંત શોભતા હતા. આમ અદ્ભુત દેખાવનો તે રૌદ્ર સંગ્રામ ચાલતો હતો, તે સમયે વિજયી-શ્રેષ્ઠ અર્જુન સેનાના મધ્યભાગમાં અનેક સંશપ્તક યોદ્ધાઓનો સંહાર કરી નાખીને શ્રીકૃષ્ણને કહેવા લાગ્યો :[૮૧,૮૨] 'હે જનાર્દન! આપણી સામે યુદ્ધ કરતા આ સૈન્યમાં લગભગ ભંગાણ પડી ગયું છે. જુઓ, આ સંશપ્તક મહારથીઓ પોતપોતાની ટુકડીઓને સાથે લઈને રણમાંથી નાસી જાય છે.[૮૩] મૃગલાંઓ જેમ સિંહના શબ્દને સહન કરી શકતાં નથી, તેમ તેઓ મારાં બાણોને સહન કરી શકતા નથી. આ પેલા આપણા પક્ષના સૃંજય યોદ્ધાઓના મહાન સૈન્યમાં પણ નાસભાગ થઈ રહી છે.[૮૪] હે કૃષ્ણ! બુદ્ધિમાન કર્ણ તે રાજસૈન્યના મધ્યમાં હર્ષપૂર્વક ઘૂમી રહેલો જણાય છે; કારણ કે પેલી હાથીની સાંકળના ચિહ્નવાળી તેની ધજા સૈન્યના મધ્યમાં જ ફરકતી દેખાય છે.[૮૫] ખરેખર, આ રણમાં બીજા કોઈ મહારથીઓ કર્ણને જીતવા સમર્થ નથી. તમે પોતે પણ પરાક્રમમાં કર્ણ કેવો વીર્યવાન છે એ જાણો છો.[૮૬] તો ચાલો, તે કર્ણ જે સ્થળે આપણા સૈન્યને નસાડી રહ્યો છે તે સ્થળે આપણે જઈએ. આ સંશપ્તકોને આ સમયે પડતા મૂકી મહારથી કર્ણ સામે જ આપણા રથને હાંકો.[૮૭] હે કૃષ્ણ! આ વખતે કર્ણ સામે યુદ્ધ કરવાનું જ મને રુચે છે, છતાં તમને જે ગમે તે જ મારે માન્ય છે.' અર્જુનનાં એ વચન સાંભળીને શ્રીકૃષ્ણે મુખ મલકાવ્યું અને તે બોલી ઊઠ્યા: 'હે પાંડુપુત્ર અર્જુન! તું કૌરવોનો જ સત્વર વિનાશ કરી નાખ.' આમ કહીને ગોવિંદે પોતાના હંસવર્ણા ઘોડાઓને તમારા મહાસૈન્ય સામે હાંક્યા, એટલે તુરત કૃષ્ણ તથા અર્જુનને વહેતા તે ઘોડાઓ સૈન્યમાં દાખલ થઈ ગયા. સુવર્ણના અલંકારોવાળા તે ધોળા રંગના ઘોડાઓ જ્યાં શ્રીકૃષ્ણની પ્રેરણાથી સૈન્યમાં દાખલ થયા કે તુરત જ તમારું સૈન્ય ચારેય દિશાઓમાં પલાયન કરવા લાગ્યું. દૈવી વિમાન જેમ સ્વર્ગમાં પ્રવેશ કરે, તેમ મેઘની ગર્જના સમાન ગડગડાટ કરતો, વાનરયુક્ત ધજાવાળો તથા પવનમાં ફરકતી પતાકાવાળો અર્જુનનો રથ તે સેનામાં દાખલ થયો. યજ્ઞ કરનારાઓના વિધિપૂર્વકના આહ્વાનથી જેમ અશ્વિનીકુમાર દેવો યજ્ઞમાં આવે, તેમ શત્રુઓનાં આહ્વાનથી યુદ્ધકુશળ શ્રીકૃષ્ણ તથા અર્જુન–એ બન્ને તે રણ[illegible]માં આવી પહોંચ્યા. તેઓ તે મહાસેનામાં [illegible] પાડીને ક્રોધપૂર્વક અંદર દાખલ થયા. [illegible]

તેજસ્વી તથા ક્રોપથી લાલચોળ નેત્રોવાળા તે બન્ને રણપ્રદેશમાં અત્યંત પ્રકાશવા લાગ્યા. જેમ કોઈ મહાવનમાં હસ્તતલના શબ્દથી હાથીઓ ક્રોધાયમાન થઈ જાય, તેમ પુરુષોમાં વ્યાઘ્ર સરખા તે બન્ને યોગવાન મહાપુરુષો ક્રોધાયમાન થઈ ગયા હતા. પછી અર્જુન રથસૈન્યમાં તથા ઘોડેસવારોની ટુકડીઓમાં દાખલ થયો અને પાશધારી કાળની પેઠે સેનાના મધ્યભાગમાં ઘૂમવા લાગ્યો. હે ભારત! યુદ્ધમાં આમ પરાક્રમ કરતા અર્જુનને જોઈને તમારા પુત્રે ફરી પણ સંશપ્તક યોદ્ધાઓને આજ્ઞા કરી તેથી એક હજાર રથીઓ, ત્રણસો હાથીઓ, ચૌદ હજાર ઘોડેસવારો તથા બે લાખ શૂરા અને તાકીને નિશાન પાડવામાં જગતમાં પ્રસિદ્ધ થયેલા ધનુર્ધર પાળાઓ કુંતીનંદન અર્જુન સામા યુદ્ધ કરવા ચઢી ગયા. હે મહારાજ! તે સર્વ મહારથીઓ સર્વ તરફથી બાણવૃષ્ટિ કરીને પાંડુપુત્રને છાઈ દેવા લાગ્યા. શત્રુઓના સૈન્યને પીડી નાખનારો અર્જુન જ્યારે આમ શત્રુઓનાં બાણોથી છેદાઈ જવા લાગ્યો, ત્યારે તેણે પાશધારી કાળની પેઠે પોતાનું રૌદ્રસ્વરૂપ દર્શાવવા માંડ્યું અને તે સંશપ્તકોનો સંહાર કરવા માંડ્યો. તે સમયે પૃથાનંદન અર્જુન અત્યંત જોવા યોગ્ય થઈ ગયો હતો.[૯૮-૧૦૧] જોતજોતામાં તો અર્જુને સુવર્ણભૂષિત અને વીજળીની પેઠે ઝબકતાં અસંખ્ય બાણો મૂકીને આકાશને તદ્દન ઢાંકી દીધું.[૧૦૨] હે પ્રભુ! સર્વ આકાશપ્રદેશ અર્જુનના હાથમાંથી છૂટતાં મોટાં મોટાં બાણોથી આચ્છાદિત થઈ ગયો અને જાણે સર્પગણોથી વ્યાપ્ત થયો હોય તેવો દેખાવા લાગ્યો. ત્યાં મનસ્વી અર્જુન સર્વ દિશાઓમાં બાણો છોડી રહ્યો હતો. તે બાણો સુવર્ણની પૂંખવાળાં, ચળકતી અણીવાળાં તથા મજબૂત ગાંઠાવાળાં હતાં.[૧૦૩,૧૦૪] એ વખતે અર્જુનના હસ્તતલના શબ્દથી સર્વ લોકો માનવા લાગ્યા કે, આ તો પૃથ્વી, આકાશ, દિશાઓ, સમુદ્રો અથવા પર્વતો ફૂટે છે કે શું? મહારથી અર્જુને એક જ સપાટે સંશપ્તકોના દશ હજાર રાજાઓનો ઘાણ કાઢી નાખ્યો અને પોતે તુરત જ શત્રુના ઘેરામાંથી મુક્ત થયો. વળી તેણે સર્વ મહારથીઓના દેખતાં કાંબોજરાજાના રક્ષણ તળે રહેલા સૈન્ય સામે હલ્લો કર્યો અને ઇંદ્ર જેમ દાનવોનો નાશ કરી નાખે તેમ તે બાણો મૂકીમૂકીને તે સૈન્યોનો નાશ કરવા લાગ્યો.[૧૦૫-૧૦૭] ભલ્લ જાતિનાં બાણોનો મારો ચલાવી તે શસ્ત્રધારી શત્રુઓનાં શસ્ત્રોને, હાથોને, બાહુઓને તથા મસ્તકોને ભચાભચ કાપવા લાગ્યો. આથી તે સર્વ શત્રુઓનાં અંગોપાંગ તથા અવયવો મોટા વંટોળિયાએ ભાંગી પાડેલાં વૃક્ષોની જેમ છિન્નભિન્ન થઈ ગયાં અને તેઓ આયુધરહિત થઈને પૃથ્વી પર પડવા લાગ્યા.[૧૦૮-૧૦૯] આ રીતે સંખ્યાબંધ હાથી, ઘોડા, રથ તથા પાળાઓનો અર્જુન ઘાણ વાળી રહ્યો હતો, તેવામાં સુદક્ષિણનો નાનો ભાઈ તેના પર બાણોનો વરસાદ વરસાવવા લાગ્યો.[૧૧૦] તેણે ઉપરાઉપરી બાણો ફેંકવા માંડ્યાં, એટલે અર્જુને બે અર્ધચંદ્રાકાર બાણો માર્યાં અને તેના પરિઘ સરખા બન્ને બાહુઓને કાપી નાખ્યા. વળી અર્જુને એક ક્ષુર જાતિનું બાણ મારીને તેનું પૂનમના ચંદ્ર સમાન કાંતિવાળું મસ્તક પણ ઉડાડી પાડ્યું.[૧૧૧] ત્યાં જેમ વજ્રથી તોડી પાડેલું મનઃશિલ ધાતુના પર્વતનું શિખર પૃથ્વી પર ગબડી પડે, તેમ સુદક્ષિણનો ભાઈ પણ લોહીલુહાણ થઈ ઘોડા પરથી ગબડી પડ્યો.[૧૧૨] આમ સુવર્ણનો સ્તંભ જેમ પછડાઈને પડે અથવા મેરુપર્વતનું શિખર જેમ તૂટી પડે, તેમ કમળના પત્ર સમાન નેત્રોવાળા અને અત્યંત ઉન્નત હોઈને પ્રિય દેખાવના સુદક્ષિણના તે નાના ભાઈ કાંબોજકુમારને સર્વ કાંબોજોએ મરણ પામેલો જોયો કે તુરત ત્યાં અતિ ઘોર અને અદ્ભુત યુદ્ધ પુનઃ ચાલુ

થયું.[૧૧૩,૧૧૪] તે સમયે લડી રહેલા યોદ્ધાઓની અનેક જાતની અવસ્થાઓ થઈ રહી હતી. માત્ર એક જ બાણના પ્રહારથી ઘોડાઓ તથા કાંબોજ, યવન અને શકયોદ્ધાઓ લોહીથી રેબઝેબ થઈને માર્યા જતા હતા. આથી હે રાજા! તે સર્વ રણ પ્રદેશ લાલલાલ થઈ રહ્યો હતો. હે મહારાજ! એ લડાઈમા કેટલાએક રથોના ઘોડાઓ તથા સારથિઓ માર્યા ગયા, કેટલાએક ઘોડાઓના ઘોડેસવારો માર્યા ગયા, કેટલાએક હાથીઓના મહાવતો માર્યા ગયા અને કેટલાએક મહાવતોના હાથીઓ રણમાં ગેળાઈ ગયા આમ અન્યોન્યે ઘોર જનસહાર કરી નાખ્યો.[૧૧૫-૧૭] વ્યૂહના પક્ષ તથા પ્રપક્ષભૂત તે સૈન્યનો અર્જુને વિનાશ કરી નાખ્યો ત્યારે અશ્વત્થામા વિજયવતોમાં શ્રેષ્ઠ એવા તે અર્જુન સામે સત્વર યુદ્ધ કરવા ચડી આવ્યા [૧૧૮] તેમણે સુવર્ણથી મઢેલા પોતાના મહાન ધનુષ્યને ધુણાવવા માંડ્યું અને સૂર્ય જેમ પોતાનાં કિરણોને ગ્રહણ કરે તેમ તેમણે ઘોર બાણો ગ્રહણ કર્યાં.[૧૧૯] એ વેળા ક્રોધ અને અમર્ષથી મુખને વિકાસી રહેલા તથા લાલચોળ બની ગયેલા ડોળાઓવાળા તે બળવાન અશ્વત્થામા પ્રલયકાળે કિંકર નામના દંડને ધારણ કરનાર કોપેલા કાળ સરખા ભાસતા હતા.[૧૨૦] પછી હે મહારાજ! તેમણે ઉપરાઉપરી ઉગ્ર બાણવૃષ્ટિઓ છોડવા માંડી, એટલે તુરત જ પાંડવી સેના રણમાંથી નાસવા લાગી [૧૨૧] વળી હે પૃથ્વીપતિ રાજા! અશ્વત્થામાએ શ્રીકૃષ્ણને રથમાં બેઠેલા જોઈને તેમની સામે પણ બાણોનો પ્રચંડ વરસાદ વરસાવવા માંડ્યો.[૧૨૨] હે મહારાજ! અશ્વત્થામાએ ચોતરફથી ફેંકેલાં તે બાણોથી રથમાં બેઠેલા કૃષ્ણ તથા અર્જુન એ બન્ને તદ્દન ઢંકાઈ ગયા [૧૨૩] એટલું જ નહિ, પ્રતાપી અશ્વત્થામાએ સેંકડો તીક્ષ્ણ બાણો મૂકીને કૃષ્ણ અને અર્જુનને તદ્દન નિશ્ચેષ્ટ કરી મૂક્યા.[૧૨૪] ચરાચર જગતના તે બન્ને રક્ષકોને આ પ્રમાણે બાણોથી ઢંકાઈ ગયેલા જોઈને સર્વ સ્થાવરજંગમ ભૂતગણોમાં મોટો હાહાકાર થઈ રહ્યો [૧૨૫] ચારેબાજુથી ત્યાં સિદ્ધો તથા ચારણોનાં ટોળેટોળાં દોડી આવ્યાં અને તેઓ બધા વિચારમાં પડી ગયા કે હવે લોકોનું કલ્યાણ શી રીતે થશે![૧૨૬] હે રાજા! એ સંગ્રામમા શ્રીકૃષ્ણ તથા અર્જુનને ઢાંકી દેનારા અશ્વત્થામાનું જેવું પરાક્રમ એ વેળા મેં જોયુ હતુ તેવું કદી પણ પૂર્વે જોયું ન હતું.[૧૨૭] હે રાજન! એ દ્રોણપુત્રના ધનુષ્યનો શબ્દ પણ શત્રુઓને ત્રાસ ઉપજાવે તેવો ભયંકર અને ગર્જના કરતા સિંહના સરખો મહાયોગ સભળાતો હતો. તેઓ જ્યારે યુદ્ધમાં ઘૂમીને જમણી તથા ડાબી તરફ બાણોને ફેંકતા હતા, ત્યારે તેમના ધનુષ્યની દોરી પણ મેઘમંડળમાં ઝમકતી વીજળી સરખી પ્રકાશતી હતી.[૧૨૮,૨૯] અરે! ઝડપદાર પરાક્રમવાળો તથા મજબૂત હાથવાળો અર્જુન પણ અશ્વત્થામાને જોઈને તે વેળા મોટી મૂઝવણમાં આવી પડ્યો હતો [૧૩૦] તે મહાયશસ્વી તે વેળા પોતાના પરાક્રમને નષ્ટ થયેલું માની બેઠો હતો, કારણ કે હે રાજન! એ સમરાંગણમાં અશ્વત્થામાનુ શરીર જ અતિ દુષ્પ્રેક્ષ્ય થઈ પડ્યું હતુ.[૧૩૧] હે રાજેન્દ્ર! આ રીતે અશ્વત્થામા તથા અર્જુન વચ્ચે જ્યારે મહાન યુદ્ધ ચાલી રહ્યુ અને તેમાં મહાબળવાન દ્રોણપુત્ર જ્યારે આમ વધી જવા લાગ્યા તથા કુંતાપુત્ર અર્જુન તેમનાથી ઊતરતો દેખાયો, ત્યારે શ્રીકૃષ્ણને ક્રોધ ચઢી ગયો. હે રાજન! રોષથી નિશ્વાસ નાખીને જાણે ચક્ષુથી બાળી નાખતા હોય, તેમ તે કૃષ્ણ વારંવાર અશ્વત્થામા સામે તથા અર્જુન સામે જોવા લાગ્યા. તે પછી કોપાયમાન થયેલા એ કૃષ્ણ ત્યાં સ્નેહપૂર્વક અર્જુનને કહેવા લાગ્યા [૧૩૨-૩૪] 'ઓ કુંતાપુત્ર! આજના રણસંગ્રામમાં હુ તારા સબંધમાં અતિ અદ્‌ભુત જોઉ છું. હે ભારત! અશ્વત્થામા આજે

તારા કરતાં અતિશય વધતો જાય છે, તે કેવું આશ્ચર્ય ! ઓ અર્જુન ! તારું વીર્ય પૂર્વના જેવું આજે છે ને ? તારા બાહુઓમાં પૂર્વવત્ બળ છે ને ? તારા હાથમાં ગાંડીવ ધનુષ્ય છે કે નહિ ? તું તારા પોતાના જ રથમાં બેઠો છે કે બીજાના ?[૧૩૫,૧૩૬] તારા બન્ને બાહુઓ કુશળ છે ને ? અથવા તારી મુઠ્ઠી ઢીલી પડી જતી નથી ને ? કારણ કે આજના રણમાં દ્રોણપુત્રને તારા કરતાં વધી જતો હું જોઉં છું.[૧૩૭] હે ભરતશ્રેષ્ઠ પૃથાનંદન ! આ ગુરુપુત્ર છે, તેથી તેનું માન જાળવી તું ઉપેક્ષા ન કર; કારણ કે ઉપેક્ષા કરવાનો આ સમય નથી.[૧૩૮] શ્રીકૃષ્ણે અર્જુનને આ પ્રમાણે કહ્યું, એટલે અર્જુને ચપોચપ ચૌદ ભલ્લ બાણો લીધાં અને તુરત જ અશ્વત્થામાના ધનુષ્યને કાપી નાખ્યું.[૧૩૯] તેણે અશ્વત્થામાનાં ધ્વજ, છત્ર, પતાકા, રથ, શક્તિ તથા ગદા વગેરેનો પણ નાશ કરી નાખ્યો અને બીજા વત્સદંત નામનાં બાણો મૂકીને તેમની હાંસડીમાં સખત પ્રહાર કર્યો.[૧૪૦] એ બાણપ્રહારથી અશ્વત્થામાને મૂર્છા આવી ગઈ અને તે ધજાનો દાંડો પકડીને બેસી ગયા. હે મહારાજ ! આ રીતે અશ્વત્થામા શત્રુને હાથે અતિશય પીડાયા હતા તેમ જ બેભાન થઈ ગયા હતા. તે જોઈ તેમનો સારથિ અર્જુનથી તેમનું રક્ષણ કરવા માટે તેમને રણમાંથી દૂર લઈ ગયો. ત્યાં એ જ સમયે શત્રુતાપન અર્જુન તમારા વીર પુત્રની નજર આગળ સેંકડો અને હજારોની સંખ્યામાં તમારા સૈન્યનો નાશ કરવા લાગ્યો. હે રાજન્ ! એ પ્રમાણે તમારા દુષ્ટ વિચારોને પરિણામે શત્રુઓ સાથે યુદ્ધ કરનારા તમારા યોદ્ધાઓનો ઘોર સંહાર અને ક્રૂરતાભરી કતલ થઈ ગઈ હતી.[૧૪૧-૧૪૪] એ રણમાં અર્જુને સંશપ્તકોનો, ભીમસેને કુરુઓનો તથા કર્ણે પાંચાલોનો એક ક્ષણમાં વિનાશ કરી નાખ્યો હતો.[૧૪૫] હે રાજા ! જ્યારે [illegible] ોની તે રૌદ્ર કતલ ચાલી રહી હતી, ત્યારે અસંખ્ય મસ્તક વિનાનાં ધડો આમતેમ ચોબાજુ ઊઠી ઊભાં થઈ જતાં હતાં.[૧૪૬] તે સમયે હે ભરતશ્રેષ્ઠ ! બાણોના પ્રહારોથી ગાઢ વેદના પામી રહેલા યુધિષ્ઠિરરાજ રણસંગ્રામથી એક કોશ જેટલા દૂર જઈને ઊભા હતા.[૧૪૭]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'મહારથીઓની ધૂમાધૂમ' નામનો અધ્યાય ૫૬મો સમાપ્ત

## અધ્યાય ૫૭મો

### અશ્વત્થામાની પ્રતિજ્ઞા

॥ સંજય ઉવાચ ॥

**दुर्योधनस्ततः कर्णमुपेत्य भरतर्षभ ।**
**अब्रवीन्मद्रराजं च तथैवान्यांश्च पार्थिवान् ॥ १ ॥**

સંજય બોલ્યો : હે ભરતશ્રેષ્ઠ ! તે પછી દુર્યોધન કર્ણ તથા મદ્રરાજ પાસે આવ્યો અને તેમને તથા બીજા સર્વ રાજાઓને આ પ્રમાણે કહેવા લાગ્યો : 'ઓ કર્ણ ! કોઈ દૈવેચ્છાએ જ આપણી આગળ તો સ્વર્ગનાં દ્વાર ઊઘડ્યાં છે. ખરેખર ! કોઈ સુખિયા ક્ષત્રિયોને જ આવું યુદ્ધ આવી મળે છે.[૧,૨] હે રાધાપુત્ર ! શૂરા ક્ષત્રિયોને પોતાના જોટાના શૂરા ક્ષત્રિયો જોડે જ યુદ્ધ કરવું ઇષ્ટ હોય છે. જરૂર આ યુદ્ધ તેવું જ ઉપસ્થિત થયું છે.[૩] આ યુદ્ધમાં પાંડવોનો વિનાશ કરી તમે સમૃદ્ધિમયી પૃથ્વીને મેળવશો અથવા પાંડવોને હાથે કદાચ મરણ પામીને વીરલોકનો પામશો.'[૪] દુર્યોધનનાં વચન સાંભળીને સર્વ વીર ક્ષત્રિયો હર્ષમાં આવી ગયા અને સિંહનાદો સાથે વાજિંત્રો વગાડવા લાગ્યા.[૫] આ રીતે દુર્યોધનનું સૈન્ય હર્ષમાં આવી ગયું. તે સમયે દ્રોણપુત્ર અશ્વત્થામા તમારા યોદ્ધાઓને હર્ષ ઉપજાવતા આવું વચન બોલ્યા :[૬] 'હે રાજાઓ ! મારા પિતાએ શસ્ત્રોનો ત્યાગ કર્યો હતો, છતાં બન્ને પક્ષનાં સર્વ સૈન્યોના તથા તમે બધા રાજાઓના દેખતાં ધૃષ્ટદ્યુમ્ને

તેમને મારી નાખ્યા છે. તે કોપને લીધે તેનું વેર લેવા માટે તથા મારા મિત્ર દુર્યોધનને માટે હું તમારી આગળ સત્ય પ્રતિજ્ઞા કરું છું તે તમે સાંભળો :[૭,૮] 'ધૃષ્ટદ્યુમ્નને માર્યા વિના હું મારું કવચ કદી ઉતારીશ નહિ અને મારી આ પ્રતિજ્ઞા જો અસત્ય થાય તો મને સ્વર્ગલોકની પ્રાપ્તિ ન થાઓ.[૯] અરે! અર્જુન, ભીમસેન અથવા બીજો કોઈ પણ યોદ્ધો કદાચ ધૃષ્ટદ્યુમ્નનું રક્ષણ કરશે, તોપણ હું તેને બાણો વડે યુદ્ધમાં મારી નાખીશ.'[૧૦] અશ્વત્થામાએ આ પ્રમાણે કહ્યું એટલે તુરત જ તે સર્વ ભારતીસેના એકઠી મળીને પાંડવો સામે ધસી ગઈ અને પાંડવો તેની સામા ધસી આવ્યા.[૧૧] હે રાજન્! તે વેળાનો મોટા મોટા મહારથીઓનો તે ધસારો અતિ ભયંકર સ્વરૂપનો હતો અને તેમાં કૌરવો તથા સંજયોનો પ્રલય-કાળના સરખો ઘોર જનસંહાર થઈ રહ્યો હતો. એ યુદ્ધમાં જ્યારે પરસ્પરનો તુમુલ સંપ્રહાર ચાલુ થયો, ત્યારે દેવતાઓ, અપ્સરાઓ અને સર્વ ભૂતો નરવીરોને જોવા માટે ત્યાં એકઠાં થયાં હતાં. વીર પુરુષો રણમાં સામે પગલે ધસી જઈને પોતાનું વીરકર્મ કરી રહ્યા હતા. તે જોઈને ખુશખુશાલ થઈ ગયેલી અપ્સરાઓ જાતજાતની દિવ્ય માળા-ઓ, દિવ્ય ચંદનો તથા ભાતભાતનાં દિવ્ય રત્નો વડે તે મહાપુરુષોને વધાવતી હતી.[૧૨-૧૪] ત્યાં દિવ્ય વાયુ પણ જાતજાતના ઉત્તમ સુગંધી પદાર્થો-માંથી સુગંધ લાવીને મુખ્ય મુખ્ય સર્વ યોદ્ધાઓ-નું સેવન કરતો હતો; અને તે વાયુથી સેવાતા સર્વ યોદ્ધાઓ પણ પરસ્પરને હાથે મરણ પામી ધરણી પર ઢળી પડતા હતા. એ વખતે સમગ્ર રણભૂમિ પણ દિવ્ય માળાઓથી, સુવર્ણની પૂંખ-વાળાં જાતજાતનાં બાણોથી તથા મરણ પામેલા મહાન યોદ્ધાઓથી આચ્છાદિત થઈ ગઈ હતી; તેથી તે ઉદય પામેલા નક્ષત્રગણોથી ચિત્રવિચિત્ર થયેલા આકાશમંડળની પેઠે અદ્‌ભુત ભાસતી હતી. તે વેળા આકાશમાંથી 'ધન્ય ધન્ય' એવા અવાજો સંભળાતા હતા; તેમ જ રણભૂમિ પર વાદિત્રોના, ધનુષ્યની પણછોના તથા રથની નેમિઓના શબ્દો સંભળાતા હતા. આથી તે મહાયુદ્ધ અદ્‌ભુત ખળ-ભળાટવાળું થઈ પડ્યું હતું.[૧૫-૧૭]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'અશ્વત્થામાની પ્રતિજ્ઞા' નામનો અધ્યાય ૫૭મો સમાપ્ત

# અધ્યાય ૫૮મો

## રણભૂમિનું વર્ણન

॥ સંજય ઉવાચ ॥

एवमेव महानासीत् संग्रामः पृथिवीक्षिताम्।
क्रुद्धेऽर्जुने तथा कर्णे भीमसेने च पांडवे ॥ १ ॥

સંજય બોલ્યો : આ રીતે અર્જુન, કર્ણ તથા પાંડવ ભીમસેન જ્યારે ક્રોધમાં આવી ગયા હતા, ત્યારે રાજાઓનો મહાન સંગ્રામ થઈ રહ્યો હતો.[૧] હે રાજન્! એ યુદ્ધમાં દ્રોણપુત્ર અશ્વત્થા-માનો તથા બીજા મહારથીઓનો પરાજય કરીને અર્જુન શ્રીકૃષ્ણ પ્રત્યે આ વચનો કહેવા લાગ્યો : 'હે મહાબાહુ કૃષ્ણ! જુઓ, આ પાંડવી સેના રણમાંથી નાસભાગ કરી રહી છે. અરે! જુઓ, પેલો કર્ણ મહારથીઓને સંગ્રામમાંથી હાંકી કાઢે છે.[૨,૩] પણ હે યાદવવંશી કૃષ્ણ! ધર્મરાજ યુધિષ્ઠિરને હું કોઈ સ્થળે જોતો નથી. અરે! તેમની ધજા પણ મારા જોવામાં આવતી નથી.[૪] હે જના-ર્દન! આજના દિવસનો હવે માત્ર ત્રીજો ભાગ જ બાકી રહ્યો છે, તેમ કૌરવોમાંનો કોઈ યોદ્ધો મારી સામે યુદ્ધ કરતો નથી.[૫] માટે હે યાદવવંશી! તમે મારું પ્રિય કરવા માટે જે સ્થળે રાજા યુધિ-ષ્ઠિર હોય તે સ્થળે ચાલો. યુદ્ધમાં મારા ભાઈઓની સાથે કુશળક્ષેમ રહેલા ધર્મપુત્ર યુધિષ્ઠિરને જોયા પછી પુનઃ હું શત્રુઓ સાથે યુદ્ધ કરીશ.' અર્જુનનાં એ વચનો પરથી તુરત જ શ્રીકૃષ્ણ જે સ્થળે રાજા

યુધિષ્ઠિર અને મહારથી સૃંજયો 'મૃત્યુ થતાં પણ યુદ્ધમાંથી પાછા ન હઠવું' તેવો નિશ્ચય કરીને યુદ્ધ કરતા હતા તે સ્થળે રથને દોડાવી ગયા [૬-૮] પછી તે સંગ્રામભૂમિ પર મનુષ્યોનો જે સંહાર થઈ રહ્યો હતો તેને જોઈ રહીને શ્રીકૃષ્ણે અર્જુનને આ પ્રમાણે કહ્યું [૯] 'હે અર્જુન! જો, કેવળ રાજા દુર્યોધન માટે ભરતવંશીઓનો તથા પૃથ્વીના સર્વ ક્ષત્રિયોનો કેવો મહારૌદ્ર સંહાર થઈ રહ્યો છે![૧૦] હે ભારત! જો, સુવર્ણની પીઠવાળાં ધનુર્ધારીઓના ધનુષ્યો તથા મરણ પામેલા યોદ્ધાઓના છિન્નભિન્ન થયેલા અલંકારો રણભૂમિ પર પડ્યા છે[૧૧] જો, સુવર્ણની પૂંખોવાળાં અને નમેલા પર્વવાળા બાણો તથા તેલ પાયેલાં નારાચો અહીંતહીં કાંચળી વિનાના સર્પો સરખાં દેખાય છે[૧૨] હે ભારત! સુવર્ણથી મઢેલી તથા હાથીદાંતની મૂઠવાળી તલવારો અને સુવર્ણના બાવકામોવાળાં કવચો સ્થળે સ્થળે ભાંગીતૂટી પડેલાં દૃષ્ટિગોચર થાય છે[૧૩] વળી સુવર્ણથી રસેલા ભાલાઓ, સુવર્ણથી શોભી રહેલી શક્તિઓ, સુવર્ણમય પટાઓથી બાંધેલી મોટી ભારે ગદાઓ, સુવર્ણમય બેધારી તલવારો, હેમથી અલંકૃત પટ્ટિશો તથા સુવર્ણથી ઝગઝગતા દાંડાઓવાળી ફરશીઓ, ટુકડે ટુકડા થઈને રણમાં વીખરાઈ પડ્યા છે[૧૪,૧૫] જો, જ્યાં જોઈએ ત્યાં લોખંડી ભાલાઓ, મોટાં ભાગે મુસલો, મહા અદ્ભુત તોપો તથા મોટી મોટી લોઢાની લાકડીઓ પડી છે[૧૬] આ મહારણમાં ચક્રો તથા તોમરો ભાગીતૂટી અવસ્થામાં પડ્યાં છે. જો, વિજયની ઇચ્છાવાળા આ બળવાન યોદ્ધાઓ મરણ પામ્યા છે, તોપણ જાતજાતનાં શસ્ત્રો હાથમાં લઈ જાણે જીવતા હોય તેના દેખાય છે જો, એ હજારો યોદ્ધાઓનાં ગાત્રો મુસળોના પ્રહારોથી છૂંદાઈ ગયાં છે, તેમના મસ્તકો પણ ભાંગી પડ્યાં છે અને તેમાંના કેટલાએક તો હાથી, ઘોડા તથા રથ તળે ચગદાઈ મૂઆ છે. વળી હે શત્રુનાશન! હજારો મનુષ્યો, ઘોડાઓ તથા હાથીઓનાં શરીરો બાણો, શક્તિઓ, બેધારી તલવારો, પટ્ટિશો, લોખંડી પરિઘો, લોઢાનાં ઘોર ભાલાંઓ તથા ફરશીઓથી છિન્નભિન્ન થઈ ગયાં છે જો, શરીરોમાંથી ભગભગ નીકળતા લોહીના ધોધથી તે મૃત શરીરો ઝબોળાઈ ગયાં છે[૧૭-૨૦] હે શત્રુસંહારક! રણભૂમિ ગતપ્રાણ થયેલાં તે શરીરોથી તદ્દન ઢંકાઈ ગઈ છે વળી ઠામઠામ પડેલા ચંદનચર્ચિત બાહુઓથી રણભૂમિ શોભી રહી છે હે ભારત! તે બાહુઓ બાજુબંધને ધારણ કરનારા છે, સુવર્ણના બીજા અલંકારોથી વિભૂષિત છે, ધનુષ્યની દોરીના ઘાનું નિવારણ કરનારાં મોજાંઓને પહેરનારા છે અને કેયૂરોથી અલંકૃત છે, તેમજ આગળીઓનું રક્ષણ કરવા માટે બાંધેલાં ચામડાના મોજાવાળા સુશોભિત હાથોથી, હાથીની સૂંઢ સરખા કપાઈ પડેલા ઊરુઓથી અને બળદ સમાન વિશાળ નેત્રોવાળા બળવાન યોદ્ધાઓનાં મુકુટોને ધારણ કરનારાં સુંદર મસ્તકોથી આ રણભૂમિ વિરાજી રહેલી છે ઠેકઠેકાણે મસ્તક વિનાનાં વડો આમતેમ રડવડે છે અને તેમનાં ગાત્રો તથા ખાંધો કપાઈ ગયાં છે હે ભરતશ્રેષ્ઠ! તે વડોથી આ રણભૂમિ જાણે શાંત થઈ ગયેલી જ્વાળાઓવાળા અગ્નિથી વ્યાપ્ત થઈ રહી હોય તેવી દીપે છે વળી જો, સુવર્ણની ઘૂઘરીઓ બાંધેલા આ સુંદર રથો અનેકધા છિન્નભિન્ન થઈ ભાગી પડ્યા છે, અને બાણોથી ઘવાઈ ગયેલા પેલા ઘોડાઓ પણ મરણને શરણ થઈ ગયા છે જો, તેમના આંતરડા કેટલાં બધાં બહાર નીકળી પડ્યાં છે? અરે! સ્થળે સ્થળે અનુકર્ષ, ઉપાસંગ વગેરે રથોના વિભાગો, તરેહતરેહની પતાકાઓ, ધજાઓ તથા રથોમાં બેસી યુદ્ધ કરનારા યોદ્ધાઓના ભાંગીતૂટી પડેલા શ્વેતવર્ણા મોટા મોટા શંખો અને ચામરો

જેમતેમ પડેલાં દૃષ્ટિએ પડે છે. મોટા મોટા પર્વતો સરખા હાથીઓ પણ જ્યાંત્યાં રણભૂમિ પર શયન કરી રહ્યા છે અને તેમની જીભો લગભગ બહાર નીકળી પડી છે. વળી જો, રંગબેરંગી ધ્વજ-પતાકાઓ, માર્યા ગયેલા હાથીઘોડાઓ, હાથીઓ-ની પીઠ પર પાથરવાના ચામડાના ઓછાડો, જાતજાતની હાથીની ઝૂલો, ફાટીતૂટી ગયેલા ચિત્રવિચિત્ર રૂપેરી રંગના કામળાઓ, અંકુશો, પૃથ્વી પર પછડાઈ પડેલા મોટા મોટા હાથીઓએ ભાંગી ભુક્કો કરી નાખેલી ઘંટાઓ તથા વૈડૂર્યમણિ-ના દાંડાવાળા સુંદર અંકુશો પૃથ્વી પર ઠામઠામ પડ્યાં છે. જો, ઘોડેસવારોના હાથમાં જ હજી સુધી પકડાઈ રહેલી સુવર્ણભૂષિત ચાબુકો તેમ જ જાત-જાતના મણિઓથી જડેલાં અને સોનેરી કસબ-ભરેલાં રંકુમૃગના ચામડાનાં બનાવેલાં ઘોડાઓ પર બિછાવવાનાં બિછાનાંઓ રણભૂમિ પર રડવડે છે.[૨૧–૩૧] વળી રાજાઓના મુકુટો, સુવર્ણની અદ્-ભુત માળાઓ, ચામરો, છત્રો તથા પંખાઓ ચોત-રફ વીખરાઈ પડ્યાં છે તે તું જો.[૩૨] સમગ્ર રણભૂમિ વીરપુરુષોનાં ચંદ્ર તથા નક્ષત્ર સમાન કાંતિવાળાં, સુંદર કુંડળોને ધારણ કરનારાં અને બરાબર કાત-રેલી દાઢીમૂછોવાળાં અલંકૃત મુખોથી અત્યંત છવાઈ ગઈ છે તેમ જ ઠેકઠેકાણે લોહીનો કીચડ જામી ગયો છે. હે રાજા અર્જુન ! જો, આ રણ-ક્ષેત્રમાં કેટલાએક યોદ્ધાઓ હજી જીવતા પડેલા છે. તેઓ ચોતરફ બૂમો પાડી રહ્યા છે અને તેમના કેટલાએક જ્ઞાતિજનો શસ્ત્રોનો ત્યાગ કરી વારંવાર રુદન કરી તેમની સેવા કરી રહ્યા છે ![૩૩–૩૫] કેટલાએક બળવાન યોદ્ધાઓ મરણ પામેલા પોતાના સંબંધીઓને વસ્ત્ર આદિથી ઢાંકી દઈ અત્યંત કોપમાં આવી જઈ વિજયની લાલસાથી પુનઃ યુદ્ધ કરવા માટે જ દોડી જાય છે.[૩૬] જો, જો, પેલા બીજા યોદ્ધાઓ ઘવાઈ પડેલા પોતાના શૂરા સંબંધી-ઓએ પોતાની પાસે પાણી માગેલું હોવાથી જળ માટે કેવા આમતેમ દોડાદોડ કરે છે ![૩૭] હે અર્જુન ! તેઓમાંથી કેટલાએક જળ લેવા માટે ગયા છે અને પાછળથી તેમના સંબંધીઓ મરણ પામે છે. જો, કેટલાએક શૂરાઓ જળ લઈને જ્યારે પાછા આવ્યા છે, ત્યારે પોતાના સંબંધીઓને મરણ પામેલા જોઈ પાણી ફેંકી દે છે અને પર-સ્પર કોલાહલ મચાવી પાછા યુદ્ધ માટે જ દોડી જાય છે. હે અર્જુન ! અહીં કેટલાએક યોદ્ધાઓ જળપાન કર્યા પછી મરી જાય છે, કેટલાએક જળપાન કરતા કરતા મરી જાય છે અને બીજા કેટલાએક તો પોતે પોતાના સંબંધીઓને પ્રિય હોવા છતાં તે પ્રિય સંબંધીઓનો ત્યાગ કરી મરણ પામેલા દેખાય છે.[૩૮–૪૦] હે પુરુષશ્રેષ્ઠ અર્જુન ! જો, પેલા કેટલાએક યોદ્ધાઓ પોતાના હોઠને દાંત વતી ડસીને ભ્રુકુટિ ચઢાવેલાં કુટિલ મુખોથી આસપાસ ચોબાજુ નિહાળી રહ્યા છે.[૪૧] એ પ્રમાણે કહેતા શ્રીકૃષ્ણજી જે સ્થળે રાજા યુધિષ્ઠિર હતા તે સ્થળે જતા હતા; અને અર્જુન પણ યુધિષ્ઠિરરાજનાં દર્શન માટે ઉતાવળો થઈ 'ચાલો, જલદી ચાલો' આમ વારંવાર શ્રીકૃષ્ણને કહે જતો હતો. શ્રીકૃષ્ણ પણ અર્જુનને તે યુદ્ધભૂમિ દેખાડતા દેખડતા પુનઃ ધીમે રહીને આ પ્રમાણે કહેવા લાગ્યા : 'હે પાંડવ અર્જુન ! જો, પેલા રહ્યા યુધિ-ષ્ઠિરરાજ ! અને જોઈ લે, પેલા સર્વ રાજાઓ તેમની પાસે જઈ રહ્યા છે. વળી જો, આ રહ્યો પેલો કર્ણ ' બળતા અગ્નિની પેઠે તે આ યુદ્ધરૂપી મહાન રં મંડપને બાળી રહ્યો છે. આ પેલો રહ્યો મહ ધનુર્ધર ભીમસેન ! જો, જો, તે ભીમસેન રણ સંગ્રામ માટે પાછો ફરે છે. પેલા ધૃષ્ટદ્યુમ્ન આ યોદ્ધાઓ પાંચાલ, સંજય તથા પાંડવોના મુખ રૂપ છે, અને તેઓ બધા પણ ભીમસેન-પાછળ પાછળ યુદ્ધ માટે પાછા ફરે [૪૨]

વળી પેલા પાંડવયોદ્ધાઓ પણ યુદ્ધ કરવા પાછા ફર્યા છે, તેથી શત્રુઓના સૈન્યમાં મોટું ભંગાણ પડેલું દેખાય છે. હે અર્જુન! જો, પેલો કર્ણ નાસી જતા સર્વ કૌરવોને અટકાવે છે.[47] વળી હે કુરુવંશી! વેગમાં સાક્ષાત્ કાળ સરખો, પરાક્રમમાં ઇંદ્ર સરખો અને શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ એવો આ અશ્વત્થામા આપણા સૈન્ય તરફ ધસી જાય છે.[48] જો, તેની જ સામે પેલી તરફથી મહારથી ધૃષ્ટદ્યુમ્ન યુદ્ધ કરવા ચઢી જાય છે અને તેમના સંગ્રામમાં સૃંજયોનો સંહાર થયો છે!'

સંજય બોલ્યો: હે રાજન્! આ પ્રમાણે અતિ દુરાધર્ષ એવા શ્રીવાસુદેવે અર્જુનને સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો, ત્યાં તો મહાઘોર રણસંગ્રામ આરંભાયો.[49,50] હે રાજન્! બન્ને સેનાઓની ભેટાભેટી થતાં યોદ્ધાઓના સિંહનાદો થવા લાગ્યા, તેમ જ મરવું પણ પાછા હઠવું નહિ, એવો નિશ્ચય કરીને તમારા તથા શત્રુઓના યોદ્ધાઓ યુદ્ધ કરવા લાગ્યા. આમ હે પૃથ્વીપતિ રાજન્! તમારા અન્યાયથી જ તમારા તથા તેમના પક્ષના યોદ્ધાઓનો પૃથ્વીમાં ભયંકર સંહાર થઈ રહ્યો હતો.[51,52]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'વાસુદેવનું વાક્ય' નામનો અધ્યાય ૫૮મો સમાપ્ત

## અધ્યાય ૫૯ મો

### અશ્વત્થામાનું પાછા હઠવું

॥ સંજય ઉવાચ ॥

ततः पुनः समाजग्मुरभीताः कुरुसृंजयाः ।
युधिष्ठिरमुखाः पार्थाः सूतपुत्रमुखा वयम् ॥ १ ॥

સંજય બોલ્યો: તે પછી કૌરવો તથા સૃંજયો નિર્ભય થઈને સામસામા ભેટ્યા. તેમાં સૃંજયો તથા પાંડવોમાં યુધિષ્ઠિર અગ્રેસર હતા અને અમારા બધા કૌરવોમાં કર્ણ અગ્રેસર હતો.[1] પછી તુરત જ કર્ણ અને પાંડવો વચ્ચે રુવાં ખડાં કરી દે તેવો ભયંકર સંગ્રામ ચાલુ થયો, અને તે યમરાજના રાજ્યમાં વધારો કરનારો હતો.[2] હે ભારત! એ રીતે લોહીની છોળોવાળો તે તુમુલ સંગ્રામ જ્યારે ચાલી રહ્યો હતો અને સંશપ્તકોના શૂરા યોદ્ધાઓ થોડાઘણા હજી બચ્યા હતા, ત્યારે હે મહારાજ! રાજાઓની સાથમાં રહેલો ધૃષ્ટદ્યુમ્ન અને બીજા પાંડવ મહારથીઓ કર્ણ સામા જ ધસી ગયા.[3,4] તે બધા વિજયેચ્છુ યોદ્ધાઓ હર્ષપૂર્વક કર્ણ સામા ધસી આવતા હતા, ત્યારે પર્વત જેમ જળપ્રવાહોને અટકાવી રાખે, તેમ કર્ણે એકલાએ તેમને રણમાં અટકાવવા માંડ્યા.[5] જેમ પાણીના પ્રવાહો પર્વત સામે અથડાઈને સર્વ દિશાઓમાં છૂટાછવાયા વીખરાઈ જાય, તેમ તે સર્વ મહારથીઓ કર્ણનો ભેટો થતાં જ છૂટાછૂટા વીખરાઈ ગયા. પછી હે મહારાજ! ધૃષ્ટદ્યુમ્ન અને કર્ણ વચ્ચે રોમાંચજનક સંગ્રામ શરૂ થયો. તેમાં પ્રથમ જ ધૃષ્ટદ્યુમ્ને મજબૂત ગાંઠાવાળા એક બાણથી રાધાપુત્ર કર્ણને પ્રહાર કર્યો અને તેને કહ્યું: 'ઊભો રહેજે, ઊભો રહેજે.' ત્યાં તુરત જ મહારથી કર્ણે વિજય નામનું પોતાનું મહાન ધનુષ્ય ધુણાવવા માંડ્યું અને કોપાયમાન થઈને ધૃષ્ટદ્યુમ્નના ધનુષ્યને કાપી નાખી તેણે નવ સર્પ સરખાં ઝેરી બાણો વડે ધૃષ્ટદ્યુમ્નને માર માર્યો.[6–9] હે નિર્દોષ! કર્ણે ફેંકેલાં તે બાણોએ મહાત્મા ધૃષ્ટદ્યુમ્નના કવચને તોડી નાખ્યું અને લોહીમાં બોળાયેલાં એ બાણો ઇંદ્રગોપ કીડા જેવાં શોભવા લાગ્યાં. હવે મહારથી ધૃષ્ટદ્યુમ્ને કપાયેલા ધનુષ્યને ફેંકી દીધું અને તુરત જ બીજું નવું ધનુષ્ય તથા સર્પ સરખાં તીક્ષ્ણ બાણો હાથમાં લીધાં.[10,11] ત્યાં તેણે નમેલાં પર્વવાળાં સિત્તેર બાણો છોડીને કર્ણને વીંધી નાખ્યો. વળી હે રાજન્! કર્ણે પણ શત્રુતાપન ધૃષ્ટદ્યુમ્નને સર્પ સમાન સુસવાટ કરનારાં સંખ્યાબંધ બાણો વડે રણમાં તદ્દન છાઈ દીધો; એટલે દ્રોણાચાર્યનો મહાધનુર્ધર શત્રુ ધૃષ્ટદ્યુમ્ન તીક્ષ્ણ

બાણો મારીને કર્ણને વીંધવાજ લાગ્યો. આથી કર્ણને અત્યંત ક્રોધ ચઢ્યો અને તેણે સુવર્ણથી શોભતું તથા બીજા કાળદંડ સરખું એક ભયંકર બાણ ધૃષ્ટદ્યુમ્ન સામે ફેંક્યું.[૧૨-૧૪] હે પૃથ્વીપાલ રાજા! ઘોર રૂપનું તે બાણ એકાએક ધસી આવતું હતું, પણ શિનિપુત્ર સાત્યકિએ પોતાના હાથની ચાલાકી દર્શાવીને વચમાંથી જ તે બાણના સેંકડો ટુકડા કરી નાખ્યા.[૧૫] હે રાજા! પોતાના બાણનો સાત્યકિએ આમ વચમાંથીજ નાશ કરી નાખ્યો, એ જોઈને કર્ણે સાત્યકિના પર ચોતરફથી બાણવૃષ્ટિ કરવા માંડી.[૧૬] વળી તેણે બીજાં સાત નારાચ બાણો મૂકીને સાત્યકિને વીંધી નાખ્યો, એટલે સામેથી સાત્યકિ પણ સુવર્ણભૂષિત બાણો વડે કર્ણને વીંધવા લાગ્યો.[૧૭] પછી તો હે મહારાજ! તે બન્ને વચ્ચે કાન તથા નેત્રોને ભય ઉપજાવે તેવું ઘોર અને અદ્ભુત યુદ્ધ થવા લાગ્યું. ખરેખર, તે યુદ્ધ ખાસ જોવા જેવું હતું.[૧૮] હે રાજન્! એ રણમાં કર્ણ તથા સાત્યકિના પરાક્રમને જોઈને સર્વ ભૂતોને રોમાંચ થઈ ગયાં હતાં.[૧૯] એ જ અરસામાં દ્રોણપુત્ર અશ્વત્થામા અતિશય બળવાન શત્રુઓનું દમન કરનારા તથા શત્રુઓનાં વીર્ય અને પ્રાણોનો નાશ કરનારા પૃષતપુત્ર ધૃષ્ટદ્યુમ્ન સામા ચઢી આવ્યા.[૨૦] શત્રુનગરને જીતનારા તે અશ્વત્થામા અત્યંત ક્રોધમાં આવી જઈને ધૃષ્ટદ્યુમ્નને કહેવા લાગ્યા: 'અલ્યા ઓ બ્રહ્મહત્યારા! ઊભો રહે, ઊભો રહે; આજે તું મારી પાસેથી જીવતો છૂટશે નહિ.'[૨૧] આમ કહીને અતિશય ઝડપથી બાણો ફેંકનારા તે અશ્વત્થામા ઘોર સ્વરૂપનાં તથા અતિ તેજસ્વી એવાં તીક્ષ્ણ બાણો મૂકીને વીર ધૃષ્ટદ્યુમ્નને અત્યંત છાઈ દેવા લાગ્યા.[૨૨] તે બન્ને જણાનો આ રીતે સમાગમ થતાં મહારથી અશ્વત્થામા પરમ શક્તિપૂર્વક યત્ન કરવા લાગ્યા; તેમ જ ધૃષ્ટદ્યુમ્ન પણ પોતાની શક્તિ પ્રમાણે યત્ન કરવા લાગ્યો. તોપણ હે રાજા! જેમ દ્રોણાચાર્ય ધૃષ્ટદ્યુમ્નને રણમાં જોઈને અતિ ઉદાસ મનના થઈ જતા હતા અને તેને જેમ પોતાના મૃત્યુરૂપ માનતા હતા, તેમ શત્રુવીરોનો સંહાર કરનાર ધૃષ્ટદ્યુમ્ન પણ દ્રોણપુત્ર અશ્વત્થામાને જોઈને અતિ ઉદાસ મનનો થઈ જતો હતો, તેમ જ તેને પોતાના મૃત્યુસ્વરૂપ માનતો હતો.[૨૩,૨૪] પરંતુ તેના જાણવામાં જ હતું કે, 'શસ્ત્રોથી મારો કદી પણ વધ થવાનો નથી.' આથી પ્રલયસમયે કાળ જેમ કાળની સામે ધસારો કરે, તેમ તેણે વેગપૂર્વક અશ્વત્થામા સામે ધસારો કર્યો. હે રાજેંદ્ર! પોતાની સામે આવીને ખડા રહેલા ધૃષ્ટદ્યુમ્નને જોઈને વીર અશ્વત્થામા પણ ક્રોધથી, ફૂંફાડા મારતા મારતા તેની સામે ધસી ગયા. હે પૃથ્વીપતિ મહારાજ! તે બન્ને જણા અન્યોન્યને જોતાં જ કોપાવેશમાં આવી ગયા અને પછી પ્રતાપી દ્રોણપુત્રે સમીપમાં ઊભેલા ધૃષ્ટદ્યુમ્નને કહ્યું: 'ઓ નીચ! પાંચાલવંશી! હું તને સત્ય કહું છું કે, આજના યુદ્ધમાં હું તને મૃત્યુ પાસે મોકલી દઈશ. મારા પિતા દ્રોણાચાર્યને મારી નાખી તેં પ્રથમ મહાઘોર પાપ કર્યું છે. તે આજે તને જરૂર અતિશય દુઃખદાયી થઈને ભયંકર પશ્ચાત્તાપ કરાવશે. યાદ રાખજે કે, આજના યુદ્ધમાં જો અર્જુન તારું રક્ષણ નહિ કરે અથવા જો તું મારી સામે અડગ ઊભો રહેશે પણ નાસી નહિ જાય, તો આજે તારું આવી જ બન્યું છે.' અશ્વત્થામાએ જ્યારે આમ કહ્યું, ત્યારે પ્રતાપી ધૃષ્ટદ્યુમ્ને તેમને ઉત્તર આપ્યો: 'રણમાં પ્રયત્ન કરી રહેલા તારા પિતાને જેણે પ્રત્યુત્તર આપ્યો છે, તે જ આ મારી તલવાર તને પણ રણમાં પ્રત્યુત્તર આપશે. યુદ્ધમાં દ્રોણાચાર્ય સરખા નીચ બ્રાહ્મણને મેં જો મારી નાખ્યો છે તો પછી પરાક્રમ કરીને તને પણ હું કેમ નહિ મારી શકું?' આમ કહીને,

હે મહારાજ ! ક્રોધાવેશમાં આવી ગયેલા સેનાપતિ ધૃષ્ટદ્યુમ્ને તીક્ષ્ણ બાણ વડે અશ્વત્થામાને વીંધી નાખ્યા, ત્યારે અશ્વત્થામા પણ કોપી ઊઠ્યા. તેમણે નમેલાં પર્વવાળાં ઘણાં બાણો મારીને ધૃષ્ટદ્યુમ્નની સર્વ દિશાઓને ઢાંકી દીધી અને તેથી આકાશ, દિશાઓ તથા ચોતરફ ઊભેલા યોદ્ધાઓ બિલકુલ અદૃશ્ય થઈ ગયા. ત્યાં હે મહારાજ ! હજારો મનુષ્યો અશ્વત્થામાનાં બાણો વડે ઢંકાઈ ગયેલાં દેખાતાં હતાં. વળી હે રાજન્ ! ધૃષ્ટદ્યુમ્ને પણ રણ શોભાવનાર અશ્વત્થામાને કર્ણના દેખતાં બાણો વડે તદ્દન ઢાંકી દીધા હતા. હે મહારાજ ! એ સમયે રાધાપુત્ર કર્ણ પણ પોતે એકલો જ પાંચાલો, પાંડવો, દ્રૌપદીના પુત્રો, યુધામન્યુ તથા મહારથી સાત્યકિ વગેરે મહારથીઓને આગળ વધતા અટકાવી રહ્યો હતો. ખરેખર, એ વેળા કર્ણનું સ્વરૂપ જોવા જેવું હતું.[૨૫-૩૮] પછી એ સંગ્રામમાં ધૃષ્ટદ્યુમ્ને અશ્વત્થામાના ધનુષ્યને કાપી નાખ્યું, તેમ જ વેગમાં આવી જઈને તેમનાં સર્પ સમાન ઘોર બાણોનો પણ નાશ કરી નાખ્યો. એટલે હે રાજેંદ્ર ! અશ્વત્થામાએ બીજું ધનુષ્ય હાથમાં લઈ આંખના એક પલકારા જેટલા સમયમાં ધૃષ્ટદ્યુમ્નનાં ધનુષ્ય, શક્તિ, ગદા, ધ્વજ, ઘોડા, સારથિ, રથ વગેરે સર્વનો બાણો વડે નાશ કરી નાખ્યો. આમ સારથિ અને ઘોડા મરી ગયા, ધનુષ્ય કપાઈ ગયું તથા રથ પણ ભાંગી પડ્યો, એટલે તુરત ધૃષ્ટદ્યુમ્ને મોટી એક તલવાર તથા સો ફૂદડીઓવાળી કાંતિમાન એક ઢાલ ગ્રહણ કરી. પણ હે રાજેંદ્ર ! મહારથી અશ્વત્થામાએ ભલ્લ જાતિનાં બાણો મારીને તેના પણ સપાટાબંધ ટુકડા કરી નાખ્યા. વીર અશ્વત્થામાના હાથ એટલા બધા ઝડપદાર હતા અને એમનાં આયુધ એટલાં બધાં મજબૂત હતાં કે, ધૃષ્ટદ્યુમ્ન હજી રથમાંથી ઊતર્યો પણ ન હતો, તેવામાં તો તેમણે તેની ઢાલ-તલવારના ટુકડે ટુકડા કરી નાખ્યા હતા. ખરે જ ! તેમનું આ પરાક્રમ આશ્ચર્યકારક હતું.[૩૯-૪૩] એ સમયે ધૃષ્ટદ્યુમ્ન રથ વિનાનો થઈ પડ્યો હતો, તેના ઘોડાઓ પણ માર્યા ગયા હતા, ધનુષ્ય કપાઈ ગયું હતું અને તે પોતે પણ બાણો તથા અસ્ત્રોથી બહુધા વીંધાઈ ગયો હતો તથા ઘાયલ થઈ ગયો હતો. હે ભરતશ્રેષ્ઠ ! મહારથી દ્રોણપુત્રે બાણો મારી મારીને ઘણો પ્રયત્ન કર્યો હતો; છતાં પણ જ્યારે કોઈ રીતે તે તેનો નાશ ન કરી શક્યા, ત્યારે વીર અશ્વત્થામા ધનુષ્યને હાથમાંથી ફેંકી દઈ વેગપૂર્વક ધૃષ્ટદ્યુમ્ન સામા દોડ્યા. હે રાજન્ ! જે સમયે ધૃષ્ટદ્યુમ્નને પકડવાની ઇચ્છાથી અશ્વત્થામા તેની સામા દોડી ગયા હતા, તે સમયે એ મહાત્માનો વેગ મોટા સર્પને પકડવા ધસી જતા ગરુડના વેગ સરખો જ તીવ્ર હતો. એ જ સમયે શ્રીકૃષ્ણ અર્જુન પ્રત્યે કહેવા લાગ્યા :[૪૪-૪૭] 'ઓ પાર્થ ! જો, જો; પેલો અશ્વત્થામા ધૃષ્ટદ્યુમ્નનો વધ કરવા માટે મહાન પ્રયાસ કરી રહ્યો છે. જરૂર એ તેને મારી જ નાખશે, એમાં સંશય નથી.[૪૮] હે શત્રુકર્ષણ ! હે મહાબાહુ ! ધૃષ્ટદ્યુમ્ન આ વખતે અશ્વત્થામાના સપાટામાં સપડાઈને જાણે મોતના જડબામાં પડ્યો છે; માટે તેને તું છોડાવ.'[૪૯] આમ કહીને, હે મહારાજ ! પ્રતાપી વાસુદેવે જે સ્થળે અશ્વત્થામા ઊભા હતા, તે સ્થળે એકદમ પોતાના ઘોડાઓને હંકાર્યા.[૫૦] એટલે તુરત જ જાણે આકાશને પી જતા હોય તેવા વેગવાળા અને ચંદ્ર સમાન ઉજ્જવળ વર્ણના તે ઘોડાઓ શ્રીકૃષ્ણની પ્રેરણાથી અશ્વત્થામાના રથ સામે જઈ પહોંચ્યા.[૫૧] હે રાજન્ ! શ્રીકૃષ્ણ તથા અર્જુન એ બન્ને મહાવીર્યવાનોને પોતાની સામે ચઢી આવેલા જોઈને મહાબળવાન અશ્વત્થામાએ ધૃષ્ટદ્યુમ્નનો વધ કરવા માટે પરમ યત્ન કરવા માંડ્યો. હે નરપતિ ! તેમણે ધૃષ્ટદ્યુમ્નને રણમાં ઘસડવા માંડ્યો. તે જોઈ મહાબળવાન અર્જુન દ્રોણપુત્ર

સામે ઉપરાઉપરી બાણો ફેંકવા મંડ્યો. સર્પો જેમ રાફડામાં પેસી જાય, તેમ અર્જુનનાં એ સણસણાટ કરતાં સુવર્ણભૂષિત બાણો ગાંડીવ ધનુષ્યમાંથી છૂટીને અશ્વત્થામાના શરીરમાં પેસી જવા લાગ્યાં.[૫૨–૫૪] હે રાજન્! એ રીતે જ્યારે પ્રતાપી અશ્વત્થામા અર્જુનનાં ઘોર બાણોથી વીંધાઈ જવા લાગ્યા, ત્યારે તેમણે અમાપ તેજવાળા ધૃષ્ટદ્યુમ્નને રણમાં પડતો મૂક્યો. ધનંજયનાં બાણોથી પીડાયેલા તે વીર તુરત જ રથમાં બેસી ગયા અને પોતાનું ઉત્તમ ધનુષ્ય હાથમાં લઈને બાણો વડે અર્જુનને વીંધવા લાગ્યા. હે મહારાજ! આ ગાળામાં વીર સહદેવ શત્રુતાપન ધૃષ્ટદ્યુમ્નને પોતાના રથમાં બેસાડી દઈ રણમાંથી તેને દૂર લઈ ગયો.[૫૫–૫૭] ત્યારે હે મહારાજ! અર્જુન પણ ઉપરાઉપરી બાણો મારીને અશ્વત્થામાને વીંધવા લાગ્યો. તે પછી ક્રોધાયમાન થયેલા દ્રોણપુત્રે અર્જુનને બન્ને બાહુઓમાં તથા વક્ષઃસ્થળમાં પ્રહાર કર્યો. આ પ્રહાર થતાં જ અર્જુનને ક્રોધ ચઢી ગયો. તેણે બીજા કાળદંડ સરખું અથવા સાક્ષાત્ કાળની જ તુલના કરનારું એક નારાચ બાણ અશ્વત્થામા તરફ ફેંક્યું.[૫૮,૫૯] તે મહાતેજસ્વી બાણ બ્રાહ્મણ અશ્વત્થામાના ખભા પર જોસથી પડ્યું. હે મહારાજ! એ બાણના સખ્ત પ્રહારથી અશ્વત્થામા અત્યંત વિહ્વળ થઈ રથની બેસણી પર બેસી ગયા અને મૂર્છિત થઈ ગયા. હવે ક્રોધમાં આવેલો કર્ણ વારંવાર અર્જુન સામે નિહાળી નિહાળીને પોતાના વિજય નામના ધનુષ્યનો ટંકાર કરવા લાગ્યો. હે મહારાજ! કર્ણને એ મહારણમાં અર્જુન સામે દ્વંદ્વયુદ્ધ કરવાની ઉત્કટ ઇચ્છા હતી.[૬૦–૬૨] એ અરસામાં અશ્વત્થામાને વિહ્વળ થયેલા જોઈને તેમનો સારથિ તેમને તુરત જ રણાંગણમાંથી દૂર લઈ ગયો.[૬૩] હે મહારાજ! બીજી તરફ પાંડવસેનામાં ધૃષ્ટદ્યુમ્નને એ રીતે મુક્ત થયેલો જોઈને તેમ જ અશ્વત્થામાને પીડિત થયેલા જોઈને સર્વ જયમંડિત પાંચાલયોદ્ધાઓ સિંહનાદો કરવા લાગ્યા.[૬૪] ત્યાં હજારો દિવ્ય વાદિત્રો વાગવા લાગ્યાં અને યુદ્ધમાં અર્જુનનું તે અદ્ભુત પરાક્રમ જોઈને સર્વ યોદ્ધાઓ સિંહનાદો કરવા લાગ્યા.[૬૫] આવું પરાક્રમ કર્યા પછી કુંતાપુત્ર અર્જુન વાસુદેવને કહેવા લાગ્યો : 'હે કૃષ્ણ! આપણે હવે સંશપ્તક યોદ્ધાઓ તરફ જ ચાલો; કારણ કે તેમનો સંહાર કરવો તે જ મારું મુખ્ય કાર્ય છે.'[૬૬] અર્જુનનાં એ વચન સાંભળીને યાદવવંશી શ્રીકૃષ્ણે પણ તુરત જ મન તથા વાયુ સમાન વેગવાળા અને પવનમાં ફરકતી ધજાપતાકાવાળા અર્જુનના રથને તે તરફ હંકાર્યો.[૬૭]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'અશ્વત્થામાનું પાછા હઠવું' નામનો અધ્યાય ૫૯ મો સમાપ્ત

## અધ્યાય ૬૦ મો
## શ્રીકૃષ્ણનું અર્જુનને પ્રોત્સાહન

॥ संजय उवाच ॥

एतस्मिन्नंतरे कृष्णः पार्थं वचनमब्रवीत्।
दर्शयन्निव कौन्तेयं धर्मराजं युधिष्ठिरम् ॥ १ ॥

સંજય બોલ્યો : એ સમયે શ્રીકૃષ્ણ અર્જુનને કુંતાપુત્ર ધર્મરાજ યુધિષ્ઠિરનું દર્શન કરાવતા કરાવતા આ વચન બોલ્યા : 'હે અર્જુન! જો, પેલા રહ્યા તારા વડીલ ભાઈ ધર્મરાજ યુધિષ્ઠિર! જો, પેલા મહાબળવાન કૌરવો હાથમાં મોટાં ધનુષ્યો લઈ લઈને વેગપૂર્વક તેમને મારી નાખવા માટે તેમની પાછળ પડ્યા છે.[૧,૨] પણ પેલા મહાબળવાન અને યુદ્ધદુર્મદ પાંચાલયોદ્ધાઓ મહાત્મા યુધિષ્ઠિરનું રક્ષણ કરવાની ઇચ્છાથી આવેશમાં ને આવેશમાં તેમની પાછળ દોડી જાય છે.[૩] વળી જો, આ સર્વ લોકોનો રાજા પેલો ઈર્ષ્યાળુ દુર્યોધન રથસૈન્યને સાથે લઈને યુધિષ્ઠિરરાજની પાછળ દોડી જાય છે.[૪] હે પુરુષવ્યાઘ્ર અર્જુન!

સર્વ જાતિના યુદ્ધમાં કુશળ તથા સર્પ સમાન ઝેરી સ્પર્શ કરનારા પોતાના સર્વ ભાઈઓની સાથે રહી તે બળવાન દુર્યોધન યુધિષ્ઠિરને મારી નાખવા ઇચ્છે છે.[૫] વળી જેમ યાચકો કોઈ ઉત્તમ દાનવીર પુરુષને પહોંચી વળવા માટે દોડી જાય છે, તેમ કૌરવપક્ષના આ હાથીસવારો, ઘોડેસવારો, રથો તથા પાળાઓ પણ યુધિષ્ઠિરરાજાને પકડી લેવા માટે દોડી જાય છે.[૬] પરંતુ જો, અમૃતને હરી જવાની ઇચ્છાવાળા દૈત્યોને જેમ ઇંદ્ર તથા અગ્નિએ અટકાવ્યા હતા, તેમ ભીમસેન તથા સાત્યકિએ તેમને અટકાવી રાખ્યા છે![૭] તે કૌરવ-યોદ્ધાઓ પુષ્કળ સંખ્યામાં છે, તેથી વર્ષાકાળમાં જુદા જુદા અનેક જળપ્રવાહો જેમ સમુદ્ર સામા ધસી જાય છે, તેમ તે સર્વ મહારથીઓ પણ ઉતાવળા ઉતાવળા યુધિષ્ઠિર સામા ધસી જાય છે.[૮] તે બધા વીર પુરુષો સિંહનાદોની ગર્જનાઓ કરે છે, શંખનાદો કરે છે તથા પોતે મહાબળવાન અને મહાધનુર્ધર હોઈને ધનુષ્યો ધુણાવી રહ્યા છે.[૯] આ સમયે કુંતીપુત્ર યુધિષ્ઠિર દુર્યોધનના સપાટામાં સપડાયા હોવાથી હું તો માનું છું કે, તેઓ કાળના મુખમાં જ સપડાયા છે અથવા અગ્નિમાં હોમાયા છે.[૧૦] હે પાંડુપુત્ર! દુર્યોધનનું સૈન્ય એવું તો મહાભયંકર અને બલિષ્ઠ છે કે, સાક્ષાત્ ઇંદ્ર પણ જો તેનાં બાણોની ચોટમાં આવે તો તે જીવતો છૂટી શકે નહિ.[૧૧] વળી દુર્યોધનરાજા એક વીર પુરુષ છે. તે જ્યારે કોપાયમાન થઈને સંખ્યાબંધ બાણો ફેંકતો હોય છે, ત્યારે સાક્ષાત્ કોપેલા કાળ સરખો જ ભાસે છે. તે સમયે એની સામે યુદ્ધ કરી કોણ તેના વેગને સહન કરી શકે તેમ છે?[૧૨] વીર દુર્યોધન, અશ્વત્થામા, કૃપાચાર્ય તથા કર્ણ આ સર્વ મહારથીઓનાં બાણોનો વેગ મોટા મોટા પર્વતોનો પણ ભાંગીને ભુક્કો કરી શકે તેમ છે.[૧૩] આપણા યુધિષ્ઠિરરાજા શત્રુઓને તપાવી નાખે તેવા છે, બળવાન છે, ઝડપદાર હાથવાળા છે, અસ્ત્રકુશળ છે અને યુદ્ધનિપુણ છે, છતાં આ સમયે કર્ણે તેમનો પરાજય કર્યો છે.[૧૪] સાચે જ ધૃતરાષ્ટ્રના મહાબળવાન અને શૂરા પુત્રોની સાથમાં રહેલો કર્ણ પાંડવશ્રેષ્ઠ યુધિષ્ઠિરરાજને રણમાં પીડા કરવા સમર્થ થઈ જ શકે છે.[૧૫] તત્ત્વવેત્તા યુધિષ્ઠિરરાજ આ સંગ્રામમાં દુર્યોધન આદિની સાથે યુદ્ધ કરતા હતા, ત્યારે તેમણે તથા બીજા કેટલાએક મહારથીઓએ પણ તેમનો પરાજય કર્યો છે.[૧૬] કારણ કે ભરતવંશીઓમાં શ્રેષ્ઠ એવા રાજા યુધિષ્ઠિર ઉપવાસો કરી કરીને શરીરે કૃશ થઈ ગયા છે; અને તે બ્રાહ્મબળ-ક્ષમામાં સમર્થ છે, પણ ક્ષાત્રબળ-ક્રૂરતા કરવામાં સમર્થ નથી.[૧૭] શત્રુતાપન યુધિષ્ઠિરરાજા જ્યારે કર્ણ સામે યુદ્ધ કરવા ગયા હતા, ત્યારે છેક મરણ સુધીના સંશયમાં આવી પડ્યા હતા.[૧૮] હે પાર્થ! મને તો લાગે છે કે, મહારાજા યુધિષ્ઠિર મરણ પામ્યા છે; કારણ કે મૂળથી જ શત્રુઓ તરફ અદેખા સ્વભાવનો ભીમસેન આ વખતે શત્રુઓના સિંહનાદોને સહન કરી રહ્યો છે.[૧૯] વળી હે શત્રુદમન અર્જુન! જો, સાંભળ. આ બધા કૌરવો વારંવાર ગર્જનાઓ કરી રહ્યા છે તથા સંગ્રામમાં વિજયી થઈને પોતાના મોટા મોટા શંખોને વારંવાર વગાડી રહ્યા છે.[૨૦] હે ભરતશ્રેષ્ઠ અર્જુન! એ પેલો કર્ણ 'પાંડુપુત્ર યુધિષ્ઠિરને તમે મારી નાખો,' એમ મહાબળશાળી કૌરવોને આજ્ઞા આપી રહ્યો છે.[૨૧] વળી હે પાર્થ! જો, પેલા કૌરવ મહારથીઓ, સ્થૂણાકર્ણ નામના ગાંધર્વાસ્ત્રથી, પાશુપતાસ્ત્રથી તથા બીજી અનેક શસ્ત્રજાળોથી યુધિષ્ઠિરરાજાને રણમાં ઢાંકી દેવા લાગી પડ્યા છે.[૨૨] હે ભારત! ખરે, આ સમયે રાજા યુધિષ્ઠિરને શત્રુઓએ એટલા બધા આતુર કરી દીધા છે કે, વૈદ્યોએ તેમની ચિકિત્સા કરવી જોઈશે. તેથી જ આ ઉતાવળ કરવાને સમયે સર્વ શસ્ત્ર-

ધારીઓમાં શ્રેષ્ઠ ગણાયેલા આ પાંચાલો તથા પાંડવો ઉતાવળા ઉતાવળા યુધિષ્ઠિરરાજાની પાછળ પાછળ તેમને સહાય કરવા માટે દોડ્યા જાય છે. તે સર્વ બળવાન યોદ્ધાઓ જાણે પાતાળમાં ડૂબી ગયેલા હોય તેવા યુધિષ્ઠિરરાજાનો ઉદ્ધાર કરવા ઇચ્છે છે.[૨૩-૨૫] પણ હે અર્જુન! રાજા યુધિષ્ઠિરનો ધ્વજ દૃષ્ટિએ પડતો નથી, એટલે તે ધ્વજને કર્ણનાં બાણોએ પાડી નાખ્યો હશે. હે પાર્થ! હે ભારત! હે વિભુ! હાથી જેમ કમલિનીનો નાશ કરે, તેમ નકુલ, સહદેવ, સાત્યકિ, શિખંડી, ધૃષ્ટદ્યુમ્ન, ભીમસેન, શતાનીક, પાંચાલો અને ચેદિઓ વગેરે યોદ્ધાઓના દેખતાં, પેલો કર્ણ પાંડવોની સેનાનો રણમાં બાણો વડે નાશ કરી રહ્યો છે.[૨૬,૨૭] હે પાંડુનંદન! જો, જો, પેલા તારા રથીયોદ્ધાઓ રણમાંથી નાસી જાય છે અને આ તરફથી પેલા મહારથીઓ કર્ણ સામા ધસી જાય છે.[૨૮] તેમ જ હે ભારત! કર્ણનાં બાણોથી ઘાયલ થતા પેલા હાથીઓ બૂમો પાડી પાડીને દશે દિશાઓમાં નાસી જાય છે.[૨૯] હે પાર્થ! શત્રુનાશન કર્ણ રણમાં રથીઓના આ સૈન્યને નસાડી રહ્યો છે અને તે ચારે બાજુ નાસભાગ કરી રહ્યું છે.[૩૦] હે ધ્વજધારીઓમાં શ્રેષ્ઠ! જો, હાથીની સાંકળના ચિહ્નવાળી કર્ણના રથ પરની ધજા રણસંગ્રામમાં આમતેમ સર્વ સ્થળે ઘૂમી રહી છે.[૩૧] જો, પેલો રાધાપુત્ર તારી સેનાનો સંહાર કરતો કરતો તથા સેંકડો બાણો ફેંકતો ફેંકતો ભીમસેનના રથ સામે દોડી જાય છે.[૩૨] જો, ઇંદ્ર જેમ દાનવોને નસાડી મૂકે છે, તેમ એ કર્ણ પણ આ સર્વ પાંચાલયોદ્ધાઓને રણમાં નસાડી મૂકે છે અને તેમાંના કેટલાએકને તો ઠાર કરી નાખે છે.[૩૩] રણમાં સર્વ પાંચાલો, પાંડવો તથા સૃંજયોનો પરાજય કરીને કર્ણ કેવળ તારે માટે જ સર્વ દિશાઓમાં દૃષ્ટિ ફેંકી રહ્યો છે, એમ હું ધારું છું.[૩૪] હે પાર્થ! જો, શત્રુઓને લડાઈમાં જીતીને કર્ણ પોતાના ધનુષ્યનો ટંકાર કરતો રણમાં કેવો શોભે છે! ખરેખર, દૈત્યોને જીતીને દેવગણોથી વીંટાયેલા સાક્ષાત્ ઇંદ્રદેવ સરખો જ તે આ વેળા દીપે છે.[૩૫] વળી જો, પેલા સર્વ કૌરવો કર્ણનું પરાક્રમ જોઈને ગાજી રહ્યા છે અને પાંડવો તથા સૃંજયોને ચોબાજુ રણમાં ત્રાસ ઉપજાવી રહ્યા છે![૩૬] હે માન આપનારા અર્જુન! આ મહારણમાં ઘણાખરા પાંડવોને ભયભીત કરી મૂકીને કર્ણ પોતાનાં સૈન્યોને આ પ્રમાણે કહી રહ્યો છે:[૩૭] 'હે કૌરવો! તમારું કલ્યાણ થાઓ. તમે એવો જોસભેર ધસારો કરો કે, એક પણ સૃંજયબચ્ચો યુદ્ધમાં જીવતો છૂટવા ન પામે.[૩૮] તમે બરાબર સાવધાન થઈને શત્રુઓ પર હલ્લો કરો. અમે બધા પણ તમારી પાછળ પાછળ સહાય માટે ચઢી આવીશું.' આમ કહીને કર્ણ બાણો ફેંકતો ફેંકતો સર્વ કૌરવોની પાછળ પાછળ ધસી ગયો છે.[૩૯] હે પાર્થ! જો તો ખરો, ઉપર શ્વેત છત્ર ધારણ કરીને કર્ણ રણસંગ્રામમાં કેવો વિરાજી રહ્યો છે! જાણે ચંદ્રોદયથી શોભી રહેલો ઉદયાચળ પર્વત હોય, તેમ આ વેળા તે ભાસે છે.[૪૦] હે ભારત! પૂર્ણચંદ્ર સમાન કાંતિવાળા તથા સો સળીવાળા એવા છત્રને મસ્તક પર ધારણ કરીને કર્ણ તારા તરફ કટાક્ષપૂર્વક જુએ છે. એથી મને લાગે છે કે, તે મોટા વેગપૂર્વક ધસારો કરીને તારી સામે યુદ્ધ કરવા અવશ્ય ચઢી આવશે.[૪૧,૪૨] હે મહાબાહુ! જો, આ કર્ણ પોતાના મહાન ધનુષ્યને ધુણાવી રહ્યો છે અને સર્પ સમાન આકારનાં સંખ્યાબંધ બાણો ફેંકી રહેલો છે.[૪૩] હે શત્રુતાપન! જો, જો, એ રાધાપુત્ર તારી વાનરધ્વજાને જોઈને તારી સાથે યુદ્ધ કરવાની ઇચ્છાથી રણમાં પાછો ફરે છે. જેમ પતંગિયું પોતાનો જ વિનાશ કરવા માટે દીવા સામે ધસી જાય છે, તેમ એ પણ કેવળ પોતાનો જ વિનાશ કરવા.

તારી સામે ધસી જાય છે; પરંતુ હે ભારત ! કર્ણને એકલો જ ધસી આવતો જોઈ, મોટાં રથસૈન્યથી વીંટાયેલો પેલો દુર્યોધન પણ તેનું રક્ષણ કરવા માટે પાછો ફરે છે. માટે તને જો યશની, રાજ્યની તથા ઉત્તમ સુખની ઇચ્છા હોય, તો પ્રત્યેક પ્રયત્ન કરીને પણ આ દુષ્ટાત્મા કર્ણને તેના સર્વ અનુયાયીઓની સાથે તું મારી નાખ. હે પાર્થ ! તું તથા કર્ણ બન્ને જણા મહાપરાક્રમી છો તથા જગતમાં પ્રખ્યાત છો. માટે પૂર્વે દેવાસુરયુદ્ધમાં જેમ સર્વ દૈત્યોએ દેવોનું પરાક્રમ જોયું હતું, તેમ આજે તમારી બન્નેની લડાઈમાં કૌરવો તારા પરાક્રમને ભલે જોઈ રહે.[૪૪-૪૮] હે ભરતશ્રેષ્ઠ અર્જુન ! તને તથા કર્ણને અત્યંત કોપાવેશમાં આવી ગયેલા જોઈને ક્રોધે ભરાયેલા દુર્યોધનને 'હવે શાં પગલાં લેવાં' તેની કંઈ પણ સૂઝ નહિ પડે.[૪૯] હે ભરતશ્રેષ્ઠ ! અસ્ત્રવિદ્યામાં પરિપૂર્ણ થયેલા તારા પોતાના તરફ દૃષ્ટિ કરીને તથા 'ધર્માત્મા રાજા યુધિષ્ઠિરનો આ અપરાધી છે,' આવો મનમાં વિચાર કરીને તું સમયોચિત કૃત્યનો અંગીકાર કર–કર્ણનો વધ કર.[૫૦] તું યુદ્ધમાં આર્યબુદ્ધિનો સ્વીકાર કરી આ મોટા રથયૂથના સેનાપતિ સામે ચઢાઈ કર. હે મહારથી ! જો, પેલા મુખ્ય મુખ્ય પાંચસો રથીઓ, તીક્ષ્ણ તેજવાળા અને બળવાન એવા પાંચ હજાર હાથીઓ, દશ હજાર ઘોડેસવારો તથા લાખો પાળાઓ અન્યોન્યની રક્ષા તળે રહી તારી સામા જ ચઢી આવે છે. હે વીર ! એ સર્વ સૈન્ય દ્રોણાચાર્યના પુત્રને આગળ કરી આ તરફ આવે છે; માટે સત્વર તું તેનો નાશ કરી નાખ. લોકવિખ્યાત અને બળવાન એવા તે રથસૈન્યનો નાશ કરીને તું મહાધનુર્ધર કર્ણને તારું ભયંકર સ્વરૂપ દેખાડી દે. હે ભરતોત્તમ ! તું મોટા વેગપૂર્વક તેની સામે ધસી જા.[૫૧-૫૫] જો, પેલો કર્ણ અતિ આવેશમાં આવી જઈને પાંચાલો સામે દોડી જાય છે. તેના ધ્વજને ધૃષ્ટદ્યુમ્નના રથ સામે હું જોઉં છું–આથી હે પરંતપ પાર્થ ! હું માનું છું કે, કર્ણ આ વખતે પાંચાલો સામે જ ચઢાઈ કરશે. વળી, હે ભરતશ્રેષ્ઠ ! હું તને એક પ્રિય તથા શુભ સમાચાર કહું છું કે, ધર્મપુત્ર શ્રીમાન યુધિષ્ઠિરરાજ કુશળક્ષેમ છે. વળી હે ભારત ! જો, પેલો મહાબાહુ ભીમસેન સૃંજયોના સૈન્યથી તથા સાત્યકિથી વીંટાઈને સેનાના મોખરામાં પાછો ફર્યો છે. હે કુંતાપુત્ર ! તે ભીમસેન તથા મહાત્મા પાંચાલો તીક્ષ્ણ બાણો મૂકી મૂકીને કૌરવોને રણમાં રોળી નાખે છે, તે તું જો. દુર્યોધનની લગભગ બધી સેના રણમાંથી નાસી જવા લાગી છે, તેમાંના ઘણા સૈનિકો ભીમસેનના બાણપ્રહારોથી ઘાયલ થઈ ગયા છે અને તેઓ લોહીલુહાણ થઈને વેગપૂર્વક રણમાંથી દોડી જાય છે. હે ભરતશ્રેષ્ઠ ! નાશ પામેલા ધાન્યવાળી પૃથ્વી જેમ કૃપણ દેખાવની થઈ રહે છે, તેમ આ ભારતી સેના પણ કૃપણ દેખાવની થઈ રહી છે અને રુધિરધારાઓથી છંટાઈ રહી છે. હે કૌંતેય ! જો તો ખરો, યુદ્ધ કરનારાઓમાં શ્રેષ્ઠ એવો પેલો ભીમસેન યુદ્ધ કરવા પાછો ફર્યો છે અને કોપેલા સર્પની પેઠે સેનાને નસાડી રહ્યો છે ! હે અર્જુન ! જો, અંદર ચીતરેલા ચંદ્ર, સૂર્ય તથા નક્ષત્રગણોથી શોભી રહેલી પીળી, લાલ, કાળી તથા શ્વેતવર્ણની આ પતાકાઓ અને પેલાં છત્રો ઉડાડી પાડવામાં આવે છે. તેમ જ સુવર્ણના તથા રૂપાના દાંડાવાળા આ તેજસ્વી ધ્વજદંડોને તથા હાથી, ઘોડા વગેરેને પણ રણમાં પટકી પાડવામાં આવે છે, તે તું જો. વળી યુદ્ધમાં પલાયન નહિ કરનારા પાંચાલયોદ્ધાઓએ તરેહતરેહનાં બાણો વડે મારી નાખેલા પેલા રથીયોદ્ધાઓ ગતપ્રાણ થઈને રથ પરથી ઢળી પડે છે અને ઘણા હાથીઓ, ઘોડાઓ તથા રથો મનુષ્યોરહિત થઈ ગયા છે, તેમને તું જો.[૫૬-૬૬] હે શત્રુદમન અર્જુન !

જો, જો, પુરુષોમાં વ્યાઘ્ર સમાન પેલા બળવાન પાંચાલયોદ્ધાઓ ભીમસેનના બળનો આશ્રય કરી કૌરવો સામા ધસી જાય છે અને તેમનો સંહાર કરી રહ્યા છે![૬૭] ખરેખર હે શત્રુનાશન! તે સર્વ પાંચાલયોદ્ધાઓ પોતાના પ્રિય પ્રાણોની દરકાર કર્યા વિના શત્રુઓના સૈન્ય સામે દોડી જાય છે, ગર્જનાઓ કરે છે તથા શંખો વગાડી રહ્યા છે. એ પાંચાલયોદ્ધાઓના માહાત્મ્યને તો તું જો! તેઓ બાણો મારીને શત્રુઓને રોળી નાખે છે અને આગળ વધે જાય છે. વળી ક્રોધે ભરાયેલા સિંહો જેમ પરાક્રમથી હાથીઓને સંહારી નાખે છે, તેમ તેઓ કૌરવોનો સંહાર કરી રહ્યા છે. કેટલાએક હથિયાર વિનાના થઈ પડેલા પાંચાલો શત્રુઓનાં જ હથિયારોને ઝૂંટવી લઈને તે જ હથિયારો વડે એક જ ઘાએ શત્રુઓને મારી નાખે છે અને ગર્જનાઓ કરે છે. રથ, હાથી અને ઘોડાઓ પર સવાર થયેલા સર્વ યશસ્વી વીરો રણમાં માર્યા જાય છે, તેઓમાંના કેટલાએકનાં મસ્તકો ઉડાડી પાડવામાં આવે છે અને કેટલાકના બાહુઓ કાપી નાખવામાં આવે છે. જેવી રીતે માનસસરોવરમાંથી વેગપૂર્વક ઊડી આવેલા હંસો ગંગાનદીને સર્વ તરફથી ઘેરી લે છે, તેમ આ સર્વ પાંચાલયોદ્ધાઓએ કૌરવોની મહાસેનાને સર્વ તરફથી ઘેરી લીધી છે. જો, જો, આખલાઓ જેમ આખલાઓને અટકાવવા પરાક્રમ કરે છે, તેમ પેલા કૃપાચાર્ય અને કર્ણ આદિ વીર પુરુષો પાંચાલોને અટકાવવા માટે અત્યંત પરાક્રમ કરી રહ્યા છે. જો, અહીં ભીમસેનનાં અસ્રોથી કૌરવોના મહારથી યોદ્ધાઓમાં મોટું ભંગાણ પડ્યું છે.[૬૮–૭૪] જો, પેલા ધૃષ્ટદ્યુમ્ન આદિ વીર નરો હજારો શત્રુઓનો ઘાણ વાળી રહ્યા છે. શત્રુઓ જ્યારે પાંચાલોનો પરાભવ કરવા માંડે છે, ત્યારે વળી પેલો ભીમસેન નિર્ભયતાપૂર્વક ગર્જના કરીને શત્રુપક્ષને દબાવી દે છે તથા તેમના પર બાણોનો મારો ચલાવી મૂકે છે. ખરેખર કૌરવોની મહાસેના આ સમયે લગભગ અત્યંત ખિન્ન થયેલી દેખાય છે.[૭૫,૭૬] ભીમસેનના ભયથી વિહ્વળ થયેલા આ રથીયોદ્ધાઓ અત્યંત ત્રાસ પામી ગયા છે. વળી જો, ભીમસેને નારાચબાણો મારીને ઘાયલ કરેલા પેલા હાથીઓ પૃથ્વી પર પછડાઈ પડે છે.[૭૭] ઇંદ્રના વજ્રથી તોડી પાડવામાં આવેલાં પર્વતોનાં શિખરો જેમ પૃથ્વીને ધણધણાવી મૂકે છે, તેમ તે હાથીઓ પૃથ્વીને ધણધણાવી મૂકે છે. કેટલાએક આ મોટા હાથીઓ તો ભીમસેનનાં નમેલાં પર્વવાળાં બાણોથી વીંધાઈ જઈને પોતાનાં જ સૈન્યોને ખૂંદતા ખૂંદતા રણમાંથી નાસી જાય છે. હે અર્જુન! સંગ્રામમાં વિજય મેળવીને વીર ભીમસેન, અતિ દુઃસહ સિંહનાદ કરી રહ્યો છે, તે તું સાંભળ. વળી જો, પેલો ભીલકુમાર મોટા હાથી પર બેસીને તેમ જ દંડધારી કાળની પેઠે હાથમાં તોમરો ધારણ કરીને ભીમસેનને મારી નાખવાની ઇચ્છાથી ક્રોધપૂર્વક ચઢી આવે છે તથા ગર્જના કરી રહ્યો છે. પણ અરે! જો તો ખરો, ભીમસેને તેના બન્ને બાહુઓને તોમરો સહિત કાપી નાખ્યા છે અને અગ્નિ તથા સૂર્ય સમાન ઝળહળતાં બીજાં દશ નારાચ બાણો વડે તેને પોતાને પણ મારી નાખ્યો છે. આ જો, ભીલકુમારને મારી નાખી ભીમસેન વળી પાછો બીજા પ્રહાર કરી રહેલા હાથીઓ સામે ધસી જાય છે. જો તો ખરો, શક્તિ અને તોમર આદિ શસ્રોના ઘણા પ્રહારો કરી ભીમસેન મહાવતોવાળા અને મેઘ સમાન શ્યામવર્ણના કેટલા બધા હાથીઓનો સંહાર કરી રહ્યો છે![૭૮–૮૩] ઓ અર્જુન! તારા મોટાભાઈ ભીમસેને ઓગણપચાસ હાથીઓને, કેટલીએક પતાકાઓને તથા ધજાઓને તીક્ષ્ણ બાણો મારી મારીને છિન્નભિન્ન કરી નાખ્યાં.[૮૪] એકલા ભીમસેને તે પ્રત્યેક હાથીને

દશ દશ નારાચો વડે મારી નાખ્યો છે. હે ભરતશ્રેષ્ઠ અર્જુન! ઇંદ્રની પેઠે કોપાયમાન થયેલો ભીમસેન જ્યારે યુદ્ધ કરવા પાછો ફર્યો, ત્યારે હવે કૌરવયોદ્ધાઓમાં પૂર્વના જેવા સિંહનાદો સંભળાતા નથી. વળી પુરુષોમાં સિંહ સમા ભીમસેને કંઈ સામાન્ય પરાક્રમ કર્યું નથી; પરંતુ ક્રોધાવેશમાં આવી ગયેલા તેણે દુર્યોધનની એકઠી મળેલી ત્રણ અક્ષૌહિણી સેનાઓને આગળ વધતી અટકાવી દીધી છે.[૮૫,૮૬] જેમ કોઈ નબળી આંખોવાળા મનુષ્યો મધ્યાહ્નકાળના પ્રચંડ સૂર્ય સામે જોઈ શકતા નથી, તેમ આ સંગ્રામમાં કેટલાએક રાજાઓ તો ભીમસેન સામે જોવાને પણ સમર્થ થઈ શકતા નથી.[૮૭] સિંહના ભયથી જેમ મૃગલાંઓ ત્રાસ પામી જાય છે, તેમ તે સર્વ રાજાઓ ભીમસેનના ભયથી ત્રાસ પામી ગયા છે અને તેનાં બાણોના ભયને લીધે તેઓ યુદ્ધમાં કોઈ સ્થળે શાંતિ પામી શકતા નથી.[૮૮]

સંજય બોલ્યો: આમ મહાબાહુ અર્જુને શ્રીકૃષ્ણ પાસેથી તે સંગ્રામની સર્વ હકીકત સાંભળી તથા ભીમસેને કરેલું અતિ દુષ્કર પરાક્રમ પ્રત્યક્ષ જોયું. પછી તે તીક્ષ્ણ બાણો મારી મારીને બાકી રહેલા સર્વ સંશપ્તક યોદ્ધાઓનો સંહાર કરવા મંડી પડ્યો. હે પ્રભુ! તે મહાબળવાન સંશપ્તકગણો આ રીતે જ્યારે રણમાં રોળાવા લાગ્યા, ત્યારે ભયભીત થઈને દશે દિશાઓમાં ભાગી ગયા અને કેટલાએક તો ઇંદ્રના અતિથિ થઈને શોકરહિત થયા અર્થાત્ મરણશરણ થયા. ત્યાં પુરુષોમાં વ્યાઘ્ર સરખો અર્જુન પણ મજબૂત ગાંઠાવાળાં બાણો મૂકીને દુર્યોધનની ચતુરંગી સેનાનો સંહાર કરવા લાગ્યો.[૮૯-૯૨]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'શ્રીકૃષ્ણ તથા અર્જુનનો સંવાદ' નામનો અધ્યાય ૬૦ મો સમાપ્ત

# अध्याय ६१ मो

## તુમુલ યુદ્ધ

॥ धृतराष्ट्र उवाच ॥

**निवृत्ते भीमसेने च पांडवे च युधिष्ठिरे ।**
**वध्यमाने बले चापि मामके पांडुसृंजयैः ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર બોલ્યો: હે સંજય! જ્યારે પાંડવ ભીમસેન તથા યુધિષ્ઠિર એ પ્રમાણે યુદ્ધ કરવા માટે પાછા ફર્યા અને પાંડવ તથા સૃંજયયોદ્ધાઓ મારા સૈન્યનો સંહાર કરવા લાગ્યા, તેમજ જ્યારે તે આનંદરહિત બનેલું મારું સૈન્ય નાસભાગ કરવા લાગ્યું, ત્યારે કૌરવોએ શું કર્યું હતું? તે તું મને કહે.[૧,૨]

સંજય બોલ્યો: હે રાજન્! મહાબાહુ ભીમસેનને યુદ્ધ માટે પાછો ફરેલો જોઈને પ્રતાપી કર્ણ ક્રોધથી લાલચોળ નેત્રો કરી તેની સામે ધસ્યો.[૩] હે મહારાજ! એ સમયે ભીમસેને તમારા સૈન્યમાં મોટું ભંગાણ પાડ્યું હતું; પરંતુ બળવાન કર્ણે મહાન પ્રયત્ન કરીને તે સૈન્યને ઊભું રાખ્યું હતું.[૪] એ રીતે મહાબાહુ કર્ણ તમારા પુત્રની સેનાને બરાબર ગોઠવી દઈ યુદ્ધદુર્મંદ પાંડવો સામે ધસી ગયો.[૫] પેલી તરફથી પાંડવોના મહારથીઓ પણ ધનુષ્યો ધુણાવી ધુણાવીને યુદ્ધમાં બાણો ફેંકતા ફેંકતા રાધાપુત્ર સામા ચઢી આવ્યા. ભીમસેન, સાત્યકિ, જનમેજય, બળવાન ધૃષ્ટદ્યુમ્ન તથા સર્વ પ્રભદ્રકો એ સર્વ નરસિંહ યોદ્ધાઓ રણમાં વિજય મેળવવાને માટે અને ક્રોધપૂર્વક તમારી સેનાનો સંહાર કરી નાખવાની ઇચ્છાથી ચઢી આવ્યા હતા.[૬-૮] ત્યારે હે રાજન્! તમારા પક્ષના મહારથીઓ પણ પાંડવોની સેનાનો નાશ કરી નાખવા માટે ઉતાવળા ઉતાવળા ધસી ગયા હતા.[૯] હે પુરુષવ્યાઘ્ર! એ સમયે રથ, હાથી અને ઘોડાઓથી ભરેલાં તથા પાળાઓ અને ધજાઓથી વ્યાપ્ત થયેલાં તે સૈન્યોનો દેખાવ અતિ અદ્ભુત થઈ રહ્યો હતો.[૧૦]

પછી હે મહારાજ! તુરતજ શિખંડી કર્ણ સામે ધસી ગયો અને ધૃષ્ટદ્યુમ્ન મોટી સેનાથી વીંટાયેલા તમારા પુત્ર દુઃશાસન સામે ચઢી ગયો.[૧૧] વળી હે રાજા! નકુલે વૃષસેન સામે ચઢાઈ કરી, યુધિષ્ઠિરે ચિત્રસેન સામે ધસારો કર્યો અને સહદેવે ઉલૂક સામે હલ્લો કર્યો.[૧૨] ત્યાં સાત્યકિ શકુનિ સામે ધાયો, દ્રૌપદીના પુત્રો કૌરવો સામા દોડી ગયા અને રણમાં સાવધાન રહેનારા મહારથી અશ્વત્થામાએ અર્જુન સામે ચઢાઈ કરી.[૧૩] કૃપાચાર્યે મહાધનુર્ધર યુધામન્યુ સામે હુમલો કર્યો અને બળવાન કૃતવર્માએ ઉત્તમૌજા સામે ધસારો કર્યો.[૧૪] ત્યારે હે રાજા! મહાબાહુ ભીમસેન એકલો સર્વ કૌરવોને તથા તમારા બધા પુત્રોને સૈન્ય સાથે આગળ વધતા અટકાવવા લાગ્યો.[૧૫] આ રીતે હે મહારાજ! તે સર્વ મહારથીઓએ સામસામો ધસારો કર્યો, એટલે તુરત જ ભીષ્મનો વધ કરનાર શિખંડી નિર્ભયની પેઠે રણમાં ઘૂમી રહેલા કર્ણને બાણો મારી અટકાવવા લાગ્યો.[૧૬] આમ જ્યારે પોતાને રોકવામાં આવ્યો, ત્યારે કર્ણનો અધરોષ્ઠ ક્રોધથી ફરકી રહ્યો. તેણે શિખંડીને ભ્રમર વચ્ચે ત્રણ બાણોનો પ્રહાર કરી દીધો.[૧૭] કર્ણનાં એ બાણો જ્યારે શિખંડીના લલાટમાં પેસી ગયાં, ત્યારે શિખંડી ઊંચાં ત્રણ શિખરોવાળો કોઈ પર્વત હોય તેમ અત્યંત શોભવા લાગ્યો.[૧૮] આમ જ્યારે કર્ણે મહાધનુર્ધર શિખંડીને અત્યંત વીંધી નાખ્યો, ત્યારે તેણે નેવું તીક્ષ્ણ બાણો મારીને કર્ણને વીંધી નાખ્યો.[૧૯] એટલે મહારથી કર્ણે ત્રણ બાણો મૂકીને તેના ઘોડાઓને તથા સારથિને મારી નાખ્યા, તેમ જ એક ક્ષુરપ્ર બાણથી તેના ધ્વજને પણ ઉડાડી પાડ્યો.[૨૦] આથી શત્રુઓને તપાવી નાખનારો મહારથી શિખંડી ક્રોધાવિષ્ટ થઈ ગયો અને મરણ પામેલા ઘોડાઓવાળા પોતાના રથ પરથી કૂદી પડી તેણે કર્ણની સામે એક શક્તિ ફેંકી.[૨૧] પરંતુ હે ભારત! કર્ણે ત્રણ બાણો મારીને તે શક્તિના રણમાં ટુકડેટુકડા કરી નાખ્યા અને તેણે બીજાં નવ તીક્ષ્ણ બાણો મારીને શિખંડીને વીંધી નાખ્યો.[૨૨] પુરુષશ્રેષ્ઠ શિખંડી એ વેળા ઘણો જ ઘાયલ થઈ ગયો હતો, તેથી કર્ણના ધનુષ્યમાંથી છૂટેલાં તે બાણોને ચુકાવી દઈ તે રણમાંથી નાસી ગયો.[૨૩] પછી હે મહારાજા! વાયુ જેમ રૂના ઢગલાને વીખેરી નાખે, તેમ મહાબળવાન કર્ણ પાંડવોનાં સૈન્યોને વીખેરી નાખી મારવા લાગ્યો.[૨૪] હે મહારાજ! એ જ અરસામાં તમારા પુત્ર દુઃશાસને ધૃષ્ટદ્યુમ્નને પીડવા માંડ્યો હતો, તેથી ધૃષ્ટદ્યુમ્ને ત્રણ બાણો મારીને દુઃશાસનની છાતી વીંધી નાખી.[૨૫] એટલે હે રાજા! દુઃશાસને સુવર્ણની પૂંખવાળું તથા મજબૂત ગાંઠાવાળું એક ભલ્લબાણ ફેંકીને ધૃષ્ટદ્યુમ્નના જમણા હાથને વીંધી નાખ્યો.[૨૬] હે ભારત! તે બાણપ્રહારથી વીંધાઈને ધૃષ્ટદ્યુમ્ન કોપી ઊઠ્યો અને અમર્ષમાં આવી જઈ તેણે દુઃશાસન સામે એક ઘોર બાણ ફેંક્યું.[૨૭] હે રાજા! ધૃષ્ટદ્યુમ્ને ફેંકેલા તે બાણને મોટા વેગપૂર્વક ધસી આવતું જોઈને તમારા પુત્રે માત્ર ત્રણ બાણો જ માર્યાં અને તેને કાપી નાખ્યું.[૨૮] વળી તેણે એકદમ ધૃષ્ટદ્યુમ્નની સામે ધસી જઈને સુવર્ણભૂષિત બીજાં સત્તર બાણો વડે તેના બન્ને બાહુઓમાં તથા છાતીમાં પ્રહાર કરી દીધો.[૨૯] હવે હે રાજા! ક્રોધે ભરાયેલા ધૃષ્ટદ્યુમ્ને અતિ તીક્ષ્ણ ક્ષુરપ્ર બાણ મારીને દુઃશાસનનું ધનુષ્ય કાપી નાખ્યું, તેથી મનુષ્યોમાં મોટો કોલાહલ થઈ રહ્યો.[૩૦] પણ તુરત જ બીજું ધનુષ્ય ગ્રહણ કરી મંદ મંદ હસતા તમારા પુત્રે સંખ્યાબંધ બાણો છોડી મૂકીને ધૃષ્ટદ્યુમ્નને ચોતરફથી અટકાવી દીધો. તમારા મહાત્મા પુત્રનું એ પરાક્રમ જોઈને રણમાંના સર્વ યોદ્ધાઓ, સિદ્ધો અને અપ્સરાઓના સમૂહો વિસ્મય પામી ગયા હતા;

કારણ કે સિંહ જેમ મોટા હાથીને રોકી રાખે તેમ દુઃશાસને મહાબળવાન અને અતિશય પ્રયત્ન કરી રહેલા તે ધૃષ્ટદ્યુમ્નને તદ્દન અટકાવી જ દીધો હતો, એ અમે નજરે જોયું હતું.[૩૧–૩૩] હવે હે પાંડુના મોટાભાઈ! પાંચાલોના સર્વ રથીઓ, હાથીસવારો તથા ઘોડેસવારો પોતાના સેનાપતિનું રક્ષણ કરવા માટે તમારા પુત્રને ખાળવા લાગ્યા; એટલે હે શત્રુતાપન! તમારા અને શત્રુ યોદ્ધાઓનું પ્રજાઓના પ્રલય સરખું ઘોર યુદ્ધ ચાલુ થયું. એ જ સમયે બીજી તરફ પોતાના પિતાની સમીપમાં ઊભેલા વૃષસેને લોઢાનાં પાંચ બાણોથી નકુલને પ્રથમ વીંધી નાખ્યો અને વળી બીજાં ત્રણ બાણો વડે તેને પ્રહાર કર્યો.[૩૪–૩૬] ત્યાં શૂરા નકુલે પણ હસતો હોય તેમ મોં મલકાવીને અતિ તીક્ષ્ણ નારાચ બાણ વડે વૃષસેનના હૃદયમાં જોસભેર પ્રહાર કર્યો.[૩૭] હે શત્રુસંહારક! પોતાના બળવાન શત્રુએ જ્યારે પોતાને અત્યંત ઘાયલ કર્યો, ત્યારે વૃષસેને શત્રુ નકુલને પચીસ બાણોનો માર માર્યો.[૩૮] તે બન્ને પુરુષશ્રેષ્ઠો હજારો બાણો વડે અન્યોન્યને આમ છાઈ દેતા હતા, તેવામાં જ તમારી સેનામાં ભંગાણ પડ્યું.[૩૯] હે પૃથ્વીપતિ! દુર્યોધનની સેનાને નાસભાગ કરતી જોઈ કર્ણ તેની પાછળ દોડી જઈને મહામહેનતે તેને અટકાવવા લાગ્યો.[૪૦] આ રીતે કર્ણ સેના તરફ પાછો ફર્યો, એટલે તુરત જ નકુલે કૌરવો સામે ધસારો કર્યો અને કર્ણનો પુત્ર વૃષસેન પણ નકુલને પડતો મૂકી ઉતાવળો ઉતાવળો કર્ણના રથના ચક્રની રક્ષા કરવા લાગી પડ્યો. એ જ વખતે ક્રોધાયમાન થયેલો ઉલૂક યુદ્ધ કરવા ચઢી આવ્યો, પણ સહદેવે તેને અટકાવ્યો. એટલું જ નહિ, પણ તેના ચારેય ઘોડાઓને મારી નાખી પ્રતાપી સહદેવે તેના સારથિને પણ યમસદનમાં વિદાય કરી દીધો. હે રાજા! ઘોડાઓ તથા સારથિ માર્યા ગયા એટલે ઉલૂક પોતાના રથ પરથી ઊતરી પડ્યો અને પોતાના પિતાને હર્ષ ઉપજાવતો ત્રિગર્તોના સૈન્ય તરફ શીઘ્ર ચાલ્યો ગયો.[૪૧–૪૪] એ જ અરસામાં સાત્યકિએ વીસ તીક્ષ્ણ બાણોથી શકુનિને વીંધી નાખ્યો અને તેણે એક ભલ્લ બાણથી તેમની ધજાને પણ હસતાં હસતાં કાપી નાખી.[૪૫] હે રાજા! પછી ક્રોધાયમાન થયેલા પ્રતાપી શકુનિએ સાત્યકિના કવચને રણમાં તોડી પાડ્યું; તેમ જ સુવર્ણના દાંડાવાળા તેના ધ્વજને પણ ઉડાડી પાડ્યો.[૪૬] એટલે હે મહારાજ! સાત્યકિએ એને તીક્ષ્ણ બાણોથી વીંધી નાખ્યો, તેના સારથિને પણ ત્રણ બાણોથી પ્રહાર કર્યો અને તેના ઘોડાઓને સુદ્ધાં ઉપરાઉપરી બાણો મારીને યમલોકમાં મોકલી દીધા. એટલે હે ભરતશ્રેષ્ઠ! શકુનિ એકદમ પોતાના રથ પરથી કૂદી પડીને મહાત્મા ઉલૂકના રથ પર ચઢી ગયો અને ઝટપટ યુદ્ધશાળી સાત્યકિ પાસેથી દૂર ચાલ્યો ગયો.[૪૭–૪૯] પછી હે રાજન્! સાત્યકિ વેગપૂર્વક તમારા પુત્રોની સેના તરફ ધસી ગયો, તેથી તમારા સૈન્યમાં વળી પાછું ભંગાણ પડ્યું. ત્યાં હે પૃથ્વીનાથ! સાત્યકિનાં બાણોથી ઢંકાઈ ગયેલું તમારું સૈન્ય ઉતાવળું ઉતાવળું દશે દિશાઓમાં દોડી જવા લાગ્યું અને જાણે પ્રાણરહિત થયું હોય, તેમ નિશ્ચેષ્ટ થઈને પૃથ્વી પર પછડાવા લાગ્યું.[૫૦,૫૧] એ રણમાં તમારા પુત્ર દુર્યોધને ભીમસેનને અટકાવ્યો હતો; પણ ભીમસેને એક મુહૂર્ત જેટલા સમયમાં એ લોકેશ્વરને ઘોડા, સારથિ, રથ અને ધજા વિનાનો કરી મૂક્યો. આથી પાંડવપક્ષના યોદ્ધાઓ પ્રસન્ન થઈ ગયા અને દુર્યોધનરાજ તો ભીમસેનની પાસેથી રણમાં દૂર ચાલ્યો ગયો.[૫૨,૫૩] હવે આખું કૌરવસૈન્ય ભીમસેન સામે ચઢી આવ્યું અને તેને મારી નાખવાની ઇચ્છાથી તે સૈન્યમાં મોટી મોટી

ગર્જનાઓ થવા લાગી.[૫૪] તેવામાં યુધામન્યુએ કૃપાચાર્યને વીંધી નાખી તેમના ધનુષ્યને પણ તત્કાળ છેદી નાખ્યું; એટલે શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ એવા કૃપાચાર્યે પણ બીજું ધનુષ્ય ધારણ કરી યુધામન્યુના ધ્વજને, સારથિને તથા છત્રને પૃથ્વી પર ઉડાડી પાડ્યાં. આથી મહારથી યુધામન્યુ પોતે જ રથ હાંકતો હાંકતો પલાયન કરી ગયો. આ બાજુ મેઘ જેમ એકાએક વૃષ્ટિ કરીને પર્વતને ઢાંકી દે, તેમ ઉત્તમૌજાએ ભયંકર પરાક્રમ કરનારા કૃતવર્માને બાણવૃષ્ટિથી ઢાંકી દીધો.[૫૫–૫૭] પછી હે પરંતપ! તે બન્ને વચ્ચે અતિ મહાન ઘોર યુદ્ધ થવા લાગ્યું. હે પૃથ્વીનાથ! એવું યુદ્ધ પૂર્વે મેં કદી પણ જોયું નથી.[૫૮] પછી હે રાજન્! કૃતવર્માએ ઉત્તમૌજાને હૃદયમાં એકાએક વીંધી નાખ્યો, તેથી તે એકદમ રથમાં બેસી ગયો. ત્યાં તુરત તે રથીશ્રેષ્ઠ ઉત્તમૌજાને તેનો સારથિ રણમાંથી દૂર લઈ ગયો અને પછી કૌરવોના સર્વ સૈન્યે ભીમસેન સામે ધસારો કર્યો.[૫૯,૬૦] દુઃશાસન તથા સુબલપુત્ર શકુનિ મોટા હાથીસૈન્યને સાથે લઈને પાંડવ ભીમસેનને ઘેરી વળ્યા અને તેને ક્ષુદ્રક જાતિનાં બાણો વડે પ્રહાર કરવા મંડી પડયા.[૬૧] તે પછી ભીમસેને સેંકડો બાણો મારીને અસહનશીલ દુર્યોધનને રણમાંથી પાછો હઠાવી દીધો અને જોસભેર તે હાથીસેના સામે ધસારો કર્યો.[૬૨] વળી તે હાથીસૈન્યને એકાએક પોતાની સામે ધસી આવતું જોઈને ભીમસેન અત્યંત ક્રોધાયમાન થયો અને તેણે દિવ્ય અસ્ત્ર પ્રકટ કર્યું.[૬૩] વજ્રને હાથમાં લઈ ઇંદ્ર જેમ અસુરોનો નાશ કરે, તેમ તે મરણ પામેલા હાથીઓને ઉઠાવી ઉઠાવીને બીજા હાથીઓને મારવા લાગ્યો. ત્યાં પતંગિયાંથી જેમ વૃક્ષ છવાઈ જાય છે, તેમ તેણે સંખ્યાબંધ બાણો છોડી આકાશપ્રદેશને છાઈ દીધો અને ઘણા હાથીઓને મારી નાખ્યા. વાયુ જેમ મેઘમંડળોનો નાશ કરી નાખે, તેમ તેણે એકત્ર થઈને ચઢી આવેલા તે હજારો હાથીઓનાં ટોળાંનો બળપૂર્વક નાશ કરી નાખ્યો. એ સમયે સોનેરી કસબભરેલી ઝૂલોથી ઢંકાયેલા તથા મણિમય આભૂષણોથી શણગારેલા તે હાથીઓ વીજળીઓના ઝબકારાવાળા મેઘોની પેઠે રણક્ષેત્રમાં અત્યંત શોભતા હતા. આમ હે રાજન્! જ્યારે ભીમસેનને હાથે તે હાથીઓનો સંહાર થવા લાગ્યો, ત્યારે તેઓ રણમાંથી નાસી જવા લાગ્યા.[૬૪–૬૭] ચિરાઈ ગયેલાં હૃદયોવાળા કેટલાએક હાથીઓ તો રણભૂમિ પર પછડાઈ પડવા લાગ્યા. આ રીતે પડેલા તથા પડતા સુવર્ણના અલંકારોથી શોભતા ઘણા હાથીઓ વડે તે રણભૂમિ છૂટાછવાયા પર્વતોવાળી હોય તેમ શોભતી હતી. વળી ત્યાં રત્નજડિત આભૂષણોથી ઝળહળતા કેટલાએક હાથીસવારો પણ રણભૂમિ પર પડયા હતા, તેથી તે રણભૂમિ પુણ્યનો ક્ષય થતાં પૃથ્વી પર પડી ગયેલા તેજસ્વી ગ્રહોવાળી હોય તેવી શોભતી હતી. એ રણમાં તૂટી ગયેલાં ગંડસ્થળોવાળા તથા કપાઈ ગયેલી સૂંઢોવાળા સેંકડો હાથીઓ ભીમસેનનાં બાણોથી ઘાયલ થઈને આમતેમ નાસભાગ કરતા હતા. તેમાંના કેટલાએક પર્વત સમા હાથીઓ ભયભીત થઈને લોહી ઓકતા હતા.[૬૮–૭૧] બીજા કેટલાએક હાથીઓનાં અંગો બાણોથી વીંધાઈ ગયાં હતાં અને તેઓ ગેરુ વગેરે ધાતુઓથી મિશ્ર ઝરણાંને ઝરી રહેલા પર્વતોની પેઠે લોહીની ધારાઓ ઝરતા હતા. એ સમયે ભીમસેન જ્યારે પોતાના ધનુષ્યને ખેંચતો હતો, ત્યારે મેં તેની મોટા સર્પ સરખી લાંબી બન્ને ભુજાઓને ચંદન તથા અગરથી ચર્ચાયેલી જોઈ હતી. વજ્રના કડાકા જેવો તેની પ્રત્યંચાનો ઘોષ સાંભળીને કેટલાએક હાથીઓનાં મળમૂત્ર છૂટી જતાં હતાં અને તેઓ મોટા વેગથી રણમાંથી નાસી જતા હતા.[૭૨,૭૩] હે રાજન્! બુદ્ધિમાન

ભીમસેન એકલાનું તે સમયનું કર્મ સર્વ ભૂતોનો સંહાર કરનારા રુદ્રદેવના કર્મ સરખું મહાઉગ્ર દેખાતું હતું.[૭૮]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'તુમુલ યુદ્ધ' નામનો અધ્યાય ૬૧ મો સમાપ્ત

# अध्याय ६२मो
## સંકુલ યુદ્ધ
॥ सजय उवाच ॥

**ततः श्वेताश्वसंयुक्ते नारायणसमाहिते ।**
**तिष्ठन् रथवरे श्रीमानर्जुनः समपद्यत ॥ १ ॥**

સંજય બોલ્યો : તે પછી ધોળા રંગના ઘોડાઓ જેમાં જોડેલા હતા અને શ્રીનારાયણ જેને હાંકતા હતા, તેવા મહાન રથમાં બેસીને શ્રીમાન અર્જુન તમારા સૈન્યમાં આવી પહોંચ્યો. હે રાજવર! વાયુ જેમ મહાસાગરને ખળભળાવી મૂકે, તેમ અર્જુને ઊછળી રહેલા ઘોડાઓવાળા તમારા સૈન્યને રણમાં ખળભળાવી મૂક્યું.[૧,૨] શ્વેત ઘોડાઓવાળા અર્જુનને એ પ્રમાણે મદમત્ત થઈ સૈન્યમાં ઘૂમતો જોઈને દુર્યોધન એકદમ ક્રોધાયમાન થઈ ગયો અને તે અર્ધા સૈન્યથી વીંટાઈને એકાએક ચઢી આવ્યો.[૩] તેણે ક્રોધાવેશમાં આવીને સામેથી ધસી આવતા યુધિષ્ઠિરરાજાને અટકાવ્યા અને તોંતેર ક્ષુરપ્ર જાતિનાં બાણો મારી પાંડવ યુધિષ્ઠિરને વીંધી નાખ્યા.[૪] તે પ્રહાર થતાં જ કુંતાપુત્ર યુધિષ્ઠિરને અત્યંત ક્રોધ ચઢી ગયો. તેમણે તમારા પુત્રના શરીરમાં એકદમ ત્રીસ ભલ્લ બાણો ભોંકી દીધાં.[૫] એટલે તુરત કૌરવપક્ષના યોદ્ધાઓ યુધિષ્ઠિરને કેદ પકડવા માટે દોડી ગયા, પણ શત્રુઓના દુષ્ટ અભિપ્રાયને જાણી જઈ નકુલ, સહદેવ તથા દ્રુપદપુત્ર ધૃષ્ટદ્યુમ્ન એ ત્રણ મહારથીઓ એકઠા મળીને યુધિષ્ઠિરરાજાનું રક્ષણ કરવા માટે ત્રણ અક્ષૌહિણી સેનાઓને સાથે લઈ ત્યાં દોડી આવ્યા. વળી શત્રુઓથી ઘેરાઈ ગયેલા યુધિષ્ઠિરરાજાનું રક્ષણ કરવા માટે ભીમસેન પણ તમારા મહારથીઓને રણમાં રગદોળતો રગદોળતો ત્યાં દોડી આવ્યો. હે રાજન્! આ સર્વ મહાધનુર્ધર મહારથીઓ ત્યાં આવી પહોંચ્યા, એટલે રાધાપુત્ર કર્ણ મોટી બાણવૃષ્ટિ કરીને તેમને આગળ જતા અટકાવવા લાગ્યો. ત્યાં પાંડવપક્ષના સર્વ મહારથીઓ સંખ્યાબંધ બાણો ફેંકવા લાગ્યા તથા તોમરોનો મારો ચલાવવા લાગ્યા, તેમ જ ઘણો ઘણો યત્ન કરી રહ્યા; તોપણ તેઓ રાધાપુત્ર કર્ણ સામે જોવાને પણ શક્તિમાન થયા નહિ. સર્વ શસ્ત્રાસ્ત્રોમાં પારંગત થયેલા કર્ણે તે બધા મહાધનુર્ધર યોદ્ધાઓને બાણની જબરી ઝડી વરસાવીને અટકાવી દીધા. તેવામાં પ્રતાપી સહદેવે ઘણી ઝડપથી ધનુષ્ય ખેંચીને બરાબર વીસ બાણોથી દુર્યોધનને વીંધી નાખ્યો. આમ રાજા દુર્યોધન સહદેવના તે બાણપ્રહારથી વીંધાઈ ગયો અને પર્વતમાંથી જેમ ઝરણાં ઝરે તથા મદમત્ત હાથીના ગંડસ્થળમાંથી જેમ મદધારા વહે, તેમ તેના શરીરમાંથી રુધિરધારા વહેવા લાગી. તમારો પુત્ર અતિ તેજસ્વી બાણોથી ગાઢ વીંધાઈ ગયો. હતો, તે જોઈને મહારથી કર્ણ અત્યંત ક્રોધે ભરાયો. એકદમ તે શત્રુઓ સામે દોડ્યો. તમારા પુત્રને ઘાયલ થયેલો જોઈને તુરત જ તેણે અસ્ત્રોનો ઉપયોગ કરવા માંડ્યો.[૬–૧૫] વળી તે યુધિષ્ઠિરના અને ધૃષ્ટદ્યુમ્નના સૈન્યને હણવા લાગ્યો. હે રાજન્! મહાત્મા કર્ણે યુધિષ્ઠિરના સૈન્યને એ પ્રમાણે મારવા માંડ્યું, એટલે તે સૈન્ય બાણપ્રહારથી પીડાઈને રણમાંથી તુરત નાસી ગયું. કર્ણના ધનુષ્યમાંથી છૂટેલાં જાતજાતનાં બાણો તે સ્થળે પરસ્પર અથડાવા લાગ્યાં અને પાછળથી છૂટેલાં બાણોનાં ફળાંઓ સાથે પ્રથમ છૂટેલાં બાણોની પૂંખોની ભારે અથડામણ થવા લાગી. હે મહારાજ! ઉપરાઉપરી છૂટેલાં તે બાણો આકાશમાં પરસ્પર અથડાઈ જતાં હતાં, તેથી એકમેકના

સંઘર્ષણને લીધે ત્યાં અગ્નિ સળગી ઊઠતો હતો. હે રાજન્! જાણે પતંગિયાં ઊડી રહ્યાં હોય તેમ સંખ્યાબંધ બાણો છોડી મૂકીને કર્ણ દશે દિશાઓમાં ઊભેલા પોતાના શત્રુઓનાં શરીરોને વેગપૂર્વક વીંધી નાખતો હતો અને તેમને ઠાર કરી નાખતો હતો. વળી કર્ણ શત્રુઓને પોતાનાં ઉત્તમોત્તમ અસ્ત્રો દર્શાવી રક્ત ચંદનથી ચર્ચાયેલા તથા મણિજડિત સુવર્ણાલંકારથી શોભી રહેલા પોતાના બન્ને બાહુઓને રણમાં ઉછાળી રહ્યો હતો. હે રાજન્! તેણે સર્વ દિશાઓને કેવળ બાણોથી જ ઢાંકી દીધી. પછી હે મહારાજ! કર્ણે ધર્મરાજ યુધિષ્ઠિરને પણ અત્યંત પીડવા માંડ્યા. એટલે તે ધર્મનંદન યુધિષ્ઠિરને ઘણો જ ક્રોધ ચઢ્યો.[૧૬–૨૨] તેમણે કર્ણને પચાસ તીક્ષ્ણ બાણોનો પ્રહાર કર્યો અને પછી તો તે બન્ને વચ્ચે ઘોર યુદ્ધ થવા લાગ્યું. ત્યાં બાણોથી સર્વ સ્થળે અંધકાર છવાઈ ગયો.[૨૩] વળી હે પૃથ્વીનાથ! ત્યારે તમારા સૈનિકોમાં મોટો હાહાકાર થઈ રહ્યો. ત્યાં હે રાજન્! ધર્મપુત્ર યુધિષ્ઠિરે જાતજાતનાં તીક્ષ્ણ બાણોથી, કંક પક્ષીનાં પીછાંવાળાં અને સરાણ પર ઘસી તેજ કરેલાં અનેક જાતનાં ભલ્લ બાણોથી, શક્તિઓથી, બેધારી તલવારોથી તેમ જ મુસલોથી તમારા સૈન્યનો સંહાર કરવા માંડ્યો.[૨૪,૨૫] હે ભરતશ્રેષ્ઠ! ધર્માત્મા યુધિષ્ઠિર જે જે સ્થળે પોતાની ક્રૂર દૃષ્ટિ ફેંકતા હતા, તે તે સ્થળે તમારા યોદ્ધા નાસભાગ કરતા જોવામાં આવતા હતા.[૨૬] આથી કર્ણ પણ યુધિષ્ઠિર ઉપર અત્યંત કોપી ઊઠ્યો. અસહનશીલ તથા ક્રોધી સ્વભાવના તે કર્ણનું મુખ ત્યારે રોષથી ફડફડી ઊઠ્યું. તે મહામનસ્વીએ પણ નારાચ, અર્ધચંદ્ર તથા વત્સદંત નામનાં બાણોનો મારો ચલાવીને ધર્મરાજ યુધિષ્ઠિર સામે ધસારો કર્યો.[૨૭,૨૮] એટલે યુધિષ્ઠિરે પણ તેને સુવર્ણની પૂંખવાળાં તીક્ષ્ણ બાણો માર્યાં. પછી હસતો હોય તેમ મોં મલકાવી કર્ણે કંકપક્ષીનાં પીછાંવાળાં તથા સરાણ પર ઘસી તીક્ષ્ણ કરેલાં ત્રણ ભલ્લ બાણોનો પાંડવરાજ યુધિષ્ઠિરની છાતીમાં પ્રહાર કર્યો. કર્ણના આ બાણપ્રહારથી ધર્મરાજ યુધિષ્ઠિરને અત્યંત પીડા થવા લાગી અને તેમણે રથની બેસણી પર બેસી જઈ 'રથને હંકારી જા' એમ પોતાના સારથિને આજ્ઞા કરી. તેવામાં તો રાજા દુર્યોધન અને સર્વ કૌરવો 'યુધિષ્ઠિરરાજાને કેદ પકડો' આવી બૂમો પાડતા સર્વ તરફથી ત્યાં દોડી ગયા. પરંતુ હે રાજન્! કેકયોના સત્તરસો યોદ્ધાઓ અને સર્વ પાંચાલો એકત્ર થઈને કૌરવોને આગળ વધતા અટકાવવા લાગ્યા. આ પ્રમાણે જ્યારે મનુષ્યોનો સંહાર કરનારું મહાતુમુલ યુદ્ધ ચાલી રહ્યું હતું ત્યારે મહાબળવાન રાજા દુર્યોધન તથા ભીમસેન સામસામા ભેટ્યા હતા.[૨૯–૩૪]

ઇતિ શ્રીમહાભારતમા કર્ણપર્વમા 'સંકુલ યુદ્ધ' નામનો અધ્યાય ૬૨મો સમાપ્ત

## अध्याय ६३ मो
### યુધિષ્ઠિરનું પલાયન

॥ सजय उवाच ॥

**कर्णोऽपि शरजालेन केकयानां महारथान् ।**
**व्यधमत् परमेष्वासानग्रतः पर्यवस्थितान् ॥ १ ॥**

સંજય બોલ્યો : કર્ણ પણ યુદ્ધના મોખરામાં આવી ઊભેલા કેકયોના મહાધનુર્ધર યોદ્ધાઓનો બાણજાળથી નાશ કરવા લાગ્યો.[૧] તે યોદ્ધાઓ રાધાપુત્ર કર્ણને અટકાવવા માટે ઘણો ઘણો પ્રયત્ન કરતા હતા; પરંતુ કર્ણે તેમના પાંચસો મહારથીઓને યમલોકમાં મોકલી દીધા. કર્ણનાં બાણોથી અત્યંત પીડાયેલા તે સર્વ યોદ્ધાઓ 'યુદ્ધમાં રાધાપુત્ર કર્ણને સહન કરવો તે અશક્ય છે' એમ માનીને ભીમસેન પાસે દોડી ગયા.[૨,૩] આ રીતે અનેક જાતની બાણજાળોથી તે રથસૈન્યમાં ભંગાણ પાડીને કર્ણ એકલો જ રથ લઈને યુધિષ્ઠિર સામે

ધસી ગયો.[૪] એ સમયે રાજા યુધિષ્ઠિર બાણોના પ્રહારોથી ઘાયલ થઈ ગયા હતા અને લગભગ બેભાન જેવા થઈ ગયા હતા, તેથી નકુલ તથા સહદેવની સાથે પોતાની છાવણી તરફ જતા હતા.[૫] ત્યાં સુતપુત્ર કર્ણ આવી પહોંચ્યો અને દુર્યોધનનું હિત કરવાની ઇચ્છાથી તે પરમ તીક્ષ્ણ ત્રણ બાણો વડે તેમને વીંધવા લાગ્યો.[૬] ત્યારે રાજા યુધિષ્ઠિરે પણ રાધાપુત્ર કર્ણને છાતીમાં વીંધી નાખ્યો. વળી તેમણે તેના સારથિને ત્રણ બાણો માર્યાં અને તેના ચારેય ઘોડાઓને પણ બીજાં ચાર બાણોનો પ્રહાર કર્યો.[૭] એવામાં યુધિષ્ઠિરના ચક્રરક્ષક શત્રુતાપન નકુલ અને સહદેવ પણ 'કર્ણ યુધિષ્ઠિરને રખે મારી નાખે' એવા વિચારથી ત્યાં દોડી આવ્યા.[૮] એ નકુલ અને સહદેવ પરમ યત્નપૂર્વક જુદી જુદી બાણવૃષ્ટિ કરીને રાધાપુત્ર કર્ણને પીડવા લાગ્યા.[૯] ત્યાં પ્રતાપી કર્ણે પણ તીક્ષ્ણ ધારવાળાં ભલ્લ જાતનાં બે બાણો મારી એ બન્ને શત્રુદમન મહાત્માઓને વીંધી નાખ્યા.[૧૦] વળી રાધાનંદને યુધિષ્ઠિરના મનોવેગી ઉત્તમ ઘોડાઓને પણ સંગ્રામમાં મારી નાખ્યા. તે ઘોડાઓ દાંતના જેવા ઊજળા વર્ણના હતા અને તેમની કેશવાળી કાળા રંગની હતી.[૧૧] પછી મહાધનુર્ધર કર્ણે ખડખડાટ હસીને બીજું એક ભલ્લબાણ માર્યું અને યુધિષ્ઠિરરાજના શિરસ્ત્રાણને (ટોપને) રણભૂમિ પર પાડી દીધો.[૧૨] વળી પ્રતાપી કર્ણે માદ્રીના બુદ્ધિમાન પુત્ર નકુલના ઘોડાઓને પણ મારી નાખ્યા અને તેના ધનુષ્યના તથા રથની ઈસના ટુકડેટુકડા કરી નાખ્યા.[૧૩] આમ નકુલ તથા યુધિષ્ઠિરરાજા એ બન્ને ભાઈઓના ઘોડાઓ માર્યા ગયા, રથો ભાંગી પડ્યા અને પોતે પણ અત્યંત ઘાયલ થઈ ગયા. તેથી તુરત જ તેઓ સહદેવના રથ પર ચઢી ગયા.[૧૪] એ વેળા શત્રુવીરોને સંહારનારો મામો શલ્યરાજ પોતાના બન્ને ભાણેજોને રથરહિત થયેલા જોઈને દયાને લીધે કર્ણને કહેવા લાગ્યો :[૧૫] 'ઓ કર્ણ ! તારે તો આજે અર્જુન સાથે યુદ્ધ કરવાનું છે, તો પછી શા માટે અત્યંત ક્રોધાયમાન થઈને તું ધર્મરાજની સાથે યુદ્ધ કરે છે ?[૧૬] હે રાધાનંદન ! આમ તો તારાં શસ્ત્રો, અસ્ત્રો અને કવચો ખૂટી પડશે, બાણો તૂટી પડશે, ભાથાંઓનો નાશ થઈ જશે અને તારા સારથિ તથા ઘોડાઓ પણ થાકી જશે. વળી તું પોતે પણ શત્રુઓનાં અસ્ત્રશસ્ત્રથી ઘાયલ થઈ જશે. આ પ્રમાણે બધી રીતે નબળો પડી જઈ તું અર્જુન સામે યુદ્ધ કરવા જશે, તો કેવળ તારો ઉપહાસ જ થશે.' મદ્રરાજ શલ્યે આ પ્રમાણે કહ્યું, છતાં કર્ણ તો આવેશમાં આવીને યુધિષ્ઠિર પર મારો ચલાવ્યે જ ગયો. ત્યાં કર્ણ તીક્ષ્ણ બાણોથી પાંડવ નકુલ તથા સહદેવને પણ વીંધી નાખી ખડખડાટ હસવા લાગ્યો. વળી તેણે બીજાં કેટલાંએક બાણો મારીને યુધિષ્ઠિરરાજને રણમાંથી વિમુખ કરી દીધા. એટલે વળી પાછું ખૂબ હસીને શલ્યરાજાએ રથમાં બેઠેલા અને અતિ આવેશમાં આવી જઈ યુધિષ્ઠિરનો વધ કરવા તૈયાર થયેલા તે કર્ણને આ પ્રમાણે કહેવા માંડ્યું : 'ઓ રાધાપુત્ર ! જેને માટે આજ દિવસ સુધી દુર્યોધનરાજાએ તને નિરંતર માન આપ્યું છે, તે અર્જુનને જ તું મારી નાખ. યુધિષ્ઠિરને મારવાથી તને શો લાભ છે ? જો, સાંભળ. શ્રીકૃષ્ણ તથા અર્જુન પોતાના શંખો વગાડે છે, તેનો જ આ અતિ મહાન નાદ સંભળાય છે.[૧૭-૨૨] વળી સાંભળ, વર્ષાકાળમાં ગર્જના કરતા મેઘ સરખા અર્જુનના ગાંડિવ ધનુષ્યનો ટંકારવ પણ સંભળાય છે. જો, પેલો અર્જુન બાણોનો વરસાદ વરસાવીને આપણા પક્ષના ઉત્તમોત્તમ રથીઓનો સંહાર કરી નાખે છે અને આપણી સર્વ સેનાનો વિનાશ કરી રહ્યો

છે. પેલા યુધામન્યુ અને ઉત્તમૌજા શૂરવીર અર્જુનના પૃષ્ઠરક્ષક તરીકે ઊભા છે. જો, શૂરો સાત્યકિ અર્જુનના રથના ડાબા પૈડાનું રક્ષણ કરે છે અને ધૃષ્ટદ્યુમ્ન જમણા પૈડાનું રક્ષણ કરે છે. વળી પેલી તરફ ભીમસેન રાજા દુર્યોધન સાથે યુદ્ધ કરી રહ્યો છે. હે રાધાપુત્ર! એ ભીમસેન આપણા બધાના દેખતાં દુર્યોધનને આજે ન મારે અને તેના ઝપાટામાંથી જે રીતે મુક્ત થાય તે પ્રમાણે તું કર. જો તો ખરો, રણસંગ્રામને શોભાવનારો પેલો દુર્યોધનરાજા ભીમસેનના સપાટામાં કેવો સપડાયો છે! ખરેખર, આ લડાઈમાં તારો આશ્રય કરી રાજા દુર્યોધન ભીમસેનના હાથમાંથી આજે જો મુક્ત ન થાય, તો તે મોટા આશ્ચર્યની વાત ગણાય. માટે અત્યારે તેની પાસે જઈ પહોંચી તું દુર્યોધનનું જ રક્ષણ કર; કારણ કે આ સમયે તે મોટા સંશયમાં આવી પડ્યો છે. માદ્રીના બન્ને પુત્રોને તથા યુધિષ્ઠિરને મારવાથી તને શો લાભ થવાનો છે?[૨૩-૨૮] હે પૃથ્વીપતિ! શલ્યરાજાનાં આ વચન સાંભળીને તેમ જ એ મહારણમાં દુર્યોધનને ભીમસેનના હાથમાં સપડાયેલો જોઈને વીર્યવાન અને રાજલોભી રાધાપુત્ર કર્ણે રાજા દુર્યોધન પરની મમતાને લીધે તથા શલ્યરાજના વાક્યની પ્રેરણાને લીધે યુધિષ્ઠિર અને માદ્રીના પુત્રોને પડતા મૂક્યા અને તે તમારા પુત્રનું રક્ષણ કરવા માટે દોડી ગયો. એ વેળા મદ્રરાજે પણ કર્ણના ઘોડાઓને પવનવેગે દોડાવી મૂક્યા હતા.[૨૯-૩૧] આમ હે રાજન્! કર્ણ ત્યાંથી ચાલ્યો ગયો, એટલે પાંડુપુત્ર રાજા યુધિષ્ઠિર અને સહદેવ પણ વેગપૂર્વક ઘોડાઓને દોડાવી ગયા.[૩૨] રાજા યુધિષ્ઠિર કર્ણને હાથે પરાજય પામી ઘણા શરમાયા હતા, તેમ જ બાણોના મારાથી ઘણા ઘાયલ થઈ ગયા હતા, તેથી નકુલને તથા સહદેવને સાથે લઈ તે ઉતાવળા ઉતાવળા પોતાની છાવણીમાં પહોંચી ગયા. ત્યાં તે સત્વર રથ પરથી ઊતરી પડ્યા અને સુંદર શયનમાં સૂતા, એટલે તુરત વૈદ્યોએ તેમના શરીરમાંથી શલ્યો ખેંચી કાઢ્યાં. આમ છતાં માનસિક પીડાથી તેમને અત્યંત દુઃખ થવા લાગ્યું. પછી રાજા યુધિષ્ઠિરે પોતાના મહારથી ભાઈ નકુલને તથા સહદેવને આ પ્રમાણે કહ્યું: 'તમે બન્ને જણા એકદમ ભીમસેનના સૈન્ય તરફ જાઓ; કારણ કે મેઘની પેઠે ગર્જના કરતો તે ભીમસેન એકલો શત્રુઓ સામે યુદ્ધ કરે છે.' એટલે શત્રુઓનો સંહાર કરનારા તે બન્ને બળવાન, તેજસ્વી અને મહારથી ભાઈઓ પ્રચંડ વેગવાળા ઘોડાઓથી જોડેલા બીજા રથમાં બેઠા અને કેટલાંએક સૈન્યોની ટુકડીઓને સાથે લઈને ભીમસેન પાસે ગયા.[૩૩-૩૭]

ઇતિ શ્રીમહાભારતમા કર્ણપર્વમા 'ધર્મરાજાનું પલાયન' નામનો અધ્યાય ૬૩મો સમાપ્ત

# અધ્યાય ૬૪ મો
## યુધિષ્ઠિરની શોધ

॥ संजय उवाच ॥

**द्रौणिस्तु रथवंशेन महता परिवारितः।**
**अपतत् सहसा राजन् यत्र पार्थो व्यवस्थितः ॥१॥**

સંજય બોલ્યો: હે ધૃતરાષ્ટ્રરાજા! એ વેળા મોટા રથસૈન્યથી વીંટાઈને દ્રોણપુત્ર અશ્વત્થામાએ જ સ્થળે અર્જુન ઊભો હતો, તે સ્થળે એકાએક ધસારો કર્યો.[૧] અશ્વત્થામાને પોતાની સામે એકાએક ધસી આવતા જોઈને શ્રીકૃષ્ણની સહાય નીચે રહેલા અર્જુને કાંઠો જેમ સમુદ્રને અટકાવે તેમ એકદમ તેમને અટકાવ્યા.[૨] હે મહારાજા! તે પરથી પ્રતાપી અશ્વત્થામાને ક્રોધ ચઢી ગયો. તેમણે બાણોનો વરસાદ વરસાવી મૂકી અર્જુન તથા કૃષ્ણને રણમાં છાઈ દીધા.[૩] અશ્વત્થામાએ તે બન્નેને રણમાં છાઈ દીધા, એ જોઈને મ-

કૌરવો પરમ વિસ્મય પામ્યા અને એકીટસે જોઈ રહ્યા.[૪] પછી હે ભારત! મંદ મંદ હાસ્ય કરતા અર્જુને ત્યાં દિવ્ય અસ્ત્ર પ્રકટ કર્યું; પરંતુ બ્રાહ્મણ અશ્વત્થામાએ તુરત જ તે અસ્ત્રને યુદ્ધમાં અટકાવી દીધું.[૫] એ વખતે અશ્વત્થામાને મારવાની ઇચ્છાથી અર્જુન જે જે અસ્ત્ર ફેંકતો હતો, તે તે સર્વ અસ્ત્રનો મહાધનુર્ધર અશ્વત્થામા નાશ કરી નાખતા હતા.[૬] હે રાજન્! આ રીતે જ્યારે તે મહાભયંકર અસ્ત્રયુદ્ધ ચાલી રહ્યું હતું, ત્યારે અશ્વત્થામા અમને રણમાં વિકાસેલા મુખવાળા કાળ સરખા દેખાતા હતા.[૭] તેમણે સીધી ગતિનાં બાણો મૂકીને સર્વ દિશાવિદિશાઓને તદ્દન ઢાંકી દીધી અને ત્રણ બાણો મારીને વાસુદેવની જમણી ભુજાને વીંધી નાખી. તે પછી અર્જુને મહાત્મા અશ્વત્થામાના બધા ઘોડાઓને મારી નાખ્યા અને રણભૂમિ પર લોહીના પ્રવાહની છાળોવાળી તેમ જ સર્વ લોકને પરલોકમાં ખેંચી જનારી ભયંકર નદી ચલાવી મૂકી. એ વખતે લોકોએ અર્જુનના ધનુષ્યમાંથી છૂટેલાં બાણોથી અશ્વત્થામાના સર્વ રથી યોદ્ધાઓને પોતપોતાના રથોની સાથે મરણ પામતા જોયા. અર્જુને યુદ્ધમાં પરલોકમાં લઈ જનારી રુધિરની મહાઘોર નદી ચાલુ કરી દીધી. આ રીતે જ્યારે અશ્વત્થામાનું તથા અર્જુનનું સર્વને વ્યાકુળ કરનારું દારુણ યુદ્ધ ચાલવા માંડ્યું, ત્યારે બીજા સર્વ યોદ્ધાઓ પણ મર્યાદાનો ત્યાગ કરી યુદ્ધ કરતા આસપાસ દોડવા લાગ્યા.[૮-૧૨] ઘણા રથોના ઘોડાઓ તથા સારથિઓ માર્યા ગયા, ઘણા ઘોડાઓના સવારો માર્યા ગયા, ઘણા હાથીઓના મહાવતો રોળાઈ ગયા અને ઘણા મહાવતો હાથીઓ વિનાના થઈ પડ્યા.[૧૩] હે રાજન્! એ યુદ્ધમાં અર્જુને મનુષ્યોનો ઘોર સંહાર કરી નાખ્યો હતો અને અનેક રથી યોદ્ધાઓ અર્જુનના ધનુષ્યમાંથી છૂટતાં બાણો વડે મરણ પામીને રણમાં ઢળી પડતા હતા.[૧૪] વળી ઘણા ઘોડાઓ કપાઈ ગયેલાં ચોકડાંવાળા થઈ જઈને રણભૂમિ પર આમતેમ દોડી રહ્યા હતા. આ પ્રમાણે રણસંગ્રામને શોભાવનારા અર્જુનના તે પરાક્રમને જોઈને પરાક્રમી અશ્વત્થામા તે વિજયીશ્રેષ્ઠ અર્જુન સામા ઘણી ઝડપથી ધસી ગયા. તે સુવર્ણના બાંધકામવાળા પોતાના મહાન ધનુષ્યને ધુણાવી ચોતરફ તીક્ષ્ણ બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા. વળી હે મહારાજ! અશ્વત્થામાએ ધનુષ્યને જોસભેર ખેંચી અર્જુનના વક્ષઃસ્થળમાં નિર્દયતાપૂર્વક એક બાણનો સખ્ત પ્રહાર કર્યો. આમ હે ભારત! ઉદાર બુદ્ધિના ગાંડીવધનુર્ધારી અર્જુનને અશ્વત્થામાએ રણમાં અત્યંત વીંધી નાખ્યો, ત્યારે તેણે પણ બાણોનો વરસાદ વરસાવી અશ્વત્થામાને રણમાં તદ્દન છાઈ દીધા તેમ જ વધારામાં તેમના ધનુષ્યને પણ કાપી નાખ્યું. હવે અશ્વત્થામાનું ધનુષ્ય કપાઈ ગયું; એટલે તુરત તેમણે વજ્ર સમાન તીક્ષ્ણ પ્રહાર કરનારું એક પરિઘ (લોહદંડ) ઉઠાવ્યું અને અર્જુનના પર ફેંક્યું.[૧૫-૨૦] હે રાજન્! સુવર્ણથી મઢેલા તે પરિઘને પોતાની સામે ધસી આવતું જોઈને પાંડવ અર્જુને તુરત જ કેટલાંએક બાણો મૂક્યાં અને હસતાં હસતાં તેના ટુકડા કરી નાખ્યા. આથી વજ્રના પ્રહારથી ચૂરેચૂરા થઈ ગયેલો પર્વત જેમ વીખરાઈ પડે તેમ અર્જુનનાં બાણોથી કપાઈ ગયેલું તે પરિઘ પૃથ્વી પર વીખરાઈ પડ્યું. હવે હે મહારાજ! દ્રોણપુત્ર મહારથી અશ્વત્થામા અત્યંત કોપી ઊઠ્યા અને તેમણે વેગપૂર્વક ઇંદ્રાસ્ત્ર પ્રકટ કરી અર્જુનના પર મારો ચલાવવા માંડ્યો.[૨૧-૨૩] હે રાજન્! અશ્વત્થામાના ઇંદ્રાસ્ત્રમાંથી છૂટેલી બાણજાળથી સર્વ રણપ્રદેશને છવાઈ ગયેલો જોઈને કુંતાના બળવાન પુત્ર અર્જુને પોતાનું ગાંડીવ ધનુષ્ય ગ્રહણ કર્યું અને તેમાં

સર્વોત્કૃષ્ટ મહેંદ્રાસ્ત્રનું અનુસંધાન કરીને તેમના ઇંદ્રાસ્ત્રનો નાશ કર્યો.[૨૪] ઇંદ્રાસ્ત્રમાંથી છૂટેલી બાણજાળને ક્ષણવારમાં ઉડાડી દઈને અર્જુન અશ્વત્થામાના રથની લગભગ સમીપમાં ધસી ગયો અને તેમને એવા તો ઢાંકી દીધા કે, તે અર્જુનનાં બાણોથી વિહ્વળ થઈ ગયા.[૨૫] પરંતુ એકદમ પાછા ટટ્ટાર થઈને અશ્વત્થામાએ અર્જુનની તે બાણવૃષ્ટિમાં પ્રવેશ કર્યો અને સત્વર પોતાનું નામ પ્રકાશમાં લાવી એક જ સપાટે શ્રીકૃષ્ણને સો બાણોથી વીંધી નાખ્યા ને અર્જુનને ક્ષુદ્રક જાતિનાં ત્રણસો બાણોનો પ્રહાર કરી દીધો.[૨૬] અર્જુને પણ પોતાના ગુરુપુત્ર અશ્વત્થામાને સો બાણો મારીને મર્મસ્થાનોમાં ઘાયલ કર્યા ને વધારામાં તમારા પક્ષના સર્વ યોદ્ધાઓના દેખતાં તેમના ઘોડા, સારથિ તથા ધનુષ્યની પણછ પર બાણવૃષ્ટિ કરી મૂકી.[૨૭] વળી તેમનાં સર્વ મર્મસ્થાનો વીંધી નાખી શત્રુવીરોનો સંહાર કરનારા અર્જુને તેમના સારથિને પણ એક ભલ્લ જાતિનું બાણ મારી રથની બેઠક પરથી નીચે ઢાળી પાડ્યો.[૨૮] હવે અશ્વત્થામાએ પોતે ઘોડાઓની લગામ હાથમાં લીધી અને સંખ્યાબંધ બાણો છોડી મૂકી શ્રીકૃષ્ણ તથા અર્જુનને તદ્દન ઢાંકી દીધા. તે સમયે અમે અશ્વત્થામાનું આ ઝડપભરેલું અદ્ભુત પરાક્રમ જોયું હતું. પોતે ઘોડાઓને વશમાં રાખ્યે જતા હતા અને અર્જુન સામે યુદ્ધ પણ કર્યે જતા હતા. હે રાજન્! રણમાં ઊભેલા સર્વ યોદ્ધાઓ તેમના એ પરાક્રમની એ વેળા પ્રશંસા કરતા હતા.[૨૯,૩૦] અશ્વત્થામાનું એવું અદ્ભુત કર્મ જોઈને અર્જુનને પણ ખૂબ હસવું આવ્યું અને પછી તેણે તુરત જ ક્ષુરપ્ર જાતનાં બાણો મારીને તેમના ઘોડાઓની લગામને કાપી નાખી.[૩૧] હે ભારત! તે જ ક્ષણે બાણના વેગથી પીડાયેલા તેમના ઘોડાઓ રણમાંથી નાઠા અને તમારા સૈન્યમાં ઘોર કોલાહલ થઈ રહ્યો.[૩૨] વિજયની ઇચ્છાવાળા પાંડવો તો અશ્વત્થામાનો એ રીતે પરાજય કરીને ચારેબાજુ તીક્ષ્ણ બાણોનો મારો ચલાવવા લાગ્યા અને તમારા સૈન્ય સામે ધસી રહ્યા.[૩૩] હે પૃથ્વીપતિ! વિચિત્ર પ્રકારનાં યુદ્ધો કરી જાણનારા તમારા પુત્રો, સુબલપુત્ર શકુનિ અને કર્ણ આદિ મહારથીઓના દેખતાં રણમાં વિજય મેળવીને બરાબર તેજમાં આવી ગયેલા વીર પાંડવોએ કૌરવોની મહાસેનાને ચોતરફથી એટલી બધી ગભરાવી મૂકી કે, તમારા પુત્રોએ ઘણી ઘણી અટકાવવા છતાં તે સંગ્રામમાં ઊભી જ રહી નહિ.[૩૪-૩૬] હે મહારાજ! આ પ્રમાણે તમારા પક્ષના યોદ્ધાઓ જ્યારે ચોતરફ પલાયન કરવા લાગ્યા, ત્યારે તમારા પુત્રોનું મહાન સૈન્ય પણ ભયભીત અને આકુળવ્યાકુળ થઈ ગયું.[૩૭] ત્યારે કર્ણ વારંવાર 'ઊભા રહો, ઊભા રહો' એમ કહેતો હતો; પણ મહાત્મા પાંડવોના ચોતરફના મારાને લીધે તે સેના ઊભી જ રહી નહિ. ત્યાં હે મહારાજ! વિજય મેળવીને પ્રકાશી રહેલા પાંડવો મોટા મોટા સિંહનાદો કરવા લાગ્યા. બીજી તરફ રાજા દુર્યોધન કૌરવોના સૈન્યને રણમાંથી નાસી જતું જોઈને સ્નેહપૂર્વક કર્ણને કહેવા લાગ્યો : 'ઓ કર્ણ! જો, આપણી મહાન સેનાને પાંચાલયોદ્ધાઓએ અત્યંત ગભરાવી મૂકી છે. તું અહીં ઊભો છે, છતાં ત્રાસને લીધે તે રણમાંથી પલાયન કરવા તત્પર થઈ ગઈ છે. માટે હે શત્રુદમન! આ સમયે યોગ્ય વિચાર કરીને તને ઠીક લાગે તેમ કર.[૩૮-૪૧] હે વીર મહાપુરુષ! પાંડવોએ રણમાંથી નસાડી મૂકેલા હજારો યોદ્ધાઓ બૂમો પાડી પાડીને આ વેળા તને જ બોલાવી રહ્યા છે.' દુર્યોધનનું વચન સાંભળી રાધાપુત્ર કર્ણ હસતો હોય, તેમ મુખ મલકાવી મદ્રરાજ શલ્યને કહેવા લાગ્યો :[૪૨,૪૩] 'ઓ મદ્રરાજ! આજના દિવસે મારી ભુજાઓના વીર્યને તથા મારાં

બળને તું જોજે; આજે હું સર્વ પાંચાલયોદ્ધાઓને તથા પાંડવોને નિઃસંશય રણમાં રોળી નાખીશ. માટે હે પુરુષવ્યાઘ્ર ! તું સુખેથી આપણા ઘોડાઓને આગળ ચલાવ.' હે મહારાજ! આમ કહીને સૂતના પ્રતાપી પુત્ર વીર કર્ણે અતિ પુરાણકાળનું વિજય નામનું ઉત્તમ ધનુષ્ય હાથમાં લીધું અને તેમાં દોરી ચઢાવીને તથા વારંવાર ખેંચીને તેને બરાબર તૈયાર કર્યું. હે રાજન્! તેણે સત્યના સોગંદ આપી સર્વ યોદ્ધાઓને પાછા વાળ્યા. પછી તે મહાબળવાન અને મહામનસ્વી કર્ણે પોતાના તે વિજય ધનુષ્ય પર ભાર્ગવાસ્ત્રનો પ્રયોગ કર્યો. હે રાજા! તુરત જ તે ધનુષ્યમાંથી હજારો, લાખો, કરોડો અને અબજોની સંખ્યાવાળાં તીક્ષ્ણ બાણો તે મહારણમાં છૂટવા લાગ્યાં.[૪૪-૪૮] વળી જોતજોતામાં કંક તથા મયૂરપક્ષીનાં પીછાં બાંધેલાં બળબળતાં ઘોર બાણોથી પાંડવોની સેના ઢંકાઈ ગઈ, તેથી તે સ્થળે બાણો વિના કંઈ પણ જણાતું ન હતું.[૪૯] હે પૃથ્વીનાથ ! બળવાન ભાર્ગવાસ્ત્રના પ્રયોગથી સર્વ પાંચાલયોદ્ધાઓ ગભરાઈ ગયા અને તેઓમાં મોટો હાહાકાર થઈ રહ્યો.[૫૦] ત્યાં હે રાજન્! હજારો હાથીઓ અને હજારો ઘોડાઓ ટપોટપ રણમાં પડવા લાગ્યા, તેમ જ સંખ્યાબંધ યોદ્ધાઓ અને રથો ચારેબાજુ પછડાઈ પડવા લાગ્યા. આથી હે નરસિંહ ! રણભૂમિ કંપી ઊઠી અને પાંડવોનું સર્વ મહાસૈન્ય આકુળવ્યાકુળ થઈ ગયું.[૫૧,૫૨] હે પરંતપ પુરુષવ્યાઘ્ર ! એ સમયે યુદ્ધ કરનારાઓમાં શ્રેષ્ઠ એવો શત્રુતાપન કર્ણ એકલો જ નિર્ધૂમ અગ્નિની પેઠે શત્રુઓને બાળી મૂકતો અને તપાવી મૂકતો રણમાં શોભી રહ્યો હતો.[૫૩] હે નરસિંહ ! એ રીતે કર્ણે પાંચાલો તથા ચેદિયોદ્ધાઓનો સંહાર કરવા માંડ્યો, ત્યારે દાવાનળથી સળગી ઊઠેલા વનમાં જેમ હાથીઓ ગભરાઈ જાય, તેમ તે સર્વ નરોત્તમો ગભરાઈ ગયા અને વ્યાઘ્રોની પેઠે બૂમો પાડવા લાગ્યા. હે રાજા ! એ સમયે રણસંગ્રામમાં ભયભીત થઈને બૂમાબૂમ કરતા તથા આમતેમ ચારેબાજુ દોડાદોડ કરતા તે સર્વ મહાપુરુષોનો જે મહાન આર્તનાદ થઈ રહ્યો હતો, તે પ્રલયકાળ સમયે થતા પ્રાણીઓના જેવો આર્તનાદ હતો.[૫૪-૫૬] હે રાજા ! કર્ણને હાથે તે યોદ્ધાઓનો સંહાર થતો જોઈને પશુપક્ષી આદિ તિર્યંચ પ્રાણીઓ પણ ત્રાસ પામી ગયાં હતાં.[૫૭] પ્રેતરાજના નગરમાં યમદૂતોના મારથી બેભાન થયેલા પાપાચારી જીવો જેમ પ્રેતરાજના નામની બૂમો પાડે, તેમ કર્ણના હાથનો માર ખાતા સૃંજયયોદ્ધાઓ એ યુદ્ધમાં વારંવાર શ્રીકૃષ્ણ તથા અર્જુનને મોટો પોકાર પાડી બોલાવી રહ્યા હતા. આ રીતે કર્ણનાં બાણોથી વિનાશ પામતા તે યોદ્ધાઓની બૂમાબૂમ સાંભળીને કુંતીપુત્ર અર્જુન વાસુદેવને કહેવા લાગ્યો : 'હે મહાબાહુ કૃષ્ણ ! જુઓ, કર્ણે આ સમયે મહાઘોર ભાર્ગવાસ્ત્રનો પ્રયોગ કર્યો છે. જુઓ, એનું પરાક્રમ. એ ભાર્ગવાસ્ત્રનો કોઈ રીતે રણમાં નાશ કરી શકાતો નથી.[૫૮-૬૧] ઓ કૃષ્ણ ! જુઓ તો ખરા, સૂતપુત્ર કર્ણ આ મહારણમાં આવેશમાં આવી ગયો છે ! આ વખતે દારુણ કર્મ કરી રહેલા તે કર્ણનું વીર્ય સાક્ષાત્ કાળ સરખું દેખાય છે.[૬૨] વળી તે કર્ણ પોતાના સારથિને વારંવાર ઘોડાઓ હંકારવાનું કહી મારી સામે જોયા કરે છે; માટે હવે કર્ણની સામેથી પલાયન કરી જવું તે મને યોગ્ય દેખાતું નથી.[૬૩] કારણ કે હે હૃષીકેશ! જીવતો પુરુષ જ યુદ્ધમાં જય કે પરાજયને પામી શકે છે. મૂએલાનો તો નિત્યને માટે પરાજય જ છે. તેને માટે વિજયની આશા ક્યાંથી હોઈ શકે?' આ પ્રમાણે અર્જુને કહ્યું, એટલે શ્રીકૃષ્ણ બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ તથા શત્રુઓનું દમન કરનારા તે અર્જુનને આ સમયોચિત વચન કહેવા લાગ્યા:

'હે પાર્થ ! કર્ણે કુંતીપુત્ર યુધિષ્ઠિરરાજને અત્યંત ઘાયલ કર્યા છે, માટે હાલ તુરતમાં તેમને આશ્વાસન આપીને તું કર્ણને મારજે.'[૬૪-૬૬] હે રાજા ! શ્રીકૃષ્ણની આંતરિક ઇચ્છા કર્ણને યુદ્ધમાં ખૂબ થકવી નાખવાની હતી અને તે માટે જ તેમણે અર્જુનને યુધિષ્ઠિરને મળવાની ઇચ્છા દર્શાવી હતી તથા તે તરફ પ્રયાણ પણ કર્યું હતું.[૬૭] પછી શ્રીકૃષ્ણની આજ્ઞા પ્રમાણે અર્જુન પણ બાણોથી પીડાયેલા રાજા યુધિષ્ઠિરને મળવા માટે તુરત રથમાં બેસીને રણમાંથી તે તરફ જવા લાગ્યો.[૬૮] આમ હે ભારત ! કુંતાપુત્ર અર્જુન અશ્વત્થામાની સાથે યુદ્ધ કરીને તથા ઇંદ્ર સરખા દુઃસહ એવા એ ગુરુપુત્રનો પરાજય કરીને જે વેળા ધર્મરાજને મળવા માટે જતો હતો, તે વેળા તેણે પોતાના મોટાભાઈ ધર્મરાજને જોવા માટે સર્વ સૈન્યમાં દષ્ટિ કરી, પરંતુ તેમાં તેને કોઈ સ્થળે યુધિષ્ઠિરરાજ દેખાયા નહિ.[૬૯,૭૦]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'ધર્મરાજાની શોધ' નામનો અધ્યાય ૬૪ મો સમાપ્ત

## अध्याय ६५मा

### છાવણીમાં યુધિષ્ઠિરને શ્રીકૃષ્ણ તથા અર્જુનનો મેળાપ

॥ संजय उवाच ॥

द्रौणिं पराजित्य ततोग्रधन्वा
कृत्वा महद्दुष्करं शूरकर्म ।
आलोकयामास ततः स्वसैन्यं
धनंजयः शत्रुभिरप्रधृष्यः ॥ १ ॥

સંજય બોલ્યો : આમ હે ધૃતરાષ્ટ્રરાજા ! અશ્વત્થામાનો પરાજય કરીને શત્રુઓથી દુરાધર્ષ એવા અને વિસ્તારેલા ઉગ્ર ગાંડીવ ધનુષ્યવાળા તે અર્જુને શૌર્યયુક્ત મહાન દુષ્કર કર્મ કર્યું અને પછી તે યુધિષ્ઠિરરાજાને જોવા માટે પોતાના સૈન્યમાં દષ્ટિ કરવા લાગ્યો.[૧] શૂરવીર મહાત્મા અર્જુને પ્રથમના પ્રહારોથી ઘાયલ થઈ સેનાના મોખરામાં યુદ્ધથી અળગા ઊભા રહેલા અનેક શૂરા રથીયોદ્ધાઓને અભિનંદન આપ્યાં, તેમને હર્ષ ઉપજાવ્યો અને તેમની પ્રશંસા કરી.[૨] સર્વ તરફ દષ્ટિ કરવા છતાં અજમીઢગોત્રી પોતાના જ્યેષ્ઠ બંધુ યુધિષ્ઠિર અર્જુનના જોવામાં આવ્યા નહિ, તેથી અર્જુન એકદમ ભીમસેન પાસે ગયો અને તેને યુધિષ્ઠિરરાજ ક્યાં છે, તેની ખબર પૂછવા લાગ્યો.[૩]

ભીમસેન બોલ્યો : ધર્મપુત્ર રાજા યુધિષ્ઠિર અહીંથી છાવણી તરફ ગયા છે. તેમનાં અંગો કર્ણના બાણપ્રહારોથી એટલાં બધાં ઘાયલ થયાં છે કે, આ સમયે તે જીવતા હશે કે નહિ, એ પણ શંકા જેવું છે.[૪]

અર્જુન બોલ્યો : તો તમે પોતે જ કુરુશ્રેષ્ઠ રાજા યુધિષ્ઠિરની ખબર લેવા જલદી છાવણી તરફ જાઓ. ખરેખર ! કર્ણે બાણો મારીને રાજા યુધિષ્ઠિરને અત્યંત વીંધી નાખ્યા હશે, તેથી જ તે છાવણી તરફ ચાલ્યા ગયા છે.[૫] એ બળવાન યુધિષ્ઠિરરાજને દ્રોણાચાર્યે પણ તીક્ષ્ણ બાણોના પ્રહારો કરી ખૂબ ઘાયલ કરી દીધા હતા; છતાં જ્યાં સુધી દ્રોણાચાર્ય મરણ પામ્યા ન હતા, ત્યાં સુધી તે વિજયની આશાએ ત્યાં ને ત્યાં જ ઊભા રહ્યા હતા.[૬] આજના યુદ્ધમાં તો કર્ણે પાંડવોના તે અગ્રગણ્ય મહાનુભાવને છેક મરણની અણી ઉપર લાવી મૂક્યા છે. માટે હે ભીમસેન ! તમે જલદી તેમના સમાચાર જાણવા માટે જાઓ. તમે આવશો ત્યાં સુધી હું પોતે જ શત્રુઓને અટકાવી રાખી અહીં ઊભો રહીશ.[૭]

ભીમસેન બોલ્યો : હે મહાનુભાવ અર્જુન ! તું જ ભરતશ્રેષ્ઠ યુધિષ્ઠિરરાજના સમાચાર લેવા જા; કારણ કે જો હું તેમની ખબર લેવા જઈશ, તો શત્રુપક્ષના વીર યોદ્ધાઓ મારે વિષે કહેશે કે,

ભીમસેન અમારાથી ડરી ગયો છે.[૯] તે સાંભળી અર્જુન ભીમસેનને કહેવા લાગ્યો : 'પેલા સામેના સૈન્યમાં સંશપ્તક યોદ્ધાઓ કેવળ મારા માટે જ ઊભા રહ્યા છે, તેથી તેમને માર્યા વિના શત્રુસમુદાયવાળા આ સ્થાનમાંથી હું હમણાં જઈ શકું તેમ નથી.'[૯] તુરત જ ભીમસેને કહ્યું : 'ઓ કુરુવંશી વીર અર્જુન ! તું તારે સુખેથી યુધિષ્ઠિરરાજાની ખબર કાઢવા જા. ત્યાં સુધી હું પોતે જ મારા પરાક્રમનો આશ્રય કરી સર્વ સંશપ્તકો સામે રણમાં યુદ્ધ કરીશ. હું એકલો જ કોઈનાથી સહન ન થઈ શકે તેવા સંશપ્તકોના સૈન્યને અતિ દુષ્કર પરાક્રમ કરીને અટકાવી રાખીશ.' શત્રુઓના મધ્યમાં પોતાના ભાઈ ભીમસેનનાં આવાં અતિ દુષ્કર વીરત્વભર્યાં વચનો સાંભળીને વાનરધ્વજ મહાત્મા અર્જુને પોતાના સત્યપરાક્રમી ભાઈનાં તે સત્ય વચનો અપ્રમેય નારાયણ—શ્રીકૃષ્ણને કહી સંભળાવ્યાં. પછી અર્જુને યાદવશ્રેષ્ઠ કૃષ્ણને કુરુશ્રેષ્ઠ રાજા યુધિષ્ઠિર પાસે જવા માટે કહ્યું.[૧૦-૧૨]

અર્જુન બોલ્યો : હે હૃષીકેશ ! આ સૈન્યસાગરને છોડી દઈ આપણા ઘોડાઓને છાવણી તરફ હંકારો. હે કેશવ ! હું અજાતશત્રુ રાજા યુધિષ્ઠિરને મળવા ઇચ્છું છું.[૧૩]

સંજય બોલ્યો : અર્જુનનાં વચન સાંભળ્યા પછી સર્વ યાદવોમાં મુખ્ય એવા શ્રીકૃષ્ણે ઘોડાઓને છાવણી તરફ હંકાર્યા અને હંકારતાં હંકારતાં ભીમસેનને આ પ્રમાણે કહ્યું : 'અરે ઓ ભીમસેન ! હવે તારું પરાક્રમ તું કરી દેખાડજે. હું માનું છું કે, એમાં કંઈ આશ્ચર્ય જેવું નથી જ. અર્જુનના સર્વ શત્રુઓનો તું સંહાર કરજે. અમે તો હવે યુધિષ્ઠિર પાસે જઈએ છીએ.' આમ કહીને હે રાજન્ ધૃતરાષ્ટ્ર ! શ્રીકૃષ્ણ વેગમાં ગરુડ સરખા ઘોડાઓને એકદમ દોડાવીને યુધિષ્ઠિરરાજા પાસે જવા ચાલી નીકળ્યા. પણ હે રાજેંદ્ર ! જતાં જતાં તેમણે શત્રુદમન ભીમસેનને શત્રુઓના સૈન્યની સમીપમાં બરાબર ગોઠવી દીધો હતો અને તેની સામે યુદ્ધ કરવા આજ્ઞા કરી દીધી હતી.[૧૪-૧૬] પછી તે બન્ને પુરુષવીરો ઘણી જ ઝડપથી છાવણીમાં જઈ પહોંચી રથ પરથી નીચે ઊતરી પડ્યા અને ત્યાં એકલા સૂતેલા યુધિષ્ઠિરરાજા પાસે જઈને તેમના ચરણમાં પ્રણામ કર્યા. ઇંદ્રને ક્ષેમકુશળ જોઈને અશ્વિનીકુમારો જેમ હર્ષ પામે, તેમ તેઓ બન્ને જણા પુરુષોમાં વ્યાઘ્ર સરખા પુરુષશ્રેષ્ઠ યુધિષ્ઠિરરાજને ક્ષેમકુશળ જોઈને હર્ષ પામ્યા. સૂર્યે જેમ દેવ અશ્વિનીકુમારોને અભિનંદન આપ્યું હતું તથા જંભાસુરનો નાશ કરીને આવેલા ઇંદ્રને તથા ઉપેંદ્રને જેમ બૃહસ્પતિએ અભિનંદન આપ્યું હતું, તેમ યુધિષ્ઠિરરાજે તે બન્નેને અભિનંદન આપ્યું. તેમના આગમનથી શત્રુતાપન ધર્મરાજ યુધિષ્ઠિર કર્ણને મરણ પામ્યો માની બેઠા અને પ્રસન્ન થઈને હર્ષથી ગદ્ગદતી વાણીમાં કહેવા લાગ્યા.

સંજય બોલ્યો : પોતાની સેનાના મુખ્ય નરવીર અને મહાસત્ત્વશાળી એવા તે બન્ને કેશવ તથા અર્જુનને એકીસાથે પોતાની પાસે આવેલા જોઈને તથા તેમની વિશાળ આંખોને લાલચોળ જોઈને તેમ જ તેમનાં શરીરોને ખૂંચી ગયેલાં બાણોવાળાં તથા લોહીલુહાણ થયેલાં જોઈને રાજા યુધિષ્ઠિર 'અર્જુને કર્ણને યુદ્ધમાં મારી નાખ્યો છે' એમ માની બેઠા.[૧૭-૨૨] હે ભરતશ્રેષ્ઠ ! એ કુંતીનંદને પરમ સુંદર સામયુક્ત વચનો કહીને શત્રુહંતા અર્જુનની સ્મિતપૂર્વક પ્રશંસા કરવા માંડી અને તે બન્નેને અભિનંદન આપવા માંડ્યાં.[૨૩]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'યુધિષ્ઠિરની પાસે કૃષ્ણ તથા અર્જુનનું આવવું' નામનો અધ્યાય ૬૫મો સમાપ્ત

# અધ્યાય ૬૬મો

## કર્ણને તેં માર્યો કે?

॥ युधिष्ठिर उवाच ॥

**स्वागतं देवकीमातः स्वागतं ते धनंजय ।**
**प्रियं मे दर्शनं गाढं युवयोरच्युतार्जुनौ ॥ १ ॥**

યુધિષ્ઠિર બોલ્યા : હે દેવકીપુત્ર કૃષ્ણ ! તમે ભલે પધાર્યા ! હે અર્જુન ! તું ભલે આવ્યો ! હે કૃષ્ણ ! હે અર્જુન ! આવો, આવો, તમારા બન્નેનું દર્શન મને અત્યંત પ્રિય લાગે છે.[૧] મને જણાય છે કે, તમે બન્નેએ જરાય ઘાયલ થયા વિના તથા જરા પણ દુઃખ પામ્યા વિના મહારથી કર્ણને મારી નાખ્યો છે. ખરેખર ! કર્ણ આ યુદ્ધમાં ઝેરી સર્પ જેવો હતો, સર્વ જાતનાં શસ્ત્રો વાપરવામાં કુશળ હતો અને સર્વ કૌરવોમાં મુખ્ય હતો. એટલું જ નહિ, તે સર્વ કૌરવોના કલ્યાણરૂપ તથા એક મજબૂત કવચરૂપ હતો. વળી આ યુદ્ધમાં તેના પુત્ર ધનુર્ધર વૃષસેન તથા સુષેણ તેનું રક્ષણ કરતા હતા.[૨,૩] તે મહાવીર્યવાન કર્ણના પર પરશુરામે કૃપા કરી હતી, તેથી જ તે અસ્ત્રવિદ્યામાં અતિ દુર્જય હતો, સર્વ લોકમાં મુખ્ય ગણાતો હતો અને મહારથી તરીકે લોકમાં પ્રસિદ્ધ થયો હતો.[૪] તે ધૃતરાષ્ટ્રના પુત્રોનો રક્ષક હતો, સેનાના મોખરામાં ચાલનારો હતો, શત્રુઓનાં સૈન્યોનો સંહાર કરનાર હતો અને શત્રુઓનાં ટોળાંઓને મરડનારો હતો.[૫] તે કર્ણ નિત્યને માટે દુર્યોધનનું હિત કરવામાં તૈયાર રહેતો હતો. અને તેથી જ તે આપણને દુઃખ દેવામાં નિત્ય તત્પર રહેતો. મહાયુદ્ધમાં ઇંદ્ર સહિત દેવતાઓ પણ તેનો પરાભવ કરવાને અસમર્થ હતા.[૬] તેજમાં તથા બળમાં તે અગ્નિ તથા વાયુ સમાન હતો. પાતાળની પેઠે તે ગંભીર હતો, મિત્રોને તે આનંદવર્ધક હતો અને મારા મિત્રોનો તે કાળ હતો. અસુરને મારી નાખી જેમ બે દેવો આવે, તેમ તમે બન્ને જણા આવા મહાબળવાન કર્ણને રણમાં મારી નાખી મારી પાસે આવ્યા, તે બહુ સારું થયું છે.[૭,૮] હે અચ્યુત ! હે અર્જુન ! સર્વ પ્રજાઓનો સંહાર કરવા ઇચ્છતો કાળ જેમ તે પ્રજાઓ સાથે યુદ્ધ કરે, તેમ તે કર્ણે રણમાં અદીન થઈને ઊભેલા મારી સાથે આજે ઘોર યુદ્ધ કર્યું હતું.[૯] તે યુદ્ધમાં તેણે મારા ધ્વજને કાપી નાખ્યો હતો, બન્ને પૃષ્ઠરક્ષકોને તથા સારથિને મારી નાખ્યા હતા, તેમ જ સાત્યકિ, ધૃષ્ટદ્યુમ્ન, નકુલ, સહદેવ, વીર શિખંડી, દ્રૌપદીના પુત્રો તથા સર્વ પાંચાલયોદ્ધાઓના દેખતાં તેણે મારા ઘોડાઓનો પણ નાશ કરી નાખ્યો હતો.[૧૦,૧૧] હે મહાબાહુ અર્જુન ! મેં ગણાવેલા તે સર્વ મહારથીઓનો તથા બીજા ઘણા શત્રુઓનો પરાજય કરીને મહાપરાક્રમી કર્ણે મહારણમાં ખૂબ પ્રયત્ન કરી આખરે મને પોતાને પણ હરાવ્યો હતો.[૧૨] એટલું જ નહિ, હે શ્રેષ્ઠ યોદ્ધા ! યુદ્ધમાં મારી સામે ધસારો કરીને તેણે મને ઘણાં ઘણાં તીક્ષ્ણ વચનો કહ્યાં હતાં અને મારો તિરસ્કાર કર્યો હતો. આ મારું કહેવું સત્ય છે, તેમાં જરા પણ સંશય નથી. હે અર્જુન ! હું અત્યારે જે જીવું છું તેમાં કેવળ ભીમસેનનો પ્રભાવ જ છે. આ વિષયમાં હું વધારે શું કહું ? કર્ણે આજે મને જે દુઃખ આપ્યું છે, તે સહન કરવાને મારામાં બિલકુલ ઉત્સાહ રહ્યો નથી.[૧૩,૧૪] હે અર્જુન ! આજે તેર વર્ષ થયાં કર્ણના ભયથી રાત્રિમાં મને નિદ્રા પણ આવતી નથી, તેમ દિવસે ક્યાંય સુખ મળતું નથી.[૧૫] જ્યારથી હું તેની સાથે દ્વેષથી જોડાયો છું, ત્યારથી નિત્ય મનમાં ને મનમાં હું બળ્યા કરું છું. આજે જ્યારે તેની સાથેના યુદ્ધમાં મારું મરણ થવાનો પ્રસંગ આવી પડ્યો, ત્યારે મુખ અને કાનથી જળને સ્પર્શ કરનારા વાધ્રીણસ*

* જળપાન કરતી વખતે જેનું મુખ તથા બે કાન

જાતના બકરાની પેઠે હું રણમાંથી નાસી છૂટ્યો છું.[૧૬] મારે યુદ્ધમાં કર્ણનો કેવી રીતે નાશ કરવો, આવો નિત્ય વિચાર કરતાં મારો ઘણો કાળ ચાલ્યો ગયો હતો, પણ કોઈ રીતે મારો તે વિચાર સફળ થયો ન હતો. હે કૌંતેય ! જાગતાં કે ઊંઘતાં જ્યાં ને ત્યાં સદાને માટે કર્ણને જ હું દેખું છું. અરે ! આ સર્વ જગત મને કર્ણમય જ દેખાય છે.[૧૭,૧૮] હે ધનંજય ! કર્ણથી ભયભીત થયેલો હું જ્યાં જ્યાં જાઉં છું, ત્યાં ત્યાં સર્વ સ્થળે મારી આગળ હું કર્ણને જ ઊભેલો દેખું છું.[૧૯] હે પૃથાપુત્ર ! યુદ્ધમાં કદી પણ પલાયન નહિ કરનારા એ વીર કર્ણે આજના યુદ્ધમાં મારા ઘોડાઓનો તથા રથનો નાશ કર્યો છે અને મારો પણ પરાજય કરી કેવળ મને જીવતો જ મૂક્યો છે.[૨૦] રણસંગ્રામને શોભાવનારા એ કર્ણે મને આજે ઘાયલ કરી નાખીને મારો ઘણો તિરસ્કાર કર્યો છે, તો મારે હવે જીવીને શું કરવું છે ? તેમ રાજ્યનું પણ મારે હવે શુ પ્રયોજન છે ?[૨૧] ભીષ્મ, દ્રોણાચાર્ય કે કૃપાચાર્ય તરફથી પણ મને જે અપમાન નહોતું મળ્યું, તે અપમાન આજના યુદ્ધમાં મહારથી કર્ણ તરફથી મને મળ્યું છે.[૨૨] હે અર્જુન ! તે માટે હું તને પૂછું છું કે, તેં આજે કુશળક્ષેમ રહીને કર્ણને કેવી રીતે મારી નાખ્યો ? તે સર્વ વૃત્તાંત તું મને કહે.[૨૩] કર્ણ બળમાં ઇંદ્ર સમાન હતો, પરાક્રમમાં યમરાજ સરખો હતો અને અસ્ત્રવિદ્યામાં પરશુરામ સરખો હતો; છતાં તેં એને રણમાં કેવી રીતે મારી નાખ્યો ?[૨૪] હે પૃથ્વીપાળ ! જે કર્ણ જગતમાં મહારથી તરીકે પ્રખ્યાત હતો, સર્વ યુદ્ધોમાં કુશળ હતો, ધનુર્ધરોમાં શ્રેષ્ઠ હતો, સર્વ પુરુષોમાં એક જ મહાપુરુષ તરીકે કહેવાતો હતો અને રાજા ધૃતરાષ્ટ્ર તથા તેમનો પુત્ર દુર્યોધન કેવળ તને મારવા માટે જ જેનું નિત્ય સન્માન કર્યા કરતા હતા, તે રાધાપુત્ર કર્ણને તેં કેવી રીતે હણી નાખ્યો ?[૨૫,૨૬] હે અર્જુન ! ધૃતરાષ્ટ્રનો પુત્ર દુર્યોધન સદા સર્વ યોદ્ધાઓમાં કર્ણને તારા મૃત્યુરૂપ માનતો હતો. હે પુરુષવ્યાઘ્ર અર્જુન ! તે કર્ણને તેં કેવી રીતે યુદ્ધમાં મારી નાખ્યો ? તે મને કહે.[૨૭,૨૮] હે પુરુષસિંહ ! સિંહ જેમ રુરુ નામના મૃગને મારી નાખે છે, તેમ તારી સાથે યુદ્ધ કરતા તે કર્ણના મસ્તકને તેના સર્વ સુહૃદોના દેખતાં તેં કેવી રીતે કાપી નાખ્યું ?[૨૯] રણમાં તારી સામે ટક્કર ઝીલવા જે કર્ણે સર્વ દિશાઓ તથા વિદિશાઓમાં વસનારા પરશુરામ આદિ મહાન પુરુષોને સેવ્યા હતા અને જે કર્ણ રણમાં તને દેખાડનારા પુરુષને હાથી સમાન બળવાળા છ બળદો આપવા તૈયાર થયો હતો, તે દુરાત્મા કર્ણ કંકપક્ષીનાં પીંછાવાળાં અતિ તીક્ષ્ણ બાણોથી રણમાં મરણ પામી રણભૂમિ પર લાંબો થઈને સૂઈ ગયો છે કે શું ? ખરેખર, એ કર્ણને રણમાં હણી નાખીને તેં મારું અત્યંત પ્રિય કાર્ય કર્યું છે.[૩૦,૩૧] કૌરવોનું સન્માન પામી ગર્વિષ્ઠ બની ગયેલો જે સૂતપુત્ર કર્ણ તારે માટે સર્વ સ્થળે સદા ઘૂમ્યા કરતો હતો તથા પોતે શૂરવીર હોવાનું અભિમાન ધરાવતો હતો, તે કર્ણને યુદ્ધમાં ભેટીને શું તેં મારી નાખ્યો છે ?[૩૨] હે તાત ! જે કર્ણ તારી ખબર લાવી આપનાર પુરુષોને હાથીઘોડાઓની સાથે સુવર્ણનો ઉત્તમ રથ આપી દેવા ઇચ્છા ધરાવતો હતો અને જે કર્ણ નિત્ય રણમાં તારી સ્પર્ધા કર્યા કરતો હતો, તે

---

જળનો સ્પર્શ કરે તે બકરાને વાધ્રીણસ કહે છે. અથવા કેટલાએક પ્રાચીન પંડિતો કહે છે

कृष्णग्रीवो रक्तशिरा श्वेतपक्षो विहंगमः ।
स वै वाध्रीणसः प्रोक्तो याज्ञिकैः पितृकर्मणि ॥

જેની ડોક કાળી હોય, જેનું મસ્તક લાલ હોય અને જેની બન્ને પાંખો ધોળી હોય તેવા પક્ષીને યાજ્ઞિકો વાધ્રીણસ કહે છે. આ વાધ્રીણસ પક્ષીઓ પિતૃકર્મમાં ઉપયોગી થાય છે.

—નીલકંઠ

પાપી કર્ણને તેં યુદ્ધમાં મારી નાખ્યો છે કે?[૩૩] શૌર્યના મદથી મદમત્ત બની ગયેલો જે કર્ણ કુરુવંશીઓની સભામાં નિત્ય પોતાની બડાઈ માર્યા કરતો હતો અને દુર્યોધનને જ અત્યંત પ્રિય થઈ પડ્યો હતો, તે પાપી કર્ણ શું તારે હાથે આજ મરી ગયો છે?[૩૪] પાપી કર્ણ આજના યુદ્ધમાં તારો સમાગમ કરીને શું તારા ધનુષ્યમાંથી છૂટેલાં લાલ રંગનાં બાણોથી છિન્નભિન્ન ગાત્રોવાળો થઈને રણમાં શયન કરી ગયો છે? અને તેના મરણથી દુર્યોધનના બન્ને બાહુઓ ભાંગી પડ્યા છે શુ?[૩૫] વળી જે કર્ણ ગર્વથી ઊભરાઈ જઈને સર્વ રાજાઓના મધ્યમાં સર્વદા પોતાનાં વખાણ કર્યા કરતો હતો અને દુર્યોધનને હર્ષ ઉપજાવતો હતો, તેમ જ જે મૂર્ખાઈથી કહેતો હતો કે, 'હું અર્જુનને મારી નાખીશ,' તેનાં આ વચનને શું તેં મિથ્યા કર્યાં છે?[૩૬] હે ઇંદ્રપુત્ર! જે અલ્પ બુદ્ધિમાન કર્ણ જ્યાં સુધી 'અર્જુન જગતમાં જીવી રહ્યો છે, ત્યાં સુધી હું મારા પગ બીજાની પાસે કદી ધોવરાવીશ નહિ,' એવી પ્રતિજ્ઞા લઈ બેઠો હતો, તે કર્ણ આજ તારે હાથે શું માર્યો ગયો છે?[૩૭] વળી તે દુષ્ટબુદ્ધિના કર્ણે સભામાં કુરુવંશના વીર પુરુષોના મધ્યમાં દ્રૌપદીને આવાં વચન કહ્યાં હતાં: 'હે કૃષ્ણા! અતિ દુર્બળ, સત્ત્વથી હીન તથા પદભ્રષ્ટ થયેલા પાંડવોનો તું કેમ ત્યાગ કરતી નથી?'[૩૮] વળી તે કર્ણે તારે માટે પ્રતિજ્ઞા કરી હતી કે, 'કૃષ્ણ સહિત અર્જુનને માર્યા વિના હું કદી પણ આ હસ્તિનાપુરમાં આવીશ નહિ.' આવો પાપિષ્ઠ બુદ્ધિનો એ કર્ણ તારાં બાણોથી શરીરે છિન્નભિન્ન થઈને રણમાં સૂઈ રહ્યો છે કે શું?[૩૯] આજે જ્યારે કૌરવો તથા સૃંજયોનો સમાગમ થયો, ત્યારે બન્ને પક્ષ વચ્ચે જે સંગ્રામ થયો હતો, તે તારા જાણવામાં આવ્યો છે કે? તે સંગ્રામમાં કર્ણે મારી આવી દુર્દશા કરી નાખી છે, તો તે દુરાત્મા કર્ણને આજ તેં મારી નાખ્યો છે કે?[૪૦] હે સવ્યસાચી! તેં અતિ મંદ બુદ્ધિના તે કર્ણના કુંડળોવાળા તેજસ્વી મસ્તકને ગાંડીવધનુષ્યમાંથી છૂટેલાં બળબળતાં બાણો મૂકીને તેના ધડ પરથી કાપી નાખી યુદ્ધમાં પાડી નાખ્યું છે ને?[૪૧] હે વીર! જે વેળા કર્ણે બાણોનો મારો ચલાવી મને સખ્ત પ્રહાર કરવા માંડ્યો હતો, તે વેળા એનો વધ કરવા માટે મેં તારું સ્મરણ કર્યું હતું. તે મારા સ્મરણને આજે કર્ણને મારી નાખી તેં શું સફળ કર્યું છે?[૪૨] જે કર્ણનો આશ્રય કરી દુર્યોધન ગર્વથી છલકાઈ જતો હતો અને આપણો તિરસ્કાર કર્યા કરતો હતો, તે દુર્યોધનના કર્ણરૂપ આશ્રયને તેં પરાક્રમ કરાને આજે શું ભાંગી નાખ્યો છે?[૪૩] આપણી નિત્ય અદેખાઈ કરતા જે કર્ણે તે સમયે સભા વચ્ચે કૌરવોની સમક્ષ આપણને તેલ વિનાના તલ જેવા પંઢ (નપુંસક) કહ્યા હતા, તે દુષ્ટબુદ્ધિમાન સૂતપુત્ર કર્ણને તેં યુદ્ધમાં ધસી જઈને શું મારી નાખ્યો છે?[૪૪] પૂર્વે જુગારમાં શકુનિએ જ્યારે દ્રૌપદીને પણ જીતી લીધી હતી, ત્યારે જે દુરાત્મા કર્ણ ખડખડાટ હસ્યો હતો અને બોલ્યો હતો કે, 'અરે ઓ દુઃશાસન! તું જાતે જ એ યાજ્ઞસેનીને અહીં સભામાં ઘસડી લાવ,' તે કર્ણને આજે શું તે મારી નાખ્યો છે?[૪૫] હે મહાત્મન! પૃથ્વીના સર્વ શસ્ત્રધારીઓમાં અત્યંત ઉત્તમ હોવા છતાં જે અલ્પ બુદ્ધિના કર્ણને પિતામહ ભીષ્મે અર્ધરથીની ગણનામાં ગણી કાઢયો હતો અને તે પરથી જે કર્ણે તેમનું અપમાન કર્યું હતું, તે અધિરથપુત્ર કર્ણને આજ તેં શું હણી નાખ્યો છે?[૪૬] હે અર્જુન! મારા હૃદયમાં અમર્ષથી ઉત્પન્ન થયેલો તથા તિરસ્કારરૂપ પવનથી ફૂંકાયેલો અગ્નિ આજે ઘણા કાળથી સદાને માટે ધખધખ્યા કરે છે, તે અગ્નિને તું 'આજે કર્ણની સાથે

કરી મેં તેને મારી નાખ્યો છે' એમ કહીને શું શાંત કરવા ધારે છે?[47] ઓ મહાવીર! એ મહા-દુર્લભ વૃત્તાંત તું મને કહે. કર્ણને આજે તેં કેવી રીતે મારી નાખ્યો? વૃત્રાસુરનો વધ થયા પછી જેમ ભગવાન વિષ્ણુ ઇંદ્રની પાસેથી તેનું વૃત્તાંત જાણવા માટે આતુર થઈ રહ્યા હતા, તેમ હું પણ તારી પાસેથી કર્ણવધનું વૃત્તાંત જાણવા માટે ઘણો જ આતુર થઈ રહ્યો છું.[48]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'યુધિષ્ઠિરવાક્ય' નામનો અધ્યાય ૬૬મો સમાપ્ત

## अध्याय ६७मो

### અર્જુનપ્રતિજ્ઞા–કર્ણનો હું વધ કરીશ

॥ सञ्जय उवाच ॥

तद्धर्मशीलस्य वचो निशम्य
राज्ञः क्रुद्धस्यातिरथो महात्मा।
उवाच दुर्धर्षमदीनसत्त्वं
युधिष्ठिरं जिष्णुरनंतवीर्यः ॥ १ ॥

સંજય બોલ્યો: ક્રોધાયમાન થયેલા ધર્મશીલ યુધિષ્ઠિરરાજનાં એ વચન સાંભળીને અનંત પરાક્રમી અતિરથી મહાત્મા અર્જુન દુરાધર્ષ અને મહાબળવાન એવા તે યુધિષ્ઠિરને આ પ્રમાણે કહેવા લાગ્યા.[1]

અર્જુન બોલ્યા: હે રાજન્! આજે હું જ્યારે સંશપ્તક યોદ્ધાઓની સાથે યુદ્ધ કરતો હતો, ત્યારે કૌરવસૈન્યમાં સૌથી આગળ ચાલનારા એ દ્રોણપુત્ર અશ્વત્થામા સર્પ સરખાં તીક્ષ્ણ બાણો ફેંકતા ફેંકતા એકાએક મારી સામે આવી ઊભા હતા.[2] મેઘ સમાન શબ્દ કરનારા મારા રથને જોઈને તે અશ્વત્થામાએ સમગ્ર સેનાથી વીંટાઈને મારી સામે ધસારો કર્યો. પણ હે મહારાજ! તેમના પાંચ સો યોદ્ધાઓને મારી નાખી તુરત જ હું અશ્વત્થામા પાસે જઈ પહોંચ્યો.[3] એટલે હે નરેંદ્ર! મોટો હાથી જેમ સિંહ સામે ચઢાઈ કરે, તેમ બરાબર સાવધાન થયેલા તે અશ્વત્થામાએ રણમાં મારી ભેટ થતાં જ મારી સામે ચઢાઈ કરી અને તેમણે મરણ પામતા કૌરવ રથીઓનો ઉદ્ધાર કરવાની ઇચ્છા કરી.[4] પછી હે ભારત! રણમાં મહાદુઃખે કંપાવી શકાય એવા અને કુરુઓના સર્વ મહારથીઓમાં શ્રેષ્ઠ એવા એ આચાર્યપુત્રે ઝેર તથા અગ્નિ સમાં તીક્ષ્ણ બાણોનો મારો ચલાવ્યો અને મને તથા શ્રીકૃષ્ણને પીડવા માંડ્યા.[5] આમ તેમણે જ્યારે મારી સામે લડવા માંડ્યું, ત્યારે આઠ આઠ બળદો જોડેલાં આઠ ગાડાંઓ તેમનાં સેંકડો બાણોને યુદ્ધમાં વહેતાં હતાં. પરંતુ વાયુ જેમ મેઘમંડળને વીખેરી નાખે, તેમ બાણો મારી મારીને મેં અશ્વત્થામાએ મૂકેલાં તે સર્વ બાણોનો નાશ કરી નાખ્યો.[6] તે પછી જેમ વર્ષાઋતુમાં ચઢી આવેલો પ્રલયકાળનો મેઘ મુસળધાર વૃષ્ટિ કરી મૂકે, તેમ તે અશ્વત્થામાએ યુદ્ધશિક્ષા તથા અસ્ત્રબળને આધારે અનેક યત્નો કર્યા અને ધનુષ્યને છેક કાન સુધી સંપૂર્ણ ખેંચીને તે બીજાં સંખ્યાબંધ બાણો ફેંકવા લાગ્યા.[7] તે વખતે અશ્વત્થામા ક્યારે બાણને લેતા હતા, ક્યારે ધનુષ્યમાં સાંધતા હતા અને ડાબા–જમણા કયા હાથથી ક્યારે તે બાણને છોડતા હતા, તે કંઈ અમારા જોવામાં આવતું ન હતું. માત્ર જ્યારે તે રણમાં ઘૂમતા હતા, ત્યારે ગોળાકારે વળેલું પ્રત્યંચાવાળું તેમનું ધનુષ્ય જ દેખાતું હતું. પછી તેમણે મને તથા શ્રીકૃષ્ણને પાંચ તીક્ષ્ણ બાણોથી વીંધી નાખ્યા.[8,9] એટલે તુરત જ એક પલકારા જેટલા સમયમાં મેં તેમને વજ્રના જેવાં ત્રીસ બાણોનો પ્રહાર કરી દીધો; તેથી એક ક્ષણવારમાં તેમનું સ્વરૂપ પીછાંવાળી શાહુડીના જેવું થઈ ગયું અને મેં મારેલાં તે બાણોથી તે અત્યંત ગભરાઈ ગયા. તેમનાં સર્વ અંગોમાંથી લોહી ટપકવા માંડ્યું અને તે મેં જીતી લીધેલા તથા લોહીલુહાણ થયેલા મુખ્ય મુખ્ય સૈનિકોને જોતાં

જોતાં કર્ણના રથસૈન્યમાં પેસી ગયા.[૧૦,૧૧] આ રીતે લડાઈમાં મેં સર્વ સૈન્યને જીતી લીધું, સર્વ યોદ્ધાઓ મારાથી ભયભીત થઈ ગયા અને સર્વ ઘોડેસવારો તથા હાથીસવારો રણમાંથી પલાયન કરી ગયા. તે જોઈ શત્રુઓનો સંહાર કરનારો કર્ણ મુખ્ય મુખ્ય પચાસ રથીયોદ્ધાઓને સાથે લઈ ઉતાવળો ઉતાવળો મારી સામે ચઢી આવ્યો.[૧૨] એટલે તેની સાથમાં રહેલા તે પચાસે રથીઓને મારી નાખી અને કર્ણનો ત્યાગ કરી હું આપનાં દર્શન કરવા માટે એકદમ અહીં આવ્યો છું. ત્યારે હે રાજન્! કેસરીસિંહને જોઈને જેમ ગાયો ઉદ્વેગ પામી જાય, તેમ સર્વ પાંચાલયોદ્ધાઓ રણમાં ઘૂમી રહેલા કર્ણને જોઈને ઉદ્વેગ પામી ગયા છે. ત્યારે પ્રભદ્રક યોદ્ધાઓ તો કર્ણ સામે ભેટીને જાણે કાળના ફાટેલા મુખમાં જઈ પડ્યા હોય, તેવી દશામાં આવી પહોંચ્યા છે. ત્યાં કર્ણે સાત સો રથી યોદ્ધાઓને તો બરાબર સપડાવીને તે જ સમયે યમરાજને ઘેર વળાવી દીધા છે.[૧૩,૧૪] હે રાજન્! જ્યાં સુધી સૂતપુત્ર કર્ણે અમને જોયા ન હતા, ત્યાં સુધી તેનું મન નિરુત્સાહ થયું નહોતું. હે અચિંત્ય પરાક્રમી રાજા! જ્યારે હું કર્ણ સામે ભેટ્યો, ત્યારે જ મારા સાંભળવામાં આવ્યું કે, યુધિષ્ઠિરરાજને આજે કર્ણની સાથે ભેટંભેટા થઈ હતી અને અશ્વત્થામાએ પ્રથમથી જ યુધિષ્ઠિરને ઘાયલ કર્યા હતા. હે રાજન્! આમ સાંભળ્યા પછી રણમાં આપને નહિ જોતાં મેં માન્યું કે, ક્રૂર કર્ણ પાસેથી રાજા યુધિષ્ઠિર દૂર ચાલ્યા ગયા હશે. હે અચિંત્ય કર્મવાળા પાંડુનંદન! તમે અહીં ચાલ્યા આવ્યા તે પહેલાં તમારા બધા પર ફેંકવામાં આવેલું વિચિત્ર સ્વરૂપનું કર્ણનું એ ભાર્ગવાસ્ત્ર પણ મારા જોવામાં આવ્યું હતું. ખરેખર! આપણા પક્ષના સૃંજયોમાં તેવો બીજો એક પણ યોદ્ધો નથી કે જે મહારથી કર્ણ સામે આજે ટક્કર ઝીલી શકે. માટે હે રાજન્! શિનિપુત્ર સાત્યકિ તથા ધૃષ્ટદ્યુમ્ન મારા ચક્રરક્ષક થાય અને શૂરા રાજપુત્ર યુધામન્યુ અને ઉત્તમૌજા મારું પૃષ્ઠભાગમાં રક્ષણ કરે, તો હે મહાનુભાવ! ઇંદ્રે જેમ વૃત્રાસુર સાથે યુદ્ધ કર્યું હતું, તેમ હું પણ શત્રુઓના દુસ્તર સૈન્યમાં ઘૂમી રહેલા એ મહારથી સૂતપુત્ર સામે ભેટો કરીને તેની સાથે આજે યુદ્ધ કરું. પરંતુ હે ભારત! આ સંગ્રામમાં સૂતપુત્ર કર્ણ જો મારી દૃષ્ટિએ પડશે તો હું યુદ્ધ કરીશ.[૧૫-૧૯] હું આજે રણસંગ્રામમાં વિજય મેળવવા માટે જ્યારે કર્ણ સાથે યુદ્ધ કરું, ત્યારે તમે ત્યાં આવજો અને જોજો. ત્યાં આપણા પક્ષના પ્રભદ્રક યોદ્ધાઓ જાણે મોટા આખલાના મોંમાં ધસતા હોય, તેમ કર્ણ સામા કૂદવા ધસી જાય છે, તે પણ જોજો.[૨૦] હે ભારત! તેમાંના છ હજાર રાજપુત્રો તો સ્વર્ગલોકમાં પ્રયાણ કરી જવા માટે રણસંગ્રામમાં ડૂબી મૂઆ છે. વળી હે રાજન્! આપની પાસે હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, આજે મારી સામે લડી રહેલા કર્ણને જો હું તેના બાંધવો સહિત ન મારી નાખું, તો હે રાજસિંહ! પ્રતિજ્ઞા લઈને તે પ્રમાણે નહિ કરનારા પુરુષની જે કષ્ટદાયક ગતિ થાય, તે ગતિમાં હું પણ જાઉં. માટે હે નરેંદ્રસિંહ! કૌરવો યુદ્ધમાં એકલા ઘૂમી રહેલા ભીમસેનને ઝડપી લે તે પહેલાં હું રણક્ષેત્રમાં પહોંચી જવા હવે આપની આજ્ઞા લઉં છું. આપ રણસંગ્રામમાં મારો વિજય થાય એવો મને આશીર્વાદ આપો. હું ખાતરીપૂર્વક કહું છું કે, આજના યુદ્ધમાં કર્ણને, તેના સૈન્યને તથા બીજા સર્વ શત્રુઓની ટોળીને હું મારી નાખીશ.[૨૧-૨૩]

ઇતિ શ્રીમહાભારતમા કર્ણપર્વમાં 'અર્જુનવાક્ય' નામનો અધ્યાય ૬૭મો સમાપ્ત

# અધ્યાય ૬૮મો

## યુધિષ્ઠિરનાં ક્રોધવચન

॥ संजय उवाच ॥

श्रुत्वा कर्णं कल्पमुदारवीर्यं
क्रुद्धः पार्थः फाल्गुनस्यामितौजाः ।
धनंजयं वाक्यमुवाच चेदं
युधिष्ठिरः कर्णशराभितप्तः ॥ १ ॥

સંજય બોલ્યોઃ હે રાજા ધૃતરાષ્ટ્ર! કર્ણનાં બાણોથી પ્રથમથી જ તપી રહેલા કુંતાપુત્ર મહાતેજસ્વી યુધિષ્ઠિરરાજ 'મહાપરાક્રમી કર્ણ હજી સુધી જીવે છે,' એમ સાંભળીને અર્જુન ઉપર કોપાયમાન થઈ ગયા અને એ ધનંજયને આ પ્રમાણે કહેવા લાગ્યાઃ[1] 'હે તાત અર્જુન! તારી સેના રણમાંથી પલાયન કરી ગઈ છે અને શત્રુઓએ તારી સેનાનો મહાદુર્દશાભરેલો તિરસ્કાર કર્યો છે. વળી તું કર્ણનો વધ કરવા અસમર્થ થયો છે અને તે કર્ણથી ભયભીત થઈ ગયો છે, આથી તું ભીમસેનને રણમાં પડતો મૂકીને એકલો જ અહીં નાસી આવ્યો છે.[2] અરે! માતા કુંતીના ઉદરમાં જન્મ ધરી તેં અમારી સાથે બંધુસ્નેહ કર્યો છે, તે જરા પણ સારું કર્યું નથી; કારણ કે તું સૂતપુત્ર કર્ણનો રણમાં વધ કરવા અશક્ત બન્યો છે અને તે કારણથી જ ભીમસેનનો રણમાં ત્યાગ કરી તું પલાયન કરી આવ્યો છે.[3] પૂર્વે દ્વૈતવનમાં તેં અમને કહ્યું હતું કે, 'હું એકલો જ કેવળ રથની સહાય લઈ કર્ણનો વધ કરીશ, એ વાત સત્ય છે.' આમ છતાં તું કર્ણથી ડરી જઈ ભીમસેનને રણમાં રઝળતો મૂકી શા માટે અહીં નાસી આવ્યો છે?[4] ઓ પાર્થ! તે સમયે દ્વૈતવનમાં જ તેં જો મને કહ્યું હોત કે, 'હે રાજા! હું કર્ણ સામે યુદ્ધ કરી શકીશ નહિ,' તો અમે પોતે જ સમયોચિત કૃત્યો કરી લેવા તૈયાર થઈ જાત, તેમ જ તેને માટે યોગ્ય વિચાર કરી લેત.[5] પરંતુ હે વીર! પહેલાં તેં કર્ણનો વધ કરવા પ્રતિજ્ઞા કરી અને પાછળથી તું તે કરી શક્યો નથી, તો પછી આ સમયે અમને શત્રુઓની વચ્ચે આણી મૂકી તેં શા માટે અમને ઊંચે ઉછાળીને ભોંય પર પટક્યા?[6] અરે ઓ અર્જુન! અમે તારા પર ઘણી મોટી મોટી આશાઓ રાખી હતી અને કેવળ તારા પર જ આધાર રાખી અમે અમારાં ઘણાં પ્રિય કલ્યાણો સફળ થવાનાં ધારતા હતા. પણ હે રાજપુત્ર! અમારી તે સર્વ આશાઓ આજે નિષ્ફળ થઈ છે અને પુષ્પોથી ભરેલું વૃક્ષ ફળની આશા રાખનારા મનુષ્યોને જેમ નિરાશ કરી મૂકે, તેમ તેં અમને નિરાશ કરી મૂક્યા છે.[7] જેમ ઉપરઉપરથી માંસથી વીંટેલો મત્સ્યવેધક કંટક માછલાંઓનો વિનાશ કરનાર થઈ પડે છે, અથવા જેમ અંદરથી ઝેરભરેલું અન્ન ભક્ષણ કરવાથી મરણ ઉપજાવનારું નીવડે છે, તેમ તેં પણ આ જ દિવસ સુધી રાજ્યની ઇચ્છા રાખનારા મને ઉપરઉપરથી સુંદર દેખાતો રાજ્યરૂપ લાભ દર્શાવીને વ્યર્થ મારો વિનાશ જ કર્યો છે.[8] હે ધનંજય! આજે તેર વર્ષ થયાં અમે કેવળ તારા પર જ આશા રાખીને જીવી રહ્યા હતા; પણ સમય આવતાં જેમ વરસાદ ન વરસીને વાવેલાં બીજનો નાશ કરી નાખે છે, તેમ તેં પણ અમારી તે તે સર્વ આશાઓનો સમૂળગો નાશ કરી નાખ્યો છે. અરે! તેં અમને બધાને નરકના ખાડામાં ડુબાડી દીધા છે.[9] અલ્યા ઓ! તું મંદબુદ્ધિનો જ્યારે જન્મ્યો હતો અને સાત દિવસનો થયો હતો, ત્યારે આકાશવાણીએ માતા કુંતાને આ પ્રમાણે કહ્યું હતું : 'ઓ કુંતી! આ તારો પુત્ર ઇંદ્ર સમાન પરાક્રમી થશે અને સર્વ શૂરા શત્રુઓનો રણમાં પરાજય કરશે.[10] વળી આ તારો મહાતેજસ્વી પુત્ર ખાંડવવનના દાહ સમયે સર્વ દેવગણોને તથા સર્વ ભૂતોને પણ

જીતશે. આ તારો પુત્ર મદ્ર, કલિંગ તથા કેકય આદિ સર્વ દેશોના રાજાઓનો પરાજય કરશે અને બીજા સર્વ રાજાઓની વચ્ચે કૌરવોનો સંહાર કરશે.[૧૧] આનાથી મોટો બીજો કોઈ મહાન ધનુર્ધર થશે નહિ અને જગતમાંનું કોઈ પ્રાણી કદી પણ આનો પરાજય કરી શકશે નહિ. આ તારો પુત્ર જો ઇચ્છા કરશે તો સર્વ ભૂતોને પોતાને વશ કરશે, ઇંદ્રિયોને જીતશે તથા સર્વ વિદ્યાઓનું સંપૂર્ણ અધ્યયન કરશે.[૧૨] હે કુંતી! આ તારો મહાત્મા પુત્ર કાંતિમાં ચંદ્ર જેવો થશે, વેગમાં વાયુ જેવો થશે, સ્થિરતામાં મેરુ જેવો થશે, ક્ષમામાં પૃથ્વી જેવો થશે, પ્રભામાં સૂર્ય જેવો થશે, લક્ષ્મીમાં કુબેર જેવો થશે, શૌર્યમાં ઇંદ્ર જેવો થશે અને બળમાં વિષ્ણુ જેવો થશે. જેમ અદિતિને ત્યાં વિષ્ણુનો જન્મ થયો હતો, તેમ આ શત્રુહંતા પુત્રનો તારે ત્યાં જન્મ થયો છે. આ મહાતેજસ્વી પુત્ર પોતાના સંબંધીઓને વિજય અપાવવા માટે તથા શત્રુઓનો સંહાર કરવા માટે જગતમાં પ્રસિદ્ધ થશે અને કુળની વૃદ્ધિ કરનાર થશે.[૧૩,૧૪] આ પ્રમાણે શતશૃંગ પર્વત પર વસનારા સર્વ તપસ્વીઓના સાંભળતાં આકાશવાણીએ કુંતામાતાને કહ્યું હતું. પણ શોકની વાત છે કે, તે આકાશવાણીના કહેવા પ્રમાણે કંઈ થયું નહિ અને તે પરથી ઊલટું જગતમાં સિદ્ધ થયું કે, જરૂર દેવો પણ અસત્ય ભાષણ કરે છે. વળી તારું સદાકાળ સન્માન કરનારા કેટલાએક પ્રાચીન મહર્ષિઓનાં વચન સાંભળીને મેં કદી પણ માન્યું ન હતું કે દુર્યોધનનો આટલો બધો ઉત્કર્ષ થશે અને તું કર્ણથી ડરી જઈશ.[૧૫,૧૬] અરે! દુર્યોધન તો પ્રથમથી જ કહ્યા જ કરતો હતો કે, અર્જુન મહાબળવાન કર્ણની સામે યુદ્ધમાં ઊભો પણ રહેશે નહિ; પણ એ દુર્યોધનનાં વચનને મેં મૂર્ખાઈથી માન્યાં ન હતાં.[૧૭] આથી જ મારે આજે અપરિમેય સંતાપ કરવાનો સમય આવી પડ્યો છે અને આથી જ શત્રુઓના મધ્યમાં હું નરકમાં ખૂંચી ગયો છું. અરે ઓ અર્જુન! તે સમયે જ તારે મને કહેવું હતું કે, 'હું કોઈ રીતે પણ કર્ણ સામે લડી શકીશ નહિ.[૧૮] તો હું મારા મિત્ર સંજયો તથા કેકયોને યુદ્ધ માટે નિમંત્રણ કરત નહિ. પણ હાય! હવે કર્ણની સામે યુદ્ધ કરવા માટે હું શું કાર્ય કરી શકીશ?[૧૯] તેમ જ રાજા દુર્યોધન અને બીજા જે કોઈ રાજાઓ મારી સામે યુદ્ધ કરવાની ઇચ્છાથી એકઠા મળ્યા છે, તેઓ સામે હું કેવી રીતે લડી શકીશ? ઓ કૃષ્ણ! સર્વ કૌરવો, મારા મિત્રો તથા બીજા જે કોઈ યુદ્ધ કરવાની ઇચ્છાવાળા રાજાઓ અહીં એકઠા થયા છે, તે બધાના મધ્યમાં હું સૂતપુત્ર કર્ણના પાશમાં આજે આવી ગયો છું. માટે ધૂળ પડો મારા જીવતરમાં! અરે ઓ અર્જુન! મહારથીઓમાં ઉત્તમ એવો તારો પુત્ર અભિમન્યુ જો આજે જીવતો હોત, તો તેણે જ મારા સર્વ શત્રુઓનો સંહાર કરી નાખ્યો હોત અને યુદ્ધમાં આ રીતે મારો પરાભવ પણ ન થાત.[૨૦,૨૧] અરે! આજે જો ભીમસેનનો પુત્ર ઘટોત્કચ પણ જીવતો હોત, તો આજની પેઠે રણમાંથી મારે નાસી આવવું ન પડત. હાય! મારાં પૂર્વજન્મનાં કરેલાં પાપો ઘણાં બળવાન હશે, એટલે તે આ સમયે મારા અભાગ્યરૂપે આગળ ને આગળ આવી દેખાવ દે છે. તેથી જ જેમ કોઈ બાંધવો વિનાના અશક્ત પુરુષનો પરાભવ કરી જાય, તેમ દુરાત્મા કર્ણે તને એક તણખલા જેવો તુચ્છ માની રણમાં મારો પરાભવ કર્યો છે.[૨૨,૨૩] પુરાણકાળના ઋષિમુનિઓ કહે છે કે, જે કોઈ આપત્તિમાં આવી પડેલા મનુષ્યને છોડાવે છે, તે જ ખરો બાંધવ અને સ્નેહયુક્ત મિત્ર છે. વળી સત્પુરુષોએ આ ધર્મનું જ પોતાના નિત્યકર્મ

તરીકે અનુષ્ઠાન કર્યું છે.[૨૪] પણ ઓ અર્જુન! ચાલતી વેળા જેની ધરીનો લગારે શબ્દ થતો નથી અને જેના પર વાનરના ચિહ્નવાળી ધજા ફરકી રહેલી છે, તેવા આ સુંદર અને વિશ્વકર્માએ જાતે બનાવેલા રથ પર તું બેઠો હતો, તેં સુવર્ણની મૂઠવાળી આ તલવારને પકડી હતી, તારા હાથમાં મોટા તાડવૃક્ષના જેવડું આ ગાંડીવધનુષ્ય હતું અને શ્રીકૃષ્ણ પોતે તારા રથને હાંકતા હતા, છતાં તું કર્ણથી ડરીને અહીં કેમ નાસી આવ્યો છે? હે અર્જુન! હવે આ તારું ગાંડીવધનુષ્ય તું શ્રીકૃષ્ણને આપી દે અને તેમને જ તારા રથમાં બેસાડી તું તેમનો સારથિ થા.[૨૫,૨૬] એટલે દેવોના રાજા ઇંદ્રે જેમ હાથમાં વજ્ર લઈ ને વૃત્રાસુરને માર્યો હતો, તેમ શ્રીકૃષ્ણ પણ તારા એ ગાંડીવધનુષ્યને હાથમાં લઈ ને તે મહાઉગ્ર પરાક્રમી કર્ણનો વધ કરશે. અથવા હે અર્જુન! તું એ રણમાં ઘૂમી રહેલા પ્રચંડ પરાક્રમી રાધાપુત્ર કર્ણને મારી નાખવા અસમર્થ હોય, તો આપણા સૈન્યમાં જે કોઈ રાજા અસ્ત્રવિદ્યામાં તારા કરતાં અધિક હોય, તેને તું આ ગાંડીવધનુષ્ય આપી દે. એટલે પછી હે પાંડુકુમાર! લોકો પુત્રો અને સ્ત્રીઓથી હીન થયેલા અને રાજ્યના વિનાશને લીધે સર્વ જાતનાં સુખથી ભ્રષ્ટ થયેલા આપણને પાપીઓથી સેવાતા અગાધ નરકમાં પડેલા ન જુએ. અરે! તું તો મહાકષ્ટદાયક ગર્ભના પાંચમા મહિનામાં જો ગળી પડ્યો હોત અથવા કુંતીના ગર્ભમાં તું જો જન્મ્યો જ ન હોત, તો જ ઘણું સારું થાત. તો હે દુરાત્મા રાજપુત્ર! સંગ્રામમાંથી નાસી જવા કરતાં તે જ તારો ગર્ભકાળે થઈ ગયેલો સ્રાવ તારા માટે કલ્યાણકારક થઈ પડત. ધિક્કાર છે તારા ગાંડીવધનુષ્યને, ધિક્કાર છે તારા બાહુબળને, ધિક્કાર છે તારાં અસંખ્ય બાણોને, ધિક્કાર છે તારા કપિના ચિહ્નવાળા ધ્વજને અને ધિક્કાર છે અગ્નિએ આપેલા તારા રથને![૨૭-૩૦]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'યુધિષ્ઠિરનાં ક્રોધવાક્ય' નામનો અધ્યાય ૬૮મો સમાપ્ત

# અધ્યાય ૬૯મો

## શ્રીકૃષ્ણકૃત ધર્માધર્મનિર્ણય

॥ સંજય ઉવાચ ॥

**युधिष्ठिरेणैवमुक्तः कौन्तेयः श्वेतवाहनः ।**
**असिं जग्राह संक्रुद्धो जिघांसुर्भरतर्षभम् ॥ १ ॥**

સંજય બોલ્યો : હે ધૃતરાષ્ટ્રરાજા! યુધિષ્ઠિરે આ પ્રમાણે કહ્યું, એટલે શ્વેત ઘોડાઓવાળો કુંતાપુત્ર અર્જુન ક્રોધાયમાન થઈ ગયો ને તેણે ભરતશ્રેષ્ઠ યુધિષ્ઠિરરાજાને મારી નાખવાની ઇચ્છાથી તલવાર ખેંચી કાઢી.[૧] તેનો એ કોપ જોઈ ને શ્રીકૃષ્ણ તેના મનનો અભિપ્રાય જાણી ગયા અને આ પ્રમાણે બોલ્યા : 'અરે ઓ અર્જુન! આ શું? તેં તલવાર કેમ ઉઠાવી?[૨] હે ધનંજય! હું નથી જોતો કે, તારે કોઈની સાથે અહીં યુદ્ધ કરવાનું હોય! કારણ કે બુદ્ધિમાન ભીમસેને જ સર્વ કૌરવોને ત્યાં રણક્ષેત્રમાં સપડાવ્યા છે.[૩] હે કુંતીપુત્ર! તું તો કેવળ યુધિષ્ઠિરરાજાનાં દર્શન કરવા માટે જ અહીં ચાલ્યો આવ્યો છે. તેં રાજા યુધિષ્ઠિરનાં દર્શન કર્યાં છે. અને તેમને ક્ષેમકુશળ જોયા પણ છે.[૪] સિંહ સમાન પરાક્રમી મહારાજા યુધિષ્ઠિરને જોઈને આ સમયે તને હર્ષ થવો જોઈએ, તેને બદલે તું આ અજ્ઞાનભર્યું કર્મ શું કરે છે? હે કુંતાપુત્ર! તારે વધ કરવા યોગ્ય કોઈ પણ પુરુષ મારા જોવામાં આવતો નથી, તો પછી શા માટે આમ પ્રહાર કરવા તૈયાર થયો છે? તું કોને મારી નાખવા ઇચ્છે છે? અથવા તારા ચિત્તમાં કોઈ ભ્રમ થઈ ગયો છે કે શું?[૫,૬] શા માટે તેં ચપચપ તલવાર ખેંચી કાઢી? આથી હે કુંતીનંદન! હું તને

પૂછું છું કે, તેં આ શું કરવા ધાર્યું છે?[7] હે અદ્‌ભુત પરાક્રમશાળી અર્જુન! એકદમ ક્રોધમાં આવીને તેં શા માટે તલવાર ઉઠાવી છે?' શ્રીકૃષ્ણે જ્યારે આમ કહ્યું, ત્યારે ક્રોધને લીધે સર્પની પેઠે ફૂંફાડા મારતો અર્જુન રાજા યુધિષ્ઠિર સામે જોતો જોતો શ્રીકૃષ્ણને કહેવા લાગ્યો: 'હે અમાપ પરાક્રમી ગોવિંદ! જે કોઈ પુરુષ મને કહે કે, 'તું તારું ગાંડીવધનુષ્ય બીજાને આપી દે,' તેના મસ્તકને કાપી નાખવું આવું મારું ગુપ્ત વ્રત છે. આ રાજાએ તમારી સમક્ષમાં મને તે પ્રમાણે કહ્યું છે, તેથી હું તે સહન કરી શકીશ નહિ. આ ધર્મભીરુ રાજાને મારી નાખીશ અને આ મહાપુરુષનો વધ કરી હું મારી પ્રતિજ્ઞાનું પાલન કરીશ. હે યદુનંદન! તે માટે જ મેં તલવાર ઉઠાવી છે.[૮-૧૨] હે જનાર્દન! પ્રતિજ્ઞાને વળગી રહેનારો હું યુધિષ્ઠિરનો વધ કરી સત્યના ઋણમાંથી મુક્ત થઈશ, તેમજ શોક તથા સંતાપથી રહિત થઈશ.[૧૩] અથવા આવી પડેલા આ ધર્મસંકટને સમયે તમે કયું કૃત્ય સમયોચિત માનો છો? હે તાત! આ જગતમાં સર્વ ભૂતભવિષ્યને જાણો છો; માટે જેમ કહેશો તેમ જ હું કરીશ.'

સંજય બોલ્યો: અર્જુનનાં તે વચન સાંભળીને શ્રીકૃષ્ણ અર્જુનને પ્રથમ 'ધિક્કાર છે, ધિક્કાર છે' એમ કહીને પુનઃ તેને કહેવા લાગ્યા.

શ્રીકૃષ્ણ બોલ્યા: ઓ પુરુષવ્યાઘ્ર અર્જુન! આ સમયે જ મારા જાણવામાં આવ્યું છે કે, તેં વૃદ્ધ પુરુષોની સેવા કરી જ નથી; કારણ કે તેં સમય વિનાનો આ કોપ કર્યો છે.[૧૪-૧૬] હે અર્જુન! ખરેખર, તું ધર્મભીરુ છે, તેમ મૂર્ખ પણ છે; કારણ કે હે પાંડુપુત્ર! તું જે આ સમય વિના ક્રોધ કરે છે, તે ધર્મોના વિભાગને સમજનારો પુરુષ કદી પણ કરે નહિ.[૧૭] હે પાર્થ! જે પુરુષ નહિ કરવાનાં કર્મો કરે છે, તેમજ જે કરવાને યોગ્ય હોય છતાં પણ શાસ્ત્રમાં નિષિદ્ધ કરવામાં આવ્યાં હોય તેવાં કર્મોને પણ કરવા તૈયાર થાય છે, તે પુરુષ અધમ કહેવાય છે.[૧૮] ધર્મતત્ત્વનું પ્રતિપાદન કરવા માટે શિષ્યોએ જે ગુરુઓને ઉપાસનાપૂર્વક પ્રાર્થના કરી હોય છે, તે ગુરુઓએ શિષ્યોને ધર્મસિદ્ધાંતો કહ્યા હોય છે. તે ધર્મોના સંક્ષેપને તથા વિસ્તારને જાણનારા એ ગુરુઓના કાર્યાકાર્યસંબંધના નિર્ણયને તું જાણતો જ નથી.[૧૯] હે પાર્થ! જે પુરુષ કાર્યાકાર્યના નિશ્ચયને જાણતો નથી, તે મૂઢ જ છે. તું જેમ આ સમયે તે વિષયમાં મોહિત થઈ ગયો છે, તેમ એ મૂઢ પુરુષ પણ તેવા પ્રસંગે કાર્ય તથા અકાર્યના સબંધમાં મોહિત થઈ જાય છે અને પરાધીન થઈને અકાર્ય કરી બેસે છે.[૨૦] તે કાર્યાકાર્યનું સ્વરૂપ શાસ્ત્રોનાં પઠનપાઠનરૂપ પ્રયાસ વિના માત્ર ઉપરઉપરની વાતો કરવાથી સહેજમાં જાણી શકાતું જ નથી. પરંતુ તે સર્વનું જ્ઞાન કેવળ શાસ્ત્રાભ્યાસથી જ થઈ શકે છે; પણ શાસ્ત્રો શી વસ્તુ છે તે તો તું સમજતો જ નથી.[૨૧] તું મોટો ધર્મવેત્તા થઈને ધર્મનું રક્ષણ કરવા તૈયાર થયો છે, પણ તું અજ્ઞાનથી અધર્મને જ ધર્મ માની બેઠો છે. કારણ કે હે પાર્થ! 'પ્રાણીઓની હિંસા કરવી તે દોષજનક છે,' એ વાતને તું મોટો ધાર્મિક થવા જાય છે છતાં સમજતો નથી.[૨૨] હે તાત! મારું નિશ્ચિત માનવું છે કે, પ્રાણીઓની અહિંસા તે જ સર્વોત્કૃષ્ટ ધર્મ છે. કોઈ સમયે અસત્ય ભાષણ કરવું પડે તો ભલે; પણ હિંસા તો કોઈ રીતે ન જ કરવી જોઈએ.[૨૩] હે નરશ્રેષ્ઠ! તું એક મહાપુરુષ છે, છતાં આમ પ્રાકૃત મનુષ્યની પેઠે તું ધર્મવેત્તા એવા પોતાના વડીલ બંધુ રાજા યુધિષ્ઠિરને મારી નાખવા કેમ તૈયાર થયો છે?[૨૪] પોતાની સામે યુદ્ધ ન કરતો હોય, પોતાનો શત્રુ ન હોય, રણમાંથી પરાઙ્‌મુખ થઈ નાસી જતો હોય, શરણે આવ્યો હોય, હાથ

જોડીને નમી પડ્યો હોય અને જે પુરુષ પ્રમાદમાં હોય, આ સર્વ પુરુષો અવધ્ય છે અને સત્પુરુષો તેમના વધને ધિક્કારી કાઢે છે. એ સર્વ પુરુષોને અવધ્ય માનવામાં આવેલાં કારણો આ તારા વડીલ ભાઈમાં છે.[૨૫,૨૬] હે પાર્થ! તેં કોઈ એક બાળકની પેઠે વિચાર કર્યા વિના આવું વ્રત લઈ લીધું છે; તેથી આ સમયે કેવળ મૂર્ખતાને લીધે તું અધર્મ-યુક્ત કાર્ય કરવાને પણ તૈયાર થયો છે.[૨૭] પરંતુ હે અર્જુન! જાણી ન જણાય તેવા ધર્મોની સૂક્ષ્મ ગતિનો નિશ્ચય કર્યા વિના તું કયા આધારે તારા મોટાભાઈને મારી નાખવાની ઇચ્છાથી આમ તેમની સામે દોડી જાય છે?[૨૮] હે પાંડવ! આ હું તને ધર્મનું રહસ્ય કહું છું. તે ધર્મરહસ્યને પિતામહ ભીષ્મ, પાંડવ યુધિષ્ઠિર, વિદુર અથવા યશસ્વિની કુંતી આ ચાર જ વ્યક્તિઓ તને કહી શકે તેમ છે. હું તને યથાર્થ રીતે તે કહું છું, તું સાંભળ.[૨૯]

સત્યવક્તા પુરુષ મહાસત્પુરુષ તરીકે જ ગણાય છે; કારણ કે સત્ય કરતાં બીજું કંઈ પણ ઉત્તમ નથી; પરંતુ સત્યનું યથાર્થ સ્વરૂપ જાણવું તે મહાકઠિન છે. જો આ સમયે તારું સત્ય વર્તન પણ અધર્મરૂપ થઈ શકે છે.[૩૦,૩૧] જ્યાં અસત્યરૂપે આવતું હોય ત્યાં સત્ય બોલવું નહિ, પણ ત્યાં સત્ય હોય, છતાં અસત્ય બોલવું. આમ કોઈ સ્થળે અસત્યને પણ સત્ય તરીકે માનવું પડે છે અને સત્યને પણ અસત્ય તરીકે ગણવું પડે છે. આથી જ વિવાહસમયે, રતિપ્રસંગે, કોઈનો પ્રાણ જતો હોય તેને સમયે, સર્વ ધન લૂંટાઈ જતું હોય ત્યારે, તેમ જ બ્રાહ્મણને માટે અસત્ય ભાષણ કરવું પડે,—એ પાંચ અસત્યને પાપરૂપ ગણવામાં આવ્યાં નથી.[૩૨,૩૩] વળી જ્યાં આપણું સર્વસ્વ લૂંટાઈ જતું હોય, ત્યાં અસત્ય બોલવું જોઈએ; કારણ કે તેવે પ્રસંગે અસત્યનું પરિણામ સત્યરૂપે આવે છે અને સત્યનું પરિણામ અસત્યરૂપે આવે છે. આ પ્રમાણે સત્યાસત્યનો નિર્ણય નહિ સમજનારો અજ્ઞાની પુરુષ સર્વ સ્થળે કેવળ સત્યને જ વળગી રહે છે; પરંતુ કોઈ વેળા તેનું પરિણામ અસત્ય-અધર્મભરેલું જ પ્રાપ્ત થાય છે.[૩૪] માટે પરિણામ તરફ દૃષ્ટિ કરીને સત્ય હોય છતાં તે અસત્ય તરીકે સ્વીકારવું જોઈએ અને અસત્ય હોય છતાં સત્ય તરીકે માનવું જોઈએ. આ રીતે જ સત્ય તથા અસત્યનો નિશ્ચય કરીને પુરુષ ધર્મવેત્તા થઈ શકે છે.[૩૫] એ તો આશ્ચર્યરહિત જ છે કે, અતિ ક્રૂર કર્મ કરનારો પુરુષ પણ જો મહાબુદ્ધિમાન હોય, તો અતિ મહાન પુણ્યને પામી શકે છે. દૃષ્ટાંત તરીકે બલાક નામનો મહાક્રૂર પારધી એક આંધળા પશુનો વધ કરીને પણ મહાન પુણ્ય પામી શક્યો હતો.[૩૬] વળી એમાં કંઈ જ આશ્ચર્ય જેવું નથી કે, કોઈ ધર્મની ઇચ્છાવાળો હોય છતાં પણ જો બુદ્ધિહીન હોય, તો ધર્માધર્મના નિર્ણયમાં મૂંઝાઈ જઈને અતિ મહાન પાપનો ભોક્તા થઈ પડે છે. દાખલા તરીકે, કોઈ એક નદીના સંગમ-સ્થળે વસનારો કૌશિક નામનો મુનિ બુદ્ધિહીન હોવાથી ધર્માધર્મના સંબંધમાં મોહિત થઈને પાપનો ભોક્તા થયો હતો.[૩૭]

અર્જુન બોલ્યો: હે ભગવન્! ધર્માધર્મ સંબંધી મને બરાબર જ્ઞાન થાય, તે માટે એ બલાક પારધીની તથા નદીના સંગમસ્થળે રહેનારા તે કૌશિક મુનિની કથા મને કહી સંભળાવો.[૩૮]

વાસુદેવ બોલ્યા: હે ભરતવંશી અર્જુન! પૂર્વે બલાક નામનો એક પારધી હતો. તેને હિંસા કરવાની આંતરિક ઇચ્છા ન હતી; તોપણ તે પુત્ર તથા સ્ત્રી આદિ કુટુંબની આજીવિકા માટે નિત્ય મૃગોને મારતો હતો અને તે દ્વારા પોતાનાં વૃદ્ધ માતાપિતાનું તથા બીજાં આશ્રિતોનું ભરણ-પોષણ કરતો હતો. છતાં પણ તે પોતાના ધર્મમાં

આસક્ત રહેતો હતો, નિત્ય સત્ય વચન બોલતો હતો અને કોઈની અદેખાઈ કરતો નહોતો.[૩૯,૪૦] એક દિવસ તે મૃગલાંઓનો શિકાર કરવા માટે વનમાં ગયો, પણ કોઈ સ્થળે તેના હાથમાં મૃગ આવ્યો નહિ. એવામાં કોઈ એક આંધળા શિકારી પશુને પાણી પીતું તેણે જોયું. એ પશુને તેણે કદી પણ જોયું ન હતું, તોપણ તેણે બાણ મારીને તે પશુને મારી નાખ્યુ. આમ તે આંધળું પશુ મરણ પામ્યું, એટલે તુરત આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થઈ અને જોતજોતામાં તો અપ્સરાઓનાં ગીતવાદિત્રથી ગાજી રહેલું એક સુંદર વિમાન તે પારધીને લઈ જવા માટે સ્વર્ગમાંથી ઊતરી આવ્યું.[૪૧–૪૩] હે અર્જુન! તે પારધીએ જે પશુને મારી નાખ્યું હતું, તે સર્વ ભૂતોનો વિનાશ કરવા માટેજ જન્મ્યું હતું. તપશ્ચર્યા કરીને તેણે વરદાન મેળવ્યું હતું અને બ્રહ્માએ પોતે તેને આંધળું કર્યું હતું.[૪૪] પારધીએ સર્વ પ્રાણીઓનો વિનાશ કરવાના નિશ્ચયવાળા તે પશુને મારી નાખ્યું, તેથી તે પારધી સ્વર્ગલોકમાં ગયો. આમ ધર્મનું સ્વરૂપ અતિ દુર્જ્ઞેય છે.[૪૫]

વળી તપસ્વીઓમાં ઉત્તમ અને વેદવેદાંગ આદિ અનેક શાસ્ત્રોમાં પારંગત થયેલો એક કૌશિક નામનો બ્રાહ્મણ હતો. તે એક ગામની નજીકમાં નદીઓના સંગમસ્થળે આશ્રમ બાંધીને રહેતો હતો.[૪૬] હે ધનંજય! તે બ્રાહ્મણે 'મારે હંમેશાં સત્ય બોલવું' એવું વ્રત લીધું હતું; તેથી સર્વ લોકમાં તે સત્યવાદી તરીકે પ્રસિદ્ધ થયો હતો. હવે એક સમયે કેટલાએક મુસાફરો ચોરના ભયથી તેના આશ્રમમાં આવીને વૃક્ષોની ઘટામાં ભરાઈ પેઠા; પણ તેમને પગલે પગલે ચાલી આવેલા પેલા ચોર લોકો પણ ક્રોધે ભરાઈને તે આશ્રમમાં આવી પહોંચ્યા અને યત્નપૂર્વક ત્યાં તપાસ કરવા લાગ્યા.[૪૭,૪૮] તેઓ ત્યાં રહેનારા સત્યવાદી કૌશિક બ્રાહ્મણ પાસે આવ્યા અને તેને પૂછવા લાગ્યા : 'હે ભગવન્! અહીં ઘણા માણસો આવ્યા હતા, તેઓ કયે માર્ગે ગયા છે?[૪૯] આપ સત્યવાદી છો તેથી અમે આપને પૂછીએ છીએ. માટે જો આપ જાણતા હો તો અમને કહો.' ચોરોએ આ રીતે કૌશિકને પૂછ્યું, એટલે તેણે સત્ય વચન કહી દીધું કે,[૫૦] 'તેઓ પેલાં વૃક્ષો અને લતાની ઝાડીઓવાળા વનમાં ભરાઈ પેઠા છે.' આમ તે કૌશિકે તેમને સાચી ભાળ આપી દીધી.[૫૧] એટલે પેલા ક્રૂર લૂંટારાઓએ તે મુસાફરોને પકડીને મારી નાખ્યા, આમ લોકોમાં સંભળાય છે. એ રીતે હે અર્જુન! કૌશિક બ્રાહ્મણે સત્ય વચનને વળગી રહી પાપભરેલી દુષ્ટ વાણી કહી મહાન અધર્મ કર્યો હતો, તેથી તે કષ્ટદાયક ઘોર નરકમાં ગયો હતો; કારણ કે તે સૂક્ષ્મ ધર્મોના રહસ્યને સમજતો ન હતો. માટે જે પુરુષે શાસ્ત્રનો અલ્પ અભ્યાસ કર્યો હોય છે અને તેથી જ જે ધર્મોના વિભાગને બરાબર સમજતો હોતો નથી, તે મૂઢ પુરુષ પોતાના ધાર્મિક સંશયના સંબંધમાં પોતાનાથી વૃદ્ધ વચના પુરુષોને પૂછતો નથી, તો મહાન નરકમાં જ પડે છે. આમ સમજીને જ ધર્માધર્મનો નિશ્ચય કરવા માટે તને ધર્મનું કોઈ એક લક્ષણ કહેવામાં આવશે, તે તું સાંભળજે.[૫૨–૫૪] જે જ્ઞાન પરમ દુષ્કર હોય છે, તેમાં કોઈ સમયે તર્કથી પણ નિશ્ચય કરવામાં આવે છે. કેટલાએક સંખ્યાબંધ લોકો તો વેદમાંથી જ ધર્મનો નિશ્ચય કરવો, આમ પણ કહે છે.[૫૫] તારા વિચારો પણ જો કદાચ તે લોકોને અનુસરતા હોય, તોપણ હું તારા એ વિચારોને દૂષિત ઠરાવતો નથી; પરંતુ મારે તને એટલું કહેવું જ જોઈએ કે, વેદમાં સર્વ જાતના સૂક્ષ્મ ધર્મોનું પ્રતિપાદન કરવામાં આવ્યું નથી. (માટે તેવા સૂક્ષ્મ ધર્મોના સંબંધમાં કોઈ વખતે અનુમાનથી પણ જ્ઞાન સંપાદન કરવું જોઈ–

**ધર્મનું મૂળ તત્ત્વ પ્રાણીઓનો ઉત્કર્ષ થાય તે માટે જ હોય છે.** ધર્મના આ પ્રવચન તરફ દૃષ્ટિ કરતાં એ જ નિશ્ચય થઈ શકે છે કે, જે કર્મ અહિંસાથી યુક્ત હોય તેનું નામ ધર્મ. વાસ્તવિક રીતે ધર્મનું પ્રવચન એ હેતુથી જ કરવામાં આવ્યું છે કે, હિંસા કરનારા પુરુષોને હાથે બીજાં પ્રાણીઓની કોઈ રીતે હિંસા ન થાય. માટે જ વિદ્વાનો ધર્મ શબ્દની વ્યાખ્યા કરતાં કહે છે કે, જે કોઈ કર્મ સર્વનું ધારણ કરે, પ્રજાઓનું રક્ષણ કરે તેનું નામ ધર્મ. ધર્મ શબ્દની આ વ્યાખ્યા પરથી એ જ નિશ્ચય થાય છે કે, સર્વ કોઈનું રક્ષણ કરનારું જે કર્મ તેને જ ધર્મ કહી શકાય. પરંતુ આ રીતે કેવળ વ્યાખ્યા પર જ આધાર રાખી ધર્મનું યથાર્થ સ્વરૂપ જાણી શકાતું નથી જ. જેમ કે કેટલાએક દુષ્ટ આશયવાળા મનુષ્યો 'संतोषं जनयेत् प्राज्ञस्तद्देवेश्वरपूजनम् । બુદ્ધિમાન પુરુષે હરકોઈ ઉપાયે પ્રાણીઓને સંતોષ ઉપજાવવો, એનું નામ જ ઈશ્વરપૂજન છે'—આ ન્યાયને અનુસરી, અન્યોન્યને સુખના કારણભૂત પરસ્ત્રીગમન આદિને પણ ધર્મ તરીકે માને છે અને વાસ્તવિક ધર્મનો લોપ કરી વેદોક્ત વચનથી વિરુદ્ધ—વેદવિરુદ્ધ ધર્મનો સ્વીકાર કરે છે અને તે દ્વારા મોક્ષ મેળવવા ઇચ્છે છે. એવા મનુષ્યોની સાથે સંભાષણ પણ ન કરવું જોઈએ. માટે સિદ્ધાંતદૃષ્ટિએ ધર્મનું લક્ષણ એ જ હોઈ શકે કે, **વેદાનુકૂળ હોય અને બીજાને જે સુખકારક હોય તેવું જે કર્મ તેનું નામ ધર્મ.** વળી કોઈ પ્રસંગે તેવું જ કંઈ બન્યું હોય કે સત્ય તરફ દૃષ્ટિ કરતાં તે અવશ્ય કહેવું જોઈએ અને હિંસા તરફ દૃષ્ટિ કરતાં તે વાત જો કહેવામાં ન આવે, તો લોકોને શંકા થતી હોય, તેવે પ્રસંગે કોઈ જાતનો વિચાર કર્યા વિના અસત્ય ભાષણ કરવું, તે જ સત્ય ભાષણ મનાય છે. દૃષ્ટાંત તરીકે કોઈ બ્રાહ્મણ ચોર છે એમ આપણા જાણવામાં આવ્યું હોય અને તે બ્રાહ્મણના સંબંધમાં 'આ ચોર હશે કે નહિ' એવો બીજાઓને સંશય હોય, તો તે વેળા સત્ય બોલવાથી હિંસા થવારૂપ અધર્મને સમજી મૂંગા રહેવું તે જ ઉત્તમ છે. છતાં પણ મૌન રહેવાથી કાર્યની સિદ્ધિ થતી ન હોય તો અસત્ય પણ બોલવું.[૫૬-૬૦] વળી જે મનુષ્ય હરકોઈ કાર્યને ઉદ્દેશીને મનમાં પ્રતિજ્ઞા કરે છે અને પછીથી તેનું પાલન કરતી વેળા તેના મૂળ હેતુનો ત્યાગ કરી બીજા અનેક પ્રકારો દ્વારા તે પ્રતિજ્ઞાને પૂર્ણ કરે છે, તો તે મનુષ્ય દાંભિક જ ગણાય. તેને પ્રતિજ્ઞા સંપૂર્ણ કર્યાનું ફળ કદી પણ મળતું નથી, એમ વિદ્વાનો કહે છે.[૬૧] જોકે વિદ્વાનોનું તે કથન સત્ય જ છે, પરંતુ શાસ્ત્ર કહે છે કે, પ્રાણનાશનો પ્રસંગ આવી પડ્યો હોય, વિવાહ તૂટી જવાની તૈયારી પર હોય, સર્વ જ્ઞાતિઓનો વિનાશ ઉપસ્થિત થયો હોય અને ઉપહાસનો પ્રસંગ ચાલતો હોય, તે વેળા અસત્ય વચન પણ અસત્ય ગણાતું નથી.[૬૨] ધર્મના તત્ત્વાર્થને જાણનારા વિદ્વાનો પણ તેવે પ્રસંગે બોલવામાં આવેલા અસત્યને અધર્મ તરીકે ગણતા નથી. વળી જો અમુક હરકોઈ મનુષ્ય તેવા કોઈ પ્રસંગે ચોર લોકોના હાથમાં સપડાઈ ગયો હોય, તો એ સમયે જાઠા જૂઠા સોગંદો ખાઈને પણ તેણે તેમના હાથમાંથી છૂટી જવું; કારણ કે તેવે પ્રસંગે વિચાર કર્યા વિના અસત્ય ભાષણ કરવું તે જ શ્રેયસ્કર હોય છે અને તે અસત્ય ભાષણ સત્ય તરીકે જ ગણાય છે. બની શકે ત્યાં સુધી એ વખતે ચોર લોકોને ધન તો આપવું જ નહિ; કારણ કે પાપી લોકોને આપેલું ધન દાતાને પણ નરકમાં જ નાખે છે. આમ ધર્મને અર્થે અસત્ય ભાષણ કરીને પુરુષ અસત્યવક્તા થતો નથી. હે અર્જુન ! આ પ્રમાણે તારું

હિત ઇચ્છીને મેં ધર્મ તથા મારી બુદ્ધિને અનુસરી તારી આગળ યથાવિધિ ધર્મનું લક્ષણ કહ્યું.[૬૩–૬૬] હવે આનો વિચાર કરીને યુધિષ્ઠિરરાજા તને મારવા યોગ્ય જણાતા હોય, તો તું મને કહે

અર્જુન બોલ્યા : હે કૃષ્ણ! કોઈ મહાપ્રાજ્ઞ અને મહાબુદ્ધિમાન ધર્માચાર્ય જેમ અમને હિતવચનો કહે, તેમ તમે અમારું હિત કરવા માટે જ આ વચનો કહ્યાં છે. તમે અમારાં માતા અને પિતા સમાન છો; એટલું જ નહિ, તમે જ અમારી પરમ ગતિરૂપ છો અને પરમપ્રાપ્ય સ્થાનરૂપ છો. આ ત્રણેય લોકમાં તમારાથી અજાણી એવી એકે વસ્તુ નથી. માટે જ તમે પરમધર્મનું સંપૂર્ણ અને યથાર્થ સ્વરૂપ જાણો છો. હું ધર્મરાજ યુધિષ્ઠિરને મારવા યોગ્ય માનતો નથી; માટે આ મારી પ્રતિજ્ઞાના સંબંધમાં મારા પર તેવી કોઈ કૃપા કરો, કે જેથી ધર્મરાજનો વધ ન થાય, તેમ મારી પ્રતિજ્ઞા પણ પૂર્ણ થાય. વળી મારા મનની એક બીજી વાત હું આપને કહું છું તે સાંભળો.[૬૭–૭૧] હે યદુવંશી શ્રીકૃષ્ણ! આપને હવે જાણવામાં આવ્યું જ છે કે, 'જો કોઈ મનુષ્ય મને કહે કે, હે અર્જુન! અસ્ત્રવિદ્યામાં તથા પરાક્રમમાં જે પુરુષ તારા કરતાં અધિક હોય, તેને આ તારું ગાંડીવધનુષ્ય તું આપી દે, તો એમ કહેનારા મનુષ્યને મારે મારી જ નાખવો–' આવું મારું વ્રત છે. તેમ જ જો કોઈ મનુષ્ય તિરસ્કારપૂર્વક ભીમસેનને પણ 'તૂવરક' (બડમૂછો) કહે, તો તેને મારી નાખવા માટે તે ભીમસેને પણ પ્રતિજ્ઞા કરી છે. હવે હે યાદવવીર શ્રીકૃષ્ણ! આ સમયે રાજા યુધિષ્ઠિરે મને વારંવાર કહ્યું છે કે, 'હે અર્જુન! તું તારું ધનુષ્ય બીજાને આપી દે.' એટલે હે કેશવ! આ યુધિષ્ઠિરરાજને મારી પ્રતિજ્ઞાને અનુસરી જો હું મારી નાખું, તો તેમના મરણ પછી એક ક્ષણ વાર પણ આ જીવલોકમાં હું રહી શકું તેમ નથી. હવે જો હું તેમને નથી મારતો, તો હું મારી પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થાઉં છું, ખરેખર! આ સમયે હું બેભાન જેવો થઈ ગયો છું, મારું વીર્ય નાશ પામ્યું છે, તેમ જ યુધિષ્ઠિરરાજનો વધ કરવા હું તૈયાર થયો છું, તેથી પ્રાયશ્ચિત્ત કરવા છતાં પણ તે પાપમાંથી હું મુક્ત થઈ શકું તેમ નથી. માટે હે ધાર્મિકશ્રેષ્ઠ શ્રીકૃષ્ણ! જે કરવાથી લોકદષ્ટિએ મારી પ્રતિજ્ઞા સત્ય ઠરે અને રાજા યુધિષ્ઠિર તથા હું જીવતા રહીએ તેવો કોઈ ધાર્મિક નિર્ણય આપવા તમે યોગ્ય છો.[૭૨–૭૫]

વાસુદેવ બોલ્યો : હે વીર અર્જુન! રાજા આજે કર્ણ સાથે યુદ્ધ કરતાં ઘણા થાકી ગયા છે, ઘાયલ થઈ ગયા છે, સંખ્યાબંધ તીક્ષ્ણ બાણોના પ્રહારોથી દુઃખી થઈ ગયા છે અને કર્ણે પણ વારંવાર બાણો મારી તેમને સખ્ત વીંધી નાખ્યા છે.[૭૬] આથી જ દુઃખયુક્ત થઈને રાજા યુધિષ્ઠિરે ક્રોધાવેશમાં તને આવાં અયોગ્ય વચન કહ્યાં છે. પણ જો કર્ણે તેમને યુદ્ધમાં કોપાવ્યા ન હોત, તો કર્ણનો મારવો જ નથી એમ તે તને કહેત.[૭૭] વળી હે પાંડવ! રાજા યુધિષ્ઠિર જાણે છે કે, આ લોકમાં અર્જુન સિવાય બીજો કોઈ પુરુષ પાપી કર્ણ સામે યુદ્ધમાં ટક્કર ઝીલી શકે તેવો નથી. આમ સમજીને જ અત્યંત ક્રોધે ભરાયેલા એ યુધિષ્ઠિરરાજે મારી સમક્ષ તને કઠોર વચનો કહ્યાં છે.[૭૮] તેમ જ ધર્મપુત્ર રાજા યુધિષ્ઠિરનો નિશ્ચય છે, કે રણમાં નિત્ય તત્પર રહેનાર અને કોઈનાથી સહન ન થઈ શકે તેવા આ કર્ણના આધાર પર જ આજની યુદ્ધબાજી ખેલાઈ રહી છે. માટે તેમાં જો કર્ણનો વધ કરવામાં આવશે, તો કૌરવો તો અનાયાસે જિતાઈ જશે.[૭૯] માટે હે અર્જુન! ધર્મરાજાનો વધ કરવો તે યોગ્ય નથી; તેમ તારી પ્રતિજ્ઞા પણ અવશ્ય પાળવી

જ જોઈએ. હવે યુધિષ્ઠિર રાજા જીવતા રહે અને તારી પ્રતિજ્ઞા પૂર્ણ થાય તેવો એક ધર્મની યોગ્યતાવાળો ઉપાય હું તને કહું છું, સાંભળ.[80] જે પુરુષ આ જગતમાં માનપાત્ર છે, તે જ્યાં સુધી માન મેળવે છે, ત્યાં સુધી આ જીવલોકમાં જીવતો મનાય છે, પણ જ્યારે તે મહાન અપમાનને પામે છે, ત્યારે જીવતા છતાં તેને મૂએલો જ માનવામાં આવે છે.[81] આ યુધિષ્ઠિરરાજાને તું, ભીમસેન, નકુલ, સહદેવ તેમ જ લોકમાંના વૃદ્ધ અને શૂરા પુરુષો સદા માન આપે છે. માટે તું કોઈ યુક્તિથી તેમનું અપમાન કર, એટલે જીવતા છતાં તેમનું મૃત્યુ થયેલું જ મનાશે. હે પાર્થ ! તારા આ પૂજ્ય યુધિષ્ઠિરરાજાને તું તુંકારાથી બોલાવ; એટલે તેમનો વધ થઈ ચૂક્યો છે; કારણ કે હે ભારત ! શાસ્ત્ર કહે છે કે, પોતાના પૂજ્ય ગુરુજનોને તુંકારો કરવો તે તેમનો વધ કરવા બરાબર છે.[82,83] માટે હે કુરુકુળધુરંધર અર્જુન ! તું ધર્મરાજ યુધિષ્ઠિરને પૂજ્ય પુરુષોને અપમાનરૂપ એવા અધર્મ ભરેલા તુંકારાથી બોલાવ અને તું પોતે જ તેમનું અપમાન કર.[84] સર્વ શ્રુતિઓમાં ઉત્તમ મનાયેલી અથર્વાંગિરસી નામની એક શ્રુતિ આ પ્રમાણે કહે છે : 'अवधेन वधः प्रोक्तो यद् गुरुस्त्वमिति प्रभुः । કોઈ મહાસમર્થ ગુરુજનને તુંકારાથી બોલાવવો તે શસ્ત્રપાત વિના તેનો વધ કર્યો મનાય છે.' પોતાનું સદા શ્રેય ઇચ્છનારા પુરુષોએ વિચાર કર્યા વિના આ શ્રુતિને અનુસરવું જોઈએ. માટે તું ધર્મવેત્તા મારા કહેવા પ્રમાણે ધર્મરાજને તુંકારાથી બોલાવ.[85,86] એ રીતે હે અર્જુન ! તેં કરેલા અપમાનથી આ ધર્મરાજ યુધિષ્ઠિર પણ અયોગ્યતા ભરેલો પોતાનો વધ થઈ ચૂક્યો, એમ જાણી લેશે. પછીથી તેમના ચરણોનું વંદન કરી, તેમને કેટલાંએક પ્રિય વચનો કહીને અને તેમનું સાંત્વન કરી તેં કરેલા અપમાનનો પરિહાર કરવા માટે તું તેમને માનથી બોલાવજે.[87] આમ કરવાથી તારા વડીલ ભાઈ રાજા યુધિષ્ઠિર પણ પોતે મહાબુદ્ધિમાન હોઈને ધર્મ તરફ દૃષ્ટિ કરી તારા પર કદી પણ કોપાયમાન નહિ થાય; તેમ જ તું પણ અસત્ય ભાષણથી તથા ભ્રાતૃવધજન્ય પાતકથી મુક્ત થઈ હર્ષપૂર્વક સૂતપુત્ર કર્ણનો રણમાં વધ કરજે.[88]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'શ્રીકૃષ્ણ અને અર્જુનનો સંવાદ' નામનો અધ્યાય ૬૯ મો સમાપ્ત

## अध्याय ७० मो

## યુધિષ્ઠિરનું અપમાન અને પાછળથી તેમનું સન્માન

॥ सजय उवाच ॥

इत्येवमुक्तस्तु जनार्दनेन
पार्थः प्रशस्याथ सुहृद्वचस्तत् ।
ततोऽब्रवीदर्जुनो धर्मराज-
मनुक्तपूर्वं परुषं प्रसह्य ॥ १ ॥

સંજય બોલ્યો : હે ધૃતરાષ્ટ્રરાજા ! શ્રીકૃષ્ણે એ પ્રમાણે કહ્યું, એટલે અર્જુને પોતાના મિત્ર કૃષ્ણનાં તે વચનની પ્રશંસા કરી અને આવેશમાં આવી જઈ તે ધર્મરાજ યુધિષ્ઠિરને પૂર્વે કદી નહિ કહેલાં એવાં તીક્ષ્ણ વચનો કહેવા લાગ્યો.[1]

અર્જુન બોલ્યો : ઓ રાજા ! તું બોલ મા, બોલ મા. આ તું રણમાંથી નાસી આવી એક કોશ જેટલા દૂર પ્રદેશમાં બેસી રહ્યો છે અને મારી નિંદા કરે છે ? સર્વ લોકમાં મહાન વીર ગણાયેલા મહાપુરુષોની સાથે જે યુદ્ધ કરી રહ્યો છે તે ભીમસેન કદાચ મારી નિંદા કરી શકે, પણ તું તો નહિ જ.[2] જે ભીમસેન બરાબર યોગ્ય સમયે શત્રુઓને પીડી નાખીને તે તે શૂરા રાજાઓને રણમાં રોળી નાખે છે, જે ઉત્તમોત્તમ રથીઓનો, મુખ્ય મુખ્ય હાથીસવારોનો તથા અસંખ્ય વીર ઘોડેસવારોનો રણમાં સંહાર કરી

નાખે છે, જેણે એક હજારથી વધારે હાથીઓને રણમાં મારી નાખ્યા છે અને જે સિંહની પેઠે ગાજી રહ્યો છે, તે ભીમસેન મારી નિંદા કરવાને યોગ્ય છે; પણ તું શું જોઈને મારી નિંદા કરે છે? વળી જેણે સિંહ જેમ મૃગોને મારી નાખે, તેમ પર્વતપ્રદેશમાં વસનારા દશ હજાર કાંબોજ યોદ્ધાઓને ઠાર કરી નાખ્યા છે, તે ભીમસેન મને ઠપકો આપી શકે, પણ તું નહિ.[૩,૪] વીર ભીમસેન રથ પરથી કૂદી પડી, હાથમાં ગદા લઈ, તેના વડે રણમાં સંખ્યાબંધ ઘોડેસવારોને, રથીઓને તથા હાથીસવારોને હણી નાખે છે અને મહાદુષ્કર કર્મ કરે છે, તું તેવું કર્મ કદી પણ કરવાને યોગ્ય નથી, તો શા માટે બોલે છે?[૫] ઇંદ્ર સમાન પરાક્રમી એ ભીમસેન હાથમાં ઉત્તમ તલવાર લઈને ઘોડા, રથ, ઘોડેસવારો તથા હાથીઓને કાપી નાખે છે, રથનાં પૈડાંઓથી તથા ધનુષ્યથી શત્રુઓનો ઘાણ કાઢી નાખે છે અને કેટલાએક શત્રુઓને તો બન્ને પગોને પોતાના બે હાથ વતી પકડી ચીરી નાખે છે.[૬] વળી કુબેર તથા યમ સમાન મહાબળવાન એ ભીમસેન શત્રુઓની સેનાને જોસભેર હણી નાખે છે, એ ભીમસેન મારી નિંદા કરવાને યોગ્ય છે; પણ નિત્ય પોતાના સુહૃદોના રક્ષણ તળે રહેનારો તું મારી નિંદા કરવા યોગ્ય નથી.[૭] જે ભીમસેન એકલો જ કૌરવોના મધ્યમાં દાખલ થઈ મોટા મોટા મહારથીઓને, સારા સારા હાથીસવારોને, ઉત્તમોત્તમ ઘોડેસવારોને તથા મુખ્ય મુખ્ય પાળાઓને રણમાં રોળી નાખી શત્રુઓનું દમન કરે છે, તે ભીમસેન મને ઠપકો આપવા યોગ્ય છે.[૮] જેણે કલિંગ, અંગ, વંગ, નિષાદ તથા મગધદેશના કાળા મેઘ સરખા મદમત્ત હાથીઓનો અને બીજા અનેક શત્રુઓનાં ટોળાંઓનો સંહાર કરી નાખ્યો છે, તે શત્રુદમન ભીમસેન મને ઠપકો દેવા યોગ્ય છે.[૯] વર્ષાકાળે ચઢી આવેલો મેઘ જેમ જળધારાઓ વરસાવે છે, તેમ વીર ભીમસેન લડાયક શસ્ત્રોથી ભરેલા પોતાના રથમાં બેસી, હાથમાં પુષ્કળ બાણો લઈ ધનુષ્ય ધુણાવતો ધુણાવતો, મહારણમાં સંખ્યાબંધ બાણોનો વરસાદ વરસાવી મૂકે છે. વળી જે ભીમસેને આજના રણમાં બાણોનો મારો ચલાવી આઠસો હાથીઓનાં ગંડસ્થળોના તથા સૂંઢોના ટુકડેટુકડા કરી નાખ્યા છે, તે શત્રુહંતા ભીમસેન મને અવશ્ય ક્રૂર કહેવા યોગ્ય છે; પણ તારી તો યોગ્યતા જ નથી.[૧૦,૧૧] હે ભારત! પંડિતો કહે છે કે, બ્રાહ્મણોનું બળ વાણીમાં હોય છે અને ક્ષત્રિયોનું બળ તેમના બાહુઓમાં હોય છે. આ કથન પ્રમાણે તું ક્ષત્રિય હોવાથી તારા બાહુમાં બળ હોવું જોઈએ, તેને બદલે તારું બળ કેવળ વાણીમાં જ જોવામાં આવે છે અને સ્વભાવે તું ક્રૂર છે. વળી તું એકલો જ મને તારા જેવો નિર્બળ કહે છે.[૧૨] હે રાજા! હું મારી સ્ત્રી, પુત્રો, જીવિત અને શરીર સુદ્ધાંની પરવા કર્યા વિના નિત્ય તારું પ્રિય કરવા યત્ન કર્યા કરું છું; છતાં તું મને આ પ્રમાણે તીક્ષ્ણ વાણીરૂપ બાણોથી વીંધી નાખે છે. એ ઉપરથી સિદ્ધ થાય છે કે, અમને તારાથી જરા પણ સુખ મળવાનું નથી.[૧૩] હે ભારત! દ્રૌપદીના શયનમાં પડી રહીને તારે મારું અપમાન કરવું નહિ. હું કેવળ તારે માટે જ આ યુદ્ધમાં મહારથીઓનો સંહાર કરી રહ્યો છું, છતાં તું મારા તરફ શંકા કરે છે. તે ઉપરથી જણાય છે કે, તું ક્રૂર છે અને તારા તરફથી મને જરા પણ સુખ નહિ મળે.[૧૪] હે રાજા! સત્ય પ્રતિજ્ઞાવાળા ભીષ્મપિતામહે પોતે જ તારું પ્રિય કરવા માટે પોતાનું મૃત્યુ તને કહી જણાવ્યું હતું, એ ઉપરથી દ્રુપદરાજના વીરપુત્ર શિખંડીએ મારા રક્ષણ તળે રહીને એ મહાત્માને મારી નાખ્યા છે.[૧૫] તું સર્વનો મહારાજ થાય, એ વાતને હું અભિનંદન આપતો

નથી; કારણ કે તું અમારા બધાનું અહિત કરવા માટે જુગાર ખેલવામાં રચ્યોપચ્યો રહે છે. વળી તું નીચ મનુષ્યોએ કરવા યોગ્ય એવું પાપ પોતે જ પ્રથમ કરે છે અને પછીથી તું અમારા દ્વારા પોતાના શત્રુઓનો પરાજય કરવા ઇચ્છે છે.[૧૬] જે વેળા તું જુગાર ખેલવા તૈયાર થયો હતો, તે વેળા સહદેવે તને જુગારમાં રહેલા અનેક દોષો તથા અધર્મો કહ્યા હતા અને તે તે સાંભળ્યા પણ હતા; છતાં તેં દુષ્ટ પુરુષોએ સેવેલા એ પાસાઓનો ત્યાગ કરવાની ઇચ્છા જ ન કરી અને અંતે તેં જુગાર-બાજી ખેલી પણ ખરી. આથી તારી પાછળ અમે બધા મહાભયંકર સંકટરૂપ નરકમાં ડૂબી ગયા.[૧૭] ઓ પાંડુપુત્ર! તારા તરફથી અમને સુખની આશા લગારે નથી; કારણ કે તું પોતે જ એ પ્રમાણે જુગાર ખેલવા મચી પડ્યો હતો. વળી તેં પોતે જ અમારા પર આવું ઘોર સંકટ નાખ્યું છે, છતાં ઉપરથી તું આવાં તીવ્ર વચનો આજે અમને કહી સંભળાવે છે.[૧૮] બાકી અમે તો શત્રુઓની સેનાનો સંહાર કરી નાખ્યો છે અને તેથી તે સેના છિન્નભિન્ન થયેલાં ગાત્રોએ રણભૂમિ પર સૂઈ રહી છે અને રોકકળ કરી રહી છે. ખરી રીતે જોતાં, આ ઘાતકી કર્મ તેં જ કર્યું છે; તારે લીધે જ કૌરવોનો આ સંહાર વળી ગયો છે અને કુલક્ષય થવાનો દોષ ઉપસ્થિત થયો છે. આ મહારણમાં ઉત્તર દિશાના, પશ્ચિમ દિશાના, પૂર્વ દિશાના તથા દક્ષિણ દિશાના સંખ્યાબંધ યોદ્ધાઓ કપાઈ મૂઆ છે અને કેવળ તારે માટે જ આપણા પક્ષના તથા શત્રુપક્ષના મહાન યોદ્ધાઓએ અતુલ પરાક્રમ કરી દેખાડ્યું છે. ઓ રાજા! તું જુગાર રમ્યો, તારે લીધે જ અમારા રાજ્યનો વિનાશ થયો અને તારા કારણથી અમારા પર આ ઘોર સંકટ ઊભું થયું. હે રાજા! તું આવો અલ્પ ભાગ્યવાન છે, માટે ઉપરાઉપરી આવી ક્રૂર વાણીરૂપ ચાબુકોથી પ્રહાર કરી હવે અમને વધારે ન કોપાવ.[૧૯–૨૧]

સંજય બોલ્યો : હે ધૃતરાષ્ટ્રરાજા! અર્જુને યુધિષ્ઠિરરાજાને આવી તીક્ષ્ણ અને રૂક્ષ વાણી સંભળાવી; પણ પછી સ્થિર બુદ્ધિવાળો તે સવ્ય-સાચી પોતે ધર્મભીરુ તથા મહાબુદ્ધિમાન હતો, તેથી 'મેં આમ કહી એક જાતનું પાપ જ કર્યું છે' આવો મનમાં વિચાર કરી શોકાતુર થઈ ગયો. તેણે ઉપરાઉપરી નિઃશ્વાસ નાખી મનમાં સંતાપ કરવા માંડ્યો. તુરત જ તે ઇંદ્રપુત્ર અર્જુને પોતાની તલવાર મ્યાનમાંથી બહાર ખેંચી કાઢી, એટલે શ્રીકૃષ્ણ બોલી ઊઠ્યા : 'ઓ અર્જુન! વળી તું આ શું કરે છે? આકાશ જેવી નિર્મળ તલવારને પુનઃ તેં કેમ મ્યાનમાંથી બહાર ખેંચી કાઢી?[૨૨,૨૩] બોલ, બોલ, હું પૂછું છું તેનો ઉત્તર આપ; એટલે વળી પણ તારું કાર્ય સિદ્ધ કરવા માટે હું તને તેવો જ ધાર્મિક નિર્ણય આપીશ.' પુરુષોત્તમ શ્રીકૃષ્ણે જ્યારે આમ કહ્યું, ત્યારે અત્યંત દુઃખી થયેલો અર્જુન તેમને કહેવા લાગ્યો :[૨૪] 'બસ બસ, હવે મારા શરીરનો જ હું નાશ કરી નાખીશ. એ શરીરથી મેં ક્રોધાવેશમાં આવી જઈ આવું ઘોર પાપ કર્યું છે.' અર્જુન-નાં આ વચન સાંભળી ધર્મધુરંધર શ્રીકૃષ્ણ અર્જુનને કહેવા લાગ્યા : 'હે અર્જુન! તેં રાજા યુધિષ્ઠિરને આવાં અપમાનભરેલાં તીક્ષ્ણ વચનો કહી તુંકારાથી બોલાવ્યા અને હવે તું મહાઘોર દુઃખમાં પડી ગયો. તેથી જ આમ આત્મહત્યા કરવા તું ઇચ્છે છે ખરું કે? પણ ઓ કિરીટી! સત્પુરુષો આવું કર્મ કરતા નથી.[૨૫,૨૬] હે વીર પુરુષ! પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરવારૂપ ધર્મથી ભય પામી તેં પ્રથમ જો ધર્માત્મા અને જ્યેષ્ઠ-બંધુ એવા આ યુધિષ્ઠિરરાજાને તલવારથી આજે મારી નાખ્યા હોત, તો પાછળથી તારી કેવી

દશા થાત અને પછી તું શું કરી શકત?[૨૭] માટે જ હું તને કહું છું કે, હે અર્જુન! ધર્મનું સૂક્ષ્મ સ્વરૂપ અતિ દુર્જ્ઞેય છે. તેમાં પણ અજ્ઞાની મનુષ્ય તો તે ધર્મસ્વરૂપને વિશેષે કરી જાણી શકતા નથી. માટે હું તને કહું છું, સાંભળ. તું આ સમયે આત્મહત્યા કરવા તૈયાર થયો છે, પણ તું જાણે છે કે, તારા મોટાભાઈનો વધ કરવાથી તને જે નરકની પ્રાપ્તિ થાત, તેથી પણ અતિઘોર નરક આમ આત્મહત્યા કરવાથી તને પ્રાપ્ત થશે.[૨૮] માટે હે અર્જુન! હવે તું તારા ગુણોનું વર્ણન કર, એટલે તેં તારી પોતાની હત્યા કરેલી ગણાશે.' 'બહુ સારું' એમ કહીને તેણે શ્રીકૃષ્ણનાં વચનને અભિનંદન આપ્યું. પછી પોતાના ધનુષ્યને નમાવીને ઇંદ્રપુત્ર અર્જુન ધર્મવેત્તા રાજા યુધિષ્ઠિરને કહેવા લાગ્યો: 'હે રાજન્! હવે તમે મારા ગુણો સાંભળો. પિનાક ધનુષ્યને ધારણ કરનારા દેવ શંકર સિવાય આ જગતમાં મારા સરખો બીજો એક પણ ધનુર્ધર પુરુષ નથી.[૨૯,૩૦] હું મહાત્મા શ્રીશંકર ભગવાનની સંમતિ લઈ એક ક્ષણવારમાં ચરાચર આ સર્વ જગતને સંહારી શકું છું. હે રાજન્! મેં જ સર્વ દિશાઓના રાજાઓને જીતી બધી દિશાઓ તમારા તાબામાં કરી દીધી છે. મારા જ પ્રતાપથી સંપૂર્ણ દક્ષિણાવાળો તે રાજસૂયયજ્ઞ તમે કરી શક્યા હતા અને મારા જ પરાક્રમથી વિશ્વકર્માએ તમને દિવ્ય સભા બનાવી આપી હતી. મારા જ હાથમાં તીક્ષ્ણ બાણો તથા બાણ ચઢાવેલું પ્રત્યંચાયુક્ત વિશાળ ધનુષ્ય ચિહ્ન તરીકે છે.[૩૧,૩૨] મારા જ બન્ને ચરણો રથ અને ધ્વજાના ચિહ્નવાળા છે. હું જ્યારે યુદ્ધ કરવા સજ્જ થાઉં છું, ત્યારે જગતમાંના કોઈ પુરુષો મને જીતી શકતા નથી. આ યુદ્ધમાં પણ મેં તમારી નજર આગળ ઉત્તર દિશાના, પશ્ચિમ દિશાના, પૂર્વ દિશાના તથા દક્ષિણ દિશાના અનેક રાજાઓને કાપી નાખ્યા છે.[૩૩] મેં એકલાએ જ સંશપ્તકોના સર્વ સૈન્યનો સંહાર વાળી નાખ્યો છે. અર્ધું અથવા તેથી પણ કંઈ ઓછું તે સૈન્ય હવે બાકી રહ્યું છે. હે રાજા! દેવસેના જેવી તેજસ્વી આ ભારતી સેના મારા હાથે મરણ પામીને રણભૂમિ પર સૂઈ રહી છે![૩૪] આ કૌરવસૈન્યમાં જેઓ અસ્ત્રવિદ્યાને જાણનારા છે, તેમને હું અસ્ત્રો વતી જ મારી નાખું છું અને તેથી જ હું આ સર્વ લોકોને બાળી ભસ્મ કરી શકું છું. હે કૃષ્ણ! ચાલો, હવે આપણે આપણા જયશીલ અને ભયંકર એવા રથમાં બેસીને સૂતપુત્ર કર્ણને મારી નાખવા માટે સત્વર પ્રયાણ કરી જઈએ.[૩૫] આ રાજા યુધિષ્ઠિર આજે ભલે શાંતિ લે. હું એકલો જ બાણોનો મારો ચલાવી કર્ણનો રણમાં નાશ કરીશ.' એ પ્રમાણે કહીને વળી પણ અર્જુન ધર્મધુરંધર રાજા યુધિષ્ઠિર પ્રત્યે બોલ્યો:[૩૬] 'હે રાજા! આજે કર્ણની માતા પુત્ર વિનાની થશે, અથવા કુંતી અર્જુન નામના તેના પુત્ર વિનાની થશે. હું તમને સત્ય કહું છું કે, આજે યુદ્ધમાં કર્ણને માર્યા વિના હું મારું કવચ ઉતારીશ નહિ.'

સંજય બોલ્યો: ધર્મવેત્તા યુધિષ્ઠિરરાજાને આમ કહીને અર્જુને પોતાનાં શસ્ત્રોને બાજુએ મૂકી દીધાં, ધનુષ્ય પૃથ્વી પર મૂક્યું અને તલવારને એકદમ મ્યાનમાં નાખી દીધી.[૩૭,૩૮] તેણે શરમાતાં શરમાતાં રાજા યુધિષ્ઠિરને પોતાનું મસ્તક નમાવ્યું અને હાથ જોડી તે તેમને કહેવા લાગ્યો: 'હે રાજા! મારા પર પ્રસન્ન થાઓ. મેં કહેલાં અયોગ્ય વચન માટે મને ક્ષમા આપો. હું આપનું પ્રિય કરવા કેટલો બધો તત્પર રહું છું, તે સમય આવ્યે તમે જાણશો. હું તમને પ્રણામ કરું છું.'[૩૯]

આ રીતે શત્રુઓને સહન કરનારા યુધિષ્ઠિરરાજાને પ્રસન્ન કરી વીર અર્જુન તેમની સામે ઊભો રહ્યો અને આ પ્રમાણે બોલ્યો: 'આ દ...

કાર્ય હવે જલદી થશે, એમાં બિલકુલ વિલંબ થશે નહિ. વળી ઘણું જ સારું થાય છે કે, પેલો કર્ણ આ સમયે જ મારી સામે ચઢી આવે છે, માટે એની સામે યુદ્ધ કરવા હવે હું જાઉં છું.[૪૦] હે રાજન્! ભીમસેનને રણમાંથી મુક્ત કરવા તથા સર્વ પ્રકારે કર્ણનો વધ કરવા હવે હું જાઉં છું. વળી હું તમને કહી જાઉં છું કે, આ મારું જીવિત કેવળ તમારું પ્રિય કરવા માટે જ છે, એ તમારે સત્ય જાણવું.'[૪૧] આ પ્રમાણે કહીને મહાતેજસ્વી અર્જુન યુધિષ્ઠિરના ચરણોમાં વંદન કરી યુદ્ધ માટે જવા ઊભો થયો. તે વખતે પોતાના ભાઈ અર્જુનનાં પ્રથમનાં તીક્ષ્ણ વચનો સાંભળી મનમાં દુઃખી થયેલા રાજા યુધિષ્ઠિર શયનમાંથી ઊભા થઈ જઈ અર્જુનને કહેવા લાગ્યા: 'હે અર્જુન! મેં આ જ દિવસ સુધી દુષ્ટ કૃત્યો જ કર્યાં છે, તેને લીધે તમને અતિ ઘોર સંકટો પ્રાપ્ત થયાં છે. હું જ કુળમાં કાળરૂપે જન્મ્યો છું, અધમ પુરુષ છું, પાપી છું, દુષ્ટ વ્યસનોમાં આસક્ત રહેનારો છું, મૂઢ બુદ્ધિનો છું, આળસુ છું અને કાયર પુરુષ છું; માટે તું મારા મસ્તકને આજે કાપી નાખ.[૪૨-૪૪] તું વૃદ્ધ પુરુષોનું અપમાન કરનારો છે, તેમ જ અતિ તીક્ષ્ણ છે; માટે તારાં આવાં રૂક્ષ વચનોને મારે લાંબા કાળ સુધી શા માટે સાંભળવાં જોઈએ? જો હું પાપી પુરુષ છું, તો આજે જ વનમાં ચાલ્યો જાઉં છું. મારા વિના તું સુખેથી રહેજે.[૪૫] મહાત્મા ભીમસેન જ રાજા થવાને યોગ્ય છે. હું તો નપુંસક છું, મારે રાજ્યકૃત્યો કરીને શું કરવું છે? વળી તારા જેવા ક્રોધી ભાઈનાં આવાં તીક્ષ્ણ વચનો સહન કરવા હું સમર્થ પણ નથી.[૪૬] હે વીર! ભીમસેન જ ભલે રાજા થાય. આજે મારું આવું અપમાન થયું છે, તેથી મારે હવે જીવીને શું કરવું છે?' આમ કહીને રાજા યુધિષ્ઠિર એકદમ શયનનો ત્યાગ કરી પૃથ્વી પર કૂદી પડ્યા.[૪૭] તે જ સમયે તે વનમાં નીકળી જવા તૈયાર થઈ ગયા, એટલે તુરત શ્રીકૃષ્ણ તેમને પ્રણામ કરી કહેવા લાગ્યા:[૪૮] 'હે રાજન્! એ તમારા જાણવામાં જ હતું કે, સત્ય પ્રતિજ્ઞાવાળા અર્જુનની તેના ગાંડીવધનુષ્યના સંબંધમાં આવી પ્રતિજ્ઞા છે કે, જો કોઈ પુરુષ 'તારું ગાંડીવધનુષ્ય બીજાને આપી દે' એમ તેને કહે તો એ પુરુષને અર્જુન મારી નાખે; છતાં તમે અર્જુનને તે પ્રમાણે કહ્યું. આમ પોતાની પ્રતિજ્ઞાનું રક્ષણ કરવા માટે જ તેણે મારા કહેવા પ્રમાણે તમારું અપમાન કર્યું છે અને ગુરુઓનું અપમાન કરવું તે તેમનો વધ કર્યા બરોબર ગણાય છે.[૪૯-૫૧] માટે હે મહાબાહુ! સત્યનું રક્ષણ કરવા માટે મેં તથા અર્જુને આપનો એ અપરાધ કર્યો છે, તેની ક્ષમા આપો. હે મહારાજ! અમે બન્ને જણા તમારે શરણે આવ્યા છીએ. હું આપને પ્રણામ કરીને યાચું છું, તેથી તમે ક્ષમા આપવા યોગ્ય છો.[૫૨,૫૩] હું તમારી પાસે પ્રતિજ્ઞાપૂર્વક જણાવું છું કે, આજે રણભૂમિ રાધાપુત્ર કર્ણના રુધિરનું પાન કરશે, માટે તમે કર્ણને આજે મૂએલો જ જાણજો.[૫૪] તમે જેનો વધ કરવાની મનમાં ઇચ્છા કરો છો, તેનું જીવિત તો ગયું છે જ.' શ્રીકૃષ્ણનાં એ વચન સાંભળી, ધર્મરાજ યુધિષ્ઠિરે પોતાને પ્રણામ કરી રહેલા શ્રીકૃષ્ણને એકદમ સંભ્રમપૂર્વક ઊભા કર્યા અને પછી હાથ જોડીને તે આ પ્રમાણે વાક્ય બોલ્યા: 'હે ગોવિંદ! તમે કહો છો તેમ જ છે. કેવળ પોતાની પ્રતિજ્ઞાને સત્ય કરવા માટે જ અર્જુને મારું આમ અપમાન કર્યું છે. હે માધવ! તમે મારો અનુનય કરીને મને તાર્યો છે. ખરેખર, હે અચ્યુત! તમે આજે અમને ઘોર સંકટમાંથી છોડાવ્યા છે. તમારા જેવા નાથનો આશ્રય કરીને અમે બન્ને જણા આજે મહાઘોર સંકટસાગરમાંથી તરી ગયા છીએ. અમે બન્ને જણા અજ્ઞાનથી

મોહિત થઈ ગયા હતા; પરંતુ આપની બુદ્ધિરૂપી નૌકાનો આશ્રય કરી અમે દુઃખજનક શોકસાગરને તરી ગયા છીએ. હે અચ્યુત ! તમે જ અમારા મંત્રીઓના તથા અમારા પોતાના નાથ છો–રક્ષક છો.[૫૫–૬૦]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'યુધિષ્ઠિરનું સમાશ્વાસન' નામનો અધ્યાય ૭૦ મો સમાપ્ત

## अध्याय ७१ मो

### કર્ણવધ માટે અર્જુનની ભીષ્મપ્રતિજ્ઞા

॥ सजय उवाच ॥

**धर्मराजस्य तच्छ्रुत्वा प्रीतियुक्तं वचस्ततः ।**

**पार्थं प्रोवाच धर्मात्मा गोविंदो यदुनंदनः ॥ १ ॥**

સંજય બોલ્યો : હે ધૃતરાષ્ટ્રરાજા ! ધર્મરાજાનાં એ પ્રીતિયુક્ત વચન સાંભળ્યા પછી ધર્માત્મા યદુનંદન શ્રીકૃષ્ણ અર્જુનને કહેવા લાગ્યા.[૧] કારણ કે તે સમયે અર્જુન શ્રીકૃષ્ણની પ્રેરણાથી યુધિષ્ઠિરને અપ્રિય વચનો કહીને, પોતે જાણે કંઈ પાતક કર્યું હોય, તેમ માનીને મનમાં ઉદાસ થઈ ગયો હતો.[૨] વાસુદેવ શ્રીકૃષ્ણ હસતા હોય, તેમ મુખ મલકાવીને અર્જુનને કહેવા લાગ્યા : 'હે પાર્થ ! તેં ધર્મિષ્ઠ રાજા યુધિષ્ઠિરને તીક્ષ્ણ ધારવાળી તલવારથી જો મારી નાખ્યા હોત, તો એ તારું કર્મ કેવું ગણાત ? રાજા યુધિષ્ઠિરને માત્ર તેં અપ્રિય વચનો કહ્યાં છે, તેટલામાં તો તું આ પ્રમાણે મહાશોકસમુદ્રમાં ડૂબી ગયો છે, તો પછી રાજા યુધિષ્ઠિરને મારી નાખીને તો તું શું કરત ? માટે જ હે પાર્થ ! ધર્મનું સ્વરૂપ અતિ દુર્જ્ઞેય છે અને તેમાં પણ મંદ બુદ્ધિના પુરુષો તો વિશેષે કરી ધર્મને જાણી શકતા નથી.[૩–૫] વળી તું તો ધર્મભીરુ છે, તેથી જો તેં તારા વડીલ ભાઈનો વધ કર્યો હોત, તો તું જરૂર મહાઘોર નરકમાં જઈ પડત.[૬] પણ હવે તું ધર્મવંતોમાં શ્રેષ્ઠ અને કુરુશ્રેષ્ઠ એવા રાજા યુધિષ્ઠિરને પ્રસન્ન કર.[૭] એવો આ સંબંધમાં મારો મત છે. ભક્તિથી યુધિષ્ઠિર રાજાને પ્રસન્ન કરી આપણે બન્ને જણા સૂતપુત્રના રથ સામે યુદ્ધ કરવા સત્વર પ્રયાણ કરી જઈએ.[૮] હે માનદ અર્જુન ! આજના યુદ્ધમાં તીક્ષ્ણ બાણોનો મારો ચલાવી તું કર્ણને મારી નાખીને ધર્મરાજની મોટી પ્રીતિ સંપાદન કરજે.[૯] હે મહાબાહુ ! આ વખતે આમ કરવું તેજ સમયોચિત છે, આવો મારો વિચાર છે. તેમ કરવાથી જ તારું કાર્ય પરિપૂર્ણ થશે.' હે મહારાજ ! શ્રીકૃષ્ણનાં વચન સાંભળ્યા પછી અર્જુન લજ્જાયુક્ત થઈ ધર્મરાજના પગમાં પડી મસ્તક નમાવી, પ્રણામ કરવા લાગ્યો.[૧૦,૧૧] ભરતશ્રેષ્ઠ રાજા યુધિષ્ઠિરને તે વારંવાર કહેવા લાગ્યો : 'હે રાજન્ ! ધર્મની ઇચ્છાવાળા મેં ધર્મભીરુએ આપને જે જે અપ્રિય વચનો કહ્યાં છે, તેને માટે મને ક્ષમા આપો અને મારા પર પ્રસન્ન થાઓ.'[૧૨] હે ભરતશ્રેષ્ઠ ! પોતાના પગમાં પડીને રુદન કરતા શત્રુહંતા અર્જુનને જોઈને ધર્મરાજા યુધિષ્ઠિરે પોતાના ભાઈ અર્જુનને બે હાથ વડે પકડીને ઊભો કર્યો અને તેને સ્નેહપૂર્વક ભેટી પડી તે રડવા લાગ્યા. હે મહારાજ ! પછી બન્ને મહાતેજસ્વી ભાઈઓ ઘણા વખત સુધી રડીને શોકરહિત થયા અને પરસ્પર પ્રસન્ન થયા. પાંડવ ધર્મરાજ પ્રેમપૂર્વક અર્જુનને ભેટીને મસ્તક સૂંઘીને પરમ પ્રીતિયુક્ત થયા અને વારંવાર વિસ્મય પામતા મહાધનુર્ધર અર્જુનને કહેવા લાગ્યા :[૧૩–૧૬] 'હે મહાબાહુ અર્જુન ! હું યુદ્ધમાં ઘણો ઘણો પ્રયત્ન કરતો હતો, છતાં કર્ણે સર્વ સૈન્યના દેખતાં મારા કવચને, ધ્વજાને, ધનુષ્યને, શક્તિને, ઘોડાઓને તથા સમગ્ર બાણોને બાણો વડે કાપી નાખ્યાં છે. હે ફાલ્ગુન ! આજના રણમાં કર્ણના તે પરાક્રમને જાણીને તથા જોઈને દુઃખને લીધે હું પીડાઉં છું. મને હવે જીવવું પણ ગમતું નથી. જો તું આજના યુદ્ધમાં

તે વીર કર્ણને મારી નહિ નાખે, તો જરૂર હું મારા પ્રાણોનો ત્યાગ કરીશ; કેમ કે તેનાથી અપમાન પામ્યા પછી મારે જીવવાનું શું પ્રયોજન છે?' હે ભરતશ્રેષ્ઠ! યુધિષ્ઠિરનાં વાક્ય સાંભળી અર્જુને તેમને કહ્યું:[17-20] 'હે પુરુષશ્રેષ્ઠ રાજા! હે નરપતિ! હું તમારી પાસે સત્યના, તમારી કૃપાના, ભીમસેનના, નકુલના તથા સહદેવના સોગંદ ખાઈને કહું છું કે, આજના યુદ્ધમાં હું કર્ણનો વધ કરીશ અથવા તેને હાથે મરણ પામી પોતેજ રણભૂમિ પર પડીશ. ખરેખર! આ પ્રતિજ્ઞા હું મારા આયુધનો સ્પર્શ કરીને કરું છું.[21,22] આમ યુધિષ્ઠિરરાજાને કહીને અર્જુન શ્રીકૃષ્ણને કહેવા લાગ્યો: 'હે કૃષ્ણ! તમારું કલ્યાણ થાઓ. આજના યુદ્ધમાં હું કર્ણનો નાશ કરીશ, એ નિઃસંશય છે, પરંતુ તમારી બુદ્ધિથીજ તે દુરાત્માનો વધ થશે.' હે મહારાજા! અર્જુને આમ કહ્યું, એટલે શ્રીકૃષ્ણ તેને કહેવા લાગ્યા:[23,24] હે ભરતશ્રેષ્ઠ અર્જુન! મહાબળવાન કર્ણનો વધ કરવા તું સમર્થ છે. હે મહારથી! મારી નિત્યની એજ ઇચ્છા છે કે, 'અર્જુન રણમાં કર્ણનો કેવી રીતે નાશ કરે? માટે હે શ્રેષ્ઠ! તું નિશ્ચિંતજ રહે.' વળી બુદ્ધિમાન શ્રીકૃષ્ણ યુધિષ્ઠિરરાજાને કહેવા લાગ્યા: 'હે યુધિષ્ઠિરરાજા! હવે તમે આ અર્જુનનું સાંત્વન કરવાને તથા દુરાત્મા કર્ણનો આજે વધ કરવાને અનુજ્ઞા આપવા યોગ્ય છો. તમને કર્ણનાં બાણોથી પીડાયેલા સાંભળીને હું તથા આ અર્જુન તમારી ખબર કાઢવા માટેજ અહીં આવ્યા છીએ.[25-28] હે પાંડુપુત્ર રાજન્! એજ બહુ સારું થયું છે કે, તમે કર્ણને હાથે આજે મરણ ન પામ્યા તેમ જ કેદ ન પકડાયા. માટે હે નિર્દોષ રાજા! અર્જુનને હવે ધીરજ આપો અને તેનો વિજય થાય તેવો આશીર્વાદ આપો.'[29]

યુધિષ્ઠિર બોલ્યા: આવ, આવ, ઓ અર્જુન! તું મારી પાસે આવ, મને ભેટ. હે પાંડવ! તેં મને કહેવા યોગ્ય હિતવચનો જ કહ્યાં છે અને તેને માટે મેં તને ક્ષમા આપી છે.[30] હે ધનંજય! હું તને આજ્ઞા આપું છું કે, જા, તું કર્ણનો વધ કર. તેમ જ હે પાર્થ! મેં તને જે દારુણ વચનો કહ્યાં છે, તેને માટે તું ક્રોધ ન કરીશ.[31]

સંજય બોલ્યો: હે ધૃતરાષ્ટ્રરાજા! તે પછી અર્જુને વળી પોતાના વડીલભાઈ યુધિષ્ઠિરના બન્ને ચરણનો હાથ વતી સ્પર્શ કરી મસ્તક નમાવ્યું.[32] એટલે રાજા યુધિષ્ઠિરે પણ ખિન્ન થયેલા તે અર્જુનને ઉઠાડી ઊભો કર્યો ને છાતી સરસો દાબીને તેનું મસ્તક સૂંઘીને પુનઃ આ પ્રમાણે કહ્યું:[33] 'હે મહાબાહુ અર્જુન! તેં મારું ઘણું જ માન જાળવ્યું છે, માટે તારું માહાત્મ્ય સર્વ સ્થળે વૃદ્ધિ પામો અને તને અખંડ વિજય પ્રાપ્ત થાઓ.'[34]

અર્જુન બોલ્યો: હું આજના યુદ્ધમાં બળથી ગર્વમાં આવી ગયેલા તે પાપકર્મી રાધાપુત્રનો તથા તેના સર્વ પરિવારનો બાણોના પ્રહારોથી અંત આણીશ.[35] જે કર્ણે ધનુષ્યને જોસભેર ખેંચી બાણોના પ્રહારથી તમને દુઃખી કર્યા છે, તે કર્ણ પોતાના એ પાપી કર્મનું આજે દારુણ ફળ પામશે.[36] હે મહીપતિ! આજે કર્ણને માર્યા પછી જ હું તમારાં દર્શન કરીશ. તેને માર્યા પછી જ હું તમને ભેટવા માટે યુદ્ધમાંથી આવીશ. આ હું તમને સત્ય કહું છું. હે જગતપતિ! આપના બન્ને ચરણોનો સ્પર્શ કરીને હું સત્ય કહું છું કે, કર્ણને માર્યા વિના આજે હું રણાંગણમાંથી પાછો ફરીશ નહિ.[37,38]

સંજય બોલ્યો: હે ધૃતરાષ્ટ્રરાજા! અર્જુને જ્યારે એ પ્રમાણે કહ્યું, ત્યારે મનમાં પ્રસન્ન થયેલા યુધિષ્ઠિર રાજાએ આ પ્રમાણે અતિ ઉત્તમ વચન કહ્યું: 'હે અર્જુન! તને અક્ષય કીર્તિ, યથેષ્ટ

આયુષ્ય, સંપૂર્ણ વિજય તથા અખૂટ વીર્ય પ્રાપ્ત થાઓ. વળી તારા શત્રુઓનો વિનાશ થાઓ. આપણા અભીષ્ટ દેવતા તને સદા અભ્યુદય આપો અને તારા માટે હું જે જે પ્રિય કામનાઓની ઇચ્છા રાખું છું, તે બધી પરિપૂર્ણ થાઓ. હવે તું સત્વર રણભૂમિ પર જા. ઇંદ્રે જેમ પોતાના અભ્યુદય માટે વૃત્રાસુરને માર્યો હતો, તેમ તું પણ તારી ચઢતી કળા કરવા માટે કર્ણનો યુદ્ધમાં વધ કર.[૩૯,૪૦]

ઇતિ શ્રીમહાભારતમા કર્ણપર્વમાં 'કર્ણવધ માટે અર્જુનની ભીષ્મપ્રતિજ્ઞા' નામનો અધ્યાય ૭૧ મો સમાપ્ત

## અધ્યાય ૭૨ મો

### શ્રીકૃષ્ણનાં પ્રોત્સાહક વચનો

॥ संजय उवाच ॥

**प्रसाद्य धर्मराजानं प्रहृष्टेनांतरात्मना ।**
**पार्थः प्रोवाच गोविंदं सूतपुत्रवधोद्यतः ॥ १ ॥**

સંજય બોલ્યો : આમ હે રાજા ધૃતરાષ્ટ્ર ! ધર્મરાજાને પ્રસન્ન કરી કર્ણનો વધ કરવા તૈયાર થઈ ગયેલો અર્જુન પ્રસન્ન ચિત્તે શ્રીકૃષ્ણને કહેવા લાગ્યો :[૧] 'હે શ્રીકૃષ્ણ ! મારા રથને બરાબર સજ્જ કરો, તેને ઉત્તમ જાતના ઘોડાઓ જોડો અને સર્વ જાતનાં આયુધો એ મહારથમાં ગોઠવો. થાક ઉતારવા માટે પૃથ્વી પર લોટીને પુનઃ ટટાર થયેલા અને ઘોડેસવારોએ કેળવેલા તે ઘોડાઓને રથ માટેના ઉપયોગી સામાન સાથે તૈયાર કરો, અને સત્વર રથ પાસે હાજર કરાવો. હે ગોવિંદ ! કર્ણનો વધ કરવા માટે આપણે જલદી પ્રયાણ કરો.' હે મહારાજા ધૃતરાષ્ટ્ર ! મહાત્મા અર્જુને આ પ્રમાણે કહ્યું, એટલે શ્રીકૃષ્ણે પોતાના સારથિ દારુકને આજ્ઞા કરી : 'હે દારુક ! ભરતવંશીઓમાં તથા સર્વ ધનુર્ધારીઓમાં શ્રેષ્ઠ એવો આ અર્જુન જે પ્રમાણે કહે છે, તે પ્રમાણે સર્વ યુદ્ધસામગ્રીને તું તૈયાર કર.' હે મહારાજ ! શ્રીકૃષ્ણની એ આજ્ઞા થતાં જ દારુક સારથિએ વ્યાઘ્રાંબરના માફાવાળા અને શત્રુઓને તપાવી નાખનારા રથને તૈયાર કર્યો અને તેને મહાત્મા અર્જુન પાસે લાવી રજૂ કર્યો. એટલે તુરત દારુક સારથિએ હાજર કરેલા રથને બરાબર તપાસી જોઈ અર્જુને ધર્મરાજાની આજ્ઞા લીધી અને પછી બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવ્યું. તે પછી તે અતિ માંગલિક કલ્યાણના આશ્રયભૂત પોતાના મહાન રથમાં બેઠો. એ સમયે મહાબુદ્ધિમાન ધર્મરાજ યુધિષ્ઠિરે અર્જુનને આશીર્વાદ આપ્યા અને અર્જુન કર્ણના રથ સામે પ્રયાણ કરી ગયો.[૨-૯] હે ભારત ! મહાધનુર્ધર અર્જુનને એ રીતે યુદ્ધ માટે ધસી આવતો જોઈને સર્વ ભૂતો 'મહાત્મા અર્જુનને હાથે કર્ણ આજ મૂઓ જ પડ્યો છે' એમ માનવા લાગ્યાં.[૧૦] હે રાજા ! તે સમયે સર્વ દિશાઓ નિર્મળ થઈ ગઈ. ચાસ, સારસો અને ક્રૌંચો વગેરે માંગલિક પક્ષીઓ પાંડુપુત્ર અર્જુનની જમણી બાજુ ઊડવા લાગ્યાં. બીજાં ઘણાં નરજાતિનાં સુંદર પક્ષીઓ અર્જુનને યુદ્ધ માટે ત્વરા કરાવતાં હર્ષપૂર્વક શબ્દ કરવા લાગ્યાં અને કંક, ગીધ, બગલાં, બાજ તથા કાગડા વગેરે ભયાનક પક્ષીઓ માંસ મેળવવા માટે અર્જુનની આગળ આગળ ઊડવા લાગ્યાં. આ પ્રમાણેનાં શુભ શકુનો અર્જુનનાં શત્રુસૈન્યોનો વિનાશ સૂચવતાં હતાં. આ રીતે કર્ણનો વધ કરવા માટે અર્જુને જ્યારે પ્રયાણ કર્યું, ત્યારે તેના શરીરે ઘણો પરસેવો વળવા લાગ્યો અને તેને મનમાં મોટી ચિંતા થવા લાગી કે, આ મહાન કાર્ય કેવી રીતે પરિપૂર્ણ થશે? આમ શત્રુ પ્રત્યે પ્રયાણ કરતા ગાંડીવધનુર્ધર અર્જુનને ચિંતાગ્રસ્ત થયેલો જોઈ મધુસૂદન શ્રીકૃષ્ણ આ પ્રમાણે બોલ્યા.[૧૧-૧૬]

વાસુદેવ બોલ્યા : ઓ ગાંડીવધનુર્ધારી અર્જુન !

આ સંગ્રામમાં તેં જ મહાપુરુષોને ધનુષ્યમાત્રની સહાયથી જીત્યા છે, તેમને જીતનારો તારા સિવાય બીજો કોઈ મનુષ્ય આ જગતમાં નથી.[૧૭] આ રણક્ષેત્રમાં ઇંદ્ર તુલ્ય પરાક્રમવાળા ઘણા શૂરવીર પુરુષો જોવામાં આવ્યા હતા; પણ તેઓ બધા આ યુદ્ધમાં તારી સામે ભેટો કરીને પરમ ગતિને પામી ગયા છે.[૧૮] હે સમર્થ અર્જુન! તારા જેવો શક્તિમાન ન હોય, તેવો કયો પુરુષ આ યુદ્ધમાં દ્રોણાચાર્ય, ભીષ્મ, ભગદત્ત, અવંતીકુમાર, વિંદ અને અનુવિંદ, કાંબોજ રાજા સુદક્ષિણ, મહાવીર્યવાન શ્રુતાયુષ તથા અચ્યુતાયુષ જેવા મહાન પુરુષો સામે ધસી જઈને ક્ષેમકુશળ રહી શકે?[૧૯] તારાં અસ્ત્રો દિવ્ય છે, તારામાં અસ્ત્રો મૂકવાની ઝડપ છે, બળ છે, યુદ્ધવેળા તું ગભરાઈ જતો નથી અને તારામાં પુષ્કળ વિજ્ઞાન રહેલું છે. વળી હે અર્જુન! તારામાં લક્ષ્યોને વીંધી નાખવાની તથા પાડી નાખવાની કુશળતા પણ છે. તું જો ધારે તો દેવો તથા ગંધર્વો સહિત આ સચરાચર જગતનો સંહાર કરી શકે છે.[૨૦-૨૨] ખરેખર, હે પાર્થ! પૃથ્વીમાં તારા સરખો એક પણ પુરુષ નથી, તેમ રણસંગ્રામમાં તારા જેવો કોઈ યોદ્ધો પણ નથી. આ પૃથ્વી પર રણમાં મદવાળા એવા જે જે ક્ષત્રિયો અને સ્વર્ગમાં જે જે દેવો મહાધનુર્ધર કહેવાય છે, તે તે બધામાં તારી બરોબરી કરી શકે તેવો એક હું જોતો નથી, તેમ સાંભળતો નથી. બ્રહ્મદેવે જ્યારે સર્વ પ્રજાઓને સરજી, ત્યારે તેમની સાથે જ આ ગાંડીવ નામનું મહાન ધનુષ્ય પણ સરજ્યું છે. હે પૃથાનંદન! તું તે ધનુષ્યથી યુદ્ધ કરે છે, માટે તારા સમાન બીજો કોઈ વીર પુરુષ નથી. છતાં હે પાંડવ! મારે તને તારા હિતની વાત અવશ્ય કહેવી જોઈએ.[૨૩-૨૫] હે મહાબાહુ! તું રણને શોભાવનાર કર્ણની અવગણના કરીશ મા! કારણ કે તે કર્ણ બળવાન છે, ગર્વિષ્ઠ છે, અસ્ત્રકુશળ છે અને મહારથી છે.[૨૬] તે સર્વ વાતે કૃતકૃત્ય છે, તરેહતરેહનાં યુદ્ધો કરી જાણનારો છે અને દેશકાળનો મહાપંડિત છે. હે પાંડવ! તેના સંબંધમાં હું તને વધારે શું કહું? ટૂંકામાં તું સાંભળી લે.[૨૭] મહારથી કર્ણને હું તારા સરખો અથવા તારા કરતાં પણ વધારે ચડિયાતો માનું છું. માટે તારે આ મહારણમાં મહાન પ્રયત્નનો આશ્રય કરીને અને ખૂબ સાવધ રહીને તેને મારવો પડશે.[૨૮] એ કર્ણ તેજમાં અગ્નિ જેવો છે, વેગમાં વાયુ સમાન છે, ક્રોધમાં કાળ સરખો છે અને બળ તથા શરીરની દૃઢતામાં સિંહ સરખો છે.[૨૯] તેના શરીરની લંબાઈ આઠ રત્નિ છે (એકવીસ આંગળની એક રત્નિ થાય છે, એ હિસાબે તેના શરીરની લંબાઈ ૧૬૮ આંગળની છે), તેના બન્ને બાહુઓ છેક ઘૂંટણ સુધી લાંબા છે, તેનું વક્ષઃસ્થળ વિશાળ છે અને તેને જીતવો અતિ કઠિન છે. વળી તે અભિમાની છે, શૂરો છે, વીર છે અને દેખાવમાં સુંદર છે.[૩૦] તે યોદ્ધાઓના સર્વ ગુણોથી સંપન્ન છે, મિત્રોને અભય આપનારો છે, નિરંતરનો પાંડવોનો દ્વેષી છે અને દુર્યોધનના હિતમાં આસક્ત રહેનારો છે.[૩૧] મારો નિશ્ચિત મત છે કે, માત્ર તારા વિના ઇંદ્ર સહિત દેવો પણ રાધાપુત્ર કર્ણનો યુદ્ધમાં વધ કરી શકે તેમ નથી; માટે તું સૂતપુત્ર કર્ણને આજના યુદ્ધમાં મારી નાખજે.[૩૨] અરે! પણ માંસ તથા રુધિરને ધારણ કરનારા સર્વ દેવો પણ યુદ્ધ કરવાની ઇચ્છાથી બરાબર સજ્જ થાય, છતાં માત્ર રથની સહાયતાવાળા એ કર્ણને રણમાં જીતી શકે તેમ નથી.[૩૩] તે કર્ણ દુરાત્મા છે, પાપી વર્તનવાળો છે, ઘાતકી છે, તેની બુદ્ધિ દુષ્ટ છે, પાંડવો પર તે નિત્ય દ્વેષબુદ્ધિ રાખે છે અને પાંડવો સાથે વિના સ્વાર્થે વિરોધ કર્યા કરે છે. માટે એ કર્ણને મારીને તું આજે જ તારાં સર્વ કાર્યોને નિશ્ચિત કરી નાખ.[૩૪] તું

આજે જ રથીઓમાં શ્રેષ્ઠ એવા અને અપરાજિત રહેલા એ સૂતપુત્રને કાળને વશ કરી દે. આમ એ રથીશ્રેષ્ઠ સૂતપુત્રનો વધ કરી તું ધર્મરાજાની પ્રીતિ સંપાદન કર.[૩૫] હે પાર્થ ! હું તારું વીર્ય જાણું છું અને મને બરાબર ખાતરી છે કે, દેવો કે અસુરો પણ તારાં પરાક્રમનું વારણ કરવા અશક્ત છે. વળી આ દુષ્ટાત્મા સૂતપુત્ર ગર્વને લીધે પાંડવોનું નિત્ય અપમાન કરે છે.[૩૬] હે ધનંજય ! જેના આશ્રયથી પાપી દુર્યોધન પોતાને એક વીર પુરુષ માને છે, તે સર્વ અનર્થોના મૂળભૂત એવા સૂતપુત્ર કર્ણનો આજે તું વિનાશ કરી નાખ.[૩૭] હે અર્જુન ! તલવારરૂપ જેની જીભ છે, ધનુષ્યરૂપ જેનું મુખ છે અને બાણોરૂપ જેની દાઢો છે, તેવા પુરુષોમાં વ્યાઘ્ર સરખા બળવાન અને ગર્વિષ્ઠ કર્ણનો તું નાશ કર.[૩૮] હું તને આજ્ઞા આપું છું કે, હાથી જેમ કેસરી સિંહનો નાશ કરે છે, તેમ તું પણ વીર્ય તથા બળનો આશ્રય કરી શૂરા કર્ણને રણમાં રોળી નાખ.[૩૯] હે પાર્થ ! જેના વીર્ય પર આધાર રાખીને ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધન તારાં પરાક્રમનું અપમાન કરે છે, તે સૂર્યપુત્ર કર્ણને તું આજે સંગ્રામમાં મારી નાખ.[૪૦]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'શ્રીકૃષ્ણ તથા અર્જુનનો સંવાદ' નામનો અધ્યાય ૭૨ મો સમાપ્ત

## અધ્યાય ૭૩ મો

### અર્જુનને ઉત્સાહ પ્રેરવા માટે શ્રીકૃષ્ણે કરેલું તેનાં પરાક્રમોનું વર્ણન

॥ સંજય ઉવાચ ॥

ततः पुनरमेयात्मा केशवोऽर्जुनमब्रवीत् ।
कृतसंकल्पमायांतं वधे कर्णस्य भारत ॥ १ ॥

સંજય બોલ્યો : હે ભારત ! તે પછી કર્ણનો વધ કરવા માટે સંકલ્પ કરીને યુદ્ધ માટે ધસી જતા અર્જુનને અમેયાત્મા શ્રીકૃષ્ણ પુનઃ આ પ્રમાણે બોલ્યા[૧] : 'હે ભારત ! આ જે મનુષ્યો, હાથીઓ તથા ઘોડાઓનો અતિઘોર વિનાશ ચાલુ થયો છે, તેને આજે સત્તર દિવસો વીતી ગયા છે.[૨] હે રાજકુમાર ! તમારા પક્ષના રાજાઓની ઘણી મોટી સેના હતી, પણ શત્રુઓ સામે અન્યોન્ય યુદ્ધ કરીને હવે થોડી જ બાકી રહી છે.[૩] તેમ જ હે પાર્થ ! કૌરવપક્ષમાં પણ પુષ્કળ હાથીસવારો તથા ઘોડેસવારો હતા; પણ તારા સરખા બળવાન શત્રુનો રણસંગ્રામમાં ભેટો કરીને તેમનો સંહાર વળી ગયો છે.[૪] ખરેખર ! આ યુદ્ધમાં તમને સહાય કરવા માટે આવેલા સૃંજય રાજાઓ તથા પાંડવયોદ્ધાઓ દુરાધર્ષ એવા તારો જ આશ્રય કરીને રણમાં ગોઠવાઈ ઊભા છે.[૫] વળી શત્રુઓનો સંહાર કરી નાખનારા પાંચાલો, પાંડવો, મત્સ્યો, કારુષો તથા ચેદિઓએ તારા રક્ષણ તળે રહીને જ શત્રુઓની ટુકડીઓનો નાશ કરી નાખ્યો છે.[૬] હે તાત ! યુદ્ધમાં તારા રક્ષણ તળે રહેલા મહારથી પાંડવો વિના બીજા કયા પુરુષો કૌરવોને રણમાં જીતવા સમર્થ છે ?[૭] તું તો દેવો, અસુરો, મનુષ્યો અથવા રણમાં એકત્ર થયેલા ત્રણેય લોકને જીતવા શક્તિમાન છે, તો પછી તું કૌરવોનાં સૈન્યને જીતે એમાં શું આશ્ચર્ય છે ?[૮] હે પુરુષવ્યાઘ્ર ! પોતે સાક્ષાત્ ઇંદ્ર સરખો બળવાન હોય, તોપણ તારા વિના બીજો કયો રાજા ભગદત્તને જીતવા સમર્થ છે ?[૯] તેમ જ હે નિર્દોષ અર્જુન ! આપણી આ મહાન સેના તારા રક્ષણ તળે રહી છે, તેથી શત્રુપક્ષના સર્વ રાજાઓ તેની સામે જોવાને પણ સમર્થ થતા નથી.[૧૦] વળી હે પાર્થ ! સતત તારા જ રક્ષણ તળે રહીને ધૃષ્ટદ્યુમ્ને તથા શિખંડીએ દ્રોણાચાર્યને તથા ભીષ્મપિતામહને રણમાં પાડી નાખ્યા છે. બાકી હે પાર્થ ! ભરતવંશીઓના મહારથીઓ અને ઇંદ્ર સમાન પરાક્રમી એવા દ્રોણાચાર્ય તથા ભીષ્મપિતામહ એ બન્નેને યુદ્ધમાં કોણ જીતી શકે તેવો હતો ?[૧૧,૧૨] હે પુરુષવ્યાઘ્ર અર્જુન !

શાંતનુકુમાર ભીષ્મ, દ્રોણાચાર્ય, સૂર્યપુત્ર કર્ણ, કૃપાચાર્ય, અશ્વત્થામા, ભૂરિશ્રવા, કૃતવર્મા, જયદ્રથરાજા, મદ્રરાજ અને દુર્યોધન આદિ વીર, અસ્ત્રકુશળ, યુદ્ધમાં પાછી પાની નહિ કરનારા, મોટી મોટી અક્ષૌહિણી સેનાઓના નાયક, પ્રચંડ પરાક્રમવાળા યુદ્ધદુર્મદ અને રણમાં એકત્ર મળેલા તે સર્વ મહારથીઓને તારા વિના બીજો કયો પુરુષ યુદ્ધમાં જીતી શકે તેમ છે?[૧૩-૧૫] વળી ક્રોધમાં આવી ગયેલા બીજા ઘણા ક્ષત્રિયોની અને છિન્નભિન્ન થયેલા ઘોડેસવારો, રથીઓ તથા હાથીસવારોવાળી જુદા જુદા દેશની અનેક ઉગ્ર ટુકડીઓ તારે હાથે મરણ પામી છે[૧૬] તેમ જ હે ભારત! ગોવાસ, દાસમીય, વસાતિ, પૂર્વ દિશામાં વસનારા વાટધાન, અભિમાની ભોજ રાજાઓ તથા બીજા સર્વ ક્ષત્રિય યોદ્ધાઓની ઊછળી રહેલા હાથી-ઘોડાઓવાળી સર્વ સેના તારી સામે તથા ભીમસેન સામે યુદ્ધ કરતાં મરણ પામી છે.[૧૭,૧૮] વળી ઉગ્ર અને ભયંકર કર્મ કરનારા તુષાર, યવન, ખશ, દાર્વાભિસાર, દરદ, શક, માઠર, તગણ, આંધ્રક, પુલિંદ, ઉગ્ર પરાક્રમી ભિલ્લ, પર્વતપ્રદેશમાં વસનારા મ્લેચ્છો તથા સમુદ્રપ્રદેશમાં રહેનારા કચ્છી યોદ્ધાઓ, એ સૌ યુદ્ધકુશળ, બળવાન અને દંડધારી યોદ્ધાઓ કૌરવોની સાથે આવેશમાં આવીને દુર્યોધનને માટે યુદ્ધ કરવા ચઢી આવ્યા હતા કે શત્રુતાપન અર્જુન! તારા વિના બીજો કોઈ પુરુષ તેમને યુદ્ધમાં જીતી શકે એમ નહોતુ. જો તું રક્ષણકર્તા ન હોત, તો વ્યૂહરચનામાં ગોઠવાયેલા કૌરવોના મહાઉગ્ર સૈન્યને જોઈને તેની સામે કયો મનુષ્ય યુદ્ધ કરત? હે સમર્થ અર્જુન! સમુદ્રની પેઠે ઊછળી રહેલુ તથા ધૂળની ડમરીથી ઢંકાઈ ગયેલુ કૌરવોનુ તે મહાન સૈન્ય તારા રક્ષણ તળે રહેલા અને ક્રોધાયમાન થયેલા પાંડવોને હાથે મરણ પામ્યુ છે. વળી મગધયોદ્ધાઓનો અધિપતિ મહાબળવાન રાજા જયત્સેન અભિમન્યુના હાથે યુદ્ધમાં માર્યો ગયો છે અને તેને આજે સાત દિવસો વીતી ગયા છે. તે જયત્સેન રાજાના મરણ પછી તેના પરિવારરૂપ ભયંકર કર્મ કરનારા દશ હજાર હાથીઓને ભીમસેને ગદા વડે મારી નાખ્યા છે વળી તે ઉપરાંત બીજા સેંકડો હાથીઓ તથા રથોનો ભીમસેને બળપૂર્વક ઘાણ વાળી નાખ્યો છે.[૧૯-૨૬] હે પાર્થ! પ્રથમ જ્યારે એ પ્રમાણે મહાભયકર રણસંગ્રામ ચાલતો હતો, ત્યારે કૌરવપક્ષના ઘણા હાથીસવારો, રથીઓ તથા ઘોડેસવારો ભીમસેન તથા તારી સામા યુદ્ધ કરીને મૃત્યુલોકમાં ચાલ્યા ગયા છે. એ વેળા પાંડવોએ જ્યારે સેનાને મોખરે સહાર કર્યો હતો, ત્યારે પરમ અસ્ત્રવેત્તા ભીષ્મપિતામહ સંખ્યાબંધ ઉગ્ર બાણજાળો ફેંકવા માંડ્યા હતા અને તેમણે ચેદિ, કાશી, પંચાલ, કરૂષ, મત્સ્ય તથા કેકયયોદ્ધાઓને બાણો વડે તદ્દન ઢાંકી દઈ મારી નાખ્યા હતા. તેમના ધનુષ્યમાંથી જે બાણો છૂટતાં હતાં, તેઓ બધાં શત્રુઓનાં શરીરને ચીરી નાખનારાં હતાં સુવર્ણની પૂંખવાળાં હતાં અને સીધી ગતિનાં હતા. એ સમયે તેમણે એટલાં બધાં બાણો છોડી મૂક્યાં હતાં કે, સર્વ આકાશપ્રદેશ તદ્દન ઢંકાઈ ગયો હતો. તે પોતે પણ એટલા બધા બળવાન હતા કે, તે માત્ર એક એક મુષ્ટિના પ્રહારથી જ હજારો રથોનો ભાંગીને ભુક્કો કરી નાખે[૨૭-૩૧] વળી તેમણે રાપબંધેલી નવ યુદ્ધગતિઓનો ત્યાગ કરીને દશમી યુદ્ધગતિનો આશ્રય કર્યો હતો અને રણમાં સંખ્યાબંધ બાણોનો માર ચલાવ્યો હતો તેમણે પોતાની સામે ધસી આવેલા એક લાખ જેટલા મહાબળવાન યોદ્ધાઓનો, ઘોડેસવારોનો, રથસવારોનો તથા હાથીસવારોનો સહાર કરી નાખ્યો

હતો. આમ ભીષ્મપિતામહે દશ દિવસ સુધી તમારા સૈન્યનો નાશ કર્યો હતો, તેમાં તેમણે અનેક રથોની બેઠકોને શૂન્ય કરી નાખી હતી, સંખ્યાબંધ ઘોડાઓનો તથા હાથીઓનો કચ્ચરઘાણ કાઢી નાખ્યો હતો અને યુદ્ધમાં રુદ્ર તથા ઉપેંદ્ર સરખું પોતાનું સ્વરૂપ સર્વને દેખાડી દીધું હતું.[૩૨-૩૪] પાંડવોનાં સર્વ સૈન્યોને પોતાના ઝપાટામાં લઈને તેમણે મોટી કતલ ચલાવી મૂકી હતી. તેમણે ચેદિ, પાંચાલ, કેકય આદિ ઘણા રાજાઓને ઠાર કરી નાખ્યા હતા.[૩૫] વળી પાંડવોની સેનારૂપ મહાસાગરમાં તરવાનાં સાધન વિના ડૂબી જતા મંદબુદ્ધિ દુર્યોધનનો ઉદ્ધાર કરવાની ઇચ્છાથી તેમણે રથ, ઘોડા, હાથી અને પાયદળથી ભરપૂર એવી પાંડવોની સેનાને બાળી ભસ્મ કરી નાખી હતી.[૩૬] તપતા સૂર્યની પેઠે સર્વને તપાવી રહેલા અને જયથી ઝળકી રહેલા તે ભીષ્મપિતામહ જ્યારે રણમાં ઘૂમતા હતા, ત્યારે અનેક હજારોની સંખ્યામાં ઊભેલા અસંખ્ય યોદ્ધાઓ તથા બીજા કેટલાએક સૃંજય રાજાઓ ઉત્તમ ઉત્તમ આયુધોને હાથમાં ધારણ કરવા છતાં પણ તેમની સામે જોવાને પણ સમર્થ ન હતા.[૩૭,૩૮] આ પ્રમાણે ભીષ્મ સર્વ જાતના મહાન ઉદ્યમપૂર્વક પાંડવો સામા સમરમાં ધસી આવતા હતા. તેમણે ઘણા પાંડવયોદ્ધાઓને તથા સૃંજય રાજાઓને પણ રણમાંથી નસાડી મૂક્યા હતા.[૩૯] તે પોતે એકલા જ શૂરવીર તરીકે તે વેળા પ્રસિદ્ધ થયા હતા. પુરુષોમાં વ્યાઘ્ર સરખા એ વ્રતધારી ભીષ્મપિતામહ સામે શિખંડીએ તારી રક્ષામાં રહીને ધસારો કર્યો હતો અને તેમને અનેક નમેલાં પર્વવાળાં બાણો મૂકીને વીંધી નાખ્યા હતા. આથી એ તમારા પિતામહ ભીષ્મ આજે બાણશય્યામાં પડીને સૂતા છે.[૪૦,૪૧] જેમ ઇંદ્ર સામે યુદ્ધ કરીને વૃત્રાસુર મરણ પામ્યો હતો, તેમ પુરુષોમાં વ્યાઘ્ર સરખા તારી સામે યુદ્ધ કરીને ભીષ્મ બાણશય્યામાં શયન કરી રહ્યા છે. તે પછી મહાપ્રચંડ પરાક્રમી દ્રોણાચાર્યે પાંચ દિવસ સુધી શત્રુઓની સેનાનો સંહાર કર્યો હતો. તેમણે મહા અભેદ્ય વ્યૂહરચના કરીને સંખ્યાબંધ મહારથીઓને રણમાં પટકી પાડ્યા હતા અને જયદ્રથરાજાની અમુક સમય સુધી રણમાં રક્ષા કરી હતી.[૪૨,૪૩] વળી તે વીર અને પ્રતાપી ભારદ્વાજે કાળ સરખું ઉગ્ર સ્વરૂપ ધારણ કરીને રાત્રિયુદ્ધમાં ઘણા સૈનિકોને બાળી ભસ્મ કરી નાખ્યા હતા અને બાણોનો મારો ચલાવી સંખ્યાબંધ યોદ્ધાઓનો ઘાણ કાઢી નાખ્યો હતો.[૪૪] તે પણ ધૃષ્ટદ્યુમ્ન સામે યુદ્ધ કરતાં પરમગતિને પામી ગયા છે; પરંતુ તે સમયના યુદ્ધમાં તેં જો કર્ણ આદિ મહારથીઓને આગળ વધતા અટકાવ્યા ન હોત, તો દ્રોણાચાર્ય મરણ ન પામત. હે અર્જુન! તેં જ્યારે કૌરવોના સર્વ સૈન્યને અટકાવી રાખ્યું હતું, ત્યારે જ ધૃષ્ટદ્યુમ્ન દ્રોણાચાર્યને યુદ્ધમાં મારી શક્યો હતો. હે પૃથાનંદન! જયદ્રથનો વધ કરવા માટે તેં જેવું પરાક્રમ કર્યું હતું, તેવું પરાક્રમ બીજો કયો ક્ષત્રિય યુદ્ધમાં કરી શકે તેમ છે? કૌરવોની મહાન સેનાને ખાળી રાખીને અને બીજા શૂરા રાજાઓને રોળી નાખીને તેં તારા અસ્ત્રબળના તેજથી સિંધુરાજાને હણી નાખ્યો છે. તેં કરેલા સિંધુરાજાના વધને સર્વ રાજાઓ એક આશ્ચર્યરૂપ જાણે છે.[૪૫-૪૯] પણ હે પાર્થ! ખરું જોતાં તેમાં કંઈ આશ્ચર્ય નથી; કારણ કે હે ભારત! તું મહારથી પુરુષ છે અને તારી સામે ભેટો કરી આ સર્વ ક્ષત્રિયોનું એકત્ર થયેલું સૈન્ય માત્ર એક જ દિવસમાં નાશ પામી જાય, એમ હું નિશ્ચયપૂર્વક માનું છું. આ યુદ્ધમાં જ્યારથી ભીષ્મ તથા દ્રોણાચાર્ય હણાઈ ગયા છે, ત્યારથી જ દુર્યોધનની આ ઘોર સેનાનું સર્વસ્વ હણાઈ

ગયું છે અને એના વીર પુરુષો પણ હણાઈ જ ચૂક્યા છે. જો આ ભારતી સેનામાં મુખ્ય મુખ્ય યોદ્ધાઓ મરણશરણ થઈ ગયા છે તથા ઘોડેસવારો, રથીઓ અને હાથીસવારો મરી ખૂટ્યા છે, તેથી સૂર્ય, ચંદ્ર અને નક્ષત્રોથી રહિત થયેલા આકાશના જેવી આ સેના નિસ્તેજ દેખાય છે. ઓ ભયંકર પરાક્રમી અર્જુન! જેમ પૂર્વે ઇંદ્રના પરાક્રમથી આસુરી સેના પાયમાલ થઈ ગઈ હતી, તેમ આ કૌરવી સેના પણ તારા પરાક્રમથી પાયમાલ થઈ ગઈ છે. આ સેનામાં મહાઉગ્ર મહારથીઓ હતા, પણ હવે તેઓમાંના પાંચ જ મહારથીઓ મરણ પામતાં બાકી રહ્યા છે.[૫૦-૫૪] હે પુરુષવ્યાઘ્ર! અશ્વત્થામા, કૃતવર્મા, કર્ણ, શલ્ય અને કૃપાચાર્ય એ પાંચેય મહારથીઓને આજે તું મારી નાખજે. પછી મારી નાખેલા શત્રુઓવાળો થઈ તું દ્વીપો, નગરો, આકાશ, જળ, પાતાળ, પર્વતો તથા મોટાં વિશાળ વનોવાળી આ સમગ્ર પૃથ્વી રાજા યુધિષ્ઠિરને અર્પણ કરજે.[૫૫,૫૬] અમાપ વીર્ય-લક્ષ્મીવાળા ધર્મરાજ યુધિષ્ઠિર આજે જ આ સમગ્ર પૃથ્વીને પામો. વળી જેમ વિષ્ણુએ દૈત્ય-દાનવોનો સંહાર કરી ઇંદ્રને સ્વર્ગભૂમિ અર્પણ કરી હતી, તેમ તું પણ આ સર્વ શત્રુઓનો સંહાર કરી રાજા યુધિષ્ઠિરને પૃથ્વી અર્પણ કર. વળી જેમ વિષ્ણુએ સર્વ દાનવોનો નાશ કરી નાખી દેવતાઓને પ્રસન્ન કર્યા હતા, તેમ તું પણ શત્રુઓનો નાશ કરી નાખી સર્વ પાંચાલ યોદ્ધાઓને આજે પ્રસન્ન કર-ભલે તેઓ બધા આજે ખુશખુશાલ થઈ જાય.[૫૭,૫૮] જો કદાચ મનુષ્ય-શ્રેષ્ઠ દ્રોણાચાર્ય તરફના ગુરુભાવને લીધે અશ્વત્થામા પર તને દયા આવતી હોય, કૃપાચાર્ય પર આચાર્ય તરીકેનું તને ગૌરવ હોય અને અત્યંત વૃદ્ધિ પામેલા તારા માતૃપક્ષના બાંધવો તરફ સગાં-વહાલાં તરીકેનું તારું માન હોવાથી કૃતવર્માને તું બંધુ તરીકે માનતો હોય, તો તું તેમને મારીશ નહિ.[૫૯,૬૦] તેમ જ હે કમળનયન અર્જુન! જો તને મદ્રરાજ શલ્યને પોતાનો મામો જાણી તેના પર દયા આવતી હોય, તો તું તેને પણ ભલે ન મારીશ.[૬૧] પણ હે નરશ્રેષ્ઠ! જે પાંડવો પ્રત્યે સદાકાળ પાપબુદ્ધિ ધરાવે છે અને જે અત્યંત ક્ષુદ્ર પુરુષ છે, તે કર્ણને તો તું અતિ તીક્ષ્ણ બાણોના પ્રહારોથી આજે મારી જ નાખજે.[૬૨] એ કાર્ય કરવાથી તેં પુણ્યકર્મ કરેલું જ ગણાશે, એમાં દોષ માનવો તે જરાય યોગ્ય નથી. અમે પોતે પણ તને તે કાર્ય માટે અનુજ્ઞા આપીએ છીએ, માટે તેમાં દોષ છે જ નહિ.[૬૩] હે નિર્દોષ અર્જુન! દુર્યોધન તમને પાંચેય ભાઈઓને તથા માતા કુંતાને રાત્રિના સમયમાં લાક્ષાગૃહમાં બાળી મૂકવા તૈયાર થયો હતો તથા તમને જુગાર રમાડવા તૈયાર થયો, તે સર્વ નીચ 'કૃત્યોનું' મૂળ આ દુરાત્મા કર્ણ જ છે. વળી રાજા દુર્યોધન એ કર્ણને જ પોતાનું નિત્ય રક્ષણ કરનાર માને છે, અને તેથી જ તે સંધિ કરાવવા માટે ગયેલા મને પણ કોપાવેશમાં આવી જઈ કેદ પકડવાને તૈયાર થયો હતો. હે માન આપનારા અર્જુન! ધૃતરાષ્ટ્ર-પુત્ર રાજા દુર્યોધનનો દૃઢ નિશ્ચય છે કે, કર્ણ યુદ્ધમાં સર્વ પાંડવોને અવશ્ય જીતશે. વળી હે કૌંતેય! દુર્યોધન તારા બળને જાણે છે, છતાં પણ કેવળ કર્ણના આશ્રય ઉપરથી જ તેણે તમારી સામે લડાઈ કરવી પસંદ કરી છે. કર્ણ પણ અતિ દુષ્ટ-બુદ્ધિના દુરાત્મા દુર્યોધનને સદા કહ્યા કરે છે કે, 'હું એકલો જ લડાઈના મેદાનમાં આવેલા સર્વ પાંડવોને તથા યદુવંશના મહારથી કૃષ્ણને રણમાં જીતીશ.' આમ કહી કહીને તે દુર્યોધનને ઉશ્કેર્યા કરે છે.[૬૪-૬૯] હે ભારત! સાંભળ, રણસંગ્રામમાં કર્ણ ગાજી રહ્યો છે! માટે તું આજે તેને મારી જ નાખજે. દુર્યોધને તમારા તરફ જે જે પાપી

ચર્તણુક ચલાવી છે, તેનું મૂળ કારણ પાપિષ્ઠ બુદ્ધિનો દુષ્ટાત્મા કર્ણ જ છે. સુભદ્રાનંદન અભિમન્યુએ દ્રોણ, અશ્વત્થામા, કૃપાચાર્ય આદિ વીર મહાપુરુષોને રણમાં ઘણે દૂર સુધી આકર્ષ્યા હતા. તેણે ઘણા હાથીઓને મહાવતો વિનાના કરી નાખ્યા હતા, ઘણા મહારથીઓને રથ વિનાના કરી મૂક્યા હતા, ઘણા ઘોડાઓને ઘોડેસવાર વિનાના કરી નાખ્યા હતા; અને ઘણા પાળાઓને આયુધ તથા પ્રાણરહિત કરી મૂક્યા હતા. વળી સૈન્યોનો સંહાર કરી નાખી તેણે મોટા મોટા મહારથીઓને પણ ગભરાવી નાખ્યા હતા, તેમ જ અનેક મનુષ્યોને, ઘોડાઓને તથા હાથીઓને યમલોકમાં મોકલી દીધા હતા. કુરુકુળ તથા યદુકુળના યશને વધારનારો અને સાંઢ સમાન ખાંધવાળો એ સુભદ્રાનંદન બાણોનો મારો ચલાવી શત્રુઓની સેનાને બાળતો બાળતો જ્યારે યુદ્ધ કરવા ચઢ્યો હતો, ત્યારે દુર્યોધનના ક્રૂર છ મહારથીઓએ એકઠા મળીને એ વૃષભ સમાન નેત્રવાળા વીરને મારી નાખ્યો હતો, એ મેં જોયું હતું. હે મિત્ર! હું તારી પાસે સત્યના સોગંદ ખાઈને કહું છું કે, તે દેખાવનું મને જ્યારે સ્મરણ આવે છે, ત્યારે મારાં અંગો બળી જાય છે. હે સમર્થ! દુષ્ટાત્મા કર્ણ તે અભિમન્યુનો પણ નિત્ય દ્રોહ કર્યા કરતો; કારણ કે કર્ણ અભિમન્યુ સામે રણમાં ઊભો પણ રહી શકતો ન હતો. વળી તે સમયે તે અભિમન્યુના બાણપ્રહારોથી એટલો બધો વીંધાઈ ગયો હતો તથા એટલો બધો કાયર થઈ ગયો હતો કે, તેનું ભાન પણ લગભગ ચાલ્યું ગયું હતું. ત્યારે તે શરીરે લોહીલુહાણ થઈ ગયો હતો ક્રોધથી બળી ઊઠી નિઃશ્વાસ નાખ્યા કરતો હતો, અને જીવવાની આશા છોડીને રણમાંથી નાસી જવા તત્પર થઈ ગયો હતો. વળી એ યુદ્ધમાં અભિમન્યુના પ્રહારથી કર્ણને એટલો બધો પરિશ્રમ થયો હતો કે, અત્યંત વિહ્વળ થઈને તે એક બાજુ ઊભો રહ્યો હતો, ત્યારે દ્રોણાચાર્યે તેને સમયોચિત વચન કહ્યું હતું કે, 'ઊભો છે શું? અભિમન્યુના ધનુષ્યને કાપી નાખ.' આ ક્રૂર વચન સાંભળ્યા પછી તુરત જ કર્ણે અભિમન્યુનું ધનુષ્ય કાપી નાખ્યું હતું. આમ જ્યારે તેનું આયુધ કપાયું, ત્યારે તુરત પાસે ઊભેલા કપટકુશળ પાંચેય મહારથીઓએ તેના પર બાણવૃષ્ટિનો મારો ચલાવ્યો હતો અને તેથી તે વીર અભિમન્યુ મરણ પામ્યો હતો. તે વેળા સર્વે મહાપુરુષોને તેના મરણથી દુઃખ થયું હતું, માત્ર દુષ્ટાત્મા કર્ણ અને દુર્યોધન જ ખડખડાટ હસતા હતા. વળી કર્ણે ભરસભામાં પાંડવો તથા કૌરવોની સમક્ષ દ્રૌપદીને કોઈ એક ક્રૂર પુરુષની પેઠે આવાં આવાં તીક્ષ્ણ વચનો કહ્યાં હતાં: 'હે કૃષ્ણા! પાંડવોનો હવે વિનાશ જ થઈ ચૂક્યો છે. તેઓ તો સદાને માટે હવે નરકમાં જ પડ્યા છે, માટે હે વિશાળ નિતંબવાળી! હે મૃદુભાષિણી! તું કોઈ બીજા પુરુષને વર. હે વક્ર કમળનયના! હવે તું ધૃતરાષ્ટ્રરાજાની દાસી થયેલી છે, માટે તેના મહેલમાં પ્રવેશ કર અને દાસીનાં કૃત્યો કર્યા કર. તારા પતિઓ હવે છે જ નહિ. હે કૃષ્ણા! પાંડવો હવે કોઈ રીતે તારા ધણી થઈ શકે તેમ નથી, માટે હે પાંચાલી! તું હવે દાસભાર્યા થઈ ચૂકી છે. તેમ જ હે સુંદરી! તું પોતે પણ હવે દાસી જ થઈ ચૂકી છે. આ દુર્યોધન એક જ હવે સમગ્ર પૃથ્વીનો રાજા છે. જો, આ સર્વે રાજાઓ દુર્યોધનના યોગની તથા ક્ષેમની ઉપાસના કરી રહ્યા છે. હે ભદ્રા! પાંડવો તો એકીસાથે હવે વિનાશ જ પામી ગયા છે. જો તો ખરી! આ પાંડવો દુર્યોધનના તેજથી નિસ્તેજ થઈ જઈ અન્યોન્યની સામે કેવા જોઈ રહ્યા છે! ખરેખર! તેઓ હવે પંઢતિલ (નપુંસક) જેવા જ થઈ ગયા છે. આ સમયે તેઓ જેવા સંકટમાં ડૂબી ગયા છે, તેવા

પૂર્વે કદી પણ સંકટમાં ડૂબી ગયા ન હતા, હવે પછી તેઓ બધા દાસની પેઠે કૌરવરાજ દુર્યોધનની સેવા કર્યા કરશે.' આ પ્રમાણે અધર્મિષ્ઠ અને અતિ દુષ્ટ બુદ્ધિના કર્ણે તે સમયે કહ્યું હતું. હે ભારત! પાપી કર્ણે તે વેળા જે જે પાપી વચનો કહ્યાં હતાં, તે તે બધાં તેં પણ સાંભળ્યાં હતાં. માટે આજે સુવર્ણથી શોભતાં, સરાણ પર ઘસી સાફ કરેલાં અને જીવિતનો નાશ કરનારાં તેં ફેંકેલાં બાણો પાપી કર્ણનાં તે વાક્યોને શાંત કરો! વળી તે દુષ્ટાત્માએ તને હેરાન કરવા માટે બીજાં જે જે પાપી કૃત્યો કરેલાં છે, તે સર્વને તથા તેના જીવિતને તારાં બાણો આજે શાંત પાડો. ગાંડીવધનુષ્યમાંથી છૂટેલાં ઘોર બાણોને પોતાનાં ગાત્રો વડે સ્પર્શ કરી વિહ્વળ થયેલો એ કર્ણ ભલે આજે દ્રોણ તથા ભીષ્મના વચનને યાદ કરે. વળી આજે સુવર્ણની પૂંખવાળાં, શત્રુઓને હણી નાખનારાં તથા વીજળી સમાન પ્રભાવાળાં તેં ફેંકેલાં નારાચબાણો કર્ણના કવચને ચીરી નાખશે અને તેના લોહીનું પાન કરશે, તેમ જ તારી ભુજામાંથી છૂટેલાં મોટા વેગવાળાં મહાઉગ્ર બાણો આજે તેનાં મર્મસ્થાનોને ભેદી નાખશે અને તેને પોતાને પણ યમલોકમાં મોકલી દેશે. આજે તારાં બાણોથી વ્યાકુળ થયેલા અને તેથી જ દીન તથા ખિન્ન થઈને હાહાકાર કરતા સર્વ રાજાઓ ભલે રથમાંથી પૃથ્વી પર પછડાઈ પડતા એ કર્ણને જોઈ રહે. વળી દીન થયેલા તેના સર્વ બાંધવો પણ લોહીલુહાણ થઈ પૃથ્વી પર સૂનેલા અને છિન્નભિન્ન થયેલા આયુધોવાળા કર્ણને ભલે જોઈ રહે. આજે હાથીની સાંકળના ચિહ્નવાળો તેનો મહાન રથધ્વજ તારાં ભલ્લ બાણના પ્રહારથી કંપાયમાન થઈ કડકડાટ કરતો પૃથ્વી પર ભલે પડો.[૭૦-૯૭] સેંકડો બાણોનો મારો [illegible] શોભી રહેલા કર્ણના રથને છિન્નભિન્ન કરી નાખીશ તથા તેના રક્ષક યોદ્ધાઓને તથા ઘોડાઓને મારી નાખીશ, એટલે ભયભીત થયેલો શલ્યરાજ રથનો ત્યાગ કરી રણમાંથી ભલે પલાયન કરી જાય.[૯૮] હે માનદાતા પાર્થ! જ્યારે તું તારી પ્રતિજ્ઞા સંપૂર્ણ કરવા માટે કર્ણના દેખતાં તેના પુત્રને બાણો વડે મારી નાખીશ, ત્યારે તે દુરાત્મા કર્ણ પોતાના પ્રિય પુત્રને મરણ પામેલો જોઈ દ્રોણાચાર્ય, ભીષ્મ તથા વિદુરના વચનનું સ્મરણ કરશે.[૯૯,૧૦૦] પછી અધિરથના પુત્ર કર્ણને તારે હાથે મરણ પામેલો જોઈને તારો શત્રુ દુર્યોધન આજે જ પોતાના જીવતરની તથા રાજ્યની આશા છોડી દેશે.[૧૦૧] હે ભરતશ્રેષ્ઠ! જો, પાંડવોનો ઉદ્ધાર કરવા ઇચ્છતા પાંચાલયોદ્ધાઓને કર્ણ ત્યાં તીક્ષ્ણ બાણોથી મારે છે, તેથી તેઓ આમતેમ નાસભાગ કરે છે.[૧૦૨] તેમ જ હે શત્રુતાપન અર્જુન! પાંચાલયોદ્ધાઓ, દ્રૌપદીના પુત્રો, ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી, ધૃષ્ટદ્યુમ્નના પુત્રો, નકુલપુત્ર શતાનીક, નકુલ, સહદેવ, દુર્મુખ, જનમેજય, સુધર્મા તથા સાત્યકિ વગેરે સર્વ યોદ્ધાઓ આજે કર્ણના પંજામાં પડ્યા હોય તેમ તું જાણજે. હે પરંતપ! પેલો કર્ણ આ સમયે આપણી સેના પર એટલો બધો મારો ચલાવી રહ્યો છે કે, તારા બંધુ પાંચાલયોદ્ધાઓનો આ ઘોર કોલાહલ છેક અહીં સુધી સંભળાય છે.[૧૦૩] છતાં પાંચાલ યોદ્ધાઓ ભયભીત થઈને રણમાં કોઈ રીતે પણ પાછા હઠે તેવા નથી. અરે! તે મહાધનુર્ધર પાંચાલયોદ્ધાઓ મહારણમાં મૃત્યુને પણ ગણે તેવા નથી. જેમણે એકલાએ પાંડવોની સેનાને સંખ્યાબંધ બાણો વડે ઘેરી લીધી હતી, તેના ભીષ્મપિતામહ સામે ભેટો કરીને પણ પાંચાલયોદ્ધાઓ યુદ્ધમાંથી પાછા હઠ્યા ન હતા.[૧૦૪-૧૦૭] તો તે જ મહારથી પાંચાલો કર્ણ સામે ભેટો કરીને કેમ પાછા હઠે? વળી દ્રોણાચાર્ય એકલા

પ્રતિદિન સર્વ પાંચાલો પર મારો ચલાવતા હતા અને એકલવીર થઈને પાંચાલયોદ્ધાઓના રથસમુદાયમાં નિર્ભયતાપૂર્વક ઘૂમતા હતા. તે અસ્ત્રરૂપ અગ્નિથી બળી ઊઠીને રણસંગ્રામમાં સર્વને બાળી મૂકતા હતા. સર્વ ધનુર્ધરોના ગુરુ તે દુરાધર્ષ દ્રોણાચાર્ય સામે પણ એ પાંચાલો પોતાના મિત્રો માટે જોસભેર ધસારો કરી લડતા હતા અને શત્રુઓને રણમાં જીતવા માટે નિત્ય તત્પર રહેલા હતા. મિત્રો પર સ્નેહ રાખનારા તે પાંચાલયોદ્ધાઓ આજે કર્ણ સામે ભેટીને કદી પણ પાછા હઠે જ નહિ.[૧૦૮–૧૧૧] આ સમયે તે પાંચાલ દેશના બળવાન યોદ્ધાઓએ કર્ણ સામે જોસભેર ધસારો કર્યો છે અને અગ્નિ જેમ પંતગિયાંના પ્રાણ લે, તેમ શૂરવીર કર્ણ પણ બાણો વડે તેમના પ્રાણ લઈ રહ્યો છે.[૧૧૨] હે ભરતશ્રેષ્ઠ! જો, જો, એ રહ્યા પેલા પાંચાલો! તેઓ આમતેમ ચારેબાજુ નાસી જાય છે. અરે! જો તો ખરો, કૌરવપક્ષના બીજા યોદ્ધાઓ પણ તેમને નસાડી મૂકે છે; તેમ જ કર્ણ પણ તેમને રણમાંથી હાંકી કાઢે છે.[૧૧૩] ખરેખર! પાંચાલદેશના વીર ક્ષત્રિયો પોતાના મિત્રો માટે રણમાં સામે પગલે દોડી પોતાના જીવતરનો ત્યાગ કરે છે અને કર્ણ તેમાંના સેંકડો મહાપુરુષોનો રણમાં સંહાર કરી નાખે છે. હે ભારત! આ મહાધનુર્ધર પાંચાલયોદ્ધાઓ કર્ણરૂપી અગાધ મહાસાગરમાં તરવાનું સાધન નહિ મળવાથી ડૂબી રહ્યા છે, માટે તું વહાણરૂપ થઈને તેમનું રક્ષણ કરવા યોગ્ય છે. કર્ણે મહર્ષિ પરશુરામ પાસેથી જે મહાઘોર અસ્ત્ર મેળવ્યું છે, તેનું સ્વરૂપ આ સમયે પ્રકટ થયું છે. સર્વ સૈન્યોને તપાવી નાખનારું અને અતિ ઘોર સ્વરૂપનું તે અતિ દારુણ અસ્ત્ર પોતાના તેજથી મહાસેનાને ચોતરફથી ઘેરી લઈ બળી રહ્યું છે, તે તું જો.[૧૧૪–૧૧૭] તેમ જ કર્ણના ધનુષ્યમાંથી છૂટેલાં આ બાણો ભમરાઓનાં ટોળાંની પેઠે રણસંગ્રામમાં સર્વ સ્થળે પડે છે અને તારા પક્ષના યોદ્ધાઓને તપાવી નાખે છે.[૧૧૮] હે ભારત! કર્ણનું અસ્ત્ર પોતાની સામે આવે છે ત્યાં આ સર્વ પાંચાલયોદ્ધાઓ રણમાંથી સર્વ દિશાઓમાં નાસી જાય છે; કારણ કે અધીર મનના પુરુષો તે અસ્ત્રનું દુઃખેથી વારણ કરી શકે તેમ છે.[૧૧૯] વળી હે પાર્થ! અત્યંત ક્રોધમાં આવી ગયેલો પેલો ભીમસેન આસપાસ સૃંજયયોદ્ધાઓથી વીંટાઈને કર્ણ સામે યુદ્ધ કરે છે; પણ કર્ણ તીક્ષ્ણ બાણો મારીને તેને પીડી નાખે છે.[૧૨૦] હે ભારત! હવે જો તું કર્ણની ઉપેક્ષા કરીશ તો આવી પહોંચેલો રોગ જેમ શરીરનો નાશ કરે છે, તેમ કર્ણ પણ સર્વ પાંડવો, સૃંજયો તથા પાંચાલોનો નાશ કરી નાખશે.[૧૨૧] આ યુધિષ્ઠિરના સૈન્યમાં તારા સિવાય બીજો એક પણ યોદ્ધો મને એવો જોવામાં આવતો નથી કે, તે રાધાપુત્ર કર્ણ સામે ભેટો કરીને કુશળક્ષેમ પાછો ઘેર આવે.[૧૨૨] માટે હે પુરુષશ્રેષ્ઠ પાર્થ! તારી પ્રતિજ્ઞા પ્રમાણે તું આજે તીક્ષ્ણ બાણોનો મારો ચલાવી કર્ણને મારી નાખ અને તે મહાન કૃત્ય કરી કીર્તિ સંપાદન કર.[૧૨૩] તું એકલો જ કર્ણ સહિત સર્વ કૌરવોને જીતવા સમર્થ છે. બીજો કોઈ તેવો સમર્થ નથી. હે યુદ્ધ કરનારાઓમાં શ્રેષ્ઠ અર્જુન! આ વાત તને હું સત્ય કહું છું.[૧૨૪] માટે હે નરોત્તમ પૃથાનંદન! તું મહારથી કર્ણનો વધ કરી મહાન કાર્ય કર અને તે કાર્યમાં સફળ થઈ તું કૃતાર્થ અને સુખી થા.[૧૨૫]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'અર્જુનને ઉત્સાહ પ્રેરવા માટે શ્રીકૃષ્ણે કરેલું તેનાં પરાક્રમોનું વર્ણન' નામનો અધ્યાય ૭૩ મો સમાપ્ત

## अध्याय ७४ मो
### અર્જુનની આત્મશ્લાઘા

॥ संजय उवाच ॥

**स केशवस्य बीभत्सुः श्रुत्वा भारत भाषितम् ।**
**विशोकः संप्रहृष्टश्च क्षणेन समपद्यत ॥ १ ॥**

સંજય બોલ્યો : હે ભારત ! એ પ્રમાણે શ્રીકૃષ્ણનું ભાષણ સાંભળી તુરત એક ક્ષણવારમાં અર્જુન શોકરહિત થયો અને અત્યંત હર્ષમાં આવી ગયો.[૧] પછી તેણે પોતાના ગાંડીવધનુષ્યની દોરી બરાબર સજ્જ કરી, ધનુષ્યને ખેંચી ટંકાર કર્યો અને કર્ણનો વિનાશ કરવા માટે ધનુષ્ય હાથમાં લઈને તે શ્રીકૃષ્ણને આ પ્રમાણે કહેવા લાગ્યો :[૨] 'હે ગોવિંદ ! તમે મારા નાથ છો તેથી મારો અવશ્ય વિજય થશે. જગતમાં ભૂત–ભવિષ્યના કર્તા એવા તમે મારા પર પ્રસન્ન પણ થયા છો.[૩] હે કૃષ્ણ ! તમારી સહાયથી જો હું મારી સામે આવેલા ત્રણેય લોકને પરલોકમાં પહોંચાડી દઉં, તો આ મહારણમાં કર્ણની શી વિસાત ?[૪] હે જનાર્દન ! પાંચાલોની આ સેના રણમાંથી નાસભાગ કરી રહી છે તથા કર્ણ નિર્ભયની પેઠે રણમાં ઘૂમી રહ્યો છે તે હું જોઉં છું.[૫] તેમ જ હે યાદવવંશી શ્રીકૃષ્ણ ! ઇંદ્ર જેમ વજ્રને છોડી મૂકે, તેમ કર્ણે સર્વ તરફથી જાજ્વલ્યમાન એવું ભાર્ગવાસ્ત્ર છોડી મૂક્યું છે, તેને પણ હું જોઉં છું.[૬] પરંતુ હું આજે એવું કર્મ કરી દેખાડીશ કે, આ પૃથ્વી જ્યાં સુધી રહેશે ત્યાં સુધી સર્વ ભૂતો કથા કરશે કે, મહાભારતની લડાઈમાં અર્જુને કર્ણને હણી નાખ્યો હતો.[૭] હે કૃષ્ણ ! આજે મારા હાથમાં રહેલા આ ગાંડીવધનુષ્યમાંથી છૂટેલાં વિકર્ણ નામનાં બાણો કર્ણને ઘાયલ કરી નાખશે અને તેને મૃત્યુ પાસે મોકલી દેશે. રાજ્યાસનને અયોગ્ય એવા દુર્યોધનનો પોતાની જ બુદ્ધિથી ધૃતરાષ્ટ્રે રાજ્યાસન પર અભિષેક કર્યો હતો, તે પોતાની બુદ્ધિને આજે તે રાજા ધિક્કારી કાઢશે.[૮,૯] વળી હે મહાબાહુ ! આજે ધૃતરાષ્ટ્રરાજા રાજ્યથી, સુખથી, લક્ષ્મીથી, રાષ્ટ્રથી, નગરથી તથા પુત્રોથી તદ્દન મુક્ત થશે.[૧૦] હે કૃષ્ણ ! જે રાજા ગુણવાન પુરુષનો દ્વેષ કરે છે અને ગુણહીન પુરુષને સર્વ અધિકાર સોંપી દઈ મહાબળવાન બનાવે છે, તે રાજા પોતાનો સંહારકાળ ઉપસ્થિત થતાં તુરત જ શોક કરે છે.[૧૧] હે જનાર્દન ! જેમ કોઈ પુરુષ આંબાના મહાન વનને કાપી નાખ્યા પછી તેનાં ફળને જોઈને દુઃખી થાય છે, તેમ રાજા ધૃતરાષ્ટ્ર પણ આજે કર્ણને મરણ પામેલો જોઈ અત્યંત દુઃખી થશે અને નિરાશ થઈ જશે.[૧૨] વળી આજે કર્ણનો નાશ થતાં દુર્યોધન રાજ્યથી તથા પોતાના જીવનથી નિરાશ થશે. હે કૃષ્ણ ! આ હું તમને સત્ય કહું છું.[૧૩] આજે મારાં બાણોથી ટુકડેટુકડા થઈ ગયેલા કર્ણને જોઈને દુર્યોધનરાજ સંધિ માટેનાં તમારાં વાક્યોને યાદ કરશે.[૧૪] હે કૃષ્ણ ! આજે સુબલપુત્ર શકુનિ મારાં બાણોને પાસારૂપ જાણશે, મારા ગાંડીવધનુષ્યને જુગારબાજી જાણશે અને મારા રથને પાસા મૂકવાના મંડળરૂપ જાણશે.[૧૫] હે ગોવિંદ ! આજે હું તીક્ષ્ણ બાણો વડે કર્ણને મારી નાખીશ અને કુંતીપુત્ર રાજા યુધિષ્ઠિરના લાંબા કાળના ઉજાગરાઓને દૂર કરી નાખીશ.[૧૬] આજે હું સૂતપુત્રને મારી નાખીશ, એટલે રાજા યુધિષ્ઠિર મનમાં અત્યંત પ્રસન્ન થશે અને પ્રસન્નતાપૂર્વક ચિરકાળના સુખને પામશે.[૧૭] હે કેશવ ! આજે હું વાળ્યું વળે નહિ તેવું તથા અજોડ એવું મહાઘોર બાણ છોડીશ અને તે બાણ કર્ણને જીવિતથી ભ્રષ્ટ કરશે.[૧૮] એ દુરાત્મા કર્ણનું આવું વ્રત છે કે, 'જ્યાં સુધી હું અર્જુનને ન મારું ત્યાં સુધી મારા બન્ને પગો હું ન ધોવડાવું.' પણ હે મધુસૂદન ! હું તે પાપી કર્ણના એ વ્રતને મિથ્યા

કરીશ અને આજે મજબૂત ગાંઠોવાળાં બાણો મારીને તેના શરીરને રથ પરથી ગબડાવી પાડીશ.[૧૯,૨૦] વળી જે કર્ણ આખી પૃથ્વી પર તથા રણમાં પોતાના સમાન બીજો કોઈ પુરુષ નથી એમ માને છે, તે સૂતપુત્ર કર્ણના રુધિરનું રણભૂમિ આજે પાન કરશે.[૨૧] એ કર્ણે ધૃતરાષ્ટ્રના મતને અનુસરીને પોતાના ગુણોની પ્રશંસા કરતાં કરતાં દ્રૌપદીને કહ્યું હતું કે, 'હે કૃષ્ણા ! તું હવે પતિ વિનાની થઈ પડી છે.' તેના આ વાક્યને મારાં તીક્ષ્ણ બાણો મિથ્યા કરશે અને તે કોપાવિષ્ટ થયેલા સર્પોની પેઠે તેના રુધિરનું પાન કરશે.[૨૨,૨૩] આજે મારા હાથની ચાલાકીપૂર્વક ગાંડીવધનુષ્યમાંથી છૂટેલાં અને વીજળી સમાન કાંતિવાળાં મારાં નારાચ બાણો કર્ણને પરમ ગતિનું દાન કરશે.[૨૪] વળી તે સમયે સભાની વચ્ચે પાંડવોની નિંદા કરતાં કરતાં રાધાપુત્ર કર્ણે પાંચાલીને જે ક્રૂર વચનો કહ્યાં છે, તેને માટે આજે પશ્ચાત્તાપ કરશે.[૨૫] અને જે પાંડવો પૂર્વે તેલ વિનાના તલ જેવા-ષંઢતિલ ઠરી ચૂક્યા છે, તે જ પાંડવો આજે દુરાત્મા સૂતપુત્ર કર્ણના મરણથી તેલવાળો તલ તરીકે-મહાપુરુષાર્થી પ્રસિદ્ધ થશે.[૨૬] કર્ણે પોતાના ગુણોનું વર્ણન કરતાં કરતાં ધૃતરાષ્ટ્રના સર્વ પુત્રોને કહ્યું છે કે, 'હું તમારા બધાનું પાંડવોથી રક્ષણ કરીશ.' આ તેના વાક્યને મારાં તીક્ષ્ણ બાણો આજે મિથ્યા કરશે.[૨૭] એ કર્ણ કૌરવોને કહ્યા કરતો કે, 'મારા પરાક્રમથી પાંડવોનો સર્વ ઉદ્યોગ સમાપ્તિ પામી જશે અને હું એકલો જ પાંડુના સર્વ પુત્રોને મારી નાખીશ.' આમ બોલનારા તે કર્ણને હું સર્વ ધનુર્ધરોના દેખતાં મારી નાખીશ. જેના વીર્યનો આશ્રય કરી દુષ્ટ બુદ્ધિનો ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધન મહામનસ્વી બની ગયો છે અને દુરાત્મા થઈને અમારું નિત્ય અપમાન કર્યા કરે છે, તે કર્ણનો આજે રણક્ષેત્રમાં વધ કરી હું મારા વડીલભાઈને સંતુષ્ટ કરીશ.[૨૮-૩૦] આજે હું જાતજાતનાં અનેક બાણો છોડી મૂકીને શત્રુઓને ત્રાસ પમાડી દઈશ. ધનુષ્યને છેક કાન સુધી ખેંચીને મૂકવામાં આવેલાં તથા યમરાજની રાજધાનીમાં વધારો કરનારાં સંખ્યાબંધ બાણોનો મારો ચલાવી હું આજે અસંખ્ય રથોને તથા હાથીઓને પટકી પાડીશ અને રણભૂમિને શોભાયમાન કરીશ. હું તે જ રણભૂમિ પર મહાયુદ્ધસંપન્ન, મહાયુદ્ધદુર્મદ અને મહાવીર એવા એ કર્ણને બાણો વડે મારી નાખીશ. હે કૃષ્ણ! કર્ણ આજે મરણ પામશે, એટલે સિંહથી ભયભીત થયેલા મૃગો જેમ સર્વ દિશાઓમાં પલાયન કરી જાય, તેમ બધા કૌરવો પણ પોતાના રાજા દુર્યોધનની સાથે મારાથી ભયભીત થઈ સર્વ દિશાઓમાં પલાયન કરી જશે. વળી હું આજના યુદ્ધમાં પુત્રો તથા સુહૃદજનોની સાથે કર્ણનો વધ કરીશ, એટલે રાજા દુર્યોધન પોતાની જાત માટે શોક કરશે. હે કૃષ્ણ! આજે કર્ણને મારે હાથે મરણ પામેલો જોઈને દુર્યોધન અત્યંત આવેશમાં આવી જશે અને રણમાંના સર્વ ધનુર્ધરોના મધ્યમાં મને અતિ ઉત્તમ માનશે. આજે કર્ણનો વધ કરી હું રાજા ધૃતરાષ્ટ્રને પુત્રો, પૌત્રો, મંત્રીઓ તથા નોકરચાકરોની સાથે રાજ્ય મેળવવામાં નિરાશ કરીશ. હે કેશવ ! આજે મારાં બાણોથી કપાઈ પડેલાં કર્ણનાં ગાત્રોની આસપાસ ચક્રાંગ આદિ જાતજાતનાં માંસાહારી પક્ષીઓ ઊડી ઊડીને ઘૂમશે. હે મધુસૂદન ! આજના સંગ્રામમાં હું સર્વ ધનુર્ધારીઓના દેખતાં રાધાપુત્ર કર્ણનો શિરચ્છેદ કરીશ અને વિપાઠ તથા ક્ષુર જાતિનાં તીક્ષ્ણ બાણોનો મારો ચલાવી એ દુરાત્માનાં ગાત્રોને છેદી નાખીશ. વળી વીર યુધિષ્ઠિરરાજ આજે ચિરકાળથી પોતામાં સંઘરી રાખેલા માનસિક સંતાપને દૂર કરશે. હે કેશવ! હું કર્ણને તેના બાંધવો સાથે હણી નાખીશ અને ધર્મપુત્ર રાજા

યુધિષ્ઠિરને પ્રસન્ન કરીશ. હે કૃષ્ણ! આજના રણસંગ્રામમાં અગ્નિની પેઠે બળબળતાં તથા સર્પના જેવાં ઝેરી એવાં સંખ્યાબંધ બાણો છોડી મૂકીને હું કર્ણના કૃપણ અનુયાયીઓનો વધ કરીશ, તેમ જ હે ગોવિંદ! આજના યુદ્ધમાં સુવર્ણનાં કવચોને ધારણ કરનારા તથા મણિજડિત કુંડળોને ધારણ કરનારા અનેક રાજાઓને સુવાડી દઈ હું રણભૂમિને ઢાંકી દઈશ. હે મધુસૂદન! હું અભિમન્યુના સર્વ શત્રુઓનાં ગાત્રોને તથા મસ્તકને તીક્ષ્ણ બાણોના પ્રહારથી વીંધી નાખીશ. હે કેશવ! આજે હું કૌરવો વિનાની થયેલી પૃથ્વી મારા વડીલભાઈને અર્પણ કરીશ.[૩૧-૪૫] અથવા અર્જુન વિનાની થયેલી આ પૃથ્વી પર તમે એકલા વિચરશો. હે કૃષ્ણ! આજે હું સર્વ ધનુર્ધારીઓના તથા કૌરવોના કોપથી અને મારાં બાણો તથા ગાંડીવધનુષ્યના ઋણમાંથી મુક્ત થઈશ, તેમ જ હે કૃષ્ણ! શંબરાસુરનો વધ કરી ઇંદ્ર જેમ દુઃખથી મુક્ત થયો હતો, તેમ હું પણ આજના રણમાં કર્ણનો વધ કરી તેર વર્ષથી એકત્ર થયેલાં દુઃખથી મુક્ત થઈશ. આજના યુદ્ધમાં કર્ણ માર્યો જશે એટલે પોતાના મિત્રોનું કાર્ય કરવા ઇચ્છતા સોમક મહારથીઓ ભલે પોતાના કાર્યને કરેલું માને. હે માધવ! જ્યારે કર્ણનો આજે વધ થશે તથા હું સર્વોત્કૃષ્ટ વિજયી થઈશ, ત્યારે મારી તથા સાત્યકિની પ્રીતિ કેવા પ્રકારની અદ્‌ભુત થશે તે કહી શકાતું નથી! આજે રણમાં કર્ણનો તથા તેના મહારથી પુત્રનો વધ કરી હું ભીમસેનને, નકુલને, સહદેવને તથા સાત્યકિને પ્રસન્ન કરીશ. વળી હે માધવ! હું ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી અને બીજા સર્વ પાંચાલયોદ્ધાઓના ઋણમાંથી મુક્ત થઈશ; તેમ જ આજના સંગ્રામમાં કોપાવેશમાં આવેલો અર્જુન સર્વ કૌરવો સામે યુદ્ધ કરશે તથા સૂતપુત્ર [illegible] રૂપે ભલે જોઈ રહે. હે કૃષ્ણ! ફરી પણ હું આપની પાસે મારાં વખાણ કરું છું તે સાંભળો. આ પૃથ્વી પર ધનુર્વેદને જાણનારો મારા સમાન બીજો એકે પુરુષ નથી, ત્યારે પરાક્રમમાં મારી તુલના કરે તેવો બીજો કોણ છે? વળી મારા સમાન બીજો ક્ષમાવાન પુરુષ કોણ છે? અને ક્રોધમાં પણ મારા સરખો બીજો કોઈ નથી. હું એવો ધનુર્ધર છું કે, દેવો અને અસુરો સહિત એકત્ર થયેલાં સર્વ ભૂતોનો હું મારા બાહુબળના પ્રતાપથી પરાભવ કરી શકું છું, માટે મારો પુરુષાર્થ સર્વોત્કૃષ્ટ છે, એમ તમે જાણજો.[૪૬-૫૫] આજે હું એકલો બાણોરૂપ જ્વાળાઓવાળા મારા ગાંડીવધનુષ્યને હાથમાં લઈ સર્વ કૌરવો તથા બાહ્‌લિક યોદ્ધાઓનો સંહાર કરી નાખીશ, તેમ જ હેમંતઋતુની આખરે સળગી ઊઠેલો અગ્નિ જેમ ઘાસની ગંજીને બાળી નાખે, તેમ હું શત્રુઓની સર્વ ટુકડીઓને હરાવી બાળી નાખીશ.[૫૬] જુઓ, આ મારા હાથમાં બાણોના આકારની તથા બાણ ચઢાવીને પહોળા કરેલા દિવ્ય ધનુષ્યના આકારની રેખાઓ પડી છે. જુઓ, મારા બન્ને ચરણોમાં પણ રથ અને ધજાના ચિહ્નવાળી રેખાઓ પ્રકટ છે. આથી યુદ્ધમાં જઈને ઊભા રહેલા મને કોઈ શત્રુઓ જીતી શકે તેમ નથી.[૫૭]

આમ કહીને, રુધિર સમાન લાલચોળ આંખોવાળા અને શત્રુઓનો સંહાર કરનારા જગતશ્રેષ્ઠ વીર અર્જુને ભીમસેનને છોડાવવા માટે તથા કર્ણના મસ્તકને તેના ધડ પરથી જુદું પાડવા માટે એકદમ રણમાં પ્રયાણ કર્યું.[૫૮]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'અર્જુનનાં વાક્ય' નામનો અધ્યાય ૭૪ મો સમાપ્ત

# अध्याय ७५मो

## મહારથીઓનું દ્વંદ્વયુદ્ધ

॥ धृतराष्ट्र उवाच ॥

समागमे पांडवसृंजयानां
महाभये मामकानामगाधे ।
धनंजये तात रणाय याते
कर्णेन तद्युद्धमथोऽत्र कीदृक् ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર બોલ્યો - હે તાત સંજય ! પાંડવો, સૃંજયો તથા મારા પક્ષના યોદ્ધાઓનો સમાગમ થતાં જ્યારે મહાભયંકર અને અગાધ સંગ્રામ મચ્યો હતો અને તેમાં જ્યારે અર્જુન કર્ણ સામે યુદ્ધ કરવા ચઢી ગયો હતો, ત્યારે તે યુદ્ધ કેવા પ્રકારનું થયું હતું ?[1]

સંજય બોલ્યો : જે વેળા તે સર્વ મહારથીઓનાં મોટી મોટી ધજાઓવાળાં મહાબળવાન સૈન્યો સામસામે ભેટ્યાં, તે વેળા વર્ષાકાળે ચઢી આવેલા મેઘોની જેવી ગર્જનાઓ થાય, તેવી જ ભેરી નામનાં રણવાદિત્રોની ગર્જનાઓ થવા લાગી. ત્યાં તુરત પ્રજાઓના સંહારરૂપ ક્રૂર, અનિષ્ટ વૃષ્ટિ થવા લાગી. તે વૃષ્ટિ ઋતુ વિનાની આકસ્મિક હતી, હાથીઓરૂપ વાદળાંઓથી આકુળ હતી, અસ્ત્રોરૂપ પાણીની છોળોવાળી હતી અને વાદિત્રો, રથની નેમિઓ તથા તાળીઓની ગર્જનાઓવાળી હતી. તેમાં સુવર્ણથી મઢેલાં જાતજાતનાં આયુધોરૂપ વીજળીના ઝબકારા થતા હતા અને તેમાં બાણો, તલવારો, નારાચો તેમ જ બીજાં મોટાં મોટાં અસ્ત્રોની પ્રચંડ ધારાઓ થતી હતી. તેનો વેગ મહાભયંકર હતો અને તેથી તેમાં લોહીના મોટા પ્રવાહો વહેતા હતા. તેમાં તરવારોનો ખણખણાટ થતો હતો અને સર્વ ક્ષત્રિયોના પ્રાણોનો વિનાશ થઈ રહ્યો હતો.[2–4] તે વેળા એકત્ર થયેલા અનેક રથીઓ શત્રુપક્ષના કોઈ એક રથીને ઘેરી લઈ તેને મૃત્યુ પાસે મોકલી દેતા હતા, ત્યારે બીજો કોઈ એક રથીયોદ્ધો અનેક રથીઓનો સંહાર કરી નાખતો હતો.[5] તેમ જ કોઈ એક રથી સામા પક્ષના રથીને સારથિ અને ઘોડાઓ સહિત મારી નાખતો હતો, ત્યારે બીજો કોઈ હાથીસવાર પોતાના હાથીને દોડાવીને સંખ્યાબંધ રથીઓને તથા ઘોડેસવારોને મૃત્યુવશ કરી નાખતો હતો.[6] તે જ સમયે અર્જુન બાણોના ઢગ છોડી મૂકીને સારથિ સહિત રથીઓને, ઘોડેસવારો સહિત ઘોડાઓને, મહાવતો સહિત હાથીઓને અને બીજા સર્વ શત્રુઓ સહિત સંખ્યાબંધ પાળાઓને મૃત્યુવશ કરવા લાગ્યો.[7] બીજી તરફથી કૃપાચાર્ય અને શિખંડી રણમાં ભેટ્યા, સાત્યકિ દુર્યોધન સામે ધસી ગયો, શ્રુતશ્રવા અશ્વત્થામા સાથે લડવા લાગ્યો અને યુધામન્યુ ચિત્રસેન સાથે યુદ્ધ કરવા મચ્યો.[8] વળી સૃંજયવંશનો રથી ઉત્તમૌજા કર્ણના પુત્ર સુષેણ સામે ભેટ્યો અને ભૂખ્યો સિંહ જેમ મોટા બળદ સામે દોડી જાય, તેમ સહદેવ ગાંધારદેશના રાજા શકુનિ સામે દોડી ગયો.[9] ત્યાં નકુલનો યુવાન પુત્ર શતાનીક કર્ણના યુવાન પુત્ર વૃષસેન પર બાણોનો મારો ચલાવવા લાગ્યો અને કર્ણનો શૂરવીર પુત્ર વૃષસેન પણ તે પાંચાલીપુત્ર પર અનેક જાતની બાણવૃષ્ટિઓ કરવા લાગ્યો.[10] રથીઓમાં શ્રેષ્ઠ તથા તરેહતરેહનાં યુદ્ધો કરી જાણનારો માદ્રીપુત્ર નકુલ કૃતવર્મા પર ચઢાઈ કરી ગયો અને પાંચાલોના રાજા સેનાપતિ ધૃષ્ટદ્યુમ્ને સૈન્યની સાથે રહેલા કર્ણ સામે ચઢાઈ કરી.[11] હે ભારત ! દુઃશાસને સર્વ કૌરવસેનાને તથા મહાબળવાન સંશપ્તકોની સેનાને સાથમાં રાખી શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ અને અસહ્ય વેગવાળા રણભયંકર ભીમસેન સામે હલ્લો કર્યો.[12] હવે એ જ અરસામાં વીર ઉત્તમૌજાએ કર્ણના પુત્ર સુષેણનો શિરચ્છેદ કર્યો ને તેને મારી નાખ્યો; તેથી તેનું મસ્તક પૃથ્વીને તથા આકાશને શબ્દ-
[illegible][13] [illegible]

પોતાના પુત્ર સુષેણના મસ્તકને પૃથ્વી પર પડેલું જોઈને કર્ણ ઘણો ખિન્ન થઈ ગયો અને તેણે ક્રોધથી તીક્ષ્ણ ધારવાળાં બાણો મારીને ઉત્તમૌજાના ઘોડાઓને, રથને તથા ધ્વજાને કાપી નાખ્યાં. પછી ઉત્તમૌજાએ કેટલાંએક તીક્ષ્ણ બાણોનો પ્રહાર કરી કર્ણને વીંધી નાખ્યો, તેમ જ હાથમાં ચકચકિત તલવાર લઈને કૃપાચાર્યના પૃષ્ઠરક્ષકોને તથા ઘોડાઓને કાપી નાખી તે પોતે શિખંડીના રથ પર ચઢી ગયો.[૧૪,૧૫] એ વેળા કૃપાચાર્યને રથરહિત થયેલા જોઈ, રથમાં બેઠેલા શિખંડીએ તેમને બાણોના પ્રહારો કરવા ઇચ્છા કરી ન હતી; પણ તેવામાં અશ્વત્થામાએ કૃપાચાર્યના રથને પાછો ફેરવ્યો અને કાદવમાં ખૂંચી ગયેલી ગાયોનો જેમ ઉદ્ધાર કરવામાં આવે, તેમ તેમનો ઉદ્ધાર કર્યો.[૧૬] ત્યારે હે રાજન્! ગ્રીષ્મઋતુના સમયે આકાશના મધ્યભાગમાં ચઢી આવેલો સૂર્ય જેમ લોકોને તપાવી નાખે છે, તેમ સુવર્ણજડિત કવચને ધારણ કરનારો પવનપુત્ર ભીમસેન તીક્ષ્ણ બાણોનો મારો ચલાવી તમારા પુત્રોના સૈન્યને તપાવતો હતો.[૧૭]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'સંકુલ દ્વંદ્વયુદ્ધ' નામનો અધ્યાય ૭૫મો સમાપ્ત

## अध्याय ७६ मो
### ભીમસેન અને તેના સારથિ વિશોકનો સંવાદ

॥ संजय उवाच ॥

अथत्विदानीं तुमुले विमर्दे
द्विषद्भिरेको बहुभिः समावृतः ।
महारणे सारथिमित्युवाच
भीमश्चमूं वाहय धार्तराष्ट्रीम् ॥ १ ॥

સંજય બોલ્યો : તે પછી જ્યારે એ તુમુલ યુદ્ધ ખૂબ જોસથી ચાલવા લાગ્યું, ત્યારે અનેક શત્રુઓએ એકલા ભીમસેનને ઘેરી લીધો. ત્યાં ભીમસેને પોતાના સારથિને આ પ્રમાણે કહ્યું :[૧] 'હે સારથિ! આ મહારણમાં તું આપણા ઘોડાઓને એકદમ વેગપૂર્વક આ કૌરવોની સેના સામે હાંકી જા, એટલે હું આ સર્વ કૌરવોને યમરાજ પાસે મોકલી દઉં.' ભીમસેનની એ આજ્ઞા થતાં જ તેના સારથિએ ઉગ્ર વેગવાળો ભીમસેન તમારા પુત્રના સૈન્યમાં જે તરફ જવા ઇચ્છતો હતો તે તરફ સત્વર પ્રયાણ કર્યું. એટલે તુરત સર્વ કૌરવયોદ્ધાઓ હાથી, ઘોડા, રથ તથા પાયદળોને સાથે લઈ ચોતરફથી તે ભીમસેન સામા ધસી ગયા અને ચારે બાજુથી અઢળક બાણોનો મારો ચલાવી ઉત્તમ વેગવાળા ભીમસેનના રથ પર પ્રહારો કરવા મંડી પડ્યા. મહાત્મા ભીમસેન પણ સુવર્ણની પૂંખવાળાં અસંખ્ય બાણો છોડી મૂકીને પોતાની સામે આવી પડતાં તે બાણોને કાપવા લાગ્યો; તેથી સોનેરી પૂંખવાળાં તેમનાં બાણો ભીમસેનનાં બાણોથી કપાઈને બબ્બે ત્રણત્રણ ટુકડા થઈ પડવા લાગ્યાં. એ વેળા હે રાજેંદ્ર! એ રણમાં ભીમસેને મોટા મોટા રાજાઓની વચ્ચે મારી નાખેલા ઘણા હાથીઓ, ઘોડાઓ તથા યુવાન યોદ્ધાઓનો આર્ત્તનાદ વજ્રથી તોડી પાડવામાં આવતા પર્વતોના સરખો ઘોર થઈ રહ્યો હતો. ભીમસેન બાણોના સમૂહો છોડી મૂકી ઘણા મુખ્ય મુખ્ય રાજાઓનો સંહાર કરી નાખતો હતો અને તેમાંના ઘણાખરાને ઘાયલ કરી નાખતો હતો. તોપણ પક્ષીઓ જેમ પુષ્પોને માટે વૃક્ષ પર ઊડી આવે, તેમ તેઓ બધા ભીમસેનની સામે ચોતરફથી ચઢી આવતા હતા. આ રીતે જ્યારે તમારું સૈન્ય ધસી ગયું, ત્યારે દંડધારી કાળ જેમ પ્રલયકાળે સર્વ ભૂતોને બાળી નાખવાની ઇચ્છાથી અતિ વેગમાં આવી જાય, તેમ અનંત વેગવાળો ભીમસેન પણ અત્યંત વેગમાં આવી ગયો. આથી જેમ પ્રજાઓ પ્રલયસમયે

પ્રજાઓનો સંહાર કરવા માટે મુખ વિકાસીને ધસી આવતા કાળના વેગને અટકાવવા માટે સમર્થ થઈ શકે નહિ, તેમ તમારા યોદ્ધાઓ પણ અતિ વેગવાળા તે ભીમસેનના મહાન વેગને અટકાવવા માટે સમર્થ થઈ શક્યા નહિ. તે પછી હે ભારત ! તે મહારણમાં મહાત્મા ભીમસેન ભારત રાજાઓનાં તે સૈન્યોનો એવો તો સંહાર કરવા મંડ્યો કે, જેમ મોટા પવનના ઝપાટાથી મેઘમંડળ સર્વ દિશાઓમાં વીખરાઈ જાય, તેમ તે સૈન્ય પણ ભયભીત થઈ ને સર્વ દિશાઓમાં વીખરાઈ ગયું. તે જોઈ બુદ્ધિમાન અને બળવાન ભીમસેન અત્યંત હર્ષમાં આવી ગયો અને પુનઃ પોતાના સારથિને કહેવા લાગ્યો :[૨–૧૦] 'હે સારથિ ! પેલા ફરફરતી ધજાઓવાળા રથો બધા એકઠા મળીને આપણી સામા ધસી આવે છે; માટે તેઓમાં તું ઓળખી લેજે કે, આપણા પક્ષના કોણ છે અને શત્રુપક્ષના કોણ છે; કારણ કે જે સમયે હું યુદ્ધ કરવા ઊતરી પડું છું, તે સમયે હું પોતાના તથા પારકા કોઈને પણ જાણી શકતો નથી. આથી હું આપણા સૈન્યને પણ બાણો વડે છાઈ ન દઉં, તેનું તું ખાસ ધ્યાન રાખજે.[૧૧] હે વિશોક સારથિ ! સર્વ તરફ શત્રુઓ આવી ચઢ્યા છે, મારો રથ પણ ધજાના છેડાઓને કંપાવી રહ્યો છે, રાજા યુધિષ્ઠિર પણ આ સમયે આતુર થઈ ગયા છે અને કિરીટી અર્જુન પણ હજી સુધી અહીં આવ્યો નથી. આમ સર્વ તરફથી હું અનેક દુઃખમાં આવી પડ્યો છું.[૧૨] હે સારથિ ! તેમાં પણ આ એક દુઃખ તો મને ઘણું જ સાલ્યા કરે છે કે, ધર્મરાજ યુધિષ્ઠિર મને શત્રુઓની મધ્યમાં મૂકીને ગયા છે, પણ તેઓ આ સમયે જીવતા હશે કે નહિ, તેની મને ખબર નથી, તેમ અર્જુન પણ હજી સુધી અહીં આવ્યો નથી. આ રીતે આજે મારા પર અત્યંત દુઃખ આવી પડ્યું છે.[૧૩] છતાં પણ મને દૃઢ વિશ્વાસ છે કે, મહાઉગ્ર સામર્થ્યવાળા આ શત્રુઓના સૈન્યનો હું નાશ કરીશ અને રણની મધ્યમાં ચઢી આવેલાં સર્વ સૈન્યોનો નાશ કરી હું તારી સાથે પ્રસન્ન થઈશ.[૧૪] હે સારથિ ! આપણા રથમાં તું તપાસ કર કે, ભાથાંઓ તથા બાણોની હવે કેટલી સંખ્યા બાકી રહી છે ? કઈ કઈ જાતનાં બાણો છે અને તેમનું પ્રમાણ શું છે ? આ તું ખરી ખાતરીથી મને કહે.'[૧૫]

વિશોક બોલ્યો : હે વીર ભીમસેન ! આપણા રથમાં હજી સાઠ હજાર બાણો બાકી રહ્યાં છે. તેમાં દશ હજાર ક્ષુરપ્ર જાતિનાં, દશ હજાર ભલ્લ જાતિનાં, બે હજાર નારાચ જાતિનાં, ત્રણ હજાર પ્રદર જાતિનાં અને તે ઉપરાંત બધાં માર્ગણ જાતિનાં બાણો છે.[૧૬] હે પાંડુપુત્ર ! તે બાણો ઉપરાંત બીજાં એટલાં બધાં શસ્ત્રો હજી આપણી પાસે અવશેષ રહ્યાં છે કે, તેમને ઓછામાં ઓછાં છ ગાડાંઓ ખેંચી શકે. વળી તમારા બાહુના ધન તરીકેની ગદાઓ, તલવારો, ભાલાંઓ, મુદ્ગરો, શક્તિઓ તથા તોમરો હજારોની સંખ્યામાં છે; માટે તમે તમારે શત્રુઓના પર ફેંક્યા જ કરો. હે વિદ્વાન ભીમસેન ! આપણાં આયુધો ખૂટી પડશે, એવી તમે જરા પણ ધાસ્તી રાખશો મા.'

ભીમસેન બોલ્યો : હે સારથિ ! જો, આ રણક્ષેત્રમાં સર્વ સ્થળે તું દૃષ્ટિ કર. આ ભીમસેનના હાથમાંથી છૂટેલાં, રાજાઓની કતલ ચલાવી રહેલાં અને અતિ વેગવાળાં બાણોથી તે રણક્ષેત્ર કેવું ઢંકાઈ ગયું છે ! તેમજ સૂર્યનો જેમાં નાશ થઈ ગયો હોય તેવા મૃત્યુલોકના સ્વરૂપ સરખું તેનું સ્વરૂપ કેવું ભયંકર થઈ રહ્યું છે ![૧૭–૧૯] હે સૂત ! આજે છેક કુમારોથી આરંભી સર્વ રાજાઓને જણાઈ જશે કે આ લડાઈમાં એકલો ચઢી આવેલો ભીમસેન રણસમુદ્રમાં ડૂબી જશે અથવા કૌરવોનો

રણમાં પરાજય કરશે.[20] આજના યુદ્ધમાં આ સર્વ કૌરવો મારે હાથે મરણ પામશે અને બાળકથી માંડીને વૃદ્ધ પર્યંત સર્વ લોકો એની કથા કહ્યા કરશે. હું એકલો જ આજે સર્વ કૌરવોને રણમાં રોળી નાખીશ, અથવા તેઓ બધા મળીને ભીમસેનને મારી નાખશે.[21] પણ આ સમયે ઉત્તમ કર્મની આશા રાખનારા સર્વ દેવો મારી કેવળ એટલી જ મન કામના પૂરી કરો કે, પ્રાર્થના કરાયેલો ઇંદ્ર જેમ યજ્ઞમાં ચઢી આવે, તેમ શસ્ત્રોનો મારો ચલાવનારો અર્જુન આ રણયજ્ઞમાં હવે તુરત જ આવી પહોંચે.[22] હે સારથિ! જો, પેલી તરફ ભારતી સેનામાં ભંગાણ પડતું જણાય છે અને ત્યાં રહેલા સર્વ રાજાઓ શા માટે નાસભાગ કરે છે? ખરેખર! મને લાગે છે કે, બુદ્ધિમાન નરશ્રેષ્ઠ અર્જુન બાણોનો મારો ચલાવી તત્કાળ એ સૈન્યને ઢાંકી દેવા લાગ્યો છે. હે વિશોક! જો, જો; તે સ્થળે અનેક ધ્વજાઓ પૃથ્વી પર પછડાઈ પડે છે; હાથી, ઘોડા તથા પાળાઓનાં ટોળાં ચોબાજુ નાસાનાસ કરતાં જણાય છે અને અનેક રથો છિન્નભિન્ન થઈ વીખરાઈ પડે છે. હે સારથિ! જો તો ખરો, આ પેલા રથીયોદ્ધાઓ પર બાણો તથા શક્તિઓનો કેવો સખ્ત મારો ચલાવવામાં આવ્યો છે?[23,24] આ પેલી કૌરવી સેનામાં અતિ સખ્ત સંહાર થઈ રહ્યો છે તેથી તેમાં નવી નવી ભરતી કરવામાં આવે છે; છતાં જો, અર્જુનનાં વજ્ર સમાન વેગવાળાં તથા સોનેરી રંગનાં પીછાં બાંધેલાં બાણોના સપાટામાં તે સેના સપડાઈ પડી છે.[25] વળી આ તરફ દૃષ્ટિ કર. આ પેલા રથો, ઘોડાઓ તથા હાથીઓ પોતાના જ પક્ષના અસંખ્ય પાળાઓને ખૂંદી નાખતા પલાયન કરી જાય છે. તેમ જ સળગી ઊઠેલા દાવાનળથી ભયભીત થયેલા હાથીઓ જેમ દોડધમાલ કરી મૂકે, તેમ પેલા સર્વ કૌરવો પણ ગાભરા ગાભરા બની જઈને રણમાં દોડાદોડ કરી રહ્યા છે.[26] હે વિશોક! તે સ્થળે સર્વ યોદ્ધાઓ હાહાકાર કરી રહ્યા છે અને મહાન હાથીઓ મોટી મોટી ચીસો પાડી રહ્યા છે.[27]

વિશોક બોલ્યો: હે ભીમસેન! ક્રોધાયમાન થયેલો અર્જુન તે સ્થળે ગાંડીવધનુષ્યને ખેંચીને તેનો અતિ ઘોર ટંકાર કરી રહ્યો છે તે શું તમે નથી સાંભળતા? અને તે ભયંકર શબ્દથી તમારા આ બન્ને કાન શું બહેરા થઈ જતા નથી?[28] હે પાંડુપુત્ર! તમારી સર્વ અભિલાષા પરિપૂર્ણ થઈ છે. જુઓ, પેલા હાથીસૈન્યમાં વાનરના ચિહ્નવાળી ધજા ફરકતી દેખાય છે. વળી શ્યામ મેઘમંડળમાં જેમ વીજળી ઝબૂકતી હોય છે, તેમ તે હાથીસૈન્યમાં અર્જુનના ધનુષ્યની દોરી પ્રકાશી રહી છે, તે તમે જુઓ.[29] આ પેલો ચિહ્નરૂપ વાનર અર્જુનની ધજાની ટોચ પર આરૂઢ થઈ સર્વ તરફ જોઈ રહ્યો છે તેમ જ આ યુદ્ધમાં શત્રુઓનાં ટોળાંઓને ત્રાસ આપી રહ્યો છે. ખરેખર! એના તરફ દૃષ્ટિ કરીને મને પોતાને પણ ભય લાગે છે.[30] જુઓ, પેલો અર્જુનનો મુકુટ કેવો વિચિત્ર રીતે અત્યંત પ્રકાશી રહ્યો છે અને તે મુકુટમાં જડેલો દિવ્ય મણિ સૂર્યની પેઠે કેવો ચળકી રહ્યો છે![31] વળી તે અર્જુનના પડખા ઉપર અતિમહાન ધ્વનિવાળો દેવદત્ત નામનો ભયંકર શંખ શ્વેત વર્ણના મેઘ સમાન પ્રકાશી રહ્યો છે, તે તમે જુઓ. જુઓ, હાથમાં ઘોડાઓની લગામ પકડી શત્રુઓની સેનામાં દાખલ થતા શ્રીકૃષ્ણના પડખામાં અસ્ત્રના જેવી તીક્ષ્ણ ધારવાળું તથા સૂર્ય સમાન પ્રભાવાળું વજ્રનાભ નામનું સુદર્શનચક્ર પડેલું છે. હે વીર! તે ચક્ર શ્રીકૃષ્ણના યશમાં વધારો કરનારું છે તથા યાદવો સદાકાળ તેનું પૂજન કર્યા કરે છે.[32,33] આ તરફ ક્ષુર જાતિનાં બાણોથી કાપી નાખવામાં આવેલી મોટા

મોટા હાથીઓની સૂંઢો સાગનાં વૃક્ષોની પેઠે પૃથ્વી પર પડે છે; તેમ જ અર્જુને બાણોથી કાપી નાખેલા ઘોડેસવારો સહિત ઘોડાઓ વજ્રથી તોડી નાખેલા પર્વતોની પેઠે ભોંય પર પટકાઈ પડે છે.[૩૪] વળી હે કુંતાપુત્ર! જુઓ, શ્રીકૃષ્ણનો પાંચજન્ય નામનો મહામૂલ્યવાન શંખ સાક્ષાત્ ચંદ્ર સમાન વર્ણનો હોઈ ને તેમની પાસે દેખાય છે. વળી તેમના વક્ષસ્થળ પર પેલો કૌસ્તુભ નામનો મણિ કેવો ઝળહળી રહ્યો છે અને વિજયા નામની માળા કેવી દીપી રહી છે, તે તમે જુઓ![૩૫] જરૂર, રથીશ્રેષ્ઠ મહારથી અર્જુન જ ધોળા તથા કાળા રંગના મહામૂલ્યવાન ઘોડાઓ જોડેલા મહારથમાં બેસીને શત્રુઓનાં સૈન્યને નસાડતો નસાડતો આ તરફ ચઢી આવે છે.[૩૬] જુઓને, ઇંદ્રના સરખો તેજસ્વી તમારો નાનો ભાઈ અર્જુન બાણોની મોટી ઝડી ચલાવીને સંખ્યાબંધ રથો, ઘોડા તથા પાળાઓનો મહાન સંહાર ચલાવી રહ્યો છે, તેથી ગરુડની પાંખના પવનના ઝપાટાથી જેમ મોટાં મોટાં વનો તૂટી પડે, તેમ તેઓ બધા પૃથ્વી પર તૂટી પડે છે.[૩૭] જુઓ, અર્જુને પેલા ચારસો રથોનો તેમના ઘોડા તથા સારથિઓ સહિત નાશ કરી નાખ્યો છે. વળી તેણે મોટાં મોટાં બાણોનો મારો ચલાવી સાતસો હાથીઓનો તેમ જ અનેક પાળા, ઘોડેસવારો તથા રથીઓનો સંહાર કરી નાખ્યો છે.[૩૮] આ તે બળવાન અર્જુન કૌરવોનો સંહાર કરતો કરતો ચિત્રા નક્ષત્રમા ગ્રહેલા ગ્રહની પેઠે અહીં તમારી પાસે જ આવે છે. ખરેખર! તમારી કામના પરિપૂર્ણ થઈ છે, તમારા શત્રુઓ માર્યા ગયા છે અને તમારું બળ તથા આયુષ્ય દીર્ઘકાળ પર્યંત વૃદ્ધિ પામો.[૩૯]

ભીમસેન બોલ્યો: હે સારથિ! તેં મને અર્જુનના આવી પહોંચવારૂપ પ્રિય સમાચારની વધાઈ આપી છે, માટે હું તારા પર પ્રસન્ન થયો છું અને તેથી જ ચૌદ સારાં સારાં ગામો, સો દાસીઓ તથા વીસ રથો તને ભેટ તરીકે આપું છું.[૪૦]

ઇતિ શ્રીમહાભારતમા કર્ણપર્વમા 'ભીમસેન અને વિશોક નો સંવાદ' નામનો અધ્યાય ૭૬ મો સમાપ્ત

## अध्याय ७७मो

## ભીમસેનને હાથે શકુનિનો પરાજય

॥ संजय उवाच ॥

**श्रुत्वा तु रथनिर्घोषं सिंहनादं च संयुगे।**
**अर्जुनः प्राह गोविंदं शीघ्रं नोदय वाजिनः ॥१॥**

સંજય બોલ્યો: એ રણસંગ્રામમાં રથોના ધડધડાટો તથા સિંહનાદો સાંભળીને અર્જુન શ્રીકૃષ્ણને કહેવા લાગ્યો: 'હે કૃષ્ણ! આપણા ઘોડાઓને તમે જલદી ચલાવો.'[૧] અર્જુનનાં એ વચન સાંભળીને શ્રીકૃષ્ણ બોલ્યા: 'હે અર્જુન! જે સ્થળે પેલો ભીમસેન ઊભો છે ત્યાં આપણા રથને હું હમણાં જ પહોંચાડી દઉં છું.'[૨] આમ અર્જુન બરફ તથા શંખ સમાન ઉજ્જ્વળ વર્ણના તથા સુવર્ણની, મોતીઓની અને મણિઓની માળાઓથી શણગારેલા ઘોડાઓવાળા રથમાં બેસીને કર્ણનો વધ કરવા સત્વર જવા લાગ્યો. એ સમયે તે અર્જુન અત્યંત કોપાયમાન થઈ જંભાસુરનો વધ કરવા માટે વિજય માટે જતા વજ્રધારી દેવેંદ્રના સરખો જ શોભતો હતો.[૩] ત્યાં તો ક્રોધાવેશમાં આવી ગયેલા કૌરવપક્ષના અનેક પુરુષસિંહો રથો, ઘોડાઓ, હાથીઓ અને સંખ્યાબંધ પાળાઓને સાથે લઈને બાણોના સણસણાટ, રથનેમિઓના ધડધડાટ તથા ઘોડાઓની ખરીઓના ખબખબાટથી પૃથ્વીને તથા દિશાઓને ગજવી મૂકતા અર્જુન સામા ચઢી ગયા.[૪] આમ હે ધૃતરાષ્ટ્રરાજા! અર્જુનનો તથા યોદ્ધાઓનો ભેટો થયો, એટલે પૂર્વે વિજયીશ્રેષ્ઠ વિષ્ણુદેવનું તથા અસુરોનું ત્રૈલોક્ય માટે જેવું યુદ્ધ થયું હતું

તેવું ત્યાં શરીર, પ્રાણ તેમ જ પાપોનો નાશ કરનારું યુદ્ધ થવા લાગ્યું.[૫] ત્યાં કિરીટમાલી અર્જુન પોતે એકલો હતો, છતાં તે અનેક શત્રુઓએ ફેંકેલાં નાનાંમોટાં અનેક જાતનાં આયુધોને કાપી નાખવા લાગ્યો, તેમ જ ભલ્લ, ક્ષુર અને અર્ધચંદ્રાકારનાં તીક્ષ્ણ બાણો મારીને તેમનાં મસ્તકો તથા બાહુઓને છેદવા મંડ્યો.[૬] એટલું જ નહિ, તેણે તે શત્રુઓનાં છત્રો, ચામરો, ધ્વજો, ઘોડાઓ, રથો, પાળાઓ તથા હાથીઓને પણ કાપી નાખ્યાં. તેથી પ્રચંડ વાયુના આઘાતથી તૂટી પડેલાં વનોની પેઠે તેઓ મોટે ભાગે બેડોળ થઈ જઈને પૃથ્વી પર તૂટી પડવા લાગ્યાં.[૭] એ લડાઈમાં સુવર્ણભરેલી ઝૂલોથી ઢંકાયેલા અને ધજાપતાકાઓ બાંધીને યોદ્ધાઓએ સજ્જ કરેલા મોટા મોટા હાથીઓ સુવર્ણની પૂંખવાળાં બાણોથી શરીરે તદ્દન ભરાઈ ગયા હતા; તેથી તેઓ સળગી ઊઠેલા મોટા પર્વતોની પેઠે રણક્ષેત્રમાં શોભતા હતા.[૮] આમ વજ્રની પેઠે સખ્ત પ્રહાર કરનારાં ઉત્તમ બાણોથી અર્જુને હાથી, ઘોડા અને રથોનો મહાસંહાર માંડ્યો. ત્યાં પૂર્વે ઇંદ્ર જેમ બળદૈત્યને મારવા ધસી ગયો હતો, તેમ તે કર્ણનો વધ કરવાની ઇચ્છાથી ઉતાવળો ઉતાવળો ધસ્યે જતો હતો.[૯] તે પછી પુરુષોમાં સિંહ સમો, શત્રુઓનું દમન કરનારો અને મોટી ભુજાઓવાળો તે અર્જુન મગરમચ્છ જેમ મહાસાગરમાં પ્રવેશ કરે, તેમ તમારા સૈન્યમાં પેઠો.[૧૦] એટલે હે રાજન્! હર્ષમાં આવી ગયેલા તમારા મહારથીઓ પણ રથ, પાળા, હાથી અને ઘોડેસવારોની અનેક ટુકડીઓને સાથે લઈ પાંડવ અર્જુન સામા ધસી ગયા.[૧૧] એ પ્રમાણે તેમણે જ્યારે અર્જુન સામે ધસારો કર્યો, ત્યારે ખળભળી ઊઠેલા મહાસાગરના જળનો જેવો પ્રચંડ શબ્દ થાય તેવો જ તેમનો મહાપ્રચંડ શબ્દ થવા લાગ્યો.[૧૨] તે બધા મહારથીઓ યુદ્ધમાં પ્રાણ જવાનો ભય છોડી દઈને પુરુષવ્યાઘ્ર અર્જુન સામે વ્યાઘ્રોની જેમ ધસ્યા હતા.[૧૩] તેઓ એકદમ હલ્લો કરીને બાણોના વરસાદ વરસાવી રહ્યા હતા. પરંતુ મહાતોફાની વાયુ જેમ મેઘમંડળોનો નાશ કરે, તેમ અર્જુન તે સૈન્યનો નાશ કરવા લાગ્યો.[૧૪] હવે તે મહાધનુર્ધર લડવૈયાઓ રથોનું મોટું ટોળું એકઠું કરીને અર્જુન સામે ધસ્યા અને તીક્ષ્ણ બાણોનો મારો ચલાવી તેને વીંધવા લાગ્યા.[૧૫] એટલે અર્જુન તેમાંના હજારો રથીઓને, હાથીસવારોને તથા ઘોડેસવારોને તીક્ષ્ણ બાણો મારી મારીને યમલોકમાં મોકલી દેવા લાગ્યો.[૧૬] એ યુદ્ધમાં જ્યારે અર્જુનના ધનુષ્યમાંથી છૂટેલાં બાણો વડે અનેકોનો સંહાર થવા લાગ્યો અને ભયજનક સ્થિતિ થઈ રહી, ત્યારે કેટલાએક મહારથીઓ તો જ્યાંત્યાં છુપાઈ જવા લાગ્યા.[૧૭] તે મહારથીઓએ ઘણો ઘણો પ્રયત્ન કર્યો હતો, છતાં અર્જુને તીક્ષ્ણ બાણોનો મારો ચલાવી તેમના ચારસો વીર યોદ્ધાઓને યમલોકમાં મોકલી દીધા.[૧૮] એ યુદ્ધમાં અર્જુન જ્યારે તેમને અનેક જાતનાં તીક્ષ્ણ બાણોથી મારવા લાગ્યો, ત્યારે તે સર્વ યોદ્ધાઓ અર્જુનને રણમાં પડતો મૂકી દશેય દિશાઓમાં નાસી ગયા.[૧૯] એ વેળા પર્વત સામે અથડાઈને છિન્નભિન્ન થઈ ગયેલા સમુદ્રના મોટા પ્રવાહનો જેવો મહાન શબ્દ થાય, તેવો જ સૈન્યના મોખરામાં નાસભાગ કરતા તે યોદ્ધાઓનો મહાન શબ્દ થઈ રહ્યો હતો.[૨૦] આમ હે રાજા! અર્જુને તે સેનાને અત્યંત વીંધી નાખી અને રણમાંથી નસાડી મૂકી. પછી તેણે પોતે કર્ણના સૈન્ય સામે ચઢાઈ કરી.[૨૧] અર્જુને એ પ્રમાણે શત્રુઓ સામે ચઢાઈ કરી, એટલે પૂર્વે સર્પોની સામે ચઢી ગયેલા ગરુડના જેવો મહાન શબ્દ ત્યાં થવા લાગ્યો.[૨૨] એ શબ્દને સાંભળીને મહાબળવાન ભીમસેન અત્યંત પ્રસન્ન થયો હતો; કારણ કે તેને

અર્જુનના દર્શનની લાલસા હતી. હે મહારાજ ! અર્જુનને આવી પહોંચેલો સાંભળીને પ્રતાપી ભીમસેન પ્રાણોની પરવા કર્યા વિના તમારી સેના પર તૂટીજ પડ્યો હતો. વાયુ સમાન વીર્યવાળો એ પ્રતાપી વાયુનંદન ભીમસેન વાયુ સમાન વેગ ધારણ કરીને વાયુની પેઠે રણમાં ઘૂમતો હતો[૨૩-૨૫] હે પૃથ્વીનાથ ! હે રાજેંદ્ર ! તેણે તમારી સેનાને એવી તો આકુળવ્યાકુળ કરી નાખી કે, સમુદ્રમાં ભાંગી પડેલી નૌકાની પેઠે તે રણસાગરમાં ડોલવા લાગી.[૨૬] તે સમયે ભીમસેન પોતાનું હસ્તકૌશલ્ય દર્શાવીને ઉગ્ર બાણોથી તે સેનામાં સંહાર ચલાવવા લાગ્યો અને સંખ્યાબંધ પ્રાણીઓને યમલોકમાં મોકલી દેવા લાગ્યો.[૨૭] હે ભારત ! પ્રલયકાળે કાળના બળને જોઈને લોકો જેમ હાવરાબાવરા બની જાય, તેમ સર્વ યોદ્ધાઓ પણ તે વેળાનું ભીમસેનનું અમાનુષી બળ જોઈને રણમાં હાવરાબાવરા બની ગયા હતા.[૨૮] હે ભારત ! ભયંકર બળવાળા તે યોદ્ધાઓને પણ ભીમસેને આ પ્રમાણે વ્યાકુળ કરી નાખ્યા, તે જોઈ રાજા દુર્યોધન સર્વ મહાધનુર્ધર યોદ્ધાઓને તથા સૈનિકોને આજ્ઞા કરતો આ પ્રમાણે કહેવા લાગ્યો : 'હે વીર યોદ્ધાઓ ! તમે આ ભીમસેનને મારી નાખો; કારણ કે જો તે માર્યો જશે તો પાંડવોનું સર્વ સૈન્ય મૂએલું જ છે, એમ હું માનું છું.' હે ભરતશ્રેષ્ઠ ! તમારા પુત્રની એ આજ્ઞા સ્વીકારીને સર્વ રાજાઓ બાણોની વૃષ્ટિ કરી મૂકીને ભીમસેનને ચોતરફથી ઢાંકી દેવા લાગ્યા. હે રાજન્ ! અનેક હાથીઓ તથા વિજયની ઇચ્છાવાળા અનેક રથીયોદ્ધાઓ ભીમસેનની આસપાસ વીંટાઈ વળ્યા. હે રાજેંદ્ર ! એ વેળા શૂરવીર યોદ્ધાઓથી ઘેરાયેલો તે શૂરવીર ભીમસેન નક્ષત્રોથી ઘેરાયેલો ચંદ્રમા જેવો શોભે તેવો જ શોભતો હતો. હે રાજન્ ! પરિપૂર્ણ પૂર્ણિમાનો ચંદ્ર જેમ મંડળથી શોભે, તેમ પુરુષોમાં ઉત્તમ દેખાવડો એ ભીમસેન ત્યાં શોભતો હતો. હે મહારાજ ! તે એ યુદ્ધમાં અર્જુનની બરોબર બરાબરી કરી રહ્યો હતો.[૨૯-૩૫] હવે એ ભીમસેનને મારી નાખવા ઇચ્છતા તે સર્વે શૂરા રાજાઓ ક્રોધથી નેત્રોને લાલચોળ કરીને તેના પર બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા.[૩૬] પણ ભીમસેને નમેલાં પર્વવાળાં અનેક બાણોનો મારો ચલાવી તે મહાસેનાને વીખેરી નાખી અને જાળમાં સપડાયેલું માછલું જેમ જાળને તોડી નાખી બહાર પાણીમાં નીકળી આવે, તેમ તે રણમાં નીકળી આવ્યો.[૩૭] હે ભારત ! તે વખતે ભીમસેને યુદ્ધમાંથી પાછા નહિ હઠનારા દશ હજાર હાથીઓને, બે લાખ અને બસો પાળાઓને, પાંચ હજાર ઘોડાઓને તથા એકસો રથી યોદ્ધાઓને મારી નાખ્યા હતા અને રણમાં લોહીના પ્રવાહને વહેતી ઘોર નદી ચલાવી દીધી હતી.[૩૮,૩૯] તે નદીમાં લોહીરૂપ જળ હતું, રથોરૂપી ઘૂમરીઓ હતી, હાથીઓરૂપ ઝૂડ પ્રાણીઓ ભરેલાં હતાં, મનુષ્યોરૂપ માછલાં હતાં, ઘોડાઓરૂપ મચ્છો હતા અને કેશરૂપ શેવાળ તથા કાંઠે ઊગેલાં લીલાં ઘાસ હતાં.[૪૦] વળી તે નદીમાં કપાઈ ગયેલી ભુજાઓરૂપ મોટા મોટા સર્પો હતા અને તે મહાકિંમતી રત્નોને ખેંચી જતી હતી. તેમાં કપાઈ ગયેલી સાથળોરૂપ ઝૂડો હતાં, મજ્જારૂપી કાદવ જામ્યો હતો અને મસ્તકોરૂપ પથરો પથરાઈ પડ્યા હતા.[૪૧] ધનુષ્યોરૂપી કાસડો તેમાં ઊગ્યો હતો, બાણોરૂપ તે કાસડાના તેમાં ક્યારડા હતા, ગદાઓ અને પરિઘોના તે નદીના કાંઠા બંધાઈ ગયા હતા, છત્રો તથા ધ્વજાઓરૂપ તેમાં હંસો હતા અને ઊંચી જાતની પાઘડીઓરૂપ તેમાં ફીણ હતાં.[૪૨] તેમાં તૂટી પડેલા હારોરૂપ કમળો હતાં તથા પૃથ્વીની રજરૂપ તેમાં તરંગમાળા હતી. પુરુષવ્યાઘ્ર ભીમસેને એક ક્ષણવારમાં વૈતરણી નદી સમાન

ઉગ્ર એવી તે નદી ચલાવી દીધી હતી. આર્ય વ્રતવાળા પુરુષોને તે તરવી સહેલી હતી, પણ ભીરુ પુરુષોને તે મહાદુસ્તર હતી. તે વીર પુરુષોરૂપી ગ્રાહવાળી હતી, પિતૃલોક ભણી વહેનારી હતી, અકુશળ પુરુષોએ તરવી અશક્ય હતી અને કાયર મનુષ્યોના ભયમાં વધારો કરનારી હતી.[૪૩-૪૫] મહારથી ભીમસેન તમારી સેનામાં જ્યાં જ્યાં પ્રવેશ કરતો હતો, ત્યાં ત્યાં સેંકડો અને હજારો યોદ્ધાઓનો સંહાર કરી નાખતો હતો.[૪૬] હે મહારાજા! એ યુદ્ધમાં ભીમસેને કરેલું તે પરાક્રમ જોઈને રાજા દુર્યોધન શકુનિને આ વચન કહેવા લાગ્યો:[૪૭] 'ઓ મામા! તમે મહાબળવાન ભીમસેનને યુદ્ધમાં મારી નાખો; કારણ કે હું માનું છું કે, ભીમસેનને જીત્યા પછી પાંડવોનું સૈન્ય જિતાયું જ છે.'[૪૮] દુર્યોધનનું એ વાક્ય સાંભળીને સુબલનો પ્રતાપી પુત્ર શકુનિ પોતાના ભાઈઓથી વીંટાઈને ભીમસેન સામે મહાન યુદ્ધ કરવા માટે ચઢી ગયો.[૪૯] કાંઠો જેમ સમુદ્રને ખાળી રાખે, તેમ વીર શકુનિ ભયંકર પરાક્રમવાળા ભીમસેન સામે ચઢી જઈને તેને ખાળવા લાગ્યો.[૫૦] આમ તેણે તીક્ષ્ણ બાણો મારીને ભીમસેનને અટકાવવા માંડ્યો, ત્યારે ભીમસેન પણ શકુનિ સામે ચઢી આવ્યો. તુરત હે રાજેન્દ્ર! શકુનિએ સુવર્ણની પૂંખવાળાં તથા સરાણ પર ઘસી તીક્ષ્ણ કરેલાં નારાચ બાણો ભીમસેનના ડાબા પડખાની છાતીમાં ફેંક્યાં; એટલે હે મહારાજ! કંકપક્ષીનાં પીછાં બાંધેલાં તે ઘોર બાણો મહાત્મા ભીમસેનના કવચને ભેદી નાખી તેના શરીરમાં પેસી ગયાં. આથી તે ભીમસેન રણમાં અત્યંત વીંધાઈ ગયો. પછી હે ભારત! તેણે પણ સુવર્ણથી શોભતું એક બાણ ક્રોધપૂર્વક શકુનિ સામે ફેંક્યું. ત્યાં હે રાજન્! મહાબળવાન અને હાથચાલાકીવાળા શત્રુતાપન શકુનિએ પોતાની ...

સાત ટુકડા કરીને કાપી નાખ્યું અને તે પૃથ્વી પર પડ્યું એટલે હે પૃથ્વીપતિ! ભીમસેન ક્રોધાયમાન થઈ ગયો.[૫૧-૫૫] હસતો હોય તેવો દેખાવ કરીને તેણે એક ભલ્લજાતિનું બાણ મારી શકુનિના ધનુષ્યને કાપી નાખ્યું. આમ કપાઈ ગયેલા ધનુષ્યને ફેંકી દઈ પ્રતાપી શકુનિએ એકદમ બીજું ધનુષ્ય તથા ભલ્લજાતિનાં સોળ બાણો હાથમાં લીધાં. હે મહારાજ! તેણે મજબૂત ગાંઠાવાળાં તે બાણોમાંથી બે બાણો ભીમસેનના સારથિને માર્યાં, સાત બાણો વડે ભીમસેનને પ્રહાર કર્યો, એક બાણથી તેની ધજાને કાપી નાખી, બે બાણોથી તેના છત્રને છેદી નાખ્યું અને ચાર બાણોથી તેના ચારેય ઘોડાઓને વીંધી નાખ્યા. હે મહારાજ! એ બાણપ્રહારોથી પ્રતાપી ભીમસેન ક્રોધે ભરાઈ ગયો.[૫૬-૫૯] તુરત જ તેણે શકુનિ સામે સુવર્ણના દાંડાવાળી લોઢાની શક્તિ ફેંકી; પણ સર્પની જીભની જેમ લહલહાટ કરતી અને ભીમસેનના હાથમાંથી છૂટેલી તે શક્તિ મહાત્મા શકુનિની પાસે ખાલી વ્યર્થ જ પડી. હવે સુવર્ણજડિત તે જ શક્તિને એકદમ ઉઠાવી લઈને શકુનિએ ક્રોધપૂર્વક ભીમસેન સામે ફેંકી. હે રાજા! તે શક્તિ મહાત્મા ભીમસેનની ડાબી ભુજાને ઘાયલ કરી આકાશમાંથી પડતી વીજળીની પેઠે પૃથ્વી પર પડી. તે જોઈ હે મહારાજા! સર્વ કૌરવોમાં ચોતરફ હર્ષસૂચક ગર્જનાઓ થવા લાગી.[૬૦-૬૩] પરંતુ મહાબળવાન ભીમસેન શત્રુઓની તે ગર્જનાઓને સહન કરી શક્યો નહિ અને તેણે એકદમ દોરી ચઢાવેલું તે બીજું ધનુષ્ય ગ્રહણ કર્યું.[૬૪] હે રાજેન્દ્ર! તે મહાબળવાને પ્રાણની પણ દરકાર કર્યા વિના ઘડીભરમાં શકુનિના સૈન્યને સમરાંગણમાં બાણોથી ઢાંકી દીધું.[૬૫] વળી હે પૃથ્વીપતિ! તે ઝડપી પરાક્રમીએ તેના ચારેય ઘોડાઓને મારી ... થિને કાપી નાખ્યો, તેમ જ એક

ભલ્લબાણથી તેની ધ્વજાને પણ છેદી નાખી.[૬૯] એટલે પુરુષોમાં ઉત્તમ એવો શકુનિ મરણ પામેલા ઘોડાવાળા રથમાંથી એકદમ ઊતરી પડ્યો અને તે ક્રોધથી લાલચોળ નેત્રો કરી ધનુષ્યનો ટંકાર કરતો તથા ફૂંફાડા મારતો પૃથ્વી પર ઊભો રહ્યો. હે રાજન્! પગપાળા થઈને પણ તેણે ભીમસેનના પર ચારે બાજુથી બાણો વડે બહુ બહુ પ્રહાર કરવા માંડ્યો. પણ પ્રતાપી ભીમસેને તત્કાળ તેનાં બાણોનો નાશ કરી નાખ્યો. એકદમ ક્રોધમાં આવી જઈ તેણે તેના ધનુષ્યને કાપી નાખી, તીક્ષ્ણ બાણોથી તેને વીંધી નાખ્યો. એ સમયે શત્રુસંહર્તા રાજા શકુનિ પોતાના બળવાન શત્રુને હાથે અત્યંત વીંધાઈ ગયો, તેથી લગભગ મુડદા જેવો થઈને પૃથ્વી પર પછડાઈ પડ્યો. હે રાજા! આ રીતે શકુનિને વિહ્વળ થયેલો જાણીને તમારો પુત્ર દુર્યોધન ભીમસેનના દેખતાં તેને રથમાં બેસાડી રણમાંથી દૂર લઈ ગયો. પુરુષોમાં વ્યાઘ્ર સરખો શકુનિ આમ જેવો રથમાં બેઠો કે તુરત જ કૌરવ-પક્ષના યોદ્ધાઓ ભીમસેનના ભયને લીધે રણમાંથી વિમુખ થયા અને દિશાઓમાં પલાયન કરવા લાગ્યા. વળી હે રાજન્! ધનુર્ધર ભીમસેને શકુનિનો પરાજય કર્યો, એટલે પોતાના મામા તરફ લાગણીવાળો તે દુર્યોધન પણ ભીમસેનના મહાન ભયથી આવિષ્ટ થઈ ઘોડાઓને વેગથી દોડાવતો ત્યાંથી પસાર થઈ ગયો.[૭૦–૭૩] એ પ્રમાણે હે રાજા! પોતાના રાજાને રણમાંથી નાસી જતો જોઈ, દ્વંદ્વયુદ્ધમાં જોડાયેલાં તેનાં સર્વ સૈન્યો પણ યુદ્ધ કરવું પડતું મૂકી રણમાંથી નાઠાં.[૭૪] આમ કૌરવોના સર્વ યોદ્ધાઓને રણમાંથી નાસી જતા જોઈ ભીમસેન અનેક સેંકડો બાણોને ફેંકતો ફેંકતો વેગપૂર્વક તેમની સામે ધસ્યો.[૭૫] હે રાજન્! ભીમસેને નાસી જતા કૌરવોને આ પ્રમાણે મારવા માંડ્યા અને તેઓ કર્ણ પાસે પહોંચી જઈને માંડ માંડ સ્થિર થઈને ઊભા રહ્યા.[૭૬] હે રાજન્! સમય વિપરીત થતાં મહાસાગરમાં જેમનું વહાણ ભાંગી પડ્યું હોય તેવા વહાણવટીઓ કોઈ બેટ પાસે પહોંચી જઈને જેમ શાંત થાય છે, તેમ તે સર્વ યોદ્ધાઓ પણ કર્ણ પાસે જઈ પહોંચીને શાંત થયા હતા; કારણ કે હે પુરુષશ્રેષ્ઠ! અતિબળવાન અને મહાવીર્યવાન તે કર્ણ જ તે સમયે તેમને બેટની પેઠે આધારરૂપ હતો. આથી હે રાજન્! તેઓ શાંતિપૂર્વક ત્યાં ઊભા રહીને હર્ષપૂર્વક પરસ્પરને મળ્યા અને પાછા 'મરણ થાય તોપણ યુદ્ધમાંથી પાછા હઠવું નહિ' એવો નિશ્ચય કરીને યુદ્ધ માટે એકત્ર થયા.[૭૭–૭૮]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'શકુનિનો પરાજય' નામનો અધ્યાય ૭૭ મો સમાપ્ત

# अध्याय ७८मो

## કર્ણનું પરાક્રમ

॥ धृतराष्ट्र उवाच ॥

**ततो भग्नेषु सैन्येषु भीमसेनेन संयुगे ।**
**दुर्योधनोऽब्रवीत् किं नु सौबलो वाऽपि संजय ॥**

ધૃતરાષ્ટ્ર બોલ્યો: હે સંજય! એ લડાઈમાં ભીમસેને કૌરવોનાં સૈન્યોમાં જ્યારે ભંગાણ પાડ્યું, ત્યારે દુર્યોધન, શકુનિ, વિજયીશ્રેષ્ઠ કર્ણ, મારા પુત્રો, કૃપાચાર્ય, કૃતવર્મા, અશ્વત્થામા અને દુઃશાસન આદિ મહારથીઓએ શું કહ્યું હતું?[૧,૨] ખરેખર! પાંડુપુત્ર ભીમસેનના પરાક્રમને મારે અતિ અદ્ભુત માનવું પડે છે; કારણ કે તે પોતે એકલો હતો, છતાં મારા સર્વ યોદ્ધાઓ સામે રણમાં લડ્યો હતો.[૩] વળી રાધાપુત્ર કર્ણે પણ પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે જ કર્યું હતું. હે સંજય! એ યુદ્ધમાં શત્રુવિનાશક કર્ણ સર્વ કૌરવોના સુખરૂપ, કવચની પેઠે રક્ષકરૂપ, આશ્રયરૂપ તથા જીવિતની આશારૂપ થયો હતો. તો મહાતેજસ્વી કુંતાપુત્ર ભીમસેને પોતાના સૈન્યમાં ભંગાણ પાડ્યું તે

જોઈને રાધાનંદન અધિરથપુત્ર કર્ણે શું કર્યું હતું ? મારા પુત્રોએ તથા બીજા દુરાધર્ષ મહારથી રાજાઓએ શું કર્યું હતું ? આ બધું તું મને કહે. હે સંજય ! તું ખરેખર કુશળ છે.[૪-૬]

સંજય બોલ્યો : હે મહારાજ ! તે દિવસનો અપરાહ્ણકાળ થતાં પ્રતાપી કર્ણે ભીમસેનના દેખતાં સર્વ સોમકોનો સંહાર કરી નાખ્યો હતો. ત્યાં ભીમસેને પણ કૌરવોના મહાબળવાન સૈન્યનો વિનાશ કરી નાખ્યો હતો. આમ બુદ્ધિમાન ભીમસેને પોતાના સૈન્યને નસાડી મૂક્યું તે જોઈને કર્ણે પોતાના સારથિ શલ્યને કહ્યું : 'હે શલ્ય ! તું મને પાંચાલ રાજાઓ સામે જ લઈ જા.'[૭-૯] આ સાંભળી મહાબળવાન મદ્રરાજ શલ્ય શ્વેત વર્ણના મહાવેગવાન ઘોડાઓને ચેદિ, પાંચાલ અને કરૂષ યોદ્ધાઓ સામે હંકારી ગયો.[૧૦] હવે તેમના મહાન સૈન્યમાં દાખલ થઈ શત્રુઓના બળનો નાશ કરનારો તે શલ્ય જે જે સ્થળે કર્ણ ઘોડાઓને ઊભા રાખવા માટે ઇચ્છતો હતો તે તે સ્થળે હર્ષપૂર્વક ઘોડાઓને ઊભા રાખવા લાગ્યો.[૧૧] હે પૃથ્વીપતિ ! તે સમયે કર્ણના વ્યાઘ્રાંબરના માફાવાળા અને મેઘ સરખા તે રથને પોતાની મધ્યમાં આવી પહોંચેલો જોઈ પાંડવો તથા પાંચાલયોદ્ધાઓ ભયભીત થઈ ગયા.[૧૨] એ મહારણમાં કર્ણના રથનો ઘડઘડાટ પણ મેઘના ઘટઘડાટ સરખો તથા તૂટી પડતા પર્વતના સરખો મહાન થઈ રહ્યો હતો.[૧૩] પછી ધનુષ્યને કાન સુધી ખેંચીને છોડવામાં આવેલાં સેંકડો તીક્ષ્ણ બાણોનો મારો ચલાવી કર્ણ પાંડવોના સૈન્યમાં સેંકડો અને હજારો સૈનિકોનો સંહાર કરવા લાગ્યો.[૧૪] આ પ્રમાણે અપરાજિત કર્ણ યુદ્ધમાં પરાક્રમ કરવા લાગ્યો; એટલે પાંડવોના મહાધનુર્ધર મહારથીઓ તેને ઘેરી વળ્યા.[૧૫] શિખંડી, ભીમસેન, ધૃષ્ટદ્યુમ્ન, નકુલ, સહદેવ, દ્રૌપદીના પુત્રો અને સાત્યકિ—આ સર્વ મહારથીઓ કર્ણને મારી નાખવાની ઇચ્છાથી ચોબાજુ તેને વીંટાઈ વળ્યા અને બાણોની વૃષ્ટિ કરી તેને પીડવા લાગ્યા. એ વેળા કર્ણને સાત્યકિએ વીસ તીક્ષ્ણ બાણોથી પ્રહાર કર્યો, રણશૂરા મહાપુરુષ શિખંડીએ પચીસ બાણોથી તેની હાંસડીમાં પ્રહાર કર્યો, ધૃષ્ટદ્યુમ્ને સાત બાણોથી, દ્રૌપદીના પુત્રોએ ચોસઠ બાણોથી, સહદેવે સાત બાણોથી તથા નકુલે સો બાણોથી કર્ણને રણમાં વીંધી નાખ્યો. વળી ક્રોધે ભરાયેલા મહાબળવાન ભીમસેને નમેલાં પર્વવાળાં બાણો મૂકી કર્ણની હાંસડીના પ્રદેશમાં માર માર્યો.[૧૬-૨૦] પછી કર્ણે ખડખડાટ હસીને પોતાના ઉત્તમ ધનુષ્યનો ટંકાર કર્યો અને તે બધાને પીડી નાખવા માટે મહાબળપૂર્વક તીક્ષ્ણ બાણો ફેંકવા માંડ્યાં. કર્ણે દરેક મહારથીને પાંચ પાંચ બાણો મારીને વીંધી નાખ્યા. વળી હે ભરતશ્રેષ્ઠ ! તેણે સાત્યકિના ધનુષ્યના અને ધજાના ટુકડે ટુકડા કરી નાખ્યા. તે ઉપરાંત તેણે સાત્યકિને નવ બાણોનો પ્રહાર કર્યો અને પછી ક્રોધમાં આવી જઈ ભીમસેનને ત્રીસ બાણોથી વીંધી નાખ્યો.[૨૧] હે રાજા ! ત્યાં શત્રુતાપન કર્ણે સહદેવની ધજાને એક ભલ્લ બાણથી કાપી નાખી અને તેના સારથિને પણ ત્રણ બાણોનો માર માર્યો.[૨૨-૨૪] વળી હે ભરતશ્રેષ્ઠ ! આંખના એક પલકારામાં તેણે દ્રૌપદીના પુત્રોને રથ વિનાના કરી નાખ્યા, તે અતિ આશ્ચર્યજનક થયું હતું.[૨૫] આ રીતે કર્ણે તે બધા મહારથીઓને પાછા હઠાવી દીધા અને તે નમેલાં પર્વવાળાં અનેક બાણો મારી પાંચાલો તથા ચેદિઓના શૂરા મહારથીઓનો સંહાર કરવા લાગ્યો.[૨૬] હે રાજા ! જ્યારે ચેદિ તથા મત્સ્ય યોદ્ધાઓ કર્ણને હાથે મરવા લાગ્યા, ત્યારે તે સર્વે યોદ્ધાઓ એકત્ર થઈને કર્ણ એકલાની જ સામે ધસી ગયા અને અસંખ્ય બાણોનો

મારો ચલાવવા લાગ્યા.[૨૭] હે પૃથ્વીનાથ ! તે જોઈ મહારથી કર્ણ તીક્ષ્ણ બાણો મૂકી મૂકીને તેમને મારવા જ મંડ્યો, તેથી સિંહથી ભયભીત થયેલા મૃગો જેમ વનમાંથી નાસી જાય, તેમ તે ચેદિ અને મત્સ્ય યોદ્ધાઓ પણ કર્ણનો માર ખાતા ખાતા રણમાંથી નાસી જવા લાગ્યા. હે ભારત ! એ સમયે મને અતિ અદ્ભુત તો એ જ જોવામાં આવ્યું હતું કે, પ્રતાપી કર્ણ પોતે એકલો હતો છતાં પરમ શક્તિપૂર્વક યત્ન કરીને લડતા તે સર્વ રણશૂરા ધનુર્ધરોને તથા પાંડવ મહારથીઓને બાણો મારી મારીને રણમાં આગળ વધતા અટકાવતો હતો. હે ભારત ! મહાત્મા કર્ણનું તે સમયનું ચાતુર્ય જોઈને સર્વ દેવો, સિદ્ધો તથા ચારણો પ્રસન્ન થઈ ગયા હતા. ત્યારે હે મહારાજ ! કૌરવપક્ષના મહાધનુર્ધર યોદ્ધાઓ પણ પુરુષોમાં ઉત્તમ એવા તે કર્ણની પ્રશંસા કરતા હતા;[૨૮-૩૨] કારણ કે હે મહારાજ ! કર્ણ ખરેખર તે મહારથીઓમાં શ્રેષ્ઠ હતો અને સર્વ ધનુર્ધારીઓમાં ઉત્તમ હતો. વળી એ વેળા ગ્રીષ્મઋતુમાં સળગી ઊઠેલો મોટો પ્રદીપ્ત અગ્નિ જેમ ઘાસની ગંજીને બાળી મૂકે, તેમ તેણે શત્રુઓની સેનાને બાળી મૂકી હતી. ત્યાં કર્ણના હાથનો માર ખાતા તે પાંડવ યોદ્ધાઓ મહારથી કર્ણને જોતાંવેંત જ ભયભીત થઈ ગયા હતા અને આમતેમ નાસી જતા હતા. એ મહારથી કર્ણના ધનુષ્યમાંથી છૂટેલાં તીક્ષ્ણ બાણોથી ઘાયલ થતા પાંડવ યોદ્ધાઓનો મહાન આક્રંદ થઈ રહ્યો હતો અને તે સાંભળીને પાંડવોની મહાસેના ત્રાસ પામી જતી હતી.[૩૩-૩૬] તે વેળા શત્રુપક્ષના સર્વ મનુષ્યો કર્ણને એકલાને જ રણમાં યુદ્ધ કરનાર-યોદ્ધો માનતા હતા. વળી શત્રુઓનો સંહાર કરનારા કર્ણે એક એવું અદ્ભુત કર્મ કરી દેખાડ્યું હતું, કે તેથી પાંડવપક્ષના સર્વ યોદ્ધાઓ તેની સામે એકીનજરે જોઈ શકતા પણ ન હતા. જેમ પાણીનો કોઈ પ્રવાહ મોટા પર્વત સાથે અથડાઈને અનેકધા છિન્નભિન્ન થઈ જાય છે, તેમ પાંડવોનું તે સૈન્ય પણ કર્ણ સામે ભેટીને અનેકધા છિન્નભિન્ન થઈ ગયું હતું. હે રાજન્ ! મહાબાહુ કર્ણ પણ તે સમયે પાંડવોની મહાસેનાને બાળી મૂકતો નિર્ધૂમ અગ્નિની પેઠે રણમાં ઊભો રહ્યો હતો. હે રાજન્ ! હે મહારાજ ! વીરવ્રતનું અનુષ્ઠાન કરનાર તે વીર કર્ણ શત્રુયોદ્ધાઓનાં મસ્તકોને, કુંડળ સહિત કાનોને, બાહુઓને, હાથીદાંતની મૂઠોવાળી તલવારોને, ધ્વજાઓને, શક્તિઓને, ઘોડાઓને, હાથીઓને, અનેક જાતના રથોને, પતાકાઓને, ચામરોને, રથની ધરીઓને, રથની ઝૂંસરીઓને, ચાકડાંઓને તેમ જ પૈડાંને બાણો મારી મારીને ઝપાટાબંધ કાપી નાખતો હતો. હે ભારત ! એ વેળા કર્ણે મારી નાખેલા હાથી-ઘોડાઓનાં માંસ તથા રુધિરના કીચડથી ભરેલી રણભૂમિ અગમ્ય સ્વરૂપવાળી થઈ ગઈ હતી. ત્યાં એટલા બધા ઘોડાઓ, પાળાઓ, રથીઓ તથા હાથીઓ મરણ પામીને પડ્યા હતા કે, તેથી રણભૂમિનો ઊંચોનીચો પ્રદેશ જણાતો ન હતો. વળી કર્ણનું અસ્ત્ર પ્રકટ થતાં તે સ્થળે બાણો વડે એટલો બધો ઘોર અંધકાર થઈ રહ્યો હતો, કે તેથી યોદ્ધાઓ પોતાના અથવા પારકા સૈનિકોને પરસ્પર ઓળખી શકતા ન હતા. હે મહારાજ ! પાંડવોના મહારથીઓ રાધાપુત્ર કર્ણના ધનુષ્યમાંથી છૂટેલાં સુવર્ણભૂષિત બાણો વડે તદ્દન ઢંકાઈ ગયા હતા. હે મહારાજ ! તે પાંડવ મહારથીઓ ઘણો ઘણો પ્રયત્ન કરતા હતા, છતાં પણ કર્ણની સાથે યુદ્ધ કરતાં તેમનામાં ભંગાણ પડતું જ હતું. જેમ કોપેલો સિંહ વનમાં મૃગોનાં ટોળાંઓને હાંકી કાઢે, તેમ અતિ મહાયશસ્વી કર્ણ ક્રોધાયમાન થઈને પાંચાલ દેશના મ૦

શત્રુઓને રણમાંથી હાંકી કાઢતો હતો. જેમ કોઈ એક વરુ પશુઓનાં ટોળાંને ભયભીત કરી નસાડી મૂકે, તેમ એ કર્ણ યોદ્ધાઓને ત્રાસ આપીને રણમાંથી નસાડી મૂકતો હતો. પાંડવોની સેનાને આમ રણમાંથી પલાયન કરતી જોઈને સર્વ કૌરવ મહાધનુર્ધરો ભયંકર ગર્જનાઓ કરતા કરતા ત્યાં આવી ચઢ્યા. ત્યાં હે રાજેંદ્ર ! પરમ આનંદમાં આવી જઈ ખુશખુશાલ થઈ ગયેલો દુર્યોધન સર્વ સૈન્યમાં પોતાનાં વિજયસૂચક વાદિત્રો વગાડવા લાગ્યો. કૌરવોને આ પ્રમાણે હર્ષમાં આવી ગયેલા જોઈને રણમાંથી નાસી ગયેલા પાંચાલ દેશના મહાધનુર્ધર વીરપુરુષો પણ મરવું કે મારવું એવો નિશ્ચય કરીને યુદ્ધ કરવા પાછા ફર્યા. એટલે હે મહારાજ ! શત્રુતાપન પુરુષવર કર્ણ પણ યુદ્ધ માટે પાછા ફરેલા તે શૂરાઓને અનેક પ્રકારે નસાડી મૂકવા લાગ્યો. હે ભારત ! એ લડાઈમાં કર્ણે ક્રોધપૂર્વક બાણો મારીને પાંચાલોના વીર રથીયોદ્ધાઓને મારી નાખ્યા હતા અને ચેદિઓના સેંકડો યોદ્ધાઓને કાપી નાખ્યા હતા. વળી હે ભારત ! તેણે રથોની બેઠકોને, ઘોડાઓની પીઠોને તથા હાથીઓની ખાંધોને મનુષ્ય વિનાની શૂન્ય કરી મૂકી હતી તેમ જ સંખ્યાબંધ પાળાઓને નસાડી મૂક્યા હતા. તે વેળા શત્રુઓને તપાવી રહેલો શૂરવીર કર્ણ મધ્યાહ્નકાળના સૂર્યની પેઠે દુષ્પ્રેક્ષ્ય થઈ પડ્યો હતો અને પ્રલયકાળના અંતક સરખું ઉગ્ર શરીર ધારણ કરી રણમાં શોભી રહ્યો હતો. આ રીતે, હે મહારાજ ! મનુષ્યો, ઘોડાઓ, રથો અને હાથીઓનો સંહાર કરીને રિપુદળને વિદારનારો કર્ણ પોતાનું મહાન ધનુષ્ય હાથમાં લઈ ઊભો રહ્યો. ત્યાં ભૂતગણોનો સંહાર કરી જેમ મહાબળવાન સાક્ષાત્ કાળ ઊભો રહે, તેમ સર્વ સોમકોનો સંહાર કરી તે પોતે એકલો જ મહારથી તરીકે રણમાં ઊભો રહ્યો. તે વેળા અમને પાંચાલોનું પરાક્રમ પણ અદ્ભુત દેખાયું હતું; કારણ કે તેઓ કર્ણના હાથનો માર ખાતા હતા, છતાં તેઓ રણના મોખરામાં રહેલા કર્ણનો ત્યાગ કરતા ન હતા. આથી રાજા દુર્યોધન, દુઃશાસન, કૃપાચાર્ય, કૃતવર્મા અને મહાબળવાન શકુનિ વગેરે મહારથીઓએ પાંડવોની સેનામાં સેંકડો અને હજારો યોદ્ધાઓનો ઘાણ કાઢી નાખ્યો હતો.[૩૭–૬૧] વળી ત્યારે હે રાજેંદ્ર ! કર્ણના બન્ને સત્યપરાક્રમી પુત્રો ક્રોધાયમાન થઈને પાંડવોના સૈન્યમાં આમ તેમ સંહાર કરી રહ્યા હતા.[૬૨] ત્યાં ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી અને દ્રૌપદીના પુત્રો વગેરે શૂરા પાંડવ મહારથીઓ અત્યંત ક્રોધમાં આવી જઈને તમારા સૈન્યનો ઘાણ વાળી રહ્યા હતા. આ રીતે એ સમયે મહાક્રૂર કાપાકાપીવાળું તે મહાન યુદ્ધ મંડાયું હતું. પાંડવોનો સંહાર વળી ગયો હતો અને મહાબળવાન ભીમસેન સામે ભેટો કરીને તમારા યોદ્ધાઓ પણ માર્યા ગયા હતા.[૬૩,૬૪]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'સંકુલ યુદ્ધ' નામનો અધ્યાય ૭૮ મો સમાપ્ત

## अध्याय ७९ मो

### કર્ણ પ્રત્યે શલ્યનાં ઉત્તેજક વચનો

॥ सञ्जय उवाच ॥

**अर्जुनस्तु महाराज हत्वा सैन्यं चतुर्विधम् ।**
**सूतपुत्रं च संक्रुद्धं दृष्ट्वा चैव महारणे ॥ १ ॥**

સંજય બોલ્યો : હે મહારાજ ! એ મહારણમાં સૂતપુત્ર કર્ણને ક્રોધાયમાન થયેલો જોઈ અર્જુને કૌરવોના ચતુરંગી સૈન્યનો સંહાર કરી નાખ્યો અને રણભૂમિ પર લોહીરૂપ જળવાળી મોટી એક નદી ચલાવી દીધી. તે નદી માંસ, મજ્જા અને હાડકાંના કીચડવાળી હતી, મનુષ્યોનાં મસ્તકોરૂપ પથ્થરોવાળી હતી. મરણ પામીને પડેલા હાથી તથા ઘોડાઓરૂપ કાંઠાઓવાળી હતી, શૂરવીરોનાં હાડકાંના મોટા ઢગથી ભરપૂર હતી, કાગડા તથા

ગીધપક્ષીઓના શબ્દોથી ગાજી રહેલી હતી, છત્રોરૂપ હંસો તથા હોડીઓવાળી હતી, વીરપુરુષોરૂપ વૃક્ષોને તાણી જનારી હતી, હારોરૂપ કમળોવાળી હતી, ઊંચી જાતની પાઘડીઓરૂપ ફીણવાળી હતી; ધનુષ્યો, બાણો તથા ધજાઓથી વ્યાપ્ત હતી, મનુષ્યોની ક્ષુદ્ર ખોપરીઓવાળી હતી, ઢાલો તથા કવચોરૂપ ધૂમરીઓવાળી હતી, રથોરૂપ મછવાઓથી ભરપૂર હતી, વિજયની ઇચ્છાવાળા શૂરા યોદ્ધાઓને તરવી સહેલી હતી અને બીકણ પુરુષોને તરવી અશક્ય હતી. આવી ઘોર નદી ચલાવ્યા પછી શત્રુવીરોનો સંહાર કરનારો પુરુષશ્રેષ્ઠ અર્જુન શ્રીકૃષ્ણને આ પ્રમાણે કહેવા લાગ્યો.[૧–૬]

અર્જુન બોલ્યો . હે કૃષ્ણ! આ રણમાં એ દેખાય પેલી કર્ણના રથની ધજા! વળી આ ભીમસેન આદિ યોદ્ધાઓ મહારથી કર્ણ સામે લડી રહ્યા છે.[૭] હે જનાર્દન! કર્ણથી ત્રાસ પામેલા પેલા પાંચાલયોદ્ધાઓ રણમાંથી નાસભાગ કરે છે; તેમ જ કર્ણે નસાડી મૂકેલા તે પાંચાલયોદ્ધાઓને હાંકી કાઢતો આ રાજા દુર્યોધન પોતાના પર શ્વેત છત્ર ધારણ કરીને રણમાં અત્યંત શોભે છે. પેલા કૃપાચાર્ય, કૃતવર્મા તથા અશ્વત્થામા કર્ણના રક્ષણ તળે રહી મહારથી રાજા દુર્યોધનની રક્ષા કરી રહ્યા છે. ખરેખર! જો આપણે તેમને મારીશું નહિ, તો તેઓ સોમકોનો સંહાર કરી નાખશે.[૮–૧૦] વળી હે કૃષ્ણ! ઘોડાઓની લગામ પકડી રાખવામાં કુશળ એવો પેલો શલ્યરાજા રથની બેસણી પર બેસીને કર્ણના રથને હંકારી રહ્યો છે તે બહુ જ શોભે છે.[૧૧] માટે હવે કર્ણનો વધ કરવા મારી બુદ્ધિ નિશ્ચય પર જ આવી ગઈ છે. તો તમે મહારથી કર્ણ સામે જ આપણા ઘોડાઓને હંકારો હું આજે કર્ણને યુદ્ધમાં માર્યા વિના કદી પાછો ફરીશ નહિ.[૧૨] હે જનાર્દન! જો આજે હું કર્ણને નહિ મારું તો તે આપણા દેખતાં જ સર્વ સંજય મહારથીઓને તથા પાંડવોને રણમાં પૂરા કરી નાખશે.[૧૩] એટલે શ્રીકૃષ્ણ મહાધનુર્ધર કર્ણ સામે અર્જુનનું દ્વંદ્વયુદ્ધ કરાવવા માટે એકદમ તમારી સેનામાં રથ લઈને જવા લાગ્યા. અર્જુનની અનુજ્ઞા પ્રમાણે રણમાં આગળ વધેલા મહાબાહુ શ્રીકૃષ્ણ પાંડવોનાં સર્વ સૈન્યોને ધીરજ આપ્યે જતા હતા.[૧૪,૧૫] હે રાજા! તે સમયે અર્જુનના રથનો ઘડઘડાટ ઇંદ્રના વજ્રના કડકડાટ સરખો અથવા મેઘના ગડગડાટ સરખો મહાઉગ્ર થતો હતો.[૧૬] આમ સત્યપરાક્રમી અમેયાત્મા અર્જુન મહાઉગ્ર ગર્જનાવાળા તે રથમાં બેસીને તમારી સેનાનો સંહાર કરતો આગળ વધવા લાગ્યો.[૧૭] એ પ્રમાણે શ્વેત ઘોડાઓવાળા અને શ્રીકૃષ્ણ જેના સારથિ હતા તેવા અર્જુનને રણમાં ચઢી આવતો જોઈને તથા તે મહાત્માની ફરકતી ધજા જોઈને મદ્રરાજ શલ્ય કર્ણને કહેવા લાગ્યો:[૧૮] 'હે કર્ણ! તું જેને માટે પૂછયા કરે છે તે આ ધોળા ઘોડાઓવાળો તથા શ્રીકૃષ્ણ જેના સારથિ છે તેવો રથ રણમાં શત્રુઓનો સંહાર કરતો કરતો આ તરફ આવે છે.[૧૯] તેમાં પોતાના ગાંડીવધનુષ્યને ચઢાવીને એ બેઠો પેલો કુંતાપુત્ર અર્જુન! હે કર્ણ! તું જો આજે તેનો વધ કરીશ તો જ આપણું શ્રેય થશે.[૨૦] હે કર્ણ! જો, ચંદ્ર તથા તારાઓના ચિહ્નવાળી તથા પતાકા અને ઘૂઘરીઓ બાંધેલી અર્જુનના ધનુષ્યની દોરી આકાશમાં ઝમકતી વીજળીના જેવી દેખાય છે.[૨૧] આ દેખાય પેલો વીર પુરુષોના ભયમાં વધારો કરનારા ભયંકર વાનર! તે અર્જુનના ધ્વજદંડની ટોચ પર બેઠેલો છે અને સર્વ તરફ નિહાળી રહ્યો છે.[૨૨] વળી હે સમર્થ કર્ણ! તે અર્જુનના રથમાં ઘોડાઓને હાંકી રહેલા શ્રીકૃષ્ણનું ચક્ર, ગદા, શંખ તથા શાર્ઙ્ગ નામનું ધનુષ્ય જોવામાં આવે છે.[૨૩] તેમ જ અર્જુને ખેંચેલું પેલું ગાંડીવધનુષ્ય કેવો ટંકાર કરી રહ્યું છે તથા

હાથચાલાકીવાળા અર્જુને ફેંકેલાં આ તીક્ષ્ણ બાણો શત્રુઓનો કેવો સંહાર કરે છે, તે તું જો.[૨૪] વળી આ સમગ્ર રણભૂમિ યુદ્ધમાંથી પલાયન નહિ કરનારા રાજાઓનાં વિશાળ, લાંબાં અને લાલ નેત્રોવાળાં તથા કાંતિમાં પૂર્ણચંદ્ર સમાન મુખોવાળાં મસ્તકો વડે ઢંકાઈ જાય છે.[૨૫] જો શૂરાઓના આ પરિઘ સરખા મોટા, પવિત્ર ચંદનથી ચર્ચિત અને આયુધોને ધારણ કરનારા ઉદ્ધત બાહુઓને અર્જુન કાપી પાડે છે.[૨૬] વળી જો તો ખરો, જેમની જીભ તથા નેત્રો બહાર નીકળી પડ્યાં છે તેવા આ ઘોડાઓ પોતાના સવારોની સાથે રણભૂમિ પર પડ્યા છે. જો, બીજા ઘાયલ થયેલા આ ઘોડાઓ પૃથ્વી પર પડે છે ને લાંબા થઈને સૂઈ જાય છે.[૨૭] તેમ જ આ પર્વતોનાં શિખરો જેવા અને હિમાલયના પહાડમાં જન્મેલા હાથીઓ અર્જુનને હાથે ભેદાયેલાં ગંડસ્થળોવાળા થઈને પર્વતોની પેઠે પૃથ્વી પર પછડાઈ પડે છે.[૨૮] જો, જેમ પુણ્યનો ક્ષય થતાં સ્વર્ગવાસી દેવો વિમાન પરથી પડે છે, તેમ આ રાજાઓ ગંધર્વનગર સરખા આકારવાળા રથ પરથી રણક્ષેત્રમાં પડે છે.[૨૯] ખરેખર ! કેસરીસિંહ જેમ અનેક હજારો મૃગોનાં ટોળાંને અત્યંત વ્યાકુળ કરી નાખે છે, તેમ અર્જુને શત્રુઓના સૈન્યને અત્યંત વ્યાકુળ કરી નાખ્યું છે.[૩૦] હે રાધાપુત્ર કર્ણ ! તારું પરાક્રમ સહન નહિ થવાથી અર્જુન મોટા મોટા રથીયોદ્ધાઓને મારતો મારતો તારી સામે જ આવે છે, માટે તું એની સામે ચઢાઈ કર.[૩૧] જોને, આ કૌરવી સેના અનેક શત્રુઓનો સંહાર કરનારા અર્જુનના ભયથી ચોતરફ વીખરાઈ જાય છે.[૩૨] માટે હું માનું છું કે, અર્જુન સર્વ સૈન્યોને પડતાં મૂકી કેવળ તારે માટે જ આટલી બધી ઉતાવળ કરી રહ્યો છે. વળી તેનું શરીર પણ એ વાતને પ્રકટ કરી આપે છે.[૩૩] ભીમસેન તારે હાથે પીડાયો હોવાથી અર્જુન ક્રોધથી બળી ઊઠ્યો છે, માટે આ સમયે તારા વિના બીજા કોઈની સાથે તે યુદ્ધ કરવા ઊભો રહેશે નહિ.[૩૪] ધર્મરાજાને રથરહિત અને અત્યંત ઘાયલ થયેલા જોઈને અને શિખંડી, સાત્યકિ, ધૃષ્ટદ્યુમ્ન, દ્રૌપદીના પુત્રો, યુધામન્યુ, ઉત્તમૌજા, નકુલ, સહદેવ વગેરે મહારથીઓને ગભરાયેલા જોઈને શત્રુતાપન અર્જુન ક્રોધે ભરાયો છે અને સર્વ રાજાઓનો સંહાર કરવાની ઇચ્છાથી તે પોતે એકલો જ રથમાં બેસીને ક્રોધથી લાલચોળ નેત્રે એકાએક તારી સામે ચઢી આવે છે.[૩૫-૩૭] ખરે ખર ! સર્વ સૈન્યોને પડતાં મૂકી અર્જુન ઉતાવળો ઉતાવળો આપણી સામે જ ધસી આવે છે; માટે હે કર્ણ ! તું એની સામે ચઢાઈ કર. કારણ કે તારા વિના બીજો કોઈ ધનુર્ધર તેની સામે ચઢાઈ કરી શકે તેમ નથી.[૩૮] આ રણમાં ક્રોધાયમાન થયેલા અર્જુનને કાંઠાની પેઠે ઝીલી શકે તેવો બીજો એક પણ ધનુર્ધર તારા વિના આ લોકમાં મને જોવામાં આવતો નથી.[૩૯] આ અર્જુનનાં બન્ને પડખાંમાં તથા પાછળના ભાગમાં રક્ષણ કરનારો એક પણ યોદ્ધો હું જોતો નથી. પોતે એકલો જ તારી સામે ચઢી આવે છે; માટે તું તારી સફળતાને તો જો.[૪૦] હે રાધાપુત્ર કર્ણ ! તું એક જ આ રણમાં શ્રીકૃષ્ણ તથા અર્જુનને જીતવાને સમર્થ છે અને તારા પર જ એ ભાર મૂકવામાં આવ્યો છે; માટે તું અર્જુન સામે ધસારો કર.[૪૧] તું ભીષ્મ, દ્રોણાચાર્ય, અશ્વત્થામા અને કૃપાચાર્યની સમાન છે; માટે તું આ મહારણમાં ચઢી આવતા અર્જુનને અટકાવ.[૪૨] હે કર્ણ ! જીભ ચાટતા સર્પ સરખા, ગર્જના કરતા મોટા આખલા સરખા અને વનમાં રહેનારા વાઘ સરખા આ અર્જુનને તું મારી નાખ.[૪૩] જો, આ કૌરવપક્ષના મહારથી રાજાઓ અર્જુનના ભયથી યુદ્ધ

કરવું પડતું મૂકીને એકદમ રણમાંથી નાસી જાય છે.[૪૪] હે સૂતપુત્ર કર્ણ ! યુદ્ધમાંથી પલાયન કરી જતા તે રાજાઓના ભયનો નાશ કરે તેવો તારા વિના બીજો એક પણ મનુષ્ય આ રણમાં નથી.[૪૫] હે પુરુષવ્યાઘ્ર કર્ણ ! આ સર્વ કૌરવો તારો એક બેટ તરીકે આશ્રય કરીને આ રણસમુદ્રની વચ્ચે ઊભા રહ્યા છે અને તારું જ શરણ લેવા ઇચ્છે છે. હે રાધાપુત્ર ! તે જે ધૈર્યનો આશ્રય કરી પૂર્વે વૈદેહ, અંબષ્ઠ, કાંબોજ, નગ્નજિત્ તથા ગાંધાર આદિ અતિ દુર્જય રાજાઓને યુદ્ધમાં જીત્યા છે, તેજ ધૈર્યનો આશ્રય કરી આ સમયે તું અર્જુન સામે ચઢાઈ કર.[૪૬,૪૭] હે મહાબાહુ ! તું મહાન પુરુષાર્થનો આશ્રય કરી અર્જુનની સાથે પ્રસન્ન થતાં પેલા યદુવંશી વાસુદેવ સામે ધસી જા.[૪૮]

કર્ણ બોલ્યો: હે શલ્ય ! તું આ સમયે તારા મૂળ સ્વભાવ પર આવી ગયો છે અને તેથી જ તું મને અત્યારે સંમત થયો છે. વળી મને લાગે છે કે, તું અર્જુનથી ડરી ગયો છે; પણ હે મહાબાહુ ! તું અર્જુનથી ડરીશ નહિ. આજે મારા આ બન્ને બાહુઓના બળને તું જોજે અને મારી કેળવણીના બળને પણ તું જોઈ લેજે. હે પુરુષવ્યાઘ્ર ! હું તને સત્ય કહું છું કે, હું એકલો જ આજે પાંડવોની મહાસેનાને તથા કૃષ્ણ અને અર્જુન એ બન્નેને મારી નાખીશ. હું એ બન્ને વીરોને યુદ્ધમાં માર્યા વિના કોઈ રીતે પાછો ફરીશ નહિ.[૪૯-૫૧] અથવા હું તે બન્નેને હાથે મરણ પામી રણમાં શયન કરીશ; કારણ કે રણમાં વિજય જ મળે, એમ કંઈ નિશ્ચય હોતો નથી. એટલું તો ખરું જ કે, આજે તેમને મારીને અથવા જાતે મરીને હું કૃતાર્થ થઈશ.[૫૨]

શલ્ય બોલ્યો: હે કર્ણ ! રથીઓમાં શ્રેષ્ઠ ગણાયેલા આ અર્જુનને એકલાને જ મહારથીઓ યુદ્ધમાં અજિત કહે છે, તો શ્રીકૃષ્ણના રક્ષણ તળે રહેલા એ અર્જુનને જીતવાનો કોણ ઉત્સાહ કરે ?

કર્ણ બોલ્યો: હા, તું કહે છે તે વાત ખરી છે. અમારા સાંભળવામાં પણ આવ્યું છે કે, આ અર્જુનના જેવો બીજો એક પણ મહારથી આ જગતમાં હજી સુધી જન્મ્યો નથી. છતાં એ અર્જુન સામે આજે હું યુદ્ધ કરીશ અને તે વેળા તું મારા પુરુષાર્થને જોજે. આ કુરુવંશી રાજપુત્ર વીર મહારથી અર્જુન ધોળા ઘોડાવાળા રથમાં બેસીને રણમાં ઘૂમ્યા કરે છે, તે આજે મને મહાકષ્ટમાં નાખી દેશે અથવા કર્ણના મરણથી આ સર્વ પુરુષોનો વિનાશ થઈ જશે.[૫૩-૫૫] રાજપુત્ર અર્જુનના બન્ને હાથો શ્રમ કરતી વેળા પણ પરસેવાવાળા થતા નથી, તેમ તે ધ્રૂજતા નથી. વળી તે દોરીના ઘસારાવાળા છે અને ઘણા મોટા છે. તેનાં આયુધો દઢ છે અને તે પોતે પણ કુશળ છે તેમ જ હાથચાલાકીવાળો છે; માટે તેના સમાન બીજો કોઈ પણ યોદ્ધો નથી.[૫૬] વળી એ અર્જુન કંકપક્ષીનાં પીછાં બાંધેલાં અનેક બાણો લે છે, તોપણ જાણે એક જ બાણ લેતો હોય તેવી ઝડપથી તેમનું અનુસંધાન કરે છે. તેનાં તે અમોઘ બાણો પણ એક કોશ જેટલા દૂર પ્રદેશમાં પડે છે. તે અર્જુનના સરખો આ પૃથ્વીમાં બીજો કયો યોદ્ધો છે?[૫૭] બળવાન અને અતિરથી એવા તે અર્જુને શ્રીકૃષ્ણની સાથમાં રહીને ખાંડવવનમાં અગ્નિને પ્રસન્ન કર્યો છે અને તેની પાસેથી મહાત્મા શ્રીકૃષ્ણે સુદર્શન ચક્ર મેળવ્યું છે તેમ જ સવ્યસાચી અર્જુને ગાંડીવ ધનુષ્ય મેળવ્યું છે.[૫૮] વળી તેજ અગ્નિ પાસેથી ધોળા ઘોડાઓ જોડેલા અને મહાન ગર્જના કરતા ઉગ્ર રથને, અક્ષય તથા દિવ્ય એવા મોટા ભાથાને તેમ જ બીજાં કેટલાંએક દિવ્ય શસ્ત્રોને મહાબળવાન મહાબાહુ અર્જુને મેળવ્યાં છે.[૫૯] વળી એણે ઇંદ્રલોકમાં કાલકેય નામના અસંખ્ય દૈત્યોનો સંહા

તે જ સમયે દેવો પાસેથી દેવદત્ત નામનો શંખ મેળવ્યો છે. તે અર્જુનથી ચડિયાતો બીજો કયો પુરુષ આ પૃથ્વીમાં છે ?[૬૦] એ મહાનુભાવ અર્જુને અસ્ત્રો વડે અતિઘોર યુદ્ધ કરી સાક્ષાત્ મહાદેવને પ્રસન્ન કર્યા છે અને તેમની પાસેથી ત્રણેય લોકનો સંહાર કરનારું અતિઘોર પાશુપત નામનું મહાસ્ત્ર મેળવ્યું છે.[૬૧] પુરુષોમાં સિંહ સરખાં એ અર્જુનને જુદા જુદા સર્વ લોકપાલોએ અનુપમ અસ્ત્રો આપ્યાં છે અને એ અસ્ત્રો વડે એણે રણમાં સામા આવેલા કાલકેય નામના સર્વ અસુરોનો યુદ્ધમાં શીઘ્ર સંહાર કર્યો છે.[૬૨] વળી એ અર્જુન વિરાટરાજાના નગરમાં એકઠા થયેલા અમને બધાને માત્ર એક રથની સહાયથી જ જીતી લઈ વિરાટ-રાજાના ગોધનને પાછું વાળી ગયો હતો, તેમ જ રણના મધ્યપ્રદેશમાં સર્વ મહારથીઓનાં વસ્ત્રોને પણ ઉતારી ગયો હતો.[૬૩] હે શલ્ય ! એવા વીર્ય-વાન, ગુણસંપન્ન, કૃષ્ણની સહાયતામાં રહેલા અને સર્વ રાજાઓમાં ઉત્તમ એ અર્જુનને હું અહીં સર્વ લોકની સમક્ષ યુદ્ધ કરવા માટે બોલાવું છું, તે એક મહાન સાહસ છે, એમ હું પોતે જાણું છું.[૬૪] તેમ જ શ્રીકૃષ્ણસ્વરૂપે વસુદેવના પુત્ર તરીકે જન્મેલા, શંખ, ચક્ર તથા ખડ્ગને ધારણ કરનારા અને જયશીલ એવા જે મહાત્મા વિષ્ણુ-દેવના ગુણોનું વર્ણન કરવા એકત્ર મળેલા સર્વ લોકો હજારો વર્ષ વીતી જાય તોપણ સમર્થ થઈ શકે તેમ નથી, તે અપ્રતિમ અને અનંત પરાક્રમી શ્રીકેશવ–નારાયણ અર્જુનનું રક્ષણ કરે છે. એ વાત પણ મારા જાણવામાં છે. છતાં એક રથમાં બેસીને આવેલા તે બન્નેને જોઈને મને ભય થતો નથી, તેમ હું હિંમત હારી બેસતો નથી.[૬૫,૬૬] ખરેખર, સર્વ ધનુર્ધારીઓના કરતાં અર્જુન યુદ્ધમાં અતિશય ઉત્તમ છે તથા ચક્ર-યુદ્ધમાં શ્રીકૃષ્ણ સર્વોત્કૃષ્ટ છે. આવા અતુલ પરાક્રમી શ્રીકૃષ્ણ તથા અર્જુન યુદ્ધ કરતા હોય તે વેળાએ હિમાલય કદાચ પોતાના સ્થાનથી ચલાય-માન થાય, પણ પોતે કદી ચલાયમાન થાય તેવા નથી.[૬૭] તે બન્ને શૂરા છે, બળવાન છે, દઢ આયુધવાળા છે, મહારથી છે તથા શરીર-વાળા પણ છે હે શલ્ય ! આમ સર્વ વાતે સર્વો-ત્કૃષ્ટ એવા તે શ્રીકૃષ્ણ તથા અર્જુન સામે મારા સિવાય બીજો કયો પુરુષ ચઢાઈ કરી શકે તેમ છે ?[૬૮] હે મદ્રરાજ ! આજે અર્જુન સામે યુદ્ધ કરવાનો મારો જ મનોરથ હતો તે હવે તત્કાળ સફળ થશે. એમાં બિલકુલ સમય જશે નહિ અને અમારા બન્ને વચ્ચે અતિ અદ્‌ભુત, વિચિત્ર તથા અનુપમ યુદ્ધ ચાલુ થશે.[૬૯] આજે તેમાં તે બન્નેને હણી નાખી હું પાડી નાખીશ અથવા તેઓ બન્ને મને હણી નાખશે.' શલ્યરાજાને આમ કહીને શત્રુહંતા કર્ણે એ રણમાં મેઘના જેવી ગર્જના કરી હતી.[૭૦] પછી તે તમારા પુત્રની પાસે ગયો અને તેનું અભિનંદન લઈ સર્વ યોદ્ધાઓને મળ્યો. પછી તમારા કુરુવીર પુત્રને, કૃપાચાર્યને, કૃતવર્માને, ગાંધારરાજ શકુનિને, તેના ભાઈને, ગુરુના પુત્ર અશ્વત્થામાને, પોતાના નાના ભાઈને, સર્વ પગપાળા યોદ્ધાઓને, હાથી-સવારોને તથા ઘોડેસવારોને તેણે આ પ્રમાણે કહ્યું : 'હે રાજાઓ ! તમે બધા સર્વ તરફથી કૃષ્ણ તથા અર્જુનને ઘેરી લો, તેમની સામે જોસ ભેર ધસારો કરો અને તે બન્નેને એકદમ થકવી નાખો. પ્રથમથી જ તમે બધા તે બન્નેને અત્યંત ઘાયલ કરી નાખશો, એટલે હું અનાયાસે તેમને આજે મારી નાખીશ.' કર્ણની એ આજ્ઞા થતાં જ 'બહુ સારું' એમ કહીને તે બધા મહાવીરો અર્જુનને મારી નાખવાની ઇચ્છાથી ઉતાવળા ઉતાવળા તેની સામે ધસી ગયા.[૭૧–૭૩] ત્યાં કર્ણની આજ્ઞામાં રહેનારા તે સર્વ મહારથીઓ

યુદ્ધમાં અર્જુન પર બાણોનો મારો ચલાવવા લાગ્યા; પરંતુ પુષ્કળ જળથી ભરેલો મહાસાગર જેમ નદીઓને તથા નદીને ગળી જાય છે તેમ અર્જુન પણ તે સર્વ મહારથીઓને રણમાં ગળી જવા લાગ્યો.[૭૪] તે વેળા અર્જુન ક્યારે મોટાં મોટાં બાણોને ધનુષ્યમાં સાંધે છે અને ક્યારે છોડે છે, તે કંઈ પણ શત્રુઓ જોઈ શકતા ન હતા. માત્ર અર્જુનનાં અસ્ત્રોથી તથા બાણોથી કપાઈને મરણ પામતા યોદ્ધાઓ, ઘોડાઓ અને હાથીઓ જ ટપોટપ રણમાં પડતા દેખાતા હતા.[૭૫] નેત્રના વ્યાધિવાળા મનુષ્યો જેમ સૂર્ય સામે જોઈ શકે નહિ, તેમ કૌરવો પણ બાણોરૂપ કિરણોવાળા અને ગાંડીવધનુષ્યરૂપ સુંદર મંડળવાળા પ્રલયકાળના સૂર્ય સમાન તેજસ્વી એ અર્જુન સામે જોઈ શકતા ન હતા.[૭૬] ગાંડીવધનુર્ધર અર્જુન એ મહારથીઓએ ફેંકેલાં ઉત્તમ બાણોને હસતાં હસતાં કાપ્યે જતો હતો, તેમ જ પોતાના ગાંડીવ ધનુષ્યને સંપૂર્ણ મંડળાકાર થાય ત્યાં સુધી ખેંચીને તેમના પર સંખ્યાબંધ બાણોનો મારો ચલાવ્યે જતો હતો. હે રાજેંદ્ર! આષાઢ તથા જ્યેષ્ઠ મહિનાના મધ્યમાં આવેલો મહાપ્રખર કિરણોવાળો સૂર્ય જેમ સુખેથી પૃથ્વી પર રહેલા જળને લઈ લે છે, તેમ અર્જુન પણ શત્રુઓનાં અનેક બાણોનો નાશ કરી નાખી તમારી સેનાનો સંહાર કરવા લાગ્યો.[૭૭,૭૮] પછી મેઘો જેમ પર્વતો પર જળવૃષ્ટિ કરે, તેમ કૃપાચાર્ય, કૃતવર્મા, તમારો પુત્ર દુર્યોધન પોતે તથા દ્રોણપુત્ર મહારથી અશ્વત્થામા તેની સામે દોડી ગયા અને બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા.[૭૯] પણ પોતાને મારવાની ઇચ્છાવાળા તે મહારથીઓએ યત્નપૂર્વક જે બાણો છોડ્યાં હતાં, તે સર્વ બાણોના રણકુશળ અર્જુને તે મહાયુદ્ધમાં બાણો વડે ટુકડેટુકડા કરી નાખ્યા. વળી તેણે ઘણી ઝડપથી ત્રણ ત્રણ બાણો મૂકીને તેમની છાતીમાં પ્રહાર પણ કર્યો.[૮૦] આ રીતે શત્રુઓને તપાવી રહેલો અર્જુનરૂપી સૂર્ય ગાંડીવધનુષ્યને સંપૂર્ણ મંડળાકારે ખેંચી બાણોરૂપ ઉગ્ર કિરણોને છોડી રહ્યો હતો; તેથી આષાઢ અને જ્યેષ્ઠમાસના મધ્યમાં આવેલા મંડળવાળા સૂર્યની જેમ તે દીપતો હતો.[૮૧] તે પછી દ્રોણપુત્ર અશ્વત્થામાએ અર્જુનને ઉત્તમ જાતિનાં દશ બાણોનો પ્રહાર કર્યો. તેણે ત્રણ બાણોનો શ્રીકૃષ્ણને પ્રહાર કર્યો, ચાર બાણોથી તેના ચારેય ઘોડાઓને વીંધી નાખ્યા અને બીજા કેટલાંએક ઉત્તમ નારાચ બાણો વડે ધજામાં રહેલા વાનરને વીંધી નાખ્યો.[૮૨] એટલે અર્જુને ત્રણ બાણો માર્યાં અને અશ્વત્થામાએ ગ્રહણ કરેલા પ્રકાશિત ધનુષને કાપી નાખ્યું. વળી તેણે એક ક્ષુર જાતિનું બાણ મારી તેમના સારથિના મસ્તકને ઉરાડી પાડ્યું, બીજાં ચાર બાણો વડે તેમના ચારેય ઘોડાઓને મારી નાખ્યા અને ત્રણ બાણો વડે તેમના ધ્વજને પણ રથ પરથી પાડી દીધો.[૮૩] એટલે તુરત અતિગુણવાન દ્રોણપુત્ર અશ્વત્થામાને પગથી છેક માથા સુધી ક્રોધ વ્યાપી ગયો. પર્વતના મધ્યપ્રદેશમાંથી જેમ સર્પને પકડવામાં આવે, તેમ તેમણે મણિ, હીરા અને સુવર્ણથી મઢેલું તક્ષક નાગના શરીર સમાન કાંતિવાળું અને મહામૂલ્યવાન એવું બીજું સુંદર ધનુષ્ય ગ્રહણ કર્યું. પ્રથમના કપાઈ ગયેલા ધનુષ્યને તેમણે પૃથ્વી પર ફેંકી દીધું. તેમણે નવા ધનુષ્યમાં દોરી ચઢાવીને પુરુષોમાં ઉત્તમ અને અજિત એવા એ બન્નેને મોટાં મોટાં બાણો મૂકીને વીંધવા માંડ્યા.[૮૪,૮૫] ત્યારે કૃપાચાર્ય, કૃતવર્મા અને તમારો પુત્ર—આ ત્રણ મહારથીઓ રણના મોખરામાં ઊભા હતા અને સૂર્ય પર જેમ મેઘો ધસી જાય તેમ તેઓ પાંડવશ્રેષ્ઠ અર્જુનના પર અનેક બાણો ફેંકતા ફેંકતા યુદ્ધ કરવા ધસી ગયા.[૮૬] એટલે ઇંદ્રે જેમ બળિરાજા

પર બાણોનો મારો ચલાવ્યો હતો, તેમ હજાર હાથવાળા કાર્તવીર્ય સમાન પરાક્રમી અર્જુને કૃપાચાર્યના બાણ ચઢાવેલા ધનુષ્ય પર, ઘોડાઓ પર, ધજા પર અને સારથિ પર બાણોનો મારો ચલાવી મૂક્યો.[૮૭] તે વખતે અર્જુનનાં બાણોથી કૃપાચાર્યનાં સર્વ આયુધો છિન્નભિન્ન થઈ પડી ગયાં, રથ પરની ધજા મહારણમાં તૂટી પડી અને તે પોતે પણ હજારો બાણોથી જકડાઈ જઈને અર્જુનને હાથે પ્રથમ વીંધાઈ ગયેલા ભીષ્મપિતામહના જેવી દશામાં આવી પડ્યા.[૮૮] વળી પ્રતાપી અર્જુને અનેક બાણો છોડી મૂક્યાં અને ગર્જના કરતા તમારા પુત્ર દુર્યોધનના ધનુષ્યને તથા ધ્વજને કાપી નાખ્યાં, તેમ જ તેણે કૃતવર્માના સુંદર ઘોડાઓના તથા ધ્વજના ટુકડે-ટુકડા કરી નાખ્યા.[૮૯] પછી તેણે અનેક ઘોડા, હાથી, રથો, સારથિઓ તથા ધનુષ્યોનો સત્વર વિનાશ કરવા માંડ્યો અને ચઢી આવેલું પૂર જેમ પુલને તોડી પાડી વીખેરી નાખે, તેમ તેણે તમારા મહાન સૈન્યમાં ભંગાણ પાડી તેને વીખેરી નાખ્યું.[૯૦] તે પછી શ્રીકૃષ્ણે અર્જુનના ભયમાં આવી પડેલા તે સર્વ શત્રુઓને પોતાના રથની ડાબી બાજુ લાવી મૂક્યા; એટલે ઇંદ્રે જેમ વૃત્રાસુરનો વધ કરવાની ઇચ્છાથી પ્રયાણ કર્યું હતું, તેમ અર્જુને પણ ઝડપથી ધસારો કરવા માંડ્યો. ત્યાં વળી બીજા કેટલાએક યુદ્ધાભિલાષી યોદ્ધાઓ સારી રીતે જોડેલા અને ઊંચી ધજાઓવાળા રથોમાં બેસીને તેની પાછળ દોડી ગયા. તે જોઈ શિખંડી, સાત્યકિ, નકુલ અને સહદેવ વગેરે મહારથીઓ એકદમ આગળ વધ્યા અને અર્જુનની સામે જતા તે શત્રુઓને અટકાવવા લાગ્યા. વળી તેઓ તીક્ષ્ણ બાણોથી તેમને ઘાયલ કરી નાખીને અતિ ભયંકર ગર્જનાઓ કરવા લાગ્યા. ત્યાં ક્રોપાયમાન થયેલા કૌરવવીરો પણ સંજયયોદ્ધાઓ સાથે ભેટો કરી અત્યંત પાણીદાર સીધી ગતિનાં બાણોનો મારો ચલાવવા લાગ્યા અને પૂર્વે અસુરોએ દેવગણોની સાથે ભેટો કરીને જેવું યુદ્ધ કર્યું હતું તેવું જ તેઓ યુદ્ધ કરવા લાગ્યા. હે શત્રુતાપન! એ લડાઈમાં વિજય મેળવવાની ઇચ્છાવાળા અસંખ્ય હાથીસવારો, ઘોડેસવારો તથા રથીયોદ્ધાઓ ઉત્કંઠાપૂર્વક સામસામા ધસી જતા હતા, મોટી મોટી ગર્જનાઓ કરતા હતા અને બરાબર તાકીને છોડેલાં અસંખ્ય બાણો વડે અન્યોન્યને સખ્ત વીંધી નાખતા હતા. હે મહારાજ! બન્ને પક્ષના મહાત્મા યોદ્ધાઓએ પરસ્પર બાણો છોડી મૂકીને એ મહારણમાં એવો તો અંધકાર કરી નાખ્યો હતો કે તેથી ચારેય દિશાઓ, ખૂણાઓ તથા સૂર્યની પ્રભા અંધકારથી ઢંકાઈ ગઈ હતી.[૯૧–૯૫]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'સંકુલ યુદ્ધ' નામનો અધ્યાય ૭૯મો સમાપ્ત

## અધ્યાય ૮૦મો

### દુઃશાસનથી નાના દશ કૌરવભાઈઓ રણમાં પડ્યા

॥ સંજય ઉવાચ ॥

राजन् कुरूणां प्रवरैर्बलैर्भीममभिद्रुतम्।
मज्जन्तमिव कौन्तेयमुज्जिहीर्षुर्धनंजयः ॥ १ ॥

સંજય બોલ્યો: હે રાજન્! તે જ સમયે કૌરવોનાં મહાબળવાન સૈન્યોએ ભીમસેન સામે ધસારો કર્યો હતો. તેથી હે ભારત! તે સૈન્યસાગરમાં ડૂબી જતા કુંતાપુત્ર ભીમસેનનો ઉદ્ધાર કરવાની ઇચ્છાથી ધનંજય અર્જુન કર્ણની સેનાને બાણો વડે સંહારી નાખીને તેમાંના મોટા મોટા વીર પુરુષોને મૃત્યુલોકમાં મોકલી દેવા લાગ્યો.[૧,૨] એ વેળા આકાશમાં વિભાગપૂર્વક અનેક બાણજાળો દેખાતી હતી અને તે તમારી સેનાને પાયમાલ કરી નાખતી હતી.[૩] મહાબાહુ અર્જુને પક્ષીઓનાં ટોળાંઓની પેઠે બાણો છોડી આકાશને

ભરી દીધું અને તેમ તે કૌરવોના કાળરૂપ થઈ પડ્યો હતો.[૪] વળી પાછાં ભલ્લ જાતિનાં, ક્ષુરપ્ર જાતિનાં તથા નારાચ નામનાં ચળકતાં બાણોનો મારો ચલાવી અર્જુન શત્રુઓનાં ગાત્રોને ભરચક કાપી નાખવા લાગ્યો તેમ જ તેમનાં મસ્તકોને કચાકચ વાઢી નાખવા મંડ્યો.[૫] આથી એક ક્ષણવારમાં તો છિન્નભિન્ન થયેલાં ગાત્રોવાળા, કવચહીન થયેલા, મસ્તક વિનાના થઈ પડેલા અને ઝીકી પાડવામાં આવેલા અનેક યોદ્ધાઓથી એ રણભૂમિ ચોબાજુ છવાઈ ગઈ.[૬] અર્જુનનાં બાણોના મારાથી છિન્નભિન્ન થઈ ઊખડી ગયેલા અને અંગ, ઉપાંગ તથા અવયવો વિનાના થઈ પડેલા રથો, ઘોડાઓ અને હાથીઓથી એ રણભૂમિ ઢંકાઈ ગઈ.[૭] આથી હે રાજન્! તે રણભૂમિ મહાન વૈતરણી નદીના જેવી અતિ દુર્ગમ, અતિ ઘોર અને અતીવ ભૂંડા દેખાવની થઈ ગઈ હતી.[૮] આખી રણભૂમિ યોદ્ધાઓના મરી ગયેલા ઘોડાઓવાળા, જીવતા ઘોડાઓવાળા, મરી ગયેલા સારથિવાળા અને જીવતા સારથિવાળા રથોથી વ્યાપ્ત થઈ ગઈ હતી. વળા તે છૂટાંછવાયાં પડેલાં પૈડાં, ઈસ, ધરી અને ભલ્લ જાતિનાં બાણો વડે ઢંકાઈ ગઈ હતી.[૯] જેમના ઉપર સોનેરી રંગનાં કવચોને તથા સુવર્ણના અલંકારોને ધારણ કરનારા યોદ્ધાઓ સવાર થયા હતા અને જેમને ક્રૂર મહાવતો પગની પાની તથા અંગૂઠો ભરાવીને હાંકતા હતા તેવા, કવચોને ધારણ કરનારા અને મદઝરતા ચારસો ઉત્તમ હાથીઓને અર્જુને એ યુદ્ધમાં મોટાં મોટાં બાણોના પ્રહારો વડે મારી નાખ્યા હતા. એ હાથીઓ છિન્નભિન્ન થયેલા પર્વતનાં સમૃદ્ધ શિખરોની પેઠે રણમાં પડ્યા હતા અને તેથી રણભૂમિ છવાઈ ગઈ હતી.[૧૦-૧૨] એ વેળા મેઘમંડળ સમાન દેખાતા અને મદધારાની વૃષ્ટિ કરી રહેલા હાથીઓની સામે અર્જુનનો રથ ચોબાજુથી ઘેરાઈ ગયો હતો. છતાં સૂર્ય જેમ મેઘમંડળોને ભેદી નાખી બહાર દૃષ્ટિગોચર થાય, તેમ એ હાથીઓને ભેદી નાખી તે શત્રુઓ સામે દેખાતો હતો.[૧૩] એ રણમાં અર્જુને મારી નાખેલા હાથીઓ, મનુષ્યો, ઘોડાઓ તેમ જ તૂટી પડેલાં આયુધોવાળા તથા શસ્ત્રો, યંત્રો તથા કવચો વિનાના થઈને મરણ પામેલા અસંખ્ય યુદ્ધકુશળ યોદ્ધાઓ અને બહુધા ભાંગીતૂટી પડેલા સંખ્યાબંધ રથો જ્યાંત્યાં પડ્યા હતા. આથી તે રણભૂમિનો માર્ગ પણ તદ્દન ઢંકાઈ ગયો હતો. વળી ત્યાં અર્જુન આકાશમાં જાણે મેઘની ગર્જના થતી હોય અથવા વજ્રના ઘોર કડાકા થતા હોય તેવા અતિ મહાન ભયંકર શબ્દને કરી રહેલા ગાંડીવધનુષ્યને વારંવાર ખેંચી રહ્યો હતો, તેથી કૌરવોની સેનામાં નાસાનાસ થઈ રહી હતી. મહાપ્રચંડ વાયુના આઘાતથી સમુદ્રમાં જેમ મોટી નૌકા ભાંગીતૂટીને વીંખાઈ જાય, તેમ અર્જુનનાં બાણોના મારાથી તે સેના રણમાં વીખરાઈ જતી હતી. ત્યાં ગાંડીવધનુષ્યમાંથી છૂટેલાં અનેક સ્વરૂપનાં પ્રાણઘાતક બાણો બળબળતાં ઊંબાડિયાં, અંગારા તથા વજ્રોની પેઠે તમારા સૈન્યને બાળી નાખતાં હતાં. તેથી જેમ કોઈ મોટા પર્વતમાં રાત્રિસમયે સળગી ઊઠેલું વાંસનું વન કડાકા અને ભડાકા સાથે ફાટવા માંડે, તેમ અર્જુનનાં બાણોથી પીડાયેલું તમારું મહાન સૈન્ય ફાટવા માંડ્યું. ખરેખર, અર્જુને બાણો મારી મારીને તમારા સૈન્યને પીસી નાખ્યું હતું, બાળી નાખ્યું હતું, ઉખેડી નાખ્યું હતું અને સર્વ દિશાઓમાં હાંકી કાઢી પાયમાલ કરી નાખ્યું હતું. જેમ કોઈ મહાન અરણ્યમાં સળગી ઊઠેલા દાવાનળથી ત્રાસ ખાઈ ગયેલા મૃગગણો ચોબાજુ કૂદાકૂદ કરી મૂકે, તેમ અર્જુને બાણો વડે બાળી મૂકેલા કૌરવયોદ્ધાઓ રણમાં ચારેબાજુ નાસભાગ કરી રહ્યા હતા. આ

નાશ કરી નાખ્યો.[૫] આથી પુણ્યનો ક્ષય થતાં જેમ સિદ્ધ લોકો પોતાના વિમાનની સાથે સ્વર્ગમાંથી નીચે પડે છે, તેમ જાતજાતનાં બાણોથી અર્જુને મારી નાખેલા તે યોદ્ધાઓ પૃથ્વી પર પડ્યા.[૬] હવે કેટલાએક બીજા કૌરવયોદ્ધાઓ રથો, હાથીઓ અને ઘોડાઓને સાથે લઈ નિર્ભયતાપૂર્વક કુરુવીર ભરતશ્રેષ્ઠ અર્જુન સામે ચઢી આવ્યા.[૭] તુરત જ મહાન પ્રયત્ન કરતા મનુષ્યો, ઘોડેસવારો તથા ઉછાળા મારતા મોટા મોટા હાથીઓથી ઊભરાઈ રહેલા તમારા પુત્રોને સૈન્યે અર્જુનને આગળ જતાં અટકાવ્યો.[૮] એ સમયે ઘણા મહાધનુર્ધર કૌરવયોદ્ધાઓ શક્તિઓ, બેધારી તલવારો, તોમરો, ભાલાઓ, ગદાઓ, તલવારો અને બાણોની મોટી વૃષ્ટિ કરીને કુરુનંદન અર્જુનને રણમાં ઢાંકી દેવા લાગ્યા.[૯] પણ સૂર્ય જેમ કિરણો દ્વારા અંધકારનો નાશ કરે છે, તેમ પાંડવ અર્જુને આકાશમાં ચારેબાજુ ફેલાયેલી શસ્ત્રવૃષ્ટિનો બાણો વડે નાશ કરી નાખ્યો. ત્યાં તેરસો મદમત્ત હાથીઓ પર સવાર થયેલા મ્લેચ્છયોદ્ધાઓ તમારા પુત્રની આજ્ઞાથી અર્જુનની બાજુમાં આવ્યા અને તેના પર પ્રહાર કરવા લાગ્યા. આમ તેઓ કર્ણિ, નાલીક, નારાચ, તોમર, પ્રાસ, શક્તિ, મુસલ તથા ભિંદિપાલ વગેરે શસ્ત્રોનો મારો ચલાવી રથમાં બેઠેલા અર્જુનને પીડવા લાગ્યા.[૧૦-૧૨] છતાં અર્જુને તીક્ષ્ણ ભલ્લ અને અર્ધચંદ્ર બાણો માર્યાં અને હાથીસવારોએ હાથીઓની સૂંઢ દ્વારા કરાવેલી તે અતુલ શસ્ત્રવૃષ્ટિને પણ કાપી નાખી.[૧૩] પછી વજ્રોથી જેમ પર્વતો પર પ્રહાર કરવામાં આવે, તેમ તે જાતજાતનાં અનેક ઉત્તમ બાણોથી પતાકા, ધજા અને સવારો સહિત તે સર્વ હાથીઓને પ્રહાર કરવા માંડ્યો.[૧૪] એટલે અગ્નિની જ્વાળાઓવાળા પર્વતો જેમ તૂટી પડે, તેમ સુવર્ણની માળાઓને ધારણ કરનારા મોટા મોટા હાથીઓ સુવર્ણની પૂંખવાળાં અર્જુનનાં બાણોની વેદનાથી મરણ પામી પૃથ્વી પર પડવા લાગ્યા. પછી હે રાજા! તે રણમાં અર્જુનના ગાંડીવધનુષ્યનો તથા બૂમબરાડા પાડતા મનુષ્યો, હાથીઓ અને ઘોડાઓનો મહાભયંકર શબ્દ થવા લાગ્યો. હે રાજન! ઘાયલ થયેલા હાથીઓ ચારેબાજુ દોડાદોડ કરતા હતા અને મરી ગયેલા ઘોડેસવારોવાળા ઘોડાઓ દશે દિશાઓમાં આમતેમ દોડતા હતા. હે મહારાજ! એ રણમાં રથીઓ અને ઘોડાઓ વિનાના હજારો રથો ગંધર્વનગરના જેવા દેખાતા હતા.[૧૫-૧૮] વળી અર્જુનનાં બાણોથી ઘાયલ થયેલા ઘોડેસવારો જ્યાં ત્યાં આમતેમ દોડાદોડ કરતા દેખાતા હતા.[૧૯] તે ક્ષણે અમે અર્જુનના બાહુઓનું અદ્‌ભુત બળ જોયું હતું; કારણ કે પોતે એકલો હતો છતાં તેણે ઘોડેસવારો, હાથીસવારો અને રથીઓને જીતી લીધા હતા.[૨૦] પછી હે ભરતશ્રે- રાજા! અર્જુનને ત્રણ અંગવાળા શત્રુઓના મહાન સૈન્યથી એ રીતે ઘેરાયેલો જોઈને ભીમસેને મારતાં બાકી રહેલા તમારા કેટલાએક રથીઓને ત્યાં પડતા મૂકયા. ત્યાં હે રાજન! પોતે એકલો જ ઝડપથી અર્જુનના રથ સામે દોડી ગયો.[૨૧,૨૨] એટલે લગભગ મરણને શરણ થયેલું તે સૈન્ય એકદમ ભયભીત થઈને રણમાંથી પલાયન કરી ગયું. આમ ભીમસેન પોતાના ભાઈ અર્જુનને જોઈને તેની પાસે ગયો.[૨૩] ત્યાં અર્જુને મારતાં બચેલા મહાબળવાન ઘોડેસવારોને ભીમસેન હાથમાં ગદા લઈને થાકયા વિના મારવા લાગ્યો.[૨૪] વળી ભીમસેન કાળરાત્રિસમાન અતિ ઉગ્ર, મનુષ્યો, હાથીઓ અને ઘોડાઓનું ભોજન કરનારી તેમ જ કિલ્લાઓ, અટ્ટાલિકાઓ, નગરો તથા દરવાજાઓને તોડી પાડનારી અતિ દારુણ ગદાને મનુષ્યો, હાથીઓ અને ઘોડાઓ પર એક-

રીતે કૌરવોનું સર્વ સૈન્ય એ વેળા એટલું બધું ઉદ્વિગ્ન થઈ ગયું હતું કે તે મહાબાહુ ભીમસેનને રણમાં પડતો મૂકી રણમાંથી પલાયન કરી ગયું.[૧૪-૨૧]

એ પ્રમાણે કૌરવોમાં ભંગાણ પડ્યું, એટલે અપરાજિત અર્જુન ભીમસેન પાસે જઈને એક મુહૂર્ત જેટલા સમય સુધી સ્વસ્થ થયો. ત્યાં તેણે ભીમસેનને મળી તેની સાથે કેટલીએક વાતચીત કરી.[૨૨,૨૩] હવે અર્જુને ધર્મરાજાનું સ્વાસ્થ્ય અને કુશળ સમાચાર કહેતાં તેને જણાવ્યું કે, ધર્મરાજાના શરીરમાં ખૂંચી રહેલાં શલ્યો દૂર કરવામાં આવ્યાં છે અને તેઓ હવે સાજા થઈ ગયા છે. પછી હે ભારત! ભીમસેને અનુજ્ઞા આપવાથી અર્જુન રથના ઘોષથી પૃથ્વીને તથા આકાશને ગજાવી મૂકતો પુનઃ શત્રુઓ સામે યુદ્ધ માટે પ્રયાણ કરી ગયો. અર્જુને પુનઃ શત્રુઓ સામે ચઢાઈ કરી, એટલે તમારા દશ પુત્રો અર્જુનને ઘેરી વળ્યા. તેઓ દુઃશાસનથી નાના હતા, વીર હતા અને યોદ્ધાઓમાં શ્રેષ્ઠ હતા. હે ભારત! તે શૂરાઓ હાથમાં વિશાળ ધનુષ્યોને ધારણ કરી રણમાં જાણે નૃત્ય કરતા હોય તેમ ઘૂમવા મંડ્યા. ઊંબાડિયાંઓથી જેમ હાથીને પીડવામાં આવે, તેમ તેઓ બાણો વડે અર્જુનને પીડવા લાગ્યા. પણ હે ભારત! મધુસૂદન શ્રીકૃષ્ણે રથને ફેરવીને તેમને અર્જુનની ડાબી બાજુ લાવી મૂક્યા અને માન્યું કે, હવે અર્જુન જલદી તેમને યમરાજાને સ્વાધીન કરી દેશે. પછી અર્જુનને પરાઙ્મુખ થયેલો જોઈને તે શૂરા કૌરવ ભાઈઓએ તેની સામે ધસારો કર્યો, એટલે તુરત જ અર્જુને નારાચ તથા અર્ધચંદ્રાકાર બાણો મારીને સામે ધસી આવેલા તે યોદ્ધાઓના ઘોડાઓને, ધનુષ્યોને તથા બાણોને કાપી પાડ્યાં.[૨૪-૨૯] વળી તેણે ભલ્લ જાતિનાં બીજાં દશ બાણો મૂકીને તેમનાં રોષથી લાલચોળ નેત્રોવાળાં તથા પીસેલા હોઠોવાળાં મસ્તકોને પણ ભોંયભેગાં કરી નાખ્યાં.[૩૦] એ વેળા તે મુખો લગભગ કમળો જેવાં જ શોભતાં હતાં. આ પ્રમાણે મહાવેગવાન અને સુવર્ણની પૂંખવાળાં દશ ભલ્લ બાણો મૂકીને અર્જુને સુવર્ણના બાજુબંધોને ધારણ કરનારા તે દશેય કૌરવ ભાઈઓને મારી નાખ્યા અને પછી તે શત્રુસંહારક આગળ વધ્યો.[૩૧,૩૨]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'સંકુલ યુદ્ધ' નામનો અધ્યાય ૮૦મો સમાપ્ત

## अध्याय ८१मो

### ગદાધારી ભીમસેનની ઘૂમાઘૂમ

॥ सजय उवाच ॥

**तं प्रयांतं महावेगरश्वः कपिवरध्वजम्।**
**युद्धायाभ्यद्रवन् वीराः कुरूणां नवती रथाः ॥१॥**

સંજય બોલ્યો : આમ વાનરધ્વજ અર્જુન મહાવેગવાન ઘોડાઓને દોડાવીને યુદ્ધ માટે પ્રયાણ કરી જતો હતો, તેવામાં કૌરવપક્ષના નેવુ સંશપ્તક નરવીરો રથોમાં બેસીને યુદ્ધ કરવા ધસી ગયા. ત્યાં પુરુષોમાં વ્યાઘ્ર સરખા તે યોદ્ધાઓ 'યુદ્ધમાં મરણ થાય, તોપણ પાછા હઠવું નહિ' એવી પરલોકમાં સુખ દેનારી પ્રતિજ્ઞા લઈને પુરુષવ્યાઘ્ર અર્જુનને રણમાં ઘેરી વળ્યા.[૧,૨] પરંતુ શ્રીકૃષ્ણ તો મોટા વેગવાળા, સુવર્ણના અલંકારોથી શોભતા અને મોતી ભરેલી ઝૂલોથી ઢંકાયેલા પોતાના શ્વેત વર્ણના ઘોડાઓને કર્ણના રથ સામે હંકાર્યે જ જતા હતા.[૩] આ રીતે શત્રુઓનો નાશ કરનારા અર્જુનને કર્ણના રથ તરફ જતો જોઈ સંશપ્તક રથીયોદ્ધાઓ બાણવૃષ્ટિનો મારો ચલાવતા અર્જુન તરફ દોડ્યા.[૪] એટલે તુરત જ તીક્ષ્ણ બાણો મારીને અર્જુને ઉતાવળા ઉતાવળા દોડી આવતા તે નેવું વીર યોદ્ધાઓનો સારથિ, ધનુષ્ય અને ધજાઓ સહિત

નાશ કરી નાખ્યો.[૫] આથી પુણ્યનો ક્ષય થતાં જેમ સિદ્ધ લોકો પોતાના વિમાનની સાથે સ્વર્ગમાંથી નીચે પડે છે, તેમ જાતજાતનાં બાણોથી અર્જુને મારી નાખેલા તે યોદ્ધાઓ પૃથ્વી પર પડ્યા.[૬] હવે કેટલાએક બીજા કૌરવયોદ્ધાઓ રથો, હાથીઓ અને ઘોડાઓને સાથે લઈ નિર્ભયતાપૂર્વક કુરુવીર ભરતશ્રેષ્ઠ અર્જુન સામે ચઢી આવ્યા.[૭] તુરત જ મહાન પ્રયત્ન કરતા મનુષ્યો, ઘોડેસવારો તથા ઉછાળા મારતા મોટા મોટા હાથીઓથી ઊભરાઈ રહેલા તમારા પુત્રોને સૈન્યે અર્જુનને આગળ જતાં અટકાવ્યો.[૮] એ સમયે ઘણા મહાધનુર્ધર કૌરવયોદ્ધાઓ શક્તિઓ, બેધારી તલવારો, તોમરો, ભાલાઓ, ગદાઓ, તલવારો અને બાણોની મોટી વૃષ્ટિ કરીને કુરુનંદન અર્જુનને રણમાં ઢાંકી દેવા લાગ્યા.[૯] પણ સૂર્ય જેમ કિરણો દ્વારા અંધકારનો નાશ કરે છે, તેમ પાંડવ અર્જુને આકાશમાં ચારેબાજુ ફેલાયેલી શસ્ત્રવૃષ્ટિનો બાણો વડે નાશ કરી નાખ્યો. ત્યાં તેરસો મદમત્ત હાથીઓ પર સવાર થયેલા મ્લેચ્છયોદ્ધાઓ તમારા પુત્રની આજ્ઞાથી અર્જુનની બાજુમાં આવ્યા અને તેના પર પ્રહાર કરવા લાગ્યા. આમ તેઓ કર્ણિ, નાલીક, નારાચ, તોમર, પ્રાસ, શક્તિ, મુસલ તથા ભિંદિપાલ વગેરે શસ્ત્રોનો મારો ચલાવી રથમાં બેઠેલા અર્જુનને પીડવા લાગ્યા.[૧૦-૧૨] છતાં અર્જુને તીક્ષ્ણ ભલ્લ અને અર્ધચંદ્ર બાણો માર્યાં અને હાથીસવારોએ હાથીઓની સૂંઢ દ્વારા કરાવેલી તે અતુલ શસ્ત્રવૃષ્ટિને પણ કાપી નાખી.[૧૩] પછી વજ્રોથી જેમ પર્વતો પર પ્રહાર કરવામાં આવે, તેમ તે જાતજાતનાં અનેક ઉત્તમ બાણોથી પતાકા, ધજા અને સવારો સહિત તે સર્વ હાથીઓને પ્રહાર કરવા માંડ્યો.[૧૪] એટલે અગ્નિની જ્વાળાઓવાળા પર્વતો જેમ તૂટી પડે, તેમ સુવર્ણની માળાઓને ધારણ કરનારા મોટા મોટા હાથીઓ સુવર્ણની પૂંખવાળાં અર્જુનનાં બાણોની વેદનાથી મરણ પામી પૃથ્વી પર પડવા લાગ્યા. પછી હે રાજા ! તે રણમાં અર્જુનના ગાંડીવધનુષ્યનો તથા બૂમબરાડા પાડતા મનુષ્યો, હાથીઓ અને ઘોડાઓનો મહાભયંકર શબ્દ થવા લાગ્યો. હે રાજન ! ઘાયલ થયેલા હાથીઓ ચારેબાજુ દોડાદોડ કરતા હતા અને મરી ગયેલા ઘોડેસવારોવાળા ઘોડાઓ દશે દિશાઓમાં આમતેમ દોડતા હતા. હે મહારાજ ! એ રણમાં રથીઓ અને ઘોડાઓ વિનાના હજારો રથો ગંધર્વનગરના જેવા દેખાતા હતા.[૧૫-૧૮] વળી અર્જુનનાં બાણોથી ઘાયલ થયેલા ઘોડેસવારો જ્યાં ત્યાં આમતેમ દોડાદોડ કરતા દેખાતા હતા.[૧૯] તે ક્ષણે અમે અર્જુનના બાહુઓનું અદ્‌ભુત બળ જોયું હતું; કારણ કે પોતે એકલો હતો છતાં તેણે ઘોડેસવારો, હાથીસવારો અને રથીઓને જીતી લીધા હતા.[૨૦] પછી હે ભરતશ્રે રાજા ! અર્જુનને ત્રણ અંગવાળા શત્રુઓના મહાન સૈન્યથી એ રીતે ઘેરાયેલો જોઈને ભીમસેને મારતાં બાકી રહેલા તમારા કેટલાએક રથીઓને ત્યાં પડતા મૂકયા. ત્યાં હે રાજન્ ! પોતે એકલો જ ઝડપથી અર્જુનના રથ સામે દોડી ગયો.[૨૧,૨૨] એટલે લગભગ મરણને શરણ થયેલું તે સૈન્ય એકદમ ભયભીત થઈને રણમાંથી પલાયન કરી ગયું. આમ ભીમસેન પોતાના ભાઈ અર્જુનને જોઈને તેની પાસે ગયો.[૨૩] ત્યાં અર્જુને મારતાં બચેલા મહાબળવાન ઘોડેસવારોને ભીમસેન હાથમાં ગદા લઈને થાકયા વિના મારવા લાગ્યો.[૨૪] વળી ભીમસેન કાળરાત્રિ સમાન અતિ ઉગ્ર, મનુષ્યો, હાથીઓ અને ઘોડાઓનું ભોજન કરનારી તેમ જ કિલ્લાઓ, અટ્ટાલિકાઓ, નગરો તથા દરવાજાઓને તોડી પાડનારી અતિ દારુણ ગદાને મનુષ્યો, હાથીઓ અને ઘોડાઓ પર એક-

દમ ફેંકવા લાગ્યો. તેથી હે રાજા ! તે ગદાએ અનેક ઘોડાઓનો તથા ઘોડેસવારોનો સંહાર વાળી નાખ્યો. વળી પાંડુપુત્ર ભીમસેન લોખંડી કવચોને ધારણ કરનારા ઘણા યોદ્ધાઓને તથા ઘોડાઓને ગદા વડે મારવા લાગ્યો. તેથી મરણ પામેલા તેઓ મોટા બરાડા પાડીને પૃથ્વી પર પડવા લાગ્યા.[૨૫-૨૭] દાંતો વડે હોઠોને ડસતા તેઓ લોહીલુહાણ થઈ ને પૃથ્વી પર શયન કરી જવા લાગ્યા. તેમનાં માથાં, હાડકાં અને પગો ભાગી પડ્યાં હતાં; તેમ જ માંસાહારી પશુપક્ષીઓ તેમના માંસનું ભોજન કરતાં હતાં.[૨૮] ભીમસેનની ગદા પણ લોહી, માંસ તથા ચરબીનું ભક્ષણ કરી તૃપ્ત થઈ જવા લાગી અને છેવટે હાડકાંઓનું પણ ભોજન કરતી સાક્ષાત્ કાળરાત્રિના જેવી દુષ્પ્રેક્ષ્ય થઈ પડી.[૨૯] એ લડાઈમાં દશહજાર ઘોડેસવારોનો તથા અસંખ્ય પાળાઓનો ઘાણ કાઢી નાખી ગદાધારી ભીમસેન ક્રોધાયમાન થઈને આમતેમ ઘૂમતો હતો.[૩૦] હે ભારત ! હાથમાં ગદા લઈને આડાઅવળા ઘૂમી રહેલા એ ભીમસેનને જોઈને તમારા યોદ્ધાઓ માનવા લાગ્યા કે, સાક્ષાત્ યમરાજા જ કાળદંડ ઉગામીને આપણા પર ચઢી આવ્યો છે.[૩૧] મગર-મચ્છ જેમ મહાસાગરમાં પ્રવેશ કરે, તેમ મદમત્ત હાથીની પેઠે ક્રોધાયમાન થયેલો ભીમસેન પણ પાછો હાથીસૈન્યમાં દાખલ થયો.[૩૨] તેણે હાથમાં મોટી ગદા લઈ હાથીસૈન્યના મધ્યમાં પ્રવેશ કર્યો અને એક ક્ષણવારમાં તે સૈન્યને પણ યમલોકમાં મોકલી દીધું.[૩૩] એ વેળા પાંખોવાળા પર્વતો જેમ પૃથ્વી પર પડે, તેમ ઘણા મદમત્ત હાથીઓ ઝૂલો, મહાવતો અને પતાકાઓની સાથે પૃથ્વી પર પડતા અમારા જોવામાં આવતા હતા.[૩૪] એ પ્રમાણે મહાબળવાન ભીમસેન હાથીસૈન્યનો સંહાર કર્યા પછી પુનઃ પોતાના રથમાં બેઠો અને અર્જુન-ની પાછળ જવા લાગ્યો.[૩૫] હે મહારાજા ! એ સમયે તમારું સૈન્ય લગભગ માર્યું ગયું હતું, નાસી જવાની તૈયારી પર હતું, ઉત્સાહ વિનાનું થઈ ગયું હતું અને આસપાસ શસ્ત્રોથી ઘેરાઈ ગયું હતું, છતાં તે રણમાંથી પલાયન નહિ કરતાં ત્યાંનું ત્યાં જ થંભી ગયું હતું.[૩૬] યુદ્ધ કરવાની ઇચ્છાથી એ પ્રમાણે વિલંબ કરીને ઊભું રહેલું તે સૈન્ય દુર્દશામાં આવી પડ્યું. તે જોઈને અર્જુને પ્રાણઘાતક બાણોનો મારો ચલાવીને તેને પુનઃ ઢાંકી દીધું. ગાંડીવધનુર્ધર અર્જુને બાણસમૂહો છોડી મૂકીને યોદ્ધાઓ, ઘોડાઓ, રથો તથા હાથી-ઓને એટલા બધા વ્યાપ્ત કરી દીધા કે કેસરાઓ-થી વ્યાપ્ત થયેલાં કદંબવૃક્ષોની પેઠે તેઓ શોભી રહ્યા હતા.[૩૭,૩૮] પછી હે રાજા ! અર્જુનના પ્રાણ-ઘાતક બાણપ્રહારોથી ઘાયલ થતા કૌરવોના મનુ-ષ્યોમાં, ઘોડેસવારોમાં તથા હાથીસવારોમાં મોટો શોરબકોર થવા લાગ્યો.[૩૯] ત્યાં ત્રાસને લીધે સર્વ સૈન્યમાં હાહાકાર થવા લાગ્યો, સર્વ સૈનિકો ભયને લીધે એકબીજાની ગોદમાં ભરાઈ જવા લાગ્યા અને આખું સૈન્ય ઊંબાડિયાંની પેઠે આડુંઅવળું ભમવા લાગ્યું.[૪૦] જે વેળા મહાબળ-વાન પાંડવોની સાથે કૌરવોનું એ યુદ્ધ થઈ રહ્યું હતું, તે વેળા રણભૂમિ પર તેવો એક પણ રથી, ઘોડેસવાર, ઘોડો, હાથીસવાર કે હાથી ન હતો, કે તે જરા પણ ઘાયલ ન થયો હોય ![૪૧] તે વેળા જાણે તે આખું સૈન્ય સળગી ઊઠ્યું હોય, તેમ જણાતું હતું. સર્વ યોદ્ધાઓનાં કવચ ભાંગીતૂટી ગયાં હતાં અને સર્વે લોહીલુહાણ થઈ ગયા હતા; તેથી તે સર્વ સૈન્ય ખીલેલાં પુષ્પવાળા અશોક-વૃક્ષના વન સરખું જ શોભતું હતું.[૪૨] એ સમયે અતિ અદ્ભુત પરાક્રમ કરી રહેલા અર્જુનને જોઈ ને સર્વ કૌરવો કર્ણના જીવિતને માટે પાછા તદ્દન નિરાશ થઈ ગયા.[૪૩] તે સર્વ કૌરવો ગાંડીવધનુર્ધર અર્જુનને હાથે પરાજય પામીને તેમ જ અર્જુન-

નાં બાણોના મારાને સહન કરવો અશક્ય માની યુદ્ધમાંથી પાછા હઠી જવા લાગ્યા.[૪૪] વળી અર્જુનનાં બાણોથી ઘાયલ થતા તે સર્વ યોદ્ધાઓ ભયભીત થઈને કર્ણને રણમાં પડતો મૂકી સર્વ દિશાઓમાં નાસી ગયા અને 'કર્ણ ! કર્ણ !' એમ બૂમો પાડવા લાગ્યા.[૪૫] પણ અર્જુન તો અનેક સેંકડો બાણોને ફેંકતો ફેંકતો તેમને નસાડી જ મૂકવા લાગ્યો અને ભીમસેન આદિ પાંડવ-યોદ્ધાઓને હર્ષ ઉપજાવવા લાગ્યો.[૪૬] હે મહારાજ ! તે સમયે તમારા પુત્રો તો કર્ણના રથ તરફ જ દોડી ગયા હતા; કારણ કે અર્જુનરૂપ અગાધ મહાસાગરમાં ડૂબવા માંડેલા તેમને કર્ણ જ તે વેળા એક દ્વીપના જેવો આશ્રયરૂપ થઈ પડ્યો હતો.[૪૭] વળી નિર્વિષ થયેલા સર્પો જેમ કોઈ નિર્ભયસ્થાનમાં ભરાઈ જાય, તેમ તે સમયે અર્જુનના ભયથી સર્વ કૌરવયોદ્ધાઓ કર્ણની બાજુમાં જ ભરાઈ પેસતા હતા.[૪૮] હે રાજેંદ્ર ! કર્મોને કરનારા સર્વ જીવો મૃત્યુથી ભયભીત થઈ જેમ ધર્મનો જ આશ્રય કરે છે, તેમ તમારા સર્વ પુત્રો મહાત્મા અર્જુનના ત્રાસથી મહાધનુર્ધર કર્ણનો જ તે વેળા આશ્રય કરતા હતા.[૪૯] બાણોના પ્રહારોથી આતુર થયેલા, શરીરે લોહીલુહાણ થયેલા અને એ પ્રમાણે મહાઘોર સંકટમાં આવી પડેલા તે યોદ્ધાઓને કર્ણ પણ નિર્ભયતાપૂર્વક કહેતો હતો કે, 'ડરશો નહિ, તમે બધા અહીં મારી પાસે ચાલ્યા આવો.' આમ અર્જુને બળપૂર્વક તમારા સૈન્યમાં ભંગાણ પાડ્યું, તે જોઈ કર્ણ શત્રુઓનો સંહાર કરવાની ઇચ્છાથી ધનુષ્યનો ટંકાર કરતો રણના મોખરામાં આવીને ઊભો રહ્યો.[૫૦-૫૨] સર્વ કૌરવોને રણમાંથી નાસી ગયેલા જોઈને શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ એવા કર્ણે નિઃશ્વાસ નાખ્યો અને મનમાં કંઈક વિચાર કરી અર્જુનનો વધ કરવા માટે નિશ્ચય કર્યો.[૫૩] તે પછી જેનું બીજું નામ વૃષ હતું તે અધિરથપુત્ર કર્ણ પોતાના અતિ મહાન ધનુષ્યનો ટંકાર કરી અર્જુનના દેખતાં પાંચાલો તરફ પુનઃ દોડી ગયો.[૫૪] એટલે મેઘો જેમ પર્વત પર વૃષ્ટિ કરે, તેમ તે જ ક્ષણે પાંચાલદેશના રાજાઓ લાલચોળ નેત્રો કરીને કર્ણ પર સંખ્યાબંધ બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા.[૫૫] ત્યાં હે રાજા ! હે નરશ્રેષ્ઠ ! કર્ણે પણ હજારો બાણો છોડી મૂકીને પાંચાલરાજાઓને પ્રાણ-રહિત કરવા માંડ્યા.[૫૬] હે મહાબુદ્ધિમાન રાજા ! મિત્ર તરફ લાગણી ધરાવનારો કર્ણ આમ પોતાના મિત્ર દુર્યોધન માટે પાંચાલરાજાઓનો સંહાર કરવા લાગ્યો, ત્યારે તેમના સૈન્યમાં મહાભયંકર આર્તનાદ થવા લાગ્યો.[૫૭]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'સંકુલ યુદ્ધ' નામનો અધ્યાય ૮૧ મો સમાપ્ત

## अध्याय ८२ मो

## દુઃશાસન અને ભીમસેનનું યુદ્ધ

॥ सञ्जय उवाच ॥

ततः कर्णः कुरुषु प्रद्रुतेषु
वरूथिना श्वेतहयेन राजन् ।
पांचालपुत्रान् व्यधमत्सूतपुत्रो
महेषुभिर्वात इवाभ्रसंघान् ॥ १ ॥

અને તેના ઘોડાઓને રણમાં રોળી નાખ્યા. વળી તેણે સાત્યકિના ઘોડાઓને મારી નાખી કેકયરાજાના પુત્ર વિશોકને ઠાર કરી નાખ્યો.[3] આ રીતે કેકયકુમાર વિશોક મરણ પામ્યો, એટલે કેકયોનો ઉગ્રકર્મા નામનો સેનાપતિ ધનુષ્યને ધુણાવતો ધુણાવતો કર્ણની સામે દોડ્યો અને તેણે ઉગ્ર વેગવાળાં બાણો મારીને કર્ણના પુત્ર પ્રસેનને વીંધી નાખ્યો.[4] એટલે કર્ણ ખડખડાટ હસ્યો અને તેણે તુરત અર્ધચંદ્રકાર ત્રણ બાણો મૂકીને તેના બન્ને બાહુઓને તથા મસ્તકને કાપી નાખ્યાં. આથી ફરસીઓના પ્રહારથી કપાઈ ગયેલું સાગ વૃક્ષ જેમ પૃથ્વી પર પડે તેમ તે ઉગ્રકર્મા પ્રાણરહિત થઈને રથ પરથી ધરણી પર ઢળી પડ્યો.[5] એ જ અરસામાં કર્ણપુત્ર પ્રસેને માર્યા ગયેલા ઘોડાવાળા શિનિવીર સાત્યકિને સરળગામી તીક્ષ્ણ બાણો વડે ઢાંકી દીધો અને જાણે નૃત્ય કરતો હોય તેમ તે ચાલાકીથી રણમાં ઘૂમવા લાગ્યો. પણ તુરત જ તે સાત્યકિનાં બાણોથી મરણ પામીને પૃથ્વી પર પડ્યો. પુત્ર મરણ પામ્યો, એટલે કર્ણનું મન ક્રોધથી ધૂંધવાઈ ઊઠયું અને તે ' હે સાત્યકિ ! હવે તારું પણ આવી જ બન્યું છે ' એમ બોલ્યો. તેણે શિનિશ્રેષ્ઠ સાત્યકિને મારી નાખવાની ઇચ્છાથી શત્રુને ઠાર કરી નાખનારું એક બાણ તેની સામે છોડ્યું.[6,7] પણ કર્ણના એ બાણને શિખંડીએ ત્રણ બાણો મારી વચમાંથી જ કાપી નાખ્યું અને વધારામાં બીજાં ત્રણ બાણોથી કર્ણને પણ વીંધી નાખ્યો. એટલે વીર કર્ણે ક્ષુર જાતિનાં બે બાણો વડે શિખંડીના ધનુષ્યને તથા ધ્વજને કાપી પાડ્યાં.[8] હવે ઉગ્ર સ્વરૂપ ધારણ કરી તે પોતે આગળ વધ્યો અને બીજાં છ બાણોથી તેણે શિખંડીને વીંધી નાખી ધૃષ્ટદ્યુમ્નના પુત્રના મસ્તકને ઉડાડી પાડ્યું. એટલું જ નહિ મહાત્મા કર્ણે એક અતિ તીક્ષ્ણ બાણ મારીને સુતસોમને પણ સખ્ત ઘાયલ કર્યો.[9] હે રાજસિંહ ! એ ઝપાઝપીમાં જ્યારે ધૃષ્ટદ્યુમ્નનો પુત્ર મરણ પામ્યો, ત્યારે પાંચાલોના સૈન્યમાં તુમુલ આક્રંદ સાથે હાહાકાર થઈ રહ્યો. તે સાંભળી શ્રીકૃષ્ણ અર્જુનને કહેવા લાગ્યા : ' હે પાર્થ ! કર્ણ આજે જગતને પાંચાલરાજાઓ વિનાનું કરવા ધારે છે; માટે હવે તું તેના પર જલદી ચઢાઈ કર અને તેને મારી નાખ.[10] એટલે મહાબાહુ નરવીર અર્જુન સારી પેઠે હસ્યો અને રથીશ્રેષ્ઠ કર્ણ જેમનો સંહાર કરવા મચી પડ્યો હતો તે, પાંચાલયોદ્ધાઓનું રક્ષણ કરવા માટે પોતાના રથને દોડાવીને કર્ણના રથ સામે જવા લાગ્યો.[11] અર્જુને ઉગ્ર ગર્જના કરનારા ગાંડીવધનુષ્યનો ટંકાર કરીને તથા દોરી વડે હાથનાં તળિયાંને ઘણા જોસથી ઠોકીને એકાએક બાણોની વૃષ્ટિ કરી અને રણક્ષેત્રમાં અંધકાર કરી મૂક્યો. વળી તેણે શત્રુપક્ષના હાથીસવારો, ઘોડેસવારો, રથીઓ તથા ધ્વજનો વિનાશ કરવા માંડ્યો.[12] એ વેળા મહાભયંકર મુહૂર્તમાં દોરીની સાથે ઝાળાકારે વળી ગયેલા ગાંડીવધનુષ્યની સહાયથી અર્જુને રણમાં સર્વોત્કૃષ્ટ પરાક્રમ કર્યું. આમ તેણે જ્યારે શત્રુઓની સામે ધસારો કર્યો, ત્યારે તેના ગાંડીવની ગર્જનાનો પડઘો છેક આકાશમાં અથડાયો હતો અને તેથી ભયભીત થઈ ગયેલાં પક્ષીઓ પર્વતોની ગુફાઓમાં ભરાઈ પેઠાં હતાં.[13] જગતમાં વીરશ્રેષ્ઠ ગણાયેલો ભીમસેન પણ રથમાં બેસીને એ સમયે અર્જુનના પૃષ્ઠરક્ષકનું કાર્ય કરતો તેની પાછળ પાછળ જતો હતો. આ પ્રમાણે તે બન્ને રાજપુત્રો ત્વરાપૂર્વક રથોને દોડાવતા હતા અને વચમાં શત્રુઓ સાથે ભેટંભેટા કરી કર્ણ તરફ જતા હતા.[14] તે જ અરસામાં અતિ મહાન સૂતપુત્ર કર્ણ સોમકો સામે ચઢાઈ કરીને યુદ્ધ કરી રહ્યો હતો. બાણોનો મારો ચલાવી તે દિશાઓને ઢાંકી દેતો હતો અને રથ, ઘોડા તથા હાથીઓનાં

ટોળાંનો સંહાર કરતો હતો.[૧૫] સામેથી ઉત્તમૌજા, જનમેજય, યુધામન્યુ, શિખંડી તથા ધૃષ્ટદ્યુમ્ન વગેરે પાંચાલયોદ્ધાઓ એકઠા થઈને બાણો મારી મારીને કર્ણને વીંધી નાખતા હતા અને ક્રોધપૂર્વક ગર્જના કરી રહ્યા હતા.[૧૬] પાંચાલવંશના તે પાંચેય વીર મહારથીઓએ સૂર્યપુત્ર કર્ણ સામે તે વેળા જોસભેર ધસારો કર્યો હતો, તોપણ ઇંદ્રિયોના ભોગ્ય વિષયો જેમ કોઈ આત્મવેત્તા પુરુષને મનોનિગ્રહરૂપ ધૈર્યથી ભ્રષ્ટ કરી શકતા નથી, તેમ તે સર્વ યોદ્ધાઓ કર્ણને તેના રથ પરથી કોઈ રીતે પાડી શક્યા નહિ.[૧૭] ઊલટા કર્ણે જ તેમનાં ધનુષ્યો, ધજાઓ, ઘોડાઓ, સારથિઓ અને પતાકાઓને બાણો મારીને એકદમ કાપી નાંખ્યાં અને પાંચ બાણો વડે તેમને પણ પ્રહાર કરી તેણે સિંહની પેઠે ગર્જના કરી.[૧૮] કર્ણ જે વેળા ધનુષ્યની દોરીને તથા બાણને હાથમાં લઈ શત્રુઓ પર બાણો ફેંકતો હતો તથા તેમનો સંહાર કરતો હતો, તે વેળા તેના ધનુષ્યના ઘોષથી જાણે પર્વતો અને વૃક્ષોની સાથે પૃથ્વી ચિરાઈ જાય છે, એમ લોકો માનતા હતા અને આકુળવ્યાકુળ થઈ જતા હતા.[૧૯] આમ અધિરથપુત્ર કર્ણ જ્યારે ઇંદ્રના ધનુષ્ય સરખું અતિવિશાળ ધનુષ્ય હાથમાં લઈને શત્રુઓ પર બાણોનો મારો ચલાવતો હતો, ત્યારે તે પ્રદીપ્ત કિરણોની માળાથી અલંકૃત તથા તેજસ્વી મંડળવાળા અંશુમાલી–સૂર્ય સરખો રણમાં દીપતો હતો.[૨૦] તેણે શિખંડીને બાર બાણોથી ઘાયલ કર્યો, ઉત્તમૌજાને છ તીક્ષ્ણ બાણોથી વીંધી નાખ્યો, યુધામન્યુને ત્રણ બાણો વડે પ્રહાર કર્યો તથા જનમેજય અને ધૃષ્ટદ્યુમ્નને પણ ત્રણ ત્રણ બાણો વડે વીંધી નાખ્યા.[૨૧] હે રાજા! જેમ કોઈ આત્મવેત્તા પુરુષ ઇંદ્રિયોના ભોગ્ય વિષયોનો પરાજય કરે, તેમ કર્ણે પણ એ મહારણમાં તે પાંચે મહારથીઓનો પરાજય કર્યો. આથી તેઓ ઉદ્યમરહિત થઈને ઊલટા શત્રુઓને આનંદજનક થઈ પડ્યા.[૨૨] સમુદ્રમાર્ગે વેપાર કરનારા વાણિયાઓ વહાણ ભાંગી પડવાથી સમુદ્રમાં ડૂબવાની તૈયારી પર આવી જાય અને આસપાસથી આવી ચઢેલા તેના સંબંધીઓ તેમને પોતાનાં વહાણ પર ચઢાવી દઈ સમુદ્રમાંથી તેમનો ઉદ્ધાર કરે, તેમ કર્ણરૂપ મહાસાગરમાં ડૂબી જવાની અણી પર આવી પહોંચેલા પોતાના તે મામાઓને દ્રૌપદીના પુત્રોએ સજ્જ કરેલા પોતાના રથોમાં બેસાડી દીધા અને કર્ણરૂપ મહાસાગરમાંથી તેમનો ઉદ્ધાર કર્યો.[૨૩] તે પછી શિનિશ્રેષ્ઠ સાત્યકિએ ઘણાં તીક્ષ્ણ બાણો છોડી મૂકીને કર્ણે ફેંકેલાં પુષ્કળ બાણોનો નાશ કરી નાખ્યો તથા લોઢાનાં તીક્ષ્ણ બાણો વડે કર્ણને વીંધી નાખી આઠ બાણો વડે તમારા જ્યેષ્ઠ પુત્ર દુર્યોધનને પણ વીંધી નાખ્યો.[૨૪] એટલે કૃપાચાર્ય, કૃતવર્મા, તમારો પુત્ર જાતે તથા કર્ણ આ ચારે જણા સજ્જ કરેલાં બાણોથી સાત્યકિને મારવા લાગ્યા. ત્યાં યાદવશ્રેષ્ઠ સાત્યકિ પણ જેમ કોઈ દૈત્યપતિ ચાર દિક્પાલો સાથે યુદ્ધ કરે, તેમ એ ચાર મહારથીઓ સાથે યુદ્ધ કરવા લાગ્યો.[૨૫] તે વખતે સાત્યકિ અત્યંત પહોળાં કરેલાં બાણોની વૃષ્ટિ કરતા અને તીવ્ર ટંકારને કરી રહેલા વિશાળ ધનુષ્યને ધારણ કરી શરદઋતુમાં આકાશના મધ્ય ભાગમાં આરૂઢ થયેલા સૂર્યની પેઠે શત્રુઓને જીતવો અશક્ય થઈ પડ્યો હતો.[૨૬] એવામાં પાંચાલદેશના શત્રુતાપન મહારથી મજબૂત કવચોને ધારણ કરીને બીજા રથોમાં બેસી બેસીને રણક્ષેત્રમાં આવી પહોંચ્યા. પોતાના શત્રુઓ સામે યુદ્ધ કરતા ઇંદ્રનું જેમ દેવગણો રક્ષણ કરે, તેમ તેઓ શિનિવીર સાત્યકિનું રક્ષણ કરવા લાગ્યા.[૨૭] પછી નો પૂર્વે દેવોનું અસુરોની સાથે જેવું યુદ્ધ થયું હતું તેવું જ તમારા શત્રુઓનું તમારા સૈનિ

કોની સાથે યુદ્ધ થવા લાગ્યું. તેમાં રથો, ઘોડાઓ તથા હાથીઓનો મોટો વિનાશ થઈ ગયો હતો.[૨૮] તે રથીઓ, હાથીસવારો તથા પાળાઓ અનેક જાતનાં શસ્ત્રોથી ઘેરાઈ જવા લાગ્યા, પરસ્પર પ્રહાર કરવા લાગ્યા, નાસભાગ કરતા કરતા ઠોકરો ખાવા લાગ્યા, દુઃખાર્ત થઈને બરાડા પાડવા લાગ્યા અને પ્રાણરહિત થઈ પૃથ્વી પર પછડાઈ જવા લાગ્યા.[૨૯] એ જ સમયે ધસી આવેલા ભીમસેન સામે દુર્યોધનથી નાના તમારા પુત્ર દુઃશાસને બાણો ફેંકતાં ફેંકતાં ધસારો કર્યો. એટલે સિંહ જેમ મોટા રુરુ મૃગ સામે દોડી જાય, તેમ ભીમસેન પણ ઉતાવળો ઉતાવળો તેની સામે દોડી ગયો.[૩૦] પછી તે બન્નેનું અતિ દારુણ યુદ્ધ થવા લાગ્યું. ત્યાં બન્નેએ પ્રાણોને હોડમાં મૂકી જાણે જુગાર ખેલવા માંડ્યો. બન્ને જણા પરસ્પર ભેટીને શંબરાસુર તથા ઇંદ્રની પેઠે રોષાવેશમાં આવી ગયા.[૩૧] જેમ કામાસક્ત ચિત્તવાળા તથા પ્રથમ એક જ વખત ગંડસ્થળમાંથી મદસ્રાવ હજી ચાલુ થયો છે તેવા બે મદમત્ત મહાગજો એક ઋતુમતી હાથણી માટે યુદ્ધ કરે, તેમ તે બન્ને જણા યુદ્ધ કરવા લાગ્યા. તેઓ શરીરને પીડા કરનારાં અતિ તેજદાર બાણો વડે અન્યોન્યને સખ્ત પ્રહાર કરવા લાગ્યા.[૩૨] પછી ભીમસેને એકદમ ક્ષુર જાતિનાં બે બાણો મારીને તમારા પુત્રના ધનુષ્યને તથા ધ્વજને કાપી નાખ્યાં, એક બાણથી તેના લલાટને ચીરી નાખ્યું અને પાછું એક બાણ મારીને તેના સારથિના મસ્તકને પણ ધડ પરથી જુદું પાડ્યું.[૩૩] એ વેળા રાજપુત્ર દુઃશાસને પોતે જ ઘોડાઓને પકડી રાખ્યા અને બીજું ધનુષ્ય ગ્રહણ કરીને ભીમસેનને બાર બાણોથી વીંધી નાખ્યો. વળી તેણે ભીમસેન પર સીધી ગતિવાળાં પુષ્કળ બાણોની વૃષ્ટિ કરી મૂકી.[૩૪] પાછું સૂર્યનાં કિરણો સમાન કાંતિવાળું, સુવર્ણ, હીરા અને ઉત્તમ જાતિનાં રત્નોથી શોભી રહેલું તથા મહેંદ્રના વજ્ર અને અશનિના સરખો દુઃસહ પ્રહાર કરનારું એક બાણ તેણે ભીમસેન સામે છોડ્યું. એ બાણ ભીમસેનનાં અંગોને ચીરી નાખવામાં સમર્થ હતું. તે બાણના પ્રહારથી ભીમસેન શરીરે અત્યંત વીંધાઈ ગયો અને શરીર શિથિલ થઈ જવાને લીધે તે મુડદાની પેઠે બન્ને હાથ પહોળા કરીને મહારથમાં ઢળી પડ્યો; પણ તુરત જ પુનઃ ભાનમાં આવી તેણે મોટી ગર્જના કરી મૂકી.[૩૫,૩૬]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'સંકુલ યુદ્ધ' નામનો અધ્યાય ૮૨મો સમાપ્ત

# अध्याय ८३ मो

## દુઃશાસનનો વધ

॥ सजय उवाच ॥

**तत्राकरोद् दुष्करं राजपुत्रो**
**दुःशासनस्तुमुलं युद्धयमानः ।**
**चिच्छेद भीमस्य धनुःशरेण**
**षड्भिः शरैः सारथिमप्यविध्यत् ॥ १ ॥**

સંજય બોલ્યો : હે ધૃતરાષ્ટ્રરાજા ! એ લડાઈમાં રાજપુત્ર દુઃશાસને મહાદુષ્કર કર્મ કરી દેખાડ્યું હતું. તેણે મહા તુમુલ યુદ્ધ કરતાં કરતાં એક બાણ મારીને ભીમસેનનું ધનુષ્ય કાપી નાખ્યું તથા બીજાં સાઠ બાણો મારીને તેના સારથિને પણ વીંધી નાખ્યો.[૧] બળવાન રાજપુત્ર દુઃશાસને આવું પરાક્રમ કર્યા પછી નવ બાણો વડે ભીમસેનને વીંધી નાખ્યો અને વળી એકદમ ઉતાવળ કરીને તે મહાત્માએ ઉત્તમ જાતિનાં અનેક બાણો મારીને ભીમસેનને ઘાયલ કરવા માંડ્યો.[૨] આથી બળવાન ભીમસેન ક્રોધમાં આવી ગયો. તેણે તમારા પુત્ર પર એક ઉગ્ર શક્તિ ફેંકી. બળબળતા ઉંબાડિયા સરખી તે અતિઘોર શક્તિને એકાએક ધસી આવતી જોઈને

મહાત્મા દુઃશાસને ધનુષ્યને કાન સુધી સંપૂર્ણ ખેંચ્યું અને દશ બાણો છોડીને તે શક્તિને કાપી નાખી. તમારા પુત્રે કરેલું એ દુષ્કર કર્મ જોઈને સર્વ યોદ્ધાઓ તેની પ્રશંસા કરવા લાગ્યા.[3,4] પછી તમારા પુત્રે એકદમ એક બાણ મારીને ભીમસેનને અત્યંત વીંધી નાખ્યો એટલે ભીમસેન કોપી ઊઠ્યો. તેની સામે એકદમ તીક્ષ્ણ નજરથી જોઈને તે રોષને લીધે બળવા લાગ્યો.[5] પછી તેણે કહ્યું કે, 'હે વીર! તેં મને આજે અત્યંત વીંધી નાખ્યો છે; માટે તું પણ મારી ગદાના પ્રહારને આજે સહન કર.' કોપેલા ભીમસેને આમ ઉચ્ચ સ્વરે કહીને તેનો વધ કરવા માટે ભયંકર ગદા લીધી.[6] તેણે ફરીથી કહ્યું કે, 'ઓ દુરાત્મા દુઃશાસન! આજે રણના મધ્યમાં હું તારા રુધિરનું પાન કરીશ.' ભીમસેને આ પ્રમાણે કહ્યું એટલે તમારા પુત્રે સાક્ષાત્ મૃત્યુ જેવી એક ઉગ્ર શક્તિ તેના પર વેગથી ફેંકી.[7] ક્રોધાયમાન થયેલા ભીમસેને પણ અત્યંત ઘોર ગદાને ખૂબ જોસથી ફેરવીને તેના પર ફેંકી અને એકાએક તે શક્તિનો નાશ કરી તે ગદા રણના મોખરામાં ઊભેલા તમારા પુત્રના મસ્તક પર પ્રહાર કરતી પડી.[8] મદઝરતા હાથીના સરખા મદોન્મત્ત એવા તે ભીમસેને એ યુદ્ધમાં દુઃશાસન પર તે ગદા એટલા બધા જોસથી ફેંકી હતી કે, તેથી તે ગદાના આઘાતથી દુઃશાસનને દશ ધનુષ્ય જેટલા દૂર પ્રદેશમાં ભીમસેને એકદમ ધકેલી દીધો હતો.[9] આ રીતે તે વેગવાળી ગદાના પ્રહારથી રથમાંથી ઊથલી પડેલો દુઃશાસન થરથર ધ્રુજતો હતો. તેનાં વસ્ત્રો, અલંકારો, કવચ, પુષ્પની માળા વગેરે છિન્નભિન્ન થઈ ગયાં હતાં અને વેદનાથી વિહવળ થઈને તે રણભૂમિ પર તરફડતો હતો.[10] આમ હે રાજેંદ્ર! ભીમસેનની ગદા તેના રથ પર પડી, તેથી તેના ઘોડાઓ અને સારથિ મરણ પામ્યા હતા અને રથના પણ ચૂરેચૂરા થઈ ગયા હતા. દુઃશાસનને આવી દુર્દશામાં આવી પડેલો જોઈને પાંડવો તથા સર્વ પાંચાલો હર્ષપૂર્વક સિંહનાદો કરવા લાગ્યા.[11] હે અજમીઢગોત્રના રાજા! એ રીતે દુઃશાસનને રણમાં પાડી નાખીને, દિશાઓને ગજાવી મૂકતો ભીમસેન હર્ષથી ગર્જનાઓ કરવા લાગ્યો અને તે ગર્જનાઓના શબ્દથી પાસે ઊભેલા સર્વ યોદ્ધાઓ મૂર્ચ્છાવશ થઈને ધરણી પર ઢળી પડ્યા.[12] બળવાન ભીમસેન પણ એકદમ વેગપૂર્વક રથ પરથી ઊતરી પડી દુઃશાસન તરફ દોડ્યો અને તમારા પુત્રોએ પોતાના તરફ જે જે શત્રુકૃત્યો કર્યાં હતાં તેનું સ્મરણ કરવા લાગ્યો.[13] હે રાજા! જ્યારે તે તુમુલ અને અતિઘોર યુદ્ધ ચાલતું હતું, ત્યારે મુખ્ય મુખ્ય ગણાતા ઘણા યોદ્ધાઓ ચોબાજુ ઘૂમી રહ્યા હતા અને બીજી તરફ અચિંત્ય પરાક્રમી મહાબાહુ ભીમસેન દુઃશાસનની સામે જોઈને તેણે કરેલા અપકારોનું સ્મરણ કરી રહ્યો હતો. દેવી દ્રૌપદી નિરપરાધિની હતી, દૈવયોગે તેના પતિઓ પણ પરાઙ્મુખ થયા હતા અને પોતે રજસ્વલાની સ્થિતિમાં હતી, છતાં દુષ્ટ દુઃશાસને તેને ચોટલો પકડી સભામાં ઘસડી હતી અને તેનાં વસ્ત્રો ઉતારવા માંડ્યાં હતાં. તેમ જ તેને ઘણાં ઘણાં તીક્ષ્ણ વચનો સંભળાવી ઉપરાઉપરી દુઃખ દીધાં હતાં. તે બધાના સ્મરણથી ભીમસેન ઘી હોમેલા અગ્નિની પેઠે ક્રોધથી બળી ઊઠ્યો. પછી કર્ણ, દુર્યોધન, કૃપાચાર્ય, અશ્વત્થામા તથા કૃતવર્મા વગેરે યોદ્ધાઓને તે ઘણા ઉચ્ચ સ્વરે કહેવા લાગ્યા:[14–16] 'ઓ સર્વ યોદ્ધાઓ! આજે હું આ પાપી દુઃશાસનને મારી નાખું છું; માટે તમારા કોઈનામાં જો શક્તિ હોય તો તેનું રક્ષણ કરો.' આમ કહીને મહાબળવાન ભીમસેન દુઃશાસનને મારી નાખવાની ઇચ્છાથી એકદમ તેની સામે દોડ્યો.[17] કેસરીસિંહ જેમ મોટા હાથીને પકડી પાડે, તેમ વીરશ્રેષ્ઠ

ભીમસેને તેની પાસે જઈ પહોંચી કર્ણ અને દુર્યોધનની સમક્ષ દુઃશાસનને પકડ્યો.[૧૮] હવે પૃથ્વી પર પડેલા તે દુઃશાસન પર યત્નપૂર્વક નજર ટેકવીને તેણે તેને બરાબર નિહાળ્યો. પછી કંઠ પર પગ મૂકી, તીક્ષ્ણ ધારવાળી ચળકતી તલવારને ઉગામીને ભીમસેન ધ્રૂજી રહેલા તે દુઃશાસનને આમ કહેવા લાગ્યો: 'ઓ દુરાત્મા! કર્ણ અને દુર્યોધનની પ્રેરણાથી તેં જ ભરી સભામાં દ્રૌપદીને 'ગાય રે ગાય' આવાં વચનો કહ્યાં હતાં કે? વળી બોલ, ભીમસેન તને પૂછે છે કે, રાજસૂય યજ્ઞમાં અવભૃથ સ્નાનથી પવિત્ર થયેલા યાજ્ઞસેનીના કેશોને તેં કયા હાથે ખેંચ્યા હતા?' ભીમસેનનાં આ અતિઘોર વચનો સાંભળીને દુઃશાસન તેની સામે જોવા લાગ્યો અને ક્રોધથી બળવા લાગ્યો. પછી નેત્રોને ચોતરફ ફેરવી રહેલા તે દુઃશાસને સર્વ કૌરવો તથા સોમક રાજાઓના સાંભળતાં ગર્વ અને ક્રોધપૂર્વક ભીમસેનને ઉત્તર આપ્યો:[૧૯-૨૨] 'ઓ ભીમસેન! જો, હાથીની સૂંઢ સમાન ગોળ આકાર વાળા, સ્ત્રીઓના પુષ્ટ સ્તનોનું મર્દન કરનારા, હજારો ગાયોનું દાન કરનારા અને અનેક ક્ષત્રિયોનો સંહાર કરનારા મારા આ હાથે કુરુવંશી મહાપુરુષોના, તમારા બધા ભાઈઓના તથા સર્વ સભાસદોના દેખતાં યાજ્ઞસેનીના કેશો ખેંચ્યા છે.[૨૩,૨૪] રણભૂમિ પર પડીને પણ આમ બોલી રહેલા રાજપુત્ર દુઃશાસનનાં વચનને સાંભળીને ભીમસેન એકદમ તેની છાતી પર ચઢી બેઠો અને ઘણા જોસથી તેના બન્ને હાથ પકડીને તે મોટી ગર્જના કરી સમસ્ત યોદ્ધાઓને હાંક મારી કહેવા લાગ્યો: 'ઓ યોદ્ધાઓ! મહાબળવાન હું આ સમગ્ર શત્રુયોદ્ધાઓનો બળપૂર્વક આક્ષેપ કરીને સર્વના દેખતાં આજે દુઃશાસનના દુષ્ટ બાહુને ઉખેડી નાખું છું. જો [illegible] કોઈનામાં બળ હોય, તો જીવિતનો ત્યાગ કરતા આ દુઃશાસનની રક્ષા કરો.[૨૫,૨૬] આમ કહીને ક્રોધાયમાન થયેલા મહાન ભીમસેને પોતાના હાથ વડે દુઃશાસનની જમણી ભુજાને મૂળમાંથી ઉખેડી નાખી અને વજ્ર તથા અશનિ સમાન દેખાવની તે જ ભુજા વડે તે સર્વ વીરપુરુષોના મધ્યમાં દુઃશાસનને મારવા માંડ્યો.[૨૭] પછી હે રાજન્! ભીમસેને પૃથ્વી પર પડેલા તમારા પુત્રની છાતીને ચીરી નાખી અને તે તેમાંથી નીકળતા કંઈક ઊના એવા રુધિરનું પાન કરવા લાગ્યો. હવે તલવારનો ઝટકો મારી તેણે તમારા પુત્રના મસ્તકને પણ કાપી નાખ્યું.[૨૮] આમ બુદ્ધિમાન ભીમસેન પોતાની પ્રતિજ્ઞાને સત્ય કરવા માટે દુઃશાસનના રુધિરનું પાન કરતો હતો અને તે વેળા રુધિરનો સ્વાદ લેતાં લેતાં તે ક્રોધપૂર્વક સર્વ તરફ દૃષ્ટિ કરીને આ પ્રમાણે કહેવા લાગ્યો:[૨૯] 'માતાના ધાવણમાં, મધમાં, ઘીમાં, સુંદર રીતે તૈયાર કરેલા દ્રાક્ષાસવમાં, અમૃતમાં, દૂધમાં, વલોવેલા દહીંમાં અને વળી આ જગતમાં જે જે અમૃત તુલ્ય સ્વાદિષ્ટ પીણાંઓમાં સુધા તુલ્ય રસ રહેલો હોય છે, તે બધાના કરતાં ઘણો જ અધિક રસ આ મારા શત્રુના લોહીમાં આજે મને લાગે છે.[૩૦,૩૧] આમ કહીને ક્રોધથી ઘેરાયેલા ચિત્તવાળો ઉગ્રકર્મી ભીમસેન દુઃશાસનને મરણ પામેલો જોઈ ખડખડાટ હસ્યો અને મધુર સ્વરે પુનઃ આ પ્રમાણે બોલ્યો: 'ઓ દુઃશાસન! મૃત્યુએ હવે તારી રક્ષા કરી છે, તેથી આનાથી વિશેષ હવે હું શું કરું?'[૩૨] આમ બોલીને અતિ હર્ષમાં આવી ગયેલો ભીમસેન રુધિરનો સ્વાદ લેતાં લેતાં આમતેમ સર્વ રણક્ષેત્રમાં ઘૂમવા લાગ્યો. એ સમયે ભીમસેનને જેમણે જોયો હતો તેઓ સર્વ પણ ભયથી ગભરાઈ જઈને ધરણી પર ઢળી પડ્યા હતા.[૩૩] જેઓ એ રીતે ગભરાયા ન હતા તેમના હાથમાંથી પણ શસ્ત્રો તો

પડી જ ગયાં હતાં. તે બધા મનુષ્યો ભીમસેનના ભયંકર સ્વરૂપને નહિ જોઈ શકીને આંખો મીંચી દેતા હતા અને ભયથી ખોખરે અવાજે દુઃખજનક કોલાહલ કરતા હતા. વળી તેઓ જ્યારે આસપાસ દૃષ્ટિ કરતા હતા, ત્યારે તેઓ દુઃશાસનના રુધિરનું પાન કરતા ભીમસેનને સર્વ સ્થળે ઘૂમી રહેલો જોતા હતા. તેથી 'આ મનુષ્ય નથી' આમ કહીને તેઓ સર્વ ભયભીત થઈ રણમાંથી પલાયન કરી જતા હતા.[૩૪,૩૫] એ વેળાનું ભીમસેનનું ભયંકર સ્વરૂપ તથા તેણે કરેલું રુધિરપાન જોઈને ભયભીત થયેલા સર્વ યોદ્ધાઓ 'આ મનુષ્ય નથી પણ રાક્ષસ છે' એમ કહીને ચિત્રસેનની સાથે રણમાંથી નાસી ગયા.[૩૬] પણ રાજપુત્ર યુધામન્યુ ચિત્રસેનને નાસી જતો જોઈ સૈન્યની સાથે તેની પાછળ પડ્યો અને તેણે નિર્ભયતાપૂર્વક સાત તીક્ષ્ણ બાણો મારીને તેને વીંધી નાખ્યો.[૩૭] એટલે જેમ પગ તળે કચરાયેલો મોટો સર્પ ગલોફાં ચાટતો ચાટતો ઝેરનું વમન કરે, તેમ તે ચિત્રસેન ક્રોધરૂપ ઝેરનું વમન કરી રહ્યો. પાંચાલરાજપુત્ર યુધામન્યુ સામે તે પાછો ફર્યો અને તેણે ત્રણ બાણો વડે પ્રથમ તેને વીંધી નાખી બીજાં છ બાણો વડે તેના સારથિને પણ વીંધી નાખ્યો. એટલે શૂરવીર યુધામન્યુએ સુંદર પૂંખવાળા, પણછદાર અને અતિ તેજદાર અણીવાળા ધનુષ્યને કાન સુધી ખેંચીને તાકેલા એક બાણ વડે ચિત્રસેનના મસ્તકને કાપી નાખ્યું.[૩૮,૩૯] જ્યારે પોતાનો ભાઈ ચિત્રસેન એ પ્રમાણે હણાયો, ત્યારે કર્ણ કોપી ઊઠ્યો. તેણે પોતાનો પુરુષાર્થ બતાવી દઈને પાંડવોના સર્વ સૈન્યને રણમાંથી હાંકી કાઢવા માંડ્યું એટલે તુરત જ નકુલે તે મહાતેજસ્વી કર્ણની સામે ધસારો કર્યો.[૪૦]

બીજી તરફ ભીમસેન પણ પોતાના અદેખા શત્રુ દુઃશાસનનો એ યુદ્ધમાં વધ કરી નાખી ફરી પણ તેના રુધિરનો ખોબો ભરી મહા ઉગ્ર ગર્જનાઓ કરવા લાગ્યો અને સર્વ વીરપુરુષોના સાંભળતાં આવું વચન બોલ્યો: 'ઓ પુરુષાધમ દુઃશાસન! આ તારો શત્રુ હું ભીમસેન તારા કંઠમાંથી રુધિરનું પાન કરું છું; માટે આ સમયે પણ એકદમ હર્ષમાં આવી જઈને 'ઓ ગાય રે ગાય રે' આવા શબ્દોને ફરીથી તું બોલ! તે વેળા સભાની વચ્ચે અમને 'ગાય રે ગાય રે' આવા શબ્દો કહીને જેઓ નૃત્ય કરતા હતા, તેમની સામે જ આજે અમે પણ 'ગાય રે ગાય રે!' આવા શબ્દો કહીને નૃત્ય કરીએ છીએ. ઓ નીચ દુઃશાસન! શકુનિ, દુર્યોધન તથા કર્ણના દુષ્ટ વિચારોના કારણથી પ્રમાણકોટી નામના પ્રદેશમાં મને સુવાડી મૂક્યો હતો; મને ઝેરવાળું ભોજન આપ્યું હતું; મને કાળા સર્પો કરડાવ્યા હતા; લાક્ષાગૃહમાં અમને બાળી મૂકવામાં આવ્યા હતા; જુગાર રમાડીને અમારું રાજ્ય પચાવી પાડવામાં આવ્યું હતું; અમને જંગલમાં હાંકી કાઢવામાં આવ્યા હતા; ભરી સભામાં દ્રૌપદીના કેશો ખેંચવામાં આવ્યા હતા; તેને અતિદારુણ વચનો સંભળાવવામાં આવ્યાં હતાં; અમે ઘણા સંગ્રામોમાં બાણો તથા અસ્ત્રોને સહન કર્યાં છે; અમારે ઘેર રહીને પણ અમે ઘણાં દુઃખો પામ્યા છીએ; વિરાટ રાજાને ઘેર પણ અમે અનેક જાતનાં સંકટો સહ્યાં છે અને તે ઉપરાંત અમે ઘણાં ઘણાં દુઃખો અનુભવ્યાં છે. તે બધાંનું મૂળ કારણ તું જ છે. વળી ધૃતરાષ્ટ્રરાજાની તથા દુર્યોધનની નીચતાને લીધે અમે સદાકાળ દુઃખોનો જ અનુભવ કર્યો છે. સુખો શી વસ્તુ હશે, તે અમે હજી સુધી પણ જાણ્યું નથી.[૪૧-૪૮] હે રાજન્! હે મહારાજ! સર્વ યોદ્ધાઓના સાંભળતાં ભીમસેને આવું વચન કહ્યું. એ રીતે યુદ્ધમાં વિજય મેળવીને તેનું આખું શરીર લોહીલુહાણ થઈ ગયું હતું, તેના મુખમાંથી

પણ રુધિરનાં ટીપાં ટપકતાં હતાં અને ક્રોધથી તે ધૂંધવાઈ ઊઠ્યો હતો એવો તે બળવાન ભીમસેન શ્રીકૃષ્ણ તથા અર્જુન પાસે જઈને હસતાં હસતાં આ પ્રમાણે બોલ્યો 'હે વીર પુરુષો ! દુઃશાસન માટે મેં જે પ્રતિજ્ઞા કરી હતી, તેને આજના યુદ્ધમાં મેં સત્ય કરી છે હવે દુર્યોધનરૂપ બીજા યજ્ઞપશુનો આજે વધ કરી હુ તેનુ પણ આ રણભૂમિને બલિદાન આપીશ અને સર્વ કૌરવોની સમક્ષ એ દુરાત્માના મસ્તકને મારા પગ વતી કચરીને હુ શાંતિ મેળવીશ [૧૪૯-૫૧] ભીમે આ વચનો કહ્યા પછી, પૂર્વે વૃત્રાસુરનો વધ કર્યા પછી હર્ષમા આવી ગયેલા ઇંદ્રે જેવી ગર્જના કરી હતી, તેવી મહાન ગર્જના લોહીથી અંગાંગે ભીંજાઈ ગયેલા તે મહાબળવાન મહાત્મા ભીમસેને મોટા હર્ષમાં આવીને કરી મૂકી [૫૨]

ઇતિ શ્રીમહાભારતમા કર્ણપર્વમા 'દુઃશાસનનો વધ' નામનો અધ્યાય ૮૩મો સમાપ્ત

## અધ્યાય ૮૪ મો

### કર્ણપુત્ર વૃષસેન સાથેના યુદ્ધમાં નકુલની હાર

॥ સંજય ઉવાચ ॥

**दुःशासने तु निहते तव पुत्रा महारथाः ।**
**महाक्रोधविषा वीराः समरेष्वपलायिनः ॥ १ ॥**

સંજય બોલ્યો હે ધૃતરાષ્ટ્રરાજ ! દુઃશાસન યુદ્ધમા મરણ પામ્યો, એટલે મહાક્રોધરૂપ વિષનુ વમન કરતા, યુદ્ધમાં કદી પાછા નહિ હઠનારા અને મહાવીર્યવાળા એવા નિષંગી, કવચી, પાશી, દંડધાર, ધનુર્ધર, અલોપ, સહ, ષંઢ, વાતવેગ અને સુવર્ચસ એ દશ તમારા મહારથી પુત્રો પોતાના ભાઈના મરણથી દુઃખી થઈ ભીમસેન સામા એકી સાથે ચઢી આવ્યા અને બાણોનો મારો ચલાવી તેને ઢાંકી દેવા લાગ્યા [૧-૩] તેઓ મહાબાહુ ભીમસેનને આગળ વધતો અટકાવવા લાગ્યા. આ પ્રમાણે તે મહારથીઓ ચોતરફથી મારો ચલાવી ભીમસેનને અટકાવવા લાગ્યા આથી ક્રોધાગ્નિથી લાલચોળ નેત્રવાળો ભીમસેન કોપેલા કાળની પેઠે દીપી ઊઠ્યો તુરત જ તેણે મહાવેગવાળાં અને સોનેરી પૂંખવાળા ભલ્લ જાતિના દશ બાણો માર્યા અને સુવર્ણના બાજુબંધોને ધારણ કરનારા તે દશેય ભરતવંશી કુમારોને યમલોકમા મોકલી દીધા [૪] આમ જ્યારે તે વીર યોદ્ધાઓ મરણ પામ્યા, ત્યારે ભીમસેનના ભયથી ગભરાઈ ગયેલુ તમારુ સૈન્ય કર્ણના દેખતાં રણમાંથી નાઠુ એ સમયે કાળ જેમ પ્રજાઓ ઉપર પરાક્રમ કરે, તેમ ભીમસેન તમારા યોદ્ધાઓ પર પરાક્રમ કરી રહ્યો હતો. ત્યારે હે મહારાજ ! કર્ણના મનમાં પણ મહાન ભય પેસી ગયો કર્ણને ભયભીત થયેલો જોઈને, આકાર પરથી અભિપ્રાયને જાણી જનારો અને રણ શોભાવનારો શલ્યરાજ શત્રુદમન કર્ણને આવું સમયોચિત વચન કહેવા લાગ્યો 'હે રાધાપુત્ર કર્ણ ! તુ ગભરાઈશ નહિ તારા જેવા પુરુષને આમ ગભરાઈ જવુ યોગ્ય નથી [૫-૯] જો, ભીમસેનના ભયથી વિહ્વળ થયેલા આ રાજાઓ રણમાથા નાસી જાય છે અને પેલી તરફ રાજા દુર્યોધન દુઃશાસનના મરણથી ખિન્ન થઈ મૂર્ચ્છિત દશામાં પડ્યો છે કૃપાચાર્ય વગેરે મહારથીઓ તથા મરણ પામતાં બચી ગયેલા તેના ભાઈઓ મહાત્મા ભીમસેને દુઃશાસનના રુધિરનુ પાન કર્યું તેના શોકને લીધે મનમાં ઘણા જ ખિન્ન અને ઉદાસ થઈ ગયા છે, તોપણ તેઓ દુર્યોધનની આસપાસ વીંટાઈ વળીને તેનુ આશ્વાસન કરે છે [૧૦-૧૨] જો, પેલા અર્જુન વગેરે શૂરા પાંડવો આ સમયનો લાભ લઈ તારી સામા જ ચઢી આવે છે [૧૩] માટે હે પુરુષવ્યાઘ્ર કર્ણ ! તુ પુરુષાર્થનો આશ્રય કરી અને ક્ષાત્રધર્મને આગળ કરી અર્જુન સામે ચઢાઈ કર [૧૪] હે મહાબાહુ

કર્ણ ! દુર્યોધને આ યુદ્ધનો સર્વ ભાર તારા પર જ મૂક્યો છે, માટે તું તારી શક્તિ અને બળ પ્રમાણે તે ભારને ઉઠાવી લે.[૧૫] આ યુદ્ધમાં તારો જો વિજય થશે તો તને મોટી કીર્તિ મળશે અને જો તારું મરણ થશે તો તને અવશ્ય સ્વર્ગ મળશે. હે રાધાપુત્ર ! જો, આ સમયે તું ગભરાટમાં આવી પડ્યો છે, ત્યારે તારો પુત્ર વૃષસેન તો ક્રોધાયમાન થઈને પાંડવો સામે દોડી ગયો છે.' મહાપ્રતાપી શલ્યરાજનાં આ વચન સાંભળી કર્ણે ક્ષત્રિયને છાજે તેવો આવશ્યક શૌર્યભાવ હૃદયમાં ધારણ કર્યો અને મનમાં યુદ્ધ કરવાનો અતિ દૃઢ નિશ્ચય કર્યો.[૧૬,૧૭]

તે પછી કોપેલો વૃષસેન યુદ્ધના મોખરામાં ઊભા રહેલા, હાથમાં ગદાને ધારણ કરી રહેલા અને દંડધારી કાળની પેઠે તમારા યોદ્ધાઓ સામે લડી રહેલા પાંડુપુત્ર ભીમસેન સામે દોડ્યો.[૧૮] એટલે જંભાસુરનો વધ કરવા માટે ઇંદ્ર જેમ તેની સામે દોડી ગયો હતો, તેમ મહાવીર નકુલ પોતાના શત્રુ કર્ણપુત્ર વૃષસેન સામે યુદ્ધ કરવા માટે બાણોનો મારો ચલાવતો ચલાવતો ક્રોધથી દોડી ગયો.[૧૯] ત્યાં વીર નકુલે ક્ષુર જાતિના એક બાણથી સ્ફટિકમણિના દાંડાવાળા તથા ચિત્રવિચિત્ર કંચુકવાળા વૃષસેનના ધ્વજને કાપી પાડ્યો તથા ભલ્લ જાતિના બીજા એક બાણથી તેના સુવર્ણથી મઢેલા અદ્ભુત ધનુષ્યના ટુકડા કરી નાખ્યા.[૨૦] તુરત જ અસ્ત્રકુશળ વૃષસેને બીજું ધનુષ્ય ઉઠાવી લીધું અને પુષ્કળ બાણોથી પ્રથમ નકુલને વીંધી નાખ્યો અને પછી એ કર્ણનંદને નકુલ ઉપર દિવ્ય અસ્ત્રોની વૃષ્ટિ કરી મૂકી.[૨૧] હે રાજન્ ! કર્ણના પુત્ર વૃષસેનને પ્રથમ જ બાણોના પ્રહારથી અત્યંત વીંધી નાખવામાં આવ્યો હતો અને તેમાં પાછો અસ્ત્રોરૂપ પવન ફૂંકાયો હતો, તેથી ઘીની આહુતિઓથી જેમ અગ્નિ પ્રજ્વળી ઊઠે, તેમ તે પણ પોતાના તેજથી તથા ક્રોધથી પ્રજ્વળી ઊઠ્યો.[૨૨] હે રાજા ! તેણે ઉત્તમોત્તમ જાતિનાં અસ્ત્રો માર્યાં અને વનાયુ દેશમાં જન્મેલા, ધોળા રંગના, અતિશય વેગથી ગતિ કરનારા તથા સુવર્ણના અલંકારોથી શણગારેલા નકુલના સર્વ ઘોડાઓનો નાશ કરી નાખ્યો.[૨૩] આમ ઘોડાઓ મરણ પામ્યા, એટલે નકુલ સુવર્ણની ચળકતી ફૂદડીઓવાળી ઢાલને તથા આકાશ સમાન વાદળી રંગની તલવારને હાથમાં લઈ રથ પરથી નીચે ઊતરી પડ્યો અને તે ઢાલતરવાર ફેરવતો પક્ષીની પેઠે રણમાં ઘૂમવા લાગ્યો.[૨૪] ત્યાં નકુલ આકાશમાં ઊડી ઊડીને ઘણી ઝડપથી તરેહતરેહનું તલવારયુદ્ધ કરી રહ્યો. તેણે અનેક રથીઓને, ઘોડેસવારોને તથા હાથીસવારોને કચાકચ કાપી નાખ્યા. તેથી જેમ અશ્વમેધ યજ્ઞમાં યજ્ઞપશુઓનો વધ કરનારાને હાથે કપાઈ ગયેલાં પશુઓ પૃથ્વી પર પડે, તેમ તેઓ નકુલની તલવારથી કપાઈ જઈને રણભૂમિ પર પડવા લાગ્યા.[૨૫] એ યુદ્ધમાં પોતાના વિજયની ઇચ્છા રાખનારા નકુલે યુદ્ધ કરવામાં કુશળ, પગારો દ્વારા સારી પેઠે પોષાયેલા, સત્ય પ્રતિજ્ઞાવાળા અને ઉત્તમોત્તમ ચંદનથી ચર્ચાયેલાં અંગોવાળા જુદા જુદા દેશના બે હજાર યોદ્ધાઓને કાપી નાખ્યા હતા.[૨૬] આ રીતે યુદ્ધ કરતો નકુલ પોતાની નજીકમાં ધસી આવતો હતો તે જોઈ વૃષસેન એકદમ આગળ વધ્યો અને સંખ્યાબંધ બાણોથી તેને વીંધવા લાગ્યો. એટલે અત્યંત વીંધાઈ ગયેલો તે નકુલ ઘણો જ કોપી ઊઠ્યો.[૨૭] પછી એ મહાભયંકર સમયે પણ મહાત્મા નકુલે પોતાના ભાઈ ભીમસેનની રક્ષા તળે રહીને મહાભયંકર પરાક્રમ કરવા માંડ્યું. ત્યાં કર્ણપુત્ર વૃષસેને રોષે ભરાઈને રણમાં ખેલી રહેલા એ વીર નકુલને અઢાર બાણોથી વીંધી નાખ્યો. ત્યારે એ નકુલ પોતે એકલો હતો છતાં વીરતાપૂર્વક અનેક

પણ રુધિરનાં ટીપાં ટપકતાં હતાં અને ક્રોધથી તે ધૂંધવાઈ ઊઠ્યો હતો એવો તે બળવાન ભીમસેન શ્રીકૃષ્ણ તથા અર્જુન પાસે જઈને હસતાં હસતા આ પ્રમાણે બોલ્યો 'હે વીર પુરુષો ! દુઃશાસન માટે મેં જે પ્રતિજ્ઞા કરી હતી, તેને આજના યુદ્ધમાં મે સત્ય કરી છે હવે દુર્યોધનરૂપ બીજા યજ્ઞપશુનો આજે વધ કરી હુ તેનું પણ આ રણભૂમિને બલિદાન આપીશ અને સર્વ કૌરવોની સમક્ષ એ દુરાત્માના મસ્તકને મારા પગ વતી કચરીને હુ શાંતિ મેળવીશ [149-51] ભીમે આ વચનો કહ્યા પછી, પૂર્વે વૃત્રાસુરનો વધ કર્યા પછી હર્ષમા આવી ગયેલા ઇંદ્રે જેવી ગર્જના કરી હતી. તેવી મહાન ગર્જના લોહીથી અંગાંગે ભીંજાઈ ગયેલા તે મહાબળવાન મહાત્મા ભીમસેને મોટા હર્ષમાં આવીને કરી મૂકી [52]

ઇતિ શ્રીમહાભારતના કર્ણપર્વમા 'દુઃશાસનનો વધ' નામનો અધ્યાય ૮૩મો સમાપ્ત

## अध्याय ८४ मो

### કર્ણપુત્ર વૃષસેન સાથેના યુદ્ધમાં નકુલની હાર

॥ सजय उवाच ॥

दुःशासने तु निहते तव पुत्रा महारथाः ।
महाक्रोधविषा वीराः समरेष्वपलायिनः ॥ १ ॥

સંજય બોલ્યો હે ધૃતરાષ્ટ્રરાજ ! દુઃશાસન યુદ્ધમાં મરણ પામ્યો, એટલે મહાક્રોધરૂપ વિષનું વમન કરતા, યુદ્ધમા કદી પાછા નહિ હઠનાર અને મહાવીર્યવાળા એવા નિષંગી, કવચી, પાશી, દંડધાર, ધનુર્ધર, અલોપ, સહ, ષંઢ, વાતવેગ અને સુવર્ચસ એ દશ તમારા મહારથી પુત્રો પોતાના ભાઈના મરણથી દુઃખી થઈ ભીમસેન સામા એકી સાથે ચઢી આવ્યા અને બાણોનો મારો ચલાવી તેને ઢાંકી દેવા લાગ્યા [1-3] તેઓ મહાબાહુ ભીમસેનને આગળ વધતો અટકાવવા લાગ્યા આ પ્રમાણે તે મહારથીઓ ચોતરફથી મારો ચલાવી ભીમસેનને અટકાવવા લાગ્યા આથી ક્રોધાગ્નિથી લાલચોળ નેત્રવાળો ભીમસેન કોપેલા કાળની પેઠે દીપી ઊઠ્યો તુરત જ તેણે મહાવેગવાળા અને સોનેરી પૂંખવાળાં ભલ્લ જાતિનાં દશ બાણો માર્યાં અને સુવર્ણના બાજુબંધોને ધારણ કરનારા ને દશેય ભરતવંશી કુમારોને યમલોકમા મોકલી દીધા [4] આમ જ્યારે તે વીર યોદ્ધાઓ મરણ પામ્યા, ત્યારે ભીમસેનના ભયથી ગભરાઈ ગયેલું તમારુ સૈન્ય કર્ણના દેખતાં રણમાથી નાઠું. એ સમયે કાળ જેમ પ્રજાઓ ઉપર પરાક્રમ કરે, તેમ ભીમસેન તમારા યોદ્ધાઓ પર પરાક્રમ કરી રહ્યો હતો ત્યારે હે મહારાજ ! કર્ણના મનમાં પણ મહાન ભય પેસી ગયો કર્ણને ભયભીત થયેલો જોઈને, આકાર પરથી અભિપ્રાયને જાણી જનારા અને રણ શોભાવનારા શલ્યરાજ શત્રુદમન કર્ણને આવું સમયોચિત વચન કહેવા લાગ્યો 'હે રાધાપુત્ર કર્ણ ! તું ગભરાઈશ નહિ તારા જેવા પુરુષને આમ ગભરાઈ જવુ યોગ્ય નથી [5-9] જો, ભીમસેનના ભયથી વિહ્વળ થયેલા આ રાજાઓ રણમાથી નાસી જાય છે અને પેલી તરફ રાજા દુર્યોધન દુઃશાસનના મરણથી ખિન્ન થઈ મૂર્છિત દશામાં પડ્યો છે કૃપાચાર્ય વગેરે મહારથીઓ તથા મરણ પામતાં બચી ગયેલા તેના ભાઈઓ મહાત્મા ભીમસેને દુઃશાસનના રુધિરનું પાન કર્યું તેના શોકને લીધે મનમા ઘણા જ ખિન્ન અને ઉદાસ થઈ ગયા છે. તોપણ તેઓ દુર્યોધનની આસપાસ વીંટાઈ વળીને તેનું આશ્વાસન કરે છે.[10-12] જો, પેલા અર્જુન વગેરે શૂર પાંડવો આ સમયનો લાભ લઈ તારી સામા જ ચઢી આવે છે [13] માટે હે પુરુષવ્યાઘ્ર કર્ણ ! તું પુરુષાર્થનો આશ્રય કરી અને ક્ષાત્રધર્મને આગળ કરી અર્જુન સામે ચઢાઈ કર [14] હે મહાબાહુ

કર્ણ ! દુર્યોધને આ યુદ્ધનો સર્વ ભાર તારા પર જ મૂક્યો છે, માટે તું તારી શક્તિ અને બળ પ્રમાણે તે ભારને ઉઠાવી લે[૧૫] આ યુદ્ધમાં તારો જો વિજય થશે તો તને મોટી કીર્તિ મળશે અને જો તારુ મરણ થશે તો તને અવશ્ય સ્વર્ગ મળશે હે ગંગાપુત્ર ! જો, આ સમયે તું ગભરાટમાં આવી પડ્યો છે, ત્યારે તારો પુત્ર વૃષસેન તો ક્રોધાયમાન થઈને પાંડવો સામે દોડી ગયો છે.' મહાપ્રતાપી શલ્યરાજનાં આ વચન સાંભળી કર્ણે ક્ષત્રિયને છાજે તેવો આવશ્યક શૌર્યભાવ હૃદયમાં ધારણ કર્યો અને મનમાં યુદ્ધ કરવાનો અતિ દૃઢ નિશ્ચય કર્યો.[૧૬,૧૭]

તે પછી કોપેલો વૃષસેન યુદ્ધના મોખરામાં ઊભા રહેલા, હાથમાં ગદાને ધારણ કરી રહેલા અને દંડધારી કાળની પેઠે તમારા યોદ્ધાઓ સામે લડી રહેલા પાંડુપુત્ર ભીમસેન સામે દોડ્યો[૧૮] એટલે જંભાસુરનો વધ કરવા માટે ઇંદ્ર જેમ તેની સામે દોડી ગયો હતો, તેમ મહાવીર નકુલ પોતાના શત્રુ કર્ણપુત્ર વૃષસેન સામે યુદ્ધ કરવા માટે બાણોનો મારો ચલાવતો ચલાવતો ક્રોધથી દોડી ગયો.[૧૯] ત્યાં વીર નકુલે ક્ષુર જાતિના એક બાણથી સ્ફટિક-મણિના દાંડાવાળા તથા ચિત્રવિચિત્ર કંચુકવાળા વૃષસેનના ધ્વજને કાપી પાડ્યો તથા ભલ્લ જાતિના બીજા એક બાણથી તેના સુવર્ણથી મઢેલા અદ્ભુત ધનુષ્યના ટુકડા કરી નાખ્યા.[૨૦] તુરત જ અસ્ત્રકુશળ વૃષસેને બીજું ધનુષ્ય ઉઠાવી લીધું અને પુષ્કળ બાણોથી પ્રથમ નકુલને વીંધી નાખ્યો અને પછી એ કર્ણનંદને નકુલ ઉપર દિવ્ય અસ્ત્રોની વૃષ્ટિ કરી મૂકી[૨૧] હે રાજન્ ! કર્ણના પુત્ર વૃષસેનને પ્રથમ જ બાણોના પ્રહારથી અત્યંત વીંધી નાખવામાં આવ્યો હતો અને તેમાં પાછો અસ્ત્રોરૂપ પવન ફૂંકાયો હતો, તેથી ઘીની આહુતિઓથી જેમ અગ્નિ પ્રજ્વળી ઊઠે, તેમ તે પણ પોતાના તેજથી તથા ક્રોધથી પ્રજ્વળી ઊઠ્યો.[૨૨] હે રાજા ! તેણે ઉત્તમોત્તમ જાતિનાં અસ્ત્રો માર્યાં અને વનાયુ દેશમાં જન્મેલા, ધોળા રંગના, અતિશય વેગથી ગતિ કરનારા તથા સુવર્ણના અલંકારોથી શણગારેલા નકુલના સર્વ ઘોડાઓનો નાશ કરી નાખ્યો[૨૩] આમ ઘોડાઓ મરણ પામ્યા, એટલે નકુલ સુવર્ણની ચળકતી ફૂદડીઓવાળી ઢાલને તથા આકાશસમાન વાદળી રંગની તલવારને હાથમાં લઈ રથ પરથી નીચે ઊતરી પડ્યો અને તે ઢાલતરવાર ફેરવતો પક્ષીની પેઠે રણમાં ઘૂમવા લાગ્યો[૨૪] ત્યાં નકુલ આકાશમાં ઊડી ઊડીને ઘણી ઝડપથી તરેહતરેહનું તલવાર-યુદ્ધ કરી રહ્યો. તેણે અનેક રથીઓને, ઘોડેસવારોને તથા હાથીસવારોને કચાકચ કાપી નાખ્યા. તેથી જેમ અશ્વમેધ યજ્ઞમાં યજ્ઞપશુઓનો વધ કરનારાને હાથે કપાઈ ગયેલાં પશુઓ પૃથ્વી પર પડે, તેમ તેઓ નકુલની તલવારથી કપાઈ જઈને રણ-ભૂમિ પર પડવા લાગ્યા.[૨૫] એ યુદ્ધમાં પોતાના વિજયની ઇચ્છા રાખનારા નકુલે યુદ્ધ કરવામાં કુશળ. પગારો દ્વારા સારી પેઠે પોષાયેલા, સત્ય પ્રતિજ્ઞાવાળા અને ઉત્તમોત્તમ ચંદનથી ચર્ચાયેલાં અંગોવાળા જુદા જુદા દેશના બે હજાર યોદ્ધાઓને કાપી નાખ્યા હતા.[૨૬] આ રીતે યુદ્ધ કરતો નકુલ પોતાની નજીકમાં વસી આવતો હતો તે જોઈ વૃષસેન એકદમ આગળ વધ્યો અને સંખ્યાબંધ બાણોથી તેને વીંધવા લાગ્યો. એટલે અત્યંત વીંધાઈ ગયેલો તે નકુલ ઘણો જ કોપી ઊઠ્યો[૨૭] પછી એ મહાભયકર સમયે પણ મહાત્મા નકુલે પોતાના ભાઈ ભીમસેનની રક્ષા તળે રહીને મહાભયકર પરાક્રમ કરવા માંડ્યું. ત્યાં કર્ણપુત્ર વૃષસેને રોષે ભરાઈને રણમાં ખેલી રહેલા એ વીર નકુલને અઢાર બાણોથી વીંધી નાખ્યો ત્યારે એ નકુલ પોતે એકલો હતો છતાં વીરતાપૂર્વક અનેક

પાળાઓનો, ઘોડેસવારોનો, હાથીસવારોનો તથા રથીયોદ્ધાઓનો સંહાર વાળી રહ્યો હતો. હે રાજન્! પણ એ મહારણમાં વૃષસેન જ્યારે નકુલને અત્યંત વીંધી નાખવા લાગ્યો, ત્યારે એ નરવીર પાંડુનંદન કર્ણના પુત્રને મારી નાખવાની ઇચ્છાથી ક્રોધપૂર્વક તેની સામે દોડ્યો. આમ માંસમાં લુબ્ધ થયેલું બાજપક્ષી પોતાની બન્ને પાંખો પહોળી કરીને જેમ એકાએક ધસી આવે, તેમ ઉદાર વીર્યવાળો નકુલ ધસી આવ્યો. ત્યાં વૃષસેન તેના પર તીક્ષ્ણ બાણોની વૃષ્ટિ કરવા લાગ્યો, પરંતુ જાતજાતના યુદ્ધમાર્ગોમાં ઘૂમી રહેલા એ નકુલે તેનાં સર્વ બાણોને નિષ્ફળ કરી નાખ્યાં.[૨૮-૩૧] હે નરેંદ્ર! નકુલ હાથમાં તલવાર લઈ અદ્દભુત રીતે વેગથી ઘૂમતો હતો, તે સમયે કર્ણપુત્ર વૃષસેને મોટાં મોટાં બાણો મારીને એક હજાર ફૂલ્ડીઓવાળી તેની ઢાલના કટકે કટકા કરી નાખ્યા.[૩૨] વળી શત્રુઓ સામે ટક્કર ઝીલનારા વૃષસેને અતિ વેગવાળાં તીક્ષ્ણ તથા પ્રદીપ્ત એવાં છ બાણો તેના પર માર્યાં અને નકુલ જે ખુલ્લી તલવારને વીંઝતો હતો તેના કટકા કરી નાખ્યા. એ તલવાર તદ્દન લોખંડની પાણીદાર, તીક્ષ્ણ ધારવાળી અને ઉગ્ર હતી. તે મોટા યુદ્ધભારને સહન કરનારી હતી, શત્રુઓનાં શરીરોનો નાશ કરનારી હતી, તેમ જ સર્પ સમાન ઉગ્ર સ્વરૂપવાળી હતી. વળી તેણે સજ્જ કરેલાં બીજાં કેટલાંએક બાણો મારીને નકુલને છાતીમાં ગાઢ વીંધી નાખ્યો.[૩૩,૩૪] હે રાજન્! મહાત્મા નકુલ વૃષસેનના તે છેવટના બાણપ્રહારથી અત્યંત સંતપ્ત થઈ ગયો; તેથી આર્ય પુરુષોથી બની શકે તેવું અને બીજા અનાર્ય પુરુષોએ કરવું અશક્ય એવું પરાક્રમ કરીને તે એકદમ ભીમસેનના રથ તરફ ચાલ્યો ગયો.[૩૫] જેના ઘોડાઓ મરણ પામ્યા હતા તથા જે વૃષસેનનાં બાણોથી તપી ગયો હતો, તે માદ્રીપુત્ર નકુલ સિંહ જેમ પર્વતના શિખર પર કૂદી બેસે, તેમ અર્જુનના દેખતાં ભીમસેનના રથ પર કૂદી બેઠો.[૩૬] તે પછી કોપાયમાન થયેલો વીર મહાત્મા વૃષસેન એક રથમાં બેઠેલા તે બન્ને મહારથી પાંડુપુત્રોને ઘાયલ કરી દેવાની ઇચ્છાથી તેમના પર સંખ્યાબંધ બાણોની વૃષ્ટિ કરવા લાગ્યો.[૩૭] આ પ્રમાણે વૃષસેને પાંડવ નકુલના રથને ભાંગી નાખ્યો હતો તથા બીજાં અસંખ્ય બાણો મારીને તેની તલવારના પણ કટકા કરી નાખ્યા હતા. એટલે બીજા ઘણા કૌરવયોદ્ધાઓ ત્યાં એકઠા થઈ ગયા અને તેઓ બન્ને ભાઈઓ સામે ધસારો કરીને બાણોના વરસાદ વરસાવી પ્રહારો કરવા લાગ્યા. આ રીતે પોતાની આસપાસ ચઢી આવેલા તે સર્વ યોદ્ધાઓને જોઈને ભીમસેન તથા અર્જુન આહુતિઓ આપેલા અગ્નિઓની પેઠે ક્રોધથી જાજ્વલ્યમાન થઈ ગયા અને પછી તે બન્ને જણા વૃષસેન પર અતિઘોર બાણવૃષ્ટિ કરવા લાગ્યા. એ સમયે પવનપુત્ર ભીમસેને અર્જુનને કહ્યું: 'ઓ અર્જુન! જો, આ કર્ણનો પુત્ર નકુલને બાણો મારી મારીને ક્યારનોય પીડી રહ્યો છે, તેમ જ અમને બધાને પણ એ રીતે પીડા કરવા તૈયાર થયો છે, માટે તું એની સામે ચઢાઈ કર.[૩૮-૪૦] ભીમસેનનાં એ વચન સાંભળ્યા પછી તુરત જ અર્જુન તેના રથ પાસે જઈ પહોંચ્યો, એટલે નકુલ પણ પોતાના વીર ભાઈને પાસે આવેલો જોઈ તેને કહેવા લાગ્યો : 'હે અર્જુન! તમે સત્વર આ કર્ણના પુત્રનો નાશ કરો.'[૪૧] આ પ્રમાણે જ્યારે પોતાના ભાઈ નકુલે યુદ્ધમાં સર્વની સમક્ષ કહ્યું, એટલે મનુષ્યશ્રેષ્ઠ અર્જુને શ્રીકૃષ્ણના વશમાં રહેલા અને વાનરની ધ્વજવાળા પોતાના રથને વૃષસેન સામે હંકાર્યો.[૪૨]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'વૃષસેન સાથેના યુદ્ધમાં નકુલનો પરાજય' નામનો અધ્યાય ૮૪ મો સમાપ્ત

# अध्याय ८५मो

## કર્ણપુત્ર વૃષસેનનો વધ

॥ संजय उवाच ॥

नकुलमथ विदित्वा छिन्नबाणासनासिं
विरथमरिशरार्त्तं कर्णपुत्रास्त्रमग्नम् ।
पवनधुतपताकाह्लादिनो वल्गिताश्वा
वरपुरुषनियुक्तास्ते रथाः शीघ्रमीयुः ॥ १ ॥

સંજય બોલ્યો : હે ધૃતરાષ્ટ્રરાજ ! એ લડાઈમાં નકુલનું ધનુષ્ય તથા તલવાર કપાઈ ગયાં હતાં; રથ ભાંગી પડ્યો હતો, પોતે પણ શત્રુનાં બાણોથી પીડાઈ ગયો હતો અને કર્ણના પુત્રે અસ્ત્રો વડે તેનો પરાજય કર્યો હતો. આ સર્વ વૃત્તાંત જાણીને દ્રુપદરાજના પાંચ મહારથી પુત્રો, છઠ્ઠો સાત્યકિ અને શત્રુઓ સામે ટક્કર ઝીલનારા દ્રૌપદીના પાંચ પુત્રો એ શ્રેષ્ઠ પુરુષો શસ્ત્રો સજીને રથમાં બેસી ત્યાં ઝટઝટ આવી પહોંચ્યા. તેઓ હાથમાં ધનુષ્ય લઈ લઈને પવનમાં ધજાઓને ફરકાવતા હતા, મોટી મોટી ગર્જનાઓ કરતા હતા અને પોતાના ઉત્તમ સારથિઓ દ્વારા ઘોડાઓને કુદાવતા હતા. તેઓ નાગરાજ શેષના સરખાં ભયંકર બાણો છોડીને તમારા હાથીઓને, રથીઓને અને ઘોડાઓને સંહારતા હતા. એટલે કૃપાચાર્ય, કૃતવર્મા, અશ્વત્થામા, દુર્યોધન, શકુનિનો પુત્ર ઉલૂક, વૃક, ક્રાથ અને દેવાવૃધ વગેરે તમારા મુખ્ય મુખ્ય મહારથીઓ મેઘ તથા હાથીઓની સમાન ગર્જના કરનારા રથોમાં બેસીને વારંવાર ધનુષ્યો વીંઝતા સત્વર તેમની સામા ધસી ગયા. હે રાજા ! તમારા પક્ષના તે વીર મહારથીઓ શત્રુપક્ષના અગિયાર મહારથીઓ પર મોટાં મોટાં બાણોનો મારો ચલાવી તેમને આગળ વધતા અટકાવવા લાગ્યા, પણ તે જ સમયે પાંડવપક્ષના કુલિંદયોદ્ધાઓ નવા મેઘ સમાન વર્ણના, પર્વતોનાં શિખરો સમાન દેખાવના તથા મહાભયંકર વેગવાળા હાથીઓ પર સવાર થઈ તમારા યોદ્ધાઓ પર ચઢી આવ્યા.[૧-૪] યુદ્ધ કરવાની ઇચ્છાવાળા તે કુશળ યોદ્ધાઓ જે હાથીઓ પર બેઠા હતા તેઓ બધા શાસ્ત્રોક્ત વિધિએ બરાબર સજ્જ કરેલા હતા, હિમાલયમાં ઉત્પન્ન થયેલા હતા, મદોત્કટ હતા અને સુવર્ણભરેલી ઝૂલોથી ઢંકાયેલા હતા; તેથી આકાશમાં જેમ વીજળીવાળા મેઘો શોભે, તેમ તેઓ રણભૂમિ પર શોભતા હતા. તે પછી પ્રથમ જ કુલિંદના પુત્રે તદ્દન લોખંડનાં દશ બાણો મારી કૃપાચાર્યને, તેમના સારથિને તથા તેમના ઘોડાઓને સખ્ત વીંધી નાખ્યા; એટલે તુરત જ કૃપાચાર્યનાં બાણોથી મરણ પામી તે હાથીની સાથે પૃથ્વી પર પડ્યો.[૫,૬] બીજી તરફ તે કુલિંદપુત્રનો નાનો ભાઈ સૂર્યનાં કિરણોની પેઠે ઝળહળતાં લોઢાનાં તોમરોનો મારો ચલાવવા લાગ્યો અને તેણે જોતજોતામાં ગાંધારરાજના રથના ભુક્કા કાઢી નાખી મોટી ગર્જના કરી; એટલે ગાંધારરાજાએ તેનું પણ મસ્તક કાપી નાખ્યું.[૭] આમ જ્યારે કુલિંદયોદ્ધાઓ એક પછી એક મરણ પામવા લાગ્યા, ત્યારે તમારા પક્ષના મહારથીઓ એકદમ હર્ષમાં આવી ગયા અને અત્યંત જોરથી શંખો વગાડવા લાગ્યા તથા હાથમાં ધનુષ્યો લઈને શત્રુઓ સામે આગળ વધ્યા. પછી તે સર્વ કૌરવોનું પાંડવો તથા સૃંજયોની સાથે પુનઃ અતિ દારુણ યુદ્ધ આરંભાયું. તે યુદ્ધમાં બાણો, તલવારો, શક્તિઓ, બેધારી તલવારો, ગદાઓ તથા ફરસીઓના પ્રહારોથી મનુષ્યો, ઘોડાઓ અને હાથીઓનો સંહાર વળી જવા લાગ્યો, તેમ જ અત્યંત ઘોર ખળભળાટ જણાવા લાગ્યો.[૮,૯] જેમ મહાતોફાની પવનના આઘાતથી વીજળીઓના ઝબકારાવાળા તથા ગર્જના કરી રહેલા મેઘો છૂટાછવાયા સર્વ દિશાઓમાં વીખરાઈ પડે, તેમ ઘણા ઘોડેસવારો,

હાથીસવારો અને પાળાઓ પરસ્પરના પ્રહારથી પૃથ્વી પર પડવા લાગ્યા.[૧૦] પછી ભોજકુળના કૃતવર્માએ શતાનીકના સૈન્યમાં રહેલા અનેક મોટા મોટા હાથીઓનો, રથોનો, સંખ્યાબંધ પાળાઓનો તથા ઘણા ઘોડાઓનો ધાણ કાઢી નાખ્યો અને એક ક્ષણવારમાં તો તેનાં બાણોથી કપાઈ ગયેલા તેઓ બધા પૃથ્વી પર પડ્યા.[૧૧] તેવામાં દ્રોણપુત્ર અશ્વત્થામાએ બીજા મોટા મોટા ત્રણ હાથીઓનો તેમના પર રહેલાં સર્વ આયુધો, યોદ્ધાઓ તથા ધજાઓની સાથે નાશ કર્યો. એટલે તેઓ પણ વજ્રથી તૂટી પડેલા મોટા પર્વતોની પેઠે પૃથ્વી પર પછડાઈ પડ્યા અને પ્રાણરહિત થયા.[૧૨] એ જ સમયે બીજી તરફ કુલિંદરાજાના ત્રીજા પુત્રે તમારા પુત્રની છાતીમાં મહાતીક્ષ્ણ બાણોનો પ્રહાર કર્યો, એટલે તમારા પુત્રે સજ્જ કરેલાં તીક્ષ્ણ બાણો મારીને તેના શરીરને કાપી નાખ્યું તેમ જ તેના હાથીને પણ મારી નાખ્યો.[૧૩] આથી તે મહાન હાથી મરણ પામેલા રાજપુત્રની સાથે પૃથ્વી પર પડ્યો અને વર્ષાકાળે ઇંદ્રના વજ્રના પ્રહારથી તૂટી પડેલો ગેરુનો પર્વત જેમ ગેરુના રંગવાળા જળપ્રવાહને ઝરે, તેમ તે પણ શરીરમાંથી રુધિરની અનેક ધારાઓને ઝરવા લાગ્યો.[૧૪] તેવામાં કુલિંદરાજાના પુત્રે એક બીજા હાથીને રણમાં દોડાવ્યો, એટલે તે હાથીએ સારથિ, ઘોડા અને રથ સહિત ક્રાથરાજાને પૃથ્વી પર પટકી પાડ્યો. પછી ક્રાથરાજાએ કેટલાંએક બાણોનો પ્રહાર કર્યો; એટલે તે હાથી વજ્રથી તૂટી પડેલા પર્વતની પેઠે પોતાના રથ પર બેઠેલા કુલિંદપુત્રની સાથે રણમાં ઢળી પડ્યો. હવે પર્વતપ્રદેશના રાજાએ હાથી પર સવાર થઈને રણમાં દુર્જય એવા રથી ક્રાથરાજાને બાણો વડે મારી નાખ્યો; તેથી મહાપ્રચંડ વાયુના ઝપાટાથી મોટું વૃક્ષ જેમ ભાંગી પડે, તેમ તે ક્રાથરાજા ઘોડા, સારથિ, ધનુષ્ય તથા ધજાની સાથે રણભૂમિ પર પડ્યો. ત્યાં કૌરવપક્ષના વૃક નામના રાજાએ પર્વતપ્રદેશમાં વસનારા અને હાથી પર બેઠેલા તે રાજાને બાણો મારીને અત્યંત વીંધી નાખ્યો; પણ તેના મહાન હાથીએ ચારેય પગો વડે ઘોડા અને રથ સહિત તે વૃકરાજાને કચરી નાખ્યો.[૧૫-૧૭] હવે તે મહાન હાથી બભ્રુના પુત્રનાં બાણોથી અત્યંત ઘાયલ થઈને પોતાના સવારની સાથે ધરણી પર ઢળી પડ્યો. પછી તે દેવાવૃધનો પુત્ર પણ સહદેવના પુત્રને હાથે વીંધાઈ જઈને પૃથ્વી પર પડ્યો.[૧૮] તેવામાં તો કુલિંદનો પુત્ર દંતૂશળ અને સૂંઢથી યોદ્ધાઓનો સંહાર કરનારા એક હાથી પર બેસીને શકુનિને મારી નાખવા માટે વેગથી ધસી આવ્યો અને તેને અત્યંત પીડવા લાગ્યો, પણ ગાંધારરાજ શકુનિએ તુરત જ તેનું મસ્તક ઉડાડી પાડ્યું.[૧૯] તે પછી નકુલના પુત્ર શતાનીકે તમારા મોટા મોટા હાથીઓને, ઘોડાઓને, રથીઓને તથા સંખ્યાબંધ પાળાઓને મારી નાખવા માંડ્યા; તેથી ગરુડની પાંખના પ્રચંડ વાયુના આઘાતથી મરણ પામેલા સર્પો જેમ વિવશ અને છિન્નભિન્ન થઈ પૃથ્વી પર પડે, તેમ તેઓ પણ રણભૂમિ પર પડવા લાગ્યા. ત્યારે કલિંગરાજનો પુત્ર નકુલના પુત્ર શતાનીકને ગર્વાવેશમાં આવી જઈને અનેક તીક્ષ્ણ બાણોથી વીંધવા લાગ્યો; એટલે તુરત જ શતાનીકે ક્ષુર જાતિનું એક બાણ મારીને તેના કમળ સમાન મુખવાળા મસ્તકને કોપથી કાપી નાખ્યું.[૨૦,૨૧] તે પછી કર્ણના પુત્ર વૃષસેને પોલાદનાં ત્રણ બાણોથી શતાનીકને, ત્રણ બાણોથી અર્જુનને, ત્રણ બાણોથી ભીમસેનને, સાત બાણોથી નકુલને અને બાર બાણોથી શ્રીકૃષ્ણને વીંધી નાખ્યા.[૨૨] દેવનાં કર્મ કરનારા તે વૃષસેનના એ પરાક્રમને જોઈને સર્વ કૌરવો તેની પ્રશંસા કરવા લાગ્યા. પણ

જેઓ અર્જુનના પરાક્રમને જાણતા હતા, તેઓ તો માની જ બેઠા કે, આ વૃષસેન હવે અગ્નિમાં હોમાઈ ગયો છે.[૨૩] પછી શત્રુવીરોનો સંહાર કરનારો નરવીર અર્જુન સર્વ લોકોના મધ્યમાં નકુલને હણાયેલા ઘોડાઓવાળો જોઈને તેમ જ જનાર્દન શ્રીકૃષ્ણને અત્યંત ઘાયલ થયેલા જોઈને વૃષસેન સામે યુદ્ધ કરવા દોડ્યો અને એકદમ તેની સન્મુખ જઈને ઊભો રહ્યો. એટલે પૂર્વે મહેંદ્ર સામે જેમ નમુચિ ધસી ગયો હતો, તેમ કર્ણનો પુત્ર પણ હજારો બાણધારાઓને છોડી રહેલા નરવીર મહારથી અર્જુનને ચઢી આવેલો જોઈને તેની સામે યુદ્ધ કરવા ધસ્યો. ત્યાં ઇંદ્રને વીંધી નાખી નમુચિએ જેવી ગર્જના કરી હતી તેવી જ મહાપ્રતાપી વીર વૃષસેને એક તીક્ષ્ણ બાણથી અર્જુનને વીંધી નાખી એકદમ મોટી ગર્જના કરી. એટલું જ નહિ, પણ તે વૃષસેને બીજાં ઘણાં ઉગ્ર બાણો મારીને અર્જુનની જમણી ભુજાના મૂલપ્રદેશને વીંધી નાખ્યો.[૨૪–૨૭] વળી ફરીથી તેણે શ્રીકૃષ્ણને નવ બાણોનો પ્રહાર કર્યો વળી પાછાં અર્જુનને દશ બાણો માર્યાં. શ્વેત ઘોડાઓવાળા અર્જુનને વૃષસેને પ્રથમ જ જ્યારે બાણોનો પ્રહાર કર્યો હતો, ત્યારે તેને લગાર લગાર ક્રોધ ચઢ્યો હતો, પણ જ્યારે તેણે આમ ઉપરાઉપરી બાણો મારવા માંડ્યાં, ત્યારે તો તેનો વધ કરવા માટે અર્જુને મનમાં નિશ્ચય કરી નાખ્યો. એ વેળા અર્જુનના લલાટમાં ક્રોધને લીધે ત્રણ કરચલીઓ વળી ગઈ અને એની ભ્રમર એકદમ ઊંચી ચઢી ગઈ. પોતાનાં નેત્રોને એકદમ લાલચોળ કરી નાખી શત્રુહંતા મહાત્મા અર્જુને કર્ણના પુત્રનો યુદ્ધમાં વધ કરી નાખવા માટે ઝડપથી બાણો ફેંકવા માંડ્યાં. તેણે અતિ આવેશ માં આવી જઈ દુર્યોધન, અશ્વત્થામા આદિ સર્વની સમક્ષ કર્ણને આ પ્રમાણે કહ્યું : 'ઓ કર્ણ ! આજે તારા દેખતાં તીક્ષ્ણ બાણો મારીને તારા પુત્ર આ વૃષસેનને યુદ્ધમાં મારી નાખીને હું તેને પરલોકમાં વિદાય કરી દઈશ.[૨૮–૩૧] તમે બધાએ એકઠા મળીને મારા બળવાન પુત્રને મારી ગેરહાજરીમાં સહાય વિના તે એકલો હતો છતાં મારી નાખ્યો છે, આ તમારું કૃત્ય નિંદ્ય છે, એમ સર્વ લોકો કહે છે; પણ હું તેવું નિંદ્ય કૃત્ય કરીશ નહિ. હું તો તમારા બધાની સમક્ષ આ વૃષસેનને મારીશ.[૩૨] રથમાં બેઠેલા તમે બધા અહીં હાજર છો છતાં આ પરાક્રમી વૃષસેનનો આજે હું વધ કરીશ. પછી ઓ કર્ણ ! મોહવશ થયેલા તને પણ હું અર્જુન રણના મધ્યમાં મારી નાખીશ.[૩૩] ઓ નીચ કર્ણ ! આ લડાઈના મૂળ કારણરૂપ તથા દુર્યોધન રાજાના આશ્રયથી ગર્વિષ્ઠ બની ગયેલા તને આજના યુદ્ધમાં પ્રચંડ પરાક્રમ કરીને હું મારી નાખીશ અને આ દુર્યોધનને ભીમસેન મારી નાખશે;[૩૪] કારણ કે આ પુરુષાધમ દુર્યોધનની અનીતિને પરિણામે જ આ મહાન સંહાર થયો છે.' આ પ્રમાણે કહીને, હે રાજા ! મહાત્મા અર્જુને પોતાના ધનુષ્યને બરાબર સજ્જ કર્યું અને પછી કર્ણપુત્ર વૃષસેનને તે ધનુષ્યના લક્ષ્યરૂપ કરીને તેનો વધ કરવા માટે ઘણાં બાણો છોડવા માંડ્યાં. ત્યાં નિર્ભયતાપૂર્વક ખડખડાટ હસીને અર્જુને દશ બાણો વડે તેનાં સર્વ મર્મસ્થાનો વીંધી નાખ્યાં.[૩૫,૩૬] પછી ક્ષુર જાતિનાં બીજાં ચાર તીક્ષ્ણ બાણો મારી તેણે તેના ધનુષ્યને, બન્ને બાહુઓને તથા મસ્તકને કાપી નાખ્યાં. આમ અર્જુનના બાણપ્રહારોથી બાહુ તથા મસ્તક વિનાનો થયેલો તે વૃષસેન સુંદર પુષ્પોથી ભરેલું સાગનું મહાન વૃક્ષ જેમ વાયુના પ્રચંડ ઝપાટાથી ભાંગી જઈને પર્વતના શિખર પરથી પછડાઈ પડે, તેમ રથ પરથી પૃથ્વી પર પછડાઈ પડ્યો. તે સમયે અર્જુનનાં બાણોથી મરણ

પામીને રથ પરથી ઢળી પડતા પોતાના પુત્રને જોઈ ને કર્ણ એકદમ ખિજવાઈ ગયો. ત્યાં પોતાના પુત્રના મરણથી સંતપ્ત થઈ એકદમ સાહસકર્મ કરવા તૈયાર થયેલો તે કર્ણ અર્જુનના રથ સામે પોતાના રથને લઈ ચાલ્યો. આમ હે રાજા! શ્વેતવાહન અર્જુને પોતાની સમક્ષ પોતાના પુત્રને મારી નાખ્યો, તે જોઈ ને મહાત્મા કર્ણને ઘણો જ ક્રોધ ચઢી ગયો હતો, તેથી તે શ્રીકૃષ્ણ અને અર્જુન સામે યુદ્ધ કરવા માટે એકદમ દોડી ગયો હતો.[૩૭-૩૯]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'વૃષસેનનો વધ' નામનો અધ્યાય ૮૫મો સમાપ્ત

## अध्याय ८६ मो

### અર્જુનને ઉત્તેજન આપવા માટે શ્રીકૃષ્ણનાં ઉત્સાહજનક વચનો

॥ सजय उवाच ॥

**तमायांतमभिप्रेक्ष्य वेलोद्वृत्तमिवार्णवम् ।**
**गर्जंतं सुमहाकायं दुर्निवारं सुरैरपि ॥ १ ॥**

સંજય બોલ્યો : તે પછી કાંઠામાં ઊછળી રહેલા મહાસાગરની પેઠે ગર્જના કરતા, અતિમહાપ્રચંડ શરીરવાળા તથા દેવોથી પણ દુર્નિવાર એવા તે કર્ણને ચઢી આવતો જોઈ ને યાદવવંશી મહાપુરુષ શ્રીકૃષ્ણે હસીને અર્જુનને કહ્યું: 'હે ધનંજય! તારે જેની સાથે યુદ્ધ કરવાનું છે તે આ શ્વેતવર્ણના ઘોડાઓવાળો તથા શલ્યરાજા જેનો સારથિ છે તેવો રથ આપણા પર ચઢી આવે છે, માટે તું હવે તૈયાર થઈ જા. હે પાંડવ! જો, આ કર્ણના રથ તરફ તું દૃષ્ટિ કર. તેમાં સર્વ જાતનાં શસ્ત્રો ગોઠવ્યાં છે, તેને ધોળા રંગના ઘોડાઓ જોડેલા છે અને તેમાં રાધાપુત્ર કર્ણ બેઠો છે. વળી તેની આસપાસ રંગબેરંગી પતાકાઓ ફરકી રહી છે, તેમાં ઘૂઘરીઓનો ખણખણાટ થઈ રહ્યો છે અને આકાશમાં જેમ વિમાન ઊડી રહ્યું હોય, તેમ શ્વેતવર્ણના ઘોડાઓ એ રથને ખેંચી રહ્યા છે. વળી જો તો ખરો, ઇંદ્રના ધનુષ્યની પેઠે ભાતભાતના રંગોવાળી, છેક આકાશમાં ઊડી રહેલી તથા હાથીની સાંકળના ચિહ્નવાળી મહાત્મા કર્ણની ધજા કેવી શોભી રહી છે! જો, દુર્યોધનનું પ્રિય કરવાની ઇચ્છાવાળો પેલો કર્ણ જળધારાઓને વરસી રહેલા મેઘની પેઠે બાણોની ધારાઓને છોડતો છોડતો આ તરફ ચઢી આવે છે. આ જો, તે કર્ણના રથમાં આગળના જ ભાગમાં મદ્રરાજ શલ્ય બેઠો છે.[૧-૭] તે મહાતેજસ્વી કર્ણના ઘોડાઓને બરાબર વશમાં રાખે છે. વળી હે પાંડવ! સર્વ તરફ દુંદુભિઓના ગડગડાટ, શંખોના દારુણ શબ્દો તથા વિવિધ પ્રકારના સિંહનાદો થઈ રહ્યા છે તે તું સાંભળ. વળી સાંભળ કે આ મહાપ્રતાપી કર્ણ પોતાના હાથમાં રહેલા ધનુષ્યને ખેંચીને તેનો ટંકાર કરે છે, તેથી તે મહાન શબ્દો તદ્દન ઢંકાઈ જાય છે. જો, આ તરફ દૃષ્ટિ કર. પેલા પાંચાલવંશી મહારથીઓ પોતપોતાની ટુકડીઓ સાથે રણમાંથી નાસી જાય છે. ખરેખર, જેમ કોઈ મોટા વનમાં ક્રોધાયમાન થયેલા સિંહને જોઈ ને મૃગોનાં ટોળાંઓ પલાયન કરી જાય, તેમ તે પાંચાલયોદ્ધાઓ પણ આ કર્ણને જોઈ ને જ પલાયન કરી જાય છે. માટે હે અર્જુન! તારે હરકોઈ પ્રયત્ન કરીને પણ કર્ણનો વધ કરવો જોઈએ.[૮-૧૧] તારા વિના બીજો કોઈ પુરુષ કર્ણનાં બાણોને સહન કરવા ઉત્સાહ ધરાવી શકે તેમ નથી અને તું તો દેવો, અસુરો તથા ગંધર્વો સહિત સ્થાવર જંગમ આ ત્રણેય લોકને રણમાં જીતી લેવા સમર્થ છે, એમ હું જાણું છું. વળી જગતમાંના બીજા સર્વ પુરુષોમાં ભયંકર, ઉગ્ર સ્વરૂપવાળા, મહાત્મા, ત્રણ નેત્રોવાળા, સર્વને સુખદાતા, જટાજૂટધારી અને મહાસમર્થ એવા ભગવાન

શંકરને જોવાને પણ સમર્થ નથી, તો પછી તેમની સામે યુદ્ધ કરવાને તો ક્યાંથી જ સમર્થ હોય? પણ હે પાર્થ ! તેં તો સર્વ દેવોમાં મોટા, સર્વ ભૂતોનું કલ્યાણ કરનારા તથા પોતે કલ્યાણ સ્વરૂપ એવા તે શંકર ભગવાન સામે યુદ્ધ કરીને તેમને પ્રસન્ન કર્યા છે. વળી સર્વ દેવોએ તને વરદાનો આપ્યાં છે. માટે હે મહાબાહુ ! દેવના દેવ તે ત્રિશૂળધારી શંકર પ્રભુના પ્રસાદથી ઇંદ્રે જેમ નમુચિને માર્યો હતો, તેમ તું પણ તે દેવોની કૃપાથી જ આ કર્ણને મારી નાખ. હે પાર્થ ! તારું સદા કલ્યાણ થાઓ અને તને યુદ્ધમાં સદા વિજય પ્રાપ્ત થાઓ. [૧૨-૧૬]

અર્જુન બોલ્યો : હે શ્રીકૃષ્ણ ! આ યુદ્ધમાં મારો અવશ્ય વિજય થશે, એમાં જરા પણ સંશય નથી; કારણ કે હે મધુસૂદન ! સર્વ લોકના ગુરુ એવા તમે મારા પર પ્રસન્ન થયા છો.[૧૭] હે હૃષીકેશ ! તમે ઘોડાઓને હંકારો અને મારા રથને કર્ણની સામે લઈ જાઓ. હે મહારથી ! હું તમને ખરું કહું છું કે, આજના યુદ્ધમાં કર્ણને માર્યા વિના અર્જુન કદી પણ પાછો ફરશે નહિ.[૧૮] હે ગોવિંદ ! આજે મારાં બાણોથી છિન્નભિન્ન થઈ ગયેલા કર્ણને તમે રણમાં મરણ પામેલો જોશો, અથવા કર્ણનાં બાણોથી મને મરણ પામેલો જોશો.[૧૯] આજે ત્રણેય લોકને મોહ ઉપજાવનારું આ ઘોર યુદ્ધ ઉપસ્થિત થયું છે અને આ પૃથ્વી જ્યાં સુધી ટકી રહેશે ત્યાં સુધી લોકો એ યુદ્ધની નિત્યને માટે કથા કર્યા કરશે.' અતિ ઉત્તમ કર્મોને કરનારા શ્રીકૃષ્ણને આ પ્રમાણે કહેતો તે અર્જુન રથમાં બેસીને એક હાથી સામે જેમ બીજો હાથી ધસી જાય, તેમ એકદમ કર્ણ સામે ધસી ગયો. હે શત્રુદમન ધૃતરાષ્ટ્રરાજ ! તેજસ્વી અર્જુને શ્રીકૃષ્ણને ફરી પણ કહ્યું : 'હે હૃષીકેશ ! આપણા ઘોડાઓને હવે જલદી હંકારો; કારણ કે વખત વીતી જાય છે !' મહાત્મા અર્જુને આમ કહ્યું, એટલે શ્રીકૃષ્ણે વિજયસૂચક આશીર્વાદોથી અર્જુનનું સન્માન કર્યું અને મન સમાન વેગવાળા ઘોડાઓને એકદમ હંકાર્યા. આમ એક ક્ષણવારમાં મન સમાન વેગવાળો અર્જુનનો રથ કર્ણના રથની આગળ જઈને ઊભો રહ્યો.[૨૦-૨૩]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'કર્ણ અને અર્જુનના દ્વંદ્વયુદ્ધ વિષે વાસુદેવના વાક્ય' નામનો અધ્યાય ૮૬મો સમાપ્ત

## અધ્યાય ૮૭મો

### કર્ણ અને અર્જુનનો સમાગમ

॥ સંજય ઉવાચ ॥

**वृषसेनं हतं दृष्ट्वा शोकामर्षसमन्वितः ।**
**पुत्रशोकोद्भवं वारि नेत्राभ्यां समवासृजत् ॥१॥**

સંજય બોલ્યો : વૃષસેનને મારી નાખેલો જોઈને શોકાકુળ તથા ક્રોધવશ થયેલો તેજસ્વી કર્ણ પુત્રના શોકને લીધે બન્ને નેત્રોમાંથી અશ્રુજળને પાડવા લાગ્યો. પછી ક્રોધથી લાલચોળ નેત્રો કરી તે પોતાના શત્રુઓની સામે ગયો અને અર્જુનને યુદ્ધ માટે બોલાવવા લાગ્યો.[૧,૨] એટલે તુરત જ એ રણમાં જાણે બે સૂર્યો ઉદય પામ્યા હોય તેમ મનુષ્યોએ બે રથોને સામસામા ભેટેલા જોયા. તે રથો સૂર્ય સમાન તેજસ્વી હતા, વ્યાઘ્રાંબરના માફાઓથી આસપાસ વીંટાયેલા હતા અને તેમને શ્વેતવર્ણના ઘોડાઓ જોડવામાં આવ્યા હતા. એ બન્ને રથોમાં શત્રુઓનું દમન કરનારા બે દિવ્ય પુરુષો બેઠેલા હતા અને તે મહાત્માઓ આકાશમાં એકીસાથે ઉદય પામેલા ચંદ્રસૂર્યના સરખા શોભતા હતા.[૩,૪] હે રાજા ! પૂર્વે ત્રૈલોક્યના વિજય સમયે સામસામા યુદ્ધ કરવા સજ્જ થયેલા ઇંદ્ર અને બલિરાજાની પેઠે સામસામા યુદ્ધ કરવા તત્પર થયેલા તે બન્નેને જોઈને સર્વ સૈન્યો પરમ વિસ્મય પામી ગયાં હતાં.[૫] રથોના ધડધડાટોપૂર્વક, ધનુ-

ષ્યોની પણછના ટંકારપૂર્વક, હસ્તતલના આઘાતપૂર્વક, બાણોના સણસણાટપૂર્વક તથા સિંહ સરખી ગર્જનાઓપૂર્વક તે બન્ને મહારથીઓ સામસામા દોડી ગયા હતા. વળી ત્યાં હાથીની સાંકળના ચિહ્નવાળી કર્ણની ધ્વજા તેમ જ વાનરના ચિહ્નવાળી અર્જુનની ધ્વજા અન્યોન્યની સામે લાગી રહી હતી. આ જોઈને સર્વ રાજાઓને વિસ્મય થઈ ગયો હતો.[6,7] હે ભારત ! તે બન્ને મહારથીઓને યુદ્ધ માટે ભેટેલા જોઈ સર્વ રાજાઓ સિંહનાદો કરવા લાગ્યા તેમ જ 'ધન્ય, ધન્ય' ના પુષ્કળ ઉત્તેજક શબ્દો બોલવા લાગ્યા.[8] ત્યાં તે બન્નેના દ્વંદ્વયુદ્ધને જોઈને હજારો યોદ્ધાઓ બાહુઓ ઠોકવા લાગ્યા અને હાથ ઊંચા કરીને વસ્ત્રો ઉડાડવા લાગ્યા.[9] તે રણમાં કૌરવપક્ષના યોદ્ધાઓ કર્ણને હર્ષ પમાડવા માટે ચારેબાજુ વાદિત્રો વગાડવા લાગ્યા તથા શંખો ફૂંકવા લાગ્યા.[10] તે જ પ્રમાણે પાંડવયોદ્ધાઓ પણ અર્જુનને પ્રસન્ન કરવા માટે વાદિત્રો અને શંખોના શબ્દોથી સર્વ દિશાઓને ગજાવી મૂકવા લાગ્યા.[11] આમ કર્ણ તથા અર્જુનનો સમાગમ થતાં, સર્વ શૂરા યોદ્ધાઓના સિંહનાદોથી, બાહુસ્ફોટના શબ્દોથી તથા કિકિયારીઓથી સર્વ સ્થળે મહાતુમુલ કોલાહલ થઈ રહ્યો હતો.[12] પુરુષોમાં વ્યાઘ્ર સરખા, રથોમાં બેઠેલા, રથીઓમાં શ્રેષ્ઠ ગણાયેલાં મોટાં મોટાં ધનુષ્યોને ધારણ કરનારા; બાણો, શક્તિઓ તથા ધ્વજાઓવાળા, કવચોને ધારણ કરનારા, કેડે લટકાવેલી તલવારોવાળા, ધોળા ઘોડાઓવાળા, શંખોથી શોભી રહેલા, ઉત્તમ ભાથાઓને ધારણ કરનારા, સુંદર દેખાવના, લાલ ચંદનથી ચર્ચેલાં અંગોવાળા, મદોન્મત્ત બે આખલાઓ સરખા, વીજળીની પેઠે ઝબકતાં ધનુષ્યોવાળા, ફરકતી ધ્વજાઓવાળા, પુષ્કળ શસ્ત્રોથી યુદ્ધ કરનારા, આજુબાજુ ઢોળાઈ રહેલાં ચામરો અને પંખાઓવાળા, મસ્તકે શ્વેતવર્ણનાં છત્રો ધારણ કરીને શોભી રહેલા, શ્રીકૃષ્ણ તથા શલ્યરાજા જેમના સારથિ હતા તેવા, સમાન રૂપવાળા, મહારથી, સિંહની પેઠે ભરાવદાર કાંધવાળા, લાંબી લાંબી ભુજાઓવાળા, લાલચોળ નેત્રોવાળા, સુવર્ણની માળાઓને ધારણ કરનારા, સિંહની ખાંધ સમાન મજબૂત ખાંધવાળા, વિશાળ છાતીવાળા, મહાબળવાન, અન્યોન્યનો વધ કરવાની ઇચ્છાવાળા, અન્યોન્યના પર જીત મેળવવાની આકાંક્ષાવાળા, ગોંદરામાં બે બળદો જેમ સામસામા દોડી જાય, તેમ રણમાં અન્યોન્ય સામે દોડી ગયેલા, અતિ આવેશમાં આવી ગયેલા મદમત્ત બે હાથીઓ સરખા, પર્વતોના સરખા અતિ દૃઢ, સર્પોનાં બચ્ચાંની પેઠે અતિ વેગવાળા, યમ, કાળ અને અંતકની ઉપમાને યોગ્ય એવા, ઇંદ્ર અને વૃત્રાસુરની પેઠે એકબીજા ઉપર ક્રોધે ભરાયેલા, સૂર્ય અને ચંદ્ર સમાન કાંતિવાળા, કોપાયમાન થઈને જગતનો સંહાર કરવા ઉદય પામેલા બે મોટા ગ્રહો સરખા, દેવોથી જન્મેલા, દેવો સમાન બળવાળા, દેવો સમાન રૂપવાળા, દૈવેચ્છાથી એકઠા મળેલા સૂર્યચંદ્ર સરખા બળવાન, યુદ્ધમાં ગર્વ ધરાવનારા, યુદ્ધમાં જાતજાતનાં શસ્ત્રોને ધારણ કરનારા અને બે વ્યાઘ્રોની પેઠે સામસામા આવી ઊભેલા એ મહાબળવાન કર્ણને તથા અર્જુનને જોઈને હે રાજા ! તમારા યોદ્ધાઓને પરમ હર્ષ થયો.[13-22] પરંતુ કર્ણ તથા અર્જુન એ બન્ને પુરુષવ્યાઘ્રને રણમાં ભેટેલા જોઈને સર્વ લોકોને તેમના વિજયના સંબંધમાં સંશય થવા લાગ્યો.[23] કારણ કે તે બન્નેએ ઉત્તમ જાતિનાં શસ્ત્રો ધારણ કર્યાં હતાં, બન્નેએ રણમાં સારી પેઠે પરિશ્રમ કર્યો હતો અને બન્ને જણા બાહુઓના શબ્દથી આકાશને ગજાવી રહ્યા હતા. બન્ને જણાનાં પરાક્રમો પુરુષાર્થ અને બળથી જગતમાં પ્રખ્યાત થયાં હતાં અને બન્ને જણા યુદ્ધમાં શંબરાસુર અને ઇંદ્રના જેવા હતા.

બન્ને જણા બાહુબળમાં કાર્તવીર્ય સમાન હતા, તેજમાં દશરથપુત્ર રામચંદ્રની બરોબરી કરનારા હતા અને વીર્યમાં વિષ્ણુ તથા શંકર સમાન હતા.[૨૪-૨૬] હે રાજન્! તે બન્નેના રથને શ્વેત વર્ણના ઘોડાઓ જોડ્યા હતા, બન્ને જણા મહા ઉત્તમ રથમાં બેઠા હતા અને તે બન્નેના સારથિઓ પણ સર્વશ્રેષ્ઠ હતા.[૨૭] હે મહારાજ! રણભૂમિ પર પ્રકાશી રહેલા તે બન્ને મહારથોને જોઈને સિદ્ધોને તથા ચારણોને પણ વિસ્મય થઈ ગયો હતો.[૨૮] પછી હે ભરતશ્રેષ્ઠ! તમારા બધા પુત્રો પોતાનાં સર્વ સૈન્યોને સાથે લઈને યુદ્ધમાં દીપી રહેલા મહાત્મા કર્ણની આસપાસ એકદમ વીંટાઈ ઊભા.[૨૯] તેમ જ હર્ષમાં આવી ગયેલા ધૃષ્ટદ્યુમ્ન આદિ પાંડવો પણ યુદ્ધમાં અપ્રતિમ ગણાયેલા મહાત્મા અર્જુનને ચોતરફ વીંટી વળ્યા.[૩૦] હે રાજન્! એ યુદ્ધરૂપ જુગારમાં તમારા પુત્રોને કર્ણ 'પણ' તરીકે થયો હતો અને પાંડવોને અર્જુન 'પણ' તરીકે થયો હતો.[૩૧] વળી તેઓ જ તેમના સભાસદો તરીકે અને પ્રેક્ષકો તરીકે થયા હતા તેમ જ એ યુદ્ધરૂપ દ્યૂતમાં સામસામે 'પણ' મૂકીને ખેલી રહેલા તેમનો વિજય કે પરાજય અવશ્ય હતો.[૩૨] ખરેખર, રણના મોખરામાં ઊભેલા પાંડવોએ તથા આપણા પક્ષના વીર પુરુષોએ વિજય અથવા પરાજય મેળવવા માટે યુદ્ધરૂપી એક જુગારબાજી જ ખેલવા માંડી હતી.[૩૩] પછી હે મહારાજ! તે બન્ને યુદ્ધશાળી યોદ્ધાઓ અન્યોન્યનો વધ કરવાની ઇચ્છાથી અન્યોન્ય સામે આવેશમાં આવી ગયા અને એકબીજાની સામે ઊભા રહ્યા.[૩૪] હે સમર્થ રાજા! તે બન્ને જણા ઇંદ્ર તથા વૃત્રાસુરની પેઠે અન્યોન્યના પર પ્રહાર કરવા ઇચ્છતા હતા અને ઉદય પામેલા મોટા ધૂમકેતુની પેઠે બન્નેએ મહાભયંકર સ્વરૂપો ધારણ કર્યાં હતાં.[૩૫] હે ભરતશ્રેષ્ઠ! તે વેળા આકાશગામી દૈવી પ્રાણીઓમાં કર્ણ તથા અર્જુનને માટે સામસામા આક્ષેપોપૂર્વક વાદવિવાદ ચાલવા લાગ્યા અને કર્ણ તથા અર્જુનના જયપરાજયના સંબંધમાં અનેક મતભેદો ઊભા થવા લાગ્યા.[૩૬] હે રાજા! તે સર્વ દિવ્ય લોકો તે સંબંધની ચર્ચા કરતા હતા ત્યારે પરસ્પર જુદા પડી જતા જણાતા હતા. આ રીતે કર્ણ અને અર્જુનના સમાગમસમયે દેવો, દાનવો, ગંધર્વો, પિશાચો, સર્પો તથા રાક્ષસોમાં માંહોમાંહે અનેક પ્રતિપક્ષ ભાવો ઘર ઘાલી બેઠા. હે રાજા! પુત્રનો વિજય ઇચ્છનારી માતા જેમ પોતાના પુત્રના પક્ષમાં રહે, તેમ આકાશ કર્ણના પક્ષમાં રહ્યું.[૩૭,૩૮] તે જ પ્રમાણે દેવી પૃથ્વી અર્જુનના પક્ષમાં રહી અને માતાની પેઠે તેનો વિજય ઇચ્છવા લાગી. વળી પર્વતો, સમુદ્રો જળભરેલી નદીઓ, વૃક્ષો તથા ઔષધિઓ પૃથ્વીનો આશ્રય કરનારાં હતાં માટે તેઓ પણ અર્જુનના પક્ષમાં રહ્યાં. ત્યારે અસુરો, યાતુધાનો તથા ગુહ્યકો આકાશનો આશ્રય કરનારા હતા; માટે તેઓ બધા હર્ષપૂર્વક કર્ણના પક્ષમાં રહ્યા. હે શત્રુતાપન રાજા! મુનિઓ, ચારણો, સિદ્ધો, ગરુડો, પક્ષીઓ, રત્નો, ખજાનાઓ, વેદો, આખ્યાનો ઉપવેદો, ઉપનિષદો, સર્વ રહસ્યો, સર્વ સંગ્રહગ્રંથો, વાસુકિ, ચિત્રસેન, તક્ષક, મણિક સર્પો, કદ્રુના વંશના બીજા કેટલાએક સર્પો તથા ઝેરી નાગો એ બધાં અર્જુનના પક્ષમાં રહ્યાં. ત્યાં હે મહારાજ! ઐરાવતના વંશજો, કામધેનુના વંશજો તથા વૈશાલિના વંશજ સર્પો પણ અર્જુનના પક્ષમાં રહ્યા અને સર્વ ક્ષુદ્ર સર્પો કર્ણના પક્ષમાં રહ્યા. વળી હે રાજા! ઇહામૃગો (હરણ વગેરે), વ્યાલ મૃગો (સિંહ વગેરે) તથા માંગલિક બીજા મૃગો અને પક્ષીઓ અર્જુનના વિજયેચ્છુ પક્ષમાં આવી મળ્યા; તેમ જ વસુઓ, વાયુગણો, સાધ્યો, રુદ્રો, વિશ્વેદેવાઓ, અશ્વિનીકુમારો, અગ્નિ, ઇંદ્ર, સોમ,

પવન તથા દશે દિશાઓ અર્જુનના પક્ષમાં રહ્યાં. ત્યારે હે મહારાજ! સૂર્યોએ કર્ણનો પક્ષ સ્વીકાર્યો, તેમ જ વૈશ્યો, શૂદ્રો, સૂતો અને બીજી જે કોઈ સંકર જાતિઓ હતી તે બધી કર્ણના પક્ષમાં મળી.[૩૯-૪૮] દેવો, પિતરો, તેમના ગણો તથા અનુયાયીઓ, યમ, કુબેર અને વરુણ અર્જુનના પક્ષમાં ભળ્યા; તેમ જ બ્રાહ્મણો, ક્ષત્રિયો, યજ્ઞો અને દક્ષિણાઓ અર્જુનના પક્ષમાં મળ્યાં. વળી પ્રેતો, પિશાચો, માંસાહારી પશુપક્ષીઓ, રાક્ષસો, જળચર પ્રાણીઓ, કૂતરાં અને શિયાળો કર્ણના પક્ષમાં ભળ્યાં. ત્યારે દેવો, બ્રહ્મર્ષિઓ, રાજર્ષિઓ અને તુંબુરુ વગેરે ગંધર્વો અર્જુનના પક્ષમાં રહ્યા. હે રાજા! કર્ણના તથા અર્જુનના તે સમાગમને જોવા માટે પ્રાધિના વંશજો, મૌનિના વંશજો, સર્વ ગંધર્વો, અપ્સરાઓ, ઇહામૃગો, સર્વ પક્ષીગણો અને તે ઉપરાંત બીજા ઘણા મહાત્માઓ હાથીઓ પર બેસીને, ઘોડાઓ પર બેસીને, રથોમાં બેસીને પગપાળા થઈને, મેઘો પર બેસીને અથવા વાયુમાં ગતિ કરીને ત્યાં આવ્યા હતા. વળી, દેવો, દાનવો, ગંધર્વો, નાગો, યક્ષો, ગરુડો, વેદવેત્તા મહર્ષિઓ, સ્વધાનું ભોજન કરનારા પિતૃગણો, તપ, વિદ્યાઓ તથા અનેક જાતનાં રૂપોવાળી અને બળવાળી સર્વ ઔષધિઓ પણ તે યુદ્ધ જોવા માટે ગર્જના કરતાં આકાશમાં આવી ઊભાં હતાં. ત્યારે સર્વ બ્રહ્મર્ષિઓ તથા પ્રજાપતિઓની સાથે આવેલા બ્રહ્મા તથા વાહનારૂઢ શંકર પણ તે દિવ્ય પ્રદેશમાં આવી પહોંચ્યા હતા. તે પછી હે રાજા! મહાત્મા કર્ણને તથા અર્જુનને યુદ્ધ માટે ભેટેલા જોઈ ઇંદ્ર બોલ્યો: 'અર્જુન કર્ણને જીતે.' તે સાંભળી સૂર્યે કહ્યુ: 'કર્ણ અર્જુનને જીતે.'[૪૯-૫૮] વળી સૂર્યે કહ્યું: 'મારો પુત્ર કર્ણ અર્જુનને મારીને રણસંગ્રામમાં વિજય મેળવે.' એટલે વળી પાછો ઇંદ્ર બોલી ઊઠ્યો: 'મારો પુત્ર અર્જુન આજે કર્ણનો વધ કરી વિજય મેળવે.'[૫૯] હે ભારત! આ પ્રમાણે સર્વ દેવોમાં શ્રેષ્ઠ એવા સૂર્ય તથા ઇંદ્ર એ બન્નેનો વાદવિવાદ થવા લાગ્યો અને તુરત જ દેવો તથા અસુરોમાં બે પક્ષ પડી ગયા.[૬૦] વળી એ વેળા મહાત્મા કર્ણને તથા અર્જુનને એકઠા મળેલા જોઈને દેવો, ઋષિઓ તથા ચારણો સહિત સર્વ લોકો કંપવા લાગ્યા. ત્યાં, સર્વ દેવગણોએ તથા સર્વ ભૂતોએ અર્જુનનો પક્ષ સ્વીકાર્યો અને સર્વ અસુરોએ કર્ણનો પક્ષ સ્વીકાર્યો.[૬૧,૬૨] આ રીતે કૌરવો તથા પાંડવોમાં વીર ગણાયેલા તે બન્ને મહારથીઓને માટે બે પક્ષ પડી ગયા તે જોઈને દેવોએ પ્રજાપતિ બ્રહ્માને પૂછ્યું:[૬૩] 'હે દેવ! કૌરવના તથા પાંડવના આ બન્ને યોદ્ધાઓમાં વિજયી કોણ થશે? હે દેવ! અમે તો એમ જ ઇચ્છીએ છીએ કે, આ બન્ને પુરુષસિંહનો વિજય સમાન જ થાય તો સારું.[૬૪] હે સ્વયંભૂ! કર્ણના તથા અર્જુનના આ વિવાદથી સર્વ જગત સંશયમાં આવી પડ્યું છે. તો હે પ્રભુ! આ બન્નેમાંથી વિજય કોનો થશે? આ અમને યથાર્થ રીતે કહો.[૬૫] હે સ્વયંભૂ દેવ! આપ એમ જ કહી દો કે, આ બન્નેનો સમાન રીતે વિજય થશે.' આ સાંભળીને બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ એવા ઇંદ્ર દેવોના નિયંતા પિતામહ બ્રહ્મદેવને પ્રણામ કરી આ પ્રમાણે કહેવા લાગ્યા: 'હે ભગવન્! પ્રથમ આપે મને કહ્યુ છે કે, શ્રીકૃષ્ણ અને અર્જુનનો જ અવશ્ય વિજય થશે.[૬૬,૬૭] માટે તે વચન સત્ય થાય તેવી આપ કૃપા કરો. હે ભગવન્! હું આપને નમસ્કાર કરું છું, આપ મારા પર પ્રસન્ન થાઓ.' એટલે બ્રહ્મા તથા શંકરે સાથે જ ઇંદ્રને કહ્યું:[૬૮] 'હે ઇંદ્ર! મહાત્મા અર્જુનનો જ અવશ્ય વિજય થશે; કારણ કે અર્જુને ખાંડવવનમાં અગ્નિને પ્રસન્ન કર્યો છે તથા સ્વર્ગમાં આવીને તને સહાય

પણ કરી છે. કર્ણ તો રાક્ષસી પક્ષનો છે, માટે તેનો તો અવશ્ય પરાજય જ કરવો જોઈએ.[૬૯,૭૦] વળી આમ કરવાથી અવશ્ય દેવોનું જ કાર્ય સિદ્ધ થશે. હે દેવરાજ! સર્વને પોતાનું જ કાર્ય સર્વના કરતાં અધિક ગૌરવવાળું લાગે છે.[૭૧] વળી મહાત્મા અર્જુન સત્યધર્મમાં આસક્ત રહેનારો છે, માટે તેનો અવશ્ય વિજય થાય જ એમાં સંશય ન હોય.[૭૨] હે સહસ્રનેત્ર! જે અર્જુને મહાત્મા ભગવાન શંકરને પ્રસન્ન કર્યા છે તે અર્જુનનો વિજય કેમ ન થાય?[૭૩] જગતના પ્રભુ વિષ્ણુ પોતે જ તેનું સારથિકર્મ કરે છે. મનસ્વી, બળવાન, શૂરવીર, અસ્ત્રકુશળ, તપોધન અને મહાતેજસ્વી એવો તે અર્જુન સંપૂર્ણ ધનુર્વેદને ધારણ કરે છે તથા સર્વગુણસંપન્ન છે, તો તેનો વિજય કેમ ન થાય? વળી અર્જુનના વિજયથી દેવોનું કાર્ય પણ એક રીતે સિદ્ધ થશે.[૭૪,૭૫] પાંડવો પણ વનવાસ આદિ દુઃખોથી અત્યંત દુઃખી થયા છે અને અર્જુન પોતે પણ એક મહાતપસ્વી પુરુષ છે, માટે તેનો જ વિજય થશે. વળી દૈવ પણ અર્જુનની આજ્ઞાનું ઉલ્લંઘન કરી શકતું નથી અને આવી રીતે કદાચ દૈવ પણ જો તેની આજ્ઞાનું ઉલ્લંઘન કરે તો અવશ્ય લોકોનો વિનાશ જ થઈ જાય.[૭૬,૭૭] કારણ કે શ્રીકૃષ્ણ તથા અર્જુન જો કોપાયમાન થઈ જાય, તો કોઈ જાતની મર્યાદા રહી શકતી નથી, આવા તેઓ સમર્થ છે. એટલું જ નહિ પણ આ બન્ને મહાપુરુષો સતત જગતના સ્રષ્ટા પુરાણમહર્ષિ નરનારાયણ છે, માટે જ તે બન્નેનો કોઈ નિયંતા નથી, પણ તેઓ બન્ને સર્વના નિયંતા છે તથા દુષ્ટોને તપાવવા માટે શક્તિમાન છે. સ્વર્ગમાં વસનારા દેવગણોમાં અથવા મર્ત્યલોકમાં વસનારા મનુષ્યોમાં આ બન્નેની સમાન કોઈ પણ નથી. ત્રણેય લોકો, દેવર્ષિઓ, ચારણો, સર્વ દેવગણો અને સર્વ પ્રાણીસમુદાયો પણ આ બન્નેની શક્તિને જ અનુસરી રહ્યા છે. સર્વ જગત આ બંનેના પ્રભાવથી જ પોતાના યોગક્ષેમનો નિર્વાહ કરી સ્થિતિ કરી રહ્યું છે.[૭૮–૮૧] માટે સૂર્યનો શૂરવીર પુત્ર મહાપુરુષ કર્ણ આ યુદ્ધમાં મરણ પામી મુખ્ય મુખ્ય દિવ્ય લોકોને પામે અને શ્રીકૃષ્ણ તથા અર્જુનનો ભલે વિજય થાય.[૮૨] એ કર્ણ તેની ઇચ્છામાં આવે તો ભલે વસુઓના લોકમાં જાય, ભલે મરુદ્‌ગણોના લોકમાં જાય અથવા ભીષ્મ અને દ્રોણાચાર્યની સાથે તે ભલે સ્વર્ગલોકમાં જાય.'[૮૩] દેવના દેવ બ્રહ્મા તથા શ્રીશંકરે આ પ્રમાણે કહ્યું, એટલે સહસ્ર નેત્રવાળો ઇંદ્રદેવ સર્વ ભૂતોને સંબોધી, બ્રહ્મા તથા શંકરનાં શાસનસૂચક વચનો કહી સંભળાવવા લાગ્યો:[૮૪] 'ભગવાન બ્રહ્માએ તથા શંકરે જગતના હિત માટે જે વચનો કહ્યાં છે તે તમે સાંભળ્યાં? તેમણે જે પ્રમાણે કહ્યું છે, તે પ્રમાણે જ થશે એમાં લગારે ફેરફાર થશે નહિ. માટે હવે તે વિષયનો સંતાપ કર્યા વિના તમે શાંત રહો.' હે રાજા! ઇંદ્રનાં એ વચન સાંભળી સર્વ ભૂતો તે સમયે વિસ્મિત થઈ ગયાં અને તે કર્ણ તથા અર્જુનની પ્રશંસા કરવા લાગ્યાં. સર્વ દેવો હર્ષપૂર્વક તેમના પર સુગંધી પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યા તથા અનેક જાતનાં દિવ્ય વાદિત્રો વગાડવા લાગ્યા.[૮૫–૮૭] પુરુષોમાં સિંહ સરખા તે બન્નેના અપ્રતિમ દ્વંદ્વયુદ્ધને જોવાની ઇચ્છાથી સર્વ દેવો, દાનવો તથા ગંધર્વો શાંત રીતે ત્યાં ઊભા રહ્યા. હે રાજન્! પછી શ્વેત ઘોડાવાળા તે બન્ને મહાત્માઓના દિવ્ય રથો અન્યોન્ય સામે ભરાઈ ગયા અને તેમાં કર્ણ તથા અર્જુન પણ ઘણા હર્ષપૂર્વક બેઠા હતા.[૮૮,૮૯] હે ભારત! તે સમયે અન્યોન્ય સામે ભેટેલા લોકવીર વાસુદેવ, અર્જુન, કર્ણ તથા શલ્ય પોતપોતાના જુદા જુદા શંખો વગાડવા લાગ્યા.[૯૦] પછી પૂર્વે ત્યાં શંખ–

રાસુરનું તથા ઇંદ્રનું યુદ્ધ થયું હતું, તેવું જ ભીરુઓને ત્રાસ આપનારું યુદ્ધ તે બન્ને પરસ્પરની સ્પર્ધા કરનારા મહારથીઓ વચ્ચે થવા લાગ્યું.[૯૧] તે વેળા તે બન્નેના રથ પર રહેલી નિર્મળ ધજાઓ જગતનો સંહાર કરવા માટે આકાશમાં ઉદય પામેલા રાહુ અને કેતુ સરખી શોભી રહી હતી.[૯૨] તેમાં ઇંદ્રના ધનુષ્ય સરખી રંગબેરંગી, હાથીની સાંકળના ચિહ્નવાળી તથા ઉત્તમ જાતિનાં રત્નોથી જડેલી કર્ણની દૃઢ ધજા સાક્ષાત્ સર્પ સરખી રણમાં શોભતી હતી.[૯૩] ત્યાં અર્જુનની ધજામાં પહોળા કરેલા મુખવાળા કાળની પેઠે બેઠેલો વાનરરાજ દાઢોની કાંતિથી સર્વને ભયભીત કરી નાખતો હતો અને સૂર્યની પેઠે સામે જોવાને અશક્ય થઈ પડ્યો હતો.[૯૪] ગાંડીવધનુર્ધર અર્જુનની ધજામાં બેઠેલા તે વાનરને જ તે વેળા પ્રથમ યુદ્ધ કરવાની ઇચ્છા થઈ ગઈ; તેથી તે એકદમ વેગપૂર્વક ફદકો મારી કર્ણના ધ્વજદંડ પાસે જઈ પહોંચ્યો. ગરુડ જેમ સર્પને છિન્નભિન્ન કરી નાખે, તેમ તે નખો અને દાંતો વતી ચિહ્નરૂપ તે હાથીની સાંકળને છિન્નભિન્ન કરી નાખવા લાગ્યો. ત્યાં તો ઘૂઘરીઓ બાંધીને શણગારવામાં આવેલી તથા સાક્ષાત્ કાળપાશ સરખી તદ્દન લોઢાની તે હાથીની સાંકળ અતિ આવેશમાં આવી જઈને તે વાનર સામે લડવા લાગી.[૯૫-૯૭] આમ તે બન્ને કર્ણ તથા અર્જુનના અતિઘોર દ્વંદ્વયુદ્ધરૂપી જુગારની હજી તો તૈયારી થઈ રહી હતી, તેવામાં પ્રથમ જ તેમના ધ્વજદંડો યુદ્ધ કરવા લાગ્યા.[૯૮] ઘોડાઓ પણ સામસામા હણહણાટ કરતા અન્યોન્યની સ્પર્ધા કરવા લાગ્યા. શ્રીકૃષ્ણ પણ નેત્રોરૂપી બાણોથી શલ્યરાજાને વીંધી નાખવા લાગ્યા; તેમ જ શલ્યરાજા પણ નેત્રોરૂપી બાણોથી શ્રીકૃષ્ણને વીંધી નાખવા લાગ્યો. તેમાં શ્રીકૃષ્ણે નેત્રોરૂપી બાણોથી શલ્યને જીતી લીધો અને કુંતીપુત્ર અર્જુને પણ દૃષ્ટિબાણથી કર્ણને પ્રથમ જીતી લીધો. તે પછી સૂતપુત્ર કર્ણે મંદમંદ હસીને શલ્યરાજને સંબોધીને કહ્યું: 'હે શલ્ય! જો કદાચ આ યુદ્ધમાં અર્જુન મને મારી નાખશે તો પાછળથી તું શું કરીશ, તે મને ખરેખરું કહી દે.'

શલ્ય બોલ્યો: હે કર્ણ! જો કદાચ આજના યુદ્ધમાં અર્જુન તને મારી નાખશે તો હું પાછળથી એકલા રથની સહાય લઈને જ શ્રીકૃષ્ણ તથા અર્જુન એ બન્નેને રણમાં રોળી નાખીશ.

સંજય બોલ્યો: જે પ્રમાણે કર્ણે શલ્ય રાજાને પૂછ્યું હતું, તે જ પ્રમાણે અર્જુને શ્રીકૃષ્ણને પૂછ્યું; એટલે શ્રીકૃષ્ણ મોટેથી હસીને આવું સત્ય વચન બોલ્યા:[૯૯-૧૦૪] 'હે ધનંજય! સૂર્ય કદાચ પોતાના સ્થાનથી ભ્રષ્ટ થઈ જાય, મહાસાગર પણ સુકાઈ જાય અને અગ્નિ પણ કદાચ શીતળતાને પ્રાપ્ત થઈ જાય, તોપણ કર્ણ તને કદી મારી શકે તેમ નથી.[૧૦૫] છતાં પણ કદાચ લોકમાં મોટી ઊથલપાથલ થવાની હોય અને તેથી કોઈ રીતે જો એમ બને, તો હું કેવળ મારા બાહુબળથી જ કર્ણનો તથા શલ્યનો રણમાં વધ કરીશ.'[૧૦૬] શ્રીકૃષ્ણનાં એ વચન સાંભળી વાનરધ્વજ અર્જુન ખડખડાટ હસી પડ્યો અને પછી ઉત્તમ કર્મ કરનારા શ્રીકૃષ્ણને આ પ્રમાણે કહેવા લાગ્યો:[૧૦૭] 'હે જનાર્દન! કર્ણ અને શલ્ય બન્ને જણા પ્રથમ તો મને પૂરા પડી શકે તેમ જ નથી. વળી હે કૃષ્ણ! આજે મારાં બાણોથી અનેકધા છિન્નભિન્ન થઈ ગયેલા કર્ણને, તેની પતાકાને, ધજાને, તેના શલ્ય સારથિને, રથને, ઘોડાઓને, તેના છત્રને, કવચને, શક્તિઓને, બાણોને તથા ધનુષ્યને રણમાં મહાદુર્દશાએ રડવડતાં તમે જોશો.[૧૦૮,૧૦૯] જેમ કોઈ અરણ્યમાં હાથી વૃક્ષના ભાંગી ભુક્કા કાઢી નાખે, તેમ આજે હું કર્ણના, તેના રથના, ઘોડાઓના, શક્તિના, કવચના તથા આયુધોના કટકે-

કટકા કરી ભાંગી ભુક્કા કરી નાખીશ.[૧૧૦] હે માધવ ! આજે કર્ણની સ્ત્રીઓને રંડાપો આવી પહોંચ્યો છે. જરૂર, તેની સ્ત્રીઓએ ગઈ રાત્રે સ્વપ્નોમાં અનિષ્ટ વસ્તુઓ જોઈ હશે.[૧૧૧] તમે અવશ્ય આજે જ કર્ણની સ્ત્રીઓને વિધવા થયેલી જોશો. ટૂંકી દૃષ્ટિના આ મૂર્ખ કર્ણે તે વેળા સભામાં આવેલી દ્રૌપદીને જોઈને અમારી હાંસી કરી હતી તથા વારંવાર અમારો તિરસ્કાર કર્યો હતો. તેણે કરેલાં એ પૂર્વકૃત્યોનું સ્મરણ થતાં મારો ક્રોધ શાંત જ થતો નથી. માટે હે ગોવિંદ ! મદોન્મત્ત થયેલો હાથી જેમ પુષ્પભરેલા વૃક્ષને કચરી નાખે, તેમ હું પણ આજે કર્ણને કચરી નાખીશ, તે તમે જોશો.[૧૧૨-૧૧૪] હે મધુસૂદન ! આજે કર્ણને રણમાં પાડી નાખવામાં આવશે. એટલે 'હે કૃષ્ણ ! અમારાં અહોભાગ્ય કે, તમારો યુદ્ધમાં જય થયો' આવી મધુર વાણી તમે સાંભળશો.[૧૧૫] હે જનાર્દન ! આજે અત્યંત હર્ષમાં આવી જઈને તમે અભિમન્યુની માતાને શાંત પાડશો તથા તમારી ફોઈ કુંતીનું પણ તમે સાંત્વન કરશો.[૧૧૬] વળી હે માધવ ! જેના મુખ પર અશ્રુઓની ધારા વહી રહી છે, એવી કૃષ્ણાને પણ અમૃત સરખી મધુર વાણી સંભળાવીને તમે આજે જ શાંત કરશો તથા તમે ધર્મરાજ યુધિષ્ઠિરનું પણ સાંત્વન કરશો.[૧૧૭]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'કર્ણ તથા અર્જુનનો સમાગમ' નામનો અધ્યાય ૮૭મો સમાપ્ત

## अध्याय ८८मो

## સંધિ કરી લેવા માટે અશ્વત્થામાનો દુર્યોધનને ઉપદેશ

॥ संजय उवाच ॥

तद्देवनागासुरसिद्धयक्षैर्गंधर्वरक्षोऽप्सरसां च संघैः ।
ब्रह्मर्षिराजर्षिसुपर्णजुष्टं
बभौ वियद्विस्मयनीयरूपम् ॥ १ ॥

સંજય બોલ્યો: હે ધૃતરાષ્ટ્રરાજ ! એ વેળા દેવો, નાગો, અસુરો, સિદ્ધો, યક્ષો, ગંધર્વો, રાક્ષસો, અપ્સરાઓ, બ્રહ્મર્ષિઓ, રાજર્ષિઓ તથા ગરુડોથી સર્વ સ્થળે વ્યાપ્ત થયેલું આકાશ આશ્ચર્યજનક દેખાવનું થઈને દીપી રહ્યું હતું.[૧] તે વાદિત્રો, ગીતો, સ્તુતિઓ, નૃત્યો તથા હાસ્યોના મનોહર શબ્દોથી અતિશય ગાજી રહ્યું હતું. આથી સર્વ મનુષ્યો સ્વસ્થ થઈને અદ્ભુત સ્વરૂપના તે આકાશને જોઈ રહ્યા હતા. તે પછી વાદિત્રોના શબ્દોથી, શંખોના ધ્વનિઓથી તથા સિંહનાદોની ગર્જનાઓથી પૃથ્વીને તથા સર્વ દિશાઓને ગજાવી મૂકતા કૌરવપાંડવ યોદ્ધાઓ પોતાના સર્વ શત્રુઓનો સંહાર કરવા લાગ્યા. તે સમયે મનુષ્યો, ઘોડાઓ, હાથીઓ અને રથો વડે ઊભરાઈ રહેલું, બાણો, તલવારો, શક્તિઓ તથા બેધારી તલવારોના અન્યોન્ય આઘાતથી દુ:સહ થયેલું, કાયર પુરુષોને નસાડી મૂકનારું તેમ જ મૃત શરીરોથી ભરાઈ ગયેલું તે સમરાંગણ લાલ લાલ થઈ રહ્યું હતું.[૨-૪] ખરેખર, કૌરવો તથા પાંડવો વચ્ચેનું તે યુદ્ધ પૂર્વે દેવો તથા અસુરો વચ્ચે થયેલા યુદ્ધ સરખું અતિ દારુણ દેખાવનું હતું. આવું તે તુમુલ યુદ્ધ જ્યારે ચાલતું હતું, ત્યારે અર્જુનનાં તથા કર્ણનાં સીધી ગતિનાં બાણોથી સર્વ દિશાઓ તથા સૈન્ય પરસ્પર ઢંકાઈ ગયાં. ત્યાં તમારા પક્ષના તથા શત્રુપક્ષના યોદ્ધાઓએ બાણોનો મારો ચલાવીને એવો તો અંધકાર કરી મૂક્યો હતો કે તેઓ માંહોમાંહે કંઈ પણ જોઈ શકતા ન હતા.[૫,૬] તે વેળા બન્ને પક્ષના યોદ્ધાઓ એટલા બધા ભયાતુર થઈ ગયા હતા કે તેઓ પોતપોતાના પક્ષના મુખ્ય મહારથી કર્ણ અને અર્જુનનો જ આશ્રય કરી રહ્યા હતા અને સર્વ તરફ અતિ અદ્ભુત દેખાવ થઈ રહ્યો હતો. આ રીતે આખા રણક્ષેત્રમાં જ્યારે ઘોર અંધકાર પથરાઈ ગયો હતો, ત્યારે પૂર્વ અને પશ્ચિમના વાયુની પેઠે કર્ણ તથા અર્જુન એ બન્ને

અન્યોન્યનાં અસ્ત્રોનો નાશ કરતા હતા અને રણ-ભૂમિ પર ઉદય પામેલા સૂર્યની પેઠે અત્યંત શોભતા હતા. વળી તે સમયે 'કોઈએ પણ યુદ્ધમાંથી નાસી જવું નહિ અને પાછા પણ હઠવું નહિ' આમ વારંવાર પ્રેરણા કરવામાં આવતી હતી.[૭,૮] તેથી ઉભય પક્ષના યોદ્ધાઓ રણમાં લગારે ખસ્યા વિના ઊભા રહ્યા હતા. વળી પૂર્વ-કાળના દેવાસુરયુદ્ધમાં દેવો તથા અસુરો જેમ ઇંદ્ર અને શંબરાસુરનું રક્ષણ કરતા હતા, તેમ તેઓ પણ વીંટાઈ વળીને મહારથી કર્ણ તથા અર્જુનનું સર્વ તરફથી રક્ષણ કરતા હતા. તે વખતે નરોમાં ઉત્તમ એવા કર્ણ અને અર્જુન મૃદંગ, ભેરી, પણવ અને આનકોના શબ્દોની સાથે ઉપરાઉપરી સિંહના જેવી ગર્જનાઓ કરી રહ્યા હતા.[૯] તેથી મેઘગર્જનાઓની સાથે ઉદય પામેલા ચંદ્ર તથા સૂર્યની પેઠે તે બન્ને મહાપુરુષો શોભતા હતા. ત્યારે મોટાં મોટાં ધનુષ્યોરૂપ મંડળની મધ્યમાં રહેલા, મહાતેજસ્વી, બાણોરૂપી હજારો કિરણોવાળા તથા સચરાચર જગતને બાળી નાખવાની ઇચ્છાવાળા તે બન્ને પ્રલયકાળના બે સૂર્યોની પેઠે રણમાં દુઃસહ થઈ પડ્યા હતા. પછી યુદ્ધમાં અજિત, શત્રુઓનો નાશ કરનારા, અન્યોન્યનો વધ કરવા ઇચ્છતા અને અસ્ત્રકુશળ એવા તે કર્ણ અને અર્જુન મહેંદ્ર તથા જંભાસુરની પેઠે નિર્ભય થઈને સામસામા યુદ્ધ કરવા ભેટ્યા. તે બન્ને મહાધનુર્ધરો ત્યાં અનેક જાતનાં મોટાં મોટાં અસ્ત્રોને તથા ભયાનક બાણોને ફેંકવા લાગ્યા.[૧૦-૧૨] હે રાજા! તે બન્ને મહારથીઓ અન્યોન્યના પાળાઓનો, ઘોડેસવારોનો તથા હાથીસવારોનો સંહાર કરવા લાગ્યા; એટલે વળી પાછા પણ દુઃખી થયેલા કૌરવ અને પાંડવ યોદ્ધાઓ સિંહના ભયથી વનચરો જેમ નાસી જાય, તેમ હાથીસવારો, પાળા અને ઘોડેસવારો-ની સાથે દિશાઓમાં નાસી ગયા. તે પછી દુર્યોધન, કૃતવર્મા, શકુનિ, કૃપાચાર્ય અને અશ્વત્થામા આ પાંચ મહારથીઓ શ્રીકૃષ્ણ અને અર્જુન પર શરીરને પીડા કરનારાં બાણોનો મારો ચલાવવા લાગ્યા. પરંતુ અર્જુને બાણો મારીને તેમનાં ધનુષ્યોનો, ભાથાઓનો, ધજાઓનો, ઘોડાઓનો, રથોનો તથા સારથિઓનો નાશ કરી નાખ્યો.[૧૩-૧૫] વળી તેણે શત્રુઓ પર ચોતરફથી બાણોનો મારો ચલાવ્યો અને ઉત્તમ જાતિનાં બીજાં બાર બાણોથી સૂતપુત્ર કર્ણને પણ વીંધી નાખ્યો. એટલે સો રથીઓ, સો હાથીસવારો તથા હાથમાં હથિયારો લઈને સજ્જ થયેલા શકો, તુષારો અને કાંબોજ ઘોડેસવારો ઉતાવળા ઉતાવળા ત્યાં અર્જુન પર ચઢી આવ્યા. અર્જુને ક્ષુર જાતિનાં બાણો મારીને તેમના હાથમાં રહેલાં ઉત્તમ આયુધોને કાપી નાખ્યાં, મસ્તકોને ઉડાડી પાડ્યાં અને લડી રહેલા ઘોડેસવારોને, હાથીસવારોને તથા રથીઓને પણ પૃથ્વી પર ઝીકી પાડ્યા. એટલે હર્ષમાં આવી ગયેલા દેવોએ આકાશમાં 'ધન્ય ધન્ય'ના હર્ષનાદો કરી મૂક્યા અને દિવ્ય વાદિત્રો વગાડવા માંડ્યાં.[૧૬-૧૮] ત્યાં પવનમાં ઊછળી રહેલી સુંદર અને સુગંધદાર પુષ્પોની વૃષ્ટિઓ આકાશમાંથી પડવા લાગી અને દેવો તથા મનુષ્યોની સમક્ષ કરવામાં આવેલા અર્જુનના તે અદ્ભુત પરાક્રમને જોઈને સર્વ ભૂતો આશ્ચર્ય પામી ગયાં.[૧૯] માત્ર સૂતપુત્ર કર્ણ અને તમારો પુત્ર દુર્યોધન એ બન્ને જ કોઈ જાતનો વિસ્મય અથવા ખેદ પામતા નહોતા; કારણ કે તે બન્નેનો તો 'મારવું કે મરવું' એવો જ એક નિશ્ચય હતો. પછી તે સમયે દ્રોણપુત્ર અશ્વત્થામા હાથ વડે હાથ મિલાવીને દુર્યોધનને શાંત પાડવા માટે આ પ્રમાણે કહેવા લાગ્યા:[૨૦] 'હે દુર્યોધન! તમે હવે પ્રસન્ન થાઓ અને પાંડવો-

ની સાથે જેમ બને તેમ સંધિ કરી લો, વિરોધ કરવાનું હવે પડતું મૂકો. ધિક્કાર હો આ વિગ્રહને ! બ્રહ્મા સરખા મહાતેજસ્વી અને મોટાં મોટાં અસ્ત્રોને જાણનારા ગુરુ દ્રોણાચાર્ય આ રણમાં માર્યા ગયા છે, તેમ જ ભીષ્મપિતામહ વગેરે ઘણા મહારથીઓ હણાઈ ગયા છે.[૨૧] વળી હું તથા મારા મામા કૃપાચાર્ય તો રણમાં અવધ્ય છીએ; માટે તમારો પોતાનો વ્યર્થ નાશ નહિ થવા દેવા માટે પાંડવોની સાથમાં રહી ચિરકાળ પર્યંત રાજ્ય કરો. અર્જુનને હું જ યુદ્ધ કરતાં વાળીશ, એટલે જરૂર તે શાંત થઈ જશે. શ્રીકૃષ્ણને તો પ્રથમથી જ વિરોધ કરવાની ઇચ્છા નથી.[૨૨] વળી રાજા યુધિષ્ઠિર તો સર્વ પ્રાણીઓનું હિત કરવામાં જ તત્પર રહેનારા છે અને ભીમસેન, નકુલ તથા સહદેવ સદા યુધિષ્ઠિરને વશ રહેનારા છે, માટે તમારી ઇચ્છામાં આવે તો પાંડવોની સાથે તમે સંધિ કરો અને તેમ કરવાથી સર્વ પ્રજાઓ પણ ભલે સુખ પામો.[૨૩] પછી બાકી રહેલા તમારા બાંધવો ભલે પોતપોતાનાં નગરોમાં જાય અને સર્વ સૈનિકો યુદ્ધમાંથી ભલે નિવૃત્ત થાય. હે રાજા ! તમે આ મારું વચન નહિ સાંભળો તો શત્રુઓને હાથે યુદ્ધમાં મરણ પામશો અને પાછળથી જરૂર પશ્ચાત્તાપ કરશો. આ યુદ્ધમાં અર્જુન એકલાએ જ પરાક્રમ કર્યું છે, તેને તમે તથા સર્વ જગતે જોયું છે. ખરેખર, તેવું પરાક્રમ ઇંદ્ર, યમ, ભગવાન, બ્રહ્મા કે યક્ષરાજ કુબેર પણ કરી શકે તેમ નથી.[૨૪,૨૫] અર્જુન પોતાના ગુણોને લીધે જગતમાં સર્વોત્કૃષ્ટ છે, તેથી મારાં સમગ્ર વચનોનું તે ઉલ્લંઘન કરશે નહિ; એટલું જ નહિ પણ તમારા સર્વ વિચારોને અનુકૂળ આવે તેમ તે કરશે. માટે હે રાજેંદ્ર ! હવે તમે પ્રસન્ન થાઓ અને પાંડવો સાથે સંધિ કરી લો.[૨૬] વળી મને પોતાને પણ તમારે માટે ઘણું જ માન છે તથા તમારા પર સદાને માટે પરમ સ્નેહ છે, તેથી આ અણીને સમયે હું તમને આ પ્રમાણેની સલાહ આપું છું. માટે તમે જો કોઈ રીતે પણ મારી આ સલાહનો સ્વીકાર કરશો, તો કર્ણને પણ હું યુદ્ધ કરતાં અટકાવીશ.[૨૭] વિદ્વાનો કહે છે કે, આ જગતમાં ચાર પ્રકારના મિત્રો હોય છે: એક તો સહજ મિત્ર, બીજો સામથી વશ કરેલો મિત્ર, ત્રીજો ધનથી વશ કરેલો મિત્ર અને ચોથો પ્રતાપથી વશ કરેલો મિત્ર. આ ચારેય પ્રકારની સંપૂર્ણ મિત્રતા તમારે પાંડવો સાથે છે.[૨૮] હે વીર ! પાંડવો સ્વાભાવિક રીતે જ તમારા બાંધવો છે અને વળી પાછા આ સમયે સામ ઉપાયથી તેમને મેળવી લો. હે પ્રભુ ! તમે જો પ્રસન્ન થશો અને પાંડવો સાથે મિત્રતા કરશો તો તમે જગતનું મહાન હિત કરેલું કહેવાશે.'[૨૯] પોતાના મિત્ર અશ્વત્થામાએ એ પ્રમાણે હિતવચન કહ્યું, એટલે મનમાં ખિન્ન થયેલા દુર્યોધને તે વચનનો વિચાર કરી મોટો નિઃશ્વાસ નાખ્યો અને આ પ્રમાણે કહ્યું : 'હે મિત્ર ! તમે કહો છો તેમ જ છે, તોપણ હું તમને વિનતિપૂર્વક કહું છું તે પણ તમારે સાંભળવું જોઈએ.[૩૦] આ દુષ્ટ બુદ્ધિના ભીમસેને સિંહની પેઠે પોતાના બળપૂર્વક દુઃશાસનને મારી નાખ્યા પછી 'હવે દુર્યોધનને મારી નાખીને તેના મસ્તકને પણ મારા પગ તળે હું કચરીશ' એવું જે વચન કહ્યું છે તે મારા હૃદયમાં સચોટ ચોંટી ગયું છે. વળી મહાપ્રચંડ વાયુ જેમ મહાગિરિ મેરુ સામે ટક્કર ઝીલી શકે નહિ, તેમ અર્જુન કર્ણની સામે યુદ્ધમાં ટક્કર ઝીલી શકે તેમ નથી. એ વાત તમને પણ ક્યાં અજાણી છે ? તમે પોતે પણ તે કબૂલ કરી શકો છો, તો પછી શા માટે સંધિ કરવી જોઈએ ? તેમ જ વળી કુંતાના બધા પુત્રો મેં કરેલાં અનેક જાતનાં વેરનો ખૂબ વિચાર કરીને મારા પર કદી શાંત થશે નહિ.[૩૧,૩૨] માટે

હે ગુરુપુત્ર ! તમારે કર્ણને પણ 'હવે યુદ્ધ કરવું રહેવા દે' એમ કહેવું તે યોગ્ય નથી; કારણ કે આજે અર્જુન ઘણો થાકી ગયો છે, એટલે કર્ણ પરાક્રમપૂર્વક તેનો આજે વધ કરી શકશે.'[૩૩] તમારા પુત્રે અશ્વત્થામાને આમ કહીને તેમના મનનું સમાધાન કર્યું અને પછી સર્વ સૈનિકોને આજ્ઞા કરી કે, 'ઓ વીર યોદ્ધાઓ ! તમે બધા શાંત થઈને શું બેસી રહ્યા છો ? ધનુષ્યબાણ હાથમાં લઈ બરાબર સાવધાનીપૂર્વક મારા શત્રુઓ સામે ધસારો કરો.'[૩૪]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'સંધિ કરી લેવા માટે અશ્વત્થામાનો દુર્યોધનને ઉપદેશ' નામનો અધ્યાય ૮૮મો સમાપ્ત

## अध्याय ८९मो

### કર્ણ અને અર્જુનનું દ્વંદ્વયુદ્ધ

॥ संजय उवाच ॥

**तौ शंखभेरीनिनदे समृद्धे**
**समीयतुः श्वेतहयौ नराग्र्यौ ।**
**वैकर्तनः सूतपुत्रोऽर्जुनश्च**
**दुर्मन्त्रिते तव पुत्रस्य राजन् ॥ १ ॥**

સંજય બોલ્યો : હે રાજા ધૃતરાષ્ટ્ર ! તે પછી તમારાં પુત્રના દુષ્ટ વિચારોને પરિણામે શ્વેત ઘોડાઓવાળા સૂર્યપુત્ર કર્ણ તથા અર્જુન એ બન્ને મહાપુરુષો શંખોના ધ્વનિઓથી તથા ભેરીઓના નિનાદોથી ગાજી રહેલા તે રણક્ષેત્રમાં દ્વંદ્વયુદ્ધ કરવા માટે અન્યોન્ય સામા ધસ્યા.[૧] હિમાલયમાં ઉત્પન્ન થયેલા અને મોટા મોટા દંતૂશળોવાળા બે મદમત્ત હાથીઓ જેમ કોઈ એક હાથિણી માટે એકબીજા સામે યુદ્ધ કરે, તેમ મહાઉગ્ર પરાક્રમવાળા વીર અર્જુન તથા કર્ણ એકબીજા સામે યુદ્ધ કરવા લાગ્યા.[૨] જેમ એક મેઘ સામે બીજો મેઘ ધસી જાય અથવા કોઈ એક પર્વત સામે બીજો પર્વત ધસી જાય, તેમ ધનુષ્યની દોરીનો ટંકાર, હસ્તતલનો આઘાત તથા રથોની નેમિઓના ધડધડાટ સાથે બાણોનો વરસાદ વરસાવતા તે બન્નેએ સામસામે ચઢાઈ કરી.[૩] જેમાં શિખરો, વૃક્ષો, લતાઓ, ઔષધિઓ તથા અનેક જાતનાં ઝરણાંઓ પુષ્કળ વધ્યાં છે, તેવા બે મોટા હાલતા-ચાલતા પર્વતો જેમ પરસ્પર પ્રહાર કરે, તેમ તે બન્ને મહાબળવાન વીરો મોટાં મોટાં અસ્ત્રોનો મારો ચલાવી પરસ્પર પ્રહાર કરવા લાગ્યા.[૪] પૂર્વે દેવાસુર યુદ્ધપ્રસંગે ઇંદ્ર અને બલિરાજા વચ્ચે જેવું મહાન યુદ્ધ થયું હતું, તેવું જ તે કર્ણ તથા અર્જુન વચ્ચે બીજાઓને અતિ દુસહ એવું યુદ્ધ થવા લાગ્યું. તેમાં બન્નેના સારથિઓ તથા ઘોડાઓના અંગો છિન્નભિન્ન થઈ જવા લાગ્યાં અને લોહીરૂપ કટુજળની છોળો ઊછળી રહી.[૫] પુષ્કળ કમળો, માછલાં તથા કાચબાવાળા અને અનેક પક્ષીગણોથી વ્યાપ્ત થયેલા બે સમીપમાં રહેલા પાણીના ધરાઓ વાયુના આઘાતથી ઊછળીને જેમ એકાકાર થઈ જાય, તેમ વાયુમાં ફરકતી ધજાઓવાળા તે બન્નેના રથો પણ સામસામા ભરાઈ ગયા.[૬] તે બન્ને મહેંદ્ર સમાન પરાક્રમી હતા અને મહેંદ્ર સમા મહારથીઓ હતા. એ પૂર્વે મહેંદ્ર તથા વૃત્રાસુર જેમ પ્રહાર કરતા હતા તેમ તે બન્ને મહેંદ્રના વજ્ર સરખાં બાણો વડે અન્યોન્યને પ્રહાર કરવા મંડી પડ્યા.[૭] આમ જ્યારે અર્જુન તથા કર્ણનું યુદ્ધ ચાલુ થયું, ત્યારે હાથી, ઘોડા, પાળા તથા રથોથી ભરેલાં વિચિત્ર કવચો, અલંકારો, વસ્ત્રો તથા આયુધોથી સજ્જ થયેલાં અને તેથી જ આશ્ચર્યજનક દેખાવનાં લાગતાં બન્ને પક્ષનાં સૈન્યો ધ્રૂજી ઊઠ્યાં હતાં. ત્યારે આકાશમાં રહેલા દેવગણો પણ કંપી ગયા હતા.[૮] મદમત્ત હાથી જેમ બીજા હાથી પર ચઢાઈ કરે, તેમ જ્યારે અર્જુને અધિરથના પુત્ર કર્ણને મારી નાખવાની ઇચ્છાથી ચઢાઈ કરી, ત્યારે યુદ્ધ જોવા ઊભેલા યોદ્ધાઓ હર્ષપૂર્વક

સિંહનાદો કરવા લાગ્યા અને વસ્ત્રો ભરાવેલી આંગળીઓવાળા બાહુઓને ઊંચા ઉછાળવા લાગ્યા. તે વેળા સોમકવંશના મુખ્ય મુખ્ય યોદ્ધાઓ બૂમો પાડીને અર્જુનને કહેવા લાગ્યા : 'હે અર્જુન ! કર્ણને કાપી નાખ, તેના મસ્તકને એકદમ છેદી નાખ અને ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનની રાજ્ય મેળવવાની શ્રદ્ધાનો જલદી નાશ કરી નાખ.' તે જ પ્રમાણે આપણા પક્ષના ઘણા યોદ્ધાઓ પણ કર્ણને કહેતા હતા કે, 'હે કર્ણ ! અર્જુન સામે જલદી ધસારો કર અને અતિ તીક્ષ્ણ બાણો મારીને તેનો વધ કરી નાખ, એટલે પાંડવો ફરી ને દીર્ઘકાળને માટે વનમાં ચાલ્યા જાય.'[૯-૧૧] તે સમયે કર્ણે પ્રથમ જ મોટાં દશ બાણો મારીને અર્જુનને વીંધી નાખ્યો, એટલે અર્જુને પણ ખડખડાટ હસીને તીક્ષ્ણ અણીવાળાં દશ બાણોથી કર્ણની છાતીમાં પ્રહાર કર્યો.[૧૨] આમ કર્ણ તથા અર્જુન એ બન્ને સુંદર પૂંખવાળાં બાણો મારી મારીને એકબીજાને ઘાયલ કરવા લાગ્યા તેમ જ હર્ષપૂર્વક સામસામે ધસારો કરી અન્યોન્યને ભયંકર રીતે ભેદી નાખવા લાગ્યા.[૧૩] પછી ઉગ્ર ધનુર્ધારી અર્જુને પરસેવો દૂર કરવા માટે પોતાની બન્ને ભુજાઓને બરાબર લૂછી નાખી અને ગાંડીવધનુષ્યને સાફ કરીને નારાચ, નાલીક, વરાહ, કર્ણ, ક્ષુર, અંજલિક તથા અર્ધચંદ્ર જાતિનાં બાણો ફેંકવા માંડ્યાં.[૧૪] હે રાજન્ ! જેમ સાયંકાળે નિવાસ કરવા માટે પક્ષીઓ નીચાં મુખ કરીને એકદમ કોઈ વૃક્ષમાં પ્રવેશ કરે છે, તેમ અર્જુનનાં તે બાણો સર્વ તરફથી કર્ણના રથને ઢાંકી દઈ અંદર પ્રવેશ કરવા લાગ્યાં.[૧૫] શત્રુઓને જીતનારો અર્જુન ભ્રમર ચઢાવીને કટાક્ષપૂર્વક જેમ જેમ કર્ણ તરફ અનેક બાણોને ફેંકવા લાગ્યો, તેમ તેમ કર્ણ પણ સામેથી બાણો મારી મારીને અર્જુનનાં તે સર્વ બાણોને ગળી જવા લાગ્યો.[૧૬] તે પછી મહેંદ્રપુત્ર અર્જુને કર્ણ પર શત્રુઓનો પરાજય કરનારું અગ્ન્યાસ્ત્ર મૂક્યું. એ અસ્ત્રે પૃથ્વી, આકાશ, સર્વ દિશાઓ તથા સૂર્યના માર્ગ સુદ્ધાંને ઢાંકી દીધો અને સર્વ સ્થળે પોતાનું સ્વરૂપ પ્રગટ કર્યું.[૧૭] એ વેળા ત્યાં ઊભેલા સર્વ યોદ્ધાઓનાં વસ્ત્રો બળવા લાગ્યાં અને અરણ્યમાં વાંસનું આખું વન સળગી ઊઠતાં જેવો અતિ ઘોર શબ્દ થઈ રહે, તેવો જ એ રણમાં સર્વ સ્થળે મહાઘોર શબ્દ થઈ રહ્યો.[૧૮] આ રીતે અગ્ન્યાસ્ત્રને સર્વ સ્થળે પ્રજ્વળી ઊઠેલું જોઈ પ્રતાપી કર્ણે તેને શાંત કરવા માટે તુરત જ વારુણાસ્ત્ર પ્રકટ કર્યું અને તેણે તે અસ્ત્રથી સળગી ઊઠેલા એ અગ્નિને શાંત કરી નાખ્યો.[૧૯] ત્યારે સર્વ દિશાઓ અંધકારમાં ઢંકાઈ ગઈ હતી અને પર્વતના તટ સમાન વિશાળ એવી મેઘોની ઘટાઓ આજુબાજુ સર્વ પ્રદેશમાં ચઢી આવીને પાણીની છોળમછોળથી રણપ્રદેશને ઢાંકી દેવા લાગી.[૨૦] આથી એકદમ તે મહાપ્રચંડ અગ્નિ પણ શાંત પડી ગયો અને સર્વ દિશાઓના મધ્યભાગો તથા આકાશ નરમ મેઘમંડળોથી જ ઢંકાઈ ગયું.[૨૧] વળી દશે દિશાઓ મેઘથી એટલી બધી વ્યાપી ગઈ કે, અંધકારને લીધે કંઈ પણ દેખાતું ન હતું. એ રીતે કર્ણના વારુણાસ્ત્રના પ્રભાવથી સર્વ તરફથી વાદળાંઓના ગોટેગોટ ચઢી આવવા લાગ્યા, એટલે અર્જુને વાયવ્યાસ્ત્રનો પ્રયોગ કરી તે સર્વ મેઘમંડળોને વીખેરી નાખ્યાં.[૨૨] પછી શત્રુઓથી દુરાધર્ષ એવા અર્જુને ગાંડીવધનુષ્યને, તેની દોરીને તથા બાણોને મંત્રીને દેવરાજને પ્રિય એવું અને અતિમહાન પ્રભાવવાળું વજ્રાસ્ત્ર પ્રકટ કર્યું.[૨૩] એટલે તુરત જ ગાંડીવધનુષ્યમાંથી ક્ષુર, પ્રાંજલિક, અર્ધચંદ્ર, નાલીક, નારાચ અને વરાહકર્ણ નામનાં અતિ તીક્ષ્ણ તથા વજ્ર સમાન વેગવાળાં હજારો બાણો પ્રકટ થવા લાગ્યાં[૨૪]

થી ત્રાસ પામેલા સર્પો જેમ પૃથ્વીને ફાડી નાખી અંદર પેસી જાય, તેમ મહાપ્રભાવવાળાં અતિ તેજદાર, ગીધપક્ષીનાં પીછાં બાંધેલાં તથા અતિ વેગવાળાં તે બાણો કર્ણ પર તૂટી પડીને તેનાં અંગોમાં, સર્વ ઘોડાઓનાં શરીરોમાં, ધનુષ્યોમાં, રથની ઝુસરીમાં પૈડાંઓમાં તથા ધ્વજમાં પેસી જવા લાગ્યાં. તે સમયે કર્ણનાં ગાત્રો બાણોથી તદ્દન ભરાઈ ગયાં હતાં, તેમાંથી લોહીની ધારાઓ વહેતી હતી અને ક્રોધને લીધે તેનાં નેત્રો એકદમ ચકળવકળ થઈ ગયાં હતાં.[૨૫,૨૬] પછી મહાત્મા કર્ણે સમુદ્રના જેવો ઘોષ કરનારું અને મજબૂત દોરીવાળું ધનુષ્ય જોસથી ખેંચીને ભાર્ગવાસ્ત્ર પ્રકટ કર્યું અને અર્જુનના વજ્રાસ્ત્રમાંથી છૂટી રહેલાં અસંખ્ય બાણોને તત્કાળ કાપી નાખ્યાં.[૨૭] આ રીતે કર્ણે પોતાના ભાર્ગવાસ્ત્રના પ્રતાપથી અર્જુનના અસ્ત્રનો નાશ કરી નાખ્યો અને મહારણમાં મહેંદ્ર સરખું પરાક્રમ કરનારા તે કર્ણે અદેખાઈથી ઘણા રથ, હાથી તથા પાળાઓનો સંહાર કરી નાખ્યો.[૨૮] ક્રોધાવેશમાં આવી ગયેલા બળવાન કર્ણે તાકીતાકીને બળપૂર્વક છોડેલાં, સરાણ પર ઘસીને તૈયાર કરેલાં તથા સુંદર પૂંખવાળાં સંખ્યાબંધ બાણોનો મારો ચલાવ્યો અને પાંચાલવંશના મુખ્ય મુખ્ય યોદ્ધાઓને વીંધી નાખ્યા.[૨૯] આમ હે રાજન્! કર્ણે અસંખ્ય બાણો મારીને પાંચાલો અને સોમકોને પીડવા માંડ્યા, એટલે તેઓ પણ ક્રોધાવિષ્ટ થઈ ગયા અને બધા એકઠા મળી ચોતરફથી તીક્ષ્ણ બાણો છોડી મૂકીને કર્ણને વીંધી નાખવા લાગ્યા. ત્યાં સૂતપુત્ર કર્ણ પણ પાંચાલોના રથીઓનો, હાથીસવારોનો તથા ઘોડેસવારોનો બાણો મારીને સંહાર કરવા લાગ્યો અને પરાક્રમપૂર્વક તેમને વીંધી નાખીને હર્ષપૂર્વક બીજાં સંખ્યાબંધ બાણો વડે તેમને પીડવા લાગ્યો.[૩૦,૩૧] જેમ કોઈ મહાન વનમાં ભયંકર બળવાળો સિંહ ક્રોધાયમાન થઈને હાથીઓનાં ટોળાંઓનો વિનાશ કરી નાખે, તેમ કર્ણે પાંચાલોનો સંહાર કરી નાખ્યો. તેથી તેનાં બાણોથી શરીરે છિન્નભિન્ન થયેલા તે પાંચાલો પ્રાણરહિત થઈને ધડાધડ પૃથ્વી પર પડવા લાગ્યા.[૩૨] હે રાજન્! એ પ્રમાણે પાંચાલોના મુખ્ય મુખ્ય યોદ્ધાઓનો સંહાર કરી નાખ્યા પછી તે મહાઉગ્ર પરાક્રમી કર્ણ આકાશમાં ઉદય પામેલા પ્રખર કિરણોવાળા સૂર્યના સરખો રણમાં પ્રકાશવા લાગ્યો.[૩૩] હે કૌરવેંદ્ર! કર્ણને એ પ્રમાણે રણમાં પ્રકાશી રહેલો જોઈ તમારા પક્ષના સર્વ યોદ્ધાઓ 'કર્ણનો અવશ્ય વિજય થશે' એમ માનવા લાગ્યા અને શ્રીકૃષ્ણ તથા અર્જુનને તદ્દન મૂએલા જ માનીને ઘણા હર્ષપૂર્વક સિંહનાદો કરવા લાગ્યા.[૩૪] એ વેળા શત્રુઓએ સહન કરવાને અશક્ય એવું મહારથી કર્ણનું પરાક્રમ જોઈને તથા રણની મધ્યમાં અર્જુનનાં અસ્ત્રોને કર્ણે નષ્ટ કરેલાં જોઈને પવનપુત્ર ભીમસેન અમર્ષમાં આવી ગયો, તેનાં નેત્રો ક્રોધથી દીપવા લાગ્યાં, તેના શરીરમાં ક્રોધ વ્યાપી ગયો અને હાથેહાથ ઘસતો તથા ફૂંફાડા મારતો તે ભીમસેન સત્યપ્રતિજ્ઞાવાળા અર્જુનને આ પ્રમાણે કહેવા લાગ્યો: 'અરે ઓ અર્જુન! આ ધર્મહીન પાપી કર્ણે આજે તો તારા દેખતાં પરાક્રમ કરીને પાંચાલોના મુખ્ય મુખ્ય અનેક યોદ્ધાઓને કેમ મારી નાખ્યા? હે કિરીટી! પૂર્વે દેવતાઓ જેમને જીતી શક્યા ન હતા તે કાલકેય અસુરોને તેં જીત્યા છે અને સાક્ષાત્ ભગવાન શંકરના બાહુસ્પર્શને તું પામ્યો છે, છતાં કર્ણે પ્રથમ જ તને દશ બાણો મારીને આજે કેમ વીંધી નાખ્યો?[૩૫-૩૮] તેં સંખ્યાબંધ બાણો છોડી મૂક્યાં હતાં તેમને પણ આ કર્ણ ગળી ગયો, તે શું? ખરેખર! આજે મને આ બધું આશ્ચર્ય દેખાય છે. હે સવ્યસાચી!

પાપિષ્ઠ બુદ્ધિના આ દુરાત્મા સૂતપુત્રે પ્રથમ તે કૌરવસભામાં તદ્દન નિર્ભય થઈ ને દ્રૌપદીને દુઃખ દીધું છે, આપણને પણ તેલ વિનાના તલ સરખા ષંઢ (નપુંસક) કહ્યા છે. અરે! આવી આવી અનેક તીક્ષ્ણ વાણીઓ તેણે આપણને કહી સંભળાવી છે. તે સર્વનું આ સમયે સ્મરણ કરી હવે તું જલદી એને મારી નાખ.[૩૯,૪૦] હે કિરીટી! તું આ કર્ણની શા માટે ઉપેક્ષા કરે છે? ઉપેક્ષા કરવાનો હવે સમય નથી. તેં જે ધૈર્યને ધારણ કરી પૂર્વે અગ્નિને ખાંડવવનનો ગ્રાસ આપવા માટે સર્વ ભૂતોનો પરાજય કર્યો છે, તે જ ધૈર્યને ધારણ કરી કર્ણનો તું વધ કરી નાખ અથવા મને જ કહે, એટલે હું જ મારી આ ગદાના પ્રહારથી તેને છૂંદી નાખીશ.' ભીમસેને આમ કહ્યું, એટલે શ્રીકૃષ્ણ પણ ઘોડાઓની લગામ પર કર્ણના બાણપ્રહારોને થતા જોઈ અર્જુનને કહેવા લાગ્યા: 'હે કિરીટી! આ શું? તેં જેટલાં જેટલાં અસ્ત્રો માર્યાં તે સર્વનો કર્ણે નાશ કરી નાખ્યો. હે વીર! તું બરાબર લક્ષ આપતો નથી, તેથી હું તને પૂછું છું કે, શું તું મૂંઝાય છે? જો, જો! અત્યંત હર્ષમાં આવી ગયેલા આ કૌરવો ગર્જનાઓ કરી રહ્યા છે અને તેઓ સર્વે કર્ણને આજે આગળ કરીને જાણી શક્યા છે કે, તારાં અમોઘ અસ્ત્રો પણ કર્ણનાં અસ્ત્રોથી નિષ્ફળ થઈ પડ્યાં છે. તેં જે ધૈર્યનો આશ્રય કરી યુગે યુગે તામસાસ્ત્રનો નાશ કર્યો છે તથા ઘોર રાક્ષસોનો સંહાર કરી નાખ્યો છે અને દંભોદ્ભવ નામના અસુરોનો યુદ્ધમાં વધ કર્યો છે, તે જ ધૈર્યનો આશ્રય કરી કર્ણનો હવે વધ કરી નાખ. જેમ ઇંદ્રે વજ્રના પ્રહારથી નમુચિ નામના પોતાના શત્રુનું મસ્તક કાપી નાખ્યું હતું, તેમ તું પણ મેં આપેલા આ તીક્ષ્ણ ધારવાળા સુદર્શનચક્રથી તારા શત્રુના મસ્તકને કાપી નાખ. વળી હે વીર! તેં જે અડગ ધૈર્યનો આશ્રય કરી ભીલના સ્વરૂપને ધારણ કરનારા મહાત્મા ભગવાન શંકરને પ્રસન્ન કર્યા હતા, તે જ ધૈર્યને ધારણ કરી સૂતપુત્ર કર્ણનો સપરિવાર તું નાશ કરી નાખ. હે પાર્થ! કર્ણનો વધ કર્યા પછી વિનાશ પામેલાં શત્રુઓનાં ટોળાંઓવાળી અને શહેરો તથા ગ્રામોવાળી આ સમુદ્ર પર્યંતની સમૃદ્ધ પૃથ્વી તું રાજા યુધિષ્ઠિરને આપ અને અતુલ યશને પામ.' જ્યારે શ્રીકૃષ્ણે તથા ભીમસેને આ પ્રમાણે કહ્યું, ત્યારે અતિ બળવાન મહાત્મા અર્જુને કર્ણનો વધ કરવા માટે મનમાં નિશ્ચય કર્યો. પૃથ્વીનો ભાર ઉતારવા માટે નરસ્વરૂપ હતો છતાં પોતે અહીં પૃથ્વી પર અવતર્યો છે, આ સર્વ પ્રયોજનને મનમાં જાણીને તેણે શ્રીકૃષ્ણ પ્રત્યે આ પ્રમાણે કહ્યું:[૪૧-૪૯] હે શ્રીકૃષ્ણ! જગતનું કલ્યાણ કરવા માટે તથા સૂતપુત્ર કર્ણનો વધ કરવા માટે હું મહા ઉગ્ર એવા બ્રહ્માસ્ત્રને પ્રકટ કરું છું; માટે તમે સર્વ દેવો, બ્રહ્મા, શંકર તથા સર્વ વેદવેત્તાઓ મને અનુજ્ઞા આપો.[૫૦] સવ્યસાચી અર્જુને એ પ્રમાણે શ્રીકૃષ્ણને કહ્યું અને પછી તે અમેયાત્મા અર્જુને બ્રહ્મદેવને નમસ્કાર કરી જેનો માત્ર મનથી જ પ્રયોગ કરી શકાય છે, તે અસહ્ય અને ઉત્તમ બ્રહ્માસ્ત્રનો કર્ણ પર પ્રયોગ કર્યો.[૫૧] એટલે કર્ણે તુરત જ મેઘે છોડેલી જળધારાઓની પેઠે અનેક બાણો છોડી મૂકીને અર્જુનના તે બ્રહ્માસ્ત્રનો નાશ કરી નાખ્યો અને પોતે રણમાં પ્રકાશવા લાગ્યો. આમ કર્ણે રણની મધ્યમાં અર્જુનના તે બ્રહ્માસ્ત્રનો નાશ કરી નાખ્યો તે જોઈ બળવાન અને અમર્ષવાન ભીમસેન ક્રોધથી બળી ઊઠ્યો. તેણે સત્ય પ્રતિજ્ઞાવાળા અર્જુનને કહ્યું: 'હે સવ્યસાચી! મનથી જેનો પ્રયોગ કરી શકાય છે તેવું બ્રહ્મા નામનું મહાસ્ત્ર અર્જુન જાણે છે, આમ સર્વ લોકો કહે છે,

બીજા અસ્ત્રનો પ્રયોગ કર.' ભીમસેને આ પ્રમાણે કહ્યું, એટલે તે મહાતેજસ્વી અર્જુને બીજા અસ્ત્રનો પ્રયોગ કર્યો. ત્યાં જોતજોતામાં સૂર્યનાં કિરણોની પેઠે ઝળહળતાં અને સર્પોની પેઠે લહલહ કરતાં મહાઉગ્ર બાણો ગાંડીવધનુષ્યમાંથી છૂટી રહ્યાં અને તેમણે સર્વ દિશાઓને તથા ખૂણાઓને તદ્દન ઢાંકી દીધા. ભરતવંશીઓમાં શ્રેષ્ઠ એવા અર્જુને પ્રલયકાળના સૂર્ય અને અગ્નિ સમાન પ્રકાશવાળાં તથા સુવર્ણની પૂંખવાળાં તે લાખો બાણો છોડી મૂકીને એક ક્ષણવારમાં કર્ણના રથને રણમાં દાટી દીધો અર્જુને યોજેલા તે અસ્ત્રમાંથી ત્રિશળો, ફરશીઓ, ચક્રો અને અતિ ઘોર એવાં સેંકડો નારાચો નીકળવા માંડ્યાં; તેથી ચોતરફ યોદ્ધાઓનો સંહાર વળી જવા લાગ્યો. ત્યાં કોઈ યોદ્ધાના ધડ પરથી મસ્તક કપાઈને પૃથ્વી પર પડ્યું, તે જોઈ પાસે ઊભેલો બીજો યોદ્ધો ભયને લીધે એકદમ પૃથ્વી પર પછડાઈ પડ્યો. આમ તેને પૃથ્વી પર પડી ગયેલો જોઈ પાસે ઊભેલો વળી ત્રીજો યોદ્ધો રણમાંથી પલાયન થઈ ગયો. ત્યારે વળી કોઈ અન્ય યોદ્ધાનો હાથીની સૂંઢ સરખા આકારનો બાહુ કપાઈ જઈને તલવારની સાથે પૃથ્વી પર પડી ગયો, તેમ જ બીજા કોઈ યોદ્ધાનો ડાબો બાહુ પણ ક્ષુરજાતિના બાણથી ક્યાંય જઈને ઢાલ સહિત પૃથ્વી પર પડ્યો. આ રીતે અર્જુને કૌરવસૈન્યના સમસ્ત મુખ્ય મુખ્ય યોદ્ધાઓનો નાશ કરી નાખ્યો.[૫૨-૫૯] અર્જુને આમ શરીરનો અંત આણનારાં અતિઘોર બાણોનો મારો ચલાવી દુર્યોધનના સૈન્યને સમાપ્ત કરવા માંડ્યું. એ જ પ્રમાણે સૂર્યપુત્ર કર્ણે પણ હજારો બાણો રણમાં છોડી મૂક્યાં. તે બાણો મેઘે વરસાવેલી જળધારાઓની પેઠે સણસણાટ કરતાં અર્જુન સામે ધસ્યે આવતાં હતાં. પછી અપ્રતિમ પ્રભાવશાળી કર્ણે અર્જુનને, શ્રીકૃષ્ણને તથા ભીમસેનને ભયંકર બળપૂર્વક ત્રણ ત્રણ બાણોનો પ્રહાર કર્યો અને મોટા શબ્દથી ઘોર ગર્જના કરી મૂકી. તે સાંભળીને તથા પોતાને, શ્રીકૃષ્ણને તથા ભીમસેનને બાણો વડે વીંધી નાખેલા જોઈને અમર્ષમાં આવી ગયેલા અર્જુને અઢાર બાણો વડે કર્ણને પ્રહાર કર્યો. વળી બીજા એક બાણથી તેણે તેના ધ્વજને, બીજાં ચાર બાણોથી સારથિ શલ્યને તથા ત્રણ બાણોથી પુન. કર્ણને વીંધી નાખ્યો.[૬૦-૬૩] પછી અર્જુને સુવર્ણનું કવચ પહેરીને સજ્જ ઊભેલા રાજપુત્ર સભાપતિને દશ બાણો માર્યાં; તેથી તે રાજપુત્ર મસ્તક, બાહુ, ઘોડા, સારથિ, ધનુષ્ય અને ધજાની સાથે નાશ પામ્યો તેમ જ ફરશીઓના પ્રહારોથી કપાઈ ગયેલા સાગવૃક્ષની પેઠે રથ પરથી ધરણી પર ઢળી પડ્યો. તેણે વળી પાછાં ત્રણ, આઠ, બે, ચાર અને દશ એમ ઉપરાઉપરી બાણો ફેંકીને કર્ણને વીંધી નાખ્યો તથા હથિયારબંધ ચારસો હાથીઓનો, આઠસો રથીઓનો, હજારો ઘોડેસવારોનો અને આઠ હજાર પાયદળ યોદ્ધાઓનો સંહાર કરી નાખ્યો. ત્યાં સંખ્યાબંધ સરળગામી બાણો છોડી મૂકીને અર્જુને સારથિ, રથ અને ધજા સહિત કર્ણને તદ્દન અદૃશ્ય કરી દીધો. આમ ચોતરફથી અર્જુને કૌરવોને મારવા માંડ્યા, એટલે તેઓ બૂમો પાડીને કર્ણને કહેવા લાગ્યા:[૬૪-૬૭] 'હે કર્ણ! આ અર્જુન સમગ્ર કૌરવોનો સંહાર ન કરી નાખે તે પહેલાં તું બાણોનો મારો ચલાવીને અર્જુનને મારી નાખ.' આવી પ્રેરણા થતાં જ કર્ણે સર્વ પ્રકારના પ્રયત્નો કરીને ઉપરાઉપરી અનેક બાણો ફેંકવા માંડ્યાં.[૬૮] તે બાણો મર્મસ્થાનોને તોડી નાખી સંખ્યાબંધ પાંડવોનો તથા પાંચાલોનો વિનાશ કરવા લાગ્યાં અને લોહી તથા રજથી ખરડાઈ જવા લાગ્યાં. આ પ્રમાણે

સર્વ ધનુર્ધરોમાં ઉત્તમ, મહાબળવાન, સર્વ શત્રુઓ સામા ટક્કર ઝીલનારા અને સર્વ જાતનાં અસ્ત્રોને જાણનારા કર્ણ તથા અર્જુન એ બન્ને પરસ્પર મોટાં મોટાં અસ્ત્રોનો પ્રયોગ કરવા લાગ્યા અને પોતાના શત્રુઓનાં ઉગ્ર સૈન્યોને સંહારવા લાગ્યા. તે અરસામાં જેના શરીરમાંથી મંત્રો તથા ઔષધિઓના ઉપચાર દ્વારા ઘણા ઉત્તમ એવા સ્નેહી વૈદ્યોએ બધાં શલ્યો દૂર કરી નાખ્યાં હતાં અને તેથી જ જે તદ્દન પીડારહિત થયા હતા, તે રાજા યુધિષ્ઠિર સુવર્ણજડિત કવચને ધારણ કરી કર્ણ અને અર્જુન–બન્નેનું યુદ્ધ જોવા માટે ઉતાવળા ઉતાવળા રણક્ષેત્રમાં આવી પહોંચ્યા. તે વેળા રાહુથી મુક્ત થઈને સંપૂર્ણ નિર્મળતાની સાથે આકાશમાં ઉદય પામેલા ચંદ્રને જોઈને જેમ સર્વ પ્રાણીઓ પ્રસન્ન થાય છે, તેમ યુધિષ્ઠિરરાજાને યુદ્ધભૂમિ પર આવી પહોંચેલા જોઈ સૌ પ્રસન્ન થઈ ગયા. પછી આકાશમાં રહેલા તથા પૃથ્વી પર રહેલા સર્વ લોકો પરસ્પર યુદ્ધ કરતા, શૂરવીરોમાં શ્રેષ્ઠ અને શત્રુઓનો સંહાર કરનારા મહાપુરુષ કર્ણને તથા અર્જુનને જોવાની ઇચ્છાથી સ્વસ્થ થઈને ઊભા રહ્યા. એ વેળા અર્જુન તથા કર્ણ બાણોનો મારો ચલાવીને અન્યોન્યને પ્રહાર કરતા હતા, તેથી સર્વ સ્થળે ધનુષ્યોની દોરીઓનો ટંકાર, હસ્તતલનો આઘાત અને જોસભેર છૂટતાં બાણોનો સણસણાટ કાન ફાડી નાખે તેવો મહાતુમુલ થઈ રહ્યો હતો. એટલામાં અર્જુનના ધનુષ્યની દોરી વારંવાર અતિશય જોસપૂર્વક થતા આકર્ષણને લીધે મોટો શબ્દ કરતી એકાએક તૂટી ગઈ.[૬૯–૭૪] એટલે તે જ ક્ષણે સૂતપુત્ર કર્ણે સમયનો લાભ લઈ, અર્જુનને ક્ષુદ્રક જાતિનાં સો બાણોનો પ્રહાર કર્યો અને વધારામાં કાંચળી વિનાના સર્પ સરખાં, નિરંતર તેલ પાયેલાં તથા પક્ષીનાં પીછાં બાંધેલાં સાઠ બાણોથી તેણે શ્રીકૃષ્ણને વીંધી નાખ્યા. વળી તેણે તુરત અર્જુનને આઠ બાણો માર્યાં. ત્યાં સૂર્યપુત્ર કર્ણે ઉત્તમ જાતિનાં હજારો બાણો છોડીને ભીમસેનનાં મર્મસ્થાનો પણ વીંધી નાખ્યાં તેમ જ શ્રીકૃષ્ણ, અર્જુન અને તેના ધ્વજને ઉપરાઉપરી પ્રહારો કરી અર્જુનના બન્ને નાના ભાઈઓને પણ પ્રહાર કર્યા. ત્યાં તેણે ઘણા સોમકયોદ્ધાઓને પણ રણભૂમિ પર પાડવા માંડ્યા. એટલે મેઘમંડળો જેમ જળકણોથી આકાશમાં સૂર્યને ઢાંકી દે, તેમ તે સોમકયોદ્ધાઓ બાણોનો મારો ચલાવી કર્ણને રણમાં ઢાંકી દેવા લાગ્યા.[૭૫–૭૭] ત્યારે અસ્ત્રકુશળ કર્ણે પણ અનેક બાણોની મારઝડી ચલાવીને તે સર્વ યોદ્ધાઓને આગળ વધતા અટકાવી દીધા અને તેમણે ફેંકેલાં સર્વ અસ્ત્રોનો નાશ કરી નાખી તેમના રથીઓનો, ઘોડેસવારોનો તથા હાથીસવારોનો સંહાર કરવા માંડ્યો.[૭૮] હે રાજન્! કર્ણે બાણો મારી મારીને પાંડવસૈન્યના મોટા મોટા યોદ્ધાઓને એટલા બધા આકુળવ્યાકુળ કરી નાખ્યા કે કર્ણનાં બાણોથી શરીરે છિન્નભિન્ન થયેલા તે મહાબળવાન યોદ્ધાઓ પ્રાણરહિત થઈને પૃથ્વી પર પડવા લાગ્યા. ત્યાં મહાન અરણ્યમાં ક્રોધાયમાન થયેલા મહાબળવાન સિંહે ઘાયલ કરી નાખેલા મોટા કૂતરાઓ જેમ બૂમબરાડા પાડે, તેમ ઘાયલ થયેલા ઘણા યોદ્ધાઓ રણમાં પડ્યા પડ્યા બૂમબરાડા પાડવા લાગ્યા. એ સમયે વળી પણ કેટલાએક મુખ્ય મુખ્ય પાંચાલયોદ્ધાઓ કર્ણ તથા અર્જુનની વચ્ચે આવીને કર્ણ સામા યુદ્ધ કરવા લાગ્યા, પરંતુ બળવાન કર્ણે બરાબર તાકીને મારેલાં બાણો વડે તેમને પરાક્રમપૂર્વક મારી નાખ્યા. તે જોઈ તમારા પક્ષના યોદ્ધાઓ કર્ણનો મહાન વિજય થયેલો માની તાળીઓ પાડવા લાગ્યા. તેમ જ સિંહોના જેવી ગર્જનાઓ કરવા લાગ્યા. વળી સર્વ કૌરવો એવું જ માની બેઠા કે આ યુદ્ધમાં કર્ણે શ્રીકૃષ્ણને તથા અર્જુનને પોતાને

વશ કરી લીધા છે; પણ ત્યાં તો અર્જુને ધનુષ્ય પર નવી ચઢાવેલી દોરી ખેંચીને કર્ણે ફેંકેલાં સર્વ બાણોનો નાશ કરી નાખ્યો.[૭૮-૮૨] એ સમયે અર્જુનનાં અંગો કર્ણના બાણપ્રહારોથી ઘવાઈ ગયાં હતાં, છતાં અતિ આવેશમાં આવી જઈ તેણે સર્વ કૌરવો સામે યુદ્ધમાં ટક્કર ઝીલવા માંડી. ધનુષ્યની દોરીને બરાબર લૂછી નાખી તેણે હસ્તતલનો અવાજ કર્યો અને પછી એકદમ બાણોનો અંધકાર કરી દીધો.[૮૩] એટલું જ નહિ, અર્જુને કર્ણ, શલ્ય અને સર્વ કૌરવોને જોસભેર બાણો મારીને વીંધી નાખ્યા તેમજ મોટાં અસ્ત્રનો પ્રયોગ કરી આકાશમાં અંધારું કરી દીધું. એટલે પક્ષીઓ પણ ઊડતાં બંધ થઈ ગયાં.[૮૪] ત્યાં આકાશમાં રહેલા દેવગણોની પ્રેરણાથી સુગંધીદાર દિવ્ય વાયુ વાવા લાગ્યો. પછી અર્જુને ખડખડાટ હસીને શલ્યને દશ બાણોનો સખ્ત પ્રહાર કર્યો અને તેના કવચને વીંધી નાખ્યું.[૮૫] વળી તેણે બરાબર તાકીને મારેલાં બાર બાણોથી કર્ણને પ્રથમ વીંધી નાખી તેને પુનઃ બીજા સાત બાણોનો પ્રહાર કર્યો. અર્જુનના ધનુષ્યમાંથી છૂટેલાં અને મહાઉગ્ર વેગવાળાં તે બાણોથી કર્ણ અત્યંત ઘાયલ થઈ ગયો, તેનાં સર્વ ગાત્રો છિન્નભિન્ન થઈ ગયાં અને તેનાં સર્વ અંગોમાંથી લોહીની ધારાઓ વહેવા માંડી. આથી રૌદ્ર મુહૂર્તમાં સ્મશાનના મધ્યમાં ક્રીડા કરી રહેલા, લોહીલુહાણ શરીરવાળા અને વિસ્તારેલા ધનુષ્યવાળા રુદ્રદેવના સરખો જ તે શોભવા લાગ્યો.[૮૬,૮૭] પછી અધિરથના પુત્ર કર્ણે સાક્ષાત્ ઇંદ્ર સરખા તે અર્જુનને ત્રણ બાણો મારી વીંધી નાખ્યો અને શ્રીકૃષ્ણને મારી નાખવાની ઇચ્છાથી તેણે સર્પની પેઠે સુસવાટ કરતાં પાંચ જાજ્વલ્યમાન બાણો તેમના શરીરમાં ઘોંચી દીધાં.[૮૮] સુવર્ણથી ઝળહળતાં અને બરાબર તાકીને છોડેલાં તે બાણો પુરુષોત્તમ શ્રીકૃષ્ણના કવચને તોડી પાડી એકદમ વેગથી પૃથ્વીમાં પેસી ગયાં અને ત્યાં છેક પાતાળગંગામાં સ્નાન કરી તેના તળિયામાં અથડાઈને પુનઃ કર્ણથી વિમુખ થઈ સામે ઊછળી આવ્યાં.[૮૯] એટલે અર્જુને ભલ્લ જાતિનાં દશ બાણો મૂકીને તે પાંચે બાણોના ત્રણ ત્રણ ટુકડા કરી નાખ્યા, એટલે તક્ષકપુત્ર અશ્વસેનના પક્ષના તે મોટા સર્પો (બાણાકારે થયેલા સર્પો) પૃથ્વી પર પડ્યા.[૯૦] આમ કર્ણના હાથમાંથી છૂટેલાં તે પાંચ બાણોથી શ્રીકૃષ્ણનાં અંગો ઘાયલ થઈ ગયાં હતાં, તે જોઈને કિરીટમાલી અર્જુન ઘાસને બાળી રહેલા અગ્નિની પેઠે ક્રોધથી બળી ઊઠ્યો.[૯૧] કર્ણ ઉપર તેણે ધનુષ્યને કાન સુધી ખેંચીને શરીરનો અંત આણી નાખનારાં બળબળતાં બાણો જોસભેર ફેંક્યાં અને તેનાં સર્વ મર્મસ્થાનો વીંધી નાખ્યાં. આ પ્રહારના દુઃખથી કર્ણ ડગમગી ગયો, પણ તે ધીર બુદ્ધિવાળો હોવાથી દૈવયોગે રણમાં માંડમાંડ ઊભો રહ્યો.[૯૨] હે રાજન્! એ સમયે અર્જુને કોપાયમાન થઈને એટલાં બધાં બાણો છોડી મૂક્યાં, કે સર્વ દિશાઓ, વિદિશાઓ, સૂર્યની પ્રભા અને કર્ણનો રથ તદ્દન અદૃશ્ય થઈ ગયો અને આકાશ પણ ઝાકળથી જાણે ઢંકાઈ ગયું હોય તેવું ઝાંખું પડી ગયું.[૯૩] તે પછી હે રાજન્! જગતમાં એકલા વીર ગણાયેલા શત્રુહંતા અર્જુને કર્ણના ચક્રરક્ષકોને, પાદરક્ષકોને આગળ ચાલી રક્ષણ કરનારાઓને, પાછળના ભાગમાં રક્ષણ કરનારા બધા યોદ્ધાઓને, દુર્યોધનની અનુમતિથી યુદ્ધ કરવા સજ્જ થયેલા સૈન્યના સારભૂત કેટલાએક રથીયોદ્ધાઓને તેમજ કુરુઓમાં મહાવીર ગણાયેલા બે હજાર સૈનિકોને એક ક્ષણવારમાં રણમાં રોળી નાખ્યા. વળી કુરુશ્રેષ્ઠ અર્જુને તે બધાના રથ, ઘોડા તથા સારથિઓને પણ મૃત્યુ પાસે વિદાય કરી દીધા.[૯૪,૯૫] ત્યારે તમારા પુત્રો અને મરણ પામતાં બચેલા કૌરવયોદ્ધાઓ કર્ણને તથા બાણ-

પ્રહારોથી ઘાયલ થઈને વિલાપ કરી રહેલા પોતાના પુત્રોને તેમ જ પિતાઓને રણમાં પડતા મૂકીને ભયના માર્યા પલાયન કરી ગયા.[૯૬] આમ હે ભારત! ભયભીત થયેલા કૌરવો રણમાંથી નાસી ગયા, તેથી સર્વ દિશાઓ તદ્દન શૂન્ય થઈ ગઈ અને કર્ણ તદ્દન એકલો જ થઈ રહ્યો. તેણે સર્વ તરફ દૃષ્ટિ કરતાં જોયું કે, પોતાને સહાય કરે તેવો એક પણ યોદ્ધો ત્યાં ઊભો નથી; છતાં તે ગભરાયો નહિ, પણ ઊલટો હર્ષમાં જ આવી જઈને અર્જુન સામે દોડી ગયો.[૯૭]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'કર્ણ અને અર્જુનનું દ્વંદ્વયુદ્ધ' નામનો અધ્યાય ૮૯ મો સમાપ્ત

## अध्याय ९० मो

### કર્ણ અને અર્જુનનું દ્વંદ્વયુદ્ધ (ચાલુ)
### કર્ણના રથનું પૈડું પૃથ્વીમાં ખૂંચી ગયું

॥ सञ्जय उवाच ॥

ततः प्रयाताः शरपातमात्र-
मवस्थिताः कुरवो भिन्नसेनाः ॥
विद्युत्प्रकाशं ददृशुः समंता-
द्धनजयास्त्रं समुदीर्यमाणम् ॥ १ ॥

સંજય બોલ્યો : હે ધૃતરાષ્ટ્રરાજ! એ પ્રમાણે સર્વ કૌરવો સેનામાં ભગાણ પાડી અર્જુનનાં બાણ ન પહોંચી શકે તેવા પ્રદેશમાં જઈને ઊભા રહ્યા તેઓ ચોબાજુ વીજળીની પેઠે પ્રકાશી રહેલા અર્જુનના અસ્ત્રને પ્રકટ થઈ રહેલું જોવા લાગ્યા.[૧] એ મહાન સંગ્રામમાં ક્રોધાયમાન થયેલા અર્જુને તે અસ્ત્ર કર્ણનો વધ કરવા માટે અતિઆવેશપૂર્વક ફેંક્યું હતું અને તે આકાશમાં ફેલાઈ ગયું હતું. આમ છતાં કર્ણ મહાભયંકર બાણો મારીને તે અસ્ત્રને ગળી જતો હતો.[૨] મહાત્મા કર્ણે દૃઢ પ્રત્યંચાવાળા ધનુષ્યનો ટંકાર કર્યો અને તેમાં પરશુરામ પાસેથી ગ્રહણ કરેલું, મહામહિમાવાન તથા શત્રુઓનો વિનાશ કરનારું આથર્વણાસ્ત્ર યોજ્યું. પછી તેણે તેમાંથી નીકળતાં તીક્ષ્ણ બાણો મૂક્યાં અને કૌરવોને બાળી રહેલા અર્જુનના અસ્ત્રનો નાશ કરી નાખ્યો.[૩,૪] હે રાજન્! તે પછી તો કર્ણ અને અર્જુન વચ્ચે અતિમહાન યુદ્ધ મંડાયું. બે મોટા હાથીઓ જેમ અન્યોન્યને મહાઉગ્ર દંતૂશળોનો પ્રહાર કરે, તેમ તે બન્ને જણા બાણો વડે પરસ્પર પ્રહાર કરી યુદ્ધ કરવા લાગ્યા.[૫] હે રાજન્! તે વખતે સર્વ આકાશપ્રદેશ અનેક અસ્ત્રોના સંઘાતથી ઢંકાઈ ગયો હતો, સર્વ તરફ મહાતુમુલ અસ્ત્રો પથરાઈ ગયાં હતાં અને કર્ણે તથા અર્જુને બાણોની એટલી બધી વૃષ્ટિઓ કરી મૂકી હતી કે, સર્વ આકાશપ્રદેશ તદ્દન નિરવકાશ થઈ ગયો હતો.[૬] ત્યાં બાણોનો એટલો બધો તુમુલ અંધકાર પથરાઈ ગયો હતો કે પ્રેક્ષક તરીકે ઊભા રહેલા સર્વ કૌરવો અને સોમકો સર્વ તરફ બાણમય મોટી જાળને જ જોવા લાગ્યા. બીજું કંઈ પણ તેમના જોવામાં આવતું ન હતું. હે રાજન્! તે સમયે તે બન્ને મહાધનુર્ધર મહારથીઓ અનેક બાણોને અતૂટ રીતે સંધાન કરી ફેંકયે જતા હતા અને તરેહતરેહનાં અસ્ત્રો યોજીને યુદ્ધમાં અનેક વિચિત્ર રીતે ઘૂમવાના માર્ગો દેખાડી આપતા હતા.[૭,૮] આમ તે બન્નેનું યુદ્ધ ચાલતું હતું, તેમાં કોઈ સમયે કર્ણ અર્જુન કરતાં અધિક થઈ જતો હતો, તો કોઈ વખતે અર્જુન વીર્યમાં, અસ્ત્રમાં, માયામાં, બળમાં તથા પુરુષાર્થમાં કર્ણને ટપી જતો હતો.[૯] પરસ્પર લાગ આવે તેવાં છિદ્રને જોતા તથા અતિઘોર અને અસહ્ય પ્રહારોને કરી રહેલા તે બન્નેના યુદ્ધને જોઈને બીજા પ્રેક્ષક યોદ્ધાઓ આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયા હતા.[૧૦] હે નરેંદ્ર! અંતરિક્ષમાં રહેલાં સર્વ પ્રાણીઓ પણ તે વેળા કર્ણ તથા અર્જુનની પ્રશંસા કરતાં હતાં અને આકાશમાં સર્વ સ્થળે 'હે કર્ણ! શાબાશ...'

તને,' 'હે અર્જુન ! ધન્ય છે તને' આવી ધન્યવાદ સૂચક વાણી સાંભળવામાં આવતી હતી. તે તુમુલ યુદ્ધમાં રથ, ઘોડા અને હાથીઓના અન્યોન્ય આઘાતથી આખું ભૂતલ ધણધણી ઊઠયું હતું. તેથી અર્જુનની સાથે પૂર્વે વેર કરી પાતાલમાં વસેલો અશ્વસેન નામનો નાગ પણ કર્ણ તથા અર્જુન વચ્ચે થતા તે યુદ્ધને જાણી ગયો અને એકદમ ઊર્ધ્વગતિ કરીને રણભૂમિ પર ઊડી આવ્યો. હે રાજન્! તે અશ્વસેન નાગ અર્જુને જ્યારે ખાંડવવન બાળી મૂક્યું હતું ત્યારે માંડ માંડ તેમાંથી છૂટી જઈને ક્રોધથી પાતાળમાં પેસી ગયો હતો. આ સમયે અર્જુન તથા કર્ણના યુદ્ધને જોઈને, 'દુરાત્મા અર્જુનના વેરનો બદલો લેવા માટે આ સમય ઠીક આવ્યો છે,' આવો મનમાં વિચાર કરી, તે બાણનું સ્વરૂપ ધારણ કરીને કર્ણના ભાથામાં પેસી ગયો હતો.[૧૧-૧૪] એ વખતે કર્ણ તથા અર્જુનનું તે યુદ્ધ અસ્ત્રોના સમૂહોથી ભયંકર થઈ રહ્યું હતું, બાણોની જાળ સર્વ પ્રદેશમાં પથરાઈ રહી હતી અને સંખ્યાબંધ બાણોની વૃષ્ટિઓ કરીને કર્ણ તથા અર્જુને આકાશને તદ્દન નિરવકાશ કરી મૂક્યું હતું.[૧૫] સર્વ કૌરવો અને સોમકો સર્વ તરફ પથરાઈ ગયેલી તે મહાન બાણજાળને જોઈને ત્રાસ પામી ગયા હતા, તેમ જ તે અતિ તુમુલ બાણોના અંધકારમાં કોઈ વસ્તુને પણ તેઓ જોઈ શકતા ન હતા.[૧૬] આ રીતે પુરુષોમાં વ્યાઘ્ર સરખા અને સર્વ લોકમાં મહાન ધનુર્ધરો તરીકે ગણાયેલા તે બન્ને વીરો પ્રાણોની પરવા કર્યા વિના યુદ્ધ કરતા હતા, તેથી આખરે થાકી ગયા. એટલે સ્વર્ગમાં રહેલી દિવ્ય અપ્સરાઓ એકદમ ત્યાં આવી. તેઓ અન્યોન્ય સામે જોઈ રહેલા તે બન્નેનો પરિશ્રમ દૂર કરવા માટે ચામરો વડે પવન ઢોળવા લાગી અને ચંદનના રસયુક્ત જળથી તેમના પર સિંચન કરવા લાગી. ત્યારે ઇંદ્ર અને સૂર્ય પોતાનાં હસ્તકમળો વડે બન્નેનાં મુખોને લૂછી નાખવા લાગ્યા.[૧૭,૧૮] આમ કેટલોક સમય વીત્યા પછી યુદ્ધમાં વીર કર્ણ અર્જુનના કરતાં જ્યારે વધી શક્યો નહિ તેમ જ અર્જુનનાં બાણોથી જ્યારે શરીરે ઘાયલ અને સંતપ્ત થઈ ગયો, ત્યારે તેણે પોતાના ભાથામાં રહેલા તે સર્પમુખ બાણથી અર્જુનને મારવાનો મનમાં નિશ્ચય કર્યો.[૧૯] તે પછી કર્ણે શત્રુઓનો સંહાર કરી નાખનારું, ખાસ અર્જુનને માટે જ ઘણા લાંબા સમયથી સંઘરી રાખેલું, સારી પેઠે તેલ પાયેલું, અત્યંત તીક્ષ્ણ, બળબળતું અને મહાભયંકર એવું તે સર્પમુખ બાણ ધનુષ્યમાં સાંધ્યું.[૨૦] હે રાજા ! એ બાણની કર્ણ નિત્ય પૂજા કર્યા કરતો હતો, ચંદનના ચૂર્ણમાં જ રાખી મૂકતો હતો અને સુવર્ણના ભાથામાં જ સંઘરી રાખતો હતો. વળી તે બાણ પણ મોટી પ્રદીપ્ત જ્વાળાઓવાળું હતું તથા ઐરાવતના વંશમાં ઉત્પન્ન થયેલું હતું. અર્જુનના મસ્તકને યુદ્ધમાં કાપી નાખવા માટે મહાતેજસ્વી કર્ણે ધનુષ્યને કાન સુધી સંપૂર્ણ ખેંચીને તે બાણને અર્જુનની સામે તાક્યું. એ વખતે સર્વ દિશાઓ અને આકાશમાં અગ્નિ સળગી ઊઠ્યો, સેંકડો ઘોર ઉલ્કાઓ રણક્ષેત્રમાં પડવા લાગી અને તે સર્પમુખ બાણનું ધનુષ્યમાં જેવું સંધાન થયું કે તુરત જ ઇંદ્ર સહિત સર્વ લોકપાલો હાહાકાર કરવા લાગ્યા; પણ સૂતપુત્ર કર્ણના જાણવામાં ન હતું કે, એ બાણમાં અશ્વસેન નામનો નાગ પોતાના યોગબળથી પેસી ગયો હતો.[૨૧-૨૩] તે બાણમાં સર્પને પેઠેલો જોઈને 'હવે મારો પુત્ર મરણ પામશે' એવા વિચારથી ઇંદ્રનાં ગાત્રો શિથિલ થઈ ગયાં. એટલે પવિત્ર અંતઃકરણવાળા જિતેંદ્રિય બ્રહ્મદેવે ઇંદ્રને કહ્યું: 'તું ગભરાઈશ નહિ; વિજયલક્ષ્મી અર્જુન-

ને જ વરશે.[૨૪] આ તરફ તે ઉગ્ર બાણને ધનુષ્યમાં સાંધી તૈયાર થયેલા કર્ણને જોઈને મહાત્મા શલ્ય બોલી ઊઠ્યો: 'હે કર્ણ! આ તેં સાંધેલું બાણ અર્જુનની ડોક પર લાગશે નહિ; માટે બરાબર જોઈ વિચારીને મસ્તકને કાપી નાખનારું આ બાણ તું સાંધ.'[૨૫] શલ્યનાં એ વાક્ય સાંભળીને બળવાન સૂતપુત્રનાં નેત્રો ક્રોધથી લાલચોળ થઈ ગયાં. તેણે મદ્રરાજ શલ્યને આ પ્રમાણે કહ્યું: 'હે શલ્ય! કર્ણ બે વખત કદી પણ બાણસંધાન કરશે નહિ. મારા જેવા વીર પુરુષો કોઈ દિવસ પણ કપટયુદ્ધ કરશે નહિ.'[૨૬] આમ કહીને કર્ણે ઘણાં વર્ષોથી જેની સદા પૂજા કરી હતી તે સર્પમુખ બાણને બરાબર યત્નપૂર્વક અર્જુન સામે ફેંક્યું અને તે વેળા વૃષનામધારી તે કર્ણે 'હે અર્જુન! હવે તારું આવી બન્યું છે' આમ તિરસ્કારપૂર્વક અભિમાનવાળી વાણી કહી.[૨૭] પછી કર્ણના હાથમાં રહેલી ધનુષ્યની દોરીના આઘાતથી સણસણાટ કરતું છૂટેલું તે અગ્નિ તથા સૂર્ય સમાન તેજસ્વી અને અતિ ઘોર બાણ ઊંચે આકાશમંડળમાં પસાર થઈ અંતરિક્ષમાં ઝળહળી ઊઠ્યું.[૨૮] આમ તે બળબળતું બાણ એકદમ વેગથી અર્જુન સામે યુદ્ધમાં ધસી રહ્યું. તે જોઈને માધવ શ્રીકૃષ્ણે સત્વર–લીલામાત્રમાં અર્જુનના મહાન રથને પગ વતી દાબીને થોડેક પૃથ્વીમાં પેસાડી દીધો.[૨૯] ત્યાં સુવર્ણના સાજથી ઢંકાયેલા અને ચંદ્રના કિરણો સમાન ઉજ્જ્વળ વર્ણના અર્જુનના રથના ઘોડાઓ પણ ઘૂંટણ ટેકવીને પૃથ્વી પર નીચા નમી ગયા. શ્રીકૃષ્ણની એ ચતુરાઈ જોઈને અંતરિક્ષમાં સર્વ દિવ્ય પ્રાણીઓ તેમનું સન્માન કરવા માટે હર્ષની અતિમહાન ગર્જનાઓ કરવા લાગ્યાં.[૩૦] ત્યાં એકાએક આકાશમાં તેમની પ્રશંસાને સૂચવનારી દિવ્ય વાણીઓ સંભળાવા લાગી, દિવ્ય પુષ્પોની વૃષ્ટિઓ થવા લાગી અને ઉપરાઉપરી સિંહનાદો થવા લાગ્યા. શ્રીકૃષ્ણના એ પ્રયત્નથી અર્જુનનો રથ થોડોક પૃથ્વીમાં નીચો ઊતરી ગયો, એટલે કર્ણે નાગાસ્ત્રથી મંત્રેલું અને મહાન પ્રયત્ન તથા ક્રોધપૂર્વક ફેંકેલું તે સર્પમુખ બાણ બુદ્ધિમાન અર્જુનની ડોક પર નહિ લાગતાં ઇંદ્રે આપેલા તેના અતિ દૃઢ મુકુટને લાગ્યું. એ મુકુટ પૃથ્વી, સ્વર્ગ, ગગનમંડળ તથા વરુણલોકોમાં પ્રખ્યાત હતો; સૂર્ય, ચંદ્ર અને અગ્નિની પ્રભા સમાન કાંતિમાન હતો; સુવર્ણ, મોતી, મણિ તથા હીરાઓનાં જડતરકામથી ભૂષિત હતો અને સર્વવ્યાપક સ્વયંભૂ દેવે પોતે યત્નપૂર્વક તપશ્ચરણ કરીને એને ઇંદ્રને માટે બનાવ્યો હતો. તે મહામૂલ્યવાન હતો, શત્રુઓને ભયંકર હતો, ધારણ કરનારને અત્યંત સુખકર્તા હતો, દિવ્ય સુગંધને ફેલાવતો હતો અને અર્જુનના મસ્તકને નિત્ય શોભાવતો હતો.[૩૧–૩૪] હે રાજા! અર્જુને જ્યારે દેવોના શત્રુ રાક્ષસોનો સંહાર કર્યો હતો, ત્યારે અત્યંત પ્રસન્ન થયેલા ઇંદ્રે પોતે અર્જુનને તે મુકુટ આપ્યો હતો. તે મુકુટમાં એટલું બધું સામર્થ્ય હતું કે દેવોમાં ઉત્તમ એવા શંકર, વરુણ, ઇંદ્ર કે કુબેર પણ પોતાના પિનાક, પાશ, વજ્ર તથા ઉત્તમ બાણોના પ્રહારો કરીને તે મુકુટનો નાશ કરવા શક્તિમાન ન હતા. અર્જુનના તે મુકુટને વૃષનામધારી કર્ણે સર્પમુખ બાણનો પ્રહાર કરી અર્જુનના મસ્તક પરથી વેગપૂર્વક હરી લીધો હતો. તે સર્પમુખ બાણમાં પ્રથમથી પેસી ગયેલા, બળવાન અને મનમાં દુષ્ટ અભિપ્રાય હોવા છતાં દૈવયોગે જેની પ્રતિજ્ઞા અસત્ય થઈ હતી તેવા એ અશ્વસેન નાગે મહાકિંમતી અને સુવર્ણથી ઝળઝી રહેલા તે અતિ અદ્ભુત મુકુટને અર્જુનના મસ્તક પરથી ઉડાડી દીધો હતો. તેથી સાયંકાળના સમયે જેનું મંડળ લાલચોળ થઈ ગયું છે તેવો સૂર્ય જેમ અસ્તાચળ

પર્વતના શિખર પરથી નીચે ઊતરી પડે, તેમ ઉત્તમ જાતિના તે સર્પમુખ બાણથી ઊડી પડેલો અશ્વસેન નાગના વિષાગ્નિથી પ્રદીપ્ત જ્વાળાવાળો, તથા સુવર્ણના જડતરકામથી જાજ્વલ્યમાન એવો અર્જુનનો તે ઉત્તમ અને પ્રિય મુકુટ ખનનન કરતો પૃથ્વી પર પછડાઈ પડ્યો.[૩૫–૩૮] ખરેખર, મહેંદ્રનું વજ્ર જેમ સુંદર અંકુરો તથા પુષ્પોથી ભરેલા વૃક્ષોવાળા કોઈ એક પર્વતના મહાન શિખરને પૃથ્વી પર ઝીંકી પાડે, તેમ તે નાગે પણ અનેક રત્નોથી શોભી રહેલા અર્જુનના તે મુકુટને તેના મસ્તક પરથી બળપૂર્વક ઝીંકી પાડ્યો હતો. તે વેળા પૃથ્વી, આકાશ, સ્વર્ગ અને જળ વાયુની સાથે એટલાં બધાં ખળભળી ઊઠ્યાં કે, સમગ્ર બ્રહ્માંડમાં તેનો અતિ ઉગ્ર અને ભયંકર શબ્દ ગાજી રહ્યો તેમ જ ગભરાઈ ગયેલા સર્વ મનુષ્યો ધડાધડ પૃથ્વી પર પછડાઈ પડયા. વળી તે સમયે તરુણ તથા શ્યામ વર્ણનો અર્જુન મુકુટ વિના પણ શ્યામ રંગના ઉચ્ચ શિખરવાળા નીલ પર્વતની પેઠે શોભતો હતો. પછી અર્જુને બિલકુલ ગભરાયા વિના પોતાના મસ્તક પર શ્વેત વર્ણનો પટકો બાંધી દીધો અને પોતાના કેશોને ઢાંકી દીધા. આથી શિખર પર પ્રકાશી રહેલાં સૂર્યનાં કિરણોથી જેવો ઉદયાચળ પર્વત શોભે તેવો જ તે શોભવા લાગ્યો.[૩૯–૪૧] હે રાજા! પૂર્વે ખાંડવવનના દાહ સમયે પ્રથમથી જ નાસી ગયેલા પોતાના પતિ તક્ષકની પાછળ પલાયન કરવા તૈયાર થયેલી તેની સુંદરમુખી સ્ત્રી ગોકર્ણા સર્પિણીને અર્જુને મારી નાખી હતી; પણ તેનો પુત્ર અશ્વસેન અર્જુનની ભૂલનો લાભ લઈ ત્યાંથી નાસી છૂટ્યો હતો અને પાતાળમાં જઈને વસ્યો હતો. પછી તે નાગ અર્જુન તથા કર્ણના આ યુદ્ધને જાણીને પોતાની માતાનું વેર લેવા માટે યુદ્ધભૂમિ પર આવ્યો હતો અને કર્ણના જાણવામાં ન આવે તેમ તેના સર્પમુખ નામના બાણમાં પેસી ગયો હતો. એ સમયે સૂર્યપુત્ર કર્ણે ઘોડાઓની લગામની સપાટીમાં રહેલા અતિતેજસ્વી અને બળવાન એવા અર્જુનના મસ્તકને તાકીને તે નાગસ્વરૂપ બાણ ફેંક્યું હતું; પણ શ્રીકૃષ્ણે પોતાનામાં રહેલા ભારને બળપૂર્વક મૂકી દઈ અર્જુનના ઘોડાઓને ઘૂંટણભેર બેસાડી દઈ રથને નીચો નમાવી દીધો. તેથી લક્ષ્યથી ભ્રષ્ટ થતાં બાણસ્વરૂપ બનેલો અશ્વસેન નાગ સૂર્યની પેઠે ભુવનગર્ભને વ્યાપ્ત કરનારાં કિરણોથી જગતને પૂર્ણ કરનારા તથા બ્રહ્માએ પોતે અદિતિના પુત્ર ઇંદ્રના આભૂષણ તરીકે બનાવેલા અર્જુનના દિવ્ય મુકુટને જ ઉરાડી શક્યો હતો, પણ તેના મસ્તકને ઉરાડી શક્યો નહતો આમ કેવળ અર્જુનના મુકુટને જ પોતે પાડી શક્યો, પણ તેના મસ્તકને પાડી શક્યો જ નહિ; એટલે તે નાગ કોપાયમાન થઈને પુનઃ અર્જુન સામે ધસ્યો હતો. પરંતુ અર્જુન પોતે તેના ઝપાટામાં નહિ આવવાથી મૃત્યુમાંથી બચી ગયો હતો અને પાછળથી તેણે બાણ મારીને તેને મારી નાખ્યો હતો.[૪૨×] આ રીતે કર્ણની ભુજામાંથી છૂટેલો અર્જુનની સાથે પૂર્વકાળનું જેને વેર હતું એવો અને અગ્નિ તથા સૂર્ય સમાન મહાતેજસ્વી તે બાણસ્વરૂપ મહાનાગ અર્જુનના સુવર્ણથી ઝળકી રહેલા તે મુકુટને પૃથ્વી પર ઉરાડી પાડીને અને તેને વિષાગ્નિથી બાળી નાખીને પાછો ફર્યો. તેણે પુનઃ કર્ણના ભાથામાં ભરાઈ પેસવા ઇચ્છયું; પણ તે જ સમયે કર્ણની દૃષ્ટિ પડતાં તેણે કર્ણને આ પ્રમાણે કહ્યું: 'હે કર્ણ! તે બરાબર લક્ષ્ય સામે

× આ શ્લોકને કૂટ શ્લોક તરીકે ગણવામા આવે છે, કારણ કે આ શ્લોકમા પ્રત્યેક પાદમા ગો શબ્દ મૂકીને તેના ભિન્નભિન્ન અર્થો દર્શાવ્યા છે. તેની રચના પણ એવી છે કે કોઈ સારો પંડિત પણ ટીકાના આધાર વિના સ્પષ્ટ રીતે તેનો આશય સમજી શકે તેમ નથી. માટે અમે આ શ્લોક પરની નીલકંઠી ટીકાનો સંપૂર્ણ આધાર લઈ સુગમતાને માટે આગળપાછળના વૃત્તાંતના અનુસંધાન પૂર્વક વિસ્તારથી અર્થ લખ્યો છે

જોયા વિના મને અર્જુનના પર મૂક્યો હતો અને તે જ કારણથી મેં અર્જુનના મસ્તકને કાપ્યું નથી. માટે હવે ફરીથી તેની સામે બરોબર તાકીને તું મને મૂક; એટલે હું તારા અને મારા શત્રુ તે અર્જુનનો એકદમ નાશ કરી નાખીશ.[૪૩–૪૫] તે નાગે આ પ્રમાણે યુદ્ધમાં કર્ણને કહ્યું, એટલે કર્ણે તેને પૂછયું કે, 'આવા ઉગ્ર સ્વરૂપને ધારણ કરનારો તું કોણ છે?' નાગે ઉત્તર આપ્યો 'હું અશ્વસેન નામનો તક્ષક નાગનો પુત્ર છું, મારી માતાને અર્જુને ખાંડવવનના દાહ સમયે મારી નાખી છે. તેથી મારે તેની સાથે વેર ઊભું થયું છે અને તેણે મારો એ અપરાધ કર્યો છે, એમ તમારે જાણવું.[૪૬] હું તમને સત્ય કહું છું કે, તમે જો મારી પ્રાર્થના સ્વીકારશો તો કદાચ ઇંદ્ર પોતે અર્જુનની રક્ષા કરશે તોપણ તે યમરાજ-ગૃહે વિદાય થશે.'

કર્ણ બોલ્યો: હે નાગ! આજના યુદ્ધમાં કર્ણ બીજાના બળનો આશ્રય કરી વિજય મેળવવાની ઇચ્છા રાખતો જ નથી.[૪૭] હું બે વખત કદી પણ બાણને સાંધીશ નહિ. બાકી આવા સેંકડો અર્જુનોને હું મારી શકું. આમ કહીને સૂર્યના શ્રેષ્ઠ પુત્ર કર્ણે રણસંગ્રામમાં ફરી પણ તે નાગને કહ્યું:[૪૮] 'હે નાગ! હું એકલો જ મારાં ભયંકર અસ્ત્રો મારીને, ઉત્તમ જાતિના પ્રયત્નો કરીને તથા કોપાવિષ્ટ થઈને અર્જુનનો યુદ્ધમાં વધ કરીશ. માટે તું તારે સુખેથી જા, મારે તારું કામ નથી.' કર્ણે એ પ્રમાણે કહ્યુ તોપણ તે નાગરાજે રોષને લીધે તેનું વાક્ય સહન કર્યું નહિ.[૪૯] હે રાજન્! તે ઉગ્ર નાગ પોતે જ પોતાનું સ્વરૂપ ધારણ કરી અર્જુનનો વધ કરવા [illegible] એકદમ ધસ્યો. ત્યારે રણભૂમિમાં શ્રીકૃષ્ણ અર્જુન- ને કહેવા લાગ્યા: 'હે પાર્થ! તારી [illegible] કરનારા આ મહાસર્પને તું મારી [illegible]

શ્રીકૃષ્ણે જ્યારે એ પ્રમાણે કહ્યું ત્યારે શત્રુઓના વીર્યને સહન કરનારો ગાંડીવધનુર્ધારી અર્જુન બોલી ઊઠ્યો: 'હે કૃષ્ણ! આ સર્પ વળી કોણ છે કે, તે પોતાની મેળે જ ગરુડના મુખ સામે આજે ધસી આવે છે?[૫૧]

શ્રીકૃષ્ણ બોલ્યા: હે અર્જુન! આ તે જ સર્પ છે કે જેને અગ્નિને તૃપ્ત કરી રહેલા તેં ખાંડવ-વનમાં ધનુષ્યને ધારણ કરી ભૂલથી આકાશમાં જતો કર્યો હતો. એ પોતાની માતાના શરીરમાં ગુપ્ત રીતે ભરાઈ પેઠો હતો, છતાં તેં એક જ સ્વરૂપ માનીને તેની માતાને મારી નાખી હતી. તે જ આ સર્પ પૂર્વના તે વેરનું સ્મરણ કરી અવશ્ય પોતાના વિનાશને માટે જ તારી પ્રાર્થના કરે છે. હે શત્રુઓને સહન કરનારા અર્જુન! તું જો, આકાશમાંથી પડતી ઉલ્કાની પેઠે તે આપણા તરફ કેવો ધસી આવે છે![૫૨,૫૩]

અદ્દ્ભુત કવચને ચીરી નાખ્યું. પ્રાણોને જાણે બહાર ખેંચી કાઢતું હોય, તેમ તે તેના રુધિરનું પાન કરી લોહીલુહાણ પીછાંવાળું થઈને પૃથ્વીમાં પેસી ગયું.[૫૮] આ રીતે બાણોનો પ્રહાર થતાં વૃષનામધારી કર્ણ લાકડીથી મારેલા મોટા સર્પની પેઠે છંછેડાઈ ગયો. મહાઝેરી સર્પ જેમ પુષ્કળ ઝેરને બહાર કાઢે, તેમ તે ઝપાટાબંધ ઉત્તમ જાતિનાં બાણો ફેંકવા લાગ્યો.[૫૯] ત્યારે કર્ણે બાર બાણો મારી શ્રીકૃષ્ણને વીંધી નાખ્યા, નવાણું બાણો વડે અર્જુનને વીંધી નાખ્યો અને ફરીથી તેણે એક ઘોર બાણ વડે અર્જુનને ઘાયલ કરી તે મોટી ગર્જના કરવા લાગ્યો તથા હસવા લાગ્યો. કર્ણના તે હર્ષને અર્જુન સહન કરી શક્યો નહિ. ઇંદ્રે જેમ બળદૈત્યને વીંધી નાખ્યો હતો, તેમ તુરત જ ઇંદ્ર સમાન પરાક્રમ કરનારા તે મર્મવેત્તા અર્જુને બળપૂર્વક સેંકડો બાણોનો મારો ચલાવી કર્ણનાં મર્મસ્થાનોને વીંધી નાખ્યાં.[૬૦,૬૧] વળી પણ અર્જુને કર્ણને કાળદંડ સરખાં નેવું બાણો માર્યાં; તેથી તેનું શરીર અત્યંત વીંધાઈ ગયું અને વજ્રથી ભેદી નાખેલા પર્વતની પેઠે તે ઘણો જ વ્યથા પામ્યો. વળી અર્જુને બીજાં કેટલાંએક બાણો મારીને મણિઓ, ઉત્તમ હીરા તથા સુવર્ણથી જ ઝળકી રહેલા કર્ણના મુકુટને છિન્નભિન્ન કરી નાખી પૃથ્વી પર વેરી પાડ્યો તથા ઉત્તમ જાતિનાં બન્ને કુંડળોના પણ કકડા કરી નાખ્યા.[૬૨,૬૩] વળી મોટા મોટા કારીગરોએ ઘણો સમય ગાળીને પ્રયત્નપૂર્વક બનાવેલા, મહામૂલ્યવાન, ચળકતા અને ઉત્તમ જાતિના તેના કવચના પણ પાંડવ અર્જુને બાણો વડે એક ક્ષણવારમાં અનેક કકડા કરી નાખ્યા. તે પછી કોપાયમાન થયેલા અર્જુને કવચરહિત થયેલા તે કર્ણને ઉત્તમ જાતિનાં તથા તીક્ષ્ણ ધારવાળાં ચાર બાણોનો પ્રહાર કરી સારી પેઠે વીંધી નાખ્યો, એટલે વાત, પિત્ત અને કફના તાવથી રોગીને જેવી પીડા થાય, તેવી જ અત્યંત પીડા પોતાના શત્રુના એ પ્રહારથી કર્ણને થવા લાગી.[૬૪,૬૫] કારણ કે અર્જુને પોતાના મહાન ધનુષ્યને ગોળાકાર વાળી દઈને સાંધેલાં તથા ક્રિયા અને પ્રયત્નોનો આશ્રય કરી બળપૂર્વક છોડેલાં ઉત્તમ જાતિનાં અનેક તીક્ષ્ણ બાણો વડે ઘણી ઝડપથી કર્ણનાં મર્મસ્થાનો વીંધી નાખ્યાં હતાં. આ રીતે અર્જુને કર્ણને ઉગ્ર વેગવાળાં તથા તીક્ષ્ણ ધારવાળાં અનેક પ્રકારનાં બાણોનો સખ્ત માર માર્યો તેથી તેના શરીરમાંથી લોહીની ધારાઓ વહેવા માંડી. આથી ગેરુ ધાતુને લીધે લાલ રંગનો તથા ખીણોમાંથી લાલ રંગના જળપ્રવાહને ઝરતો જેમ કોઈ એક પર્વત શોભે, તેમ તે કર્ણ પણ એ વેળા શોભવા લાગ્યો.[૬૬,૬૭] પછી કાર્તિકસ્વામીએ જેમ ક્રૌંચ પર્વતને ભેદી નાખ્યો હતો, તેમ અર્જુને સીધી ગતિનાં, તદ્દન નવાં, સુવર્ણની પૂંખવાળાં, અતિદૃઢ અને કાળદંડ તથા અગ્નિ સરખાં તીક્ષ્ણ એવાં લોખંડી બાણો મારીને કર્ણની છાતી વીંધી નાખી.[૬૮] હે સમર્થ રાજા ! અર્જુનના આ છેતરટના પ્રહારથી કર્ણ અત્યંત ઘવાઈ ગયો, તેથી તે લથડિયું ખાઈને રથમાં ને રથમાં મૂર્છાવશ થઈને ઢળી પડ્યો. તેનો ભાથો પણ એકબાજુ ઊડી પડ્યો અને તેની મુઠ્ઠી એટલી બધી ઢીલી પડી ગઈ, કે તેમાંથી ઇંદ્રના ધનુષ્ય સરખું તેનું ધનુષ્ય પણ સરકી પડ્યું.[૬૯] આ પ્રમાણે કર્ણ સંકટમાં આવી પડ્યો ત્યારે વીરપુરુષોના વ્રતનું અનુષ્ઠાન કરનારા આર્ય અર્જુને તેને મારી નાખવાની ઇચ્છા કરી નહિ. એટલે શ્રીકૃષ્ણ અતિ સંભ્રમથી તેને આ પ્રમાણે કહેવા લાગ્યા : 'હે પાંડુપુત્ર ! તું પ્રમાદ કેમ કરે છે ?[૭૦] દોષોને જાણનારા વિદ્વાન પુરુષો પણ પોતાના શત્રુઓ અત્યંત દુર્બળ થઈ ગયા હોય છતાં પુનઃ તેમને બળવાન થવા દેવાની

એક ક્ષણવાર પણ રાહ જોતા નથી. તેઓ તો તેમને દુર્બળ અવસ્થામાં જ મારી નાખે છે; કારણ કે વિશેષે કરી સંકટોના સમયમાં જ શત્રુઓને મારી નાખી બુદ્ધિમાન પુરુષ ધર્મ તથા યશ મેળવી શકે છે.[૭૧] માટે જગતમાં શ્રેષ્ઠ વીર ગણાયેલા અને સદાના તારા શત્રુ એવા આ કર્ણનો આ સમયે જ એકદમ નાશ કરી નાખવા તું ઉતાવળ કર. આ કર્ણ જેવો ટટ્ટાર થશે કે તુરત જ પૂર્વની પેઠે તારી સામે ધસી આવશે. માટે ઇંદ્રે જેમ નમુચિને મારી નાખ્યો હતો, તેમ તું એને મારી નાખ.[૭૨] શ્રીકૃષ્ણે આમ કહ્યું, એટલે 'બહુ સારું' એમ કહીને અર્જુને શ્રીકૃષ્ણનું સન્માન કર્યું. પછી ઇંદ્રે જેમ બલિ રાજાને વીંધી નાખ્યો હતો, તેમ તે કુરુશ્રેષ્ઠ અર્જુને ઉત્તમ જાતિનાં બાણોનો મારો ચલાવી કર્ણને એકદમ વીંધવા માંડ્યો.[૭૩] હે ભારત! અર્જુને સર્વ જાતના પ્રયત્નો કરીને સુવર્ણની પૂંખવાળાં વત્સદંત નામનાં બાણો માર્યાં અને કર્ણને, તેના ઘોડાઓને તથા તેના રથને તદ્દન ઢાંકી દીધા, તેમ જ સર્વ દિશાઓને બાણોથી છાઈ દીધી.[૭૪] એ વેળા વિશાળ અને પુષ્ટ વક્ષઃસ્થળવાળો અધિરથપુત્ર કર્ણ અર્જુનનાં વત્સદંત બાણોથી એટલો બધો ઢંકાઈ ગયો કે, તે પ્રફુલ્લિત પુષ્પોવાળા અશોક, પલાશ (ખાખરો) તથા શીમળાના વૃક્ષ જેવો અથવા ચંદનવૃક્ષોનાં વનથી ઢંકાઈ ગયેલા પર્વત જેવો શોભવા લાગ્યો. હે રાજા! તે સમયે કર્ણના શરીરમાં અસંખ્ય બાણો ખૂંચી ગયાં હતાં, તેથી વૃક્ષોની ઘટાથી વ્યાપ્ત થયેલાં શિખરો અને ગુફાઓવાળો તથા આસપાસ ખીલી રહેલાં કરેણનાં વૃક્ષોવાળો કોઈ એક મહાન પર્વત જેમ શોભે, તેમ તે રણભૂમિ પર શોભતો હતો. પછી કર્ણે પણ સંખ્યાબંધ બાણો છોડવા માંડ્યાં અને બાણોરૂપ કિરણોવાળો તે કર્ણ અસ્ત થવાની તૈયારી પર આવેલા તથા લાલ કિરણમંડળવાળા સૂર્યની જેમ લાલચોળ દેખાવા લાગ્યો.[૭૫–૭૭] તે સમયે કર્ણના બાહુમાંથી મહાન સર્પ સરખાં પ્રદીપ્ત બાણો ઉપરાઉપરી નીકળી આવતાં હતાં અને અર્જુનના બાહુમાંથી નીકળેલાં તીક્ષ્ણ ધારવાળાં બાણો સર્વ દિશાઓમાં ફેલાઈ જઈને તે બાણોનો નાશ કરી નાખતાં હતાં.[૭૮] વળી કર્ણે ધૈર્ય ધારણ કરીને કોપાયમાન થયેલા સર્પોના જેવાં તીક્ષ્ણ બાણો ફેંકવા માંડ્યાં અને બીજાં દશ બાણોથી અર્જુનને વીંધી નાખ્યો. તેણે કોપેલા સર્પની પેઠે સુસવાટ કરનારાં છ બાણોથી શ્રીકૃષ્ણને પણ વીંધી નાખ્યા.[૭૯] પછી એ મહાયુદ્ધમાં મહાબુદ્ધિમાન અર્જુને કર્ણને અતિઉગ્ર, સણસણાટ કરનારું, સર્પના વિષ તથા અગ્નિ સરખું ભયંકર, મહાન રૌદ્રાસ્ત્રથી મંત્રેલું અને તદ્દન લોઢાનું બનાવેલું એક મોટું બાણ મારવાનો મનમાં વિચાર કર્યો.[૮૦] પણ તેટલામાં હે રાજા! અદૃશ્ય રહેલા કાળે, બ્રાહ્મણ(પરશુરામના આશ્રમમાં રહીને વનમાં ભ્રમણ કરતા કર્ણે જેની ગાયનો પ્રમાદમાં વધ કર્યો હતો તે બ્રાહ્મણ)ના કોપને લીધે કર્ણના વધને જાહેર કરતાં કહ્યું કે, 'હે કર્ણ! પૃથ્વી તારા રથનાં પૈડાંને ગળી જાય છે.'[૮૧] હે પુરુષવીર ધૃતરાષ્ટ્રરાજા! જ્યારે કર્ણના મરણનો સમય સમીપમાં આવ્યો, ત્યારે મહાત્મા પરશુરામે તેને બ્રહ્માસ્ત્ર નામનું જે દિવ્ય અસ્ત્ર આપ્યું હતું તે પણ તેના મનમાંથી નષ્ટ થઈ ગયું અને પૃથ્વી તેના રથના ડાબા પૈડાને ગળી જવા લાગી.[૮૨] હે નરેંદ્ર! પરશુરામના આશ્રમમાં રહેતી વખતે મળેલા મહાબ્રાહ્મણના શાપથી કર્ણનો રથ એકદમ ડોલવા લાગ્યો અને તેનું પૈડું પૃથ્વીમાં ખૂંચી ગયું; તેથી કર્ણ એકદમ વિહ્વળ થઈ ગયો.[૮૩] ગામની પાડોશમાં, ગામના ચિહ્ન તરીકે, આસપાસ ઓટલો બંધાવીને વાવેલું પુષ્પભરેલું મોટું વૃક્ષ જેમ પૃથ્વીમાં નિમગ્ન હોય છે, તેમ કર્ણનો

રથ બ્રાહ્મણના શાપથી પૃથ્વીમાં નિમગ્ન થઈ નમી ગયો. ત્યાં પરશુરામ પાસેથી ગ્રહણ કરેલું બ્રહ્માસ્ત્ર પણ ભુલાઈ ગયું અને મહાઘોર એવું સર્પમુખ બાણ પણ અર્જુનને હાથે કપાઈ ગયું. આથી કર્ણ અત્યંત ખિન્ન થઈ ગયો અને ઉપરાઉપરી આવી પડેલાં તે સંકટો સહન નહિ થવાથી પોતાના બન્ને હાથોને ધુણાવતો ધુણાવતો ધર્મની નિંદા કરવા લાગ્યો: 'ધર્મવેત્તા મહર્ષિઓ કહે છે કે, જે પુરુષ સર્વ સ્થળે ધર્મને જ પ્રધાન ગણે છે, તે પુરુષનું સદાકાળ ધર્મ જ રક્ષણ કરે છે. ધર્મજ્ઞ મહાશયોનાં આ વચનને અનુસરી અમે શાસ્ત્રોમાં કહ્યા પ્રમાણે યથાશક્તિ ધર્મનું આચરણ કરવાનો જ પ્રયત્ન કર્યા કરીએ છીએ; છતાં પણ તે ધર્મ જ અમારો નાશ કરે છે. માટે હું માનું છું કે, ધર્મ તેના ભક્તોનું નિત્ય પરિપાલન કરતો નથી.' આમ બોલતો તે કર્ણ વારંવાર ધર્મની નિંદા કરવા લાગ્યો, તેના ઘોડા અને સારથિ લથડિયાં ખાવા લાગ્યા, પોતે પણ અર્જુનના બાણપ્રહારોથી ધ્રૂજી જવા લાગ્યો અને મર્મસ્થાનોમાં ઉપરાઉપરી માર પડવાથી સર્વ ક્રિયાઓ કરવામાં શિથિલ થઈ ગયો.[૮૪-૮૭] પછી તેણે ત્રણ મહાભયંકર બાણો વડે શ્રીકૃષ્ણના હાથને વીંધી નાખ્યો તથા અર્જુનને સાત બાણોનો પ્રહાર કર્યો.[૮૮] એટલે અર્જુને તીક્ષ્ણ વેગવાળાં, ઇંદ્રના વજ્રસમાન ઘોર અને બળબળતા અગ્નિ સરખાં ભયંકર સત્તર સરળગામી બાણો કર્ણને માર્યાં.[૮૯] ભયંકર વેગવાળાં તે બાણો કર્ણને સખત ઘાયલ કરી પૃથ્વી પર પડ્યાં અને કર્ણ પણ તે પ્રહારથી શરીરે કંપાયમાન થઈ ગયો; પણ શક્તિ તથા બળનો આશ્રય કરી બેભાન ન થઈ જતાં તેણે શરીરમાં ચેષ્ટા દર્શાવી.[૯૦] આમ શરીરને ટકાવી રાખી કર્ણે બ્રહ્માસ્ત્ર પ્રકટ કર્યું, એટલે તે જોઈને અર્જુને પણ ઇંદ્રાસ્ત્ર મંત્ર્યું.[૯૧] શત્રુતાપન અર્જુને ગાંડીવધનુષ્યને, તેની પ્રત્યંચાને તથા બાણોને મંત્ર્યાં અને ઇંદ્ર જેમ જળની વૃષ્ટિ કરે, તેમ તેણે ઉપરાઉપરી બાણોની વૃષ્ટિઓ કરવા માંડી.[૯૨] ત્યાં તુરત જ અર્જુનના રથમાંથી તેજોમય અને મહાવીર્યવાન બાણો નીકળીને કર્ણના રથની સમીપમાં પ્રકટ થવા લાગ્યાં.[૯૩] પરંતુ મહારથી કર્ણ પોતાની આગળ છોડવામાં આવેલાં તે બાણોને નિષ્ફળ કરી નાખવા લાગ્યો. આમ કર્ણે અર્જુનના અસ્ત્રનો વિનાશ કરી નાખ્યો તે જોઈ યાદવવીર શ્રીકૃષ્ણ અર્જુનને કહેવા લાગ્યા: 'હે પાર્થ! કર્ણ તારાં બાણોનો વિનાશ કરી નાખે છે, માટે તું બીજા અસ્ત્રનો પ્રયોગ કર.' એટલે અર્જુને પુનઃ ગાંડીવધનુષ્યને મંત્રીને તેમાં અતિ ઉગ્ર એવું બ્રહ્માસ્ત્ર યોજ્યું.[૯૪,૯૫] હવે અનેક બાણોથી કર્ણને ઢાંકી દઈ તેણે કર્ણને બીજાં કેટલાંએક બાણો પણ માર્યાં. પછી કર્ણે અતિ તેજદાર તીક્ષ્ણ બાણો મારીને અર્જુનના ધનુષ્યની દોરીને કાપી નાખી.[૯૬] એટલે તુરત જ અર્જુને બીજી દોરી ચઢાવી લીધી; પરંતુ કર્ણે તે દોરીને પણ કાપી નાખી. આમ ત્રીજી, ચોથી, પાંચમી, છઠ્ઠી, સાતમી, આઠમી, નવમી, દશમી તથા અગિયારમી દોરીને પણ કર્ણે એક પછી એક કાપી નાખી. પરંતુ વૃષનામધારી અને સેંકડો બાણોનું સંધાન કરનારા કર્ણને જાણવામાં ન હતું કે, અર્જુનની પાસે તેવી ને તેવી સો ધનુષ્યની દોરીઓ હતી. તે પછી અર્જુને ધનુષ્ય પર બીજી નવી દોરી ચઢાવી લીધી અને તેને મંત્રીને તેણે કર્ણ પર સર્પોની પેઠે લહલહાટ કરતાં અસંખ્ય બાણોની વૃષ્ટિ કરવા માંડી.[૯૭-૯૯] એ સમયે અર્જુન એટલી બધી ઝડપથી યુદ્ધ કરતો હતો કે, રણમાં તેના ધનુષ્યની દોરી ક્યારે તૂટી જતી હતી અને ફરી તે નવી દોરી ક્યારે ચઢાવી લેતો હતો તેની કર્ણને જરા પણ જાણ થતી ન હતી. આ એક આશ્ચર્ય-

જનક ઘટના હતી![૧૦૦] ખરેખર, તે સમયે કર્ણે પણ અર્જુનના કરતાં પોતાનું પરાક્રમ ઘણું વિશેષ દર્શાવવા માંડ્યું હતું; કારણ કે અસ્ત્રોનો પ્રયોગ કરીને અર્જુનનાં અસ્ત્રોનું તે વારણ કર્યે જતો હતો અને સામાં અર્જુનને અસ્ત્રો માર્યે પણ જતો હતો.[૧૦૧] આમ કર્ણના અસ્ત્રથી અર્જુનને પીડા પામેલો જોઈ શ્રીકૃષ્ણ બોલી ઊઠ્યા: 'હે પાર્થ! તું ઉપરાઉપરી અસ્ત્રોનો પ્રયોગ કર ને છેક કર્ણના રથ પાસે જઈ તેને બાણો માર.[૧૦૨] એટલે અર્જુને અગ્નિ તથા સર્પના વિષ સમાન ઘોર એવું પોલાદી દિવ્ય બાણ મંત્ર્યું અને તેમાં રુદ્રદેવતાના અસ્ત્રનું અનુસંધાન કરી તેણે કર્ણ સામે ફેંકવાની મનમાં ઇચ્છા કરી. પણ તેવામાં તો હે રાજા! કર્ણના રથના પૈડાને પૃથ્વી વધારે ને વધારે ગળી જવા લાગી. ત્યારે રાધાપુત્ર કર્ણ એકદમ પોતાના રથ પરથી નીચે ઊતરી પડયો અને બન્ને હાથવતી રથના પૈડાને પકડીને તે યત્નપૂર્વક પૃથ્વીમાંથી બહાર ખેંચી કાઢવા ઇચ્છવા લાગ્યો. તે વખતે કર્ણે પોતાના રથનાં પૈડાંને ગળી જનારી સાત દ્વીપવાળી પૃથ્વીને પર્વતો, વનો તથા અરણ્યો સહિત લગભગ ચાર આંગળ જેટલી ઊંચી કરી નાખી; પણ રથનું પૈડું આખરે ન જ નીકળ્યું. આ પ્રમાણે એના રથનું પૈડું પૃથ્વીમાં ગ્રસ્ત થઈ ગયું હતું એટલે એ કર્ણ ક્રોધને લીધે અશ્રુઓ પાડવા લાગ્યો અને અતિ આવેશમાં આવી ગયેલા અર્જુન સામે જોઈ ને આવું વચન કહેવા લાગ્યો:[૧૦૩-૧૦૭] 'ઓ મહાધનુર્ધર અર્જુન! એક મુહૂર્તભર તું યુદ્ધ કરતો થંભી જા. જો, આ મારા રથનું પૈડું પૃથ્વીમાં ખૂંચી ગયું છે. હું તેને પૃથ્વીમાંથી બહાર કાઢું તેટલો સમય તું યુદ્ધ કરતો બંધ થઈ જા.[૧૦૮] દૈવયોગે પૃથ્વી મારા રથના ડાબા પૈડાને ગળી ગઈ છે, તે જોઈને તું નીચ પુરુષોએ આચરેલી ઠગબાજી કરવી છોડી દે.[૧૦૯] ઓ કુંતાપુત્ર! ક્ષુદ્ર પુરુષોએ આચરેલા માર્ગનો આશ્રય કરવો તે તને યોગ્ય નથી. તું આ જગતમાં એક મહાન પુરુષ તરીકે પ્રસિદ્ધ થયો છે. યુદ્ધકળામાં તું સર્વના કરતાં અતિ ઉત્તમ છે.[૧૧૦] માટે હે પાંડુપુત્ર! લોકમાં અતિશય પ્રશસ્ત ગણાતા કાર્યને જ કરવું તને યોગ્ય છે. હે અર્જુન! સત્પુરુષોના વ્રતમાં સ્થિર રહેનારા શૂરા પુરુષો જેના કેશ વીખરાઈ ગયા હોય, જે યુદ્ધમાંથી પલાયન કરી જતો હોય, જે બ્રાહ્મણ જાતિનો હોય, જેણે પોતાની સામે હાથ જોડ્યા હોય, જે પોતાને શરણે આવ્યો હોય, જેણે શસ્ત્રોનો ત્યાગ કર્યો હોય, જે જીવિતની યાચના કરતો હોય, જે બાણ વિનાનો હોય, જેનું કવચ તૂટી ગયું હોય તથા જેનાં આયુધો પડી ગયાં હોય અથવા યુદ્ધમાં ભાંગીતૂટી ગયાં હોય તેવા શત્રુ પર શસ્ત્રોના પ્રહાર કદી કરતા નથી. હે પાંડવ! તું તો આ લોકમાં મહાન શૂરવીર ગણાય છે, સત્પુરુષોના વ્રતનું અનુષ્ઠાન કરનારો છે, યુદ્ધના ધર્મોને જાણનારો છે, તત્ત્વજ્ઞાનરૂપ અવભૃથ સ્નાન તેં કર્યું છે, દિવ્ય અસ્ત્રોને તું જાણે છે, મહામનસ્વી છે તથા યુદ્ધમાં કાર્તવીર્યના સમાન અતુલ વીર્યવાન છે.[૧૧૧-૧૧૪] હે મહાબાહુ અર્જુન! પૃથ્વીમાં ખૂંચી ગયેલા આ પૈડાને જ્યાં સુધીમાં હું બહાર કાઢું ત્યાં સુધીમાં મને મારવો તે તને યોગ્ય નથી; કારણ કે તું રથમાં બેઠો છે અને હું પૃથ્વી પર આવી વિકળ અવસ્થામાં ઊભો છું.[૧૧૫] હે પાંડુપુત્ર અર્જુન! હું શ્રીકૃષ્ણથી કે તારાથી ડરી જતો નથી, પણ તું મહાન કુળની વૃદ્ધિ કરનારો એક ક્ષત્રિયપુત્ર છે, માટે તને હું કહું છું કે હે પાંડવ! એક ક્ષણભર તું થોભી જા.'[૧૧૬]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'કર્ણના રથનાં પૈડાંનું પૃથ્વીમાં ખૂંચી જવું' નામનો અધ્યાય ૯૦ મો સમાપ્ત

## अध्याय ९१ मो

### કર્ણનો વધ

॥ सजय उवाच ॥

तमब्रवीद्वासुदेवो रथस्थो
राधेय दिष्ट्या स्मरसीह धर्मम्।
प्रायेण नीचा व्यसनेषु मग्ना
निंदंति दैवं कुकृतं न तु स्वम् ॥ १ ॥

સંજય બોલ્યો : હે ધૃતરાષ્ટ્રરાજા ! કર્ણનાં તે વાક્ય સાંભળી રથમાં બેઠેલા શ્રીકૃષ્ણ તેને કહેવા લાગ્યા : 'હે રાધાપુત્ર ! તારા અહોભાગ્યની વાત છે કે, તું આ સમયે ધર્મને સંભારે છે. પણ સામાન્ય નિયમ એવો હોય છે કે, નીચ પુરુષો જ્યારે સંકટોમાં ડૂબી જાય છે, ત્યારે ઘણું કરી દૈવનીજ નિંદા કરે છે, પણ પોતાનાં નીચ કૃત્યોની નિંદા કરતા નથી.[૧] પરંતુ અલ્યા ઓ કર્ણ ! માત્ર એકજ વસ્ત્રવાળી તે દ્રૌપદીને તેં, દુર્યોધને, દુઃશાસને તથા સુબલપુત્ર શકુનિએ સભામાં ઘસડી મંગાવી હતી તે વખતે તને ધર્મ દેખાયો ન હતો ખરું કે ? પાસાઓને ખેલી નહિ જાણનારા રાજા યુધિષ્ઠિરને જ્યારે ભરસભામાં જુગાર રમાડ્યા અને દ્યૂતવિષયના સંપૂર્ણ જ્ઞાનને લીધે શકુનિએ જ્યારે તેમને જીતી લીધા ત્યારે ધર્મ ક્યાં ગયો હતો ?[૨,૩] હે કર્ણ ! બાર વરસનો વનવાસ વીતી ગયો હતો, છતાં તેરમે વર્ષે પાંડવોને તેં રાજ્ય આપ્યું ન હતું તે વખતે તારો ધર્મ ક્યાં ગયો હતો ?[૪] વળી તારા મત પ્રમાણે ચાલીને રાજા દુર્યોધને ભીમસેનને સર્પો કરડાવ્યા હતા તથા ઝેરવાળાં ભોજન જમાડ્યાં હતાં, તે વખતે તારો ધર્મ ક્યાં ગયો હતો ?[૫] ઓ રાધાપુત્ર ! એ વખતે વારણાવતમાં કપટથી બનાવેલા લાક્ષાગૃહમાં પાંડવો નિદ્રાવશ હતા છતાં તે લાક્ષાગૃહને બાળવી મૂક્યું હતું, ત્યારે તારો ધર્મ ક્યાં ગયો હતો ?[૬] હે કર્ણ ! દ્રૌપદી રજસ્વલા હતી અને દુઃશાસનના હાથમાં સપડાઈને ઊભી હતી તેને જોઈને તું સભા વચ્ચે ખડખડાટ હસ્યો હતો, તે વેળા તારો ધર્મ ક્યાં ગયો હતો ?[૭] ઓ રાધાપુત્ર ! જે સમયે દુષ્ટ પુરુષો નિરપરાધિની દ્રૌપદીને દુઃખ દઈ રહ્યા હતા છતાં તું ઊભો ઊભો જોઈ રહ્યો હતો, તે સમયે તારો ધર્મ ક્યાં ગયો હતો ?[૮] વળી હે રાધાપુત્ર ! ગજગામિની કૃષ્ણાને 'હે કૃષ્ણા ! પાંડવોનો હવે વિનાશ થઈ ગયો છે, તેઓ તો હવે સદાને માટે નરકમાં જ પડયા છે; માટે તું કોઈ બીજા પતિને પસંદ કરી લે,' આમ કહીને તું તેની સામે નીરખી રહ્યો હતો, તે વખતે તારો ધર્મ ક્યાં ગયો હતો ? વળી ઓ કર્ણ ! રાજ્યલોભને લીધે શકુનિનો આશ્રય કરી જ્યારે તેં પાંડવોને જુગાર રમવા બોલાવ્યા હતા ત્યારે તારો ધર્મ ક્યાં ગયો હતો ? અને આ યુદ્ધમાં જ્યારે અનેક મહારથીઓએ બાળક અભિમન્યુને ચોતરફથી ઘેરી લઈ મારી નાખ્યો, ત્યારે તારો ધર્મ ક્યાં ગયો હતો ? જો એ વખતે ધર્મ ન હતો, તો આ સમયે ધર્મની મોટી વાતો કરી સર્વથા તાળવું સુકાવી નાખવાથી શું વળવાનું છે ?[૯-૧૨] ઓ કર્ણ ! આજે અહીં રણક્ષેત્રમાં તું તારી ઇચ્છામાં આવે તેટલાં ધર્મકૃત્યો ભલે કર્યા જ કર, પણ આજે તું જીવતો છૂટીશ નહિ જ. પૂર્વે પુષ્કરે જુગાર રમાડીને નળરાજાને જીતી લીધો હતો, પણ તે જ નળરાજાએ પોતાના પરાક્રમનો આશ્રય કરી ફરી રાજ્ય તથા યશ મેળવ્યાં હતાં; તે જ પ્રમાણે તમે બધાએ એકત્ર મળી પાંડવોને જુગારમાં જીતી લીધા હતા; પરંતુ તેના તે જ પાંડવો આ સમયે તમારા પર ચઢી આવ્યા છે. લોભનો ત્યાગ કરી અને સોમક રાજાઓની સાથે એકઠા મળી તેઓ પોતાના બાહુવીર્યથી રણમાં ઊભરાઈ રહેલા શત્રુઓનો સંહાર કરશે અને પોતાનું રાજ્ય પાછું મેળવશે.[૧૩,૧૪] વળી

યાદ રાખજે કે, હંમેશાં ધર્મની રક્ષા તળે રહેલા મોટા મોટા પુરુષસિંહોને હાથે ધૃતરાષ્ટ્રના સર્વ પુત્રોનો વિનાશ થઈ જશે.'

સંજય બોલ્યો : હે ભરતવંશી ધૃતરાષ્ટ્ર-રાજા ! શ્રીકૃષ્ણે આ પ્રમાણે કહ્યું, એટલે કર્ણે લજ્જાને લીધે મસ્તક નમાવી દીધું અને કંઈ પણ પ્રત્યુત્તર આપ્યો નહિ. હે ભારત ! ક્રોધને લીધે જેનો અધરોષ્ઠ ફરકી રહ્યો હતો એવા તે કર્ણે ધનુષ્ય ઊંચું કરી મહાવેગ અને પરાક્રમપૂર્વક અર્જુન સામે લડવા માંડ્યું. ત્યારે વાસુદેવે મહાપુરુષ અર્જુનને કહ્યું :[૧૫-૧૭] 'હે મહાબળવાન અર્જુન ! દિવ્ય અસ્ત્રોનો પ્રયોગ કરીને જ તું કર્ણને ઘાયલ કરી રથ પરથી ઢોળી પાડ.' ભગવાન શ્રીકૃષ્ણનાં એ વાક્ય સાંભળીને અર્જુન ઘોર ક્રોધાવેશમાં આવી ગયો અને એકદમ તેને પૂર્વનાં સંકટો યાદ આવી ગયાં. આમ હે રાજા ! અર્જુન જ્યારે કોપાયમાન થઈ રહ્યો, ત્યારે તેનાં સર્વ રોમરંધ્રમાંથી (શરીર પરનાં રુવાંટાંનાં છિદ્રોમાંથી) તેજની જ્વાળાઓ બહાર ભભૂકી નીકળી. એ દૃશ્ય આશ્ચર્યકારક હતું. આ રીતે અર્જુનના શરીરમાંથી નીકળી રહેલી તે જ્વાળાઓને જોઈ ને કર્ણે બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કરી અર્જુનના પર બાણવૃષ્ટિ કરી મૂકી અને ફરી પોતે રથને બહાર કાઢવા માટે યત્ન કરવા લાગ્યો. એટલે અર્જુને પણ સામેથી બ્રહ્માસ્ત્રનો જ પ્રયોગ કરી બાણોની વૃષ્ટિ વરસાવવા માંડી અને જોતજોતામાં કર્ણના બ્રહ્માસ્ત્રને શાંત પાડી દીધું. તે પછી અર્જુને અગ્નિને અત્યંત પ્રિય એવું અગ્ન્યાસ્ત્ર પ્રકટ કર્યું અને કર્ણને ઉદ્દેશી છોડ્યું. તે અસ્ત્ર તેજથી પ્રજળી ઊઠ્યું, પણ કર્ણે સામે વારુણાસ્ત્ર યોજીને અર્જુનના તે અગ્ન્યાસ્ત્રને શાંત પાડી દીધું અને આસપાસ પ્રકટ કરેલાં મેઘમંડળોથી સર્વ દિશાઓને ઘનઘોર અંધકારભરેલી કરી નાખી. એટલે વીર્યવાન પાંડુપુત્ર અર્જુને જરા પણ ગભરાયા વિના વાયવ્યાસ્ત્રનો પ્રયોગ કર્યો અને કર્ણના દેખતાં તે સર્વ મેઘમંડળોને વીખેરી નાખ્યાં. તે જોઈ સૂતપુત્ર કર્ણે અર્જુનનો નાશ કરવાની ઇચ્છાથી બળબળતા અગ્નિ સરખું મહાઘોર બાણ હાથમાં લીધું. કર્ણે નિત્ય પૂજયેલા તે બાણને ધનુષ્યમાં જ્યારે સાંધવા માંડ્યું, ત્યારે હે રાજન્ ! પર્વતો, વનો તથા અરણ્યો સહિત સમગ્ર પૃથ્વી કંપવા લાગી, રેતીને ઉડાડનો વાયુ વાવા લાગ્યો અને સર્વ દિશાઓ ધૂળથી ઢંકાઈ ગઈ.[૧૮-૨૭] ત્યારે હે ભારત ! આકાશમાં રહેલા દેવગણોમાં હાહાકાર થઈ રહ્યો. હે રાજા ! સર્વ પાંડવો પણ કર્ણે સાંધેલા તે બાણને જોઈને મનમાં ઉદાસ થઈ પરમ ખિન્ન થઈ ગયા. કર્ણના હાથમાંથી છૂટેલું તે બાણ તીક્ષ્ણ ધારવાળું હોઈને ઇંદ્રના વજ્રની પેઠે પ્રકાશવા લાગ્યું અને સર્પ જેમ રાફડામાં પેસી જાય, તેમ તે બાણ પણ અર્જુનના વક્ષસ્થળ સામે ધસી આવીને તેમાં પેસી ગયું. એ બાણના પ્રહારથી મહાત્મા અર્જુન ગાઢ વીંધાઈ ગયો અને તે રથમાં ડોલવા લાગ્યો તથા તેના હાથમાં રહેલું ગાંડીવધનુષ્ય એક બાજુ સરકી પડ્યું. પૃથ્વીકંપ સમયે જેમ કોઈ મહાન પર્વત ચલાયમાન થઈ જાય, તેમ શત્રુઓનો સંહાર કરનારો અર્જુન ત્યારે ચલાયમાન થઈ ગયો. આ સમયનો લાભ લઈ મહારથી કર્ણ વળી પણ રથ પરથી નીચે કૂદી પડ્યો અને પૃથ્વીમાં ખૂંચી ગયેલા રથના પૈડાને બન્ને હાથ વતી પકડીને બહાર ખેંચી કાઢવા ઇચ્છવા લાગ્યો. પરંતુ તે મહાબળવાન કર્ણ દૈવયોગને લીધે તે પૈડાને બહાર કાઢી શક્યો નહિ. તે જ અરસામાં અર્જુન ભાનમાં આવી ગયો અને તે મહાત્માએ તુરત કાળદંડ સરખું મહાભયંકર પ્રાંજલિક નામનું એ

બાણ હાથમાં ગ્રહણ કર્યું. તે જોઈ શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું : 'અર્જુન ! કર્ણ વળી પાછો રથ પર ન ચઢી બેસે તેટલામાં બાણો મારીને તારા એ શત્રુના મસ્તકને તું કાપી નાખ. [૧૨૮-૩૩] ભગવાન શ્રીકૃષ્ણનાં તે વચનને માન્ય કરી અર્જુને તે બળબળતા પ્રાંજલિક બાણને ગ્રહણ કર્યું. કર્ણના મહારથનું પૈડું પૃથ્વીમાં ખૂંચી ગયું હતુ તે જ સમયે તેણે ઝળહળતા સૂર્ય સમાન પ્રકાશી રહેલી અને હાથીની સાંકળના ચિહ્નવાળી કર્ણની ધજામાં પ્રહાર કર્યો.[૩૪] હે રાજા ! હાથીની સાંકળના ચિહ્નવાળી કર્ણની તે મહાન ધજા સુવર્ણ, મોતી, મણિ તથા હીરાઓથી જડેલા પૃષ્ઠભાગવાળી હતી અને અતિ ઉત્કૃષ્ટ જ્ઞાનને ધરાવનારા મહાન કારીગરોએ તેને બનાવી હતી. વળી તે ધજા સુંદર દેખાવની હોઈ ને સુવર્ણથી ઝળહળતી હતી, તમારાં સૈન્યોના વિજયના મુખ્ય આશ્રયભૂત હતી, શત્રુઓને સદા ત્રાસ આપનારી હતી, સ્તુતિપાત્ર સ્વરૂપની હતી, સૂર્યની પેઠે જગતમાં પ્રખ્યાત હતી અને કાંતિમાં અગ્નિ, સૂર્ય તેમ જ ચંદ્રના તુલ્ય હતી.[૩૫,૩૬]

હવે અર્જુને અતિતીક્ષ્ણ, સુવર્ણની પૂંખવાળાં તથા હોમેલા અગ્નિ સમાન પ્રકાશી રહેલું બીજું એક ક્ષુરપ્ર જાતિનું બાણ માર્યું અને મહારથી કર્ણની શોભાથી દીપી રહેલી તે ધજાને પૃથ્વી પર તોડી પાડી.[૩૭] તે ધજાના પડવાની સાથે જ કૌરવોનાં યશ, ગર્વ, સર્વ પ્રિય કાર્યો તથા હૃદયો પણ તૂટી પડ્યાં, તેમ જ તેમનાં સર્વ સૈન્યોમાં હાહાકારનો મહાન શબ્દ થઈ રહ્યો.[૩૮] હે ભારત ! શીઘ્ર પરાક્રમી કુરુવીર અર્જુને કર્ણના ધ્વજદંડને પૃથ્વી પર તોડી પાડ્યો, તે જોઈ તમારા પક્ષના સર્વ યોદ્ધાઓએ કર્ણના વિજયની આશા છોડી દીધી.[૩૯] પછી કર્ણનો એક[illegible]ી નાખવા માટે અર્જુને મહેંદ્રનું વજ્ર, અગ્નિ તથા કાળદંડ સરખું મહાઘોર એવું અંજલિક નામનું એક ઉત્તમ બાણ જેમ સૂર્યના કિરણને ગ્રહણ કરવામાં આવે તેમ પોતાના ભાથામાંથી ગ્રહણ કર્યું.[૪૦] એ બાણ મર્મસ્થાનોને કાપી નાખનારું હતું, લોહી તથા માંસથી ખરડાયેલું હતું, અગ્નિ તથા સૂર્યની પેઠે મહાતેજસ્વી હતું અને મહામૂલ્યવાન હતું. વળી તે મનુષ્યો, ઘોડાઓ તથા હાથીઓના પ્રાણ હરી લેનારું હતું, ત્રણ હાથ લાંબું હતું, છ જાતનાં પીંછાં બાંધેલું હતું, સીધી ગતિ કરનારું હતું અને ઉગ્ર વેગવાળું હતું.[૪૧] તે ઇંદ્રના વજ્ર તુલ્ય વીર્યવાળું હતું, મુખને વિકાસી રહેલા કાળની પેઠે અતિ ઘોર હતું, શંકરના પિનાક ધનુષ્યની તથા નારાયણના સુદર્શનચક્રની પેઠે ભયંકર હતું અને પ્રાણીઓનો વિનાશ કરી નાખનારું હતું.[૪૨] દેવોના સંઘો પણ જેનું દુઃખથી વારણ કરી શકતા હતા અને દેવો તથા અસુરોને જીતીને જે તેમના મધ્યમાં નિરંતર પૂજાયેલો હતો, તે મહાત્મા અર્જુને અત્યંત હર્ષમાં આવી જઈને તે બાણ ગ્રહણ કર્યું હતું. તે મહાન બાણને યુદ્ધમાં ઝળહળાટ કરતું ઉદય પામેલું જોઈ ચરાચર સર્વ જગત કંપાયમાન થઈ ગયું અને ઋષિઓ પણ બૂમો પાડી રહ્યા કે, 'સર્વ જગત સુખી રહો.[૪૩,૪૪] તે પછી ગાંડીવધનુર્ધારી અર્જુને તે અનુપમ બાણને ધનુષ્યમાં યોજ્યું અને તેમાં બીજા મહાન અસ્ત્રનો પ્રયોગ કરી ગાંડીવધનુષ્યને ખેંચી તે સત્વર બોલી ઊઠ્યો :[૪૫] 'દુષ્ટ હૃદયના મનુષ્યના શરીરનો તથા પ્રાણોનો નાશ કરનારા આ મહાન બાણને હું મોટા અસ્ત્રથી મંત્રીને મૂકું છું. માટે જો મેં તપ તપ્યું હોય, ગુરુઓને પ્રસન્ન કર્યા હોય, કોઈ જાતના યજ્ઞયાગો કર્યા હોય અને સુહૃદોનાં હિતોપદેશવાળાં વચનો સાંભળ્યાં હોય,

તો એ સત્યની દિવ્ય શક્તિથી યુક્ત થઈ આ મારું બાણ મારા બળવાન શત્રુ કર્ણનો વધ કરશે.' આમ કહીને અર્જુને કર્ણનો વધ કરવા માટે તે ઘોર બાણ છોડ્યું.[૪૬,૪૭] એ વેળા તે બાણ અથર્વાંગિરા જેના દેવતા છે તથા મૃત્યુ પણ યુદ્ધમાં જેની સામે ટક્કર ઝીલી શકે નહિ તેવી ઉગ્ર, અસહ્ય અને પ્રદીપ્ત કૃત્યા( પ્રાણઘાતક દેવતા )-ની પેઠે રણમાં દેખાવા લાગ્યું. ત્યાં વિજયને આપનાર તે ઉત્તમ બાણનો પ્રયોગ કરીને અતિ ખુશખુશાલ થઈ ગયેલો તથા ચંદ્ર અને સૂર્ય સમાન પ્રભાવવાળો તે અર્જુન વળી પણ બોલ્યો કે, 'મેં છોડેલું આ બાણ મને વિજય આપનાર નીવડો તથા કર્ણને યમલોક ભણી લઈ જાઓ.' હે રાજા! આતતાયી (શસ્ત્રધારી) અર્જુને કર્ણને મારી નાખવાની ઇચ્છાથી તેને સૂર્ય તથા ચંદ્ર સમાન પ્રભાવાળા અંજલિક બાણથી બરાબર નિશાનમાં લીધો હતો. જ્યારે તે સૂર્ય સમાન તેજસ્વી બાણ પણ બળવાન અર્જુનના હાથમાંથી છૂટ્યું હતું, ત્યારે તેણે સર્વ દિશાઓને તથા આકાશમંડળને જાજ્વલ્યમાન કરી મૂક્યાં હતાં. આમ વજ્ર વડે મહેંદ્રે જેમ વૃત્રાસુરનું મસ્તક કાપી નાખ્યું હતું, તેમ મોટા અસ્ત્રથી મંત્રેલું તે ઉત્તમ અંજલિક બાણ મારીને અર્જુને કર્ણનું મસ્તક કાપી નાખ્યું. ત્યાં હે રાજા ! મહેંદ્રપુત્ર અર્જુને દિવસના પાછલા ભાગને સમયે સૂર્યપુત્ર કર્ણનો શિરચ્છેદ કર્યો હતો.[૪૮-૫૧] તે વેળા અંજલિક બાણથી કપાઈ ગયેલું કર્ણનું મસ્તક તેના શરીરનો ત્યાગ કરી પૃથ્વી પર પડ્યું તથા તેની પાછળ જ તેનું શરીર પણ ઢળી પડ્યું. સાયંકાળે લાલચોળ મંડળવાળો દિવાકર જેમ અસ્તાચળના શિખર પરથી નીચે પડે, તેમ પ્રાતઃકાળે ઉદય પામતા સૂર્યબિંબ સરખું તેજસ્વી તથા શરદઋતુના આકાશના મધ્યભાગમાં આરૂઢ થયેલા ભાસ્કર સમાન દેદીપ્યમાન કર્ણનું તે મસ્તક સેનાના મોખરામાં ધડ પરથી પૃથ્વી પર પડ્યું. મહા ઐશ્વર્યસંપન્ન કોઈ ધનવાન પુરુષ સર્વ સંપત્તિઓ તથા ભોગવિલાસોથી સંપૂર્ણ એવા પોતાના પ્રિય ગૃહનો જેમ મહાકષ્ટથી ત્યાગ કરે, તેમ અતિ ઉદાર કર્મોને કરનારા કર્ણના તે મસ્તકે નિરંતર સુખવૈભવોને ભોગવવા યોગ્ય તથા અતિશય સૌંદર્યસંપન્ન એવા તે કર્ણના શરીરનો મહાકષ્ટથી ત્યાગ કર્યો હતો. આમ મહાતેજસ્વી કર્ણનું મસ્તક પૃથ્વી પર પડ્યું, એટલે તેની પાછળ જ બાણોના પ્રહારોથી છિન્નભિન્ન થયેલું, પ્રાણરહિત થયેલું તથા ઘાવમાંથી રુધિરધારાને ઝરી રહેલું તેનું ઉન્નત શરીર પણ પૃથ્વી પર ગબડી પડ્યું. માનો, વજ્રથી છિન્નભિન્ન કરી નાખેલું અને ગેરુથી મિશ્ર જળપ્રવાહોને ઝરી રહેલું પર્વતનું કોઈ મહાન શિખર પૃથ્વી ઉપર ગબડી પડ્યું. આ રીતે રણભૂમિ પર પાડી નાખવામાં આવેલા તે કર્ણના શરીરમાંથી તે વેળા ભડભડાટ કરતું મહાન તેજ બહાર નીકળ્યું અને તે સર્વ આકાશપ્રદેશમાં ફેલાઈ જઈ છેવટે સૂર્યમંડળમાં પેસી ગયું. કર્ણનું મરણ થતાં થયેલા આ અદ્ભુત ચમત્કારને રણમાં ઊભેલા સર્વ મનુષ્ય-યોદ્ધાઓએ અતિ આશ્ચર્ય સાથે જોયો હતો. આમ અર્જુનને હાથે કર્ણને મરણ પામેલો જોઈને પાંડવપક્ષના સર્વ યોદ્ધાઓ ઉચ્ચ સ્વરે શંખો વગાડવા લાગ્યા.[૫૨-૫૬] વળી હર્ષમાં આવી ગયેલા શ્રીકૃષ્ણ તથા અર્જુન પણ શંખનાદો કરવા લાગ્યા. ત્યાં મરણ પામીને રણભૂમિ પર શયન કરી રહેલા એ કર્ણને જોઈને સોમકયોદ્ધાઓ પણ પોતાનાં સર્વ સૈન્યોની સાથે સિંહનાદો કરવા લાગ્યા.[૫૭] તેઓ વાદિત્રો વગાડવા લાગ્યા તથા હર્ષમાં આવી જઈને હાથ ઊંચા કરી વસ્ત્રો ઉડાડવા લાગ્યા. હે નરેંદ્ર! પાંડવપક્ષના અનેક યોદ્ધાઓ અતિ હર્ષપૂર્વક કર્ણના વધની અન્યોન્ય-

ને વધામણી આપવા લાગ્યા અને અર્જુનની સમીપ આવવા મંડ્યા. બીજા કેટલાએક બળવાન યોદ્ધાઓ અન્યોન્યને ભેટીને નાચવા લાગ્યા તથા અર્જુનનાં બાણોથી કપાઈને રથ પરથી પૃથ્વી પર ઢળી પડેલા અને મૃત્યુવશ થયેલા કર્ણને જોઈને 'બહુ સારું થયું, બહુ સારું થયું' એમ કહીને ગર્જનાઓ કરવા લાગ્યા.[૫૮,૫૯] તે સમયે મહા પ્રચંડ વાયુના આઘાતથી તૂટી પડેલા પર્વતની પેઠે કપાઈ પડેલું કર્ણનું તે મસ્તક યજ્ઞની સમાપ્તિ થતાં શાંત પડી ગયેલા અગ્નિ સરખું અથવા અસ્ત પામેલા સૂર્યના બિંબ સરખું રણભૂમિ પર શોભતું હતું.[૬૦] વળી કર્ણના સર્વ અંગો બાણોથી વ્યાપ્ત થઈ ગયાં હતાં તથા તેના આખા શરીરમાંથી લોહીની ધારાઓ વહી રહી હતી; તેથી તેનું શરીર પોતાનાં કિરણોથી સૂર્ય જેવો શોભે તેવું જ શોભતું હતું.[૬૧] ખરેખર, કર્ણરૂપી સૂર્યે બાણોરૂપી પોતાનાં પ્રદીપ્ત કિરણો વડે શત્રુઓની સેનાને સખ્ત તપાવી દીધી હતી; પણ આખરે અર્જુનરૂપી બળવાન કાળે તેને અસ્ત પમાડ્યો હતો.[૬૨] હે રાજા! જેમ અસ્ત પામતો સૂર્ય પોતાની કાંતિને સાથે લઈને અસ્ત પામે છે, તેમ અર્જુનનું તે અંજલિક બાણ પણ કર્ણના મરણદિવસના પાછલા ભાગમાં તેના જીવિતને ગ્રહણ કરી રણમાંથી પસાર થઈ ગયું હતું.[૬૩] તે અંજલિક બાણે સર્વ સૈન્યોની ઉપર થઈને અર્જુનના શત્રુ કર્ણના ઉન્નત મસ્તકને અનાયાસે કાપી નાખી પૃથ્વી પર પાડી દીધું હતું. આ રીતે તે બાણે એકદમ ઝડપથી કર્ણના ઉન્નત મસ્તકને તેના શરીર પરથી હરી લીધું હતું.[૬૪] પછી જેના શરીરમાં બાણો ખૂંચી ગયાં હતાં, તથા જેનાં સર્વ ગાત્રો લોહીલુહાણ થઈ ગયાં હતાં એવા તે શૂરવીર કર્ણને પૃથ્વી પર પડીને શયન કરી રહેલો જોઈ મદ્રરાજ શલ્ય કપાઈ ગયેલી ધજાવાળા તેના રથમાં બેસીને છાવણી તરફ ચાલ્યો ગયો.[૬૫] આ રીતે કર્ણ મરાયો, એટલે ભયભીત થયેલા અને યુદ્ધમાં અત્યંત વીંધાઈ ગયેલા કૌરવો પણ અર્જુનના જાજ્વલ્યમાન સ્વરૂપવાળા મહાન ધ્વજને વારંવાર જોતા જોતા રણમાંથી પલાયન કરી ગયા.[૬૬] હે રાજન્! આ પ્રમાણે ઇંદ્ર સમાન પરાક્રમ કરનારા તે કર્ણનું કમળ સમાન સુંદર મુખવાળું મસ્તક સાયંકાળે અસ્ત પામેલા સૂર્યની પેઠે રણભૂમિ પર પડ્યું હતું.[૬૭]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'કર્ણનો વધ' નામનો અધ્યાય ૯૧ મો સમાપ્ત

## अध्याय ९२ मो

### શલ્યનું છાવણી તરફ પાછા ફરવું

॥ संजय उवाच ॥

शल्यस्तु कर्णार्जुनयोर्विमर्दे
बलानि दृष्ट्वा मृदितानि बाणैः ।
ययौ हते चाधिरथौ पदानुगे
रथेन संछिन्नपरिच्छदेन ॥ १ ॥

સંજય બોલ્યો : હે ધૃતરાષ્ટ્રરાજા! કર્ણ તથા અર્જુનની એ લડાઈમાં બાણો વડે સર્વ સૈન્યોને નાશ પામેલાં જોઈને તેમ જ અધિરથપુત્ર કર્ણ રથનું પૈડું ખૂંચી ગયેલું હોવાથી કેવળ પગપાળો જ યુદ્ધમાં મરણ પામ્યો હતો તે જોઈને, શલ્યરાજા સર્વાંગે છિન્નભિન્ન થઈ ગયેલા રથમાં બેસીને છાવણી તરફ ચાલી નીકળ્યો.[૧] તે વેળા, જેના રથ, ઘોડા, હાથી તથા સેનાપતિ કર્ણ સુદ્ધાંનો નાશ થઈ ગયો હતો તેવા પોતાના સૈન્યને જોઈને દુર્યોધન દીન થઈ ગયો હતો, તેનાં બન્ને નેત્રો અશ્રુઓથી ભરાઈ ગયાં હતાં, અને વારંવાર ખિન્ન થઈને તે દુઃખના નિઃશ્વાસ નાખ્યા કરતો હતો.[૨] કૌરવપક્ષના સર્વ યોદ્ધાઓ દૈવેચ્છાથી પૃથ્વી પર પડેલા સૂર્યની પેઠે રણભૂમિ પર પડેલા, બાણોથી વ્યાપ્ત શરીરવાળા તથા લોહીલુહાણ થઈ ગયેલાં ગાત્રોવાળા શૂરવીર કર્ણની આસપાસ વીંટાઈને

તેને જોતા ઊભા હતા.[3] એ વેળા કર્ણને પૃથ્વી પર પડેલો જોઈને અર્જુન વગેરે પાંડવ યોદ્ધાઓ અત્યંત હર્ષિત થયા હતા, બન્ને પક્ષના બીકણ યોદ્ધાઓ ત્રાસ પામી ગયા હતા, કૌરવપક્ષના યોદ્ધાઓ ખિન્ન થઈ ગયા હતા, કેટલાએક પ્રેક્ષક યોદ્ધાઓ વિસ્મય પામી ગયા હતા અને બીજા કેટલાએક યોદ્ધાઓ શોકગ્રસ્ત થઈ ગયા હતા. આ પ્રમાણે શત્રુપક્ષના યોદ્ધાઓ તથા તમારા પક્ષના યોદ્ધાઓ પોતપોતાની પ્રકૃતિ પ્રમાણે સુખ–દુઃખ આદિ વિકારોને પામ્યા હતા.[4] નિર્જન વનમાં પોતાના ટોળાનો મુખ્ય બળદ મરણ પામતાં જેમ બીજા સામાન્ય બળદો નાસી જાય, તેમ જેનાં કવચ, અલંકારો વસ્ત્રો તથા આયુધો વીંધાઈ ગયાં હતાં તે મહાતેજસ્વી કર્ણને અર્જુનને હાથે મરણ પામેલો સાંભળીને ઘણા કૌરવ યોદ્ધાઓ રણમાંથી નાસી ગયા હતા.[5] કર્ણ મરણ પામ્યો તે સમયે ભીમસેન ભયંકર શબ્દથી ગર્જના કરીને આકાશ તથા પૃથ્વીને કંપાવી દેવા લાગ્યો, બાહુઓ ઠોકવા લાગ્યો, કૂદવા લાગ્યો, નાચવા લાગ્યો અને સર્વ કૌરવોને ત્રાસ પમાડવા લાગ્યો. આમ હે રાજન્! જ્યારે સૂતપુત્ર મરાયો, ત્યારે સોમક અને સૃંજયવંશના સર્વ ક્ષત્રિયો હર્ષમાં આવી જઈને શંખો વગાડવા લાગ્યા અને પરસ્પર ભેટવા લાગ્યા.[6,7] આ રીતે કેસરી સિંહ જેમ હાથીને મારી નાખે, તેમ પુરુષસિંહ પૃથાનંદન અર્જુને મોટો સંહાર કરીને કર્ણને મારી નાખ્યો હતો અને પોતાની પ્રતિજ્ઞાને સંપૂર્ણ કરી વેરનો પણ અંત આણ્યો હતો.[8] પછી હે રાજન્! મદ્રરાજ શલ્ય પણ લગભગ બેભાન ચિત્તવાળો થઈને કપાઈ પડેલી ધજાવાળા રથને દોડાવતો એકદમ દુર્યોધન પાસે આવ્યો અને નેત્રોમાંથી અશ્રુધારા પાડતો મહાકષ્ટે આવું વચન બોલ્યો:[9] 'હે દુર્યોધનરાજ! તમારા સૈન્યમાં હાથીસવારો, ઘોડેસવારો, રથીઓ તથા મહાવીર પાળાઓનો સંહાર વળી ગયો છે. તમારું સૈન્ય યમરાજની રાજધાની સરખું જ થઈ ગયું છે. ત્યાં મોટા મોટા વીર પુરુષોએ, ઘોડેસવારોએ તથા પર્વતોનાં શિખરો સમાન હાથીઓ પર આરૂઢ થયેલા હાથીસવારોએ અન્યોન્ય સામે ભેટીને સૈન્યનો ઘાણ કાઢી નાખ્યો છે.[10] હે ભારત! આજે કર્ણ તથા અર્જુનનું જેવું યુદ્ધ થયું હતું તેવું યુદ્ધ આ જગતમાં કદી પણ થયું નથી. એ યુદ્ધમાં કર્ણે ધસારો કરીને શ્રીકૃષ્ણ, અર્જુન તથા તમારા બીજા સર્વ શત્રુઓને બરાબર સપડાવ્યા હતા.[11] પરંતુ દૈવ જ અર્જુનને વશ થઈ ગયેલું છે. દૈવ જ પાંડવોનું રક્ષણ કરે છે અને આપણો નાશ કરે છે; કારણ કે શત્રુઓએ તમારું કાર્ય સિદ્ધ કરવા માટે સજ્જ થયેલા સર્વ વીર પુરુષોને બળાત્કારથી યુદ્ધમાં મારી નાખ્યા છે.[12] હે રાજા! આપણા પક્ષના મહાવીરો કુબેર, યમ અને ઇંદ્ર તુલ્ય પ્રભાવશાળી હતા; વીર્ય, શૌર્ય, બળ અને તેજથી સંપન્ન હતા, તેમ જ વિવિધ જાતના ગુણસમુદાયોથી યુક્ત હતા. વળી તેઓ લગભગ માર્યા મરે નહિ તેવા સમર્થ હતા અને તમારા કાર્યને સિદ્ધ કરવાની ઇચ્છાવાળા પણ હતા. હે ભારત! આવા તે મહાન રાજાઓને પાંડવોએ યુદ્ધમાં મારી નાખ્યા છે, તેનો વિચાર કરી હવે તમે શોક કરશો નહિ; કારણ કે આ બધું દૈવે જ કર્યું છે. હવે તમે શાંત થાઓ અને માનો કે સદાકાળ સર્વને વિજય મળતો નથી.[13,14] મદ્રરાજ શલ્યનાં એ વચન સાંભળીને તથા પોતે કરેલી અનીતિનો મનમાં વિચાર કરીને દુર્યોધન ઉદાસચિત્ત અને બેભાન જેવો થઈ ગયો અને દુઃખી થઈને વારંવાર નિઃશ્વાસ નાખવા લાગ્યો.[15]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'શલ્ય પ્રત્યાગમન' નામનો અધ્યાય ૯૨મો સમાપ્ત

## अध्याय १३ मो
### કૌરવોના સૈન્યનું રણમાંથી પલાયન!

॥ धृतराष्ट्र उवाच ॥

तस्मिंस्तु कर्णार्जुनयोर्विमर्दे
दग्धस्य रौद्रेऽहनि विद्रुतस्य।
बभूव रूपं कुरुसृंजयानां
बलस्य बाणोन्मथितस्य कीदृक् ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર બોલ્યો: હે સંજય! તે મહાભયંકર દિવસે કર્ણ તથા અર્જુનની એ લડાઈમાં, બાણોના પ્રહારોથી ભસ્મીભૂત થઈ, છિન્નભિન્ન થઈ, અવશેષ રહેલું કૌરવો તથા સૃંજયોનું એ સૈન્ય રણમાંથી નાસી જતું હતું, ત્યારે તેની શી દશા હતી?[૧]

સંજય બોલ્યો: હે રાજા! એ યુદ્ધમાં હાથીઓનો, ઘોડાઓનો તથા મનુષ્યોનો જે મહાઘોર સંહાર થયો હતો, તે હું તમને કહું છું. માટે તમે સાવધાન થઈને તે સાંભળો.[૨] હે રાજન્! કર્ણ મરાયો એટલે અર્જુને એવો મોટો સિંહનાદ કર્યો કે તમારા પુત્રોના મનમાં મહાન ભય પેસી ગયો.[૩] વળી જ્યારે કર્ણ મરણ પામ્યો ત્યારે તમારા પક્ષના એક પણ યોદ્ધાને નાસી જતાં સૈન્યોને એકત્ર કરવાની બુદ્ધિ થઈ નહિ તેમ જલદી પરાક્રમ કરવાની પણ બુદ્ધિ થઈ નહિ.[૪] અર્જુને જ્યારે દ્વીપની પેઠે મહાન આધારભૂત એવા કર્ણને મારી નાખ્યો, ત્યારે અપાર મહાસાગરમાં નૌકા ભાંગી ગયા પછી વેપાર માટે જતા વાણિયાઓ જેમ મહાસાગરના પારને પામવાની ઇચ્છા કરે, તેમ કૌરવયોદ્ધાઓ પણ તે અપાર રણસમુદ્રનો પાર પામવાની ઇચ્છા કરવા લાગ્યા.[૫] હે રાજન્! સૂતપુત્ર મરણ પામ્યો તે સમયે અનાથ થઈ પડેલા, અતિશય ત્રાસ પામી ગયેલા અને શસ્ત્રોના પ્રહારોથી ઘાયલ થયેલા કૌરવસૈનિકો સિંહોથી ભયભીત થયેલા મૃગોની પેઠે પોતાના નાથની—રક્ષકની ઇચ્છા કરવા લાગ્યા.[૬] અર્જુનથી પરાજય પામેલા અમે બધા કૌરવયોદ્ધાઓ ભાંગી પડેલાં શિંગડાંવાળા બળદોની પેઠે તથા ભાંગી પડેલી દાઢોવાળા સર્પોની પેઠે સાયંકાળનો સમય થઈ જતાં રણમાંથી છાવણી તરફ પાછા ફર્યા.[૭] હે રાજન્! સૂતપુત્ર મરાયો એટલે જેમના મહાન વીર યોદ્ધાઓ માર્યા ગયા હતા તથા જેમનાં શરીરો તીક્ષ્ણ બાણોના પ્રહારોથી ઘાયલ થયાં હતાં તે તમારા પુત્રો ભયને લીધે રણમાંથી એકદમ પલાયન કરી જતા હતા. તેમનાં શસ્ત્રો તથા કવચો છિન્નભિન્ન થઈ ગયાં હતાં, ચિત્ત બેભાન જેવાં થઈ ગયાં હતાં, કઈ દિશામાં જવું તેની પણ તેમને સૂઝ પડતી ન હતી, એકબીજાને કચડી—છૂંદી નાખતા હતા, અન્યોન્ય સામે જોજો કરતા હતા અને ભયથી બાવરા બની ગયા હતા.[૮,૯] 'ખરેખર, અર્જુન મારા પર જ ધસી આવે છે, અરે! ભીમસેન મારા પર જ ચઢી આવે છે,' એવી ગભરાટભરી માન્યતાથી ઘણા કૌરવો રણભૂમિ પર પછડાઈ પડતા હતા અને બેભાન થઈ જતા હતા.[૧૦] વળી બીજા કેટલાએક મહારથીઓમાંથી કોઈ ઘોડાઓ પર સવાર થઈને, કોઈ હાથીઓ પર ચઢી બેસીને અને કોઈ રથોમાં આરૂઢ થઈને ભયને લીધે એકદમ વેગથી પલાયન કરી જતા હતા તેમ જ પાળાઓને રણમાં છોડી જતા હતા.[૧૧] વળી ભયભીત થઈને પલાયન કરી જતા હાથીઓ રથોનો ભાંગી ભુક્કો કરી નાખતા હતા, મોટા મોટા રથો ઘોડેસવારોને કચરી નાખતા હતા અને ઘોડેસવારોની ટુકડીઓ અનેક પાળાઓને છૂંદી નાખતી હતી.[૧૨] હે રાજન્! શિકારી જનવરો તથા લૂંટારાઓથી ભરેલા કોઈ વનમાં કાફલાથી છૂટા પડી ગયેલા મુસાફરોની જેવી દશા થાય, તેવી જ દશા કર્ણના મરણ પછી તમારા યોદ્ધાઓની થઈ પડી હતી. જેમના મહાવતો મરણ

પામ્યા હોય તેવા હાથીઓની પેઠે તથા જેમના હાથ કપાઈ ગયા હોય તેવા મનુષ્યોની પેઠે ભયથી વિહ્વળ થયેલા સર્વ કૌરવો જગતને અર્જુનમય જ જોઈ રહ્યા હતા.[૧૩,૧૪]

આમ પોતાના સર્વ યોદ્ધાઓને ભીમસેનના ભયથી વિહ્વળ થઈ નાસભાગ કરી રહેલા જોઈને દુર્યોધનના મુખમાંથી દુઃખને લીધે 'હાય, હાય' એવો ઉદ્ગાર નીકળી ગયો. પછી તેણે પોતાના સારથિને કહ્યું.[૧૫] 'હું સર્વ સૈન્યોના પાછળના ભાગમાં ધનુષ્ય ધારણ કરીને ઊભો રહીશ, તે વેળા અર્જુન મને કદી પણ ઉલ્લંઘી જશે નહિ. માટે હે સારથિ ! તું ઘોડાઓને ધીમેથી હંકાર.[૧૬] આજે હું મારી સામે યુદ્ધ કરનારા અર્જુનનો વધ કરીશ એમાં સંશય નથી. મહાસાગર જેમ કિનારાનું ઉલ્લંઘન કરતો નથી, તેમ અર્જુન કદી પણ મારું ઉલ્લંઘન કરી શકશે નહિ.[૧૭] આજે હું અર્જુનને, કૃષ્ણને, અભિમાની ભીમસેનને તથા બીજા મરતાં બચી ગયેલા મારા શત્રુઓને મારી નાખીશ અને કર્ણના ઋણમાંથી મુક્ત થઈશ.[૧૮] આર્ય અને વીર પુરુષને છાજતું કુરુરાજ દુર્યોધનનું તે વચન સાંભળીને તેના સારથિએ સુવર્ણના સામાનવાળા પોતાના ઘોડાઓને ધીમે ધીમે હંકારવા માંડ્યા.[૧૯] હે રાજા ! તે સમયે રથ, ઘોડા અને હાથીઓ ઉપરાંતના તમારા પચીસ હજાર પાયદળ યોદ્ધાઓ યુદ્ધ કરવા માટે સજ્જ થઈ ગયા.[૨૦] એટલે ક્રોધાયમાન થયેલા ભીમસેને તથા ધૃષ્ટદ્યુમ્ને ચતુરંગી સૈન્યથી વીંટાઈને તેમના પર બાણોનો મારો ચલાવવા માંડ્યો.[૨૧] પછી તે યુદ્ધમાં તમારા યોદ્ધાઓ પણ ભીમસેન અને ધૃષ્ટદ્યુમ્ન સામે લડવા લાગ્યા અને તેમાંથી કેટલાએક તો ભીમસેન તથા ધૃષ્ટદ્યુમ્નનું નામ લઈ લઈને યુદ્ધ કરવા લાગ્યા.[૨૨] આમ જ્યારે તેઓ યુદ્ધ કરવા ગોઠવાઈ ગયા, ત્યારે ભીમસેન કોપી ઊઠ્યો અને એકદમ પોતાના રથ પરથી ઊતરી પડી હાથમાં ગદા લઈને તેઓ સામે લડવા લાગ્યો.[૨૩] હે રાજા ! ભીમસેન તે વેળા રથ પરથી ઊતરી પડ્યો હતો, તેનું વાસ્તવિક કારણ એ જ હતું કે, ધર્મયુદ્ધની ઇચ્છા રાખનારા તે ભીમસેનને પગપાળા થઈને યુદ્ધ કરનારા શત્રુઓ સામે પોતે રથમાં બેસીને લડવું તે યોગ્ય લાગ્યું નહિ, તેથી જ તેણે પોતાના બાહુવીર્યનો આશ્રય કરીને પૃથ્વી પર ઊભા રહીને જ લડવા માંડ્યું.[૨૪] ત્યાં તેણે સુવર્ણથી મઢેલી મહાન ગદા હાથમાં લઈને દંડધારી કાળની પેઠે તમારા સર્વ યોદ્ધાઓનો સંહાર કરવા માંડ્યો.[૨૫] વળી પતંગિયાં જેમ અગ્નિ સામે ધસી જાય, તેમ તમારા પાળાઓ પણ પોતાના પ્રિય પ્રાણની દરકાર કર્યા વિના ભીમ સામે યુદ્ધ કરવા ધસી ગયા.[૨૬] પ્રાણીઓ જેમ કાળને જોઈને નાશ પામે, તેમ તે યુદ્ધદુર્મદ યોદ્ધાઓ પણ અતિ આવેશપૂર્વક ભીમસેનને ભેટીને જોતવિંત જ નાશ પામવા લાગ્યા. ત્યારે મહાબળવાન ભીમસેન પણ હાથમાં ગદા લઈને બાજપક્ષીની પેઠે રણમાં ઘૂમવા લાગ્યો અને જોતજોતામાં તેણે તમારા પચીસ હજાર પાળાઓનો ઘાણ કાઢી નાખ્યો.[૨૭,૨૮] આ રીતે સત્ય પરાક્રમી મહાબળવાન ભીમસેને તે પાયદળ સૈન્યને સંહારી નાખ્યું અને પોતે ધૃષ્ટદ્યુમ્નને આગળ કરી રણમાં ઊભો રહ્યો.[૨૯]

બીજી તરફ વીર્યવાન અર્જુને રથસૈન્ય સામે ચઢાઈ કરી અને નકુળ, સહદેવ તથા મહારથી સાત્યકિ હર્ષપૂર્વક દુર્યોધનના સૈન્યનો સંહાર કરતા કરતા શકુનિ સામે ધસી ગયા. તેઓ શકુનિના અનેક ઘોડસવારોને તીક્ષ્ણ બાણોથી મારી નાખી ઉતાવળા ઉતાવળા આગળ દોડી જવા લાગ્યા, એટલે તે સ્થળે મહાન યુદ્ધ ચાલુ થયું. હે રાજા ! અર્જુન પણ રથસૈન્ય સામે ચઢી જઈ ત્રણે લોકમાં પ્રસિદ્ધ એવા ગાંડીવધનુષ્યનો ટંકાર

કરવા લાગ્યો. તે સમયે જેના શ્રીકૃષ્ણ સારથિ છે એવા શ્વેત ઘોડાઓવાળા અર્જુનને યુદ્ધ કરવા ચઢી આવતો જોઈને તમારા યોદ્ધાઓ ભયના માર્યા નાસી ગયા. ત્યાં રથ વિનાના થઈ પડેલા તથા બાણોથી ઘાયલ થયેલા બીજા પચીસ હજાર પગપાળા યોદ્ધાઓને પાંચાલોના મહારથી પુરુષ-વ્યાઘ્ર ધૃષ્ટદ્યુમ્ને હણી નાખ્યા. આ પ્રમાણે મહા-મનસ્વી પાંચાલ રાજકુમાર ધૃષ્ટદ્યુમ્ને તે યોદ્ધાઓનો ઘાણ કાઢી નાખ્યો. પછી ભીમસેનને આગળ કરી તે તુરત જ રણાંગણમાં ફરી દેખાયો.[૩૦–૩૬] એ વેળા મહાન ધનુષ્યને ધારણ કરનારા, શત્રુઓની ટુકડીઓને તપાવી નાખનારા, કબૂતરી રંગના ઘોડાઓવાળા તથા કોવિદાર વૃક્ષનાં કાષ્ઠના ધ્વજ-દંડવાળા શ્રીમાન ધૃષ્ટદ્યુમ્નને રણમાં ઊભેલો જોઈને તમારા યોદ્ધાઓ ભયથી નાસી ગયા હતા. બીજી તરફ સાત્યકિની સાથે રહેલા માદ્રીના યશસ્વી પુત્ર નકુલ–સહદેવે પણ ઝડપથી અસ્ત્રો મૂકનારા શકુનિની પાછળ પડીને તુરત જ રણમાં દેખાવ દીધો હતો. વળી ચેકિતાન, શિખંડી અને દ્રૌપદી-ના પુત્રો તમારા અતિમહાન સૈન્યનો સંહાર કરી શંખો વગાડતા હતા. હે રાજા! બળદો જેમ અતિ આવેશપૂર્વક ચઢી આવેલા બળદોને જીતીને તેમની પાછળ ધસી જાય, તેમ આ બધા પાંડવયોદ્ધાઓ રણમાંથી પરાઙ્મુખ થઈ સી જતા તમારા યોદ્ધાઓને જોઈને તેમની પાછળ ધસી જતા હતા. છતાં હે રાજા! તમારું કેટલુંક સૈન્ય બાકી રહ્યું હતું તે જોઈને સામે ઊભેલો બળવાન અર્જુન ક્રોધાયમાન થઈ ગયો. તુરત જ વીર્યવાન અર્જુને ત્રણે લોકમાં વિખ્યાત એવા પોતાના ગાંડીવધનુષ્યનો ટંકાર કર્યો, ને રથસૈન્ય સામે ચઢાઈ કરી અને તેમના પર એકાએક અસંખ્ય બાણોની વૃષ્ટિ કરી મૂકી.[૩૭–૪૩] તે વખતે રણભૂમિ પર ધૂળના ગોટેગોટા ઊડી રહ્યા હતા અને સર્વ લોક અંધકારથી ઢંકાઈ ગયો હતો તેથી કંઈ પણ દેખાતું ન હતું.[૪૪] ત્યારે હે મહારાજ! તમારા સર્વ યોદ્ધાઓ ભયથી નાસ-ભાગ કરતા હતા અને સર્વ સૈન્યમાં ભંગાણ પડ્યું હતું. હે પૃથ્વીપતિ! તે જોઈને તમારો પુત્ર કુરુરાજ દુર્યોધન સન્મુખ ઉભેલા શત્રુઓ સામે ધસ્યો. હે ભરતશ્રેષ્ઠ! પૂર્વે જેમાં બળિરાજાએ દેવોને યુદ્ધ માટે બોલાવ્યા હતા, તેમ દુર્યોધને પણ સર્વ પાંડવ યોદ્ધાઓને યુદ્ધ કરવા માટે બોલાવ્યા. એટલે ક્રોધે ભરાયેલા તે બધા પાંડવો જાતજાતનાં શસ્ત્રો લઈ લઈને દુર્યોધન સામે ગર્જના કરતા ધસી ગયા અને વારંવાર તેનો તિરસ્કાર કરવા લાગ્યા, છતાં પણ દુર્યોધન બિલકુલ ગભરાયો નહિ. તેણે ક્રોધપૂર્વક તીક્ષ્ણ બાણોનો મારો ચલાવી સેંકડો અને હજારો યોદ્ધાઓનો રણમાં સંહાર કરવા માંડ્યો, તેમ જ પાંડવોના સૈન્ય સામે સર્વ તરફ-થી લડવા માંડ્યું. હે રાજા! એ સમયે અમે તમારા પુત્રનું અદ્ભુત પરાક્રમ જોયું હતું; કારણ કે પોતે એકલો હતો છતાં તે એકઠા મળેલા સર્વ પાંડવો સામે લડી રહ્યો હતો.[૪૫–૫૦] તોપણ આખરે મહાત્મા દુર્યોધને પોતાના સૈન્યને અત્યંત દુઃખી થયેલું જોયું. તેથી હે રાજેંદ્ર! કુશળ બુદ્ધિના તમારા પુત્રે તે સૈન્યને ઊભું રાખ્યું અને સર્વ યોદ્ધાઓને હર્ષમાં લાવવા માટે આ પ્રમાણે કહ્યું: 'હે વીર ક્ષત્રિયો! મને તેવો એક પણ પ્રદેશ જોવામાં આવતો નથી, જ્યાં ભયથી નાસી ગયેલા તમે પાંડવોથી છુટકારો મેળવી શકો; માટે નાસી જવાથી તમારું શું વળવાનું છે? જુઓ, હવે પાંડવોનું સૈન્ય તદ્દન અલ્પ રહ્યું છે, તેમ જ કૃષ્ણ તથા અર્જુન અત્યંત ઘાયલ થઈ ગયા છે, તેથી આજે હું સર્વ શત્રુઓનો નાશ કરીશ અને મારો અવશ્ય વિજય થશે. વળી જો તમે બધા જુદા પડી જઈને રણમાંથી નાસી જશો, તોપણ તમે

બધાએ પાંડવોનો અપરાધ કરેલો હોવાથી તેઓ તમારી પાછળ પડીને તમને મારી નાખશે. એવું અધર્મભરેલું મૃત્યુ પામવા કરતાં આપણે યુદ્ધમાં ધર્મયુક્ત મૃત્યુ પામીએ તે જ સર્વશ્રેષ્ઠ છે; કારણ કે ક્ષાત્રધર્મનો આશ્રય કરી લડનારા વીર પુરુષોનું યુદ્ધમાં થયેલું મૃત્યુ સુખદાયક થાય છે. વળી યુદ્ધમાં મરણ પામેલા યોદ્ધાને દુઃખ જણાતું નથી અને તેને પરલોકમાં અનંત સુખ પ્રાપ્ત થાય છે. હે ક્ષત્રિયો! તમે બધા અહીં યુદ્ધ કરવા માટે જ એકઠા મળેલા છો, માટે તમે હું કહું છું તે સાંભળો. સર્વનો સંહાર કરનારા યમદેવ જ્યારે સર્વ કોઈને મારી નાખે છે, ત્યારે તે શૂરવીર કે બીકણની ગણતરી કરતો નથી, તો પછી મારા સરખો ક્ષાત્રધર્માવલંબી કયો પ્રાજ્ઞ પુરુષ યુદ્ધ ન કરે?[૫૧-૫૭] યાદ રાખજો કે, તમે બધા નાસી જશો તોપણ તમે ક્રોધાયમાન થયેલા તમારા શત્રુ ભીમસેનના સપાટામાં સપડાશો. માટે તમારે તમારા પૂર્વજોએ આચરેલા ક્ષાત્રધર્મનો ત્યાગ કરવો ઘટતો નથી. હે કૌરવ યોદ્ધાઓ! ક્ષત્રિયને યુદ્ધમાં પલાયન કરી જવા જેવો બીજો એક પણ અતિશય પાપકારક અધર્મ નથી અને યુદ્ધધર્મના જેવો અતિ શ્રેયસ્કર બીજો એક પણ સ્વર્ગીય માર્ગ નથી: માટે તમે બરાબર સાવધાન થઈ યુદ્ધ કરો. યુદ્ધ કરતાં કદાચ તમારું મરણ થશે તો તમે તત્કાળ દિવ્ય લોકોને પામશો.

સંજય બોલ્યો : હે રાજા! તમારા પુત્રે આમ ઘણું ઘણું કહ્યું, તોપણ અતિશય ઘાયલ થયેલા તે સૈનિકો તેના વાક્ય તરફ લક્ષ નહિ આપતાં સર્વ દિશાઓમાં નાસી ગયા.[૫૮-૬૦]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'કૌરવસૈન્યનું પલાયન' નામનો અધ્યાય ૯૩મો સમાપ્ત

# અધ્યાય ૯૪મો

## રણભૂમિનું વર્ણન

॥ सजय उवाच ॥

दृष्ट्वा तु सैन्यं परिवृत्यमानं
पुत्रेण ते मद्रपतिस्तदानीम् ।
संत्रस्तरूपः परिमूढचेता
दुर्योधनं वाक्यमिदं बभाषे ॥ १ ॥

સંજય બોલ્યો : હે ધૃતરાષ્ટ્રરાજા! તમારો પુત્ર દુર્યોધન એ રીતે સૈન્યને પાછું વાળી રહ્યો હતો તે જોઈને ભયભીત રૂપવાળો તથા અત્યંત મૂઢ થઈ ગયલા ચિત્તવાળો મદ્રરાજ શલ્ય દુર્યોધનને આ પ્રમાણે કહેવા લાગ્યો.[૧]

શલ્ય બોલ્યો : હે વીર દુર્યોધનરાજ! આ રણભૂમિ કેવી મહાભયંકર દેખાય છે તે તમે જુઓ. સેંકડો મનુષ્યો, ઘોડાઓ તથા હાથીઓ મરણ પામીને ઠેકઠેકાણે પડ્યા છે અને તેમનાં મૃત શરીરોથી આખી રણભૂમિ ભરાઈ ગઈ છે. જુઓ, મોટા મોટા પર્વતો સરખા તથા હજી પ્રથમ જ મદધારા વહેતા અનેક હાથીઓ બાણોથી છિન્નભિન્ન શરીરવાળા થઈને રણક્ષેત્રમાં પડ્યા છે. તેમાંથી કેટલાએક વેદનાથી વિહ્વળ થઈને તરફડ્યા કરે છે અને કેટલાકના પ્રાણો ચાલ્યા ગયા છે. વળી કેટલાક હાથીઓ એકદમ જોસથી પૃથ્વી પર પછડાઈ પડ્યા છે, તેથી તેમણે આ કવચો, આયુધો, ઢાલો તથા તલવારોના ચૂરેચૂરા કરી નાખ્યા છે. જુઓ, એ હાથીઓ વજ્રોના પ્રહારોથી છિન્નભિન્ન થયેલા મોટા પથ્થરો, મોટાં વૃક્ષો તથા ઔષધિઓવાળા મહાન પર્વતોની પેઠે આડાઅવળા પડેલા છે. વળી જુઓ, તેમની ઘંટાઓ, અંકુશો, તોમરો, ધજાઓ તથા સુવર્ણભરેલી ઝૂલો કેવી વેરણછેરણ થઈ ગઈ છે! જુઓ, આ હાથીઓ શરીરમાંથી નીકળતા લોહીના ધોધોથી કેવા નીતરી રહ્યા છે! આ ઘોડાઓ બાણોના

પ્રહારોથી કપાઈ જઈને પૃથ્વી પર પડયા છે, અતિશય દુઃખને લીધે ફૂંફાડા માર્યા કરે છે અને મુખમાંથી લોહીની ધારાઓ ઓકી રહ્યા છે. વળી મહાબળવાન શત્રુઓને હાથે કપાઈ પડેલા આ હાથીઓ, ઘોડાઓ, પાળાઓ તથા સંખ્યાબંધ વીર રથી યોદ્ધાઓ દીનતાભરેલી ચીસો પાડી રહ્યા છે. તેમનાં નેત્રો ફાટી ગયાં છે, વેદનાને લીધે તેઓ પૃથ્વીને ડસે છે અને તેઓ દયા ઊપજે તેવી કિકિયારીઓ પાડે છે.[૨-૫] આ મહાન યુદ્ધમાં શત્રુઓએ કાપી નાખેલા મનુષ્યો, ઘોડાઓ તથા હાથીઓમાં કેટલાએકના પ્રાણો કંઠે આવી રહ્યા છે અને કેટલાએકના પ્રાણો તો તદ્દન નીકળી જ ગયા છે. વળી તદ્દન ભાંગીને ભુક્કો થઈ ગયેલા આ રથો તેમના આકારનો ઝાંખો ઝાંખો ખ્યાલ આપે છે. ખરેખર, આ દેખાવ નજરે જોતાં રણભૂમિ વૈતરણી નદીના જેવી ભયંકર દેખાય છે.[૬] જ્યાં જોઈએ ત્યાં કપાઈ ગયેલા હાથીઓ પૃથ્વી પર તરફડિયાં માર્યા કરે છે. તેમાંથી કેટલાએક હાથીઓની મોટી મોટી સૂંઢો કપાઈ ગઈ છે, કેટલાએકના દંતૂશળો કપાઈ પડ્યા છે, કેટલાએક લોહી ઓકી રહ્યા છે અને કેટલાએક પીડાને લીધે ઊછળી ઊછળીને કરુણાજનક ચીસો પાડી રહ્યા છે.[૭] વળી જુઓ, લટકતી સોનાની સેરવાળા આ અનેક મોટા મોટા રથો અતિશય છિન્નભિન્ન અને વેરણછેરણ થઈ ચોબાજુ પડ્યા છે. તેમનાં પૈડાં, ઈસો, ઝૂંસરાં તથા જોતરાં કપાઈ પડ્યાં છે અને તેઓમાંથી ભાથા, પતાકાઓ તથા ધજાઓ આડીઅવળી વેરાઈ પડી છે. આથી રણભૂમિ જાણે મેઘમંડળોથી આચ્છાદિત થઈ ગઈ હોય તેવી દેખાય છે.[૮] અહીં સન્મુખ ધસી આવેલા, શત્રુઓએ મારી નાખેલા તથા ભાંગીતૂટી વીખરાઈ ગયેલાં કવચો, આભરણો, વસ્ત્રો તથા આયુધોવાળા આ યશસ્વી હાથીસવારો રથીઓ, ઘોડેસવારો તથા પાળાઓ સમરાંગણના અગ્રભાગમાં પડ્યા છે અને તેથી રણભૂમિ શાંત થઈ ગયેલા અગ્નિઓથી જાણે વ્યાપ્ત થઈ ગઈ હોય તેવી લાગે છે.[૯] જુઓ, અન્યોન્યના બાણપ્રહારોથી ઘાયલ થઈને પડેલા આ હજારો મહાબળવાન યોદ્ધાઓ એકબીજાની સામે જોતા રણભૂમિ પર પડ્યા છે. રાત્રે ઉદય પામેલા પ્રદીપ્ત પ્રભામંડળવાળા ગ્રહગણોથી જેમ આકાશ શોભે તેમ આકાશમાંથી પડેલા જ્યોતિર્ગણોની પેઠે અતિશય તેજસ્વી એવા તે યોદ્ધાઓથી આ રણભૂમિ શોભી રહી છે. વળી આ તરફ કૌરવોના તથા સૃંજયોના મહાન વીરનરોનાં ગાત્રો અર્જુન તથા કર્ણનાં બાણો વાગવાથી કપાઈ ગયાં છે અને તેઓ મૂર્છિત અવસ્થામાં શ્વાસોચ્છ્વાસ લેતા પડ્યા છે. તેથી રણભૂમિ ધગધગતા અંગારાઓવાળી હોય તેવી ભાસે છે.[૧૦,૧૧] વળી સર્પો જેમ પોતાના દરમાં પેસી જાય તેમ કર્ણ તથા અર્જુનના બાહુઓમાંથી છૂટેલાં આ બાણો હાથી, ઘોડા તથા મનુષ્યોનાં શરીરોને ચીરી નાખી, તેમના પ્રાણોને હરી લઈ નીચાં મુખે પૃથ્વીમાં પેસી ગયાં છે.[૧૨] હે નરેંદ્ર! અર્જુન અને કર્ણનાં બાણોથી યુદ્ધમાં માર્યા ગયેલા આ મનુષ્યોથી, હાથીઓથી, ઘોડાઓથી અને વીંધાઈ ગયેલા આ રથોથી રણભૂમિનું સ્વરૂપ અગમ્ય થઈ પડ્યું છે.[૧૩] આ તરફ જુઓ, આ અનેક રથો શાસ્ત્રવિધિથી સજ્જ કર્યા હતા અને તેઓ ઉત્તમ જાતિનાં બાણોથી ભાંગીને ભૂકો થઈ ગયા છે. તેમના યોદ્ધાઓ, શસ્ત્રો, ઉત્તમ જાતિનાં આયુધો તથા ધજાઓ નાશ પામ્યાં છે, તેમનાં જોતરો છૂટાં પડી ગયાં છે, તેમનાં બંધનો વેરાઈ ગયાં છે, તેમનાં પૈડાં, ધૂંસરાં, ધરીઓ તથા ત્રિવેણુઓ કપાઈ ગયાં છે; તેમનાં શસ્ત્રો વેરણછેરણ થઈ ગયાં છે અને તેમનાં ઉપસ્કરો, અનુકર્ષો તથા બંધનો કપાઈ ગયાં છે. વળી

તેમના મણિ તથા સુવર્ણથી જડેલા ઊંટડાઓ ભાંગી પડ્યા છે. આ અનેક રથોથી રણભૂમિ છવાઈ ગઈ છે, તેથી શરદઋતુના મેઘમંડળોથી છવાયેલું આકાશ જેમ શોભે, તેમ તે રણભૂમિ શોભે છે.[૧૪,૧૫] જુઓ, પેલા એકદમ નાસી જતા યોદ્ધાઓ, સુવ્યવસ્થિત રાજરથોના તેમ જ મનુષ્યો, હાથી અને ઘોડાઓના ઝપાટામાં આવી જઈને બહુધા ચુરાઈ જાય છે. એ રાજરથોને વેગવાન ઘોડાઓ ખેંચી રહ્યા છે અને તેમના સ્વામીઓ માર્યા ગયા છે.[૧૬] એ રણભૂમિ પર સ્થળે સ્થળે સુવર્ણના પાટાવાળી લોખંડી લાકડીઓ, ફરસીઓ, તીક્ષ્ણ ત્રિશૂળો, મુસલો, મુદ્‌ગરો, ચળકતી ખુલ્લી તલવારો અને સુવર્ણના પટ્ટાઓથી બાંધેલી ગદાઓ પડી છે.[૧૭] વળી એ રણભૂમિ ઉપર સુવર્ણનાં કંકણોથી સુશોભિત ધનુષ્યો, સુવર્ણનાં અદ્દભુત પૂંખવાળાં બાણો, પાણીદાર ચળકતી તથા ખુલ્લી બેધારી તલવારો, સુવર્ણથી ઝળકતા દાંડાવાળા ભાલાઓ, છત્રો, ચામરો, ભાંગ્યાતૂટ્યા શંખો, વિચિત્ર માળાઓ, ઝૂલો, પતાકાઓ, વસ્ત્રો, અલંકારો, કિરીટો, ઉજ્જવળ મુકુટો, પરવાળાં, મોતીઓ, ચકચકિત હારો, કેયૂરો, બાજુબંધો, ડોકમાં પહેરવાની કંઠીઓ અને સુવર્ણના કંદોરાઓ આડાઅવળા પડ્યા છે.[૧૮–૨૦] આ યુદ્ધમાં અનેક વીર પુરુષો મણિઓનો, ઉત્તમ હીરાઓનો, સુવર્ણનો, મોતીઓનો, ઊંચનીચ જાતનાં માંગલિક રત્નોનો, અતિશય સુખનો, ઉપભોગ કરવાને યોગ્ય એવાં ગાત્રોનો, ચંદ્ર સમાન મુખવાળાં મસ્તકોનો, શરીરોનો, ભોગોનો, પરિવારોનો તથા અનેક જાતના મનોહર સુખવૈભવોનો ત્યાગ કરીને, પોતાની મહાન સ્વધર્મનિષ્ઠાને ગજવીને અને યશ વડે સર્વ જગતને વ્યાપ્ત કરીને સ્વર્ગલોકમાં સિધાવી ગયા છે.[૨૧,૨૨] માટે હે માનદાતા દુર્યોધનરાજ! સૈનિકોને જવા દો અને તમે પોતે પણ છાવણી તરફ ચાલો. હે પ્રભુ! જુઓ, આ સૂર્ય પણ અસ્ત પામવાની તૈયારી પર છે. માટે હે નરેંદ્ર! હવે શોક ન કરો; કારણ કે ખરું જોતાં આ અનર્થનું કારણ તમે પોતે જ છો.'[૨૩] શોકથી ઘેરાઈ ગયેલા ચિત્તવાળો શલ્ય દુર્યોધનને આ પ્રમાણે કહીને બોલતો બંધ પડ્યો. ત્યારે દુર્યોધન તો 'ઓ કર્ણ! ઓ કર્ણ!' એમ પોક મૂકી વિલાપ કરી રહ્યો. તેનાં નેત્રો અશ્રુઓથી ઊભરાઈ જવા લાગ્યાં અને દુઃખને લીધે તે બેભાન જેવો થઈ ગયો.[૨૪] તે સમયે દ્રોણપુત્ર અશ્વત્થામા અને બીજા સર્વ રાજાઓ તેને વારંવાર શાંત પાડવા લાગ્યા. પછી યશથી પ્રકાશી રહેલા અર્જુનના મહાન ધ્વજને જોતા જોતા તેઓ છાવણી તરફ જવા લાગ્યા. વળી ત્યારે તેઓ મનુષ્યો, હાથીઓ અને ઘોડાઓનાં શરીરમાંથી વહી રહેલા રુધિરથી છંટાયેલી હોવાને લીધે લાલ વસ્ત્ર, લાલ રંગનાં પુષ્પોની માળા તથા સુવર્ણના અલંકારોને ધારણ કરીને પ્રકાશી રહેલી વેશ્યા સરખી દેખાતી રણભૂમિને વારંવાર જોતા જતા હતા. હે રાજા! જેના પર મહાભયંકર મુહૂર્તમાં અનેક યોદ્ધાઓ સ્વર્ગલોકમાં સિધાવી ગયા હતા, તે રુધિરથી ઢંકાઈ ગયેલી પૃથ્વીને જોઈને કૌરવો ત્યાં ઊભા જ ન રહ્યા.[૨૫–૨૭] હે રાજન્! તેઓ તો કર્ણના વધથી દુઃખી થઈને 'ઓ કર્ણ! ઓ કર્ણ!' એમ વિલાપ કરતા કરતા અને રક્તવર્ણા સૂર્ય સામે જોતા જોતા પોતપોતાની છાવણી ભણી જવા લાગ્યા.[૨૮] એ વેળા અર્જુનના ગાંડીવ ધનુષ્યમાંથી છૂટેલાં, સુવર્ણની પૂંખવાળાં, સરાણ પર ઘસી તીક્ષ્ણ કરેલાં અને લોહીથી ખરડાયેલ પીંછાંવાળાં બાણોથી જેનાં અંગો વ્યાપ્ત ગયાં હતાં એવો કર્ણ રણભૂમિ પર મરણ પડ્યો હતો, તોપણ તે કિરણમાળી [illegible] દીપી રહ્યો હતો.[૨૯] ત્યાં પોતાનાં [illegible]

દ્વારા કર્ણના લોહીલુહાણ શરીરનો સ્પર્શ કરીને ભક્તાનુકંપી ભગવાન સૂર્યદેવ જાણે લાલ સ્વરૂપ-વાળા થઈ ગયા હોય તેવા દેખાતા હતા અને જાણે પોતાના પુત્રના શબનો સ્પર્શ થવાને લીધે તે શુદ્ધિ માટે સ્નાન કરવાની ઇચ્છાથી પશ્ચિમ-સમુદ્ર તરફ જતા હતા.[૩૦] આવો મનમાં વિચાર કરી દેવો તથા ઋષિઓ પણ પોતપોતાને સ્થાને જવા લાગ્યા અને બીજો પ્રેક્ષક જનસમુદાય પણ તેવો જ વિચાર કરીને ઇચ્છાનુસાર આકાશ અથવા પૃથ્વી પર રહેલાં પોતપોતાનાં નિવાસસ્થાનો તરફ જવા લાગ્યો.[૩૧] તે બધા લોકો કુરુવંશીઓમાં મુખ્ય એવા વીર અર્જુનનું તથા કર્ણનું પ્રાણી-ઓને ભય ઉપજાવનારું અદ્ભુત યુદ્ધ જોઈને પરમ વિસ્મય પામ્યા હતા અને તે યુદ્ધની પ્રશંસા કરતા કરતા પોતપોતાને સ્થાને ગયા હતા.[૩૨] બીજી તરફ રણક્ષેત્રમાં જેનું કવચ બાણોના પ્રહારોથી તૂટી ગયું હતું તથા જેનાં વસ્ત્રો લોહીથી નીતરી રહ્યાં હતાં એવો રાધાપુત્ર કર્ણ મરણ પામીને પડ્યો હતો, તોપણ તેના શરીરની મૂળ શોભા તેને છોડતી ન હતી.[૩૩] તપાવેલા સુવર્ણની પેઠે પ્રકાશી રહેલા અને અગ્નિ તથા સૂર્યની પેઠે દેદીપ્યમાન એવા તે શૂરવીર કર્ણને સર્વ પ્રાણી-ઓ જાણે જીવતો હોય તેવો જ માનતાં હતાં.[૩૪] હે મહારાજ! સૂતપુત્ર કર્ણ મરણ પામીને જ રણ ક્ષેત્રમાં પડ્યો હતો, તોપણ સિંહને જોઈને મૃગો જેમ ત્રાસ પામે, તેમ સર્વ યોદ્ધાઓ તેને જોઈને ત્રાસ પામી જતા હતા. હે પુરુષવ્યાઘ્ર! મહાત્મા કર્ણ મરી ગયો હતો, છતાં તે જાણે જીવવાળો હોય તેવો જ દેખાતો હતો; કારણ કે તેના શરીર-માં કોઈ જાતનો મૃત્યુસૂચક વિકાર થયો ન હતો. સુંદર વેષને ધારણ કરનારું, વીરતાના પ્રતાપથી ઝળકી રહેલું અને સુંદર મુકુટને મસ્તકે ધારણ કરી રહેલું સૂતપુત્ર કર્ણનું એ મુખ પૂર્ણચંદ્રસમાન કાંતિવાળું જણાતું હતું.[૩૫-૩૭] હે રાજન્! મરણ પામેલા સૂતપુત્ર કર્ણે અનેક જાતના અલંકારો ધારણ કર્યા હતા તથા તપાવેલા સુવર્ણની પેઠે ચળકતા રત્નજડિત બાજુબંધો પહેર્યા હતા. અંકુરોવાળું વૃક્ષ જેમ ભગ્ન થઈને પૃથ્વી પર લાંબું પડી રહ્યું હોય છે, તેમ તે રણભૂમિ પર શયન કરી રહ્યો હતો.[૩૮] હે નરસિંહ! ઉત્તમ સુવર્ણની પેઠે ઝળકી રહેલો તે કર્ણ યુદ્ધમાં પ્રથમ અગ્નિની પેઠે બળી રહ્યો હતો, પણ પાછળથી અર્જુન-ની બાણવૃષ્ટિરૂપ જળધારાએ તેને શાંત પાડી દીધો હતો.[૩૯] જેમ પ્રદીપ્ત અગ્નિ જળના સંબંધ-માં આવી શાંત પડી જાય છે, તેમ કર્ણરૂપ અગ્નિ પણ અર્જુનરૂપ મેઘથી રણમાં શાંત પડી ગયો હતો.[૪૦] જેણે અતિ મહાન યુદ્ધ કરીને પૃથ્વી પર પ્રદીપ્ત યશ ફેલાવી દીધો હતો, જેણે બાણો-ની વૃષ્ટિઓ છોડી મૂકી દશે દિશાઓને તપાવી દીધી હતી અને જેણે પોતાનાં અસ્ત્રોના તેજથી સર્વ પાંચાલો તથા પાંડવોને અત્યંત સંતાપ્યા હતા, તે કર્ણ આખરે અર્જુનના તેજથી પોતાના પુત્રની સાથે રણમાં શાંત પડી ગયો હતો.[૪૧,૪૨] સૂર્યપુત્ર કર્ણ શ્રીમાન સહસ્રકિરણ સૂર્યની પેઠે સર્વ જગતને સારી પેઠે તપાવ્યા પછી અને બાણોની વૃષ્ટિઓ વરસાવી શત્રુઓની સેનાને ખૂબ સંતપ્ત કર્યા પછી પોતાના પુત્ર તથા વાહન સહિત રણમાં મરણ પામ્યો હતો. ખરેખર, અર્જુને કર્ણ-ને મારી નાખી યાચકોરૂપ પક્ષીમંડળના આશ્રય-ભૂત કલ્પવૃક્ષને જ મૂળમાંથી ઉખેડી નાખ્યું છે. જે કર્ણ પોતાની પાસે યાચના કરતા ઉત્તમ યાચકોને 'આપું છું' એમ જ કહેતો, પણ 'તે વસ્તુ નથી' એમ કદી કહેતો નહોતો, તે વૃષનામધારી સત્પુરુષ કર્ણ દ્વંદ્વયુદ્ધમાં મરાયો છે.[૪૩-૪૫] જે મહાત્મા પોતાનું સર્વ ધન બ્રાહ્મણોને અર્પણ કરી દેતો હતો, જે પોતાનું અત્યંત પ્રિય

જીવિત પણ બ્રાહ્મણોને આપી દેવા તત્પર રહેતો હતો, જે સ્ત્રીઓને સદા પ્રિય હતો, જે નિત્યનો દાતા હતો અને જે મહારથી હતો, તે કર્ણ અર્જુનના અસ્ત્રાગ્નિથી ભસ્મીભૂત થઈ પરમ ગતિને પામ્યો છે.[૪૬,૪૭] જેના આશ્રયથી તમારા પુત્રે પાંડવોની સાથે વેર કર્યું હતું, તે કર્ણ તમારા પુત્રોની વિજયાશાને, સુખને તથા રક્ષણને સાથે લઈને સ્વર્ગે સિધાવી ગયો છે.[૪૮] જે સમયે કર્ણ મરણ પામ્યો હતો, તે સમયે નદીઓ સ્તબ્ધ થઈને વહેતી બંધ પડી ગઈ હતી, દિનકર–સૂર્ય અસ્ત પામ્યો હતો અને સૂર્ય તથા અગ્નિની પેઠે પ્રદીપ્ત થયેલો સોમપુત્ર બુધ ગ્રહ વક્ર ગતિનો થઈને ઉદય પામ્યો હતો.[૪૯] ત્યારે આકાશ અને પૃથ્વી જાણે ફાટી જતાં હોય તેમ ગાજી ઊઠયાં હતાં, અતિ ભયંકર તીક્ષ્ણ સુસવાટ કરતો પ્રચંડ વાયુ વાતો હતો, સર્વ પ્રદેશમાં ધુમાડાથી વ્યાપ્ત થયેલી દિશાઓ પ્રજ્વળી ઊઠી હતી અને મહાસાગરો ખળભળી ઊઠીને ગર્જનાઓ કરી રહ્યા હતા.[૫૦] વળી હે પૃથ્વીનાથ! ત્યારે અરણ્યો સહિત સર્વ પર્વતો કંપી ગયા હતા, સર્વ પ્રાણીસમુદાય અત્યંત ગભરાઈ ગયો હતો અને બૃહસ્પતિ રોહિણીને ઘેરી લઈને ચંદ્ર તથા સૂર્ય સમાન તેજસ્વી થઈ ગયો હતો.[૫૧] કર્ણના મરણસમયે સર્વ વિદિશાઓ પણ સળગી ઊઠી હતી, આકાશ અંધકારથી છવાઈ ગયું હતું, પૃથ્વી ધણધણી ઊઠી હતી, બળતા અગ્નિ સરખી ઉલ્કાઓ આકાશમાંથી ખરતી હતી અને રાક્ષસો તથા બીજાં નિશાચર પ્રાણીઓ અત્યંત હર્ષમાં આવી ગયાં હતાં.[૫૨] જે સમયે અર્જુને ક્ષુર જાતિનું બાણ મારીને ચંદ્ર સમાન ઉજ્જ્વળ મુખવાળા કર્ણના મસ્તકને પૃથ્વી પર કાપી પાડ્યું હતું, તે સમયે અંતરિક્ષમાં ઊભેલા દેવગણોએ એકદમ હાહાકારનો શબ્દ કરી મૂક્યો હતો.[૫૩] હે રાજન્! પૂર્વે વૃત્રાસુરનો વધ કરી ઇંદ્ર જેમ શોભી રહ્યો હતો, તેમ દેવો, ગંધર્વો તથા મનુષ્યોમાં પૂજાયેલા પોતાના શત્રુ કર્ણનો યુદ્ધમાં વધ કરીને અર્જુન પણ પરમ તેજ વડે ઘણો જ શોભી રહ્યો હતો.[૫૪] તે વેળા દિવ્ય રથમાં નિર્ભય થઈને બેઠેલા, મહેંદ્ર સમાન પરાક્રમી, સુવર્ણ, મોતી, મણિ, હીરા અને પરવાળાંજડિત અલંકારોથી શોભતા, પુરુષોમાં ઉત્તમ અને અગ્નિ તથા સૂર્ય સમાન પ્રતાપી એવા શ્રીકૃષ્ણ તથા અર્જુન એક જ રથમાં બેઠેલા વિષ્ણુ તથા ઇંદ્રની પેઠે અત્યંત શોભતા હતા. તેમનો તે રથ રણાંગણમાં મેઘમંડળના જેવી ગર્જનાવાળો હતો. શરદઋતુના આકાશમાં મધ્યભાગે ચડેલા સૂર્યના જેવી કાંતિવાળો હતો, ફરકતી પતાકાવાળો હતો, ભયંકર ગર્જનાઓ કરતા ધ્વજવાળો હતો અને હિમ, ચંદ્ર, શંખ તથા સ્ફટિકના જેવી પ્રભાવાળો હતો. તે રથ મહેંદ્રના રથની તુલના કરનારો હતો અને અનુપમ હતો.[૫૫–૫૭] પછી કપિધ્વજ અર્જુને તથા ગરુડધ્વજ શ્રીકૃષ્ણે ધનુષ્યના ટંકારથી, હસ્તતલમાં થનારા પ્રત્યંચાના આઘાતથી તથા બાણોના સણસણાટથી શત્રુઓને બળાત્કારે નિસ્તેજ કરી નાખ્યા ને ઉત્તમ જાતિનાં બાણોનો મારો ચલાવી તેઓ કૌરવયોદ્ધાઓને ઢાંકી દઈને પ્રસન્ન થયા. પછી તે બન્ને મહાપુરુષોએ અતુલ પ્રભાવવાળા, શત્રુઓનાં હૃદયોને ચીરી નાખનારા, લટકી રહેલી સુવર્ણની સેરોવાળા, મહાગંભીર શબ્દ કરનારા અને હિમ સમાન શુભ્ર વર્ણના પોતાના ઉત્તમ શંખોને હાથમાં લીધા તથા સુંદર મુખથી તેમને ચુંબન કરીને એકીસાથે વગાડવા માંડ્યા. એ પાંચજન્ય અને દેવદત્ત શંખોના ઘોષે પૃથ્વી, આકાશ તથા દિશાઓને ગજાવી મૂકી હતી.[૫૮–૬૦] હે મહારાજ! શ્રીકૃષ્ણ તથા અર્જુનના તે શંખોનો ધ્વનિ સાંભળીને સર્વ કૌરવો તે સમયે ત્રાસ

પામી ગયા હતા.[61] વળી તે મહાપુરુષ શ્રીકૃષ્ણ તથા અર્જુને પોતાના શંખોના ધ્વનિથી વનો, પર્વતો, નદીઓ તથા ગુફાઓને ગજાવી મૂક્યાં હતાં, તમારા પુત્રની સેનાને ત્રાસ પમાડી દીધી હતી અને યુધિષ્ઠિરરાજાને હર્ષ ઉપજાવ્યો હતો. હે ભારત! સર્વ રણપ્રદેશમાં પ્રકટ થઈ રહેલા તે શંખધ્વનિને સાંભળ્યા પછી કૌરવયોદ્ધાઓ મદ્રરાજ શલ્યને તથા ભરતવંશીઓના રાજા દુર્યોધનને ત્યાં રણમાં જ પડતા મૂકી એકદમ વેગથી પલાયન કરી ગયા.[62,63] ઉદય પામેલા સૂર્યને તથા ચંદ્રને જેમ અભિનંદન આપવામાં આવે છે, તેમ તે સમયે એ મહારણમાં એકત્ર થયેલા સર્વ જનસમુદાયે અતિશય તેજસ્વી એવા તે અર્જુનને તથા શ્રીકૃષ્ણને કર્ણનો વધ કર્યાના નિમિત્તનું અભિનંદન આપ્યું હતું.[64] એ વેળા કર્ણનાં બાણોથી શરીરે વ્યાપ્ત થયેલા તે બન્ને જણા અંધકારનો નાશ કરી આકાશમાં ઉદય પામેલા અને કિરણોની માળાવાળા નિર્મળ સૂર્યચંદ્રની પેઠે રણમાં શોભતા હતા.[65] તે પછી અતુલ પરાક્રમવાળા અને મહાસમર્થ એવા તે શ્રીકૃષ્ણ તથા અર્જુને પોતાના શરીરમાં ખૂંચી ગયેલાં કર્ણનાં અસંખ્ય બાણોને ખેંચી કાઢ્યાં. પછી વેદોક્ત ક્રિયાકલાપને જાણનારા સદસ્ય–ઋત્વિજોએ મંત્રો દ્વારા બોલાવેલા વિષ્ણુ અને ઇંદ્ર જેમ યજ્ઞમંડપમાં પ્રવેશ કરે, તેમ તેમણે સુહૃદોથી વીંટાઈને સુખપૂર્વક પોતાની છાવણીમાં પ્રવેશ કર્યો.[66] એ મહાન યુદ્ધમાં જે સમયે અર્જુનને હાથે કર્ણ મરણ પામ્યો હતો, તે સમયે ગંધર્વો, મનુષ્યો, ચારણો, મહર્ષિઓ, યક્ષો તથા મોટા સર્પોએ અતિ ઉત્કૃષ્ટ વિજયવૃદ્ધિને સૂચવનારા આશીર્વાદો આપી શ્રીકૃષ્ણ તથા અર્જુનનું સન્માન કર્યું હતું.[67] બલદૈત્યનો વધ કરી ઇંદ્ર તથા ઉપેંદ્ર જેમ પ્રસન્ન થયા હતા, તેમ યથાયોગ્ય પૂજા પામતા અને પોતે કરેલાં અનેક પરાક્રમોથી પ્રશંસા મેળવતા શ્રીકૃષ્ણ અને અર્જુન પણ કર્ણનો વધ કરી પોતાના મિત્રમંડળની સાથે પ્રસન્ન થયા હતા.[68]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'રણભૂમિનું વર્ણન' નામનો અધ્યાય ૯૪મો સમાપ્ત

# અધ્યાય ૯૫મો

## કૌરવોનું છાવણી તરફ પ્રયાણ

॥ संजय उवाच ॥

**हते वैकर्तने राजन् कुरवो भयपीडिताः ।**
**वीक्षमाणा दिशः सर्वाः पर्यापेतुः सहस्रशः ॥१॥**

સંજય બોલ્યો : આમ હે રાજન્! કર્ણ મરણ પામ્યો, એટલે ભયથી પીડિત થયેલા હજારો કૌરવો સર્વ દિશાઓ તરફ જોવા લાગ્યા અને સર્વ તરફ નાસભાગ કરવા લાગ્યા. એ મહાસંગ્રામમાં કર્ણને શત્રુઓને હાથે મરણ પામેલો જોઈને ભયભીત થયેલા અને શરીરે ઘાયલ થયેલા તમારા સૈનિકો દિશાઓમાં વેરાઈ જવા લાગ્યા.[1,2] પછી અતિ ઉદ્વિગ્ન અને દુઃખિત થયેલા તમારા એ સૈનિકોને મોટા મોટા મહારથીઓએ નાસી જતા અટકાવ્યા અને તેઓ બધા છાવણી તરફ જવા તૈયાર થયા. હે રાજા! તેમના અભિપ્રાયને જાણી જઈને તમારા પુત્ર દુર્યોધને પણ શલ્યરાજની સંમતિ પ્રમાણે સર્વ સૈન્યોને છાવણી તરફ વાળ્યાં.[3,4] એટલે તુરત જ હે ભારત! નારાયણ નામના તમારા સૈન્યમાં મરતાં બચી ગયેલા કેટલાએક રથીયોદ્ધાઓથી વીંટાઈને કૃતવર્મા છાવણી તરફ જ દોડી ગયો.[5] ત્યાં એક હજાર ગાંધાર યોદ્ધાઓથી વીંટાયેલો શકુનિ પણ કર્ણને મરણ પામેલો જોઈને છાવણીનો જ માર્ગ કાપવા લાગ્યો.[6] તેમ જ હે ભારત! મહામેઘ સરખા હાથી સૈન્યથી ઘેરાયેલો કૃતવર્મા પણ છાવણી ભણી જ જવા લાગ્યો.[7] ત્યારે પાંડવોનો વિજય થયેલો જોઈ વારંવાર નિઃશ્વાસ નાખતા શૂરવીર અશ્વત્થામા

પણ છાવણી તરફ જ પ્રયાણ કરી ગયા. હે રાજન્! મરણ પામતાં બચી ગયેલા સંશપ્તકોના મહાન સૈન્યને સાથે લઈને ભયને લીધે આજુબાજુ જોતા સુશર્માએ પણ છાવણીનો જ રસ્તો પકડ્યો. જેના સર્વસ્વનો તથા બાંધવોનો વિનાશ થઈ ગયો હતો, તે રાજા દુર્યોધન પણ શોકાવેશને લીધે મનમાં અત્યંત ઉદાસ થઈ વિચાર કરતો કરતો છાવણી તરફ જ વળ્યો હતો.[૮–૧૦] મહારથી શલ્ય પણ કપાઈ ગયેલી ધજાવાળા રથમાં બેસીને દશે દિશાઓમાં દષ્ટિ કરતો છાવણીનો જ માર્ગ કાપ્યે જતો હતો.[૧૧] આ ઉપરાંત બીજા અનેક કૌરવ મહારથીઓ ભયભીત અને બેભાન જેવા થઈને શરમના માર્યા છાવણી તરફ જ કૂચ કરવા લાગ્યા.[૧૨] એ વેળા જેમના શરીરમાંથી રુધિરધારા ટપકતી હતી એવા સર્વ કૌરવયોદ્ધાઓ કર્ણને યુદ્ધમાં મારી નાખવામાં આવેલો જોઈને અતિ ઉદ્વેગને લીધે થરથર કાંપતા હતા તથા આતુર થઈને છાવણી તરફ દોડી જતા હતા.[૧૩] હે કુરુશ્રેષ્ઠ! તેમનામાંના કેટલાએક કૌરવ મહારથીઓ અર્જુનની પ્રશંસા કરતા હતા. કેટલાએક કર્ણની પ્રશંસા કરતા હતા અને ભયના માર્યા દિશાઓમાં પલાયન કરી જતા હતા. એ વેળા તમારા પક્ષના તે હજારો યોદ્ધાઓમાં એવો કોઈ પણ પુરુષ ન હતો કે તે એ મહારણમાં યુદ્ધ કરવાનો મનમાં વિચાર કરતો હોય![૧૪,૧૫] હે મહારાજ! કર્ણના મરણ પછી સર્વ કૌરવો જીવિત, રાજ્ય, સ્ત્રી તથા ધનના સંબંધમાં તદ્દન નિરાશ થઈ ગયા હતા.[૧૬] પછી દુઃખ અને શોકથી વ્યાપ્ત થયેલા તમારા સમર્થ પુત્ર દુર્યોધને મહામહેનતે તે યોદ્ધાઓને એકઠા કરી તેમને હાલ તુરત આરામ લેવા માટે આજ્ઞા કરી દીધી.[૧૭] એટલે હે પૃથ્વીપતિ રાજન્! જેઓનાં મુખો નિસ્તેજ થઈ ગયાં હતાં એવા તે સર્વ મહારથી યોદ્ધાઓ પોતાના રાજા દુર્યોધનની આજ્ઞાને મસ્તકે ચઢાવી પોતપોતાના તંબૂઓમાં જઈને આરામ લેવા લાગ્યા.[૧૮]

ઇતિ શ્રીમહાભારતમાં કર્ણપર્વમાં 'કૌરવ સૈન્યોનું છાવણી તરફ પ્રયાણ' નામનો અધ્યાય ૯૫મો સમાપ્ત

## अध्याय ९६मो
## યુધિષ્ઠિરનો હર્ષ

॥ સંજય ઉવાચ ॥

तथा निपतिते कर्णे परसैन्ये च विद्रुते।
आश्लिष्य पार्थं दाशार्हो हर्षाद्वचनमब्रवीत् ॥ १ ॥

સંજય બોલ્યો : હે ધૃતરાષ્ટ્રરાજા! એ રીતે કર્ણ રણમાં પડ્યો અને શત્રુઓનું સૈન્ય રણમાંથી નાસી ગયું એટલે શ્રીકૃષ્ણ હર્ષપૂર્વક અર્જુનને ભેટી પડી આ વચન બોલ્યા :[૧] 'હે ધનંજય! ઇંદ્રે જેમ વૃત્રાસુરને માર્યો હતો, તેમ તેં કર્ણને માર્યો છે. હવે મનુષ્યો વૃત્રાસુરના તથા કર્ણના ઘોર નાશની કથા કર્યા કરશે.[૨] મહાતેજસ્વી ઇંદ્રે વજ્રથી વૃત્રાસુરનો યુદ્ધમાં વધ કર્યો હતો અને તેં ગાંડીવધનુષ્ય પર તીક્ષ્ણ બાણો ચઢાવીને કર્ણનો યુદ્ધમાં વધ કર્યો છે.[૩] હે કુંતાપુત્ર! ચાલ, હવે તારા આ લોકવિખ્યાત યશસ્વી પરાક્રમને આપણે બન્ને જણા બુદ્ધિમાન ધર્મરાજાની આગળ કહીએ.[૪] તેં આજે ઘણો સમય થયાં સંગ્રામમાં કર્ણનો વધ કરવાની ઇચ્છા કરી હતી, તે ઇચ્છાની સફળતા આજે ધર્મરાજાને નિવેદિત કરીને તું ખરેખર ઋણમાંથી મુક્ત થઈશ.[૫] જ્યારે તારું અને કર્ણનું મહાન યુદ્ધ ચાલતું હતું, ત્યારે આરંભમાં ધર્મપુત્ર યુધિષ્ઠિરરાજ તે યુદ્ધ જોવા માટે અહીં આવ્યા હતા.[૬] પણ તેમનું શરીર અતિ ગાઢ વીંધાઈ ગયું છે, તેથી તે અહીં યુદ્ધમાં ઊભા રહી શક્યા ન હતા. આથી તે મહાપુરુષ છાવણીમાં જઈને બેઠા છે.[૭] શ્રીકૃષ્ણનાં એ વાક્યોને 'બહુ સારું, ચાલો.' એમ કહીને અર્જુને માન આપ્યું, એટલે મનમાં પ્રસન્ન

થયેલા યદુવંશી શ્રીકૃષ્ણે મહારથી અર્જુનના રથને તુરત યુધિષ્ઠિરરાજાની છાવણી તરફ ફેરવ્યો.[૮] અર્જુનને આ પ્રમાણે કહ્યા પછી શ્રીકૃષ્ણે સર્વ સૈનિકોને આમ કહ્યું : 'તમે બધા શત્રુઓ સામે સજ્જ થઈને ઊભા રહેજો. તમારું કલ્યાણ થાઓ.' વળી શ્રીકૃષ્ણે ધૃષ્ટદ્યુમ્ન, યુધામન્યુ, નકુલ, સહદેવ, ભીમ તથા સાત્યકિને આ વચન કહ્યાં :[૯,૧૦] 'અમે કર્ણને અર્જુને માર્યો છે, એ સમાચાર રાજા યુધિષ્ઠિરને જણાવીએ, ત્યાં સુધી તમે બધા રાજાઓ બરાબર સાવધાન થઈને શત્રુઓ સામે તૈયાર જ રહેજો.'[૧૧] તે શૂરવીર રાજાઓએ ધર્મરાજા પાસે જવા માટે તેમને અનુમોદન આપ્યું, એટલે શ્રીકૃષ્ણ અર્જુનને સાથે લઈ યુધિષ્ઠિરરાજને મળ્યા.[૧૨] તે વેળા રાજાઓમાં સિંહ સરખા રાજા યુધિષ્ઠિર સુવર્ણના ઉત્તમ પલંગ પર પોઢ્યા હતા. ત્યાં શ્રીકૃષ્ણ તથા અર્જુને હર્ષપૂર્વક તેમના ચરણોનો સ્પર્શ કર્યો.[૧૩] રાજા યુધિષ્ઠિર તે બન્નેના ઊભરાઈ જતા હર્ષને જોઈને 'નક્કી કર્ણ મરણ પામ્યો છે' એમ જાણી ગયા અને પછી હર્ષનાં અશ્રુઓ સારતા તે પલંગ પરથી ઊભા થઈ ગયા.[૧૪] હે શત્રુદમન મહાબાહુ! 'તમે બન્ને જણા ભલે આવ્યા, ભલે આવ્યા' એમ વારંવાર સન્માનસૂચક શબ્દો બોલવા લાગ્યા અને પ્રેમપૂર્વક શ્રીકૃષ્ણ તથા અર્જુનને ભેટી પડ્યા.[૧૫] પછી અર્જુનની સાથમાં રહેલા યાદવશ્રેષ્ઠ શ્રીકૃષ્ણે કર્ણના વધ સંબંધના યથાસ્થિત સર્વ વર્તમાન ધર્મરાજાને કહ્યા. પછી શ્રીકૃષ્ણે મંદ મંદ હસી, બે હાથ જોડી, જેમના શત્રુ હણાઈ ગયા છે એવા તે ધર્મરાજને આ પ્રમાણે કહેવા માંડ્યું :[૧૬,૧૭] 'હે રાજન્! ગાંડીવધનુર્ધર અર્જુન, ભીમસેન, નકુલ, સહદેવ અને તમે પોતે કુશળ છો, એ આપણા એક અહોભાગ્યની વાત છે—આપણું સુદૈવ જ છે. હે પાંડુપુત્ર! વીરવરોનો સંહાર કરનારા આ રોમાંચજનક સંગ્રામમાંથી હવે તમે મુક્ત થયા છો; માટે હવે ઉત્તરસમયમાં જે જે કાર્યો તમારે કરવાં હોય તેમને જલદી કરો.[૧૮,૧૯] હે રાજન્! મહારથી સૂર્યપુત્ર કર્ણ યુદ્ધમાં મરણ પામ્યો છે. હે રાજેંદ્ર! ઘણા હર્ષની વાત છે કે, તમને વિજયલક્ષ્મી વરી ચૂકી છે. હે ભારત! બહુ સારું થયું છે કે, તમારી પ્રતિદિન ચઢતી કળા થવા લાગી છે.[૨૦] જે અધમ પુરુષ જુગારમાં જિતાઈ ગયેલી કૃષ્ણાને જોઈને સભા વચ્ચે ખડખડાટ હસ્યો હતો, તે સૂતપુત્ર કર્ણના રુધિરનું રણભૂમિ આજે પાન કરે છે.[૨૧] હે કુરુશ્રેષ્ઠ! હે નરસિંહ! જુઓ, જેનાં સર્વ અંગોમાં બાણો ખૂંચી ગયાં છે, તે તમારો શત્રુ કર્ણ અનેક બાણોથી વીંધાઈ જઈને રણમાં સૂતો છે.[૨૨] હે મહાબાહુ! આ સમગ્ર પૃથ્વી પરથી હવે તમારા શત્રુઓ હણાઈ ચૂક્યા છે, માટે હવે તેના પર તમે રાજ્ય કરો અને ધર્મપરાયણ થઈ અમારી સાથે પુષ્કળ ભોગને ભોગવો.'[૨૩]

સંજય બોલ્યો : હે રાજેંદ્ર! મહાત્મા શ્રીકૃષ્ણનાં તે વચન સાંભળીને ધર્મપુત્ર યુધિષ્ઠિરરાજ મનમાં અત્યંત પ્રસન્ન થયા અને શ્રીકૃષ્ણને કહેવા લાગ્યા :[૨૪] 'હે મહાબાહુ દેવકીનંદન! હે રાજાધિરાજ! અમારાં મહાન ભાગ્ય છે કે, આ પ્રમાણે અમારો વિજય થયો છે. વાસ્તવિક રીતે જોતાં તમારા સંબંધમાં એ કંઈ આશ્ચર્ય નથી.[૨૫] હે મહાબાહુ! તમે સારથિ હતા તેથી જ અર્જુને યત્ન કરીને કર્ણને માર્યો છે. તો એમાં કંઈ આશ્ચર્ય નથી; કારણ કે તમારી બુદ્ધિ અને કૃપાનું જ તે ફળ છે.'[૨૬] હે કુરુશ્રેષ્ઠ ધૃતરાષ્ટ્રરાજા! આમ કહીને ધર્મધુરંધર રાજા યુધિષ્ઠિરે બાજુબંધને ધારણ કરનારી પોતાની જમણી ભુજાને ઊંચી કરી અને તે પુનઃ શ્રીકૃષ્ણ તથા અર્જુનને કહેવા લાગ્યા :[૨૭] 'હે મહાભાગ્યવાન શ્રીકૃષ્ણ! દેવર્ષિ નારદે મને કહ્યું છે કે, અર્જુન અને

શ્રીકૃષ્ણ મહાન ધર્માત્મા પુરાણ મહર્ષિ નરનારાયણ દેવ છે. વળી મહાબુદ્ધિમાન તત્ત્વવેત્તા વ્યાસ ભગવાને પણ વારંવાર મને આ કથા કહી સંભળાવી છે.[૨૮,૨૯] હે કૃષ્ણ! તમારી કૃપાથી જ આ પાંડુપુત્ર અર્જુને સામે પગલે યુદ્ધ કરી સર્વ શત્રુઓને જીત્યા છે અને કોઈ સ્થળે તે રણમાંથી પાછો હઠ્યો નથી.[૩૦] આ યુદ્ધમાં તમે જ્યારથી અર્જુનનું સારથિકર્મ સ્વીકાર્યું છે, ત્યારથી જ અમારો અવશ્ય વિજય જ છે, પરાજય નથી જ. હે કૃષ્ણ! તમારી બુદ્ધિના પ્રતાપથી ભીષ્મ, દ્રોણાચાર્ય અને કર્ણ મરણ પામ્યા છે; એટલે હવે મહાત્મા કૃપાચાર્ય અને તેમના અનુયાયી બીજા સર્વ શૂરાઓ સર્વથા મરણ જ પામી ચૂક્યા છે.' આમ કહીને પુરુષોમાં સિંહ સમા મહાબાહુ યુધિષ્ઠિરરાજ સુવર્ણથી શોભી રહેલા રથમાં બેઠા. તે રથને મન સમાન વેગવાળા, કાળી કેશવાળીવાળા અને શ્વેત વર્ણવાળા ઘોડાઓ જોડ્યા હતા. આમ પોતાના સૈન્યની સાથે તે યુદ્ધક્ષેત્ર જોવા માટે ચાલી નીકળ્યા. તે સમયે રાજા યુધિષ્ઠિર વીર શ્રીકૃષ્ણ તથા અર્જુનની સાથે પ્રિય વાર્તાલાપ કરતા કરતા રણભૂમિ તરફ જતા હતા. ત્યાં તેમણે કેસરાથી સર્વાંગે ભરપૂર એવા કદંબપુષ્પની જેમ સર્વાંગે સેંકડો બાણોથી વ્યાપ્ત થયેલા તે નરસિંહ કર્ણને રણમાં શયન કરી ગયેલો જોયો.[૩૧-૩૭] સુગંધી તેલથી ભરેલી હજારો સુવર્ણની દીવીઓના પ્રકાશમાં તેમણે કર્ણને નીરખી નીરખીને વારંવાર જોવા માંડ્યો. તેથી તેમને ખાતરીપૂર્વક જણાયું કે, છિન્નભિન્ન થઈ ગયેલા કવચવાળો તથા બાણોથી ચિરાઈ ગયેલો કર્ણ તેના પુત્રની સાથે મરણ પામ્યો છે. એ રીતે કર્ણને મરણ પામેલો જોઈ રાજા યુધિષ્ઠિર પુરુષોમાં વ્યાઘ્ર સરખા શ્રીકૃષ્ણ તથા અર્જુનની પ્રશંસા કરવા લાગ્યા અને શ્રીકૃષ્ણ પ્રત્યે કહેવા લાગ્યા: 'હે ગોવિંદ! તમારા જેવા વિદ્વાન અને વીર નાથના રક્ષણ તળે રહેલો હું આજ મારા ભાઈઓની સાથે પૃથ્વીનો રાજા થયો છું.[૩૮-૪૧] પુરુષોમાં સિંહ જેવા તથા અતિ અભિમાની એવા કર્ણને મરણ પામેલો સાંભળીને ધૃતરાષ્ટ્રનો પુત્ર દુરાત્મા દુર્યોધન આજે જીવિતને માટે તથા રાજ્યને માટે નિરાશ થશે. હે પુરુષોત્તમ! તમારી કૃપાથી અમે કૃતાર્થ થયા છીએ.[૪૨,૪૩] હે ગોવિંદ! તમારો આજે વિજય થયો છે, તે બહુ સારું થયું છે. અમારા શત્રુનો આજ તમે નાશ કર્યો છે, તે અમારાં અહોભાગ્ય છે. ગાંડીવધનુર્ધર અર્જુન આજના રણમાં વિજયી થયો છે, તે એક સુદૈવની જ વાત છે.[૪૪] હે મહાભુજ! અમે અતિશય દુઃખને લીધે ઉજાગરા કરી કરી તેર વર્ષો મહાકષ્ટે ગાળ્યાં છે, પણ હવે તમારી કૃપાથી અમે રાત્રે સુખપૂર્વક નિદ્રા કરીશું.'[૪૫] એ પ્રમાણે ધર્મરાજ યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણનાં તથા કુરુશ્રેષ્ઠ અર્જુનનાં ઘણાં ઘણાં વખાણ કર્યાં.[૪૬] પછી અર્જુનનાં બાણોથી પુત્રની સાથે મરણ પામેલા કર્ણ સામે દૃષ્ટિ કરીને રાજા યુધિષ્ઠિર પોતાનો પુનર્જન્મ થયો હોય તેમ માનવા લાગ્યા.[૪૭] હે મહારાજ! હર્ષયુક્ત થયેલા બીજા સર્વ મહારથીઓ એકઠા મળીને રાજા યુધિષ્ઠિરને પ્રસન્ન કરવા લાગ્યા.[૪૮] સૂતપુત્રના મરણ પછી નકુલ, સહદેવ, ભીમસેન, યાદવશ્રેષ્ઠ મહારથી સાત્યકિ, ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી અને બીજા ઘણા પાંડવ, પાંચાલ તથા સૃંજય યોદ્ધાઓ કુંતાપુત્ર યુધિષ્ઠિરરાજનું સન્માન કરવા લાગ્યા.[૪૯,૫૦] ત્યાં નિશાનબાજ, યુદ્ધકુશળ તથા વિજયી એવા તે મહારથી યોદ્ધાઓએ ધર્માત્મા રાજા યુધિષ્ઠિરનો જયજયકાર બોલાવ્યો અને તેઓ સ્તોત્રયુક્ત વાણીથી શત્રુતાપન શ્રીકૃષ્ણ તથા અર્જુનની સ્તુતિ કરતા કરતા હર્ષપૂર્વક પોતાની છાવણી તરફ જ ચાલી નીકળ્યા.[૫૧,૫૨] આમ હે રાજા ધૃતરાષ્ટ્ર! કેવળ તમારા દુષ્ટ

વિચારને પરિણામે જ આ રોમાંચજનક અતિ-મહાન સંહાર થયો છે, તો હવે તમે શા માટે શોક કરો છો?[૫૩]

વૈશંપાયન બોલ્યા : હે જનમેજય રાજા! અંબિકાના પુત્ર રાજા ધૃતરાષ્ટ્ર યુદ્ધના એ અપ્રિય બનાવને સાંભળ્યા પછી બેભાન થઈ ગયા અને કપાઈ ગયેલાં મૂળિયાંવાળા વૃક્ષની પેઠે પૃથ્વી પર પછડાઈ પડ્યા.[૫૪] દીર્ઘદર્શિની દેવી ગાંધારી પણ બેભાન થઈ ધરણી પર ઢળી પડી અને યુદ્ધમાં થયેલા કર્ણના મૃત્યુને માટે મોટી મોટી બૂમો પાડીને શોક કરવા લાગી. એ વખતે વિદુરે ગાંધારીને તથા સંજયે ધૃતરાષ્ટ્રરાજાને ઝાલી રાખ્યા હતા અને પછી બન્નેએ રાજાને આશ્વાસન આપ્યું હતું.[૫૫,૫૬] તેજ પ્રમાણે બીજી સર્વ કૌરવ રાણીઓએ ગાંધારીને ઉઠાડ્યાં હતાં. મહાતપસ્વી રાજા ધૃતરાષ્ટ્ર દૈવને પરમ બળવાન સમજીને અતિશય વેદના પામ્યા અને તેમનું ચિત્ત બેભાન થઈ ગયું. તેમનું મન ચિંતા તથા શોકથી વ્યાપ્ત થઈ ગયેલું હોવાથી તે મોહથી પીડાઈ રહ્યા અને ભાન વિનાના થઈ ગયા. રાજાની આવી અવસ્થા જોઈને વિદુરે તથા સંજયે તેમને અનેક શાંતિ-જનક વચનો કહીને ધૈર્ય આપ્યું અને તે શાંત થયા. હે ભારત! મહાત્મા અર્જુન તથા કર્ણનું એ મહાન યુદ્ધ એક યજ્ઞસ્વરૂપ છે; માટે જે પુરુષ એ યુદ્ધના વૃત્તાંતનું પઠન કરે છે અથવા શ્રવણ કરે છે, તેને વિધિપુરઃસર કરેલા એક યજ્ઞનું ફળ પ્રાપ્ત થાય છે.[૫૭-૫૯] યજ્ઞ એ સનાતન ભગવાન વિષ્ણુનું, અગ્નિનું, વાયુનું, ચંદ્રનું તથા સૂર્યનું એક સ્વરૂપ છે, 'એમ વિદ્વાનો કહે છે. માટે જે પુરુષ ઈર્ષાનો ત્યાગ કરી આ યુદ્ધવૃત્તાંતનું શ્રવણ પઠન કરે છે, તે સર્વ લોકમાં ગમન કરી સુખી થાય છે.[૬૦] જે મનુષ્યો આ પવિત્ર અને ઉત્તમ સંહિતા(કર્ણપર્વ)નો ભક્તિપૂર્વક નિત્ય પાઠ કરે છે, તે મનુષ્યો ધન, ધાન્ય અને યશથી સંપન્ન થઈ સુખી થાય છે, એમાં સંશય નથી.[૬૧] આથી જે પુરુષ અસૂયાનો ત્યાગ કરી આ સંહિતાનું શ્રવણ કરે છે, તે પુરુષ સર્વ જાતનાં સુખો સંપાદન કરે છે અને તે મહાપુરુષના પર વિષ્ણુ, બ્રહ્મા તથા ભગવાન શંકર પ્રસન્ન થાય છે.[૬૨] આ સંહિતાનું શ્રવણપઠન કરવાથી બ્રાહ્મણોને સર્વ વેદોની પ્રાપ્તિ થાય છે, ક્ષત્રિયોને યુદ્ધમાં બળ તથા વિજય મળે છે, વૈશ્યોને અતિશય ધન સાંપડે છે અને શૂદ્રોને આરોગ્ય પ્રાપ્ત થાય છે.[૬૩] આ સંહિતામાં સનાતન ભગવાન વિષ્ણુના ગુણોનું કીર્તન કરવામાં આવ્યું છે. માટે આ સંહિતાનું શ્રવણપઠન કરવાથી મનુષ્યને સુખ તથા સર્વ મનઃકામનાઓ આવી મળે છે, આવું મહામુનિ વ્યાસનું ઉત્તમ વચન છે.[૬૪] મનુષ્યને એક વર્ષ સુધી વાછરડા સહિત ગાયોનું દાન કરવાથી જે પુણ્ય મળે છે, તે જ પુણ્ય આ કર્ણપર્વનું શ્રવણ કરવાથી અવશ્ય મળે છે.[૬૫]

ઇતિ શ્રીમહાભારતમા કર્ણપર્વમા 'યુધિષ્ઠિરનો હર્ષ' નામનો અધ્યાય ૯૬મો સમાપ્ત

## कर्णपर्व समाप्त



॥ महर्षि कृष्णद्वैपायनप्रणीत ॥

# श्रीमहाभारत

## ९–शल्यपर्व



॥ महर्षि कृष्णद्वैपायनप्रणीत ॥

# श्रीमहाभारत

## ९–शल्यपर्व

### अध्याय १ लो–शल्याभिषेकपर्व

#### રાજા ધૃતરાષ્ટ્રની મૂર્ચ્છા

मंगलाचरणम्–नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ।
देवीं सरस्वतीं चैव ततो जयमुदीरयेत् ॥

નારાયણને, નરોત્તમ નર ભગવાનને અને દેવી સરસ્વતીને નમસ્કાર કરીને 'જય'નું કીર્તન કરીએ.

जनमेजय उवाच–एवं निपातिते कर्णे समरे सव्यसाचिना ।
अल्पावशिष्टाः कुरवः किमकुर्वत वै द्विज ॥ १ ॥

જનમેજય બોલ્યો : હે બ્રાહ્મણોત્તમ વૈશંપાયન! એ પ્રમાણે અર્જુને યુદ્ધમાં કર્ણને મારી નાખ્યો, એટલે પછી તદ્દન અલ્પ સંખ્યામાં રહેલા કૌરવોએ શું કર્યું?[1] વળી પાંડવસૈન્યની ચડતી જોઈને કુરુવંશી દુર્યોધનરાજાએ પાંડવો પ્રત્યે શું સમયોચિત કાર્ય કર્યું?[2] હે બ્રાહ્મણશ્રેષ્ઠ! આ હું સાંભળવા ઇચ્છું છું. ખરેખર! મારા પૂર્વજોનું મહાન ચરિત્ર સાંભળતાં મને તૃપ્તિ જ થતી નથી.[3]

વૈશંપાયન બોલ્યા : હે જનમેજયરાજ! કર્ણનું મરણ થતાં ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધન મહાન શોકસમુદ્રમાં ડૂબી ગયો અને સર્વ તરફથી નિરાશ થઈ ગયો.[4]

'હા કર્ણ! હા કર્ણ!' એમ તે વારંવાર વિલાપ કરવા લાગ્યો અને મરતાં બાકી રહેલા રાજાઓની સાથે મહાકષ્ટે પોતાની છાવણીમાં ગયો.[૫] ત્યાં એકઠા થયેલા સર્વ રાજાઓ શાસ્ત્રોમાં દર્શાવેલાં અનેક દષ્ટાંતો આપીને તેને શાંત પાડવા લાગ્યા; પરંતુ કર્ણના વધનું સ્મરણ થઈ જવાથી તેને જરા પણ શાંતિ મળી નહિ.[૬] પછી દૈવને બળવાન માનીને અને ભવિતવ્યતા ઉપર આધાર રાખીને રાજા પુનઃ યુદ્ધ કરવા માટે નિશ્ચયપૂર્વક નીકળી પડ્યો.[૭] રાજવર દુર્યોધને વિધિપૂર્વક શલ્યને સેનાપતિ સ્થાપ્યો અને પછી તે રાજા મરતાં બચી ગયેલા રાજાઓને સાથે લઈને રણક્ષેત્રમાં નીકળી પડ્યો.[૮] ત્યારે હે ભરતશ્રેષ્ઠ! કૌરવ અને પાંડવસેનાનું દેવો તથા અસુરોના યુદ્ધ સરખું મહાતુમુલ યુદ્ધ થયું હતું.[૯] તે યુદ્ધમાં, હે મહારાજ! સેનાપતિ શલ્યે મહાન સંહાર વાળી નાખ્યો હતો, પણ આખરે બરાબર મધ્યાહ્ન સમયે ધર્મરાજે તેને મારી નાખ્યો હતો.[૧૦] આથી જેના સર્વ બંધુઓ નાશ પામ્યા હતા એવો દુર્યોધન શત્રુઓના ભયથી રણાંગણમાંથી નાસી ગયો અને પાણીના એક ભયંકર ધરામાં પેસી ગયો.[૧૧] પણ તે દિવસના પાછલા ભાગમાં ભીમસેને તે ધરાને ચોતરફથી ઘેરી લીધો અને તેને યુદ્ધ માટે આહ્વાન આપ્યું. પછી તે ધરામાંથી બહાર નીકળ્યો, ત્યાં ભીમસેને તુરતજ તેને મારી નાખ્યો.[૧૨] આમ, હે રાજેંદ્ર! મહાધનુર્ધર દુર્યોધન મરણ પામ્યો એટલે મરતાં બચેલા અશ્વત્થામા, કૃપાચાર્ય અને કૃતવર્મા એ ત્રણ મહારથીઓએ ક્રોધને લીધે રાત્રિને સમયે સર્વ પાંચાલોને તથા સોમકોને હણી નાખ્યા.[૧૩] પછી બીજા દિવસના પ્રાતઃકાળે દુઃખ અને શોકાવેશથી દીન થયેલો સંજય છાવણી તરફથી પાછો નગરીમાં દાખલ થયો.[૧૪] નગરીમાં દાખલ થઈને તે સૂત દુઃખને લીધે બન્ને બાહુઓ ઊંચા કરી ધ્રૂજતો હતો. પછી તેણે ધૃતરાષ્ટ્રરાજના મહેલમાં પ્રવેશ કર્યો. ત્યાં હે પુરુષવ્યાઘ્ર જનમેજયરાજ! તે સંજય 'હાય મહારાજ!' એવા દુઃખના ઉદ્‌ગારો કાઢીને રડવા લાગ્યો અને બોલ્યો: 'અરેરે! તે મહાત્માના મરણથી આપણો સર્વનો જ વિનાશ થઈ ગયો છે.[૧૫,૧૬] ખરેખર, આમાં દૈવ જ બળવાન છે અને પુરુષાર્થ નિરર્થક છે; કારણ કે પાંડવોએ ઇંદ્ર સમાન બળવાળા સર્વ મહાપુરુષોનો નાશ કરી નાખ્યો છે.'[૧૭] હે મહારાજ! સંજયને આ પ્રમાણે વિલાપ કરતો જોઈને નગરીનો સર્વ જન સમુદાય અત્યંત ઉદ્વિગ્ન થઈ ગયો. હે રાજન્! તે મહાક્લેશયુક્ત થઈ 'અરે એ રાજા! હાય એ રાજા!' એવી મહાતીવ્ર બૂમો પાડી છાતીફાટ રડવા લાગ્યો. હે પુરુષવ્યાઘ્ર! તે સમયે પોતાના રાજાને મરણ પામેલો સાંભળી કુમારથી માંડી વૃદ્ધ પર્યંત સર્વ લોકો ચોતરફ આર્ત્તનાદ કરવા લાગ્યા. ત્યાં અમે ઉન્મત્તની પેઠે નષ્ટચિત્ત થયેલા તથા શોકથી અત્યંત દુઃખી થયેલા મહાપુરુષોને આમતેમ દોડાદોડી કરતા જોયા. પછી અત્યંત વિહ્‌વળ થયેલો સંજય રાજમહેલમાં દાખલ થયો ને ત્યાં તેણે સર્વ પરિવારની સાથે બેઠેલા નિર્દોષ પ્રજ્ઞાચક્ષુ રાજા ધૃતરાષ્ટ્રને જોયા.[૧૮-૨૨] એ સમયે રાજા ધૃતરાષ્ટ્ર પોતાની પુત્રવધૂઓ, ગાંધારી, વિદુર તથા બીજા હિતૈષી મિત્રો અને જ્ઞાતિબંધુઓ સાથે કર્ણના મરણસંબંધનો જ વિચાર કરતા હતા. તેવામાં હે જનમેજયરાજ! મનમાં ખિન્ન થયેલો સંજય એ રાજા પાસે ગયો અને ભાંગ્યાતૂટ્યા અક્ષરોથી સંદિગ્ધ વાક્યોવાળી વાણીમાં રડતો રડતો આ પ્રમાણે બોલ્યો: 'હે ભરતશ્રેષ્ઠ! હે નરસિંહ! તમને નમન હો. હું સંજય તમારી રજા લઈને જણાવું છું.[૨૩-૨૫] હે પુરુષનર! મદ્રરાજ શલ્ય માર્યા ગયા છે. વળી સુબલપુત્ર શકુનિ, ઉલૂક, દૃઢ પરાક્રમી કૈતવ્ય અને સર્વ સંશપ્તક યોદ્ધાઓ

હણાયા છે. સર્વ કાંબોજો, શકો, મ્લેચ્છો, પર્વત-પ્રદેશમાં વસનારા યોદ્ધાઓ અને યવનો ઢળી પડ્યા છે.[૨૬,૨૭] હે મહારાજ! પૂર્વ, દક્ષિણ, ઉત્તર અને પશ્ચિમ દેશના સર્વ નરોત્તમો માર્યા ગયા છે.[૨૮] હે રાજા! તે સર્વ રાજાઓ અને રાજકુમારો હણાઈ ગયા છે. વળી હે મહારાજ! પાંડુપુત્ર ભીમસેને જે પ્રમાણે કહ્યું હતું તે પ્રમાણે ભાંગી ગયેલી સાથળોવાળો રાજા દુર્યોધન પણ મરાયો છે અને રણભૂમિની ધૂળમાં રોળાઈને પોઢ્યો છે. હે મહારાજ! હે રાજન્! હે નરવ્યાઘ્ર! ધૃષ્ટદ્યુમ્ન, અજિત શિખંડી, ઉત્તમૌજા, યુધામન્યુ, પ્રભદ્રક, સર્વ પાંચાલો અને ચેદિઓ નાશ પામ્યા છે.[૨૯–૩૧] હે ભારત! તમારા અને દ્રૌપદીના બધા પુત્રો મરણ પામ્યા છે. કર્ણનો શૂરો પુત્ર પ્રતાપી વૃષસેન પણ મરાયો છે.[૩૨] વળી હે નરસિંહ! બીજા બધા રાજાઓને, રથીઓને, ઘોડાઓને તથા હાથીઓને પણ મારી નાખવામાં આવ્યા છે.[૩૩] હે પ્રભુ! પાંડવોએ તમારા પુત્રોની છાવણીમાં કંઈક થોડાક જ માણસો બાકી રાખ્યા છે. કૌરવ-પાંડવોની આ પરસ્પર લડાઈ થતાં બન્ને પક્ષના મહાપુરુષોની સ્ત્રીઓ જ આ કાળમોહિત જગતમાં બાકી રહી છે. હવે પાંડવપક્ષમાં પાંચ પાંડવો, શ્રીકૃષ્ણ અને સાત્યકિ આ સાત મહાપુરુષો બાકી રહ્યા છે. ત્યારે કૌરવપક્ષમાં અશ્વત્થામા, કૃપાચાર્ય અને કૃતવર્મા આ ત્રણ મહાપુરુષો બાકી રહ્યા છે. હે જનેશ્વર! કુરુક્ષેત્રમાં અઢાર અક્ષૌહિણી સેનાઓ એકઠી મળી હતી.[૩૪–૩૭] હે મહારાજ! તેમાંથી માત્ર આ દશ મહારથીઓ જ જીવતા રહ્યા છે અને બીજા બધા મરણને શરણ થઈ ગયા છે. હે ભારત! હે ભરતશ્રેષ્ઠ! દુર્યોધનને આગળ કરી અન્યોન્ય મહાન વેર જાગ્રત કરી, કાળે પોતે જ આ રીતે સર્વ જગતનો સંહાર કરી નાખ્યો છે.'

વૈશંપાયન બોલ્યા: હે જનમેજય! હૃદયને ચીરી નાખે તેવું સંજયનું આ ક્રૂર વચન સાંભળીને રાજેંદ્ર ધૃતરાષ્ટ્ર બેભાન થઈને ધરણી પર ઢળી પડ્યા. તે આમ ગબડી પડ્યા, ત્યારે હે મહારાજ! શોક અને દુઃખથી કૃશ થયેલા મહાયશસ્વી વિદુર પણ પૃથ્વી પર પછડાઈ પડ્યો. હે રાજશ્રેષ્ઠ! તે ક્રૂર વચન સાંભળીને રાણી ગાંધારી તથા બીજી સર્વ કૌરવસ્ત્રીઓ પણ ધડાધડ પડવા લાગી. આ રીતે તે સમયે સર્વ રાજમંડળ વિલાપ કરતું કરતું સંજ્ઞાહીન થઈને પૃથ્વી પર ઢળી પડ્યું હતું; તેથી મોટા ચિત્રપટમાં ચીતરેલું કોઈએક ચિત્ર હોય તેવું ત્યાં દેખાવા લાગ્યું. તે પછી પુત્રોના દુઃખથી કૃશ થયેલા ધૃતરાષ્ટ્રને ધીમે ધીમે મહાકષ્ટે ફરી ભાન આવ્યું. અતિ દુઃખને લીધે તે રાજા થરથર ધ્રૂજી રહ્યા હતા. સર્વ દિશાઓ તરફ દૃષ્ટિ કરીને તેમણે વિદુરને આ વચન કહ્યાં: 'હે ભરતશ્રેષ્ઠ! હે મહાબુદ્ધિશાળી! હે વિદ્વાન વિદુર! હું હવે પુત્રો વિનાનો થઈ પડ્યો છું અને સર્વ તરફથી અત્યંત અનાથ બની ગયો છું. મને હવે કેવળ તારો જ આધાર છે.' આમ કહીને તે ફરીવાર બેભાન થઈને પછડાઈ પડ્યા. રાજા ધૃતરાષ્ટ્રને આમ પાછા પૃથ્વી પર પડી ગયેલા જોઈને તેમના પાસે ઊભેલા સંબંધીઓ તેમના પર શીતળ જળ વડે સિંચન કરવા લાગ્યા તથા હાથમાં પંખાઓ લઈ પવન ઢોળવા લાગ્યા. હે રાજા! લાંબી વારે રાજા ધૃતરાષ્ટ્ર પાછા ભાનમાં આવ્યા. હવે તે પોતાના પુત્રોનાં દુઃખથી ખિન્ન થઈને શાંત બેસી રહી દૈવગતિનો મનમાં વિચાર કરવા લાગ્યા અને ઘડામાં પૂરેલા સર્પની પેઠે નિઃશ્વાસ નાખવા લાગ્યા. હે પૃથ્વીનાથ! તે સમયે સંજય પણ રાજાને અતિશય શોકાતુર થઈ ગયેલા જોઈને પોક પોક રડવા લાગ્યો.[૩૮–૪૯] વળી ત્યાં સર્વ સ્ત્રીઓની સાથે યશસ્વિની ગાંધારી પણ રોકકળ કરવા લાગી. પછી હે નરશ્રેષ્ઠ! મનમાં અત્યંત

મૂંઝાતા રાજા ધૃતરાષ્ટ્રે બહુ વારે વિદુરને કહ્યું: 'આ સર્વ સ્ત્રીઓ, યશસ્વિની ગાંધારી તથા બીજા સર્વ સુહૃદો અહીંથી ચાલ્યા જાઓ. મારું મન અત્યંત ભમે છે.' હે ભરતશ્રેષ્ઠ! વિદુરને એ પ્રમાણે કહેવામાં આવ્યું, એટલે તેણે ધ્રૂજતાં ધ્રૂજતાં ધીમે રહીને તે સર્વ સ્ત્રીઓને જરા દૂર જવાનું જણાવ્યું, એટલે હે ભરતશ્રેષ્ઠ! તે બધી સ્ત્રીઓ રાજા ધૃતરાષ્ટ્રના નિવાસગૃહમાંથી બહાર નીકળી ગઈ. વળી બીજા સર્વ સુહૃદો પણ રાજાને દુઃખી થયેલા જોઈ ત્યાંથી બહાર ચાલ્યા ગયા. પછી હે શત્રુતાપન! સંજયે જોયું, તો રાજા ધૃતરાષ્ટ્ર હવે ભાનમાં આવ્યા છે, અતિ દુઃખી બની જઈ દીનતાપૂર્વક રડયા કરે છે અને ઉપરાઉપરી નિઃશ્વાસ નાખ્યા કરે છે. એટલે બે હાથ જોડીને તે સંજય તથા વિદુર મધુર વચનથી તેમને ધીરજ આપવા લાગ્યા.[૫૦–૫૫]

ઇતિ શ્રીમહાભારતમાં શલ્યપર્વાંતર્ગત શલ્યાભિષેકપર્વમાં 'ધૃતરાષ્ટ્રનો પ્રમોહ'નામનો અધ્યાય ૧લો સમાપ્ત

## अध्याय २ जो

### ધૃતરાષ્ટ્રનો વિલાપ

॥ वैशंपायन उवाच ॥

**विसृष्टास्वथ नारीषु धृतराष्ट्रोऽम्बिकासुतः ।**
**विललाप महाराज दुःखाद्दुःखांतरं गतः ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા: હે મહારાજ! સર્વ સ્ત્રીઓ બહાર નીકળી ગઈ, ત્યારે ઉપરાઉપરી દુઃખમાં આવી પડેલા અંબિકાપુત્ર ધૃતરાષ્ટ્ર વિલાપ કરવા લાગ્યા.[૧] હે મહારાજ! જાણે ધુમાડો નીકળતો હોય તેમ અતિ ઉષ્ણ નિઃશ્વાસ નાખીને તે પોતાના બન્ને હાથોને વારંવાર ધુણાવી રહ્યા અને મનમાં વિચાર કરી આ વચન બોલ્યા.[૨]

ધૃતરાષ્ટ્ર બોલ્યો: અરેરે, ઓ સંજય! મહાન ખેદની વાત છે કે, હું તારી પાસેથી પાંડવોને યુદ્ધમાં ક્ષેમકુશળ તથા અસ્ખલિત શક્તિવાળા સાંભળું છું.[૩] હાય! મારું હૈયું નર્યું વજ્ર જેવું કઠોર છે, કેમ કે મારા પુત્રોને મરી ગયેલા સાંભળ્યા છતાં તેના હજારો ચીરા થતા નથી![૪] હે સંજય! મારા પુત્રોની તે બાળક્રીડા, તેમનું સંપૂર્ણ મદભરેલું તારુણ્ય, તેમની વય તથા આ રીતે થયેલો તેમનો સમગ્ર નાશ—એ બધાંનો વિચાર કરતાં મારું મન અત્યંત ચિરાઈ જાય છે.[૫] હું આંધળો છું તેથી હું તેમના સ્વરૂપને ચક્ષુ દ્વારા જોઈ શક્યો નથી, તોપણ એ મારા પુત્રો પર મારી પુત્રસ્નેહથી થનારી પ્રીતિ નિત્યને માટે સ્થિર થઈ રહી હતી.[૬] હે નિર્દોષ સંજય! તે મારા પુત્રો બાલ્યાવસ્થામાંથી યુવાવસ્થામાં આવ્યા અને યુવાવસ્થામાંથી મધ્યમ અવસ્થામાં આવ્યા, આમ જ્યારે હું સાંભળતો હતો ત્યારે હું મનમાં ઘણો જ પ્રસન્ન થયો હતો.[૭] હાય! હાય! તે જ મારા પુત્રોને આજે ઐશ્વર્ય, વીર્ય અને શૌર્ય આદિથી ભ્રષ્ટ થઈ મરણ પામેલા હું સાંભળું છું. તેથી હું મારા પુત્રો સંબંધી મનોવ્યથામાં ગરકાવ થઈ ગયો છું અને મને ક્યાંય પણ શાંતિ મળતી નથી.[૮] (દુર્યોધનને ઉદ્દેશીને હવે વિલાપ કરે છે) અરે ઓ રાજેંદ્ર પુત્ર! આવ, મારી પાસે આવ. હે મહાબાહુ પુત્ર! હું હવે અનાથ થઈ ગયો છું. તારા વિના હવે મારી શી ગતિ થશે? ઓ તાત! અહીં એકત્ર મળેલા રાજાઓનો ત્યાગ કરીને તું કેમ એક નીચ ચાકરની પેઠે મૃત્યુ પામીને પૃથ્વી પર સૂઈ રહ્યો છે?[૯,૧૦] ઓ વીર મહારાજા! તું પ્રથમ સર્વ જ્ઞાતિઓનો તથા સુહૃદોનો મુખ્ય આધારભૂત હતો, તો હવે તું તારા વૃદ્ધ તથા આંધળા પિતાનો ત્યાગ કરી ક્યાં જાય છે?[૧૧] અરે ઓ રાજન્! તારી તે પ્રીતિ, તારી તે કૃપા અને તારી તે આદરબુદ્ધિ આજે ક્યાં અસ્ત થઈ ગઈ? તું યોદ્ધામાં અજિત હતો, તો પાંડવોએ તને કેવી રીતે મારી નાખ્યો?[૧૨] ઓ વીર! હવે હું ઊઠ્યો હોઈશ ત્યારે 'હે પિતા!

હે પિતા! હે મહારાજ! હે લોકના નાથ!' એમ મને કોણ વારંવાર કહેશે?[૧૩] અરેરે! ઓ વહાલા પુત્ર! વહાલભર્યાં નેત્રોવાળો તું મારા કંઠમાં સ્નેહપૂર્વક વળગી પડીને વારંવાર કહેતો હતો: 'હે કુરુવંશી મહારાજા! મને આજ્ઞા કરો.' કહે, હવે તે પ્રિય વચનો મને કોણ કહેશે?[૧૪] ઓ પ્રિય પુત્ર! હું હંમેશાં તારાં આવાં વચનો સાંભળતો હતો કે, 'આ સમગ્ર પૃથ્વી હવે કેવળ મારી જ છે, રાજા યુધિષ્ઠિરની નથી.[૧૫] હે રાજશ્રેષ્ઠ! ભગદત્ત, કૃપાચાર્ય, શલ્ય, અવંતીના રાજપુત્ર વિંદ તથા અનુવિંદ, જયદ્રથ, ભૂરિશ્રવા, સોમદત્ત, મહારાજા બાહ્લિક, અશ્વત્થામા, કૃતવર્મા, મહાબળવાન મગધરાજ, બૃહદ્બલ, કાશીરાજ, ઉબલપુત્ર શકુનિ, સેંકડો અને હજારોની સંખ્યામાં રહેલા મ્લેચ્છો, શક યોદ્ધાઓ, યવનો, કાંબોજરાજ સુદક્ષિણ, ત્રિગર્તરાજ સુશર્મા, પિતામહ ભીષ્મ, દ્રોણાચાર્ય, ગૌતમવંશી કૃપાચાર્ય, શ્રુતાયુ, અયુતાયુ, વીર્યવાન શતાયુ, જલસંધ, આર્ષ્યશૃંગી, રાક્ષસ અલાયુધ, મહાબાહુ અલંબુષ, મહારથી સુબાહુ અને એ ઉપરાંત બીજા અનેક રાજાઓ મારે માટે પોતાના પ્રાણોને તથા ધનને ઓવારીને પાંડવો સામા યુદ્ધ કરવા તૈયાર થયા છે. માટે હે નરવ્યાઘ્ર! તે સર્વ રાજાઓની મધ્યમાં રહીને હું મારા ભાઈઓથી વીંટાઈ રણભૂમિ પર સર્વ પાંડવો, પાંચાલો, ચેદિઓ, દ્રૌપદીના પુત્રો, સાત્યકિ, કુંતીભોજ અને રાક્ષસ ઘટોત્કચ સામે યુદ્ધ કરીશ.[૧૬–૨૩] હે મહારાજ! ક્રોધાવેશમાં આવી ગયેલો હું એકલો જ યુદ્ધ કરવા દોડી આવતા સર્વ પાંડવોને ખાળી રાખવા સમર્થ છું. તો પછી પાંડવોની સાથે જેમણે વેર કર્યાં છે તે તે પૂર્વોક્ત વીર મહાપુરુષોની સહાયમાં રહીને હું પાંડવોનો કેમ પરાજય નહિ કરી શકું? અથવા હે રાજેંદ્ર! પ્રથમ દર્શાવેલા તે મહારથીઓ પાંડવોના અનુયાયીઓની સાથે જ યુદ્ધ કરશે તથા તેમનો રણમાં સંહાર કરી નાખશે અને મારી સાથમાં રહેલો કર્ણ એકલો જ પાંડવોનો વધ કરશે.[૨૪–૨૬] પછી સર્વ વીર રાજાઓ મારી આજ્ઞામાં રહેશે. હે રાજન્! પાંડવોના નેતા શ્રીકૃષ્ણ જોકે મહાબળવાન છે, તોપણ તે યુદ્ધ કરવા તૈયાર થશે નહિ, એમ તેમણે પોતે જ મને કહ્યું છે.' હે સંજય! મારો પુત્ર દુર્યોધન એ પ્રમાણે જ્યારે મારી પાસે કહેતો હતો, ત્યારે હું પણ તેના સામર્થ્યનો વિચાર કરી મનમાં જોઈ શકતો હતો કે, અવશ્ય પાંડવોનો યુદ્ધમાં વિનાશ થઈ જશે. પણ હાય! પાંડવોના મધ્યમાં યુદ્ધ કરવા ઊભેલા તે મારા પુત્રોનો જ સંહાર થઈ ગયો છે.[૨૭–૨૯] અરેરે! મારા પુત્રો પોતાની શક્તિ પ્રમાણે યુદ્ધમાં મહાન પરાક્રમ કરીને લડતા હતા, છતાં તેઓ માર્યા ગયા છે. તો પછી દૈવ વિના તેમાં બીજું શું કારણ હોઈ શકે? શિયાળ સામે થઈને જેમ સિંહ મરણ પામે, તેમ લોકના નાથ પ્રતાપી ભીષ્મપિતામહ પણ તે યુદ્ધમાં શિંખડી સામે થઈને મરણ પામ્યા છે. તો તેમાં દૈવ વિના બીજું શું કારણ હોઈ શકે? સર્વ શસ્ત્રાસ્ત્રવિદ્યામાં પારંગત થયેલા બ્રાહ્મણ દ્રોણાચાર્યને પણ પાંડવોએ યુદ્ધમાં મારી નાખ્યા, તો તેમાં દૈવ વિના બીજું શું કારણ હોઈ શકે! અરે! સર્વ દિવ્ય અસ્ત્રોને જાણનારો મહાબળવાન કર્ણ પણ એ યુદ્ધમાં માર્યો ગયો તથા ભૂરિશ્રવા, સોમદત્ત અને મહારાજા બાહ્લિક પણ એ યુદ્ધમાં રોળાઈ ગયા, તો તેમાં દૈવ વિના બીજું શું કારણ હોઈ શકે?[૩૦–૩૩]

જ્યાં હસ્તિયુદ્ધમાં અત્યંત કુશળ એવો રાજા ભગદત્ત તથા જયદ્રથરાજા મરણ પામ્યા, ત્યાં દૈવ વિના બીજું શું કારણ હોઈ શકે?[૩૪] અરેરે! જ્યાં સુદક્ષિણ, પુરુરાજા જલસંધ, શ્રુતાયુ અને

અયુતાયુ મરણ પામ્યા, ત્યાં દૈવ વિના બીજું શું સમજવું ![35] સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ ગણાયેલા મહાબળવાન પાંડ્યરાજાને પણ પાંડવોએ જ્યાં મારી નાખ્યો, ત્યાં દૈવ વિના બીજું શું સમજવું ? અરે ! એ યુદ્ધમાં મહાબળવાન મગધરાજ બૃહદ્બલ તથા ધનુર્ધારીઓના ધ્વજરૂપ પરાક્રમી ઉગ્રાયુધ રણમાં પડ્યા અને એમાં અવંતિરાજા, ત્રિગર્તરાજ તથા સર્વ સંશપ્તક યોદ્ધાઓ રોળાઈ ગયા, તો તેમાં દૈવ વિના બીજું શું જાણવું ? તેમ જ રાક્ષસ અલંબુષ, અલાયુધ અને આર્ષ્યશૃંગી પણ જ્યારે મરણ પામ્યા, ત્યારે દૈવ વિના બીજું કયું કારણ હોઈ શકે ?[36–39] અરે, એ લડાઈમાં યુદ્ધદુર્મદ નારાયણ ટુકડીના યોદ્ધાઓ, ગોપાળ યોદ્ધાઓ તથા અનેક હજાર મ્લેચ્છ યોદ્ધાઓ માર્યા ગયા, તો તેમાં દૈવ વિના બીજું શું સમજવું ?[40] વળી એમાં સુબલપુત્ર શકુનિ તથા મહાબળવાન વીર કૈતવ્ય સૈન્યોની સાથે મરણ પામ્યા, તો તેમાં દૈવ વિના બીજું કયું કારણ હોય ?[41] આ ઉપરાંત બીજા પરિઘ સમાન બાહુઓવાળા અનેક રાજાઓ અને રાજપુત્રો મરણને શરણ થઈ ગયા, ત્યાં દૈવ વિના બીજું કયું કારણ સમજી શકાય ? હે સંજય ! એ યુદ્ધમાં અનેક દેશોમાંથી આવેલા શૂરવીર, મહાધનુર્ધર, અસ્ત્રકુશળ યુદ્ધદુર્મદ તથા મહેંદ્ર સમાન પરાક્રમવાળા ઘણા ઘણા ક્ષત્રિયો માર્યા ગયા, તો તેમાં દૈવ વિના બીજું શું કારણ હોઈ શકે ? વળી મારા મહાબળવાન સર્વ પુત્રો, પૌત્રો, મિત્રો તથા ભાઈઓ જ્યાં મરણ પામ્યા, ત્યાં દૈવ વિના બીજું શું સમજવું ? ખરેખર, પુરુષ ભાગ્ય લઈને ઉત્પન્ન થાય છે. તેથી જે પુરુષ સદ્ભાગ્યવાળો હોય છે, તેને શુભ પ્રાપ્ત થાય છે. પણ હું તો પ્રથમથી જ ભાગ્યહીન છું. એટલે હે સંજય ! હું આ સમયે પડ્યો છું.[42–47] અરે રે ! હવે મારી શી વલે થશે ? હું એક તો વૃદ્ધ છું અને પાછો શત્રુઓના હાથમાં સપડાઈ પડ્યો છું. હે પ્રભુ ! હવે મારે વનમાં વાસ કર્યા વિના બીજો એક પણ આરો નથી.[48] આથી હું હવે વનમાં જ જઈશ. મારા સર્વ બંધુઓ તથા જ્ઞાતિજનોનો વિનાશ થઈ ગયો છે; તેમ જ હું મારા સર્વ પુત્રોથી હીન થઈ ગયો છું, તેથી હવે વનમાં ગયા વિના મને બીજું એક પણ શ્રેયસ્કર થશે નહિ.[49] હે સંજય ! કપાઈ ગયેલી પાંખોવાળા પક્ષીની જે અવસ્થા થાય, તે જ અવસ્થા આ સમયે મારી પણ થઈ છે. આ યુદ્ધમાં દુર્યોધન મરી ગયો; શલ્ય, દુઃશાસન, વિવિંશતિ અને મહાબળવાન વિકર્ણ પણ મરી ગયા. તો હવે હું ભીમસેનના મહાકઠોર શબ્દોને કેવી રીતે સહન કરી શકીશ ?[50,51] અરે ! જે એકલા ભીમસેને મારા સો પુત્રોને યુદ્ધમાં મારી નાખ્યા, તે ભીમસેન દુર્યોધનનો વધ કરી વારંવાર મને રૂક્ષ વાણીઓ સંભળાવશે. પુત્રના શોકથી સંતપ્ત થયેલો હું તેની એ તીક્ષ્ણ વાણીઓને સાંભળી શકીશ નહિ.

વૈશંપાયન બોલ્યા : હે જનમેજયરાજ ! એ પ્રમાણે બાંધવોના મરણને લીધે વારંવાર સંતાપ કરતા વયોવૃદ્ધ રાજા ધૃતરાષ્ટ્ર પુત્રો સંબંધી મનોવ્યથામાં ગરકાવ થઈ ગયા અને વખતોવખત મૂર્છિત થઈને પડી જવા લાગ્યા. હે રાજન્ ! તેમણે ઘણા વખત સુધી વિલાપ કર્યા કર્યો અને લાંબા લાંબા ઉષ્ણ નિઃશ્વાસો નાખીને શત્રુઓએ કરેલા પરાભવનો મનમાં ખૂબ વિચાર કર્યો. તે અંબિકાપુત્ર ભરતશ્રેષ્ઠ ધૃતરાષ્ટ્રરાજ મહાન દુઃખને લીધે અત્યંત બળી જવા લાગ્યા. વળી તેમણે સંજયને આ પ્રમાણે યોગ્ય પ્રશ્ન પૂછ્યો.[52–55]

ધૃતરાષ્ટ્ર બોલ્યો : ભીષ્મ અને દ્રોણાચાર્યને મરણ પામેલા સાંભળીને તથા કર્ણને પણ શત્રુઓએ મારી નાખેલો જોઈને મારા પુત્રોએ સર્વના

પ્રણેતા એવા કયા સેનાપતિને મોખરે કર્યો હતો? મારા પુત્રોએ જે જે પુરુષને સેનાપતિ તરીકે નીમ્યો હતો, તેને તેને પાંડવોએ તત્કાળ મારી નાખ્યો હતો. જુઓ, અર્જુને રણના મોખરામાં તમારા બધાના દેખતાં ભીષ્મપિતામહને મારી નાખ્યા. વળી તમારા બધાના દેખતાં તેમણે દ્રોણાચાર્યને પણ મારી જ નાખ્યા. હવે એવી જ રીતે પ્રતાપી સૂતપુત્ર કર્ણ પણ અર્જુનને હાથે સર્વ રાજાઓ અને તમારા દેખતાં રણમાં રોળાઈ ગયો! મહાત્મા વિદુરે મને પ્રથમથી જ કહ્યું હતું[૫૬-૬૦] કે, 'દુર્યોધનના અપરાધથી આ પ્રજાનો વિનાશ થઈ જશે.' પણ કેટલાએક મૂઢ પુરુષો સારી પેઠે જોયા વિચાર્યા છતાં પણ સાચી દૃષ્ટિથી જોતા નથી. મારા જેવા મૂઢના સંબંધમાં પણ તેમ જ થયું છે.[૬૧] દીર્ઘદર્શી અને સત્યવાદી ધર્માત્મા વિદુરે પ્રથમથી જે પ્રમાણે કહ્યું હતું તે પ્રમાણે જ તે વચન આજે સત્ય થઈ ચૂક્યું છે અને તેનું યથાર્થ ફળ પણ આજે મારી આગળ આવી પહોંચ્યું છે.[૬૨] મારું ચિત્ત પ્રથમથી જ દૈવને લીધે હણાઈ ગયું હતું, તેથી મેં તે વિદુરનું વચન પ્રથમથી જ ન સ્વીકારી લીધું અને તે અન્યાયનું ફળ આજે મને મળી ચૂક્યું છે. ઠીક છે, હે સંજય! બોલ, ફરીથી બોલ.[૬૩] કર્ણના મરણ પછી મારાં સૈન્યોના નેતા તરીકે કોણ થયો હતો? કહે, કયો રથી અર્જુન તથા શ્રીકૃષ્ણ સામે યુદ્ધ કરવા ધસી ગયો હતો?[૬૪] એ લડાઈમાં મદ્રરાજ શલ્યના રથના જમણા પૈડાની કોણ રક્ષા કરતું હતું? યુદ્ધ કરવાની ઇચ્છાવાળા વીર શલ્યરાજના રથના ડાબા પૈડાનું કયા પુરુષો રક્ષણ કરતા હતા? કોણ કોણ તેના પૃષ્ઠભાગમાં રક્ષણ કરતા ઊભા હતા?[૬૫] હે સંજય! હું તને પૂછું છું, તેનો ઉત્તર આપ. અરે! તમે બધા એકત્ર થઈને ઊભા હતા, છતાં પાંડવોએ તમારા બધાની વચ્ચે મહારથી શલ્યને કેવી રીતે મારી નાખ્યો હતો? અને કેવી રીતે મારો પુત્ર રણમાં માર્યો ગયો? ભરતવંશી મહાપુરુષોનો જે રીતે મહાઘોર સંહાર થઈ ગયો હોય તથા મારો પુત્ર દુર્યોધન જે રીતે યુદ્ધમાં મરાયો હોય, તે બધું મને યથાર્થ કહી સંભળાવ.[૬૬,૬૭] તેમ જ પોતાના અનુયાયીઓ સહિત સર્વ પાંચાલ રાજાઓ, ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી અને દ્રૌપદીના પુત્રો કેવી રીતે મરાયા?[૬૮] વળી પાંડવો, શ્રીકૃષ્ણ, સાત્યકિ, કૃપાચાર્ય, કૃતવર્મા અને અશ્વત્થામા આ દશ મહાપુરુષો કેવી રીતે તે યુદ્ધમાંથી બચી ગયા?[૬૯] હે સંજય! તે યુદ્ધ જેવું અને જેવી રીતે થયું હોય તેવું અને તેવી જ રીતે હું અત્યારે જ તારી પાસેથી સાંભળવા ઇચ્છું છું. માટે તું મને કહે. ખરેખર, તું ઘણો કુશળ છે.[૭૦]

ઇતિ શ્રીમહાભારતમાં શલ્યપર્વાંતર્ગત શલ્યાભિષેકપર્વમાં 'ધૃતરાષ્ટ્રનો વિલાપ' નામનો અધ્યાય ૨ જો સમાપ્ત

## અધ્યાય ૩જો
### કૌરવસૈન્યમાં નાસભાગ

॥ સંજય ઉવાચ ॥

**शृणु राजन्नवहितो यथावृत्तो महान् क्षयः ।**
**कुरूणां पाण्डवानां च समासाद्य परस्परम् ॥१॥**

સંજય બોલ્યો: હે રાજા! ધૃતરાષ્ટ્ર! સાવધાન થઈને સાંભળો. કૌરવો તથા પાંડવોની પરસ્પર ભેટંભેટા થતાં જે મહાન સંહાર થઈ ગયો હતો તે હું તમને કહું છું.[૧] મહાત્મા અર્જુને કર્ણને મારી નાખ્યો, એટલે કૌરવોનાં સર્વ સૈન્યોમાં નાસભાગ થઈ રહી અને માંડ માંડ તેમને યુદ્ધ કરવા માટે તત્પર કરવામાં આવ્યા.[૨] કર્ણના મરણ પછી જેમાં અનેક મહાપુરુષોનો સંહાર થઈ ગયો હતો, તેવા મહાઘોર રણક્ષેત્રમાં અર્જુને તે સમયે મોટો સિંહનાદ કર્યો હતો.[૩] તે સાંભળીને તમારા પુત્રોના મનમાં અતિમહાન ભય

પેસી ગયો હતો. કર્ણના મરણ પછી તમારા પક્ષના કોઈ યોદ્ધાને હરોળમાંથી છિન્નભિન્ન થઈ ગયેલાં સૈન્યોનું સંધાન કરવાની અથવા પરાક્રમ કરવાની બુદ્ધિ જ સૂઝી ન હતી.[૪] પણ અગાધ મહાસાગરમાં નૌકા ભાંગી જતાં ભયભીત થયેલા વણિકજનો જેમ મહાસાગરને સામે પાર જવાની ઇચ્છા કરે તેમ દ્વીપની પેઠે આધારભૂત એવો કર્ણ અર્જુનને હાથે હણાતાં સર્વ કૌરવ યોદ્ધાઓ તે અપાર યુદ્ધસમુદ્રની સામે પાર જવાની ઇચ્છા કરતા હતા (પલાયન કરી જવા ઇચ્છતા હતા). હે રાજન્! કર્ણ મરણ પામ્યો ત્યારે અતિશય ત્રાસ પામેલા અને બાણોના પ્રહારોથી ઘાયલ થયેલા તે યોદ્ધાઓ નાથ વિનાના થઈ પડ્યા હતા. સિંહથી ત્રાસ પામેલાં મૃગોની પેઠે, ભાંગી પડેલાં શિંગડાંવાળા બળદોની પેઠે, અથવા પડી ગયેલી દાઢોવાળા સર્પોની પેઠે તેઓ પોતાના કોઈ રક્ષકની ઇચ્છા કરતા હતા.[૫–૭]

સાયંકાળનો સમય થયો એટલે જેમના મોટા મોટા વીરશ્રેષ્ઠ પુરુષો અર્જુનથી પરાજય પામી માર્યા ગયા હતા અને જેઓ તીક્ષ્ણ બાણોના પ્રહારોથી શરીરે છિન્નભિન્ન અને વિધ્વસ્ત થયા હતા, એવા અમે બધા છાવણી તરફ પાછા ફર્યા હતા.[૮] હે રાજન્! સૂતપુત્ર હણાતાં તમારા સર્વ પુત્રો ભાંગીતૂટી ગયેલાં કવચોવાળા થઈ ગયા હતા, ભયને લીધે બેભાન જેવા થઈ ગયા હતા, અન્યોન્ય સામે અથડાતા હતા, ભયથી દિશાઓમાં જોયા કરતા હતા અને રણમાંથી પલાયન કરી જતા હતા. હે ભારત! તેઓમાંથી કોઈ એમ માનતો હતો કે, અર્જુન મારા પર જ ચઢી આવે છે; ત્યારે બીજો કોઈ એમ માનતો હતો કે, ભીમસેન મારી સામે જ ધસી આવે છે. આવી સંભ્રમભરેલી માન્યતાને લીધે તેઓ પૃથ્વી પર પછડાઈ [illegible] મૂર્છિત થઈ જતા હતા. કેટલાએક મહારથીઓ ઘોડાઓ પર સવાર થઈને, કેટલાએક હાથીઓ પર સવાર થઈને અને કેટલાએક રથોમાં બેસી જઈને ભયના માર્યા એકદમ વેગથી નાસી જતા હતા તથા પાળાઓને ત્યાં રણમાં છોડી જતા હતા. એ નાસભાગમાં હાથીઓએ ઘણા રથોને ભાંગી નાખ્યા હતા, મોટા મોટા રથોએ ઘોડેસવારોને કચરી નાખ્યા હતા અને પલાયન કરી જતા સંખ્યાબંધ ઘોડેસવારોએ પાળાઓનાં ટોળેટોળાંનો ઘાણ કાઢી નાખ્યો હતો. જેમ શિકારી પશુઓથી તથા લૂંટારાઓથી ભરપૂર એવા કોઈ વનમાં કાફલાથી વિખૂટા પડી ગયેલા મુસાફરો મહાદુ:ખભરેલી અવસ્થામાં આવી પડે, તેમ તમારા સર્વ યોદ્ધાઓ પણ કર્ણના મરણ પછી અતિમહાન દુર્દશામાં આવી પડ્યા હતા. જેમના સવારો માર્યા ગયા હતા તથા જેમની સૂંઢો કપાઈ ગઈ હતી, તેવા કેટલાએક હાથીઓ ભયના માર્યા સર્વ જગતને કેવળ ભીમસેન તથા અર્જુનમય જ જોતા હતા.

એ રીતે પોતાના સર્વ યોદ્ધાઓને ભીમસેનના ભયથી વિહ્વળ થઈ યુદ્ધમાંથી નાસી જતા જોઈને દુર્યોધનના મુખમાંથી 'હાય, હાય' એવો દુઃખનો ઉદ્‌ગાર નીકળી ગયો. તેણે પોતાના સારથિને કહ્યું : 'આજે હું હાથમાં ધનુષ્ય લઈ યુદ્ધના મોખરામાં ઊભો રહીશ અને મરણિયો થઈને યુદ્ધ કરીશ, તેથી અર્જુન મારો પરાજય કરી શકશે નહિ. માટે ચાલ, ઘોડાઓને જલદી હંકાર. હું આજે એવું યુદ્ધ કરીશ કે, મહાસાગર જેમ કાંઠાનું ઉલ્લંઘન કરી શકતો નથી, તેમ કુંતાપુત્ર અર્જુન પણ મારું ઉલ્લંઘન કરવાનો ઉત્સાહ કરી શકશે નહિ. આજે અર્જુનને, કૃષ્ણને, અભિમાની ભીમસેનને તથા મારા બીજા સર્વ શત્રુઓને ઠાર મારી હું કર્ણના ઋણમાંથી મુક્ત થઈશ.' શૂરવીર અને આર્ય પુરુષને ઘટે તેવું કુરુ-

રાજા દુર્યોધનનું આ વચન સાંભળી તેના સારથિએ સુવર્ણની ઝૂલોથી ઢંકાયેલા ઘોડાઓને ધીમે ધીમે આગળ હાંક્યા. એટલે તુરત જ હે રાજા! હાથી, ઘોડા અને રથો વિનાના પચીસ હજાર પગપાળા યોદ્ધાઓ યુદ્ધ કરવા ધસી ગયા. તેમને આમ ચઢી આવતા જોઈને ક્રોધાયમાન થયેલા ભીમસેને તથા ધૃષ્ટદ્યુમ્ને ચતુરંગી સૈન્યથી વીંટાઈને બાણોનો મારો ચલાવવા માંડ્યો. એટલે સામેથી તે પાયદળ યોદ્ધાઓ પણ તે બન્નેની સામા લડવા લાગ્યા.[૯-૨૨] તેઓમાંથી કેટલાએક યોદ્ધાઓ તો ભીમસેન તથા ધૃષ્ટદ્યુમ્નનાં નામ લઈ લઈને યુદ્ધ કરતા હતા, તે સાંભળી ભીમસેન કોપી ઊઠ્યો. શત્રુઓને આમ સામે ઊભેલા જોઈને ભીમસેન પોતે પણ હાથમાં ગદા લઈને રથ પરથી એકદમ નીચે ઊતરી પડ્યો. હે રાજા! એ સમયે કુંતાપુત્ર ભીમસેનને યુદ્ધધર્મ તરફ દૃષ્ટિ કરતાં પોતે રથમાં બેસી પૃથ્વી પર ઊભેલા શત્રુઓ જોડે યુદ્ધ કરવું યોગ્ય લાગ્યું ન હતું. તેથી જ પોતાના બાહુબળનો આશ્રય કરીને તેણે સુવર્ણથી મઢેલી મોટી ગદા હાથમાં લઈ પૃથ્વી પર ઊભા ઊભા યુદ્ધ કરવા માંડ્યું હતું. દંડધારી કાળ જેમ સર્વનો સંહાર કરી નાખે, તેમ તેણે તમારા સર્વ યોદ્ધાઓનો સંહાર કરવા માંડ્યો હતો. તે જોઈ તમારા પક્ષના પાળાઓ પણ અતિ આવેશમાં આવી ગયા. તેમણે પોતાના જીવિતની કે બાંધવોની જરા પણ દરકાર કરી નહિ. પતંગિયાં જેમ અગ્નિમાં ઝંપલાવે, તેમ તેઓ ભીમસેન સામે યુદ્ધ કરવા ધસી ગયા. કાળને જોઈને જેમ પ્રાણીઓ એકાએક ગર્જનાઓ કરે, તેમ ખૂબ જોસમાં આવી ગયેલા ને યુદ્ધદુર્મદ યોદ્ધાઓ ભીમસેન સામે ભેટીને ગર્જનાઓ કરવા લાગ્યા. પરંતુ ભીમસેન એક હાથમાં તલવાર અને બીજા હાથમાં ગદા લઈને બાજ પક્ષીની પેઠે રણમાં ઘૂમવા લાગ્યો અને જોતજોતામાં તેણે તમારા પચીસહજાર પાળાઓનો સંહાર કરી નાખ્યો. આ પ્રમાણે તે પાયદળ સૈન્યનો સંહાર કરી નાખ્યા પછી મહાબળવાન સત્યપરાક્રમી ભીમસેન ધૃષ્ટદ્યુમ્નને આગળ કરી પુનઃ યુદ્ધ કરવા ઊભો રહ્યો. તે જ અરસામાં વીર્યવાન અર્જુને રથીઓનાં સૈન્ય સામે ધસારો કર્યો. ત્યાં માદ્રીપુત્ર નકુલે, સહદેવે અને મહાબળવાન સાત્યકિએ દુર્યોધનના સૈન્યનો સંહાર કરતાં કરતાં હર્ષ તથા વેગપૂર્વક શકુનિ સામે ચઢાઈ કરી.[૨૩-૩૧] પાંડવપક્ષના તે યોદ્ધાઓએ તીક્ષ્ણ બાણોનો મારો ચલાવી શકુનિના અનેક ઘોડેસવારોને મારી નાખ્યા અને ઉતાવળા ઉતાવળા તેની પાછળ દોડી ગયા. એટલે તે સ્થળે પણ મહાન યુદ્ધ ચાલુ થયું.[૩૨]

બીજી તરફ, હે રાજા! અર્જુને પણ તમારા રથીઓના સૈન્યમાં પેસારો કર્યો હતો અને ત્રણે લોકમાં પ્રસિદ્ધ એવા પોતાના ગાંડીવધનુષ્યનો ટંકાર કરવા માંડ્યો હતો.[૩૩] એ સમયે શ્રીકૃષ્ણ જેના સારથિ હતા તેવા શ્વેત ઘોડાઓવાળા રથને તથા તેમાં બેસીને યુદ્ધ કરનારા અર્જુનને ચઢી આવતો જોઈને તમારા સર્વ યોદ્ધાઓ ભયના માર્યા રણમાંથી નાસભાગ કરવા લાગ્યા.[૩૪] એટલે તુરત જ રથ તથા ઘોડાઓ વિનાના તથા બાણોથી સજ્જ થયેલા પચીસ હજાર પગપાળા યોદ્ધાઓએ અર્જુન સામે ચઢાઈ કરી.[૩૫] પણ પાંચાલોના મહારથી, મહાધનુર્ધર, શત્રુઓનો સંહાર કરનારા, પાંચાલરાજના પુત્ર મહાયશસ્વી ધૃષ્ટદ્યુમ્ને અર્જુન પર ચઢી આવેલા તે પાયદળ સૈન્યનો સંહાર કરી નાખ્યો અને ભીમસેનને આગળ કરી એકદમ રણભૂમિ પર દેખાવ દીધો.[૩૬,૩૭] જેના રથમાં કબૂતરી રંગના ઘોડાઓ જોડ્યા હતા તથા જેના રથ પર કોવિદારના ચિહ્નવાળી ધ્વજા ફરકી રહી હતી, એવા તે ધૃષ્ટદ્યુમ્નને જોતાં વેંત જ તમારા

યોદ્ધાઓ ભયને લીધે નાસી ગયા હતા.[૩૮] બીજી તરફ એકદમ અસ્ત્રોનો મારો ચલાવીને શકુનિની પાછળ પડેલા યશસ્વી નકુળ, સહદેવ તથા સાત્યકિ પણ તત્કાળ રણમાં દેખાતા હતા.[૩૯] ત્યાં હે રાજા! ચેકિતાન, શિખંડી તથા દ્રૌપદીના પુત્રો તમારાં મહાન સૈન્યોનો સંહાર કરી શંખો વગાડી રહ્યા હતા.[૪૦] પછી બળદો જેમ બીજા બળદોને જીતીને તેમની પાછળ દોડે છે, તેમ તે બધા પાંડવ યોદ્ધાઓ શત્રુઓને અવળા મુખે નાસી જતા જોઈને તેમના પર બાણોનો મારો ચલાવતા દોડી ગયા.[૪૧] છતાં પણ તમારા પુત્રની કેટલીએક શેષ સેના રણમાં ઊભી રહી હતી, તે જોઈને અર્જુનને અતિશય ક્રોધ ચઢી ગયો.[૪૨] ત્યાં તે એકાએક તેમના પર બાણોની વૃષ્ટિ કરવા લાગ્યો. તેથી હે રાજા! ધૂળના ગોટેગોટ ઊડવા લાગ્યા અને કંઈ પણ દેખાવા ન લાગ્યું.[૪૩] ત્યારે લોકમાં સર્વ સ્થળે અંધકાર વ્યાપી ગયો અને પૃથ્વી તદ્દન બાણમય થઈ ગઈ. છતાં હે મહારાજ! તમારા યોદ્ધાઓ તો ભયના માર્યા સર્વ દિશાઓમાં નાસભાગ કરી રહ્યા હતા.[૪૪] આ રીતે હે રાજા! જ્યારે સર્વ સૈન્યોમાં ભંગાણ પડ્યું, ત્યારે કુરુરાજ દુર્યોધન પોતાનાં તથા શત્રુઓનાં સૈન્ય સામે એકદમ ધસી ગયો.[૪૫] હે ભરતશ્રેષ્ઠ! બલિરાજાએ પૂર્વે જેમ દેવોને યુદ્ધ કરવા માટે બોલાવ્યા હતા, તેમ તેણે સર્વ પાંડવોને પોતાની સામે યુદ્ધ કરવા બોલાવ્યા.[૪૬] એટલે તુરત જ ક્રોધાવેશમાં આવી ગયેલા સર્વ પાંડવ યોદ્ધાઓ પોતાની સામે ગર્જના કરી રહેલા તે દુર્યોધન સામે અનેક જાતનાં શસ્ત્રો ફેંકવા લાગ્યા અને વારંવાર ગર્જના કરતા કરતા તેની ઉપર એકીસાથે ધસી ગયા.[૪૭] છતાં દુર્યોધને બિલકુલ ગભરાયા વિના બાણોનો મારો ચલાવી શત્રુઓનો સંહાર કરવા માંડ્યો. હે રાજા! તે સમયે અમે તમારા પુત્રનું અદ્દભુત પરાક્રમ જોયું હતું.[૪૮] કારણ કે પાંડવપક્ષના સર્વ યોદ્ધાઓ એને એકલાને પણ હરાવી શક્યા ન હતા. તેવામાં દુર્યોધને પોતાના અત્યંત ઘાયલ થયેલા સૈન્યને નાસી જવાના નિશ્ચય પર આવી ગયેલું જોયું. તેથી હે રાજેંદ્ર! અતિ દૂર નહિ ગયેલા તે સૈન્યને ઊભું રાખીને તમારો પુત્ર પોતાની કુશળ બુદ્ધિનો ઉપયોગ કરવા મંડ્યો અને યોદ્ધાઓને ઉત્સાહમાં લાવવા માટે આ પ્રમાણે કહેવા લાગ્યો: 'અરે ઓ વીર ક્ષત્રિયો! આખી પૃથ્વી પર અથવા પર્વતોની તળેટીઓમાં તેવો એક પણ પ્રદેશ મને એવો દેખાતો નથી કે, જ્યાં તમે નાસી જાઓ અને પાંડવો તમને ન મારી નાખે; તો વ્યર્થ નાસી જવાથી તમારું શું વળવાનું છે! જુઓ, પાંડવોનું સૈન્ય હવે તદ્દન ઓછું જ રહ્યું છે; તેમ જ કૃષ્ણ અને અર્જુન તદ્દન ઘાયલ થઈ ગયા છે. માટે જો આપણે અહીં યુદ્ધ કરવા ઊભા રહીશું, તો અવશ્ય આપણો વિજય થશે. છતાં પણ તમે જો યુદ્ધ નહિ કરતાં ઊલટું ભંગાણ પાડીને નાસી જશો, તો એક તો યુદ્ધમાંથી પલાયન કરવારૂપ તમે પાપ કરેલું ગણાશે અને બીજું, પાંડવો તમારી પાછળ પડીને પણ તમને મારી જ નાખશે. માટે યુદ્ધ કરીને મરવું તે જ શ્રેયસ્કર છે. વળી શાસ્ત્ર પણ કહે છે કે, ક્ષાત્રધર્મમાં રહીને સામે પગલે યુદ્ધ કરનારા ક્ષત્રિયોનું યુદ્ધમાં થયેલું મૃત્યુ સુખકારક થાય છે. વળી યુદ્ધમાં મરણ પામેલા ક્ષત્રિયને દુઃખની ખબર પડતી નથી; તેમ જ મૂઆ પછી પરલોકમાં તેને અનંત સુખ મળે છે. માટે હે ક્ષત્રિયો! તમે જેટલા અહીં યુદ્ધ કરવા એકઠા થયેલા છો તે બધા હું કહું છું તે ધ્યાનપૂર્વક સાંભળો. તમે કદાચ રણમાંથી પલાયન કરશો, તોપણ તમે તમારા શત્રુ ભીમસેનના સપાટામાં સપડાશો જ; માટે

તમે તમારા પૂર્વજોએ આચરેલા ક્ષાત્રધર્મનો ત્યાગ કરવા યોગ્ય નથી.[૪૯-૫૬] હે કૌરવ યોદ્ધાઓ ! ક્ષત્રિયને યુદ્ધમાંથી પલાયન કરી જવા જેવું બીજું એક પણ મહાન પાપ નથી અને યુદ્ધધર્મથી બીજો એક પણ અતિ કલ્યાણકારી સ્વર્ગીય માર્ગ નથી.[૫૭] ધર્માચરણ કરનારા પુરુષોને જે દિવ્ય લોકો અતિ દીર્ઘકાળે પ્રાપ્ત થાય છે, તે લોકો યુદ્ધથી તુરત જ પ્રાપ્ત થાય છે.' સર્વ મહારથીઓએ રાજા દુર્યોધનનાં એ વચનની પ્રશંસા કરી. ત્યાં બધા ક્ષત્રિયો યુદ્ધમાં થયેલા પોતાના પરાજયને સહન નહિ કરીને તેમ જ પરાક્રમ કરવાનો મનમાં નિશ્ચય કરીને પાંડવો સામે યુદ્ધ કરવા પાછા તૈયાર થયા.[૫૮,૫૯] એટલે વળી પાછું તમારા તથા શત્રુપક્ષના યોદ્ધાઓ વચ્ચે દેવાસુર-યુદ્ધ સરખું અતિદારુણ યુદ્ધ ચાલુ થયું.[૬૦] ત્યારે હે મહારાજ ! તમારો પુત્ર દુર્યોધન સર્વ સૈન્યને સાથે લઈને યુધિષ્ઠિર આદિ પાંડવો સામે એકદમ દોડી ગયો.[૬૧]

ઇતિ શ્રીમહાભારતમાં શલ્યપર્વાંતર્ગત શલ્યાભિષેકપર્વમાં 'કૌરવસૈન્યમાં નાસભાગ' નામનો અધ્યાય ૩જો સમાપ્ત

## અધ્યાય ૪થો

### સલાહ કરી લેવા માટે દુર્યોધનને કૃપાચાર્યનો હિતોપદેશ

॥ संजय उवाच ॥

पतितान् रथनीडाँश्च रथाँश्चापि महात्मनाम् ।
रणे च निहतान्नागान् दृष्ट्वा पत्तींश्च मारिष ॥ १ ॥

સંજય બોલ્યો: હે રાજા ધૃતરાષ્ટ્ર ! તે સમયે રણક્ષેત્રમાં મહાત્મા પુરુષોના આડાઅવળા રડવડતા રથોને તથા રથોની બેસણીઓને, સંખ્યાબંધ મરણ પામેલા હાથીઓને તથા પાળાઓને જોઈને, તેમ જ રુદ્રના વિહારક્ષેત્ર સમાન અતિ ઘોર બની ગયેલા સમરાંગણને તથા સેંકડો અને હજારો રાજાઓને પોતાની સમક્ષ રોળાઈ ગયેલા જોઈને તમારો પુત્ર દુર્યોધન યુદ્ધમાંથી પરાઙ્મુખ થઈ ગયો અને શોકાવેશને લીધે તેનું મન તદ્દન નિરુત્સાહ થઈ ગયું. હે ભારત ! સર્વ સૈન્યો પણ અર્જુનના દિવ્ય પરાક્રમને જોઈને અત્યંત ઉદ્વેગ પામ્યાં અને દુઃખમાં આવી પડી પોતાની ભાવિ દશા વડે વિચાર કરવા લાગ્યાં. બીજી તરફ સૈન્યનો સંહાર ચાલુ જ હતો અને ત્યાં દુઃખજનક મહાન કોલાહલો સંભળાતા હતા. વળી એ રણમાં મોટા મોટા રાજાઓના ચિહ્નભૂત ધ્વજ આદિ પદાર્થો છિન્નભિન્ન થયેલા જોવામાં આવતા હતા. ત્યારે હે રાજન્ ! વયોવૃદ્ધ અને શીલસંપન્ન એવા તેજસ્વી કૃપાચાર્યના મનમાં દયા આવી ગઈ અને બોલવામાં કુશળ એવા તે કૃપાચાર્ય રાજા દુર્યોધનની પાસે જઈને ક્રોધથી આવું વચન કહેવા લાગ્યા : 'હે કુરુવંશી મહારાજ દુર્યોધન ! આ હું તમને જે વચન કહું છું તે તમે સાંભળો. હે નિર્દોષ રાજા ! મારાં તે વચન સાંભળ્યા પછી તે જો તમને ગમે તો તે પ્રમાણે તમે કરજો.[૧-૭] હે રાજેંદ્ર ! નક્કી છે કે, યુદ્ધધર્મના કરતાં બીજો મહાશ્રેયસ્કર માર્ગ એક પણ નથી. હે મહાક્ષત્રિય ! ક્ષત્રિયો જે યુદ્ધધર્મનો આશ્રય કરી લડે છે, તે ક્ષત્રિયધર્મથી જીવનારો પુરુષ પોતાના પુત્ર, ભાઈ, પિતા, ભાણેજ, મામા, બીજા સંબંધીઓ અથવા બાંધવો સાથે પણ અવશ્ય લડી શકે છે, તેમાં તેને કોઈ જાતનો દોષ લાગતો નથી. વળી યુદ્ધમાં સામે પગલે લડતાં જો મરણ થાય છે, તો મહાન ધર્મ પ્રાપ્ત થાય છે; પરંતુ યુદ્ધમાંથી જો પલાયન કરવામાં આવે, તો મહાન અધર્મ પ્રાપ્ત થાય છે. એટલું જ નહિ, પણ જે પુરુષો જીવિતની ઇચ્છાથી યુદ્ધમાંથી પલાયન કરે છે તેઓ આ લોકમાં અધર્મભરેલી ઘોર આજીવિકાનો આશ્રય કરનારા ગણાય છે તથા મૃત્યુ પછી ઘોર નરકાદિ ગતિને પ્રાપ્ત થાય છે.[૯,૧૦] માટે હું તમને આ સમયે કંઈક

ના બાણનું લક્ષ્ય થયો હતો, તે વેળા સૂતપુત્ર કર્ણ ક્યાં ગયો હતો ? પોતાના અનુયાયીઓ સહિત દ્રોણાચાર્ય ક્યાં ગયા હતા ? હું ક્યાં ગયો હતો ? તમે પોતે ક્યાં ગયા હતા ? કૃતવર્મા ક્યાં ગયા હતા ? અને પોતાના ભાઈઓની સાથે રહેલો તમારો ભાઈ દુઃશાસન ક્યાં ગયો હતો ? હે રાજા ! આપણે બધા તે જયદ્રથની પાસે જ ઊભા હતા, છતાં તમારા સંબંધીઓ, ભાઈઓ, સહાયકો, મામાઓ તથા બીજા સર્વ યોદ્ધાઓના દેખતાં તે અર્જુને પરાક્રમ કરીને સર્વ લોકોના મસ્તક પર પગ મૂક્યો હતો અને જયદ્રથને મારી નાખ્યો હતો, તો હવે આ સમયે બાકી રહેલા કયા પુરુષની આપણે ઉપાસના કરીએ ? આપણામાં તેવો કયો પુરુષ છે કે જે અર્જુનનો પરાજય કરી શકે ?[30-33] એ મહાત્મા અર્જુનની પાસે અનેક જાતનાં દિવ્ય અસ્ત્રો છે. અરે ! એના ગાંડીવધનુષ્યનો ટંકાર માત્ર અમારા વીર્યનો નાશ કરી નાખે છે ![34] હે રાજા ! જેનો સેનાપતિ નાશ પામ્યો છે એવી તમારી આ સેના ચંદ્ર વિનાની રાત્રિની પેઠે શોકરૂપ અંધકારથી છવાઈ ગઈ છે. હાથીએ ભાંગી નાખેલાં તટપ્રદેશનાં વૃક્ષોવાળી શુષ્ક નદી જેમ ડહોળાઈ જાય, તેમ આ સેના પણ ડહોળાઈ ગઈ છે.[35] ભડભડાટ બળી રહેલો અગ્નિ જેમ સૂકા ઘાસમાં ઇચ્છામાં આવે તેમ ઘૂમે છે, તેમ મહાબાહુ અર્જુન પણ નાયક વિનાની થઈ પડેલી આ સેનામાં ઇચ્છામાં આવે તેમ ઘૂમી રહ્યો છે.[36] વળી સાત્યકિ તથા ભીમસેનનો વેગ એટલો આગળ વધતો જાય છે કે તે જાણે સર્વ પર્વતોને તોડી પાડશે અથવા સર્વ સમુદ્રોને સુકાવી નાખશે ![37] હે પૃથ્વીનાથ ! સભાની વચ્ચે ભીમસેને જે વચન કહ્યું હતું તે વચનને તેણે સફળ કર્યું છે અને હજી પણ સફળ જ કરશે.[38] તે સમયે કર્ણ જ્યારે રણના મોખરામાં ઊભો હતો ત્યારે ગાંડીવધનુર્ધર અર્જુને પોતાના દુરાસદ સૈન્યને વ્યૂહાકારમાં ગોઠવી દઈ તેની કેવી રક્ષા કરી હતી ?[39] પાંડવો સત્પુરુષ છે અને નિર્દોષ છે, છતાં તમે તેમને વિના કારણે અનેક દુષ્ટ કૃત્યો દ્વારા ઘણાં ઘણાં સંકટો આપ્યાં છે, તેનું જ આ સમયે તમને ફળ મળ્યું છે.[40] હે તાત ! હે ભરતશ્રેષ્ઠ ! તમે કેવળ પોતાને માટે સર્વ લોકોનો યત્નપૂર્વક સંહાર કરાવ્યો છે અને આખરે તમારો પોતાનો જીવ પણ સંશયમાં આવી પડ્યો છે.[41] હે દુર્યોધનરાજ ! હવે તમે કેવળ તમારા આત્માનું જ રક્ષણ કરો; કારણ કે આત્મા જ સર્વ અનુકૂળ સંયોગોનું પાત્ર કહેવાય છે. એ પાત્ર જો ભાંગી પડે છે, તો તેમાં રહેલો પદાર્થ પણ દિશાઓમાં વેરણછેરણ થઈ જાય છે.[42] વળી બૃહસ્પતિનો નીતિશાસ્ત્રને લગતો આવો એક નિશ્ચય છે કે, ઓછા બળવાળા અથવા સમાન બળવાળા રાજાએ પોતાના શત્રુની સાથે સંધિ કરવી તે જ ઇષ્ટ છે અને અધિક બળવાન રાજાએ શત્રુની સાથે યુદ્ધ કરવું. તો હે રાજા ! આ સમયે આપણે બળમાં અને શક્તિમાં પાંડવોના કરતાં હીન છીએ. માટે હું તો માનું છું કે, પાંડવોની સાથે આ સમયે સંધિ કરવી તે જ યોગ્ય છે.[43,44] વળી જે રાજા પોતાના કલ્યાણકારી કાર્યને કરી જાણતો નથી તેમ જ પોતાનું કલ્યાણ કરી જાણનારા વૃદ્ધોની અવગણના કરે છે, તે રાજા સત્વર રાજ્યથી ભ્રષ્ટ થાય છે અને કદી પણ તેનું કલ્યાણ થતું જ નથી.[45] માટે હે રાજન્ ! આ સમયે રાજા યુધિષ્ઠિરને નમી પડી આપણે જો રાજ્ય મેળવીએ તો તેમાં જ આપણું શ્રેય રહેલું છે. મૂર્ખાઈથી યુદ્ધ કરીને પરાજય પામવામાં આપણું શ્રેય રહેલું નથી.[46] વળી ધૃતરાષ્ટ્ર અને શ્રીકૃષ્ણના વચનથી કૃપાશીલ રાજા યુધિષ્ઠિર તમને રાજ્યગાદી પર બેસાડશે જ.[47] શ્રીકૃષ્ણ અજિત રાજા યુધિષ્ઠિરને,

હિતનાં વચન કહું છું. હે નિર્દોષ રાજા ! આ યુદ્ધમાં ભીષ્મ, દ્રોણાચાર્ય, મહારથી કર્ણ, જયદ્રથ, તમારા ભાઈઓ તથા તમારો પુત્ર લક્ષ્મણ વગેરે સર્વ મહાપુરુષો જ્યારે મરણ પામ્યા છે, ત્યારે હવે આપણે બાકી રહેલા કયા મહાપુરુષની નેતા તરીકે ઉપાસના કરીશું ?[૧૧,૧૨] જેમના પર આ યુદ્ધનો મહાન ભાર મૂકી આપણે નિષ્કંટક રાજ્ય લેવાનો નિશ્ચય કર્યો હતો, તે શૂરવીર મહાપુરુષો તો પોતાનાં શરીરોનો ત્યાગ કરી બ્રહ્મવેત્તાઓની ગતિને પામી ગયા છે.[૧૩] આપણે હવે મહાગુણવાન મહારથીઓ વિનાના થઈ પડ્યા છીએ અને જો હજી પણ આપણે નહિ સમજીએ તો આપણે બચાએ બચી ગયેલા આ અનેક રાજાઓનો સંહાર કરાવી દીનતાપૂર્વક વર્તન કરવું પડશે.[૧૪] વળી શ્રીકૃષ્ણ જેના નેતા છે તથા દેવો પણ જેનો પરાજય કરવાને અશક્ત છે, તે મહાબાહુ અર્જુનને આપણામાં જીવતો કયો મહારથી જીતી શકે તેમ છે ?[૧૫] આપણી આ મહાસેના ઇંદ્રના ધનુષ્યની પેઠે રંગબેરંગી અને ઇંદ્રની ધજા સરખી ઊંચી એવી અર્જુનની વાનરચિહ્નવાળી ધજાનો ભેટો થતાં જ ખળભળી ગઈ છે.[૧૬] અમારાં પોતાનાં મન પણ ભીમસેનનો સિંહનાદ સાંભળીને, શ્રીકૃષ્ણના પાંચજન્ય શંખનો ધ્વનિ સાંભળીને અને અર્જુનના ધનુષ્યનો ટંકાર સાંભળીને અત્યંત મૂઢ બની જાય છે.[૧૭] જુઓ, જાણે નેત્રોની કાંતિને હરી લેતી વીજળી ઝબૂકતી હોય અથવા ચક્કર ચક્કર ફરતું જાણે ઊંબાડિયું હોય, તેમ ગોળાકારે ફરી રહેલું આ ગાંડીવધનુષ્ય સર્વ સ્થળે દેખાય છે. મેઘમંડળમાં જાણે વીજળી ચમકતી હોય, તેમ સુવર્ણથી મઢેલું અર્જુનનું એ વિચિત્ર મહાન ધનુષ્ય સર્વ દિશાઓમાં ફરી રહેલું દેખાય છે. વળી જુઓ, ચંદ્ર તથા કાસડા સમાન પ્રભાવાળા અને અતિશય વેગવાળા એવા આ તેના રથમાં જોડેલા ઘોડાઓ જાણે આકાશને પી જતા હોય, તેમ રણમાં દોડી રહ્યા છે ![૧૮-૨૦] વાયુ જેમ મેઘોને આકાશમાં દોડાવી મૂકે છે, તેમ શ્રીકૃષ્ણ તે ઘોડાઓને રણમાં દોડાવ્યે જાય છે. જુઓ, સુવર્ણના સામાનથી વિચિત્ર જણાતાં અંગોવાળા તે ઘોડાઓ અર્જુનને રણમાં વહી જાય છે.[૨૧] હે રાજન્ ! શિશિરઋતુમાં એકાએક સળગી ઊઠેલો અગ્નિ જેમ ઘાસની ગંજીને બાળી નાખે છે, તેમ અસ્ત્રકુશળ અર્જુને તમારા સૈન્યને બાળી ભસ્મ કરી નાખ્યું છે.[૨૨] મહેંદ્ર સમાન કાંતિવાળો અર્જુન જ્યારે આપણાં સૈન્યોમાં પ્રવેશ કરે છે, ત્યારે એ ચાર દંતૂશળોવાળા કોઈ એક હાથીના જેવો જ અમારા જોવામાં આવે છે.[૨૩] તે હાથી જેમ કોઈ તળાવડીને ચોબાજુથી ડહોળી નાખે, તેમ અર્જુન આપણી સેનાને ખળભળાવી દઈ સર્વ રાજાઓને ત્રાસ પમાડી રહેલો દેખાય છે.[૨૪] પાંડુપુત્ર અર્જુન જ્યારે ધનુષ્યનો ટંકાર કરીને યોદ્ધાઓને ત્રાસ ઉપજાવે છે, ત્યારે મૃગોનાં ટોળાંને ત્રાસ પમાડતો કોઈ એક સિંહ હોય, તેવો જ તે અમને દેખાય છે. જુઓ, જુઓ, સર્વ લોકમાં તથા સર્વ ધનુર્ધારીઓમાં શ્રેષ્ઠ એવા શ્રીકૃષ્ણ તથા અર્જુન કવચો ધારણ કરીને કેવા સર્વ સૈનિકોના મધ્યમાં ઘૂમી રહ્યા છે ![૨૫,૨૬]

'હે ભારત ! આ યુદ્ધક્ષેત્રમાં ચોતરફથી મારામારી કરતો જે અતિ ઘોર સંગ્રામ મંડાયો છે તેને આજે સત્તર દિવસો વીતી ગયા છે.[૨૭] વાયુએ વીખેરી નાખેલાં શરદઋતુનાં મેઘમંડળોની પેઠે તમારાં સર્વ સૈન્યો ચોબાજુ વીખરાઈ ગયાં છે.[૨૮] હે મહારાજ ! જેમ મહાસાગરમાં પ્રચંડ વાયુના ઝપાટાથી નૌકા હાલકડોલક થઈને કંપી જાય, તેમ આ તમારી સેના પણ અર્જુનના પ્રચંડ મારાથી કંપી છે.[૨૯] અરે, ઓ રાજા ! તમે વિચાર કરો કે, જે વેળા રાજા જયદ્રથ અર્જુન-

ના બાણનું લક્ષ્ય થયો હતો, તે વેળા સૂતપુત્ર કર્ણ ક્યાં ગયો હતો? પોતાના અનુયાયીઓ સહિત દ્રોણાચાર્ય ક્યાં ગયા હતા? હું ક્યાં ગયો હતો? તમે પોતે ક્યાં ગયા હતા? કૃતવર્મા ક્યાં ગયા હતા? અને પોતાના ભાઈઓની સાથે રહેલો તમારો ભાઈ દુઃશાસન ક્યાં ગયો હતો? હે રાજા! આપણે બધા તે જયદ્રથની પાસે જ ઊભા હતા, છતાં તમારા સંબંધીઓ, ભાઈઓ, સહાયકો, મામાઓ તથા બીજા સર્વ યોદ્ધાઓના દેખતાં તે અર્જુને પરાક્રમ કરીને સર્વ લોકોના મસ્તક પર પગ મૂક્યો હતો અને જયદ્રથને મારી નાખ્યો હતો, તો હવે આ સમયે બાકી રહેલા કયા પુરુષની આપણે ઉપાસના કરીએ? આપણામાં તેવો કયો પુરુષ છે કે જે અર્જુનનો પરાજય કરી શકે?[30–33] એ મહાત્મા અર્જુનની પાસે અનેક જાતનાં દિવ્ય અસ્ત્રો છે. અરે! એના ગાંડીવધનુષ્યનો ટંકાર માત્ર અમારા ધૈર્યનો નાશ કરી નાખે છે![34] હે રાજા! જેનો સેનાપતિ નાશ પામ્યો છે એવી તમારી આ સેના ચંદ્ર વિનાની રાત્રિની પેઠે શોકરૂપ અંધકારથી છવાઈ ગઈ છે. હાથીએ ભાંગી નાખેલાં તટપ્રદેશનાં વૃક્ષોવાળી શુષ્ક નદી જેમ ડહોળાઈ જાય, તેમ આ સેના પણ ડહોળાઈ ગઈ છે.[35] ભડભડાટ બળી રહેલો અગ્નિ જેમ સૂકા ઘાસમાં ઇચ્છામાં આવે તેમ ઘૂમે છે, તેમ મહાબાહુ અર્જુન પણ નાયક વિનાની થઈ પડેલી આ સેનામાં ઇચ્છામાં આવે તેમ ઘૂમી રહ્યો છે.[36] વળી સાત્યકિ તથા ભીમસેનનો વેગ એટલો આગળ વધતો જાય છે કે તે જાણે સર્વ પર્વતોને તોડી પાડશે અથવા સર્વ સમુદ્રોને સુકાવી નાખશે![37] હે પૃથ્વીનાથ! સભાની વચ્ચે ભીમસેને જે વચન કહ્યું હતું તે વચનને તેણે સફળ કર્યું છે અને હજી પણ સફળ જ કરશે.[38] તે સમયે કર્ણ જ્યારે રણના મોખરામાં ઊભો હતો ત્યારે ગાંડીવધનુર્ધર અર્જુને પોતાના દુરાસદ સૈન્યને વ્યૂહાકારમાં ગોઠવી દઈ તેની કેવી રક્ષા કરી હતી?[39] પાંડવો સત્પુરુષ છે અને નિર્દોષ છે, છતાં તમે તેમને વિના કારણે અનેક દુષ્ટ કૃત્યો દ્વારા ઘણાં ઘણાં સંકટો આપ્યાં છે, તેનું જ આ સમયે તમને ફળ મળ્યું છે.[40] હે તાત! હે ભરતશ્રેષ્ઠ! તમે કેવળ પોતાને માટે સર્વ લોકોનો યત્નપૂર્વક સંહાર કરાવ્યો છે અને આખરે તમારો પોતાનો જીવ પણ સંશયમાં આવી પડ્યો છે.[41] હે દુર્યોધનરાજ! હવે તમે કેવળ તમારા આત્માનું જ રક્ષણ કરો; કારણ કે આત્મા જ સર્વ અનુકૂળ સંયોગોનું પાત્ર કહેવાય છે. એ પાત્ર જો ભાંગી પડે છે, તો તેમાં રહેલો પદાર્થ પણ દિશાઓમાં વેરણછેરણ થઈ જાય છે.[42] વળી બૃહસ્પતિનો નીતિશાસ્ત્રને લગતો આવો એક નિશ્ચય છે કે, ઓછા બળવાળા અથવા સમાન બળવાળા રાજાએ પોતાના શત્રુની સાથે સંધિ કરવી તે જ ઇષ્ટ છે અને અધિક બળવાન રાજાએ શત્રુની સાથે યુદ્ધ કરવું. તો હે રાજા! આ સમયે આપણે બળમાં અને શક્તિમાં પાંડવોના કરતાં હીન છીએ. માટે હું તો માનું છું કે, પાંડવોની સાથે આ સમયે સંધિ કરવી તે જ યોગ્ય છે.[43,44] વળી જે રાજા પોતાના કલ્યાણકારી કાર્યને કરી જાણતો નથી તેમ જ પોતાનું કલ્યાણ કરી જાણનારા વૃદ્ધોની અવગણના કરે છે, તે રાજા સત્વર રાજ્યથી ભ્રષ્ટ થાય છે અને કદી પણ તેનું કલ્યાણ થતું જ નથી.[45] માટે હે રાજન્! આ સમયે રાજા યુધિષ્ઠિરને નમી પડી આપણે જો રાજ્ય મેળવીએ તો તેમાં જ આપણું શ્રેય રહેલુ છે. મૂર્ખાઈથી યુદ્ધ કરીને પરાજય પામવામાં આપણું શ્રેય રહેલું નથી.[46] વળી ધૃતરાષ્ટ્ર અને શ્રીકૃષ્ણના વચનથી કૃપાશીલ રાજા યુધિષ્ઠિર તમને રાજ્યગાદી પર બેસાડશે જ.[47] શ્રીકૃષ્ણ અજિત રાજા યુધિષ્ઠિરને,

અર્જુનને તથા ભીમસેનને જે કંઈ કરવાનું કહે છે, તેને તેઓ બધા અવશ્ય કરે છે.[૪૮] હું માનું છું કે, શ્રીકૃષ્ણ ધૃતરાષ્ટ્રના વચનનું ઉલ્લંઘન કરશે નહિ, તેમ યુધિષ્ઠિર રાજા પણ શ્રીકૃષ્ણના વચનનું ઉલ્લંઘન કરશે નહિ. આમ કરવામાં જ આપણું કલ્યાણ સમાયેલું છે. પાંડવો સાથે યુદ્ધ કરવામાં આ સમયે કંઈ લાભ નથી, એમ હું માનું છું. હે રાજા! આ જે હું તમને કહું છું તે તમારા હિતને માટે જ છે, નહિ કે મારા પ્રાણનું રક્ષણ કરવા માટે અથવા તમારા તરફના મારા દુષ્ટ વિચારો પાર પાડવા માટે. છતાં તમે જો આ સમયે નહિ માનો તો મરણસમયે તમે જરૂર મારાં આ વચનોને સંભારશો.' એ પ્રમાણેનું વચન કહીને વયોવૃદ્ધ કૃપાચાર્યે લાંબો ઉષ્ણ નિઃશ્વાસ નાખ્યો અને તે શોકને તથા મોહને વશ થઈ ગયા.[૪૯-૫૧]

ઇતિ શ્રીમહાભારતમા શલ્યપર્વાંતર્ગત શલ્યાભિષેકપર્વમાં 'કૃપાચાર્યના વાક્ય' નામનો અધ્યાય ૪ થો સમાપ્ત

## અધ્યાય ૫ મો

### કૃપાચાર્યનાં વચનનો અનાદર— ના, હું તો યુદ્ધ જ કરીશ!

॥ संजय उवाच ॥

**एवमुक्तस्ततो राजा गौतमेन तपस्विना ।**
**निःश्वस्य दीर्घमुष्णं च तूष्णीमासीद्विशांपते ॥ १ ॥**

સંજય બોલ્યો: હે રાજા ધૃતરાષ્ટ્ર! ગૌતમગોત્રના તપસ્વી કૃપાચાર્યે એ પ્રમાણે કહ્યું, એટલે રાજા દુર્યોધન લાંબો અને ઊનો નિઃશ્વાસ નાખી મૌન બેસી રહ્યો.[૧] આમ ઘડીભર વિચાર કર્યા પછી મહામનસ્વી શત્રુતાપન દુર્યોધને કૃપાચાર્યને આ વાક્ય કહેવા માંડ્યાં:[૨] 'હિતૈષી સુહૃદે પોતાના મિત્રને જે કંઈ કહેવું જોઈએ તે બધું તમે મને કહી સંભળાવ્યું છે. વળી તમે પોતાના પ્રાણોની પણ પરવા કર્યા વિના યુદ્ધ કરી મારે માટે સર્વ કંઈ કર્યું છે.[૩] તમે અતિતેજસ્વી એવા મહારથી પાંડવોની સાથે યુદ્ધ કરતાં કરતાં છેક તેમનાં સૈન્યોમાં ધૂસી જાઓ છો તે પણ લોકોએ જોયું છે.[૪] પણ પોતાના મિત્રધર્મને અનુસરીને તમે મને જે હિતવચનો કહી સંભળાવ્યાં તે બધાં મરણપથારીએ પડેલા મનુષ્યને જેમ ઔષધ ગમે નહિ, તેમ મને ગમતાં નથી.[૫] હે બ્રાહ્મણોત્તમ! તમે મને હેતુ અને કારણથી યુક્ત એવું ઉત્તમ હિતવચન કહ્યું છે, પરંતુ તે મને રુચતું નથી.[૬] કારણ કે જે મહાધનવાન રાજા યુધિષ્ઠિરને જુગાર રમાડી અમે જીતી લીધા હતા અને રાજ્યાસન પરથી પદભ્રષ્ટ કરી વનમાં કાઢી મૂક્યા હતા, તે અમારા પર હવે કેમ વિશ્વાસ કરે? તે અમારાં વાક્યો વિશે કેવી રીતે શ્રદ્ધા મૂકે? તેમ જ યુધિષ્ઠિરનું હિત કરવામાં આસક્ત રહેનારા શ્રીકૃષ્ણ જ્યારે પાંડવોનું દૂતકર્મ સ્વીકારી સંધિ કરવા માટે આપણી પાસે આવ્યા હતા, ત્યારે આપણે તેમને ફસાવ્યા હતા, તો હે બ્રહ્મન્! તે આ સમયે મારાં વચનને કેમ માન્ય કરે? સભાની વચ્ચે આવેલી કૃષ્ણાએ જે વિલાપો કર્યા હતા તથા આપણે પાંડવોના રાજપાટનું જે હરણ કરી લીધું છે, તેને શ્રીકૃષ્ણ કદી સહન કરે તેમ નથી.[૭-૧૦] કારણ કે હે સમર્થ આચાર્ય! શ્રીકૃષ્ણ તથા અર્જુન એ બન્ને એક જ પ્રાણ હોય તેમ અન્યોન્યનો આશ્રય કરીને રહ્યા છે, એમ જે મેં પ્રથમ સાંભળ્યું હતું તેને આજે હું પ્રત્યક્ષ જોઉં છું. વળી શ્રીકૃષ્ણ પોતાના ભાણેજ અભિમન્યુને યુદ્ધમાં મરણ પામેલો સાંભળીને નિત્ય દુઃખે સૂએ છે. આમ અભિમન્યુનો વધ કરી વાસ્તવિક રીતે આપણે તેમના અપરાધી પણ છીએ તો તે મને ક્ષમા કેમ આપશે?[૧૧,૧૨] વળી અર્જુન પણ અભિમન્યુના વિનાશથી શાંતિ વાળીને જંપતો નથી, તો તેની પાસે સંધિ માટેની યાચના કરવા છતાં તે મારું હિત કરવા માટે શાનો પ્રયત્ન કરે?[૧૩] વળી પૃથાનો વચેટ પુત્ર મહાબળવાન

ભીમસેન તો ઘણો જ તીખાં સ્વભાવનો છે. તેણે મારો વધ કરવા માટે મહાઉગ્ર પ્રતિજ્ઞા કરી છે. ભલે પોતે ભાંગી પડે, તોપણ તે કદી નમે એમ નથી. કેડે તલવાર લટકાવી રાખનારા તથા શરીરે કવચ પહેરી રાખનારા વીર નકુલ ને સહદેવ પણ સાક્ષાત્ યમ સરખા ભયંકર છે અને તે બન્નેએ પણ મારી સામે બરાબર વેર બાંધ્યું છે. વળી હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! ધૃષ્ટદ્યુમ્ન તથા શિખંડીએ મારી સાથે પ્રથમથી જ વેર કર્યું છે. તેઓ મારું હિત કરવા માટે કેમ પ્રયત્ન કરે?[૧૪-૧૬] તેમ જ જેણે એક જ વસ્ત્ર પહેર્યું હતું તેવી અને રજસ્વલા થયેલી તે દ્રૌપદીને વસ્ત્રો વિનાની તથા દીન સ્થિતિમાં આવી પડેલી જાણીને દુઃશાસને સભા વચ્ચે સર્વ લોકોના દેખતાં દુઃખ દીધું હતું, એ વાતને શત્રુતાપન પાંડવો હજી સુધી પણ સંભાર્યા કરે છે! તેમને સંગ્રામમાંથી કોઈ રીતે પણ વારી શકાય તેમ નથી.[૧૭,૧૮] જ્યારથી દ્રૌપદીને અમે એ પ્રમાણે દુઃખી કરી છે, ત્યારથી દ્રૌપદી મારો વિનાશ કરવા માટે તથા તે વેરનો બરાબર બદલો લેવા માટે નિત્ય સ્થંડિલ પર (શય્યા પાથર્યા વિના કેવળ પૃથ્વી પર) શયન કરે છે.[૧૯] એ કૃષ્ણા પોતાના પતિઓનું કાર્ય સિદ્ધ કરવા માટે મહાઉગ્ર તપશ્ચર્યા કરે છે. વળી શ્રીકૃષ્ણની બહેન સુભદ્રા પણ પોતાનો રાજકુમારી તરીકેનો ગર્વ છોડી દઈને, એક દાસી જેવી થઈ ને, એ કૃષ્ણાની નિત્ય સેવા કર્યા કરે છે. આમ સર્વ તરફથી ભભૂકી ઊઠેલું આ વેર હવે કોઈ રીતે પણ શાંત પડે તેમ નથી જ.[૨૦,૨૧] વળી અભિમન્યુનો વિનાશ કર્યા પછી હવે અર્જુનની સાથે મારે શી રીતે સંધિ કરવી? હું પણ એક મહારાજા છું. મેં સમુદ્ર પર્યંતની સમગ્ર પૃથ્વીને ભોગવી છે. તે હું પાંડવોની કૃપા મેળવી રાજ્ય કેમ કરું? જે મેં સૂર્યની પેઠે સર્વ રાજાઓ પર મહાન ચક્રવર્તી રાજા તરીકે પ્રતાપ પાડ્યો છે, તે હું સામાન્ય કોઈ દાસની પેઠે યુધિષ્ઠિરની આજ્ઞામાં રહી તેની પાછળ પાછળ કેમ ચાલું? મેં પોતે પણ અનેક જાતના ભોગો ભોગવ્યા છે અને પુષ્કળ દાનો દીધાં છે. તે હું કૃપણ મનુષ્યોની સાથે રહી કૃપણ તરીકેની આજીવિકા કેમ ચલાવું? હું તમારાં વચનનો કોઈ રીતે અનાદર કરવા માગતો નથી. તમે તો મને સ્નેહભર્યું અને હિતવચન જ કહ્યું છે, છતાં આ સમયે પાંડવોની સાથે સંધિ કરવી તે મને કોઈ રીતે પણ સમયોચિત જણાતી નથી. પરંતુ હે શત્રુતાપન કૃપાચાર્ય! આ સમયે તો તેમની સાથે મહાન યુદ્ધ કરવું તે જ મને નીતિયુક્ત જણાય છે.[૨૨-૨૬] આ સમય આપણે કાયર થઈ જવાનો નથી, પણ યુદ્ધ કરવાનો છે! મેં ઘણા ઘણા યજ્ઞો કર્યા છે, બ્રાહ્મણોને પુષ્કળ દક્ષિણાઓ આપી છે, યથેષ્ટ સર્વ કામનાઓ સંપૂર્ણ કરી છે, વેદોનું શ્રવણ કર્યું છે, શત્રુઓનાં મસ્તકો પર રહીને ભોગો ભોગવ્યા છે, પોષ્ય વર્ગને સારી પેઠે પોષ્યો છે, દીનજનોનો ઉદ્ધાર કર્યો છે, શત્રુઓના દેશો પર વિજય મેળવ્યો છે, સ્વદેશનું બરાબર રક્ષણ કર્યું છે, અનેક જાતના વૈભવ ભોગવ્યા છે; ધર્મ, અર્થ અને કામ એ ત્રિવર્ગનું બરાબર સેવન કર્યું છે અને હું પિતૃઓના ઋણમાંથી તથા ક્ષાત્રધર્મના ઋણમાંથી મુક્ત થઈ ચૂક્યો છું. તો હવે હે બ્રાહ્મણશ્રેષ્ઠ! પાંડવો પ્રત્યે સંધિ કરવા માટે આવું દીનતાભરેલું વચન હું કદી પણ નહિ જ કહી શકું.[૨૭-૩૦] આ જગતમાં સુખ કંઈ સદાને માટે હોતું નથી, તો પછી રાષ્ટ્ર અને રાજા તરીકેના યશની મને શી પરવા છે? વાસ્તવિક રીતે આ જગતમાં કીર્તિ મેળવવી તે જ આવશ્યક છે અને તે તો યુદ્ધ વિના બીજી રીતે મળનાર નથી![૩૧] ક્ષત્રિયોનું પોતાના

ઘરને ખૂણે મરણ થાય છે તો તે નિંદ્ય છે. વળી ઘરમાં પણ જો શય્યા પર પડ્યા પડ્યા ક્ષત્રિયોનું મરણ થાય છે તો તે અતિ મહાન અધર્મ છે.[૩૨] જે પુરુષ મહાન મહાયજ્ઞો કરી અરણ્યમાં તપશ્ચરણ કરતાં કરતાં અથવા સંગ્રામમાં યુદ્ધ કરતાં કરતાં પોતાના શરીરનો ત્યાગ કરે છે, તે પુરુષ આ જગતમાં મહિમાને પામે છે.[૩૩] પરંતુ જે પુરુષ ઘડપણમાં ઝલાઈ દુઃખને લીધે કરુણાજનક વિલાપ કરતો કરતો રડાકૂટ કરતા પોતાના જ્ઞાતિજનોના મધ્યમાં મરણ પામે છે, તે પુરુષ વાસ્તવિક રીતે પુરુષ જ ન કહેવાય.[૩૪] માટે હું પણ હજી છેવટનું મહાન ધર્મયુદ્ધ કરી પરમ ગતિને પામીશ અને અનેક જાતના સુખવૈભવોનો ત્યાગ કરી પરમ ગતિને પામેલા આ મહાન પુરુષો જે દિવ્ય લોકોમાં ગયા છે તે લોકમાં જઈશ. ધર્મ પણ શીખવે છે કે, શૂરવીર, આર્ય વર્તનવાળા, સંગ્રામોમાં કદી પાછા નહિ હઠનારા, સત્ય પ્રતિજ્ઞાવાળા, યજ્ઞયાગ કરનારા અને યુદ્ધોમાં શસ્ત્રોની ધારાઓ પર અવભૃથ સ્નાન કરી પવિત્ર થયેલા સર્વ બુદ્ધિમાન પુરુષોનો અવશ્ય સ્વર્ગમાં જ વાસ થાય છે. જે પુરુષોનું યુદ્ધમાં મરણ થાય છે તેમને સ્વર્ગમાં સંખ્યાબંધ અપ્સરાઓ હર્ષપૂર્વક નીરખી નીરખીને જોયા કરે છે. વળી દેવોની સભામાં પૂજાતા તે મહાપુરુષોને તેમના પિતૃઓ અવશ્ય જુએ છે, અપ્સરાઓ તે પુરુષોની ચોબાજુ વીંટાઈ વળે છે અને તેઓ સ્વર્ગમાં અનેક જાતના આનંદોનો ઉપભોગ કરે છે.[૩૫-૩૮] માટે આપણે પણ દેવો તથા યુદ્ધમાં પાછા નહિ હઠનારા પુરુષો જે માર્ગમાં ગતિ કરે છે, તે માર્ગ પ્રત્યે જ આરોહણ કરીશું.[૩૯] આ સંગ્રામમાં વૃદ્ધ પિતામહ ભીષ્મે, બુદ્ધિમાન દ્રોણાચાર્યે, જયદ્રથે, કર્ણે તથા દુઃશાસને યુદ્ધમાં પ્રયત્ન કરી રહેલા અનેક શૂરા રાજાઓને મારે માટે મારી નાખ્યા છે અને તેઓ તે મહાપુરુષોના બાણપ્રહારોથી ઘાયલ થઈ લોહીલુહાણ થયેલાં શરીરે આ રણભૂમિ પર સૂતા છે.[૪૦,૪૧] ઉત્તમ જાતિનાં અસ્ત્રોને જાણનારા તથા શાસ્ત્રોક્ત વિધિએ યજ્ઞયાગ કરનારા આ બધા શૂરાઓ ક્ષાત્રધર્માનુસાર પ્રાણોનો ત્યાગ કરી સ્વર્ગલોકમાં સિધાવી ગયા છે.[૪૨] આ યુદ્ધમાં મહાવેગપૂર્વક લડીને મરણ પામેલા તથા સદ્દગતિમાં પ્રયાણ કરી જનારા તે મહાપુરુષોએ પોતે જ સ્વર્ગમાં પ્રવેશ કરવાનો જે માર્ગ ખુલ્લો કરી મૂક્યો છે, તે હું જો સંધિ કરું તો પુનઃ દુર્ગમ થઈ પડે.[૪૩] માટે જે શૂરાઓ મારે માટે મરણ પામ્યા છે, તેમણે કરેલા ઉપકારનું સ્મરણ કરી હું તેમના ઋણમાંથી મુક્ત થઈશ. બાકી, રાજ્ય લેવા માટે મારા મનમાં હવે બિલકુલ વિચાર આવતો નથી.[૪૪] અરે! મિત્રોનો, ભાઈઓનો તથા પિતામહોનો ઘાત કરાવી હું જો મારા જીવિતની રક્ષા કરું, તો લોકો અવશ્ય મારી નિંદા જ કરે.[૪૫] વળી હું હવે મારા બંધુઓ તથા મિત્રોથી હીન થઈ પડ્યો છું, તો હવે મને રાજ્ય કેવું લાગે ? તેમાં પણ યુધિષ્ઠિરને નમી પડી હું રાજ્ય મેળવું તે તો વિશેષે કરી મને દુઃખજનક જ થઈ પડે.[૪૬] માટે હું તો જગતનો આવો મહાન પરાભવ કરીને હવે ઉત્તમ રીતિનું યુદ્ધ જ કરવા ધારું છું અને તે દ્વારા જ હું સ્વર્ગલોકને પ્રાપ્ત કરીશ. તેમાં કંઈ પણ અન્યથા નહિ થાય.' દુર્યોધનરાજે કહેલાં તે વચનની પ્રશંસા કરી સર્વ ક્ષત્રિયોએ 'ધન્ય, ધન્ય' કહીને તેને ધન્યવાદ આપ્યો. પછી પોતાના પરાજયનો શોક નહિ કરતાં તે સર્વેએ પરાક્રમ કરવાનો મનમાં નિશ્ચય કર્યો અને તેઓ યુદ્ધ કરવા ઉત્કંઠિત થઈ ગયા. હવે સર્વ યુદ્ધોત્સાહી કૌરવો પોતપોતાનાં વાહનોને શાંત કરી કરીને બે યોજનથી કંઈક ઓછા પ્રદેશમાં ગયા અને ત્યાં વૃક્ષો વગરની

ખુલ્લી તથા પવિત્ર એવી હિમાલયની સુંદર તળેટીમાં તેમણે પડાવ નાખ્યો. પછી તેમણે રક્તવર્ણી સરસ્વતી નદીને તટે જઈ તે નદીમાં સ્નાન કર્યું અને તેના જળનું પાન કર્યું.[૪૭-૫૧] આમ હે રાજન્! તમારા પુત્રે જેમને ઉત્સાહ આપ્યો હતો એવા તે સર્વ ક્ષત્રિયોએ અમુક થોડાએક સમય સુધી ત્યાં જ નિવાસ કર્યો. પછી અન્યોન્યને શાંત પાડી કાળથી પ્રેરાયેલા તે સર્વ યોદ્ધાઓ પુનઃ યુદ્ધ કરવા માટે પાછા ફર્યા.[૫૨]

ઇતિ શ્રીમહાભારતમા શલ્યપર્વાંતર્ગત શલ્યાભિષેકપર્વમા 'દુર્યોધનના વાક્ય' નામનો અધ્યાય ૫ મો સમાપ્ત

## अध्याय ६ ठो

### શલ્યને સેનાપતિ બનાવવા માટે અશ્વત્થામાનો મત

॥ सजय उवाच ॥

**अथ हमवते प्रस्थे स्थित्वा युद्धाभिनंदिनः ।**
**सर्वे एव महायोधास्तत्र तत्र समागताः ॥ १ ॥**

સંજય બોલ્યો : એ પ્રમાણે હે ધૃતરાષ્ટ્રરાજ! હિમાલયની તળેટી પર અમુક સમય સુધી નિવાસ કર્યા પછી, યુદ્ધને અભિનંદન આપનારા તે સર્વ મહાયોદ્ધાઓ ત્યાં એકઠા મળ્યા હતા.[૧] શલ્ય, ચિત્રસેન, મહારથી શકુનિ, અશ્વત્થામા, કૃપાચાર્ય, યાદવ કૃતવર્મા, સુષેણ, અરિષ્ટસેન, વીર્યવાન દ્રુતસેન તથા જયત્સેન, આ બધા રાજાઓ તે રાત્રિએ હિમાલયના પ્રદેશમાં જ રહ્યા હતા; કારણ કે તમારા પુત્રો વીર કર્ણનું રણમાં મરણ થયા પછી જીત મેળવીને જોસમાં આવી ગયેલા પાંડવોથી ત્રાસ પામી ગયા હતા અને તેમને તે રાત્રિમાં હિમાલય પર્વત સિવાય બીજે કોઈ સ્થળે શાંતિ મળી ન હતી. હે રાજન્! તે પછી યુદ્ધ કરવા સજ્જ થયેલા તે સર્વ યોદ્ધાઓ શલ્યની સમક્ષ રાજા દુર્યોધનનું વિધિપૂર્વક સન્માન કરી આ પ્રમાણે કહેવા લાગ્યા : 'તમારી સેનામાં કોઈને સેનાપતિ તરીકે નીમીને તમારે શત્રુઓ સામે યુદ્ધ કરવું યોગ્ય છે, એટલે તે સેનાપતિના રક્ષણ તળે રહીને અમે સંગ્રામમાં શત્રુઓને જીતી શકીએ.[૨-૬] સર્વ રાજાઓનાં એ વચન સાંભળીને દુર્યોધન રથમાં બેસીને અશ્વત્થામાની પાસે ગયો. એ અશ્વત્થામા સર્વ રથીઓમાં ઉત્તમ હતા, યુદ્ધશાસ્ત્રમાં રહેલા સર્વ અભિપ્રાયોને જાણનારા હતા અને યુદ્ધમાં સાક્ષાત્ કાળ સરખા હતા.[૭] એ શરીરે સુંદર હતા, એમનું મસ્તક મુકુટથી ઢંકાયેલું હતું અને એમની ડોક શંખના આકાર સરખી હતી. એ પ્રિય બોલનારા હતા અને એમનાં નેત્રો વિકસેલા કમળની પાંખડી સરખાં હતાં. એમનું મુખ વ્યાઘ્ર સરખું હતું અને મેરુપર્વતના સરખું એમનું ગૌરવ હતું.[૮] એમનાં ખાંધ, નેત્રો, ગતિ તેમ જ સ્વર શંકરના વાહનરૂપ નંદિકેશ્વર સરખાં હતાં. એમની ભુજાઓ પુષ્ટ, પરસ્પર શ્લિષ્ટ તથા લાંબી હતી અને એમનું વક્ષઃસ્થળ અતિ વિશાળ તથા સુંદર હતું.[૯] બળમાં તથા વેગમાં એ ગરુડ તથા વાયુ સમાન હતા, તેજમાં એ સૂર્ય સરખા હતા, અને બુદ્ધિમાં એ શુક્રાચાર્ય સરખા હતા.[૧૦] કાંતિ રૂપ તથા મુખની શોભામાં એ ચંદ્ર સમાન હતા. એમનું શરીર સુવર્ણ સરખું પ્રદીપ્ત હતું અને પથ્થર સરખું મજબૂત હતું. એમના સાંધાઓ બરાબર અન્યોન્યને મળેલા હતા, એમની સાથળો, કેડ તથા જંઘાઓ ગોળાકારે હતી, એમના ચરણો સુંદર હતા અને એમની આંગળીઓ તથા નખો પણ સુંદર હતા. આવી રીતે સર્વ લક્ષણોથી સંપન્ન, નિપુણ, શ્રુતિઓ(વેદો)ના સાગરરૂપ, બળથી શત્રુઓને જીતનારા અને શત્રુઓથી અજિત એવા એ અશ્વત્થામાને વિધાતાએ સર્વ ગુણોનું સ્મરણ કરીને મહાયત્નથી બનાવ્યા હતા.[૧૧-૧૩]

વળી એ અશ્વત્થામા દશ× અંગ તથા ચાર પાદો સહિત* ધનુર્વેદને યથાર્થ રીતે જાણતા હતા અને એમણે અંગસહિત ચાર વેદોનું તથા ઇતિહાસરૂપ પાંચમા વેદનું સારી રીતે અધ્યયન કર્યું હતું.[૧૪] એ મહાતપસ્વીએ મહાઉગ્ર વ્રતોનું યત્નપૂર્વક પાલન કરી શંકરનું આરાધન કર્યું હતું. વળી એ અશ્વત્થામા અયોનિજ (સ્ત્રીની યોનિથી ઉત્પન્ન નહિ થયેલા) દ્રોણાચાર્યથી પોતાની યોનિજ માતાના ઉદરમાં જન્મેલા હતા.[૧૫] એમનાં કર્મો તથા રૂપ જગતમાં અતુલ હતાં. એ સર્વ વિદ્યાઓના પારને પામેલા હતા અને ગુણોના સમુદ્ર હતા. તે અનિંદ્ય અશ્વત્થામાની પાસે જઈને તમારો પુત્ર દુર્યોધન આ પ્રમાણે બોલ્યો: 'તમે અમારા ગુરુના પુત્ર છો અને હવે અમારા બધાના પરમ આશ્રયભૂત છો; માટે તમે કહો કે, જેને સેનાપતિ તરીકે આગળ કરી અમે યુદ્ધમાં પાંડવોનો પરાજય કરી શકીએ તેવો આપણામાં કયો પુરુષ છે? અને કયો પુરુષ તમારી આજ્ઞા પ્રમાણે મારો સેનાપતિ થાય?[૧૬–૧૮]

અશ્વત્થામા બોલ્યા: આ શલ્યરાજ કુળ, રૂપ, તેજ, યશ અને લક્ષ્મી આદિ સર્વ ગુણોથી સર્વોત્કૃષ્ટ છે; માટે તેને જ આપણે સેનાપતિ બનાવો.[૧૯] વળી એ કૃતજ્ઞ શલ્યરાજ પાંડવો પોતાના ભાણેજો થાય છે તોપણ તેમનો ત્યાગ કરી, મોટી સેનાને સાથે લઈ બીજા કાર્તિકસ્વામીની પેઠે આપણને સહાય કરવા માટે આવ્યો છે.[૨૦] હે મહારાજ! પૂર્વે દેવોએ જેમ કાર્તિકસ્વામીને પોતાના સેનાપતિ બનાવી વિજય મેળવ્યો હતો, તેમ આપણે પણ આ અજિત રાજાને સેનાપતિ બનાવી વિજય મેળવી શકીશું.[૨૧]

અશ્વત્થામાએ એ પ્રમાણે કહ્યું એટલે સર્વ રાજાઓ શલ્યને વીંટાઈ વળી 'જય જય' શબ્દો બોલવા લાગ્યા.[૨૨] તેઓ યુદ્ધ માટે નિશ્ચય કરી અતિ આવેશમાં આવી ગયા. તે પછી દુર્યોધન પૃથ્વી પર ઊભો રહીને, બે હાથ જોડી, ઉત્તમ, રથમાં બેઠેલા તથા યુદ્ધ કરવામાં દ્રોણાચાર્ય અને ભીષ્મ સરખા એ શલ્યરાજને આ પ્રમાણે કહેવા લાગ્યો: 'હે મિત્રવત્સલ! ડાહ્યા માણસો જે સમય પર મિત્ર અથવા અમિત્રની પરીક્ષા કરે છે, તે આ મિત્રોને સહાય કરવાનો સમય આવી પહોંચ્યો છે. હે શલ્યરાજ! તમે મહાશૂરવીર છો; માટે તમે અમારી સેનાના હવે અધિપતિ થાઓ. તમે રણમાં શત્રુઓ સામે ચઢાઈ કરશો કે તુરત જ પાંડવોનું ધૈર્ય મંદ પડી જશે તથા અમાત્યો સહિત સર્વ પાંચાલ રાજાઓ નિરુદ્યમી બની જશે.' દુર્યોધનનું એ વચન સાંભળીને બોલવામાં ચતુર એવા મદ્રરાજ શલ્યે સર્વ રાજાઓની સમક્ષ દુર્યોધનને આ પ્રમાણે કહ્યું.[૨૩–૨૭]

શલ્ય બોલ્યો: હે કુરુરાજ! તમે મારી પાસે જે કાર્ય કરાવવા ધારો છો તે કરવાને હું તૈયાર છું. ટૂંકમાં એટલું જ કહું છું કે, મારા પ્રાણ, રાજ્ય અને ધન એ સર્વ તમારા પ્રિય માટે જ છે.[૨૮]

દુર્યોધન બોલ્યો: હે મામા! તમને અતુલ પરાક્રમીને હું સેનાપતિપદે અભિષેક કરવા સ્વીકારી લઉં છું. માટે હે યુદ્ધ કરનારાઓમાં શ્રેષ્ઠ! કાર્તિકસ્વામીએ જેમ યુદ્ધમાં દેવોનું રક્ષણ કર્યું હતું, તેમ તમે અમારું રક્ષણ કરો.[૨૯] હે વીર મહારાજા! જેમ કાર્તિકસ્વામીનો દેવોના સેનાપતિ તરીકે

× व्रत प्राप्तिर्धृति पुष्टि स्मृति क्षेपाऽरिभेदनम्।
चिकित्सोद्दीपन कृष्टिरिष्वस्त्र स्याद्दशागकम् ।

નત, પ્રાપ્તિ, ધૃતિ પુષ્ટિ, સ્મૃતિ, ક્ષેપ, અરિભેદન, ચિકિત્સા, ઉદ્દીપન અને કૃષ્ટિ–આ દશ ધનુર્વેદના અંગો છે.

* दीक्षाशिक्षाऽऽत्मरक्षा च एतत्साधनमेव च ।
धनुर्वेदस्य चत्वार एत पादा प्रकार्तिता. ॥

દીક્ષા શિક્ષા, આત્મરક્ષા અને તેનું સાધન–આ ચારને ધનુર્વેદના પાદ કહેલા છે. —નીલકંઠ

અભિષેક થયો હતો, તેમ તમારો આ કૌરવોના સેનાપતિ તરીકે અભિષેક થાઓ. મહેંદ્રે જેમ દાનવોનો સંહાર કર્યો હતો, તેમ તમે પણ આપણા શત્રુઓનો યુદ્ધમાં સંહાર કરી નાખો.[૩૦]

ઇતિ શ્રીમહાભારતમા શલ્યપર્વાંતર્ગત શલ્યાભિષેકપર્વમાં 'શલ્ય અને દુર્યોધનનો સંવાદ' નામનો અધ્યાય ૬ ઠ્ઠો સમાપ્ત

## अध्याय ૭મો

### શલ્યનો સેનાપતિપદે અભિષેક

॥ सजय उवाच ॥

**एतच्छ्रुत्वा वचो राज्ञो मद्रराजः प्रतापवान् ।**

**दुर्योधनं तदा राजन् वाक्यमेतदुवाच ह ॥ १ ॥**

સંજય બોલ્યો : હે રાજા ધૃતરાષ્ટ્ર ! રાજા દુર્યોધનનું એ વચન સાંભળી પ્રતાપી મદ્રરાજ શલ્યે તેને આ પ્રમાણે કહ્યું.[૧] 'હે વાક્યવેત્તાઓમાં શ્રેષ્ઠ ! હે મહાબાહુ દુર્યોધન ! રથમાં બેઠેલા આ શ્રીકૃષ્ણ તથા અર્જુન એ બંનેને તમે મોટા મહારથી માનો છો; પરંતુ તે બંને બાહુવીર્યમાં કોઈ રીતે પણ મારા સમાન નથી. ક્રોધાયમાન થયેલો હું દેવો, અસુરો અને મનુષ્યો સહિત યુદ્ધ માટે સજ્જ થયેલી આ સમગ્ર પૃથ્વી સામે પણ મોખરામાં રહીને લડવા સમર્થ છું. તો હું પાંડવો સામે લડું તેમાં શું આશ્ચર્ય છે ? માટે ખુશીથી હું તમારી સેનાનો નેતા થઈશ અને સન્મુખ આવેલા પાંડવો તથા સોમકોનો રણમાં પરાજય કરીશ, એમાં સંશય નથી. હે દુર્યોધન ! આજે હું એવી વ્યૂહરચના કરીશ કે શત્રુઓ તેનું ઉલ્લંઘન કરી શકશે નહિ. આ હું તમને સત્ય કહું છું, એમાં જરા પણ સંદેહ નથી.' હે પૃથ્વીપતિ ! હે ભરતશ્રેષ્ઠ ! શલ્યરાજાએ એ પ્રમાણે કહ્યુ, એટલે તુરત જ ઉદાસીન દેખાવના દુર્યોધન રાજાએ સર્વ સેનાના મધ્યમાં શાસ્ત્રોક્ત વિધિપૂર્વક શલ્યનો સેનાપતિ પદે અભિષેક કર્યો.[૨–૭] હે ભારત ! શલ્યનો સેનાપતિપદે અભિષેક થયો તે સમયે તમારા સૈન્યમાં મોટા મોટા સિંહનાદો થવા લાગ્યા અને વાદિત્રો વાગવા લાગ્યાં.[૮] ત્યારે મદ્રદેશના મહારથી યોદ્ધાઓ હર્ષની ગર્જનાઓ કરવા લાગ્યા તથા રણમાં દીપી રહેલા શલ્યરાજાની આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યા :[૯] 'હે રાજન્ ! દીર્ઘકાળ પર્યંત તમારો જય થાઓ અને તમે ઘણું જીવો. તમે અહીં એકઠા મળેલા શત્રુઓનો સંહાર કરી નાખો. તમારા બાહુબળનો આશ્રય કરી ધૃતરાષ્ટ્રના બધા મહાબળવાન પુત્રો શત્રુઓનો સંહાર કરી આ સમગ્ર પૃથ્વી પર રાજ્ય કરો. તમે જો એકત્ર થયેલા દેવો, અસુરો તથા મનુષ્યોનો યુદ્ધમાં પરાજય કરવા સમર્થ છો, તો મૃત્યુધર્મવાળા આ સૃંજયોનો તથા સોમકોનો યુદ્ધમાં પરાજય કરશો, એમાં શું આશ્ચર્ય છે ?' આમ યોદ્ધાઓએ બળવાન અને વીર એવા મદ્રરાજ શલ્યની પ્રશંસા કરી, ત્યારે તે પુણ્યહીન પુરુષોને દુર્લભ એવા હર્ષને પામ્યો અને આ પ્રમાણે બોલ્યો.

શલ્ય બોલ્યો : હે રાજન્ ! આજે રણમાં હું સર્વ પાંચાલોનો તથા પાંડવોનો સંહાર કરી નાખીશ અથવા તેમને હાથે મરણ પામી હું પોતે જ સ્વર્ગલોકમાં જઈશ. આજે સર્વ લોકો મને નિર્ભય થઈને રણમાં ઘૂમી રહેલો જોઈ રહેશે. વળી આજે સર્વ પાંડવો, કૃષ્ણ, સાત્યકિ, પાંચાલો, ચેદિઓ, દ્રૌપદીના બધા પુત્રો, ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી અને સર્વ પ્રભદ્રક યોદ્ધાઓ મારા પરાક્રમને તથા મારા ધનુષ્યના મહાન બળને જોઈ રહો. આજે સર્વ પાંડવો, સિદ્ધો તથા ચારણો યુદ્ધમાં બાણો ફેંકવાની મારી ચતુરાઈને, મારાં અસ્ત્રોના વીર્યને તથા મારી ભુજાઓના બળને જોઈ રહો.[૧૦–૧૭] મારા બાહુઓમાં જેટલું બળ છે તથા મારી પાસે જેટલી અસ્ત્રસંપત્તિ છે, તે સર્વને આજે હું દેખાડી આપીશ. ભલે આજે પાંડવોના મહારથીઓ મારું પરાક્રમ જોઈને તેની સામે યોગ્ય

પગલાં લેવા માટે અનેક જાતની ક્રિયાઓને કર્યા કરે. હે કુરુવંશી દુર્યોધન! આજે હું પાંડવોનાં સૈન્યોને ચોબાજુ હાંકી કાઢીશ અને તમારું પ્રિય કરવા માટે દ્રોણ, ભીષ્મ તથા કર્ણના કરતાં પણ વિશેષ પરાક્રમ કરીને રણમાં ઘૂમીશ.[૧૮-૨૦]

સંજય બોલ્યો: હે માન દેનારા ધૃતરાષ્ટ્ર રાજા! આ રીતે જ્યારે શલ્યનો અભિષેક કર્યો, ત્યારે તમારાં સૈન્યોમાં કોઈ ને પણ કર્ણના દુઃખની જરાય ખબર ન રહી.[૨૧] સર્વ સૈનિકો મનમાં પ્રસન્ન થઈ હર્ષમાં આવી ગયા. તેઓ પાંડવોને મૂઆ પડેલા જ માનવા લાગ્યા અને શલ્યના સપાટામાં સપડાયેલા જ જાણવા લાગ્યા.[૨૨] પછી હે ભરતશ્રેષ્ઠ રાજા! તમારી તે સેનાએ મહાન હર્ષમાં આવી જઈને તે રાત્રિએ હિમાલયની તળેટી પર જ નિવાસ કર્યો અને હરખાતે હૈયે ત્યાં જ શયન કર્યું.[૨૩] બીજી તરફ તમારા સૈન્યના તે હર્ષનાદને સાંભળી રાજા યુધિષ્ઠિરે સર્વ ક્ષત્રિયોના સાંભળતાં શ્રીકૃષ્ણને કહ્યું:[૨૪] 'હે માધવ! દુર્યોધને સર્વ સૈન્યોમાં વખણાયેલા મહાધનુર્ધર મદ્રરાજ શલ્યને સેનાપતિ તરીકે નીમ્યો છે.[૨૫] માટે હે માધવ! આ સમાચાર જાણીને તમને જેમ યોગ્ય લાગે તેમ કરો. તમે જ અમારા નેતા છો અને રક્ષક છો; માટે હવે પછીના કર્તવ્યની તમે અમને સૂચના કરો.[૨૬] એટલે હે મહારાજ! શ્રીકૃષ્ણ યુધિષ્ઠિરને કહેવા લાગ્યા: 'હે ભારત! આર્તાયન ગોત્રના શલ્યરાજને હું સારી પેઠે જાણું છું.[૨૭] એ મદ્રરાજ વીર્યવાન છે, મહાતેજસ્વી છે અને વિશેષે કરી મહાત્મા છે. એ કુશળ છે, જાતજાતનાં યુદ્ધો કરી જાણનારો છે, બળસંપન્ન છે અને ઝડપથી અસ્ત્રો મૂકી જાણનારો છે.[૨૮] મારું નિશ્ચિત માનવું છે કે, યુદ્ધમાં ભીષ્મ, દ્રોણાચાર્ય તથા કર્ણ જેવા પરાક્રમી હતા, તેવો જ અથવા તેમના કરતાં પણ કંઈક અંશે અધિક એ શલ્યરાજ છે.[૨૯] હે પ્રજાનાથ! હે ભારત! જ્યારે તે યુદ્ધ કરવા ઊતરી પડે, ત્યારે તેની બરોબરી કરે તેવો એક પણ યોદ્ધો ખૂબ વિચાર કરવા છતાં મને જણાતો જ નથી. એ શલ્યરાજ શિખંડી, અર્જુન, ભીમસેન, સાત્યકિ તથા ધૃષ્ટદ્યુમ્નના કરતાં પણ યુદ્ધમાં અધિક બળવાન છે. ખરેખર, મદ્રદેશનો મહારાજ શલ્ય સિંહ અને હાથી સમાન પરાક્રમી છે. પ્રલયસમયે કોપેલો કાળ જેમ પ્રજાઓમાં ઘૂમે છે, તેમ તે આજે નિર્ભય થઈને આપણાં સૈન્યોમાં ઘૂમશે. હે પુરુષવ્યાઘ્ર! સિંહ સમાન પરાક્રમી એવા તમારા સિવાય બીજો એક પણ યોદ્ધો આજે તે શલ્યરાજ સામે યુદ્ધ કરે તેવો મને દેખાતો નથી. હે કુરુનંદન! દેવલોક સહિત આ સમસ્ત ત્રિલોકીમાં તમારા સિવાય બીજો એક પણ એવો પુરુષ નથી કે જે ક્રોધાયમાન થયેલા મદ્રરાજનો યુદ્ધમાં વધ કરે! તે મદ્રરાજ પ્રતિદિન યુદ્ધ કરીને તમારા સૈન્યને ક્ષુબ્ધ કરી નાખે છે; માટે ઇંદ્રે જેમ શંબરાસુરનો વધ કર્યો હતો, તેમ તમે પણ શલ્યરાજનો યુદ્ધમાં વધ કરી નાખો.[૩૦-૩૫] વીર શલ્યરાજ યુદ્ધમાં અજિત છે, એમ માનીને જ દુર્યોધને સન્માનપૂર્વક તેનો સેનાપતિપદે અભિષેક કર્યો છે; માટે તમે જો તેનો યુદ્ધમાં નાશ કરશો તો જ તમારો વિજય થશે.[૩૬] કારણ કે જો તે મરાશે તો દુર્યોધનનું સર્વ મોટું સૈન્ય મૂએલું જ પડ્યું છે. માટે હે મહારાજ! મારાં આ વચન સાંભળીને તમે હવે મહારથી મદ્રરાજ સામે યુદ્ધ કરવા ધસી જ જાઓ અને ઇંદ્રે જેમ નમુચીને મારી નાખ્યો હતો, તેમ તમે એને મારી જ નાખો.[૩૭,૩૮] 'આ મારો મામો છે' એમ માનીને તમારે તેનો નાશ કરવામાં દયા કરવી જ નહિ; પરંતુ ક્ષાત્રધર્મને માન આપી તમે મદ્રરાજનો વધ જ કરી નાખજો. તમે જેનું તળિયું કર્ણરૂપ પાતાળમાં હતું એવા

દ્રોણ તથા ભીષ્મરૂપ મહાસાગરને તરી ગયા છો, તો હવે ગાયના પગલા જેટલા આ શલ્યરૂપ ખાબોચિયામાં પરિવારની સાથે ડૂબી ન મરશો. તમારામાં જે તપોવીર્ય રહેલું છે તથા જે ક્ષાત્રબળ રહેલું છે તે બધું હવે દેખાડી આપો અને એ મહારથીનો રણમાં વધ કરો.[૩૯-૪૧] આટલું વચન કહ્યા પછી શત્રુવીરોનો સંહાર કરનારા તથા પાંડવોએ પૂજેલા તે શ્રીકૃષ્ણ સાયંકાળ થઈ ગયો હોવાથી પોતાની છાવણી તરફ ચાલ્યા ગયા. આમ શ્રીકૃષ્ણ ગયા, એટલે ધર્મપુત્ર યુધિષ્ઠિરરાજે પણ પોતાના સર્વ ભાઈઓને, પાંચાલોને તથા સોમકોને રજા આપી દીધી. પછી શલ્ય(ઘાવ, કંટક અથવા મનોવ્યથા)રહિત થયેલા હાથીની પેઠે સ્વસ્થ થઈ, તે રાત્રિમાં તે નિદ્રાવશ થયા. ત્યારે હે રાજા! બીજા મહાધનુર્ધર પાંડવો તથા પાંચાલો પણ કર્ણના મરણથી હરખાતા હરખાતા તે રાત્રિમાં સૂઈ ગયા. આ રીતે હે રાજા! કર્ણના મરણથી વિજય મેળવી પ્રસન્ન થયેલું તથા મહાધનુર્ધર મહારથીઓથી ભરેલું પાંડવોનું તે સૈન્ય જાણે ક્ષેમકુશળ પાર ઊતરી ગયું હોય તેમ સંતાપરહિત થઈ ગયું હતું.[૪૨-૪૬]

ઇતિ શ્રીમહાભારતમાં શલ્યપર્વાંતર્ગત શલ્યાભિષેકપર્વમાં 'શલ્યનો સેનાપતિપદે અભિષેક' નામનો અધ્યાય ૭ મો સમાપ્ત

## અધ્યાય ૮ મો

### વ્યૂહરચના

॥ संजय उवाच ॥

**व्यतीतायां रजन्यां तु राजा दुर्योधनस्तदा ।**
**अब्रवीत्तावकान् सर्वान् सन्नह्यन्तां महारथाः ॥१॥**

સંજય બોલ્યો: ધૃતરાષ્ટ્રરાજ! રાત્રિ વીતી એટલે રાજા દુર્યોધને તમારા સર્વ યોદ્ધાઓને આજ્ઞા આપતાં કહ્યું કે, 'હે મહારથો! યુદ્ધ માટેની હવે તૈયારી કરો.'[૧] આમ રાજાની આજ્ઞા થતાં જ તે સેનાએ તૈયારી કરવા માંડી. તેમાં કેટલાએક સૈનિકો રથોને જોડવા લાગ્યા, કેટલાએક આમતેમ દોડાદોડી કરવા લાગ્યા, કેટલાએક હાથીઓને તૈયાર કરવા લાગ્યા અને બીજા કેટલાએક પાળાઓ પણ કવચો પહેરી પહેરીને સજ્જ થવા લાગ્યા. વળી બીજા હજારો સૈનિકો રથોમાં બિછાનાં પાથરવા લાગ્યા. ત્યાં હે રાજા! સર્વ સ્થળે રણક્ષેત્રમાં જવા માટે ઊછળી રહેલા યોદ્ધાઓનાં સૈન્યોમાં રણવાદિત્રોનો મહાન ગડગડાટ પ્રકટ થઈ રહ્યો.[૨-૪] તે પછી હે ભારત! મરતાં બચેલાં સર્વ સૈન્યો 'મૃત્યુ થાય તોપણ યુદ્ધમાંથી પાછા ન હઠવું' એવો નિશ્ચય કરી રણક્ષેત્ર તરફ ચાલી નીકળેલાં દેખાયાં.[૫] એ સમયે સર્વ મહારથીઓ શલ્યને સેનાપતિ બનાવી અને સર્વ સૈન્યને વિભાગપુરઃસર વહેંચી દઈ પોતપોતાનાં સૈન્યોમાં ગોઠવાઈ ગયા.[૬] પછી તમારા પુત્રની સાથે એકઠા મળી કૃપાચાર્ય, કૃતવર્મા, અશ્વત્થામા, શલ્ય, શકુનિ અને બીજા મરતાં બચેલા રાજાઓએ આદરપૂર્વક આવો એક ઠરાવ કર્યો: 'આપણામાંના કોઈ મહારથીએ પોતે એકલો પડી જઈને પાંડવોની સાથે કોઈ રીતે પણ યુદ્ધ કરવું નહિ. છતાં પણ જે કોઈ એકલો રહીને યુદ્ધ કરે અને આપણામાંના કોઈ એકલા યુદ્ધ કરનારને છોડી જાય, તે ગૃહસ્થોના ઘરમાં નિત્ય થનારાં પાંચ પાપોનો તથા ઉપપાપોનો ભોક્તા થશે.[૭-૯] આમ બધાએ અન્યોન્યની રક્ષા કરતાં એકત્ર રહીને જ યુદ્ધ કરવું.' આવો ઠરાવ કરીને તે સર્વ મહારથીઓએ મદ્રરાજાને આગળ કરી એકદમ શત્રુઓ સામે ધસારો કર્યો. તે જ પ્રમાણે હે રાજન્! પાંડવોએ પણ પોતાના સૈન્યને મહારણમાં વ્યૂહાકારે ગોઠવી દીધું. હે રાજન્! ચોતરફથી યુદ્ધ કરતા કરતા તેમણે કૌરવો સામે ચઢાઈ કરી. હે ભરતશ્રેષ્ઠ! તે સમયે પાંડવોનું સૈન્ય ખળભળી

ઊછળેલા મહાસાગરની પેઠે ગાજી રહ્યું હતું અને તેમાં અનેક રથો તથા હાથીઓ દોડધમાલ કરી રહ્યા હતા. આથી તે સૈન્ય ઊછળી રહેલા મહાસાગર સરખું દેખાતું હતું.

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે સંજય ! મેં તારી પાસેથી ભીષ્મપિતામહ, દ્રોણાચાર્ય તથા કર્ણને રણમાં જેવી રીતે પાડવામાં આવ્યા હતા તે બધું બરાબર સાંભળ્યું છે. પણ હવે શલ્યને તથા મારા પુત્રને રણમાં કેવી રીતે પાડી નાખવામાં આવ્યા હતા ? અથવા હે સંજય ! ધર્મરાજાએ શલ્યનો રણમાં કેવી રીતે વધ કર્યો હતો ?[૧૦–૧૪] મારા મહાબાહુ પુત્ર દુર્યોધનને ભીમસેને કેવી રીતે મારી નાખ્યો હતો ? આ તું મને કહે.

સંજય બોલ્યો : હે રાજન્ ! મનુષ્યો, હાથીઓ અને ઘોડાઓનો જેમાં સંહાર થઈ ગયો હતો એવા તે સંગ્રામનું હું તમારી પાસે વર્ણન કરું છું; માટે તમે સ્થિર થઈને તે સાંભળો. હે રાજન્ ! ભીષ્મ, દ્રોણ તથા કર્ણ યુદ્ધમાં માર્યા ગયા હતા, તોપણ તે સમયે તમારા પુત્રોનાં હૃદયમાં બળવાન આશા ઘર કરી બેઠી હતી કે, 'શલ્ય સર્વ પાંડવોનો યુદ્ધમાં વધ કરશે !' હે ભારત ! તે આશાને હૃદયમાં ધારણ કરી તમારા પુત્રો ધૈર્યમાં આવી ગયા હતા તથા મહારથી શલ્યનો યુદ્ધમાં આશ્રય કરી પોતાને સનાથ માનવા લાગ્યા હતા. પરંતુ હે રાજન્ ! કર્ણના મરણ પછીના એ યુદ્ધ સમયે પાંડવોએ જ્યારે સિંહનાદો કર્યા, ત્યારે તમારા પુત્રોનાં હૃદયમાં વળી પાછો મહાન ભય પેસી ગયો. ત્યારે હે મહારાજ ! પ્રતાપી મદ્રરાજાએ તે સર્વ યોદ્ધાઓને ધીરજ આપી શાંત પાડ્યા અને તે 'સર્વતોભદ્ર' નામનો મહાન ઋદ્ધિમાન વ્યૂહ રચી પાંડવો સામે યુદ્ધ કરવાને ચઢ્યો.[૧૫–૨૧] એ વેળા, મહારથી શલ્યરાજ સિંધુદેશમાં જન્મેલા ઘોડાઓથી જોડેલા ઉત્તમ રથ પર બેઠો હતો અને યુદ્ધના મહાન ભારનો નાશ કરનારું તથા અતિશય વેગવાળું પોતાનું અદ્ભુત ધનુષ્ય ધુણાવી રહ્યો હતો.[૨૨] હે મહારાજ ! તેના રથમાં બેઠેલો તેનો સારથિ પણ રથને શોભાવી રહ્યો હતો. પછી હે મહારાજ ! તમારા પુત્રોના ભયનો નાશ કરનાર તથા શત્રુઓનો સંહાર કરનાર શૂરવીર શલ્યરાજા મોટા રથસૈન્યથી વીંટાઈને રણના મોખરામાં ઊભો રહ્યો. આમ હે મહારાજ ! જ્યારે સૈન્યોએ યુદ્ધ માટે ચઢાઈ કરી, ત્યારે પણ શલ્ય વ્યૂહના મુખમાં જ કવચ પહેરીને ઊભો રહ્યો હતો. તે સમયે મદ્રદેશના સર્વ વીર યોદ્ધાઓ તથા કર્ણના દુર્જય પુત્રો તેની સાથે જ હતા. ત્યારે તેના ડાબા ભાગમાં ત્રિગર્ત યોદ્ધાઓથી વીંટાયેલો કૃતવર્મા ઊભો હતો. ત્યાં કૃપાચાર્ય શક તથા યવન યોદ્ધાઓને સાથે રાખીને તેના જમણા ભાગમાં ઊભા હતા અને કાંબોજ સૈનિકોથી વીંટાયેલા અશ્વત્થામા તેના પાછળના ભાગમાં રહ્યા હતા.[૨૩–૨૬] મોટા મોટા કુરુયોદ્ધાઓના રક્ષણ તળે રહેલો દુર્યોધન એ વ્યૂહના મધ્યભાગમાં ઊભો હતો અને ઘોડેસવારોના મોટા સૈન્યથી વીંટાયેલો શકુનિ તથા બાકીનાં સર્વ સૈન્યોની સાથમાં રહેલો મહારથી કૈતવ્ય દુર્યોધનની પાછળ જ ચાલતો હતો. ત્યારે હે મહારાજ ! મોટાં ધનુષ્યોને ધારણ કરનાર શત્રુદમન પાંડવો પણ ત્રણ ભાગમાં વહેંચાઈ ગયા હતા અને ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી તથા સાત્યકિ એ ત્રણ મહારથીઓને પોતાના નાયક બનાવી તમારા સૈન્ય સામે ચઢ્યા હતા. આમ તેઓ શલ્યની સેનાનો સંહાર કરી નાખવા માટે યુદ્ધ કરવા ધસી ગયા હતા. પછી ભરતશ્રેષ્ઠ રાજા યુધિષ્ઠિર શલ્યનો વધ કરવાની ઇચ્છાથી પોતાના સૈન્યની સાથે તેની સામા જ દોડી ગયા. ત્યાં શત્રુઓનાં સૈન્યોને હણી નાખનારો અર્જુન એકદમ વેગપૂર્વક મહાધનુર્ધર

કૃતવર્મા સામે તથા સંશપ્તક યોદ્ધાઓ સામે ચઢાઈ કરી ગયો. ત્યારે હે રાજેંદ્ર! ભીમસેન તથા મહારથી સોમક રાજાઓ શત્રુઓનો યુદ્ધમાં સંહાર કરી નાખવાની ઇચ્છાથી કૃપાચાર્ય સામા ધસારો લઈ ગયા. વળી માદ્રીપુત્ર નકુલ અને સહદેવ પોતપોતાનાં સૈન્યોને સાથે લઈ મહારથી શકુનિ તથા ઉલૂક સામા હલ્લો લઈ ગયા અને તેવી રીતે જ તમારા પક્ષના હજારો યોદ્ધાઓ જાતજાતનાં આયુધો હાથમાં લઈ ક્રોધપૂર્વક પાંડવો સામા યુદ્ધ કરવા ધસી ગયા.

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે સંજય! મહાધનુર્ધર ભીષ્મપિતામહ, દ્રોણાચાર્ય તથા મહારથી કર્ણ યુદ્ધમાં હણાયા તે પછી કૌરવો તથા પાંડવોમાં યોદ્ધાઓની સંખ્યા ઘણી જ ઓછી થઈ ગઈ હતી. પણ ફરી શલ્યની ચઢાઈને સમયે અતિ આવેશમાં આવી ગયેલા પાંડવોએ જ્યારે પરાક્રમ કરવા માંડ્યાં, ત્યારે મારા પક્ષનું તથા શત્રુઓના પક્ષનું કેટલું સૈન્ય બાકી રહ્યું હતું? તે મને કહે.

સંજય બોલ્યો : હે રાજન્! અમે તથા અમારા શત્રુઓ જ્યારે સામસામા યુદ્ધ કરવા ઉપસ્થિત થયા હતા, ત્યારે સંગ્રામમાં બન્ને પક્ષનું જ સૈન્ય બાકી રહ્યું હતું તેની સંખ્યા હું તમને કહું છું, સાંભળો. હે ભરતશ્રેષ્ઠ! તે સમયે તમારા સૈન્યમાં અગિયાર હજાર રથીયોદ્ધાઓ, દશહજાર અને સાતસો હાથીસવારો, બે લાખ ઘોડેસવારો તથા ત્રણ કરોડ પગપાળા યોદ્ધાઓ બાકી બચ્યા હતા. ત્યારે પાંડવોના સૈન્યમાં છ હજાર રથીયોદ્ધાઓ, છ હજાર હાથીસવારો, દશ હજાર ઘોડેસવારો તથા એક કરોડ પગપાળા યોદ્ધાઓ બચ્યા હતા.[૨૭–૪૧] હે ભરતશ્રેષ્ઠ! આ મેં ગણાવેલા સૈનિકો જ તે સમયે યુદ્ધ કરવા એકઠા મળ્યા હતા. પછી હે રાજેંદ્ર! મદ્રરાજના તાબામાં રહેલા સર્વ કૌરવો અમુક વિભાગમાં વહેંચાઈ ગયા અને વિજય મેળવવાની ઇચ્છાથી અતિ ક્રોધપૂર્વક પાંડવો સામા ધસ્યા. તે જ રીતે યુદ્ધમાં જીત મેળવીને દીપી રહેલા શૂરા પાંડવો પણ કૌરવો સામા ધસ્યા અને પુરુષોમાં વ્યાઘ્ર સરખા યશસ્વી પાંચાલો પણ યુદ્ધ કરવા ચઢી આવ્યા; એટલે તુરત જ પરસ્પર વધ કરવાની ઇચ્છાવાળા બન્ને પક્ષના નરવ્યાઘ્ર યોદ્ધાઓ બરાબર પ્રાતઃકાળને સમયે અન્યોન્ય સામે ભેટ્યા. પછી હે રાજા! અન્યોન્યનો સંહાર કરતા તે બન્ને પક્ષના વીરોનું ભયંકર અને ઘોર દેખાવનું યુદ્ધ ચાલુ થયું.[૪૨–૪૫]

ઇતિ શ્રીમદ્ભારતમાં શલ્યપર્વાંતર્ગત ગદાયુદ્ધપર્વમાં 'વ્યૂહરચના' નામનો અધ્યાય ૮મો સમાપ્ત

# અધ્યાય ૯મો

## મહાસંહાર

॥ સંજય ઉવાચ ॥

ततः प्रववृते युद्धं कुरूणां भयवर्धनम्।
सृंजयैः सह राजेन्द्र घोरं देवासुरोपमम्॥ १॥

સંજય બોલ્યો : તે પછી હે રાજેંદ્ર! કૌરવો અને સૃંજયોની વચ્ચે દેવાસુરયુદ્ધ સરખું ઘોર અને ભય વધારનારું યુદ્ધ થવા લાગ્યું.[૧] ત્યાં પાળાઓ, રથીઓ, સંખ્યાબંધ હાથીસવારો, હજારો ઘોડેસવારો તથા ઘોડાઓ યુદ્ધ કરતા કરતા પરસ્પર ભેટંભેટા કરવા લાગ્યા.[૨] ત્યારે ભયંકર સ્વરૂપવાળા અનેક હાથીઓ ચીસો પાડતા પાડતા નાસાનાસ કરવા લાગ્યા અને તેમનો મહાન શબ્દ વર્ષાકાળે ગગનમંડળમાં ગાજી રહેલા મેઘોની ગર્જના સરખો સંભળાવા લાગ્યો.[૩] એ યુદ્ધમાં હાથીઓએ મારી નાખેલા કેટલાએક રથીઓ પોતાના રથોની સાથે પૃથ્વી પર પડવા લાગ્યા અને કેટલાએક મદોત્કટ હાથીઓએ હાંકી કાઢેલા યોદ્ધાઓ રણમાંથી નાસી જવા લાગ્યા.[૪] ત્યાં હે ભારત! યુદ્ધમાં કેળવાયેલા કેટલાએક રથીઓ બાણો

મારી મારીને સંખ્યાબંધ ઘોડેસવારોને તથા પાળાઓને પરલોકમાં વિદાય કરી દેવા લાગ્યા.[૫] ત્યારે રણમાં ઘૂમતા કેટલાએક કેળવાયેલા ઘોડેસવારો મોટા મોટા રથોને ઘેરી લઈ અંદર બેઠેલા રથીઓને ભાલા, શક્તિઓ તથા બેધારી તલવારોના પ્રહારો કરી મારી નાખવા લાગ્યા. કેટલાએક પુરુષો હાથમાં ધનુષ્યો લઈને મોટા મોટા રથોને ઘેરી લેવા લાગ્યા અને એકના પર અનેક જણા ચઢાઈ કરી જઈને તેમને યમલોકમાં મોકલી દેવા લાગ્યા.[૬,૭] વળી બીજા કેટલાએક મહારથીઓ હાથીઓને તથા મોટા મોટા રથીઓને ઘેરી લેતા હતા અને વચ્ચે યુદ્ધ કરી નાસી જતા કોઈ બીજા મહારથીને મારી નાખતા હતા.[૮] તેમ જ હે મહારાજ! કોઈએક રથી ક્રોધાયમાન થઈને અનેક બાણો છોડી રહ્યો હતો. તે જોઈ એકદમ ચઢી આવેલા હાથીઓ તેને ચોતરફથી ઘેરી લઈ મારી નાખવા લાગ્યા.[૯] હે ભારત! તે યુદ્ધમાં એક હાથી બીજા હાથી સામે ધસી જઈને તથા એક રથી બીજા રથી સામે દોડી જઈને શક્તિ, તોમર તથા બાણોનો મારો ચલાવી અન્યોન્યનો નાશ કરવા લાગ્યા.[૧૦] ત્યાં અનેક રથો, હાથીઓ તથા ઘોડાઓ પાળાઓને કચડી નાખતા અને અતિશય અસ્તવ્યસ્ત કરી દેતા રણમાં દેખાતા હતા. ચામરોથી શોભી રહેલા અનેક ઘોડાઓ હિમાલયની તળેટીમાં જાણે પૃથ્વીને પી જતા હોય, તેમ વેગથી ઊડી રહેલા હંસોની પેઠે ચોબાજુ દોડાદોડી કરવા લાગ્યા.[૧૧,૧૨] હે રાજા! તે ઘોડાઓની ખરીઓથી રણભૂમિ ખોદાઈ જઈને ખડબચડી થઈ ગઈ હતી અને સર્વાંગે નખક્ષતોથી ક્ષતવિક્ષત થયેલી સ્ત્રીની જેમ શોભી રહી હતી. હે ભારત! જેમ વજ્રના કડાકા અને ભડાકાઓથી સમગ્ર ભૂમંડળ ગાજી રહે છે, તેમ ઘોડાઓની ખરીઓના ખબખબાટથી, રથોની નેમિઓના ધડધડાટથી, પાળાઓની હિકિયારીઓથી, હાથીઓની ગર્જનાઓથી, વાદિત્રોના ગડગડાટોથી અને શંખોના ધ્વનિઓથી આખી રણભૂમિ ગાજી રહી હતી.[૧૩-૧૫] ટંકાર કરતાં ધનુષ્યોની, ઝગઝગાટ થઈ રહેલાં શસ્ત્રોની તથા કવચોની પ્રભાઓથી સર્વ રણપ્રદેશ ઝળહળી રહ્યો હતો, તેથી કંઈ પણ જણાતું ન હતું.[૧૬] મોટા હાથીની સૂંઢો સરખા આકારના અનેક બાહુઓ કપાઈ પડીને રણમાં તરફડતા હતા, ઉછાળા મારી રહ્યા હતા અને દારુણ વેગમાં આવી જતા હતા.[૧૭] ત્યાં હે મહારાજ! પૃથ્વીતલ પર ટપોટપ પડી રહેલાં મસ્તકોનો તીવ્ર શબ્દ તાલવૃક્ષો પરથી તૂટી પડતાં તાડફળોના સરખો સંભળાતો હતો. હે ભારત! અનેક લોહીલુહાણ થયેલાં મસ્તકો પૃથ્વી પર આડાંઅવળાં રડવડતાં હતાં, તેથી રણભૂમિ, યોગ્ય સમયે પ્રફુલ્લિત થયેલાં સુવર્ણકમળોથી જાણે છવાઈ ગઈ હોય તેમ શોભતી હતી.[૧૮,૧૯] હે રાજન્! તે સર્વ મસ્તકો પ્રાણહીન થઈને અત્યંત ધવાઈ પડ્યાં હતાં. તેમનાં નેત્રો ફાટી ગયાં હતાં, તેથી રણભૂમિ જાણે વિકસિત કમળોથી છવાઈ ગઈ હોય તેમ દીપી રહી હતી.[૨૦] હે રાજેંદ્ર! તૂટી પડેલા મહાન ઇંદ્રધ્વજોની પેઠે આડાઅવળા પડેલા, મહાકિંમતી બાજુબંધોને ધારણ કરનારા અને ચંદનથી ચર્ચાયેલા બાહુઓથી રણક્ષેત્ર શોભતું હતું.[૨૧] ત્યારે આખું સમરાંગણ યુદ્ધમાં રાજાઓની કપાઈ ગયેલી હાથીની સૂંઢ સરખી સુંદર સાથળોથી પૂરું છવાઈ ગયું હતું.[૨૨] સેંકડો મસ્તક વિનાનાં ધડોથી ઊભરાઈ રહેલું તથા છત્રો અને ચામરોથી વ્યાપ્ત થયેલું તે સેનાઓરૂપી વન પ્રફુલ્લિત પુષ્પોથી છવાયેલા વન સરખું શોભતું હતું.[૨૩] ત્યાં હે મહારાજ! તે યોદ્ધાઓ નિર્ભયની પેઠે લોહીલુહાણ શરીરે ઘૂમી રહ્યા હતા અને તેઓ ખીલી

નીકળેલાં કેસૂડાંવાળા ખાખરાઓ સરખા દેખાતા હતા.[૨૪] તે રણક્ષેત્રમાં ઘણા હાથીઓ બાણો તથા તોમરોના પ્રહારોથી પીડાઈને જ્યાં ત્યાં પછડાઈ પડ્યા હતા અને તેઓ તૂટી પડેલાં વાદળાં જેવા દેખાતા હતા.[૨૫] હે મહારાજ! શૂરવીર યોદ્ધાઓના મારાથી હાથીઓના સૈન્યમાં એટલું મોટું ભંગાણ પડ્યું હતું કે, ઘણા હાથીઓ વાયુએ વીખેરી નાખેલા મેઘોની પેઠે સર્વ દિશાઓમાં નાસભાગ કરી રહ્યા હતા.[૨૬] ત્યારે મેઘ જેવા દેખાતા ઘણા હાથીઓ ચોબાજુ પૃથ્વી પર પડ્યા હતા અને તેઓ પ્રલયકાળે વજ્રથી તૂટી પડેલા પર્વતોની પેઠે શોભતા હતા.[૨૭] એ સમયે રણભૂમિ પર સવારોની સાથે પડેલા ઘોડાઓના મોટા પર્વતોના જેવા ઢગલાઓ સ્થળે સ્થળે દષ્ટિએ પડતા હતા.[૨૮] ત્યાં જોતજોતામાં પરલોક તરફ વહેતી તથા લોહીરૂપ જળવાળી એક મોટી નદી રણભૂમિ પર ચાલુ થઈ ગઈ. તે નદીમાં રથોરૂપ ધૂમરીઓ આવી રહી હતી, ધજાઓરૂપ વૃક્ષો ઊગી નીકળ્યાં હતાં, હાડકાંરૂપ કાંકરા હતા, બાહુઓરૂપ મગરો હતા, ધનુષ્યોરૂપ તરંગો હતા, હાથીઓરૂપ પર્વતો હતો, ઘોડાઓરૂપ મોટા ખડકો હતા, મેદ અને મજ્જારૂપ કાદવ હતો, છત્રોરૂપ હંસો હતા, ગદાઓરૂપ મછવાઓ હતા અને તે કવચો તથા પાઘડીઓથી છવાઈ ગઈ હતી. તેમાં પતાકાઓરૂપ સુંદર વૃક્ષો ઊગી નીકળ્યાં હતાં, ચક્રો રૂપ ચક્રવાક પક્ષીઓ તેનું સેવન કરતાં હતાં અને રથના અવયવરૂપ ત્રિવેણુના દાંડાઓથી તે છવાઈ ગઈ હતી.[૨૯-૩૧] વળી તે રૌદ્ર નદી શૂરાઓને હર્ષ આપતી હતી, ભીરુઓને ભય વધારતી હતી તથા કુરુ અને સૃંજય યોદ્ધાઓનાં શબોથી ઊભરાઈ જતી હતી.[૩૨] હાથમાં પરિઘ ધરનારા તે યોદ્ધાઓ પરલોક તરફ વહેતી તે મહાભયંકર નદીને પોતાનાં વાહનોરૂપ નૌકાઓથી તરી જતા હતા. આમ હે રાજા! ત્યાં નિર્મર્યાદ યુદ્ધ ચાલી રહ્યું હતું. તેમાં ચતુરંગી સૈન્યનો સંહાર થઈ જતો હતો અને તે પૂર્વે થયેલા દેવાસુરયુદ્ધ સરખું ઘોર હતું.[૩૩,૩૪] તે વખતે હે શત્રુતાપન! કેટલાએક યોદ્ધાઓ પોતાના બાંધવોને બૂમો પાડીને બોલાવતા હતા અને બીજા કેટલાએક યોદ્ધાઓ પોતાના પ્રિય સંબંધીઓએ કરુણસ્વરે બોલાવ્યા છતાં ભયના માર્યા પાછા ફરતા ન હતા.[૩૫] આ રીતે જે વેળા મર્યાદા વિનાનું અને ભયંકર એવું તે યુદ્ધ ચાલી રહ્યું હતું, તે વેળા અર્જુન તથા ભીમસેન શત્રુઓને ગભરાવી નાખવા લાગ્યા.[૩૬] હે રાજા! જ્યારે તમારી એ મહાન સેનાને શત્રુઓ મારવા લાગ્યા, ત્યારે તે મદમાતી સ્ત્રીની પેઠે મોહિત થઈ ગઈ હતી.[૩૭] ભીમસેન તથા અર્જુન પણ તે સેનાને મોહ પમાડી દઈ શંખો વગાડવા લાગ્યા અને સિંહનાદો કરવા લાગ્યા. એ મહાન શબ્દ સાંભળીને ધૃષ્ટદ્યુમ્ન તથા શિખંડીએ ધર્મરાજાને આગળ કરીને તુરત જ શલ્યરાજ સામે ધસારો કર્યો.[૩૮,૩૯] હે રાજા! તે સમયે જે આશ્ચર્યજનક ભયંકર દેખાવ અમારી દષ્ટિએ પડતો હતો, તે એ જ કે, બરાબર વિભાગપુરઃસર વહેંચાઈ જઈને સર્વે શૂરાઓ એકીસાથે શલ્યની સામે યુદ્ધ કરી રહ્યા હતા.[૪૦] હે શત્રુતાપન રાજા! બીજી તરફથી અસ્ત્રકુશળ અને યુદ્ધદુર્મદ એવા માદ્રીપુત્ર નકુલ તથા સહદેવ વિજય મેળવવાની ઇચ્છાથી ઉતાવળા ઉતાવળા શત્રુઓ સામે ચઢી ગયા.[૪૧] હે ભરતશ્રેષ્ઠ! આ રીતે વિજયી પાંડવો જ્યારે બાણોનો બહુધા મારો ચલાવવા લાગ્યા, ત્યારે તમારું સૈન્ય એકદમ પાછું હઠી ગયું.[૪૨] ત્યાં હે મહારાજ! બાણોની વૃષ્ટિઓથી ઘવાઈ ગયેલી તમારી સેના તમારા પુત્રોના દેખતાં શત્રુઓનો માર ખાતી ખાતી દિશાઓમાં પલાયન કરી જવા લાગી.[૪૩] હે ભારત! અન્યોન્ય સાથે યુદ્ધ

વળી બીજાં ત્રણ ત્રણ બાણો મારીને તેણે તેની ધ્વજાને તથા સારથિને પૃથ્વી પર પટકી પાડ્યા. હે રાજન્! તે સમયે શત્રુના હાથમાંથી છૂટીને પોતાના લલાટમાં ખૂંચી ગયેલાં તે ત્રણ બાણો વડે નકુલ જાણે ત્રણ શિખરોવાળો પર્વત હોય તેમ શોભવા લાગ્યો. હવે ધનુષ્ય કપાઈ ગયેલું હોવાથી તથા ઘોડાઓ માર્યા ગયેલા હોવાથી તે વીર નકુલ હાથમાં ઢાલતલવાર લઈ રથ પરથી નીચે ઊતરી પડ્યો. માનો, પર્વતના શિખર ઉપરથી કોઈ કેસરી સિંહ ઊતરી આવ્યો. આ રીતે નકુલ પગપાળો થઈ પોતાની સામે ધસી આવતો હતો તે જોઈને ચિત્રસેને બાણોની વૃષ્ટિ છોડવા માંડી. પરંતુ શ્રમને જીતનારો તથા ઝડપથી પરાક્રમ કરનારો મહાબાહુ નકુલ શત્રુની તે બાણવૃષ્ટિને ઢાલ પર જ ઝીલી લેવા લાગ્યો. તે તો અદ્ભુત રીતિનું યુદ્ધ કરતો કરતો ચિત્રસેનના રથ પાસે પહોંચી ગયો અને સર્વ સૈન્યના દેખતાં તેના રથ પર ચઢી ગયો. આમ પાંડવ નકુલ તેના રથ પર ચઢી ગયો. ત્યાં તેણે કુંડળો તથા મુકુટને ધારણ કરનારું સુંદર નાસિકાવાળું તથા સુંદર વિશાળ નેત્રોવાળું ચિત્રસેનનું મસ્તક તેના ધડ પરથી કાપી લીધું. આથી સૂર્ય સમાન તેજસ્વી એવો તે ચિત્રસેન રથની બેસણી પર ઢળી પડ્યો.[૧૫-૨૦] ચિત્રસેનને એ પ્રમાણે માર્યો ગયેલો જોઈને પાંડવપક્ષના સર્વ મહારથીઓ ધન્ય ધન્યના હર્ષનાદો કરવા લાગ્યા તથા સિંહોના જેવી પુષ્કળ ગર્જનાઓ કરવા લાગ્યા. હે રાજન્! બીજી તરફ મહાવનમાં હાથીને મારી નાખવાની ઇચ્છાથી બે વાઘો જેમ દોડી જાય, તેમ પોતાના ભાઈને મારી નાખેલો જોઈ કર્ણના મહારથી પુત્ર સુષેણ તથા સત્યસેન અનેક જાતનાં બાણો ફેંકતા ફેંકતા મહારથી નકુલ સામા એકદમ દોડી ગયા.[૨૧-૨૩] બે મેઘો જેમ જળધારાઓ છોડી મૂકે, તેમ તે બન્ને ભાઈઓ મહારથી નકુલના પર સંખ્યાબંધ તીક્ષ્ણ બાણો ફેંકવા લાગ્યા.[૨૪] પાંડવ નકુલ તે બાણો વડે સર્વ તરફથી વીંધાઈ જતો હતો; છતાં પણ જાણે હર્ષમાં આવી ગયો હોય, તેમ એકદમ બીજું ધનુષ્ય હાથમાં લઈ તે વીર રથ પર ચઢી બેઠો અને કોપેલા કાળની પેઠે યુદ્ધ કરવા ઊભો રહ્યો. પછી હે રાજા ! તે બન્ને ભાઈઓએ મજબૂત ગાંઠાવાળાં બાણોનો મારો ચલાવી નકુલના રથના કટકા કરી નાખવાનો આરંભ કર્યો. હે પૃથ્વીનાથ! તે જોઈ નકુલ ખડખડાટ હસ્યો અને તેણે ચાર તીક્ષ્ણ બાણો મારી સત્યસેનના ચારે ઘોડાઓને મારી નાખ્યા. પછી હે રાજેંદ્ર ! સુવર્ણની પૂંખવાળું એક નારાચ બાણ ધનુષ્યમાં સાંધીને તેણે સત્યસેનના ધનુષ્યના પણ કટકા કરી નાખ્યા. એટલે પછી સત્યસેન તથા સુષેણ બીજું ધનુષ્ય ગ્રહણ કરી બીજા રથમાં બેઠા અને ધૈર્યપૂર્વક નકુલ સામા યુદ્ધ કરવા દોડ્યા. ત્યાં તો હે મહારાજ! પ્રતાપી નકુલે બબ્બે બાણો મારીને તે બન્નેને વીંધી નાખ્યા, એટલે મહારથી સુષેણ કોપી ઊઠ્યો. તેણે ખડખડાટ હસીને ક્ષુરપ્ર નામનું એક બાણ માર્યું અને નકુલના મહાન ધનુષ્યને યુદ્ધમાં કાપી નાખ્યું. પોતાનું ધનુષ્ય આમ કપાઈ ગયું, તેથી નકુલ પણ ક્રોધથી ધૂંધવાઈ ઊઠ્યો. તેણે બીજું ધનુષ્ય લીધું, અને પાંચ બાણો મારીને સુષેણને વીંધી નાખ્યો. વળી તેણે બીજા એક બાણથી તેની ધ્વજાને પણ કાપી નાખી, તેમ જ હે રાજા ! સત્યસેનના ધનુષ્યને તથા તેના હાથે પહેરેલાં મોજાંને પણ નકુલે કાપી નાખ્યાં. આથી માણસો હાહાકાર કરવા લાગ્યા. પછી સત્યસેને યુદ્ધના ભારમાં સાધનભૂત તથા શત્રુના વેગનો નાશ કરનારું એક બીજું ધનુષ્ય ગ્રહણ કર્યું અને સંખ્યાબંધ બાણોનો મારો ચલાવી નકુલને ચોબાજુથી ઢાંકી દીધો.

ફરી વિજય મેળવવાની ઇચ્છા રાખતા મહાત્મા ક્ષત્રિયોનો 'ઊભો રહેજે, ઊભો રહેજે' એવો મહાન શબ્દ થઈ રહ્યો. વળી ત્યાં સર્વ યોદ્ધાઓમાં મોટો હાહાકાર થવા લાગ્યો અને પાંડવોએ હાંકી કાઢેલા તમારા સૈનિકો તો સૈન્યોમાં ભંગાણ પાડીને નાસી જ જવા લાગ્યા. હે ભારત! પોતાની જાતનું જ રક્ષણ કરવામાં ઉત્સાહિત બની ગયેલા તમારા તે સૈનિકોએ પોતાના પ્રિય પુત્રોને, ભાઈઓને, પિતામહોને, મામાઓને, ભાણેજોને તથા મિત્રોને ત્યાં ને ત્યાં યુદ્ધમાં પડતા મૂક્યા. હે ભરતશ્રેષ્ઠ! તેઓ તો ઘોડાઓને તથા હાથીઓને એકદમ દોડાવી જઈ ચોબાજુ નાસાનાસ કરવા લાગ્યા.[૪૪-૪૭]

ઇતિ શ્રીમહાભારતમાં શલ્યપર્વાન્તર્ગત શલ્યાભિષેકપર્વમાં 'સંકુલ યુદ્ધ' નામનો અધ્યાય ૯મો સમાપ્ત

## अध्याय १०मो

### કર્ણપુત્ર ચિત્રસેન, સત્યસેન અને સુષેણ રણમાં પડ્યા!

॥ संजय उवाच ॥

तत्प्रभग्नं बलं दृष्ट्वा मद्रराजः प्रतापवान् ।
उवाच सारथिं तूर्णं चोदयाश्वान्महाजवान् ॥१॥

સંજય બોલ્યો: હે ધૃતરાષ્ટ્રરાજા! સૈન્યમાં ભંગાણ પડેલું જોઈ પ્રતાપી શલ્યરાજાએ પોતાના સારથિને કહ્યું 'હે સારથિ! મહાવેગવાળા આપણા ઘોડાઓને તું જલદી હાંક.[૧] જો, આ યુધિષ્ઠિરરાજા શોભી રહેલા શ્વેત છત્રને મસ્તકે ધારણ કરીને સામે જ ઊભા છે.[૨] માટે ચાલ, તું મને જલદી ત્યાં પહોંચાડી દે અને પછી મારા બળને તું જોજે. ખરેખર, આજના યુદ્ધમાં યુધિષ્ઠિર મારી સામે ઊભા રહી શકશે નહિ.[૩] શલ્યરાજે આમ કહ્યું એટલે તુરત જ તેનો સારથિ સત્ય પ્રતિજ્ઞાવાળા ધર્મરાજા યુધિષ્ઠિર જ્યાં ઊભા હતા ત્યાં રથને લઈ ગયો.[૪] આમ શલ્યરાજાએ એકલાએ પાંડવોના મહાન સૈન્ય સામે એકાએક ધસારો કર્યો અને ઊછળી રહેલા મહાસાગરને જેમ કિનારો અટકાવી રાખે, તેમ તેણે પાંડવોના તે સૈન્યને રણમાં આગળ વધતું અટકાવી દીધું.[૫] હે રાજા! નદીનો વેગ જેમ પર્વતોનો ભેટો થતાં અટકી પડે, તેમ પાંડવોનાં સૈન્યોરૂપ એક મહાન પ્રવાહ શલ્યરૂપ પર્વતનો યુદ્ધમાં ભેટો થતાં તુરત જ અટકી પડ્યો. આ પ્રમાણે શલ્યરાજાને રણમાં યુદ્ધ કરવા માટે આવી ઊભેલો જોઈ સર્વ કૌરવો પણ મારવું કે મરવું, એવો નિશ્ચય કરી લડવા માટે પાછા ફર્યા.[૬,૭] આમ હે રાજન્! તેઓ યુદ્ધ માટે પાછા ફર્યા, એટલે વળી પણ સર્વ સૈન્યો વિભાગવાર વ્યૂહાકારે ગોઠવાઈ ગયાં અને ત્યાં લોહીરૂપ જળની છોળોવાળો મહાભયંકર સંગ્રામ પુનઃ ચાલુ થયો.[૮] તે સમયે રણમત્ત નકુલે ચિત્રસેન સામે ચઢાઈ કરી. ત્યારે દક્ષિણ અને ઉત્તર તરફથી ચઢી આવેલા બે મેઘો જેમ વૃષ્ટિ કરે, તેમ અદ્ભુત ધનુષ્યોને ધારણ કરીને સામસામે આવી ગયેલા તે બન્ને જણા બાણોરૂપ જળની અન્યોન્યના પર વૃષ્ટિ કરવા લાગ્યા.[૯,૧૦] આ રીતે તે બન્ને વચ્ચે યુદ્ધનો આરંભ થયો, ત્યારે તે બન્ને વચ્ચે મને જરા પણ અંતર દેખાતું ન હતું. તે બન્ને જણા અસ્ત્રકુશળ જણાતા હતા, બળવાન દેખાતા હતા, રથયુદ્ધમાં કુશળ જોવામાં આવતા હતા, અન્યોન્યનો વધ કરવા સજ્જ થઈ જતા હતા અને પરસ્પર છિદ્રોની શોધમાં તત્પર રહેતા હતા. પછી હે મહારાજ! ચિત્રસેને પાણીદાર અને તીક્ષ્ણ એવું એક ભલ્લજાતિનું બાણ મૂક્યું અને નકુલના ધનુષ્યને મુષ્ટિપ્રદેશમાંથી કાપી નાખ્યું. કપાઈ ગયેલા ધનુષ્યવાળા તે નકુલને તેણે બિલકુલ ગભરાયા વિના લલાટમાં સુવર્ણની પૂંખવાળાં તથા સરાણ પર સજીને તીક્ષ્ણ કરેલાં ત્રણ બાણોનો પ્રહાર કર્યો. તે ઉપરાંત તેણે બીજાં તીક્ષ્ણ બાણો મારીને તેના ઘોડાઓને પણ મરણશરણ કરી દીધા.[૧૧-૧૪]

વળી બીજાં ત્રણ ત્રણ બાણો મારીને તેણે તેની ધજાને તથા સારથિને પૃથ્વી પર પટકી પાડ્યા. હે રાજન્! તે સમયે શત્રુના હાથમાંથી છૂટીને પોતાના લલાટમાં ખૂંચી ગયેલાં તે ત્રણ બાણો વડે નકુલ જાણે ત્રણ શિખરોવાળો પર્વત હોય તેમ શોભવા લાગ્યો. હવે ધનુષ્ય કપાઈ ગયેલું હોવાથી તથા ઘોડાઓ માર્યા ગયેલા હોવાથી તે વીર નકુલ હાથમાં ઢાલતલવાર લઈ રથ પરથી નીચે ઊતરી પડ્યો. માનો, પર્વતના શિખર ઉપરથી કોઈ કેસરી સિંહ ઊતરી આવ્યો. આ રીતે નકુલ પગપાળો થઈ પોતાની સામે ધસી આવતો હતો તે જોઈને ચિત્રસેને બાણોની વૃષ્ટિ છોડવા માંડી. પરંતુ શ્રમને જીતનારો તથા ઝડપ-થી પરાક્રમ કરનારો મહાબાહુ નકુલ શત્રુની તે બાણવૃષ્ટિને ઢાલ પરજ ઝીલી લેવા લાગ્યો. તે તો અદ્ભુત રીતિનું યુદ્ધ કરતો કરતો ચિત્રસેનના રથ પાસે પહોંચી ગયો અને સર્વ સૈન્યના દેખતાં તેના રથ પર ચઢી ગયો. આમ પાંડવ નકુલ તેના રથ પર ચઢી ગયો. ત્યાં તેણે કુંડળો તથા મુકુટને ધારણ કરનારું સુંદર નાસિકાવાળું તથા સુંદર વિશાળ નેત્રોવાળું ચિત્રસેનનું મસ્તક તેના ધડ પરથી કાપી લીધું. આથી સૂર્ય સમાન તેજસ્વી એવો તે ચિત્રસેન રથની બેસણી પર ઢળી પડ્યો.[૧૫-૨૦] ચિત્રસેનને એ પ્રમાણે માર્યો ગયેલો જોઈને પાંડવપક્ષના સર્વ મહારથીઓ ધન્ય ધન્યના હર્ષનાદો કરવા લાગ્યા તથા સિંહોના જેવી પુષ્કળ ગર્જનાઓ કરવા લાગ્યા. હે રાજન્! બીજી તરફ મહાવનમાં હાથીને મારી નાખવાની ઇચ્છાથી બે વાઘો જેમ દોડી જાય, તેમ પોતાના ભાઈને મારી નાખેલો જોઈ કર્ણના મહારથી પુત્ર સુષેણ તથા સત્યસેન અનેક જાત-નાં બાણો ફેંકતા ફેંકતા મહારથી નકુલ સામા એકદમ દોડી ગયા.[૨૧-૨૩] બે મેઘો જેમ જળ ધારાઓ છોડી મૂકે, તેમ તે બન્ને ભાઈઓ મહારથી નકુલના પર સંખ્યાબંધ તીક્ષ્ણ બાણો ફેંકવા લાગ્યા.[૨૪] પાંડવ નકુલ તે બાણો વડે સર્વ તરફથી વીંધાઈ જતો હતો; છતાં પણ જાણે હર્ષમાં આવી ગયો હોય, તેમ એકદમ બીજું ધનુષ્ય હાથમાં લઈ તે વીર રથ પર ચઢી બેઠો અને કોપેલા કાળની પેઠે યુદ્ધ કરવા ઊભો રહ્યો. પછી હે રાજા ! તે બન્ને ભાઈઓએ મજબૂત ગાંઠાવાળાં બાણોનો મારો ચલાવી નકુલના રથના કટકા કરી નાખવા-નો આરંભ કર્યો. હે પૃથ્વીનાથ! તે જોઈ નકુલ ખડખડાટ હસ્યો અને તેણે ચાર તીક્ષ્ણ બાણો મારી સત્યસેનના ચારે ઘોડાઓને મારી નાખ્યા. પછી હે રાજેંદ્ર ! સુવર્ણની પૂંખવાળું એક નારાચ બાણ ધનુષ્યમાં સાંધીને તેણે સત્યસેનના ધનુષ્યના પણ કટકા કરી નાખ્યા. એટલે પછી સત્યસેન તથા સુષેણ બીજું ધનુષ્ય ગ્રહણ કરી બીજા રથમાં બેઠા અને ધૈર્યપૂર્વક નકુલ સામા યુદ્ધ કરવા દોડ્યા. ત્યાં તો હે મહારાજ! પ્રતાપી નકુલે બબ્બે બાણો મારીને તે બન્નેને વીંધી નાખ્યા, એટલે મહારથી સુષેણ કોપી ઊઠ્યો. તેણે ખડ-ખડાટ હસીને ક્ષુરપ્ર નામનું એક બાણ માર્યું અને નકુલના મહાન ધનુષ્યને યુદ્ધમાં કાપી નાખ્યું. પોતાનું ધનુષ્ય આમ કપાઈ ગયું, તેથી નકુલ પણ ક્રોધથી ધૂંધવાઈ ઊઠ્યો. તેણે બીજું ધનુષ્ય લીધું, અને પાંચ બાણો મારીને સુષેણને વીંધી નાખ્યો. વળી તેણે બીજા એક બાણથી તેની ધજાને પણ કાપી નાખી, તેમ જ હે રાજા ! સત્યસેનના ધનુ-ષ્યને તથા તેના હાથે પહેરેલાં મોજાંને પણ નકુલે કાપી નાખ્યાં. આથી માણસો હાહાકાર કરવા લાગ્યા. પછી સત્યસેને યુદ્ધના ભારમાં સાધનભૂત તથા શત્રુના વેગનો નાશ કરનારું એક બીજું ધનુષ્ય ગ્રહણ કર્યું અને સંખ્યાબંધ બાણોનો મારો ચલાવી નકુલને ચોબાજુથી ઢાંકી દીધો-

પરંતુ શત્રુવીરોનો સંહાર કરનારા નકુલે તે સર્વ બાણોને અટકાવી દીધાં અને સત્યસેનને તથા સુષેણને બબ્બે બાણો મારીને વીંધી નાખ્યા. ત્યારે તે બન્ને જણા પણ જુદાં જુદાં સરળગામી બાણો મારીને નકુલને વીંધી નાખવા લાગ્યા. હે રાજેંદ્ર ! તેઓ બીજાં અનેક તીક્ષ્ણ બાણોનો મારો ચલાવી નકુલના સારથિને પણ ઘાયલ કરવા લાગ્યા. વળી હાથની ચાલાકીવાળા પ્રતાપી સત્યસેને બે જુદાં જુદાં બાણો મારી નકુલના રથની ઈસને તથા તેના ધનુષ્યને કાપી પાડ્યાં. તે જોઈ અતિરથી નકુલે રથમાં બેઠાં બેઠાં સુવર્ણના દાંડાવાળી, તીક્ષ્ણ ધારવાળી, તેલ પાયેલી, અત્યંત ચળકાટ કરતી અને મહાઝેરી સાપણની પેઠે લહલહાટ કરતી એક રથશક્તિ હાથમાં લીધી અને તેને ઉગામીને સત્યસેનના પર ફેંકી. હે રાજા ! તે શક્તિએ સત્યસેનના હૃદયને એવું તો ચીરી નાખ્યું કે, તે ચેતનરહિત તથા પ્રાણરહિત થઈને રથ પરથી રણભૂમિ પર પછડાઈ પડ્યો. આ રીતે પોતાના ભાઈને મરણ પામેલો જોઈને સુષેણ ક્રોધથી ધૂંધવાઈ ઊઠ્યો. તેણે પગપાળા ઊભેલા નકુલ પર એકદમ વેગથી બાણોનો વરસાદ વરસાવવા માંડ્યો. કર્ણપુત્ર સુષેણે આમ ચાર બાણો મારીને તેના ચારેય ઘોડાઓને મારી નાખ્યા, બીજાં પાંચ બાણોથી તેની ધજાને કાપી પાડી, બીજાં ત્રણ બાણો વડે તેના સારથિને પણ મારી નાખ્યો અને મોટી ગર્જના કરી મૂકી. આ જ સમયે દ્રૌપદીનો પુત્ર સુતસોમ પોતાના મહારથી પિતા (કાકા) નકુલને રથરહિત ઊભેલા જોઈ તેમનું રક્ષણ કરવાની ઇચ્છાથી એકદમ ત્યાં દોડી ગયો; એટલે તુરત જ નકુલ સુતસોમના રથ પર ચઢી ગયો.[૨૫-૪૪] હે ભરતશ્રેષ્ઠ ! તે સમયે નકુલ પર્વત પર ચઢી બેઠેલા કેસરી સિંહ સરખો શોભતો હતો. પછી બીજું ધનુષ્ય લઈને તેણે સુષેણ સામે યુદ્ધ કરવા માંડ્યું.[૪૫] ત્યાં તે બન્ને મહારથીઓ સામસામા આવી ગયા અને અન્યોન્યના પર બાણોની વૃષ્ટિઓ કરી પરસ્પરનો વધ કરી નાખવા માટે યત્ન કરવા લાગ્યા.[૪૬] હવે ક્રોધે ભરાયેલા સુષેણે નકુલને ત્રણ બાણો માર્યાં તથા સુતસોમની છાતીમાં તેમ જ બન્ને બાહુઓમાં વીસ બાણોનો પ્રહાર કર્યો.[૪૭] એટલે હે મહારાજ ! શત્રુવીરોનો સંહાર કરનારો વીર્યવાન નકુલ કોપાયમાન થઈ ગયો. તેણે સુષેણની સર્વ દિશાઓને બાણો વડે ઢાંકી દીધી.[૪૮] પછી તેણે તીક્ષ્ણ ધારવાળું, અતિ તેજદાર અને અત્યંત વેગવાળું એવું એક અર્ધચંદ્ર બાણ કર્ણના પુત્ર સામે ફેંક્યું.[૪૯] હે મહારાજ ! એ બાણે સર્વ સૈન્યોના દેખતાં તેના મસ્તકને ધડ પરથી જુદું પાડ્યું, તે એક આશ્ચર્યકારક થયું હતું.[૫૦] હે રાજન્ ! આ રીતે મહાત્મા નકુલને હાથે મરણ પામેલો તે સુષેણ નદીના વેગથી ભાંગી પડેલા તીર પરના મોટા વૃક્ષની પેઠે પૃથ્વી પર પડ્યો.[૫૧] એટલે. હે ભરતશ્રેષ્ઠ ! કર્ણના પુત્રનો વધ તથા નકુલનું પરાક્રમ જોઈને તમારી સેના ભયને લીધે નાસી જવા લાગી.[૫૨] પરંતુ હે મહારાજ ! રણશૂર અને શત્રુદમન પ્રતાપી સેનાપતિ શલ્યે તે સેનાનું પાલન કર્યું હતું.[૫૩] હે મહારાજ ! તેણે તે સેનાને બરાબર ગોઠવી દીધી, ધનુષ્યના દારુણ ટંકારની સાથે મોટા સિંહનાદ કર્યો અને પોતે નિર્ભયતાપૂર્વક સૌની આગળ ઊભો રહ્યો.[૫૪] ત્યારે હે રાજન્ ! તે દૃઢ ધનુર્ધારી શલ્યરાજના રક્ષણ તળે રહેલા તમારા પુત્રો પણ નિર્ભય થઈને ચોતરફથી શત્રુઓ સામા ધસી ગયા.[૫૫] તેઓ મોટી સેનાને સાથે લઈ તથા ચારે તરફથી મહાધનુર્ધારી શલ્યરાજને વીંટાઈ વળી યુદ્ધ કરવાની ઇચ્છાથી ઊભા રહ્યા.[૫૬] સામેથી સાત્યકિ, ભીમસેન, નકુલ તથા સહદેવ આદિ વીર પાંડવો શત્રુસંહારક અને વિનયશીલ એવા રાજા

યુધિષ્ઠિરને યુદ્ધમાં આગળ કરીને સિંહનાદો કરવા લાગ્યા તેમ જ બાણોના અને શંખોના તીવ્ર શબ્દો સાથે હર્ષની અનેક ગર્જનાઓ કરવા લાગ્યા. ત્યાં તમારા પક્ષના યોદ્ધાઓ પણ શલ્યરાજાને વીંટાઈ વળી અતિ આવેશપૂર્વક પુનઃ યુદ્ધ કરવા માટે જ સજ્જ થઈ ગયા.[૫૭–૫૯] પછી તો તમારા અને શત્રુઓના યોદ્ધાઓનું ભીરુઓના ભયમાં વધારો કરનારું તથા મરણ સુધીના નિશ્ચયવાળું મહાન યુદ્ધ શરૂ થયું.[૬૦] હે રાજન્! પૂર્વે દેવો તથા અસુરોનું જેવું યુદ્ધ થયું હતું, તેવું જ એ નિર્ભય યોદ્ધાઓનું યુદ્ધ હતું અને તે યમરાજાના રાજ્યમાં વૃદ્ધિ કરનાર થઈ પડ્યું હતું.[૬૧] તે વેળા વાનરના ચિહ્નવાળી ધજાને ફરકાવી રહેલો પાંડુનંદન અર્જુન રણમાં સંશપ્તક યોદ્ધાઓને સંહારીને કૌરવોની તે સેના સામે ચઢી આવ્યો. વળી ધૃષ્ટદ્યુમ્ન આદિ પાંડવો પણ તીક્ષ્ણ બાણો ફેંકતા ફેંકતા તે સેના સામે દોડી ગયા.[૬૨,૬૩] આ રીતે ચોબાજુ પાંડવોથી ઘેરાઈ ગયેલા કૌરવોના તે સૈન્યમાં એટલો બધો ગભરાટ થઈ ગયો, કે તેમાંના કોઈને પણ દિશાઓ સુદ્ધાંનું ભાન રહ્યું નહિ.[૬૪] પાંડવોએ ફેંકેલાં પાણીદાર બાણોથી કૌરવોનું સમગ્ર સૈન્ય ભરાઈ ગયું, તેમાંના મોટા મોટા યોદ્ધાઓ મરણ પામવા લાગ્યા અને ચારેબાજુથી વાર્યા છતાં તે સૈન્ય હરોળમાંથી તૂટી જવા લાગ્યું.[૬૫] આમ હે રાજન્! જેમ પાંડવોના મહારથી પુત્રો કૌરવોની સેનાનો સંહાર કરી રહ્યા હતા, તેમ તમારા પુત્રો પણ ચોબાજુ બાણોનો મારો ચલાવી પાંડવસૈન્યના સેંકડો અને હજારો સૈનિકોનો ઘાણ વાળી નાખવા લાગ્યા. એ સમયે પરસ્પર સંહાર કરતી તે બન્ને સેનાઓ અત્યંત તપી ગઈ હતી અને વર્ષાઋતુમાં પાણીની છોળંછોળવાળી બે નદીઓ સામસામે મળીને જેવી વ્યાકુળ થઈ જાય, તેવી જ વ્યાકુળ થઈ ગઈ હતી. હે રાજેંદ્ર! આ રીતે જ્યારે મહાન યુદ્ધ થવા લાગ્યું, ત્યારે તમારા યોદ્ધાઓને તથા પાંડવોને પોતપોતાના જીવિતના સંબંધમાં મહાતીવ્ર ભય પેસી ગયો.[૬૬–૬૮]

ઇતિ શ્રીમહાભારતમાં શલ્યપર્વાંતર્ગત શલ્યાભિષેકપર્વમાં 'સંકુલ યુદ્ધ' નામનો અધ્યાય ૧૦ મો સમાપ્ત

## अध्याय ११ मो

### ભીમસેન તથા શલ્યનું ગદાયુદ્ધ

॥ संजय उवाच ॥

**तस्मिन् विलुलिते सैन्ये वध्यमाने परस्परम् ।**
**द्रवमाणेषु योधेषु विद्रवत्सु च दंतिषु ॥ १ ॥**

સંજય બોલ્યો : હે રાજા! એ રીતે તે બન્ને પક્ષનાં સૈન્યોનો જ્યારે પરસ્પર સંહાર થવા લાગ્યો, ત્યારે અનેક યોદ્ધાઓ નાસભાગ કરવા લાગ્યા, ઘણા હાથીઓ દોડાદોડી કરવા લાગ્યા, સંખ્યાબંધ પાળાઓ બૂમબરાડા પાડવા લાગ્યા, અનેક ઘોડાઓ માર્યા જવા લાગ્યા, સર્વ પ્રાણીઓનો દારુણ તથા ઘોર સંહાર થવા લાગ્યો, અનેક જાતનાં શસ્ત્રોના સમૂહ વચ્ચે રથો તથા હાથીઓની ભેટંભેટા થવા લાગી અને પરસ્પર વધ કરી નાખવાની ઇચ્છાવાળા અનેક યોદ્ધાઓ અન્યોન્યના સૈન્યમાં પેસી જવા લાગ્યા. આ રીતે યુદ્ધકુશળ યોદ્ધાઓને હર્ષ ઉપજાવનાર, ભીરુઓને ભય વધારનાર, અન્યોન્યના પ્રાણોને ગ્રહણ કરી લેનાર, મહાઘોર અને યમરાજના રાજ્યમાં વધારો કરનાર તે ભયંકર સંગ્રામરૂપ જુગારબાજી ખેલાઈ રહી હતી. ત્યારે પાંડવો સજેલાં બાણો મારી મારીને તમારાં સૈન્યોનો સંહાર કરવા મંડી પડ્યા, તેમ જ તમારા યોદ્ધાઓ પાંડવોના સૈનિકોનો ઘાણ કાઢવા મચી પડ્યા. આમ હે રાજન્! ભીરુઓને ભય વધારનારો, તે સંગ્રામ ચાલી રહ્યો હતો, ત્યારે દિવસના પૂર્વભાગમાં બરાબર સૂર્યોદયને સમયે મહાત્મા યુધિષ્ઠિરના રક્ષણ

તળે રહેલા નિશાનબાજ શત્રુઓ મરણિયા થઈ ને તમારા સૈન્ય સામે લડી રહ્યા હતા. તે સમયે બળવાન અને ગર્વિષ્ઠ એવા પાંડવોએ કૌરવોની સેના પર એવા અચૂક પ્રહારો કરવા માંડ્યા કે અગ્નિથી આકુળવ્યાકુળ થઈ ગયેલી મૃગલીની પેઠે તે સેના પણ આકુળવ્યાકુળ થઈ જવા લાગી.[૧–૯] હવે તે સેનાને કાદવમાં ખૂંચી ગયેલી દુર્બળ ગાયની જેમ પીડાતી જોઈને શલ્યરાજાએ તેનો ઉદ્ધાર કરવાની ઇચ્છાથી પાંડવોની સામે ચઢાઈ કરી.[૧૦] તેણે અત્યંત ક્રોધપૂર્વક પોતાનું ઉત્તમ ધનુષ્ય હાથમા લીધું અને આતતાયી પાંડવો સામે યુદ્ધ કરવા ધસારો કર્યો. ત્યાં હે ભૂપાલ! રણમાં વિજય મેળવનારા પાંડવો પણ મદ્રરાજા સામે ચઢી આવી તીક્ષ્ણ બાણોથી તેને વીંધવા લાગ્યા.[૧૧,૧૨] તે પછી મહારથી મદ્રરાજ સેંકડો સજેલાં બાણો મારીને ધર્મરાજના દેખતાં પાંડવોની સેનાને પીડવા લાગ્યો.[૧૩] પરંતુ હે પૃથ્વીપતિ! તે સમયે અનેક જાતનાં દુર્નિમિત્તો (દુષ્ટ ચિહ્નો–અપશુકનો) થવા લાગ્યાં. ત્યાં હે રાજન્! પર્વતો સહિત સમગ્ર પૃથ્વી શબ્દ કરતી કંપવા લાગી; દાંડાવાળા ત્રિશૂળના આકારે સર્વ તરફ ફેલાયેલી તથા પ્રદીપ્ત અગ્રભાગવાળી ઉલ્કાઓ સૂર્યમંડળમાં અથડાઈને આકાશમાંથી પૃથ્વી પર પડવા લાગી અને મૃગો, પાડાઓ તથા માંસાહારી દુષ્ટ પ્રકૃતિનાં પક્ષીઓ બહુધા તમારી સેનાની જમણી બાજુ ઊતરવા લાગ્યાં. પાંડુના પુત્રોમાં તથા સર્વ રાજાઓના મધ્યમાં મુખ્ય એવા યુધિષ્ઠિરરાજની જન્મકુંડળીના સપ્તમ સ્થાનમાં શુક્ર, મંગળ તથા બુધ એ ત્રણે ગ્રહો બળવાન થઈને સૂચવવા લાગ્યા કે, આ સમગ્ર પૃથ્વી પર રાજા યુધિષ્ઠિરનું રાજ્ય થશે. વળી શસ્ત્રોની ધારાઓમાંથી નીકળેલી અગ્નિની જ્વાળાઓ નેત્રોને ચમકાવી દઈને પૃથ્વી પર ખરવા લાગી, તેમ જ કાગડા અને ઘુવડ આદિ અનિષ્ટસૂચક પક્ષીઓ તમારા યોદ્ધાઓનાં મસ્તકો પર તથા ધજાઓ પર આવીને બેસવા લાગ્યાં. પછી હે રાજન્! રણાંગણમાં એકઠા મળેલા તે સર્વ યોદ્ધાઓનું અતિ ઉગ્ર યુદ્ધ થવા લાગ્યું અને સર્વ સૈન્યોએ અન્યોન્ય સામે ધસારો કર્યો.[૧૪–૧૯] હે રાજા! કૌરવપક્ષના સર્વ યોદ્ધાઓ પાંડવોની સેના સામે ચઢાઈ કરી ગયા, એટલે શલ્યરાજા ઇંદ્રની પેઠે બાણોનો વરસાદ વરસાવવા લાગ્યો. ધર્માત્મા શલ્ય યુધિષ્ઠિર અને ભીમસેનના પર સુવર્ણની પૂંખવાળાં તથા સરાણ પર ઘસીને તીક્ષ્ણ કરેલાં બાણોની વૃષ્ટિ કરવા લાગ્યો.[૨૦,૨૧] વળી તે મહાબળવાન શલ્યે દ્રૌપદીના સર્વ પુત્રોને, નકુલને, સહદેવને, ધૃષ્ટદ્યુમ્નને, સાત્યકિને તથા શિખંડીને પણ અગિયાર અગિયાર બાણો મારીને વીંધી નાખ્યા અને વર્ષાકાળે મેઘરાજા જેવી વૃષ્ટિ કરે, તેવી તે બાણોની વૃષ્ટિ કરવા લાગ્યો. હે રાજન્! તે વેળા શલ્યનાં બાણોથી હજારો પ્રભદ્રકો અને સોમકો રણમાં પાડી નખાતા તથા પાડી નાખેલા જોવામાં આવતા હતા.[૨૨–૨૪] ત્યાં શલ્યનાં બાણો ભમરાઓનાં ટોળાંની પેઠે, તીડોના ઢગોની પેઠે તથા મેઘોમાંથી ખરતા વીજળીના તણખાઓની પેઠે સર્વ રણપ્રદેશમાં પડતાં હતાં.[૨૫] શલ્યનાં બાણોના પ્રહારોથી ઘણા હાથીઓ, ઘોડાઓ, પાળાઓ તથા રથીઓ વિહ્વળ થઈને ટપોટપ રણમાં પડવા લાગ્યા, ભ્રમિત થઈને આડાઅવળા ઘૂમવા લાગ્યા અને બૂમબરાડા પાડવા લાગ્યા.[૨૬] વળી મહાબળવાન મદ્રરાજ શલ્ય તો ક્રોધ તથા પૌરુષના આવેશમાં આવી જઈને જાણે કાળથી પ્રેરાયેલો યમ હોય તેમ શત્રુઓને બાણો વડે યુદ્ધમાં ઢાંકી દેવા લાગ્યો અને મેઘના જેવી ગર્જના કરવા લાગ્યો. આ રીતે શલ્યે જ્યારે પાંડવોની સેનાને મારવા માંડી, ત્યારે તે સેના

એકદમ રાજા યુધિષ્ઠિરનું શરણ લેવા દોડી ગઈ. એટલે ઝડપદાર હાથવાળા શલ્યરાજે તીક્ષ્ણ બાણોનો મારો ચલાવી પાંડવોની સેનાને નસાડી મૂકી અને મોટી બાણવૃષ્ટિ કરીને તે યુધિષ્ઠિરને પ્રહાર કરવા મંડી પડ્યો. તે જોઈ રાજા યુધિષ્ઠિર પણ ક્રોધે ભરાયા અને જેમ અંકુશ વડે મોટા હાથીને અટકાવવામાં આવે, તેમ તેમણે પાળા તથા ઘોડેસવારો સાથે ધસી આવતા તે શલ્યને તીક્ષ્ણ બાણો મારીને આગળ વધતો અટકાવ્યો. ત્યાં શલ્યે ઝેરી સર્પના સરખું એક ઘોર બાણ યુધિષ્ઠિરના તરફ ફેંક્યું.[૨૭–૩૧] તે બાણ મહાત્મા યુધિષ્ઠિરને ઘાયલ કરી એકદમ વેગથી પૃથ્વી પર પડ્યું. આથી કોપી ઊઠેલા ભીમસેને શલ્યને સાત બાણોથી વીંધી નાખ્યો અને નકુલે પાંચ બાણોથી તથા સહદેવે દશ બાણોથી શલ્યને વીંધી નાખ્યો. ત્યાં હે મહારાજ! મેઘો જેમ પર્વત પર વૃષ્ટિ કરે, તેમ દ્રૌપદીના પુત્રો શત્રુસંહારક શૂરવીર શલ્યરાજ પર બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા. આ રીતે પાંડવો ચોતરફથી શલ્યરાજને અટકાવી રહ્યા હતા, તે જોઈ ક્રોધાયમાન થયેલા કૃતવર્મા અને કૃપાચાર્ય એકદમ ત્યાં દોડી ગયા અને મહાપરાક્રમી ઉલૂક, સુબલપુત્ર શકુનિ, મહાબળવાન અશ્વત્થામા તથા તમારા સઘળા પુત્રો ધીમે ધીમે ત્યાં એકઠા થઈ યુદ્ધમાં શલ્યનું રક્ષણ કરવા લાગ્યા.[૩૨–૩૬] કૃતવર્માએ પ્રથમ ત્રણ બાણો મારી ક્રોધી ભીમસેનને વીંધી નાખ્યો અને પછી મોટી બાણવૃષ્ટિ કરીને તેને આગળ વધતો અટકાવ્યો.[૩૭] તેમ જ તેણે ક્રોધપૂર્વક બાણોનો વરસાદ વરસાવી ધૃષ્ટદ્યુમ્નને પણ પીડવા માંડ્યો. ત્યાં શકુનિ દ્રૌપદીના પુત્રો સામે તથા અશ્વત્થામા નકુલ અને સહદેવ સામે ચઢી ગયા. વળી યોદ્ધાઓમાં શ્રેષ્ઠ અને ઉગ્રતેજસ્વી એવો બળવાન દુર્યોધન શ્રીકૃષ્ણ અને અર્જુન સામે ચઢી જઈ બાણોનો મારો ચલાવવા લાગ્યો.

હે રાજા! એ પ્રમાણે તે યુદ્ધમાં ઠેકઠેકાણે શત્રુઓની સાથે તમારા યોદ્ધાઓનાં સેંકડો ભયંકર અને તરેહતરેહનાં દ્વંદ્વયુદ્ધો થઈ રહ્યાં હતાં.[૩૮–૪૦] પછી તે યુદ્ધમાં કૃતવર્માએ ભીમસેનના રીંછના જેવા વર્ણવાળા ઘોડાઓને મારી નાખ્યા; એટલે પાંડુનંદન ભીમસેન મરણ પામેલા ઘોડાઓવાળા તે રથ પરથી નીચે ઊતરી પડ્યો અને કાળદંડ સરખી ગદાને હાથમાં ઊંચી કરી યુદ્ધ કરવા લાગ્યો. તેવી જ રીતે મદ્રરાજ શલ્યે સહદેવના ઘોડાઓને પણ રણના મોખરામાં મારી નાખ્યા, એટલે સહદેવે હાથમાં તલવાર લઈ પહેલે જ સપાટે શલ્યના પુત્રને કાપી નાખ્યો. બીજી તરફ મહાવીર્યવાન કૃપાચાર્ય અતિશય યત્ન કરી રહેલા શૂરવીર ધૃષ્ટદ્યુમ્ન સામે યત્નપૂર્વક લડવા લાગ્યા. ત્યાં અત્યંત ક્રોધાયમાન થયેલા અશ્વત્થામાએ હસતા હોય તેમ મુખ મલકાવીને દ્રૌપદીના પ્રત્યેક વીર પુત્રને દશ દશ બાણો મારીને વીંધી નાખ્યા તેમ જ વળી ભીમસેનના ઘોડાઓને યુદ્ધમાં મારી નાખ્યા.[૪૧–૪૫] આ રીતે પોતાના ઘોડાઓ માર્યા ગયા, એટલે મહાબળવાન ભીમસેન તુરત જ રથ પરથી નીચે ઊતરી પડ્યો અને તેણે કાળદંડ સરખી ગદાને ઉગામી ક્રોધથી મારી. આમ તેણે કૃતવર્માના ઘોડાઓના તથા રથના ભુક્કા કાઢી નાખ્યા, એટલે કૃતવર્મા રથ પરથી એકદમ કૂદી પડ્યો અને ત્યાંથી પલાયન કરી ગયો.[૪૬,૪૭] હે રાજન્! બીજી તરફ શલ્યરાજા પણ અત્યંત ખિજાઈ જઈને સોમક તથા પાંડવ યોદ્ધાઓનો સંહાર કરવા લાગ્યો અને તેણે તીક્ષ્ણ બાણો મારીને યુધિષ્ઠિર રાજાને પીડવા માંડ્યા.[૪૮] એટલે કોપી ઊઠેલા વીર્યવાન ભીમસેને યુદ્ધમાં શલ્યનો વિનાશ કરી નાખવાનો મનમાં વિચાર કર્યો. તેણે હોઠ પીસીને ગદા લીધી. તે ગદા ઉદય પામેલી કાળરાત્રિ અથવા કાળદંડ સરખી

ભયંકર હતી, તેમ જ હાથી, ઘોડા અને મનુષ્યોનાં શરીરોનો નાશ કરનારી હતી. તે સુવર્ણના પાટાઓથી મઢેલી હતી, બળબળતી ઉલ્કાના જેવી પ્રદીપ્ત હતી, શીંકા પર લટકી રહેલી નાગણના જેવી મહાભયંકર હતી, વજ્ર સમાન મજબૂત હતી, તદ્દન લોખંડની બનાવેલી હતી, તેમ જ ચંદન અને અગરથી ચર્ચેલી હતી. ભીમસેનને તે ઇચ્છિત સ્ત્રી સમાન હતી. સર્વાંગે તે ચરબી તથા મેદથી ખરડાયેલી હતી. વળી તે કાળની જીભ સરખી ભયંકર હતી, ઇંદ્રના વજ્રની પેઠે સેંકડો સુંદર ઘંટડીઓથી ગાજી રહી હતી, કાંચળી વિનાના ઝેરી સર્પના જેવી હતી, હાથીઓના મદથી છંટાયેલી હતી, સર્વ ભૂતોને ત્રાસ પમાડનારી હતી, પોતાના સૈન્યને હર્ષ ઉપજાવનારી હતી, મનુષ્યલોકમાં પ્રસિદ્ધિ પામેલી હતી, અને પર્વતોનાં શિખરોને પણ તોડી પાડે તેવી હતી.[૪૯-૫૪] તે ગદાને આધારે મહાબળવાન ભીમસેને કૈલાસભવનમાં વસતા શ્રીમહેશ્વરના મિત્ર કુબેરને યુદ્ધ માટે બોલાવ્યો હતો.[૫૫] એ ગદાને લીધે મહાબળવાન ભીમસેને દ્રૌપદીનું પ્રિય કરવા માટે કુબેરના મહેલમાં સર્વ તરફથી અટકાવ્યા છતાં માયાવી અને ગર્વિષ્ઠ એવા અનેક યક્ષોને ક્રોધપૂર્વક ગર્જના કરીને મારી નાખ્યા હતા. તે હીરા, મણિ તથા અનેક રત્નોનાં જડતરકામથી રંગબેરંગી જણાતી હતી તથા વજ્રના સરખી ભારે હતી. એ ગદા ઉગામીને મહાબાહુ ભીમસેન શલ્ય સામે ધસી ગયો. ગદાયુદ્ધમાં કુશળતા દર્શાવીને તેણે દારુણ શબ્દ કરનારી તે ગદાના પ્રહારથી શલ્યના ચારે મહાવેગવાન ઘોડાઓને રણમાં રોળી નાખ્યા. તે જોઈ ક્રોધાયમાન થયેલા શૂરવીર શલ્યે એક મહાન ગર્જના કરી અને ભીમસેનના પુષ્ટ વક્ષઃસ્થળમાં તોમરનો પ્રહાર કર્યો. એ તોમર ભીમસેનના કવચને તોડી નાખી તેની છાતીમાં પેસી ગયું; છતાં પણ ભીમસેન બિલકુલ ગભરાયો નહિ. તેણે તુરત જ પોતાની છાતીમાં પેસી ગયેલા તે તોમરને બહાર ખેંચી કાઢ્યું અને તેનું તે જ તોમર શલ્યરાજના સારથિની છાતીમાં ભોંકી દીધું. એ તોમરના પ્રહારથી શલ્યના સારથિનું કવચ તૂટી ગયું અને તે સખત ઘાયલ થઈ લોહી ઓકવા લાગ્યો. તેનું મન અત્યંત ગભરાઈ ગયું અને તે દીન અવસ્થાએ શલ્યની સન્મુખ ઢળી પડ્યો. એટલે તુરત જ શલ્યરાજા તે રથ પરથી નીચે ઊતરી પડ્યો અને ભીમસેને જે સામો બદલો લીધો હતો તે જોઈને મનમાં વિસ્મિત થઈ ગયો. હવે શૂરવીર શલ્ય હાથમાં ગદા લઈ પોતાના શત્રુ ભીમસેન સામે એકીટસે જોઈ રહ્યો. તે વેળા પાંડવપક્ષના યોદ્ધાઓ રણમાં અતિ મહાન પરાક્રમ કરનારા ભીમસેનનું તે ઘોર પરાક્રમ જોઈને મનમાં અત્યંત પ્રસન્ન થયા અને ભીમસેનનું સન્માન કરવા લાગ્યા.[૫૬-૬૩]

ઇતિ શ્રીમહાભારતમાં શલ્યપર્વાંતર્ગત શલ્યાભિષેકપર્વમાં
'ભીમસેન અને શલ્યનું યુદ્ધ' નામનો
અધ્યાય ૧૧ મો સમાપ્ત

## अध्याय १२ मो

### ભીમસેન તથા શલ્યનું ગદાયુદ્ધ (ચાલુ)

॥ सञ्जय उवाच ॥

पतितं प्रेक्ष्य यन्तारं शल्यः सर्वायसीं गदाम् ।
आदाय तरसा राजँस्तस्थौ गिरिरिवाचलः ॥१॥

સંજય બોલ્યો : હે ધૃતરાષ્ટ્રરાજ ! પોતાના સારથિને પડેલો જોઈને શલ્યરાજાએ તુરત જ કેવળ લોઢાની બનાવેલી ગદા હાથમાં લીધી અને તે પર્વતની પેઠે અચળ થઈ ભીમસેન સામે યુદ્ધ કરવા ઊભો રહ્યો.[૧] પ્રદીપ્ત પ્રલયાગ્નિની પેઠે, પાશધારી કાળની પેઠે, શિખરવાળા કૈલાસ પર્વતની પેઠે, વજ્રધારી ઇંદ્રની પેઠે, ત્રિશૂળધારી રુદ્રની પેઠે તથા વનમાં ઊભેલા મદમત્ત હાથીની પેઠે રણમાં

ઊભેલા તે ગદાધારી શલ્યની સામે ભીમસેન પણ પોતાની મહાન ગદા હાથમાં લઈ એકદમ વેગથી ધસ્યો.[૨,૩] તે સમયે બન્ને પક્ષનાં સૈન્યોમાં શંખોના ધ્વનિઓ થવા લાગ્યા, હજારો વાદિત્રો વાગવા લાગ્યાં અને શૂરાઓના હર્ષમાં વધારો કરનારા સિંહનાદો થવા લાગ્યા.[૪] સર્વ યોદ્ધાઓ તે બન્ને યોદ્ધાઓરૂપ મોટા હાથીઓને જોવા લાગ્યા અને બન્ને પક્ષના યોદ્ધાઓ 'ધન્ય, ધન્ય'ના ઉત્તેજક શબ્દો બોલીને તે બન્નેની પ્રશંસા કરવા લાગ્યા.[૫] હે રાજા! ગદાયુદ્ધમાં મદ્રરાજ શલ્ય અથવા યદુનંદન બલરામ વિના બીજો કોઈ યોદ્ધો ભીમસેનની ગદાના વેગને સહન કરવાનો ઉત્સાહ કરી શકે તેમ નથી,[૬] તેમ જ શૂરવીર શલ્યરાજાની ગદાના વેગને પણ ભીમસેન વિના બીજો કોઈ યોદ્ધો સહન કરવા ઉત્સાહ ધરાવી શકે તેમ નથી. પછી મદ્રરાજ તથા ભીમસેન હાથમાં ગદા લઈને આખલાઓની પેઠે વારંવાર ગર્જના કરતા મંડળાકારે ધૂમવા લાગ્યા અને અન્યોન્ય સામે આવજાવ કરવા લાગ્યા.[૭,૮] તે બંને પુરુષસિંહ વચ્ચેનું તે યુદ્ધ મંડળાકારે ધૂમવામાં તથા ગદાઓ ફેરવવામાં લગભગ સમાન જ હતું.[૯] શલ્યની ગદા પ્રદીપ્ત સુવર્ણના ઉજ્જવળ પાટાઓથી જડેલી હતી અને અગ્નિની જ્વાળાઓથી ચારેબાજુ જાણે ઘેરાયેલી હોય તેવી દેખાતી હતી, તેથી જ તે જોનારાઓને ભયંકર દેખાતી હતી.[૧૦] તેવી જ રીતે અનેક મંડળોમાં ધૂમી રહેલા મહાત્મા ભીમસેનની ગદા આકાશમાં ઝબૂકતી વીજળીની પેઠે શોભી રહી હતી.[૧૧] હે રાજન્! મદ્રરાજ શલ્યે જેવો ભીમસેનની ગદા પર પ્રહાર કર્યો કે તુરત જ તે જાણે બળી રહી હોય, તેમ તેમાંથી અગ્નિના તણખાઓ ઝરવા લાગ્યા.[૧૨] તે જ પ્રમાણે ભીમસેને શલ્યની ગદા પર જેવો પ્રહાર કર્યો કે તુરત તેમાંથી પણ અંગારાઓની વૃષ્ટિ થવા લાગી. આ દેખાવ અતિ આશ્ચર્યકારક થઈ પડ્યો હતો.[૧૩] પછી બે મોટા હાથીઓ દંતૂશળ ચલાવીને, બે મોટા સાંઢ શિંગડાં ભરાવીને અને બે મલ્લો લફાઓ મારીને જેમ લડે, તેમ તે બન્ને જણા મોટી ગદાઓના અન્યોન્યને પ્રહારો કરીને લડવા લાગ્યા.[૧૪] એક ક્ષણવારમાં તો તે બન્નેનાં ગાત્રો ગદાઓના પ્રહારોથી ઘવાઈ ગયાં, બન્નેનાં શરીરો લોહીલુહાણ થઈ ગયાં અને તેથી પુષ્પોવાળા બે ખાખરાઓની પેઠે તે બન્નેનો દેખાવ અત્યંત જોવા જેવો થઈ પડ્યો.[૧૫] એ વેળા મહાબાહુ ભીમસેનને ડાબીજમણી બન્ને બાજુએ ગદાનો સખત માર પડ્યો હતો, છતાં પણ તે પર્વતની પેઠે અચળ રહીને ડગ્યો ન હતો.[૧૬] હે રાજન્! હાથી વડે મહાન પર્વત જેમ ચળે નહિ, તેમ ભીમસેનની ગદાના અતિવેગવાળા પ્રહારોથી પોતાને વારંવાર માર પડતો હતો, તોપણ તે શલ્યરાજા પણ ચલાયમાન થયો ન હતો.[૧૭] પુરુષોમાં સિંહ સરખા તે બન્ને યોદ્ધાઓનું આ રીતે જ્યારે યુદ્ધ ચાલતું હતું, ત્યારે તેમની ગદાઓના પ્રહારના કડાકા બે વજ્રો પડવાના કડાકા જેવા થતા હતા.[૧૮] મહાવીર્યવાન અને મોટી ગદાઓને ધારણ કરનારા તે બન્ને જણા ગદાઓ ઉગામી ઉગામીને વારંવાર પાછા હઠી જતા અને વારંવાર પાછા યુદ્ધમાર્ગોમાં મંડળાકારે ધૂમતા હતા.[૧૯] વળી મનુષ્યોથી ન બની શકે તેવું કર્મ કરનારા તે બન્ને જણા આઠ આઠ પગલાં આગળ વધી જઈને લોઢાના દાંડાવાળી ગદાઓના પ્રહાર કરતા હતા.[૨૦] તે સમયે અન્યોન્યના પર પ્રહાર કરી રહેલા તે બન્ને જણા પોતાની યુદ્ધકુશળતાપૂર્વક અનેક જાતની ક્રિયાઓ દર્શાવતા હતા અને ગોળાકારે ધૂમતા હતા.[૨૧] વળી તેઓ ગદાઓ ઊંચી કરીને શિખરોવાળા બે પર્વતોની પેઠે મંડળોમાં ફરવા લાગ્યા તથા પરસ્પ

પ્રહારો કરવા લાગ્યા.[૨૨]

આ પ્રમાણે રણભૂમિ પર ઘૂમી રહેલા જાણે બે પર્વતો હોય તેવા દેખાતા તે યુદ્ધકુશળ યોદ્ધાઓ પરસ્પર ક્રોધ કરીને અનેક જાતની યુદ્ધરીતિઓને દર્શાવતા હતા અને આખરે ગદાઓના મારથી અત્યંત ઘાયલ થઈ ગયા હતા.[૨૩] આથી બે ઇંદ્રધ્વજો જેમ પૃથ્વી પર તૂટી પડે, તેમ તે બન્ને વીરો એકીસાથે પૃથ્વી પર પડ્યા તે જોઈને બન્ને સેનાઓના યોદ્ધાઓ હાહાકાર કરવા લાગ્યા;[૨૪] કારણ કે તે બન્ને યોદ્ધાઓનાં મર્મસ્થાનોમાં અતિશય પ્રહારો થયા હતા અને તેઓ અત્યંત વિહ્વળ થઈ ગયા હતા. તે પછી કૃપાચાર્ય મદ્રરાજ શલ્યને એકદમ પોતાના રથમાં બેસાડી દઈ રણક્ષેત્રમાંથી દૂર લઈ ગયા. ત્યારે ભીમસેન તો મદિરાથી મદમત્ત બનેલાની પેઠે વિહ્વળ થઈ ગયો હતો; તેથી આંખના એક પલકારા જેટલા સમયમાં તે પુનઃ ઊભો થઈ ગયો અને હાથમાં ગદા લઈને શલ્યરાજને ફરી યુદ્ધ માટે બોલાવવા લાગ્યો. પછી અનેક જાતનાં શસ્ત્રો લઈને સજ્જ થયેલા તમારા શૂરા યોદ્ધાઓ અનેક જાતનાં વાદિત્રોના શબ્દની સાથે પાંડવોની સેના સામે યુદ્ધ કરવા લાગ્યા. હે મહારાજ! દુર્યોધન આદિ સર્વ કૌરવો બાહુઓ તથા શસ્ત્રો ઊંચાં કરીને મોટા કોલાહલની સાથે શત્રુઓ સામે ધસ્યા. એટલે પાંડવો પણ સિંહનાદો કરતા કરતા દુર્યોધન આદિ કૌરવો સામા ચઢાઈ કરી ગયા. હે ભરતશ્રેષ્ઠ! પાંડવ યોદ્ધાઓ આ પ્રમાણે એકદમ વેગથી ધસી આવતા હતા, તેવામાં તમારા પુત્રે ભાલાનો પ્રહાર કરીને ચેકિતાનને હૃદયમાં અત્યંત વીંધી નાખ્યો; એટલે તમારા પુત્રના તે પ્રહારથી તે રથની બેસણી ઉપર ઢળી પડ્યો.[૨૫-૩૧] તે લોહીના ધોધથી નીતરી રહ્યો, બેભાન થઈ ગયો અને તુરત જ મરણ પામ્યો. આ રીતે ચેકિતાનને મરણ પામેલો જોઈ પાંડવપક્ષના મહારથીઓ વિભાગવાર અતૂટ રીતે બાણોની વૃષ્ટિઓ વરસાવવા લાગ્યા. હે મહારાજ! વિજય મેળવવાને પ્રકાશી રહેલા તે પાંડવો તમારાં સૈન્યોમાં જ્યારે ચોબાજુ ઘૂમવા લાગ્યા, ત્યારે તેઓ અત્યંત જોવા જેવા થઈ પડ્યા હતા. તે જ સમયે કૃપાચાર્ય, કૃતવર્મા અને મહારથી શકુનિ મદ્રરાજને આગળ કરી ધર્મરાજ સામે યુદ્ધ કરતા હતા. ત્યાં હે મહારાજ! રાજા દુર્યોધન દ્રોણાચાર્યનો વધ કરનાર તથા અતિશય પરાક્રમી એવા વીર્યવાન ધૃષ્ટદ્યુમ્ન સામે લડી રહ્યો હતો. વળી હે રાજન્! તમારા પુત્રની આજ્ઞા પ્રમાણે ત્રણ હજાર કૌરવો અશ્વત્થામાને આગળ કરીને અર્જુન સામા યુદ્ધ કરી રહ્યા હતા. હે રાજા! તમારા સર્વ યોદ્ધાઓ વિજય મેળવવાનો સંકલ્પ કરી, પ્રાણોની જરા પણ દરકાર કર્યા વિના હંસો જેમ મોટા સરોવરમાં પ્રવેશ કરે, તેમ છેક પાંડવોના સૈન્યમાં પ્રવેશ કરી ગયા હતા. પછી અન્યોન્યનો વધ કરી નાખવાની ઇચ્છાથી તે યોદ્ધાઓ વચ્ચે અન્યોન્યની પ્રીતિને વધારનારું ઘોર યુદ્ધ થવા લાગ્યું. હે રાજન્! મોટા મોટા વીર પુરુષોના સંહારવાળો તે સંગ્રામ જ્યારે બરાબર ચાલુ થયો, ત્યારે પવનના ઝપાટામાં પૃથ્વીની એટલી બધી રજ ઊડવા લાગી કે, અમે કંઈ પણ જોઈ શકતા ન હતા. માત્ર કૌરવો તથા પાંડવો એકબીજાનું નામ સંભળાવીને લડતા હતા, તે પરથી જ જણાતું હતું કે, બન્ને પક્ષના યોદ્ધાઓ નિર્ભય થઈને લડી રહ્યા છે. પરંતુ હે પુરુષવ્યાઘ્ર! ધૂળની તે ડમરી ઘણો વખત ટકી શકી નહિ. થોડી જ વારમાં લોહીની છોળંછોળથી તે ધૂળ શાંત પડી ગઈ.[૩૨-૪૧] ત્યાં દિશાઓ નિર્મળ થઈ ગઈ અને અંધકારનો નાશ થઈ ગયો. આ રીતે જ્યારે ભયાનક અને ઘોર દેખાવનો તે

સંગ્રામ ચાલતો હતો, ત્યારે તમારા અને શત્રુઓના લડવૈયાઓમાંથી એક પણ યોદ્ધો યુદ્ધમાંથી પલાયન કરી જતો ન હતો. તેઓ તો બ્રહ્મલોકમાં જવા તત્પર થઈ જઈ અથવા યુદ્ધમાં વિજય મેળવવાની મનમાં ઇચ્છા રાખી ઉત્તમ રીતિનું યુદ્ધ કરી પરાક્રમ કરી રહ્યા હતા. આમ અનેક પુરુષો પોતપોતાના રાજાઓનું કાર્ય કરવા માટે નિશ્ચયવાળા થયા હતા અને પોતપોતાના સ્વામીઓનું નિમક હલાલ કરવા માટે સ્વર્ગે જવા તૈયાર થઈ ગયા હતા.[૪૨-૪૪] તે યોદ્ધાઓ સ્વર્ગે જવાનું જ મન કરીને લડી રહ્યા હતા. તે મહારથીઓ અનેક જાતનાં શસ્ત્રોનો મારો ચલાવી રહ્યા હતા. તેઓ અન્યોન્ય સામે ગર્જનાઓ કરીને પરસ્પર પ્રહાર કરતા હતા અને બન્ને પક્ષનાં સૈન્યોમાં 'મારો, વીંધી નાખો, પકડો, પ્રહાર કરો, કાપી નાખો' આવા ભયજનક શબ્દો સંભળાતા હતા. પછી હે મહારાજ! શલ્યરાજાએ મહારથી ધર્મપુત્ર યુધિષ્ઠિરને મારી નાખવાની ઇચ્છાથી તેમને સજ્જેલાં બાણો વડે વીંધી નાખ્યા. એટલે હે મહારાજ! મર્મભાગોને જાણનારા યુધિષ્ઠિરે પણ હસતા હોય તેમ મુખ મલકાવીને શલ્યરાજાના મર્મભાગોમાં ચૌદ નારાચ બાણો ભોંકી દીધાં. તે પરથી મહાબળવાન શલ્યરાજ કોપી ઊઠ્યો. તેણે યુધિષ્ઠિરને ઠાર કરી નાખવાની ઇચ્છાથી કંકપક્ષીનાં પીછાં બાંધેલાં અનેક બાણોનો મારો ચલાવી યુધિષ્ઠિરને અટકાવી દીધા તથા તેમને વીંધી પણ નાખ્યા. વળી હે મહારાજ! તેણે સર્વ સૈન્યોના દેખતાં નમેલા પર્વવાળા એક બાણનો યુધિષ્ઠિરને પ્રહાર કર્યો. આથી મહાયશસ્વી ધર્મરાજને પણ અતિશય ક્રોધ ચઢી ગયો. તેમણે કંકપક્ષીનાં પીછાંવાળાં ઘણાં તીક્ષ્ણ બાણો મારીને શલ્યને વીંધી નાખ્યો તેમ જ ચંદ્રસેન નામના તેના ચક્રરક્ષકનો સિત્તેર બાણો મારીને, તેના સારથિનો નવ બાણો મારીને તથા દ્રુમસેન નામના તેના બીજા ચક્રરક્ષકનો ચોસઠ બાણો મારીને નાશ કરી નાખ્યો. હે રાજન્! મહાત્મા યુધિષ્ઠિરે પોતાના ચક્રરક્ષકને મારી નાખ્યો એટલે શલ્યરાજાએ એક જ સપાટે પચીસ ચેદિ યોદ્ધાઓનો નાશ કરી નાખ્યો તથા સાત્યકિને પચીસ બાણોથી, ભીમસેનને પાંચ બાણોથી, નકુલને પચાસ બાણોથી તથા સહદેવને પણ પચાસ બાણોથી વીંધી નાખ્યા. વળી હે રાજશ્રેષ્ઠ! તીક્ષ્ણ બાણોનો મારો ચલાવી તે સંગ્રામમાં સર્વ બાજુ ઘૂમવા લાગ્યો.[૪૫-૫૫] તે પછી કુંતીપુત્ર યુધિષ્ઠિરે સર્પના સરખાં તીક્ષ્ણ બાણો ફેંકવા માંડ્યાં અને ભલ્લ જાતિનું એક બાણ મારી રણના મોખરામાં ઊભેલા શલ્યના રથ પરથી ધજાના અગ્રભાગને કાપી નાખ્યો. મહાત્મા યુધિષ્ઠિરે કાપી નાખેલી શલ્યની એ ધજા જ્યારે પૃથ્વી પર પડતી હતી, ત્યારે તે તૂટી પડતા પર્વતના શિખર સરખી અમને જણાઈ હતી. આ રીતે પોતાની ધજાને પાડી નાખીને યુધિષ્ઠિર સામા ઊભા હતા, તે જોઈને શલ્યરાજ ખૂબ ખિજવાઈ ગયો અને મેઘ જેમ જળની વૃષ્ટિ કરે, તેમ બાણોની વૃષ્ટિ કરવા લાગ્યો.[૫૬-૫૯] ક્ષત્રિયોમાં શ્રેષ્ઠ એવા તે અમેયાત્મા શલ્યરાજાએ સાત્યકિ, ભીમસેન, નકુલ તથા સહદેવ આ પ્રત્યેક ક્ષત્રિયને પાંચ પાંચ બાણો મારીને વીંધી નાખ્યા અને યુધિષ્ઠિરરાજને પીડવા માંડ્યા. હે મહારાજ! તેણે યુધિષ્ઠિરરાજના વક્ષઃસ્થળ પર એવી બાણમય જાળ પાથરી દીધી કે તે અમને ચઢી આવેલા મેઘમંડળ સરખી દેખાતી હતી. આ રીતે યુધિષ્ઠિરને બાણજાળથી ઢાંકી દઈને ક્રોધાયમાન થયેલા મહારથી શલ્યે નમેલાં પર્વવાળાં બાણોનો મારો ચલાવ્યો અને દિશાઓને તથા વિદિશાઓને પણ તદ્દન ઢાંકી દીધી. ત્યારે સર્વ તરફ પથરાઈ ગયેલી તે બાણજાળથી અદ્ભુત પરાક્રમી રાજા

યુધિષ્ઠિર ઇંદ્રથી પીડાયેલા જંભાસુરની પેઠે પીડિત થઈ ગયા હતા.[૬૦-૬૩]

ઇતિ શ્રીમહાભારતમાં શલ્યપર્વાંતર્ગત શલ્યાભિષેકપર્વમાં 'સંકુલ યુદ્ધ' નામનો અધ્યાય ૧૨ મો સમાપ્ત

## अध्याय १३ मो

### શલ્યનું પરાક્રમ

॥ संजय उवाच ॥

**पीडिते धर्मराजे तु मद्रराजेन मारिष ।**
**सात्यकिर्भीमसेनश्च माद्रीपुत्रौ च पांडवौ ॥ १ ॥**

સંજય બોલ્યો : હે ધૃતરાષ્ટ્રરાજ ! શલ્યરાજાએ આમ ધર્મરાજને પીડવા માંડ્યા, એટલે સાત્યકિ, ભીમસેન, નકુલ તથા સહદેવ રથોમાં બેસીને શલ્યરાજાને વીંટાઈ વળ્યા અને બાણો મારી મારીને તેને દુઃખ દેવા લાગ્યા. આ પ્રમાણે ઘણા મહારથીઓ જ્યારે શલ્યરાજા એકલાને પીડવા લાગ્યા, ત્યારે આકાશમાં ઊભેલા સિદ્ધો શલ્યને મહાન ધન્યવાદ આપવા લાગ્યા અને અત્યંત પ્રસન્ન થયા. વળી ત્યાં એકઠા થયેલા મુનિઓ 'આશ્ચર્ય ! આશ્ચર્ય !' એમ બોલી ઊઠ્યા.[૧-૩] પછી ભીમસેને પરાક્રમમાં શલ્ય જેવા તે શલ્યરાજને પ્રથમ એક બાણથી વીંધી નાખ્યો અને વળી તેને સાત બાણોનો પ્રહાર કર્યો.[૪] ત્યાં સાત્યકિએ યુધિષ્ઠિરરાજાનું રક્ષણ કરવાની ઇચ્છાથી શલ્યરાજાને સો બાણો માર્યાં અને સિંહના જેવી ગર્જના કરી.[૫] નકુલે તથા સહદેવે પાંચ પાંચ બાણોથી શલ્યરાજાને વીંધી નાખી ફરી સાત સાત બાણોનો પ્રહાર કર્યો.[૬] આમ તે મહારથીઓએ જ્યારે શૂરવીર શલ્યરાજાને પીડવા માંડ્યો, ત્યારે તેણે બરાબર સાવધાન થઈને શત્રુઓના વેગનો નાશ કરનારું તથા યુદ્ધના ભારમાં સાધનરૂપ એવું પોતાનું ઘોર ધનુષ્ય ખેંચ્યું. પછી હે રાજા ! શલ્યે સાત્યકિને પચીસ બાણોથી, ભીમસેનને સિત્તેર બાણોથી અને નકુલને સાત બાણોથી વીંધી નાખ્યા.[૭,૮] એ પછી તેણે ધનુર્ધર સહદેવના ધનુષ્યને એક ભલ્લબાણથી કાપી નાખ્યું અને બીજાં તાંતેર બાણો મૂકીને તેને વીંધી નાખ્યો.[૯] એટલે સહદેવે બીજું ધનુષ્ય સજ્જ કર્યું. અને પોતાના એ મહાતેજસ્વી મામાને પાંચ બાણો માર્યાં.[૧૦] વળી પાછો અત્યંત ક્રોધાયમાન થઈ તેણે સર્પ સરખાં તીક્ષ્ણ તથા બળબળતા અગ્નિ સરખાં તેજસ્વી એવાં ત્રણ બાણો મૂક્યાં અને શલ્યને વીંધી નાખ્યો. ત્યાં તેણે તેના સારથિને પણ નમેલા પર્વવાળા એક બાણનો પ્રહાર કર્યો.[૧૧] પછી ભીમસેને સિત્તેર બાણોથી, સાત્યકિએ નવ બાણોથી તથા ધર્મરાજાએ સાઠ બાણોથી શલ્યને પ્રહાર કર્યા. આમ હે મહારાજ ! તે મહારથીઓએ શલ્યરાજને વીંધી નાખ્યો એટલે પર્વત જેમ ગેરુવાળાં ઝરણાંઓને ઝરે, તેમ તે સર્વ અંગોમાંથી રુધિરની ધારાઓને ઝરવા લાગ્યો. પછી હે રાજન્ ! તેણે પોતાની સામે લડી રહેલા તે સર્વ મહાધનુર્ધરોને પાંચ પાંચ બાણો મારી વીંધી નાખ્યા, તે કર્મ આશ્ચર્યજનક થયું હતું ! વળી તે મહારથીએ ભલ્લજાતિનું બીજું એક બાણ મારીને ધર્મરાજાના સજ્જ કરેલા ધનુષ્યને કાપી નાખ્યું, એટલે ધર્મપુત્ર યુધિષ્ઠિરે તુરત જ બીજું ધનુષ્ય ગ્રહણ કર્યું.[૧૨-૧૬] તેમણે બાણોનો મારો ચલાવી શલ્યને ઘોડા, સારથિ, ધજા અને રથ સાથે છાઈ દીધો. આમ તે ધર્મરાજાનાં બાણોથી રણમાં ઢંકાઈ ગયો, ત્યારે તેણે પણ દશ તીક્ષ્ણ બાણો વડે યુધિષ્ઠિરને વીંધી નાખ્યા. આવી રીતે શલ્યનાં બાણોએ યુધિષ્ઠિરને પીડા કરી, ત્યારે સાત્યકિને ક્રોધ ચઢી ગયો.[૧૭,૧૮] તેણે શૂરવીર શલ્યરાજને પાંચ બાણોથી વીંધી નાખ્યો, એટલે તુરત જ શલ્યે ક્ષુરપ્રજાતિનું એક બાણ મારી સાત્યકિના મહાન ધનુષ્યને કાપી નાખ્યું.[૧૯] વળી તેણે ભીમસેન આદિ મહારથીઓને પણ ત્રણ ત્રણ બાણોનો

પ્રહાર કરી દીધો. હે મહારાજ! સત્યપરાક્રમી સાત્યકિ આથી ઘણો જ ખિજવાઈ ગયો.[૨૦] તેણે શલ્ય પર સુવર્ણના દાંડાવાળું એક મહાકિંમતી તોમર ફેંક્યું. ત્યાં ભીમસેને સર્પની પેઠે લહલહાટ નારાચ છોડયું.[૨૧] ત્યાં નકુલે શક્તિ ફેંકી, સહદેવે ગદા છોડી મૂકી અને ધર્મરાજાએ શલ્યનો વધ કરી નાખવાની ઇચ્છાથી તેના પર શતઘ્ની છૂટી મૂકી.[૨૨] આમ પાંચ મહારથીઓની ભુજાઓમાંથી છૂટેલાં તે શસ્ત્રો શલ્યરાજ પર સપાટાબંધ ધસી આવ્યાં, પરંતુ તેણે અનેક બાણો મારીને તે શસ્ત્રોને રણમાં આગળ વધતાં અટકાવી દીધાં હતાં.[૨૩] સાત્યકિએ જે તોમર ફેંક્યું હતું તેના શલ્યે ભલ્લજાતિનાં બાણો મારીને કટકા કરી નાખ્યા. ભીમસેને સુવર્ણભૂષિત જે નારાચ ફેંક્યું હતું તેના પણ પ્રતાપી અને ઝડપદાર હાથવાળા શલ્યે બે કટકા કરી નાખ્યા. હે ભારત! નકુલે ફેંકેલી સુવર્ણના દાંડાવાળી ભયંકર શક્તિને, સહદેવે છોડી મૂકેલી ગદાને તથા ધર્મરાજાએ છૂટી મૂકેલી શતઘ્નીને પણ તેણે આગળ વધતી અટકાવી દઈ કાપી નાખી. વળી તેણે પાંડુપુત્રોના દેખતાં સિંહના જેવી ગર્જના કરી મૂકી. પરંતુ સાત્યકિ યુદ્ધમાં શત્રુના તે વિજયને સાંખી શકયો નહિ.[૨૪-૨૭] તેણે ક્રોધથી ધૂંધવાઈ જઈને એકદમ બીજું ધનુષ્ય હાથમાં લીધું અને બે બાણોથી શલ્યને વીંધી નાખી ત્રણ બાણોથી તેના સારથિને પણ ઘાયલ કર્યો.[૨૮] પછી હે રાજન! અંકુશોથી જેમ મોટા હાથીઓને વીંધી નાખવામાં આવે, તેમ અત્યંત ક્રોધાયમાન થયેલા શલ્યરાજાએ તે સર્વ મહારથીઓને દશ દશ બાણો મારીને વીંધી નાખ્યા.[૨૯] એ પ્રમાણે મદ્રરાજાએ શત્રુઓને સંહાર કરનારા તે મહારથીઓને એવા અટકાવી રાખ્યા કે, તેઓ રણમાં તેની સામા ઊભા રહી શક્યા નહિ.[૩૦] શલ્યનું આવું પરાક્રમ જોઈ રાજા દુર્યોધન પાંડવો, પાંચાલો તથા સૃંજયોને મૂએલા જ માનવા લાગ્યો.[૩૧] પછી હે રાજન! મહાબાહુ પ્રતાપી ભીમસેન મરણિયો થઈને શલ્ય સામે લડવા લાગ્યો.[૩૨] ત્યાં નકુલ, સહદેવ અને સાત્યકિ એ ત્રણ મહારથીઓ પણ શલ્યને ચોતરફથી ઘેરી લઈ તેના પર બાણોની વૃષ્ટિઓ કરવા લાગ્યા.[૩૩] પ્રતાપી મદ્રરાજ શલ્ય પાંડવોના આ ચાર મહારથીઓથી ઘેરાઈ ગયો હતો, છતાં તેમની સાથે લડ્યે જ જતો હતો.[૩૪] તેવામાં હે રાજન! યુધિષ્ઠિરે મદ્રરાજના ચક્રરક્ષકને એક ક્ષુરપ્રજાતિનું બાણ મારી તેને મહારણમાં રોળી નાખ્યો.[૩૫] શૂરવીર અને મહારથી એવો પોતાનો ચક્રરક્ષક જ્યારે આ રીતે મરણ પામ્યો, ત્યારે બળવાન મદ્રરાજા પણ બાણોનો મારો ચલાવી પાંડવોના સૈનિકોને ઢાંકી દેવા લાગ્યો.[૩૬] હે રાજન! પોતાના સૈનિકોને મદ્રરાજાએ ઢાંકી દીધા તે જોઈને ધર્મપુત્ર યુધિષ્ઠિર વિચારમાં પડી ગયા કે, 'મારે શલ્યનો વધ કરવો,' આવું શ્રીકૃષ્ણનું મહાન વચન હું કેવી રીતે પાળી શકીશ? ક્રોધમાં આવી ગયેલો આ શલ્ય મારા સૈન્યનો નાશ તો નહિ કરી નાખે? હે પાંડુના મોટાભાઈ! ધર્મરાજ આવો વિચાર કરતા હતા, તેવામાં રથો, હાથીઓ તથા ઘોડાઓને સાથે લઈને ઘણા પાંડવયોદ્ધાઓ ચોતરફથી મારો ચલાવતા ચલાવતા શલ્ય પર ચઢી આવ્યા.[૩૭-૩૯] તેમણે અનેક જાતનાં અનેક શસ્ત્રોની સર્વ બાજુ વૃષ્ટિ કરી મૂકી, પરંતુ વાયુ જેમ મેઘમંડળોનો નાશ કરે, તેમ શલ્યરાજાએ તે શસ્ત્રવૃષ્ટિનો રણમાં નાશ કરી નાખ્યો.[૪૦] જાણે પતંગિયાંનાં ટોળાં આકાશમાં ઊડી રહ્યાં હોય, તેમ શલ્યે કરેલી તે સુવર્ણની પૂંખોવાળાં બાણોની વૃષ્ટિ આકાશમાં સર્વ સ્થળે પથરાઈ ગઈ હતી, એ અમારા જોવામાં આવ્યું હતું.[૪૧] મદ્રરાજાએ છોડી મૂકેલાં તે બાણો રણ ઉપર ઊડી રહેલાં પતંગિયાંની પેઠે દેખાવા લાગ્યાં.[૪૨] હે રાજા! મદ્ર-

રાજાના ધનુષ્યમાંથી છૂટી રહેલાં સુવર્ણભૂષિત બાણો વડે આકાશ છેક ઢંકાઈ ગયું.[૪૩] તે સમયે એ મહારણમાં બાણોનો એટલો મોટો અંધકાર છવાઈ ગયો કે, પાંડવોમાંનો અથવા આપણામાંનો કોઈ પણ મનુષ્ય દેખાતો ન હતો.[૪૪] બળવાન મદ્રરાજાએ ઝડપથી ઉપરાઉપરી બાણવૃષ્ટિઓ કરવા માંડી હતી, તેથી પાંડવોનો મહાન સૈન્યસાગર ખળભળી ઊઠ્યો. તે જોઈ દેવો, ગંધર્વો અને દાનવો પણ પરમ વિસ્મય પામી ગયા. હે રાજા! મદ્રરાજ શલ્ય તો સર્વ તરફથી ચઢી આવેલા પાંડવોના મહારથીઓને બાણો વડે ઢાંકી દઈને ધર્મરાજને પણ છાઈ દેવા લાગ્યો. તેમ જ વારંવાર સિંહની પેઠે ગર્જના કરવા લાગ્યો. તે સમયે ધર્મરાજાની આગેવાની હેઠળ રહેલા ભીમસેન આદિ પાંડવ મહારથીઓને શલ્યે એવા તો છાઈ દીધા હતા, કે તેઓ મહારથી શલ્યની સામે યુદ્ધ કરવા આગળ વધી જ શક્યા નહિ; તેમ રણમાં શોભી રહેલા શૂરવીર શલ્યને તેમણે છોડયો પણ નહિ.[૪૫-૪૮]

ઇતિ શ્રીમહાભારતમાં શલ્યપર્વાંતર્ગત શલ્યાભિષેકપર્વમાં 'શલ્યનું યુદ્ધ' નામનો અધ્યાય ૧૩મો સમાપ્ત

## अध्याय १४मो

### પાંચાલ મહારથી સુરથનું પતન

॥ સંજય ઉવાચ ॥

**अर्जुनो द्रौणिना विद्धो युद्धे बहुभिरायसैः ।**
**तस्य चानुचरैः शूरैस्त्रिगर्तानां महारथैः ॥ १ ॥**

સંજય બોલ્યો: હે ધૃતરાષ્ટ્રરાજ! એ જ સમયે, અશ્વત્થામાએ તથા તેમના અનુયાયી શૂરા ત્રિગર્ત મહારથીઓએ અર્જુનને અનેક પોલાદી બાણો મારીને યુદ્ધમાં વીંધવા માંડ્યો હતો.[૧] એટલે અર્જુને ત્રણ બાણો મારીને અશ્વત્થામાને વીંધી નાખ્યા અને બીજા મોટા ધનુર્ધારીઓને બબ્બે બાણો માર્યાં.[૨] વળી હે મહારાજ! અર્જુને તેમના પર બાણવૃષ્ટિ કરવા માંડી, એટલે તીક્ષ્ણ બાણોનો માર ખાઈને તેઓ શરીરે છેક વીંધાઈ ગયા. છતાં હે ભરતશ્રેષ્ઠ! તમારા તે યોદ્ધાઓ યુદ્ધમાં સન્મુખ આવીને અર્જુનને છોડી ગયા નહિ. અશ્વત્થામાને આગળ કરી તે સર્વ મહારથીઓ તો મોટા રથસૈન્યથી અર્જુનને ઘેરાઈ વળી યુદ્ધ કરવા લાગ્યા. હે રાજન્! તે સમયે તેમણે છોડી મૂકેલાં સુવર્ણભૂષિત બાણો અર્જુનના રથના અગ્રભાગને પૂરી દેવા લાગ્યાં અને સર્વ ધનુષ્ધરોમાં શ્રેષ્ઠ એવા મહાધનુર્ધર શ્રીકૃષ્ણ તથા અર્જુનનાં અંગો પણ તે બાણોથી વીંધાઈ જવા લાગ્યાં. એટલું જ નહિ, રથનો ઊંટડો, પૈડાં, ઈસ, જોતરો, ઝૂંસરી તથા અનુકર્ષ સુદ્ધાં કેવળ બાણમય થઈ ગયાં. હે પ્રભુ! તે જોઈ તે યુદ્ધદુર્મદ યોદ્ધાઓ અત્યંત હર્ષમાં આવી ગયા. હે રાજન્! એ વેળા તમારા યોદ્ધાઓએ અર્જુનની સાથે જેવું યુદ્ધ કર્યું હતું તેવું યુદ્ધ અમે કદી જોયું નથી તેમ સાંભળ્યું પણ નથી. અર્જુનનો રથ સજીને સાફ કરેલાં તથા ચળકતી પૂંખોવાળાં બાણોથી સર્વ તરફ છવાઈ ગયો હતો, તેથી તે જાણે સેંકડો ઉલ્કાઓથી પ્રદીપ્ત થયેલું કોઈ એક વિમાન પૃથ્વી પર જાણે ઊતરી આવ્યું હોય તેવો દીપી રહ્યો હતો. તે પછી હે મહારાજ! મેઘ જેમ પર્વત પર વૃષ્ટિ કરે, તેમ અર્જુને તે સેના પર અનેક નમેલાં પર્વવાળાં બાણોની વૃષ્ટિ કરવા માંડી. એટલે તે સૈનિકો પણ અર્જુનનાં નામાંકિત બાણોનો માર ખાતાં ખાતાં સર્વ જગતને અર્જુનમય જ જોવા લાગ્યા તેમ જ માનવા લાગ્યા. ત્યારે કોપથી ભભૂકી ઊઠેલી બાણોરૂપ જ્વાળાઓવાળો તથા ધનુષ્યના ટંકારરૂપ પવનના ઝપાટાથી ફૂંકાયેલો અર્જુનરૂપ મહાન અગ્નિ તમારાં સૈન્યોરૂપ ઈંધણાંને એકદમ બાળી નાખવા લાગ્યો. હે ભારત! હે પૃથ્વીપતિ! ત્યાં ક્રોધે ધૂંધવાઈ ઊઠેલા અર્જુનના રથના માર્ગમાં સ્થળે સ્થળે રથોનાં પૈડાં,

ઝૂંસરાં, ભાથાઓ, પતાકાઓ, ધજાઓ, રથો, ઈસો, અનુકર્ષો અને ત્રિવેણુઓ વેરણછેરણ થઈ પડેલાં જોવામાં આવતાં હતાં. વળી હે ભારત! હે મહાભાગ! ત્યાં ધરીઓ, જોતરો, ચાબુકો, કુંડળો અને મુકુટોને ધારણ કરનારાં મસ્તકો, ભુજાઓ, ખાંધો, છત્રો, ચામરો અને મુકુટોના મોટા મોટા ઢગો છિન્નભિન્ન થઈને પડેલા દેખાતા હતા.[૩–૧૭] તેમ જ હે ભરતશ્રેષ્ઠ રાજા! આખી રણભૂમિ રુદ્રદેવના વિહારક્ષેત્રની પેઠે ભયંકર, ભીરુઓને ત્રાસજનક તથા શૂરાઓને હર્ષવર્ધક થઈ પડી હતી અને તેમાં સર્વ સ્થળે માંસ તથા રુધિરનો કાદવ જામી ગયો હતો. આથી તેનું સ્વરૂપ અગમ્ય થઈ પડ્યું હતું. નિર્ધૂમ અગ્નિની પેઠે બળી રહેલા શત્રુતાપન અર્જુને તે રણમાં બાંધેલા માફાવાળા બે હજાર રથોનો કચ્ચરઘાણ કાઢી નાખ્યો હતો. હે રાજન્! ભગવાન અગ્નિદેવ સચરાચર જગતનું ભક્ષણ કરી જેમ નિર્ધૂમપણે પ્રજ્વળી રહે છે, તેમ અર્જુન પણ સર્વ સેનાનો સંહાર કરી રણમાં પ્રજ્વળી રહ્યો હતો. પછી અર્જુનનું આવું પરાક્રમ જોઈને અશ્વત્થામા મોટી પતાકાઓવાળા રથમાં બેસીને અર્જુન સામા ચઢી આવ્યા અને તેને આગળ વધતો અટકાવવા લાગ્યા. એટલે ત્યાં સર્વ ધનુર્ધારીઓમાં શ્રેષ્ઠ તથા પરસ્પર વધ કરવાની ઇચ્છાવાળા તે બન્ને નરસિંહોનો ભેટો થયો. ત્યાં હે મહારાજ! વર્ષાઋતુમાં ચઢી આવેલા મેઘોની જેવી વૃષ્ટિ થાય, તેવી જ અતિદારુણ બાણવૃષ્ટિ થવા લાગી. વળી હે ભરતશ્રેષ્ઠ! તે બન્ને અન્યોન્યની સ્પર્ધા કરનારા હતા, તેથી બે આખલાઓ જેમ શિંગડાં મારીને અન્યોન્યને ઘાયલ કરે, તેમ તે બન્ને પણ નમેલાં પર્વવાળાં બાણો મારીને એકબીજાને ઘાયલ કરવા લાગ્યા. ત્યારે હે મહારાજ! કેટલાક સમય સુધી તો તે બન્નેનું યુદ્ધ સમાન રીતેજ ચાલ્યું. પણ ત્યાં ફરીથી તે સ્થળે શસ્ત્રોનો ઘોર પ્રહાર ચાલુ થયો. હે ભારત! એટલે અશ્વત્થામાએ સોનેરં પૂંખવાળાં અને અતિશય પાણીદાર બાર બાણે મારીને અર્જુનને વીંધી નાખ્યો, તેમ જ તેણે દશ બાણો મારી શ્રીકૃષ્ણને પણ વીંધી નાખ્યા. હવે અર્જુને અત્યંત હર્ષમાં આવી જઈ ગાંડીવ ધનુષ્યનો ટંકાર કર્યો.[૧૮–૨૭] એક મુહૂર્ત કાળ સુધી પોતાના ગુરુપુત્રનું યુદ્ધમાં માન જાળવીને શત્રુતાપન અર્જુને તેમને ઘોડા, સારથિ અને રથ વિનાના કરી મૂક્યા.[૨૮] પછી ધીમે ધીમે તેણે કોમળતાપૂર્વક ઉપરાઉપરી બાણોનો પ્રહાર કરવા માંડ્યો. એટલે દ્રોણપુત્ર અશ્વત્થામાએ મરણ પામેલા ઘોડાઓવાળા પોતાના રથમાં બેઠે બેઠે તદ્દન લોઢાનું પરિઘ સરખું એક મુસલ અર્જુન તરફ ફેંક્યું. સુવર્ણની પાટીથી મઢેલા તે મુસલને પોતાના પર ધસી આવતું જોઈને શત્રુસંહતો વીર અર્જુને તેના સાત કટકા કરી નાખ્યા. પોતાના મુસલને આમ કપાઈ પડેલું જોઈ અશ્વત્થામા ખૂબ ખિજવાઈ ગયા.[૨૯–૩૧] તે યુદ્ધકુશળ અશ્વત્થામાએ પર્વતના શિખર સરખું એક ઘોર પરિઘ હાથમાં લીધું, અને તે અર્જુન પર ફેંક્યું.[૩૨] પાંડવ અર્જુને સત્વર પાંચ બાણો મારીને કોપેલા કાળની પેઠે ધસી આવતા તે પરિઘના કટકા કરી નાખ્યા.[૩૩] એટલે હે ભારત! અર્જુનનાં બાણોથી કપાઈ ગયેલું તે પરિઘ પણ રાજાઓનાં મનોને ચીરી નાખતું રણભૂમિ પર પડ્યું.[૩૪] પછી અર્જુને ભલ્લજાતિનાં બીજાં ત્રણ બાણો મારીને અશ્વત્થામાને વીંધી નાખ્યા. બળવાન અને મહાત્મા એવા અર્જુને અશ્વત્થામાને અતિશય વીંધી નાખ્યા હતા, છતાં પોતાના પૌરુષમાં સ્થિર રહીને તે દ્રોણનંદન જરા પણ ડગમગ્યા ન હતા. તેવામાં હે રાજન્! પાંચાલ દેશનો મહારથી સુરથરાજ અશ્વત્થામા

સામે યુદ્ધ કરવા ચઢી આવ્યો; એટલે અશ્વત્થામા-એ સર્વ ક્ષત્રિયોના દેખતાં મહારથી સુરથ પર અનેક બાણો ફેંકવા માંડ્યાં. તે જોઈ પાંચાલ મહારથી સુરથ પણ મેઘ સમાન ગર્જના કરનારા રથમાં બેસીને તથા સર્વ જાતના ભારને સહન કરનારું મહાદૃઢ ધનુષ્ય ખેંચતો ખેંચતો અશ્વત્થામા સામે દોડ્યો અને તુરત જ તેણે અગ્નિ તથા સર્પ સરખાં જ લાલ બાણોની તેમના પર વૃષ્ટિ કરી મૂકી. આ રીતે મહારથી સુરથ ક્રોધપૂર્વક ચઢી આવ્યો, એટલે અશ્વત્થામા દંડ વતી મારેલા સર્પની પેઠે કોપી ઊઠ્યા. તેમણે કપાળમાં ત્રણ કરચલીઓ પડી જાય તેટલી ઊંચી ભમર ચઢાવી દીધી અને ગલોફાં ચાટતા ચાટતા રોષથી તેઓ સુરથ સામે જોવા લાગ્યા. પછી તેમણે પોતાના ધનુષ્યની દોરી સાફ કરીને કાળ-દંડ સમાન કાંતિવાળું એક તીક્ષ્ણ નારાચ બાણ છોડ્યું. ઇંદ્રના વજ્રની પેઠે અત્યંત વેગપૂર્વક છૂટેલું તે બાણ સુરથના હૃદયને ચીરી નાખી પૃથ્વીમાં પેસી ગયું અને તે બાણના પ્રહારથી મરણ પામેલો તે સુરથરાજ વજ્રથી તૂટી પડેલા પર્વતના શિખરની પેઠે રણભૂમિ પર ગબડી પડ્યો.[૩૫–૪૩] આ રીતે વીર સુરથ મરણ પામ્યો, એટલે રથીશ્રેષ્ઠ પ્રતાપી અશ્વત્થામા સત્વર તે જ રથ પર ચઢી ગયા.[૪૪] ત્યાં હે મહારાજ! તે રણમદવાળા અશ્વત્થામા વળી પાછા સજ્જ થઈને સંશપ્તક યોદ્ધાઓને સાથે રાખી અર્જુન સામા લડવા લાગ્યા.[૪૫] ત્યારે ભગવાન સૂર્યદેવ દિવસના મધ્યભાગમાં આવી પહોંચ્યા હતા અને અર્જુનનું પોતાના શત્રુઓ સાથે યમરાજના રાજ્યમાં વૃદ્ધિ કરનારું તે મહાન યુદ્ધ થઈ રહ્યું હતું.[૪૬] વળી તે યોદ્ધાઓનું પરાક્રમ જોઈ અમને આશ્ચર્ય તો એ જ દેખાયું હતું કે, એકલો અર્જુન જ તે સર્વ વીરોની સામે એકી-સાથે યુદ્ધ કરી રહ્યો હતો.[૪૭] પૂર્વે દૈત્યોની સેના સાથે ઇંદ્રનું જેવું યુદ્ધ થયું હતું તેવું જ અર્જુનનું એકલાનું અનેક શત્રુઓની સાથે તે યુદ્ધ થયું હતું.[૪૮]

ઇતિ શ્રીમહાભારતમા શલ્યપર્વાંતર્ગત શલ્યાભિષેકપર્વમા 'સંકુલ યુદ્ધ' નામનો અધ્યાય ૧૪મો સમાપ્ત

# अध्याय १५मो

## શલ્યની ધૂમાધમ

॥संजय उवाच॥

**दुर्योधनो महाराज धृष्टद्युम्नश्च पार्षतः ।**
**चक्रतुः सुमहद्युद्धं शरशक्तिसमाकुलम् ॥ १ ॥**

સંજય બોલ્યો : હે મહારાજા ધૃતરાષ્ટ્ર! તે સમયે બીજી તરફ દુર્યોધન અને ધૃષ્ટદ્યુમ્ન મહાન યુદ્ધ કરી રહ્યા હતા અને તેમાં બાણોની તથા શક્તિઓની ઝડી ચાલી રહી હતી.[૧] હે મહારાજ! વર્ષાકાળે મેઘો જેમ જળધારાઓને ચોબાજુ વરસાવી મૂકે છે, તેમ તે બન્ને હજારો બાણધારાઓને છોડી રહ્યા હતા.[૨] રાજા દુર્યોધને દ્રોણગુરુનો વધ કરનારા મહાધનુર્ધર ધૃષ્ટદ્યુમ્નને પ્રથમ પાંચ બાણોથી વીંધી નાખ્યો અને પછી ફરી તેને સાત બાણો માર્યાં.[૩] ત્યાં બળવાન અને દૃઢ પરાક્રમી ધૃષ્ટદ્યુમ્ને પણ સિત્તેર બાણો મારીને દુર્યોધનને પીડી નાખ્યો. એટલે હે ભરતશ્રેષ્ઠ! દુર્યોધનને પીડાયેલો જોઈ તેના ભાઈઓ મોટી સેનાને સાથે લઈ ધૃષ્ટદ્યુમ્નને ઘેરી વળ્યા.[૪,૫] હે રાજન્! તે સમયે ધૃષ્ટદ્યુમ્ન સર્વ તરફથી તે અતિરથીઓથી ઘેરાઈ ગયો હતો, છતાં પોતાનાં અસ્ત્રોની ઝડપને દર્શાવતો રહી તે શૂરવીર રણમાં અતિશય ઘૂમી રહ્યો હતો.[૬] બીજી તરફ પ્રભદ્રક યોદ્ધાઓની સાથમાં રહેલો શિખંડી ધનુર્ધર અને મહારથી એવા કૃતવર્મા તથા કૃપાચાર્ય સામે લડી રહ્યો હતો.[૭] હે પૃથ્વીપતિ! તે સ્થળે પણ પ્રાણોની પરવા નહિ કરનારા યોદ્ધા-

ઓના પ્રાણોની હોડવાળી ઘોર અને મહાન એવી યુદ્ધરૂપી જુગારબાજી ખેલાઈ રહી હતી.[૮] બીજી તરફ સર્વ દિશાઓમાં બાણોનો વરસાદ વરસાવી રહેલો શલ્યરાજા સાત્યકિ અને ભીમસેન આદિ પાંડવોને પીડી રહ્યો હતો.[૯] તે જ પ્રમાણે યમ તુલ્ય પરાક્રમ કરનારા નકુલ તથા સહદેવ પણ પોતાના વીર્યનો તથા અસ્ત્રબળનો આશ્રય લઈ મહાન યુદ્ધ કરી રહ્યા હતા.[૧૦] પરંતુ તે મહારણમાં પાંડવોના મહારથીઓ શલ્યનાં બાણોથી એટલા બધા ઘવાઈ જવા લાગ્યા, કે તેઓ પોતાના રક્ષકને જાણી જ શક્યા નહિ.[૧૧] બીજી બાજુથી જ્યારે ધર્મરાજા પીડાવા લાગ્યા, ત્યારે શૂરવીર નકુલ વેગથી પોતાના મામા શલ્ય સામે ધસ્યો.[૧૨] ત્યાં શત્રુવીરોનો સંહાર કરનારા તે નકુલે વીર શલ્યને રણમાં ઢાંકી દીધો અને હસતાં હસતાં દશ બાણો મારીને તેની છાતી વીંધી નાખી.[૧૩] હે રાજા! નકુલનાં તે દશે બાણો તદ્દન પોલાદનાં બનાવેલાં હતાં, સરાણિયાએ સરાણ પર ધસીને સાફ કર્યાં હતાં, સુવર્ણની પૂંખવાળાં હતાં, પથ્થર પર ઘસી તીક્ષ્ણ કરેલાં હતાં અને ધનુષ્યરૂપ યંત્રમાં ચઢાવીને ફેંકવામાં આવ્યાં હતાં. પોતાના મહાત્મા ભાણેજે જ્યારે પોતાને આવાં બાણો વડે દુઃખી કર્યો, ત્યારે તે શલ્યરાજા પણ નમેલાં પર્વવાળાં બાણોનો મારો ચલાવીને નકુલને દુઃખ દેવા લાગ્યો.[૧૪,૧૫] એટલે રાજા યુધિષ્ઠિર, ભીમસેન, સાત્યકિ અને સહદેવ પણ એકાએક શલ્યરાજ સામા ધસી ગયા.[૧૬] તેઓ રથોની ગર્જનાઓથી સર્વ દિશાઓને તથા વિદિશાઓને ગજાવી મૂકતા હતા અને પૃથ્વીને ધણધણાવી મૂકતા હતા. આમ તે યોદ્ધાઓ એકદમ વેગથી ધસી આવતા હતા, પરંતુ શત્રુઓને જીતનારા સેનાપતિ શલ્યે તેમને સત્વર ઝીલી લીધા. તેણે ત્રણ બાણોથી યુધિષ્ઠિરને, પાંચ બાણોથી ભીમસેનને, સો બાણોથી સાત્યકિને તથા ત્રણ બાણોથી સહદેવને વીંધી નાખ્યા. વળી એ મદ્રરાજે એક ક્ષુરપ્રજાતિનું બાણ મારી મહાત્મા નકુલના બાણ ચઢાવેલા ધનુષ્યને પણ કાપી નાખ્યું. આમ હે રાજા! શલ્યનાં બાણોથી કપાઈને પોતાનું ધનુષ્ય પૃથ્વી પર વીખરાઈ પડ્યું, એટલે મહારથી નકુલે એકદમ બીજું ધનુષ્ય લઈને મદ્રરાજના રથને બાણોથી ભરી દીધો.[૧૭-૨૧] ત્યારે હે રાજા! યુધિષ્ઠિરે તથા સહદેવે દશ દશ બાણો મારીને શલ્યરાજાની છાતી વીંધી નાખી.[૨૨] ત્યાં ભીમસેને તથા સાત્યકિએ શલ્ય સામે ધસારો કર્યો અને તેને અનુક્રમે કંકપક્ષીનાં પીંછાં બાંધેલાં સાઠ બાણોનો તથા દશ બાણોનો પ્રહાર કર્યો. આથી શલ્યને ક્રોધ ચઢી ગયો. તેણે પ્રથમ નવ બાણોથી સાત્યકિને વીંધી નાખી ફરી તેને નમેલાં પર્વવાળાં સિત્તેર બાણો માર્યાં.[૨૩,૨૪] એટલું જ નહિ, હે રાજા! તેણે બાણ ચઢાવેલા તેના ધનુષ્યને મુષ્ટિપ્રદેશમાંથી કાપી નાખ્યું અને તેના ચારે ય ઘોડાઓને મૃત્યુ પાસે મોકલી દીધા. સાત્યકિને એ પ્રમાણે રથરહિત કરી મૂકીને મહારથી મદ્રરાજાએ તેને ચોતરફથી સો બાણોનો પ્રહાર કરી દીધો.[૨૫,૨૬] વળી હે કુરુવંશી રાજા! તેણે અત્યંત આવેશમાં આવી ગયેલા નકુલને, સહદેવને તથા યુધિષ્ઠિરને પણ દશ દશ બાણોથી વીંધી નાખ્યા.[૨૭] હે રાજા! તે સમયે અમે મદ્રરાજાનું અદ્ભુત પરાક્રમ જોયું હતું; કારણ કે પાંડવ મહારથીઓ રણાંગણમાં એકત્ર થઈને પણ તેની એકલાની સામે એક ડગલું પણ આગળ વધી શકયા ન હતા.[૨૮] ઊલટા તે સર્વ પાંડવો શલ્યના સપાટામાં સપડાઈ દુઃખી થઈ ગયા હતા. તે જોઈ સત્યપરાક્રમી સાત્યકિ બીજા રથમાં બેસીને અત્યંત વેગથી શલ્ય સામે ધસ્યો, એટલે મદમત્ત હાથી જેમ બીજા મદમત્ત હાથી સામે ધસી જાય

તેમ રણને શોભાવનાર શલ્ય પણ પોતાની સામે ધસી આવતા સાત્યકિના તે રથ સામે રથમાં બેસી ને જ યુદ્ધ કરવા ધસ્યો. પછી ત્યાં પૂર્વે શંબરાસુર અને ઇંદ્રનું જેવું યુદ્ધ થયું હતું તેવું જ સાત્યકિ અને શૂરવીર શલ્યનું અદ્‌ભુત દેખાવનું તુમુલ યુદ્ધ થવા લાગ્યું.[૨૯-૩૨] તેમાં સાત્યકિએ રણમાં ઊભેલા મદ્રરાજાને જોઈને 'ઊભો રહેજે, ઊભો રહેજે' એમ કહ્યું અને પછી તેને દશ બાણો મારીને વીંધી નાખ્યો.[૩૩] આમ મહાત્મા સાત્યકિએ પોતાને અત્યંત વીંધી નાખ્યો, એટલે તે શલ્યે પણ વિચિત્ર પૂંખવાળાં તીક્ષ્ણ બાણો મારીને સાત્યકિને સામો વીંધી નાખ્યો.[૩૪] ત્યાં મહાધનુર્ધર પાંડવો સાત્યકિને પોતાના મામા શલ્યના પર ચઢી ગયેલો જોઈને રથો દોડાવતા નીકળ્યા અને શલ્યનો વધ કરવાની ઇચ્છાથી એકદમ ચઢી આવ્યા.[૩૫] તે પછી સિંહની પેઠે ગર્જના કરી રહેલા તે શૂરા યોદ્ધાઓ અન્યોન્ય સામે લડવા લાગ્યા, તેથી તે સ્થળે લોહીરૂપ જળની છોળોવાળી મોટી ભારે ધમાલ મચી રહી.[૩૬] હે મહારાજ! જેમ કોઈ અરણ્યમાં માંસની ઇચ્છાથી સામસામા ધૂરકી રહેલા સિંહોનું યુદ્ધ થાય, તેમ તે રણક્ષેત્રમાં સર્વ મહારથીઓનું પરસ્પર યુદ્ધ ચાલી રહ્યું હતું. તેમનાં હજારો બાણોથી સમગ્ર રણભૂમિ ખીચોખીચ ભરાઈ ગઈ તથા આકાશ પણ એકાએક બાણમય થઈ ગયું.[૩૭।૩૮] આમ સર્વ તરફ બાણો પથરાઈ જવાને લીધે અંધારું અંધારું થઈ ગયું. તે મહાત્માઓએ પરસ્પર એટલાં બધાં બાણો છોડી મૂક્યાં કે, રણભૂમિ પર જાણે વાદળાંઓની છાયા છવાઈ ગઈ હોય તેમ જણાવા લાગ્યું.[૩૯] ત્યાં હે રાજન! જાણે કાંચળી વિનાના સર્પો છૂટી નીકળ્યા હોય, તેમ પ્રકાશી રહેલી સુવર્ણની પૂંખવાળાં એ બાણોથી સર્વ દિશાઓ ઝળાંઝળાં થઈ ગઈ.[૪૦] તે યુદ્ધમાં શત્રુસંહારક શલ્યે મહાઆશ્ચર્યજનક પરાક્રમ કરી દેખાડ્યું હતું; કારણ કે પોતે એકલો હતો છતાં પાંડવોના અનેક મહારથીઓ સામે શૂરવીર થઈને ઝઝૂમી રહ્યો હતો.[૪૧] ત્યારે મદ્રરાજાની ભુજામાંથી નીકળેલાં અને કંકપક્ષીનાં પીછાં બાંધેલાં એટલાં બધાં ઘોર બાણો ત્યાં પડી રહ્યાં હતાં કે, રણભૂમિ છેક છવાઈ ગઈ હતી.[૪૨] હે રાજન! પૂર્વે અસુરોનો સંહાર કરતી વેળા ઇંદ્રનો રથ જેવી રીતે રણમાં ઘૂમતો હતો, તેવી જ રીતે શલ્યરાજાનો રથ પણ એ મહારણમાં ઘૂમી રહેલો અમે જોયો હતો.[૪૩]

ઇતિ શ્રીમહાભારતમાં શલ્યપર્વાંતર્ગત શલ્યાભિષેકપર્વમાં 'સંકુલ યુદ્ધ' નામનો અધ્યાય ૧૫ મો સમાપ્ત

## અધ્યાય ૧૬ મો
### યુધિષ્ઠિરનું પરાક્રમ

॥ सजय उवाच ॥

ततः सैन्यास्तत्र विभो मद्रराजपुरस्कृताः ।
पुनरभ्यद्रवन् पार्थान् वेगेन महता रणे ॥ १ ॥

સંજય બોલ્યો: પછી હે ધૃતરાષ્ટ્રરાજા! શત્રુઓથી પીડાયેલા તમારા સર્વ યુદ્ધમદીલા સૈનિકો મદ્રરાજાને આગળ કરી મહાવેગથી પાંડવો સામે ધસી ગયા. તેમની સેના મોટી હતી, તેથી તેમણે એકદમ આગળ દોડી જઈને એક ક્ષણવારમાં પાંડવોની સેનામાં ભંગાણ પાડી દીધું.[૧,૨] તે સમયે તમારા યોદ્ધાઓએ પાંડવોના સૈનિકો પર એટલો બધો મારો ચલાવવા માંડ્યો, કે તેઓ રણમાં ઊભા જ રહી શક્યા નહિ. તેઓ તો ભીમસેને અટકાવ્યા છતાં અને શ્રીકૃષ્ણ તથા અર્જુનના દેખતાં નાસભાગ જ કરવા લાગ્યા.[૩] તે જોઈ અર્જુન કોપી ઊઠ્યો અને તેણે અનુયાયીઓની સાથે ઊભેલા કૃપાચાર્ય તથા કૃતવર્મા પર અનેક બાણો ફેંકવા માંડ્યાં. ત્યાં સહદેવે સૈન્યની સાથે ઊભેલા શકુનિ પર બાણવૃષ્ટિ કરવા માંડી અને નકુલ પાસે ઊભો રહીને શલ્યરાજા સામે યુદ્ધ માટે

જોઈ રહ્યો.[૪,૫] દ્રૌપદીના પુત્રોએ તથા બીજા રાજાઓએ ઘણા શત્રુઓને આગળ વધતા અટકાવી રાખ્યા અને પાંચાલવંશી શિખંડીએ અશ્વત્થામાને ખાળી રાખ્યા.[૬] ભીમસેન હાથમાં ગદા લઈને દુર્યોધનને આગળ વધતો અટકાવવા લાગ્યો; તેમ જ કુંતીપુત્ર યુધિષ્ઠિર સૈન્ય સાથે ચઢી આવતા શલ્યરાજ સામા ઊભા રહ્યા.[૭] આ રીતે યુદ્ધમાં કદી પાછા નહિ હઠનારા તમારા તથા શત્રુપક્ષના યોદ્ધાઓનું તે સૈન્ય સ્થળે સ્થળે અન્યોન્ય સામે ભેટયું અને પુનઃ યુદ્ધનો આરંભ થયો.[૮] તે સમયે મને રાજા શલ્યનું અતિ મહાન પરાક્રમ દેખાયું હતું; કારણ કે તે પોતે એકલો હતો છતાં પાંડવોનાં સર્વ સૈન્યોની સાથે યુદ્ધ કરી રહ્યો હતો.[૯] એ રણમાં યુધિષ્ઠિરની સમીપ ઊભેલો શલ્યરાજ ચંદ્રમાની સમીપ ઊભેલો શનૈશ્ચર ગ્રહ હોય તેવો દેખાતો હતો.[૧૦] તેણે સર્પ સરખાં ઝેરી બાણોનો મારો ચલાવી પ્રથમ યુધિષ્ઠિરને પીડી નાખ્યા અને પછી બાણોની વૃષ્ટિ કરતો કરતો તે ભીમસેન સામે દોડયો.[૧૧] શલ્યરાજની આવી શીઘ્રતા તથા અસ્ત્રકુશળતા જોઈને તમારાં તથા શત્રુઓનાં સર્વ સૈન્યો તેની પ્રશંસા કરવા લાગ્યાં.[૧૨] આમ શલ્યરાજએ પાંડવોના સૈનિકોને ખૂબ ઘાયલ કરી નાખ્યા અને દુઃખી કરી દીધા, એટલે તેઓ યુધિષ્ઠિરરાજ બૂમો પાડતા હતા; છતાં રણસંગ્રામનો ત્યાગ કરી પલાયન કરી ગયા. આ પ્રમાણે શલ્યરાજા પોતાનાં સૈન્યોને સંહારવા લાગ્યો, એટલે ધર્મરાજ યુધિષ્ઠિર ક્રોધવશ થઈ ગયા. તેમણે પૌરુષનો આશ્રય કરી મદ્રરાજા પર પ્રહાર કરવા માંડયો, અને તેમણે 'જય થાઓ કે પરાજય થાઓ, પરંતુ આજે હું જ સૌની આગળ થઈશ' આવો દૃઢ નિશ્ચય કર્યો. ત્યાં તેમણે પોતાના સર્વ ભાઈઓને તથા શ્રીકૃષ્ણને બોલાવીને આ પ્રમાણે કહ્યું : 'આ રણસંગ્રામમાં ભીષ્મ, દ્રોણ, કર્ણ અને બીજા ઘણા રાજાઓ કૌરવો માટે પરાક્રમ કરીને મરણ પામ્યા છે. વળી તમે બધાએ પોતપોતાના ભાગ પ્રમાણે તથા ઉત્સાહ પ્રમાણે પરાક્રમ કર્યાં છે. પણ હવે આ મહારથી શલ્ય મારા ભાગમાં બાકી રહ્યો છે. તો તે મદ્રરાજાને આજે હું યુદ્ધ કરીને જીતવા ધારું છું.[૧૩-૧૮] પરંતુ તે કાર્ય કરવા માટે મારા મનમાં જે કંઈ વિચારો આવ્યા છે, તે સર્વ હું તમને કહું છું. હું જ્યારે શલ્ય સામે યુદ્ધ કરવા ચડું, ત્યારે માદ્રીના વીરપુત્ર નકુલ અને સહદેવ મારા ચક્રરક્ષક થાય.[૧૯] કારણ કે તે બન્ને ઇંદ્રથી પણ જિતાય તેવા નથી, રણમાં નિત્ય માનપાત્ર થયા છે, શૂરવીરોમાં સંમત થયેલા છે અને સત્ય પ્રતિજ્ઞાવાળા છે. આથી તે બન્ને જણા ક્ષાત્રધર્મને માન આપી મારે માટે પોતાના મામાની સાથે સારી પેઠે યુદ્ધ કરે. હે લોકવીર રાજાઓ ! હું તમને સત્ય વાણી કહું છું કે, આજે હું ક્ષાત્રધર્મનો આશ્રય કરી મારા મામાની સામે બરાબર યુદ્ધ કરીશ. તેમાં કદાચ તે મને મારશે અથવા હું તેને મારી નાખીશ. શલ્યરાજા હવે મારા ભાગ તરીકે બાકી રહ્યો છે; માટે તે તરફ લક્ષ આપી મારો વિજય કે પરાજય થાય તોપણ હું મારું કર્તવ્ય કરી બતાવીશ. તમારું કલ્યાણ થાઓ. વળી બીજું હું તમને કહું છું તે સાંભળો.[૨૦-૨૩] રથને જોડનારા આપણા અનુચરો શાસ્ત્રોક્ત વિધિએ મારા રથને હવે તૈયાર કરો અને તેમાં પુષ્કળ શસ્ત્રો તથા યુદ્ધની સર્વે સામગ્રીઓ ગોઠવી દો. સાત્યકિ મારા રથના જમણા ચક્રની રક્ષા કરે અને ધૃષ્ટદ્યુમ્ન ડાબા ચક્રની રક્ષા કરે.[૨૪] વળી અર્જુન આજે મારો પૃષ્ઠરક્ષક થાય તથા શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ ભીમસેન આગળ રહીને મારું રક્ષણ કરે. આમ કરવાથી હું આ મહાયુદ્ધમાં શલ્યના કરતાં અધિક થઈ પડીશ.' યુધિષ્ઠિરે એ પ્રમાણે કહ્યું, એટલે રાજાનું પ્રિય કરવાની ઇચ્છાવાળા તે સર્વ

યોદ્ધાઓએ તે પ્રમાણે કર્યું.[૨૫,૨૬] તે સમયે પાંચાલ, સોમક તથા મત્સ્યરાજાઓનાં સૈન્યોમાં ફરી અત્યંત હર્ષ થઈ રહ્યો.[૨૭] આમ રાજા યુધિષ્ઠિરે પ્રતિજ્ઞા કરીને મદ્રરાજા સામે ચઢાઈ કરી, ત્યારે સર્વ પાંચાલયોદ્ધાઓ સેંકડો શંખો અને ભેરીઓ વગાડવા લાગ્યા, સિંહનાદો કરવા લાગ્યા અને મોટા આવેશમાં આવી જઈ બળવાન મદ્રરાજા સામે દોડી ગયા.[૨૮,૨૯] ત્યાં કૌરવ મહાપુરુષો પણ મોટા હર્ષનાદોથી હાથીઓને કંઠે બાંધેલી ઘંટાઓના રણકારોથી, શંખોના ધ્વનિઓથી તથા વાદિત્રોના મહાન ગડગડાટથી પૃથ્વીને ગજાવી મૂકતા તેમની સામા ધસ્યા. ઉદયાચળ તથા અસ્તાચળ પર્વતો જેમ મેઘમંડળોને અટકાવી રાખે, તેમ તમારા પુત્ર દુર્યોધને તથા વીર્યવાન મદ્રરાજ શલ્યે તે સર્વ મહારથીઓને અટકાવી દઈ ટક્કર ઝીલવા માંડી. ત્યાં ઇંદ્રે જેમ શંબરાસુર પર બાણોની વૃષ્ટિ કરી હતી, તેમ રણમાં વખણાયેલા રાજા શલ્યે શત્રુદમન ધર્મરાજા પર બાણોની વૃષ્ટિ કરવા માંડી હતી. ત્યારે મહામનસ્વી કુરુરાજ યુધિષ્ઠિરે પણ હાથમાં સુંદર ધનુષ્ય લઈને દ્રોણગુરુના ઉપદેશ પ્રમાણે અનેક પ્રકારના યુદ્ધના માર્ગો દેખાડવા માંડ્યા અને ઘણી ઝડપી તથા સુંદરતાભરેલી અદ્દભુત બાણવૃષ્ટિઓ કરવા માંડી. ધર્મરાજા જ્યારે યુદ્ધમાં ઘૂમી રહ્યા હતા, ત્યારે કોઈ પણ પુરુષને તેમની યુદ્ધરીતિમાં ઊણપ દેખાતી ન હતી. જેમ બે સિંહો માંસ મેળવવાની ઇચ્છાથી અન્યોન્યના પર પ્રહાર કરે, તેમ શલ્ય અને યુધિષ્ઠિરરાજા એ બન્ને અનેક જાતનાં બાણોનો મારો ચલાવી પરસ્પર પ્રહાર કરતા હતા તથા યુદ્ધમાં એકબીજાનું પરાક્રમ દેખાડતા હતા. બીજી તરફ ભીમસેન તમારા યુદ્ધકુશળ પુત્ર દુર્યોધનની સાથે લડી રહ્યો હતો.[૩૦-૩૬] ત્યાં પાંચાલ ધૃષ્ટદ્યુમ્ન, સાત્યકિ, નકુલ તથા સહદેવ શકુનિ આદિ વીરોની સામા યુદ્ધ કરી રહ્યા હતા.[૩૭] આમ હે રાજન્! તમારા દુષ્ટ વિચારોને પરિણામે અન્યોન્યના પર વિજય મેળવવાની ઇચ્છાવાળા તમારા યોદ્ધાઓ તથા શત્રુઓ વચ્ચે ફરીથી તુમુલ યુદ્ધ થઈ રહ્યું હતું.[૩૮] એ યુદ્ધમાં દુર્યોધને મોટી હાંક મારીને મજબૂત ગાંઠાવાળું એક બાણ માર્યું અને ભીમસેનના સુવર્ણભૂષિત ધ્વજને કાપી નાખ્યો. એટલે આસપાસ બાંધેલી અનેક ઘૂઘરીઓથી સુંદર દેખાતો તે દેખાવડો ધ્વજ ભીમસેનના દેખતાં રણક્ષેત્રમાં પછડાઈ પડ્યો.[૩૯,૪૦] વળી રાજા દુર્યોધને તીક્ષ્ણ ધારવાળું ક્ષુરપ્રજાતિનું એક બાણ મારી હાથીની સૂંઢ સમાન પ્રચંડ એવું ભીમસેનનું અદ્દભુત ધનુષ્ય કાપી નાખ્યું. આમ પોતાનું ધનુષ્ય કપાઈ ગયું, એટલે મહાતેજસ્વી ભીમસેને દુર્યોધનને પોતાના રથમાં રહેલી એક શક્તિ પરાક્રમપૂર્વક મારી અને તેની છાતી ચીરી નાખી. આથી મૂર્ચ્છાવશ થઈને તે રથની બેસણી પર બેસી ગયો. આમ દુર્યોધન મૂર્ચ્છિત થઈ પડ્યો, એટલે ભીમસેને એક ક્ષુરપ્રબાણથી તેના સારથિનું મસ્તક પણ કાપી નાખ્યું.[૪૧-૪૩] હવે જ્યારે સારથિ મરણ પામ્યો, ત્યારે દુર્યોધનના ઘોડાઓ તેના રથને લઈને દિશાઓમાં નાઠા. તે જોઈ હે રાજન્! તમારાં સૈન્યોમાં હાહાકાર થઈ રહ્યો.[૪૪] તુરત જ તમારા પુત્રનું રક્ષણ કરવા માટે કૃપાચાર્ય, મહારથી અશ્વત્થામા તથા કૃતવર્મા તેની પાછળ દોડી ગયા.[૪૫] આમ સર્વ તરફથી નાસાનાસ થઈ તેથી કૌરવોનાં સૈન્યોની હરોળ વીંખાઈ ગઈ, દુર્યોધનના અનુયાયી સૈનિકો ત્રાસ પામી ગયા અને ગાંડીવધનુર્ધર અર્જુન ધનુષ્યનો ટંકાર કરી તે સર્વ સૈનિકોને બાણો વડે મારવા લાગ્યો.[૪૬]

બીજી તરફ અમર્ષમાં આવી ગયેલા રાજા યુધિષ્ઠિર પોતે જ દાંતના જેવા શુભ્રવર્ણના પવન-

વેગી ઘોડાઓને હાંકતા હાંકતા શલ્યરાજા સામે દોડી ગયા.[૪૭] કુંતીપુત્ર યુધિષ્ઠિરરાજના સંબંધમાં તે વેળા અમને આ જ આશ્ચર્ય જોવામાં આવ્યું હતું કે, જે યુધિષ્ઠિર પ્રથમ શાંત-દાંત અને કોમળ સ્વભાવના હતા, તે જ યુધિષ્ઠિર તે સમયે દારુણ સ્વભાવના થઈ ગયા હતા.[૪૮] તેમનાં નેત્રો ક્રોધને લીધે ફાટી ગયાં હતાં, તેમનું શરીર પણ થરથર ધ્રૂજી ઊઠયું હતું અને સેંકડો તથા હજારો યોદ્ધાઓને તીક્ષ્ણ બાણો મારીને તે કાપી જ નાખવા મંડી પડ્યા હતા.[૪૯] હે રાજન્! પાંડવોમાં સૌથી મોટા એવા તે યુધિષ્ઠિર કૌરવોની જે જે સેના સામે ધસારો કરતા હતા, તે તે સેનાને તે ઉત્તમ વજ્રોથી જેમ પર્વતોને તોડી પાડવામાં આવે, તેમ અનેક બાણોનો મારો ચલાવી રણભૂમિ પર પટકી પાડતા હતા. પવન જેમ વાદળાંઓને વીખેરી નાખે, તેમ તે બળવાન યુધિષ્ઠિરે એકલાએ અનેક ઘોડા, સારથિ, ધજાઓ તથા રથોને પૃથ્વી પર ઝીંકી પાડી રણમાં ખેલવા માંડ્યું હતું. ક્રોધાયમાન થયેલા રુદ્રદેવ જેમ પશુઓનો સંહાર કરી નાખે, તેમ યુધિષ્ઠિરરાજાએ હજારો ઘોડેસવાર સહિત ઘોડાઓનો તથા પાળાઓનો સંગ્રામમાં સંહાર વાળી નાખ્યો હતો. તેમણે સર્વ તરફ બાણોનો વરસાદ વરસાવી રણક્ષેત્રને છેક સૂનું કરી મૂક્યું અને પછી 'ઓ શલ્ય! ઊભો રહેજે' એમ કહીને મદ્રરાજ સામે ધસારો કર્યો. સંગ્રામમાં ભયંકર કર્મ કરનારા તે યુધિષ્ઠિરનું આવું મહાન ચરિત્ર જોઈને તમારા પક્ષના સર્વ યોદ્ધાઓ મોટો ત્રાસ જ ખાઈ ગયા; માત્ર એક શલ્યરાજાએ જ તેમની સામે હલ્લો કર્યો.[૫૦-૫૪] પછી અત્યંત ક્રોધે ભરાયેલા તે બન્નેએ સામસામા શંખનાદો કર્યા અને તિરસ્કારપૂર્વક અન્યોન્યનું આહ્વાન કરી તેઓ યુદ્ધ કરવા માટે ચઢ્યા.[૫૫] શલ્યરાજાએ બાણોની વૃષ્ટિ કરીને યુધિષ્ઠિરને પીડવા માંડ્યા અને યુધિષ્ઠિરે મદ્રરાજ પર બાણોની વૃષ્ટિ કરી મૂકી.[૫૬] એ સમયે તે બન્ને શૂરવીરો કંકપક્ષીનાં પીછાં બાંધેલાં બાણોથી શરીરે વ્યાપ્ત થઈ ગયા હતા અને લોહીલુહાણ થઈ ગયા હતા.[૫૭] તેથી તેઓ વસંતઋતુમાં પુષ્પોથી લચી રહેલા બે ખાખરાઓની પેઠે રણમાં શોભી રહ્યા હતા. આ રીતે તે બન્ને દુર્મદ મહાત્માઓ પ્રાણોની શરત મૂકીને યુદ્ધરૂપ જુગારબાજી ખેલી રહ્યા હતા.[૫૮] પરંતુ તે બન્નેમાંથી કોનો વિજય થશે, આ બાબતનો સૈન્યમાંના કોઈ ને પણ નિશ્ચય થઈ શકતો ન હતો. હે ભારત! તે સમયે 'આજે મદ્રરાજાનો વધ કરી યુધિષ્ઠિરરાજા પૃથ્વી પર રાજ્ય કરશે અથવા મદ્રરાજ યુધિષ્ઠિરનો વધ કરી દુર્યોધનને પૃથ્વી અર્પણ કરશે,' આવો કોઈ પણ યોદ્ધાને નિશ્ચય થઈ શક્યો નહિ.[૫૯,૬૦] તોપણ શલ્યરાજાનું સર્વ સૈન્ય યુદ્ધ કરી રહેલા ધર્મરાજની જમણી બાજુએ થઈ ગયું હતું. પછી શલ્યરાજાએ યુધિષ્ઠિર પર સો બાણો છોડી મૂક્યાં. વળી તેણે તીક્ષ્ણ ધારવાળું એક બીજું બાણ મારીને તેમના ધનુષ્યને પણ કાપી નાખ્યું. તુરત જ યુધિષ્ઠિરે બીજું ધનુષ્ય ગ્રહણ કર્યું અને શલ્યને ત્રણસો બાણો મારીને વીંધી નાખ્યો તેમ જ એક ક્ષુરજાતિનું બાણ મારી તેના ધનુષ્યના પણ કટકા કરી નાખ્યા. વધારામાં તેમણે કેટલાંએક નમેલાં પર્વવાળાં બાણો મારીને તેના ચારે ઘોડાઓને મારી નાખ્યા તથા અતિશય તીક્ષ્ણ અણીવાળાં બીજાં બે બાણો મારી તેના પૃષ્ઠરક્ષકને તથા સારથિને પણ ગબડાવી પાડ્યા. વળી પ્રદીપ્ત અને પાણીદાર એવું એક સજેલું ભલ્લ બાણ મારી તેમણે રણના મોખરામાં ઊભેલા શલ્યરાજની ધ્વજને પણ કાપી પાડ્યો. એટલે હે શત્રુદમન ધૃતરાષ્ટ્રરાજા! દુર્યોધનના સૈન્યમાં સર્વ તરફથી ભંગાણ પડ્યું.[૬૧-૬૫] હવે દ્રોણપુત્ર અશ્વત્થામા

શલ્યરાજાને તેવી સંકટભરેલી દશામાં આવી પડેલા જોઈને એકદમ ત્યાં દોડી આવ્યા અને તેને પોતાના રથમાં બેસાડીને પલાયન કરી ગયા. તે બન્નેને ગયે એક મુહૂર્ત જેટલો કાળ થઈ ગયો, એટલે યુધિષ્ઠિરરાજા મોટી મોટી ગર્જનાઓ કરવા લાગ્યા. તે સાંભળીને મંદમંદ હસતો મદ્રપતિ રાજા શલ્ય શાસ્ત્રોક્ત વિધિએ સજ્જ કરેલા, મોટા મેઘની ગર્જના કરનારા, લડાયક સાધનો અને યંત્રોથી ભરેલા તેમ જ શત્રુઓનાં રૂવાં ખડાં કરી નાખનારા બીજા એક ઉજ્જ્વળ રથમાં બેસીને પુનઃ યુદ્ધ માટે તૈયાર થયો.[૬૬–૬૮]

ઇતિ શ્રીમહાભારતમા શલ્યપર્વાતર્ગત શલ્યાભિષેકપર્વમા 'શલ્ય અને યુધિષ્ઠિરનું યુદ્ધ' નામનો અધ્યાય ૧૬મો સમાપ્ત

## અધ્યાય ૧૭મો

### શલ્યનો વધ

॥ सजय उवाच ॥

**अथान्यद्धनुरादाय बलवान् वेगवत्तरम् ।**
**युधिष्ठिरं मद्रपतिर्भित्त्वा सिंह इवानदत् ॥ १ ॥**

સંજય બોલ્યો: હે ધૃતરાષ્ટ્રરાજા ! તે પછી બળવાન શલ્યરાજાએ અતિશય વેગવાળું બીજું ધનુષ્ય લઈને યુધિષ્ઠિરરાજાને ભેદી નાખ્યા અને સિંહના જેવી ગર્જના કરી.[૧] વળી ક્ષત્રિયોમાં શ્રેષ્ઠ એવો તે અમેયાત્મા શલ્ય વૃષ્ટિવાળા મેઘની પેઠે યુધિષ્ઠિર પર બાણોની વૃષ્ટિ કરવા લાગ્યો. તેણે સાત્યકિને દશ બાણોથી, ભીમસેનને ત્રણ બાણોથી તથા સહદેવને ત્રણ બાણોથી વીંધી નાખી યુધિષ્ઠિરને દુઃખ દેવા માંડ્યું.[૨,૩] જેમ ઊંબાડિયાંથી હાથીઓને ગભરાવી નાખવામાં આવે, તેમ જે જે મહાધનુર્ધર યોદ્ધાઓ તેની સામા લડવા લાગ્યા, તે બધાને તેણે બાણોના પ્રહારો કરી ગભરાવી નાખ્યા.[૪] રથીઓમાં શ્રેષ્ઠ એવા તે શલ્યે હાથીઓનો અને હાથીસવારોનો, ઘોડાઓનો અને ઘોડેસવારોનો, રથોનો તથા રથીઓનો એકીસાથે નાશ કરવા માંડ્યો.[૫] વળી તેણે આયુધોને ધારણ કરનારા યોદ્ધાઓના બાહુઓને તથા ધ્વજોને એકદમ બળપૂર્વક કાપવા માંડ્યા. દર્ભોથી જેમ વેદિકાને ઢાંકી દેવામાં આવે, તેમ તેણે સમગ્ર રણભૂમિને યોદ્ધાઓનાં શબોથી ઢાંકી દેવા માંડી.[૬] આ પ્રમાણે શલ્યરાજાએ સર્વસંહારક મૃત્યુની પેઠે શત્રુઓનાં સૈન્યોનો સંહાર કરવા માંડ્યો, ત્યારે પાંડવો, પાંચાલો અને સોમકો ક્રોધાયમાન થઈને તેની ચારેબાજુ ઘેરાઈ વળ્યા.[૭] ત્યાં સાત્યકિ, નકુલ અને સહદેવ ભયંકર બળવાળા રાજા યુધિષ્ઠિર સાથે રહ્યા અને યુદ્ધ કરવા ચઢી આવેલા તે બળવાન રાજા શલ્ય સામે લડવા માટે અન્યોન્યને બોલાવવા લાગ્યા.[૮] પછી હે નરેંદ્ર! રણશૂરા તે સર્વ વીર મહાપુરુષો યુદ્ધ કરનારાઓમાં શ્રેષ્ઠ એવા શલ્યરાજાની સમીપ જઈ પહોંચી તેને ચોતરફથી ઘેરી વળ્યા અને ઉગ્ર વેગવાળાં બાણોના પ્રહારો કરવા લાગ્યા.[૯] ધર્મપુત્ર રાજા યુધિષ્ઠિરે પણ ભીમસેન, નકુલ, સહદેવ તથા સાત્યકિના રક્ષણ તળે રહીને શલ્યની છાતીમાં ઉગ્ર વેગવાળાં બાણોનો પ્રહાર કર્યો.[૧૦] આમ મદ્રરાજ શલ્ય ચોતરફનાં બાણોના મારાથી વિહ્વળ થઈ જવા લાગ્યો. તે જોઈને દુર્યોધનની આજ્ઞા પ્રમાણે સજ્જ થયેલા તમારા અનેક ઉત્તમ રથીઓ રણના મોખરામાં આવીને શલ્યરાજાની આજુબાજુ વીંટાઈ વળ્યા.[૧૧] તે પછી હે રાજન્! તે તુમુલ રણસંગ્રામમાં મદ્રરાજ શલ્યે એકદમ ઝડપથી સાત બાણો મારી યુધિષ્ઠિરને વીંધી નાખ્યા અને યુધિષ્ઠિરે નવ બાણો મારીને તે શલ્યને વીંધી નાખ્યો.[૧૨] આ પ્રમાણે મહારથી મદ્રરાજ અને યુધિષ્ઠિરરાજ ધનુષ્યોને કાન સુધી ખેંચીને તેલ પાયેલાં અનેક બાણો છોડી મારો ચલાવવા લાગ્યા અને અન્યોન્યને યુદ્ધમાં ઢાંકી દેવા લાગ્યા. પરસ્પરનું છિદ્ર જોઈ રહેલા તથા શત્રુઓથી પહોંચાય નહિ એવા

મહાબળવાન અને મહારથી તે મહારાજાઓ ઉપરાઉપરી બાણોના પ્રહારો કરી અન્યોન્યને અત્યંત વીંધી નાખવા લાગ્યા.[૧૩,૧૪] આમ જ્યારે શૂરવીર મદ્રરાજ તથા પાંડુવીર યુધિષ્ઠિર અન્યોન્ય પર સંખ્યાબંધ બાણોની વૃષ્ટિ કરતા હતા, ત્યારે તેમનાં ધનુષ્યોની પ્રત્યંચાઓ જોસથી હથેળીઓમાં અથડાતી હતી. આથી ત્યાં જાણે મહેંદ્રના વજ્રના કડાકા થતા હોય, તેવો તેનો મહાન શબ્દ સંભળાતો હતો.[૧૫] જેમ કોઈ મહાન અરણ્યમાં માંસ મેળવવાની ઇચ્છાવાળાં બે વ્યાઘ્રબાળકો અન્યોન્ય સામે ઘૂમે, અથવા જેમ સામસામા દંતૂશળોના પ્રહાર કરતા બે મહાગજો અન્યોન્યને ઘાયલ કરે, તેમ ગર્વાવેશમાં આવી ગયેલા તે બન્ને જણા યુદ્ધમાં સામસામા ઘૂમતા હતા તથા અન્યોન્યને બાણો મારીને ઘાયલ કરતા હતા.[૧૬] પછી મહાત્મા મદ્રરાજાએ ભયંકર બળવાળા વીર યુધિષ્ઠિરના હૃદયમાં સૂર્ય તથા અગ્નિ સમાન પ્રભાવાળું એક બાણ ઘણા જોસથી માર્યું. હે રાજન્! કુરુશ્રેષ્ઠ મહાત્મા યુધિષ્ઠિરરાજ શલ્યના તે બાણપ્રહારથી અત્યંત વીંધાઈ ગયા, એટલે તેમણે પણ મદ્રરાજને બરાબર તાકીને એક બાણ માર્યું ને મનમાં પોતે પ્રસન્ન થયા.[૧૭,૧૮] યુધિષ્ઠિરના એ પ્રહારથી ઇંદ્ર તુલ્ય પ્રભાવાળો શલ્યરાજ મૂર્ચ્છિત થઈ પડ્યો, પરંતુ બે ઘડીમાં તો એ ફરી ભાનમાં આવી ગયો. ત્યાં ક્રોધને લીધે લાલચોળ નેત્રોવાળો થઈ તેણે ઝપાટાબંધ સો બાણો યુધિષ્ઠિરને માર્યાં.[૧૯] એટલે મહાત્મા યુધિષ્ઠિરે પણ ઝડપ કરવા માંડી. તેમણે ક્રોધપૂર્વક નવ બાણો મારીને શલ્યના વક્ષઃસ્થળને તથા સુવર્ણજડિત કવચને વીંધી નાખ્યાં અને ઉપરથી બીજાં છ બાણોનો પ્રહાર કર્યો.[૨૦] હવે મદ્રરાજાએ પોતાનું મહાન ધનુષ્ય ખેંચીને અનેક બાણો છોડવા માંડયાં અને તેમાંથી બે બાણો વડે તેણે કુરુમહારાજ યુધિષ્ઠિરના ધનુષ્યને કાપી નાખ્યું.[૨૧] તુરત જ મહાત્મા યુધિષ્ઠિરે બીજું મહાઘોર નવું ધનુષ્ય લીધું અને મહેંદ્રે જેમ નમુચિને વીંધી નાખ્યો હતો, તેમ તેમણે તીક્ષ્ણ ધારવાળાં બાણો મારીને શલ્યને ખૂબ વીંધી નાખ્યો.[૨૨] સામેથી મહાત્મા શલ્યે પણ ભીમસેનને તથા યુધિષ્ઠિરને નવ બાણો માર્યાં અને સુવર્ણથી મઢેલાં તેમનાં સુંદર કવચોને ચીરી નાખીને બન્નેની ભુજાઓને ઘાયલ કરી.[૨૩] વળી વધારામાં તેણે બીજું એક અગ્નિ તથા સૂર્ય સરખું તેજસ્વી એવું ક્ષુરજાતિનું બાણ મારી યુધિષ્ઠિરના ધનુષ્યના કટકા કરી નાખ્યા. તે જ સમયે કૃપાચાર્યે છ બાણો મારીને યુધિષ્ઠિરના સારથિને પણ મારી નાખ્યો અને તે સારથિ યુધિષ્ઠિરની સન્મુખ જ ઢળી પડયો.[૨૪] વળી અધૂરામાં પૂરું કરવા માટે મદ્રરાજાએ ચાર બાણોનો પ્રહાર કરી યુધિષ્ઠિરના ઘોડાઓને પણ મારી નાખ્યા. હવે તે મહાત્મા ધર્મરાજના યોદ્ધાઓનો સંહાર કરવા મંડી પડયો.[૨૫] આમ શલ્યરાજાએ રાજા યુધિષ્ઠિરની આવી દુર્દશા કરી નાખી, એટલે મહાત્મા ભીમસેને એક મહાવેગવાન બાણ મારીને મદ્રરાજના ધનુષ્યને કાપી નાખ્યું તેમ જ બીજાં બે બાણો વડે તેને પોતાને પણ સખ્ત વીંધી નાખ્યો.[૨૬] વળી અત્યંત ખિજવાઈ ગયેલા ભીમસેને તેના સારથિના મસ્તકને શરીર પરથી અળગું પાડ્યું અને તેના ચારે ઘોડાઓને પણ ઘણી ઝડપથી મારી નાખ્યા. પછી સર્વ ધનુર્ધરોમાં અગ્રગણ્ય એવા તે ભીમસેને રણમાં એકલા ઘૂમી રહેલા શલ્યને અતિ વેગે સો બાણોનો પ્રહાર કરી દીધો; તેમ જ માદ્રીપુત્ર સહદેવે પણ તેને કેટલાંએક બાણો માર્યાં.[૨૭,૨૮] આમ તે બાણોના પ્રહારોથી શલ્યને ગભરાઈ ગયેલો જોઈને ભીમસેને બીજાં કેટલાએક બાણો મારીને તેના કવચને પણ તોડી

પાડ્યું. આ રીતે પોતાના કવચને ભીમસેને તોડી પાડ્યું, એટલે મહાત્મા શલ્યે એક હજાર સુવર્ણની ફૂદડીઓવાળી ઢાલને તથા તલવારને હાથમાં લીધી. તરત જ તે રથ પરથી નીચે ઊતરી પડ્યો અને વેગથી યુધિષ્ઠિર સામે દોડ્યો. ભયંકર બળવાળા તે શલ્યે નકુલના રથની ઈસના કટકા કરી નાખ્યા અને યુધિષ્ઠિર સામે ધસારો કર્યો.[૨૯,૩૦] એટલે તુરત જ ધૃષ્ટદ્યુમ્ન, દ્રૌપદીના પુત્રો તથા સાત્યકિ કોપેલા કાળની પેઠે ધસી આવતા રાજા શલ્યની આસપાસ ઘેરાઈ વળ્યા. વળી મહાત્મા ભીમસેને તમારા સૈન્યની વચ્ચે ભલ્લજાતિનાં નવ બાણોનો પ્રહાર કરી શલ્યની ઢાલના તથા મુષ્ટિપ્રદેશમાં પકડેલી તલવારના કટકા કરી નાખ્યા તેમ જ હર્ષની ગર્જના કરી મૂકી.[૩૧,૩૨] ભીમસેનના આ પરાક્રમને જોઈ પાંડવપક્ષના અનેક મહારથીઓ અત્યંત હર્ષાવેશમાં આવી ગયા, સિંહનાદો કરવા લાગ્યા અને ચંદ્ર સમાન ઉજ્જ્વળ વર્ણના શંખો વગાડવા લાગ્યા.[૩૩] આ ભયંકર શબ્દ સાંભળીને કૌરવોનું દુરાધર્ષ સૈન્ય એટલું બધું સંતપ્ત થઈ ગયું, કે કઈ દિશામાં જવું તેની તેને સૂઝ પડી નહિ. પ્રથમથી જ તે લોહીલુહાણ થઈ ગયેલું હતું, તેથી તે સમયે તો તે લગભગ નિશ્ચેષ્ટ અને ખિન્ન થઈ ગયું.[૩૪] એ વેળા ભીમસેન આદિ પાંડવોના મહાન યોદ્ધાઓએ મદ્રરાજ શલ્યને ચોતરફથી ઘેરી લીધો હતો. છતાં સિંહ જેમ મૃગ માટે દોડી જાય, તેમ તે વેગથી યુધિષ્ઠિર સન્મુખ દોડી જવા લાગ્યો.[૩૫] તે સમયે ધર્મરાજ પણ પોતાના ઘોડાઓ તથા સારથિ મરણ પામેલા હોવાથી ક્રોધને લીધે અગ્નિની પેઠે બળી રહ્યા હતા. તેથી શત્રુ મદ્રરાજને એકદમ ધસી આવતો જોઈ તેમણે પણ પોતાના બળ પ્રમાણે તેની સામે ધસારો કરવા વિચાર્યું.[૩૬] પછી કયનો મનમાં વિચાર કરી તેમણે શલ્યનો વિનાશ કરવા માટે નિશ્ચય કર્યો. સારથિ તથા ઘોડાઓ મરણ પામવાથી પોતે રથમાં એકલા જ બેસી રહેલા તે ધર્મરાજાએ શલ્યનો વધ કરવા માટે શક્તિનો જ ઉપયોગ કરવાની ઇચ્છા કરી. વળી મહાત્મા શલ્યનું રણસંગ્રામમાં પરાક્રમ જોઈને તથા તેને પોતાના ભાગ તરીકે બચેલો જોઈને મહાત્મા યુધિષ્ઠિરે શલ્યનો વધ કરવાના સંબંધનાં શ્રીકૃષ્ણનાં વાક્યોનો અમલ કરવા મનમાં નિશ્ચય કર્યો.[૩૭,૩૮] હવે મનમાં ક્રોધાયમાન થયેલા તે ધર્મરાજાએ મણિજડિત, સુવર્ણના દાંડાવાળી તેમ જ સુવર્ણની પેઠે પ્રકાશી રહેલી એક શક્તિ હાથમાં લીધી અને તે અગ્નિ સરખા પ્રદીપ્ત ડોળા ફાડીને મદ્રરાજા સામે જોવા લાગ્યા.[૩૯] હે રાજા ધૃતરાષ્ટ્ર ! પવિત્રાત્મા અને પાપરહિત એવા તે યુધિષ્ઠિરરાજાએ જ્યારે ક્રોધભરેલી દૃષ્ટિથી મદ્રરાજાને જોવા માંડ્યો હતો, ત્યારે મારા મનમાં એમ જ થઈ ગયું હતું કે, હમણાં જ આ શલ્યરાજા બળીને ભસ્મ થઈ જશે. આમ છતાં તે ભસ્મ થઈ ગયો ન હતો, એ મને આશ્ચર્ય લાગે છે.[૪૦] તે પછી કુરુશ્રેષ્ઠ મહાત્મા યુધિષ્ઠિરે સુંદર અને ઉગ્ર દાંડાવાળી, મણિજડિત અને ચકચકિત થઈ રહેલી તે પ્રદીપ્ત શક્તિ અતિવેગપૂર્વક શલ્ય સામે ફેંકી.[૪૧] બળપૂર્વક ફેંકવામાં આવેલી અને તણખાઓને ઝરી રહેલી તે શક્તિ જ્યારે એકાએક ધસી આવતી હતી, ત્યારે લોકો જેમ પ્રલયાંતે આકાશમાંથી ખરતી મોટી ઉલ્કાને જોઈ રહે, તેમ ત્યાં એકત્ર મળેલા સર્વ કૌરવો તે શક્તિને જોઈ રહ્યા હતા. આમ એ યુદ્ધમાં ધર્મરાજાએ બરાબર સાવધાન થઈને તે શક્તિ ફેંકી હતી. તે શક્તિ કાળરાત્રિની પેઠે તથા હાથમાં પાશને ધારણ કરનારી યમરાજાની ધાત્રીની પેઠે ઉગ્રસ્વરૂપ હતી તથા બ્રહ્મદંડની પેઠે અમોઘ હતી.[૪૨,૪૩] વળી પાંડવો હમેશાં ચંદન, પુષ્પની માળા, ઉત્તમ

આસન તથા પાનભોજન આદિકથી તે શક્તિનું પ્રયત્નપૂર્વક પૂજન કરતા હતા. તે શક્તિ પ્રલયકાળના અગ્નિની પેઠે બળબળી રહી હતી તથા અથર્વાંગિરસી દેવતારૂપ કૃત્યાના જેવી ઉગ્ર હતી.[૪૪] વળી તે શક્તિને વિશ્વકર્માએ પોતે જ ઈશાનદેવને માટે બનાવેલી હતી. તે શત્રુઓના પ્રાણોનું તથા શરીરોનું ભક્ષણ કરનારી હતી તેમ જ પૃથ્વી, આકાશ, જળ, વાયુ અને અગ્નિ–એ પંચમહાભૂતોનો સંહાર કરવાને પણ સમર્થ હતી.[૪૫] એ શક્તિની આજુબાજુ ઘંટડીઓ તથા પતાકાઓ લટકાવેલી હતી, તેનું નાળવું મણિઓ તથા હીરાઓથી જડેલું હતું, તેનો દાંડો તદ્દન સુવર્ણનો હતો અને વૈડૂર્યમણિથી તે ઝળકી રહી હતી. વિશ્વકર્માએ કેટલાએક નિયમો પાળીને તેને યત્નપૂર્વક બનાવેલી હતી. તે બ્રાહ્મણોના દ્વેષીઓનો નાશ કરનારી હતી અને કદી પણ વ્યર્થ જાય તેવી ન હતી.[૪૬] ધર્મરાજે તેને બળ અને પ્રયત્નપૂર્વક ફેંકી હતી, તેથી તેનો વેગ ઘણો જ વધી ગયો હતો. અનેક જાતના ઘોર મંત્રોથી તેને યત્નપૂર્વક મંત્રવામાં આવી હતી. ક્ષાત્રધર્મરૂપ ઉત્કૃષ્ટ માર્ગનો આશ્રય કરીને યુધિષ્ઠિરરાજાએ મદ્રરાજનો વધ કરવા માટે તેને ફેંકી હતી.[૪૭] પૂર્વે રુદ્રદેવે અંધકાસુરનો નાશ કરવા માટે જેમ બાણ ફેંક્યું હતું, તેમ ધર્મરાજાએ 'ઓ પાપી! હવે તારું આવી બન્યું છે' એમ ગર્જના કરીને તથા જાણે નૃત્ય કરતા હોય તેમ પોતાના મજબૂત બાહુને ખૂબ પહોળો કરીને અને સર્વ શક્તિનો ઉપયોગ કરીને તે તીક્ષ્ણ શક્તિ ફેંકી હતી. તેનું વીર્ય વાર્યું વળે નહિ તેવું હતું. અગ્નિ જેમ વિધિપૂર્વક હોમેલી ઘૃતધારાને ઝીલી લે છે, તેમ તે શક્તિને પણ ઝીલી લેવાને શલ્યરાજા સજ્જ થયો અને ગર્જના કરવા લાગ્યો.[૪૮,૪૯] પરંતુ તે શક્તિએ શલ્યરાજાનાં સર્વ મર્મસ્થાનોને તથા વિશાળ ઉજ્જ્વળ વક્ષઃસ્થળને ચીરી નાખ્યાં અને જાણે જળમાં પેસતી હોય તેમ તે પૃથ્વીમાં પેસી ગઈ. સાથે સાથે તે શલ્યરાજના વિશાળ યશને પણ બાળી ભસ્મ કરતી ગઈ.[૫૦] તુરત જ શલ્યરાજાના શરીરમાં થયેલા ઘામાંથી અને નાક, કાન, આંખ વગેરે છિદ્રો સુદ્ધાંમાંથી રુધિરની ધારાઓ વહેવા લાગી. તેથી તેનાં સર્વ ગાત્રો લોહીલુહાણ થઈ ગયાં અને તે કાર્તિકસ્વામીએ તોડી પાડેલા ક્રૌંચપર્વત જેવો દેખાવા લાગ્યો.[૫૧] હવે જેના કવચને કુરુનંદન ભીમસેને પ્રથમથી તોડી નાખ્યું હતું અને જે ઐરાવત હાથી સમાન પ્રચંડ શરીરવાળો હતો, તે શલ્યરાજા વજ્રથી તોડી પાડેલા પર્વતના શિખરની પેઠે, બન્ને બાહુઓને પહોળા કરી રથ પરથી ધરણી પર ઢળી પડ્યો.[૫૨] જેમ મહાપ્રચંડ ઇંદ્રધ્વજ પૃથ્વી પર પછડાઈ પડે, તેમ મદ્રરાજ શલ્ય પોતાના બન્ને બાહુઓને પહોળા કરી ધર્મરાજાની સન્મુખ પૃથ્વી પર પડ્યો. તેનાં સર્વ અંગો છિન્નભિન્ન થઈ ગયાં અને તેનું સમગ્ર શરીર લોહીથી છંટકાઈ ગયું. જેમ કોઈ પ્રિય કાંતા પોતાના પ્રિયતમ કાંતને છાતી પર ઝીલી લે, તેમ પૃથ્વીએ તે શલ્ય મહારાજને પ્રેમથી ઝીલી લીધો હતો. જેમ કોઈ પ્રિય પતિ પોતાની પ્રિય પત્નીને સર્વાંગે આલિંગન કરી નિદ્રાવશ થઈ જાય, તેમ શલ્યરાજ પણ દીર્ઘકાળ પર્યંત પૃથ્વીરૂપ સ્ત્રીનો ઉપભોગ કરી આખરે તેની સાથે આલિંગન કરીને દીર્ઘ નિદ્રા-(મૃત્યુ)ને વશ થઈ ગયો. આ પ્રમાણે તે ધર્મયુદ્ધમાં ધર્મપુત્ર યુધિષ્ઠિરે જ્યારે ધર્માત્મા શલ્યને મારી નાખ્યો, ત્યારે જેમ યજ્ઞવેદિકામાં સારી રીતે પૂજેલો તથા સારી રીતે વિધિપુરઃસર હોમેલો અગ્નિ શાંત પડી જાય, તેમ તે પણ રણભૂમિ પર શાંત પડી ગયો. એ વેળા મદ્રરાજ શલ્યનું હૃદય શક્તિથી ચિરાઈ ગયું હતું, તેનાં આયુધો તથા ધ્વજ

છિન્નભિન્ન થઈ ગયાં હતાં અને તે પોતે મરણ પામીને શાંત થઈ ગયો હતો; તોપણ તેની મૂળ શોભા તેને છોડતી ન હતી. તે પછી ગરુડ જેમ સર્પોનો નાશ કરી નાખે, તેમ યુધિષ્ઠિરરાજ ઇંદ્રના ધનુષ્ય સરખું તેજસ્વી ધનુષ્ય હાથમાં લઈને રણમાં શત્રુઓનો સંહાર કરવા લાગ્યા અને એક ક્ષણવારમાં તો તેમણે ભલ્લજાતિનાં અનેક તીક્ષ્ણ બાણો મારીને શત્રુઓનાં શરીરોનો નાશ કરી નાખ્યો.[૫૩–૫૯] હે રાજા ! એ સમયે યુધિષ્ઠિરરાજાનાં અનેક બાણોથી તમારા સૈનિકો એટલા બધા ઢંકાઈ ગયા, કે તેઓ આંખો મીંચી દઈને નાસભાગ કરવા લાગ્યા અને ઘાયલ થઈને અન્યોન્યની અથડામણમાં એકબીજાને વધારે દુઃખી કરવા લાગ્યા.[૬૦] તેમનાં શરીરોમાંથી રુધિરબિંદુઓ ટપકતાં હતાં તથા તેમનાં આયુધો અને જીવિતો લગભગ નાશ પામ્યાં હતાં. આ રીતે મદ્રરાજ શલ્ય મરાયો, એટલે તેનો નાનો ભાઈ પોતાના મરણ પામેલા ભાઈનું સન્માન જાળવવા માટે યુધિષ્ઠિર સામે યુદ્ધ કરવા ચઢી આવ્યો. એ ભાઈ તરણ હતો, સર્વ ગુણોથી પોતાના મોટા ભાઈની બરાબરીનો હતો, મહારથી હતો અને યુદ્ધમાં મદવાળો હતો. તે પુરુષશ્રેષ્ઠ અનેક નારાચ બાણોનો મારો ચલાવી યુધિષ્ઠિરને ઝડપથી વીંધી નાખવા લાગ્યો. તે જ વખતે ધર્મરાજાએ પણ છ બાણો મારીને તેને વીંધી નાખ્યો તથા બે ક્ષુરજાતિનાં બાણો મારી તેના ધનુષ્યના તેમ જ ધ્વજના કટકા કરી નાખ્યા. પછી અતિશય દૃઢ અને તીક્ષ્ણ એવું ભલ્લજાતિનું એક જ લાલ બાણ મારીને તેમણે સન્મુખ ઊભેલા તે યોદ્ધાના મસ્તકને કાપી નાખ્યું, એટલે તે મસ્તક પુણ્યનો ક્ષય થતાં સ્વર્ગમાંથી પડેલા જ્યોતિષની પેઠે રથ પરથી પૃથ્વી પર પડતું દેખાયું. પછી તેની પાછળ જ કપાઈ ગયેલા મસ્તકવાળું તેનું ધડ સર્વાંગે લોહીલુહાણ થઈ રથ પરથી ગબડી પડ્યું, તે જોઈને સૈન્યમાં ભંગાણ પડ્યું. મદ્રરાજાનો તે નાનો ભાઈ વિચિત્રકવચ રણમાં હણાયો, એટલે સર્વ કૌરવો હાહાકાર કરતા કરતા પલાયન કરી જવા લાગ્યા. આમ હે રાજા ! શલ્યના નાનાભાઈને મરણ પામેલો જોઈ તમારા યોદ્ધાઓએ જીવવાની આશા છોડી દીધી અને પાંડવો તરફથી ત્રાસ પામીને તેઓ ધૂળધાણી થઈ ગયા. હે ભરતશ્રેષ્ઠ! આ પ્રમાણે કૌરવોમાં ભંગાણ પડ્યું, ત્યારે શિનિપુત્ર સાત્યકિ બાણોની વૃષ્ટિ કરતો કરતો તેમના પર ચઢાઈ કરી ગયો. હે રાજન્! મહાધનુર્ધર અને રણમાં દુઃસહ એવા દુરાધર્ષ સાત્યકિને ચઢી આવતો જોઈ કૃતવર્માએ નિર્ભયની પેઠે તેની સામે સત્વર હુમલો કર્યો. કૃતવર્મા અને સાત્યકિ એ બન્ને વીરપુરુષો યદુવંશમાં ઉત્પન્ન થયેલા હતા, તેમના રથમાં સુંદર ઘોડાઓ જોડેલા હતા અને તે બન્ને જણા બલોત્કટ બે સિંહોની પેઠે યુદ્ધ કરવા ભેટ્યા હતા. પછી તેમણે ચળકતી કાંતિવાળાં બાણોનો મારો ચલાવી પરસ્પરને ઢાંકી દેવા માંડ્યા.[૬૧–૭૨] સૂર્ય સમાન તેજસ્વી અને યાદવોમાં સિંહ સરખા તે બન્ને મહાપુરુષો સૂર્યનાં કિરણોની પેઠે પ્રકાશી રહેલાં બાણો વડે અન્યોન્યને ઢાંકી દેતા હતા અને યુદ્ધ કરતા હતા. તે વખતે તેમનાં ધનુષ્યોના માર્ગમાંથી બળપૂર્વક નીકળી રહેલાં શીઘ્ર ગતિવાળાં બાણો આકાશમાં ઊડી રહેલાં પતંગિયાંની પેઠે અમારા જોવામાં આવતાં હતાં. પછી કૃતવર્માએ દશ બાણોથી સાત્યકિને વીંધી નાખ્યો, ત્રણ બાણોથી તેના ઘોડાઓને ઘાયલ કર્યા અને નમેલા પર્વવાળા એક બાણથી તેના ધનુષ્યને કાપી નાખ્યું. તે કપાયેલા ધનુષ્યને ફેંકી દઈને શિનિકુલભૂષણ સાત્યકિએ પણ તુરત જ અતિ વેગવાન બીજું એક ધનુષ્ય ગ્રહણ કર્યું. તે મહાન ધનુષ્ય હાથમાં લઈને

સર્વ ધનુર્ધારીઓમાં શ્રેષ્ઠ એવા તે સાત્યકિએ કૃતવર્માની છાતીમાં દશ બાણો માર્યાં. વળી તેણે બરાબર તાકીને મારેલાં ભલ્લજાતિનાં બાણોથી તેના રથને, ઝૂંસરીને તથા ઈસને કાપી નાખ્યાં તેમ જ તરત તેના ઘોડાઓને, પૃષ્ઠરક્ષકને તથા સારથિને ઠાર કર્યા. હે રાજા! આ રીતે કૃતવર્મા રથરહિત થઈ ગયો, તે જોઈ વીર્યવાન કૃપાચાર્ય તુરત જ તેને પોતાના રથમાં બેસાડી દઈ રણમાંથી દૂર લઈ ગયા. એ રીતે હે રાજન્! શલ્ય માર્યો ગયો અને કૃતવર્મા રથ વિનાનો થઈ પડ્યો, એટલે વળી પાછું દુર્યોધનનું સર્વ સૈન્ય અવળું મુખ કરીને રણમાંથી નાઠું. પરંતુ તે સૈન્યનો ઘણોખરો સંહાર વળી રહ્યો હતો અને તે રણમાંથી નાઠું ત્યારે ઊડી રહેલા ધૂળના ગોટેગોટથી સર્વ રણપ્રદેશ છેક છવાઈ ગયો હતો. આથી શત્રુઓ સૈન્યોની તે નાસભાગને જાણી શક્યા નહિ. પછી હે પુરુષશ્રેષ્ઠ! એક મુહૂર્ત જેટલો સમય વીતી ગયો, એટલે તે ઊડેલી રજ રુધિરના અનેક છંટકાવોને લીધે શાંત પડી ગયેલી જોવામાં આવી. ત્યાં દુર્યોધનના જોવામાં આવ્યું કે, પોતાના સૈન્યમાં પોતાની પાસે જ મોટું ભંગાણ પડ્યું છે.[૭૩–૮૨] આમ છતાં દુર્યોધને રથમાં બેસીને ચડી આવેલા સર્વ પાંડવોને, ધૃષ્ટદ્યુમ્નને તથા દુરાધર્ષ આનર્ત રાજાને તીક્ષ્ણ બાણો મારીને આગળ વધતા અટકાવ્યા; એટલે મનુષ્યો જેમ આવી પહોંચેલા કાળનું ઉલ્લંઘન કરી શકતા નથી, તેમ શત્રુપક્ષના યોદ્ધાઓ પણ તે દુર્યોધનનું ઉલ્લંઘન કરી શક્યા નહિ.[૮૩,૮૪] તેવામાં કૃતવર્મા પણ બીજા રથમાં બેસીને યુદ્ધ કરવા માટે પાછો ફર્યો. પછી મહારથી યુધિષ્ઠિરરાજાએ ઘણી ઝડપથી ચાર બાણો માર્યાં અને કૃતવર્માના ઘોડાઓને મારી નાખ્યા. વળી તેમણે અતિ તેજદાર છ ભલ્લબાણો મૂકીને કૃપાચાર્યને પણ વીંધી નાખ્યા.[૮૫,૮૬] આમ યુધિષ્ઠિરરાજાએ ઘોડાઓનો નાશ કરી કૃતવર્માને રથરહિત કરી દીધા, એટલે તેમને અશ્વત્થામા પોતાના રથમાં બેસાડી દઈ યુધિષ્ઠિર પાસેથી દૂર લઈ ગયા.[૮૭] પછી કૃપાચાર્યે યુધિષ્ઠિરને છ બાણો માર્યાં તથા આઠ તીક્ષ્ણ બાણો મારીને તેમના ઘોડાઓને વીંધી નાખ્યા.[૮૮] આમ હે મહારાજ! તમારા તથા તમારા પુત્રના દુષ્ટ વિચારોને પરિણામે કર્ણના મરણ પછી બાકીનું યુદ્ધ થયું હતું. કુરુકુલભૂષણ રાજા યુધિષ્ઠિરે મહાધનુર્ધર રાજા શલ્યને જ્યારે મારી નાખ્યો, ત્યારે એકત્ર થયેલા સર્વ પાંડવો પરમ હર્ષપૂર્વક શંખો વગાડવા લાગ્યા. વૃત્રાસુરના વધ સમયે દેવો જેમ ઇંદ્રની પ્રશંસા કરતા હતા, તેમ શલ્યને રણમાં મરણ પામેલો જોઈ સૌ પાંડવો યુધિષ્ઠિરરાજાની પ્રશંસા કરવા લાગ્યા. ત્યાં તેઓ એકસાથે અનેક જાતનાં વાદિત્રો વગાડીને પૃથ્વીને ગજાવી મૂકવા લાગ્યા.[૮૯–૯૧]

ઇતિ શ્રીમહાભારતમાં શલ્યપર્વાંતર્ગત શલ્યાભિષેકપર્વમાં 'શલ્યનો વધ' નામનો અધ્યાય ૧૭ મો સમાપ્ત

## અધ્યાય ૧૮મો

### પાંડવોએ વર્તાવેલો ત્રાસ

॥ સંજય ઉવાચ ॥

शल्येऽथ निहते राजन् मद्रराजपदानुगाः ।
रथाः सप्तशता वीरा निर्ययुर्महतो बलात् ॥ १ ॥

સંજય બોલ્યો : હે રાજા ધૃતરાષ્ટ્ર! શલ્ય હણાયો, એટલે તેના અનુયાયી એવા સાતસો વીર રથીયોદ્ધાઓ ઘણા જુસ્સાથી યુદ્ધ કરવા નીકળી પડ્યા. એ સમયે જેના ઉપર છત્ર ધરવામાં આવ્યું હતું, જેની ચોપાસ ચામરો ઢોળવામાં આવતાં હતાં, જે મોટા પર્વત સરખા હાથી ઉપર બેઠો હતો, તે દુર્યોધનરાજા રણમાં નીકળી પડેલા મદ્રયોદ્ધાઓને 'તમારે પાંડવો સામે યુદ્ધ કરવા જવું નહિ' એમ કહીને વારંવાર અટકાવવા લાગ્યો.

છતાં પણ તે વીર યોદ્ધાઓ યુધિષ્ઠિરને મારી નાખવાની ઇચ્છાથી પાંડવોના સૈન્યમાં દાખલ થયા. હે મહારાજા ! યુદ્ધ કરવાને નિશ્ચયી બનેલા તે શૂરા યોદ્ધાઓ ધનુષ્યોનો મહાન ટંકાર કરીને પાંડવો સાથે યુદ્ધ કરવા લાગ્યા. તે સમયે અર્જુને સાંભળ્યું કે મદ્રરાજ શલ્ય હણાયો છે અને તેના પ્રિયમાં રહેલા મદ્ર મહારથીઓ ધર્મરાજને પીડી રહ્યા છે. આથી તે પૃથાનંદન પોતાના ગાંડીવધનુષ્યનો ટંકાર કરતો તથા રથના ધડધડાટથી સર્વ દિશાઓને ગજાવી મૂકતો રણમાં યુધિષ્ઠિરની પાસે આવી પહોંચ્યો. ત્યાં અર્જુન, ભીમસેન, નકુલ, સહદેવ, પુરુષવ્યાઘ્ર સાત્યકિ, દ્રૌપદીના સર્વ પુત્રો, ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી અને બીજા પાંચાલ તથા સોમક રાજાઓ યુધિષ્ઠિરને રક્ષવા માટે તેમને ચોતરફથી વીંટાઈ વળ્યા. મગરમચ્છો જેમ મહાસાગરને ખળભળાવી મૂકે તથા મહાપ્રચંડ વાયુઓ જેમ વૃક્ષોને કંપાવી દે, તેમ ચોપાસ વીંટળાઈ વળેલા તે સર્વ પાંડવ મહાપુરુષો તમારી સેનાને ખળભળાવી દેવા લાગ્યા અને તમારા પુત્રોને કંપાવી દેવા લાગ્યા.[૧-૧૦] હે રાજન્! પૂર્વ તરફનો વાયુ જેમ મહાનદી ગંગાને હાલકડોલક કરી મૂકે, તેમ બીજી તરફથી મદ્રયોદ્ધાઓ પણ પાંડવોની સેનાને હાલકડોલક કરી મૂકવા લાગ્યા.[૧૧] તે મહારથી મહાત્માઓ પાંડવોની મહાન સેનાનું ઉલ્લંઘન કરી ગયા અને મોટી બૂમો પાડીને કહેવા લાગ્યા કે, 'પેલો રાજા યુધિષ્ઠિર ક્યાં છે? તેના શૂરવીર ભાઈઓ કેમ દેખાતા નથી? અને પેલો ધૃષ્ટદ્યુમ્ન, સાત્યકિ, દ્રૌપદીના સર્વ પુત્રો, મહાપરાક્રમી પાંચાલો તથા મહારથી શિખંડી ક્યાં છે?' ત્યારે દ્રૌપદીના મહારથી પુત્રોએ તથા સાત્યકિએ મદ્રરાજના આશ્રી બૂમો પાડી રહેલા તે શૂરા અનુયાયીઓનો સંહાર કરવા માંડ્યો. એ વેળા શત્રુઓએ મારી નાખેલા તમારા યોદ્ધાઓના રથોનાં પૈડાંઓ તથા મોટી મોટી ધજાઓ રણમાં છિન્નભિન્ન થઈને પડેલી જોવામાં આવતી હતી. હે રાજન્! તમારા પુત્રે વેગથી અટકાવ્યા છતાં તે યોદ્ધાઓ પાંડવોને યુદ્ધમાં ઊભેલા જોઈને ચોતરફથી તેમની સામે જ ધસ્યા જતા હતા. હે ભારત! દુર્યોધને તે વીર પુરુષોને ઘણા ઘણા વાર્યા અને ખૂબ શાંત પાડ્યા તોપણ તે મહારથીઓએ દુર્યોધનની આજ્ઞા માની જ નહિ. પછી હે મહારાજ! સમયને યોગ્ય વચન બોલનારો ગાંધારરાજાનો પુત્ર શકુનિ દુર્યોધનને આ પ્રમાણે કહેવા લાગ્યો : 'હે ભારત! આપણા બધાના દેખતાં આ મદ્રયોદ્ધાઓના સૈન્યનો સંહાર થાય, તે શું ઠીક કહેવાય? તમે અહીં ઊભા છો, છતાં આમ થાય તે યોગ્ય નથી. આપણે બધાએ આજે પ્રથમ જ ઠરાવ કર્યો છે કે, આપણે બધાએ સાથે રહીને જ યુદ્ધ કરવું.[૧૨-૨૦] છતાં હે રાજા! તમે આપણા સૈનિકોને સંહારી રહેલા શત્રુઓને કેમ સહન કરો છો?'

દુર્યોધન બોલ્યો : મેં તેમને પ્રથમ જ વાર્યા હતા, છતાં તેમણે મારું વચન માન્યું નહિ.[૨૧] તેઓ તો પાંડવોની સેના સામે યુદ્ધ કરવા ગયા, તેથી તેમનો વિનાશ થઈ રહ્યો છે.

શકુનિ બોલ્યો : સામાન્ય રીતે રણમાં અમર્ષમાં આવી ગયેલા વીર યોદ્ધાઓ ઘણીવાર પોતાના સ્વામીની આજ્ઞામાં રહેતા નથી.[૨૨] માટે તમારે તેમના પર ક્રોધ ન કરવો જોઈએ, તેમ આ સમય તેમની ઉપેક્ષા કરવાનો પણ નથી. હે રાજા! આપણે બધા એકઠા થઈએ અને ઘોડા, રથો તથા હાથીઓને સાથે લઈ મહાધનુર્ધર મદ્રરાજાના અનુચરોનું રક્ષણ કરવા જઈએ. મહાન પ્રયત્ન કરીને પણ આપણે અન્યોન્યનું રક્ષણ કરીશું.'[૨૩।૨૪] આવો વિચાર કરીને તે સર્વ મહારથીઓએ જે સ્થળે મદ્રયોદ્ધાઓ લડી રહ્યા હતા તે તરફ પ્રયાણ કર્યું.[૨૫]

સંજય બોલ્યો : શકુનિના તે કથન પરથી રાજા દુર્યોધન મહાન સૈન્યથી વીંટાઈને સિંહનાદથી જાણે પૃથ્વીને કંપાવી દેતો હોય, તેમ શત્રુઓ સામે ચઢી ગયો. હે ભારત ! તે સમયે તમારા સૈન્યમાં 'મારો, વીંધી નાખો, પકડો, પ્રહાર કરો, કાપી નાખો' વગેરે તુમુલ શબ્દો સંભળાવા લાગ્યા. ત્યારે પાંડવોએ પણ મધ્યમ નામનો વ્યૂહ રચ્યો અને તેઓ એકઠા ચઢી આવેલા મદ્રયોદ્ધાઓને જોઈને સામે ચઢાઈ કરી ગયા. ત્યાં હે રાજા ! એક મુહૂર્ત જેટલા સમયમાં તો હાથોહાથનું યુદ્ધ ચાલુ થયું અને મદ્રરાજાના સર્વ સૈનિકો રણમાં મરણ પામેલા દેખાયા. અમે બધા તેમને સહાય કરવા માટે ત્યાં ગયા, તેટલામાં તો મદ્રરાજાના બળવાન સૈનિકો લગભગ મરણ પામ્યા હતા અને શત્રુઓ એકઠા મળીને હર્ષની કિકિયારીઓ કરી રહ્યા હતા. સર્વ સ્થળે મસ્તકો વિનાનાં ધડો ઊભાં થયેલાં જોવામાં આવતાં હતાં. સૂર્યના મંડળમાંથી ખરતી મહાન ઉલ્કાઓ દષ્ટિએ પડતી હતી અને સમગ્ર રણભૂમિ ભાંગી પડેલા રથો, ઝૂંસરાં, ધરીઓ, મરણ પામેલા મહારથીઓ તથા પડી રહેલા ઘોડાઓથી છવાઈ ગઈ હતી. *એ રણાંગણમાં વાયુ સમાન વેગવાળા ઘોડાઓની* ખાંધ પર ઝૂંસરાં વળગી રહ્યાં હતાં અને તેઓ દોડાદોડી કરી રહ્યા હતા. જ્યાંત્યાં એ પ્રદેશમાં મરણ પામેલા યોદ્ધાઓ નજરે પડતા હતા. હે મહારાજ ! કેટલાએક ઘોડાઓ તો ભાંગી ગયેલાં પૈડાંવાળા રથોને રણમાં ઘસડી જતા હતા અને કેટલાએક ઘોડાઓ કપાઈ ગયેલા રથોના અર્ધભાગને જ લઈને દશે દિશાઓમાં દોડધમાલ કરી રહ્યા હતા. વળી કેટલાએક ઘોડાઓ વળગી રહેલાં ચોકડાંઓની સાથે ઠેકઠેકાણે દોડતા દેખાતા હતા.[૨૬–૩૪] ત્યાં અનેક નરોત્તમ રથીયોદ્ધાઓ પુણ્યના ક્ષયકાળે આકાશમાંથી પડતા સિદ્ધગણોની પેઠે રણાંગણમાં પડતા દેખાતા હતા.[૩૫] આમ જ્યારે મદ્રરાજાના શૂરા સૈનિકો મરણ પામ્યા, ત્યારે વિજય મેળવવાની ઇચ્છાથી સચોટ પ્રહાર કરી રહેલા પાંડવ મહારથીઓ અમને ચઢી આવતા જોઈને વેગપૂર્વક અમારી સામે ચડી આવ્યા. અચૂક નિશાન પાડનારા તે યોદ્ધાઓએ અમારી સામે આવીને બાણોના સણસણાટો તથા શંખોના નાદો કર્યા અને તેઓ ધનુષ્યોને ધુણાવતા ધુણાવતા સિંહનાદોની ગર્જનાઓ કરવા લાગ્યા. તે સમયે મદ્રરાજાના મહાન સૈન્યને મરણ પામેલું જોઈને તથા શૂરવીર મદ્રરાજને રણમાં પાડી નાખવામાં આવેલો જોઈને દુર્યોધનનું સર્વ સૈન્ય ફરી રણવિમુખ થઈ ગયું. હે મહારાજ ! વિજયી બનેલા પાંડવોએ જ્યારે મજબૂત ધનુષ્યો હાથમાં લઈને બાણોનો મારો ચલાવવા માંડ્યો, ત્યારે તે સૈન્ય ભ્રમ અને ગભરાટમાં પડી જઈને દિશાઓમાં ભાગી ગયું.[૩૬–૪૦]

ઇતિ શ્રીમહાભારતમાં શલ્યપર્વાંતર્ગત શલ્યાભિષેકપર્વમાં 'સંકુલ યુદ્ધ' નામનો અધ્યાય ૧૮ મો સમાપ્ત

# अध्याय १९ मो

## સંકુલ યુદ્ધ

॥ संजय उवाच ॥

**पातिते युधि दुर्धर्षे मद्रराजे महारथे ।**
**तावकास्तव पुत्राश्च प्रायशो विमुखाऽभवन् ॥ १ ॥**

સંજય બોલ્યો : હે ધૃતરાષ્ટ્ર રાજા ! એ યુદ્ધમાં દુર્ધર્ષ મહારથી મદ્રરાજને મારી નાખવામાં આવ્યો, તે પછી તમારા સર્વ યોદ્ધાઓ અને તમારા પુત્રો લગભગ રણવિમુખ થઈ ગયા હતા.[૧] હે મહારાજ ! જેમ અગાધ, નિરાધાર અને અપાર મહાસાગરમાં નૌકા ભાંગી પડે અને વહાણવટીઓ પાર જવાની ઇચ્છા કરે, તેમ મહાત્મા યુધિષ્ઠિરે શૂરવીર મદ્રરાજને મારી નાખ્યો અને ત્રાસ પામી ગયેલા તથા બાણોના પ્રહારોથી ઘાયલ થઈ ગયેલા સર્વ

કૌરવો એ યુદ્ધસમુદ્રના પારને પામવાની ઇચ્છા કરવા લાગ્યા. સિંહથી ભયભીત થયેલા મૃગો જેમ પોતાના રક્ષકની ઇચ્છા કરે અથવા ભાંગી ગયેલાં શિંગડાંવાળા બળદો અને કપાઈ પડેલા દંતૂશળોવાળા હાથીઓ પોતાના રક્ષકની ઇચ્છા કરે, તેમ અનાથ થઈ ગયેલા કૌરવો પોતાના રક્ષકની ઇચ્છા કરવા લાગ્યા.[૨,૩] પછી હે રાજન્! મધ્યપોરે અમે બધા યુધિષ્ઠિરથી પરાજય પામીને રણમાંથી પાછા ફર્યા. તે વેળા શલ્યનું મરણ થવાથી કોઈ યોદ્ધાને તૂટી ગયેલી હરોળવાળા પોતાના સૈન્યને સાંધવાની કે પરાક્રમ કરવાની બુદ્ધિ સૂઝી ન હતી. હે ભારત! ભીષ્મ, દ્રોણ અને કર્ણના મરણ પછી તમારા યોદ્ધાઓને જે દુઃખ થયું હતું તે જ દુઃખ અને ભય ફરી શલ્યના મરણ પછી પણ અમને બધાને થયું હતું.[૪-૬] મહારથી શલ્યના મરણથી સર્વ સૈનિકો વિજય મેળવવામાં છેક નિરાશ થઈ ગયા હતા. જેમના વીર આગેવાનો માર્યા ગયા હતા તેમ જ જેઓ તીક્ષ્ણ બાણોના પ્રહારોથી શરીરે છિન્નભિન્ન અને વિધ્વસ્ત થઈ ગયા હતા, એવા તે સર્વ સૈનિકો ભયના માર્યા રણમાંથી નાસી જતા હતા. હે રાજન્! કેટલાએક ઘોડાઓ પર સવાર થઈને, કેટલાએક હાથીઓ પર ચઢી બેસીને, કેટલાએક રથો દોડાવી જઈને તથા કેટલાએક પગપાળા થઈને વેગપૂર્વક રણમાંથી પલાયન કરી જતા હતા. વળી સચોટ પ્રહાર કરનારા બે હજાર હાથીસવારો પોતાના પર્વત સરખા મોટા હાથીઓને પગના અંગૂઠાના તથા અંકુશના પ્રહારથી હાંકી જઈ યુદ્ધમાંથી નાસી ગયા. હે ભરતશ્રેષ્ઠ! તમારા યોદ્ધાઓ બાણોના પ્રહારોથી ઘાયલ થઈ જઈને રણમાંથી એટલી બધી દોડાદોડી કરીને દિશાઓમાં નાસી જતા હતા કે, અમે તેમને અત્યંત હાંફી રહેલા જોયા હતા. આ રીતે કૌરવોમાં ભંગાણ પડ્યું હતું અને પરાજિત થઈને તેઓ ઉત્સાહરહિત થઈ ગયા હતા. તે જોઈને વિજયની ઇચ્છાવાળા પાંચાલો અને પાંડવો તેમની સામે ચઢાઈ કરી ગયા; એટલે તે રણભૂમિ પર ફરીને બાણોના સણસણાટો, પુષ્કળ સિંહનાદો તથા શૂરાઓના શંખોનો દારુણ ધ્વનિ સંભળાવા લાગ્યો. તે સમયે કૌરવોના સૈન્યને ભયભીત થઈને નાસતું જોઈને પાંચાલો તથા પાંડવો માંહોમાંહે આવી વાત કરવા લાગ્યા: 'સત્યનિષ્ઠ તથા ધૈર્યવાન રાજા યુધિષ્ઠિરના સર્વ શત્રુઓ આજે વિનાશ પામી ગયા છે.[૭-૧૪] હવે દુર્યોધન પ્રદીપ્ત રાજ્યલક્ષ્મીથી ભ્રષ્ટ થયો છે. આજે રાજા ધૃતરાષ્ટ્ર પોતાના પુત્રને મરણ પામેલો સાંભળી વિહ્વળ થઈને આસન પરથી પૃથ્વી પર પછડાઈ પડશે અને મૂર્ચ્છાવશ થઈ જશે. દુષ્ટ બુદ્ધિવાળા રાજા ધૃતરાષ્ટ્રને જાણવામાં આવશે કે, કુંતાનો પુત્ર રાજા યુધિષ્ઠિર સર્વ ધનુર્ધારીઓમાં શ્રેષ્ઠ છે; અને આજે જ તે પાપી રાજા પોતાની જાતની નિંદા કરશે. વિદુરે જે સત્ય અને હિતકારક વચનો કહ્યાં હતાં તેનું આજે તે સ્મરણ કરશે.[૧૫-૧૭] આજથી આરંભી તે ધૃતરાષ્ટ્રરાજા યુધિષ્ઠિરરાજાના એક દાસની પેઠે વર્તશે. વળી પાંડવોએ પૂર્વકાળમાં જે જે દુઃખો ભોગવ્યાં છે, તેમનું રાજા ધૃતરાષ્ટ્રને હવે જ ભાન આવશે.[૧૮] આજે ધૃતરાષ્ટ્ર રાજાને શ્રીકૃષ્ણનું માહાત્મ્ય જાણવામાં આવશે, અર્જુનના ધનુષ્યનો ટંકાર યુદ્ધમાં ઘણો જ ભયંકર છે તેની પણ તેને આજે જ જાણ થશે.[૧૯] વળી તે તેના અસ્ત્રબળને તથા બાહુબળને પણ આજેજ જાણશે. ઇંદ્રે જેમ બળ દૈત્યનો યુદ્ધમાં વધ કર્યો હતો, તેમ ભીમસેન આજે જ્યારે દુર્યોધનનો વધ કરશે, ત્યારે મહાત્મા ભીમસેનના ઘોર બળનું પણ ધૃતરાષ્ટ્રરાજાને જ્ઞાન થશે. દુઃશાસનના વધ સમયે ભીમસેને જે પરાક્રમ કરી દેખાડ્યું છે, તે પરાક્રમ મહાબળવાન ભીમસેન સિવાય આ લોકમાં બીજો કોઈ કરી શકે તેમ

નથી. વળી જે મદ્રરાજ દેવોને પણ અતિદુઃસહ હતો, તેને આજ યુધિષ્ઠિરે મારી નાખ્યો છે તે સાંભળી આજે જ ધૃતરાષ્ટ્રરાજા પાંડવોમાં સૌથી મોટા એ યુધિષ્ઠિરરાજના પરાક્રમને પણ જાણશે. વળી વીર શકુનિ તથા બીજા સર્વ મહાવીરો આજના સંગ્રામમાં જ્યારે મરણ પામશે, ત્યારે રાજા ધૃતરાષ્ટ્રને જ્ઞાન થશે કે, માદ્રીના બન્ને પુત્રો પણ અતિ દુઃસહ છે. અરે, પણ જે પક્ષમાં અર્જુન, સાત્યકિ, ભીમસેન, ધૃષ્ટદ્યુમ્ન, દ્રૌપદીના પુત્રો, નકુલ, સહદેવ, મહાધનુર્ધર શિખંડી તથા રાજા યુધિષ્ઠિર યુદ્ધ કરનારા છે, તે પક્ષનો વિજય કેમ ન થાય? તેમ જ પૃથ્વીના નાથ જનાર્દન શ્રીકૃષ્ણ જે પાંડવોના રક્ષક છે તથા જેમને ધર્મનો આશ્રય છે, તે પાંડવોનો વિજય કેમ ન થાય? ભીષ્મ, દ્રોણ, કર્ણ, શલ્ય તથા તે ઉપરાંત બીજા સેંકડો ને હજારો વીર રાજાઓને પાંડવ યુધિષ્ઠિર સિવાય બીજો કયો પુરુષ રણમાં જીતવા સમર્થ છે?[૨૦–૨૮] સત્ય અને યશના નિધિરૂપ શ્રીકૃષ્ણ તો એ યુધિષ્ઠિરના રક્ષક છે.' આમ વાતો કરતા કરતા તે પાંચાલો અને પાંડવો મહાહર્ષપૂર્વક તમારા નાસી જતા યોદ્ધાઓની પાછળ પડ્યા. ત્યારે વીર્યવાન અર્જુન રથસૈન્યની સામે ચઢાઈ કરી ગયો.[૨૯] ત્યાં નકુલ, સહદેવ અને મહારથી સાત્યકિ શકુનિ સામા ધસી ગયા. આ સમયે ભીમસેનના ભયથી વિહ્વળ થઈને પોતાના સૈનિકો નાસભાગ કરી રહ્યા હતા તે જોઈને દુર્યોધન પોતાના સારથિને કહેવા લાગ્યો: 'હે સારથિ! ધનુષ્ય ધારણ કરીને હું જો રણના મોખરામાં ઊભો રહીશ, તો અર્જુન મારો પરાજય કરી શકશે; માટે આપણા ઘોડાઓને તું સર્વ સૈન્યોના પાછળના ભાગમાં હાંક; કારણ કે જો હું સૈન્યોની પાછળ રહીને યુદ્ધ કરીશ તો મહાસાગર જેમ કિનારાનું ઉલ્લંઘન કરી શકતો નથી, તેમ અર્જુન મારો પરાજય કરવા ઉત્સાહ ધરી શકશે નહિ. હે સૂત! એ આપણા મહાન સૈન્યની સામે પાંડવોએ કેવો ધસારો કર્યો છે! જો, તેની ચોતરફ ધૂળના કેવા ગોટેગોટ ઊડી રહ્યા છે! વળી સાંભળ. તે સ્થળે અનેક ઘોર અને ભયંકર સિંહનાદો સંભળાય છે. માટે ચાલ, તું મને સૈન્યોના પાછળના ભાગમાં રક્ષણ કરવા માટે લઈ જા. હું જેવો રણમાં જઈને ઊભો રહીશ કે તુરત જ મારું સૈન્ય એકદમ જુસ્સામાં આવી જઈ યુદ્ધ કરવા પાછું ફરશે.' તમારા પુત્રનું શૂરવીર અને આર્ય પુરુષને ઘટે તેવું તે વચન સાંભળી સારથિએ સોનેરી ભરતકામવાળી ઝૂલોથી ઢંકાયેલા તેના ઘોડાઓને રણમાં આગળ હાંક્યા. એટલે તુરત જ દુર્યોધનના કહેવા પ્રમાણે હાથી, ઘોડા અને રથો વિનાના એકવીસ હજાર પગપાળા યોદ્ધાઓ રણમાં આવીને ઊભા રહ્યા. આ સર્વ યોદ્ધાઓ જુદા જુદા દેશોમાં ઉત્પન્ન થયેલા હતા તથા ભિન્નભિન્ન નગરોમાં વસનારા હતા.[૩૦–૩૯] તેઓ બધા મહાન યશને મેળવવાની ઇચ્છાથી યુદ્ધ કરવા હાજર થયા હતા. પરસ્પર હર્ષાવેશમાં આવી ગયેલા તે યોદ્ધાઓ જ્યારે ધસી જતા હતા, ત્યારે તે સ્થળે ઘોર દેખાવનો મહાભયંકર ખળભળાટ મચી રહ્યો હતો. ત્યારે હે રાજન્! ભીમસેન તથા ધૃષ્ટદ્યુમ્ન ચતુરંગી સૈન્યને સાથે લઈ જુદા જુદા દેશના તે યોદ્ધાઓને અટકાવવા લાગ્યા અને તે પાળાઓ પણ વીરલોકમાં જવાની ઇચ્છાથી એકદમ હર્ષપૂર્વક સિંહનાદો તથા બાહુસ્ફોટના શબ્દો કરીને ભીમસેન સામા જ યુદ્ધ કરવા ચઢી આવ્યા. આમ તે યુદ્ધદુર્મદ યોદ્ધાઓ અતિઆવેશપૂર્વક ભીમસેન સામા જઈ પહોંચ્યા અને બીજી કોઈ જાતની વાત નહિ કરતાં ઉપરાઉપરી ગર્જનાઓ કરવા લાગ્યા તથા ચોતરફથી મારો ચલાવી ભીમસેનને ઘેરી લેવા લાગ્યા.[૪૦–૪૪] એ વેળા ભીમસેન સર્વ તરફ પાળાઓની ટુકડીઓથી ઘેરાઈ ગયો હતો અને

માર ખાતો હતો, તોપણ મૈનાક પર્વતની પેઠે પોતાના સ્થાન પરથી બિલકુલ ચલાયમાન થયો નહોતો.[૪૫] હે મહારાજ! ક્રોધાયમાન થયેલા તે યોદ્ધાઓ પણ ભીમસેનના મહાન રથને ઘેરી લઈ ભીમસેનને કેદ પકડવા તૈયાર થઈ ગયા અને તેના રક્ષક યોદ્ધાઓને આગળ વધતા અટકાવવા લાગ્યા. હવે શત્રુઓને આમ ચોતરફથી ચઢી આવેલા જોઈને ભીમસેન કોપી ઊઠ્યો. સુવર્ણથી મઢેલી મહાન ગદા હાથમાં લઈને તે એકદમ રથ પરથી નીચે ઊતરી પડ્યો અને પગપાળો યુદ્ધ કરવા સજ્જ થઈ દંડધારી કાળની પેઠે તમારા યોદ્ધાઓનો સંહાર કરવા લાગી પડ્યો. ત્યાં નરસિંહ ભીમસેને રથ-ઘોડા વિનાના તે એકવીસ હજાર પાળાઓનો વિનાશ કરી નાખ્યો.[૪૬-૪૯] આમ સત્યપરાક્રમી તે ભીમસેન પાયદળ સૈન્યોનો સંહાર કરીને તુરત જ ધૃષ્ટદ્યુમ્નને આગળ કરી રણના મોખરામાં ફરી દેખાયો.[૫૦] આ રીતે અનેક જાતનાં શસ્ત્રોથી સજ્જ થયેલા, તરેહતરેહનાં કુંડળોને ધારણ કરનારા તથા અનેક દેશોમાંથી આવેલા તે અનેક જાતિના પગપાળા યોદ્ધાઓ શરીરે લોહીલુહાણ થઈ ગયા. તેઓ વાયુના આઘાતથી ભાંગી પડેલાં પુષ્પ ભરેલાં કરેણનાં વૃક્ષોની પેઠે મરણ પામીને રણભૂમિ પર સૂઈ ગયા. પતાકાઓ તથા ધજાઓથી છવાઈ ગયેલું તે મહાન પાયદળ સૈન્ય જ્યારે કપાઈને પૃથ્વી પર પડ્યું, ત્યારે તેનું સ્વરૂપ મહાભયંકર, રૌદ્ર અને ઘોર દેખાતું હતું. બીજી તરફ યુધિષ્ઠિર આદિ મહારથીઓ સૈન્યોને સાથે લઈ તમારા વીરશ્રેષ્ઠ પુત્ર દુર્યોધનની સામા દોડી ગયા હતા. તમારા મહાધનુર્ધર યોદ્ધાઓને રણમાંથી નાસી ગયેલા જોઈને તે સર્વ મહારથીઓએ દુર્યોધન સામે ચઢાઈ તો કરી; પરંતુ કિનારો જેમ સમુદ્રનું ઉલ્લંઘન કરી શકે નહિ, તેમ તે પાંડવયોદ્ધાઓ તમારા પુત્રનું ઉલ્લંઘન કરી શક્યા નહિ.[૫૧-૫૫] એ વેળા તમારા પુત્રનું પરાક્રમ અમને ઘણું અદ્ભુત દેખાયું હતું; કારણ કે તે પોતે એકલો હતો છતાં એકત્ર મળેલા પાંડવો તેનું ઉલ્લંઘન કરી શક્યા ન હતા.[૫૬] તેવામાં અત્યંત ઘાયલ થઈ જવાને લીધે બહુ દૂર નહિ નીકળી ગયેલા પોતાના સૈન્યને નાસી જવા તત્પર થયેલું જોઈને દુર્યોધને તેને આ પ્રમાણે કહ્યું:[૫૭] 'હે વીર ક્ષત્રિયો! આ સમગ્ર પૃથ્વી પર અથવા પર્વતો પર તેવો કોઈ પણ પ્રદેશ મારા જોવામાં આવતો નથી, જ્યાં તમે નાસી જાઓ અને પાંડવો તમને ન મારી શકે! તો પછી આમ નાસી જવાથી તમને શો લાભ છે?[૫૮] જુઓ, હવે પાંડવોનું સૈન્ય અલ્પ રહ્યું છે તથા કૃષ્ણ અને અર્જુન પણ અત્યંત ઘાયલ થઈ ગયા છે, માટે આપણે બધા જો એકત્ર થઈને અહીં યુદ્ધ કરવા માટે ઊભા રહીશું તો અવશ્ય આપણો વિજય થશે.[૫૯] છતાં પણ જો તમે કદાચ ભંગાણ પાડીને નાસી જશો તોપણ પાંડવોનો તમે અપરાધ કરેલો હોવાથી તમે તેમના સપાટામાંથી છૂટશો જ નહિ. જરૂર તેઓ તમારી પાછળ પડીને પણ તમને મારી નાખશે; તો રણમાં જ આપણું મૃત્યુ થાય તે શ્રેયસ્કર છે.[૬૦] અહીં એકઠા મળેલા સર્વ ક્ષત્રિયો! સાંભળો. જગતમાં સદાને માટે સામાન્ય નિયમ એવો છે કે, મૃત્યુ શૂરવીરને કે કાયરને અવશ્ય મારી જ નાખે છે.[૬૧] તો પછી કયો ક્ષત્રિય પુરુષ એવો મૂઢ હોય કે તે યુદ્ધ કરે નહિ? આપણે માટે હવે નિશ્ચિત શ્રેયસ્કર એ જ છે કે, ક્રોધાયમાન થયેલા ભીમસેન સામે આપણે અડગ થઈને ઊભા રહેવું.[૬૨] વળી ક્ષાત્રધર્મ તરફ દૃષ્ટિ કરતાં પણ જણાય છે કે, યુદ્ધ કરનારા પુરુષોનું સંગ્રામમાં થયેલું મૃત્યુ સુખજનક થાય છે; તેમ જ મનુષ્યને ઘેર રહીને પણ કોઈક દિવસ અવશ્ય મરવું તો પડે છે

જ. તો પછી ક્ષાત્રધર્મનો આશ્રય કરી યુદ્ધમાં જ કેમ નહિ મરવું જોઈએ? કારણ કે એ મૃત્યુ સનાતન ગણાય છે. વળી યુદ્ધ કરનાર ક્ષત્રિય જો પોતાના શત્રુઓનો વિનાશ કરે છે, તો તેને આ લોકમાં સુખ મળે છે અને તે જો શત્રને હાથે મરણ પામે છે, તો મૂઆ પછી તેને સ્વર્ગાદિ મહાન ફળ મળે છે.[૧૩,૧૪] માટે હે કૌરવો! સ્વર્ગ મેળવવા માટે યુદ્ધધર્મથી બીજો એક પણ અતિ શ્રેયસ્કર માર્ગ નથી અને યુદ્ધમાં મરણ પામેલો પુરુષ તત્કાળ દિવ્ય લોકોને પામી શકે છે.[૧૫] દુર્યોધનનું આ વચન સાંભળી સર્વ રાજાઓએ તેની પ્રશંસા કરી અને તેમણે ફરી આતતાયી પાંડવો સામે હલ્લો કર્યો.[૧૬] પાંડવપક્ષના યોદ્ધાઓએ પણ સૈન્યોને સત્વર વ્યૂહાકારે ગોઠવી દીધાં અને વિજય મેળવવાની ઇચ્છાથી તેઓ અત્યંત ક્રોધપૂર્વક તેમની સામા ધસ્યા.[૧૭] ત્યાં વીર્યવાન અર્જુન ત્રણેય લોકમાં પ્રસિદ્ધ થયેલા પોતાના ગાંડીવ ધનુષ્યનો ટંકાર કરતો કરતો રથમાં બેસીને રણમાં ચઢી આવ્યો. વળી નકુલ, સહદેવ તથા મહાબળવાન સાત્યકિ આ ત્રણ મહારથીઓ પણ બરાબર સાવધાન થઈ વેગ અને હર્ષપૂર્વક તમારા સૈન્ય પર અને શકુનિ પર તૂટી પડ્યા.[૧૮,૧૯]

ઇતિ શ્રીમહાભારતમાં શલ્યપર્વાંતર્ગત શલ્યાભિષેકપર્વમાં 'સંકુલ યુદ્ધ' નામનો અધ્યાય ૧૯ મો સમાપ્ત

## अध्याय २० मो
### શાલ્વનો વધ

॥ संजय उवाच ॥

सन्निवृत्ते जनौघे तु शाल्वो म्लेच्छगणाधिपः ।
ऽभ्यवर्तत संक्रुद्धः पांडवानां महद्‌बलम् ॥ १ ॥

સંજય બોલ્યો : હે ધૃતરાષ્ટ્રરાજા! જ્યારે કૌરવોનું સૈન્ય રણમાંથી નાસી જવા લાગ્યું, ત્યારે મ્લેચ્છ ટુકડીઓનો નાયક શાલ્વરાજા ક્રોધાયમાન થઈને પાંડવોના મહાન સૈન્ય પર ચઢી આવ્યો.[૧] એ વેળા તે શાલ્વરાજા પર્વત સમાન પ્રચંડ શરીરવાળા, ઐરાવત હાથીની તુલના કરનારા, શત્રુઓનાં સૈન્યોનું મર્દન કરી નાખનારા ગર્વિષ્ઠ અને મદમત્ત એવા મહાન હાથી પર બેઠો હતો.[૨] હે રાજન્! તે મહાન હાથી ઉત્તમ જાતિમાં ઉત્પન્ન થયો હતો, નિત્યને માટે દુર્યોધનરાજાનો માનીતો હતો, તેને હસ્તિશિક્ષાના સિદ્ધાંતોને જાણનારા કુશળ મહાવતોએ સારું શિક્ષણ આપીને તૈયાર કર્યો હતો અને યુદ્ધોમાં સદાકાળ તેના પર સવારી કરવામાં આવતી હતી![૩] આવા તે ઉત્તમ જાતિના હાથી પર બેઠેલો મહારાજ શાલ્વ પ્રાતઃકાળે ઉદયાચલ પર્વતના શિખર પર આવેલા સૂર્ય સરખો શોભતો હતો. હે રાજન્! તે રાજા એ હાથી પર સવાર થઈને એકત્ર મળેલા પાંડવો સામે ધસ્યો.[૪] હે રાજન્! તેણે ઇંદ્રના વજ્ર સમાન વેગવાળાં તથા અતિઘોર એવાં સજ્જ કરેલાં બાણો મારીને શત્રુ યોદ્ધાઓને ચીરી નાખવા માંડ્યા અને અનેક યોદ્ધાઓને એ મહારણમાંથી યમલોક તરફ મોકલી દેવા માંડ્યા.[૫] ત્યાં હે રાજા! શાલ્વરાજા પોતાના મહાન હાથી પર બેસીને જ્યારે ઉપરાઉપરી બાણો ફેંકવા મંડ્યો, ત્યારે પૂર્વે દૈત્યોની સેનાના સંહાર સમયે ઐરાવત હાથી પર બેસીને ઇંદ્ર બાણો ફેંકતો હતો ત્યારે બાણને તે ક્યારે લેતો હતો અને ક્યારે સંધાન કરીને છોડતો હતો તે દેવોને કે દૈત્યોને જાણવામાં આવતું ન હતું, તે જ પ્રમાણે એ શાલ્વરાજા પણ ત્યારે બાણોને ક્યારે લેતો હતો અને ક્યારે સંધાન કરીને છોડતો હતો તે પાંડવો કે કૌરવો જાણી શકતા ન હતા તેમ જોઈ શકતા પણ ન હતા.[૬] પરંતુ પાંડવો, સોમકો અને સૃંજયો પોતાની સમીપ ઇંદ્રના હાથીની પેઠે હજારોવાર ચોપાજુ

ઘૂમી રહેલા તેના એકલા હાથીને જ માત્ર જોઈ શકતા હતા.[૭] ત્યાં એક ક્ષણવારમાં તો તે હાથીએ શત્રુઓના સમગ્ર સૈન્યને ઘેરી લીધેલું અને નસાડી મૂકવામાં આવતું દેખાયું. તે સર્વ સૈન્ય એટલું બધું ભયભીત થઈ ગયું કે, પરસ્પરનો સંહાર કરતું સૈન્ય તે વેળા રણમાં ઊભું જ ન રહ્યું. રાજા શાલ્વે જ્યારે પાંડવોની મહાસેનામાં આ રીતે ભંગાણ પાડ્યું, ત્યારે તે સેના હાથીના વેગને સહન નહિ કરીને ચારે ય દિશાઓમાં દોડી ગઈ.[૮,૯] આમ પાંડવોની સેનાને વેગથી નાસી જતી જોઈને તમારા પક્ષના મોટા મોટા યોદ્ધાઓ ચંદ્ર સમાન ઉજ્જ્વળ વર્ણના શંખો વગાડવા લાગ્યા અને શાલ્વરાજાની યુદ્ધમાં પ્રશંસા કરવા લાગ્યા.[૧૦] પરંતુ કૌરવોના તે હર્ષનાદને તથા શંખોના ધ્વનિઓને પાંડવસેનાપતિ પાંચાલપુત્ર ધૃષ્ટદ્યુમ્ન ક્રોધને લીધે સહન કરી શક્યો નહિ.[૧૧] તેથી જંભાસુર અને ઇંદ્રના સમાગમ સમયે જેમ જંભાસુર ઇંદ્રના ઐરાવત હાથી સામે ધસી ગયો હતો, તેમ મહાત્મા ધૃષ્ટદ્યુમ્ન પણ સત્વર વિજય મેળવવા માટે તે હાથી સામે ધસી ગયો.[૧૨] આમ હે રાજા! ધૃષ્ટદ્યુમ્નને એકાએક યુદ્ધ કરવા ચઢી આવતો જોઈ રાજાઓમાં સિંહ સરખા શાલ્વરાજાએ દ્રુપદરાજાના પુત્ર એ ધૃષ્ટદ્યુમ્નનો વધ કરવા માટે એકદમ પોતાના હાથીને તેના તરફ દોડાવ્યો.[૧૩] એટલે ધૃષ્ટદ્યુમ્ને પણ એકાએક પોતાની સામે ધસી આવતા તે હાથીને અગ્નિની પેઠે બળી રહેલાં, સરાણિયાએ ઘસીને તીક્ષ્ણ કરેલાં અને ઉગ્ર વેગવાળાં ત્રણ મોટાં નારાચ બાણો મારીને વીંધી નાખ્યો.[૧૪] વળી મહાત્મા ધૃષ્ટદ્યુમ્ને તે હાથીના ગંડસ્થળમાં પાંચસો નારાચ બાણો માર્યાં, એટલે અત્યંત વીંધાઈ ગયેલો તે હાથી એકદમ પાછો ફરીને રણમાંથી નાસવા લાગ્યો.[૧૫] હાથીને આમ રણમાંથી નાસી જતો જોઈ શાલ્વરાજાએ તેને એકાએક ચાબુકોના તથા અંકુશોના પ્રહારો વડે રણ તરફ પાછો વાળ્યો અને તેને ધૃષ્ટદ્યુમ્નના રથ તરફ અત્યંત વેગથી દોડાવી મૂક્યો.[૧૬] હવે હાથીને ઘણા જ વેગથી એકાએક ધસી આવતો જોઈને વીર ધૃષ્ટદ્યુમ્ન સર્વાંગે ભયથી વિહ્‌વળ થઈ ગયો અને તુરત જ હાથમાં ગદા લઈ રથ પરથી પૃથ્વી પર ઊતરી પડ્યો.[૧૭] ત્યાં પેલા હાથીએ સુવર્ણથી શોભી રહેલા ધૃષ્ટદ્યુમ્નના રથને સૂંઢ વડે ઉછાળ્યો અને તેને ગર્જનાની સાથે પૃથ્વી પર ઝીંકી પાડ્યો. તેણે તે રથના, ઘોડાઓના તથા સારથિના ભાંગી ભુક્કા કરી નાખ્યા.[૧૮] આમ પાંચાલરાજાનો પુત્ર ધૃષ્ટદ્યુમ્ન તે હાથીના સપાટામાં સપડાયો, તે જોઈને ભીમસેન, શિખંડી અને સાત્યકિ એકદમ વેગથી ત્યાં દોડી આવ્યા. તેમણે એકાએક બાણોનો મારો ચલાવ્યો અને ચોબાજુ ઘૂમી રહેલા તે હાથીના વેગને અટકાવી દીધો. પણ તે હાથી એ મહારથીઓએ સર્વ તરફથી ઘેરી લેવા છતાં અને ચોબાજુથી અટકાવ્યા છતાં યુદ્ધમાં આમતેમ દોડવા લાગ્યો. ત્યાં સૂર્ય જેમ કિરણોની વૃષ્ટિ કરે, તેમ શાલ્વરાજ ચારેબાજુ બાણોની વૃષ્ટિ કરવા લાગ્યો. તેથી પાંડવોના અનેક રથીઓ ઘાયલ થઈ જઈને આજુબાજુ નાસવા લાગ્યા.[૧૯-૨૧] હે રાજા! શાલ્વરાજાનું આ પરાક્રમ જોઈ ધૃષ્ટદ્યુમ્ન તથા બીજા સર્વ સૃંજયરાજાઓ હાહાકાર કરીને દિશાઓને ગજાવી મૂકવા લાગ્યા અને તે સર્વ મહાપુરુષોએ ચોતરફથી તે હાથીને ઘેરી લીધો. હે ભારત! હવે પાંચાલરાજાનો શૂરવીર અને શત્રુઘાતક પુત્ર ધૃષ્ટદ્યુમ્ન પર્વતના શિખર સરખી ગદા હાથમાં લઈ એકદમ વેગથી તે હાથી સામે દોડ્યો. પછી પર્વત તથા મેઘ સમાન પ્રચંડ શરીરવાળા તે મદઝરતા હાથીને પાંચાલરાજાના બળવાન પુત્ર ધૃષ્ટદ્યુમ્ને ઘણા જોસથી ફેરવીને ગદાનો પ્રહાર

કર્યો.[૨૨-૨૪] એકાએક થયેલા આ પ્રહારથી તે હાથીનું ગંડસ્થળ તૂટી ગયું, મુખમાંથી તે પુષ્કળ લોહી ઓકવા લાગ્યો અને પૃથ્વીકંપથી ધણધણી ઊઠેલો પર્વત જેમ તૂટી પડે, તેમ પર્વત સમાન દેખાવનો તે હાથી ગર્જના કરીને પૃથ્વી પર પછડાઈ પડ્યો.[૨૫] તે હાથીના પડવાને સમયે તમારા પુત્રના સૈન્યમાં મોટો હાહાકાર થઈ રહ્યો અને ત્યાં શિનિવીર સાત્યકિએ ભલ્લજાતિનું તીક્ષ્ણ બાણ મારીને શાલ્વરાજાના મસ્તકને પણ કાપી નાખ્યું. એટલે તે પણ ઇંદ્રે મારેલા વજ્રથી તૂટી પડેલા પર્વતના શિખરની પેઠે હાથીની સાથે જ પૃથ્વી પર પડ્યો.[૨૬,૨૭]

ઇતિ શ્રીમહાભારતમાં શલ્યપર્વાંતર્ગત શલ્યાભિષેકપર્વમાં 'શાલ્વનો વધ' નામનો અધ્યાય ૨૦મો સમાપ્ત

# अध्याय २१मो

## ક્ષેમધૂર્તિનો વધ–કૃતવર્માનો પરાજય

॥ सजय उवाच ॥

**तस्मिँस्तु निहते शूरे शाल्वे समितिशोभने ।**
**तवाभज्यद्बलं वेगाद्वातेनेव महाद्रुमः ॥ १ ॥**

સંજય બોલ્યો : હે રાજા ધૃતરાષ્ટ્ર ! વાયુ જેમ મોટા વૃક્ષને ભાંગી નાખે, તેમ સાત્યકિએ રણને શોભાવનાર શૂરા શાલ્વરાજાને મારી નાખ્યો; એટલે તુરત જ તમારા સૈન્યમાં ભંગાણ પડ્યું. તે જોઈ શૂરવીર અને મહાબળવાન કૃતવર્માએ શત્રુઓના સૈન્યને રણમાં આગળ વધતું અટકાવ્યું.[૧,૨] હવે હે રાજન્ ! પર્વતની પેઠે અડગ રહીને બાણોનો મારો ચલાવતા એ કૃતવર્માને યુદ્ધ કરવા ચઢી ગયેલા જોઈ બીજા શૂરાઓ પણ યુદ્ધ કરવા પાછા ફર્યા.[૩] એટલે હે મહારાજ ! ત્યાં યુદ્ધ માટે પાછા ફરેલા કૌરવોનું તથા પાંડવોનું મૃત્યુ થાય તો જ અટકવું એવા નિશ્ચયવાળું યુદ્ધ ચાલુ થયું.[૪] તે સમયે કૃતવર્માનું શત્રુઓ સાથેનું યુદ્ધ ઘણું આશ્ચર્યજનક થઈ પડ્યું હતું; કારણ કે તેણે એકલાએ પાંડવોની અજિત સેનાને અટકાવી રાખી હતી.[૫] કૃતવર્માના આવા દુષ્કર કર્મને જોઈ અત્યંત હર્ષમાં આવી ગયેલા અન્યોન્યના મિત્રો અતિમહાન સિંહનાદો કરવા લાગ્યા અને તેનો શબ્દ છેક આકાશમાં અથડાયો હતો.[૬] હે ભરતશ્રેષ્ઠ ! તે શબ્દ સાંભળીને પાંચાલયોદ્ધાઓ તો ત્રાસ જ ખાઈ ગયા હતા. એટલે મહાબાહુ સાત્યકિ યુદ્ધ કરવા ચઢી આવ્યો. તેણે પહેલે જ સપાટે મહાબળવાન રાજા ક્ષેમધૂર્તિ સામે ધસારો કર્યો અને સાત તીક્ષ્ણ બાણો વડે તેને યમલોકમાં વિદાય કરી દીધો.[૭,૮] પછી તે સજ્જેલાં અનેક બાણોનો મારો ચલાવતો ચલાવતો આગળ વધ્યો, એટલે બુદ્ધિમાન કૃતવર્મા પણ વેગથી તે મહાબાહુ સામે ધસ્યો.[૯] ત્યાં તુરત જ મહાવીર્યવાન એવા તે બન્ને મહારથીઓ ધનુષ્યો તથા બીજાં અનેક જાતનાં ઉત્તમ શસ્ત્રો ધારણ કરી અન્યોન્ય સામે દોડ્યા.[૧૦] આ રીતે તે બન્નેનો જ્યારે ઘોર સમાગમ થયો, ત્યારે પાંડવો, પાંચાલયોદ્ધાઓ અને બીજા સર્વ મહારાજાઓ યુદ્ધ કરતા બંધ થઈ જઈને કેવળ પ્રેક્ષક તરીકે જ ઊભા રહ્યા હતા.[૧૧] પછી યાદવ તથા અંધક વંશના તે બન્ને મહારથીઓ અત્યંત હર્ષમાં આવેલા બે હાથીઓની પેઠે નારાચ અને વત્સદંત નામનાં બાણોનો મારો ચલાવી અન્યોન્ય પર પ્રહાર કરવા લાગ્યા.[૧૨] આમ કૃતવર્મા તથા સાત્યકિ અનેક જાતની યુદ્ધરીતિઓથી રણમાં ઘૂમવા લાગ્યા અને ઉપરાઉપરી બાણવૃષ્ટિઓ કરીને એકબીજાને ઢાંકી દેવા લાગ્યા. તે સમયે યાદવોમાં સિંહ સરખા તે બન્નેનાં ધનુષ્યોમાંથી વેગ અને બળપૂર્વક છૂટી રહેલાં બાણો જાણે ઘણી ઝડપથી આકાશમાં ઊડી રહેલાં પતંગિયાં હોય તેમ અમને દેખાવા લાગ્યાં.[૧૩,૧૪] પછી હૃદીકપુત્ર કૃતવર્મા સત્યપરાક્રમી સાત્યકિ સામે આગળ વધ્યો અને તેને તીક્ષ્ણ બાણોથી વીંધી

નાખવા લાગ્યો. વળી તેણે બીજાં ચાર બાણોનો તેના ચારેય ઘોડાઓને માર માર્યો.[૧૫] એટલે મહાબાહુ સાત્યકિ અંકુશોથી વીંધાઈ ગયેલા હાથીની પેઠે કોપી ઊઠ્યો અને તેણે મોટાં મોટાં આઠ બાણો મારીને કૃતવર્માને વીંધી નાખ્યો.[૧૬] તે જોઈ કૃતવર્માએ પથ્થર પર ઘસી તીક્ષ્ણ કરેલાં ત્રણ બાણો ધનુષ્યને કાન સુધી સંપૂર્ણ ખેંચી સાત્યકિને માર્યાં અને એક બાણથી તેનું ધનુષ્ય કાપી નાખ્યું.[૧૭] શિનિકુલભૂષણ સાત્યકિએ તુરત જ તે કપાયેલા ધનુષ્યને ફેંકી દીધું અને વેગપૂર્વક બીજાં ધનુષ્યબાણ ગ્રહણ કર્યાં. તે મહાન ધનુષ્ય હાથમાં લઈને સર્વ ધનુર્ધરોમાં શ્રેષ્ઠ, મહાબળવાન અને વીર્યવાન એવા તે સાત્યકિએ તેમાં ઝડપભેર પ્રત્યંચા ચઢાવી દીધી અને ક્રોધથી કૃતવર્મા સામે હુમલો કર્યો. કારણ કે પોતાના ધનુષ્યને કૃતવર્માએ કાપી નાખ્યું હતું તેને અતિરથી સાત્યકિ સહન કરી શક્યો ન હતો. પછી તેણે દશ અતિ તીક્ષ્ણ બાણો મારીને કૃતવર્માના સારથિને, ઘોડાઓને તથા ધ્વજને કાપી નાખ્યા.[૧૮-૨૧] હે રાજન્! આ રીતે પોતાના સુવર્ણભૂષિત રથને ઘોડાઓ તથા સારથિ વિનાનો થઈ ગયેલો જોઈ મહાધનુર્ધર મહારથી કૃતવર્મા મહાન કોપાવેશમાં આવી ગયો. હે રાજા! તેણે સાત્યકિને ઠાર કરી નાખવાની ઇચ્છાથી ત્રિશૂળ ઉગામ્યું અને પોતાની ભુજાના સંપૂર્ણ વેગથી સામે લડી રહ્યો હતો. તે દ્વંદ્વયુદ્ધમાં સાત્યકિએ વીર કૃતવર્માને રથ વિનાનો કરી મૂક્યો; એટલે તમારા સૈન્યમાં અતિ મહાન ભય પેસી ગયો અને તમારા પુત્રને અત્યંત ખેદ થવા લાગ્યો.[૨૫-૨૭] હે શત્રુદમન રાજા! કૃતવર્માનો સારથિ માર્યો ગયો, તેના ઘોડાઓ પણ હણાઈ ગયા અને તે પોતે આ પ્રમાણે રથરહિત થઈ પડ્યો, તે જોઈ કૃપાચાર્ય સાત્યકિને મારી નાખવાની ઇચ્છાથી ત્યાં સત્વર દોડી ગયા. તે સર્વ ધનુર્ધરોના દેખતાં કૃતવર્માને પોતાના રથમાં બેસાડી દઈ તુરત જ રણાંગણમાંથી દૂર લઈ ગયા. પછી હે રાજન્! કૃતવર્માને રથ વિનાનો કરી નાખી સાત્યકિ જ્યારે રણમાં ઊભો રહ્યો, ત્યારે વળી પણ દુર્યોધનનું સર્વ સૈન્ય અવળું મુખ કરીને રણમાંથી નાઠું. ત્યારે માત્ર દુર્યોધન સિવાય તમારા સર્વ સૈનિકો રણમાંથી પલાયન કરી ગયા હતા. પરંતુ હે રાજન્! તે સમયે સૈન્યની નાસાનાસથી એટલી બધી ધૂળ ઊડી હતી, કે તેથી તે સર્વ સૈનિકો ઢંકાઈ ગયા હતા અને શત્રુઓ તે નાસભાગને જાણી શક્યા ન હતા. પોતાના સૈન્યમાં પોતાની સમીપ જ ભંગાણ પડેલું જોઈને દુર્યોધન પોતે એકલો સર્વ શત્રુઓ સામે વેગથી ધસ્યો અને તેમને આગળ વધતા અટકાવવા લાગ્યો. એટલું જ નહિ, હે રાજન્! કોઈનાથી ગાંજ્યો નહિ જનારો તમારો મહાબળવાન પુત્ર સર્વ પાંડવો, ધૃષ્ટદ્યુમ્ન,

સંગ્રામમાં સર્વ તરફ પ્રકાશી રહ્યો હતો.[૩૬] મનુષ્યો જેમ મૃત્યુ સામે થઈ શકે નહિ, તેમ શત્રુપક્ષના સર્વ યોદ્ધાઓ તેની સામા થઈ શક્યા નહિ. તે જ અરસામાં કૃતવર્મા બીજા રથમાં બેસીને પાછો યુદ્ધ કરવા ચઢી આવ્યો.[૩૭]

ઇતિ શ્રીમહાભારતમા શલ્યપર્વાંતર્ગત શલ્યાભિષેકપર્વમાં 'સાત્યકિ અને કૃતવર્માનું યુદ્ધ' નામનો અધ્યાય ૨૧ મો સમાપ્ત

# अध्याय २२ मो

## અનેક દ્વંદ્વયુદ્ધો

॥ संजय उवाच ॥

**पुत्रस्तु ते महाराज रथस्थो रथिनां वरः ।**
**दुरुत्सहो बभौ युद्धे यथा रुद्रः प्रतापवान् ॥ १ ॥**

સંજય બોલ્યો: હે મહારાજ! એ સમયે રથમાં બેઠેલો તમારો મહારથી પુત્ર દુઃસહ દુર્યોધન યુદ્ધમાં પ્રતાપી રુદ્રદેવ સરખો દીપતો હતો.[૧] જેમ ધારાઓ વડે પર્વતો પર વૃષ્ટિ કરવામાં આવે, તેમ તેણે શત્રુઓ પર બાણોની વૃષ્ટિ કરવા માંડી હતી અને હજારો બાણોથી રણભૂમિને બિલકુલ ઢાંકી દીધી હતી.[૨] તે સમયે પાંડવોના સૈન્યસાગરમાં તેવો કોઈ પણ પુરુષ, હાથી, ઘોડો કે રથ ન હતો કે જે દુર્યોધનનાં બાણોથી ઘાયલ થયો ન હતો[૩] હે રાજા! જે જે યોદ્ધા તરફ હું દૃષ્ટિ કરતો હતો, તે તે તમારા પુત્રનાં બાણોથી વ્યાપ્ત થઈ ગયેલો જ મારા જોવામાં આવતો હતો.[૪] સૈન્યની ઊડેલી ધૂળથી જેમ સેના ઢંકાઈ ગયેલી દેખાતી હતી, તેમ મહાત્મા દુર્યોધનનાં બાણોથી પણ તે સેના ઢંકાઈ ગયેલી દેખાતી હતી.[૫] એટલું જ નહિ, હે પૃથ્વીપતિ! ઝડપદાર હાથવાળા ધનુર્ધર દુર્યોધને સમગ્ર રણભૂમિને તદ્દન બાણોમય કરી દીધેલી અમે જોતા હતા.[૬] મારો તો એવો જ નિશ્ચય થઈ ગયો છે કે, તમારા તથા શત્રુઓના તે હજારો યોદ્ધાઓમાં દુર્યોધન એક જ પુરુષ હતો.[૭] ખરેખર, તે વેળા અમે તમારા પુત્રનું અદ્ભુત પરાક્રમ જોયું હતું; કારણ કે હે ભારત! તે પોતે એકલો હતો છતાં એકઠા થયેલા સર્વ પાંડવો પણ તેની સામા ચઢાઈ કરી શક્યા ન હતા.[૮] પછી હે ભરતશ્રેષ્ઠ! દુર્યોધને સો બાણોથી યુધિષ્ઠિરને, સિત્તેર બાણોથી ભીમસેનને, પાંચ બાણોથી સહદેવને, ચોસઠ બાણોથી નકુલને, પાંચ બાણોથી ધૃષ્ટદ્યુમ્નને, સાત બાણોથી દ્રૌપદીના પુત્રોને તથા ત્રણ બાણોથી સાત્યકિને પ્રહાર કર્યો અને બીજું એક ભલ્લ જાતિનું બાણ મારી તેણે સહદેવના ધનુષ્યને કાપી નાખ્યું. એટલે તુરત જ માદ્રીના પ્રતાપી પુત્ર સહદેવે તે કપાઈ ગયેલું ધનુષ્ય ફેંકી દીધું અને બીજું ધનુષ્ય હાથમાં લઈને રાજા દુર્યોધન સામે ધસારો કર્યો તેમ જ દશ બાણો મારી તેને વીંધી નાખ્યો.[૯-૧૨] ત્યાં મહાધનુર્ધારી વીર નકુલે દુર્યોધનને ઘોરસ્વરૂપનાં નવ બાણો માર્યાં ને ગર્જના કરી.[૧૩] વળી સાત્યકિએ નમેલા પર્વવાળા એક બાણથી, દ્રૌપદીના પુત્રોએ તોંતેર બાણોથી, ધર્મરાજાએ પાંચ બાણોથી અને ભીમસેને એંશી બાણોથી દુર્યોધનને પ્રહાર કર્યો. હે મહારાજ! આમ સર્વ સૈન્યના દેખતાં સર્વ તરફથી મહાત્મા પાંડવો બાણોનો મારો ચલાવી રહ્યા હતા; છતાં તમારો પુત્ર જરાય ખસ્યો ન હતો. એટલું જ નહિ, તે સમયે મહાત્મા દુર્યોધને સર્વ ભૂતોથી અધિક એવું પોતાનું જે હસ્તકૌશલ્ય, અસ્ત્રનૈપુણ્ય અને અતુલ બળ ત્યાં પ્રકટ કર્યું હતું તેને સર્વ મનુષ્યો એકીટસે જોઈ રહ્યા હતા. ત્યાં હે રાજેંદ્ર! કૌરવપક્ષના યોદ્ધાઓ જ્યારે પોતાની વચ્ચે અને દુર્યોધન વચ્ચે થોડું અંતર પડી જવાથી પોતાના રાજાને જોઈ શક્યા નહિ, ત્યારે કવચો પહેરી પહેરીને તેઓ સર્વ તરફથી રણમાં ચઢી આવ્યા. આમ તેઓ જ્યારે યુદ્ધ કરવા ચઢી આવ્યા, ત્યારે

છે, તેમ તે યુદ્ધમાં અનેક મનુષ્યોનું મનુષ્યોની સાથે, અનેક હાથીઓનું હાથીઓની સાથે, અનેક ઘોડાઓનું ઘોડાઓની સાથે તથા અનેક રથીઓનું રથીઓની સાથે ઘોર દેખાવનું સંકુલ યુદ્ધ થઈ રહ્યું હતું.[૩૯,૪૦] હે મહારાજ ! તે સમયે રણક્ષેત્રમાં અનેક ઘોર દ્વંદ્વયુદ્ધો થઈ રહ્યાં હતાં. હે પ્રભુ ! તેમાંથી કેટલાંએક વિચિત્ર દેખાવનાં હતાં, કેટલાંએક ઘોર સ્વરૂપનાં હતાં અને કેટલાંએક રૌદ્ર દેખાવનાં હતાં.[૪૧] સર્વ શત્રુદમન યોદ્ધાઓ અન્યોન્ય સામે ભેટંભેટા કરીને ગર્જનાઓ કરી રહ્યા હતા અને એકબીજા સામે યુદ્ધ માટે ધસી જઈને અન્યોન્યનો સંહાર કરી રહ્યા હતા.[૪૨] હે રાજન્ ! તે યોદ્ધાઓનાં વાહનોની દોડાદોડીથી, ઘોડેસવારોની દોડધમાલથી, રથોની નેમિઓના આઘાતોથી તથા હાથીઓના ફૂંફાડાઓથી વાયુમાં ઊડી રહેલી ધૂળની સંધ્યા સમયનાં વાદળાં જેવા રંગની તીવ્ર ડમરી આકાશમાર્ગે જતી દેખાવા લાગી.[૪૩,૪૪] ત્યાં તે ધૂળના ગોટેગોટથી ઢંકાઈ ગયેલો સૂર્ય નિસ્તેજ થઈ ગયો હતો તથા સમગ્ર રણભૂમિ અને શૂરા મહારથીઓ પણ છેક ઢંકાઈ ગયા હતા.[૪૫] પરંતુ હે ભરતશ્રેષ્ઠ ! જ્યારે આખી રણભૂમિ પર વીર પુરુષોના રુધિરનો છંટકાવ થઈ ગયો, ત્યારે એક મુહૂર્ત જેટલા સમયમાં ચોબાજુ ઊડેલી તે ધૂળ શાંત પડી ગઈ.[૪૬] હે ભારત ! આ રીતે ઘોર દેખાવની તે તીવ્ર રજ જ્યારે શાંત પડી ગઈ, ત્યારે ફરી પણ તે સ્થળે અનેક દ્વંદ્વયુદ્ધો મારી દૃષ્ટિએ પડ્યાં.[૪૭] ત્યાં હે રાજેંદ્ર ! અનેક યોદ્ધાઓ પોતાનાં બળ તથા પોતાની શ્રેષ્ઠતા પ્રમાણે અતિદારુણ યુદ્ધ કરી રહ્યા હતા અને મધ્યાહ્નસમય થઈ ગયેલો હોવાથી કવચોની ઉજ્જ્વળ પ્રભાઓ ઝળાંઝળાં કરતી દૃષ્ટિએ પડતી હતી.[૪૮] ત્યારે અરણ્યમાં પર્વતપ્રદેશમાં સળગી ઊઠેલા વાંસના મહાન વનનો જેવો કડકડાટ સંભળાય તેવો જ યુદ્ધોમાં અન્યોન્યના પર પડતાં બાણોનો તુમુલ ખણખણાટ સંભળાઈ રહ્યો હતો.[૪૯]

ઇતિ શ્રીમહાભારતમાં શલ્યપર્વાંતર્ગત શલ્યાભિષેકપર્વમાં 'સંકુલ યુદ્ધ' નામનો અધ્યાય ૨૨ મો સમાપ્ત

# अध्याय २३ मो

## રૌદ્ર રમખાણ

॥ संजय उवाच ॥

**वर्तमाने तदा युद्धे घोररूपे भयानके ।**
**अभज्यत बलं तत्र तव पुत्रस्य पांडवैः ॥ १ ॥**

સંજય બોલ્યો: હે ધૃતરાષ્ટ્રરાજા ! જ્યારે ઘોર દેખાવનું તે ભયંકર યુદ્ધ ચાલતું હતું, ત્યારે પાંડવોએ તમારી સેનામાં ભંગાણ પાડ્યું. ત્યાં મહાપ્રયત્ને નાસી જતા તે મહારથીઓને અટકાવીને તમારો પુત્ર દુર્યોધન પાંડવોની સેના સામે યુદ્ધ કરવા લાગ્યો.[૧,૨] એટલે તમારા પુત્રના વિજયની ઇચ્છાવાળા સર્વ યોદ્ધાઓ પણ એકદમ પાછા ફર્યા અને ફરી તેમનું તથા શત્રુઓનું દેવાસુરના યુદ્ધ સરખું અતિદારુણ યુદ્ધ થવા લાગ્યું. ત્યારે તમારા સૈન્યમાં કે શત્રુઓના સૈન્યમાં કોઈ પણ યોદ્ધો પાછો હઠ્યો નહિ. સર્વ લડવૈયાઓ અનુમાનથી તથા અન્યોન્યના નામોચ્ચારણથી પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા તથા યુદ્ધમાં એકબીજાનો સંહાર કરવા મંડ્યા અને ત્યાં તેમનો મહાન વિનાશ થઈ રહ્યો.[૩-૫] પછી રાજા યુધિષ્ઠિરને અતિશય ક્રોધ ચઢી ગયો. તેમણે સર્વ રાજાઓને તથા કૌરવોને સંગ્રામમાં જીતી લેવાની ઇચ્છા કરી. તુરત જ તેમણે સરાણ પર ઘસેલાં તથા સુવર્ણની પૂંખવાળાં ત્રણ તીક્ષ્ણ બાણો મારીને કૃપાચાર્યને વીંધી નાખ્યા અને વધારામાં ચાર નારાચ બાણો વડે તેમણે કૃતવર્માના ચારેય ઘોડાઓનો નાશ કરી નાખ્યો.[૬,૭] આમ યશસ્વી કૃતવર્માને રથરહિત થયેલો જોઈને અશ્વત્થામા તેને પોતાના રથમાં બેસાડીને દૂર લઈ ગયા, અને તે જ

વર્ષાકાળે ખળભળી ઊઠેલા મહાસાગરના સરખો તેમનો ઘોર અને તુમુલ શબ્દ થઈ રહ્યો. પછી તે મહાધનુર્ધર યોદ્ધાઓ રણમાં પોતાના અજિત રાજા પાસે આવીને આતતાયી પાંડવો સામા ધસ્યા. હે મહારાજ! તે સમયે ક્રોધાયમાન થયેલા અશ્વત્થામાએ અનેક બાણો છોડીને સર્વ દિશાઓને ઢાંકી દીધી અને ભીમસેનને રણમાં અટકાવી દીધો. વળી હે મહારાજ! તેમણે બાણોનો એટલો બધો મારો ચલાવી મૂક્યો, કે તેથી રણમાં ઊભેલા યોદ્ધાઓને દિશાઓની કે વિદિશાઓની બિલકુલ ખબર રહી નહિ.[૧૪-૨૧] વળી હે ભારત! પછી ક્રૂર કર્મ કરનારા અશ્વત્થામા અને ભીમસેન એ બન્ને દુઃસહ યોદ્ધાઓ અન્યોન્ય દાવ વાળતા વાળતા ઘોર દેખાવનું યુદ્ધ કરવા લાગ્યા.[૨૨] ત્યાં ધનુષ્યની દોરીને ખેંચવાથી જેમની આંગળીઓની ચામડી કઠિન થઈ ગઈ હતી, એવા તે બન્ને જણા સર્વ દિશાઓને ત્રાસ પમાડી દેવા લાગ્યા. એ જ સમયે બીજી તરફ વીર શકુનિ યુધિષ્ઠિરરાજાને પીડવા લાગ્યો.[૨૩] ત્યાં હે રાજા! શકુનિએ યુધિષ્ઠિરના ચારે ઘોડાઓને મારી નાખ્યા અને સર્વ સૈન્યોને કંપાવવા માટે મહાન ગર્જના કરી મૂકી.[૨૪] એટલે પ્રતાપી સહદેવ તુરત જ ત્યાં આવી પહોંચ્યો અને અજિત એવા વીર યુધિષ્ઠિરરાજાને રથમાં બેસાડીને દૂર લઈ ગયો.[૨૫] પછી રાજા યુધિષ્ઠિર બીજા રથમાં બેસીને યુદ્ધ કરવા પાછા ચઢી આવ્યા. આવતાંવેંત જ તેમણે શકુનિને પ્રથમ નવ બાણો માર્યાં અને પુનઃ પાંચ બાણો મારીને તેને વીંધી નાખ્યો.[૨૬] એટલું જ નહિ, પણ સર્વ ધનુર્ધારીઓમાં શ્રેષ્ઠ એવા રાજા યુધિષ્ઠિરે મોટી ગર્જના કરી મૂકી. હે રાજન્! શકુનિનું તથા યુધિષ્ઠિરનું તે યુદ્ધ ઘણું અદ્ભુત હતું, ઘોર દેખાવનું હતું, જોનારાઓને પ્રીતિજનક હતું અને સિદ્ધો તથા ચારણો તે યુદ્ધ જોવામાં તલ્લીન બની ગયા હતા. બીજી તરફ મહાપ્રતાપી ઉલૂકે મહાધનુર્ધર તથા યુદ્ધમાં મહામદવાળા નકુલ પર ચઢાઈ કરી, અને તેના પર ચોતરફથી બાણવૃષ્ટિ કરવા માંડી. તેમ જ શૂરવીર નકુલે પણ શકુનિના પુત્ર ઉલૂક પર મહાન બાણવૃષ્ટિ કરીને તેને સર્વ તરફથી અટકાવી દીધો. આમ અન્યોન્ય પર દાવ વાળતા તે બન્ને શૂરવીર, મહારથી અને કુળવાન રાજપુત્રો રણમાં યુદ્ધ કરતા દેખાતા હતા. હે રાજન્! તે જ પ્રમાણે ઇંદ્ર જેમ બલિરાજા સામે યુદ્ધ કરે, તેમ શત્રુતાપન સાત્યકિ કૃતવર્મા સામે યુદ્ધ કરતો રણમાં શોભતો હતો. એટલામાં દુર્યોધને ધૃષ્ટદ્યુમ્નનું ધનુષ્ય કાપી નાખ્યું અને પછી તેને કેટલાંએક તીક્ષ્ણ બાણોનો પ્રહાર પણ કર્યો. એટલે ધૃષ્ટદ્યુમ્ને પણ બીજું ઉત્તમ ધનુષ્ય હાથમાં લીધું, અને સર્વ ધનુર્ધારીઓના દેખતાં દુર્યોધનની સામે લડવા માંડ્યું. હે ભરતશ્રેષ્ઠ! નિરંતર મદને ઝરી રહેલા બે મોટા મદમત્ત હાથીઓનું જેવું યુદ્ધ થાય, તેવું જ તે બન્નેનું મહાઅદ્ભુત યુદ્ધ થઈ રહ્યું હતું. તે જ સમયે શૂરવીર કૃપાચાર્ય પણ ક્રોધમાં આવી ગયા અને તેમણે દ્રૌપદીના મહાબળવાન પુત્રોને નમેલાં પર્વવાળાં અનેક બાણો મારીને વીંધી નાખ્યા. ઇંદ્રિયો સાથે જેમ જીવાત્માને યુદ્ધ થાય, તેમ તે કૃપાચાર્યને દ્રૌપદીના પાંચ પુત્રો સાથે નિર્મર્યાદ, અનિવાર્ય અને ઘોરસ્વરૂપનું મહાન યુદ્ધ થવા લાગ્યું. ઇંદ્રિયો જેમ અજ્ઞાની જીવને પીડા કરે, તેમ તેમાં દ્રૌપદીના પુત્રો પણ તે કૃપાચાર્યને પીડા કરવા લાગ્યા.[૨૭-૩૭] એટલે હે ભારત! અત્યંત કોપાવેશમાં આવી ગયેલા કૃપાચાર્ય તેમની સામા એટલા બધા જુસ્સાથી લડવા લાગ્યા કે તેમનું અને તે પાંચે કુમારોનું યુદ્ધ ઘણું અદ્ભુત દેખાવનું થઈ પડ્યું.[૩૮] હે પૃથ્વીપતિ રાજન્! જેમ જીવાત્માઓને ઇંદ્રિયો સાથે રોજરોજ યુદ્ધ થાય

છે, તેમ તે યુદ્ધમાં અનેક મનુષ્યોનું મનુષ્યોની સાથે, અનેક હાથીઓનું હાથીઓની સાથે, અનેક ઘોડાઓનું ઘોડાઓની સાથે તથા અનેક રથીઓનું રથીઓની સાથે ઘોર દેખાવનું સંકુલ યુદ્ધ થઈ રહ્યું હતું.[૩૯,૪૦] હે મહારાજ! તે સમયે રણક્ષેત્રમાં અનેક ઘોર દ્વંદ્વયુદ્ધો થઈ રહ્યાં હતાં. હે પ્રભુ! તેમાંથી કેટલાંએક વિચિત્ર દેખાવનાં હતાં, કેટલાંએક ઘોર સ્વરૂપનાં હતાં અને કેટલાંએક રૌદ્ર દેખાવનાં હતાં.[૪૧] સર્વ શત્રુદમન યોદ્ધાઓ અન્યોન્ય સામે ભેટંભેટા કરીને ગર્જનાઓ કરી રહ્યા હતા અને એકબીજા સામે યુદ્ધ માટે ધસી જઈને અન્યોન્યનો સંહાર કરી રહ્યા હતા.[૪૨] હે રાજન્! તે યોદ્ધાઓનાં વાહનોની દોડાદોડીથી, ઘોડેસવારોની દોડધમાલથી, રથોની નેમિઓના આઘાતોથી તથા હાથીઓના ફૂંફાડાઓથી વાયુમાં ઊડી રહેલી ધૂળની સંધ્યા સમયનાં વાદળાં જેવા રંગની તીવ્ર ડમરી આકાશમાર્ગે જતી દેખાવા લાગી.[૪૩,૪૪] ત્યાં તે ધૂળના ગોટેગોટથી ઢંકાઈ ગયેલો સૂર્ય નિસ્તેજ થઈ ગયો હતો તથા સમગ્ર રણભૂમિ અને શૂરા મહારથીઓ પણ છેક ઢંકાઈ ગયા હતા.[૪૫] પરંતુ હે ભરતશ્રેષ્ઠ! જ્યારે આખી રણભૂમિ પર વીર પુરુષોના રુધિરનો છંટકાવ થઈ ગયો, ત્યારે એક મુહૂર્ત જેટલા સમયમાં ચોબાજુ ઊડેલી તે ધૂળ શાંત પડી ગઈ.[૪૬] હે ભારત! આ રીતે ઘોર દેખાવની તે તીવ્ર રજ જ્યારે શાંત પડી ગઈ, ત્યારે ફરી પણ તે સ્થળે અનેક દ્વંદ્વયુદ્ધો મારી દૃષ્ટિએ પડ્યાં.[૪૭] ત્યાં હે રાજેંદ્ર! અનેક યોદ્ધાઓ પોતાનાં બળ તથા પોતાની શ્રેષ્ઠતા પ્રમાણે અતિદારુણ યુદ્ધ કરી રહ્યા હતા અને મધ્યાહ્નસમય થઈ ગયેલો હોવાથી કવચોની ઉજ્જ્વળ પ્રભાઓ ઝળાંઝળાં કરતી દૃષ્ટિએ પડતી હતી.[૪૮] ત્યારે અરણ્યમાં પર્વતપ્રદેશમાં સળગી ઊઠેલા વાંસના મહાન વનનો જેવો કડકડાટ સંભળાય તેવો જ યુદ્ધોમાં અન્યોન્યના પર પડતાં બાણોનો તુમુલ ખણખણાટ સંભળાઈ રહ્યો હતો.[૪૯]

ઇતિ શ્રીમહાભારતમાં શલ્યપર્વાંતર્ગત શલ્યાભિષેકપર્વમાં 'સંકુલ યુદ્ધ' નામનો અધ્યાય ૨૨ મો સમાપ્ત

# अध्याय २३ मो

## રૌદ્ર રમખાણ

॥ सजय उवाच ॥

**वर्तमाने तदा युद्धे घोररूपे भयानके ।**
**अभज्यत बलं तत्र तव पुत्रस्य पांडवैः ॥ १ ॥**

સંજય બોલ્યો: હે ધૃતરાષ્ટ્રરાજ! જ્યારે ઘોર દેખાવનું તે ભયંકર યુદ્ધ ચાલતું હતું, ત્યારે પાંડવોએ તમારી સેનામાં ભંગાણ પાડ્યું. ત્યાં મહાપ્રયત્ને નાસી જતા તે મહારથીઓને અટકાવીને તમારો પુત્ર દુર્યોધન પાંડવોની સેના સામે યુદ્ધ કરવા લાગ્યો.[૧,૨] એટલે તમારા પુત્રના વિજયની ઇચ્છાવાળા સર્વ યોદ્ધાઓ પણ એકદમ પાછા ફર્યા અને ફરી તેમનું તથા શત્રુઓનું દેવાસુરના યુદ્ધ સરખું અતિદારુણ યુદ્ધ થવા લાગ્યું. ત્યારે તમારા સૈન્યમાં કે શત્રુઓના સૈન્યમાં કોઈ પણ યોદ્ધો પાછો હઠ્યો નહિ. સર્વ લડવૈયાઓ અનુમાનથી તથા અન્યોન્યના નામોચ્ચારણથી પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા તથા યુદ્ધમાં એકબીજાનો સંહાર કરવા મંડ્યા અને ત્યાં તેમનો મહાન વિનાશ થઈ રહ્યો.[૩-૫] પછી રાજા યુધિષ્ઠિરને અતિશય ક્રોધ ચઢી ગયો. તેમણે સર્વ રાજાઓને તથા કૌરવોને સંગ્રામમાં જીતી લેવાની ઇચ્છા કરી. તુરત જ તેમણે સરાણ પર ઘસેલાં તથા સુવર્ણની પૂંખવાળાં ત્રણ તીક્ષ્ણ બાણો મારીને કૃપાચાર્યને વીંધી નાખ્યા અને વધારામાં ચાર નારાચ બાણો વડે તેમણે કૃતવર્માના ચારેય ઘોડાઓનો નાશ કરી નાખ્યો.[૬,૭] આમ યશસ્વી કૃતવર્માને રથરહિત થયેલો જોઈને અશ્વત્થામા તેને પોતાના રથમાં બેસાડીને દૂર લઈ ગયા, અને તે જ

સમયે કૃપાચાર્યે યુધિષ્ઠિરને આઠ બાણો માર્યાં.[૮] તે પછી રાજા દુર્યોધને જે સ્થળે યુધિષ્ઠિરરાજા ઊભા હતા તે સ્થળે મન અને વાયુ સમાન વેગવાળા તથા રથીયોદ્ધાઓથી યુક્ત એવા સાતસો રથોને યુદ્ધ કરવા મોકલ્યા એટલે તે સર્વ રથીઓ યુધિષ્ઠિરરાજાના રથ સામે યુદ્ધ કરવા ધસ્યા.[૯,૧૦] હે મહારાજ! તેમણે યુધિષ્ઠિરરાજાને ચોતરફથી ઘેરી લીધા અને મેઘો જેમ સૂર્યને અદૃશ્ય કરી દે, તેમ તેમણે બાણોનો મારો ચલાવી તેમને અદૃશ્ય કરી દેવા માંડ્યા. કૌરવોના સૈનિકોએ ધર્મરાજને આમ અદૃશ્ય કર્યા તે જોઈને શિખંડી વગેરે મહારથીઓ સાંખી શક્યા નહિ. એટલે તેઓ પણ અતિ આવેશમાં આવી ગયા.[૧૧,૧૨] ઉત્તમ ઘોડાઓથી જોડેલા અને સેંકડો ઘૂઘરીઓથી ગાજી રહેલા રથો દોડાવીને તેઓ યુધિષ્ઠિરરાજાની રક્ષા કરવા માટે એકદમ ત્યાં આવી પહોંચ્યા.[૧૩] આમ વળી પાછો કૌરવપાંડવ વચ્ચે લોહીરૂપ જળની છોળોવાળો રૌદ્ર સંગ્રામ ચાલુ થયો. તે સંગ્રામ યમરાજના રાજ્યમાં વૃદ્ધિ કરનારો હતો.[૧૪] તેમાં પાંડવો અને પાંચાલોએ કૌરવપક્ષના તે સાતસો આતતાયી રથીઓનો સંહાર કરી નાખ્યો, અને પછી તેમણે તમારા પુત્રને આગળ વધતાં અટકાવ્યો.[૧૫] તે સમયે તમારા પુત્રનું પાંડવો સાથે પૂર્વે કદી ન જોયેલું અને ન સાંભળેલું એવું મહાન યુદ્ધ થઈ રહ્યું હતું. હે રાજન્! જ્યારે એ નિર્મર્યાદ યુદ્ધ ચોબાજુ ચાલુ થયું હતું, ત્યારે તમારા અને શત્રુઓના અનેક યોદ્ધાઓનો સંહાર થઈ જતો હતો; અનેક યોદ્ધાઓ પોતાના ઉત્તમ શંખો વગાડી રહ્યા હતા; સર્વ તરફ ધનુર્ધરોની હાકલો, સિંહનાદો તથા ગર્જનાઓ સંભળાતી હતી; ઘણાનાં મર્મસ્થાનો કપાઈ જતાં હતાં અને વિજયની ઇચ્છાવાળા અસંખ્ય યોદ્ધાઓ [illegible] રહ્યા હતા. પૃથ્વીમાં કાળો કેર વર્તાવનારા તે સાર્વત્રિક સંહારમાં ઘણી ઉત્તમ સ્ત્રીઓનાં સૌભાગ્ય ભૂંસાઈ ગયાં હતાં. જ્યારે તે મહાદારુણ મહાયુદ્ધ નિર્મર્યાદ થઈ પડ્યું, ત્યારે ઉભય પક્ષનો વિનાશ સૂચવનારા અતિદારુણ ઉત્પાતો પ્રકટ થવા લાગ્યા.[૧૬-૨૧] પર્વતો અને વનોની સાથે સમગ્ર પૃથ્વી શબ્દ કરતી ધણધણવા લાગી; ચોબાજુ દાંડા અને અંગારાની સાથે ઉલ્કાઓ સૂર્યમંડળમાં અથડાઈને આકાશમાંથી પૃથ્વી પર ખરવા લાગી; નીચે પૃથ્વી પર રેતીની વૃષ્ટિ કરનારા પ્રચંડ પવનો ચોતરફ ફૂંકાવા લાગ્યા; અને હાથીઓ ધ્રૂજી જઈને અશ્રુઓ પાડવા લાગ્યા. સર્વ ક્ષત્રિયો આ ઘોર અને દારુણ ઉત્પાતોને અવગણીને ગભરાયા વિના યુદ્ધ કરવા માટે જ સજ્જ થઈને ઊભા રહ્યા હતા તેમજ રમણીય તથા પવિત્ર કુરુક્ષેત્રમાં શરીરોનો ત્યાગ કરી સ્વર્ગે જવા તૈયાર થઈ ગયા હતા.[૨૨-૨૫] પછી ગાંધારરાજાના પુત્ર શકુનિએ કહ્યું કે, 'ઓ યોદ્ધાઓ! તમે બધા આગળ રહીને યુદ્ધ કરો; તેટલામાં હું પાછળના ભાગમાં પાંડવોનો સંહાર કરું છું.'[૨૬] આમ કહીને અમે બધા પાછળના ભાગમાં યુદ્ધ કરવા ચઢી ગયા અને આગળના ભાગમાં યુદ્ધ કરનારા બળવાન મદ્ર યોદ્ધાઓ હર્ષની કિકિયારીઓ કરવા લાગ્યા. વળી અચૂક નિશાન પાડનારા અજિત શત્રુ યોદ્ધાઓ પણ અમારી સામે ચઢી આવ્યા અને વારંવાર ધનુષ્યો વીંઝીને બાણોની વૃષ્ટિઓ કરવા લાગ્યા. એક ક્ષણવારમાં તો શત્રુઓએ મદ્રરાજના સૈન્યનો નાશ કરી નાખ્યો. તે જોઈ દુર્યોધનનું સૈન્ય ફરી પીઠ બતાવવા લાગ્યું.[૨૭-૨૯] એટલે બળવાન શકુનિ કહેવા લાગ્યો: 'હે અધર્મને જ સમજનારા યોદ્ધાઓ! પાછા ફરો, પાછા ફરો અને યુદ્ધ કરો. આમ નાસભાગ કરવાથી તમને શો લાભ છે?'[૩૦] હે ભરતશ્રેષ્ઠ! તે સમયે

શકુનિ પાસે વિશાળ ભાલાઓથી યુદ્ધ કરનારા દશહજાર ઘોડેસવારોનું સૈન્ય બાકી હતું.[31] તે સૈન્યને સાથે રાખીને તેણે પરાક્રમપૂર્વક મનુષ્યોનો સંહાર કરવા માંડ્યો અને પાંડવસૈન્યના પાછળના ભાગમાં તીક્ષ્ણ બાણોનો મારો ચલાવવા માંડ્યો.[32] આથી હે મહારાજ! પાંડવોના મહાન સૈન્યમાં વાયુએ ઉછાળી નાખેલા મેઘોની પેઠે સર્વ તરફથી ભંગાણ પડી ગયું. તે જ ક્ષણે પોતાની સમીપમાં જ ભંગાણ પડેલું જોઈ, રાજા યુધિષ્ઠિર ગભરાયા વિના મહાબળવાન સહદેવને કહેવા લાગ્યા.[33,34] 'ઓ સહદેવ! જો આ દુષ્ટ બુદ્ધિમાન શકુનિ કવચ ધારણ કરીને આપણા સૈન્યના પાછળના ભાગમાં મારો ચલાવી રહ્યો છે અને આપણા સૈનિકોનો નાશ કરે છે.[35] હે નિર્દોષ સહદેવ! તું દ્રૌપદીના પુત્રોને સાથે રાખી એ શકુનિ પર ચઢાઈ કરી જા અને તેનો વધ કરી નાખ. હું એકલો જ અહીં પાંચાલોની સાથમાં રહીને આ રથસૈન્યનો નાશ કરી શકીશ.[36] આ સર્વ હાથીસવારો, ઘોડેસવારો અને ત્રણહજાર પાળાઓને તું સાથે લઈ જા, અને તેમનાથી વીંટાઈને તું શકુનિનો નાશ કર.'[37] એટલે ધનુષ્યોને ધારણ કરનારા સાતસો હાથીસવારો, પાંચહજાર ઘોડેસવારો, ત્રણહજાર પાળાઓ, દ્રૌપદીના સર્વ પુત્રો તથા વીર્યવાન સહદેવ યુદ્ધ માટે તૈયાર થઈ ગયા, અને તેમણે તુરત જ યુદ્ધદુર્મદ શકુનિ સામે ધસારો કર્યો. હે રાજન્! બીજી તરફથી વિજયની ઇચ્છાવાળો પ્રતાપી શકુનિ પણ પાંડવોની વચ્ચેથી પસાર થઈ સેનાના પાછળના ભાગમાં મારો ચલાવવા લાગ્યો. તે સમયે બળવાન પાંડવોના સજ્જ થયેલા ઘોડેસવારો વચમાં ઊભેલા રથીયોદ્ધાઓને ઉલ્લંઘી જઈને શકુનિના સૈન્યમાં દાખલ થયા. ત્યાં તે શૂરા ઘોડેસવારો રણના મધ્ય ભાગમાં જઈને શકુનિના મહાન સૈન્ય પર બાણોની વૃષ્ટિઓ કરવા લાગ્યા. આમ હે રાજન્! તમારા દુષ્ટ વિચારોને પરિણામે તે મહાન યુદ્ધ મંડાયું. તેમાં ગદાઓ અને ભાલા ઊછળી રહ્યા હતા તથા કાયરોને તે ત્રાસ પમાડતું હતું. તે વેળા, આસપાસ સર્વ તરફ પ્રત્યંચાઓના ટંકારો શાંત પડી ગયા અને સર્વ રથીયોદ્ધાઓ પ્રેક્ષક તરીકે તે ઘોડેસવારોના યુદ્ધને જોવા લાગ્યા. કેટલાએક સમય સુધી તો તે યુદ્ધમાં પોતાના કોણ અને પારકા કોણ તે પણ દેખાતું ન હતું.[38–44] ત્યારે હે ભરતશ્રેષ્ઠ! શૂરવીરોના બાહુઓમાંથી છૂટી રહેલી શક્તિઓ આકાશમાંથી જાણે જ્યોતિર્ગણ ખરી પડતો હોય, તેમ કૌરવપાંડવોને દેખાવા લાગી.[45] હે પૃથ્વીપતિ! સ્થળે સ્થળે ઊછળી રહેલી ચળકતી ઋષ્ટિઓ(બેધારી તલવારો)થી આકાશપ્રદેશ ઢંકાઈ ગયો હતો અને ઘણો જ શોભી રહ્યો હતો.[46] ત્યાં હે ભરતશ્રેષ્ઠ રાજન! આકાશમાં આજુબાજુ સર્વ તરફ ભાલાઓ ઊછળી રહ્યા હતા અને તેનું સ્વરૂપ ઊડી રહેલાં પતંગિયાં સરખું જણાતું હતું.[47] સેંકડો અને હજારો ઘોડાઓ સર્વાંગે લોહીલુહાણ થઈ ગયા હતા અને છિન્નભિન્ન થયેલા પોતાના સવારોની સાથે રણમાં પછડાઈ પડતા હતા.[48] ત્યાં અન્યોન્ય સામે અથડાઈને પડવાથી પિસાઈ ગયેલા તથા ક્ષતવિક્ષત થયેલા અનેક યોદ્ધાઓ મુખેથી લોહી ઓકતા દૃષ્ટિએ પડતા હતા.[49] જોતજોતામાં તો તે રણપ્રદેશ પર સૈન્યોના પગરવથી ઊડેલી ધૂળનો ઘોર અંધકાર છવાઈ ગયો. હે શત્રુદમન રાજા! તે અંધકારમાં મેં ઘણા ઘોડાઓને તથા મનુષ્યોને તે પ્રદેશ પરથી નાસી જતા જોયા. હે રાજન્! તેમાંથી કેટલાએક તો પૃથ્વી પર પછડાઈ પડીને પુષ્કળ લોહી ઓકતા જણાતા હતા.[50,51] એ લડાઈમાં કેટલાએક યોદ્ધાઓ તો અન્યોન્યની શિખાઓ પકડી પકડીને લડી રહ્યા હતા અને

એકબીજાના સખ્ત ખેંચાણને લીધે જરા પણ ચેષ્ટા કરી શકતા ન હતા. કેટલાએક મહાબળવાન શૂરાઓ ઘોડાઓની પીઠ પરથી એકબીજાને ખેંચીને મલ્લની પેઠે સામસામા આવી જતા હતા અને અન્યોન્યનો સંહાર કરી નાખતા હતા. વળી તે રણમાં કેટલાએક નિષ્પ્રાણ થયેલા યોદ્ધાઓને ઘોડાઓ ખેંચી જતા હતા, અને બીજા ઘણા વિજયેચ્છુ યોદ્ધાઓ પૃથ્વી પર પડી જતા હતા. જ્યાં જોઈએ ત્યાં અનેક પુરુષો પોતાને શૂરવીર માની રણમાં ધૂમાધૂમ કરતા નજરે પડતા હતા.[૫૨-૫૪] આખી રણભૂમિ લોહીલુહાણ થયેલા, કપાઈ ગયેલી ભુજાઓવાળા તથા વીખરાઈ ગયેલા કેશવાળા સેંકડો ને હજારો યોદ્ધાઓથી વ્યાપ્ત થઈ ગઈ હતી.[૫૫] તે રણમાં કોઈ પણ ઘોડો વધારે દૂર જઈ શકતો ન હતો; કારણ કે રણભૂમિ ઘોડેસવારોની સાથે મરણ પામેલા સંખ્યાબંધ ઘોડાઓથી ઊભરાઈ ગઈ હતી.[૫૬] પછી હે પૃથ્વીનાથ! શકુનિએ એક મુહૂર્ત જેટલા સમય સુધી યુદ્ધ કર્યું. લોહીલુહાણ થયેલાં કવચોવાળા, શસ્ત્રોને ધારણ કરનારા, અનેક જાતનાં ઉગામેલા આયુધોવાળા, પરસ્પરનો વધ કરવાની ઇચ્છાવાળા તથા અત્યંત સમીપમાં રહીને સંગ્રામમાં જેમના પુષ્કળ સૈનિકો માર્યા ગયા હતા તેવા છ હજાર બાકી રહેલા ઘોડેસવારોની સાથે તે રણમાંથી નાસી ગયો. ત્યારે લોહીથી નાહી રહેલું પાંડવોનું સૈન્ય પણ પોતાનાં વાહનો થાકી જવાને લીધે મરતાં બચેલા છ હજાર ઘોડેસવારની સાથે રણમાંથી પાછું ફર્યું. તે સમયે લગભગ હાથોહાથની લડાઈ થઈ અને તેમાં પ્રાણની દરકાર રાખ્યા વિના યુદ્ધ કરનારા તથા શરીરે લોહીલુહાણ થયેલા પાંડવોના ઘોડેસવારો બોલી ઊઠ્યા કે, 'હવે આપણા રથીઓ ભલે રથીઓની સાથે જઈ મળે તથા હાથીસવારો ભલે હાથીવારોના સૈન્યમાં જઈ મળે, કારણ કે શકુનિ અહીંથી ચાલ્યો ગયો છે અને પોતાના સૈન્યમાં જઈ ઊભો છે. જરૂર, રાજા શકુનિ હવે યુદ્ધ કરવા ચઢી આવશે નહિ.' સર્વ ઘોડેસવારોએ આમ કહ્યું, એટલે દ્રૌપદીના પુત્રો તથા સર્વ મદમત્ત હાથીઓ જ્યાં પાંચાલવંશનો મહારથી ધૃષ્ટદ્યુમ્ન ઊભો હતો ત્યાં ચાલ્યા ગયા. વળી હે કુરુવંશી રાજા! સહદેવ પણ જેમાં ધૂળરૂપ મેઘમંડળ ચઢી આવ્યું હતું એવા રણપ્રદેશનું ઉલ્લંઘન કરીને પોતે એકલો રાજા યુધિષ્ઠિર પાસે ચાલ્યો ગયો. આ રીતે પાંડવોના સર્વ સૈનિકો રણમાંથી દૂર ચાલ્યા ગયા, ત્યાં ક્રોધે ભરાયેલા શકુનિએ એક બાજુથી ધૃષ્ટદ્યુમ્નની સેનાનો સંહાર કરવા માંડ્યો. એટલે વળી પાછું બન્ને પક્ષનું પ્રાણોની પરવા વિનાનું તુમુલ યુદ્ધ શરૂ થયું. ત્યાં બન્ને પક્ષના યોદ્ધાઓ પરસ્પરનો વધ કરવાની ઇચ્છાથી અન્યોન્ય સામે નિહાળવા લાગ્યા. હે રાજા! તે વીરસમાગમમાં સેંકડો ને હજારો યોદ્ધાઓ ટપોટપ પડવા લાગ્યા. તે લોકસંહારને સમયે જ્યારે તલવારોથી કચાકચ કપાઈ જતાં મસ્તકો પૃથ્વી પર તૂટી પડતાં હતાં, ત્યારે તાલવૃક્ષોનાં ઊંચેથી તૂટી પડતાં ફળોના જેવો મહાન શબ્દ સંભળાતો હતો. વળી હે રાજા! કવચહીન થઈ પૃથ્વી પર કપાઈ પડતાં શરીરોનો, આયુધોને ધારણ કરનારા બાહુઓનો તથા ઊરુઓ(સાથળો)નો રૂંવાં ઊભાં થઈ જાય તેવો અતિમહાન કટાકટ શબ્દ સંભળાતો હતો જેમ પક્ષીઓ માંસ મેળવવા માટે ઉપરાઉપરી પડે, તેમ તીક્ષ્ણ શસ્ત્રોથી પોતાના ભાઈઓને, પુત્રોને તથા મિત્રોને મારી નાખતા અનેક યોદ્ધાઓ ઉપરાઉપરી પડવા લાગ્યા.[૫૭-૭૧] પરસ્પર ભેટંભેટા કરીને અન્યોન્ય સામે આવેશમાં આવી ગયેલા હજારો યોદ્ધાઓ 'હું પહેલો મારીશ, હું પહેલો મારીશ' એમ બોલતા હતા અને એકબીજાનો સંહાર વાળી નાખતા હતા. એ ઝપાઝપી-

માં સેંકડો અને હજારો ઘોડાઓ પોતાના પરનાં આસનો પરથી મરણ પામીને પડી ગયેલા સવારો સાથે ધબોધબ રણમાં પડતા હતા. હે પૃથ્વીપતિ રાજન્! તમારા દુષ્ટ વિચારોને પરિણામે ચગદાઈ છૂંદો થઈ ગયેલા અને તેથી જ તરફડી રહેલા, એ ઉતાવળી ચાલના ઘોડાઓના આર્ત્તનાદોનો, શત્રુઓના મર્મભાગોને ભેદી નાખનારા તથા અસ્ત્ર-શસ્ત્રોથી સજ્જ થયેલા મનુષ્યોના બરાડાઓના અને શક્તિ, ઋષ્ટિ તથા ભાલાઓના ખણખણાટોનો તુમુલ શબ્દ રણક્ષેત્રમાં થઈ રહ્યો હતો.[૭૨-૭૫] તે સમયે તમારા યોદ્ધાઓ શ્રમથી અત્યંત હારી ગયા હતા, તૃષાતુર બની ગયા હતા અને તીક્ષ્ણ શસ્ત્રોથી ઘાયલ થઈ ગયા હતા. વળી તેમનાં વાહનો પણ થાકીને લોથ થઈ ગયાં હતાં, છતાં અતિ આવેશમાં આવી જઈને તેઓ શત્રુઓ સામે ધપ્યા જ જતા હતા.[૭૬] કેટલાએક યોદ્ધાઓ તો એ રણમાં સર્વ તરફ ફેલાઈ ગયેલી રુધિરની ગંધથી મદમત્ત અને બેભાન જેવા બની ગયા હતા. તેથી જ કોઈ પોતાના કે પારકા યોદ્ધાઓ પોતાના માર્ગમાં વચ્ચે આવતા હતા તેમનો તેઓ સંહાર કરી નાખતા હતા.[૭૭] ત્યારે હે રાજન્! બાણોની વૃષ્ટિથી ઢંકાઈ ગયેલા ઘણા વિજયેચ્છુ ક્ષત્રિયો નિષ્પ્રાણ થઈને ધરણી પર ઢળી પડતા હતા. આમ વરુઓ, ગીધો તથા શિયાળોને હર્ષ ઉપજાવનારા તે ભયંકર દિવસે (અઢારમે દિવસે) તમારા પુત્રના દેખતાં સૈન્યોનો ઘોર સંહાર થઈ ગયો હતો.[૭૮,૭૯] હે પૃથ્વીપતિ! સમગ્ર રણભૂમિ મનુષ્યો તથા ઘોડાઓનાં શબોથી છેક છવાઈ ગઈ હતી. તે લોહીરૂપ જળની નીકોથી વિચિત્ર દેખાવની થઈ પડી હતી અને ભીરુઓને ભયવર્ધક થઈ પડી હતી.[૮૦] હે ભારત! તમારા તથા પાંડવોના યોદ્ધાઓ તલવારો, પટ્ટિશો તથા ત્રિશૂળોથી ઉપરાઉપરી અન્યોન્યને ઘાયલ કરતા હતા; પરંતુ યુદ્ધમાંથી પાછા હઠતા ન હતા.[૮૧] પોતાની શક્તિ પ્રમાણે અને શરીરમાં જ્યાં સુધી પ્રાણ હતો ત્યાં સુધી તેઓ એકબીજા પર પ્રહાર કરવા ચૂકતા ન હતા. પણ આખરે શક્તિહીન થઈને તેઓ ઘાવમાંથી રુધિરને ઝરતા રહી પૃથ્વી પર પડતા હતા. અનેક મસ્તક વિનાનાં ધડો એક હાથમાં ચોટલીથી પકડેલું મસ્તક પકડીને તથા બીજા હાથમાં લોહીલુહાણ થયેલી તીક્ષ્ણ તલવાર ઉગામીને રણભૂમિ પર ઊભાં થઈ જતાં હતાં. ત્યાં સર્વ પ્રદેશમાં રુધિરની એટલી બધી ઉગ્ર ગંધ ફેલાઈ ગઈ હતી, કે કેટલાએક યોદ્ધાઓ તે ગંધથી જ મૂર્છાવશ થઈ જતા હતા.[૮૨-૮૪] તે પછી અન્યોન્યનો સંહાર થઈ જતાં તે ભયંકર શબ્દ મંદ પડ્યો, એટલે શકુનિ અલ્પ સંખ્યામાં રહેલા કેટલાએક ઘોડેસવારોને સાથે લઈ પાંડવોના મહાસૈન્ય સામે ચઢી આવ્યો.[૮૫] તે જોઈ વિજયેચ્છુ પાંડવો પણ ઉતાવળા ઉતાવળા પાળા, હાથીઓ તથા ઘોડાઓને સાથે લઈને તેમ જ આયુધો ઊંચાં કરીને તેની સામા દોડી ગયા.[૮૬] તે સૌ એ યુદ્ધનો પાર લાવવાની ઇચ્છાથી સર્વ તરફથી શકુનિને ઘેરી લઈ અનેક જાતનાં શસ્ત્રોનો મારો ચલાવવા લાગ્યા. આ રીતે પાંડવો તમારા યોદ્ધાઓ પર સર્વ તરફથી ચઢી આવ્યા, તે જોઈને બીજા રથીઓ, ઘોડેસવારો તથા હાથીસવારો પણ પાંડવો સામા ધસ્યા.[૮૭,૮૮] એ વેળા કેટલાએક શૂરા પાળાઓ, પોતાની પાસે શસ્ત્રો ખૂટી જતાં પગની લાતો અને મુષ્ટિઓના પ્રહારો કરીને પણ પરસ્પરને મારવા લાગ્યા તથા મરણ પામીને રણમાં પડવા લાગ્યા.[૮૯] જેમ પુણ્યનો ક્ષય થતાં સ્વર્ગથી ભ્રષ્ટ થયેલા સિદ્ધો વિમાન પરથી નીચે પડે, તેમ રથીઓ રથો પરથી નીચે પડવા લાગ્યા તથા હાથીસવારો હાથીઓ પરથી નીચે પછડાવા લાગ્યા.[૯૦] આ રીતે એ મહારણમાં સર્વ યોદ્ધાઓ બરાબર

સાવધાન થઈને એકબીજા પર ધસી જતા હતા અને પિતાઓનો, ભાઈઓનો, મિત્રોનો તથા પુત્રોનો પણ સંહાર કરી નાખતા હતા. હે ભરતશ્રેષ્ઠ ! આમ મર્યાદા વિનાનું તથા ભાલા, તલવારો અને બાણોથી ઊભરાઈ રહેલું તે યુદ્ધ મહાદારુણ થયું હતું.[૯૧,૯૨]

ઇતિ શ્રીમહાભારતમા શલ્યપર્વાતર્ગત શલ્યાભિષેકપર્વમા 'સંકુલયુદ્ધ' નામનો અધ્યાય ૨૩મો સમાપ્ત

## अध्याय २४मो

### અર્જુનનું પરાક્રમ

॥ सजय उवाच ॥

**तस्मिन् शब्दे मृदौ जाते पांडवैर्निहते बले ।**
**अश्वैः सप्तशतैः शिष्टैरुपावर्तत सौबलः ॥ १ ॥**

સંજય બોલ્યો : હે ધૃતરાષ્ટ્રરાજા ! પાંડવોએ એ પ્રમાણે સૈન્યનો સંહાર કરી નાખ્યો, એટલે રણભૂમિ પર તે કોલાહલ શાંત પડી ગયો. પછી સુબલપુત્ર શકુનિ મરતાં બચેલા સાતસો ઘોડેસવારોને સાથે લઈને રણમાં પાછો ફર્યો.[૧] તેણે વેગથી પોતાની સેનાને યુદ્ધમાં આગળ ચલાવી અને પોતાના સૈનિકોને વારંવાર આ પ્રમાણે કહેવા માંડ્યું : 'હે શત્રુદમન યોદ્ધાઓ ! તમે હર્ષભેર શત્રુઓ સામે યુદ્ધ કરો.' આમ કહીને તેણે બીજા ક્ષત્રિયોને પૂછ્યું : 'મહાબળવાન રાજા દુર્યોધન ક્યાં છે ?' આ પ્રશ્ન સાંભળી ક્ષત્રિયોએ તેને ઉત્તર આપ્યો : 'રણના મધ્યભાગમાં એ રહ્યા પેલા મહાબળવાન કુરુરાજ દુર્યોધન. હે રાજા ! જે સ્થળે પૂર્ણચંદ્ર સમાન કાંતિવાળું મહાન છત્ર ધરવામાં આવ્યું છે, જે સ્થળે તેમના શરીરનું રક્ષણ કરનારા પેલા રથીઓ કવચો પહેરીને ઊભા છે અને જે સ્થળે મેઘની ગર્જના સરખો આ તુમુલ શબ્દ સંભળાય છે, તે સ્થળે તમે જલદી જશો, એટલે કુરુરાજ દુર્યોધનને તમે જોશો.' હે રાજા ! તે યોદ્ધાઓએ આ પ્રમાણે કહ્યું, એટલે સુબલપુત્ર શકુનિ વિચિત્ર પ્રકારનું યુદ્ધ કરનારા વીર યોદ્ધાઓથી સર્વ તરફ વીંટાયેલો તમારો પુત્ર દુર્યોધન જ્યાં ઊભો હતો ત્યાં ગયો. ત્યાં જઈને શકુનિએ રથસૈન્યમાં ઊભેલા દુર્યોધનને જોયો અને પછી તમારા સર્વ રથીયોદ્ધાઓને હર્ષ ઉપજાવતો તથા પોતાને કૃતકૃત્ય માનતો તે આ પ્રમાણે દુર્યોધનને કહેવા લાગ્યો :[૨–૯] 'હે રાજા ! હવે તમે પાંડવોના રથસૈન્યનો નાશ કરી નાખો. મેં સર્વ ઘોડેસવારોને તો જીતી લીધા છે. એ વાત તો નિશ્ચય છે કે, યુદ્ધમાં જીવિતનો ત્યાગ કર્યા વિના યુધિષ્ઠિરને જીતી શકાય તેમ નથી.[૧૦] પાંડવોના રક્ષણ તળે રહેલા રથસૈન્યનો નાશ કર્યા પછી આપણે તેમના હાથીસવારોનો, પાળાઓનો તથા બીજા સર્વ સૈનિકોનો સંહાર કરી નાખીશું.'[૧૧] શકુનિનાં એ વચનો સાંભળીને તમારા યોદ્ધાઓ વિજયની લાલસાથી હર્ષ અને વેગપૂર્વક પાંડવોની સેના સામે ધસારો કરી ગયા.[૧૨] ભાથાંઓને ખુલ્લાં કરી નાખી અને ધનુષ્યોને ગ્રહણ કરી તે સર્વ યોદ્ધાઓ ધનુષ્યો વીંઝતા વીંઝતા સિંહનાદો કરવા લાગ્યા.[૧૩] એટલે હે રાજા ! વળી પાછો રણમાં ધનુષ્યોની પ્રત્યંચાઓનો તથા તાળીઓનો ગર્જારવ સંભળાવા લાગ્યો, અને બરાબર તાકીને છોડવામાં આવેલાં બાણોનો મહાદારુણ સણસણાટ ત્યાં કાને અથડાવા લાગ્યો.[૧૪] આ પ્રમાણે ધનુષ્યો ઊંચાં કરીને વેગથી સમીપમાં આવી પહોંચેલા કૌરવયોદ્ધાઓને જોઈને અર્જુન શ્રીકૃષ્ણને કહેવા લાગ્યો :[૧૫] 'હે જનાર્દન ! તમે મનમાં જરા પણ સંભ્રમ રાખ્યા વિના આપણા ઘોડાઓને આગળ હાંકો અને આ સૈન્યસાગરમાં પ્રવેશ કરો. આજે હું તીક્ષ્ણ બાણોનો મારો ચલાવી મારા શત્રુઓનો અંત આણીશ.[૧૬] હે જનાર્દન ! પરસ્પર ભેટંભેટા કરીને, આ મહાન યુદ્ધનો આરંભ થયે આજે અઢાર દિવસો તો વીતી ગયા છે.[૧૭] એ મહાત્મા-

ઓની પ્રથમ જે અગણિત સેના હતી, તે હવે યુદ્ધ કરતાં કરતાં નષ્ટ થઈ ગઈ છે, તે દૈવઘટનાને તો તમે જુઓ! હે માધવ! દુર્યોધનનું સૈન્ય જે સમુદ્ર સરખું હતું તે આપણી સામે યુદ્ધ કરીને આજે ગાયના પગલા જેવડું થઈ ગયું છે.[૧૮,૧૯] હે કૃષ્ણ! હું માનતો હતો કે, ભીષ્મના મરણ પછી દુર્યોધન આપણી સાથે સંધિ કરશે અને તેમ થવાથી જગતનું કલ્યાણ થશે. પરંતુ અત્યંત અજ્ઞાની અને મૂર્ખ દુર્યોધને સંધિ કરી જ નહિ.[૨૦] હે માધવ! ભીષ્મપિતામહે દુર્યોધનને જે હિતકારક સત્ય વચન કહ્યું હતું, તેને પણ તે મંદ બુદ્ધિના દુર્યોધને ન જ માન્યું.[૨૧] તે સમયના તુમુલ યુદ્ધમાં ભીષ્મપિતામહ રણભૂમિ પર પડ્યા છતાં પણ યુદ્ધ ચાલુ રહ્યું, તેમાં શું કારણ હશે, તે હું સમજી શકતો નથી.[૨૨] હું તો માનું છું કે, ધૃતરાષ્ટ્રના સર્વ પુત્રો સર્વથા અતિ અજ્ઞાની તથા મૂર્ખ છે; કેમકે ભીષ્મના પડયા પછી પણ તેમણે યુદ્ધ જારી રાખ્યું.[૨૩] તે પછી બ્રહ્મવેત્તાઓમાં મુખ્ય એવા દ્રોણાચાર્ય, કર્ણ તથા વિકર્ણ મરણ પામ્યા, તોપણ આ સંહાર શાંત પડયો નહિ.[૨૪] પુરુષોમાં વ્યાઘ્ર સરખો કર્ણ પોતાના પુત્રોની સાથે રણમાં પડ્યો અને સૈન્ય છેક અલ્પ જ રહ્યું, તોપણ આ કાપાકાપી બંધ પડી નહિ.[૨૫] વીર શ્રુતાયુષ, પુરુરાજ જલસંધ અને રાજા શ્રુતાયુધ રણમાં હણાયા, છતાં આ સંહાર શાંત થયો નહિ.[૨૬] હે જનાર્દન! ભૂરિશ્રવા, શલ્ય, શાલ્વ તથા અવંતીના વીર યોદ્ધાઓ માર્યા ગયા, તોપણ આ મારામારી શાંત થઈ નહિ.[૨૭] વળી જયદ્રથ, રાક્ષસ અલાયુધ, બાહ્‌લિક અને સોમદત્ત રણમાં હણાયા, છતાં આ યુદ્ધ શાંત પડ્યું નહિ.[૨૮] શૂરવીર ભગદત્ત, કાંબોજરાજ તથા અતિદારુણ દુઃશાસન માર્યા ગયા, છતાં આ કાપાકાપી બંધ પડી જ નહિ.[૨૯] હે કૃષ્ણ! જુદા જુદા દેશના અનેક શૂરા અને બળવાન્ માંડલિક રાજાઓને રણમાં મરણ પામેલા જોઈને પણ આ સંહાર શાંત થયો જ નહિ.[૩૦] ભીમસેને અક્ષૌહિણી સેનાઓના ઘણા સેનાપતિઓને મારી નાખ્યા, તે જોયા છતાં પણ કોણ જાણે લોભથી કે મોહથી આ યુદ્ધ શાંત પડ્યું જ નહિ.[૩૧] અરે! રાજકુળમાં જન્મેલો અને તેમાં પણ વિશેષે કરી કુરુકુળમાં જન્મેલો દુર્યોધન વિના બીજો એવો કયો પુરુષ હોય, કે જે આવું નિરર્થક મહાન વૈર કરે! મોહને વશ નહિ થઈને પોતાના હિતાહિતને સમજનારો કયો બુદ્ધિમાન પુરુષ શત્રુઓને ગુણમાં, બળમાં તથા શૌર્યમાં પોતાના કરતાં અધિક જાણતો હોય છતાં તેમની સામે યુદ્ધ કરે![૩૨,૩૩] અરે! તમે પોતે પણ દુર્યોધનને પાંડવો સાથે સલાહ કરી લેવા માટે હિતવચનો કહ્યાં હતાં; પરંતુ તેમ કરવા માટે તેને મન જ થયું ન હતું. તો પછી બીજાનું તો તે કેમ જ સાંભળે![૩૪] સંધિ કરવાના સંબંધમાં જેણે વીર ભીષ્મનું, દ્રોણાચાર્યનું તથા વિદુરનું પણ અપમાન કર્યું હતું, તેનું હવે શું ઔષધ હોઈ શકે?[૩૫] જેણે મૂર્ખાઈને લીધે પોતાના વૃદ્ધ પિતાનું તથા હિતભાષિણી હિતેચ્છુ માતાનું પણ વારંવાર અપમાન કર્યું છે, તેને બીજા કોનું કહેવું રુચે! હે જનાર્દન! અવશ્ય એ દુર્યોધન કુળનો વિનાશ કરવા માટે જ અવતર્યો છે.[૩૬,૩૭] કારણ કે હે જગદીશ! તેનું વર્તન અને નીતિ તેવાં જ દેખાય છે. હે અચ્યુત! મારું નિશ્ચય માનવું છે કે, દુર્યોધન હજી પણ અમને રાજ્ય આપશે જ નહિ. હે માન આપનારા શ્રીકૃષ્ણ! આ સંબંધમાં મહાત્મા વિદુરે મને અનેક વખત કહ્યું છે કે, 'દુર્યોધન જ્યાં સુધી જીવતો હશે ત્યાં સુધી તમને રાજ્યનો ભાગ આપશે જ નહિ. દુષ્ટબુદ્ધિ દુર્યોધનના શરીરમાં જ્યાં સુધી પ્રાણ રહેશે, ત્યાં સુધી તમે નિષ્પાપ

રણમાં બાળી નાખવા લાગ્યો.[૧૧,૧૨] જેમ વનના સીમાડામાં વનપાળોએ સળગાવી મૂકેલો પ્રદીપ્ત અગ્નિ એકદમ વધી જાય અને ભડભડાટ કરતો સૂકા ઘાસને, અનેક વૃક્ષોને તથા શુષ્ક લતામંડપોને બાળી નાખે, તેમ નારાચોરૂપ પ્રતાપવાળો તથા બાણોરૂપ ઊંચનીચ જ્વાળાઓથી તીક્ષ્ણ તેજવાળો અર્જુનરૂપ બળવાન અગ્નિ તમારા પુત્રની સર્વ સેનાને વેગ અને ક્રોધથી બાળી નાખવા લાગ્યો.[૧૩,૧૪] અર્જુનનાં સુવર્ણની પૂંખવાળાં પ્રાણહારક બાણો એવાં તાકીને છોડવામાં આવ્યાં હતાં કે, તેઓ યોદ્ધાઓનાં કવચોમાં વળગી રહેતાં ન હતાં; પણ પેસીને સોંસરાં બહાર નીકળી જતાં હતાં. ત્યાં તે અર્જુન પણ મનુષ્ય, ઘોડા કે મોટા હાથીઓ પર એક ઉપર બીજું બાણ મૂકતો જ ન હતો.[૧૫] આ પ્રમાણે અર્જુને એકલાએ જ શત્રુઓના રથસૈન્યમાં દાખલ થઈને અનેક આકારનાં બાણોનો મારો ચલાવ્યો અને ઇંદ્રે જેમ દૈત્યોનો સંહાર કરી નાખ્યો હતો, તેમ તેણે તમારા પુત્રની સેનાનો સંહાર કરી નાખ્યો હતો.[૧૬]

ઇતિ શ્રીમહાભારતમાં શલ્યપર્વાંતર્ગત શલ્યાભિષેકપર્વમાં 'અર્જુનનું પરાક્રમ' નામનો અધ્યાય ૨૪મો સમાપ્ત

# अध्याय २५ मो

## રણમાંથી દુર્યોધનનું પલાયન

॥ संजय उवाच ॥

**पश्यतां यतमानानां शूराणामनिवर्तिनाम् ।**
**संकल्पमकरोन्मोघं गांडीवेन धनंजयः ॥ १ ॥**

સંજય બોલ્યો: હે ધૃતરાષ્ટ્રરાજા ! યુદ્ધમાંથી પાછા નહિ હઠનારા આપણા શૂરા યોદ્ધાઓ સારી પેઠે યત્ન કરતા હતા, છતાં અર્જુને ગાંડીવધનુષ્યથી તેમના દેખતાં તેમના સંકલ્પને વ્યર્થ કર્યો હતો.[૧] મેઘ જેમ જળધારાઓ છોડી મૂકે તેમ અર્જુન પણ ત્યાં ઇંદ્રના વજ્ર સમાન તીક્ષ્ણ સ્પર્શવાળાં અસહ્ય અને મહાતેજસ્વી બાણો છોડી રહેલો દેખાતો હતો.[૨] હે ભરતશ્રેષ્ઠ ! એ પ્રમાણે અર્જુને જ્યારે તમારા સૈન્યને હણવા માંડ્યું, ત્યારે તે તમારા પુત્રના દેખતાં સંગ્રામમાંથી નાસી ગયું.[૩] તે વેળા કેટલાએક સૈનિકો પિતાઓને, ભાઈઓને તથા મિત્રોને પણ રણમાં છોડીને નાસી ગયા. ત્યારે હે પૃથ્વીપતિ ! કેટલાએકના ઘોડાઓ માર્યા ગયા, કેટલાએકના રથો ભાંગી પડ્યા, કેટલાએકના સારથિઓ માર્યા ગયા અને કેટલાએકના રથોનાં ઝૂંસરાં, ધરીઓ, પૈડાં તથા ઈસો ભાંગી પડ્યાં. ત્યારે બીજા કેટલાએક સૈનિકોની પાસે બાણો ખૂટી પડ્યાં તથા બાણોથી પીડાયેલા અને નહિ પીડાયેલા કેટલાએક યોદ્ધાઓ ભયના માર્યા રણમાંથી નાસી ગયા. ત્યારે જેમના ઘણા બાંધવો મરણ પામ્યા હતા, એવા કેટલાએક યોદ્ધાઓ પુત્રોને લઈને રણમાંથી નાસી ગયા.[૪-૬] વળી હે નરવ્યાઘ્ર ! બીજા કેટલાએક યોદ્ધાઓ પોતાના પિતાઓને બોલાવવા લાગ્યા, તો કેટલાએક સહાયકોને, કેટલાએક બાંધવોને, કેટલાએક ભાઈઓને તથા કેટલાએક સંબંધીઓને બોલાવવા લાગ્યા. હે રાજા ! કેટલાએક યોદ્ધાઓ તો પોતાના પિતા આદિ સંબંધીઓને જ્યાંત્યાં પડતા મૂકીને નાસી જતા હતા અને બાણોથી અત્યંત વીંધાઈ ગયેલા ઘણા મહારથીઓ રણમાં જ બેભાન થઈ પડ્યા હતા.[૭,૮] વળી કેટલાએક પુરુષો અર્જુનનાં બાણોથી ઘાયલ થઈને શ્વાસોચ્છ્વાસ લેતા દેખાતા હતા, ત્યારે બીજા કેટલાએક તેમના સંબંધી યોદ્ધાઓ પોતાના રથમાં તેમને બેસાડી લઈને એક મુહૂર્ત કાળ સુધી આશ્વાસન આપતા હતા.[૯] કેટલાએક યોદ્ધાઓ થોડી વાર વિશ્રાંતિ લઈને જીવિત માટેની તૃષ્ણાનો ત્યાગ કરી પુનઃ યુદ્ધ કરવા નીકળી પડતા હતા અને કેટલાએક યુદ્ધદુર્મદ યોદ્ધાઓ તમારા પુત્રની આજ્ઞા પાળવા માટે પોતાની મરણપથારીએ પડેલા સંબંધીઓનો ત્યાગ કરી યુદ્ધ કરવાની ઇચ્છાથી

હોવા છતાં તમારા તરફ તે પાપી વર્તણૂક જ ચલાવ્યા કરશે. તમે યુદ્ધ વિના દુર્યોધનને જીતી જ શકશો નહિ.' હે માધવ! સત્યદ્રષ્ટા વિદુર આ પ્રમાણે મને સદાકાળ કહ્યા કરતા હતા.[૩૮-૪૧] મહાત્મા વિદુરે મને જે વચનો કહ્યાં હતાં, તે સર્વ વચનો પ્રમાણે દુરાત્મા દુર્યોધનના વ્યવસાયને હવે હું સમજી શક્યો છું.[૪૨] વળી દુષ્ટબુદ્ધિ દુર્યોધને પરશુરામ પાસેથી યથાયોગ્ય હિતવચનો સાંભળીને પણ તે ગણકાર્યાં ન હતાં, માટે અવશ્ય તે હવે મૃત્યુના મુખમાં જ ઊભો છે.[૪૩] દુર્યોધનનો જ્યારે જન્મ થયો, ત્યારે અનેક સિદ્ધ પુરુષોએ કહ્યું હતું કે, 'આ દુરાત્માને લીધે સર્વ ક્ષત્રિયો વિનાશ પામશે.'[૪૪] હે જનાર્દન! સિદ્ધપુરુષોનું તે વચન આજે સત્ય થયું છે. ખરેખર! સર્વ રાજાઓ દુર્યોધનને માટે વિનાશ પામ્યા છે.[૪૫] હે માધવ! અનુમાનથી હું જોઈ શકું છું કે, આજે હું જ્યારે રણમાં સર્વ યોદ્ધાઓનો સંહાર કરી નાખીશ અને સર્વ ક્ષત્રિયોનાં મરણ પછી છાવણી છેક શૂન્ય થઈ જશે, ત્યારે દુર્યોધન પોતાના વિનાશ માટે અમારી સાથે પોતે એકલો જ યુદ્ધ કરવું પસંદ કરશે અને તેના મરણની સાથે અમારા વેરનો અંત આવશે. હે યાદવવંશી શ્રીકૃષ્ણ! વિદુરનાં વાક્યોથી તથા દુરાત્મા દુર્યોધનના વર્તનથી મારી બુદ્ધિ સાથે વિચાર કરતાં મને આ પ્રમાણે દેખાય છે.[૪૬-૪૮] માટે હે વીર! તમે શત્રુઓની સેના સામે ચાલો; એટલે સજેલાં બાણો મારીને હું દુર્યોધનનો તથા તેની સેનાનો નાશ કરી નાખું.[૪૯] હે માધવ! દુર્યોધનના દેખતાં આ દુર્બળ સૈન્યનો નાશ કરી હું આજે ધર્મરાજનું ક્ષેમ કરીશ.'[૫૦]

સંજય બોલ્યો : ઘોડાઓની લગામ જેમના હાથમાં હતી એવા શ્રીકૃષ્ણને અર્જુને એ પ્રમાણે કહ્યું, એટલે તેમણે નિર્ભય થઈને શત્રુઓના મહાન સૈન્યમાં જુસ્સાભેર પ્રવેશ કર્યો.[૫૧] ભાલા, તલવારો તથા બાણોથી ઘોર દેખાવના, શક્તિઓરૂપ કાંટાઓથી ભરપૂર, ગદાઓ અને પરિઘોરૂપ માર્ગવાળા, રથો અને હાથીઓરૂપ મોટાં વૃક્ષોવાળા અને ઘોડા તથા પાળાઓરૂપ લતાઓથી વ્યાપ્ત એવા કૌરવોના સૈન્યરૂપ ઘોર જંગલમાં પ્રવેશ કરી તે મહાયશસ્વી ગોવિંદ ઊંચી પતાકાવાળા રથમાં બેસીને સર્વ તરફ ઘૂમવા લાગ્યા.[૫૨,૫૩] હે રાજન્! તે સમયે શ્રીકૃષ્ણે હાંકેલા શ્વેતવર્ણના ઘોડાઓ અર્જુનને વહેતા સર્વ દિશાઓમાં દૃષ્ટિએ પડતા હતા.[૫૪] ત્યાં મેઘ જેમ જળધારાઓની વૃષ્ટિ કરે, તેમ શત્રુતાપન અર્જુન સેંકડો તીક્ષ્ણ બાણોની વૃષ્ટિ કરતો રથમાં બેસીને રણમાં આગળ વધવા લાગ્યો.[૫૫] અર્જુને જ્યારે રણમાં શત્રુઓને બાણો વડે ઢાંકી દીધા, ત્યારે નમેલાં પર્વવાળાં તે બાણોનો મહાન શબ્દ થવા લાગ્યો.[૫૬] ઇંદ્રના વજ્ર સમાન તીક્ષ્ણ સ્પર્શવાળાં તથા ગાંડીવધનુષ્યમાંથી છૂટેલાં તે સંખ્યાબંધ બાણો યોદ્ધાઓનાં કવચોને વીંધી નાખી તેમાં વળગી નહિ રહેતાં પૃથ્વી પર પડવા લાગ્યાં.[૫૭] હે રાજા! અર્જુનનાં બાણો સંખ્યાબંધ મનુષ્યોનો, હાથીઓનો તથા ઘોડાઓનો સંહાર કરીને તીડાની પેઠે સુસવાટ કરતાં રણમાં પડવા લાગ્યાં.[૫૮] થોડા સમયમાં તો ગાંડીવમાંથી છૂટેલાં તે બાણો વડે સર્વ પ્રદેશ ઢંકાઈ ગયો, તેથી દિશાઓ કે વિદિશાઓ પણ જણાતી ન હતી.[૫૯] ત્યારે સુવર્ણની પૂંખવાળાં તથા સરાણ પર ઘસી સાફ કરેલાં અર્જુનનાં નામાંકિત તેલ પાયેલાં બાણો વડે સર્વ જગત જાણે ભરાઈ ગયું હોય તેમ જણાતું હતું.[૬૦] અગ્નિ જેમ હાથીઓને બાળવા માંડે, તેમ અર્જુને તીક્ષ્ણ બાણોથી કૌરવોને મારવા માંડ્યા; તોપણ તે ઘોર યોદ્ધાઓ અર્જુનને છોડી જતા ન હતા. સળગી ઊઠેલો અગ્નિ જેમ સૂકા ઘાસને બાળી નાખે, તેમ સૂર્યની પેઠે પ્રજ્વળી રહેલો અર્જુન ધનુષ્યબાણ હાથમાં લઈને યોદ્ધાઓને

રણમાં બાળી નાખવા લાગ્યો.[૬૧,૬૨] જેમ વનના સીમાડામાં વનપાળોએ સળગાવી મૂકેલો પ્રદીપ્ત અગ્નિ એકદમ વધી જાય અને ભડભડાટ કરતો સૂકા ઘાસને, અનેક વૃક્ષોને તથા શુષ્ક લતામંડપો-ને બાળી નાખે, તેમ નારાચોરૂપ પ્રતાપવાળો તથા બાણોરૂપ ઊંચનીચ જ્વાળાઓથી તીક્ષ્ણ તેજવાળો અર્જુનરૂપ બળવાન અગ્નિ તમારા પુત્રની સર્વ સેનાને વેગ અને કોપથી બાળી નાખવા લાગ્યો.[૬૩,૬૪] અર્જુનનાં સુવર્ણની પૂંખ-વાળાં પ્રાણહારક બાણો એવાં તાકીને છોડવામાં આવ્યાં હતાં કે, તેઓ યોદ્ધાઓનાં કવચોમાં વળગી રહેતાં ન હતાં; પણ પેસીને સોંસરાં બહાર નીકળી જતાં હતાં. ત્યાં તે અર્જુન પણ મનુષ્ય, ઘોડા કે મોટા હાથીઓ પર એક ઉપર બીજું બાણ મૂકતો જ ન હતો.[૬૫] આ પ્રમાણે અર્જુને એકલાએ જ શત્રુઓના રથસૈન્યમાં દાખલ થઈને અનેક આકારનાં બાણોનો મારો ચલાવ્યો અને ઇંદ્રે જેમ દૈત્યોનો સંહાર કરી નાખ્યો હતો, તેમ તેણે તમારા પુત્રની સેનાનો સંહાર કરી નાખ્યો હતો.[૬૬]

ઇતિ શ્રીમહાભારતમાં શલ્યપર્વાંતર્ગત શલ્યાભિષેકપર્વમાં 'અર્જુનનું પરાક્રમ' નામનો અધ્યાય ૨૪મો સમાપ્ત

## अध्याय २५ मो

## રણમાંથી દુર્યોધનનું પલાયન

॥ संजय उवाच ॥

**पश्यतां यतमानानां शूराणामनिवर्तिनाम् ।**
**संकल्पमकरोन्मोघं गांडीवेन धनंजयः ॥ १ ॥**

સંજય બોલ્યો: હે ધૃતરાષ્ટ્રરાજા ! યુદ્ધમાંથી પાછા નહિ હઠનારા આપણા શૂરા યોદ્ધાઓ સારી પેઠે યત્ન કરતા હતા, છતાં અર્જુને ગાંડીવ-ધનુષ્યથી તેમના દેખતાં તેમના સંકલ્પને વ્યર્થ કર્યો હતો.[૧] મેઘ જેમ જળધારાઓ છોડી મૂકે તેમ અર્જુન પણ ત્યાં ઇંદ્રના વજ્રસમાન તીક્ષ્ણ સ્પર્શ-વાળાં અસહ્ય અને મહાતેજસ્વી બાણો છોડી રહેલો દેખાતો હતો.[૨] હે ભરતશ્રેષ્ઠ ! એ પ્રમાણે અર્જુ જ્યારે તમારા સૈન્યને હણવા માંડ્યું, ત્યારે તમારા પુત્રના દેખતાં સંગ્રામમાંથી નાસી ગયાં તે વેળા કેટલાએક સૈનિકો પિતાઓને, ભાઈ તથા મિત્રોને પણ રણમાં છોડીને નાસી ગય ત્યારે હે પૃથ્વીપતિ ! કેટલાએકના ઘોડાઓ મા ગયા, કેટલાએકના રથો ભાંગી પડ્યા, કેટલાએ સારથિઓ માર્યા ગયા અને કેટલાએકના રથો ઝૂંસરાં, ધરીઓ, પૈડાં તથા ઈસો ભાંગી પડ્યા ત્યારે બીજા કેટલાએક સૈનિકોની પાસે બાણો ખ પડ્યાં તથા બાણોથી પીડાયેલા અને નહિ પી ચેલા કેટલાએક યોદ્ધાઓ ભયના માર્યા રણમાં નાસી ગયા. ત્યારે જેમના ઘણા બાંધવો .. પામ્યા હતા, એવા કેટલાએક યોદ્ધાઓ પુત્રો લઈને રણમાંથી નાસી ગયા.[૪-૬] વળી હે નર વ્યાઘ્ર ! બીજા કેટલાએક યોદ્ધાઓ પોતાના પિત ઓને બોલાવવા લાગ્યા, તો કેટલાએક સહાયકોને કેટલાએક બાંધવોને, કેટલાએક ભાઈઓને તથા કેટલાએક સંબંધીઓને બોલાવવા લાગ્યા. હે રાજા ! કેટલાએક યોદ્ધાઓ તો પોતાના પિતા આદિ સંબંધીઓને જ્યાંત્યાં પડતા મૂકીને નાસી જતા હતા અને બાણોથી અત્યંત વીંધાઈ ગયેલા ઘણા મહારથીઓ રણમાં જ બેભાન થઈ પડ્યા હતા.[૭,૮] વળી કેટલાએક પુરુષો અર્જુનનાં બાણોથી ઘાયલ થઈને શ્વાસોચ્છ્વાસ લેતા દેખાતા હતા, ત્યારે બીજા કેટલાએક તેમના સંબંધી યોદ્ધાઓ પોતાના રથમાં તેમને બેસાડી દઈને એક મુહૂર્તકાળ સુધી આશ્વાસન આપતા હતા.[૯] કેટલાએક યોદ્ધાઓ થોડી વાર વિશ્રાંતિ લઈને જીવિત માટેની તૃષ્ણાનો ત્યાગ કરી પુનઃ યુદ્ધ કરવા નીકળી પડતા હતા અને કેટલાએક યુદ્ધદુર્મદ યોદ્ધાઓ તમારા પુત્રની આજ્ઞા પાળવા માટે પોતાની મરણપથારીએ પડેલા સંબંધીઓનો ત્યાગ કરી યુદ્ધ કરવાની ઇચ્છાથી

હોવા છતાં તમારા તરફ તે પાપી વર્તણુક જ ચલાવ્યા કરશે. તમે યુદ્ધ વિના દુર્યોધનને જીતી જ શકશો નહિ.' હે માધવ! સત્યદ્રષ્ટા વિદુર આ પ્રમાણે મને સદાકાળ કહ્યા કરતા હતા.[૩૮–૪૧] મહાત્મા વિદુરે મને જે વચનો કહ્યાં હતાં, તે સર્વ વચનો પ્રમાણે દુરાત્મા દુર્યોધનના વ્યવસાયને હવે હું સમજી શક્યો છું.[૪૨] વળી દુષ્ટબુદ્ધિ દુર્યોધને પરશુરામ પાસેથી યથાયોગ્ય હિતવચનો સાંભળીને પણ તે ગણકાર્યાં ન હતાં, માટે અવશ્ય તે હવે મૃત્યુના મુખમાં જ ઊભો છે.[૪૩] દુર્યોધનનો જ્યારે જન્મ થયો, ત્યારે અનેક સિદ્ધ પુરુષોએ કહ્યું હતું કે, 'આ દુરાત્માને લીધે સર્વ ક્ષત્રિયો વિનાશ પામશે.'[૪૪] હે જનાર્દન! સિદ્ધપુરુષોનું તે વચન આજે સત્ય થયું છે. ખરેખર! સર્વ રાજાઓ દુર્યોધનને માટે વિનાશ પામ્યા છે.[૪૫] હે માધવ! અનુમાનથી હું જોઈ શકું છું કે, આજે હું જ્યારે રણમાં સર્વ યોદ્ધાઓનો સંહાર કરી નાખીશ અને સર્વ ક્ષત્રિયોનાં મરણ પછી છાવણી છેક શૂન્ય થઈ જશે, ત્યારે દુર્યોધન પોતાના વિનાશ માટે અમારી સાથે પોતે એકલો જ યુદ્ધ કરવું પસંદ કરશે અને તેના મરણની સાથે અમારા વેરનો અંત આવશે. હે યાદવવંશી શ્રીકૃષ્ણ! વિદુરનાં વાક્યોથી તથા દુરાત્મા દુર્યોધનના વર્તનથી મારી બુદ્ધિ સાથે વિચાર કરતાં મને આ પ્રમાણે દેખાય છે.[૪૬–૪૮] માટે હે વીર! તમે શત્રુઓની સેના સામે ચાલો; એટલે સજેલાં બાણો મારીને હું દુર્યોધનનો તથા તેની સેનાનો નાશ કરી નાખું.[૪૯] હે માધવ! દુર્યોધનના દેખતાં આ દુર્બળ સૈન્યનો નાશ કરી હું આજે ધર્મરાજનું ક્ષેમ કરીશ.'[૫૦]

સંજય બોલ્યો : ઘોડાઓની લગામ જેમના હાથમાં હતી એવા શ્રીકૃષ્ણને અર્જુને એ પ્રમાણે કહ્યું, એટલે તેમણે નિર્ભય થઈને શત્રુઓના મહાન સૈન્યમાં જુસ્સાભેર પ્રવેશ કર્યો.[૫૧] ભાલા, તલવારો તથા બાણોથી ઘોર દેખાવના, શક્તિઓરૂપ કાંટાઓથી ભરપૂર, ગદાઓ અને પરિઘોરૂપ માર્ગવાળા, રથો અને હાથીઓરૂપ મોટાં વૃક્ષોવાળા અને ઘોડા તથા પાળાઓરૂપ લતાઓથી વ્યાપ્ત એવા કૌરવોના સૈન્યરૂપ ઘોર જંગલમાં પ્રવેશ કરી તે મહાયશસ્વી ગોવિંદ ઊંચી પતાકાવાળા રથમાં બેસીને સર્વ તરફ ઘૂમવા લાગ્યા.[૫૨,૫૩] હે રાજન્! તે સમયે શ્રીકૃષ્ણે હાંકેલા શ્વેતવર્ણના ઘોડાઓ અર્જુનને વહેતા સર્વ દિશાઓમાં દષ્ટિએ પડતા હતા.[૫૪] ત્યાં મેઘ જેમ જળધારાઓની વૃષ્ટિ કરે, તેમ શત્રુતાપન અર્જુન સેંકડો તીક્ષ્ણ બાણોની વૃષ્ટિ કરતો રથમાં બેસીને રણમાં આગળ વધવા લાગ્યો.[૫૫] અર્જુને જ્યારે રણમાં શત્રુઓને બાણો વડે ઢાંકી દીધા, ત્યારે નમેલાં પર્વવાળાં તે બાણોનો મહાન શબ્દ થવા લાગ્યો.[૫૬] ઇંદ્રના વજ્ર સમાન તીક્ષ્ણ સ્પર્શવાળાં તથા ગાંડીવધનુષ્યમાંથી છૂટેલાં તે સંખ્યાબંધ બાણો યોદ્ધાઓનાં કવચોને વીંધી નાખી તેમાં વળગી નહિ રહેતાં પૃથ્વી પર પડવા લાગ્યાં.[૫૭] હે રાજા! અર્જુનનાં બાણો સંખ્યાબંધ મનુષ્યોનો, હાથીઓનો તથા ઘોડાઓનો સંહાર કરીને તીડોની પેઠે સુસવાટ કરતાં રણમાં પડવા લાગ્યાં.[૫૮] થોડા સમયમાં તો ગાંડીવમાંથી છૂટેલાં તે બાણો વડે સર્વ પ્રદેશ ઢંકાઈ ગયો, તેથી દિશાઓ કે વિદિશાઓ પણ જણાતી ન હતી.[૫૯] ત્યારે સુવર્ણની પૂંખવાળાં તથા સરાણ પર ઘસી સાફ કરેલાં અર્જુનનાં નામાંકિત તેલ પાયેલાં બાણો વડે સર્વ જગત જાણે ભરાઈ ગયું હોય તેમ જણાતું હતું.[૬૦] અગ્નિ જેમ હાથીઓને બાળવા માંડે, તેમ અર્જુને તીક્ષ્ણ બાણોથી કૌરવોને મારવા માંડ્યા; તોપણ તે ઘોર યોદ્ધાઓ અર્જુનને છોડી જતા ન હતા. સળગી ઊઠેલો અગ્નિ જેમ સૂકા ઘાસને બાળી નાખે, તેમ સૂર્યની પેઠે પ્રજ્વળી રહેલો અર્જુન ધનુષ્યબાણ હાથમાં લઈને યોદ્ધાઓને

રણમાં બાળી નાખવા લાગ્યો.[૬૧,૬૨] જેમ વનના સીમાડામાં વનપાળોએ સળગાવી મૂકેલો પ્રદીપ્ત અગ્નિ એકદમ વધી જાય અને ભડભડાટ કરતો સૂકા ઘાસને, અનેક વૃક્ષોને તથા શુષ્ક લતામંડપોને બાળી નાખે, તેમ નારાચોરૂપ પ્રતાપવાળો તથા બાણોરૂપ ઊંચનીચ જ્વાળાઓથી તીક્ષ્ણ તેજવાળો અર્જુનરૂપ બળવાન અગ્નિ તમારા પુત્રની સર્વ સેનાને વેગ અને કોપથી બાળી નાખવા લાગ્યો.[૬૩,૬૪] અર્જુનનાં સુવર્ણની પૂંખવાળાં પ્રાણહારક બાણો એવાં તાકીને છોડવામાં આવ્યાં હતાં કે, તેઓ યોદ્ધાઓનાં કવચોમાં વળગી રહેતાં ન હતાં; પણ પેસીને સોંસરાં બહાર નીકળી જતાં હતાં. ત્યાં તે અર્જુન પણ મનુષ્ય, ઘોડા કે મોટા હાથીઓ પર એક ઉપર બીજું બાણ મૂકતો જ ન હતો.[૬૫] આ પ્રમાણે અર્જુને એકલાએ જ શત્રુઓના રથસૈન્યમાં દાખલ થઈને અનેક આકારનાં બાણોનો મારો ચલાવ્યો અને ઇંદ્રે જેમ દૈત્યોનો સંહાર કરી નાખ્યો હતો, તેમ તેણે તમારા પુત્રની સેનાનો સંહાર કરી નાખ્યો હતો.[૬૬]

ઇતિ શ્રીમહાભારતમાં શલ્યપર્વાંતર્ગત શલ્યાભિષેકપર્વમાં 'અર્જુનનું પરાક્રમ' નામનો અધ્યાય ૨૪ મો: સમાપ્ત

## અધ્યાય ૨૫ મો
### રણમાંથી દુર્યોધનનું પલાયન

॥ संजय उवाच ॥

**पश्यतां यतमानानां शूराणामनिवर्तिनाम् ।**
**संकल्पमकरोन्मोघं गांडीवेन धनंजयः ॥ १ ॥**

સંજય બોલ્યો: હે ધૃતરાષ્ટ્રરાજા ! યુદ્ધમાંથી પાછા નહિ હઠનારા આપણા શૂરા યોદ્ધાઓ સારી પેઠે યત્ન કરતા હતા, છતાં અર્જુને ગાંડીવધનુષ્યથી તેમના દેખતાં તેમના સંકલ્પને વ્યર્થ કર્યો હતો.[૧] મેઘ જેમ જળધારાઓ છોડી મૂકે તેમ અર્જુન પણ ત્યાં ઇંદ્રના વજ્ર સમાન તીક્ષ્ણ સ્પર્શવાળાં અસહ્ય અને મહાતેજસ્વી બાણો છોડી રહેલો દેખાતો હતો.[૨] હે ભરતશ્રેષ્ઠ ! એ પ્રમાણે અર્જુને જ્યારે તમારા સૈન્યને હણવા માંડ્યું, ત્યારે તે તમારા પુત્રના દેખતાં સંગ્રામમાંથી નાસી ગયું.[૩] તે વેળા કેટલાએક સૈનિકો પિતાઓને, ભાઈઓને તથા મિત્રોને પણ રણમાં છોડીને નાસી ગયા. ત્યારે હે પૃથ્વીપતિ ! કેટલાએકના ઘોડાઓ માર્યા ગયા, કેટલાએકના રથો ભાંગી પડ્યા, કેટલાએકના સારથિઓ માર્યા ગયા અને કેટલાએકના રથોનાં ઝૂંસરાં, ધરીઓ, પૈડાં તથા ઈસો ભાંગી પડ્યાં. ત્યારે બીજા કેટલાએક સૈનિકોની પાસે બાણો ખૂટી પડ્યાં તથા બાણોથી પીડાયેલા અને નહિ પીડાયેલા કેટલાએક યોદ્ધાઓ ભયના માર્યા રણમાંથી નાસી ગયા. ત્યારે જેમના ઘણા બાંધવો મરણ પામ્યા હતા, એવા કેટલાએક યોદ્ધાઓ પુત્રોને લઈને રણમાંથી નાસી ગયા.[૪–૬] વળી હે નરવ્યાઘ્ર ! બીજા કેટલાએક યોદ્ધાઓ પોતાના પિતાઓને બોલાવવા લાગ્યા, તો કેટલાએક સહાયકોને, કેટલાએક બાંધવોને, કેટલાએક ભાઈઓને તથા કેટલાએક સંબંધીઓને બોલાવવા લાગ્યા. હે રાજા ! કેટલાએક યોદ્ધાઓ તો પોતાના પિતા આદિ સંબંધીઓને જ્યાંત્યાં પડતા મૂકીને નાસી જતા હતા અને બાણોથી અત્યંત વીંધાઈ ગયેલા ઘણા મહારથીઓ રણમાં જ બેભાન થઈ પડ્યા હતા.[૭,૮] વળી કેટલાએક પુરુષો અર્જુનનાં બાણોથી ઘાયલ થઈને શ્વાસોચ્છ્વાસ લેતા દેખાતા હતા, ત્યારે બીજા કેટલાએક તેમના સંબંધી યોદ્ધાઓ પોતાના રથમાં તેમને બેસાડી દઈને એક મુહૂર્તકાળ સુધી આશ્વાસન આપતા હતા.[૯] કેટલાએક યોદ્ધાઓ થોડી વાર વિશ્રાંતિ લઈને જીવિત માટેની તૃષ્ણાનો ત્યાગ કરી પુનઃ યુદ્ધ કરવા નીકળી પડતા હતા અને કેટલાએક યુદ્ધદુર્મદ યોદ્ધાઓ તમારા પુત્રની આજ્ઞા પાળવા માટે પોતાની મરણપથારીએ પડેલા સંબંધીઓનો ત્યાગ કરી યુદ્ધ કરવાની ઇચ્છાથી

પુનઃ રણમાં જતા હતા. હે ભરતશ્રેષ્ઠ રાજા ! બીજા કેટલાએક સૈનિકો પાણી પીને, વાહનોને શાંત પાડીને તથા કવચો પહેરીને ફરી યુદ્ધ કરવા નીકળી પડતા હતા. વળી કેટલાએક યોદ્ધાઓ પોતાના ભાઈઓને શાંત પાડી, કેટલાએક પુત્રોને તથા પિતાઓને છાવણીમાં મૂકી આવી અને કેટલાએક મુખ્યતા પ્રમાણે પોતપોતાના રથો સજ્જ કરી પાંડવોના સૈન્ય સામે દોડી જતા હતા તથા યુદ્ધ કરવાનું જ પસંદ કરતા હતા. એ સમયે, હે પૃથ્વીનાથ ! ઘૂઘરીઓના લૂમખાવાળાં લશ્કરી વસ્ત્રાભૂષણોથી ઢંકાયલા તે શૂરાઓ ત્રણે લોકનો વિજય કરવા તત્પર થયેલા દૈત્યો અને દાનવો સરખા શોભી રહ્યા હતા. તે પછી કેટલાએક યોદ્ધાઓ સુવર્ણની પેઠે શોભી રહેલા રથોમાં બેસીને એકાએક પાંડવોનાં સૈન્યો સામા ધસી આવ્યા અને ધૃષ્ટદ્યુમ્ન સામા લડવા લાગ્યા. એટલે પાંચાલવંશી ધૃષ્ટદ્યુમ્ન, મહારથી શિખંડી તથા નકુલનો પુત્ર શતાનીક એ ત્રણ શત્રુઓના રથ-સૈન્ય સામા લડવા લાગ્યા. પછી ધૃષ્ટદ્યુમ્ન અત્યંત ક્રોધાયમાન થઈ ગયો. તેણે મહાન સૈન્યને સાથે લઈ તમારા યોદ્ધાઓનો સંહાર કરવા માંડ્યો અને તેમની સામે ધસારો કર્યો. હે રાજા ! તે વેળા તમારા પુત્રે ધસી આવતા ધૃષ્ટદ્યુમ્નના પર અનેક બાણો ફેંકવા માંડ્યાં. એટલે હે ભારત ! ધૃષ્ટદ્યુમ્ન પણ તમારા ધનુર્ધર પુત્રની સાથે પુષ્કળ કારીગરોએ સજેલાં નારાચ, અર્ધનારાચ તથા વત્સદંત આદિ ઝડપદાર બાણોનો ઉપયોગ કરી લડવા લાગ્યો. હે રાજન્ ! તેણે કેટલાંએક બાણો મારીને તમારા પુત્રોના ચારેય ઘોડાઓનો નાશ કરી નાખ્યો તથા તેના બન્ને બાહુઓમાં અને વક્ષઃસ્થળમાં પ્રહાર પણ કર્યો. આથી મહાધનુર્ધારી દુર્યોધન અંકુશોથી મારેલા હાથીની પેઠે અત્યંત વીંધાઈ ગયો.[૧૦-૨૧] પછી ધૃષ્ટદ્યુમ્નના ઘોડાઓને બાણો મારીને મૃત્યુ પાસે વિદાય કરી દીધા તથા એક ભલ્લ જાતનું બાણ મારી તેના સારથિના મસ્તકને પણ ધડ પરથી જુદું પાડી દીધું.[૨૨] આવું પરાક્રમ કર્યા પછી શત્રુદમન રાજા દુર્યોધન રથ-હીન થવાથી એક ઘોડાની પીઠ પર સવાર થઈને રણમાંથી થોડે દૂર ચાલ્યો ગયો.[૨૩] આમ હે મહારાજ ! પોતાના સૈન્યને નષ્ટવીર્ય થયેલું જોઈને તમારો પુત્ર જે સ્થળે મહાબળવાન શકુનિ ઊભો હતો તે સ્થળે નાસી ગયો.[૨૪] આ રીતે જ્યારે રથસૈન્યમાં ભંગાણ પડ્યું, ત્યારે ત્રણ હજાર મોટા મોટા હાથીઓ પાંડવપક્ષના સર્વ રથીઓની ચોપાસ વીંટાઈ વળ્યા.[૨૫] આમ હે ભારત ! હે મહારાજ ! તમારા હસ્તિસૈન્યે પાંડવોના પાંચ મહારથીઓને રણમાં ઘેરી લીધા, એટલે તેઓ મેઘોથી ઘેરાયેલા ગ્રહોની પેઠે શોભવા લાગ્યા. પછી હે મહારાજ ! નિશાનબાજ અને મહાબાહુ એવો અર્જુન પોતાના સારથિ શ્રીકૃષ્ણની સાથે ધોળા રંગના ઘોડાઓવાળા રથમાં બેસીને તે હસ્તિસેના સામે યુદ્ધ કરવા નીકળી પડ્યો. પર્વત સરખા તે હાથીઓની ચોપાસ ઘેરાઈ જઈને તે ચળકતાં તીક્ષ્ણ નારાચ બાણોનો પ્રહાર કરી હસ્તિસૈન્ય સામે લડવા લાગ્યો.[૨૬-૨૮] તે સમયે અમારા જોવામાં આવતું હતું કે, અર્જુન માત્ર એક એક બાણથી મોટા મોટા હાથીઓને વીંધી નાખી મારી નાખતો હતો તેથી તેઓ રણભૂમિ પર પડેલા હતા અને પડતા હતા.[૨૯] વળી મદમત્ત હાથી સરખો બળવાન ભીમસેન પણ તે હાથીઓને ચઢી આવેલા જોઈને હાથમાં મોટી ગદા લઈને ત્યાં ચઢી આવ્યો.[૩૦] દંડધારી કાળની પેઠે તે સત્વર રથ પરથી કૂદી પડ્યો. આમ ગદા ઉગામીને ધસી આવતા તે પાંડવ મહારથી ભીમસેનને જોતાં જ તમારા સૈનિકો ત્રાસ પામી ગયા અને તેમનાં મળમૂત્ર પણ

છૂટી ગયાં.[૩૧,૩૨] ત્યાં અમે ભીમસેને ફાડી નાખેલાં ગંડસ્થળોવાળા પર્વતો સરખા હાથીઓ ધૂળધાણી થઈને આમતેમ દોડી રહેલા જોયા.[૩૩] કેટલાએક હાથીઓ ભીમસેનની ગદાના મારથી ઘાયલ થઈ રણમાંથી નાસવા લાગ્યા, ત્યારે બીજા કેટલાએક હાથીઓ દુઃખ ભરેલી ચીસો પાડીને કપાઈ ગયેલી પાંખોવાળા પર્વતોની પેઠે રણમાં પડવા લાગ્યા. આમ ફાટી ગયેલાં ગંડસ્થળોવાળા અનેક હાથીઓને ચોપાસ નાસભાગ કરી રહેલા જોઈને તથા તેમને રણમાં ધબોધબ પડી જતા જોઈને તમારા સૈનિકો તો ત્રાસી ગયા.[૩૪,૩૫] બીજી બાજુથી ક્રોધે ભરાયેલા યુધિષ્ઠિર, નકુલ અને સહદેવ ગીધપક્ષીનાં પીછાં બાંધેલાં તીક્ષ્ણ બાણોનો મારો ચલાવી તે સૈનિકોને યમલોકમાં મોકલી દેવા લાગ્યા. એ યુદ્ધમાં ધૃષ્ટદ્યુમ્ને તમારા તે પુત્ર દુર્યોધનરાજનો પરાજય કર્યો ત્યારે તમારો પુત્ર ઘોડાની પીઠ પર સવાર થઈ રણમાંથી નાસી ગયો. ત્યારે હે મહારાજ ! સર્વ પાંડવોને હાથીઓથી ઘેરાયેલા જોઈને ધૃષ્ટદ્યુમ્ન એકદમ ત્યાં ધસી ગયો. આમ પાંચાલરાજનો તે પુત્ર હાથીઓનો સંહાર કરવાની ઇચ્છાથી ત્યાં જઈ પહોંચ્યો. તે જ સમયે શત્રુદમન દુર્યોધનને આપણા રથસૈન્યમાં નહિ જોઈને અશ્વત્થામા, કૃપાચાર્ય અને કૃતવર્મા ક્ષત્રિયોને પૂછવા લાગ્યા : 'દુર્યોધન ક્યાં છે?[૧૩૬-૪૦] એટલે સર્વ ક્ષત્રિયોએ જ્યાં મનુષ્યોનો સંહાર થઈ રહ્યો હતો ત્યાં દુર્યોધનની તપાસ કરી અને તમારા પુત્રને કોઈ સ્થળે નહિ જોવાથી તે મહારથીઓ તેને મરણ પામેલો જ માનવા લાગ્યા. તેમનાં મોં નિસ્તેજ થઈ ગયાં અને તેઓ અન્યોન્યને તમારા પુત્રના સંબંધમાં પૂછવા લાગ્યા. ત્યારે કેટલાએક કહેવા લાગ્યા કે, 'સારથિનું મરણ થતાં દુર્યોધનરાજા પાંચાલરાજના દુઃસહ સૈન્યનો ત્યાગ કરીને શકુનિ પાસે ચાલ્યા ગયા છે.' વળી બીજા કેટલાએક અત્યંત ઘાયલ થયેલા ક્ષત્રિયો બોલી ઊઠ્યા કે, 'આપણને દુર્યોધનનું શું કામ છે? તે જો જીવતા હશે તો તેને તમે જોશો, માટે આપણે બધા એકત્ર થઈને હાલ તો યુદ્ધ કરો. રાજા તમને શું કરનાર છે?[૧૪૧-૪૪] તે ક્ષત્રિયો સર્વાંગે ઘાયલ થઈ ગયા હતા, તેમનાં વાહનોનો લગભગ વિનાશ થઈ ગયો હતો અને તેઓ બાણોથી અત્યંત પીડાતા હતા તેથી તેઓ સ્પષ્ટ રીતે કંઈ પણ બોલી શક્યા નહિ અને આટલું જ બોલ્યા કે,[૪૫] 'પાંડવોના જે સૈન્યથી આપણે ઘેરાઈ ગયા છીએ, તે સર્વ સૈન્યનો આપણે નાશ કરી નાખીએ; કારણ કે પેલા પાંડવો સર્વ હાથીઓનો સંહાર કરી નાખીને આપણી સામા ચઢી આવે છે.[૧૪૬] તે ક્ષત્રિયોનું આ વચન સાંભળીને મહાબળવાન, શૂરવીર અને દૃઢ ધનુર્ધારી અશ્વત્થામા, કૃપાચાર્ય અને કૃતવર્મા પાંચાલરાજના દુઃસહ સૈન્યને ભેદી નાખીને તથા રથસૈન્યનો ત્યાગ કરીને જ્યાં શકુનિ ઊભો હતો ત્યાં ચાલ્યા ગયા. હે રાજન્ ! તેમના ગયા પછી ધૃષ્ટદ્યુમ્ન આદિ પાંડવયોદ્ધાઓ તમારા સૈનિકોનો સંહાર કરતા કરતા ચઢી આવ્યા. તે મહારથીઓને હર્ષભેર ચઢી આવેલા જોઈ તમારા પરાક્રમી વીર યોદ્ધાઓ જીવિતની આશાનો ત્યાગ કરીને યુદ્ધ કરવા લાગ્યા. હે રાજન્ ! તે સમયે તમારું સૈન્ય નિસ્તેજ મુખનું થઈ ગયું હતું, સર્વની પાસે આયુધો ખૂટી પડ્યાં હતાં અને સર્વ સૈનિકો શત્રુઓથી ઘેરાઈ ગયા હતા. તે જોઈ હું મારા નિર્બળ સૈન્યની સાથે પ્રાણની દરકાર કર્યા વિના જે પ્રદેશ પર કૃપાચાર્ય ઊભા હતા તે સ્થળે જઈ પહોંચ્યો અને ત્યાં ઊભેલા ચાર યોદ્ધાઓમાં પાંચમો થઈને હું ધૃષ્ટદ્યુમ્નના સૈન્ય સાથે લડવા લાગ્યો. પરંતુ અર્જુને અમને પાંચે જણાને બાણોથી એવા ગભરાવી દીધા કે

અમે ત્યાંથી નાસી ગયા.[૪૭-૫૩] પછી અમે મહાવિકરાળ ધૃષ્ટદ્યુમ્ન સામે ચઢી ગયા, પણ ત્યાં અમારું મહાન યુદ્ધ થયું ન હતું; કારણ કે એક ક્ષણવારમાં તેણે અમને બધાને જીતી લીધા હતા, અને તેથી અમે રણમાંથી પાછા ફર્યા હતા.[૫૪] હવે મેં મહારથી સાત્યકિને ચઢી આવતો જોયો. તે વીરે ચારસો રથીઓની સાથે મારી સામે ધસારો કર્યો.[૫૫] આમ જેનાં વાહનો થાકી ગયાં હતાં એવા ધૃષ્ટદ્યુમ્નના સપાટામાંથી હું મહાસંકટે છૂટ્યો, ત્યાં તો પાપી જેમ નરકમાં પડે, તેમ હું પાછો સાત્યકિના સૈન્યમાં સપડાઈ ગયો. તે સમયે એક મુહૂર્ત જેટલા સમય સુધી અમારું મહાદારુણ અને ઘોર યુદ્ધ થયું હતું; પરંતુ આખરે મહાબાહુ સાત્યકિએ મારા સૈન્યનો નાશ કરી નાખ્યો અને મૂર્ચ્છિત થઈને પૃથ્વી પર પડી ગયેલા મને જીવતો કેદ પકડ્યો. તેવામાં ભીમસેને ગદા વડે તથા અર્જુને નારાચો વડે એક મુહૂર્ત જેટલા સમયમાં હસ્તિસૈન્યનો નાશ કરી નાખ્યો અને ત્યાં પર્વત સરખા મોટા મોટા હાથીઓ ચારેબાજુ પડવા લાગ્યા. આથી પાંડવોના રથોનો માર્ગ છેક ઢંકાઈ ગયો. પછી હે મહારાજ! મહાબળવાન ભીમસેને મરણ પામેલા હાથીઓને દૂર ખેંચી કાઢ્યા અને પાંડવોના રથોના માર્ગને ખુલ્લો કરી દીધો. આ તરફ અશ્વત્થામા, કૃપાચાર્ય તથા કૃતવર્મા શત્રુદમન દુર્યોધનને નહિ જોવાથી તેની શોધ કરવા લાગ્યા અને રાજાને નહિ દેખવાથી ઉદાસ થઈ ગયા. તેમણે ધૃષ્ટદ્યુમ્નને પડતો મૂક્યો અને ચાલી રહેલા મનુષ્યોના તે સંહારમાં જે સ્થળે શકુનિ ઊભો હતો તે સ્થળે તેઓ ચાલ્યા ગયા.[૫૬-૬૩]

ઇતિ શ્રીમહાભારતમાં શલ્યપર્વાંતર્ગત શલ્યાભિષેકપર્વમાં 'દુર્યોધનનું પલાયન' નામનો અધ્યાય ૨૫ મો સમાપ્ત

# અધ્યાય ૨૬ મો

## ધૃતરાષ્ટ્રના અગિયાર પુત્રોનો વધ

॥ सजय उवाच ॥

**गजानीके हते तस्मिन् पांडुपुत्रेण भारत ।**
**वध्यमाने बले चैव भीमसेनेन संयुगे ॥ १ ॥**

સંજય બોલ્યો : હે ભારત! પાંડુપુત્ર ભીમસેને તે હસ્તિસેનાનો સંહાર કરી નાખ્યો અને સૈનિકોને મારવા માંડ્યા. જેમ પ્રાણોને હરી લેનાર કોપેલો કાળ હાથમાં દંડ લઈને ઘૂમે, તેમ તે શત્રુદમન ભીમસેન હાથમાં ગદા લઈને રણમાં ઘૂમવા લાગ્યો. તે જોઈ હે રાજન્! મરતાં બચી ગયેલા તમારા પુત્રો પોતાના મોટાભાઈ કુરુરાજ દુર્યોધનને રણમાં નહિ દેખીને એકીસાથે ભીમસેન સામા ધસ્યા. દુર્મર્ષણ, શ્રતાંત, જૈત્ર, ભૂરિબલ, રવિ, જયત્સેન, સુજાત, શત્રુહંતા દુર્વિષહ, દુર્વિમોચન, દુષ્પ્રધર્ષ તથા મહાબાહુ શ્રુતર્વા આ તમારા અગિયાર યુદ્ધકુશળ પુત્રોએ એકત્ર થઈને સર્વ તરફથી ભીમસેનને ઘેરી લીધો; એટલે હે મહારાજ! ભીમસેન વળી પાછો પોતાના રથ પર ચઢી બેઠો અને તમારા પુત્રોના મર્મ ભાગોમાં તીક્ષ્ણ બાણો મારવા લાગ્યો. તે મહારણમાં ભીમસેન તમારા પુત્રો પર બાણોનો મારો ચલાવવા લાગ્યો, એટલે તેઓ પણ જાણે ઢાળવાળા પ્રદેશ પરથી હાથી સામા ધસી જતા હોય તેમ ભીમસેન સામા ધસી ગયા. તે જોઈ ભીમસેન કોપી ઊઠ્યો. તેણે ક્ષુરપ્ર જાતિનું એક બાણ મારી દુર્મર્ષણના મસ્તકને ઝડપથી કાપી નાખી પૃથ્વી પર પાડી દીધું. પછી મહારથી ભીમસેને સર્વ પ્રકારનાં કવચોને તોડી નાખનારું બીજું એક ભલ્લ જાતિનું બાણ મારીને તમારા પુત્ર શ્રુતાંતને મારી નાખ્યો. વળી જાણે હસતો હોય તેમ તેણે મુખ મલકાવીને એક નારાચ બાણ મૂક્યું અને જયત્સેનને વીંધી નાખ્યો. આમ હે રાજન્! શત્રુ-

દમન ભીમસેને તેને પણ રથની બેસણી પરથી ગબડાવી પાડ્યો એટલે તે પડ્યો કે તુરત જ મરણ પામ્યો.[૧-૧૨] પછી હે રાજા! શ્રુતર્વાએ ક્રોધાયમાન થઈને ગીધપક્ષીનાં પીછાં બાંધેલાં સો નમેલાં પર્વવાળાં બાણો મારીને ભીમસેનને વીંધી નાખ્યો.[૧૩] આથી ભીમસેનને પણ ક્રોધ ચઢ્યો. તેણે ઝેર અને અગ્નિ સરખાં બળબળતાં બાણો મારીને જૈત્ર, ભૂરિબલ અને રવિને રણમાં સપ્ત વીંધી નાખ્યા.[૧૪] આમ વસંતઋતુમાં પુષ્પભરેલા ખાખરાઓ કપાઈને જેમ ઢળી પડે, તેમ તે મહારથીઓ પણ રથો પરથી પૃથ્વી પર ઢળી પડયા.[૧૫] હવે શત્રુતાપન ભીમસેને એક સજેલું ભલ્લ બાણ મારીને દુર્વિમોચનને મૃત્યુ પાસે મોકલી દીધો.[૧૬] એટલે તે રથીશ્રેષ્ઠ પણ પર્વતના શિખર પર ઊગેલું અને વાયુના ઝપાટાથી ભાંગી પડેલું વૃક્ષ જેમ તૂટી પડે, તેમ મરણ પામીને પોતાના રથ પરથી રણભૂમિ પર પડ્યો.[૧૭] વળી ભીમસેને સેનાના મુખમાં ઊભેલા તમારા પુત્ર દુષ્પ્રધર્ષને તથા સુજાતને પણ બબ્બે બાણોનો પ્રહાર કરી યુદ્ધમાં મારી નાખ્યા.[૧૮] તેથી તે બન્ને મહારથીઓ પણ શરીરે બાણોથી વીંધાઈ જઈને પૃથ્વી પર પડ્યા. પછી તમારો પુત્ર દુર્વિષહ યુદ્ધ કરવા ચઢી આવ્યો એટલે તેને પણ ભીમસેને બરાબર તાકીને ભલ્લ બાણ માર્યું અને સર્વ ધનુર્ધરોના દેખતાં મારી નાખીને ઘોડા પરથી પટકી પાડ્યો.[૧૯,૨૦] આ પ્રમાણે એકલા ભીમસેને પોતાના ઘણા ભાઈઓને રણમાં મારી નાખ્યા, તે જોઈ ક્રોધવશ થયેલો શ્રુતર્વા ભીમસેન સામે ચઢી આવ્યો.[૨૧] તેણે પ્રથમ સુવર્ણથી મઢેલા પોતાના મહાન ધનુષ્યનો ટંકાર કર્યો અને પછી ઝેર તથા અગ્નિ સરખાં તીક્ષ્ણ બાણો છોડવા માંડ્યાં.[૨૨] હે રાજન્! પછી શ્રુતર્વાએ મહારણમાં ભીમસેનના ધનુષ્યના કટકા કરી નાખ્યા અને તેનું ધનુષ્ય કપાઈ ગયા પછી તેને વીસ બાણોનો પ્રહાર પણ કર્યો.[૨૩] ત્યાં તો મહાબળવાન ભીમસેને તુરત જ બીજું ધનુષ્ય ગ્રહણ કર્યું અને તમારા પુત્રને બાણોથી ઢાંકી દઈને 'ઊભો રહેજે, ઊભો રહેજે' એમ વાગ્બાણ પણ માર્યું.[૨૪] પછી પૂર્વે જંભાસુર અને ઇંદ્રના જેવું જ ભયાનક અને વિચિત્ર દેખાવનું તે બન્નેનું યુદ્ધ થવા લાગ્યું.[૨૫] તે બન્નેએ કાળદંડ સરખાં તીક્ષ્ણ એવાં એટલાં બધાં બાણો છોડી મૂક્યાં કે તેથી સર્વ દિશાઓ, વિદિશાઓ, પૃથ્વી અને આકાશ છેક છવાઈ ગયાં.[૨૬] હે રાજન્! આમ થોડોક સમય ચાલ્યા પછી શ્રુતર્વાને ખૂબ ક્રોધ ચઢી ગયો. તેણે ધનુષ્ય સજ્જ કરીને ભીમસેનના બન્ને બાહુઓમાં તથા વક્ષઃસ્થળમાં ઘણાં બાણો માર્યાં.[૨૭] આમ હે મહારાજ! તમારા ધનુર્ધર પુત્રે જ્યારે ભીમસેનને અત્યંત વીંધી નાખ્યો, ત્યારે તે પણ પર્વને દિવસે ખળભળી ઊઠેલા મહાસાગરની પેઠે ક્રોધથી ખળભળી ઊઠ્યો.[૨૮] હે રાજા! આમ રોષાવેશમાં આવી ગયેલા ભીમસેને તમારા પુત્રના સારથિને તથા ચારે ઘોડાઓને બાણો વડે યમલોકમાં મોકલી દીધા.[૨૯] વળી મહાબળવાન ભીમસેને તેને રથરહિત થયેલો જોઈ પીંછાંવાળાં ઘણાં બાણો માર્યાં અને પોતાના હાથની ચાલાકી દેખાડી દીધી.[૩૦] હે રાજા! શ્રુતર્વા જ્યારે રથરહિત થઈ ગયો, ત્યારે તેણે ઢાલતરવાર લેવાનો વિચાર કર્યો, પણ જેવો તે લેવા ગયો કે તુરત જ ભીમસેને એક ક્ષુરપ્ર જાતિનું બાણ મારી તેના મસ્તકને ઉડાડી પાડ્યું. આ રીતે મહાત્મા ભીમસેને ક્ષુરપ્ર બાણથી તેનું મસ્તક કાપી પાડ્યું, એટલે તુરત જ તેનું શરીર પણ પૃથ્વીને ગજાવી મૂકતું રથ પરથી ગબડી પડ્યું. વીર શ્રુતર્વા પડ્યો એટલે તમારા સર્વ સૈનિકો ભયથી મોહિત થઈને ભીમસેન સામા યુદ્ધ કરવાની ઇચ્છાથી સંગ્રામમાં ધસી ગયા. પ્રતાપી

ભીમસેને પણ મરતાં બચેલા સૈન્યસાગરમાંથી એકદમ ધસી આવેલા તે દંશીલા યોદ્ધાઓ સામે હુમલો કર્યો. તેવામાં તો શત્રુપક્ષના તે યોદ્ધાઓ એકદમ આવી પહોંચ્યા અને ભીમસેનને ચોતરફથી ઘેરી લેવા લાગ્યા. એટલે ઇંદ્ર જેમ અસુરોને પીડે, તેમ તમારા સૈનિકોથી ઘેરાઈ ગયેલો ભીમસેન તમારા સર્વ યોદ્ધાઓને સજેલાં બાણો મારીને પીડવા લાગ્યો. એ યુદ્ધમાં ભીમસેન પાંચસો મોટા માફાવાળા રથોને, સાતસોની સંખ્યાવાળા હસ્તિસૈન્યને અને એક લાખ પાળાઓ સહિત આઠસો ઘોડેસવારોને મારી નાખી દીપી નીકળ્યો હતો. આમ હે રાજન્! કુંતાપુત્ર ભીમસેને યુદ્ધમાં તમારા પુત્રોનો નાશ કરી પોતાના આત્માને કૃતાર્થ માન્યો અને પોતાના જન્મને સફળ માન્યો.[૩૧-૩૯] વળી હે રાજા! જ્યારે ભીમસેન યુદ્ધ કરીને શત્રુઓનો સંહાર કરતો હતો, ત્યારે તમારા સૈનિકો તેની સામે જોવાની હામ સરખી ધરી શકતા ન હતા.[૪૦] આમ હે મહારાજ! સર્વ કૌરવોને હાંકી કાઢી તથા તેમના સર્વ અનુયાયીઓને સંહારી નાખીને ભીમસેન મોટા-હાથીઓને ત્રાસ પમાડવા માટે હાથની તાળીઓનો શબ્દ કરતો હતો. ત્યારે હે પૃથ્વીપતિ! જેના ઘણા યોદ્ધાઓ માર્યા ગયા હતા એવી તમારી કંઈક શેષ રહેલી સેના દીન થઈ ગઈ હતી.[૪૧,૪૨]

ઇતિ શ્રીમહાભારતમા શલ્યપર્વાંતર્ગત શલ્યાભિષેકપર્વમા 'ધૃતરાષ્ટ્રના અગિયાર પુત્રોનો વધ' નામનો અધ્યાય ૨૬ મો સમાપ્ત

## अध्याय २७मो

### સુદર્શન અને રાજા સુશર્માનો વધ

॥ સંજય ઉવાચ ॥

दुर्योधनो महाराज सुदर्शश्चापि ते सुतः।
हतशेषौ तदा संख्ये वाजिमध्ये व्यवस्थितौ ॥ १॥

સંજય બોલ્યો: હે મહારાજ! એ યુદ્ધમાં તમારા બધા પુત્રોમાંથી દુર્યોધન અને સુદર્શન આ બે જ હવે મરતાં બાકી રહ્યા હતા અને તે બન્ને ઘોડેસવારોના મધ્યભાગમાં ઊભા હતા.[૧] તે સમયે દુર્યોધનને ઘોડેસવારોના સૈન્યની વચ્ચે ઊભેલો જોઈને દેવકીનંદન શ્રીકૃષ્ણે કુંતીપુત્ર અર્જુનને કહ્યું:[૨] 'હે અર્જુન! હવે શત્રુઓ ઘણાખરા મરી ખૂટ્યા છે, આપણા બંધુવર્ગનું રક્ષણ થયું છે અને આ પેલો સાત્યકિ સંજયને કેદ પકડી આ તરફ પાછો ફરે છે.[૩] હે ભારત! આ નકુલ અને સહદેવ અનુયાયીવાળા પાપી કૌરવોની સામે યુદ્ધ કરીને હવે થાકી ગયા છે.[૪] કૃપાચાર્ય, કૃતવર્મા અને અશ્વત્થામા એ ત્રણ મહારથીઓ દુર્યોધનનો ત્યાગ કરી દૂર ઊભા રહ્યા છે.[૫] આ તરફ પેલો ધૃષ્ટદ્યુમ્ન દુર્યોધનના સૈન્યનો સંહાર કરી સર્વ પ્રભદ્રક યોદ્ધાઓની સાથે પરમ શોભાયમાન થઈને ઊભો છે.[૬] વળી હે પાર્થ! પેલો દુર્યોધન સર્વ સૈન્યને વ્યૂહાકારે ગોઠવી દઈ રણના મધ્યમાં સર્વ ઘોડેસવારોની વચ્ચે ઊભો રહ્યો છે. તેના મસ્તક પર છત્ર ધરવામાં આવ્યું છે અને વારંવાર તે આસપાસ દૃષ્ટિ કર્યા કરે છે. માટે હવે તું જ્યારે તીક્ષ્ણ બાણો મારીને તેનો નાશ કરીશ, ત્યારે કૃતકૃત્ય થઈશ.[૭,૮] હે શત્રુદમન અર્જુન! આ હસ્તિસૈન્યનો નાશ થયેલો જોઈને તથા તને યુદ્ધ કરવા આવી પહોંચેલો જોઈને આ સર્વ યોદ્ધાઓ જેટલામાં પલાયન કરી ન જાય તેટલામાં તું દુર્યોધનનો નાશ કરી નાખ.[૯] ધૃષ્ટદ્યુમ્ન જલદી અહીં આવી પહોંચે તે માટે કોઈ એક માણસ તેને બોલાવવા માટે જાય; કારણ કે હે તાત! આ પાપી દુર્યોધનનું સૈન્ય હવે થાકી ગયું છે, માટે આ સમયે તેને છોડવો ન જોઈએ.[૧૦] દુર્યોધન તમારા સર્વ સૈન્યનો સંહાર કરી પાંડવોને સંગ્રામમાં જિતાયેલા માની બેઠો છે અને તેથી જ તે મોટા આડંબર કરીને રણમાં ઊભો

છે.[૧૧] પરંતુ પોતાના સૈન્યને મરણ પામેલું જોઈને તથા તેને પાંડવોથી પીડિત થયેલું જોઈને રાજા દુર્યોધન અવશ્ય પોતાના વિનાશ માટે યુદ્ધ કરવા ચઢી આવશે.[૧૨] શ્રીકૃષ્ણે આ પ્રમાણે કહ્યું, એટલે અર્જુન તેમને કહેવા લાગ્યો: 'હે માધવ! ધૃતરાષ્ટ્રના સર્વ પુત્રોને ભીમસેને મારી નાખ્યા છે. માત્ર હવે આ બે જ બાકી રહ્યા છે. હે કૃષ્ણ! તેઓ પણ આજે રહેશે નહિ. હે કૃષ્ણ! ભીષ્મ હણાયા છે, દ્રોણાચાર્ય હણાયા છે. સૂર્યપુત્ર કર્ણ હણાયો છે, મદ્રરાજ શલ્ય હણાયો છે અને જયદ્રથ આદિ અનેક મહારથીઓ માર્યા ગયા છે. હે જનાર્દન! હવે તો માત્ર સુબલપુત્ર શકુનિના પાંચસો ઘોડેસવારો, બસો રથીઓ, સો હાથીસવારો, ત્રણ હજાર પાળાઓ, અશ્વત્થામા, કૃપાચાર્ય, ત્રિગર્તરાજ સુશર્મા, ઉલૂક, શકુનિ અને યાદવ કૃતવર્મા એટલું જ સૈન્ય દુર્યોધન પાસે બાકી રહ્યું છે. હે માધવ! ખરેખર, આ પૃથ્વીમાં કાળ કોઈને પણ છોડતો નથી અને તેથી જ સૈન્યનો નાશ થઈ ગયો છે. છતાં જુઓ, દુર્યોધન રણમાં ઊભો રહ્યો છે, પરંતુ આજે જ દિવસ પૂરો થતાં મહારાજા યુધિષ્ઠિરના સર્વ શત્રુઓ હણાઈ જશે.[૧૩-૧૯] હું ધારું છું કે, શત્રુઓમાંનો કોઈ પણ યોદ્ધો મારી પાસેથી જીવતો છૂટી શકશે નહિ. હે કૃષ્ણ! જે મહોત્કટ યોદ્ધાઓ આજે યુદ્ધનો ત્યાગ કરી જશે નહિ, તે સર્વનો હું વિનાશ કરી નાખીશ. ભલે પછી તેઓ સાક્ષાત્ દેવો હશે! વળી આજના યુદ્ધમાં હું ક્રોધાયમાન થઈને તીક્ષ્ણ બાણોથી ગાંધારરાજ શકુનિનો વધ કરીશ અને રાજા યુધિષ્ઠિરના લાંબા વખતના ઉજાગરાઓને દૂર કરીશ. વળી દુરાચારી શકુનિએ સભા વચ્ચે કપટ-જુગાર રમીને અમારાં જેટલાં રત્નો હરી લીધાં છે, તે બધાંને આજે હું પાછાં લાવીશ. આજે પોતાના પતિઓને તથા પુત્રોને પાંડવોને હાથે યુદ્ધમાં મરણ પામેલા સાંભળીને હસ્તિનાપુરમાં સર્વ સ્ત્રીઓ રડારોળ કરી મૂકશે. હે કૃષ્ણ! આમ સર્વ કાર્ય આજે સમાપ્ત થઈ જશે.[૨૦-૨૪] વળી હે કૃષ્ણ! દુર્યોધન ભયનો માર્યો સંગ્રામમાં મારી પાસેથી જો નાસી નહિ જાય, તો આજે જ તે પ્રદીપ્ત રાજ્યલક્ષ્મીનો તથા પ્રાણનો ત્યાગ કરશે. હે શત્રુદમન યાદવવંશી! તમારે એ મહામૂર્ખ દુર્યોધનને આજે મૂએલો જ જાણવો; કારણ કે તેનું આ ઘોડેસવારોનું સૈન્ય મારી પ્રત્યંચાના ટંકારને સહન કરવા અસમર્થ છે. માટે ચાલો, આપણા રથને આગળ હંકારો, એટલામાં હું તેનો નાશ કરું.'

હે રાજન્! યશસ્વી અર્જુને આ પ્રમાણે કહ્યું, એટલે શ્રીકૃષ્ણે ઘોડાઓને દુર્યોધનના સૈન્ય સામા હાંક્યા. તે સમયે દુર્યોધનના સૈન્યને જોઈને ભીમસેન, અર્જુન અને સહદેવ એ ત્રણ મહારથીઓ યુદ્ધ કરવા સજ્જ થઈ ગયા અને સિંહનાદ કરીને દુર્યોધનનો વધ કરવાની ઇચ્છાથી નીકળી પડ્યા. આમ તે સર્વ આતતાયી પાંડવોને એકીસાથે ધનુષ્યો ઉગામીને વેગથી ચઢી આવેલા જોઈને શકુનિ તેમની સામે યુદ્ધ કરવા ધસ્યો.[૨૫-૩૦] ત્યાં તમારો પુત્ર સુદર્શન ભીમસેન સામે ચઢી ગયો અને સુશર્મા તથા શકુનિ અર્જુન સાથે લડવા લાગ્યા.[૩૧] વળી ઘોડાની પીઠ પર સવાર થયેલા તમારા પુત્ર દુર્યોધને સહદેવ સામે ચઢાઈ કરી. પછી હે રાજન્! તમારા પુત્ર દુર્યોધને, સહદેવના મસ્તક પર જોસથી ભાલાનો સખ્ત પ્રહાર કર્યો. એટલે તે વિહ્વળ થઈને સર્પની પેઠે ફૂંફાડા મારવા લાગ્યો અને સર્વાંગે લોહીલુહાણ થઈ ગયો. આમ તમારા પુત્રના મારથી તે સહદેવ બેભાન દશામાં રથની બેસણી પર થોડીવાર બેસી જ રહ્યો. પછી હે રાજા! ભાનમાં આવીને સહદેવે દુર્યોધનને ક્રોધપૂર્વક ઘણાં તીક્ષ્ણ બાણો માર્યાં. બીજી તરફ અર્જુન પણ યુદ્ધમાં પરાક્રમ કરીને

ઘોડાઓની પીઠ પર બેઠેલા અનેક શૂરાઓનાં મસ્તકોને કાપી નાખવા લાગ્યો હતો. તે સમયે અર્જુને અનેક બાણોનો મારો ચલાવી ઘોડેસવારોના સૈન્યનો નાશ કરી નાખ્યો અને સર્વ ઘોડાઓને રણમાં રોળી નાખી પોતે ત્રિગર્તદેશના રથીઓ સામે યુદ્ધ કરવા ગયો. એટલે ત્રિગર્તોના મહારથીઓ પણ સર્વ એકત્ર મળીને અર્જુનના પર તથા શ્રીકૃષ્ણના પર બાણોની વૃષ્ટિઓ કરવા લાગ્યા. પછી મહાયશસ્વી પાંડુનંદન અર્જુને ક્ષુરપ્ર જાતિનું એક બાણ મારી સત્યકર્માને વીંધી નાખ્યો તથા તેના રથની ઈસના કટકા કરી નાખ્યા. વળી હે રાજા! મહાકીર્તિમાન અર્જુને પથ્થર પર સજેલું બીજું એક ક્ષુરપ્ર બાણ મારીને પ્રદીપ્ત કુંડળોથી શોભી રહેલા સત્યકર્માના મસ્તકને એકાએક કાપી નાખ્યું. વધારામાં હે રાજા! ભૂખ્યો સિંહ જેમ વનમાં મૃગને પકડી પાડે, તેમ અર્જુને સર્વ યોદ્ધાઓના દેખતાં સત્યેષુને પકડયો અને ઠાર કર્યો. આ રીતે સત્યેષુને મારી નાખ્યા પછી અર્જુને સુશર્માને ત્રણ બાણોથી વીંધી નાખ્યો તથા સુવર્ણ સમાન પ્રકાશી રહેલા ઘણા રથોનો ઘાણ કાઢી નાખ્યો. પછી ઉતાવળો ઉતાવળો તે ઘણા લાંબા સમયથી સંઘરી રાખેલા ક્રોધરૂપ તીક્ષ્ણ વિષાગ્નિને છોડતો છોડતો પ્રસ્થલના રાજા સુશર્માની સામે જ પ્રયાણ કરી ગયો. હે ભરતશ્રેષ્ઠ! તેની પાસે જતાંવેંત જ અર્જુને સો બાણોથી તેને ભરી દીધો તથા તેના ઘણા ધનુર્ધારી ઘોડેસવારોનો નાશ કરી નાખ્યો. પછી તેણે કાળના દંડ સરખું ઉગ્ર બાણ લીધું અને જાણે હસતો હોય તેમ તે મુખ મલકાવીને તેને ઝડપથી સુશર્મા સામે ફેંક્યુ. હે મહારાજા! ક્રોધથી બળી રહેલા ધનુર્ધારી અર્જુને ફેંકેલા તે બાણે સુશર્માના હૃદયને ચીરી નાખ્યું એટલે તુરત તે ગતપ્રાણ થઈને ધરણી પર ઢળી પડયો.[૩૨-૪૬] આમ સર્વ પાંડવોને હર્ષ પમાડતો તથા તમારા યોદ્ધાઓને દુઃખી કરતો તે સુશર્મા મરણ પામ્યો. તે પછી અર્જુને તેના પિસ્તાળીસ મહારથી પુત્રોને પણ બાણો મારીને યમલોકમાં મોકલી દીધા. વળી અર્જુને સજેલાં બાણોનો મારો ચલાવી તેના સર્વ અનુયાયીઓનો સંહાર કરી નાખ્યો. પછી તે મહારથી મરતાં બચેલી ભારતીસેના સામે યુદ્ધ કરવા ચઢ્યો. બીજી બાજુ, હે રાજા! ક્રોપાયમાન થયેલો ભીમસેન જાણે હસતો હોય તેમ બાણો મારીને તમારા પુત્ર સુદર્શનને અદશ્ય કરી રહ્યો હતો. પછી તેણે ખડખડાટ હસીને મહાતીક્ષ્ણ ક્ષુરપ્ર બાણ મૂક્યું અને સુદર્શનના મસ્તકને શરીર પરથી છૂટું પાડ્યું. આથી તે મરણ પામીને પૃથ્વી પર પડયો. આ રીતે વીર સુદર્શન મરાયો એટલે તેના સર્વ અનુયાયી યોદ્ધાઓ જાતજાતનાં બાણોનો મારો ચલાવવા લાગ્યા અને ભીમસેનને રણમાં ઘેરી વળ્યા. તે જોઈ ભીમસેને પણ ઇંદ્રના વજ્ર જેવા તીક્ષ્ણ પ્રહાર કરનારાં સજેલાં બાણો મૂકીને તમારા સૈન્યને ચોતરફથી મારવા માંડ્યું. ત્યાં હે ભરતશ્રેષ્ઠ! એક ક્ષણવારમાં તો ભીમસેને તે સૈન્યનો સંહાર કરી નાખ્યો.[૪૭-૫૩] હે ભારત! આ રીતે સૈનિકોનો સંહાર થવા લાગ્યો, ત્યારે કૌરવપક્ષના સેનાધ્યક્ષ મહારથીઓ ભીમસેન સામા ચઢી આવીને યુદ્ધ કરવા લાગ્યા.[૫૪] ત્યારે હે રાજા! પાંડુપુત્ર ભીમસેન પણ તે સર્વ મહારથીઓને ઘોર બાણો મારવા લાગ્યો અને તમારા મહારથીઓ પાંડવ પક્ષના મહારથીઓને મોટી બાણવૃષ્ટિ કરીને ચોબાજુથી ઘેરી લેવા લાગ્યા. એટલે પછી તો પાંડવોનું શત્રુઓ સાથે તથા યુદ્ધની ઇચ્છાવાળા તમારા યોદ્ધાઓનું પાંડવોની સાથે સર્વ તરફથી મહાન સંકુલ યુદ્ધ થવા લાગ્યું. ત્યાં હે રાજન્! બન્ને પક્ષની સેનાઓમાં પરસ્પર પ્રહાર પામેલા અને

પોતપોતાના મરણશરણ થયેલા બાંધવોનો શોક કરતા ઘણા યોદ્ધાઓ રણભૂમિ પર પડવા લાગ્યા.[૫૫-૫૭]

ઇતિ શ્રીમહાભારતમાં શલ્યપર્વાંતર્ગત શલ્યાભિષેકપર્વમાં 'સુશર્માનો વધ' નામનો અધ્યાય ૨૭ મો સમાપ્ત

## अध्याय २८मो

### શકુનિ અને તેના પુત્ર ઉલૂકનો વધ

॥ सजय उवाच ॥

**तस्मिन् प्रवृत्ते संग्रामे गजवाजिनरक्षये ।**
**शकुनिः सौबलो राजन् सहदेवं समभ्ययात् ॥ १**

સંજય બોલ્યો: હે રાજન્! હાથીઓ, ઘોડાઓ તથા મનુષ્યોનો જેમાં સંહાર થઈ જતો હતો એવો તે સંગ્રામ જ્યારે ચાલતો હતો, ત્યારે સુબલપુત્ર શકુનિએ સહદેવ સામે ચઢાઈ કરી.[૧] પ્રતાપી સહદેવે પણ પોતાના પર ચઢી આવતા તે શકુનિ પર શીઘ્રગામી પતંગિયાંનાં જેવાં સંખ્યાબંધ બાણો ઝડપથી ફેંકવા માંડ્યાં.[૨] બીજી તરફ, હે મહારાજ! શકુનિના પુત્ર ઉલૂકે પણ રણમાં ભીમસેનને દશ બાણો માર્યાં અને શકુનિએ ત્રણ બાણો મારીને ભીમસેનને વીંધી નાખ્યો.[૩] હે રાજન્! તે ઉપરાંત તેણે નેવું બાણો સહદેવને માર્યાં. આમ અન્યોન્ય સામે ભેટીને તે શૂરવીરો કંકપક્ષીનાં પીછાં બાંધેલાં સુવર્ણની પૂંખવાળા સરાણ પર ઘસેલાં અને ધનુષ્યોને કાન સુધી ખેંચીને છોડેલાં તીક્ષ્ણ બાણોથી એકબીજાને વીંધી નાખવા લાગ્યા. હે રાજા! તે સમયે મેઘની જળધારાઓની પેઠે તેમનાં ધનુષ્યોમાંથી એટલી બધી બાણવૃષ્ટિ છૂટી રહી હતી કે તેથી સર્વ દિશાઓ ઢંકાઈ ગઈ હતી.[૪-૬] પછી હે ભારત! તે લડાઈમાં ભીમસેનને તથા સહદેવને ક્રોધ ચઢી ગયો અને તે મહાબળવાન ભાઈઓ રણમાં મોટો સંહાર કરતા ઘૂમવા લાગ્યા.[૭] હે ભારત! તે બન્નેએ સેંકડો બાણો મૂકીને તમારા સૈન્યને ઢાંકી દીધું, એટલે તેનો દેખાવ અંધારિયા આકાશ સરખો થઈ રહ્યો.[૮] હે પૃથ્વીપતિ! સ્થળે સ્થળે રણક્ષેત્રમાં બાણથી ભરાયેલા ઘોડાઓ અનેક શબોને ખેંચી જતા દોડતા હતા, તેથી રણભૂમિનો માર્ગ છેક ઢંકાઈ ગયો હતો. ત્યાં હે રાજા! ઘોડેસવારોની સાથે જ મરણ પામેલા ઘોડાઓનાં ભાંગીતૂટી ગયેલાં કવચોથી, કપાઈ પડેલા ભાલાઓથી, છિન્નભિન્ન થયેલી ઋષ્ટિઓથી, શક્તિઓથી, તલવારોથી, પ્રાસોથી અને ફરસીઓથી પૃથ્વી ઢંકાઈ ગઈ હતી અને તે જાણે રંગબેરંગી પુષ્પોના જેવી જણાતી હતી. ત્યાં હે મહારાજ! યોદ્ધાઓ એકબીજાની સામે આવી જતા હતા, એકબીજાને હણી નાખતા હતા અને ક્રોધે ભરાઈને રણમાં ઘૂમી રહ્યા હતા. ત્યારે ફાટી ગયેલી આંખોવાળાં, રોષથી બીડેલા ઓઠોવાળાં, કુંડળોવાળાં અને કમળના કેસરા જેવી શોભાવાળાં મસ્તકોથી પૃથ્વી પથરાઈ ગઈ હતી. હે મહારાજ! ત્યાં ઠેરઠેર ભુજાઓ કપાઈને પડી હતી. તે ભુજાઓ ગજરાજની સૂંઢ સરખી હતી, બાજુબંધોવાળી હતી અને કવચવાળી હતી. વળી તે તલવારો, ફરસીઓ અને પ્રાસોને ધારણ કરી રહી હતી.[૯-૧૪] હે વિભુ! ત્યાં ઠેકઠેકાણે કપાઈ ગયેલાં મસ્તકોવાળાં ધડો ઊઠી ઊભાં થઈ જતાં હતાં અને નૃત્ય કરી રહ્યાં હતાં, તેમજ માંસાહારી ભૂતવર્ગથી સર્વ પ્રદેશ છેક છવાઈ ગયો હતો. આથી તે રણભૂમિનું સ્વરૂપ મહાઘોર થઈ પડ્યું હતું.[૧૫] એ મહારણમાં સૈન્યની સંખ્યા ઓછી થઈ ગઈ, એટલે એકદમ હર્ષમાં આવી ગયેલા પાંડવો કૌરવોને જુસ્સાભેર મૃત્યુલોકમાં મોકલી દેવા લાગ્યા.[૧૬] તે જ અરસામાં શૂરવીર અને પ્રતાપી શકુનિએ સહદેવના મસ્તક પર ભાલાનો સખ્ત પ્રહાર કર્યો.[૧૭] તેથી હે મહારાજ! વિહ્વળ થઈને તે રથની બેસણી પર થોડી વાર બેસી રહ્યો. આ રીતે હે ભારત! સહદેવને

બેભાન થયેલો જોઈ પ્રતાપી શત્રુદમન ભીમસેને ક્રોધપૂર્વક સર્વ સૈન્યોને આગળ વધતાં અટકાવી રાખ્યાં અને સેંકડો તથા હજારો સૈનિકોને નારાચ બાણો મારીને વીંધી નાખ્યા. આમ સર્વને ઘાયલ કર્યા પછી ભીમસેને એવો મોટો સિંહનાદ કર્યો કે શકુનિના ત્રાસી ગયેલા અનુચરો એકાએક ભયભીત થઈને હાથીઘોડા સાથે રણમાંથી નાસભાગ કરવા લાગ્યા. સૈનિકોમાં આ પ્રમાણે ભંગાણ પડેલું જોઈ રાજા દુર્યોધન બોલી ઊઠ્યો: 'હે અધર્મજ્ઞ યોદ્ધાઓ! પાછા ફરો, પાછા ફરો અને યુદ્ધ કરો. આમ નાસી જવાથી તમને શો લાભ થવાનો છે? જે ધીર પુરુષ યુદ્ધમાં પીઠ ન બતાવતાં પ્રાણોનો ત્યાગ કરે છે, તેની આ લોકમાં અચળ કીર્તિ સ્થાપિત થાય છે અને મૂવા પછી તેને દિવ્ય લોકો પ્રાપ્ત થાય છે.' રાજા દુર્યોધને આમ કહ્યું, એટલે શકુનિના અનુચર યોદ્ધાઓ મરણિયા થઈને પાંડવો પર તૂટી પડ્યા. હે રાજેંદ્ર! તેમણે જ્યારે પાંડવો સામે ધસારો કર્યો, ત્યારે અતિદારુણ કલકલાટ કરી મૂક્યો હતો. પરંતુ તેમની સ્થિતિ ખળભળી ઊઠેલા તોફાની સમુદ્ર સરખી ગંભીર જ હતી. હે મહારાજ! શકુનિના અનુચરોને આ રીતે પોતાની સન્મુખ ચઢી આવેલા જોઈ વિજયના ઉદ્યમવાળા પાંડવો પણ તેમની સામા ધસ્યા. હે પૃથ્વીનાથ! તે સમયે અજિત સહદેવે પોતાના સૈનિકોને ધીરજ આપી અને દશ બાણોથી શકુનિને તથા ત્રણ બાણોથી તેના ઘોડાઓને વીંધી નાખ્યા. વળી હસતો હોય તેમ મુખ મલકાવીને તેણે બાણો મારીને શકુનિના ધનુષ્યના પણ કટકા કરી નાખ્યા.[૧૮-૨૭] પછી યુદ્ધદુર્મદ શકુનિએ તુરત જ બીજું ધનુષ્ય હાથમાં લીધું અને સાઠ બાણોથી નકુલને તથા સાત બાણોથી ભીમસેનને વીંધી નાખ્યા.[૨૮] હે મહારાજ! એ જ સમયે ઉલૂકે પણ પોતાના પિતાનું (શકુનિનું) રક્ષણ કરવાની ઇચ્છાથી ભીમસેનને સાત બાણો માર્યાં તથા સહદેવને સિત્તેર બાણો માર્યાં.[૨૯] એટલે ભીમસેને નવ બાણોથી ઉલૂકને વીંધી નાખ્યો, ચોસઠ બાણોથી શકુનિને વીંધી નાખ્યો અને એ યુદ્ધમાં શકુનિની પાસે જે યોદ્ધાઓ ઊભા હતા તેમને ત્રણ ત્રણ બાણો માર્યાં.[૩૦] આમ જ્યારે ભીમસેને તેલ પાયેલાં નારાચ બાણોથી તેમને મારવા માંડ્યા, ત્યારે ક્રોધે ભરાયેલા તે યોદ્ધાઓ બાણોની વૃષ્ટિઓ કરીને સહદેવને રણમાં ઢાંકી દેવા લાગ્યા.[૩૧] વીજળીવાળા મેઘો જેમ પર્વત પર જળધારાઓ વરસાવે, તેમ તેઓ સહદેવના પર ધારાબંધ બાણો ફેંકવા લાગ્યા. પછી હે મહારાજ! શૂરવીર અને પ્રતાપી સહદેવે પોતાના પર ચઢી આવતા ઉલૂકના મસ્તકને એક ભલ્લ બાણ મારીને કાપી નાખ્યું. આમ સહદેવને હાથે મરણ પામેલો તે ઉલૂક સર્વાંગે લોહીલુહાણ થઈને પાંડવોને હર્ષ પમાડતો રથ પરથી પૃથ્વી પર પડ્યો. હે ભારત! પોતાના પુત્રને મરણ પામેલો જોઈને શકુનિના કંઠમાં અશ્રુઓ ભરાઈ આવ્યાં અને મોટા નિઃશ્વાસ નાખીને તે વિદુરનાં વાક્યોનું સ્મરણ કરવા લાગ્યો. તે અશ્રુપૂર્ણ દૃષ્ટિએ એક મુહૂર્તભર વિચારમાં પડી ગયો.[૩૨-૩૫] પછી હે મહારાજ! તેણે સહદેવને ત્રણ બાણો માર્યાં, પરંતુ પ્રતાપી સહદેવે શકુનિનાં તે બાણોને અનેક બાણો મારીને પાછાં હઠાવી દીધાં. વધારામાં તેણે તેના ધનુષ્યના પણ કટકા કરી નાખ્યા. હે રાજેંદ્ર! આમ ધનુષ્ય કપાઈ ગયું, એટલે શકુનિએ મહાવિશાળ તલવાર લઈને સહદેવને મારી. પરંતુ સહદેવે હસતાં હસતાં એકાએક પડતી શકુનિની તે ઘોર તલવારના સમરાંગણમાં બે કટકા કરી નાખ્યા. આમ તલવારને કપાઈ ગયેલી જોઈને શકુનિએ મોટી ગદા લીધી અને તેને સહદેવના પર• ફેંકી; પરંતુ તે ગદા પણ નિષ્ફળ

થઈને પૃથ્વી પર પડી. તે પછી ક્રોધાયમાન થયેલા શકુનિએ સહદેવને ઉદય પામેલી કાલરાત્રિ સરખી મહાઘોર શક્તિ મારી; પણ સહદેવે સુવર્ણભૂષિત બાણોનો પ્રહાર કર્યો અને ધસી આવતી તે શક્તિના હસતાં હસતાં જ ત્રણ કટકા કરી નાખ્યા. આથી સુવર્ણથી મઢેલી તે શક્તિ ત્રણ વિભાગે થઈને પૃથ્વી પર પડી અને આકાશમાંથી પડેલી પ્રદીપ્ત વીજળીની પેઠે રણક્ષેત્રમાં વીખરાઈ ગઈ. શક્તિને આમ નષ્ટ થયેલી જોઈને તથા શકુનિને ભયથી વિહ્વળ બની ગયેલો જોઈને તમારા સર્વ યોદ્ધાઓ તે ભયંકર સમય ઉપસ્થિત થતાં રણમાંથી નાસી ગયા અને શકુનિ પણ તેમની પાછળ નાઠો. એટલે તુરત જ વિજયી બનેલા પાંડવોએ મોટા મોટા સિંહનાદો કરી મૂક્યા.[૩૧-૪૪] ત્યાં સર્વ કૌરવો તો લગભગ રણમાંથી પલાયન જ કરી ગયા. આમ કૌરવોને ઉદાસ થઈ ગયેલા જોઈને માદ્રીનો પ્રતાપી પુત્ર સહદેવ અનેક હજારો બાણોનો મારો ચલાવી તેમને ઘેરી લેવા લાગ્યો. હવે તે ગાંધારદેશના પુષ્ટ ઘોડાઓના રક્ષણ તળે રહેલા તથા રણમાંથી નાસી જતા એ વિજયેચ્છુ શકુનિ પાસે જઈ પહોંચ્યો. હે રાજન્! શકુનિ હવે પોતાના જ ભાગ તરીકે જીવી રહ્યો છે, આવો મનમાં વિચાર કરીને સહદેવે સુવર્ણથી જડેલા રથમાં બેસીને તેની સામે ચઢાઈ કરી અને પોતાના મહાદૃઢ ધનુષ્યને બરાબર સજ્જ કરીને ટંકાર કરતો કરતો શકુનિ સામે ધસ્યો. તેણે ગીધપક્ષીનાં પીછાં બાંધેલાં તથા સરાણ પર ઘસીને સાફ કરેલાં તીક્ષ્ણ બાણોનો મારો ચલાવ્યો. ત્યાં અંકુશોથી જેમ મોટા હાથીને મારવામાં આવે, તેમ તેણે ક્રોધપૂર્વક તેને સખ્ત પ્રહાર કરવા માંડ્યો.[૪૫-૪૯] પછી બુદ્ધિમાન સહદેવે યુદ્ધ કરીને જાણે શકુનિને તેનાં દુષ્ટ કૃત્યોને યાદ કરાવતો હોય તેમ કહ્યું : 'ઓ મૂર્ખ શકુનિ! ક્ષાત્રધર્મમાં સ્થિર થઈને તું યુદ્ધ કર અને પુરુષ થા. ઓ દુર્મતિ! તે સમયે સભાની વચ્ચે પાસાઓથી જુગારબાજી રમીને તું હરખાતો હતો, પરંતુ તે કર્મનું આજે કેવું ફળ આવે છે તે તું જોજે. પૂર્વે જેમણે અમારી હાંસી કરી હતી તે સર્વ દુષ્ટાત્માઓ આ યુદ્ધમાં માર્યા ગયા છે; માત્ર કુલાંગાર દુર્યોધન અને તેનો મામો તું-એમ બે જણા જ બાકી રહ્યા છો. તેમાંથી તને તો હું આજે મારી નાખીશ. સર્વને ભાંગી નાખે તેવા મજબૂત ધોકાનો પ્રહાર કરી વૃક્ષ પરથી જેમ ફળને તોડી પાડવામાં આવે, તેમ હું ક્ષુર જાતિનું બાણ મારી તારા મસ્તકને ધડ પરથી તોડી પાડીશ.[૫૦-૫૩] આમ કહીને, હે મહારાજ! રણમાં સિંહ સરખો મહાબળવાન સહદેવ ક્રોધ તથા વેગપૂર્વક તેની સામે ધસ્યો.[૫૪] અજિત અને રણધુરંધર એવા સહદેવે આમ ધસારો કરીને ઘણા જોસથી ધનુષ્યને ખેંચ્યું. તેણે ક્રોધથી જાણે બળતો હોય તેમ શકુનિને દશ બાણોથી વીંધી નાખ્યો, તેના ઘોડાઓને ચાર બાણોથી ઘાયલ કર્યા તથા તેના છત્રને, ધ્વજને અને ધનુષ્યને કાપી નાખી સિંહના જેવી ગર્જના કરી.[૫૫,૫૬] સહદેવે શકુનિને ધ્વજ તથા ધનુષ્ય વિનાનો જ કરી મૂક્યો, એટલું જ નહિ, તેના સર્વ મર્મભાગોમાં અનેક બાણો મારીને તેને વીંધી જ નાખ્યો.[૫૭] વળી હે મહારાજ! પ્રતાપી સહદેવે શકુનિના પર વારવી અશક્ય એવી બાણવૃષ્ટિ કરી મૂકી.[૫૮] હવે શકુનિ કોપાયમાન થઈ ગયો. એ યુદ્ધમાં સહદેવને મારી નાખવાની ઇચ્છાથી એણે સુવર્ણથી મઢેલો એક ભાલો હાથમાં લીધો અને પોતે એકલો જ એકદમ વેગથી તેની સામે ધસ્યો. પરંતુ સહદેવે એકીસાથે ત્રણ ભલ્લ બાણો છોડી મૂક્યાં અને તેના ઉગામેલા ભાલાને તથા તેના ગોળાકાર સુંદર બન્ને બાહુઓને રણના મોખરામાં જ કાપી પાડ્યા તેમ જ બળપૂર્વક મહાન ગર્જના

કરી મૂકી.[૫૯,૬૦] વળી ઘણી ઝડપથી પરાક્રમ કર નારા તે સહદેવે બરાબર તાકીને છોડેલા, સુવર્ણની પૂંખવાળા, મજબૂત પોલાદથી બનાવેલા અને સર્વ જાતનાં કવચોને તોડી નાખનારા એક ભલ્લ બાણથી શકુનિના મસ્તકને શરીર પરથી જુદું પાડી દીધું.[૬૧] આમ પાંડુપુત્ર સહદેવે સુવર્ણની પેઠે શોભાયમાન, સૂર્યની પેઠે પ્રકાશમાન અને બરાબર તાકીને મારેલા તે બાણથી શકુનિના મસ્તકને સંગ્રામમાં તરત કાપી નાખ્યું અને તે સુબલપુત્ર યુદ્ધભૂમિ પર ઢળી પડ્યો.[૬૨] પછી સહદેવે અત્યંત કોપાયમાન થઈને સુવર્ણની પૂંખવાળું તથા સરાણ પર ઘસીને તીક્ષ્ણ કરેલું એક વેગવાળું બાણ માર્યું અને કૌરવોની અનીતિના મૂળ કારણરૂપ એવા તેનાં મસ્તકનાં કટકે કટકા કરી નાખ્યા.[૬૩] આમ હે રાજા! વીર સહદેવે શકુનિના ગોળાકાર અને સુંદર બાહુઓને તેમ જ મસ્તકને જેવાં કાપી પાડ્યાં કે તુરત તેમની પાછળ લોહીથી છંટાયેલું અને તેથી જ મહાભંકર દેખાવતું તેનું ધડ તરફડતું તરફડતું રથ પરથી ગબડી પડ્યું.[૬૪] આ પ્રમાણે જેનું મસ્તક કપાઈ ગયું હતું તથા જેનાં ગાત્રો લોહીલુહાણ થઈ ગયાં હતાં એવા શકુનિને પૃથ્વી પર પડેલો જોઈને શસ્ત્રો લઈને ઊભેલા તમારા યોદ્ધાઓ ભયને લીધે સત્ત્વહીન થઈ ગયા ને દિશાઓમાં નાસી ગયા.[૬૫] તે સમયે કૌરવપક્ષના સર્વ રથીઓ, ઘોડેસવારો, હાથીસવારો તથા પાળાઓ ભયભીત થઈને રણમાંથી નાસી જતા હતા, તેમનાં મુખો સુકાઈ ગયાં હતાં, તેઓ બેભાન થઈ ગયા હતા અને ગાંડીવનો ટંકાર સાંભળી તેઓ થરથરી ગયા હતા.[૬૬] હે ભારત! શકુનિને રથ પરથી પાડી નાખ્યા પછી પાંડવપક્ષના યોદ્ધાઓ હર્ષયુક્ત થઈને શ્રીકૃષ્ણની સાથે શંખો વગાડવા લાગ્યા તથા પોતાના સર્વ સૈનિકોને હર્ષ પમાડવા લાગ્યા.[૬૭] સર્વ મહારથીઓ સહદેવને રણભૂમિ પર જોઈને તેની પ્રશંસા કરવા લાગ્યા અને તેને કહેવા લાગ્યા કે, 'હે વીર! તમે આપણા મહાન શત્રુ શકુનિને તેના પુત્રની સાથે રણમાં મારી નાખ્યો તે બહુ જ ઉત્તમ કર્યું.'[૬૮]

ઇતિ શ્રીમહાભારતમાં શલ્યપર્વાંતર્ગત શલ્યાભિષેકપર્વમાં 'શકુનિ અને ઉલૂકનો વધ' નામનો અધ્યાય ૨૮મો સમાપ્ત

**શલ્યાભિષેકપર્વ સમાપ્ત**

# हृदप्रवेशपर्व

## अध्याय २९ मो

### પાણીના ધરામાં દુર્યોધન

॥ સંજય ઉવાચ ॥

**ततः क्रुद्धा महाराज सौबलस्य पदानुगाः ।**
**त्यक्त्वा जीवितमाक्रंदे पांडवान् पर्यवारयन् ॥ १**

સંજય બોલ્યો : હે મહારાજ! શકુનિના મરણ પછી તેના અનુયાયી યોદ્ધાઓ ક્રોધાયમાન થઈ ગયા અને જીવિતની દરકાર કર્યા વિના રણમાં ચોતરફથી પાંડવોને ઘેરી વળ્યા.[૧] તે જોઈ અર્જુન, વિજયી સહદેવ તથા કોપેલા સર્પ સમાન દેખાતો તેજસ્વી ભીમસેન તે યોદ્ધાઓની સામે લડવા લાગ્યા.[૨] શકુનિના સૈનિકો હાથમાં શક્તિ, ઋષ્ટિ અને ભાલાઓ લઈને સહદેવને મારી નાખવા ઇચ્છતા હતા; પરંતુ અર્જુને ગાંડીવધનુષ્યથી તેમના સંકલ્પને વ્યર્થ કર્યો હતો.[૩] તે પછી અર્જુન ભલ્લ જાતિનાં બાણોનો મારો ચલાવી સન્મુખ દોડી આવતા યોદ્ધાઓના શસ્ત્ર સહિત બાહુઓને, મસ્તકોને તથા ઘોડાઓને કાપી નાખવા લાગ્યો.[૪] લોકવીર અર્જુને રણમાં ઘૂમીને ઘણા ઘોડાઓને મારી નાખ્યા અને તેઓ ગતપ્રાણ થઈને પૃથ્વી પર પડતા હતા.[૫] આ પ્રમાણે પોતાના સૈનિકોનો સંહાર થઈ ગયેલો જોઈને રાજા દુર્યોધને મરત

બચેલા ઘણા રથીઓને, હાથીસવારોને, ઘોડેસવારોને તથા પાળાઓને સર્વ તરફથી બોલાવીને એકઠા કર્યા અને તે બધાને તે આ પ્રમાણે કહેવા લાગ્યો :[૬,૭] 'હે યોદ્ધાઓ! તમે સુહૃદગણો સાથેના સર્વ પાંડવો સામા યુદ્ધ કરવા જાઓ અને સૈન્યની સાથે ધૃષ્ટદ્યુમ્નનો નાશ કરી સત્વર પાછા આવો.'[૮] દુર્યોધનની એ આજ્ઞાને મસ્તકે ચઢાવી તે યુદ્ધ દુર્મદ યોદ્ધાઓ પાંડવો સામા યુદ્ધ કરવા ધસી ગયા.[૯] એટલે પાંડવો પણ મરતાં બચેલા તે યોદ્ધાઓને મહારણમાં ઉતાવળથી ચઢી આવતા જોઈને સર્પ સરખાં તીક્ષ્ણ બાણોનો મારો ચલાવવા લાગ્યા. હે ભરતશ્રેષ્ઠ! તેમણે એક મુહૂર્ત જેટલા સમયમાં તે સૈન્યોનો સંહાર જ કરી નાખ્યો અને તેનો કોઈ બેલી જ ન મળ્યો.[૧૦,૧૧] કવચ ધારણ કરીને સજ્જ થયેલું તે સૈન્ય રણમાં ઊભા રહેવા માટે ખૂબ પ્રયત્ન કરતું હતું, છતાં આખરે ટકી જ શક્યું નહિ. ઘોડાઓ દોડાદોડી કરવા લાગ્યા અને સૈન્યની નાસભાગથી ઊડેલી ધૂળ વડે સર્વ પ્રદેશ એટલો બધો ઢંકાઈ ગયો કે દિશાઓ અને વિદિશાઓમાંનું કંઈ પણ જણાતું ન હતું. પછી, હે ભારત! પાંડવોના સૈન્યમાંથી અનેક યોદ્ધાઓ નીકળી પડ્યા અને તેમણે એક મુહૂર્ત જેટલા કાળમાં તમારા યોદ્ધાઓનો નાશ કરી નાખ્યો. તેથી હે ભારત! તમારાં સર્વ સૈન્યોનો સંપૂર્ણ વિનાશ થઈ ગયો.[૧૨-૧૪] હે ભરતવંશી રાજા! એ યુદ્ધમાં તમારા પુત્રની અગિયાર અક્ષૌહિણી સેનાઓ એકઠી મળી હતી; પરંતુ પાંડવોએ તથા સૃંજયોએ તે સર્વ સેનાઓનો સંહાર કરી નાખ્યો હતો.[૧૫] હે રાજન્! તે રણક્ષેત્રમાં તમારા પક્ષના હજારો મહાત્મા રાજાઓ એકઠા મળ્યા હતા; પરંતુ તે સમયે શરીરે અત્યંત ઘાયલ થયેલો એકલો દુર્યોધન જ તે સ્થળે દષ્ટિએ પડતો હતો.[૧૬] પછી દુર્યોધને સર્વ દિશાઓ તરફ દૃષ્ટિ કરીને જોયું તો તેને સમગ્ર પૃથ્વી શૂન્ય દેખાઈ, પોતાને સર્વ યોદ્ધાઓ વિના એકલો પડી ગયેલો જોયો અને તેણે સર્વ રીતે કૃતકૃત્ય બનીને ગર્જનાઓ કરી રહેલા પાંડવોને રણમાં સર્વ તરફ હર્ષમાં આવી ગયેલા જોયા. પછી હે મહારાજ! મહાત્મા પાંડવોનાં બાણોના સણસણાટો સાંભળીને દુર્યોધન મનમાં અત્યંત દુઃખી થયો અને પોતે સૈન્ય તથા વાહન વિનાનો થઈ પડેલો હોવાથી રણમાંથી નાસી જવાનો મનમાં વિચાર કર્યો.[૧૭-૧૯]

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે સંજય! મારું સૈન્ય સંપૂર્ણ સમાપ્ત થઈ ગયું અને છાવણી છેક શૂન્ય થઈ ગઈ, તે પછી પાંડવોનું સૈન્ય કેટલું બાકી રહ્યું હતું? અને પોતાના સૈન્યનો સંહાર થઈ ગયેલો જોઈ મારા મૂર્ખ પુત્ર દુર્યોધને એકલો પડી ગયા પછી શું કર્યું હતું તે હું તને પૂછું છું, માટે તું મને કહે. ખરેખર, તું ઘણો કુશળ છે.

સંજય બોલ્યો : હે રાજન્! તમારા સૈન્યનો સંહાર થઈ ગયા પછી પાંડવોના સૈન્યમાં બે હજાર રથો, સાતસો હાથીઓ, પાંચહજાર ઘોડેસવારો તથા દશહજાર પાળાઓ બાકી રહ્યા હતા.[૨૦-૨૩] આટલા સૈન્યને સાથે રાખીને ધૃષ્ટદ્યુમ્ન યુદ્ધ માટે ઊભો રહ્યો હતો. હે ભરતશ્રેષ્ઠ! આ તરફ કૌરવોમાં દુર્યોધનરાજા એકલો જ ત્યાં ઊભો રહ્યો હતો. તે મહારથીએ સંગ્રામમાં સર્વ તરફ દૃષ્ટિ કરી, પણ પોતાને સહાય કરે તેવો કોઈ પણ પુરુષ તેના જોવામાં આવ્યો નહિ. તેણે તો ગર્જના કરી રહેલા શત્રુઓને તથા પોતાના સૈન્યના સંહારને જ જોયા.[૨૪,૨૫] આવું જોઈને, હે મહારાજ! તે પૃથ્વીપતિએ પોતાના મરણ પામેલા ઘોડાને ત્યાં પડતો મૂક્યો અને ભયનો માર્યો એકલો પૂર્વ દિશાએ ભાગી ગયો. આમ અગિયાર અક્ષૌહિણી સેનાઓનો ભર્તા એવો તમારો તેજસ્વી પુત્ર દુર્યોધન હાથમાં ગદા લઈને પગપાળો પાણીના એક

ધરા તરફ ચાલી નીકળ્યો.[૨૬,૨૭] રાજા દુર્યોધન પગે ચાલીને થોડે દૂર ગયો ત્યાં તે ધર્મશીલ મહાત્મા વિદુરનાં વચનને યાદ કરવા લાગ્યો કે,[૨૮] 'હાય! મહાબુદ્ધિમાન મહાત્મા વિદુરે આ યુદ્ધમાં થયેલો અમારો તથા ક્ષત્રિયોનો મહાન સંહાર પ્રથમથી જ નિશ્ચયપૂર્વક જોઈ લીધો હતો.[૨૯] હે રાજન્! પોતાના સૈન્યના વિનાશને નજરે જોઈ દુર્યોધનનું હૃદય દુઃખથી તપી ગયું હતું અને મનમાં આવો વિચાર કરીને તે પાણીના ધરામાં પેસી જવા તૈયાર થઈ ગયો.[૩૦] હે રાજન્! હે મહારાજ! તે જ સમયે ધૃષ્ટદ્યુમ્ન આદિ પાંડવો ક્રોધપૂર્વક તમારા બાકી રહેલા સૈન્ય સામા ધસી ગયા હતા.[૩૧] ત્યાં અર્જુને પોતાના ગાંડીવધનુષ્યથી હાથમાં શક્તિ, ઋષ્ટિ અને ભાલાઓ લઈને ગર્જના કરી રહેલા તમારા યોદ્ધાઓના સંકલ્પને ધૂળ મેળવી દીધો હતો.[૩૨] એ વેળા સજેલાં બાણોનો મારો ચલાવી શ્વેતવર્ણના ઘોડાઓવાળા રથમાં બેઠેલો અર્જુન અમાત્યો તથા બંધુઓ સાથે સર્વ યોદ્ધાઓનો સંહાર કરીને અત્યંત શોભી રહ્યો હતો.[૩૩] સુબલપુત્ર શકુનિ જ્યારે હાથી, ઘોડા અને રથસહિત માર્યો ગયો હતો, ત્યાર પછી તમારું સૈન્ય કપાઈ ગયેલા મહાન અરણ્ય સરખું જ જણાતું હતું.[૩૪] હે રાજન્! દુર્યોધનનું જે સૈન્ય અનેક લાખોની સંખ્યામાં હતું, તેમાંથી વીર અશ્વત્થામા, કૃતવર્મા, કૃપાચાર્ય અને તમારા પુત્ર સિવાય બીજો એક પણ મહારથી જીવતો જોવામાં આવતો ન હતો.[૩૫,૩૬]

પછી તે સમયે સાત્યકિના હાથમાં કેદ પકડાયેલા એવા મારી સામે જોઈને ધૃષ્ટદ્યુમ્ન હસતો હસતો સાત્યકિને કહેવા લાગ્યો: 'આને હવે કેદ પકડીને આપણને શો લાભ છે? કદાચ એ જીવતો રહેશે તોપણ મૂએલા જેવો જ છે.[૩૭] ધૃષ્ટદ્યુમ્નનું એ વચન સાંભળી મહારથી સાત્યકિ તીક્ષ્ણ તલવાર ઉગામીને મને મારવા તૈયાર થઈ ગયો; પણ તેવામાં તો મહાબુદ્ધિમાન ભગવાન વેદવ્યાસ ત્યાં આવી પહોંચ્યા અને તેમણે સાત્યકિને કહ્યું: 'આ સંજયને જીવતો છોડી મૂક. કોઈ રીતે પણ તે મારવા યોગ્ય નથી.[૩૮,૩૯] વ્યાસ ભગવાનનું તે વચન સાંભળીને સાત્યકિએ મને છોડી મૂક્યો અને પછી હાથ જોડીને તેણે મને કહ્યું: 'હે સંજય! તારું કલ્યાણ થાઓ. જા, તું તારું કાર્ય સિદ્ધ કર.[૪૦] આમ સાત્યકિએ મને રજા આપી, એટલે હથિયાર વિનાનો તથા શરીરે લોહીલુહાણ થયેલો હું કવચ ઉતારીને સાયંકાળને સમયે નગર તરફ ચાલી નીકળ્યો. હું એક કોશ જેટલો રણથી દૂર નીકળી આવ્યો, ત્યાં મેં શરીરે અત્યંત ઘાયલ થયેલા તથા હાથમાં ગદા લઈને એકલા ઊભેલા દુર્યોધનને જોયો. આંસુથી ઊભરાતી આંખોવાળો તે દુર્યોધન મને ઓળખી શક્યો નહિ; પરંતુ હું જ્યારે છેક તેની સમીપ જઈને દીન થઈને ઊભો રહ્યો ત્યારે તેણે મને ઓળખ્યો.[૪૧-૪૩] એ સમયે હું પણ એકલા પડી ગયેલા દુર્યોધનને શોક કરતો જોઈને અતિશય દુઃખને લીધે ગળગળો બની ગયો અને એક મુહૂર્તકાળ સુધી તો કંઈ જ બોલી શક્યો નહિ.[૪૪] પછી મેં મારા કેદ પકડાવા સંબંધના તથા વ્યાસના પ્રસાદથી મારો જીવતાં જ છુટકારો થયા સંબંધના સર્વ સમાચાર તેને કહી સંભળાવ્યા.[૪૫] તે સાંભળીને તે એક મુહૂર્તભર વિચારમાં જ ગરકાવ થઈ ગયો અને પછી ભાનમાં આવી તેણે મને પોતાના ભાઈઓના તથા સર્વ સૈન્યોના સમાચાર પૂછ્યા.[૪૬] એટલે મેં પણ જે સર્વ બનાવ પ્રત્યક્ષ જોયો હતો તે બધો તેને જણાવ્યો અને તેના સર્વ ભાઈઓનો તથા સર્વ સૈન્યનો જ સંહાર થયો હતો તે પણ તેને કહ્યો. વળી મેં તેને કહ્યુ કે, 'હે દુર્યોધનરાજ! હું જ્યારે

રણમાંથી ચાલ્યો ત્યારે ભગવાન વ્યાસે મને કહ્યું છે કે, કૌરવોના સૈન્યમાંથી માત્ર ત્રણ મહારથીઓ જ જીવવા પામ્યા છે.[૪૭,૪૮] તે વાત સાંભળીને તેણે ઘણો ઊંડો નિસાસો નાખ્યો અને વારંવાર મારી સામે જોવા માંડ્યું. પછી તમારા પુત્રે હાથ વડે મને સ્પર્શ કરી આ પ્રમાણે કહ્યું:[૪૯] 'હે સંજય! આ સંગ્રામમાં તારા વિના આપણા પક્ષનો કોઈ પણ પુરુષ જીવતો નથી, તેમ તારા સિવાય બીજા કોઈને હું દેખતો પણ નથી. વળી પાંડવો તો હજી પણ સહાયવાળા છે. માટે હે સંજય! તું મારા પિતા પ્રજ્ઞાચક્ષુ રાજા ધૃતરાષ્ટ્રને કહેજે કે, તમારો પુત્ર દુર્યોધન તેના મહાબળવાન સુહૃદો, પુત્રો અને ભાઈઓ વિનાનો થઈ પડ્યો છે, પાંડવોએ તેના રાજ્યને હરી લીધું છે અને શરીરે અત્યંત ઘાયલ થઈ ગયો છે, તેથી પાણીના એક ધરામાં છુપાઈ બેઠો છે અને હજી જીવતો છે. જોકે આવી સ્થિતિમાં મારા જેવો બીજો કયો પુરુષ જીવતો રહે? છતાં પણ આ મહારણમાંથી હું જીવતો છૂટ્યો છું. આ સર્વ વાર્તા તું મારા પિતાને કહેજે.' હે મહારાજ! મને આમ કહીને રાજા દુર્યોધન પાણીના મોટા ધરામાં પેસી ગયો અને માયાના બળથી તેણે પાણીને થંભાવી દીધું.[૫૦–૫૪]

દુર્યોધન ધરામાં પેસી ગયો તે પછી જેમનાં વાહનો થાકી ગયાં હતાં તથા જેઓ બાણોથી ઘાયલ થઈ ગયા હતા એવા વીર કૃપાચાર્ય, મહારથી અશ્વત્થામા તથા ભોજવંશી કૃતવર્મા, આ ત્રણ રથીઓને મેં તે પ્રદેશ તરફ આવતા જોયા.[૫૫,૫૬] તે ત્રણે મહારથીઓએ પણ મને જોતાંવેંત જ ઘોડાઓને એકદમ દોડાવી મૂક્યા અને મારી સમીપ આવીને તેઓ બોલી ઊઠ્યા કે, 'હે સંજય! બહુ સારું થયું છે કે, તું આ રણમાં જીવતો રહ્યો છે.[૫૭] તે પછી તેમણે તમારા પુત્રના સંબંધમાં કેટલીક પૂછપરછ કરીને કહ્યુ કે, 'હે સંજય! આપણા રાજા દુર્યોધન જીવે છે કે?[૫૮] તે સાંભળી મેં તેમને રાજા દુર્યોધનના કુશળ સમાચાર જણાવ્યા અને દુર્યોધને મને જે કહ્યુ હતું તે સર્વ પણ મેં તેમને કહી સંભળાવ્યું. વળી રાજા દુર્યોધન જેમાં પેસી ગયો હતો તે ધરો પણ મેં તેમને બતાવ્યો. હે રાજન્! મારાં તે વચન સાંભળીને અશ્વત્થામાએ તે વિશાળ ધરા સામે દૃષ્ટિ કરી અને કરુણાજનક વિલાપ કરીને બોલ્યા કે, 'અરેરે! ધિક્કાર પડો અમારા જીવતરમાં કે અમારા જીવવાની વાત અમારા રાજાને પ્રથમજ જાણવામાં ન આવી![૫૯–૬૧] અમે અમારા રાજાની સાથમાં રહીને શત્રુઓને જીતવા માટે હજી પણ સમર્થ છીએ.' આમ ઘણો વખત વિલાપ કરીને તે મહારથીઓ પાંડવોને રણમાં ઊભેલા જોઈ ત્યાંથી નાસી જવાની તૈયારી કરવા લાગ્યા. મરતાં બચેલા તે ત્રણે મહારથીઓ મને કૃપાચાર્યના સજ્જ કરેલા રથમાં બેસાડી દઈ છાવણી તરફ ચાલી નીકળ્યા. તે વેળા સૂર્યાસ્તનો સમય થઈ ગયો હતો, ત્રાસ પામી ગયેલાં નોકરોનાં ટોળાં છાવણીમાં એકઠાં થઈ ગયાં હતાં અને તેઓ બધા તમારા પુત્રોનો વિનાશ સાંભળી રુદનના આક્રંદ કરી રહ્યા હતા. ત્યારે હે મહારાજ! સ્ત્રીઓના રક્ષક વૃદ્ધ પુરુષો રાજરાણીઓને લઈને નગર તરફ જવા તૈયાર થઈ ગયા હતા. ત્યાં સૈન્યનો સંહાર થઈ ગયેલો સાંભળી ચોતરફ સર્વ સ્ત્રીઓનો મહાન રુદનધ્વનિ સંભળાઈ રહ્યો હતો. હે રાજન્! ટિટોડીઓની પેઠે વારંવાર આક્રંદ કરીને રુદન કરતી તે રાજરાણીઓએ પૃથ્વીને ગજાવી મૂકી હતી. સર્વ સ્ત્રીઓ નખો વડે શરીરને ઊતરડી નાખતી હતી, હાથ વડે મસ્તકો કૂટતી હતી, માથાના વાળ પીંખતી હતી, મોટી મોટી બૂમો પાડતી હતી અને હાહાકાર શબ્દ કરીને ધડાધડ છાતીઓ કૂટતી હતી.[૬૨–૬૮]

હે રાજા! આ પ્રમાણે છાવણીની સર્વ સ્ત્રીઓ

શોકાકુળ થઈને રોકકળ કરી રહી હતી તથા 'હાય હાય'ની બૂમો પાડી રહી હતી. તે સાંભળીને દુર્યોધનના અમાત્યો પણ કંઠમાં અશ્રુઓ ભરાઈ જવાને લીધે ગળગળા બની ગયા અને અત્યંત શોકાતુર થઈ ગયા.[૭૦] ત્યાં હે પૃથ્વીપતિ ! સર્વ દ્વારાધ્યક્ષો હાથમાં છડીઓ લઈને રાજરાણીઓની સાથે નગરમાં જવાની તૈયારીઓ કરવા લાગ્યા. બીજા સ્ત્રીરક્ષક વૃદ્ધ પુરુષો પણ સુંદર બિછાનાંવાળાં શ્વેત વર્ણનાં શયનોને લઈને સત્વર નગર તરફ જવા લાગ્યા.[૭૧,૭૨] કેટલાએક અંતઃપુરાધ્યક્ષો પોતપોતાના રક્ષણ તળે રહેનારી રાણીઓને ખચ્ચર જાતની ઘોડીઓથી જોડેલા રથોમાં બેસાડી દઈ નગર તરફ લઈ જવા લાગ્યા.[૭૩] હે મહારાજ ! પૂર્વે રાજમંદિરોમાં વસનારી જે મહારાણીઓને સૂર્ય પણ જોઈ શક્યો ન હતો, તેજ નગર તરફ પ્રયાણ કરી રહેલી રાણીઓને સામાન્ય મનુષ્યો પણ તે સમયે જોઈ શક્યા હતા.[૭૪] હે ભરતશ્રેષ્ઠ ! એ પ્રમાણે જેમના સ્વજનો તથા પતિઓ મરણ પામ્યા હતા એવી સુકુમાર રાજરાણીઓ સત્વર નગર તરફ જઈ રહી હતી.[૭૫] તે જ પ્રમાણે ગાયોનું રક્ષણ કરનારા ગોપાલ તથા ઘેટાંબકરાંનું પાલન કરનારા ભરવાડ સુધીના સર્વ લોકો ભીમસેનના ભયથી વિહ્વળ થઈને ગભરાટની દશામાં નગર તરફ જવા લાગ્યા.[૭૬] એ લોકોને પાંડવો તરફનો એટલો બધો તીવ્ર અને દારુણ ભય પેસી ગયો હતો કે, તેઓ અન્યોન્ય સામે જોતા જોતા નગર તરફ દોડ્યા જ જતા હતા.[૭૭] આવી રીતે અતિ દારુણ નાસભાગ થઈ રહી હતી, ત્યારે શોકથી મૂઢ બની ગયેલો યુયુત્સુ મનમાં આ પ્રમાણે સમયોચિત વિચાર કરવા લાગ્યો :[૭૮] 'ભયંકર પરાક્રમી પાંડવોએ આ યુદ્ધમાં અગિયાર અક્ષૌહિણી સેનાઓના સ્વામી દુર્યોધનને જીતી લીધો છે તથા તેના સર્વ ભાઈઓનો નાશ કરી નાખ્યો છે. ભીષ્મ, દ્રોણ વગેરે સર્વ કૌરવો માર્યા ગયા છે, માત્ર હું એકલો જ દૈવ અને ભાગ્યના યોગે જીવતો છૂટ્યો છું. છાવણીમાંનાં સર્વ મનુષ્યો ચોબાજુ પલાયન કરી રહ્યાં છે અને જેઓના રાજાઓ મરણ પામ્યા છે એવા સર્વ રજવાડી નોકરો નિસ્તેજ થઈને આમતેમ નાસભાગ કરી રહ્યા છે.[૭૯–૮૧] પૂર્વે કદી જોવામાં પણ નહિ આવેલા અનેક રાજકીય પુરુષો દુઃખાર્ત થઈને હરિણોની પેઠે ભયથી વ્યાકુળ નેત્રોવાળા થઈ ગયા છે અને દશે દિશાઓને જોતા જોતા ત્રાસ પોકારી ગયા છે.[૮૨] દુર્યોધનના જે કોઈ અમાત્યો મરતાં બચી ગયા છે તેઓ રાજરાણીઓને લઈને નગર તરફ જઈ રહ્યાં છે.[૮૩] માટે તેમની સાથે હાલ હું પણ જો નગર તરફ જ જાઉં તો તે સમયોચિત ગણાશે, એમ મને લાગે છે.' હે ધૃતરાષ્ટ્રરાજા ! આવો મનમાં વિચાર કરી યુયુત્સુએ હસ્તિનાપુરમાં જવા માટે રાજા યુધિષ્ઠિરની તથા ભીમસેનની આજ્ઞા માગી અને તેમને પોતાનો અભિપ્રાય જણાવ્યો. યુયુત્સુના એ અભિપ્રાયને જાણી, નિત્ય દયાળુ એવા રાજા યુધિષ્ઠિર પ્રસન્ન થયા. વૈશ્યજાતિની સ્ત્રીના તે પુત્ર યુયુત્સુને આલિંગન કરી તેમણે તેને નગરમાં જવા માટે આજ્ઞા આપી; એટલે યુયુત્સુએ તુરત જ રથમાં બેસીને ઘોડાઓને નગર તરફ હંકાર્યા. સાથે સાથે તે રાજરાણીઓને પણ નગર તરફ લઈ જવા લાગ્યો. યુયુત્સુ બરાબર સૂર્યાસ્તના સમયે સર્વ રાજપરિવાર સાથે હસ્તિનાપુરમાં દાખલ થયો. તે સમયે તેનો કંઠ અશ્રુઓથી ભરાઈ ગયો હતો અને તેનાં નેત્રોમાંથી અશ્રુધારા વહેવા લાગી હતી. પછી તે યુયુત્સુ રાજા ધૃતરાષ્ટ્રની પાસેથી આવેલા, આંસુભરેલી આંખવાળા અને શોકથી વિહ્વળ થયેલા ચિત્તવાળા મહાબુદ્ધિમાન વિદુરને મળ્યો અને તેમને પ્રણામ કરી સમીપમાં ઊભો રહ્યો. પછી સત્યધૃતિ વિદુર પોતાની આગળ ઊભા રહેલા

યુયુત્સુને કહેવા લાગ્યા : 'હે પુત્ર! કૌરવોના આ સંહારમાં તું જીવતો રહ્યો તે બહુ સારું થયું છે. પરંતુ તું રાજા દુર્યોધન વિના એકલો અહીં કેમ આવ્યો? તે સર્વ કારણ તું મને વિસ્તારથી કહે.'

યુયુત્સુ બોલ્યો: પોતાના જ્ઞાતિજનો, પુત્ર અને બાંધવો સાથે શકુનિ મરણ પામ્યો, ત્યાર પછી રાજા દુર્યોધનનો બાકીનો પરિવાર પણ વિનાશ પામ્યો અને તે પોતે મરણ પામેલા પોતાના ઘોડાનો ત્યાગ કરી પૂર્વ દિશા તરફ ભયથી નાસી ગયા છે.[૮૪-૯૨] રાજા યુદ્ધમાંથી નાસી ગયા એટલે છાવણીમાંનાં સર્વ મનુષ્યો પણ ભયભીત થઈને નગર તરફ નાસી જવા લાગ્યાં.[૯૩] પછી અંતઃપુરના અધ્યક્ષ પુરુષો પણ રાજાની તથા તેમના ભાઈઓની સર્વ સ્ત્રીઓને રથોમાં બેસાડીને ભયના માર્યા નગર તરફ નીકળી પડ્યા.[૯૪] તે જોઈ હું પણ રાજા યુધિષ્ઠિરની તથા શ્રીકૃષ્ણની આજ્ઞા લઈને દોડી જતા લોકોની રક્ષા કરતો કરતો હસ્તિનાપુરમાં આવ્યો છું. વૈશ્યાપુત્ર યુયુત્સુનું તે વચન સાંભળી સર્વ ધર્મોને જાણનારા વિદુરે જાણ્યું કે, યુયુત્સુએ બરાબર સમયોચિત કાર્ય કર્યું છે. પછી તે તેની પ્રશંસા કરી આ પ્રમાણે બોલ્યા : 'હે યુયુત્સુ! ભરતવંશીઓના નાશના સંબંધમાં તેં જે કંઈ કહ્યુ છે તથા કર્યું છે તે સર્વ સમયોચિત જ છે.[૯૫-૯૭] તેં તારો દયાળુ ભાવ દર્શાવીને કુળધર્મની રક્ષા કરી છે. બહુ જ સારું થયું છે કે, પ્રજાઓ જેમ સૂર્યને જુએ, તેમ અમે જેમાં વીરપુરુષોનો સંહાર થઈ ગયો છે, એવા આ સંગ્રામમાંથી તને જીવતો રહીને અહીં નગરમાં આવેલો જોઈએ છીએ. હે પુત્ર! તું આંધળા, લોભી, ટૂંકી વિચાર શક્તિના તથા અનેક વખત પ્રાર્થના કર્યા છતાં જેમનું ચિત્ત દૈવયોગે નષ્ટ થયેલું છે, એવા રાજા ધૃતરાષ્ટ્રને લાકડીરૂપે છે. હે પુત્ર! સંકટોથી દુઃખી થયેલા તે રાજાના સર્વ પુત્રોમાંથી તું એક જ હવે બાકી રહ્યો છે.[૯૮-૧૦૦] આજે તું અહીં જ વિશ્રાંતિ લે અને આવતી કાલે રાજા યુધિષ્ઠિર પાસે જજે.' આમ કહીને, જેમનાં નેત્રોમાં અશ્રુઓ ઊભરાઈ જતાં હતાં એવા તે વિદુર યુયુત્સુનો હાથ પકડી રાજમહેલમાં દાખલ થયા. એ રાજમહેલ એકત્ર થયેલા નગરના લોકો તથા આજુબાજુના દેશના લોકોના દુઃખના હાહાકાર શબ્દોથી અત્યંત ગાજી રહ્યો હતો, આનંદરહિત હતો, ખેદાનમેદાન થઈ ગયેલા બાગબગીચાવાળા જળાશયની પેઠે શોભાથી રહિત હતો, ઉજ્જડ જેવો હતો અને વિનાશ પામ્યા જેવો હતો. આવી દુર્દશાવાળા રાજમહેલને જોઈને ધર્મોને જાણનારા વિદુરને પણ અત્યંત દુઃખ થયું અને મનમાં અત્યંત ઉદાસ થઈને તેમણે નિઃશ્વાસ નાખ્યો. પછી હે રાજન્! ત્યાંથી નીકળીને તેમણે ધીમે ધીમે નગરમાં પ્રવેશ કર્યો.[૧૦૧-૧૦૪] યુયુત્સુ પણ તે રાત્રિએ પોતાને ઘેર જ રહ્યો. ત્યાં તેનાં સ્વજનોએ તેનો સારી પેઠે આદરસત્કાર કર્યો; પરંતુ તેને ભરતવંશીઓના માંહોમાંહે થયેલા તીવ્ર સંહારનો વિચાર મનમાં ઘોળાયા કરતો હતો, તેથી તે અત્યંત દુઃખી થયો હતો અને સ્વજનોનો તે આદરસત્કાર તેને પ્રસન્ન કરી શક્યો નહિ.[૧૦૫]

ઇતિ શ્રીમહાભારતમા શલ્યપર્વાંતર્ગત હ્રદપ્રવેશપર્વમા 'પાણીના ધરામાં દુર્યોધન' નામનો અધ્યાય ૨૯ મો સમાપ્ત

## હ્રદપ્રવેશપર્વ સમાપ્ત

# गदायुद्धपर्व

## अध्याय ३०मो

### દુર્યોધનની શોધ

॥ धृतराष्ट्र उवाच ॥

**हतेषु सर्वसैन्येषु पांडुपुत्रै रणाजिरे ।**
**मम सैन्यावशिष्टास्ते किमकुर्वत संजय ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે સંજય! પાંડવોએ રણાંગણમાં સર્વ સૈન્યનો સંહાર કરી નાખ્યો, તે પછી મારા સૈન્યમાંથી બચી ગયેલા કૃતવર્મા, કૃપાચાર્ય અને વીર્યવાન અશ્વત્થામાએ શું કર્યું હતું? વળી મંદબુદ્ધિના રાજા દુર્યોધને તે વેળા શું કર્યું હતું?[૧,૨]

સંજય બોલ્યો : હે ધૃતરાષ્ટ્રરાજ! મહાત્મા ક્ષત્રિયોની બધી રાણીઓ છાવણીમાંથી નગર તરફ નાસી ગઈ, એટલે આખી છાવણી ત્યાંથી ઊપડી ગઈ અને છેક ઉજ્જડ થઈ ગઈ. તે જોઈ બચી ગયેલા તે મહારથીઓ ઉદ્વિગ્ન થઈ ગયા. વિજયી બનેલા પાંડવોની ગર્જનાઓ સાંભળીને તથા સાયંકાળને સમયે છાવણીને ઊપડી ગયેલી જોઈને તે રાજ્યલોભી મહારથીઓને તે સ્થાને રહેવું રુચ્યું નહિ. તેથી તેઓ જ્યાં દુર્યોધન ભરાઈ પેઠો હતો તે ધરા તરફ ચાલી નીકળ્યા. હે રાજા! તે જ સમયે ધર્માત્મા યુધિષ્ઠિર પણ દુર્યોધનનો વધ કરવાની ઇચ્છાથી પોતાના ભાઈઓને સાથે લઈ હર્ષપૂર્વક રણમાં ઘૂમવા લાગ્યા. તેમણે તમારા પુત્રને જીતવાની ઇચ્છાથી ક્રોધપૂર્વક દુર્યોધનની ઘણી ઘણી શોધ કરી અને પ્રયત્નપૂર્વક પુષ્કળ તપાસ કરી, પરંતુ રાજા દુર્યોધનને તેમણે ક્યાંય જોયો જ નહિ. કારણ કે દુર્યોધન હાથમાં ગદા લઈને મહાવેગપૂર્વક રણમાંથી નાસી ગયો હતો અને પોતાની માયાથી પાણીને સ્થિર કરી દઈ પાણીના ધરામાં પેસી ગયો હતો. આમ પાંડવો દુર્યોધનને મેળવી શક્યા નહિ અને ખૂબ તપાસ કર્યા પછી તેમનાં વાહનો અત્યંત થાકી ગયાં. પછી તેઓ સૈનિકોની સાથે પોતાની છાવણીમાં આવીને વિશ્રાંતિ લેવા લાગ્યા. આ પ્રમાણે પૃથાપુત્રો છાવણીમાં ગયા, ત્યારે કૃપાચાર્ય, અશ્વત્થામા અને યાદવ કૃતવર્મા દુર્યોધન જે સ્થળે સૂઈ રહ્યો હતો તે ધરા પાસે ધીમે ધીમે જઈ પહોંચ્યા.[૩-૧૦] ત્યાં જળમાં સૂઈ રહેલા પોતાના દુરાધર્ષ રાજાને તેમણે આ પ્રમાણે કહ્યું : 'હે રાજન્! ઊઠો, પાણીમાંથી બહાર નીકળો અને અમારી સાથે રહીને યુધિષ્ઠિર સામે યુદ્ધ કરો.[૧૧] યુધિષ્ઠિરને જીતી લઈ તમે સર્વ પૃથ્વી પર રાજ્ય કરો, અથવા શત્રુઓને હાથે મરણ પામી તમે સ્વર્ગ મેળવો. હે દુર્યોધન! તમે પણ પાંડવોના સર્વ સૈન્યનો વિનાશ કરી નાખ્યો છે.[૧૨] હે પૃથ્વીપતિ! પાંડવોના જે સૈનિકો યુદ્ધમાં બચેલા છે તેઓ બધા પણ લગભગ વીંધાઈ ગયા છે અને તેઓ તમારા વેગને સહન કરી શકશે નહિ.[૧૩] વળી હે ભારત! અમે તમારું યુદ્ધમાં રક્ષણ કરીશું. માટે ઊઠો, પાણીમાંથી બહાર આવો.'

દુર્યોધન બોલ્યો : પાંડવકૌરવોની લડાઈમાં થયેલા પુરુષોના આવા મહાભયંકર સંહારમાંથી તમને મહાપુરુષોને જીવતા છૂટી આવેલા હું જોઉં છું, તે મારા એક અહોભાગ્યની વાત છે. આપણે બધા હવે પરિશ્રમ અને થાકથી રહિત થઈ ગયા પછી શત્રુઓને જીતીશું.[૧૪,૧૫] તમે પણ થાકી ગયા છો અને અમે પણ શરીરે અત્યંત ઘાયલ થઈ ગયા છીએ. વળી શત્રુઓનું સૈન્ય આ સમયે ઘણા જુસ્સા પર આવી ગયું છે; માટે હમણાં યુદ્ધ કરવું મને રુચતું નથી.[૧૬] હે વીર પુરુષો! મને આવી સ્થિતિમાં પણ સહાય કરવા માટે તમારું મન આવું ઉદાર છે, તેમાં કંઈ આશ્ચર્ય જેવું નથી. હું જાણું છું કે આપણામાં મહાન શક્તિ પણ છે, છતાં પરાક્રમ કરવાનો સમય નથી.

માટે આજની એક રાત્રિ અહીં વિશ્રાંતિ લઈ, હું આવતી કાલે રણમાં તમારી સાથે રહીને શત્રુઓ સાથે યુદ્ધ કરીશ, એ નિઃસંશય છે.[૧૭,૧૮]

સંજય બોલ્યો : દુર્યોધને આમ કહ્યું એટલે દ્રોણપુત્ર અશ્વત્થામા પોતાના યુદ્ધદુર્મદ રાજાને આ પ્રમાણે કહેવા લાગ્યા : 'હે રાજન્! ઊઠો અને તમારું કલ્યાણ થાઓ. આપણે અવશ્ય શત્રુઓને જીતીશું.[૧૯] વળી હે રાજન્! મેં ખોદાવેલાં વાવ, કૂવા-નવાણ આદિના, મેં આપેલાં દાનના, સત્યના તથા જયના સોગંદ ખાઈને હું કહું છું કે, હું આજે સોમકોનો સંહાર કરી નાખીશ.[૨૦] આજની રાત્રી વીતી જાય ત્યાં સુધીમાં હું જો શત્રુઓનો રણમાં સંહાર કરું નહિ, તો યજ્ઞયાગાદિના પુણ્યથી પ્રાપ્ત થનારી સદ્‌ગતિ અથવા મેં કરેલા યજ્ઞયાગાદિના પુણ્યનું ફળ મને ન મળો.[૨૧] હે સમર્થ રાજા! હું તમારી આગળ સત્ય કહું છું તે સાંભળો. યુદ્ધમાં સર્વ પાંચાલોનો સંહાર કર્યા વિના હું મારું કવચ ઉતારીશ નહિ.'[૨૨] આમ તેઓ ચારે જણા વાતચીત કરતા હતા તેવામાં મસ્તકે ઊંચકેલા માંસના ભારથી થાકી ગયેલા કેટલાએક પારધીઓ પાણી પીવા માટે ત્યાં દૈવેચ્છાએ આવી પહોંચ્યા. હે સમર્થ મહારાજ! તે પારધીઓ હંમેશાં ભીમસેનને માટે માંસના મોટા ભારાઓ બાંધીને પરમ ભક્તિ પૂર્વક લઈ જતા હતા.[૨૩,૨૪] આથી ભીમસેન પાસે જવા નીકળેલા તે પારધીઓ ત્યાં આવી ચઢ્યા હતા અને એકાંતમાં વાતચીત કરી રહેલા પેલા ચારેય જણાઓનાં સર્વ વચનોને સાથે મળી સાંભળવા લાગ્યા.[૨૫] આમ તેઓ જાણી ગયા કે, દુર્યોધનને યુદ્ધ કરવાની ઇચ્છા નથી; છતાં પણ પેલા ત્રણ યુદ્ધ કરવાની ઇચ્છાવાળા ધનુર્ધર યોદ્ધાઓ યુદ્ધ કરવા માટે તેને ખૂબ આગ્રહ કરી રહ્યા હતા.[૨૬] વળી તે પારધીઓએ પેલા ત્રણેય મહારથીઓને બરાબર નીરખીને જોઈ લીધા અને યુદ્ધ કરવાનું જેનું મન ન હતું એવા દુર્યોધનને પણ પાણીમાં ભરાઈ પેઠેલો જોઈ લીધો.[૨૭] આ પ્રમાણે હે રાજેંદ્ર! પારધીઓએ પેલા ત્રણ મહારથીઓએ તથા પાણીમાં રહેલા દુર્યોધન વચ્ચે જે કંઈ વાતચીત થઈ હતી તે સાંભળી લીધી તેમ જ પાણીમાં રહેલા દુર્યોધનને બરાબર ઓળખી કાઢ્યો.[૨૮] હવે ભીમસેને પણ તેમને દુર્યોધનની તપાસ કરવા માટે પ્રથમથી જ કહી રાખ્યું હતું, તેથી દુર્યોધનને શોધતા શોધતા તેઓ દૈવેચ્છાએ ત્યાં આવી ચઢ્યા હતા.[૨૯] હે રાજન્! તે સમયે તે પારધીઓને પણ ભીમસેનનું કહેવું યાદ આવી ગયું અને પછી તેઓ ધીમે ધીમે અન્યોન્યને કહેવા લાગ્યા :[૩૦] 'દુર્યોધનરાજા આ પાણીના ધરામાં ગુપ્ત રીતે ભરાઈ પેઠો છે, એ વાત આપણા જાણવામાં આવી છે; માટે આપણે યુધિષ્ઠિરરાજાને તે જણાવીશું તો આપણને ઘણું ધન મળશે.[૩૧] માટે ચાલો, આપણે યુધિષ્ઠિરરાજા પાસે જઈએ અને તેમને જણાવીએ કે, ઈર્ષાખોર દુર્યોધનરાજા પાણીના ધરામાં સૂઈ રહ્યો છે.[૩૨] વળી આપણે જો બુદ્ધિમાન ભીમસેનને દુર્યોધન પાણીમાં સૂઈ રહ્યો છે, એમ જણાવીશું, તો તે પણ આપણા પર પ્રસન્ન થઈને પુષ્કળ ધન આપશે. આ સુકાયેલા તથા કરમાયેલા માંસથી આપણું શું વળવાનું છે?'[૩૩,૩૪] આવો વિચાર કરી, ધનની ઇચ્છાથી હર્ષમાં આવી ગયેલા તે પારધીઓ માંસના ભારા ઉપાડીને પાંડવોની છાવણી તરફ ચાલી નીકળ્યા.[૩૫] હે મહારાજ! તે સમયે અચૂક પ્રહાર કરનારા પાંડવોએ પણ દુર્યોધનને રણમાં ઊભેલો નહિ જોઈને તે પાપીએ કરેલા અપકારનો બદલો લેવાની ઇચ્છાથી રણાંગણની આજુબાજુ સર્વ તરફ દૂતો મોકલી દીધા હતા. તે દૂતો પણ સર્વ સ્થળે તપાસ કરી આવીને

પાછા ફર્યા હતા અને તેમણે ધર્મરાજને દુર્યોધનના નાસી જવાના સમાચાર જણાવ્યા હતા. હે ભરતશ્રેષ્ઠ! દૂતો તરફથી તે સમાચાર જાણ્યા પછી ધર્મરાજ તીવ્ર ચિંતામાં પડી ગયા હતા અને નિઃશ્વાસ નાખતા હતા.[૩૬–૩૯] હે ભરતશ્રેષ્ઠ! ત્યારે બીજા સર્વ પાંડવો પણ તે ચિંતાને લીધે દીન થઈને બેઠા હતા. તેવામાં હે પ્રભુ! દુર્યોધનને જોઈને હર્ષમાં આવી ગયેલા પેલા પારધીઓ સત્વર છાવણીમાં આવી પહોંચ્યા અને દ્વારપાળોએ અટકાવ્યા છતાં તેઓ ભીમસેનના દેખતાં અંદર દાખલ થયા.[૪૦,૪૧] મહાબળવાન પાંડુપુત્ર ભીમસેન પાસે જઈને તેમણે જે કંઈ નજરે જોયું હતું તથા કાને સાંભળ્યું હતું તે બધું તેને કહી સંભળાવ્યું.[૪૨] હે રાજન્! તે સાંભળીને શત્રુતાપન ભીમસેને તેમને પુષ્કળ ધન આપ્યું અને તે સર્વ સમાચાર યુધિષ્ઠિરને જણાવ્યા :[૪૩] 'હે રાજન્! તમે જેને માટે પરિતાપ કરી રહ્યા છો, તે દુર્યોધન પાણી થંભાવીને પાસેના એક ધરામાં પેસી ગયો છે. આ વાત આ પારધીઓએ મને જણાવી છે.'[૪૪] હે ધૃતરાષ્ટ્ર રાજા! ભીમસેનનું આ પ્રિય વચન સાંભળીને અજાતશત્રુ રાજા યુધિષ્ઠિર અને તેમના ભાઈઓ ઘણા પ્રસન્ન થયા.[૪૫] આમ મહાધનુર્ધર દુર્યોધનને પાણીમાં પેસી ગયેલો સાંભળીને તેઓ શ્રીકૃષ્ણને આગળ કરી સત્વર ત્યાં જવા માટે ચાલી નીકળ્યા.[૪૬] તે સમયે હે ભરતશ્રેષ્ઠ! ખુશખુશાલ થઈ ગયેલા પાંડવોનો તથા સર્વ પાંચાલોનો મોટો કલકલાટ શબ્દ સર્વ તરફ પ્રકટ થઈ રહ્યો. હે પૃથ્વીપતિ! ત્યાં અનેક સિંહનાદો તથા હર્ષગર્જનાઓ સર્વ સ્થળે સંભળાવા લાગી. હે રાજન્! બધા ક્ષત્રિયો ઉતાવળા ઉતાવળા તે દ્વૈપાયન નામના ધરા તરફ જવા લાગ્યા. વળી કેટલાએક સોમક યોદ્ધાઓ મોટા ઉચ્ચ સ્વરે બૂમો પાડવા લાગ્યા કે, 'જે પાપી દુર્યોધન રણમાં વારંવાર દેખાતો હતો તેને આજે ધરામાં પેસી ગયેલો આપણે જાણ્યો છે.'[૪૭–૪૯] હે પૃથ્વીપતિ! સર્વ યોદ્ધાઓએ જ્યારે ઘણી ઝડપથી તે ધરા તરફ કૂચ કરી, ત્યારે અતિવેગથી દોડી જતા તેમના રથોનો ઘડઘડાટ કાન ફાડી નાખે તેવો સંભળાતો હતો અને તેનો પડઘો છેક આકાશમાં અથડાતો હતો.[૫૦] વળી હે ભારત! યુધિષ્ઠિરે જ્યારે દુર્યોધનને પહોંચી વળવાની ઇચ્છાથી પ્રયાણ કર્યું, ત્યારે જેમનાં વાહનો થાકી ગયાં હતાં એવા અર્જુન, ભીમસેન, નકુલ, સહદેવ, ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી, ઉત્તમૌજા, યુધામન્યુ, સાત્યકિ, દ્રૌપદીના પુત્રો તથા મરતાં બચેલા પાંચાલોના ઘોડેસવારો, હાથીસવારો તથા સેંકડો પાળાઓ ઉતાવળા ઉતાવળા તેમની પાછળ જતા હતા. હે મહારાજ! જોતજોતામાં તો પ્રતાપી ધર્મરાજા દુર્યોધન જેમાં સૂઈ રહ્યો હતો તે ભયંકર દ્વૈપાયન હ્રદ પાસે આવી પહોંચ્યા. હે ભારત! તે હ્રદ બીજા સમુદ્રના જેવો જ સુંદર દેખાતો હતો, તેમાં શીતળ અને સ્વચ્છ પાણી ભર્યું હતું અને તમારો પુત્ર દુર્યોધન તેમાં માયા વડે જળને થંભાવી દઈને દૈવયોગે અદ્‌ભુત વિધિથી ભરાઈ બેઠો હતો.[૫૧–૫૬] હે પ્રભુ! હે માનવનાથ! હાથમાં ગદા લઈને રાજા દુર્યોધન તે ધરાના પાણીમાં એવી રીતે સૂઈ રહ્યો હતો કે કોઈ પણ મનુષ્ય કદી ભાગ્યે જ તેને જોઈ શકે.[૫૭] પછી દુર્યોધને પાણીમાં રહ્યા છતાં પણ બહારના પ્રદેશ પર મેઘસરખો તુમુલ શબ્દ સાંભળ્યો.[૫૮] હે મહારાજ! હે રાજેંદ્ર! પેલા તરફથી યુધિષ્ઠિર રાજા પણ તમારા પુત્રનો વધ કરવા માટે પોતાના ભાઈઓની સાથે તે ધરા પાસે આવી પહોંચ્યા.[૫૯] તેમણે ત્યાં આવતાં આવતાં તો મોટા શંખનાદોથી તથા રથોની નેમિઓના ઘડઘડાટથી પૃથ્વીને

કંપાવી દીધી હતી અને આકાશમાં ધૂળના ગોટેગોટ ઉડાડી મૂક્યા હતા.[૬૦] ત્યાં યુધિષ્ઠિરરાજના સૈન્યનો શબ્દ સાંભળીને કૃપાચાર્ય, કૃતવર્મા અને અશ્વત્થામા એ મહારથીઓએ પોતાના રાજાને આ પ્રમાણે કહ્યું :[૬૧] 'વિજયથી પ્રકાશી રહેલા પાંડવો હર્ષભેર અહીં ચઢી આવે છે; માટે તમારો તેમને પત્તો લાગી જાય એવા ભયથી હવે અમે અહીંથી દૂર ચાલ્યા જઈશું. તમે અમને આજ્ઞા આપો.[૬૨] હે પ્રભુ ! તે મહાબળવાન મહારથીઓનું આવું વચન સાંભળી દુર્યોધને 'બહુ સારું' એમ કહીને તેમને રજા આપી અને પોતે માયાથી જળ થંભાવી દઈ ને ધરામાં સૂઈ ગયો.[૬૩] હે મહારાજ ! દુર્યોધનની અનુજ્ઞા લઈ ને કૃપાચાર્ય આદિ તે મહારથીઓ અત્યંત શોકગ્રસ્ત થઈ ને ત્યાંથી દૂર ચાલ્યા ગયા.[૬૪] ઘણે દૂર ગયા પછી તેમણે વડનું એક ઝાડ જોયું અને તે સ્થળે અત્યંત થાકી ગયેલા તે મહારથીઓ પોતાના રાજા વિષેનો વિચાર કરતા વિશ્રાંતિ લેવા લાગ્યા :[૬૫] 'મહાબળવાન દુર્યોધન જળને થંભાવી દઈ ધરામાં સૂતા છે અને પાંડવો યુદ્ધ કરવાની ઇચ્છાથી ત્યાં આવી પહોંચ્યા છે.[૬૬] હવે ત્યાં કેવી રીતે યુદ્ધ થશે અને આપણા રાજાનું શું થશે ? તેમ જ પાંડવો દુર્યોધનને કેવી રીતે શોધી કાઢશે ?'[૬૭] હે રાજન્ ! આવો વિચાર કરતા તે મહારથીઓએ પોતાના ઘોડાઓને રથોમાંથી છૂટા કર્યા અને પછી તેઓ તે વડના વૃક્ષ તળે બેઠા.[૬૮]

ઇતિ શ્રીમહાભારતમા શલ્યપર્વાંતર્ગત ગદાયુદ્ધપર્વમા 'દુર્યોધનની શોધ' નામનો અધ્યાય ૩૦ મો સમાપ્ત

# અધ્યાય ૩૧ મો
## યુધિષ્ઠિરના વચનપ્રહાર

॥ संजय उवाच ॥

ततस्तेष्वपयातेषु रथेषु त्रिषु पांडवाः ।
ते ह्रदं प्रत्यपद्यंत यत्र दुर्योधनोऽभवत् ॥ १ ॥

સંજય બોલ્યો : તે ત્રણે મહારથીઓ ત્યાંથી દૂર ચાલ્યા ગયા પછી પાંડવો જેમાં દુર્યોધન સૂઈ રહ્યો હતો તે ધરા પાસે આવી પહોંચ્યા.[૧] હે કુરુશ્રેષ્ઠ રાજા ! તે દ્વૈપાયન નામના ધરા પાસે આવીને તથા તે જળાશયને દુર્યોધને સ્થંભિત કરેલું જોઈ ને કુરુનંદન યુધિષ્ઠિરરાજાએ શ્રીકૃષ્ણને કહ્યું : 'હે માધવ ! જુઓ, આ જળાશયમાં દુર્યોધને માયાનો પ્રયોગ કર્યો છે અને પાણીને સ્થંભાવી દઈ પોતે અંદર સૂઈ રહ્યો છે. આ સમયે તેને મનુષ્યથી ભય નથી; કારણ કે કપટકુશળ આ દુર્યોધને દૈવી માયાનો ઉપયોગ કરી પાણીની અંદર પેસી ગયો છે. પરંતુ આવું કપટ કરીને તે મારી પાસેથી જીવતો છૂટશે નહિ. અરે ! જો કદાચ વજ્રધર ( ઇંદ્ર ) પોતે અહીં રણમાં આવીને તેને સહાય કરશે, તોપણ લોકો એને યુદ્ધમાં મરણ પામેલો જોશે.'

*વાસુદેવ બોલ્યા : હે ભારત ! માયાવીની આ માયાનો તમે માયા વડે જ નાશ કરો. હે યુધિષ્ઠિર ! હું તમને સત્ય કહું છું કે, માયાવી પુરુષનો માયા વડે જ નાશ કરવો જોઈએ. માટે હે ભરતશ્રેષ્ઠ ! શત્રુક્રિયાને યોગ્ય એવા ધાર્મિક–અધાર્મિક અનેક ઉપાયો યોજીને તમે આ જળા-

* દુર્યોધનને હજી પણ જીવવાની ઇચ્છા છે અને તેથી જ પાણીના ધરામા તે પેસી ગયો છે, આમ જાણીને કદાચ દયાળુ સ્વભાવના રાજા યુધિષ્ઠિર તેને અર્ધું રાજ્ય આપવા તૈયાર થઈ જશે. આવી મનમાં શંકા લાવીને ભગવાન શ્રીકૃષ્ણ દુર્યોધનના નાશને જ પસંદ કરી યુધિષ્ઠિરરાજાને બરાબર સમજાવે છે
—નીલકંઠ

શયમાં કોઈ તેવી માયાનો જ પ્રયોગ કરો અને માયાવી દુર્યોધનનો નાશ કરો. મહાત્મા ઇંદ્રે પણ શત્રુક્રિયાને યોગ્ય ઉપાયો યોજીને દૈત્યોનો તથા દાનવોનો નાશ કર્યો હતો. મહાત્મા વામને પણ શત્રુક્રિયાને યોગ્ય એવા અનેક ઉપાયો યોજીને જ બલિરાજાને કેદ કર્યો હતો. વળી મહાસુર હિરણ્યાક્ષને પણ શત્રુક્રિયાને યોગ્ય એવા અનેક ઉપાયો યોજીને જ મારી નાખવામાં આવ્યો હતો.[૨-૯] હિરણ્યકશિપુને પણ તેવી જ ક્રિયાઓથી મારવામાં આવ્યો હતો. હે રાજન્! ઇંદ્રે તેવી ક્રિયાઓ દ્વારા જ વૃત્રાસુરનો વધ કર્યો હતો, એ વિશે સંશય નથી.[૧૦] હે રાજન્! દશરથના પુત્ર રામચંદ્રે પણ તેવા ક્રિયાયોગનો આશ્રય કરીને જ પૌલસ્ત્યના પુત્ર રાવણ નામના રાક્ષસનો તેના કુટુંબપરિવાર સાથે નાશ કર્યો હતો. માટે તમે પણ તે પ્રમાણે ક્રિયાયોગનો જ આશ્રય કરી પરાક્રમ કરો. વળી હે રાજન્! મેં પોતે પણ શત્રુક્રિયાઓને યોગ્ય તેવા ધર્મ્ય–અધર્મ્ય ઉપાયો દ્વારા જ પુરાતની મહાદૈત્ય તારકાસુરનો તથા વીર્યવાન વિપ્રચિત્તનો વધ કર્યો હતો. હે વિભુ! વાતાપિ, ઇલ્વલ, ત્રિશિરા, સુંદ અને ઉપસુંદ વગેરે રાક્ષસોનો પણ ક્રિયાનુરૂપ ઉપાયોથી જ વધ કરવામાં આવ્યો હતો. એટલું જ નહિ, હે રાજા! ઇંદ્ર તેવા ક્રિયાનુરૂપ ઉપાયોથી જ સ્વર્ગનું રાજ્ય ભોગવે છે.[૧૧-૧૪] આમ હે યુધિષ્ઠિરરાજ! સર્વ સ્થળે ક્રિયા જ બળવાન છે, બીજું કંઈ નથી. દૈત્યો, દાનવો, રાક્ષસો તથા રાજાઓનો ક્રિયાનુરૂપ ઉપાયોથી જ નાશ કરવામાં આવ્યો છે. માટે તમે પણ તેવા ક્રિયાનુરૂપ ઉપાયોનો જ ઉપયોગ કરો.

સંજય બોલ્યો: હે મહારાજ! હે ભારત! શ્રીકૃષ્ણે આ પ્રમાણે કહ્યું, એટલે તીક્ષ્ણ વ્રતધારી રાજા યુધિષ્ઠિર જરા મુખ મલકાવીને જળમાં સૂતેલા તમારા મહાબળવાન પુત્ર દુર્યોધનને કહેવા લાગ્યા:[૧૫-૧૭] 'હે સુયોધન! તેં છેવટની ઘડીએ પણ આવો દુષ્ટતાભરેલો આરંભ કેમ કર્યો? હે પૃથ્વીપતિ! સર્વ ક્ષત્રિયોને તથા પોતાના કુળને મારી નંખાવી તું પોતાના જીવિતની ઇચ્છાથી કેમ જળાશયમાં પેસી ગયો છે? હે રાજન્! ઊઠ, ઊભો થા. હે સુયોધન! તું અમારી સાથે યુદ્ધ કર.[૧૮,૧૯] હે નરશ્રેષ્ઠ! તારો તે ગર્વ અને તારું તે અભિમાન આ સમયે ક્યાં ચાલ્યાં ગયાં છે? કારણ કે હે રાજન્! તું આમ ભયભીત થઈને પાણીને થંભાવી દઈ અંદર પેસી ગયો છે.[૨૦] વળી સર્વ મનુષ્યો સભામાં તને શૂરવીર કહે છે, પણ તું તો આમ પાણીની અંદર ભરાઈ પેઠો છે, તેથી તારા શૌર્યને હું તો વ્યર્થ જ માનું છું.[૨૧] હે રાજન્! ઊઠ, પાણીમાંથી બહાર નીકળ અને અમારી સાથે યુદ્ધ કર. તું પણ એક ક્ષત્રિય છે, વળી વિશેષે કરી તું કુરુકુળમાં ઉત્પન્ન થયેલો છે. માટે તું તારા કુળનો તથા જન્મનો તો વિચાર કર![૨૨] તું પ્રથમ કુરુવંશમાં થયેલા પોતાના જન્મની બડાશ મારતો હતો અને હવે યુદ્ધથી ડરીને પાણીમાં કેમ પેસીને બેઠો છે?[૨૩] હે રાજન્! યુદ્ધ ન કરવું અને રાજ્ય અથવા સ્વર્ગ પર પ્રતિષ્ઠા ન કરવી, તે ક્ષત્રિયોનો સનાતન ધર્મ નથી. વળી રણમાંથી પલાયન કરી જવું તે તો સ્વર્ગમાર્ગથી ભ્રષ્ટ કરનારું છે અને અનાર્ય પુરુષોના આચરણરૂપ ગણાય છે.[૨૪] તેમાં આ યુદ્ધમાં પોતાના પુત્રોને, ભાઈઓને, પિતાઓને, સંબંધીઓને, મિત્રોને, મામાઓને તથા બાંધવોને મરણ પામેલા જોઈ તું યુદ્ધનો પાર પામ્યા વિના જીવવાની ઇચ્છા કેમ કરે છે! હે તાત! આ બધાનો ઘાત કરાવીને તું પાણીના ધરામાં હવે કેમ બેસી રહ્યો છે?[૨૫,૨૬] હે ભારત! તું પોતે શૂરવીર હોવાનું અભિમાન ધરાવે છે, પરંતુ તું શૂરવીર નથી. છતાં હે દુર્મતિયા! તું સર્વ

લોકોના સાંભળતાં 'હું શૂરવીર છું' આમ વ્યર્થ જ બોલ્યા કરે છે.[૨૭] શૂરવીર પુરુષો શત્રુઓને જોઈને કદી પલાયન કરી જતા નથી. માટે હે શૂરવીર! તું કહે તો ખરો, તું કઈ વૃત્તિનો આશ્રય કરી રણસંગ્રામનો ત્યાગ કરે છે?[૨૮] તો તું ઊઠ અને ભયનો ત્યાગ કરી અમારી સાથે યુદ્ધ કર. ઓ સુયોધન! પોતાના સર્વ ભાઈઓનો તથા સર્વ સૈન્યોનો ઘાત કરાવીને હવે ધર્મદૃષ્ટિએ પણ તારે જીવવાનો મનમાં વિચાર પણ ન લાવવો જોઈએ. તારા સરખાએ તો ક્ષાત્રધર્મનો જ આશ્રય કરીને છેવટ સુધી વર્તવું જોઈએ.[૨૯,૩૦] પ્રથમ તો કર્ણનો તથા શકુનિનો આશ્રય કરીને તું જાણે મરણધર્મથી રહિત હોય તેમ વર્તતો હતો અને મોહને લીધે તું તારા સ્વરૂપને પણ છેક ભૂલી ગયો હતો.[૩૧] હે ભારત! તેં પોતાના આત્માને ભૂલી જવારૂપ અતિ મહાન પાપ કર્યું છે, માટે તેનું પ્રાયશ્ચિત્ત કરવા સારુ પણ તારે યુદ્ધ કરવું જોઈએ. તો પછી તારા સરખો પુરુષ યુદ્ધમાંથી પલાયન કરી જવાનું મોહથી પણ કેમ પસંદ કરે?[૩૨] ઓ સુયોધન! તે તારું પૌરુષ ક્યાં ગયું? તે તારું અભિમાન ક્યાં ગયું? ક્યાં ગયું તે તારું શૌર્ય? ક્યાં ગઈ તે તારી મહાન ગર્જના?[૩૩] વળી તે તારું અસ્ત્રકૌશલ્ય આજે ક્યાં ચાલ્યું ગયું છે? તું અહીં જળાશયમાં કેમ સૂઈ રહ્યો છે? ઓ ભારત! ઊઠ, ઊભો થા અને પોતાના ક્ષાત્રધર્મને માન આપી તું અમારી સાથે યુદ્ધ કર.[૩૪] હે ભારત! તું અમારો પરાજય કરી આ પૃથ્વી પર રાજ્ય કર અથવા અમારે હાથે મરણ પામી પૃથ્વી પર શયન કર.[૩૫] ઓ મહારથી! જગતના મહાન આત્મારૂપ વિધાતાએ તારે માટે આ જ સર્વોત્કૃષ્ટ ધર્મ રચ્યો છે, માટે તે ધર્મનું યથાવિધિ પરિપાલન કરી તું રાજા થા.[૩૬]

સંજય બોલ્યો: હે મહારાજ! બુદ્ધિમાન ધર્મપુત્ર યુધિષ્ઠિરે આ રીતે કહ્યું, એટલે પાણીમાં રહ્યો રહ્યો તમારો પુત્ર આવું વચન બોલ્યો.[૩૭]

દુર્યોધન બોલ્યો: હે મહારાજ! પ્રાણવંત દેહધારીને ભયાવેશ થાય તેમાં કંઈ આશ્ચર્ય નથી; છતાં હે ભારત! હું પ્રાણના ભયથી ડરીને અહીં ચાલ્યો આવ્યો નથી.[૩૮] હું તો રથ વિનાનો થઈ પડ્યો હતો, મારો ભાથો નષ્ટ થઈ ગયો હતો, મારા પાર્શ્વરક્ષકો તથા સારથિ માર્યા ગયા હતા, હું એકલો થઈ પડયો હતો અને મારા સર્વ સુહૃદ્‌ગણોનો વિનાશ થઈ ગયો હતો. આ કારણથી કોઈ એક સ્થળે શાંતિ લેવાનું જ મેં હમણાં પસંદ કર્યું છે.[૩૯] હે પૃથ્વીનાથ! હું મારા પ્રાણ બચાવવાને માટે, કોઈ જાતના ભયને લીધે અથવા કોઈ જાતના શોકને લીધે આ જળની અંદર પેસી ગયો નથી; પરંતુ માત્ર પરિશ્રમ દૂર કરવા માટે જ મેં આ પ્રમાણે હૃદપ્રવેશ કર્યો છે.[૪૦] માટે હે કુંતાપુત્ર! તું અને તારા અનુયાયીઓ હાલ થોડો સમય ધીરજ પકડો. જરા વિશ્રાંતિ લીધા પછી હું અહીંથી ઊઠીને તમારા બધાની સામે યુદ્ધ કરીશ.[૪૧]

યુધિષ્ઠિર બોલ્યા: ઓ સુયોધન! અમે બધા તો ધીરજ ધરીને જ અહીં ઊભા છીએ અને ઘણો સમય થયાં તને શોધી રહ્યા છીએ. માટે હવે ઊઠ અને અમારી સામે યુદ્ધ કર.[૪૨] તું સંગ્રામમાં પાંડવોનો નાશ કરી સમૃદ્ધિમાન રાજ્યને પામ, અથવા અમારે હાથે મરણ પામી વીરલોકને મેળવ.[૪૩]

દુર્યોધન બોલ્યો: હે કુરુનંદન જનેશ્વર! જેમને માટે હું કુરુદેશનું રાજ્ય લેવા ઇચ્છા કરું, તે આ મારા સર્વ ભાઈઓ તો યુદ્ધમાં મરણ પામ્યા છે.[૪૪] વળી આ પૃથ્વી પરથી સર્વ રત્નો ક્ષીણ થઈ ગયાં છે તથા મોટા મોટા ક્ષત્રિયો મરી ગયા છે. તેથી વિધવા સ્ત્રીના સરખી બની ગયેલી આ પૃથ્વી

પર રાજ્ય કરવા હું ઉત્સાહ જ ધરાવતો નથી.[૪૫] હે ભરતશ્રેષ્ઠ યુધિષ્ઠિર! હજી પણ પાંચાલોનો તથા સર્વ પાંડવોનો ઉત્સાહ ભાગી નાખીને હું તને જીતવાની આશા રાખું છું.[૪૬] પરંતુ હું માનું છું કે, હવે મારે યુદ્ધ કરીને શું કરવું છે! હે રાજન્ દ્રોણ, કર્ણ તથા ભીષ્મપિતામહ જ્યારે મરણ પામ્યા છે, ત્યારે છેક શૂન્ય થયેલી આ પૃથ્વી હવે ભલે તારી જ થાય; કારણ કે સહાયરહિત થઈ પડેલો મારા જેવો કયો રાજા રાજ્ય કરવાની ઇચ્છા કરે? વળી તેવા મહાપરાક્રમી મિત્રોનો, પુત્રોનો, ભાઈઓનો તથા પિતાઓનો નાશ થઈ ગયા પછી અને તમે રાજ્યને હરી લીધા પછી મારા જેવો કયો પુરુષ જીવવાની ઇચ્છા રાખે?[૪૭-૪૯] હે ભારત! હવે હું તો મૃગચર્મ ધારણ કરી વનમાં જ ચાલ્યો જઈશ; કારણ કે મારા સર્વ પક્ષનો સંહાર થઈ જવાથી મને રાજ્ય પર હવે પ્રીતિ જ રહી નથી. માટે હે રાજા! જેમાંથી બાંધવોનો લગભગ વિનાશ થઈ ગયો છે, તથા જેમાંથી હાથી અને ઘોડાઓનો સંહાર થઈ ગયો છે એવી આ સમગ્ર પૃથ્વી હવે તમારી થઈ છે, માટે સુખેથી તું તેના પર રાજ્ય કર.[૫૦,૫૧] હું તો મૃગચર્મ ધારણ કરીને હવે વનમાં જ ચાલ્યો જઈશ; કારણ કે હે રાજા! હું હવે મનુષ્યો વિનાનો થઈ પડયો છું, એથી મને જીવિત પર સ્પૃહા જ રહી નથી.[૫૨] હે રાજેંદ્ર! તું હવે જા. તારી આજીવિકા પ્રથમથી ક્ષીણ થઈ ગયેલી છે, તો તું આ પૃથ્વીનો સુખેથી ઉપભોગ કર. તેમાંથી અનેક રાજાઓ મરી ગયા છે તથા તેમાંથી અનેક યોદ્ધાઓનો અને રત્નોનો ક્ષય થઈ ગયો છે.[૫૩]

સંજય બોલ્યોઃ પાણીમાં રહેલા તમારા પુત્ર દુર્યોધનનાં એ કરુણ વાક્યો સાંભળ્યા પછી મહાયશસ્વી યુધિષ્ઠિરરાજ તેને કહેવા લાગ્યા.[૫૪]

યુધિષ્ઠિર બોલ્યા: ઓ તાત! પાણીમાં રહ્યો રહ્યો તું આવા દુઃખના પ્રલાપો હવે ન કર. હે રાજન્! પક્ષીના કલકલાટ સરખું તારું આ આર્તપ્રલાપવાળું ભાષણ મારા હૃદયમાં જરા પણ ઊતરતું નથી.[૫૫] ઓ સુયોધન! પૃથ્વીનું દાન કરી દેવા તું હવે સમર્થ જ નથી, છતાં પણ કદાચ તું સમર્થ હોય તોપણ હું તેં આપેલી પૃથ્વી પર રાજ્ય કરવાની ઇચ્છા રાખતો નથી. હે રાજા! તેં આપેલી આ પૃથ્વીને હું અધર્મથી કદી પણ લઉં નહિ; કારણ કે પ્રતિગ્રહ કરવો એ ક્ષત્રિયનો ધર્મ નથી.[૫૬,૫૭] આમ તું કદાચ સમગ્ર પૃથ્વીનું મને દાન કરી દે તોપણ તે લેવાની હું ઇચ્છા કરું નહિ. હું તો યુદ્ધમાં તને જીતીને જ આ પૃથ્વીનો ઉપભોગ કરીશ.[૫૮] પણ હે રાજન્! હું તને પૂછું છું કે, તું આ સમયે જ્યારે અસમર્થ થઈ ગયો છે, ત્યારે પૃથ્વીનું દાન કરવા કેમ ઇચ્છે છે? જો તારે આ પૃથ્વીનું દાન કરવું હતું, તો તે સમયે જ શા માટે તેં ન કર્યું? ત્યારે આપણા કુળની શાંતિને માટે અમે તારી પાસે ધર્મપૂર્વક યાચના કરતા હતા. અરે! ત્યારે હે રાજન્! શ્રીકૃષ્ણને તારી પાસે મોકલીને સંધિ કરવા માટે અમે માત્ર પાંચ જ ગામો તારી પાસે માગ્યાં હતાં. છતાં તેં માત્ર તેટલી પૃથ્વીનું જ દાન કેમ કર્યું ન હતું? અને શા માટે તેં મહાબળવાન શ્રીકૃષ્ણનું અપમાન કર્યું હતું? હવે આ સમયે તારી પાસે શું રહ્યું છે કે, તું સમગ્ર પૃથ્વીનું દાન કરી દેવા તૈયાર થયો છે? તારા ચિત્તનો આ શો વિભ્રમ થઈ ગયો છે? કયો ડાહ્યો રાજા પોતાની માલિકીની પૃથ્વીનું દાન કરી દેવાની ઇચ્છા કરે?[૫૯-૬૧] હે કૌરવનંદન! હે રાજન્! તું હવે પૃથ્વીનું દાન કરવા સમર્થ રહ્યો નથી, તેમ તું બળાત્કારે પૃથ્વીને ઝૂંટવી લેવા પણ સમર્થ નથી; તો પછી દાન કરવાની તું કેમ ઇચ્છા કરે છે?[૬૨] હવે તો તું સંગ્રામમાં મારો પરાજય કરીને આ

પૃથ્વીનું પાલન કર. ઓ ભારત ! હે પૃથ્વીપતિ ! પ્રથમ માત્ર સોયની અણીથી ભેદાય તેટલી પૃથ્વી પણ તું મને આપતો ન હતો, તેજ તું આ સમગ્ર પૃથ્વીને આપી દેવા કેમ તૈયાર થયો છે ? અને જે તું પૂર્વે સોયની અણી જેટલી પૃથ્વી પણ આપવા ખુશી ન હતો, તે તું આખી પૃથ્વીનો કેમ ત્યાગ કરે છે ? એવો કયો મૂર્ખ પુરુષ હોય કે જે આવું મહાન ઐશ્વર્ય પામ્યા પછી અને સમગ્ર પૃથ્વી પર રાજ્ય કર્યા પછી તે પૃથ્વીનું શત્રુઓને દાન કરી દેવા વિચાર કરે ? તું તો કેવળ મૂર્ખાઈને લીધે અતિશય મૂઢ બની ગયો છે અને તેથી જ મારા કહેવાનો ભાવાર્થ સમજી શકતો નથી.[૬૩–૬૬] તું પૃથ્વીનું દાન કરી દેવાની ઇચ્છા કરીશ તોપણ હવે જીવતો છૂટીશ નહિ. જો તારે પૃથ્વી પર રાજ્ય ભોગવવું હોય તો અમારો પરાજય કરી રાજ્ય ભોગવ, અથવા અમારે હાથે મરણ પામી સર્વોત્તમ દિવ્ય લોકોમાં જા. હે રાજન્ ! તું અને હું બન્ને જણા જ્યાં સુધી જીવતા છીએ, ત્યાં સુધી આપણા બંનેના વિજયમાં સર્વ પ્રાણીઓને અવશ્ય સંશય રહેશે. વળી ઓ દુષ્ટબુદ્ધિ દુર્યોધન ! આ સમયે તારું જીવિત મારા આધારે જ ટકી રહ્યું છે અને હું તો મારી ઇચ્છામાં આવે ત્યાં સુધી જીવી શકું તેમ છું, પરંતુ તું જીવી શકે તેમ નથી. હે રાજન્ ! તેં અમને અગ્નિમાં સળગાવી મૂકવા માટે પ્રયત્ન કર્યો હતો, સર્પો કરડાવ્યા હતા, ઝેર ખવરાવ્યાં હતાં, પાણીમાં ડુબાવી દીધા હતા અને છેવટે રાજ્ય છીનવી લઈને તથા કેટલાંએક અપ્રિય વચનો કહીને અને દ્રૌપદીના કેશો ખેંચીને અમારું ઘણું જ અપમાન કર્યું હતું. એ કારણથી ઓ પાપી ! હવે તારું જીવતર રહેશે નહિ. માટે ઊઠ, ઊઠ અને યુદ્ધ કર. યુદ્ધ કરવાથી જ તારું કલ્યાણ થશે.'

આ પ્રમાણે હે ધૃતરાષ્ટ્રરાજ ! વિજયી બનેલા વીર પાંડવો દુર્યોધનને ઉપરાઉપરી અનેક પ્રકારનાં વચનો સંભળાવવા લાગ્યા.[૬૭–૭૩]

ઇતિ શ્રીમહાભારતમા શલ્યપર્વાંતર્ગત ગદાયુદ્ધપર્વમાં 'દુર્યોધન અને યુધિષ્ઠિરનો સંવાદ' નામનો અધ્યાય ૩૧ મો સમાપ્ત

# અધ્યાય ૩૨મો

## યુધિષ્ઠિરની ઉદારતા

॥ धृतराष्ट्र उवाच ॥

**एवं संतर्ज्यमानस्तु मम पुत्रो महीपतिः ।**
**प्रकृत्या मन्युमान् वीरः कथमासीत् परंतपः ॥ १**

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે સંજય ! એ પ્રમાણે યુધિષ્ઠિરે તેને હડધૂત કર્યો, તે પછી મારા પુત્ર રાજા દુર્યોધનની શી અવસ્થા થઈ હતી ? તે સ્વભાવથી જ ક્રોધી હતો, વીર હતો અને શત્રુઓને તપાવનારો હતો. તેણે આવો તિરસ્કાર પૂર્વે કદી પણ સાંભળ્યો ન હતો. અરે ! સર્વ લોકમાં તે રાજા તરીકે માન્ય થઈ પડ્યો હતો.[૧,૨] તેને પોતાના છત્રની છાયા તથા સૂર્યની પ્રભા પણ નિત્ય ખેદજનક થતી હતી. તો તેવો અભિમાની દુર્યોધન યુધિષ્ઠિરની વાણીને કેમ સહન કરી શકે ? હે સંજય ! તેં નજરે જોયું છે કે, મ્લેચ્છો તથા અરણ્યવાસીઓ સાથે આ સમગ્ર પૃથ્વી તેની કૃપાને લીધે જ ટકી રહી હતી.[૩,૪] તે મારો પુત્ર દુર્યોધન પોતાના સેવકોરહિત થઈ પડ્યો હતો તથા નિર્જન પ્રદેશમાં શત્રુઓથી ઘેરાઈ ગયો હતો. ખાસ કરીને પાંડવોએ જ્યારે તેનું અપમાન કર્યું, ત્યારે આડંબરવાળી તે કટુ વાણી સાંભળ્યા પછી તેણે પાંડવોને શું કહ્યું હતું ? હે સંજય ! તે તું મને કહે.[૫,૬]

સંજય બોલ્યો : હે રાજેંદ્ર ! જ્યારે પોતાના ભાઈઓની સાથે રહેલા યુધિષ્ઠિરે કટુ વાણી સંભળાવીને જળમાં રહેલા તમારા પુત્રનો તિરસ્કાર

કર્યો, ત્યારે તે પોતે સંકટમાં આવી પડેલો હોવાથી પાણીમાં ને પાણીમાં ઉપરાઉપરી નિઃશ્વાસ નાખવા લાગ્યો.[૭,૮] દુર્યોધનરાજે પાણીની અંદર જ રહીને પોતાના બન્ને હાથ વારંવાર વીંઝવા માંડ્યા અને યુદ્ધ કરવાનો મનમાં નિશ્ચય કરી યુધિષ્ઠિરરાજને કહ્યું :[૯] 'હે પાંડવો ! તમે બધા મિત્રોની સાથે રથો તથા વાહનો પર બેસીને અહીં ચઢી આવ્યા છો. ત્યારે હું એકલો છું, થાકી ગયેલો છું, રથ વિનાનો છું અને મારા ઘોડાઓ પણ માર્યા ગયા છે.[૧૦] વળી તમે બધા શસ્ત્રોથી સજ્જ છો અને રથોમાં બેઠેલા છો. તો હું એકલો, પગપાળો અને શસ્ત્રો વિનાનો તમારા અનેક યોદ્ધાઓના ઘેરાવામાં કેવી રીતે લડવાનો ઉત્સાહ ધરી શકું ?[૧૧] માટે હે યુધિષ્ઠિર ! તમે બધા એક એક થઈને મારી સામે યુદ્ધ કરો; કારણ કે યુદ્ધમાં એકની સાથે અનેક વીર પુરુષોનું યુદ્ધ ન્યાયયુક્ત ગણાતું નથી.[૧૨] તેમાં પણ જે એકલો યોદ્ધો કવચરહિત હોય, થાકી ગયેલો હોય, આપત્તિમાં આવી પડ્યો હોય, સર્વ ગાત્રોમાં અત્યંત ઘવાઈ ગયેલો હોય તથા જેનાં વાહનો તથા સૈનિકો પણ થાકી ગયાં હોય, તેનાની સાથે અનેક પુરુષોનું યુદ્ધ વિશેષે કરીને ન્યાયયુક્ત ન જ ગણાય.[૧૩] હે રાજન્ ! મને તારાથી, અર્જુનથી, ભીમસેનથી, શ્રીકૃષ્ણથી, નકુલથી, સહદેવથી, સાત્યકિથી અને તે ઉપરાંત બીજા જેટલા તારા યોદ્ધાઓ છે તેઓથી પણ ભય લાગતો નથી. હું જ્યારે ક્રોધાયમાન થઈને યુદ્ધમાં ઊભો રહીશ, ત્યારે હું એકલો જ તમને બધાને આગળ વધતા અટકાવી દઈશ.[૧૪,૧૫] હે રાજા ! સત્પુરુષોની કીર્તિ ધર્મમૂલક હોય છે. તે ધર્મનું તથા કીર્તિનું રક્ષણ કરવા માટે હું તને કહું છું કે, સંવત્સર (વર્ષ) જેમ સર્વ ઋતુઓનો પોતાનામાં સ્વીકાર કરે છે, તેમ હું પણ આ ધરામાંથી નીકળીને તમારા બધાની સામે ટક્કર ઝીલીશ. તમે બધા રથો અને ઘોડાઓ પર બેસીને સજ્જ થયેલા છો અને હું રથરહિત તથા શસ્ત્રહીન છું. છતાં રાત્રિના અંતમાં સૂર્ય જેમ નક્ષત્રોનો પોતાના તેજથી નાશ કરી નાખે છે, તેમ હું પણ તમારો નાશ કરી નાખીશ. માટે હે પાંડવો ! તમે સ્થિર થઈને અહીં ઊભા રહેજો. અલ્યા યુધિષ્ઠિર ! તને તથા તારા ભાઈઓને મારી નાખી હું બાહ્‌લિક, દ્રોણ, ભીષ્મ, મહાત્મા કર્ણ, જયદ્રથ, શૂરવીર ભગદત્ત, મદ્રરાજ શલ્ય, ભૂરિશ્રવા, મારા પુત્રો, શકુનિ, મારા મિત્રો, સુહૃદો, બાંધવો તથા એ ઉપરાંતના બીજા ઘણા યશસ્વી ક્ષત્રિયોના ઋણમાંથી હું મુક્ત થઈશ.[૧૬–૨૨] આમ કહીને રાજા દુર્યોધન બોલતો બંધ પડ્યો.

યુધિષ્ઠિર બોલ્યા : વાહ, વાહ ! અરે ઓ સુયોધન ! તું પણ ક્ષાત્રધર્મને બરાબર સમજે છે, તે એક સુદૈવની જ વાત છે.[૨૩] હે મહાબાહુ ! તારી બુદ્ધિ યુદ્ધ કરવા માટે જ સ્થિર થઈ છે તે પણ ઘણું ઉત્તમ છે. વળી ઓ કુરુવંશી રાજા ! તું આવો શૂરવીર છે, તે પણ ઘણી સારી વાત છે. તું યુદ્ધકર્મને જાણે છે, એ વાત પણ બહુ રૂડી છે.[૨૪] કારણ કે તું એકલો છે છતાં અમારા સર્વની સાથે યુદ્ધ કરવા ઇચ્છે છે. તો તને નિત્ય પ્રિય હોય એવું આયુધ લઈને તું એકલો અમારામાંના કોઈ એકલાની સાથે જ યુદ્ધ કર અને અમે બધા પ્રેક્ષક તરીકે જ એક બાજુ ઊભા રહીશું. વળી હે વીર ! આ સમયે તારી એક બીજી ઇષ્ટકામના પણ હું પૂર્ણ કરું છું કે, અમારા પાંચેમાંથી એકનો પણ તું જો વધ કરીશ તો તને રાજ્ય મળશે, અથવા અમારામાંના એકને હાથે પણ તું મરણ પામીશ તો સ્વર્ગમાં જઈશ.

દુર્યોધન બોલ્યો : ત્યારે તમે મને આજે કોઈ એક જ શૂરવીરને યુદ્ધ માટે આપો.[૨૫–૨૭]

આયુધોમાંથી આ ગદાને જ તમારી સંમતિ પ્રમાણે હું સ્વીકારું છું. તમારામાંથી જે કોઈ એક યોદ્ધો મારી સામે યુદ્ધ કરવા પોતાને શક્તિમાન માનતો હોય તે ઘણી ખુશીથી હાથમાં ગદા લઈને પગપાળો મારી સાથે ગદાયુદ્ધ કરે. વળી આ લડાઈમાં પગલે પગલે અનેક વિચિત્ર પ્રકારનાં રથયુદ્ધો તો થયાં છે; પરંતુ મહા અદ્ભુત એવું આ એક ગદાયુદ્ધ પણ આજે ભલે થાય. મનુષ્યો અસ્ત્રોનો પણ અનુક્રમે ફેરફાર કરવા ઇચ્છે છે, તેમ આજે તમારા બધાની સંમતિ પ્રમાણે યુદ્ધોનો પણ ભલે ફેરફાર થાય. હે મહાબાહુ! હું ગદા વડે તમને પાંચે ભાઈઓને, પાંચાલોને, સૃંજયોને તથા એ ઉપરાંત બીજા તમારા જે સૈનિકો છે તે બધાને જીતીશ. હે યુધિષ્ઠિર! હું ઇંદ્રથી પણ કદી ગભરાઈશ નહિ.[૨૮–૩૨]

યુધિષ્ઠિર બોલ્યા : ઓ ગાંધારીના પુત્ર સુયોધન! ઊઠ, ઊઠ અને મારી સાથે યુદ્ધ કર. તું એક બળવાન મારી એકલાની સાથે ગદા લઈને સંગ્રામમાં ભેટો કર.[૩૩] હે ગાંધારીનંદન! તું પુરુષ થઈ જા. તું બરાબર સાવધાન થઈને યુદ્ધ કરજે. ઇંદ્ર પોતે પણ એ કદાચ તારી રક્ષા કરશે, તોપણ આજે તું જીવવાનો નથી.[૩૪]

સંજય બોલ્યો : પુરુષોમાં સિંહ સરખો તમારો પુત્ર દુર્યોધન યુધિષ્ઠિરનાં આ વાક્યો સાંખી શક્યો નહિ; તેથી દરમાં રહેલો સર્પ જેમ ફૂંફાડા મારે, તેમ તે ફૂંફાડા મારવા લાગ્યો.[૩૫] હે રાજન્! જ્યારે વાણીરૂપ ચાબુકથી તેને વારંવાર પ્રહાર કરવામાં આવ્યો, ત્યારે પાણીદાર ઘોડો જેમ ચાબુકના પ્રહારને સહન કરતો નથી, તેમ એ દુર્યોધન પણ યુધિષ્ઠિરનાં વચનો સહન કરી શક્યો નહિ.[૩૬] તે વીર્યવાન દુર્યોધને ત્યાં પાણીને એકદમ ખળભળાવી મૂક્યું અને સુવર્ણના પાટાઓથી બાંધેલી તથા તદ્દન લોખંડની બનાવેલી ભારે ગદાને લીધી.[૩૭] તેણે સ્તંભિત કરેલા જળને ભેદી નાખ્યું અને ખાંધ ઉપર તદ્દન લોખંડની એવી તે ગદાને ધારણ કરીને તે નાગરાજની જેમ ફૂંફાડા મારતો મારતો જળમાંથી બહાર આવ્યો.[૩૮] આમ તમારો પુત્ર દુર્યોધન પ્રતાપી સૂર્યની પેઠે બહાર નીકળ્યો. હવે ધીમાન અને મહાબળવાન ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધને સુવર્ણથી મઢેલી તથા કેવળ લોખંડની એવી તે ભારે ગદા હાથમાં લીધી. આમ ગદાને ધારણ કરી રહેલો તે ભરતવંશી ભાસ્કરની પેઠે તપી રહ્યો હતો. હાથમાં ગદાવાળો તે દુર્યોધન ત્યારે શિખરવાળા પર્વત જેવો અને પ્રજાઓ ઉપર કોપાયમાન થઈને ઊભેલા શૂલધારી શંકર જેવો દેખાતો હતો. શત્રુદમન મહાબાહુ દુર્યોધન હાથમાં ગદા લઈને જ્યારે જળમાંથી બહાર નીકળ્યો, ત્યારે સર્વ પ્રાણીઓ તેને દંડધારી કાળના સરખો જ માનવા લાગ્યાં.[૩૯–૪૨] તેમ જ હે રાજા! સર્વ પાંચાલયોદ્ધાઓ તમારા પુત્રને તે સમયે વજ્રધારી ઇંદ્રના જેવો તથા ત્રિશૂળધારી શંકરના જેવો જોવા લાગ્યા.[૪૩] વળી પાંડવો તથા પાંચાલો દુર્યોધનને જળમાંથી બહાર નીકળેલો જોઈને ઘણા જ હર્ષમાં આવી ગયા અને અન્યોન્યને હાથની તાળીઓ આપવા લાગ્યા. પરંતુ તમારા પુત્રને તો તેમની એ ચેષ્ટા પોતાના ઉપહાસરૂપ લાગી; એટલે ક્રોધાયમાન થઈને પાંડવોને જાણે બાળી નાખવા ઇચ્છતો હોય તેમ તેણે ડોળા ફાડ્યા.[૪૪,૪૫] તેણે ત્રણ કરચળીઓ પડી જાય તેટલી ઊંચી ભ્રમર ચઢાવી દીધી અને દાંત વડે હોઠ પીસીને તે પાંડવોને તથા શ્રીકૃષ્ણને આમ કહેવા લાગ્યો.[૪૬]

દુર્યોધન બોલ્યો : ઓ પાંડવો! તમે જરૂર આ ઉપહાસનું ફળ ભોગવશો. હમણાં જ તમે તથા સર્વ પાંચાલો મારે હાથે મરણ પામી યમલોકમાં જશો.[૪૭]

સંજય બોલ્યો : આમ કહીને જળમાંથી બહાર નીકળેલો તથા શરીરે લોહીલુહાણ થયેલો તમારો પુત્ર દુર્યોધન હાથમાં ગદા લઈને પૃથ્વી પર ઊભો રહ્યો.[૪૮] તે સમયે લોહીથી ખરડાઈ ગયેલા દુર્યોધનનું પાણીથી નીતરી રહેલું શરીર ઝરણ ઝરતા પર્વત સરખું શોભતું હતું.[૪૯] હાથમાં ગદા ઉગામીને ઊભેલા વીર દુર્યોધનને જોઈને પાંડવો તો એમ જ માનવા લાગ્યા કે, કોપેલો કાળ હાથમાં દંડ ઉગામીને અહીં ઊભો છે કે શું?[૫૦] પછી વીર્યવાન દુર્યોધને હર્ષપૂર્વક ગર્જના કરતા આખલાની પેઠે મેઘ સરખી ગંભીર ગર્જના કરી અને પાંડવોને ગદાયુદ્ધ માટે બોલાવ્યા.[૫૧]

દુર્યોધન બોલ્યો : હે યુધિષ્ઠિર! તમે એક એક જણ મારી સામે યુદ્ધ કરવા આવો; કારણ કે યુદ્ધમાં એક વીર સાથે અનેક વીરોએ યુદ્ધ કરવું તે ન્યાયયુક્ત નથી.[૫૨] તેમાં પણ જે પુરુષ કવચરહિત હોય, થાકી ગયેલો હોય, પાણીથી ભીંજાયેલો હોય, અત્યંત ઘાયલ થયેલો હોય તથા વાહન અને સૈનિકોથી રહિત હોય તેવાની સાથે અનેક વીરોએ યુદ્ધ કરવું તે તો વિશેષે કરી અન્યાય જ ગણાય.[૫૩] છતાં પણ તમારે બધાએ એકઠા મળીને મારી સાથે યુદ્ધ કરવું હોય તોપણ ભલે ખુશીથી કરો; પરંતુ તે યોગ્ય છે કે અયોગ્ય છે, એ સર્વદા તમે જાણો જ છો.[૫૪]

યુધિષ્ઠિર બોલ્યા : ઓ સુયોધન! આ લડાઈમાં જ્યારે અનેક મહારથીઓએ એકઠા મળીને અભિમન્યુને મારી નાખ્યો હતો, ત્યારે તને આવી બુદ્ધિ કેમ સૂઝી ન હતી?[૫૫] માટે એ જ નિશ્ચય થાય છે કે, ક્ષાત્રધર્મ અતિક્રૂર છે, નિરપેક્ષ છે તથા અતિશય નિર્દયતાભરેલો છે; કારણ કે જો એમ ન હોય તો એકલા અને રથવિનાના અભિમન્યુને તે મહારથીઓ કેમ મારી નાખે?[૫૬] તે સમયે અભિમન્યુ સામે લડનારા તમે બધા ધર્મને જાણનારા હતા, શૂરવીર હતા, શરીરનો ત્યાગ કરીને પણ યુદ્ધ કરી જાણનારા હતા. વળી ન્યાયથી યુદ્ધ કરનારાઓને સર્વોત્કૃષ્ટ ઇંદ્રલોકની આ ગતિ પ્રાપ્ત થાય છે. આ બધું તમે જાણતા હતા, છતાં તમે કેમ અભિમન્યુને મારી નાખ્યો હતો? જો એકને અનેક જણાઓએ મારવો ન જોઈએ એ વાતને તું ધર્મ તરીકે માને છે, તો પછી તારી જ સંમતિ પ્રમાણે તે અનેક મહારથીઓએ એકલા અભિમન્યુને કેમ મારી નાખ્યો હતો?[૫૭,૫૮] માટે સામાન્ય એવો જ નિયમ છે કે, હરકોઈ પ્રાણી જ્યારે પોતે જ સંકટમાં આવી પડે છે, ત્યારે જ ધર્મ તરફ દૃષ્ટિ કરે છે; પરંતુ તેનો તે જ જ્યારે ઉચ્ચ સ્થાને સુખમાં રહેલો હોય છે, ત્યારે તે પરલોકના દ્વારને બંધ જ જુએ છે.[૫૯] ઠીક છે, હે વીર! ચાલ, તું હવે કવચ પહેરી લે અને છૂટા થઈ ગયેલા કેશોને બાંધી લે. હે ભારત! તારી પાસે બીજી જે કોઈ પણ વસ્તુ ન હોય તે તું લઈ લે.[૬૦] હે વીર! ફરી પણ હું તારી એક ઇષ્ટકામના પૂરી કરું છું કે, અમે પાંચે પાંડવોમાંથી જેની સાથે તારે યુદ્ધ કરવાની ઇચ્છા હોય તેની સાથે તું યુદ્ધ કર, તે એકને જ મારીને તું રાજા થઈશ, અથવા તેને હાથે મરણ પામી તું સ્વર્ગમાં જઈશ. બોલ, આ યુદ્ધમાં તારા જીવિત સિવાય બીજું તારું અમે શું પ્રિય કરીએ?[૬૧,૬૨]

સંજય બોલ્યો : પછી હે રાજન્! તમારા પુત્ર દુર્યોધને સુવર્ણથી મઢેલું એક કવચ તથા સુવર્ણથી મઢેલો એક શિરટોપ એ બન્ને વસ્તુઓ પાંડવો પાસેથી માગી લીધી.[૬૩] હે રાજન્! તેણે જ્યારે તે સુંદર કવચ તથા ટોપને ધારણ કર્યાં, ત્યારે તમારો તે પુત્ર સુવર્ણના મોટા પર્વત સરખો જ શોભવા લાગ્યો.[૬૪] હે રાજન્! આ પ્રમાણે તમારો પુત્ર દુર્યોધન જ્યારે સર્વ યુદ્ધસામગ્રીથી

સજ્જ થયો, ત્યારે તેણે હાથમાં ગદા લઈને સર્વ પાંડવોને કહ્યું :[૬૫] 'તમારા બધા ભાઈઓમાંથી ગમે તે કોઈ એક મારી સામે ગદાયુદ્ધ કરો. હે ભરતશ્રેષ્ઠ ! હું સહદેવ, ભીમસેન, નકુલ, અર્જુન અથવા તારી સાથે યુદ્ધ કરવા તૈયાર છું. મને ખાતરી છે કે, આ રણાંગણમાં હું તમને જીતીશ. હે પુરુષવ્યાઘ્ર ! આજે હું સુવર્ણના પાટાઓથી બાંધેલી આ ગદાથી મારા વેરનો અતિ દુર્ગમ એવો અંત આણીશ.[૬૬-૬૮] હું ધારું છું કે, ગદાયુદ્ધમાં મારા સરખો બીજો એક પણ પુરુષ નથી; તેમ જ એક પછી એક ચઢી આવેલા તમને બધાને હું ગદાથી મારી નાખીશ.[૬૯] તમે બધા અથવા બીજા કોઈ પણ મારી સામે ન્યાયપૂર્વક ગદાયુદ્ધ કરવાને સમર્થ નથી. જોકે આવું ગર્વથી ઉદ્ધતાઈભર્યું વચન બોલવું મને યોગ્ય નથી, છતાં તમારી સમક્ષ એ વચનને હું સફળ કરી દેખાડીશ.[૭૦] આ જ મુહૂર્તમાં તે મારું વચન સત્ય અથવા મિથ્યા ઠરી ચૂકશે. ચાલો, હવે જેને મારી સાથે યુદ્ધ કરવાની ઇચ્છા હોય, તે હાથમાં ગદા લઈ લો.[૭૧]

ઇતિ શ્રીમહાભારતમાં શલ્યપર્વાંતર્ગત ગદાયુદ્ધપર્વમાં 'યુધિષ્ઠિર અને દુર્યોધનનો સંવાદ' નામનો અધ્યાય ૩૨ મો સમાપ્ત

## अध्याय ३३ मो
### ભીમસેન અને દુર્યોધનની ગદાયુદ્ધ માટેની તૈયારી

॥ सञ्जय उवाच ॥

**एव दुर्योधने राजन् गर्जमाने मुहुर्मुहुः ।**
**युधिष्ठिरस्य संक्रुद्धो वासुदेवोऽब्रवीदिदम् ॥ १ ॥**

સંજય બોલ્યો : હે રાજા ધૃતરાષ્ટ્ર ! દુર્યોધન એ પ્રમાણે વારંવાર ગર્જના કરી રહ્યો હતો તે સમયે ક્રોધાયમાન થયેલા શ્રીકૃષ્ણ યુધિષ્ઠિરને કહેવા લાગ્યા :[૧] 'હે યુધિષ્ઠિરરાજ ! આ દુર્યોધન જો ગદાયુદ્ધમાં તમને, અર્જુનને, નકુલને કે સહદેવને પોતાની સામે લડવા માટે પસંદ કરશે, તો તમારી શી દશા થશે ?[૨] હે રાજન્ ! અમારામાંથી હરકોઈનો યુદ્ધમાં નાશ કરીને તું કુરુદેશનો રાજા થા, આમ દુર્યોધનને કહીને તમે કેવું સાહસ કરી બેઠા છો ?[૩] હાથમાં ગદા લઈને યુદ્ધ કરતા આ દુર્યોધન સામે ટક્કર ઝીલવા તમે કોઈ પણ સમર્થ નથી, એમ હું માનું છું. કારણ કે હે રાજન્ ! આ દુર્યોધને ભીમસેનનો વધ કરવાની ઇચ્છાથી તેર વર્ષ સુધી લોઢાના પુરુષની સાથે ગદાયુદ્ધનો અભ્યાસ કર્યો છે. હે ભરતશ્રેષ્ઠ યુધિષ્ઠિર ! હવે આપણાથી આ કાર્ય કેવી રીતે થઈ શકશે ? હે મહારાજ ! ખરેખર, દયાને લીધે તમે મહાન સાહસ કર્યું છે. આ ગદાયુદ્ધમાં દુર્યોધન સામે લડી શકે તેવો એક ભીમસેન સિવાય બીજો કોઈ પણ યોદ્ધો મારા જોવામાં આવતો નથી; પરંતુ ભીમસેને ગદાયુદ્ધમાં દુર્યોધનના જેટલો અત્યંત પરિશ્રમ કર્યો નથી. હે રાજા ! પૂર્વે તમારો તથા શકુનિનો જેવા વિષમ પરિણામવાળો જુગાર આરંભાયો હતો, તેવો જ પુનઃ આ સમયે યુદ્ધરૂપ વિષમ જુગાર આરંભાયો છે. જોકે ભીમસેન બળવાન અને સમર્થ છે; પરંતુ રાજા દુર્યોધન યુદ્ધ કરવામાં ઘણો જ કુશળ છે.[૪-૮] હે રાજા ! બળવાન અને કુશળમાં કુશળ જ વિશેષ ગણાય છે. તેથી હે રાજન્ ! આવું સાહસ કરીને તમે શત્રુને સમમાર્ગમાં લાવી મૂક્યો છે.[૯] આથી તમે પોતે અતિવિષમ માર્ગમાં આવી પડ્યા છો અને વળી અમને બધાને પણ મહાવિષમ સંકટમાં ધકેલી મૂક્યા છે. અરે, એવો તે કયો પુરુષ હોય કે જે પોતાના સર્વ શત્રુઓને જીત્યા પછી માત્ર મરણની અણી સુધીના સંકટમાં આવી પડેલા એક જ શત્રુને હાથે પોતાના હાથમાં આવેલા રાજ્યને ગુમાવી બેસે ? અને તેવો બીજો કયો પુરુષ માત્ર પોતાના પક્ષના એક જ મનુષ્યને શરતમાં

મૂકી આવું યુદ્ધદ્યુત રમવાની રુચિ કરે? ગદાધારી દુર્યોધનને રણમાં જીતી શકે તેવો એક પણ પુરુષ મને આ લોકમાં દેખાતો નથી. અરે! સાક્ષાત્ દેવ પણ તેને જીતી શકે તેમ નથી.[૧૦–૧૨] તમે, ભીમસેન, નકુલ, સહદેવ કે અર્જુન જો ન્યાયપૂર્વક દુર્યોધન સામા યુદ્ધ કરો તો તેને અવશ્ય જીતી શકો તેમ નથી, કારણ કે રાજા દુર્યોધન ગદાયુદ્ધમાં ઘણોજ કુશળ છે.[૧૩] હે ભારત! તમે શું જોઈને શત્રુને કહો છો કે, તું અમારી સાથે ગદાયુદ્ધ કર અને અમારામાંના એકનો નાશ કરી તું રાજા થા?[૧૪] આપણે કદાચ ભીમસેનને દુર્યોધનની સામો લડાવીએ અને જો ન્યાયપૂર્વક લડીએ, તો અવશ્ય આપણા વિજયમાં સંશય જ રહેલો છે; કારણ કે આ દુર્યોધન કુશળ છે અને મહાબળવાન પણ છે.[૧૫] હવે તમે તો તેને કહી બેઠા છો કે અમારામાંથી કોઈ એકનો જ વધ કરીને તું રાજા થા. સાચેજ પાંડુ અને કુંતીની સંતતિ રાજ્યનો ઉપભોગ કરવા સરજાયેલી જ નથી.[૧૬] તે તો વનવાસ માટે અથવા ભિક્ષાચરણ માટે જ સરજાયેલી છે.'

ભીમસેન બોલ્યો: હે મધુસૂદન! હે યદુનંદન! તમે ખેદ ન કરો.[૧૭] હું આજે અમારા વેરના અતિદુર્ગમ પારને પામીશ. હું યુદ્ધમાં દુર્યોધનનો વધ કરીશ, એમાં સંશય નથી.[૧૮] હે કૃષ્ણ! મને તો ધર્મરાજાનો જ અવશ્ય વિજય દેખાય છે. જુઓ, આ મારી ગદા દુર્યોધનની ગદા કરતાં ગુણમાં દોઢગણી અધિક છે તથા તેના કરતાં અતિશય ભારે છે.[૧૯] દુર્યોધનની ગદા મારી ગદા જેવી નથી. માટે હે માધવ! તમે ચિંતા ન કરો. હું એ દુર્યોધનની સામે ગદાયુદ્ધ કરવાનો ઉત્સાહ ધરાવી શકું છું.[૨૦] હે જનાર્દન! આજે અમે બન્ને જણા યુદ્ધ કરીએ અને તમે બધા એ યુદ્ધના પ્રેક્ષક તરીકેજ એક બાજુ ઊભા રહો. હે કૃષ્ણ! અનેક શસ્ત્રોને ધારણ કરીને યુદ્ધમાં ચઢી આવેલા દેવો સહિત ત્રણેય લોકો સામે પણ જો હું યુદ્ધ કરું, તો આજે દુર્યોધન સામે યુદ્ધ કરું એમાં શું આશ્ચર્ય છે?

સંજય બોલ્યો: ભીમસેને આમ કહ્યું એટલે શ્રીકૃષ્ણ પ્રસન્ન થયા અને તેની પ્રશંસા કરી તેને આવું વચન બોલ્યા: 'હે મહાબાહુ! તારો આશ્રય કરવાથી જ ધર્મરાજના શત્રુઓ નાશ પામ્યા છે અને તે પોતાની પ્રદીપ્ત રાજ્યલક્ષ્મીને પુનઃ પ્રાપ્ત કરી શક્યા છે, એમાં સંશય નથી. તેં જ આ રણમાં ધૃતરાષ્ટ્રના બધા પુત્રોને મારી નાખ્યા છે. તેં જ અનેક રાજાઓને, રાજપુત્રોને અને હાથીઓને સંહારી નાખ્યા છે. હે પાંડુનંદન! આ મહાયુદ્ધમાં તારો ભેટો કરીનેજ કલિંગ, માગધ, પ્રાચ્ય, ગાંધાર અને કુરુરાજાઓ માર્યા ગયા છે. માટે હે કુંતીનંદન! વિષ્ણુએ જેમ ઇંદ્રને સ્વર્ગ અર્પણ કર્યું હતું, તેમ તું પણ આજે દુર્યોધનનો વધ કરી સમુદ્ર પર્યંતની સમગ્ર પૃથ્વી ધર્મરાજને અર્પણ કર પાપી દુર્યોધન રણમાં તારી સાથે ભેટો કરીને નાશ પામશે.[૨૧–૨૭] તું તેની બન્ને સાથળોને ભાંગી નાખીને તારી પ્રતિજ્ઞાને પૂરી કરીશ. પરંતુ હે પૃથાપુત્ર! તારે બરાબર સાવધાન થઈને દુર્યોધન સાથે યુદ્ધ કરવું.[૨૮] કારણકે તે પણ નિત્ય કાર્યકુશળ છે, બળવાન છે અને યુદ્ધકુશળ છે.' ત્યાં હે રાજન્! સાત્યકિ, ધર્મરાજા વગેરે પાંડવો તથા સર્વ પાંચાલો પણ ભીમસેનની પ્રશંસા કરવા લાગ્યા અને સર્વ યોદ્ધાઓએ પણ ભીમસેનનાં તે વચનનાં વખાણ કર્યાં. પછી ભયંકર બળવાળો ભીમસેન સૂર્યની પેઠે પ્રકાશમાન થઈને સંજયોની સાથે ઊભેલા યુધિષ્ઠિરરાજને કહેવા લાગ્યો: 'હું આ દુર્યોધનની સાથે રણમાં યુદ્ધ કરવાનો ઉત્સાહ ધરાવું છું અને અવશ્ય એ પુરુષાધમ મને રણમાં જીતી શકશે નહિ. અર્જુને

ખાંડવવનમાં જેમ અગ્નિ મૂક્યો હતો, તેમ હું મારા હૃદયમાં રાખી મૂકેલા ક્રોધરૂપ અગ્નિને આજે દુર્યોધનના પર ઢાળી પાડીશ.[૨૯-૩૩] હે પાંડવરાજ! આજે હું પાપી દુર્યોધનને ગદા વડે મારી નાખીને તમારા હૃદયમાં રહેલું શલ્ય ખેંચી કાઢીશ, માટે તમે સુખી થાઓ.[૩૪] હે નિર્દોષ રાજા! આજે સુયોધન પ્રાણ, લક્ષ્મી તથા રાજ્યથી મુક્ત થશે અને હું તમારા કંઠમાં કીર્તિમાળા પહેરાવીશ.[૩૫] વળી આજે રાજા ધૃતરાષ્ટ્ર પોતાના પુત્રને મારે હાથે મરણ પામેલો સાંભળીને શકુનિની બુદ્ધિના પ્રસાદથી ઉત્પન્ન થયેલાં અશુભ કર્મનું સ્મરણ કરશે.[૩૬] આમ કહીને ભરતશ્રેષ્ઠ અને વીર્યવાન એવો ભીમસેન ગદા ઊંચી કરીને ઊભો થયો અને ઇંદ્રે જેમ વૃત્રાસુરને બોલાવ્યો હતો, તેમ તેણે દુર્યોધનને યુદ્ધ માટે બોલાવ્યો.[૩૭] તમારો મહાવીર્યવાન પુત્ર પણ શત્રુના તે આહ્‌વાનને સહન કરી શક્યો નહિ. તે પણ મદમત્ત હાથી જેમ બીજા મદમત્ત હાથી સામે જાય, તેમ ભીમસેન સામે આવીને ઊભો રહ્યો.[૩૮] આ રીતે તમારો પુત્ર હાથમાં ગદા લઈને યુદ્ધ કરવા ઊભો થયો, ત્યારે તેને સર્વ પાંડવો શિખરવાળા કૈલાસપર્વતના જેવો જોવા લાગ્યા.[૩૯] એ સમયે મહાબળવાન દુર્યોધન ટોળામાંથી છૂટા પડી ગયેલા એક હાથી સરખો દેખાતો હતો અને સર્વ પાંડવો તેને એકલાને જ યુદ્ધ કરવા ચઢી આવેલો જોઈ મનમાં અત્યંત પ્રસન્ન થયા.[૪૦] વળી દુર્યોધનને પણ પોતે એકલો હતો છતાં જરાય સંભ્રમ, ભય, ગ્લાનિ કે વ્યથા થયાં ન હતાં; પરંતુ પોતે સિંહની પેઠે યુદ્ધ કરવા ઊભો રહ્યો હતો.[૪૧] હે રાજન્! આ રીતે હાથમાં ગદા ઊંચી કરીને શિખરવાળા કૈલાસપર્વતની પેઠે ઊભા રહેલા દુર્યોધનને જોઈને ભીમસેન તેને આ પ્રમાણે કહેવા લાગ્યો:[૪૨] 'ઓ દુષ્ટાત્મા દુર્યોધન! રાજા ધૃતરાષ્ટ્રે અને તેં અમારા પર જે જે દુષ્ટ કૃત્યો કર્યાં છે તથા વારણાવત નગરમાં અમારું જે અનિષ્ટ કરવામાં આવ્યું છે, તે બધાંનું તું આ વખતે સ્મરણ કર.[૪૩] વળી રજસ્વલા થયેલી દ્રૌપદીને તેં ભરી સભામાં મહાન દુઃખ દીધું હતું તથા શકુનિની કપટબુદ્ધિ પ્રમાણે વર્તીને રાજા યુધિષ્ઠિરને જુગારમાં જીતી લીધા હતા, તેનું પણ તું સ્મરણ કર.[૪૪] એ ઉપરાંત બીજાં અનેક પાપી કૃત્યો કરીને તેં નિરપરાધી પાંડવો પર મહાદુષ્ટ વર્તણૂક ચલાવી છે, તેનું આ મહાન ફળ તારી દૃષ્ટિ આગળ હવે ઉપસ્થિત થયું છે, તેને તું જોજે. આપણા બધાના પિતામહ અને ભરતવંશીઓમાં શ્રેષ્ઠ એવા મહાયશસ્વી ગંગાપુત્ર ભીષ્મ કેવળ તારે માટે જ બાણોથી વીંધાઈ જઈને બાણશય્યામાં સૂતા છે.[૪૫,૪૬] તેમ જ દ્રોણાચાર્ય, કર્ણ તથા પ્રતાપી શલ્ય પણ તારે લીધે જ રણમાં નાશ પામ્યા છે અને વેરનો આદિકર્તા શકુનિ પણ આખરે રણમાં રોળાઈ ગયો છે.[૪૭] તે જ પ્રમાણે તારા શૂરવીર ભાઈઓ, પુત્રો, સૈનિકો તથા યુદ્ધમાંથી કદી પાછા નહિ હઠનારા અનેક શૂરા રાજાઓ પણ તારે માટે જ આ યુદ્ધમાં માર્યા ગયા છે.[૪૮] અરે! એ ઉપરાંત બીજા ઘણા મોટા મોટા ક્ષત્રિયો આ યુદ્ધમાં મરણ પામ્યા છે. અરે! દ્રૌપદીને દુઃખ આપનારો પાપી પ્રાતિકામી (દ્રૌપદીના કેશ ખેંચનારો દુર્યોધનનો એક દૂત) પણ હણાઈ ગયો છે.[૪૯] હવે માત્ર તું એક જ કુળહત્યારો અધમ પુરુષ બાકી રહ્યો છે. તને પણ આ ગદાથી હું આજે મારી નાખીશ, એમાં સંશય નથી.[૫૦] ઓ રાજા! આજે રણમાં હું તારા સર્વ ગર્વનો નાશ કરી નાખીશ અને રાજ્યની મહાન આશાને વળગી રહી તેં પાંડવો તરફ જે દુષ્ટ વર્તણૂક ચલાવી છે તેનો પણ અંત આણીશ.'[૫૧]

દુર્યોધન બોલ્યો: ઓ વૃકોદર! ઝાઝી બડાશ મારે શું વળવાનું છે! તું મારી સાથે આજે

યુદ્ધ કર, એટલે તારો યુદ્ધશ્રદ્ધાને હું દૂર કરી નાખીશ.[૫૨] ઓ પાપી! શું તું મને નથી દેખતો? આ હિમાલયના શિખર સરખી મહાન ગદાને હાથમાં લઈ તારી સામે ગદાયુદ્ધ કરવા માટે હું ઊભો તો રહ્યો જ છું.[૫૩] ઓ પાપી! આ જગતમાં મારો એવો કયો શત્રુ છે કે જે હાથમાં ગદા લઈને ઊભેલા મને આજે મારી નાખવાનો ઉત્સાહ કરી શકે છે? હું ન્યાયપૂર્વક યુદ્ધ કરનારો છું, તેથી દેવોમાંનો ઇંદ્ર પણ મને મારી શકે તેમ નથી.[૫૪] ઓ કુંતાપુત્ર! જળ વિનાના શરદઋતુના મેઘની પેઠે તું ખાલી ગર્જના ન કર; પરંતુ તારામાં હોય તેટલું બળ તું આજના યુદ્ધમાં દેખાડી દે.[૫૫] દુર્યોધનનું આ વચન સાંભળી વિજયેચ્છુ પાંડવો તથા સંજયો તેના વચનની પ્રશંસા કરવા લાગ્યા.[૫૬] હે રાજન્! તાળીઓનો શબ્દ કરીને મનુષ્યો જેમ ઉન્મત્ત હાથીને હર્ષમાં લાવે છે, તેમ તેઓ દુર્યોધનરાજાને હર્ષમાં લાવવા લાગ્યા.[૫૭] તે સમયે હાથીઓ ગર્જનાઓ કરવા લાગ્યા, ઘોડાઓ વારંવાર હણહણાટ કરવા લાગ્યા અને વિજયેચ્છુ પાંડવોનાં શસ્ત્રો ઝળહળાટ કરવા લાગ્યાં.[૫૮]

ઇતિ શ્રીમહાભારતમાં શલ્યપર્વાંતર્ગત ગદાયુદ્ધપર્વમાં 'ભીમસેન અને દુર્યોધનનો સંવાદ' નામનો અધ્યાય ૩૩મો સમાપ્ત

## अध्याय ३४मो

### બળદેવનું આગમન

॥ संजय उवाच ॥

**तस्मिन् युद्धे महाराज सुसंवृत्ते सुदारुणे ।**
**उपविष्टेषु सर्वेषु पांडवेषु महात्मसु ॥ १ ॥**

સંજય બોલ્યોઃ હે મહારાજ ધૃતરાષ્ટ્ર! તે અતિદારુણ ગદાયુદ્ધના આરંભની બરાબર તૈયારી થઈ રહી હતી અને મહાત્મા સર્વ પાંડવો પ્રેક્ષક તરીકે આજુબાજુ બેસી ગયા હતા.[૧] તે સમયે હે રાજન્! પોતાના બન્ને શિષ્યોનું ગદાયુદ્ધ મંડાયું છે એવું નારદ પાસેથી સાંભળીને, હળના આયુધવાળા અને તાલવૃક્ષના ચિહ્નવાળી ધ્વજાવાળા બલરામ તે સ્થળે આવી પહોંચ્યા.[૨] તેમને જોતાંની સાથે જ પાંડવો તથા શ્રીકૃષ્ણ અત્યંત પ્રસન્ન થયા અને તેમની પાસે જઈને તેમનું આદરાતિથ્ય કરી વિધિપુરઃસર તેમની પૂજા કરવા લાગ્યા.[૩] હે રાજા! એ પ્રમાણે તેમનું યથાવિધિ પૂજન-સન્માન કરીને તેમણે બળદેવને કહ્યું: 'હે રામ! તમારા બન્ને શિષ્યોની યુદ્ધકુશળતા જુઓ.'[૪] તે સમયે બળદેવ પણ હાથમાં ગદા લઈને ઊભેલા ભીમસેનને તથા દુર્યોધનને જોઈને શ્રીકૃષ્ણને કહેવા લાગ્યા:[૫] 'હે માધવ! હું પુષ્યનક્ષત્રમાં યાત્રા કરવા માટે નીકળ્યો હતો અને શ્રવણનક્ષત્રમાં યાત્રા કરીને પાછો આવ્યો છું. તેથી આજે યાત્રાએ નીકળ્યાને મને બેંતાળીસ દિવસો થયા છે. હવે મને મારા બન્ને શિષ્યોનું ગદાયુદ્ધ જોવાની ઇચ્છા છે.' તે વેળા દુર્યોધન અને ભીમસેન એ બન્ને વીરપુરુષો હાથમાં ગદાઓ લઈને યુદ્ધભૂમિ પર શોભી રહ્યા હતા. પછી યુધિષ્ઠિર રાજાએ હળના આયુધવાળા બળદેવને આલિંગન કરીને તેમને યથાયોગ્ય સ્વાગત કુશળ પૂછ્યું. ત્યાં મહાધનુર્ધર યશસ્વી શ્રીકૃષ્ણ તથા અર્જુને તેમને વંદન કરી તેમની પરમ પ્રીતિ સંપાદન કરી. તે જ પ્રમાણે, હે રાજન્! શૂરવીર નકુલ, સહદેવ અને દ્રૌપદીના પાંચ પુત્રો પણ મહાબળવાન રોહિણીપુત્ર બળદેવને વંદન કરી એક બાજુ ઊભા રહ્યા. તેમ જ હે રાજા! બળવાન ભીમસેને તથા તમારા પુત્રે પણ પોતપોતાની ગદાઓ ઊંચી કરી બળદેવને માન આપ્યું. આમ તે સર્વ મહાપુરુષોએ સ્વાગત વગેરેથી રોહિણીનંદન બળરામનું સન્માન કર્યું અને તેમને કહ્યું: 'હે મહાબાહુ! હવે તમે આ ગદાયુદ્ધને જુઓ.' ત્યાં

આસપાસ ઊભેલા બીજા રાજાઓએ પણ મહાત્મા બળદેવને તે જ પ્રમાણે યુદ્ધ જોવા માટે કહ્યું. એટલે બળદેવે પણ પાંડવોને, સૃંજયોને તથા બીજા સર્વ મહાતેજસ્વી રાજાઓને અનુક્રમે ભેટીને કુશળ-સમાચાર પૂછ્યા, એવી જ રીતે સર્વ રાજાઓએ પણ તેમને મળીને કુશળસમાચાર પૂછ્યા અને બળદેવે તે સર્વ મોટા મોટા ક્ષત્રિયોનું પ્રતિપૂજન કર્યું તેમજ પ્રત્યેક સાથે તેની ઉંમર પ્રમાણે યથાયોગ્ય કુશળતાભરેલી વાતચીત કરી. તે શ્રીકૃષ્ણ તથા સાત્યકિને પ્રેમથી ભેટી પડ્યા.[૬-૧૬] વળી વિશેષમાં તેમણે બન્નેનાં મસ્તકો સૂંઘીને કુશળપ્રશ્ન પૂછ્યા. ત્યાં હે રાજન્! ઇંદ્ર અને ઉપેદ્ર જેમ દેવેશ બ્રહ્મદેવની પૂજા કરે, તેમ શ્રીકૃષ્ણ તથા સાત્યકિ પણ હર્ષપૂર્વક પોતાના ગુરુ તુલ્ય બળદેવની પૂજા કરવા લાગ્યા. પછી હે ભારત! ધર્મપુત્ર યુધિષ્ઠિરે શત્રુદમન રોહિણીનંદનને કહ્યું:[૧૭,૧૮] 'હે રામ! આ બન્ને ભાઈઓના મહાન યુદ્ધને તમે જુઓ.' એટલે શ્રીકૃષ્ણના જ્યેષ્ઠ ભ્રાતા મહાબાહુ બળદેવજી તે મહારથીઓની પૂજાથી પરમ પ્રસન્ન થઈને તેમની મધ્યમાં બેઠા. ત્યારે ગગનમંડળમાં જેમ નક્ષત્રગણોના મધ્યમાં રહેલો ચંદ્રમા શોભે, તેમ શ્યામવસ્ત્રધારી તથા શ્વેતકાંતિમાન તે બળદેવ રાજાઓના મધ્યમાં શોભવા લાગ્યા. ત્યાર પછી હે રાજન્! તમારા બન્ને પુત્રોનું અન્યોન્યના વેરનો અંત આણનારું તથા જોનારાઓનાં રૂવાં ખડાં કરી નાખે તેવું તુમુલ યુદ્ધ થવા લાગ્યું.[૧૯-૨૨]

ઇતિ શ્રીમહાભારતમા શલ્યપર્વાંતર્ગત ગદાયુદ્ધપર્વમાં 'બળદેવનું આગમન' નામનો અધ્યાય ૩૪મો સમાપ્ત

# અધ્યાય ૩૫મો

## બળદેવની તીર્થયાત્રા-પ્રભાસ-ક્ષેત્રનું માહાત્મ્ય

॥ जनमेजय उवाच ॥

पूर्वमेव यदा रामस्तस्मिन् युद्ध उपस्थिते ।
आमंत्र्य केशवं यातो वृष्णिभिः सहितः प्रभुः ॥

જનમેજય બોલ્યા: હે બ્રાહ્મણોત્તમ વૈશંપાયન! કૌરવો અને પાંડવો વચ્ચે યુદ્ધની તૈયારી થતી હતી, તે પહેલાં જ મહાસમર્થ બળદેવ કેટલાએક યાદવોની સાથે શ્રીકૃષ્ણની સલાહ લઈને યાત્રા કરવા ચાલી નીકળ્યા હતા.[૧] તે સમયે તેમણે શ્રીકૃષ્ણને કહ્યું હતું કે, 'હે કેશવ! હું દુર્યોધનને અથવા પાંડવોને કોઈને પણ સહાય કરીશ નહિ; પરંતુ હું તો આ યુદ્ધકાળે મારી ઇચ્છા પ્રમાણે યાત્રા કરવા ચાલ્યો જઈશ.' આમ કહીને ક્ષત્રિયોનો સંહાર કરનારા બળદેવ તે સમયે યાત્રા કરવા માટે નીકળી ગયા હતા. હવે હે બ્રહ્મન્! આપ મને વિસ્તારથી કહો, કે તેમનું પુનઃ આગમન કેમ થયું અને તેમણે તે યુદ્ધ કેવી રીતે જોયું હતું? ખરેખર, આપ કથા કહેવામાં કુશળ છો.[૨-૪]

વૈશંપાયન બોલ્યા: હે મહાબાહુ જનમેજય! મહાત્મા પાંડવો જ્યારે ઉપપ્લવ્યમાં સૈન્યોનો પડાવ નાખીને પડ્યા હતા, ત્યારે તેમણે સર્વ પ્રાણીઓનાં હિત તરફ દૃષ્ટિ કરી બન્ને પક્ષમાં સલાહસંપ કરી લેવા માટે શ્રીકૃષ્ણને ધૃતરાષ્ટ્રરાજા પાસે મોકલ્યા. શ્રીકૃષ્ણ હસ્તિનાપુરમાં ગયા અને ધૃતરાષ્ટ્રરાજાને મળીને તેમણે ખાસ ભાર મૂકી સત્ય તથા હિતયુક્ત વચનો કહ્યાં; પરંતુ રાજા ધૃતરાષ્ટ્રે શ્રીકૃષ્ણનું વચન માન્યું નહિ.[૫-૭] એટલે હે રાજન્! મહાબાહુ અને પુરુષોત્તમ એવા શ્રીકૃષ્ણ સંધિ કર્યા વિના ઉપપ્લવ્ય તરફ પાછા ફર્યા. આમ હે નરશ્રેષ્ઠ! દુર્યોધને પાછા કાઢેલા શ્રીકૃષ્ણ

પાછા આવ્યા અને તેમણે સંધિનું કાર્ય પોતાનાથી બની શક્યું નહિ, એ વાત પ્રથમ જણાવીને પાંડવોને કહ્યું. 'હે પાંડવો! કાળથી પ્રેરાયેલા કૌરવો મારું વચન માનતા નથી માટે તમે મારી સાથે પુષ્યનક્ષત્રમાં તેમની સામે યુદ્ધ કરવા નીકળી પડો.' શ્રીકૃષ્ણની આજ્ઞા થતાં જ પાંડવોએ સૈન્યોના વિભાગો પાડવા માંડ્યા. તે જોઈ બળવાનોમાં શ્રેષ્ઠ મહામનસ્વી બળદેવે પોતાના ભાઈ શ્રીકૃષ્ણને કહ્યું :[૮-૧૧] 'હે મહાબાહુ મધુસૂદન! કૌરવો અને પાંડવો બન્ને આપણી દષ્ટિએ તો સરખા જ છે. માટે તું કૌરવોને પણ સહાય કર.' બળદેવનાં આ વચનને પણ શ્રીકૃષ્ણે માન્યાં નહિ.[૧૨] આથી ક્રોધાયમાન થયેલા મહાયશસ્વી બળદેવ પુષ્યનક્ષત્ર ને અનુરાધા નક્ષત્રનો યોગ થતાં સર્વ યાદવોની સાથે સરસ્વતી તરફ તીર્થયાત્રા કરવા ચાલી નીકળ્યા. તે પછી શત્રુદમન કૃતવર્માએ દુર્યોધનના પક્ષનો આશ્રય કર્યો.[૧૩] ત્યારે શ્રીકૃષ્ણ અને સાત્યકિએ પાંડવોના પક્ષનો સ્વીકાર કર્યો. આમ જ્યારે લગભગ પુષ્યનક્ષત્રમાં બળદેવે પ્રયાણ કર્યું, ત્યારે શ્રીકૃષ્ણે પાંડવોને આગળ કરી યુદ્ધ માટે કૌરવો સામે પ્રયાણ કર્યું: બીજી તરફ બળદેવે માર્ગમાં જતાં જતાં પોતાના સેવકોને આજ્ઞા આપી દીધી :[૧૪-૧૬] 'આપણી તીર્થયાત્રામાં ઉપયોગી થઈ પડે તેવી સર્વ સામગ્રીઓ તથા સર્વ સાધનો સાથે લઈ લો. દ્વારકામાં વસનારા અગ્નિહોત્રી બ્રાહ્મણોને તથા સોનું, રૂપું, ગાયો, વસ્ત્રો, ઘોડા, હાથી, રથો, ખચ્ચરો, ઊંટો, બીજાં કેટલાંએક વાહનો તથા બીજો સર્વ સામાન તીર્થયાત્રા માટે તમે જલદી જલદી લાવો. તમે ઉતાવળા ઉતાવળા સરસ્વતી તરફ જાઓ તેમ જ સેંકડો સારા સારા બ્રાહ્મણોને તથા ઋત્વિજોને સાથે લઈ લો.' આમ હે રાજન્! અનુચરોને આજ્ઞા આપી દીધા પછી મહાબળવાન બળદેવ કૌરવોના તે સંહાર સમયે સરસ્વતીના પ્રવાહ તરફ તીર્થયાત્રા કરવા ચાલી નીકળ્યા.[૧૭-૨૧] હે ભરતશ્રેષ્ઠ! એ વેળા અનેક ઋત્વિજો, સુહૃદો, બીજા કેટલાએક સારા બ્રાહ્મણો, રથો, હાથીઓ, ઘોડાઓ, અનુચરો, ગાયો, ખચ્ચરો, ઊંટો તથા બીજાં ઘણાં વાહનો તેમની સાથે ચાલતાં હતાં. તેમણે માર્ગમાં પ્રત્યેક દેશમાં થાકી ગયેલા, રોગી શરીરોવાળા, બાળકો અને વૃદ્ધો વગેરેને અનેક જાતનાં દાનો આપવા માંડ્યાં હતાં. તેમ જ હે રાજા! યાચકોનો સત્કાર કરવા માટે તેમણે ઘણી સામગ્રીઓ તૈયાર કરાવી મૂકી હતી.[૨૨-૨૪] હે ભારત! જે વસ્તુઓને માટે જે જે દેશોમાં યાચકવર્ગ રાહ જોયા કરે છે, તે સર્વ વસ્તુઓને તેમણે પૂરી પાડી હતી તથા સર્વ સ્થળે ભૂખ્યાઓને માટે રાંધેલું અન્ન તૈયાર કરાવ્યું હતું.[૨૫] હે રાજા! તેમની સાથે રહેલો ગમે તે બ્રાહ્મણ જે કોઈ ભોજ્ય પદાર્થની ઇચ્છા કરતો હતો, તેને માટે તેમના અનુચરો તે સર્વ પદાર્થને હાજર કરી દેતા હતા.[૨૬] હે રાજન્! બળદેવની આજ્ઞા પ્રમાણે સ્થળે સ્થળે ઊભા રહેલા દાસજનો બ્રાહ્મણ આદિ સર્વ સાથે રહેલા યાત્રાળુઓની પાસે ભક્ષ્ય અને પેય પદાર્થોના મોટા ઢગો લાવી મૂકતા હતા.[૨૭] સુખ મેળવવાની ઇચ્છાવાળા બ્રાહ્મણો માટે જાતજાતનાં કિંમતી વસ્ત્રો, પલંગો અને બિછાનાંઓ તેમનું સન્માન કરવા માટે તૈયાર કરવામાં આવતાં હતાં.[૨૮] હરકોઈ બ્રાહ્મણ કે ક્ષત્રિય, જે સ્થળે જે વસ્તુનો સ્વાદ લેવા ઇચ્છતો હતો, તે સ્થળે તેને માટે તે સર્વ વસ્તુ તૈયાર જ જોવામાં આવતી હતી.[૨૯] એ યાત્રામાં સર્વ જનસમુદાય પોતાને સુખ થાય તેમ જતો હતો અને આરામ લેતો હતો. કોઈને જો આગળ જવાની ઇચ્છા થાય તો તેને માટે વાહનો તૈયાર હતાં અને તરસ લાગે તો અનેક પીણાં તૈયાર હતાં. હે ભરતશ્રેષ્ઠ! કોઈને ભૂખ લાગે તો વિવિધ સ્વાદિષ્ટ અન્નો તૈયાર હતાં અને કોઈને

જો વસ્ત્રાલંકાર પહેરવાની ઇચ્છા થાય તો તેને માટે અનેક વસ્ત્રાભૂષણો દાસવર્ગ હાજર કરતો હતો.[૩૦,૩૧] હે વીર રાજા! તે યાત્રા માટે જઈ રહેલા મનુષ્યોની મુસાફરીનો માર્ગ સર્વને સ્વર્ગની પેઠે સુખાવહ થઈ પડ્યો હતો.[૩૨] વળી એ માર્ગમાં નિત્ય હર્ષાવેશવાળા માણસો ઊભરાઈ જતા હતા. ત્યાં અનેક સુંદર અને સ્વાદિષ્ટ ભક્ષ્ય પદાર્થો ગોઠવાયેલા જ રહેતા હતા. ત્યાં અનેક જાતની કરિયાણાંની દુકાનો ચાલુ થઈ ગઈ હતી અને જાતજાતનાં સેંકડો મનુષ્યો ત્યાં આવ-જા કરી રહ્યાં હતાં. તે માર્ગ જાતજાતનાં વૃક્ષો તથા લતાઓથી આજુબાજુ છવાયેલો હતો અને ભાતભાતનાં રત્નોથી શોભી રહ્યો હતો.[૩૩] હે રાજન્! જેમનું મન નિયમમાં સ્થિર રહેનારું છે એવા યદુવીર મહાત્મા બળદેવ અનેક પવિત્ર તીર્થોમાં યજ્ઞયાગાદિ કરીને પ્રસન્નતાપૂર્વક બ્રાહ્મણોને દક્ષિણા તથા બીજું પુષ્કળ ધન આપતા હતા.[૩૪] ઉપરાંત તેમણે ઘણા બ્રાહ્મણોને સુંદર વસ્ત્રો ઓઢાડેલી તથા સુવર્ણથી મઢેલી શિંગડીઓવાળી હજારો દૂઝણી ગાયો આપવા માંડી હતી. વળી તેમણે અનેક દેશોમાં ઉત્પન્ન થયેલા હજારો ઘોડાઓ, વાહનો તથા ઉત્તમ જાતિના સેવકોનાં દાન કરવા માંડ્યાં હતાં.[૩૫] એટલું જ નહિ, બળરામે ત્યાં રત્નો, મોતી, મણિ, પરવાળાં, ઊંચી જાતનું સોનું, શુદ્ધ રૂપું અને લોઢાનાં તથા ત્રાંબાનાં વાસણો પણ સારા સારા વિદ્વાન બ્રાહ્મણોને દાનમાં આપ્યાં હતાં.[૩૬] આ રીતે મહાત્મા બળરામે સરસ્વતીના તટ પર આવેલાં ઉત્તમ તીર્થોમાં પુષ્કળ ધનનું દાન કર્યું હતું અને પછી ઉદાર વૃત્તિવાળા તથા અતુલ પ્રભાવશાળી તે હળધર કુરુક્ષેત્ર તરફ ગયા હતા.[૩૭]

જનમેજય બોલ્યા : હે મનુષ્યશ્રેષ્ઠ ભગવાન વૈશંપાયન! સરસ્વતીના તટ પર આવેલાં તીર્થોના ગુણો, ઉત્પત્તિ, ફળ તથા તીર્થયાત્રાના વિધિની સિદ્ધિ એ બધું મને અનુક્રમે કહી સંભળાવો. હે વેદવેત્તાઓમાં શ્રેષ્ઠ બ્રહ્મન્! તે સાંભળવાનું મને પરમ કુતૂહલ છે.[૩૮,૩૯]

વૈશંપાયન બોલ્યા : હે રાજન્! સરસ્વતી-તટનાં તીર્થોના ગુણો, ઉત્પત્તિ, ફળ અને પુણ્ય વગેરે સમગ્ર હું તમને કહું છું. માટે હે રાજેંદ્ર! તમે સાંભળો.[૪૦] હે મહારાજ! યદુવીર બળદેવ, સૌથી પહેલાં બ્રાહ્મણો, સુહૃદો તથા ઋત્વિજોની સાથે પવિત્ર પ્રભાસક્ષેત્રમાં ગયા હતા. તે પ્રભાસ-ક્ષેત્રમાં નક્ષત્રરાજ ચંદ્ર ક્ષયરોગથી પીડાતો હતો છતાં પુનઃ પોતાના તેજને પામ્યો હતો. હે નરેંદ્ર! શાપથી મુક્ત થઈ તે હજી પણ સર્વ જગતને પ્રકાશમાન કરી મૂકે છે. વળી એ મહાન તીર્થ પોતાના ગુણોથી પૃથ્વીમાં સર્વોત્કૃષ્ટપણાથી પ્રકાશી રહ્યું છે, માટે જ 'પ્રભાસ' એવા નામથી પ્રસિદ્ધ થયું છે.[૪૧,૪૨]

જનમેજય બોલ્યા : હે મહામુનિ! ભગવાન ચંદ્ર ક્ષયરોગના સપાટામાં કેવી રીતે સપડાયા હતા? તેમણે તે પવિત્ર તીર્થમાં કેવી રીતે સ્નાન કર્યું હતું? તેમ જ એ પ્રભાસતીર્થમાં સ્નાન કરીને ચંદ્ર પુનઃ કેવી રીતે ક્ષયરોગથી મુક્ત થયા હતા? તે સર્વ મને વિસ્તારથી કહો.

વૈશંપાયન બોલ્યા : હે તાત! પ્રજાપતિ દક્ષને સંતતિમાં કન્યાઓ જ થઈ હતી. હે પૃથ્વીપતિ! તેમાંથી સત્તાવીસ કન્યાઓને તેમણે ચંદ્રને પરણાવી હતી. શુભ કર્મ કરનાર ચંદ્રની તે સત્તાવીસે સ્ત્રીઓ નક્ષત્ર એવા નામથી ઓળખાય છે અને જ્યોતિષશાસ્ત્રમાં ગણિત માટે તેનો ઉપયોગ કરાય છે.[૪૩-૪૬] તે સર્વ સ્ત્રીઓ વિશાળ નેત્રોવાળી છે તથા પૃથ્વીમાં અપ્રતિમ રૂપવાળી છે; પરંતુ તે સર્વ સ્ત્રીઓમાં રોહિણી રૂપસંપત્તિમાં સર્વના કરતાં અધિક છે.[૪૭] આ કારણથી ભગવાન ચંદ્રને રોહિણી ઉપર વિશેષ પ્રીતિ હતી અને તે રોહિણી

તેમને વધારે મનગમતી હોવાથી તે નિત્ય તેને જ ભોગવતા હતા.[૪૮] હે રાજેંદ્ર! આમ પ્રથમથી જ ચંદ્ર જ્યારે રોહિણીને જ ઘેર અત્યંત રહેવા લાગ્યા, ત્યારે નક્ષત્ર નામની બીજી સર્વ સ્ત્રીઓ મહાત્મા ચંદ્રના પર કોપાયમાન થઈ ગઈ.[૪૯] તુરત જ તે સર્વ સ્ત્રીઓ પોતાના પિતા દક્ષ પ્રજાપતિ પાસે ગઈ અને તેમને કહેવા લાગી: 'ચંદ્ર નિત્ય રોહિણીને ત્યાં જ રહે છે, અમારે ત્યાં તો રહેતા જ નથી.[૫૦] માટે હે પ્રજાનાથ! અમે બધી એકઠી મળીને આપની પાસે જ રહીશું અને નિયમિત આહાર લઈને તપશ્ચરણ કરવામાં તત્પર થઈશું.'[૫૧] પોતાની પુત્રીઓનું એ વચન સાંભળી દક્ષ પ્રજાપતિએ ચંદ્રને કહ્યું: 'હે ચંદ્ર! તમને મહાન અધર્મ રખે લાગો! તમે તમારી સ્ત્રીઓની સાથે સમદૃષ્ટિથી વર્તો.'[૫૨] પછી તેમણે પોતાની પુત્રીઓને કહ્યું: 'તમે હવે ચંદ્રની પાસે જાઓ. મારી આજ્ઞાથી તે તમારી સર્વની સાથે સમાન રીતે વર્તશે.'[૫૩] પોતાના પિતાની આજ્ઞા થતાં તે સર્વ સ્ત્રીઓ ચંદ્રમાને ઘેર ગઈ. પરંતુ હે મહીપતિ! ભગવાન ચંદ્ર તો પ્રથમની પેઠે જ માત્ર રોહિણીની સાથે જ વસવા લાગ્યા અને તેના પર જ પ્રીતિ રાખવા લાગ્યા. એટલે વળી પાછી તે સ્ત્રીઓ પોતાના પિતાને કહેવા લાગી: 'ચંદ્રે તમારું વચન માન્યું નથી અને તે અમારી સાથે રહેતા પણ નથી; માટે અમે તો હવે તમારી જ સેવા કરીશું અને તમારી પાસે રહીશું.'[૫૪-૫૬] પુત્રીઓનું વચન સાંભળીને ફરીથી દક્ષ પ્રજાપતિએ ચંદ્રને કહ્યું: 'હે મહાતેજસ્વી ચંદ્ર! હું તમારી કાંતિને શાપથી હરી લઉં તે પહેલાં જ તમે તમારી સ્ત્રીઓ સાથે સમાન રીતે વર્તવા માંડો.' પરંતુ ભગવાન ચંદ્રે દક્ષના તે વાક્યને માન્યું નહિ અને તે તો પૂર્વની પેઠે રોહિણીની સાથે જ વસવા લાગ્યા. આથી તે સ્ત્રીઓ વળી પાછી કોપાયમાન થઈ ગઈ.[૫૭,૫૮] પિતાની પાસે જઈ મસ્તક વડે પ્રણામ કરીને તેઓ બોલી: 'ચંદ્રમા અમારે ત્યાં વસતા નથી. આથી તમે અમને શરણું આપો.[૫૯] ભગવાન ચંદ્ર રોહિણીને ત્યાં જ નિત્ય રહે છે. તે તમારા વચનને ગણકારતા નથી અને અમારા પર સ્નેહ રાખવા ઇચ્છતા નથી.[૬૦] માટે તમે અમારી સર્વની રક્ષા કરો અને એવો કોઈ ઉપાય કરો કે જેથી ચંદ્ર અમારા તરફ સ્નેહથી વર્તે.' હે રાજા! કન્યાઓનું એ વચન સાંભળી ભગવાન દક્ષ પ્રજાપતિને ક્રોધ ચઢી ગયો. તેમણે ચંદ્રના તરફ ક્ષયરોગને મોકલ્યો. તે ક્ષયરોગે ચંદ્રના શરીરમાં પ્રવેશ કરી તેના શરીરને બરાબર રોગી બનાવી દીધું. એટલે ચંદ્રમા પ્રતિદિન ક્ષીણ થવા લાગ્યા.[૬૧,૬૨] હે રાજન્! ભગવાન ચંદ્રે એ ક્ષયરોગમાંથી મુક્ત થવા માટે ઘણા ઘણા ઉપાયો કર્યા અને અનેક જાતના યજ્ઞો કર્યા; પરંતુ હે મહારાજ! શાપથી તે મુક્ત થયા નહિ અને ઊલટા દિવસે દિવસે ક્ષીણ થવા લાગ્યા. આમ ચંદ્ર ક્ષીણ થવા લાગ્યા, એટલે ઔષધિઓ પણ નવી ઊગવા જ ન પામી અને જેઓ પ્રથમ ઊગેલી હતી તેઓ પણ નિઃસ્વાદ, નીરસ અને વીર્યહીન થઈ ગઈ. આમ ઔષધિઓનો પણ જ્યારે ક્ષય થવા લાગ્યો, ત્યારે તેની પાછળ જીવનારાં પ્રાણીઓનો પણ ક્ષય થવા લાગ્યો. આ પ્રમાણે ચંદ્રનો ક્ષય થતાં ઉત્તરોત્તર સર્વ પ્રજાઓ પણ કૃશ થવા લાગી. એટલે હે રાજન્! સર્વ દેવો એકઠા મળી ચંદ્રને કહેવા લાગ્યા: 'તમારું સ્વરૂપ આવું કેમ થઈ ગયું છે અને તે પ્રકાશતું કેમ નથી? તમને જે કારણથી આ મહાભય પ્રાપ્ત થયા હોય તે સર્વ કારણ અમને કહો.[૬૩-૬૭] તમારી પાસેથી તે કારણ જાણી લીધા પછી અમે તેને માટે ઉપાય કરીશું.' દેવોએ આ પ્રમાણે કહ્યું, એટલે શશધર ચંદ્રમાએ તેમને પ્રત્યુત્તર આપ્યો

અને શાપના કારણભૂત પોતાને લાગુ થયેલો ક્ષયરોગ તેમને જણાવ્યો. ચંદ્રનું કહેવું સાંભળ્યા પછી તુરત જ સર્વ દેવો દક્ષ પ્રજાપતિ પાસે ગયા અને તેમને કહેવા લાગ્યા : 'હે ભગવન્! ચંદ્રમા પર આપ હવે પ્રસન્ન થાઓ અને તેના શાપને દૂર કરો. ચંદ્ર હવે લગભગ ક્ષીણ થઈ ગયો છે, માત્ર કંઈ થોડોક જ બાકી રહેલો દેખાય છે.[૬૮–૭૦] હે દેવેશ ! ચંદ્રના ક્ષયથી સર્વ પ્રજાઓ ક્ષય પામી ગઈ છે અને લતાઓ, ઔષધિઓ તથા જાતજાતનાં બીજો પણ વિનાશ પામવા લાગ્યાં છે. આ રીતે ઉત્તરોત્તર સર્વનો વિનાશ થઈ જતાં છેવટે આપણો પણ વિનાશ થઈ જશે અને પછી આપણા વિના જગતની શી દશા થશે ? હે લોક-ગુરુ ! આ સર્વનો વિચાર કરી આપ ચંદ્ર પર હવે કૃપા કરો.'

દેવોએ જ્યારે એમ કહ્યું ત્યારે દક્ષ પ્રજા-પતિએ તેમને કહ્યું : 'હે મહાભાગ્યશાળી દેવો ! મારા વચનમાં બીજી કોઈ રીતે પણ ફેરફાર થઈ શકે તેમ નથી. તોપણ અમુક કોઈએક કારણથી તે શાપ દૂર થશે. તે એ જ કે ચંદ્રે નિત્ય પોતાની સ્ત્રીઓ સાથે સમદષ્ટિથી વર્તવું અને સરસ્વતી-ના ઉત્તમ તીર્થમાં સ્નાન કરવું. હે દેવો ! આમ કરવાથી પુનઃ તેની વૃદ્ધિ થશે. આ મારું વચન સત્ય જ છે.[૭૧–૭૫] મહિનામાં અર્ધો માસ તે ક્ષય પામશે અને અર્ધો માસ તેની વૃદ્ધિ થશે. આ મારું વચન સત્ય જ છે.[૭૬] પશ્ચિમ દિશામાં જે સ્થળે સરસ્વતીનો તથા સમુદ્રનો સંગમ થાય છે, તે સ્થળે સ્નાન કરીને ચંદ્રમા દેવોના ઈશ્વર શ્રીશંકરનું આરાધન કરશે, એટલે તેની પૂર્વની કાંતિ તેને પ્રાપ્ત થશે.' પ્રજાપતિ દક્ષની તે આજ્ઞા થતાં ચંદ્ર સરસ્વતી તરફ ચાલી નીકળ્યો. તેણે સરસ્વતીના પ્રથમ તીર્થરૂપ પ્રભાસમાં જઈને અમાવાસ્યાને દિવસે સ્નાન કર્યું. એટલે તુરત જ તેનું મહાન તેજ તથા મહાન પ્રભા ઝળકી રહ્યાં અને પોતે શીતળ કિરણોવાળો થઈને સર્વ લોકોને પૂર્વવત્ પ્રકાશમાન કરવા લાગ્યો. હે રાજેંદ્ર ! તે વેળા સર્વ દેવો પણ ત્યાં પ્રભાસક્ષેત્રમાં આવ્યા હતા અને ચંદ્રને પૂર્વની પેઠે વૃદ્ધિ પામેલો જોઈ તેઓ ચંદ્રની સાથે દક્ષ પ્રજાપતિ પાસે ગયા. એટલે ભગવાન દક્ષ પ્રજાપતિએ પણ સર્વ દેવતા-ઓને રજા આપી અને પ્રસન્ન થઈને ફરી પણ ચંદ્રને કહ્યું.[૭૭–૮૧] 'હે પુત્ર ! તું તારી સ્ત્રીઓની અવગણના ન કરીશ, તેમ તું બ્રાહ્મણોનું પણ કદી અપમાન ન કરીશ. જા, હવે બરાબર સાવ-ધાન થઈને રહેજે અને મારી આજ્ઞાનું પાલન કરજે.[૮૨] હે મહારાજ ! આમ કહીને દક્ષે તેને જવાની રજા આપી, એટલે ચંદ્ર પોતાને ઘેર ગયો અને સર્વ પ્રજાઓ પણ ત્યારથી આરંભી પૂર્વની પેઠે પ્રસન્ન થઈ રહી.[૮૩] આ પ્રમાણે ચંદ્રને જે રીતે શાપ થયો હતો, તે સર્વ આખ્યાન મેં તને કહી સંભળાવ્યું. જે પ્રમાણે સરસ્વતીતટે તીર્થોમાં શ્રેષ્ઠ એવું પ્રભાસ નામનું તીર્થ પ્રસિદ્ધ થયું તે પણ તને કહ્યું.[૮૪] હે મહારાજ ! શશલાંછન ચંદ્ર પ્રત્યેક અમાવાસ્યાએ પ્રભાસ નામના એ ઉત્તમ તીર્થમાં સ્નાન કરી શોભાયમાન અને પુષ્ટ બને છે.[૮૫] હે રાજા ! આ તીર્થમાં સ્નાન કરી ચંદ્રમા પરમ પ્રભાને પામ્યો હતો, માટે એ તીર્થને 'પ્રભાસ' એવા નામથી લોકો ઓળખે છે.[૮૬] તે પછી બળવાન બળદેવ મનુષ્યો જેને ચમસોદ્‌ભેદ એવા નામથી ઓળખે છે, તે ચમસોદ્‌ભેદ તીર્થમાં ગયા હતા.[૮૭] તે તીર્થમાં પણ વિધિપૂર્વક સ્નાન કરીને બળદેવે અનેક પ્રકારનાં દાનો આપ્યાં હતાં તથા એક રાત્રિ પોતે ત્યાં રહ્યા હતા.[૮૮] હે જનમે-જય ! તુરત જ બીજે દિવસે કેશવના મોટાભાઈ બળદેવ ઉદપાન નામના તીર્થમાં ગયા હતા. તે તીર્થમાં સ્નાન કરી મુખ્ય કલ્યાણ તથા મહાન

ફળ પ્રાપ્ત થાય છે. હે રાજેંદ્ર! તે પ્રદેશ પર ઔષધિઓ સદાકાળ સ્નિગ્ધ રહે છે, તેથી સિદ્ધ લોકો નષ્ટ થયેલી સરસ્વતીને પણ પૃથ્વીમાં વહેતી સહજ જાણી શકે છે.[૮૯,૯૦]

ઇતિ શ્રીમહાભારતમાં શલ્યપર્વાંતર્ગત ગદાયુદ્ધપર્વમાં 'બળદેવની તીર્થયાત્રામાં પ્રભાસની ઉત્પત્તિની કથા' નામનો અધ્યાય ૩૫મો સમાપ્ત

## अध्याय ३६ मो

### બળદેવની તીર્થયાત્રા–ત્રિત-મુનિનું આખ્યાન

॥ वैशंपायन उवाच ॥

**तस्मान्नदीगतं चापि ह्युदपानं यशस्विनः ।**
**त्रितस्य च महाराज जगामाथ हलायुधः ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : હે મહારાજ! ત્યાંથી હલાયુધ બળરામ સરસ્વતીના તટ પર આવેલા યશસ્વી મહામુનિ ત્રિતના તીર્થરૂપ ઉદપાન નામના તીર્થ તરફ ગયા.[૧] તે તીર્થમાં બળદેવે સ્નાન કરી બ્રાહ્મણોને પુષ્કળ દ્રવ્ય આપી યજ્ઞયાગ કર્યા અને તેથી પોતે ઘણા જ પ્રસન્ન થયા.[૨] તે તીર્થક્ષેત્રમાં આવેલા એક કૂવામાં ત્રિત નામના એક મહાતપસ્વી મહાત્મા રહેતા હતા અને તેમણે તે કૂવામાં જ રહીને સોમવલ્લીના રસનું પાન કર્યું હતું.[૩] તે ત્રિત મહાત્માના બન્ને ભાઈઓ તેમને એ કૂવામાં જ પડતા મૂકી ઘેર ચાલ્યા ગયા હતા, તેથી તે ઉત્તમ બ્રાહ્મણે તે બન્નેને શાપ આપ્યો હતો.[૪]

જનમેજય બોલ્યો : હે બ્રાહ્મણશ્રેષ્ઠ! તે ઉદપાન (કૂવો) તીર્થ તરીકે કેમ પ્રસિદ્ધ થયો? મહાતપસ્વી ત્રિતમુનિ તે કૂવામાં કેવી રીતે પડી ગયા? અને તેમના ભાઈઓએ તેમનો શા માટે ત્યાગ કર્યો?[૫] શા માટે તેમના બન્ને ભાઈઓ તેમને કૂવામાં જ પડતા મૂકી ઘેર ચાલ્યા ગયા? વળી તેમણે એ કૂવામાં જ કેવી રીતે યજ્ઞો કર્યા? અને ત્યાં જ રહીને તેમણે સોમરસનું કેવી રીતે પાન કર્યું?[૬] હે બ્રહ્મન્! એ સર્વ વૃત્તાંત જો મારે સાંભળવા યોગ્ય આપ માનતા હો, તો તે મને કહો.

વૈશંપાયન બોલ્યા : હે રાજન્! પૂર્વયુગમાં એકત, દ્વિત અને ત્રિત નામના ત્રણ ભાઈઓ મુનિવૃત્તિવાળા હતા. તે ત્રણેય ભાઈઓ સૂર્ય સમાન તેજસ્વી હતા, પ્રજાપતિની પેઠે કુટુંબવત્સલ હતા અને પ્રજાવાળા હતા.[૭,૮] તપના માહાત્મ્યથી તેઓ બ્રહ્મલોકને જીતનારા હતા અને સર્વે બ્રહ્મવાદી હતા. તેમના ધર્માસક્ત પિતા ગૌતમ પોતાના એ ત્રણે પુત્રોના તપથી, નિયમથી અને ઇંદ્રિયનિગ્રહથી સદા તેમના પર પ્રસન્ન રહેતા હતા. કેટલોક સમય વીત્યા પછી ભગવાન ગૌતમ ઘણા લાંબા કાળ સુધી પોતાના પુત્રોની પ્રીતિ મેળવીને પોતાના કર્માનુરૂપ સ્થાને સિધાવી ગયા (મરણ પામ્યા). હે રાજન્! તેમના મરણ પછી જે રાજાઓ તે મહાત્માના યજમાન હતા તે સર્વે તેમના પુત્રોનું સન્માન કરવા લાગ્યા. હવે પેલા ત્રણેય ભાઈઓમાં એવું બન્યું કે, સૌથી નાનો ત્રિતમુનિ વૈદિક કર્મકાંડ અને અધ્યયન આદિ ગુણોથી પોતાના પિતાની જેમ સર્વશ્રેષ્ઠ થયો. તેથી જ મહાપવિત્ર લક્ષણોવાળા બધા ભાગ્યશાળી મુનિઓ પણ જેમ એના પિતાનો આદરસત્કાર કરતા હતા, તેમ એ મહાભાગ્યશાળી ત્રિતમુનિનો આદરસત્કાર કરવા લાગ્યા. હે રાજન્! તે પછી એક દિવસ એકત અને દ્વિત નામના બે મોટા ભાઈઓ યજ્ઞને માટે તથા યજ્ઞોપયોગી ધનને માટે ચિંતા કરવા લાગ્યા. હે શત્રુતાપન રાજા! ખૂબ વિચાર કરતાં તેમને એક બુદ્ધિ સૂઝી આવી કે, ત્રિતને સાથે રાખી આપણે સર્વ યજમાનો પાસે યજ્ઞો કરાવી, પુષ્કળ પશુઓનો પ્રતિગ્રહ કરીએ, હર્ષપૂર્વક સોમરસનું પાન કરીએ અને

યજ્ઞનું મહાન ફળ પ્રાપ્ત કરીએ.[૯-૧૬] હે મહારાજ! આવો વિચાર કરી તે ત્રણે ભાઈઓ પોતાના યજમાનો પાસે જઈને દક્ષિણા માટેની ગાયો મેળવવા માટે તેઓ પાસે યજ્ઞો કરાવવા લાગ્યા. આમ તે તે અનેક યજ્ઞોમાં તેમણે વૈદિક કર્મ દ્વારા વિધિપૂર્વક પ્રતિગ્રહ કરીને અનેક પશુઓ મેળવ્યાં. પછી હે મહારાજ! તે મહર્ષિઓ સર્વ પશુઓને આગળ કરી પૂર્વ દિશા તરફ ચાલ્યા. તે સમયે ત્રિતમુનિ હરખાતા હરખાતા સૌથી આગળ ચાલતા હતા અને એકત તથા દ્વિત પશુઓને હાંકતા હાંકતા ત્રિતની પાછળ ચાલતા હતા. હવે પશુઓનું મહાન ટોળું જોઈને એકત તથા દ્વિત માંહોમાંહે વિચાર કરવા લાગ્યા :[૧૭-૨૦] 'આ સર્વ ગાયો ત્રિત વિના કેવળ આપણને બન્નેને જ મળે તો કેવું સારું થાય!' હે રાજા! આમ અન્યોન્ય વાતચીત કરી પાપી એકત અને દ્વિત વળી પાછા અંદર અંદર જે વિચાર કરવા લાગ્યા તે તું સાંભળ: 'આ ત્રિત યજ્ઞો કરાવવામાં કુશળ છે અને વેદોમાં પારંગત થયેલો છે.[૨૧,૨૨] તેથી તેને બીજી પણ પુષ્કળ ગાયો મળી રહેશે. માટે ચાલો, આપણે બન્ને જણા આ ગાયોને હાંકીને નાસી જઈએ.[૨૩] ત્રિત પણ આપણા વિના એકલો થઈ જઈને ભલે જ્યાં જવું હોય ત્યાં જાય.' આમ વિચાર કરતા કરતા તેઓ રાત્રિને સમયે માર્ગ કાપ્યે જતા હતા, તેવામાં તેમને એક વરુ મળ્યો.[૨૪] માર્ગમાં આગળના ભાગમાં જ ઊભેલા એ વરુને જોઈને સૌથી આગળ ચાલનારો ત્રિત ભયનો માર્યો પોતાની સમીપ સરસ્વતીના તટ પર આવેલા એક મહાન કૂવા તરફ અજાણપણાથી નાઠો અને તે કૂવામાં પડી ગયો. હે મહારાજ! તે કૂવો ઘણો જ ઊંડો હતો, મહાઘોર હતો અને સર્વ ભૂતોને ભય ઉપજાવે તેવો હતો.[૨૫,૨૬] હે મહારાજ! આવા કૂવામાં પડીને મુનિશ્રેષ્ઠ ત્રિતે ઘણી ઘણી બૂમો પાડી અને તે બૂમોને બહાર ઊભેલા તેના બન્ને મુનિભાઈઓએ સાંભળી પણ ખરી.[૨૭] તેને કૂવામાં પડી ગયેલો જાણી તે બન્ને ભાઈઓ વરુના ત્રાસથી અને પશુઓના લોભથી ત્રિતને ત્યાં પડતો મૂકી નાસી ગયા.[૨૮] હે રાજન્! આ પ્રમાણે પશુઓમાં લુબ્ધ બનેલા તે બન્ને ભાઈઓએ મહાતપસ્વી ત્રિતમુનિને ધૂળથી ઢંકાયેલા નિર્જન કૂવામાં પડતો મૂકયો હતો.[૨૯] પછી હે ભરતશ્રેષ્ઠ રાજા! પાપી જેમ નરકમાં પડે, તેમ મહાબુદ્ધિમાન ત્રિતે પોતાને ઘાસ અને લતાઓથી ઢંકાઈ ગયેલા કૂવામાં પડી ગયેલો જોયો. મૃત્યુથી ભયભીત બની જઈને તેણે પોતાની બુદ્ધિ સાથે વિચાર કર્યો કે, 'મેં હજી સુધી સોમરસનું પાન કર્યું નથી, તો અહીં રહીને જ મારે સોમરસ કેવી રીતે પીવો?' આવો વિચાર કરતાં કરતાં એ મહાતપસ્વી ત્રિતમુનિએ તે કૂવામાં લટકી રહેલી એક લતાને દૈવેચ્છાથી જોઈ.[૩૦-૩૨] પછી તેમણે ધૂળથી ભરેલા એ કૂવામાં મન વડે જળનું ચિંતન કર્યું, અગ્નિની પણ માનસિક કલ્પના કરી લીધી, પોતાના આત્માને હોતા બનાવી લીધો અને પેલી લટકતી લતાને સોમલતા તરીકે કલ્પી લીધી. વળી તે મુનિએ યજુઃસૂક્ત અને સામમંત્રોને ઋચાઓ તરીકે મનથી ચિંતવી લીધી.[૩૩,૩૪] હે રાજા! તેમણે કાંકરાઓને સાકર તરીકે માની લીધા, પાણીને ઘી તરીકે માની લીધું અને પછી તેમણે સોમરસ કાઢીને તથા દેવતાઓના ભાગો કલ્પીને મહાન વેદધ્વનિ કર્યો. હે રાજન્! ત્રિતનો એ વેદધ્વનિ છેક સ્વર્ગમાં સંભળાયો.[૩૫,૩૬] કારણ કે બ્રહ્મવાદીઓએ જે વિધિએ યજ્ઞ કરવાનું કહ્યું છે, તે વિધિએ જ તેમણે યજ્ઞનો આરંભ કર્યો હતો. આ રીતે મહાત્મા ત્રિતનો એ મહાયજ્ઞ જ્યારે ચાલી રહ્યો હતો, ત્યારે સર્વ સ્વર્ગમંડળ

ખળભળી ઊઠ્યું, પણ તેનું કારણ કોઈના જાણવામાં આવ્યું નહિ. માત્ર દેવોના પુરોહિત બૃહસ્પતિએ તે અતિ તુમુલ શબ્દ સાંભળ્યો અને તેમણે સર્વ દેવોને કહ્યું: 'હે દેવો! ત્રિતમુનિનો યજ્ઞ ચાલી રહ્યો છે, માટે ચાલો આપણે ત્યાં જઈએ. કારણ કે તે મહાતપસ્વી ત્રિતમુનિ જો ક્રોધાયમાન થઈ જશે, તો બીજા દેવોને પણ સરજી લેશે.' બૃહસ્પતિનું એ વચન સાંભળી સર્વ દેવતાઓ એકઠા થયા અને જ્યાં ત્રિતમુનિનો યજ્ઞ ચાલતો હતો ત્યાં ગયા. ત્યાં જઈને તેમણે યજ્ઞની દીક્ષા લઈને મહાત્મા ત્રિતમુનિ જે સ્થળે બેઠા હતા તે કૂવામાં જોયું, તો તેમને પરમ શોભાયમાન મહાત્મા ત્રિતમુનિ યજ્ઞ કરતા દેખાયા.[૩૭–૪૨] પછી દેવોએ તે મહાભાગ્યશાળી મહામુનિને કહ્યું: 'અમે યજ્ઞનો ભાગ લેવા માટે અહીં આવ્યા છીએ.' તે સાંભળી ઋષિએ દેવોને કહ્યું: 'હે દેવતાઓ! તમે મારા તરફ દૃષ્ટિ કરો.[૪૩] હું આ ભયંકર કૂવામાં પડી ગયો છું અને તેથી લગભગ બેભાન જેવો બની ગયો છું.' આમ કહ્યા પછી હે મહારાજ! ત્રિતમુનિએ તે સર્વ દેવતાઓને મંત્રોક્ત વિધિપૂર્વક યજ્ઞભાગો આપ્યા. તે દેવતાઓ પણ યથાવિધિ પોતાના ભાગો મેળવીને મનમાં પ્રસન્ન થયા અને તે મુનિના મનમાં જે વરો મેળવવાની ઇચ્છા હતી તે તેમને આપવા લાગ્યા. એટલે ત્રિતમુનિએ આ પ્રમાણે વર માગ્યો કે, 'હે દેવતાઓ! પ્રથમ તો આ કૂવામાંથી બહાર કાઢી તમારે મારું રક્ષણ કરવું યોગ્ય છે.[૪૪,૪૫] બીજું જે કોઈ મનુષ્ય આ કૂવામાં સ્નાન કરે તેને સોમરસનું પાન કરનારાની ગતિ પ્રાપ્ત થાય.' એટલે હે રાજન્! તુરત જ તે કૂવામાં મોટા મોટા તરંગોવાળી સરસ્વતી નદી ઊછળી આવી.[૪૬,૪૭] તેણે પોતાના પ્રવાહ દ્વારા ત્રિતમુનિને બહાર કાઢ્યા અને એ મુનિએ દેવતાઓની પૂજા કરી તથા તેમની સન્મુખ તે ઊભા રહ્યા. હવે હે રાજન્! દેવો પણ 'તથાસ્તુ' કહીને જ્યાંથી આવ્યા હતા ત્યાં ચાલ્યા ગયા.[૪૮] તે જોઈ મનમાં પ્રસન્ન થયેલા ત્રિતમુનિ પણ તે જ સમયે પોતાને ઘેર ગયા. ત્યાં એ મહાતપસ્વીએ પોતાના બન્ને ભાઈઓ પાસે આવીને ક્રોધપૂર્વક કેટલાંએક તીક્ષ્ણ વચનો કહ્યાં અને આ પ્રમાણે શાપ આપ્યો: 'તમે બન્ને જણા પશુઓમાં લુબ્ધ થઈ મને કૂવામાં જ પડતો મૂકી અહીં નાસી આવ્યા છો.[૪૯,૫૦] તમે આવું પાપકર્મ કર્યું છે, તેથી હું તમને શાપ આપું છું કે, તમે બન્ને જણા જંગલમાં સર્વ તરફ ફરનારા અને મોટી દાઢોવાળા મહાભયંકર વરુઓ થઈ જશો અને તમારી સંતતિ માંકડાં, રીંછ અને વાનરો થશે.' હે રાજન્! સત્યવાદી ત્રિતમુનિએ આમ કહ્યું એટલે તુરત જ તેમના વચનના પ્રભાવથી તે બન્ને ભાઈઓ વરુ થઈ ગયેલા દેખાયા હતા.

અમાપ પરાક્રમી બળદેવે ત્રિતમુનિના એ કૂવામાં સ્નાન કર્યું અને બ્રાહ્મણોને વિવિધ દાનો આપ્યાં. પછી સરસ્વતીના તટ પર આવેલા તે ઉદપાન તીર્થને જોઈને તથા વારંવાર તેની પ્રશંસા કરીને ઉદાર મનવાળા તે બળદેવ 'વિનશન' નામના તીર્થ તરફ ગયા.[૫૧–૫૪]

ઇતિ શ્રીમહાભારતમાં શલ્યપર્વાંતર્ગત ગદાયુદ્ધપર્વમાં 'બળદેવની તીર્થયાત્રામાં ત્રિતમુનિનું આખ્યાન' નામનો અધ્યાય ૩૬મો સમાપ્ત

## अध्याय ३७मो

### બળદેવની તીર્થયાત્રા–સરસ્વતીમહિમા

॥ वैशम्पायन उवाच ॥

ततो विनशनं राजन् जगामाथ हलायुधः ।
शूद्राभीरान् प्रतिद्वेषाद्यत्र नष्टा सरस्वती ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: હે રાજન્! તે પછી હળના આયુધવાળા બળદેવ 'વિનશન' નામના તીર્થ તરફ ગયા. ત્યાં શૂદ્ર અને આભીર જાતિ

પર દ્વેષ હોવાને લીધે સરસ્વતી ગુપ્તપણે વહે છે.[૧] આ કારણથીજ ઋષિઓ એ તીર્થને 'વિનશન' એવા નામથી કહે છે. મહાબળવાન બળદેવે એ તીર્થમાં પણ સ્નાન કર્યું અને પછી એ સરસ્વતીના સુંદર તટ પર આવેલા સુભૂમિક નામના તીર્થમાં ગયા. એ તીર્થમાં ઉજ્જવળ વર્ણવાળી અને ધર્મ-કાર્યમાં ઉત્સાહ રાખનારી સુંદરમુખી અપ્સરાઓ નિર્દોષ ક્રીડાઓ કર્યા કરે છે. હે રાજા! ગંધર્વો અને દેવતાઓ પ્રત્યેક માસે તે તીર્થમાં સ્નાન કરવા માટે આવે છે. વળી બ્રાહ્મણો એ પવિત્ર તીર્થનું સદાકાળ સેવન કરે છે. ત્યાં ગંધર્વો તથા અપ્સરાઓનાં ટોળેટોળાં સ્વેચ્છા પ્રમાણે આવે છે અને સદાકાળ સુખપૂર્વક એકઠાં મળેલાં દેખાવ દે છે. હે રાજન! ઉત્તમ ગણાતા દેવો તથા પિતૃઓ પણ તે સ્થળે આવીને ખુશખુશાલ થઈ જાય છે. ત્યાં હે રાજા! સર્વ જાતની લતાઓ પુનઃ પુનઃ સદાકાળ પોતાનાં દિવ્ય અને પવિત્ર પુષ્પોની વૃષ્ટિ કર્યા જ કરે છે. આથી જ સરસ્વતીના તટ પર આવેલું તે તીર્થ 'સુભૂમિકા'(સુંદર ભૂમિ)ને નામે જગતમાં વિખ્યાત થયેલું છે તથા તે સુંદર ભૂમિ અપ્સરાઓનું ક્રીડાક્ષેત્ર બની રહી છે. તે રમણીય તીર્થમાં આવીને બળદેવે સ્નાન કર્યું, સુપાત્ર બ્રાહ્મણોને દાન આપ્યાં અને દિવ્ય ગાયનો તથા વાદિત્રોના દિવ્ય ધ્વનિઓ સાંભળ્યા. જ્યારે રોહિણીપુત્ર બળરામ એ તીર્થમાં આવ્યા, ત્યારે તેમણે દેવો, ગંધર્વો અને રાક્ષસોની મોટી મોટી છાયાઓ જોઈ. વળી તે સમયે વિશ્વાવસુ વગેરે ગંધર્વો તે તીર્થમાં તપશ્ચરણયુક્ત થઈને અતિ-મનોહર ગાન, તાન, નૃત્ય વગેરે કરી રહ્યા હતા. પછી હળધર બળદેવે બ્રાહ્મણોને અનેક પ્રકારનાં દ્રવ્યોનાં દાન આપ્યાં. વળી તેમણે તેમને બકરાં, ગાયો, ખચ્ચરો, ઊંટો, સોનું, રૂપું આદિ અનેક વસ્તુઓનું દાન કર્યું. ત્યાં તેમણે બ્રાહ્મણોને ભોજન કરાવીને અને ઊંચી જાતના મૂલ્યવાન પદાર્થો આપીને તેમની કામનાઓ પૂર્ણ કરી સંતોષ્યા. પછી સ્તુતિ પામતા શત્રુદમન બળદેવ બ્રાહ્મણોને સાથે લઈ તે ગંધર્વતીર્થથી આગળ ચાલ્યા. હવે એક કુંડળને ધારણ કરનારા મહાબાહુ બળદેવ 'ગર્ગસ્રોત' નામના મહાન તીર્થમાં આવી પહોંચ્યા. હે જનમેજય! એ તીર્થમાં તપ કરીને શુદ્ધાત્મા બનેલા વૃદ્ધ મહાત્મા ગર્ગાચાર્યને કાળનું જ્ઞાન, કાળની ગતિ, ગ્રહો તથા નક્ષત્રોની ગતિનો વ્યતિક્રમ અને શુભ–અશુભ ફળને સૂચવનારા ઉત્પાતો વગેરે જ્યોતિઃશાસ્ત્રનું સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થયું હતું. તે જ કારણથી સરસ્વતીના સુંદર તટ પર આવેલું એ રમણીય તીર્થ 'ગર્ગસ્રોત' નામથી પ્રસિદ્ધ થયેલું છે.[૨-૧૬] વળી હે રાજા! એ તીર્થમાં પૂર્વે પવિત્ર વ્રતોને ધારણ કરનારા અનેક ઋષિઓ કાળનું જ્ઞાન સંપાદન કરવા માટે મહાભાગ્યશાળી ગર્ગાચાર્યનું સદાકાળ ઉપાસન કરતા હતા.[૧૭] હે મહારાજ! શ્વેત ચંદન તથા નીલ વસ્ત્રોને ધારણ કરનારા મહા-યશસ્વી બળદેવ એ તીર્થમાં આવીને પવિત્રાત્મા મુનિઓને વિધિપૂર્વક ધનદાન કરવા લાગ્યા અને બ્રાહ્મણોને નાનાંમોટાં અનેક ભોજનો આપવા લાગ્યા. ત્યાંથી પછી તે શંખતીર્થ પ્રત્યે ગયા. ત્યાં તાલવૃક્ષના ચિહ્નવાળી ધ્વજા-વાળા બળદેવે સરસ્વતીના તટ પર ઊગેલું 'શંખ' નામનું એક મહાન વૃક્ષ જોયું. તે વૃક્ષ મેરુ-પર્વતની પેઠે અત્યંત ઊંચું હતું, કૈલાસપર્વત-ના જેવું ઉજ્જવળ વર્ણવાળું હતું અને અનેક ઋષિઓના સમુદાયોથી સદાકાળ સેવાયેલું હતું. ત્યાં હજારો મહાપ્રતાપી તથા મહાબળવાન યક્ષો, વિદ્યાધરો, રાક્ષસો, પિશાચો તથા સિદ્ધો અન્નાદિ ભોજ્ય પદાર્થોનો ત્યાગ કરીને અને વખતો-વખત વ્રતોનું તથા નિયમોનું અનુષ્ઠાન કરીને

તટ પરની વનસ્પતિનાં ફળોનું જ ભોજન કરતા હતા, તેમ જ સંયમ પાળી મનુષ્યો ન દેખે તેમ વિચર્યા કરતા હતા. હે પુરુષવ્યાઘ્ર રાજા! આવી વનસ્પતિ તે લોકવિખ્યાત સરસ્વતીના તટ પર ઊગેલી છે અને તેના પ્રભાવથી એ પવિત્ર અને જગપ્રસિદ્ધ તીર્થ સર્વને સેવન કરવા યોગ્ય છે. યદુઓમાં સિંહ સમાન હળધર બળદેવે એ તીર્થમાં સ્નાન કરી બ્રાહ્મણોની પૂજા કરી હતી અને તેમને દૂઝણી ગાયોનું, તાંબાનાં તથા લોઢાનાં પાત્રોનું તેમ જ વિવિધ જાતનાં વસ્ત્રોનું દાન કર્યું હતું. પછી હે રાજા! ત્યાં વસનારા તપસ્વીઓનું પૂજન-સન્માન પ્રાપ્ત કરી તેઓ પવિત્ર દ્વૈતવનમાં યાત્રા માટે આવ્યા હતા. ત્યાં આવીને તેમણે અનેક જાતના વેષોને ધારણ કરનારા મુનિઓનાં દર્શન કર્યાં, તીર્થજળમાં સ્નાન કર્યું, બ્રાહ્મણોની પૂજા કરી અને તેમને પુષ્કળ ભોગ્ય પદાર્થોનાં દાન કર્યાં.[૧૮-૨૮] તે પછી હે રાજન્! મહાયશસ્વી અને મહાબાહુ એવા ધર્માત્મા બળદેવ સરસ્વતીના જમણા ભાગમાં છેક સમીપમાં આવેલા નાગધન્વા નામના તીર્થમાં ગયા હતા. તે તીર્થમાં મહાતેજસ્વી નાગરાજ વાસુકિનું નિવાસસ્થાન છે. હે મહારાજ! એ તીર્થમાં અનેક સર્પો રહે છે, ચૌદ હજાર ઋષિઓ સદાકાળ ત્યાં નિવાસ કરે છે અને સર્વ દેવો ત્યાં આવીને સર્વશ્રેષ્ઠ નાગરાજ વાસુકિના પર અભિષેક કરે છે.[૨૯-૩૨] તેથી હે પૌરવ! તે સ્થળે મનુષ્યોને સર્પોનો ભય રહેતો નથી. બળદેવે એ નાગતીર્થમાં પણ બ્રાહ્મણોને વિધિપૂર્વક રત્નોનાં દાન કર્યાં હતાં.[૩૩] પછી તેઓ પૂર્વ દિશામાં ગયાં હતા. તે દિશામાં પણ પગલે પગલે સેંકડો અને હજારો પ્રસિદ્ધ તીર્થો આવેલાં છે.[૩૪] તે સર્વ તીર્થોમાં બળદેવે ઋષિઓના [illegible] ર્યાં હતાં; ઉપવાસ, નિયમ આદિથી યુક્ત થઈ સર્વ પ્રકારનાં દાન આપ્યાં હતાં તેમ જ તે તે તીર્થોમાં વસનારા મુનિઓને પ્રણામ કર્યાં હતા. ત્યાર પછી હે રાજન્! પ્રચંડ વાયુના ઝપાટાથી વૃષ્ટિ જેમ પૂર્વ મુખે પાછી ફરે, તેમ જ સ્થળે સરસ્વતી નદી નૈમિષારણ્યમાં વસનારા મહાત્મા ઋષિઓની ઇષ્ટ કામના સિદ્ધ કરવા માટે લગભગ પૂર્વમુખે પાછી ફરી હતી, તે સ્થળે એ પવિત્ર નદીના શ્વેત ચંદનના લેપવાળા હળધરે દર્શન કર્યાં અને તે વિસ્મય પામ્યા.[૩૫-૩૮]

જનમેજય બોલ્યા : હે અધ્વર્યુશ્રેષ્ઠ વૈશંપાયન! નદીઓમાં શ્રેષ્ઠ ગણાયેલી સરસ્વતી કયા કારણથી પૂર્વ મુખે પાછી ફરી હતી અને યદુનંદન બળદેવને શા કારણથી વિસ્મય થયો હતો? એ આખ્યાન સાંભળવાની મને ઇચ્છા છે, માટે તે મને કહો.[૩૯,૪૦]

વૈશંપાયન બોલ્યા : હે રાજન્! સત્યયુગમાં નૈમિષારણ્યમાં વસનારા તપસ્વીઓએ બાર વર્ષ સુધી ચાલનારો મહાન યજ્ઞ આરંભ્યો હતો. હે રાજન્! તે યજ્ઞમાં અનેક મહાભાગ્યશાળી મહર્ષિઓ યથાવિધિ દીક્ષા લઈને આવી વસ્યા હતા. પછી બાર વર્ષથી ચાલુ થયેલા એ નૈમિષારણ્યના યજ્ઞની જ્યારે સમાપ્તિ થઈ, ત્યારે બીજા ઘણા ઋષિઓ તે ક્ષેત્રને એક તીર્થ તરીકે માનીને ત્યાં આવવા લાગ્યા.[૪૧-૪૩] હે પૃથ્વીનાથ! સરસ્વતીના દક્ષિણ ભાગના તટ પર ઋષિઓનો એટલો બધો મોટો મેળાવડો થયો કે તેથી તે ભાગનાં સર્વ તીર્થો મોટાં નગરો જેવાં દેખાવા લાગ્યાં.[૪૪] ત્યાં હે નરસિંહ! અનેક ઉત્તમ બ્રાહ્મણો તીર્થના લોભથી સમંતપંચક સુધીના સરસ્વતીના તીર સુધી આશ્રય લઈને ભરાઈ ગયા હતા.[૪૫] ત્યારે સર્વ સ્થળે હવનહોમ કરી રહેલા પવિત્રાત્મા મુનિઓના અતિમહાન સ્વાધ્યાય-

ઘોષથી સર્વ દિશાઓ પુરાઈ ગઈ હતી. ત્યાં તે મહાત્માઓએ કરેલાં પ્રકાશિત અગ્નિહોત્રોથી મહાનદી સરસ્વતી સર્વ તરફથી શોભી રહી હતી. તે સમયે હે મહારાજ! વાલખિલ્ય, અશ્મકુટ્ટ, દંતોલૂખલી (દાંતવતી ફળોને ભાંગી ખાનારા તપસ્વીઓ), સમાધિનિષ્ઠ મુનિઓ, વાયુનું જ ભક્ષણ કરનારા તાપસો, કેવળ જળનો જ આહાર કરનારા ઋષિઓ અને સ્થંડિલ (કેવળ પૃથ્વી પર) શયન આદિ અનેક નિયમોને ધારણ કરનારા મુનિઓ ત્યાં સરસ્વતીના તટ પર આવ્યા હતા. દેવો જેમ ગંગાનદીને શોભાવે, તેમ તેઓ મહાનદી સરસ્વતીને શોભાવી રહ્યા હતા.[૪૬-૫૦] એ ઉપરાંત યજ્ઞો દ્વારા ઈશ્વરપૂજન કરનારા તથા મોટાં મોટાં વ્રતોને ધારણ કરનારા સેંકડો ઋષિઓ ત્યાં આવ્યા હતા; તેથી સરસ્વતીના તટ પર કોઈ સ્થળે તેમણે ખાલી જગ્યા જોઈ નહિ. પછી તે ઋષિઓ યજ્ઞોપવીત વડે શ્રુતિપ્રસિદ્ધ તીર્થ નિર્માણ કરીને સ્થળે સ્થળે અગ્નિહોત્ર ધારણ કરીને હવનહોમ કરવા લાગ્યા તેમ જ બીજી અનેક ધાર્મિક ક્રિયાઓ કરવા લાગ્યા.[૫૧,૫૨] તોપણ હે રાજેંદ્ર! અવકાશના સંકોચને લીધે સર્વ ઋષિસમુદાય ચિંતાગ્રસ્ત અને નિરાશ થઈ ગયો. આવે પ્રસંગે તેમની ઇષ્ટકામના પરિપૂર્ણ કરવા માટે સરસ્વતીએ તેમને પ્રત્યક્ષ દર્શન દીધાં. હે જનમેજય રાજા! તે પવિત્ર તપશ્ચરણવાળા ઋષિઓ પર દયા કરીને સરસ્વતીએ તે પ્રદેશ પર અનેક લતામંડપોની રચના કરી દીધી અને પોતે ઋષિઓની સગવડને માટે પૂર્વાભિમુખે પાછી ફરી.[૫૩,૫૪] આથી, હે રાજેંદ્ર! મહાનદી સરસ્વતીએ 'હું આ મહર્ષિઓના આગમનને સફળ કરી ફરી પશ્ચિમ તરફ વહીશ' એવો મનમાં નિશ્ચય કર્યો અને તે ઋષિઓને અર્થે પૂર્વાભિમુખે પાછી ફરી. પાછળથી તે સરસ્વતી પશ્ચિમાભિમુખ વહેવા લાગી. આમ હે રાજન્! તે સમયે મહાનદી સરસ્વતીએ આવું મહા અદ્ભુત કર્મ કરી દેખાડ્યું હતું. વળી હે કુરુશ્રેષ્ઠ રાજા! તે સમયે સરસ્વતીએ નિર્માણ કરેલા અનેક લતામંડપોવાળો તે પ્રદેશ પાછળથી 'નૈમિષીય' એવા નામથી પ્રસિદ્ધ થયો છે, માટે તમે પણ કુરુક્ષેત્રમાં આવેલા તે પ્રદેશ પર ધર્મભરેલી મહાન ક્રિયાઓ કરો.[૫૫-૫૭] મહાત્મા બળદેવને પણ તે સ્થળે આવેલા અનેક લતામંડપોરૂપ તીર્થોને તથા ત્યાંથી પાછી ફરેલી સરસ્વતીને જોઈને વિસ્મય થયો હતો.[૫૮] પછી હે રાજન્! યદુનંદન બળદેવે એ તીર્થમાં સ્નાન કરીને બ્રાહ્મણોને જાતજાતનાં પાત્રોનાં તથા ભક્ષ્યભોજ્યનાં વિવિધ દાનો વિધિપૂર્વક આપ્યાં હતાં તથા બ્રાહ્મણોનો ધન્યવાદ પ્રાપ્ત કરી તેમણે આગળ પ્રયાણ કર્યું હતું.[૫૯,૬૦]

હે રાજન્! હલાયુધ બળદેવ ત્યાંથી નીકળીને સરસ્વતીના તટ પર આવેલા 'સપ્તસારસ્વત' નામના ઉત્તમ તીર્થમાં આવ્યા હતાં. તે તીર્થ અનેક બ્રાહ્મણોના સમૂહોથી યુક્ત હતું. વળી બોરડી, ઇંગોળી, કાશ્મીરી (ગંભારી), વડ, પીપળા, બહેડાં, કંકોલ, ખાખરા, કેરડા, પીલુ, કાકચિયા, બીલી, અંભેડાઓ, અતિમુક્તક નામના વેલાઓ તથા પારિજાતકો આદિ જાતજાતનાં વૃક્ષોથી તે તીર્થ શોભી રહ્યું હતું. તે સ્થળે કેળનાં પુષ્કળ વનો હતાં, તેથી જોનારાની દૃષ્ટિને તે અતિશય સુંદર અને મનોહર લાગતું હતું. વળી તે તીર્થમાં વાયુ, જળ, ફળ અને પાંદડાંનો આહાર કરનારા, દાંતોવતી ફળોને ભાંગી ખાનારા તથા પથ્થરોથી ફળોને કૂટી ખાનારા અનેક વનવાસી મુનિઓ રહેતા હતા અને તેમના સ્વાધ્યાયોના ઘોષથી તે તીર્થ ગાજી રહ્યું હતું. એ તીર્થમાં મૃગોનાં સેંકડો ટોળાં આમતેમ ઘૂમી રહ્યાં

હતાં તથા અહિંસક અને પરમ ધર્મપરાયણ મનુષ્યો એ તીર્થનું અત્યંત સેવન કરતા હતા. વળી એ જ તીર્થમાં મંકણક નામના મહામુનિએ સિદ્ધદશાએ પહોંચ્યા પછી પણ તપશ્ચર્યા કરી હતી.[૬૧-૬૬]

ઇતિ શ્રીમહાભારતમાં શલ્યપર્વાંતર્ગત ગદાયુદ્ધપર્વમાં 'બળદેવની તીર્થયાત્રામાં સારસ્વતોપાખ્યાન' નામનો અધ્યાય ૩૭મો સમાપ્ત

## अध्याय ३८ मो

### બળદેવની તીર્થયાત્રા–મંકણક-ઋષિનું ચરિત્ર

॥ जनमेजय उवाच ॥

**सप्त सारस्वतं कस्मात् कश्च मंकणको मुनिः ।**
**कथं सिद्धः स भगवान् कश्चास्य नियमोऽभवत् ॥**

જનમેજય બોલ્યા: હે બ્રાહ્મણશ્રેષ્ઠ વૈશંપાયન! એ તીર્થનું નામ 'સપ્તસારસ્વત' શા પરથી પડ્યું? તે મંકણક નામના મુનિ કોણ હતા? તે ભગવાન કેવી રીતે સિદ્ધ થયા હતા? એમનો નિયમ શો હતો?[૧] હે દ્વિજોત્તમ! કોના વંશમાં તે ઉત્પન્ન થયા હતા? અને તેમણે શું અધ્યયન કર્યું હતું? તે સર્વ વૃત્તાંત હું વિધિપૂર્વક સાંભળવા ઇચ્છું છું, માટે તે મને કહો.[૨]

વૈશંપાયન બોલ્યા : હે રાજન્! આ જગતમાં કુલ સાત સરસ્વતી નદીઓ છે અને તે સર્વ નદીઓથી આ જગત વ્યાપ્ત થયું છે. સુપ્રભા, કાંચનાક્ષી, વિશાલા, મનોરમા, ઓઘવતી, સુરેણુ અને વિમલોદકા આ સાત નદીઓનું તે તે દેશોમાં ઉત્પન્ન થયેલા બળવાન પુરુષોએ આહ્વાન કર્યું હતું.[૩,૪] પૂર્વે સર્વથી મહાન પિતામહ બ્રહ્મદેવનો મહાન યજ્ઞ ચાલતો હતો. તે યજ્ઞના વિસ્તૃત મંડળપ્રદેશમાં ઘણા સિદ્ધદશાને પામેલા બ્રાહ્મણો આવ્યા હતા અને તેમના નિર્મળ પુણ્યાહવાચનના ઘોષોથી તથા પવિત્ર વેદધ્વનિઓથી સર્વ દેવો પણ વ્યગ્ર થઈ ગયા હતા. હે મહારાજ! તે સમયે યજ્ઞની વિધિક્રિયા કરવા માટે પિતામહ બ્રહ્મદેવે પોતે દીક્ષા લીધી હતી, તેથી તે યજ્ઞ સર્વ ઇષ્ટ કામનાઓથી સમૃદ્ધ હતો અને તે દ્વારા યજન કરવાનો બ્રહ્મદેવે આરંભ કર્યો હતો. હે રાજેંદ્ર! તે યજ્ઞમાં ધર્મ અને અર્થમાં કુશળ એવા મહાપુરુષો જે જે અર્થોનું ચિંતન કરતા હતા, તે તે સર્વ અર્થો બ્રાહ્મણોની પાસે હાજર થતા હતા.[૫-૮] તે સમયે ગંધર્વો તથા અપ્સરાઓના ગણો ગાયનો ગાઈ રહ્યા હતા, નૃત્યો કરી રહ્યા હતા અને દિવ્ય વાદિત્રો વગાડી રહ્યા હતા.[૯] દેવતાઓ પણ તે યજ્ઞની સંપત્તિથી પ્રસન્ન થયા હતા અને પરમ વિસ્મય પામ્યા હતા, તો પછી મનુષ્યો વિસ્મય પામે એમાં શું આશ્ચર્ય?[૧૦] હે રાજા! પિતામહે પુષ્કરક્ષેત્રમાં રહીને આવો મહાન યજ્ઞ આરંભ્યો હતો, તે સમયે કેટલાએક ઋષિઓ તેમને કહેવા લાગ્યા : 'આ યજ્ઞ મહાન ગુણદાયક થશે નહિ; કારણ કે અહીં મહાનદી સરસ્વતી જોવામાં આવતી નથી.' તે સાંભળી મનમાં પ્રસન્ન થયેલા પિતામહે સરસ્વતીનું સ્મરણ કર્યું અને યજન કરતાં કરતાં તેમણે પુષ્કરક્ષેત્રમાં તે નદીનું આહ્વાન કર્યું. એટલે હે રાજેંદ્ર! તુરત જ 'સુપ્રભા' નામની સરસ્વતી નદી ત્યાં પ્રકટ થઈ. આમ પિતામહનું માન જાળવી ઝડપથી વહેતી તે સરસ્વતી નદીને જોઈને મુનિઓ પ્રસન્ન થયા અને તે યજ્ઞને મહાન ફળદાયક માનવા લાગ્યા.[૧૧-૧૪] આ રીતે પિતામહનું માન જાળવવા માટે તથા મુનિઓને પ્રસન્ન કરવા માટે મહાનદી સરસ્વતી પુષ્કરક્ષેત્રમાં ઉત્પન્ન થયેલ છે.[૧૫] તેમ જ હે રાજન્! હે નરેશ્વર! પૂર્વે નૈમિષારણ્યક્ષેત્રમાં એકઠા મળીને બેઠેલા મુનિઓ વેદનો સ્વાધ્યાય કરતા કરતા અનેક વિષયની કથાઓ કરતા હતા. પછી હે રાજેંદ્ર! તેમણે એકઠ

મળીને સરસ્વતીનું સ્મરણ કર્યું કે તુરત જ યજ્ઞો કરનારા તે મહર્ષિઓના ધ્યાનના પ્રભાવથી 'કાંચનાક્ષી' નામની પવિત્ર સરસ્વતી નદી તે નૈમિષારણ્ય ક્ષેત્રમાં મુનિઓને સહાય કરવા માટે પ્રકટ થઈ. હે ભારત! સર્વ ઋષિઓએ તેનું પૂજન કર્યું. એવી જ રીતે ગય દેશમાં ગય નામના યજમાનના મહાયજ્ઞમાં જે સરસ્વતી નદીનું આહ્‌વાન કરવામાં આવ્યું હતું તેને ઉત્તમ વ્રતવાળા ઋષિઓ 'વિશાલા'ને નામે કહે છે.[૧૬-૨૧] આ શીઘ્રગામિની વિશાલા નામની સરસ્વતી નદી હિમાલયના પાર્શ્વભાગમાંથી વહે છે. તે જ પ્રમાણે હે ભારત! પૂર્વે ઉત્તર કોસલના પવિત્ર ભાગમાં મુનિઓનાં મંડળોથી સર્વ તરફ પ્રકાશી રહેલા પ્રદેશમાં, પરમાત્માનું યજન કરનારા મહાત્મા ઔદ્દાલકી નામના મહર્ષિ યજ્ઞ કરી રહ્યા હતા. એ યજ્ઞમાં હે રાજન્! ઉદ્દાલક નામના ઋષિએ સરસ્વતી નદીનું ધ્યાન કર્યું હતું તેથી મુનિઓના કારણથી તે નદી ત્યાં આવી હતી. એ અગ્નિહોત્રી મહર્ષિઓએ તેનું મનમાં જ ધ્યાન કર્યું હતું, માટે તે નદી 'મનોરમા' નામથી પ્રસિદ્ધ થઈ હતી.[૨૨-૨૫] એવી જ રીતે હે રાજેંદ્ર! રાજર્ષિઓએ સેવેલા ઋષભ નામના પવિત્ર દ્વીપમાં આવેલા કુરુક્ષેત્રમાં યજમાન મહાત્મા કુરુરાજ યજ્ઞ કરતો હતો, ત્યારે તેના યજ્ઞમાં મહાત્મા વસિષ્ઠઋષિએ જે મહાનદી સરસ્વતીનું આહ્‌વાન કર્યું હતું તે 'ઓઘવતી' નામથી જગતમાં પ્રસિદ્ધ થયેલ છે. દિવ્ય જળવાળી આ ઓઘવતી નામની સરસ્વતીનું કુરુક્ષેત્રમાં નિમંત્રણ કરવામાં આવ્યું હતું. તેવી જ રીતે ગંગાદ્વારમાં પણ યજમાન પ્રજાપતિ દક્ષે યજ્ઞ કરતી વેળા જે સરસ્વતીનું નિમંત્રણ કર્યું હતું તે શીઘ્રગામિની નદી 'સુરેણુ' નામથી જગતમાં પ્રસિદ્ધ થયેલી છે. વળી પવિત્ર હિમાલય પર્વત પર પુનઃ યજ્ઞ કરનારા બ્રહ્મદેવે જે નદીનું નિમંત્રણ કર્યું હતું તે 'ભગવતી વિમલોદા સરસ્વતી' એ નામથી જગતમાં પ્રસિદ્ધ થઈને તે સ્થળે વહી રહી છે. આ સાતે નદીઓ એકત્ર થઈને જે સ્થળે એકઠી મળે છે તે સ્થળ 'સપ્તસારસ્વત તીર્થ'ના નામથી પૃથ્વીમાં પ્રસિદ્ધ થયેલું છે; કારણ કે પૂર્વોક્ત નામવાળી સાત સરસ્વતી નદીઓ એ તીર્થમાં એકઠી મળે છે.[૨૬-૩૧] આથી જ એ સારસ્વત તીર્થને શાસ્ત્રોમાં પવિત્ર કહેલું છે. હે રાજા! હવે તમે મંકણક ઋષિનું ચરિત્ર સાંભળો. તે ઋષિ કૌમાર અવસ્થાથી આરંભીને બ્રહ્મચારી જ હતા.[૩૨] હે રાજન્! એક દિવસ જળમાં સ્નાન કરી રહેલા તે ઋષિ મોટી જળક્રીડા કરી રહ્યા હતા. તેવામાં હે ભારત! દૈવેચ્છાએ તે જ જળાશયમાં સ્નાન કરી રહેલી કોઈ દિગંબર, નિર્દોષ અને સુંદર કટાક્ષવાળી સ્ત્રી તેમના જોવામાં આવી. હે મહારાજ! એ સ્ત્રીને જોઈને મંકણક મુનિનું વીર્ય સરસ્વતીના જળમાં સ્ખલિત થઈ ગયું.[૩૩,૩૪] પરંતુ મહાતપસ્વી મંકણક મુનિએ પોતાના એ વીર્યને કળશમાં લઈ લીધું અને તે કળશમાં જ તેના સાત વિભાગો થઈ ગયા.[૩૫] તેમાંથી વાયુવેગ, વાયુબલ, વાયુહા, વાયુમંડલ, વાયુજ્વાલ, વાયુરેતા અને વીર્યવાન વાયુચક્ર એ નામના સાત ઋષિઓ ઉત્પન્ન થયા અને તેઓથી પ્રાણવાયુ આદિ ઓગણપચાસ* મરુદ્‌ગણો ઉત્પન્ન થયેલા

* ઓગણપચાસ મરુદ્‌ગણોની ઉત્પત્તિ કાશ્યપ ઋષિની સ્ત્રી દિતિના ગર્ભથી થયેલી છે. આવી કથા શ્રીમદ્‌ભાગવત આદિ પુરાણોમા જોવામા આવે છે અને અહીં મંકણક મુનિના પુત્ર સપ્તર્ષિઓને તે મરુદ્‌ગણોના ઉત્પાદક કહ્યા છે. આમ પરસ્પર વિરોધ દેખાતો હોવાથી એમ જ સિદ્ધ થાય છે કે, દિતિથી ઉત્પન્ન થયેલા મરુદ્‌ગણો આ સપ્તઋષિઓથી ઉત્પન્ન થયેલા મરુદ્‌ગણોના કરતાં ભિન્ન કલ્પમાં ઉત્પન્ન થયેલા હોવા જોઈએ, કારણ કે પ્રત્યેક કલ્પમા સૃષ્ટિનો ક્રમ બદલાય છે.

—નીલકંઠ

છે.[૩૬,૩૭] હે રાજન્! એ મંકણક મુનિનું અતિ આશ્ચર્યજનક અને અતિ અદ્ભુત+ એવું એક ચરિત્ર ત્રણે લોકમાં પ્રસિદ્ધ થયેલું છે તે હું તમને કહું છું, સાંભળો.[૩૮] હે રાજન્! પૂર્વે એક સમયે એવું બન્યું કે, સિદ્ધ દશાએ પહોંચી ગયેલા મંકણક મુનિનો હાથ દર્ભની અણીથી ઘવાઈ ગયો અને તેમાંથી રુધિરધારા નહિ વહેતાં શાકનો રસ ઝરવા લાગ્યો.[૩૯] આ રીતે હાથમાંથી શાકના રસને ઝરતો જોઈ મુનિમહારાજ તો હર્ષાવેશમાં જ આવી ગયા અને નૃત્ય કરવા લાગ્યા. તેમણે આમ નાચવાનું શરૂ કર્યું, એટલે તેમની તપઃશક્તિથી મોહિત થયેલું સ્થાવરજંગમ જગત પણ સર્વ તરફથી નૃત્ય કરવા લાગ્યું. હે રાજન! આ રીતે જગતને નૃત્ય કરતું જોઈ બ્રહ્માદિ દેવો અને તપોધન ઋષિઓ મહાદેવ પાસે ગયા. હે રાજા! તેમણે મહાદેવને વિનંતિ કરી કે, 'હે દેવ! આ ઋષિ નૃત્ય કરતા બંધ પડે તેમ કરવા તમે યોગ્ય છો.[૪૦–૪૨] દેવોની આ વિજ્ઞપ્તિ સાંભળીને મહાદેવે હર્ષાવેશમાં આવી ગયેલા તે મુનિ તરફ જોયું અને દેવોનું હિત કરવાની ઇચ્છાથી તેમણે આ પ્રમાણે કહ્યું:[૪૩] 'ઓ ધર્મજ્ઞ બ્રાહ્મણ! આપ શા માટે નૃત્ય કરો છો? હે મહામુનિ! આપ તો ધર્મમાર્ગમાં રહેનારા એક તપસ્વી છો; છતાં આપને આવો મહાન હર્ષ થવાનું કયું કારણ આવી મળ્યું છે?'

ઋષિ બોલ્યા: હે બ્રહ્મન્! શું તમે નથી દેખતા કે, મારા આ હાથમાંથી શાકનો રસ ઝરી રહ્યો છે?[૪૪,૪૫] હે રાજા! ઋષિનું એ વાક્ય સાંભળી દેવ શંકર ખૂબ હસ્યા અને તેમણે મહાન હર્ષનાદથી નાચી રહેલા તે રાગમોહિત મુનિને આ પ્રમાણે કહ્યું:[૪૬] 'હે વિપ્ર! આમાં હું તો જરા પણ વિસ્મય પામતો નથી. જુઓ મારા તરફ દૃષ્ટિ કરો.' હે રાજેંદ્ર! આમ કહીને બુદ્ધિમાન મહાદેવે પોતાની આંગળીના અગ્રભાગથી બીજા હાથના અંગૂઠા પર પ્રહાર કર્યો એટલે તુરત જ તેમાંથી હિમ સરખી ઉજ્જ્વળ ભસ્મ ઝરવા લાગી. હે રાજન્! તે જોઈને મુનિ તો શરમાઈ જ ગયા અને મહાદેવના પગમાં પડ્યા. એ મહાદેવને જ ઉત્તમ દેવ તરીકે માનીને તેમણે અત્યંત વિસ્મય પામી આવું વચન કહ્યું:[૪૭–૪૯] 'હું રુદ્રદેવતાથી અતિશય પર અને મહાન એવું બીજું એક પણ તત્ત્વ માનતો નથી. હે ત્રિશૂળધારી શંકર! દેવો અને અસુરો સાથેના આ સમગ્ર જગતના તમે આધારભૂત છો.[૫૦] તમે જ આ જગતને સરજેલું છે, એમ પંડિતો કહે છે. તે સર્વ જગત પુનઃ પ્રલયસમયે તમારામાં જ પ્રવેશ કરી જાય છે.[૫૧] દેવો પણ તમને યથાર્થ સ્વરૂપે જાણી શકતા નથી, તો પછી હું તો તમને ક્યાંથી જ જાણી શકું? જગતમાં જે જે પદાર્થો રહેલા છે તે બધા તમારામાં જોવામાં આવે છે.[૫૨] હે નિર્દોષ દેવ! બ્રહ્મા આદિ દેવો પણ વરદાયી એવા તમારી જ ઉપાસના કરે છે, તમે જ સર્વવ્યાપકસ્વરૂપ છો અને દેવોના પણ તમે જ કર્તા તથા કાર્ય છો. તમારી કૃપાથી જ સર્વ દેવો નિર્ભય થઈને સુખ

---

+ આ ૩૮ શ્લોકમા 'इदमत्यद्भुत राजन्' આમ કહીને તાત્પર્ય એ દર્શાવ્યું છે કે, જે પુરુષનું શરીર યોગસાધના દ્વારા સિદ્ધદશાને પ્રાપ્ત થાય છે તેમાં ક્ષય, વૃદ્ધિ આદિ કોઈ જાતનું પરિણામ થતું જ નથી; તેથી તે શરીરમાં દાખલ થયેલા અન્નાદિનો રસ પણ પરિણામ પામ્યા વિના જ શરીરમાંથી બહાર નીકળે છે. મંકણક મુનિનું શરીર પણ જ્યારે આવી સિદ્ધદશાને પામ્યું, ત્યારે તેમાંથી શાકનો રસ ઝરવા લાગ્યો એટલે તે જોઈને મંકણક મુનિ પોતાની કાયાને સિદ્ધ માનીને ગર્વથી નૃત્ય કરવા મંડી પડ્યા હતા. હવે 'શરીરની ક્ષયશૂન્ય દશા પ્રાપ્ત થાય તે એક મોટી યોગસિદ્ધિ છે; પરંતુ શરીરની પોતાની ઇચ્છાનુસાર ભસ્મભૂત દશા પ્રાપ્ત કરી શકાય તે અતિશય મોટામાં મોટી યોગસિદ્ધિ છે અને તેવી યોગસિદ્ધિને હજી તું પામ્યો નથી,' આમ દર્શાવવા માટે ભગવાન શંકરે પોતાના અંગૂઠાના ટેરવામાંથી ભસ્મ કાઢી દેખાડી હતી અને મંકણક મુનિનો ગર્વ ઉતાર્યો હતો. —નીલકંઠ

ભોગવે છે.' આ પ્રમાણે મહાદેવની સ્તુતિ કર્યા પછી મંકણકઋષિએ તેમને પ્રણામ કર્યા અને પુનઃ આ પ્રમાણે કહ્યું:[૫૩,૫૪] 'હે દેવ! મેં અભિમાન આદિ જે કંઈ ચપળતા કરી છે, તેને માટે હું આપની ક્ષમા માગું છું. તે અભિમાન આદિ ચપળતાને લીધે મારી તપશ્ચર્યાનો નાશ ન થઈ જાય તે માટે હું આપને પ્રસન્ન કરું છું.'[૫૫] ઋષિનાં આ નમ્ર વચનો સાંભળી મહાદેવ મનમાં પ્રસન્ન થયા અને તે ઋષિને કહેવા લાગ્યા: 'હે વિપ્ર! મારી કૃપાથી તમારું તપ હજારોગણું વૃદ્ધિ પામો. તેમ જ હું આ આશ્રમમાં તમારી સાથે સદાકાળ વસીશ. વળી જે કોઈ પુરુષ આ સપ્તસારસ્વત-તીર્થમાં મારું પૂજન કરશે, તે પુરુષને આ લોકમાં તથા પરલોકમાં કંઈ પણ વસ્તુ દુર્લભ થશે નહિ. વળી મરણ પછી તે સારસ્વત લોકમાં જ જશે, એમાં સંશય નથી.[૫૬–૫૮]

આ તમને મેં મહાતેજસ્વી મંકણક મુનિનું ચરિત્ર કહ્યું. તે મુનિ માતરિશ્વા નામના વાયુથી સુકન્યા નામની સ્ત્રી વિષે ઉત્પન્ન થયા હતા.[૫૯]

ઇતિ શ્રીમહાભારતમાં શલ્યપર્વાંતર્ગત ગદાયુદ્ધપર્વમાં 'બળદેવની તીર્થયાત્રામાં સારસ્વતોપાખ્યાન' નામનો અધ્યાય ૩૮ મો સમાપ્ત

## અધ્યાય ૩૯ મો

### બળદેવની તીર્થયાત્રા–ઔશનસ અને પૃથૂદક તીર્થનું માહાત્મ્ય

॥ वैशपायन उवाच ॥

**उपित्वा तत्र रामस्तु संपूज्याश्रमवासिनः ।**
**तथा मंकणके प्रीतिं शुभां चक्रे हलायुधः ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા: હે જનમેજય રાજા! હલનું આયુધ ધારણ કરનારા બળદેવ મંકણક મુનિના તે આશ્રમમાં સર્વ તપસ્વીઓની પૂજા કરીને એક રાત્રિ વસ્યા અને અતિશય પ્રીતિયુક્ત થયા. બળદેવે તે રાત્રિ ઉપવાસ કરીને બ્રાહ્મણોને દાન આપ્યાં અને પ્રાતઃકાળે ઊઠીને તેમણે તે તીર્થજળમાં સ્નાન કર્યું. પછી હે ભારત! સર્વ મુનિઓની અનુજ્ઞા લઈ મહાબળવાન બળરામે મુનિઓના માનપૂર્વક આગળ પ્રયાણ કર્યું.[૧–૩]

તે પછી બળદેવ 'ઔશનસ' નામના તીર્થમાં આવ્યા. હે રાજન્! પૂર્વે રામચંદ્રે રાક્ષસને મારીને તેનું માથું ફગાવ્યું હતું. તેથી મોટા મસ્તકથી મહામુનિ મહોદરની જાંઘ ચોંટી ગઈ હતી. એ મુનિ આ તીર્થમાં સ્નાન કરીને તે મસ્તકથી મુક્ત થયા હતા અને તેથી જ એ તીર્થનું બીજું નામ 'કપાલમોચન' પ્રસિદ્ધ થયું છે.[૪,૫] વળી એ તીર્થમાં પૂર્વે મહાત્મા શુક્રાચાર્યે તપશ્ચર્યા કરી હતી અને તે તીર્થના પ્રભાવથી જ એ મહાત્માને સંપૂર્ણ નીતિશાસ્ત્ર પ્રાપ્ત થયું હતું.[૬] આ તીર્થમાં બેઠા બેઠા મહાત્મા શુક્રાચાર્યે દૈત્યો તથા દાનવોના કલહનો વિચાર કર્યો હતો. હે રાજન્! એ મહા-ઉત્તમ તીર્થમાં આવીને બળદેવે બ્રાહ્મણ મહાત્માઓને દ્રવ્યનું વિધિપૂર્વક દાન કર્યું હતું.

જનમેજય બોલ્યા: હે બ્રહ્મન્! એ તીર્થનું બીજું નામ 'કપાલમોચન' શા પરથી પડ્યું હતું? મહામુનિ મહોદર કેવી રીતે એ તીર્થમાં ચોંટી ગયેલા મસ્તકથી મુક્ત થયા હતા? કયા કારણથી તેમની જંઘા પર રાક્ષસનું મસ્તક ચોંટી ગયું હતું? તે મને કહો.

વૈશંપાયન બોલ્યા: હે રાજસિંહ જનમેજય! પૂર્વે દંડકારણ્યમાં રાક્ષસોના ઉપદ્રવને શાંત કરવા માટે રઘુનંદન મહાત્મા રામચંદ્ર વસતા હતા. એક સમયે તેમણે કોઈ દુષ્ટાત્મા રાક્ષસના મસ્તકને તીક્ષ્ણ ધારવાળા ક્ષુર જાતિના બાણથી જનસ્થાનમાં કાપી નાખ્યું. હે રાજન્! તે મસ્તક બાજુના એક મહા-વનમાં ઊછળી પડ્યું અને દૈવચ્છાથી તે વનમાં વિચરી રહેલા મહોદર મુનિની જાંઘ પર લાગ્યું અને તેમનું હાડકું ભાંગી નાખીને ત્યાંનું ત્યાં જ ચોંટી

રહ્યું. મહાબુદ્ધિમાન બ્રાહ્મણ મહોદર જાંઘ પર ચોંટી ગયેલા તે મસ્તકને લીધે તીર્થસ્થાનોમાં પર્યટન કરવા અશક્ત થઈ પડ્યા અને ઘાવમાંથી પરુ ટપકતું હોવાથી તે મહામુનિ વેદનાથી વિહ્વળ થઈ ગયા. આમ છતાં એ મહાતપસ્વીએ પૃથ્વીમાંનાં સર્વ તીર્થોમાં પર્યટન કર્યું હતું અને સર્વ નદીઓ તથા સમુદ્રોમાં સ્નાન કર્યું હતું, એમ અમારા સાંભળવામાં આવ્યું છે.[૭–૧૪] વળી તેમણે સર્વ પવિત્રાત્મા ઋષિઓની પાસે પોતાનો સર્વ વૃત્તાંત કહ્યો હતો અને સર્વ તીર્થોમાં સ્નાન કર્યાં તોપણ જાંઘે ચોંટી ગયેલા મસ્તકથી તેમનો છુટકારો થયો નહિ.[૧૫] પછી મોટા મોટા બ્રાહ્મણ મુનિઓનાં મહાન વચનો તેમના સાંભળવામાં આવ્યાં કે, 'પૃથ્વીમાંનાં સર્વ તીર્થોમાં સરસ્વતીના તટ પર આવેલું 'ઔશનસ' નામનું મહાન તીર્થ સર્વ પાપોની શાંતિ કરવા માટે જગતમાં પ્રસિદ્ધ છે અને તે તીર્થ ઉત્તમોત્તમ સિદ્ધિક્ષેત્ર છે.' એટલે બ્રાહ્મણ મહોદર ઔશનસ તીર્થમાં ગયા. આમ ઔશનસ તીર્થમાં તેમણે જેવું સ્નાન કર્યું કે તુરત જ પેલું રાક્ષસનું મસ્તક તેમના ચરણથી છૂટું થઈ જઈને જળની અંદર પડી ગયું.[૧૬–૧૮]

હે રાજન્! તે મસ્તકથી છૂટા થઈને મુનિ મહોદર પરમ સુખ પામ્યા અને તે મસ્તક પણ જળની અંદર પડ્યા પછી અદશ્ય થઈ ગયું.[૧૯] પછી હે રાજન્! તે મહોદર મુનિ રાક્ષસના તે મસ્તકથી રહિત થઈને તથા પાપો દૂર થવાથી પવિત્રાત્મા અને કૃતકૃત્ય થઈને પ્રસન્નતાપૂર્વક પોતાના આશ્રમ તરફ ગયા.[૨૦] હવે પવિત્ર આશ્રમમાં ગયા પછી, રાક્ષસના મસ્તકથી પોતે જે રીતે છૂટા થયા હતા તે સર્વ વૃત્તાંત પવિત્ર મનવાળા ઋષિઓને તેમણે જણાવ્યો.[૨૧] હે માન આપનારા રાજા! મહોદર મુનિનો એ વૃત્તાંત સાંભળી સર્વ ઋષિઓએ એકઠા મળીને એ તીર્થનું 'કપાલમોચન' એવું નામ પાડ્યું છે.[૨૨] વળી એ મહર્ષિ મહોદર કપાલમોચન તીર્થમાં જઈને પુનઃ જળપાન કરીને સિદ્ધિ પામ્યા હતા.[૨૩]

યાદવશ્રેષ્ઠ બળદેવે પણ એ તીર્થમાં જઈને બ્રાહ્મણોને પુષ્કળ વસ્તુઓ દાનમાં આપી હતી અને પછી તેઓ રુષંગુ નામના ઋષિના આશ્રમમાં ગયા હતા.[૨૪] હે ભારત! તે આશ્રમમાં આર્ષ્ટિષેણ નામના વિશ્વામિત્રે બ્રાહ્મણત્વ પ્રાપ્ત કર્યું હતું.[૨૫] હે રાજા! એ મહાન આશ્રમસ્થાન સર્વ જાતની કામનાઓને પૂર્ણ કરનારું હતું અને મુનિઓ તથા બ્રાહ્મણોથી સર્વદા સેવાયેલું હતું.[૨૬] હે રાજેંદ્ર! શ્રીમાન બળદેવ બ્રાહ્મણોની સાથે તે તીર્થમાં જ્યાં રુષંગુ નામના તપસ્વીએ પોતાના શરીરનો ત્યાગ કર્યો હતો ત્યાં ગયા. હે ભારત! નિત્ય તપોનિષ્ઠ વૃદ્ધ બ્રાહ્મણ રુષંગુ એક સમયે પોતાના દેહનો ત્યાગ કરવા માટે યોગ્ય સ્થળનો મનમાં ઘણો જ વિચાર કરવા લાગ્યા.[૨૭,૨૮] પછી મહાતપસ્વી રુષંગુએ પોતાના સર્વ પુત્રોને પાસે બોલાવી આ પ્રમાણે કહ્યું: 'તમે મને પૃથૂદક તીર્થમાં લઈ જાઓ.'[૨૯] એટલે તે તપોધન પુત્રો પણ રુષંગુને વૃદ્ધ થયેલા જાણીને તે તપોધનને સરસ્વતીના પૃથૂદક તીર્થમાં લઈ ગયા.[૩૦] આમ તે પુત્રોએ બુદ્ધિમાન રુષંગુ મુનિને સેંકડો તીર્થોવાળી અને બ્રાહ્મણોના સમુદાયોથી સેવાયેલી પવિત્ર સરસ્વતી નદીના તટ પર લાવી મૂક્યા. એટલે હે રાજન્! તે મહાતપસ્વી ઋષિશ્રેષ્ઠે તેમાં વિધિપૂર્વક સ્નાન કર્યું. પછી હે પુરુષસિંહ! તીર્થના ગુણો જાણી લઈને, તેમણે પોતાની પાસે બેઠેલા સર્વ પુત્રોને પ્રસન્નતાપૂર્વક આ પ્રમાણે કહ્યું: 'સરસ્વતીના ઉત્તર તીર પર આવેલા આ પૃથૂદક તીર્થમાં જે પુરુષ જપવા યોગ્ય મંત્રોનો જાપ કરતો કરતો પોતાના શરીરનો ત્યાગ કરે છે, તે પુરુષને સ્વર્ગલોકની અક્ષય પ્રાપ્તિ થાય છે.'

આવા તે તીર્થમાં ધર્માત્મા હળધર બળદેવે સ્નાન કર્યું અને પોતે બ્રાહ્મણો પર પ્રેમી હોવાથી બ્રાહ્મણોને અનેક પદાર્થો દાનમા આપ્યા આ રીતે હે કૌરવ! પ્રતાપી અને બળવાન બળભદ્ર જે તીર્થમાં ભગવાન લોકપિતામહ બ્રહ્મદેવે સર્વ પ્રજાઓને સરજી હતી, જે તીર્થમા તીક્ષ્ણ વ્રતોને ધારણ કરનારા મહર્ષિ આર્ષ્ટિષેણ મહાન તપ કરીને વેદસમૂહોને પામ્યા હતા અને જે તીર્થમાં સિંધુદ્વીપ નામનો રાજર્ષિ, મહાતપસ્વી દેવાપિ તથા મહાઉગ્ર તેજસ્વી મહામુનિ વિશ્વામિત્ર બ્રાહ્મણત્વને પામ્યા હતા, તે તીર્થમા આવ્યા [૩૧-૩૮]

ઇતિ શ્રીમહાભારતમા શલ્યપર્વાન્તર્ગત ગદાયુદ્ધપર્વમા 'બલદેવની તીર્થયાત્રામા સારસ્વતોપાખ્યાન' નામનો અધ્યાય ૩૯ મો સમાપ્ત

## अध्याय ४० मो

### બળદેવની તીર્થયાત્રા—આર્ષ્ટિષેણ તીર્થનો મહિમા

॥ जनमेजय उवाच ॥

**कथमार्ष्टिषेणो भगवान् विपुलं तप्तवाँस्तपः ।**
**सिंधुद्वीपः कथं चापि ब्राह्मण्यं लब्धवाँस्तदा ॥ १**

જનમેજય બોલ્યા હે વૈશંપાયન! ભગવાન આર્ષ્ટિષેણે એ તીર્થમા કેવી રીતે મહાન તપ કર્યું હતું? તેમ જ સિંધુદ્વીપ, દેવાપિ અને વિશ્વામિત્ર બ્રાહ્મણપણાને કેવી રીતે પામ્યા હતા? હે ભગવન્! એ સર્વ વૃત્તાંત સાભળવા માટે મને અતિ ઉત્કટ ઇચ્છા છે માટે તે મને કહો [૧,૨]

વૈશંપાયન બોલ્યા પૂર્વે સત્યયુગના સમયમાં આર્ષ્ટિષેણ નામના એક ઉત્તમ બ્રાહ્મણ હતા તેમણે પ્રથમથી જ નિત્ય ગુરુકુળમાં વાસ કર્યો હતો અને વેદાધ્યયન કરવામાં તેઓ નિત્ય આસક્ત રહેતા હતા [૩] હે પૃથ્વીપતિ રાજા! તેઓ નિત્ય ગુરુકુળમા જ રહીને યત્નપૂર્વક અધ્યયન કરતા હતા, છતા તેમને સંપૂર્ણ વિદ્યા કે સંપૂર્ણ વેદો પ્રાપ્ત થયા નહિ [૪] પછી હે રાજન્! કંટાળી જઈને તે મહાતપસ્વીએ સરસ્વતીના તટ પર મહાન તપશ્ચર્યાનો આરંભ કર્યો અને તે તપથી તેમણે ઉત્તમોત્તમ વેદોને પ્રાપ્ત કર્યા [૫] આ રીતે મહર્ષિ આર્ષ્ટિષેણ તપના પ્રભાવથી વિદ્વાન, વેદજ્ઞ અને સિદ્ધ થયા, એટલે તેમણે સરસ્વતીના તીર્થના સંબંધમા આવા ત્રણ વરદાનો આપ્યાં [૬] 'આજ દિવસથી આરંભી જે કોઈ મનુષ્ય આ તીર્થમાં સ્નાન કરશે, તેને અશ્વમેધ યજ્ઞનુ પુષ્કળ ફળ પ્રાપ્ત થશે [૭] બીજું, આજથી આરંભીને અહીં સર્પ તરફથી કોઈને પણ ભય રહેશે નહિ ત્રીજું, અલ્પકાળ પણ આ તીર્થમા વસવાથી મનુષ્યને પુષ્કળ ફળ પ્રાપ્ત થશે [૮] આમ કહીને મહા તેજસ્વી એવા તે મુનિ સ્વર્ગે ગયા હતા હે મહારાજ! પ્રતાપી ભગવાન આર્ષ્ટિષેણ આ રીતે તે તીર્થમા સિદ્ધ થયા હતા.[૯] હે મહારાજ! તે જ પ્રમાણે પ્રતાપી સિંધુદ્વીપ અને દેવાપિ પણ એ જ તીર્થમા મોટું બ્રાહ્મણપણું પામ્યા હતા.[૧૦] વળી હે તાત! નિત્ય તપોનિષ્ઠ અને જિતેંદ્રિય એવા કૌશિક ગોત્રવાળા ઋષિ વિશ્વામિત્ર પણ અતિ-મહાન તપ તપીને તે જ સ્થળે બ્રહ્મર્ષિપદને પામ્યા હતા [૧૧] હે રાજન્! પૂર્વે આ પૃથ્વી પર ગાધિ નામનો એક પ્રખ્યાત ક્ષત્રિય રાજા રાજ્ય કરતો હતો તેને ત્યા વિશ્વામિત્ર નામનો એક પ્રતાપી પુત્ર થયો હતો [૧૨] કૌશિકગોત્રનો તે ગાધિરાજા પણ મહાયોગી પુરુષ હતો તે મહાતપસ્વી ગાધિરાજાએ પોતાના પુત્રનો રાજ્યાભિષેક કર્યો અને પોતે દેહનો ત્યાગ કરવા મનમા વિચાર કર્યો એટલે સર્વ પ્રજાઓએ પ્રણામ કરીને તેને કહ્યુ 'હે મહાબુદ્ધિમાન રાજા! આમ ચાલ્યા જવું તે તમને યોગ્ય નથી, માટે તમે મહાભયથી અમારું રક્ષણ કરો [૧૩,૧૪] પ્રજાજનોએ આ પ્રમાણે કહ્યું, એટલે ગાધિરાજાએ પ્રત્યુત્તર આપ્યો 'મારો

પુત્ર જ હવે આ સમગ્ર જગતનું રક્ષણ કરશે.'[૧૫] હે રાજન્! આમ કહીને ગાધિરાજાએ વિશ્વામિત્રનો રાજ્યાભિષેક કર્યો અને પોતે સ્વર્ગમાં પ્રયાણ કર્યું. આ પ્રમાણે વિશ્વામિત્ર રાજા થયા. ઘણો ઘણો પ્રયત્ન કરવા છતાં તે રાજા પૃથ્વીનું રક્ષણ કરી શક્યા નહિ. એવામાં તેમને રાક્ષસો તરફનો મહાન ભય સાંભળવામાં આવ્યો. એટલે તે ચતુરંગી સૈન્યને સાથે લઈ નગરમાંથી બહાર નીકળી ગયા અને કેટલોએક દૂર માર્ગ કાપ્યા પછી વસિષ્ઠઋષિના આશ્રમમાં જઈ ચઢ્યા. હે રાજન્! તે આશ્રમમાં વિશ્વામિત્રના સૈનિકોએ વસિષ્ઠની ગેરહાજરીમાં ઘણો મોટો અત્યાચાર કરી મૂક્યો; પરંતુ તે જ સમયે મહર્ષિ ભગવાન વસિષ્ઠ આશ્રમમાં આવી પહોંચ્યા. તેમણે પોતાના સર્વ મહાવનમાં ભાંગફોડ થતી જોઈ; એટલે હે મહારાજ! મુનિશ્રેષ્ઠ વસિષ્ઠને ક્રોધ ચઢ્યો.[૧૬-૨૦] તેમણે પોતાની કામધેનુ ગાયને કહ્યું: 'તમે ભિલ્લ જાતિના ઘોર સૈનિકો ઉત્પન્ન કરો.' વસિષ્ઠે આ પ્રમાણે કહ્યું, એટલે તે કામધેનુએ ઘોર દેખાવના અનેક પુરુષોને ઉત્પન્ન કર્યા. તે પુરુષોએ વિશ્વામિત્રના સૈન્યને સર્વ દિશાઓમાં હાંકી કાઢ્યું. આ રીતે સૈન્યને નાસી ગયેલું સાંભળીને ગાધિપુત્ર વિશ્વામિત્રે તપને જ સર્વોત્કૃષ્ટ માન્યું અને પોતે પણ તપ કરવાનો જ મનમાં નિશ્ચય કર્યો. હે રાજન્! પછી તેમણે સરસ્વતીના એ મહાન તીર્થમાં ચિત્તને એકાગ્ર કરી નિયમ, ઉપવાસ આદિ તપશ્ચરણ દ્વારા પોતાના શરીરને ખૂબ કષ્ટ આપવા માંડ્યું. કોઈ દિવસે તેમણે કેવળ જળનો જ આહાર કરવા માંડ્યો, કોઈ દિવસે કેવળ વાયુનું જ ભક્ષણ કરવા માંડ્યું અને કોઈ દિવસે કેવળ પાંદડાંનો જ આહાર લેવા માંડ્યો.[૨૧-૨૪] વળી તેમણે કેવળ ભૂમિ પર જ શયન કરવા માંડ્યું અને બીજા અનેક ભિન્ન ભિન્ન નિયમો ધારણ કર્યા. વિશ્વામિત્રની આવી ઘોર તપશ્ચર્યા જોઈ દેવો પણ તેમના વ્રતમાં વિઘ્ન નાખવા લાગ્યા.[૨૫] પરંતુ એ મહાત્માની બુદ્ધિ નિયમોથી જરા પણ ચલાયમાન થઈ ન હતી. આવા પરમ યત્નપૂર્વક તેમણે અનેક પ્રકારનું તપ કરવા માંડ્યું હતું.[૨૬] તેથી તે ગાધિપુત્ર તેજમાં સૂર્ય સમાન થઈ ગયા હતા. પછી વર આપનારા પિતામહ બ્રહ્મદેવ તપમાં એકનિષ્ઠ બનેલા એ વિશ્વામિત્ર પર પ્રસન્ન થયા અને તેમને ઇષ્ટ વર માગવા માટે કહેવા લાગ્યા. એટલે હે રાજન્! વિશ્વામિત્રે પણ 'હું બ્રાહ્મણ થાઉં' એવો વર માગ્યો. ત્યાં સર્વ લોકના પિતામહ બ્રહ્મા પણ 'તથાસ્તુ' કહીને અંતર્હિત થયા. આ રીતે મહાયશસ્વી વિશ્વામિત્રે એ તીર્થમાં ઉગ્ર તપશ્ચર્યા કરીને બ્રાહ્મણપણું મેળવ્યું હતું અને તે પોતાની મનઃકામના સંપૂર્ણ કરી દેવની પેઠે સમગ્ર પૃથ્વી પર વિચરતા હતા. બળદેવે પણ એ મહાન તીર્થમાં અનેક પ્રકારનાં દ્રવ્યોનું દાન દીધું હતું. હે રાજા! તેમણે હર્ષપૂર્વક ઉત્તમ બ્રાહ્મણોની પૂજા કરી અને તેમને દૂઝણી ગાયો, વાહનો, શયનો, વસ્ત્રો, અલંકારો, ભક્ષ્ય તથા સુંદર પેય પદાર્થો દાનમાં આપ્યા. તે પછી હે રાજન્! બળદેવ સમીપમાં આવેલા બકમુનિના આશ્રમમાં ગયા હતા. તે આશ્રમમાં દાલ્ભ્ય ગોત્રના બકમુનિએ તીવ્ર તપ કર્યું હતું, એમ પરંપરાથી અમે સાંભળ્યું છે.[૨૭-૩૨]

ઇતિ શ્રીમહાભારતમાં શલ્યપર્વાંતર્ગત ગદાયુદ્ધપર્વમાં 'બળદેવની તીર્થયાત્રા' નામનો અધ્યાય ૪૦મો સમાપ્ત

# અધ્યાય ૪૧ મો

## બળદેવની તીર્થયાત્રા—બકમુનિનું ચરિત્ર

॥ वैशंपायन उवाच ॥

ब्रह्मयोनेरवाकीर्णं जगाम यदुनंदनः ।
यत्र दाल्भ्यो बको राजन्नाश्रमस्थो महातपाः ॥

વૈશંપાયન બોલ્યા: હે જનમેજયરાજ! યદુનંદન બળદેવ વિશ્વામિત્ર આદિને બ્રાહ્મણપણું

ઉત્પન્ન કરનારા એ તીર્થમાં થઈને 'અવાકીર્ણ' નામના તીર્થમાં ગયા હતા. ત્યાં આશ્રમ બાંધીને રહેલા, મહાતપસ્વી અને દાલ્ભ્ય ગોત્રના બકમુનિએ વિચિત્રવીર્યના પુત્ર ધૃતરાષ્ટ્રરાજના રાજ્યનો નાશ કરવા માટે માંસનો હોમ કર્યો હતો. વળી ત્યાં મહાન ક્રોધાવેશમાં આવી જઈ તે પ્રતાપી અને ધર્માત્મા મુનિએ મહાઘોર તપ કરીને પોતાના શરીરનું કર્પણ કર્યું હતું. પૂર્વે નૈમિષારણ્યમાં વસનારા ઋષિઓનો બાર વર્ષપર્યંત ચાલનારો મહાન યજ્ઞ ચાલતો હતો. તે યજ્ઞની જ્યારે પૂર્ણાહુતિ થવા આવી, ત્યારે સર્વ ઋષિઓ જગતનો વિજય કરનારા પાંચાલવંશના ક્ષત્રિયો પાસે ગયા. ત્યાં તે મહામનસ્વી ઋષિઓએ તે રાજાની પાસે દક્ષિણા માટે બળવાન અને નીરોગી એવા એકવીસ નાના નાના વાછરડાઓની યાચના કરી. (એટલે તુરત જ તે ઋષિઓને એકવીસ વાછરડાઓ દક્ષિણા તરીકે આપવામાં આવ્યા. તે વાછરડાઓ લઈને ઋષિઓ નૈમિષારણ્યમાં આવ્યા અને તેઓમાંથી ભાગે પડતા લઈ લેવા માટે તેમણે બકમુનિને કહ્યું.) એટલે દાલ્ભ્યગોત્રના બકમુનિ તે ઋષિઓને કહેવા લાગ્યા : 'તમે બધા જ આ પશુઓને વહેંચી લો.[૧-૫] હું આ પશુઓને લઈશ નહિ. હું તો કોઈ બીજા મહાન રાજા પાસેથી પશુઓ માગી લાવીશ.' હે રાજા ! સર્વ ઋષિઓને આ પ્રમાણે કહીને બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ એવા તે પ્રતાપી બકમુનિ ધૃતરાષ્ટ્રરાજાના રાજમહેલ તરફ ચાલી નીકળ્યા. ત્યાં છેક ધૃતરાષ્ટ્રરાજાની પાસે જઈને દાલ્ભ્યગોત્રી બકમુનિએ તેની પાસે પશુઓની યાચના કરી; પરંતુ તે જ સમયે એવું બન્યું કે, દૈવયોગે ધૃતરાષ્ટ્રરાજાની કેટલીક ગાયો મરણ પામી ગઈ. તે જોઈને મહારાજા ધૃતરાષ્ટ્રે રોષથી બકમુનિને કહ્યું: 'હે બ્રહ્મબંધુ ! તારી જો ઇચ્છા હોય તો આ મરેલી ગાયોને તું જલદી લઈ જા.' રાજાનું આવું તિરસ્કારયુક્ત વચન સાંભળી ધર્મવેત્તા બકઋષિ મનમાં વિચાર કરવા લાગ્યા : 'અરેરે ! આ રાજાએ સભાની વચ્ચે મને ક્રૂર વાક્યો કહ્યાં !' એક મુહૂર્તભર મનમાં આવો વિચાર કરીને બ્રાહ્મણોત્તમ બકમુનિ રોષે ભરાયા. તેમણે ધૃતરાષ્ટ્રરાજાનો વિનાશ કરવા માટે મનમાં નિશ્ચય કર્યો. તુરત જ તે મુનિવર એ મરેલી ગાયો લઈને રાજાના મહેલમાંથી નીકળી ગયા અને સરસ્વતીના અવાકીર્ણ તીર્થમાં આવ્યા. ત્યાં તેમણે અગ્નિ પ્રજ્વલિત કર્યો અને ધૃતરાષ્ટ્રરાજાના રાજ્યનો વિનાશ કરવા માટે તેમાં મરેલી ગાયોનું માંસ કાપી કાપીને હોમવા માંડ્યું.[૬-૧૨] આમ હે મહારાજ ! મહાતપસ્વી દાલ્ભ્યગોત્રી બકમુનિ કેટલાએક ઉત્તમ નિયમો પાળીને મરેલી ગાયોના તે માંસ વડે ધૃતરાષ્ટ્રરાજાના રાજ્યનો જ અગ્નિમાં હોમ કરી રહ્યા હતા.[૧૩] હે રાજા ! અતિદારુણ એવો તે યજ્ઞ વિધિપૂર્વક જેમ જેમ આગળ વધ્યો, તેમ તેમ ધૃતરાષ્ટ્રરાજાના રાજ્યનો પણ ક્ષય થવા લાગ્યો.[૧૪] હે રાજા ! ફરસી વડે જેમ કોઈ મોટા વનને કાપી નાખવામાં આવે, તેમ રાજા ધૃતરાષ્ટ્રનું રાજ્ય તે યજ્ઞથી પ્રતિદિન ક્ષીણ થવા લાગ્યું.[૧૫] આખું રાષ્ટ્ર આપત્તિમાં આવી પડ્યું, છિન્નભિન્ન થઈ ગયું અને ભાન વિનાનું થઈ ગયું. હે રાજન્ ! પોતાના રાજ્યની આવી સ્થિતિ જોઈને રાજા ધૃતરાષ્ટ્ર મનમાં અત્યંત દુઃખી થયો અને તે સંબંધમાં ઘણા ઘણા વિચારો કરવા લાગ્યો. પછી તે રાજાએ બ્રાહ્મણોની સાથમાં રહી દેશને દુઃખમાંથી છોડાવવા માટે યત્ન કરવા માંડ્યો.[૧૬,૧૭] પરંતુ તે કોઈ રીતે દેશનું કલ્યાણ કરી શકયો નહિ અને ઊલટો તેના દેશનો નાશ જ થવા લાગ્યો. આ રીતે હે નિષ્પાપ જનમેજયરાજા ! ધૃતરાષ્ટ્ર અને દેશનો ઉદ્ધાર કરવા જોડાયેલા કેટલાએક બ્રાહ્મણો જ્યારે રાષ્ટ્રને

દુઃખમાંથી છોડાવવા માટે સમર્થ થયા નહિ અને તેઓ ખિન્ન થઈ ગયા, ત્યારે બધાએ એકઠા મળીને પ્રશ્ન જોનારા જોશીઓને તેના સંબંધમાં પ્રશ્ન પૂછ્યો.[૧૮,૧૯] એટલે તુરત જ તે જોશીઓએ કહ્યું: 'હે રાજન્! તમારી પાસે પશુઓની યાચના કરવા આવેલા જે બકમુનિનો તમે તિરસ્કાર કર્યો છે, તે પોતે જ માંસો કાપી કાપીને તમારા રાષ્ટ્રનો અગ્નિમાં હોમ કરી રહ્યા છે. સરસ્વતીના તટ પર આવેલા અવાકીર્ણ તીર્થમાં તે મુનિએ તપશ્ચર્યા આરંભી છે અને હવનહોમ ચલાવ્યો છે; તેથી તમારા રાષ્ટ્રનો આ મહાન ક્ષય થઈ રહ્યો છે, માટે ત્યાં જઈને તેમને પ્રસન્ન કરો.' હે ભરતશ્રેષ્ઠ! તે સાંભળીને તુરત જ રાજા ધૃતરાષ્ટ્ર સરસ્વતીના તટ પર ગયો. ત્યાં જઈને મસ્તક નમાવી પૃથ્વી પર દંડવત્ કરીને તે બે હાથ જોડી આ પ્રમાણે બોલ્યો: 'હે ભગવન્! મારો અપરાધ ક્ષમા કરો. હું આપને પ્રસન્ન કરું છું. તમે જ મારા આધારભૂત છો અને નાથ છો. માટે દીન, લોભી અને મૂર્ખાઈથી બેભાન થયેલા મારા પર કૃપા કરવા તમે યોગ્ય છો.'[૨૦–૨૪] આમ શોકાકુળ થઈને વિલાપ કરતા રાજા ધૃતરાષ્ટ્રને જોઈને બકમુનિને તેના પર દયા આવી ગઈ અને તેના રાજ્યને દુઃખથી મુક્ત કર્યું.[૨૫] પછી ક્રોધનો ત્યાગ કરી પ્રસન્ન થયેલા તે ઋષિએ તેના રાજ્યને દુઃખમાંથી છોડાવવા માટે પુનઃ કેટલીએક આહુતિઓ આપી અગ્નિમાં હોમ કર્યો.[૨૬] તે હોમ દ્વારા રાષ્ટ્રને દુઃખથી મુક્ત કરીને તથા તેની પાસેથી અનેક પશુઓ લઈને મનમાં પ્રસન્ન થયેલા એ બકમુનિ પુનઃ નૈમિષારણ્ય તરફ જ ચાલ્યા ગયા.[૨૭] પછી હે રાજા! મોટા મનનો ધર્માત્મા ધૃતરાષ્ટ્રરાજા પણ શાંતચિત્ત થઈને મોટી ઋદ્ધિવાળા પોતાના નગર તરફ જ પાછો ફર્યો. હે મહારાજ! પૂર્વે તે તીર્થમાં ઉદાર બુદ્ધિવાળા બૃહસ્પતિએ અસુરોનો વિનાશ કરવા માટે તથા દેવોનું કલ્યાણ કરવા માટે માંસનો હોમ કર્યો હતો તેથી અસુરો ક્ષય પામ્યા હતા અને દેવતાઓએ વિજય મેળવીને અસુરોને યુદ્ધમાંથી નસાડ્યા હતા.[૨૮–૩૦]

મહાયશસ્વી બળદેવે તે તીર્થમાં પણ બ્રાહ્મણોને ઘોડા, હાથી, ખચ્ચર જાતિની ઘોડીઓ, રથો, મહાકિંમતી રત્નો તથા પુષ્કળ ધનધાન્ય દાનમાં આપ્યું હતું. પછી હે રાજા! મહાબાહુ બળદેવ યાયાત નામના તીર્થમાં ગયા હતા. હે મહારાજ! તે તીર્થમાં મહાત્મા નહુષપુત્ર યયાતિરાજના યજ્ઞમાં સરસ્વતી નદી ઘી અને દૂધના પ્રવાહોને વહેતી હતી.[૩૧–૩૩] પુરુષવ્યાઘ્ર રાજા યયાતિ તે તીર્થમાં હર્ષપૂર્વક યજન કરીને સ્વર્ગલોકમાં ગયો હતો અને બીજા પુષ્કળ દિવ્ય લોકોને પામ્યો હતો.[૩૪] વળી સમર્થ યયાતિરાજ જ્યારે પરમાત્માને વિષે સનાતન ભક્તિ કરીને તથા મોટી ઉદારતા દર્શાવીને તે તીર્થમાં યજ્ઞ કરતો હતો, ત્યારે મહાનદી સરસ્વતી તેના યજ્ઞમાં આવેલા હરકોઈ બ્રાહ્મણને તેના મનમાન્યા પદાર્થો પૂરા પાડતી હતી. વળી તે સર્વ બ્રાહ્મણોને ગૃહ, શયન, છ રસવાળું ભોજન અને બીજું અનેક પ્રકારનું દાન આપતી હતી. બ્રાહ્મણો તો એમ જ માનતા હતા કે, આ સર્વ ઉત્તમોત્તમ સામગ્રી રાજા તરફથી જ તૈયાર કરવામાં આવે છે, તેથી તેઓ પ્રસન્નતાપૂર્વક શુભ આશિષો આપીને રાજાની જ સ્તુતિ કરતા હતા.[૩૫–૩૮] તે વેળા યયાતિરાજાના યજ્ઞની સંપત્તિથી દેવો અને ગંધર્વો ખુશખુશાલ થઈ ગયા હતા અને મનુષ્યો તો તે સંપત્તિ જોઈને વિસ્મય જ પામી ગયા હતા.[૩૯] હવે ધર્મના મોટા ધ્વજરૂપ, તાલવૃક્ષના ચિહ્નવાળી ધજાવાળા, નિત્ય નિત્ય મોટાં મોટાં દાનો આપનારા, ઇંદ્રિયોને જીતનારા તથા કૃતકૃત્ય બનેલા મહાત્મા બળદેવ

આ યાયાત નામના તીર્થમાંથી નીકળીને મહા-ભયંકર વેગવાળા 'વસિષ્ઠાપવાહ' તીર્થ તરફ ગયા હતા.[૪૦]

ઇતિ શ્રીમહાભારતમાં શલ્યપર્વાંતર્ગત ગદાયુદ્ધપર્વમાં 'બળદેવની તીર્થયાત્રામાં સારસ્વત ઉપાખ્યાન' નામનો અધ્યાય ૪૧ મો સમાપ્ત

## અધ્યાય ૪૨ મો

### બળદેવની તીર્થયાત્રા–'વસિષ્ઠા-પવાહ' તીર્થ

॥ जनमेजय उवाच ॥

**वसिष्ठस्यापवाहोऽसौ भीमवेगः कथं नु सः ।**
**किमर्थं च सरिच्छ्रेष्ठा तमृषिं प्रत्यवाहयत् ॥ १ ॥**

જનમેજય બોલ્યા : હે વૈશંપાયન મુનિ! એ વસિષ્ઠાપવાહ તીર્થ ભયંકર વેગવાળું શાથી થયું ? મહાનદી સરસ્વતી વસિષ્ઠઋષિને શા માટે તાણી ગઈ હતી ? શા માટે વસિષ્ઠને તથા વિશ્વામિત્રને અન્યોન્ય વેર થયું હતું અને તેમાં કારણ શું હતું ? હે મહાબુદ્ધિમાન પ્રભુ! તે મને કહો. તમારી કથા સાંભળીને હું તૃપ્ત જ થતો નથી.[૧,૨]

વૈશંપાયન બોલ્યા : હે ભારત ! હે રાજન્! વિશ્વામિત્રને તથા બ્રહ્મર્ષિ વસિષ્ઠને અન્યોન્ય અતિ મહાન વેર ઊભું થયું હતું અને તેમાં કારણભૂત એકબીજાના તપની સ્પર્ધા જ હતી.[૩] વસિષ્ઠઋષિનો મહાન આશ્રમ સ્થાણુતીર્થમાં હતો અને બુદ્ધિમાન વિશ્વામિત્રનો આશ્રમ વસિષ્ઠના આશ્રમથી પૂર્વમાં છેક પાસે જ હતો. હે મહારાજ ! જ્યાં ભગવાન શંકરે પરમ તપ કર્યું હતું, ત્યાં એ વિશ્વામિત્રે મહાઘોર કર્મ કર્યું હતું, એમ વિદ્વાનો કહે છે.[૪,૫] ત્યાં ભગવાન શંકરે સરસ્વતી નદીનું પૂજન કરી યજ્ઞો કર્યા હતા અને 'સ્થાણુતીર્થ' નામનું તીર્થ સ્થાપ્યું હતું.[૬] તે પ્રદેશ પર આવેલા એ તીર્થમાં દેવોએ અસુરોનો નાશ કરનારા કાર્તિકસ્વામીનો સેનાપતિપદે અભિષેક કર્યો હતો.[૭] સરસ્વતીના તટ પર આવેલા એ સ્થાણુતીર્થમાં મહામુનિ વિશ્વામિત્રે ઉગ્ર તપશ્ચર્યા કરીને વસિષ્ઠઋષિને સરસ્વતીના પ્રવાહમાં તણાવ્યા હતા. તે કથા હું તમને કહું છું, સાંભળો.[૮] હે ભારત ! વિશ્વામિત્ર અને વસિષ્ઠ એ બન્ને તપોધનો પ્રતિદિન તપ માટે તીવ્ર સ્પર્ધા કરતા હતા.[૯] તેમાં પણ મહામુનિ વિશ્વામિત્ર વસિષ્ઠનું તપસંબંધી તેજ જોઈ ને અધિક સંતાપ કરતા અને ચિંતામાં પડી જતા હતા.[૧૦] હે ભારત! એક દિવસ નિત્ય ધર્મપરાયણ રહેનારા વિશ્વામિત્રને આવી બુદ્ધિ સૂઝી કે, 'આ સરસ્વતી નદી જો તપસ્વીશ્રેષ્ઠ તપોધન વસિષ્ઠને મારી પાસે એકદમ ખેંચી લાવશે, તો હું એ દ્વિજવરને અહીં જ મારી નાખીશ, એમાં સંશય નથી.'[૧૧,૧૨] મહામુનિ ભગવાન વિશ્વામિત્રે આવો મનમાં નિશ્ચય કર્યો અને ક્રોધથી લાલચોળ નેત્રોવાળા થઈ ને એમણે મહાનદી સરસ્વતીનું સ્મરણ કર્યું.[૧૩] મુનિએ પોતાનું ધ્યાન કર્યું છે, એમ જાણીને શુદ્ધાત્મા સરસ્વતી એકદમ વ્યાકુળ થઈ ગઈ; કારણ કે તેના જાણવામાં જ હતું કે, વિશ્વામિત્ર મહાવીર્યવાન અને મહાક્રોધી છે.[૧૪,૧૫] પછી જેનો વીર પતિ મરણ પામ્યો હોય તેવી સ્ત્રીની પેઠે અત્યંત દુઃખી થયેલી તે સરસ્વતી નિસ્તેજ અને કંપાયમાન થઈને બે હાથ જોડી મહામુનિ વિશ્વામિત્ર પાસે આવી અને બોલી : 'કહો, હું આપનું કયું કાર્ય કરું ?'[૧૬] એટલે ક્રોધાયમાન થયેલા મુનિએ તેને કહ્યું : 'વસિષ્ઠને જલદી મારી પાસે લાવ, એટલે આજે જ હું તેને મારી નાખું.' તે સાંભળી કમળ સમાન નેત્રવાળી સરસ્વતી તો ગભરાટમાં જ પડી ગઈ. ત્યાં હાથ જોડીને ઊભી રહેલી તે નદી વાયુના ઝપાટામાં આવેલી લતાની પેઠે ભયની મારી અત્યંત ધ્રૂજવા લાગી.[૧૭,૧૮] સરસ્વતીનું આવું સ્વરૂપ જોઈને મુનિએ તેને પુનઃ કહ્યું : 'વિચાર કર્યા વિના તું વસિષ્ઠને મારી પાસે ખેંચી

લાવ.[૧૯] મુનિનું આ વચન સાંભળી તથા તેના પાપી કર્તવ્યનો વિચાર કરી, પૃથ્વીમાં અપ્રતિમ ગણાતા વસિષ્ઠના પ્રભાવને જાણનારી તે સરસ્વતી વસિષ્ઠની પાસે ગઈ. ત્યાં તેણે બુદ્ધિમાન વિશ્વામિત્રે પોતાને જ આજ્ઞા આપી હતી તે સર્વ વાત તેમને જણાવી.[૨૦,૨૧] એ સમયે સરસ્વતી બન્ને ઋષિઓના શાપના ભયથી અત્યંત ધ્રૂજી રહી હતી. હે રાજા! વિશ્વામિત્રના મહાન શાપનો વિચાર કરીને ત્રાસ પામી ગયેલી તથા કૃશ, નિસ્તેજ અને ચિંતાતુર બની ગયેલી તે સરસ્વતીને જોઈને મનુષ્યશ્રેષ્ઠ ધર્માત્મા વસિષ્ઠ આ પ્રમાણે બોલ્યા.[૨૨,૨૩]

વસિષ્ઠ બોલ્યા ઓ મહાનદી! તું તારું પોતાનું જ રક્ષણ કર અને મને સત્વર ત્યાં ખેંચી જા, કારણ કે જો તુ એમ નહિ કરે તો વિશ્વામિત્ર તને શાપ આપશે. માટે તું વિચાર ન કર.[૨૪] હે કુરુવંશી! દયાશીલ વસિષ્ઠનું એ વચન સાંભળી સરસ્વતી વિચારમાં પડી ગઈ કે, હવે શુ કરવાથી પુણ્યકર્મ થાય ?[૨૫] આમ વિચાર કરતાં તેણે નિશ્ચય કર્યો કે, 'આ વસિષ્ઠે મારા પર અત્યંત દયા કરી છે, માટે તેમનું જ મારે નિત્ય હિત કરવું જોઈએ.'[૨૬] હવે હે રાજા! પોતાના તીર પર જપ તથા હવનહોમ કરતા મહર્ષિ વિશ્વામિત્રને જોઈને સરસ્વતીએ જાણ્યું કે, 'આ સમયે વસિષ્ઠને ખેંચી જવા તે જ યોગ્ય છે.' આમ જાણીને મહાનદી સરસ્વતી પોતાનો વેગ વધારીને જે તીર પર વસિષ્ઠ બેઠા હતા તે તીરને ખેચી જવા લાગી, એટલે વસિષ્ઠ પણ તેની સાથે તણાયા. હે રાજા! વસિષ્ઠ જ્યારે પાણીના પ્રવાહમાં તણાયા, ત્યારે તેમણે સરસ્વતીની આ પ્રમાણે સ્તુતિ કરી હતી: 'હે સરસ્વતી! તમે પિતામહના સરોવરમાંથી નીકળીને આ જગતમાં વહી રહ્યાં છો, તમારાં પવિત્ર જળથી આ સર્વ જગત વ્યાપ્ત થયું છે.[૨૭-૩૦] હે દેવી! તમે જ આકાશમાં વહીને મેઘમંડળોને જળપ્રદાન કરો છો, તમે જ સર્વ જળસ્વરૂપ છો અને અનાવૃષ્ટિ આદિ કારણોથી ઋષિઓ જ્યારે વિનાશ પામે છે, ત્યારે તમારી પાસેથી જ અમે વેદાધ્યયન કરીએ છીએ. તમે જ પુષ્ટિ, દ્યુતિ, કીર્તિ, સિદ્ધિ, બુદ્ધિ, ઉમા, વાણી અને સ્વાહાસ્વરૂપ છો. આ સર્વ જગત તમારે જ અધીન છે.[૩૧,૩૨] તમે જ સર્વ ભૂતો વિષે સૂક્ષ્મા, મધ્યમા, વૈખરી અને પશ્યંતી આમ ચાર પ્રકારે વસો છો.' હે રાજા! મહર્ષિ વસિષ્ઠ આ પ્રમાણે સ્તુતિ કરતા હતા, ત્યારે સરસ્વતી તેમને વિશ્વામિત્રના આશ્રમ તરફ તાણી જતી હતી. તેણે છેક આશ્રમની પાસે જઈને વિશ્વામિત્રને વસિષ્ઠને ખેંચી લાવ્યાની વાત વારંવાર જણાવી હતી. આમ સરસ્વતીએ ખેચી આણેલા વસિષ્ઠને જોઈને કોપાયમાન થયેલા વિશ્વામિત્રે વસિષ્ઠનો નાશ કરે એવું કોઈ અસ્ત્ર શોધવા માંડ્યું.[૩૩-૩૫] પરંતુ સરસ્વતી નદી તેમને ક્રોધાયમાન થયેલા જોઈને બ્રહ્મહત્યાના ભયથી, વસિષ્ઠને પૂર્વ દિશા તરફ એકદમ ખેચી જવા લાગી. આમ બન્નેનાં વાક્યોનું માન જાળવી તેણે વિશ્વામિત્રને છેતર્યા. આ રીતે મહર્ષિ વસિષ્ઠને ખેંચાઈ ગયેલા જોઈને દુઃખ અને ક્રોધને લીધે અમર્ષમાં આવી ગયેલા વિશ્વામિત્રે સરસ્વતીને કહ્યું: 'ઓ કલ્યાણી! હે મહાનદી સરસ્વતી! તું મને છેતરીને અહીંથી પાછી ફરી, માટે જા તું રાક્ષસોને પ્રિય એવા રુધિરપ્રવાહને વહે.' બુદ્ધિમાન વિશ્વામિત્રે સરસ્વતીને આવો શાપ આપ્યો ત્યારથી તે એક વર્ષ સુધી રુધિરમિશ્ર જળને વહેતી હતી. તે વેળા ઋષિઓ, દેવો, ગંધર્વો અને અપ્સરાઓ સરસ્વતીને રુધિરના પ્રવાહવાળી જોઈને અત્યંત દુખી થયાં હતાં. હે રાજા! આ પ્રમાણે 'વસિષ્ઠાપવાહ' નામનું તીર્થ લોકમાં પ્રસિદ્ધ થયું છે અને તે

તીર્થમાં મહાનદી સરસ્વતી પુનઃ પોતાના માર્ગમાં જ વહી રહી છે.[૩૯–૪૧]

ઇતિ શ્રીમહાભારતમાં શલ્યપર્વાંતર્ગત ગદાયુદ્ધપર્વમાં 'બલદેવની તીર્થયાત્રામાં સારસ્વતોપાખ્યાન' નામનો અધ્યાય ૪૨ મો સમાપ્ત

## अध्याय ४३ मो

### બળદેવની તીર્થયાત્રા–સરસ્વતી–સ્વરૂપ અરુણા નદી

॥ वैशंपायन उवाच ॥

**सा शप्ता तेन क्रुद्धेन विश्वामित्रेण धीमता ।**
**तस्मिँस्तीर्थवरे शुभ्रे शोणितं समुपावहत् ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા: હે જનમેજયરાજા! બુદ્ધિમાન વિશ્વામિત્રે ક્રોધાયમાન થઈને સરસ્વતીને શાપ આપ્યો, એટલે એ ઉજ્જવળ મહાતીર્થમાં તે રુધિરના પ્રવાહને વહેવા લાગી.[૧] હે ભારત! તે પછી તે સ્થળે અનેક રાક્ષસો આવી વસ્યા અને તે રુધિરનું પાન કરી અત્યંત તૃપ્ત થઈ સુખી થયા. તેઓ સ્વર્ગને જાણે જીતી લીધું હોય તેમ સંતાપરહિત થઈ ત્યાં નાચવા લાગ્યા અને હસવા લાગ્યા. હે મહીપતિ! કેટલોક સમય વીત્યા પછી મહાતપોધન ઋષિઓ સરસ્વતીના તટ પર આવેલાં તીર્થોમાં યાત્રા કરવા નીકળી પડ્યા.[૨–૪] તપમાં લુબ્ધ અને શાસ્ત્રકુશળ એવા તે મહામુનિઓ તે તે સર્વ તીર્થોમાં સ્નાન કરી પરમ પ્રસન્ન થયા. પછી તે મહાભાગ્યશાળી મુનિઓ જે સ્થળે રુધિરને વહેતું દારુણતીર્થ આવેલું હતું, તે સ્થળે આવી પહોંચ્યા. હે મહારાજ! તે સ્થળે સરસ્વતીના જળને રુધિરથી મિશ્ર થયેલું જોઈને અને ઘણા એકઠા મળેલા રાક્ષસોથી તે રુધિરને પિવાતું જોઈને તીક્ષ્ણ વ્રતને ધારણ કરનારા તે મુનિઓ સરસ્વતીનું રક્ષણ કરવા માટે પરમ યત્ન કરવા લાગ્યા.[૫–૮] તે મહાવ્રતનિષ્ઠ મહાભાગોએ મહાનદી સરસ્વતીને બોલાવીને આ પ્રમાણે કહ્યું: હે કલ્યાણી! તમારો આ ધરો શા કારણથી આવી આકુળ દશાને પામ્યો છે તે કહો. અમે તમારી પાસેથી તે કારણ જાણીને યથાયોગ્ય ઉપાય કરવાનો નિશ્ચય કરીશું.[૯,૧૦] તે સાંભળી સરસ્વતીએ ધ્રૂજતાં ધ્રૂજતાં તે સર્વ વૃત્તાંત ઋષિઓને જણાવ્યો. એટલે તે તપોધન ઋષિઓ તેને આવી દુઃખી જોઈને બોલી ઊઠ્યા: 'હે નિર્દોષ દેવી! તમને જે કારણથી શાપ થયો છે, તે કારણ અમે સાંભળ્યું તથા શાપ પણ અમારા જાણવામાં આવ્યો. હવે અમે બધા તપોધનો તેને માટે યથાયોગ્ય ઉપાય કરીશું.' મહાનદી સરસ્વતીને આમ કહીને તે સર્વ બ્રાહ્મણો માંહોમાંહે કહેવા લાગ્યા: 'આપણે બધા એકત્ર થઈને આ સરસ્વતી નદીને શાપથી છોડાવીએ.' હે રાજા! તે પછી સર્વ બ્રાહ્મણોએ તપ, નિયમ, ઉપવાસ, અનેક પ્રકારના યમ તથા કષ્ટકારક વ્રતો કરીને પશુઓના પતિ જગતપતિ મહાદેવનું આરાધન કર્યું અને તેમની કૃપા સંપાદન કરીને મહાનદી સરસ્વતી દેવીને શાપથી છોડાવી. આ રીતે તે સર્વ બ્રાહ્મણોના પ્રભાવથી સરસ્વતી નદી મૂળ સ્વરૂપમાં આવી ગઈ. તેનું જળ પણ પૂર્વની પેઠે પ્રસન્ન થયું અને શાપમુક્ત થયેલી તે મહાનદી પૂર્વની પેઠે જ દીપી નીકળી. હે રાજન્! મુનિઓએ સરસ્વતીના જળને પૂર્વવત્ નિર્મળ કરેલું જોઈને ક્ષુધાથી પીડાતા સર્વ રાક્ષસો તે મુનિઓને જ શરણે ગયા અને હાથ જોડીને આ પ્રમાણે કહેવા લાગ્યા: 'હે દયાળુ મુનિઓ! અમે ભૂખ્યા થયા છીએ; તેથી તમે કરેલી સરસ્વતીની આ શાપમુક્તિ અમને ઇષ્ટ નથી. વળી અમે સનાતન ધર્મથી ભ્રષ્ટ થયા છીએ અને મૂળથી જ પાપકર્મી હોવા ઉપરાંત તમારી અકૃપાથી તથા પ્રાચીન દુષ્ટ કર્મથી અમારા પાપમાં વધારો જ થયા કરે છે. આથી અમે બ્રહ્મરાક્ષસ થયા છીએ. વૈશ્ય, શૂદ્ર તથા ક્ષત્રિય જાતિની

લાવ.[૧૯] મુનિનું આ વચન સાંભળી તથા તેના પાપી કર્તવ્યનો વિચાર કરી, પૃથ્વીમાં અપ્રતિમ ગણાતા વસિષ્ઠના પ્રભાવને જાણનારી તે સરસ્વતી વસિષ્ઠની પાસે ગઈ. ત્યાં તેણે બુદ્ધિમાન વિશ્વામિત્રે પોતાને જે આજ્ઞા આપી હતી તે સર્વ વાત તેમને જણાવી.[૨૦,૨૧] એ સમયે સરસ્વતી બન્ને ઋષિઓના શાપના ભયથી અત્યંત ધ્રૂજી રહી હતી. હે રાજા! વિશ્વામિત્રના મહાન શાપનો વિચાર કરીને ત્રાસ પામી ગયેલી તથા કૃશ, નિસ્તેજ અને ચિંતાતુર બની ગયેલી તે સરસ્વતીને જોઈને મનુષ્યશ્રેષ્ઠ ધર્માત્મા વસિષ્ઠ આ પ્રમાણે બોલ્યા.[૨૨,૨૩]

વસિષ્ઠ બોલ્યા: એ મહાનદી! તું તારું પોતાનું જ રક્ષણ કર અને મને સત્વર ત્યાં ખેંચી જા, કારણ કે જો તુ એમ નહિ કરે તો વિશ્વામિત્ર તને શાપ આપશે. માટે તું વિચાર ન કર.[૨૪] હે કુરુવંશી! દયાશીલ વસિષ્ઠનું એ વચન સાંભળી સરસ્વતી વિચારમાં પડી ગઈ કે, હવે શું કરવાથી પુણ્યકર્મ થાય?[૨૫] આમ વિચાર કરતાં તેણે નિશ્ચય કર્યો કે, 'આ વસિષ્ઠે મારા પર અત્યંત દયા કરી છે, માટે તેમનું જ મારે નિત્ય હિત કરવું જોઈએ.'[૨૬] હવે હે રાજા! પોતાના તીર પર જપ તથા હવનહોમ કરતા મહર્ષિ વિશ્વામિત્રને જોઈને સરસ્વતીએ જાણ્યું કે, 'આ સમયે વસિષ્ઠને ખેંચી જવા તે જ યોગ્ય છે.' આમ જાણીને મહાનદી સરસ્વતી પોતાનો વેગ વધારીને જે તીર પર વસિષ્ઠ બેઠા હતા તે તીરને ખેંચી જવા લાગી, એટલે વસિષ્ઠ પણ તેની સાથે તણાયા. હે રાજા! વસિષ્ઠ જ્યારે પાણીના પ્રવાહમાં તણાયા, ત્યારે તેમણે સરસ્વતીની આ પ્રમાણે સ્તુતિ કરી હતી: 'હે સરસ્વતી! તમે પિતામહના સરોવરમાંથી નીકળીને આ જગતમાં વહી રહ્યાં છો, તમારાં પવિત્ર જળથી આ સર્વ જગત વ્યાપ્ત થયું છે.[૨૭-૩૦] હે દેવી! તમે જ આકાશમાં વહીને મેઘમંડળોને જળપ્રદાન કરો છો, તમે જ સર્વ જળસ્વરૂપ છો અને અનાવૃષ્ટિ આદિ કારણોથી ઋષિઓ જ્યારે વિનાશ પામે છે, ત્યારે તમારી પાસેથી જ અમે વેદાધ્યયન કરીએ છીએ. તમે જ પુષ્ટિ, ધ્રુતિ, કીર્તિ, સિદ્ધિ, બુદ્ધિ, ઉમા, વાણી અને સ્વાહાસ્વરૂપ છો. આ સર્વ જગત તમારે જ અધીન છે.[૩૧,૩૨] તમે જ સર્વ ભૂતો વિષે સૂક્ષ્મા, મધ્યમા, વૈખરી અને પશ્યંતી આમ ચાર પ્રકારે વસો છો.' હે રાજા! મહર્ષિ વસિષ્ઠ આ પ્રમાણે સ્તુતિ કરતા હતા, ત્યારે સરસ્વતી તેમને વિશ્વામિત્રના આશ્રમ તરફ તાણી જતી હતી. તેણે છેક આશ્રમની પાસે જઈને વિશ્વામિત્રને વસિષ્ઠને ખેંચી લાવ્યાની વાત વારંવાર જણાવી હતી. આમ સરસ્વતીએ ખેચી આણેલા વસિષ્ઠને જોઈને કોપાયમાન થયેલા વિશ્વામિત્રે વસિષ્ઠનો નાશ કરે એવું કોઈ અસ્ત્ર શોધવા માંડ્યું.[૩૩-૩૫] પરંતુ સરસ્વતી નદી તેમને ક્રોધાયમાન થયેલા જોઈને બ્રહ્મહત્યાના ભયથી, વસિષ્ઠને પૂર્વ દિશા તરફ એકદમ ખેંચી જવા લાગી. આમ બન્નેનાં વાક્યોનું માન જાળવી તેણે વિશ્વામિત્રને છેતર્યા. આ રીતે મહર્ષિ વસિષ્ઠને ખેંચાઈ ગયેલા જોઈને દુઃખ અને ક્રોધને લીધે અમર્ષમાં આવી ગયેલા વિશ્વામિત્રે સરસ્વતીને કહ્યું: 'એ કલ્યાણી! હે મહાનદી સરસ્વતી! તું મને છેતરીને અહીંથી પાછી ફરી, માટે જા તું રાક્ષસોને પ્રિય એવા રુધિરપ્રવાહને વહે.' બુદ્ધિમાન વિશ્વામિત્રે સરસ્વતીને આવો શાપ આપ્યો ત્યારથી તે એક વર્ષ સુધી રુધિરમિશ્ર જળને વહેતી હતી. તે વેળા ઋષિઓ, દેવો, ગંધર્વો અને અપ્સરાઓ સરસ્વતીને રુધિરના પ્રવાહવાળી જોઈને અત્યંત દુઃખી થયાં હતાં. હે રાજા! આ પ્રમાણે 'વસિષ્ઠાપવાહ' નામનું તીર્થ લોકમાં પ્રસિદ્ધ થયું છે અને તે

તીર્થમાં મહાનદી સરસ્વતી પુનઃ પોતાના માર્ગમાં જ વહી રહી છે.[૩૬-૪૧]

ઇતિ શ્રીમહાભારતમા શલ્યપર્વાતર્ગત ગદાયુદ્ધપર્વમા 'બળદેવની તીર્થયાત્રામા સારસ્વતોપાખ્યાન' નામનો અધ્યાય ૪૨ મો સમાપ્ત

## अध्याय ४३ मो

### બળદેવની તીર્થયાત્રા-સરસ્વતી-સ્વરૂપ અરુણા નદી

॥ वैशंपायन उवाच ॥

**सा शप्ता तेन क्रुद्धेन विश्वामित्रेण धीमता ।**
**तस्मिँस्तीर्थवरे शुभ्रे शोणितं समुपावहत् ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા: હે જનમેજયરાજા! બુદ્ધિમાન વિશ્વામિત્રે ક્રોધાયમાન થઈને સરસ્વતીને શાપ આપ્યો, એટલે એ ઉજ્જવળ મહાતીર્થમાં તે રુધિરના પ્રવાહને વહેવા લાગી.[૧] હે ભારત! તે પછી તે સ્થળે અનેક રાક્ષસો આવી વસ્યા અને તે રુધિરનું પાન કરી અત્યંત તૃપ્ત થઈ સુખી થયા. તેઓ સ્વર્ગને જાણે જીતી લીધું હોય તેમ સંતાપરહિત થઈ ત્યાં નાચવા લાગ્યા અને હસવા લાગ્યા. હે મહીપતિ! કેટલોક સમય વીત્યા પછી મહાતપોધન ઋષિઓ સરસ્વતીના તટ પર આવેલાં તીર્થોમાં યાત્રા કરવા નીકળી પડ્યા.[૨-૪] તપમાં લુબ્ધ અને શાસ્ત્રકુશળ એવા તે મહામુનિઓ તે તે સર્વ તીર્થોમાં સ્નાન કરી પરમ પ્રસન્ન થયા. પછી તે મહાભાગ્યશાળી મુનિઓ જે સ્થળે રુધિરને વહેતું દારુણતીર્થ આવેલું હતું, તે સ્થળે આવી પહોંચ્યા. હે મહારાજ! તે સ્થળે સરસ્વતીના જળને રુધિરથી મિશ્ર થયેલું જોઈને અને ઘણા એકઠા મળેલા રાક્ષસોથી તે રુધિરને પિવાતું જોઈને તીક્ષ્ણ વ્રતને ધારણ કરનારા તે મુનિઓ સરસ્વતીનું રક્ષણ કરવા માટે પરમ યત્ન કરવા લાગ્યા.[૫-૮] તે મહાવ્રતનિષ્ઠ મહાભાગોએ મહાનદી સરસ્વતીને બોલાવીને આ પ્રમાણે કહ્યુ: 'હે કલ્યાણી! તમારો આ ધરો શા કારણથી આવી આકુળ દશાને પામ્યો છે તે કહો. અમે તમારી પાસેથી તે કારણ જાણીને યથાયોગ્ય ઉપાય કરવાનો નિશ્ચય કરીશું.[૯-૧૦] તે સાંભળી સરસ્વતીએ ધ્રૂજતાં ધ્રૂજતાં તે સર્વ વૃત્તાંત ઋષિઓને જણાવ્યો. એટલે તે તપોધન ઋષિઓ તેને આવી દુઃખી જોઈને બોલી ઊઠ્યા: 'હે નિર્દોષ દેવી! તમને જે કારણથી શાપ થયો છે, તે કારણ અમે સાંભળ્યું તથા શાપ પણ અમારા જાણવામાં આવ્યો. હવે અમે બધા તપોધનો તેને માટે યથાયોગ્ય ઉપાય કરીશું.' મહાનદી સરસ્વતીને આમ કહીને તે સર્વ બ્રાહ્મણો માંહોમાંહે કહેવા લાગ્યાં: 'આપણે બધા એકત્ર થઈને આ સરસ્વતી નદીને શાપથી છોડાવીએ.' હે રાજા! તે પછી સર્વ બ્રાહ્મણોએ તપ, નિયમ, ઉપવાસ, અનેક પ્રકારના યમ તથા કષ્ટકારક વ્રતો કરીને પશુઓના પતિ જગત્પતિ મહાદેવનું આરાધન કર્યું અને તેમની કૃપા સંપાદન કરીને મહાનદી સરસ્વતી દેવીને શાપથી છોડાવી. આ રીતે તે સર્વ બ્રાહ્મણોના પ્રભાવથી સરસ્વતી નદી મૂળ સ્વરૂપમાં આવી ગઈ. તેનું જળ પણ પૂર્વની પેઠે પ્રસન્ન થયું અને શાપમુક્ત થયેલી તે મહાનદી પૂર્વની પેઠે જ દીપી નીકળી. હે રાજન્! મુનિઓએ સરસ્વતીના જળને પૂર્વવત્ નિર્મળ કરેલું જોઈને ક્ષુધાથી પીડાતા સર્વ રાક્ષસો તે મુનિઓને જ શરણે ગયા અને હાથ જોડીને આ પ્રમાણે કહેવા લાગ્યા. 'હે દયાળુ મુનિઓ! અમે ભૂખ્યા થયા છીએ; તેથી તમે કરેલી સરસ્વતીની આ શાપમુક્તિ અમને ઇષ્ટ નથી. વળી અમે સનાતન ધર્મથી ભ્રષ્ટ થયા છીએ અને મૂળથી જ પાપકર્મી હોવા ઉપરાંત તમારી અકૃપાથી તથા પ્રાચીન દુષ્ટ કર્મથી અમારા પાપમાં વધારો જ થયા કરે છે. આથી અમે બ્રહ્મરાક્ષસ થયા છીએ. વૈશ્ય, શૂદ્ર તથા ક્ષત્રિય જાતિની

સ્ત્રીઓના યોનિદોષથી ઉત્પન્ન થયેલા પાપ વડે અમારી આ દશા થઈ છે. અમારો નિશ્ચય થઈ ગયો છે કે, જેઓ બ્રાહ્મણોનો દ્વેષ કરે છે તથા આચાર્ય, ઋત્વિજ, ગુરુ અને વૃદ્ધજનનું અપમાન કરે છે, તેઓ રાક્ષસ થાય છે. માટે હે શ્રેષ્ઠ બ્રાહ્મણો! તમે અમને તારો કારણ કે તમે ત્રણે લોકનું પણ તારણ કરવા સમર્થ છો.[૧૧-૨૪] રાક્ષસોનું એ વચન સાંભળી સર્વ મુનિઓએ એકાગ્રચિત્ત થઈને મહાનદી સરસ્વતીની સ્તુતિ કરી. રાક્ષસોનો મોક્ષ કરવા માટે તેઓ આ પ્રમાણે બોલ્યા : 'જે અન્ન સડી ગયેલું હોય, કીડા પડેલું હોય, ઉચ્છિષ્ટ હોય, જેમાં વાળ પડેલા હોય, જેને તિરસ્કારી કાઢ્યું હોય, જેને લીધે મનુષ્યોમાં રડારૂટ થઈ હોય, તથા જેને હડસેલી કાઢેલું હોય, તે અન્ન રાક્ષસોના ભાગ તરીકે થાઓ. માટે વિદ્વાન પુરુષે આ પૂર્વોક્ત પ્રકારના અન્નને જાણીને તેનો યત્નપૂર્વક ત્યાગ જ કરી દેવો. પરંતુ જે પુરુષ જાણ્યા છતાં તેવા અન્નનું ભક્ષણ કરે છે, તે રાક્ષસોના અન્નનું જ ભક્ષણ કરે છે.' આમ કહીને તે તપોધન ઋષિઓએ તીર્થશુદ્ધિ કરી અને પછી રાક્ષસોનો મોક્ષ કરવા માટે સરસ્વતી નદીને પ્રેરણા કરી. હે પુરુષશ્રેષ્ઠ રાજા! મહર્ષિઓના મતને જાણી લઈને મહાનદી સરસ્વતીએ પોતાના જ સ્વરૂપરૂપ અરુણા-નદીને ત્યાં ચાલુ કરી, એટલે સર્વ રાક્ષસો તે અરુણા નદીમાં સ્નાન કરીને શરીરોનો ત્યાગ કરી સ્વર્ગલોકમાં ગયા; કારણ કે હે મહારાજ! તે અરુણાનદી બ્રહ્મહત્યાનાં પાપોને દૂર કરનારી છે. દેવરાજ ઇંદ્ર પણ અરુણા નદીનો આ પ્રભાવ જાણીને તે મહાતીર્થમાં સ્નાન કરી પાપથી મુક્ત થયો હતો.

જનમેજય બોલ્યાઃ હે વૈશંપાયન! ભગવાન ઇંદ્રને બ્રહ્મહત્યા કેવી રીતે લાગી હતી? અને એ તીર્થમાં સ્નાન કરીને તે કેવી રીતે નિષ્પાપ થયા હતા?[૨૫-૩૨]

વૈશંપાયન બોલ્યા : હે જનેશ્વર! પૂર્વે બનેલું તે ઉપાખ્યાન હું તમને કહું છું. સાંભળો.[૩૩] પૂર્વે નમુચિ સાથે સંધિનો સંકેત કર્યા પછી પણ ઇંદ્રે તે સંકેતનો ભંગ કર્યો હતો અને તેથી જ તેને બ્રહ્મહત્યા લાગી હતી; કારણ કે નમુચિ ઇંદ્રથી ડરીને સૂર્યનાં કિરણોમાં ભરાઈ પેઠો હતો. પછી ઇંદ્રે તેની સાથે મિત્રતા કરી અને તેમાં આવો ઠરાવ કરીને તે બોલ્યો : 'હે અસુરશ્રેષ્ઠ મિત્ર નમુચિ! હું તારી પાસે સત્યના સોગંદ લઈને કહું છું કે, હું તને કોઈ ભીની વસ્તુથી કે સૂકી વસ્તુથી, રાત્રિને સમયે અથવા દિવસને સમયે મારીશ નહિ.' આવો ઠરાવ કર્યા પછી ઇંદ્રે ઝાકળનું ધૂમસ પડેલું જોયું.[૩૪-૩૬] એટલે હે રાજન્! ઇંદ્રે પાણીના ફીણ વડે નમુચિનું મસ્તક કાપી નાખ્યું. ત્યાં તુરત જ નમુચિનું કપાયેલું મસ્તક 'ઓ મિત્રહત્યારા! ઊભો રહેજે' એમ બોલતું બોલતું ઇંદ્રની પાછળ પડ્યું અને જ્યાં જ્યાં ઇંદ્ર જવા લાગ્યો ત્યાં ત્યાં તેની પાછળ જવા લાગ્યું. આથી સંતાપ પામીને ઇંદ્રે આ વૃત્તાંત બ્રહ્મદેવને કહ્યો. પછી લોકગુરુ બ્રહ્માએ તેને કહ્યું : 'હે દેવેંદ્ર! તું અરુણા નદીના તટ પર યજ્ઞ કર અને પાપના ભયનો નાશ કરનારા એ તીર્થમાં સ્નાન કર. હે ઇંદ્ર! મુનિઓએ એ નદીના જળને પવિત્ર કર્યું છે. વળી પૂર્વે દેવી સરસ્વતી ગુપ્ત રીતે ત્યાં પધાર્યાં હતાં અને તેમણે પોતાના જળ વડે અરુણા નદીને મિશ્ર કરેલી છે. માટે હે દેવેંદ્ર! જે સ્થળે સરસ્વતી-નો તથા અરુણા નદીનો મહાપવિત્ર સંગમ થયો છે, તે સ્થળે જઈને તું યજ્ઞ કર અને અનેક પ્રકારનાં દાનો આપ.[૩૭-૪૨] એ સંગમસ્થળે સ્નાન કરીને તું મહાઘોર પાપથી મુક્ત થઈ જઈશ.' હે જન-મેજય! બ્રહ્માએ આમ કહ્યું એટલે ઇંદ્ર સરસ્વતીના એ તીર્થમાં ગયો. ત્યાં વિધિપૂર્વક યજ્ઞ કરી તેણે

અરુણા નદીમાં સ્નાન કર્યું એટલે તુરત જ બ્રહ્મહત્યાથી લાગેલા પાપથી તે મુક્ત થયો.[૪૩,૪૪] હે રાજવર! પછી મનમાં હર્ષ પામેલો દેવેશ્વર સ્વર્ગમાં ગયો. હે ભારત! નમુચિનું મસ્તક પણ તે તીર્થમાં સ્નાન કરી ઇષ્ટ કામનાઓને આપનારા અક્ષય લોકોમાં ગયું.[૪૫]

વૈશંપાયન બોલ્યા: હે જનમેજય રાજા! મહાત્મા બળદેવ એ તીર્થમાં પણ સ્નાન કરી, જાતજાતનાં દાનો આપી, ધર્મસંપાદન કરી, પરમાર્થનાં કર્મો કરતા કરતા મહાપવિત્ર સોમતીર્થમાં ગયા.[૪૬] તે તીર્થમાં પૂર્વે રાજાધિરાજ ચંદ્રે સાક્ષાત્ પ્રગટ થઈને વિધિપૂર્વક રાજસૂય યજ્ઞ કર્યો હતો અને તે મહાયજ્ઞમાં બુદ્ધિમાન મહાત્મા અત્રિ મહર્ષિ હોતા થયા હતા.[૪૭] એ રાજસૂય યજ્ઞની સમાપ્તિ થયા પછી દાનવો, દૈત્યો અને રાક્ષસોને દેવોની સાથે મહાન યુદ્ધ થયું હતું. તે યુદ્ધ 'તીવ્રતારક' યુદ્ધ એવા નામથી પ્રસિદ્ધ છે અને તે યુદ્ધમાં કાર્તિકસ્વામીએ તારકાસુરને માર્યો હતો. વળી એ સોમતીર્થમાં દૈત્યોનો નાશ કરનાર કાર્તિકસ્વામીને દેવતાઓનું સેનાપતિ પદ પ્રાપ્ત થયું હતું, એમાં કાર્તિકસ્વામી સદા કુમારાવસ્થામાં જ રહ્યા હતા અને એમાં પીપળાનું એક મહાન વૃક્ષ શોભે છે.[૪૮,૪૯]

ઇતિ શ્રીમહાભારતમાં શલ્યપર્વાંતર્ગત ગદાયુદ્ધપર્વમાં 'બળદેવની તીર્થયાત્રામાં સારસ્વતોપાખ્યાન' નામનો અધ્યાય ૪૩ મો સમાપ્ત

## અધ્યાય ૪૪મો

### બળદેવની તીર્થયાત્રા–કાર્તિકસ્વામીનો સેનાપતિપદે અભિષેક કરવાનો આરંભ

॥ जनमेजय उवाच ॥

सारस्वत्याः प्रभावोऽयमुक्तस्ते द्विजसत्तम।
कुमारस्याभिषेकं तु ब्रह्मन् व्याख्यातुमर्हसि ॥ १

જનમેજય બોલ્યા: હે દ્વિજશ્રેષ્ઠ વૈશંપાયન! તમે મને સરસ્વતીનો પ્રભાવ તો કહ્યો; પણ હવે તમે કુમારના અભિષેકનું વર્ણન કરવાની કૃપા કરો.[૧] હે વક્તાઓમાં શ્રેષ્ઠ! જે દેશમાં, જે સમયે અને જેમણે ભગવાન કાર્તિકસ્વામીનો વિધિપૂર્વક જે અભિષેક કર્યો હતો, તે અને કાર્તિકસ્વામીએ દૈત્યોનો જે રીતે મહાન સંહાર કર્યો હતો તે સર્વ વૃત્તાંત મને કહો; કારણ કે તે સાંભળવાનું મને પરમ કુતૂહલ છે.[૨,૩]

વૈશંપાયન બોલ્યા: હે જનમેજય! તમને એ સાંભળવાનું પરમ કુતૂહલ છે તથા મારું વચન તમને હર્ષ ઉપજાવે છે, તે બધું તમારા કુરુવંશને યોગ્ય જ છે.[૪] હે રાજા! મહાત્મા કાર્તિકસ્વામીનો અભિષેક તથા પ્રભાવ સાંભળવાની તમારી એ ઇચ્છા છે, તો હું ઘણી ખુશીથી તે કથા કહું છું, સાંભળો.[૫] પૂર્વે ભગવાન મહેશ્વરનું તેજ (વીર્ય) સ્ખલિત થઈને અગ્નિમાં પડ્યું હતું; પરંતુ તે અક્ષય તેજને સર્વનું ભક્ષણ કરનારા ભગવાન અગ્નિદેવ પણ બાળી શક્યા ન હતા.[૬] જોકે તે તેજના પ્રભાવથી અગ્નિ અત્યંત તેજસ્વી અને પ્રદીપ્ત થઈ ગયો, પરંતુ એ તેજોમય ગર્ભને તે ધારણ કરી શક્યો નહિ.[૭] પછી બ્રહ્માની આજ્ઞા પ્રમાણે અગ્નિ ગંગા પાસે ગયો અને સૂર્ય સમાન તેજસ્વી એવા તે દિવ્ય ગર્ભને તેણે ગંગામાં પધરાવ્યો.[૮] ગંગા પણ તે ગર્ભને ધારણ કરવા સમર્થ થઈ શકી નહિ, તેથી તેણે દેવોથી પૂજાતા સુંદર હિમાલયપર્વતની તળેટીમાં દર્ભના થૂંબડા(જથ્થા)માં તે ગર્ભને ધકેલી કાઢ્યો.[૯] અગ્નિના પુત્રરૂપ એવો તે ગર્ભ પોતાના તેજ વડે સર્વ લોકોને ઢાંકી દઈ ત્યાં પડ્યો પડ્યો વધવા લાગ્યો. તે સમયે દર્ભના થૂંબડામાં રહેલો, મહાત્મા, અગ્નિપુત્રરૂપ, અજન્મા અને ઈશ્વર એવો એ ગર્ભ અગ્નિસ્વરૂપે પ્રકાશી રહ્યો હતો, તે કૃત્તિકાઓના જોવામાં આવ્યો. એટલે તુરત જ પુત્રની ઇચ્છાવાળી સર્વ કૃત્તિકાઓ 'આ મારો પુત્ર છે. મારો પુત્ર છે' એમ ટોળાદલ

કરવા લાગી.[૧૦,૧૧] સમર્થ ભગવાન કુમારે માતાઓના ભાવને જાણી જઈ પોતાનાં છ મુખ પ્રકટ કર્યાં અને છયે માતાઓના ઝરી રહેલા ધાવણનું પાન કરવા માંડ્યું.[૧૨] દિવ્ય શરીરને ધારણ કરનારી કૃત્તિકાદેવીઓ તે બાળકના આવા પ્રભાવને જોઈને અત્યંત વિસ્મય પામી ગઈ.[૧૩] હે કુરુશ્રેષ્ઠ રાજા! પર્વતની તળેટી પર ગંગાએ ભગવાન કુમારને જે પ્રદેશ પર પોતાના પ્રવાહમાંથી બહાર કાઢી મૂક્યા હતા, તે પ્રદેશના પ્રકાશને લીધે આખો હિમાલય પર્વત જાણે સુવર્ણમય બની ગયો હોય તેમ દીપી રહ્યો[૧૪] એટલું જ નહિ પણ પ્રતિદિન વૃદ્ધિ પામતા એ ગર્ભના તેજથી પૃથ્વી પણ એટલી બધી રંજિત થઈ ગઈ કે, તે પરના સર્વ પર્વતો પણ તદ્દન સુવર્ણાકાર બની ગયા.[૧૫] મહાવીર્યવાન કુમારે કૃત્તિકાઓનું પયઃપાન કર્યું, તેથી તેઓ 'કાર્તિકેય' નામથી પ્રસિદ્ધ થયા; તેમ જ મહાન યોગબળથી યુક્ત એવા તે કુમારને પ્રથમ ગંગાએ ધારણ કર્યો હતો તેથી તે 'ગાંગેય' પણ કહેવાયા.[૧૬] હે રાજેંદ્ર! ચંદ્રની પેઠે જેમનું દર્શન પ્રીતિ ઉપજાવનારું હતું, એવા તે કાર્તિકસ્વામી શમ, તપ અને વીર્યસંપન્ન થઈ પ્રતિદિન વૃદ્ધિ પામવા લાગ્યા.[૧૭] તેમણે જ્યારે સુવર્ણમય દિવ્ય કાસડાના થૂંબડામાં શોભાયુક્ત થઈને શયન કર્યું હતું, ત્યારે ગંધર્વો તથા મુનિઓ સદાકાળ તેમની સ્તુતિ કરતા હતા.[૧૮] ત્યારે દિવ્ય વાદિત્ર અને નૃત્યકળામાં કુશળ એવી મનોહર દેખાવની હજારો દેવકન્યાઓ તેમની સ્તુતિ કરતી હતી અને તેમની સન્મુખ નૃત્ય કરતી હતી.[૧૯] મહાનદી ગંગા પણ તે દેવની સેવામાં હાજર રહી હતી અને દેવી પૃથ્વી ઉત્તમ સ્વરૂપને ધારણ કરી તેમનું પોષણ કરી રહી હતી.[૨૦] દેવપુરોહિત બૃહસ્પતિએ તેમની જાતકર્મ આદિ સર્વ ક્રિયાઓ [illegible] અને ચતુર્મૂર્તિ ભગવાન વેદનારાયણ હાથ જોડીને તેમની પાસે હાજર થયા હતા.[૨૧] ચાર પાદોવાળો ધનુર્વેદ, સંગ્રહ સહિત સર્વ શાસ્ત્રો અને સાક્ષાત્ સરસ્વતી દેવી પણ તેમનું ઉપાસન કરતાં હતાં.[૨૨] તે સમયે કાર્તિકસ્વામીએ દેવના દેવ એવા મહાવીર્યવાન ઉમાપતિ શંકરનાં પણ દર્શન કર્યાં હતાં તેમની પાસે દેવી પાર્વતી બેઠાં હતાં અને તેઓ સેંકડો ભૂતસમુદાયોથી વીંટાયેલા હતા.[૨૩] તે ભૂતસમુદાયો પરમ અદ્ભુત દેખાવના હતા, વિલક્ષણ આકારવાળા હતા અને વિલક્ષણ અલંકારો તથા ધ્વજાઓને ધારણ કરનારા હતા.[૨૪] એમાંથી કેટલાંક ભૂતોનાં મુખો વાઘ, સિંહ અને મગરના જેવાં હતાં, કેટલાંકનાં મુખો બિલાડા તથા મગરના જેવાં હતાં, કેટલાંકનાં મુખો જંગલી બિલાડાના જેવાં હતાં, કેટલાંકનાં મુખો હાથી તથા ઊંટના જેવાં હતાં, કેટલાંકનાં મુખો ઘુવડના જેવાં હતાં, કેટલાંકનાં મુખો શિયાળ તથા ગીધોના જેવાં હતાં, કેટલાંએકનાં મુખો ક્રૌંચપક્ષી તથા કબૂતરોના જેવાં હતાં અને કેટલાંએકનાં મુખો રંકુમૃગના જેવાં હતાં.[૨૫,૨૬] વળી એમાં કેટલાંએક ભૂતોનાં શરીરો શાહુડીના જેવાં હતાં, કેટલાંએકનાં શરીરો ચંદનઘોના જેવાં હતાં, કેટલાંએકનાં શરીરો બકરાના જેવાં હતાં, કેટલાએકનાં શરીરો ઘેટાના જેવાં હતાં અને કેટલાંએકનાં શરીરો બળદોના જેવાં હતાં.[૨૭] એ ભૂતોમાંથી કેટલાંક તો પર્વત અને મેઘ સમાન પ્રચંડ શરીરોવાળાં હતાં, કેટલાંએક તો ચક્રો, ગદાઓ વગેરે આયુધો હાથમાં ઊંચાં કર્યાં હતાં, કેટલાંએક તો અંજનના ઢગ સમાન શ્યામ વર્ણવાળાં હતાં અને કેટલાંએક તો કૈલાસ પર્વતની પેઠે ઉજ્જ્વળ કાંતિવાળાં હતાં.[૨૮] હે રાજા! કાર્તિકસ્વામીએ જ્યાં શયન કર્યું હતું, ત્યાં સપ્તમાતૃકાઓ, સાધ્ય-

દેવો, વિશ્વેદેવાઓ, મરુતો, વસુઓ, પિતૃઓ, રુદ્રો, આદિત્યો, સિદ્ધો, ભુજગો, દાનવો, ખેચરો, પુત્રો સહિત સ્વયંભૂ ભગવાન બ્રહ્મા, વિષ્ણુ, ઇંદ્ર, નારદ આદિ દેવર્ષિઓ, મોટા મોટા ગંધર્વો, બૃહસ્પતિ આદિ સિદ્ધો અને બીજા જે કોઈ જગતના શ્રેષ્ઠ પિતાઓ તથા દેવોના પણ દેવો ગણાય છે, તે બધા કુમારનાં દર્શન કરવા માટે આવ્યા હતા. વળી યામ અને ધામ નામના જે દેવતાઓ છે તેઓ પણ ત્યાં આવ્યા હતા. પછી બાળક છતાં પણ બળવાન અને મહાન યોગબળવાળા તે કાર્તિકસ્વામી શરસ્તંબમાંથી ઊઠીને ત્રિશૂળધારી તથા પિનાકપાણિ એવા દેવેશ શંકરની સામે જવા લાગ્યા. તેમને આ પ્રમાણે સન્મુખ આવતા જોઈ શંકર, પાર્વતી, ગંગા અને અગ્નિના મનમાં એકીસાથે વિચાર આવ્યો કે, 'આ કુમાર કોનું માન જાળવીને પ્રથમ કોની પાસે આવશે?' તે ચારેયનો આવો અભિપ્રાય કળી જઈ ભગવાન કુમારે યોગબળનો આશ્રય કરી એકદમ જુદાં જુદાં ચાર શરીરો ધારણ કર્યાં અને એક ક્ષણવારમાં તે સમર્થ ભગવાન કાર્તિકસ્વામી ચતુર્મૂર્તિ બની ગયા. તેમાંથી શાખ, વિશાખ અને નૈગમેય નામનાં ત્રણ સ્વરૂપો તેમની પાછળ પાછળ ચાલવા લાગ્યાં. આ રીતે અગ્નિ સમાન તેજસ્વી એવા કુમાર કાર્તિકસ્વામીએ ચાર સ્વરૂપો ધારણ કરીને, અદ્ભુત દેખાવ કર્યો હતો. પછી સૌથી આગળ ચાલનારા તે પોતે જ્યાં શંકર બેઠા હતા ત્યાં જ ગયા. જે તરફ દેવી પાર્વતી બેઠાં હતાં તે તરફ તેમનું વિશાખ સ્વરૂપ ગયું, જે તરફ અગ્નિ બેઠો હતો તે તરફ વાયુમૂર્તિ ભગવાન શાખ ગયા અને જે તરફ ગંગા બેઠી હતી તે તરફ અગ્નિ સમાન તેજસ્વી એવા કુમાર નૈગમેય સ્વરૂપે ગયા.[૨૯-૪૦] આ ચારે સ્વરૂપોનો આકાર એકરૂપ હતો, તેમનાં શરીરો પણ ઉજ્જવળ હતાં અને તે ચારેય સ્વરૂપો અવ્યગ્ર થઈને તે ચારેયની પાસે ગયાં હતાં, તે એક અદ્ભુત જેવું થયું હતું.[૪૧] રૂવાં ઊભાં કરી નાખે તેવું આ મહા અદ્ભુત આશ્ચર્ય જોઈને દેવો, દાનવો અને રાક્ષસોમાં આશ્ચર્યનો મોટો હાહાકાર થઈ રહ્યો. પછી હે મહારાજ! હે રાજશ્રેષ્ઠ! શંકર, પાર્વતી, અગ્નિ અને ગંગા જગત્પતિ પિતામહને (બ્રહ્માને) વિધિપૂર્વક પ્રણામ કરીને કાર્તિકસ્વામીનું પ્રિય કરવાની ઇચ્છાથી આ પ્રમાણે કહેવા લાગ્યાં :[૪૨-૪૪] 'હે ભગવન્! અમારું પ્રિય કરવા માટે આપ આ બાળકને આપની ઇચ્છામાં આવે તેવું યોગ્ય અધિપતિપણું આપો.'[૪૫] તે સાંભળી સર્વ લોકના પિતામહ અને બુદ્ધિમાન એવા ભગવાન બ્રહ્મા 'આને કોનું અધિપતિપણું આપવું' એવો મન સાથે વિચાર કરવા લાગ્યા.[૪૬] પછી મહાબુદ્ધિમાન બ્રહ્માએ વિચાર કર્યો કે, 'આ બાળક મહાત્માઓના સમૂહોમાં દેવો, ગંધર્વો, રાક્ષસો, ભૂતો, યક્ષો, ખેચરો તથા સર્પોનાં સર્વ ઐશ્વર્યોને પ્રથમ જ મેળવી ચૂક્યો છે, માટે તે સર્વ ઐશ્વર્યોને મેળવવા સમર્થ છે.' પછી હે ભારત! એક મુહૂર્તકાળ વિચાર કરી, દેવોનું કલ્યાણ કરવાની ઇચ્છાવાળા તે બ્રહ્મદેવે કુમારને સર્વ ભૂતોનું સેનાપતિપણું આપ્યું.[૪૭-૪૯] હવે સર્વ પ્રાણીઓના પિતામહ બ્રહ્મદેવે સર્વ દેવસમૂહોના જે જે પ્રસિદ્ધ રાજાઓ હતા, તે તે સર્વને આજ્ઞા કરી દીધી કે, 'આ કુમાર તમારા બધાનો સેનાપતિ થાઓ.' ત્યાર પછી બ્રહ્મા આદિ સર્વ દેવો કુમારનો અભિષેક કરવા માટે હિમાલય પર્વત ઉપર આવ્યા.[૫૦,૫૧] ત્યાં સમંતપંચક ક્ષેત્રમાં ત્રણેય લોકમાં પ્રસિદ્ધ એવી હેમવતી નામની પવિત્ર મહાનદી સરસ્વતી દેવી વહે છે. હર્ષપૂર્ણ મનવાળા સર્વ દેવો અને ગંધર્વો

તેના સર્વગુણસંપન્ન પવિત્ર તીર પર સભા કરીને બેઠા.[૫૨,૫૩]

ઇતિ શ્રીમહાભારતમાં શલ્યપર્વાંતર્ગત ગદાયુદ્ધપર્વમાં 'બળદેવની તીર્થયાત્રામાં સારસ્વતોપખ્યાન વિષે કુમારના અભિષેકનો ઉપક્રમ' નામનો અધ્યાય ૪૪મો સમાપ્ત

## अध्याय ૪૫મો

### બળદેવની તીર્થયાત્રા-કુમારનો સેનાપતિપદે અભિષેક

॥ वैशंपायन उवाच ॥

**ततोऽभिषेकसंभारान् सर्वान् संभृत्य शास्त्रतः ।
बृहस्पतिः समिद्धेऽग्नौ जुहावाग्निं यथाविधि ॥ १**

વૈશંપાયન બોલ્યા : હે જનમેજય રાજા ! એ પ્રમાણે અભિષેકની તૈયારી થયા પછી બૃહસ્પતિએ શાસ્ત્રોક્ત વિધિપૂર્વક અભિષેકની સર્વ સામગ્રીઓ એકઠી કરી અને અગ્નિ પ્રદીપ્ત કરીને યથાવિધિ તેમાં હોમ કર્યો.[૧] તે પછી કાર્તિકસ્વામી હિમાલયે આપેલા મણિજડિત, સુંદર અને પવિત્ર આસન પર બેઠા.[૨] એટલે મહાપરાક્રમી ઇંદ્ર, વિષ્ણુ, સૂર્ય, ચંદ્ર, ધાતા, વિધાતા, વાયુ, અગ્નિ, પૂષા, ભગ, અર્યમા, અંશ, વિવસ્વાન, શંકર, મિત્ર, વરુણ, એકાદશ રુદ્રો, દ્વાદશ આદિત્યો, અશ્વિનીકુમારો, વિશ્વેદેવતાઓ, મરુતો, સાધ્યો, પિતૃઓ, ગંધર્વો, અપ્સરાઓ, યક્ષો, રાક્ષસો, સર્પો, અસંખ્ય દેવર્ષિઓ, બ્રહ્મર્ષિઓ, વાયુનો આહાર કરનારા તથા સૂર્યનાં કિરણોનું પાન કરનારા વૈખાનસો, વાલખિલ્યો, ભૃગુઓ, અંગિરા, મહાત્મા યતિઓ, સર્પો, વિદ્યાધરો, પવિત્ર યોગસિદ્ધ પુરુષો, બ્રહ્મા, પુલસ્ત્ય, પુલહ, અંગિરા, કશ્યપ, અત્રિ, મરીચિ, ભૃગુ, ક્રતુ, હર, પ્રચેતા, મનુ, દક્ષ, ઋતુઓ, ગ્રહો, નક્ષત્રો, મૂર્તિમાન નદીઓ, સનાતન વેદો, સમુદ્રો, હ્રદો, અનેક તીર્થો, પૃથ્વી, આકાશ, દિશાઓ, વૃક્ષો, દેવોની માતા અદિતિ, હ્રી, શ્રી, સ્વાહા, સરસ્વતી, ઉમા, શચી, સિનીવાલી, અનુમતિ, કુહૂ, રાકા, ધિષણા, દેવોની બીજી સ્ત્રીઓ, હિમાલય, વિંધ્યાચળ, અનેક શિખરોવાળો મેરુ, ઐરાવત, તેના અનુચરો, કલાઓ, કાષ્ઠાઓ, માસો, અર્ધમાસો, ઋતુઓ, રાત્રિ, દિવસ, ઘોડાઓમાં શ્રેષ્ઠ ઉચ્ચૈઃશ્રવા, સર્પોનો રાજા વાસુકિ, અરુણ, ગરુડ, વૃક્ષો, સર્વ ઔષધિઓ, ભગવાન ધર્મદેવ, કાળ, યમ, મૃત્યુ, યમના અનુચરો અને બીજા અનેક જાતના દેવો, જેઓ અસંખ્ય હોવાથી અહીં કહેવામાં આવ્યા નથી, તે સર્વ દેવગણો વિધિ અને મંત્રપૂર્વક સર્વ માંગલિક સામગ્રીઓ તથા અભિષેકમાં ઉપયોગી બીજા અનેક પદાર્થો લઈને કુમારનો અભિષેક કરવા માટે આજુબાજુની સર્વ દિશાઓમાંથી ત્યાં આવ્યા.[૩-૧૮] ત્યારે હે રાજા ! તે સર્વ દેવતાઓએ અભિષેક માટેની સર્વ માંગલિક સામગ્રીઓ અને દિવ્ય પદાર્થોથી ભરેલા તથા સરસ્વતીના પવિત્ર ને દિવ્ય જળથી પરિપૂર્ણ એવા સુવર્ણના કળશો ગ્રહણ કર્યા. પછી હે રાજા ! સર્વ લોકના પિતામહ ભગવાન બ્રહ્મદેવે પૂર્વે જળના અધિપતિ વરુણદેવનો જેમ અભિષેક કર્યો હતો, તેમ મહાતેજસ્વી કશ્યપે તથા બીજા લોકવિખ્યાત દેવોએ અસુરોને ભય ઉપજાવનારા મહાત્મા કુમારનો અત્યંત હર્ષપૂર્વક સેનાપતિપદે અભિષેક કર્યો. હે મહારાજ ! પછી બ્રહ્માએ પ્રસન્ન થઈને બળવાન, વાયુ સમાન વેગવાળા અને ઇચ્છા પ્રમાણે પરાક્રમ કરનારા નંદિસેન, લોહિતાક્ષ, ઘંટાકર્ણ તથા કુમુદમાલી નામના ચાર મોટા સિદ્ધ પાર્ષદો કાર્તિકસ્વામીને આપ્યા. ત્યાં હે રાજેંદ્ર ! મહાતેજસ્વી ભગવાન શંકરે સેંકડો માયાઓને ધારણ કરનારો, યથેષ્ટ વીર્ય તથા બળથી યુક્ત એવો અને દૈત્યોનો નાશ કરનારો એક મહાન પાર્ષદ કાર્તિકેયને આપ્યો.[૧૯-૨૬] શંકરના એ પાર્ષદે દેવાસુરયુદ્ધમાં એક કરોડ

અને ચાળીસ લાખ દૈત્યોનો કેવળ પોતાના બે બાહુઓ વડે જ નાશ કરી નાખ્યો હતો.[૨૭] પછી સર્વ દેવોએ નૈઋર્ત નામના દેવોથી ભરેલી, દેવોના શત્રુઓનો ક્ષય કરનારી અને વિષ્ણુસ્વરૂપ એવી અજિત સેના કાર્તિકસ્વામીની સેવામાં અર્પણ કરી.[૨૮] તે સમયે ઇંદ્ર સહિત સર્વ દેવોએ, ગંધર્વોએ, યક્ષોએ, રાક્ષસોએ, મુનિઓએ તથા પિતૃઓએ મોટો જયજયકારનો શબ્દ કરી મૂક્યો.[૨૯] પછી યમ અને કાળે કુમારને ઉન્માથ અને પ્રમાથ નામના બે મહાવીર્યવાન તથા મહાતેજસ્વી અનુચરો અર્પણ કર્યા.[૩૦] પ્રતાપી સૂર્યે પ્રસન્ન થઈને સુભ્રાજ અને ભાસ્વર નામના પોતાના બે અનુચારીઓ કાર્તિકસ્વામીને ભેટમાં આપ્યા.[૩૧] ચંદ્રે પણ કૈલાસપર્વતના શિખર સમાન પ્રભાવાળા અને શ્વેત માળા તથા શ્વેત ચંદનને ધારણ કરનારા મણિ અને સુમણિ નામના અનુચરો કુમારને આપ્યા.[૩૨] અગ્નિએ શત્રુઓના સૈન્યનો નાશ કરનારા જ્વાલાજિહ્વ તથા જ્યોતિ નામના બે શૂરા સેવકો પોતાના પુત્રને ભેટમાં આપ્યા.[૩૩] વળી અંશ નામના દેવે પરિઘ, વટ, મહાબળવાન ભીમ અને પ્રચંડ વીર્યથી પૂજાયેલા દહતિ તથા દહન એ પાંચ અનુચરો બુદ્ધિમાન કાર્તિકસ્વામીને આપ્યા. શત્રુવીરોનો સંહાર કરનારા ઇંદ્રે વજ્રના દંડને ધારણ કરનારા ઉત્ક્રોશ અને પંચક નામના બે અનુચરો અગ્નિપુત્ર કુમારને અર્પણ કર્યા. ઇંદ્રે આપેલા એ બન્ને અનુચરોએ યુદ્ધમાં મહેંદ્રના ઘણા શત્રુઓનો સંહાર કરી નાખ્યો હતો.[૩૪-૩૬] મહાયશસ્વી વિષ્ણુએ ચક્ર, વિક્રમક અને સંક્રમ નામના ત્રણ મહાબળવાન અનુચરો કાર્તિકસ્વામીને સેવા માટે અર્પણ કર્યા.[૩૭] વૈદ્યોમાં શ્રેષ્ઠ એવા અશ્વિનીકુમારોએ પ્રસન્ન થઈને વર્ધન અને નંદન નામના સર્વ વિદ્યામાં કુશળ એવા અનુચરો ભેટ કર્યા.[૩૮] મહાયશસ્વી ધાતાએ કુંદ, કુસુમ, કુમુદ, ડંબર અને આડંબર નામના પાંચ અનુચરો મહાત્મા કાર્તિકેયને આપ્યા.[૩૯] વિશ્વકર્માએ મેઘરૂપ સૈન્યોવાળા ચક્ર અને અનુચક્ર નામના બળવાન, બલોત્કટ અને મહામાયાવી અનુચરો કુમારને અર્પણ કર્યા.[૪૦] પ્રભુ મિત્રદેવે તપ અને વિદ્યાને ધારણ કરનારા સુવ્રત અને સત્યસંધ નામના મહાત્મા અનુચરો મહાત્મા કુમારને ભેટમાં આપ્યા.[૪૧] વિધાતાએ ત્રણે લોકમાં વિખ્યાત, ઘણા જ દેખાવડા તથા વર આપનારા મહાત્મા સુવ્રત અને શુભકર્મા નામના અનુચરો કાર્તિકેયને આપ્યા. વળી હે ભારત! પૂષાદેવે મહામાયાવી એવા પાણીતક અને કાલિક નામના બે પાર્ષદો કાર્તિકેયને ભેટમાં આપ્યા. ત્યાં હે ભરતશ્રેષ્ઠ રાજા! વાયુએ મોટા મુખવાળા અને મહાબળવાન એવા બળ તથા અતિબળ નામના અનુચરો કાર્તિકેયને સેવા માટે અર્પણ કર્યા. સત્ય પ્રતિજ્ઞાવાળા વરુણદેવે યમ અને અતિયમ નામના માછલાં સમાન મુખવાળા બે અનુચરો કાર્તિકેયને અર્પણ કર્યા. હે રાજન્! હિમાલયે અગ્નિપુત્ર કાર્તિકસ્વામીને મહાત્મા સુવર્ચસ્ અને અતિવર્ચસ્ નામના બે શૂરવીર અનુચરો ભેટ તરીકે અર્પણ કર્યા. વળી હે ભારત! મેરુપર્વતે કાંચન અને મેઘમાલી તથા સ્થિર અને અતિસ્થિર નામના ચાર મહાબળવાન અને મહાપરાક્રમી અનુચરો કાર્તિકેયને અર્પણ કર્યા. ત્યાં વિંધ્યાચળે મોટા પાષાણ સાથે યુદ્ધ કરી શકે તેવા ઉચ્છૃંગ અને અતિશૃંગ નામના બે અનુચરો અગ્નિપુત્રને ભેટમાં અર્પણ કર્યા. સમુદ્રે પણ ગદાને ધારણ કરનારા સંગ્રહ અને વિગ્રહ નામના મોટા બે પાર્ષદો અગ્નિપુત્રને અર્પણ કર્યા. શુભદર્શના પાર્વતીદેવીએ ઉન્માદ, શંકુ, કર્ણ અને પુષ્પદંત નામના ત્રણ પાર્ષદો અગ્નિ-

કુમારને ભેટ કર્યા. વળી હે પુરુષવ્યાઘ્ર રાજા! નાગરાજ વાસુકિએ જય અને મહાજય નામના બે નાગો અગ્નિકુમારને અર્પણ કર્યા. આ રીતે સાધ્યોએ, રુદ્રોએ, વસુઓએ, પિતૃઓએ, સાગરોએ, સરિતાઓએ તથા પર્વતોએ ત્રિશૂળો અને પટ્ટિશોને ધારણ કરનારા અનેક સેનાધ્યક્ષો કાર્તિકેયને અર્પણ કર્યા હતા.[૪૨–૫૪] હે રાજન્! કાર્તિકેયના બીજા જે સૈનિકો હતા તેઓ પણ દિવ્ય શસ્ત્રો ધારણ કરીને સજ્જ થયા હતા, અનેક પ્રકારના વેષો તથા અલંકારોથી વિભૂષિત હતા, તરેહતરેહનાં આયુધોથી સંપન્ન હતા તથા અદ્ભુત આભૂષણોથી શોભી રહ્યા હતા. હવે હું તેમનાં નામ તમને કહું છું તે સાંભળો : શંકુકર્ણ, નિકુંભ, પદ્મ, કુમુદ, અનંત, દ્વાદશભુજ, કૃષ્ણ, ઉપકૃષ્ણ, ઘ્રાણશ્રવા, કપિસ્કંધ, કાંચનાક્ષ, જલંધમ, અક્ષ, સંતર્જન, કુનદીક, તમોન્તકૃત, એકાક્ષ, દ્વાદશાક્ષ, એકજટ, સહસ્રબાહુ, વિકટ, વ્યાઘ્રાક્ષ, ક્ષિતિકંપન, પુણ્યનામા, સુનામા, સુચક્ર, પ્રિયદર્શન, પરિશ્રુત, કોકનદ, પ્રિયમાલી, અનુલેપન, અજોદર, ગજશિરા, સ્કંધાક્ષ, શતલોચન, જ્વાલાજિહ્વ, કરાલાક્ષ, શિતિકેશ, જટી, હરિ, પરિશ્રુત, કૃષ્ણકેશ, જટાધર, ચતુર્દંષ્ટ્ર, ઉષ્ટ્રજિહ્વ, મેઘનાદ, પૃથુશ્રવા, વિદ્યુતાક્ષ, ધનુર્વક્ત્ર, જાઠર, મારુતાશન, ઉદરાક્ષ, રથાક્ષ, વજ્રનાભ, વસુપ્રભ, સમુદ્રવેગ, શૈલકંપી, વૃષ, મેષ, પ્રવાહ, નંદ, ઉપનંદ, ધૂમ્ર, શ્વેત, કલિંગ, સિદ્ધાર્થ વરદ, પ્રિયક, નંદ, ગોનંદ, આનંદ, પ્રમોદ, સ્વસ્તિક, ધ્રુવક, ક્ષેમવાહ, સુવાહ, સિદ્ધપાત્ર, ગોવ્રજ, કનકાપીડ, ગાયન, હસન, બાણ, ખડ્ગ, વૈતાલી, ગતિતાલી, કથક, વાતિક, હંસજ, પંકદિગ્ધાંગ, સમુદ્રોન્માદન, રણોત્કટ, પ્રહાસ, શ્વેતસિદ્ધ, નંદન, કાલ, કંઠ, પ્રભાસ, કુંભાંડોદર, કાલકક્ષ, સિત, ભૂતમથન, યજ્ઞવાહ, સુવાહ, દેવયાજી, સોમપ, મજ્જન, કથ, ક્રાથ, તુહર, તુહાર, ચિત્રદેવ, મધુર, સુપ્રસાદ, કિરીટી, વત્સલ, મધુવર્ણ, કલશોદર, ધર્મદ, મન્મથકર, સૂચીવક્ત્ર, સુવક્ત્ર, ચારુવક્ત્ર, શ્વેતવક્ત્ર, પાંડુર, દંડબાહુ, સુબાહુ, રજ, કોકિલક, અચલ, કનકાક્ષ, બાલપ્રજ્ઞ, સંચારક, ગૃધ્રપત્ર, જંબુક, લોહાજવક્ત્ર, જવન, કુંભવક્ત્ર, કુંભક, સ્વર્ણગ્રીવ, કૃષ્ણૌજા, હંસવક્ત્ર, ચંદ્રભ, પાણિ, કૂર્ચા, શંબૂક, પંચવક્ત્ર, શિક્ષક, ચાષવક્ત્ર, જંબૂક, શાકવક્ત્ર, અને કુંજલ ઇત્યાદિ નામના હજારો પાર્ષદો કાર્તિકસ્વામીની પાસે ઊભા રહ્યા હતા. હે જનમેજય રાજા! આ સર્વ પાર્ષદો યોગયુક્ત, મહાત્મા, નિરંતર બ્રાહ્મણો પર પ્રીતિ રાખનારા, બ્રહ્મદેવના આશ્રિત, મહામનસ્વી, તરુણ અને બાલ હતા તથા કેટલાએક વૃદ્ધ પણ હતા.[૫૫–૭૮] હે જનમેજય! તે પાર્ષદોનાં મુખો પણ અનેક પ્રાણીઓનાં મુખ જેવાં હતાં તે પણ હું તમને કહું છું, સાંભળો. એ પાર્ષદોમાં કેટલાએકનાં મુખ કાચબાના જેવાં, કૂકડાના જેવાં, સસલાના જેવાં, ઘુવડોના જેવાં, ગધેડાના જેવાં, ઊંટોના જેવાં, વરાહના જેવાં, બિલાડાના જેવાં, સસલાના જેવાં હતાં અને કેટલાએકનાં મુખો તો લાંબાં લાંબાં હતાં. કેટલાએક પાર્ષદોનાં મુખો નોળિયાના જેવાં, ઘુવડોના જેવાં, કાગડાના જેવાં, ઉંદરના જેવાં, બભ્રુ*ના જેવાં, મયૂરના જેવાં, માછલાના જેવાં, બકરાના જેવાં, ઘેટાના જેવાં, પાડાના જેવાં, રીંછના જેવાં, સિંહના જેવાં, વાઘના જેવાં, હાથીના જેવાં, ગરુડના જેવાં, કંકપક્ષીના જેવાં, નહારના જેવાં, કાગડાના જેવાં, આખલાનાં જેવાં, ગધેડાંના જેવાં, ઊંટના જેવાં, તથા જંગલી બિલાડાના જેવાં પણ હતાં. હે ભરતવંશી રાજા! તે પાર્ષદોમાં કેટલાએકનાં પેટ મોટાં મોટાં હતાં, કેટલાએકના પગ લાંબા લાંબા હતા અને કેટલાએકનાં નેત્રો તારાઓના જેવાં

* બભ્રુ એક જાતના નોળિયાની જ જાત છે.

ચકચકિત હતાં.[૭૯–૮૪] વળી તેઓમાં કેટલાએક-નાં મુખો કબૂતરના જેવાં, બળદના જેવાં, કોયલના જેવાં, બાજપક્ષીના જેવાં, તેતરના જેવાં અને કાચંડાના જેવાં પણ હતાં. વળી તેમનામાંના કેટલાકે ઉજ્જ્વળ વસ્ત્રો ધારણ કર્યાં હતાં. તેમાં કેટલાકનાં મુખો ત્રિશૂળના જેવાં હતાં, કેટલાએક-નાં મુખો સર્પોના જેવાં હતાં, કેટલાએકનાં મુખો ઘણાં જ બિહામણાં હતાં અને કેટલાએકનાં મુખો સુંદર પણ હતાં.[૮૫,૮૬] એ પાર્ષદોમાં કેટલાએક સર્પાકાર પણ હતા, કેટલાએકે વસ્ત્રો ધારણ કર્યાં હતાં, કેટલાએકની નાસિકા તથા મુખ બળદના જેવાં પણ હતાં, કેટલાએકનાં પેટ મોટાં હતાં, કેટલાએકનાં અંગો કૃશ હતાં, કેટલાએકનાં અંગો સ્થૂલ હતાં અને કેટલાએકનાં પેટ પણ કૃશ હતાં.[૮૭] વળી કેટલાએકની ડોક ટૂંકી હતી, કેટલાએકના કાન મોટા હતા, કેટલાએકે સર્પોનાં આભૂષણો ધારણ કર્યાં હતાં, કેટલાએક ગજેંદ્રચર્મો ઓઢ્યાં હતાં તથા કેટલાએકે કાળા મૃગોનાં ચર્મો ધારણ કર્યાં હતાં.[૮૮] હે મહારાજ ! એ પાર્ષદોમાં કેટલાએકનાં મુખો ખભાના ભાગમાં હતાં, કેટલા-એકનાં મુખો ઉદરના ભાગમાં હતાં, કેટલાએકનાં મુખો પૃષ્ઠભાગમાં હતાં અને કેટલાએકનાં મુખો જંઘાના ભાગમાં પણ હતાં.[૮૯] તેમાંના ઘણા ગણનાયકો પાર્શ્વભાગમાં મુખવાળા હતા, કેટલા-એકનાં મુખો તો જુદા જુદા અનેક પ્રદેશોમાં પણ હતાં, કેટલાએકનાં મુખો કીડાના જેવાં હતાં અને કેટલાએકનાં મુખો પતંગિયાં જેવાં પણ હતાં.[૯૦] વળી કેટલાએકનાં મુખો અનેક પ્રકારના સર્પોના જેવાં હતાં, બીજા કેટલાએક પાર્ષદોને અનેક બાહુઓ તથા અનેક ડોક હતી; તેમ જ કેટલા એકના બાહુઓ જુદાં જુદાં વૃક્ષોના જેવા હતા અને બીજા કેટલાએકનાં મસ્તકો કેડના ભાગમાં પણ હતાં.[૯૧] વળી તેઓમાં કેટલાએકનાં શરીરો તથા મુખો સર્પોના જેવાં હતાં. તેઓ જુદી જુદી જંગલી ઝાડીઓમાં વસનારા હતા, અંગો પર ચીંથરાં ઓઢનારા હતા અને કેટલાએક સોનેરી વસ્ત્રોને પહેરનારા પણ હતા.[૯૨] કેટલાએક તો અનેક જાતના વેષોને ધારણ કરનારા હતા, અનેક જાતન પુષ્પોની માળાઓ તથા ચંદનલેપનોને ધારણ કરનારા હતા, વિવિધ જાતનાં વસ્ત્રોને પહેરનારા હતા અને કેટલાએક ચામડાં પણ ઓઢ-નારા હતા.[૯૩] એ પાર્ષદોમાં કેટલાએક પાઘડીઓ પહેરનારા, કેટલાએક મુકુટો ધારણ કરનારા, કેટલા-એક સુંદર ગ્રીવાવાળા, કેટલાએક મહાતેજસ્વી, કેટલાએક કિરીટ ધારણ કરનારા, કેટલાએક મસ્તકે પાંચ શિખાઓવાળા અને કેટલાએક સોનેરી કેશ-વાળા હતા.[૯૪] કેટલાએકનાં મસ્તક પર ત્રણ શિખાઓ હતી, કેટલાએકનાં મસ્તક પર બે શિખાઓ હતી, કેટલાએકનાં મસ્તક પર સાત શિખાઓ હતી, કેટલાએક દાઢીમૂછો વિનાના પણ હતા, કેટલાએક મુકુટો જ પહેરી રાખનારા હતા, કેટલાએક બોડા મસ્તકવાળા પણ હતા અને કેટલાએક જટાધારી હતા.[૯૫] તેઓમાંથી કેટલા-એકે વિચિત્ર માળાઓ પહેરી હતી અને કેટલા-એકનાં મુખો પણ રૂવાડાંવાળાં હતાં. તેઓ બધા કેવળ યુદ્ધ કરવામાં જ રસિક હતા અને મોટા મોટા દેવોથી પણ અજિત હતા.[૯૬] વળી કેટલા-એક શ્યામ વર્ણના હતા, કેટલાએકનાં મુખો માંસ વિનાનાં હતાં, કેટલાએકની પીઠો લાંબી હતી, કેટલાએકનાં ઉદરો કૃશ હતાં, કેટલા-એકની પીઠો ટૂંકી હતી, કેટલાએકની પીઠો સ્થૂલ હતી અને કેટલાએકનાં ઉદરો તથા લિંગો અત્યંત લાંબાં હતાં.[૯૭] વળી કેટલાએકની ભુજાઓ મોટી હતી, કેટલાએકની ભુજાઓ ટૂંકી હતી, કેટલા-એકનાં સર્વ ગાત્રો જ ટૂંકાં હતાં, કેટલાએક ઠીંગણા હતા, કેટલાએક કૂબડા હતા, કેટલાએકની

જાંઘો ટૂંકી હતી, કેટલાએકના કાન તથા ડોક હાથીના જેવાં હતાં.[૯૮] કેટલાએકની નાસિકા હાથીના જેવી હતી, કેટલાએકની નાસિકા કાચબા જેવી હતી, કેટલાએકની નાસિકા વરુના જેવી હતી, કેટલાએકના ઉચ્છ્વાસો લાંબા લાંબા હતા, કેટલાએકની જંઘાઓ પણ લાંબી હતી અને કેટલાએક વિકરાળ તથા નીચાં મુખવાળા હતા.[૯૯] હે રાજન્! તે પાર્ષદોમાં કેટલાએકની દાઢો મોટી હતી, કેટલાએકની દાઢો નાની હતી, કેટલાએક ચાર દાઢોવાળા પણ હતા અને બીજા કેટલાએક હજારો પાર્ષદો મોટા હાથીની પેઠે ભયંકર હતા. હે ભારત! તેમનાં શરીરો સારી રીતે વિભક્ત હતાં. તેઓ પોતે પણ કાંતિમાન હતા અને સારી રીતે અલંકૃત હતા. કેટલાએક પિંગળી આંખોવાળા હતા, કેટલાએક શંકુના જેવા કાનવાળા હતા અને કેટલાએક લાલ નાસિકાવાળા પણ હતા.[૧૦૦,૧૦૧] વળી કેટલાએક પહોળી દાઢોવાળા, કેટલાએક લાંબી દાઢોવાળા, કેટલાએક સ્થૂલ હોઠવાળા, કેટલાએક પિંગળા કેશવાળા, કેટલાએક અનેક પગ, હોઠ અને દાઢોવાળા તથા કેટલાએક અનેક હાથ અને ડોકાંવાળા હતા.[૧૦૨] હે ભારત! તે મહાસમર્થ પાર્ષદો જાતજાતનાં ચામડાંથી ઢંકાયેલા હતા, અનેક દેશોની અનેક ભાષાઓ બોલવામાં કુશળ હતા અને તેથી જ અન્યોન્ય વાર્તાલાપ કરવામાં શક્તિમાન હતા.[૧૦૩] હે ભારત! એ મહાન પાર્ષદો હર્ષપૂર્વક કાર્તિકેયની પાસે આવી પહોંચ્યા હતા. તેઓમાં કેટલાએક લાંબી ડોકાંવાળા, લાંબા નખોવાળા, લાંબા પગવાળા, લાંબાં મસ્તકોવાળા, લાંબી ભુજાઓવાળા, પિંગળી આંખોવાળા, કાળા કંઠવાળા, લાંબા કાનવાળા વૃકોદર સરખા હતા અને કેટલાએક કાજળ સરખા શ્યામ હતા.[૧૦૪,૧૦૫] વળી હે ભારત! હે રાજન્! તેઓમાંથી કેટલાએકનાં નેત્રો શ્વેત હતાં, કેટલાએકની ગ્રીવાઓ લાલ હતી, કેટલાએકનાં નેત્રો પિંગળાં હતાં, કેટલાએક તો આખે શરીરે કાબરચીતરા હતા અને કેટલાએક વિચિત્ર વર્ણના પણ હતા. આ પાર્ષદોની ચામરોના મુકુટ સરખી તથા શ્વેત, લાલ આદિ અનેક વર્ણોની હારબંધ ઊભી રહેલી ટુકડીઓ મયૂરોની પેઠે રંગબેરંગી પ્રભાવાળી ભાસતી હતી.[૧૦૬,૧૦૭] હે રાજા! તે સર્વ પાર્ષદોએ અનેક પ્રકારનાં જે જે આયુધો ધારણ કર્યાં હતાં તેમનાં નામો હવે હું તમને કહું છું, સાંભળો.[૧૦૮] કેટલાએક પાર્ષદો ગધેડાના સરખાં મુખો પહોળાં કરીને હાથમાં પાશ ધારણ કરી રહ્યા હતા અને કેટલાએક પૃષ્ઠભાગમાં નેત્રોવાળા તથા શ્યામ કંઠવાળા પાર્ષદો હાથમાં પરિઘો ધારણ કરી રહ્યા હતા.[૧૦૯] હે ભારત! કેટલાએકના હાથમાં શતઘ્નીઓ તથા ચક્રો હતાં, કેટલાકના હાથમાં મુસલો હતાં, કેટલાએકના હાથમાં તલવારો અને મુદ્ગરો હતાં અને કેટલાએકના હાથમાં દંડો હતા.[૧૧૦] કેટલાએકના હાથમાં ગદાઓ અને ભુશંડીઓ હતી અને કેટલાએકના હાથમાં તોમરો હતાં. આ રીતે અનેક પ્રકારનાં ઘોર આયુધો ધારણ કરીને સજ્જ થયેલા મહાવેગવાળા તથા મહાબળવાન તે રણપ્રિય પાર્ષદો કુમારનો અભિષેક જોઈને ખુશખુશાલ થઈ ગયા હતા.[૧૧૧,૧૧૨] ત્યાં તે મહાપ્રતાપી પાર્ષદો શરીરે ઘંટડીઓ બાંધીને તે સમયે નાચવાકૂદવા મંડી પડ્યા. હે રાજા! આ અને તે ઉપરાંત સ્વર્ગમાં, અંતરિક્ષમાં તથા પૃથ્વી પર વસનારા બીજા અનેક વાયુ સમાન શૂરવીર પાર્ષદો, યશસ્વી મહાત્મા કાર્તિકસ્વામીની પાસે હાજર થયા અને દેવોની આજ્ઞા પ્રમાણે તેમના અનુચર થયા. આ પ્રમાણે જ્યારે મહાત્મા કુમારનો અભિષેક થયો, ત્યારે તેવા હજારો, લાખો અને અબજો પાર્ષદો તેમના પરિવારરૂપ થઈને ત્યાં હાજર થયા હતા.[૧૧૩-૧૧૫]

## · अध्याय ४६ मो
## બળદેવની તીર્થયાત્રા–તારકાસુરવધ

॥ वैशंपायन उवाच ॥

**शृणु मातृगणान् राजन् कुमारानुचरानिमान् ।**
**कीर्त्यमानान् मया वीर सपत्नगणसूदनान् ॥।१॥**

વૈશંપાયન બોલ્યા: હે વીર જનમેજયરાજ! તે સમયે શત્રુગણોનો સંહાર કરનારી કેટલીએક યશસ્વિની માતાઓ પણ કાર્તિકસ્વામીની અનુચર બની હતી. તે કલ્યાણીઓ ત્રણે લોકમાં વિભાગવાર વ્યાપ્ત થઈને રહેનારી છે. હે ભારત! હું તેમનાં પણ નામ તમને કહું છું સાંભળો.[૧,૨] પ્રભાવતી, વિશાલાક્ષી, પાલિતા, ગોસ્તની, શ્રીમતી, બહુલા, બહુપુત્રિકા, અપ્સુજાતા, ગોપાલી, બૃહદંબાલિકા, જયાવતી, માતલિકા, ધ્રુવરત્ના, અભયંકરી, વસુદામા, દામા, વિશોકા, નંદિની, એકચૂડા, મહાચૂડા, ચક્રનેમિ, ઉત્તેજની, જયત્સેના, કમલાક્ષી, શોભના, શત્રુંજયા, ક્રોધના, શલભી, ખરી, માધવી, શુભવક્ત્રા, તીર્થસેની, ગીતપ્રિયા, કલ્યાણી, રુદ્રરોમા, અમિતાશના, મેઘસ્વના, ભોગવતી, સુભ્રૂ, કનકાવતી, અલાતાક્ષી, વીર્યવતી, વિદ્યુજ્જિહ્વા, પદ્માવતી, સુનક્ષત્રા, કંદરા, બહુયોજના, સંતાનિકા, કમલા, મહાબલા, સુદામા, બહુદામા, સુપ્રભા, યશસ્વિની, નૃત્યપ્રિયા, શતોલૂખલમેખલા, શતઘંટા, શતાનંદા, ભગનંદા, ભાવિની, વપુષ્મતી, ચંદ્રશીતા, ભદ્રકાલી, ઋક્ષા, અંબિકા, નિષ્કુટિકા, વામા, ચત્વરવાસિની, સુમંગલા, સ્વસ્તિમતી, બુદ્ધિકામા, જયપ્રિયા, ધનદા, સુપ્રસાદા, ભવદા, જલેશ્વરી, એડી, ભેડી, સમેડી, વેતાલજનની, કંડૂતિ, કાલિકા, દેવમિત્રા, વસુશ્રી, કોટરા, ચિત્રસેના, અચલા, કુક્કુટિકા, શંખલિકા, શકુનિકા, કુંડારિકા, કૌકુલિકા, કુંભિકા, શતોદરી, ઉત્ક્રાથિની, જલેલા, મહાવેગા, કંકણા, મનોજવા, કંટકિની, પ્રઘસા, પૂતના, કેશયંત્રી, ત્રુટિ, વામા, ક્રોશના, તડિત્પ્રભા, મંદોદરી, મુંડી, કોટરા, મેઘવાહિની, સુભગા, લંબિની, લંબા, તામ્રચૂડા, વિકાશિની, ઊર્ધ્વવેણીધરા, પિંગાક્ષી, લોહમેખલા, પૃથુવસ્ત્રા, મધુલિકા, મધુકુંભા, પક્ષાલિકા, મત્કુલિકા, જરાયુ, જર્જરાનના, ખ્યાતા, દહદહા, ધમધમા, ખંડખંડા, પૂષણા, મણિકુટ્ટિકા, અમોઘા, લંબપયોધરા, વેણુવીણાધરા, પિંગાક્ષી, લોહમેખલા, શશોલૂકમુખી, કૃષ્ણા, ખરજંઘા, મહાજવા, શિશુમારમુખી, શ્વેતા, લોહિતાક્ષી, વિભીષણા, જટાલિકા, કામચરી, દીર્ઘજિહ્વા, બલોત્કટા, કાલેહિકા, વામનિકા, મુકુટા, લોહિતાક્ષી, મહાકાયા, હરિપિંડા, એકત્વચા, સુકુસુમા, કૃષ્ણકર્ણી, ક્ષુરકર્ણી, ચતુષ્કર્ણી, કર્ણપ્રાવરણા, ચતુષ્પથનિકેતા, ગોકર્ણી, મહિષાનના, ખરકર્ણી, મહાકર્ણી, ભેરીસ્વનમહાસ્વના, શંખકુંભશ્રવા, ભગદા, મહાબલા, ગણા, સુગણા, અભીતી, કામદા, ચતુષ્પથરતા, ભૂતિતીર્થા, અન્યગોચરી, પશુદા, વિત્તદા, સુખદા, મહાયશા, પયોદા, ગોમહિષદા, સુવિશાલા, પ્રતિષ્ઠા, સુપ્રતિષ્ઠા, રોચમાના, સુરોચના, નૌકર્ણી, મુખકર્ણી, વિશિરા, મંથિની, એકચંદ્રા, મેઘકર્ણા, મેઘમાલા તથા વિરોચના–આ અને બીજી હજારો જુદાં જુદાં સ્વરૂપોવાળી માતાઓ કાર્તિકેયની અનુયાયિની બની હતી. હે ભરતોત્તમ! તેઓમાં કોઈ લાંબા નખવાળી, કોઈ લાંબા દાંતોવાળી અને કોઈ લાંબા મુખવાળી હતી.[૩-૩૧] હે ભારત! એ સર્વ માતૃકાઓ બળવાન હતી, સુંદર હતી, તરુણ હતી, સારી રીતે અલંકૃત હતી, માહાત્મ્યવાળી હતી અને ઇચ્છાનુસાર સ્વરૂપ ધારણ કરનારી હતી.[૩૨] હે ભરતશ્રેષ્ઠ! તેમાંથી કોઈનાં ગાત્રો માંસ વિનાનાં હતાં, કોઈ શ્વેતવર્ણની હતી, કોઈ સુવર્ણના જેવી પ્રદીપ્ત હતી, કોઈ કાળા મેઘ સરખી હતી, તો કોઈ ભૂખરા રંગની હતી.[૩૩] કોઈ લાલ કાંતિવાળી, કોઈ મહાપ્રચંડ શરીરવાળી, કોઈ

લાંબા કેશવાળી, કોઈ શ્વેત વસ્ત્રોને ધારણ કરનારી, કોઈ ઊંચો અંબોડો બાંધનારી, કોઈ પિંગળાં નેત્રોવાળી અને કોઈ લાંબી કટિમેખલાવાળી હતી.[૩૪] કોઈ લાંબા ઉદરવાળી હતી, કોઈ લાંબા કાનવાળી હતી, કોઈ લાંબા સ્તનવાળી હતી, કોઈ લાલચોળ નેત્રોવાળી હતી, કોઈ આખે શરીરે લાલ રંગની હતી અને કોઈ લીલાં નેત્રોવાળી હતી.[૩૫] હે શત્રુદમન ભરતશ્રેષ્ઠ! યમ, રુદ્ર, ચંદ્ર, કુબેર, વરુણ, મહેંદ્ર, અગ્નિ, વાયુ, કુમાર, બ્રહ્મા, વિષ્ણુ, સૂર્ય વરાહ, આદિ દેવો જેમના અધિષ્ઠાતા હતા એવી તે સર્વ માતૃકાઓ યથેષ્ટ વર આપનારી, યથેષ્ટ વિચરનારી, નિત્ય હર્ષમાં રહેનારી, મહાબળવાન, રૂપમાં અપ્સરાઓ તુલ્ય, મનોહર અને મનોરમ હતી.[૩૬–૩૮] એટલું જ નહિ, તેમનો કંઠ કોયલના જેવો મધુર હતો, તેઓ ઋદ્ધિમાં કુબેરના જેવી હતી, યુદ્ધમાં ઇંદ્ર સમાન વીર્યવાળી હતી અને તેજમાં અગ્નિ સમાન હતી.[૩૯] વળી તેઓ લડાઈમાં શત્રુઓને નિત્ય ભય આપનારી હતી, યથેષ્ટ રૂપને ધારણ કરનારી હતી અને વેગમાં વાયુ સમાન હતી.[૪૦] તેમનું બળ, વીર્ય તથા પરાક્રમ અચિંત્ય હતું. તે વૃક્ષો અને ચૌટાંઓમાં વસનારી હતી અને કેટલીએક ચૌટાંઓનો જ આશ્રય કરનારી હતી.[૪૧] કેટલીએક ગુફા અને સ્મશાનોમાં રહેનારી હતી અને કેટલીએક પર્વતોનાં ઝરણવાળા પ્રદેશોમાં નિવાસ કરનારી હતી. તેઓ અનેક જાતના અલંકારોને ધારણ કરનારી હતી અને જાતજાતની પુષ્પમાળાઓ તથા વસ્ત્રોને પહેરનારી હતી.[૪૨] તેઓ ભાતભાતના વિચિત્ર વેષોવાળી હતી તથા અનેક ભાષાઓને બોલનારી હતી. શત્રુઓને ભય ઉપજાવનારી આ અને બીજી અનેક માતૃકાઓ ઇંદ્રની સંમતિ પ્રમાણે મહાત્મા કાર્તિકેયની અનુયાયિની બની હતી. પછી હે રાજસિંહ! ભગવાન ઇંદ્રે કાર્તિકેયને અસુરોનો વિનાશ કરવા માટે શક્તિ નામનું એક અસ્ત્ર આપ્યું, અરુણ અને સૂર્ય સમાન તેજસ્વી તથા મોટા શબ્દવાળી મોટી ઘંટા આપી અને પતાકા અર્પણ કરી. હે ભરતશ્રેષ્ઠ! મહાદેવે કાર્તિકસ્વામીને સર્વ ભૂતોની એક મહાન સેના આપી.[૪૩–૪૬] એ સેનાનું નામ ધનંજયા હતું. તે સેના અનેક જાતનાં શસ્ત્રો સજીને સજ્જ થઈ હતી, તેથી તે મહાઉગ્ર હતી. તે તપ, વીર્ય અને બળથી સંપન્ન હતી, શત્રુઓથી અજિત હતી અને પોતાના ગણોથી યુક્ત હતી. તે સેના રુદ્ર તુલ્ય બળવાળા ત્રીસ હજાર યોદ્ધાઓથી ભરપૂર હતી અને રણમાંથી પાછા હઠવાનું તો એ સેના કદી જાણતી જ ન હતી.[૪૭,૪૮] વિષ્ણુએ કાર્તિકેયને બળમાં વૃદ્ધિ કરનારી વૈજયંતી નામની માળા અર્પણ કરી અને પાર્વતીએ તેમને સૂર્ય સમાન કાંતિવાળાં બે ઉજ્જવળ વસ્ત્રો અર્પણ કર્યાં.[૪૯] ગંગાએ કુમારને અમૃતને ઉત્પન્ન કરનારું ઉત્તમ દિવ્ય કમંડળુ અર્પણ કર્યું અને બૃહસ્પતિએ કુમારને પ્રીતિપૂર્વક એક દંડ અર્પણ કર્યો.[૫૦] ગરુડે રંગબેરંગી પીછાંવાળો પોતાનો પ્રિય પુત્ર એક મયૂર કુમારને આપ્યો અને અરુણે લાલ કલગીવાળો એક કૂકડો કુમારને આપ્યો.[૫૧] રાજા વરુણે બલ અને વીર્યસંપન્ન એક નાગ કુમારને ભેટ કર્યો અને લોકોના પિતામહ પ્રભુ બ્રહ્માએ બ્રહ્મનિષ્ઠ કાર્તિકેયને કાળું મૃગચર્મ તથા યુદ્ધોમાં વિજય આપનારો આશીર્વાદ આપ્યો. આ રીતે દેવગણોનું સેનાપતિપદ પામીને કાર્તિકસ્વામી બળતી જ્વાળાઓવાળા બીજા અગ્નિની પેઠે શોભવા લાગ્યા. પછી દેવોને હર્ષ પમાડતા તે કાર્તિકસ્વામી સર્વ પાર્ષદો તથા માતૃકાઓને સાથે લઈને દૈત્યોનો વિનાશ કરવા માટે ત્યાંથી ચાલી નીકળ્યા. તે સમયે નૈઋંત નામના દેવોથી ભરેલી, ઘંટડીઓ બાંધેલી ઊંચી ધ્વજાઓવાળી,

ભેરી, શંખ તથા મુરજોના ધ્વનિવાળી, શસ્ત્રોથી સજ્જ થયેલી અને ફરકતી પતાકાવાળી તેમની તે સેના ઉદય પામેલા નક્ષત્રગણોથી શરદઋતુનું આકાશ જેવું શોભે તેવી જ શોભી રહી હતી. તે જ સમયે નિર્ભય થયેલા સર્વ દેવગણો તથા અનેક પ્રકારના ભૂતગણો ભેરીઓ, શંખો, પટહો, ઝાલરો, કકચો, શિખંડીઓ, આડંબરો, ગોમુખો તથા મોટા મોટા અવાજ કરનારાં ડિંડિમો વગાડવા લાગ્યા.[૫૨-૫૮] ત્યાં ઇંદ્ર સહિત સર્વ દેવો કુમારની સ્તુતિ કરવા લાગ્યા. ગંધર્વો ગાવા લાગ્યા તથા અપ્સરાઓ નાચવા લાગી.[૫૯] પછી કાર્તિકસ્વામીએ પ્રસન્ન થઈને દેવોને વર આપ્યો કે, 'જેઓ તમારો નાશ કરવાની ઇચ્છા રાખે છે તે સર્વ શત્રુઓનો હું રણમાં નાશ કરીશ.'[૬૦] તે દેવશ્રેષ્ઠ કાર્તિકસ્વામીની પાસેથી આ વર મેળવીને મહાત્મા દેવો પ્રસન્ન થયા અને પોતાના શત્રુઓને મૂએલા જ માનવા લાગ્યા.[૬૧] જ્યારે મહાત્મા કાર્તિકેયે એ વર આપ્યો, ત્યારે સર્વ ભૂતગણોએ મહાન હર્ષનાદ કરી મૂક્યો અને તેથી ત્રણે લોકો ગાજી રહ્યા.[૬૨] આમ કાર્તિકસ્વામી દૈત્યોનો યુદ્ધમાં વધ કરવા માટે તથા દેવોની રક્ષા કરવા માટે મોટી સેનાને સાથે લઈને નીકળ્યા.[૬૩] ત્યારે હે રાજન્! વ્યવસાય, જય, ધર્મ, સિદ્ધિ, લક્ષ્મી, ધૃતિ અને સ્મૃતિ તેમનાં સૈન્યોના અગ્ર ભાગમાં ચાલતાં હતાં.[૬૪] આ રીતે દેવ કાર્તિકેયે ત્રિશૂળ, મુદ્ગર, બળતાં ઊંબાડિયાં, ગદા, મુસલ, નારાચ, શક્તિ અને તોમર આદિ શસ્ત્રોને હાથમાં ધારણ કરનારી, તરેહતરેહનાં આભરણો તથા કવચોવાળી અને ગર્વિષ્ઠ સિંહની પેઠે ગર્જના કરનારી તે સેના સાથે મોટો સિંહનાદ કરીને પ્રયાણ કર્યું.[૬૫,૬૬] તે વખતે સર્વ દૈત્યો, રાક્ષસો તથા દાનવો તેમને જોઈને ભયથી ઉદ્વેગ પામ્યા અને ચોબાજુ સર્વ દિશાઓમાં પલાયન કરી ગયા.[૬૭]

એટલે સર્વ દેવોએ જાતજાતનાં શસ્ત્રો હાથમાં લઈને તેમની સામે ધસારો કર્યો. તેજસ્વી તથા બળસંપન્ન કાર્તિકસ્વામી પણ તે રાક્ષસોને જોતાં જ ક્રોધાયમાન થઈ ગયા. તે ભગવાને પણ વારંવાર તેમના પર શક્તિ નામનું અસ્ત્ર ફેંકવા માંડ્યું અને હવિષથી પ્રદીપ્ત થયેલા અગ્નિની પેઠે પોતાનું તેજ પ્રગટ કરવા માંડ્યું. આમ હે મહારાજ! મહાતેજસ્વી કાર્તિકસ્વામીએ ઉપરાઉપરી શક્તિ નામના અસ્ત્રનો પ્રયોગ કરવા માંડ્યો, તેથી પૃથ્વી પર જ્વાળાઓવાળા અંગારાઓ ખરવા લાગ્યા.[૬૮-૭૦] હે રાજા! પ્રલયકાળે જેમ મહાઘોર અને ભયંકર શબ્દો થાય છે, તેમ સમગ્ર પૃથ્વીને ગજાવનારા મહાઘોર નિર્ઘાતો* (પ્રચંડ કડાકાઓ) થવા લાગ્યા.[૭૧] હે ભરતશ્રેષ્ઠ રાજા! એ યુદ્ધસમયે કાર્તિકસ્વામી મહાઘોર એવી એક જ શક્તિને જ્યારે ફેંકતા હતા, ત્યારે તેમાંથી બીજી કરોડો શક્તિઓ નીકળી પડતી હતી.[૭૨] પછી દેવો પર પ્રસન્ન થયેલા સમર્થ ભગવાન કાર્તિકસ્વામીએ મહાબળવાન અને મહાપરાક્રમી એવા મહાદૈત્ય તારકાસુરને યુદ્ધમાં મારી નાખ્યો. હે રાજા! તે મહાદૈત્ય બળવાન અને વીર એવા એક લાખ દૈત્યોથી આસપાસ વીંટાયેલો હતો. વળી એ કાર્તિકસ્વામીએ ત્યાં આઠ પદ્મ દૈત્યોથી વીંટાયેલા મહિષ દૈત્યોનો પણ યુદ્ધમાં વધ કર્યો. હે ભરતશ્રેષ્ઠ! ત્યાં સમર્થ કાર્તિકસ્વામીએ એક કરોડ દૈત્યોથી વીંટાયેલા ત્રિપાદને તથા દશ ખર્વ દૈત્યોથી વીંટાયેલા હૃદોદર દૈત્યને પણ મારી નાખ્યા.[૭૩-૭૫] આ રીતે કુમારે વિવિધ પ્રકારનાં આયુધોને ધારણ કરનારા અનુચરોવાળા રાક્ષસો-

* वायुना निहतो वायुर्गगनाच्च पतत्यध ।
प्रचण्डघोरनिर्घोषो निर्घात इति कथ्यते ॥

એક વાયુનો બીજા વાયુ સાથે આઘાત થતા આકાશમાં પ્રચંડ અને ઘોર એવો જે કડાકો થાય છે તેને નિર્ઘાત કહેવામાં આવે છે.

નો વધ કર્યો. તે સમયે હે રાજન્! શત્રુઓને મરણ પામતા જોઈને કુમારના અનુચરો મહાન હર્ષનાદો કરવા લાગ્યા, દશે દિશાઓને ગજાવી મૂકવા લાગ્યા અને હર્ષસંપન્ન થઈ નાચવા લાગ્યા, કૂદવા લાગ્યા તથા હસવા લાગ્યા. હે રાજેંદ્ર! વળી તે સમયે શક્તિ નામના અસ્ત્રની ચોતરફ પ્રસરી રહેલી જ્વાળાઓથી સર્વ જગત ત્રાસ પામી ગયું હતું.[૭૬-૭૮] તે વેળા કાર્તિકસ્વામીની ગર્જનાઓએ હજારો દૈત્યોને બાળી ભસ્મ કરી નાખ્યા હતા. તેમાંથી કેટલાએક તો તેમની પતાકાના ફરફરાટથી જ બેભાન થઈ મરણ પામ્યા હતા.[૭૯] ત્યાં કેટલાએક દૈત્યો તેમની ઘંટાના શબ્દથી જ ત્રાસ પામી જઈને પૃથ્વી પર પછડાઈ પડ્યા હતા અને કેટલાએક શસ્ત્રોના મારથી છિન્નભિન્ન તથા ગતપ્રાણ થઈને પૃથ્વી પર પડી ગયા હતા.[૮૦] આ રીતે મહાબળવાન વીર કાર્તિકસ્વામીએ અનેક આતતાયી રાક્ષસોનો યુદ્ધમાં નાશ કરી નાખ્યો હતો.[૮૧] તે જોઈ બલિરાજાનો મહાબળવાન પુત્ર બાણાસુર ક્રૌંચપર્વતનો આશ્રય લઈને દેવગણોને પીડવા લાગ્યો.[૮૨] એટલે ઉદાર બુદ્ધિના કાર્તિકસ્વામીએ તેના પર પણ ચઢાઈ કરી; પરંતુ તેણે તો કાર્તિકેયના ભયથી પ્રથમથી જ ક્રૌંચપર્વતનું શરણ લીધું હતું.[૮૩] એટલે ભગવાન કાર્તિકસ્વામી અત્યંત કોપાયમાન થઈ ગયા અને તેમણે અગ્નિએ આપેલી શક્તિનો પ્રહાર કરી ક્રૌંચપક્ષીઓના શબ્દોથી ગાજી રહેલા તે ક્રૌંચપર્વતને તોડી નાખ્યો.[૮૪] તે વખતે જેમાં વાનરો અને હાથીઓ ત્રાસ પામી ગયા હતા, જેમાં ગભરાટમાં પડી ગયેલાં સર્વ પક્ષીઓ ઊડાઊડ કરી રહ્યાં હતાં, જેમાં સર્પો આજુબાજુથી નીકળી પડ્યા હતા, જેમાં આસપાસ દોડાદોડ કરી રહેલાં ગોલાંગૂલો તથા રીંછોની ગર્જનાઓ થઈ રહી હતી, જેના પ્રદેશો હરિણોની બૂમોથી ગાજી રહ્યા હતા, જેમાં એકાએક નાસભાગ કરી રહેલા સિંહો તથા શરભો ઊભરાઈ રહ્યા હતા અને જેનો દેખાવ સાગવૃક્ષોની વિશાળ ડાળીઓથી વિચિત્ર હતો, એવો તે ક્રૌંચપર્વત શોચનીય દશાને પામ્યા છતાં પણ જાણે શોભી રહ્યો હોય તેવો જ જણાતો હતો. કુમારની શક્તિના પ્રચંડ પતનશબ્દથી ગભરાટમાં પડી ગયેલા કિન્નરો અને તે પર્વતના શિખર પર વસનારા વિદ્યાધરો ઉદ્વેગ પામીને ત્યાંથી પલાયન કરી ગયા.[૮૫-૮૮] પછી તે પ્રદીપ્ત મહાપર્વતમાંથી વિચિત્ર અલંકારો તથા માળાઓને ધારણ કરનારા સેંકડો અને હજારો દૈત્યો નીકળી પડ્યા; પરંતુ કુમારના અનુચરોએ તે સર્વ દૈત્યોને યુદ્ધમાં મારી નાખ્યા. વળી ઇંદ્રે જેમ વૃત્રાસુરને માર્યો હતો, તેમ ક્રોધાયમાન થયેલા કાર્તિકસ્વામીએ દૈત્યેંદ્રના પુત્ર બાણસુરને તેના નાના ભાઈની સાથે તુરત જ મારી નાખ્યો અને શક્તિના પ્રહારથી ક્રૌંચપર્વતના કટકે કટકા કરી નાખ્યા. તે સમયે શત્રુવીરોનો સંહાર કરનારા અને મહાબળવાન એવા એ અગ્નિપુત્ર કાર્તિકસ્વામીએ પોતાનાં અનેક સ્વરૂપો પ્રકટ કર્યાં હતાં. તેમણે યુદ્ધમાં શત્રુઓ પર અનેકવાર શક્તિ ફેંકી હતી, છતાં તે શક્તિ પુનઃ તેમના હાથમાં જ આવી જતી હતી.[૮૯-૯૨] આવા પ્રભાવશાળી ભગવાન કાર્તિકસ્વામીએ પોતાના શૌર્ય, બેગણા યોગબળ, તેજ, યશ અને લક્ષ્મીના પ્રતાપથી ક્રૌંચપર્વતને તોડી પાડ્યો હતો તથા સેંકડો દૈત્યોનો સંહાર કરી નાખ્યો હતો. પછી હે રાજન્! ઘણા દેવશત્રુઓનો નાશ કરીને દેવોથી સેવાતા તે ભગવાન પરમ હર્ષ પામ્યા. ત્યાં હે ભારત! દુંદુભિઓ વાગી રહ્યાં હતાં, શંખધ્વનિઓ થઈ રહ્યા હતા, સેંકડો અને હજારો દેવાંગનાઓ યોગીઓના ઈશ્વર દેવ કાર્તિકેયના પર મહા ઉત્તમ પુષ્પોની

વૃષ્ટિઓ કરી રહી હતી, પવિત્ર વાયુ દિવ્ય સુગંધ ગ્રહણ કરીને વાઈ રહ્યો હતો અને ગંધર્વો તથા યાજ્ઞિક મહર્ષિઓ એ ભગવાનની સ્તુતિ કરી રહ્યા હતા.[૯૩-૯૭] હે રાજા! મહાબળવાન યોગેશ્વર દેવ કાર્તિકસ્વામીએ પ્રથમ એક, બે અને ચાર સ્વરૂપો ધારણ કર્યાં હતાં. તેથી કેટલાએક તે પ્રભુને પિતામહના પુત્ર કહે છે, કેટલાએક તેમને સર્વ સનત્કુમારોમાં મોટા બ્રહ્મપુત્ર કહે છે, કેટલાએક શંકરના પુત્ર કહે છે, કેટલાએક અગ્નિના પુત્ર કહે છે, કેટલાએક ગંગાના પુત્ર કહે છે, કેટલાએક પાર્વતીના પુત્ર કહે છે અને કેટલાએક સેંકડો ને હજારો મનુષ્યો તેમને કૃતિકાઓના પુત્ર કહે છે.[૯૮-૧૦૦] હે રાજન્! મેં તમને કાર્તિકેયના અભિષેકની આ કથા કહી, હવે તમે સરસ્વતીના મહાતીર્થની પવિત્રતા સાંભળો.[૧૦૧] હે મહારાજ! કુમારે દેવોના શત્રુઓનો સંહાર કરી નાખ્યો તે પછી એ મહાતીર્થ બીજા સ્વર્ગ સરખું જ થઈ ગયું હતું.[૧૦૨] તે તીર્થમાં રહીને અગ્નિપુત્ર કાર્તિકસ્વામીએ સર્વ દેવોને જુદાં જુદાં ઐશ્વર્યો આપ્યાં હતાં અને મુખ્ય નૈઋત નામના દેવોને સમગ્ર ત્રૈલોક્ય આપી દીધું હતું.[૧૦૩] હે મહારાજ! આ રીતે દૈત્યકુળોનો નાશ કરનારા ભગવાન કુમારનો તે તીર્થમાં દેવોએ દેવના સેનાપતિ તરીકે અભિષેક કર્યો હતો.[૧૦૪] હે ભરત શ્રેષ્ઠ રાજા! પૂર્વે દેવગણોએ તે જ તૈજસ નામના તીર્થમાં જલસ્વામી વરુણનો અભિષેક કર્યો હતો. હળધર બળદેવે આ તીર્થમાં પણ સ્નાન કર્યું હતું તથા કાર્તિકસ્વામીનું પૂજન કરી બ્રાહ્મણોને સુવર્ણનું, વસ્ત્રોનું તથા અલંકારોનું દાન કર્યું હતું.[૧૦૫,૧૦૬] ત્યાં એક રાત્રિ રહીને શત્રુસંહારક મધુવંશી બળદેવે બીજે દિવસે તે મહાતીર્થનું પૂજન કરી તેમાં સ્નાન કર્યું.[૧૦૭] આમ કરીને તે યાદવશ્રેષ્ઠ મનમાં ઘણા જ પ્રસન્ન થયા હતા. હે રાજા! આ પ્રમાણે એ તીર્થમાં એકઠા મળેલા દેવોએ કાર્તિકસ્વામીનો જે પ્રમાણે અભિષેક કર્યો હતો, તે સર્વ કથા તમારા પ્રશ્નાનુસાર મેં તમને કહી.[૧૦૮]

ઇતિ શ્રીમહાભારતમાં શલ્યપર્વાંતર્ગત ગદાયુદ્ધપર્વમાં 'બળદેવની તીર્થયાત્રામાં સારસ્વતોપાખ્યાન વિષે તારકાસુરવધ' નામનો અધ્યાય ૪૬ મો સમાપ્ત

## અધ્યાય ૪૭મો

### બળદેવની તીર્થયાત્રા–અગ્નિતીર્થ અને કૌબેરતીર્થનું માહાત્મ્ય

॥ जनमेजय उवाच ॥

अत्यद्भुतमिदं ब्रह्मन् श्रुतवानस्मि तत्त्वतः ।
अभिषेकं कुमारस्य विस्तरेण यथाविधि ॥ १ ॥

જનમેજય બોલ્યા: હે બ્રહ્મન્! મેં આપની પાસેથી કુમારના અભિષેકની અતિ અદ્ભુત કથા વિસ્તારપૂર્વક અને વિધિપૂર્વક યથાર્થ રીતે સાંભળી.[૧] હે તપોધન! એ સાંભળીને મારાં રૂંવાં ઊભાં થઈ ગયાં છે, મારું મન પ્રસન્ન થયું છે અને મારા આત્માને હું પવિત્ર થયેલો માનું છું.[૨] કુમારનો અભિષેક તથા દૈત્યોનો વધ સાંભળીને મને પરમ પ્રીતિ થઈ છે. પરંતુ પુન એક કુતૂહલ મને થયું છે.[૩] હે મહાબુદ્ધિમાન! એ તીર્થમાં પૂર્વે દેવોએ વરુણનો કેવી રીતે અભિષેક કર્યો હતો? તે મને કહો. હે શ્રેષ્ઠજન! આપ એક કુશળ કથાકાર છો.[૪]

વૈશંપાયન બોલ્યા: હે રાજન્! પૂર્વકલ્પમાં બનેલું આ અદ્ભુત સત્ય વૃત્તાંત હું તમને કહું છું, તે સાંભળો. હે રાજન્! પૂર્વે સત્યયુગના આરંભમાં સર્વ દેવતાઓ વરુણ પાસે આવીને આ પ્રમાણે કહેવા લાગ્યા: 'હે વરુણદેવ! દેવરાજ ઇંદ્ર જેમ સર્વદા ભયમાંથી અમારું રક્ષણ કરે કરે છે, તેમ તમે પણ સર્વ નદીઓના પતિ થાઓ– રક્ષક બનો. હે દેવ! તમારો વાસ સદાકાળ

સમુદ્રમાં જ થશે.[૫-૭] નદીઓનો પતિ આ સમુદ્ર સદા તમારે વશ રહેશે અને ચંદ્રની હાનિ તથા વૃદ્ધિની સાથે તમારી પણ હાનિ તથા વૃદ્ધિ થશે.'[૮] એટલે વરણે દેવોને 'ભલે એમ હો' એવું વચન કહ્યું. પછી સર્વ દેવોએ એકઠા મળીને સાગરના ધામવાળા વરણનો શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે જળના પતિ તરીકે અભિષેક કર્યો. આમ જલચરોના સ્વામી જલેશ્વર વરણદેવનો અભિષેક કરીને તેમ જ તેમની પૂજા કરીને સર્વ દેવો પોતાનાં સ્થાનકો તરફ ચાલ્યા ગયા. આ રીતે દેવોએ અભિષેક કર્યો એટલે ઇંદ્ર જેમ દેવોનું રક્ષણ કરે છે, તેમ મહાયશસ્વી વરણદેવ પણ નદીઓનું, સાગરોનું, નદોનું તથા સરોવરોનું વિધિપૂર્વક રક્ષણ કરવા લાગ્યા. પ્રલંબાસુરનો નાશ કરનારા મહાબુદ્ધિમાન બળદેવ તે તીર્થમાં સ્નાન કરીને તથા બ્રાહ્મણોને અનેક પ્રકારનું દ્રવ્યદાન આપીને અગ્નિતીર્થ નામના તીર્થમાં ગયા હતા.[૯-૧૩] હે નિર્દોષ રાજા! તે તીર્થમાં રહેલા શમીવૃક્ષમાં ભરાઈ જઈને અગ્નિ જગતમાંથી અદશ્ય થયો હતો. આથી સર્વ લોકોનો વિનાશકાળ પ્રકટ થઈ રહ્યો હતો.[૧૪] તે જોઈ સર્વ દેવો સર્વ લોકોના પિતામહ બ્રહ્મદેવની પાસે ગયા અને કહેવા લાગ્યા કે, 'હે પ્રભુ! ભગવાન અગ્નિદેવ જગતમાં અદશ્ય થઈ ગયા છે, તેનું કારણ અમારા જાણવામાં આવતું નથી.[૧૫] હે વિભુ! આ સર્વ ભૂતોનો વિનાશ થઈ રહ્યો છે, તો તમે અગ્નિદેવને મેળવી આપો.'

જનમેજય બોલ્યા: હે વૈશંપાયન! લોકોનું રક્ષણ કરનારા ભગવાન અગ્નિદેવ શા માટે જગતમાંથી અદશ્ય થઈ ગયા હતા?[૧૬] દેવોએ તેમને કેવી રીતે એ તીર્થમાં છુપાઈ રહેલા જાણ્યા હતા? આ તમે મને યથાર્થ રીતે કહો.

વૈશંપાયન બોલ્યા: હે રાજા! પ્રતાપી અગ્નિદેવ ભૃગુઋષિના શાપથી અત્યંત ભયભીત બની ગયા હતા.[૧૭] તેથી જ તે ભગવાન જગતમાંથી અદશ્ય થઈ તે શમીવૃક્ષની અંદર ભરાઈ બેઠા હતા. આમ જ્યારે અગ્નિ અદશ્ય થઈ ગયા ત્યારે અત્યંત દુઃખી થયેલા ઇંદ્ર સહિત સર્વ દેવો તેમની શોધ કરવા માટે નીકળી પડ્યા હતા. શોધતાં શોધતાં તેઓ એ અગ્નિતાર્થમાં આવી પહોંચ્યા અને ત્યાં શમીવૃક્ષમાં વસતા અગ્નિદેવનાં તેમણે વિધિપૂર્વક દર્શન કર્યાં. હે પુરુષવ્યાઘ્ર! ઇંદ્ર સહિત બૃહસ્પતિ આદિ સર્વ દેવતાઓ અગ્નિને ત્યાં મળીને ઘણા જ પ્રસન્ન થયા અને પછી તેઓ પોતપોતાના ધામમાં ગયા. હવે હે મહાભાગ! અગ્નિ તો ભૃગુઋષિના શાપથી સર્વભક્ષી થઈ ગયો. પાછળથી તે બ્રહ્મવાદી ઋષિએ જે પ્રમાણે કહ્યું હતું, તે પ્રમાણે જ અગ્નિને થયું હતું. બુદ્ધિમાન બળદેવ તે આ અગ્નિતીર્થમાં સ્નાન કરી 'બ્રહ્મયોનિ' નામના તીર્થમાં ગયા હતા.[૧૮-૨૨] તે તીર્થમાં સર્વ લોકના પિતામહ ભગવાન બ્રહ્માએ સર્વ દેવોની સાથે સ્નાન કર્યું હતું અને યથાવિધિ દેવોનાં બીજાં અનેક તીર્થો ઉત્પન્ન કર્યાં હતાં. બળદેવે આ તીર્થમાં પણ સ્નાન કરીને બ્રાહ્મણોને અનેક પ્રકારનાં દ્રવ્યોનું દાન કર્યું હતું. પછી તેઓ 'કૌબેર' નામના તીર્થમાં ગયા હતા. હે રાજા! તે કૌબેરતીર્થમાં પ્રભુ કુબેરે મહાન તપ કરીને સર્વ ધનનું અધિપતિપણું મેળવ્યું હતું.[૨૩-૨૫] હે પુરુષશ્રેષ્ઠ રાજા! કુબેર જ્યારે ત્યાં જ વસ્યા હતા, ત્યારે સર્વ જાતનાં ધન તથા નિધિઓ આપોઆપ તેમની પાસે હાજર થયાં હતાં. હળધર બળદેવે આ તીર્થમાં જઈને સ્નાન કર્યું અને બ્રાહ્મણોને ધનનું દાન આપ્યું. વળી તેમણે કૌબેર નામના મહાવનમાં તે સ્થાનકનાં દર્શન કર્યાં.[૨૬,૨૭] એ સ્થાનકમાં પૂર્વે મહાત્મા યક્ષરાજ કુબેરે વિપુલ તપ કર્યું હતું, પુષ્કળ વરો મેળવ્યા હતા, ધનાધિપતિપણું મેળવ્યું હતું,

મહાતેજસ્વી રુદ્રદેવ સાથેની મિત્રતા મેળવી હતી, દેવપણું મેળવ્યું હતું, લોકપાલપણું મેળવ્યું હતું અને નલકૂબર નામનો પુત્ર મેળવ્યો હતો.[૨૮,૨૯] હે મહાબાહુ! અહીં જ ધનાધિપતિ કુબેરનો દેવગણોએ લોકપાલ તરીકે અભિષેક કર્યો હતો.[૩૦] અહીં જ એમને મન સમાન વેગવાળું હંસયુક્ત પુષ્પક વિમાન અને યક્ષોના રાજાપણાનું દિવ્ય ઐશ્વર્ય અપાયું હતું. હે રાજન! તે બળદેવે ત્યાં સ્નાન કર્યું અને બ્રાહ્મણોને પુષ્કળ પદાર્થોનું દાન કર્યું. પછી શ્વેત લેપનને ધારણ કરનારા બળદેવ સત્વર 'બદરપાચન' નામના તીર્થમાં ગયા. હે રાજા! તે તીર્થ સર્વ પ્રાણીઓથી સેવાયેલું હતું, સર્વ ઋતુઓમાં પુષ્પફળોને આપનારાં વનોથી યુક્ત હતું, અને ઘણું જ સુંદર હતું.[૩૧–૩૩]

ઇતિ શ્રીમહાભારતમાં શલ્યપર્વાંતર્ગત ગદાયુદ્ધપર્વમાં 'બળદેવની તીર્થયાત્રામાં સારસ્વતોપાખ્યાન' નામનો અધ્યાય ૪૭ મો સમાપ્ત

## અધ્યાય ૪૮ મો

### બળદેવની તીર્થયાત્રા–બદરપાચન-તીર્થની ઉત્પત્તિ

॥ वैशंपायन उवाच ॥

**ततस्तीर्थवरं रामो ययौ बदरपाचनम् ।**
**तपस्विसिद्धचरितं यत्र कन्या धृतव्रता ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : હે જનમેજય રાજા! તે પછી બળદેવ 'બદરપાચન' નામના તીર્થમાં ગયા હતા. તપસ્વીઓ અને સિદ્ધો એ તીર્થનું નિત્ય સેવન કર્યા કરે છે. હે વિભુ! એ જ તીર્થમાં ભારદ્વાજની પુત્રી શ્રુતાવતી 'દેવરાજ ઇંદ્ર મારો સ્વામી થાય' એવો મનમાં નિશ્ચય કરીને ઉગ્ર તપશ્ચર્યા કરતી હતી. તે ભામિની રૂપમાં પૃથ્વીમાં અજોડ હતી. તે કુમારી હતી, બ્રહ્મચારિણી હતી અને અનેક નિયમોને ધારણ કરી રહી હતી. હે કુરુકુળધુરંધર રાજા! સ્ત્રીઓએ પાળવા અશક્ય એવા અનેક નિયમો પાળીને તપશ્ચર્યા કરતાં કરતાં તેને ઘણાં વર્ષો વીતી ગયાં.[૨–૪] ત્યારે હે પૃથ્વીનાથ! ભગવાન ઇંદ્ર તેનાં સદાચાર, તપ અને પરમ ભક્તિથી પ્રસન્ન થયા.[૫] હવે સ્વર્ગાધિપતિ ઇંદ્ર બ્રહ્મર્ષિ મહાત્મા વસિષ્ઠનું સ્વરૂપ ધારણ કરી તેના આશ્રમમાં આવ્યા.[૬] હે ભારત! મહાતપસ્વી વસિષ્ઠને પોતાના આશ્રમમાં આવેલા જોઈ શ્રુતાવતીએ મુનિઓએ દર્શાવેલા આચારો પ્રમાણે તેમની પૂજા કરી.[૭] પછી નિયમોને જાણનારી, કલ્યાણી અને પ્રિય બોલનારી તે શ્રુતાવતી બોલી: 'હે ભગવન્! હે મહામુનિ! હે પ્રભુ! બોલો, શી આજ્ઞા છે? હે પવિત્ર વ્રતધારી મુનિ મહારાજ! આપ જે કંઈ માગશો તે સર્વ હું મારી શક્તિ પ્રમાણે આપને આપવા આજે તૈયાર છું, માત્ર ઇંદ્ર પર મારી ભક્તિ હોવાથી હું મારો હાથ કોઈ રીતે પણ આપને આપીશ નહિ.[૯] હે તપોધન! મારો નિશ્ચય છે કે વ્રતો કરીને, નિયમો પાળીને તથા તપ તપીને પણ ત્રિભુવનના ઈશ્વર ઇંદ્રને મારે પ્રસન્ન કરવા.' શ્રુતાવતીએ આ પ્રમાણે કહ્યું એટલે ભગવાન ઇંદ્ર મુખ મલકાવીને તેની સામે જોવા લાગ્યા. હે ભારત! તેના નિયમને જાણી લઈ તેનું જાણે સાંત્વન કરતા હોય તેમ તે બોલ્યા : 'હે પવિત્ર વ્રતધારિણી શ્રુતાવતી! તું ઉગ્ર તપશ્ચર્યા કરે છે, એ મેં જાણ્યું છે. હે કલ્યાણી! જેને માટે હૃદયમાં સંકલ્પ કરીને તેં આ વ્રતનિયમનો આરંભ કર્યો છે, તે સર્વ અવશ્ય તને પ્રાપ્ત થશે; કારણ કે હે સુંદરમુખી! તપથી સર્વ કંઈ મળે જ છે. માટે તારું કાર્ય પણ તપથી અવશ્ય સિદ્ધ થશે.[૧૦–૧૩] હે શુભાનના! દેવતાઓનાં દિવ્ય સ્થાનો તપથી જ પ્રાપ્ત કરી શકાય છે અને જગતમાંનું સર્વ મહાન સુખ કેવળ તપોમૂલક જ છે.[૧૪] આવો નિશ્ચય કરીને જ મનુષ્યો શરીરની દરકાર કર્યા વિના ઘોર તપશ્ચર્યા કરે છે અને દેવપણાને પામે છે;

પરંતુ હે કલ્યાણી ! હવે મારું એક વચન તું સાંભળ.[૧૫] હે સુભગા ! હે શુભવ્રતિની ! મારી પાસે આ પાંચ બોર છે તેને તું પકાવ.' આમ કહીને ભગવાન ઇંદ્રે તે કલ્યાણીની રજા લીધી અને તે આશ્રમથી થોડે દૂર ગયા. પછી ત્યાં જઈને તે જપ જપવા લાગ્યા. હે માનદ રાજા ! ઇંદ્રે જે સ્થાને બેસીને તે સમયે જપ કર્યો હતો તે સ્થાન એક ઉત્તમ તીર્થરૂપ મનાય છે અને 'ઇંદ્રતીર્થ' એવા નામથી તે ત્રણે લોકમાં પ્રસિદ્ધ થયું છે. દેવોના અધિપતિ ભગવાન ઇંદ્રે તે કન્યાનું પારખું લેવા માટે પેલાં પાંચ બોરને અગ્નિમાં પાકવા જ દીધાં ન હતાં. હવે હે રાજન્ ! પેલી કન્યા તો તપશ્ચર્યાથી અત્યંત સંતપ્ત થઈ ગઈ હતી અને મૌનવ્રતને ધારણ કરનારી હતી. છતાં થાકને અળગો કરીને તે મુનિ મહારાજની આજ્ઞા પ્રમાણે તત્પર થઈ. આમ હે રાજસિંહ ! તે મહાવ્રતિની પવિત્રતાપૂર્વક તે બોરોને અગ્નિમાં નાખીને પકવવા મંડી.[૧૬-૨૦] હે પુરુષશ્રેષ્ઠ ! આ પ્રમાણે પકવતાં પકવતાં તે કન્યાને ઘણો જ સમય લાગ્યો ત્યારે લગભગ સૂર્યાસ્ત થઈ ગયો અને તેણે એકઠાં કરેલાં પુષ્કળ લાકડાં અગ્નિમાં બળી ગયાં; તોપણ પેલાં પાંચ બોર પાક્યાં જ નહિ. હવે લાકડાં સમાપ્ત થઈ જવાથી અગ્નિને શાંત પડી જતો જોઈને તેણે પોતાનું શરીર બાળવા માંડ્યું.[૨૧,૨૨] હે નિષ્પાપ ! સુંદર દેખાવની તે કન્યાએ પ્રથમ તો પોતાના બન્ને પગને અગ્નિમાં મૂક્યા અને પગનો અગ્રભાગ જેમ જેમ બળતો ગયો તેમ તેમ પાછળનો ભાગ અંદર નાખવા લાગી.[૨૩] આમ પોતાના પગ અગ્નિમાં ભડભડાટ બળી જતા હતા, છતાં દુષ્કર કર્મ કરીને પણ મહર્ષિનું પ્રિય કરવાને ઇચ્છતી તે અનિંદિતાએ તેનો કંઈ વિચાર જ કર્યો નહિ.[૨૪] વળી ત્યારે તેના મનમાં જરાયે ખેદ થયો નહિ, તેમ તેના મુખ પર દુઃખનું ચિહ્ન પણ જણાયું નહિ. તે તો પોતાના શરીરને અગ્નિમાં મૂકીને જાણે જળમાં મૂક્યું હોય તેમ જ ઊલટી હર્ષપૂર્ણ દેખાવા લાગી.[૨૫] હે ભારત ! તે કન્યાના હૃદયમાં 'તારે બોર પકાવવાં' આવું ઋષિનું વચન જ સર્વથા સ્થિર થઈ ગયું હતું.[૨૬] તેથી હે ભારત ! નિરાશ થયા વિના મહર્ષિના વચનને મનમાં સ્થિર કરીને તે સુંદરાંગી કન્યા તો બોરોને પકાવવા જ લાગી; પરંતુ છેવટ સુધી તે બોર પાક્યાં જ નહિ.[૨૭] ભગવાન અગ્નિદેવે પોતે તેના બન્ને પગ બાળીને ભસ્મ કરી નાખ્યા; છતાં તેના મનમાં લેશમાત્ર પણ દુઃખ થયું નહિ.[૨૮] એ કન્યાનું આવું દુષ્કર કર્મ જોઈને ત્રિભુવનનાથ ઇંદ્રદેવ તેના પર પ્રસન્ન થયા અને તેમણે તે કન્યાને પોતાના મૂળ સ્વરૂપનાં દર્શન કરાવ્યાં.[૨૯] પછી દેવશ્રેષ્ઠ ઇંદ્રે અતિ દૃઢ વ્રતવાળી તે કન્યાને કહ્યું : 'હે શુભા ! તારી ભક્તિ, તપશ્ચર્યા અને નિયમો જોઈને હું તારા પર પ્રસન્ન થયો છું.[૩૦] માટે હે શુભા ! તારો જે ઇષ્ટ અભિલાષ છે તે અવશ્ય પૂર્ણ થશે. હે મહાભાગા ! આ મનુષ્યશરીરનો ત્યાગ કર્યા પછી તું સ્વર્ગમાં મારી સાથે વસીશ.[૩૧] હે સુંદર ભ્રમરવાળી કન્યા ! આજથી આ તારો આશ્રમ 'બદરપાચન' નામથી લોકમાં મહાતીર્થ તરીકે સ્થિર રહેશે અને તે સર્વ પાપોનો નાશ કરનારો થશે.[૩૨] હે નિર્દોષ સુંદરી ! ત્રણે લોકમાં વિખ્યાત થયેલા આ મહાતીર્થમાં આવીને મોટા બ્રહ્મર્ષિઓ પણ સ્નાન કરશે. પૂર્વે આ શુભ, પવિત્ર અને મહાભાગ્યવંતા મહાતીર્થમાં જ અરુંધતીને મૂકીને તીક્ષ્ણ વ્રતધારી મહાભાગ સપ્તર્ષિઓ આજીવિકા માટે ફળમૂળો લેવા સારુ હિમાલય તરફ ગયા હતા. આમ તેઓ હિમાલયના વનમાં આજીવિકા માટે વસવા લાગ્યા અને તે જ સમયે બાર વર્ષનો દુષ્કાળ પડ્યો. પછી તો તે તપસ્વીઓ ત્યાં જ આશ્રમ બાંધીને

રહેવા લાગ્યા.[૩૩-૩૬] આ તરફ કલ્યાણી અરુંધતી પણ નિત્ય તપોનિષ્ઠ થઈને અહીં જ રહેવા લાગી. અરુધતીએ તીવ્ર નિયમો ધારણ કરીને તપશ્ચર્યા કરવા માંડી, એટલે વરદાતા, મહાયશસ્વી અને ત્રિનેત્ર એવા ભગવાન મહાદેવ તેના પર પ્રસન્ન થયા અને બ્રાહ્મણનું સ્વરૂપ ધારણ કરી અરુંધતી પાસે આવીને બોલ્યા : 'હે શુભા! મને તારે ત્યાં ભિક્ષા લેવાની ઇચ્છા છે.' તે સાંભળી સુંદર દેખાવનાં અરુંધતીએ તે બ્રાહ્મણને કહ્યું.[૩૭-૩૯] 'હે બ્રહ્મન્! મારે ત્યાં અન્નનો સંચય તો હાલ ક્ષીણ થઈ ગયો છે, માટે આ બોરોનું તમે ભક્ષણ કરો.' તે સાંભળી મહાદેવે કહ્યું 'સુવ્રતા! બહુ સારું, ત્યારે એ બોરો જ મને રાંધી આપ.[૧૪૦] બ્રાહ્મણે આમ કહ્યું એટલે યશસ્વિની અરુંધતીએ બ્રાહ્મણનું પ્રિય કરવાની ઇચ્છાથી અગ્નિ પ્રદીપ્ત કર્યો અને તે બોરો રાંધવા માંડ્યાં.[૪૧] તેટલો સમય તે બ્રાહ્મણ પાસેથી તે દિવ્ય, મનોરમ તથા પવિત્ર કથા સાંભળતી રહી આ રીતે નિરાહાર રહીને, બોર રાંધતાં રાંધતાં તે પવિત્ર કથાઓ સાંભળતી રહી અને તેટલામાં જ બાર વર્ષનો તે ઘોર દુષ્કાળ વીતી ગયો. ત્યારે બાર વર્ષનો તે મહાદારુણ સમય પણ તેને એક દિવસ જેવડો જ લાગ્યો હતો.[૪૨,૪૩] એટલામાં પેલા મહર્ષિઓ પણ ફળો લઈને હિમાલય તરફથી ત્યાં આવી પહોંચ્યા. એટલે પ્રસન્ન થયેલા ભગવાન મહાદેવે અરુંધતીને કહ્યું.[૪૪] 'હે ધર્મજ્ઞા અરુંધતી! હવે તુ પૂર્વની પેઠે આ ઋષિઓ પાસે રહે. હે ધર્મજ્ઞા! હું તારા તપથી અને નિયમોથી પ્રસન્ન થયો છું.' આમ કહીને ભગવાન શંકરે અરુંધતીને પોતાના સ્વરૂપનું દર્શન કરાવ્યું. પછી તેમણે અરુંધતીના ચરિત્રના સંબંધમાં સપ્તર્ષિઓને કહ્યું :[૪૫,૪૬] 'હે બ્રાહ્મણો! તમે હિમાલયના વનમાં રહીને જે તપ સંપાદન કર્યું છે, તે આ અરુંધતીએ અહીં રહીને જે તપ પ્રાપ્ત કર્યું છે તેના તોલનું નથી, એમ હું માનું છું.[૪૭] કારણ કે આ તપસ્વિનીએ નિરાહાર રહીને રાંધતાં રાંધતાં બાર વર્ષો વ્યતીત કર્યાં છે અને મહાકઠિન તપ કર્યું છે.[૧૪૮] પછી ભગવાને ફરી અરુંધતીને કહ્યું : 'હે કલ્યાણી! તારા હૃદયમાં જે ઇષ્ટ હોય તે વર તું માગ' એટલે વિશાળ તથા લાલ રંગનાં નેત્રોવાળી અરુંધતી સપ્તર્ષિઓની સભાના મધ્યમાં મહાદેવને કહેવા લાગ્યાં: 'ભગવન્! મારા પર જો પ્રસન્ન થયા હો તો હું એ જ માગું છું કે, આ અમારો આશ્રમ 'બદરપાચન' એ નામના અદ્ભુત તીર્થ તરીકે પ્રસિદ્ધ થાઓ, તેમ જ સિદ્ધો અને દેવર્ષિઓને અત્યંત પ્રિય થાઓ. વળી હે દેવના દેવેશ! કોઈ મનુષ્ય અહીં ત્રણ રાત્રિ વસીને પવિત્રતાપૂર્વક માત્ર એક જ ઉપવાસ કરે, તોપણ તેને બાર વર્ષ પર્યંત ઉપવાસ કર્યાનું ફળ મળે.' એટલે મહાદેવે તે તપસ્વિની અરુંધતીને 'તથાસ્તુ' કહ્યું.[૪૯-૫૨] પછી સપ્તર્ષિઓની સ્તુતિ પામેલા એ મહાદેવ પોતાના નિવાસધામમાં ચાલ્યા ગયા. પાછળથી સપ્તર્ષિઓ પણ અરુંધતીને શ્રમરહિત, તેજસ્વી તથા ક્ષુધાતૃષાથી રહિત જોઈને વિસ્મય પામ્યા. હે શ્રુતાવતી! આ રીતે વિશુદ્ધ અરુંધતીએ પણ આ તીર્થમાં શુદ્ધ તપશ્ચર્યા કરીને સિદ્ધિ પ્રાપ્ત કરી હતી. હે તીક્ષ્ણ વ્રતધારિણી મહાભાગા! તેં પણ એ અરુંધતીના જેવું જ તપ કર્યું છે, પરંતુ હે ભદ્રા! અરુધતીના કરતાં તેં વિશેષ કરી દેખાડ્યું છે; કારણ કે તેં તો આ વ્રતમાં તારા શરીરને પણ અર્પણ કરી દીધું છે.[૫૩-૫૫] હે કલ્યાણી! તારા નિયમોથી હું અત્યંત પ્રસન્ન થયો છું. હે શ્રેષ્ઠ સુંદરી! હું તને એ અરુંધતીના કરતાં પણ એક વિશેષ વર આપું છું.[૫૬] હે કલ્યાણી! મહાત્મા શંકરે અરુંધતીને જે વર આપ્યો હતો

તેના પ્રભાવથી અને તારા તેજથી હું તને પુનઃ એક વર આપું છું: 'જે કોઈ મનુષ્ય આ તીર્થમાં યથાવિધિ સ્થિરચિત્ત થઈને માત્ર એક જ રાત્રિ વસશે અને સ્થાન કરશે, તે મનુષ્ય-શરીરનો ત્યાગ કર્યા પછી મહાદુર્લભ દિવ્ય લોકોને પામશે.' શ્રુતાવતીને આ પ્રમાણે કહીને પ્રતાપી ભગવાન ઇંદ્રદેવ પવિત્ર સ્વર્ગમાં ગયા. હે રાજન્! તેમના ગયા પછી તે સ્થળે પવિત્ર સુગંધવાળાં દિવ્ય પુષ્પોની વૃષ્ટિ થઈ. ત્યાં હે ભરતશ્રેષ્ઠ! મોટા ધડધડાટ કરતાં દેવદુંદુભિઓ વાગવા લાગ્યાં અને પવિત્ર સુગંધવાળો પુણ્ય-વાયુ વાવા લાગ્યો. પછી હે પૃથ્વીપતિ! તે સુંદર શ્રુતાવતી આયુષ્ય પૂર્ણ થતાં શરીરનો ત્યાગ કરી ઇંદ્રની ભાર્યા થઈ. આમ હે અચ્યુત! ઉગ્ર તપના પ્રભાવથી ઇંદ્રદેવને મેળવીને તે તેની સાથે રમણ કરવા લાગી.

જનમેજય બોલ્યા: હે ભગવન્! તે પવિત્ર કન્યાની માતા કોણ હતી અને તે કયે સ્થળે ઊછરીને મોટી થઈ હતી?[૫૭-૬૩] તે સાંભળવાની મને ઇચ્છા છે. હે વિપ્ર! તે વિષયમાં મને પરમ કુતૂહલ થયું છે.

વૈશંપાયન બોલ્યા: હે રાજા! એક સમયે વિશાળ નેત્રોવાળી ઘૃતાચી નામની અપ્સરાને આવતી જોઈ બ્રહ્મર્ષિ ભરદ્વાજનું વીર્ય સ્ખલિત થઈ ગયું હતું; પરંતુ તે મહાતપસ્વી ઋષિએ તે વીર્યને હાથમાં ઝીલી રાખ્યું.[૬૪,૬૫] પછી તેમણે તે વીર્યને કોઈ એક પડિયામાં મૂક્યું હતું અને તેમાં એ કન્યા ઉત્પન્ન થઈ હતી. તે કન્યાના જાતકર્મ આદિ સંસ્કારો પણ તપોધન મહામુનિ ભરદ્વાજે જ કર્યા હતા અને દેવર્ષિઓની સભામાં બેસીને એ ધર્માત્મા ઋષિએ તેનું શ્રુતાવતી નામ પાડ્યું હતું. પછી તે કન્યા જ્યારે મોટી થઈ, ત્યારે એને પોતાના આશ્રમમાં મૂકીને ભરદ્વાજમુનિ મહાવનમાં ચાલ્યા ગયા હતા.[૬૬,૬૭]

મહાપ્રતાપી, યાદવશ્રેષ્ઠ અને મનનો જય કરનારા બળદેવ તે બદરપાચનતીર્થમાં પણ સ્નાન કરીને તથા સુપાત્ર બ્રાહ્મણોને દાન આપીને ત્યાંથી ઇંદ્રના તીર્થમાં ગયા હતા.[૬૮]

ઇતિ શ્રીમહાભારતમા શલ્યપર્વાંતર્ગત ગદાયુદ્ધપર્વમા 'બળદેવની તીર્થયાત્રામા સારસ્વતોપાખ્યાન વિષે બદરપાચનતીર્થનું કથન' નામનો અધ્યાય ૪૮ મો સમાપ્ત

# अध्याय ४९मो

## બળદેવની તીર્થયાત્રા-ઇંદ્રતીર્થ આદિનું વર્ણન

॥ वैशंपायन उवाच ॥

इन्द्रतीर्थं ततो गत्वा यदूनां प्रवरो बलः ।
विप्रेभ्यो धनरत्नानि ददौ स्नात्वा यथाविधि ॥

વૈશંપાયન બોલ્યા: હે જનમેજય રાજા! યાદવોમાં શ્રેષ્ઠ એવા બળદેવે ઇંદ્રતીર્થમાં જઈને બ્રાહ્મણોને વિધિપૂર્વક ધનનું તથા રત્નોનું દાન આપ્યું હતું.[૧] તે તીર્થમાં પૂર્વે દેવરાજ ઇંદ્રે સો યજ્ઞો કર્યા હતા તથા તે દેવેશે બૃહસ્પતિને પુષ્કળ ધન આપ્યું હતું.[૨] હે ભરતશ્રેષ્ઠ રાજા! મહાતેજસ્વી ઇંદ્રે એ તીર્થમાં વેદપારંગત બ્રાહ્મણોના કહેવા પ્રમાણે અનેક પ્રકારની દક્ષિણાઓવાળા તથા કોઈ જાતના સંકોચ વિનાના સો યજ્ઞો પરિપૂર્ણ સામગ્રી મેળવીને વિધિવત્ પૂર્ણ કર્યા હતા અને તેથી જ તે શતક્રતુ એવા નામથી જગતમાં પ્રખ્યાત છે.[૩,૪] તેના નામથી જ એ સનાતન પવિત્ર તીર્થ 'ઇંદ્રતીર્થ' એવા નામથી જગતમાં પ્રસિદ્ધ થયું છે અને તે સર્વ પાપોથી મુક્ત કરાવનારું હોવાથી કલ્યાણકારક ગણાય છે.[૫] હળના આયુધવાળા બળદેવે એ તીર્થમાં પણ વિધિપૂર્વક સ્નાન કર્યું અને વસ્ત્ર-ભોજન આદિથી બ્રાહ્મણોની પૂજા કરી.[૬] પછી તે ત્યાંથી મહાપવિત્ર 'રામતીર્થ'માં ગયા હતા. મહાતપસ્વી તથા મહાભાગ્યશાળી પરશુરામ ભાર્ગવે

મોટા મોટા ક્ષત્રિયોનો નાશ કરીને એકવીસ વાર પૃથ્વીને જીતી હતી. એ પછી તેમણે મહામુનિ કશ્યપને ઉપાધ્યાય તરીકે આગળ કરી આ તીર્થમાં એક વાજપેય યજ્ઞ તથા સો અશ્વમેધ યજ્ઞો કર્યા હતા. તેમાં તેમણે સમુદ્ર સહિત આખી પૃથ્વી કશ્યપ મુનિને દક્ષિણામાં આપી દીધી હતી.[૭-૯] વળી અનેક રત્નો, ગાયો, હાથીઓ, દાસીઓ તથા બકરાંઓ પણ દાનમાં આપીને તે પોતે વનમાં ચાલ્યા ગયા હતા.[૧૦] દેવો તથા બ્રહ્મર્ષિઓથી સેવાયેલા એ મહાપવિત્ર રામતીર્થમાં મુનિઓને વંદન કરી બળદેવ યમુનાતીર્થમાં આવ્યા હતા.[૧૧] તે તીર્થમાં ઉજ્જ્વળ પ્રભાવાળા અદિતિના મહાભાગ્યશાળી પુત્ર વરુણદેવે રાજસૂય નામનો યજ્ઞ કર્યો હતો.[૧૨] શત્રુવીરોનો સંહાર કરનારા વરુણદેવે મનુષ્યોનો તથા દેવોનો સંગ્રામમાં પરાજય કર્યા પછી તે તીર્થમાં આવીને રાજસૂય મહાયજ્ઞ કર્યો હતો. તે યજ્ઞની જ્યારે પૂર્ણાહુતિ થઈ, ત્યારે દેવો તથા દાનવો વચ્ચે ત્રૈલોક્યને ભય ઉપજાવનારો મહાન સંગ્રામ થયો હતો.[૧૩,૧૪] હે જનમેજય રાજા! રાજસૂય મહાયજ્ઞની સમાપ્તિ પછી ક્ષત્રિયો સામે મહાઘોર સંગ્રામ થાય જ છે.[૧૫] હળધર બળદેવે એ યમુનાતીર્થમાં પણ ઋષિઓની પૂજા કરીને બીજા યાચકોને દાન આપ્યું હતું. પછી ઇષ્ટ અભિલાષોને આપનાર, વનમાળાને ધારણ કરનારા તથા કમળ સમાન નેત્રોવાળા તે વિભુ બળદેવ મહર્ષિઓની સ્તુતિથી હર્ષ પામીને આદિત્યતીર્થમાં ગયા હતા.[૧૬,૧૭] હે મહારાજા! તે તીર્થમાં ભગવાન સૂર્યે સર્વ જ્યોતિશ્ચક્રનું અધિપતિપણું તથા પ્રભાવ પ્રાપ્ત કર્યાં હતાં.[૧૮] હે શત્રુતાપન રાજા! સરસ્વતીના પવિત્ર અને કલ્યાણકારક તટ પર આવેલા એ તીર્થમાં સર્વ દેવો, ઇંદ્ર, વિશ્વેદેવતાઓ, મરુતો, ગંધર્વો, અપ્સરાઓ, વ્યાસ, શુકદેવ, કૃષ્ણ, યક્ષો, રાક્ષસો, પિશાચો અને બીજા અનેક હજારો યોગસિદ્ધ પુરુષો પરમ સિદ્ધિને પામ્યા છે.[૧૯-૨૧] હે ભરતશ્રેષ્ઠ! વિષ્ણુ પણ પૂર્વે મધુકૈટભ નામના અસુરોનો વધ કર્યા પછી એ મહાઉત્તમ તીર્થમાં સ્નાન કરી પરમ યોગને તથા પરમ સિદ્ધિને પામ્યા છે. હે ભારત! ધર્માત્મા દ્વૈપાયન પણ આ તીર્થમાં સ્નાન કરીને પરમ યોગને અને પરમ સિદ્ધિને પામ્યા છે.[૨૨,૨૩] મહાતપસ્વી અસિતદેવલ ઋષિ પણ ત્યાં પરમ યોગનો આશ્રય કરીને સિદ્ધિ પામ્યા છે.[૨૪]

ઇતિ શ્રીમહાભારતમાં શલ્યપર્વાંતર્ગત ગદાયુદ્ધપર્વમાં 'બળદેવની તીર્થયાત્રામાં સારસ્વતોપાખ્યાન' નામનો અધ્યાય ૪૯ મો સમાપ્ત

# अध्याय ५० मो

## બળદેવની તીર્થયાત્રા-મહર્ષિ જૈગીષવ્યનું ચરિત્ર

॥ वैशंपायन उवाच ॥

तस्मिन्नेव तु धर्मात्मा वसति स्म तपोधनः ।
गार्हस्थ्यं धर्ममास्थाय ह्यसितो देवलः पुरा ॥१॥

વૈશંપાયન બોલ્યા: હે જનમેજય રાજા! એ જ તીર્થમાં પૂર્વે ધર્માત્મા તપોધન અસિતદેવલમુનિ ગૃહસ્થધર્મનો આશ્રય કરીને રહેતા હતા.[૧] હે મહારાજ! તે મુનિ નિત્ય ધર્મપરાયણ હતા, પવિત્ર હતા, જિતેંદ્રિય હતા, બ્રહ્મચર્યધર્મને અંતે જ દંડનો ત્યાગ કરનારા હતા, મહાતપસ્વી હતા અને મન, વચન તથા કર્મથી સર્વ પ્રાણીઓ પર સમદૃષ્ટિ રાખનારા હતા.[૨] હે મહારાજ! તે ક્રોધરહિત હતા, પોતાની નિંદા અથવા સ્તુતિમાં સમાનવૃત્તિ રાખનારા હતા, પ્રિય તથા અપ્રિયમાં પણ તેમની વૃત્તિ તુલ્ય જ હતી અને યમની પેઠે સમદૃષ્ટિવાળા હતા. એ મહાતપસ્વી સુવર્ણમાં તથા માટીનાં ઢેફાંમાં સમદર્શી હતા અને દેવો, અતિથિઓ તથા બ્રાહ્મણોનું નિત્ય પૂજન કરતા હતા.[૩,૪] તે બ્રહ્મચર્ય પાળવામાં સદાકાળ આસક્ત

હતા અને સર્વદા ધર્મકાર્યોમાં તત્પર રહેતા હતા. હે મહાભાગ્યશાળી! ત્યાં એકવાર બુદ્ધિમાન અને સ્થિરચિત્ત મુનિ જૈગીષવ્ય યોગબળનો આશ્રય કરીને ભિક્ષુકસ્વરૂપે તે તીર્થમાં આવી ચઢ્યા. હે રાજન્! તે મહાતેજસ્વી મુનિ દેવલના આશ્રમમાં વસવા લાગ્યા.[૫,૬] હે મહારાજ! એ જૈગીષવ્ય મુનિ નિત્ય યોગાનુષ્ઠાન કરનાર હતા, મહાતપસ્વી હતા તથા સિદ્ધિને પામી ગયા હતા. આવા પ્રભાવશાળી મહામુનિ જૈગીષવ્ય પોતાના આશ્રમમાં આવીને વસ્યા છે એમ જાણવા છતાં દેવલમુનિએ ધર્મપૂર્વક તેમનો અતિથિસત્કાર કદી પણ કર્યો ન હતો. આ રીતે હે મહારાજ! એક જ આશ્રમમાં તે બન્નેને સાથે રહેતાં રહેતાં ઘણો લાંબો સમય વીતી ગયો.[૭,૮] હે જનમેજય! મહાબુદ્ધિમાન ત્યાગી દેવલમુનિએ મહામુનિ જૈગીષવ્યને આહાર સમયે પોતાને ત્યાં કદી પણ જોયા ન હતા.[૯] પરંતુ એક સમયે બરાબર ભોજન સમયે ધર્મજ્ઞ જૈગીષવ્ય મુનિ દેવલની પાસે આવ્યા. એટલે હે ભારત! તે મહામુનિને ભિક્ષુકસ્વરૂપે તે સમયે આવેલા જોઈ ને દેવલમુનિએ તેમનું ઘણું સન્માન કર્યું, પુષ્કળ પ્રીતિ દેખાડી અને યથાશક્તિ પૂજા પણ કરી.[૧૦,૧૧] પછી તો હે નૃપતિ! જૈગીષવ્ય મુનિ નિત્ય ભોજન સમયે દેવલને ત્યાં આવવા લાગ્યા અને દેવલ મુનિએ પણ પોતાને ત્યાં આવતા તે મુનિનો ઘણાં વર્ષો સુધી ઋષિઓએ દર્શાવેલા વિધિ પ્રમાણે આદરસત્કાર કર્યો. એક સમયે મહાતેજસ્વી જૈગીષવ્યમુનિને પોતાને ત્યાં આવેલા જોઈ મહાત્મા દેવલના મનમાં ઘણી જ મોટી ચિંતા થવા લાગી કે, 'આની પૂજા કરતાં કરતાં મને ઘણાં વર્ષો વીતી ગયાં છે, છતાં આ આળસુ ભિક્ષુક હજી સુધી કંઈ પણ બોલ્યો નથી.' આવો વિચાર કરતાં કરતાં શ્રીમાન દેવલમુનિ હાથમાં કળશ લઈને સ્નાન કરવાના નિમિત્તે આકાશમાર્ગે સમુદ્ર તરફ ચાલી નીકળ્યા. હે ભારત! ધર્માત્મા દેવલ સમુદ્રના તટ પર પહોંચ્યા, તો તુરત જ તેમણે ત્યાં પ્રથમથી જ આવી પહોંચેલા જૈગીષવ્ય મુનિને જોયા. આથી દેવલઋષિ વિસ્મય પામ્યા અને મનમાં વિચારવા લાગ્યા કે, 'આ મહાતેજસ્વી ભિક્ષુક મારી પહેલાં અહીં કેવી રીતે આવી પહોંચ્યો છે અને સમુદ્રમાં તેણે મારી પહેલાં કેવી રીતે સ્નાન કર્યું?' મહર્ષિ અસિતદેવલે આવી રીતે કેટલોક સમય વિચાર જ કર્યા કર્યો.[૧૨-૧૭] પછી સમુદ્રમાં વિધિપૂર્વક સ્નાન કરી, પવિત્ર થઈ તેમણે મંત્રજાપ જપવા માંડ્યો. આ રીતે જપ આદિ આહ્નિક કાર્ય કર્યા પછી શ્રીમાન દેવલમુનિ જળપૂર્ણ કળશ લઈને પોતાના આશ્રમમાં આવ્યા. હે જનમેજય રાજા! પોતાના આશ્રમમાં પ્રવેશ કરતાં જ મુનિ દેવલે જૈગીષવ્યને ત્યાં બેઠેલા જોયા. તે સમયે મહામુનિ જૈગીષવ્ય પણ દેવલમુનિ સાથે કંઈ બોલ્યા નહિ અને કાષ્ઠની પેઠે અચળ થઈ આશ્રમમાં બેસી જ રહ્યા હતા. હે રાજન્! બુદ્ધિમાન અસિતદેવલે જ્યારે સમુદ્રના જળમાં સ્નાન કરી પોતાની પહેલાં જ આવી પહોંચેલા તે સાગર સરખા ગંભીર જૈગીષવ્યમુનિને જોયા, ત્યારે તેમને ઘણા વિચારો આવવા લાગ્યા. હે રાજેંદ્ર! જૈગીષવ્યના તપનો તથા યોગનો પ્રભાવ જોઈને મહામુનિ દેવલ વિચાર કરવા લાગ્યા કે,[૧૮-૨૩] 'આ ભિક્ષુકને હમણાં જ મેં સમુદ્રતીરે જોયો હતો તે પાછો અહીં આશ્રમમાં શી રીતે આવ્યો હશે?' આવો વિચાર કરી, મંત્રોના પારને પહોંચેલા તે દેવલમુનિ ભિક્ષુ જૈગીષવ્યની અદ્ભુત શક્તિ જાણવા માટે આશ્રમમાંથી આકાશમાં ઊડ્યા.[૨૪,૨૫] તો હે પૃથ્વીનાથ! ત્યાં આકાશમાં પણ તેમણે સિદ્ધ લોકોથી પૂજાતા જૈગીષવ્યને તથા અંતરિક્ષમાં

ફરનારા સમાધિનિષ્ઠ સિદ્ધોને જોયા.[૨૬] હવે વ્યવસાયી તથા દૃઢવ્રતવાળા દેવલમુનિ અત્યંત આવેશમાં આવી ગયા અને ત્યાંથી સ્વર્ગમાં ગયા તો ત્યાં પણ તેમણે જૈગીષવ્યને પોતાની આગળ ચાલી રહેલા જોયા.[૨૭] પછી તે પિતૃલોકમાં ગયા, તો તેમણે જૈગીષવ્યમુનિને ત્યાં પણ જતા જોયા. પછી તે યમલોકમાં ગયા, તો ત્યાં પણ તેમણે જૈગીષવ્યને જતા જોયા.[૨૮] એટલે ત્યાંથી પણ ઊડીને તે સોમલોકમાં ગયા, તો ત્યાં પણ તેમણે પોતાની પહેલાં જઈ રહેલા જૈગીષવ્યને જોયા.[૨૯] પછી દેવલમુનિ નિત્ય યજન કરનારાઓના લોકમાં ગયા, તો ત્યાં પણ જૈગીષવ્યમુનિ તેમના જોવામાં આવ્યા. ત્યાંથી તે અગ્નિહોત્રીઓના લોકમાં ગયા, તો ત્યાં પણ તેમણે જૈગીષવ્યને દીઠા.[૩૦] પછી તો બુદ્ધિમાન દેવલમુનિ જે તપોધનો દર્શપૌર્ણમાસ યજ્ઞ કરે છે, તેમના લોકમાં ગયા; પરંતુ ત્યાં પણ જૈગીષવ્યને તેમણે જોયા જ એટલે પછી તે પશુયાજીઓના લોકોમાં ગયા, તો ત્યાંથી પણ આગળના દિવ્યલોકમાં જઈ રહેલા તથા દેવોથી પૂજાતા જૈગીષવ્યને તેમણે જોયા. પછી દેવલમુનિ જે તપોધનો ચાતુર્માસ્ય આદિ અનેક પ્રકારના યજ્ઞો કરે છે તેમના લોકમાં ગયા, તો ત્યાં પણ જૈગીષવ્ય દેખાયા. પછી તે અગ્નિષ્ટોમ યજ્ઞ કરનારાઓના સ્થાનમાં ગયા, તો ત્યાં પણ જૈગીષવ્યને તેમણે દીઠા. પછી દેવલમુનિ જે તપોધનો અગ્નિષ્ટુત યજ્ઞો કરે છે તેમના સ્થાનમાં ગયા, તો ત્યાં પણ પ્રથમથી જ આવી પહોંચેલા જૈગીષવ્યને તેમણે જોયા. એટલે દેવલે જે મહાપુરુષો અશ્વમેધ તથા નરમેધ યજ્ઞ કરે છે તેમના લોકમાં પ્રયાણ કર્યું, તો ત્યાં પણ જૈગીષવ્ય તો તેમને દેખાયા જ. તે પછી જેઓ સર્વમેધ તથા સૌત્રામણિ નામના યજ્ઞો કરે છે તેમના દુષ્પ્રાપ લોકમાં પણ દેવલમુનિ જઈ ચઢ્યા; પરંતુ ત્યાં પણ પ્રથમ જ આવી ગયેલા જૈગીષવ્યને તો તેમણે જોયા જ. હે રાજા! જે પુરુષો બાર દિવસે પૂર્ણ થનારા યજ્ઞો કરે છે, તેમના લોકમાં જઈને પણ દેવલમુનિએ જૈગીષવ્યને જોયા પછી અસિત દેવલમુનિ મૈત્રાવરુણ તથા આદિત્યોના લોકમાં ગયા, તો ત્યાં પણ જૈગીષવ્યને આવી પહોંચેલા તેમણે જોયા જ. આ રીતે રુદ્રો, વસુઓ તથા બૃહસ્પતિના લોકમાં પણ જઈને દેવલમુનિએ જૈગીષવ્યને તો જોયા જ. પછી તેમણે ગોલોકમાં પ્રયાણ કર્યું, તો ત્યાં પણ જૈગીષવ્ય જોવામાં આવ્યા. તે પછી બ્રહ્મસત્રીઓના લોકમાં દેવલમુનિ ઊડ્યા, તો ત્યાં પણ જૈગીષવ્ય તો આવી જ પહોંચ્યા હતા. ત્યાંથી બ્રાહ્મણ જૈગીષવ્ય મુનિ ઉપરના ત્રણે લોકમાં પોતાના તેજથી ઊડી જતા દેવલના જોવામાં આવ્યા. પછી અસિત-દેવલમુનિ પતિવ્રતાઓના લોકમાં ગયા, તો ત્યાં પણ જૈગીષવ્યને તેમણે દીઠા. પરંતુ હે રાજા! તે લોકમાં પ્રથમ દેખાયા પછી જૈગીષવ્ય મુનિ અદૃશ્ય થઈ ગયા અને તે કયા લોકમાં ગયા એ દેવલમુનિના જોવામાં આવ્યું જ નહિ. પછી મહાભાગ્યશાળી દેવલમુનિએ જૈગીષવ્યના પ્રભાવનો, ઉત્તમ વ્રતોનો તથા અતુલ યોગસિદ્ધિનો મનમાં ખૂબ વિચાર કર્યો. તેમણે તે જાણવા માટે પતિવ્રતાઓના લોકમાં વસનારા સિદ્ધો પાસે જઈને ધીરતાપૂર્વક બે હાથ જોડીને આ પ્રમાણે પૂછ્યું: 'હે બ્રહ્મસત્રીઓ! મહાતેજસ્વી જૈગીષવ્ય આ લોકમાંથી કયા લોકમાં ગયા એ હું જોઈ શકતો નથી. માટે તે કયા લોકમાં ગયા તે હું સાંભળવા ઇચ્છું છું; કારણ કે તેમની યોગસિદ્ધિના સંબંધમાં મને પરમ કુતૂહલ થયું છે.'

સિદ્ધો બોલ્યા: હે દૃઢવ્રતધારી દેવલ! અમે તને સત્ય કહીએ છીએ, તે તું સાંભળ. જૈગી-

પન્ય અહીંથી સનાતન બ્રહ્મલોકમાં ગયા છે.

વૈશંપાયન બોલ્યા : તે બ્રહ્મસત્રી સિદ્ધ લોકોનું વચન સાંભળી અસિત–દેવલ બ્રહ્મલોકમાં જવા માટે એકદમ ત્યાંથી ઊડ્યા, પણ આગળ નહિ વધતાં પાછા તે લોકમાં જ પડ્યા. એટલે સિદ્ધ લોકોએ પુનઃ તેમને કહ્યું :[31-49] 'ઓ તપોધન વિપ્ર દેવલ ! જૈગીષવ્ય જે લોકમાં ગયા છે તે બ્રહ્મલોકમાં તું જઈ શકીશ નહિ.[150] સિદ્ધોનું આ વચન સાંભળી દેવલમુનિ પુનઃ અનુક્રમે તે તે લોકમાં થઈને પક્ષીની પેઠે પોતાના પવિત્ર આશ્રમમાં ઊતરી પડ્યા અને આશ્રમમાં પહોંચતાંવેંત જ તેમણે જૈગીષવ્યને ત્યાં પ્રથમ જ આવી પહોંચેલા જોયા.[51,52] પછી હે રાજન્ ! દેવલમુનિએ જૈગીષવ્યના તપનો તથા યોગનો પ્રભાવ જોઈને પોતાની ધર્મયુક્ત બુદ્ધિથી જૈગીષવ્યને સર્વોત્કૃષ્ટ ગણ્યા. વિનયથી નમ્ર થઈ મહાત્મા જૈગીષવ્ય મહામુનિની પાસે જઈને તે આ પ્રમાણે બોલ્યા :[53,54] 'હે ભગવન્ ! હું મોક્ષધર્મનો આશ્રય કરવાની ઇચ્છા રાખું છું.' દેવલનું આ વચન સાંભળી જૈગીષવ્યમુનિએ યોગના ઉત્તમ વિધિનો તથા શાસ્ત્રમાં દર્શાવેલા કાર્યાકાર્યનો તેમને ઉપદેશ કર્યો. પછી દેવલને સંન્યાસ લેવાના નિશ્ચય પર આવેલા જોઈ મહાતપસ્વી જૈગીષવ્યમુનિએ તેમને શાસ્ત્રોક્ત કર્મપૂર્વક સંન્યાસને લગતી ઉત્સર્ગેષ્ટિ આદિ સર્વ ક્રિયાઓ કરાવી; પરંતુ એ સમયે પિતૃઓ આદિ સર્વ ભૂતવર્ગ દેવલમુનિને સંન્યાસ લેવાના નિશ્ચય પર આવી ગયેલા જોઈને મોટેથી રડવા લાગ્યો તથા આક્રોશ કરવા લાગ્યો કે, 'હવે અમને વિધિપૂર્વક અન્નવિભાગો કોણ આપશે ?' આ પ્રમાણે હે ભારત ! દશે દિશાઓમાં રહી રહેલાં સર્વ ભૂતોનું કરુણવચન સાંભળીને દેવલમુનિએ મોક્ષધર્મનો (સંન્યાસનો) ત્યાગ કરવા મનમાં વિચાર કર્યો, એટલે તુરત જ ફળ, મૂળ, દર્ભ, પુષ્પો તથા ઔષધિ આદિ હજારો વનસ્પતિઓ રડાકૂટ કરવા લાગી અને મોટેથી ચિચિયારીઓ પાડવા લાગી કે, 'અરેરે ! આ દુષ્ટ બુદ્ધિનો ક્ષુદ્ર દેવલ વળી પણ અમારી કાપકૂપ કરશે.[55-60] અરે ! દેવલે પ્રથમ સર્વ ભૂતોને અભય આપ્યા છતાં હજી પણ સમજતો જ નથી.' વનસ્પતિઓની આ ચીસ સાંભળ્યા પછી મહામુનિ દેવલે વળી પણ પોતાની બુદ્ધિ સાથે વિચાર કર્યો કે,[61] 'મોક્ષધર્મ અને ગૃહસ્થધર્મમાં વધારે શ્રેયસ્કર કયો ધર્મ હશે ?' હે રાજશ્રેષ્ઠ ! મન સાથે આ વિષેનો ખૂબ વિચાર કરી દેવલમુનિ એક જ નિશ્ચય પર આવી ગયા અને ગૃહસ્થધર્મનો ત્યાગ કરી તેમણે મોક્ષધર્મને જ પસંદ કર્યો. હે ભારત ! આ રીતે અનેક પ્રકારનો વિચાર કર્યા પછી દેવલે મોક્ષધર્મ માટેનો જ નિશ્ચય કર્યો હતો અને તેથી પરમ સિદ્ધિને તથા પરમ યોગને પામ્યા હતા. પછી તે સ્થળે બૃહસ્પતિ આદિ સર્વ દેવો તથા તપસ્વીઓ આવ્યા અને જૈગીષવ્યના તપની પ્રશંસા કરવા લાગ્યા. એટલે મહર્ષિ નારદે દેવોને તથા તપસ્વીઓને આ પ્રમાણે કહ્યું : 'જેમણે અસિત–દેવલને વિસ્મય પમાડ્યો છે, તે આ જૈગીષવ્ય મુનિમાં વાસ્તવિક દૃષ્ટિએ તપનો સંબંધ જ નથી. (કારણ કે તે મુનિ એક તત્ત્વવેત્તા–બ્રહ્મજ્ઞાની પુરુષ છે અને તેવા પુરુષનું પ્રાચીન જન્મનું તપ દગ્ધ થઈ જાય છે તથા વર્તમાન સમયમાં કરાતું તપ તેનો સંબંધ જ કરી શકતું નથી. શ્રુતિ પણ કહે છે કે, तद्यथेषीकतूलमग्नौ प्रोतं प्रदूयेतैवं हास्य सर्वे पाप्मानः प्रदूयंते। तद्यथा पुष्करपलाशे आपो न श्लिष्यंते एवमेवामुष्मिन् पापं कर्म नाश्लिष्यन ॥ હીરવણીનું રૂ અગ્નિમાં નાખતાની સાથે જ જેમ બળીને ભસ્મ થઈ જાય છે, તેમ તત્ત્વજ્ઞાની પુરુષનાં પ્રાચીન

જન્મનાં સર્વ પુણ્યપાપો બળીને ભસ્મ થઈ જાય છે. જેમ કમળના પત્ર પર પાણી પડ્યું હોય છતાં તે તેની સાથે સંબંધ કરી શકતું નથી, તેમ તત્ત્વજ્ઞાની પુરુષને વર્તમાન જન્મમાં નિત્ય કરવામાં આવતાં પુણ્યપાપો પણ સંબંધમાં લઈ શકતાં નથી.) ધીર મુનિ નારદે આ પ્રમાણે કહ્યું, એટલે સર્વ દેવો મહામુનિ જૈગીષવ્યની પ્રશંસા કરતા કરતા નારદને કહેવા લાગ્યા: 'તમે કહો છો તે સત્ય છે, પરંતુ વ્યાવહારિક દૃષ્ટિએ તેમ નથી; કારણ કે આ મહાત્માના તેજનો, તપનો તથા યોગનો જે પ્રભાવ છે તેથી અધિક બીજા કોઈનો પણ પ્રભાવ નથી.' હે જનમેજય રાજા! આવા પ્રભાવશાળી ધર્માત્મા જૈગીષવ્ય તથા અસિત-દેવલ જે સ્થાને રહેતા હતા તે જ સ્થાન 'આદિત્ય-તીર્થ' એવા નામથી પ્રસિદ્ધ છે. મહાત્મા બળદેવે એ તીર્થમાં પણ સ્નાન કરીને બ્રાહ્મણોને ધનનું દાન કર્યું હતું તથા ધર્મ સંપાદન કર્યો હતો; અને પછી પરમાર્થ કર્મ કરનારા તે બળદેવ મહાપવિત્ર સોમતીર્થમાં ગયા હતા.[૬૨-૬૯]

ઇતિ શ્રીમહાભારતમા શલ્યપર્વાંતર્ગત ગદાયુદ્ધપર્વમા 'બળદેવની તીર્થયાત્રા વિષે સારસ્વતોપાખ્યાન' નામનો અધ્યાય ૫૦ મો સમાપ્ત

## અધ્યાય ૫૧ મો

### બળદેવની તીર્થયાત્રા—મહર્ષિ દધીચિ અને તેમના પુત્ર સારસ્વતમુનિનું ચરિત્ર

॥ वैशंपायन उवाच ॥

**यत्रेजिवानुडुपती राजसूयेन भारत ।**
**तस्मिँस्तीर्थे महानासीत्संग्रामस्तारकामयः ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા: હે ભરતવંશી જનમેજય રાજા! જે સ્થળે નક્ષત્રપતિ ચંદ્રમાએ રાજસૂય યજ્ઞ કર્યો હતો તથા જેમાં તારકાસુરનો મહાન સંગ્રામ થયો હતો, તે સ્થળનું નામ જ સોમતીર્થ છે.[૧] જિતેંદ્રિય ધર્માત્મા બળદેવે તે તીર્થમાં પણ સ્નાન કરીને વિવિધ દાનો આપ્યાં હતાં અને ત્યાંથી તેઓ સારસ્વત મુનિના તીર્થમાં ગયા હતા.[૨] પૂર્વે જ્યારે બાર વર્ષની અનાવૃષ્ટિ પડી હતી, ત્યારે સારસ્વત મુનિએ એ તીર્થમાં ઉત્તમ બ્રાહ્મણોને વેદો ભણાવ્યા હતા.[૩]

જનમેજય બોલ્યા: હે વૈશંપાયન! પૂર્વે જ્યારે બાર વર્ષનો દુષ્કાળ પડ્યો હતો, ત્યારે સારસ્વત મુનિએ ઋષિઓને વેદો કેવી રીતે ભણાવ્યા હતા?[૪]

વૈશંપાયન બોલ્યા: હે મહારાજા! પૂર્વે દધીચિ નામના મહાતપસ્વી અને બુદ્ધિમાન એવા એક મુનિ હતા. તે મુનિ નિત્ય બ્રહ્મચારી હતા અને જિતેંદ્રિય હતા.[૫] હે રાજા! તે મહાતપસ્વી મુનિથી ઇંદ્ર પણ સદાકાળ ભયભીત રહેતો હતો અને અનેક જાતનાં ફળો મોકલાવીને પણ તે તેમને લોભાવી શક્યો ન હતો.[૬] પછી ઇંદ્રે તે મુનિને લોભાવવા માટે દિવ્ય, પવિત્ર અને સ્વરૂપવાન એવી અલંબુષા નામની એક અપ્સરાને મોકલી. તે સમયે હે મહારાજ! મહાત્મા દધીચિ મુનિ સરસ્વતી નદીમાં દેવતર્પણ કરી રહ્યા હતા. એવામાં પેલી અપ્સરા ત્યાં આવીને ઋષિની સમીપમાં ઊભી રહી.[૭,૮] દિવ્ય શરીરને ધારણ કરનારી તે અપ્સરાને જોઈને તે શુદ્ધાત્મા ઋષિનું વીર્ય સરસ્વતીના જળમાં સ્ખલિત થઈ ગયું, એટલે મહાનદી સરસ્વતીએ તે વીર્યને ઝીલી લીધું. હે પુરુષશ્રેષ્ઠ! પોતાને પુત્ર થાય તે હેતુથી એ મહાનદીએ તે વીર્યને પોતાની કૂખમાં ધારણ કર્યું અને તેથી તેને ગર્ભ રહ્યો.[૯,૧૦] હે રાજા! પછી સમય પૂરો થતાં તેણે એક પુત્રને જન્મ આપ્યો અને તે પુત્રને લઈને તે નદી ઋષિ પાસે ગઈ.[૧૧] ત્યાં હે રાજેંદ્ર! મહામુનિ દધીચિને ઋષિઓની સભામાં બેઠેલા જોઈને પુત્ર આપતાં આપતાં તે બોલી કે,[૧૨] 'હે બ્રહ્મર્ષિ! આ પુત્ર તમારો છે. હે બ્રહ્મર્ષિ!

પૂર્વે અલંબુષા અપ્સરાને જોઈને તમારું વીર્ય મારા જળમાં સ્ખલિત થઈ ગયું હતું. તમારું તે તેજ વિનાશ ન પામે એવા નિશ્ચયથી તથા તમારા પરની ભક્તિથી મેં એને મારા ઉદરમાં ધારણ કરી લીધું હતું.[13,14] માટે આ નિર્દોષ પુત્ર તમારો જ છે અને હું તમને અર્પણ કરું છું. માટે તમે તેને ગ્રહણ કરો.' સરસ્વતીએ આમ કહ્યું એટલે દ્વિજશ્રેષ્ઠ દધીચિમુનિએ તે પુત્રને ગ્રહણ કર્યો અને તેનું મસ્તક સૂંઘીને તે ઘણો હર્ષ પામ્યા. હે ભરતશ્રેષ્ઠ! ઘણા કાળ સુધી તે પુત્રને ભેટી રહ્યા. પછી પ્રસન્ન થયેલા મહામુનિ દધીચિએ સરસ્વતીને વર આપ્યો કે, 'ઓ સુભગા! તારા જળથી જે તર્પણ કરવામાં આવશે, તો વિશ્વેદેવતાઓ, પિતૃઓ, ગંધર્વો અને અપ્સરાઓ તૃપ્ત થશે.' હે રાજા! આમ કહીને મનમાં હર્ષ પામેલા તે મહર્ષિએ જે વચનોથી મહાનદી સરસ્વતીની સ્તુતિ કરી હતી તે જ વચનો હું તમને કહી સંભળાવું છું, સાંભળો: 'હે મહાભાગા! હે મહાનદી! તું પૂર્વે બ્રહ્માના સરોવરમાંથી વહી છે અને તીક્ષ્ણ વ્રતોને ધારણ કરનારા મુનિઓ જ તારું યથાર્થ સ્વરૂપ જાણે છે. હે પ્રિયદર્શના! તું મારું નિત્ય પ્રિય કરનારી છે.[15–20] માટે હે સુંદરાંગી! લોકોનું કલ્યાણ કરનારો આ તારો પુત્ર તારા જ નામ ઉપરથી સારસ્વતને નામે પ્રસિદ્ધ થશે.[21] વળી આ સારસ્વત પુત્ર મહાતપસ્વી તરીકે જગતમાં પ્રસિદ્ધ થશે. હે મહાભાગા! જ્યારે બાર વર્ષનો દુષ્કાળ પડશે, ત્યારે એ સારસ્વત ઉત્તમ બ્રાહ્મણોને વેદો ભણાવશે. હે શુભા! હે મહાભાગા સરસ્વતી! તું મારા પ્રસાદથી સર્વ પવિત્ર નદીઓના કરતાં ઘણી જ વિશેષ પવિત્ર થઈશ.' હે ભરતશ્રેષ્ઠ! આ રીતે દધીચિમુનિએ સ્તુતિ કરી એટલે વર મેળવીને અતિશય આનંદ પામેલી સરસ્વતી પુત્રને લઈને ત્યાંથી ચાલી ગઈ. એ જ અરસામાં દેવો તથા દાનવો વચ્ચે વિરોધ ઉત્પન્ન થયો.[22–25] તેથી દેવોના શત્રુ દાનવોનો વિનાશ કરી શકે તેવું શસ્ત્ર શોધવા માટે ઇંદ્ર ત્રણે લોકમાં ઘૂમી વળ્યો, પરંતુ તેવું કોઈ શસ્ત્ર તે ઇંદ્રને મળ્યું નહિ. પછી ઇંદ્રે દેવોને કહ્યું: 'દધીચિમુનિનાં હાડકાં વિના મારાથી દેવોના શત્રુઓનો નાશ થઈ શકશે નહિ. માટે હે દેવો! તમે એ મહર્ષિ પાસે જઈને હાડકાંની યાચના કરો.'[26–28] એટલે દેવો દધીચિઋષિની યાચના કરવા લાગ્યા કે, 'હે દધીચિમુનિ! તમારાં હાડકાં અમને આપો, એટલે અમે તે હાડકાંનાં શસ્ત્રો બનાવીને અમારા શત્રુઓને મારીશું.' હે કુરુશ્રેષ્ઠ રાજા! આ પ્રમાણે તેમણે એ ઋષિવર પાસે યત્નપૂર્વક યાચના કરી. એટલે તેમણે તુરત જ કોઈ જાતનો વિચાર કર્યા વિના પોતાના પ્રાણોનો ત્યાગ કર્યો અને દેવતાઓનું પ્રિય કરવા માટે તેઓ મરણ પામ્યા. આથી તેમને અક્ષય લોકની પ્રાપ્તિ થઈ.[29,30] ઇંદ્ર દધીચિઋષિનાં હાડકાં મેળવીને મનમાં અત્યંત પ્રસન્ન થયો અને પછી તેમણે તે હાડકાંઓમાંથી ગદા, વજ્ર, ચક્ર, દંડ આદિ પુષ્કળ દિવ્ય શસ્ત્રો કરાવ્યાં. હે રાજા! મહર્ષિ દધીચિએ પોતાના શરીરને તીવ્ર તપથી જ સદાકાળ પોષ્યું હતું.[31,32] વળી લોકોનું કલ્યાણ કરનારા તથા મહાતેજસ્વી એવા તે દધીચિઋષિને પ્રજાપતિના પુત્ર ભૃગુઋષિએ મહાપ્રચંડ શરીરવાળા તથા લોકના સારભૂત બનાવ્યા હતા. તે મહાસમર્થ દધીચિમુનિ પર્વતની પેઠે ઉન્નત શરીરવાળા તથા મહિમા વડે જગતમાં પ્રસિદ્ધ થયા હતા, એટલું જ નહિ પણ ભગવાન ઇંદ્ર પોતે તેમના તેજથી નિત્ય ઉદ્વિગ્ન રહેતા હતા.[33,34] હે ભારત! આવા પ્રભાવશાળી દધીચિમુનિનાં હાડકાંમાંથી વજ્ર કરાવીને ઇંદ્રે તેને મંત્રયુક્ત કર્યું હતું અને તેને અત્યંત ક્રોધપૂર્વક ગક્ષસો પર

ફેંક્યું હતું. બ્રહ્મતેજથી ઉત્પન્ન થયેલા તે વજ્ર વડે ઇંદ્રે આઠસો ને દશ વીર દાનવોનો તથા દૈત્યોનો નાશ કર્યો હતો. હે રાજન્! આવો મહાભયંકર કાળ વીતી ગયા પછી આ જગતમાં બાર વર્ષનો દુષ્કાળ પડ્યો હતો. હે રાજન્! તે દુષ્કાળના સમયે સર્વ ઋષિઓ ક્ષુધાર્ત થઈને આજીવિકા માટે સર્વ દિશાઓમાં પલાયન કરી ગયા હતા. તે સમયે સારસ્વતમુનિ પણ ઋષિઓને દિશાઓમાં નાસી ગયેલા જોઈ ને કોઈ અન્ય સ્થળે જવા તૈયાર થઈ ગયા! એટલે હે ભારત! સરસ્વતીએ તેમને કહ્યુઃ 'હે પુત્ર! તારે અહીંથી બીજે કોઈ પણ સ્થળે જવું યોગ્ય નથી. હું તને ઉત્તમ માછલાં આપીને નિત્ય આહારની વ્યવસ્થા કરી દઈશ, માટે તું અહીં જ રહે.' સરસ્વતીએ આમ કહ્યુ, એટલે સારસ્વતમુનિ સરસ્વતીએ આપેલા આહારથી પિતૃઓને તથા દેવતાઓને તૃપ્ત કરવા લાગ્યા. વળી વેદોને ધારણ કરવા માટે પોતે પણ તે આહાર લઈને નિત્ય પ્રાણ ધારણ કરવા લાગ્યા. પછી તે અનાવૃષ્ટિ જ્યારે દૂર થઈ, ત્યારે સર્વ દિશાઓમાંથી પાછા આવેલા મહર્ષિઓ પુનઃ સ્વાધ્યાય કરવા માટે અન્યોન્યને પૂછવા લાગ્યા. પરંતુ હે રાજા! બાર વર્ષની અનાવૃષ્ટિના સમયે ભૂખથી ઘેરાઈને તે ઋષિઓ જુદી જુદી દિશાઓમાં ચાલ્યા ગયા હતા, તેથી તેઓ સ્વાધ્યાયના અભાવે વેદો ભૂલી ગયા હતા અને તે સર્વમાંથી કોઈને પણ વેદોનું સ્મરણ રહ્યુ ન હતું. પછી, તેઓમાંનો કોઈએક ઋષિ જિતેંદ્રિય રહીને વેદોનો સ્વાધ્યાય કરી રહેલા મહર્ષિ સારસ્વતની પાસે જઈ ચઢ્યો અને ત્યાં તેણે તેમને સ્વાધ્યાય કરતા જોયા. હવે તે ઋષિ પુનઃ પોતાની મંડળીના ઋષિઓ પાસે આવ્યો અને તેમને મહાતેજસ્વી સારસ્વતમુનિના સ્વાધ્યાયની વાત કહેવા લાગ્યો. એટલે હે રાજન્! સર્વ મહર્ષિઓ નિર્જન વનમાં રહીને સ્વાધ્યાય કરી રહેલા દેવતુલ્ય સારસ્વતમુનિ પાસે આવ્યા અને તે મુનિવરને કહેવા લાગ્યા: 'હે મહામુનિ! તમે અમને વેદ ભણાવો.' તે સાંભળી મુનિએ કહ્યુ: 'વેદોક્ત વિધિપૂર્વક તમે બધા મારા શિષ્ય થાઓ.' એટલે મુનિઓએ કહ્યું: 'હે પુત્ર! હજી તું બાળક છે, માટે અમે વૃદ્ધ મુનિઓ તારા શિષ્ય થવાને યોગ્ય નથી.' મુનિઓએ આ પ્રમાણે કહ્યું, એટલે સારસ્વતમુનિ પુનઃ બોલ્યા: 'મારો ધર્મ નાશ ન પામે, એટલા માટે હું તમને શિષ્ય થવાનું કહું છું; કારણ કે જે પુરુષ ગુરુ નહિ થવારૂપ અધર્મથી બીજાને વિદ્યા ભણાવે છે તથા જે પુરુષ શિષ્ય નહિ થવારૂપ અધર્મથી બીજાની પાસેથી વિદ્યા ગ્રહણ કરે છે, તે બન્ને સત્વર વિનાશ પામે છે અથવા અન્યોન્યના વેરી થાય છે. વળી ઋષિઓએ આવી દષ્ટિએ જ ધર્મ કર્યો છે. મોટી ઉંમરથી, મસ્તકે પળિયાં આવવાથી, દ્રવ્ય અને બંધુસહાયથી આપણામાં કોઈ મોટા ગણાય નહિ; પરંતુ જે વેદજ્ઞ–વિદ્વાન હોય તેજ આપણામાં મોટા ગણાય.' સારસ્વતમુનિનું આ વચન સાંભળી સર્વ મુનિઓ વિધિપૂર્વક તેમના શિષ્યો થયા અને વેદોનું અધ્યયન કરી પુનઃ ધર્મકાર્યો કરવા લાગ્યા. હે રાજા! તે સમયે વેદોનો સ્વાધ્યાય કરવા માટે સાઠ હજાર મુનિઓ બ્રહ્મર્ષિ સારસ્વતના શિષ્ય થયા હતા. તે સર્વ મુનિઓ તે બાલ બ્રહ્મર્ષિને વશ રહીને તેમના આસનને માટે પ્રતિદિન એક એક મુષ્ટિ દર્ભ લાવતા હતા.[૩૫–૫૨] તે સારસ્વતમુનિના તીર્થમાં પણ સ્નાન–દાન કરીને રોહિણીનંદન પ્રસન્ન થયા. પછી શ્રીકૃષ્ણના તે મહાબળવાન મોટાભાઈ જેમાં એક વૃદ્ધ કન્યાએ તપ કર્યું હતું, તે પ્રખ્યાત તીર્થમાં ગયા હતા.[૫૩]

ઇતિ શ્રીમહાભારતમા શલ્યપર્વાંતર્ગત ગદાયુદ્ધપર્વમા
'બળદેવની તીર્થયાત્રામા સારસ્વતોપાખ્યાન'
નામનો અધ્યાય ૫૧ મો સમાપ્ત

# अध्याय ५२ मो

## બળદેવની તીર્થયાત્રા–વૃદ્ધ કન્યાનું આખ્યાન

॥ जनमेजय उवाच ॥

**कथं कुमारी भगवन् तपोयुक्ता ह्यभूत् पुरा ।**
**किमर्थं च तपस्तेपे को वाऽस्या नियमोऽभवत् ॥१**

જનમેજય બોલ્યા : હે ભગવન્ વૈશંપાયન! પૂર્વે એ કુમારીએ કેવી રીતે તપ કર્યું હતું, શા માટે તપશ્ચર્યા આરંભી હતી અને તેણે શો નિયમ લીધો હતો? તે સમગ્ર વૃત્તાંત તમે મને કહો. હે મહામુનિ! મેં તમારી પાસેથી આ મહાદુષ્કર અને ઉત્તમોત્તમ વૃત્તાંત સાંભળ્યો છે, માટે જે રીતે એ કન્યાએ તપ કર્યું હોય, તે મને કહી સંભળાવો.[૧,૨]

વૈશંપાયન બોલ્યા : હે રાજન્! પૂર્વે મહાયશસ્વી અને મહાવીર્યવાન એવા કુણિગર્ગ નામના એક ઋષિ હતા. તે મહાસમર્થ તપસ્વીશ્રેષ્ઠે ઘણું મોટું તપ કરીને સુંદર ભ્રમરવાળી એક કન્યાને મનથી જ ઉત્પન્ન કરી હતી. મહાયશસ્વી કુણિગર્ગમુનિ એ કન્યાને જોઈને ઘણા પ્રસન્ન થયા હતા.[૩,૪] પછી હે રાજન્! આયુષ્ય પૂર્ણ થતાં એ મહામુનિ શરીરનો ત્યાગ કરી સ્વર્ગારૂઢ થયા હતા. એ તપસ્વીના સ્વર્ગારોહણ પછી કમળસમાન નેત્રવાળી તથા સુંદર ભ્રમરવાળી તે કલ્યાણી કન્યા પોતાના પિતાના આશ્રમમાં અનિંદ્ય વર્તનથી રહીને મહાઉગ્ર તપ કરવા લાગી અને ઉપવાસો કરીને પિતૃઓ તથા દેવોનું પૂજન કરવા લાગી.[૫,૬] હે રાજા! આવું ઉગ્ર તપ કરતાં કરતાં તે કન્યાનો ઘણો દીર્ઘ કાળ વીતી ગયો. પછી તેનું રક્ષણ કરનારા કોઈ બીજા ઋષિએ તેને પરણાવવા માટે તૈયારી કરવા માંડી, પરંતુ એ નિર્દોષ કન્યાએ પરણવાની ઇચ્છા કરી જ નહિ;[૭] કારણ કે પોતાને યોગ્ય પતિ તેના જોવામાં આવ્યો ન હતો. પછી તે કન્યાએ ઉગ્ર તપશ્ચર્યા કરીને પોતાના શરીરને પીડવા માંડ્યું તથા નિર્જન વનમાં પિતૃઓનું અને દેવોનું પૂજન કરવા માંડ્યું. હે રાજેંદ્ર! જોતજોતામાં તો તે કન્યા છેક વૃદ્ધ થઈ ગઈ; તેથી તપશ્ચર્યા કરવામાં તેને ઘણો જ શ્રમ લાગવા માંડ્યો. મહાઉગ્ર તપથી તેનું શરીર પણ ઘણું કૃશ થઈ ગયું હતું, તેથી તે પ્રતિદિન અશક્ત થવા લાગી. પરંતુ તે પોતાના આત્માને તો કૃતકૃત્ય જ માનતી હતી. આખરે જ્યારે તે પોતે એકથી બીજું ડગલું ભરવાને પણ અશક્ત થઈ પડી, ત્યારે તેણે પરલોકમાં જવાનો નિશ્ચય કર્યો અને શરીરનો ત્યાગ કરવા તે તત્પર થઈ ગઈ. આમ શરીર ત્યજી દેવા તૈયાર થયેલી તે કન્યાને નારદમુનિએ કહ્યું : 'હે નિર્દોષ કન્યા! તું ઉદ્વાહ (લગ્ન) આદિ સંસ્કારથી હીન છે અને કેવળ કન્યા અવસ્થામાં જ છે; તેથી તને દિવ્ય લોકો કેમ મળશે? હે મહાવ્રતધારિણી! અમે સ્વર્ગલોકમાં આવું સાંભળ્યું છે.[૮–૧૨] તેં તપશ્ચર્યા ઘણી ઉત્તમ કરી છે, તથાપિ તેં દિવ્ય લોકોને હજી જીત્યા નથી.' નારદનું આ વચન સાંભળી ઋષિઓની સભા વચ્ચે તે કન્યા બોલી કે,[૧૩] 'હે મહર્ષિ! જે કોઈ પુરુષ મારું પાણિગ્રહણ કરે તેને હું મારા તપનો અર્ધભાગ આપીશ.' તે કન્યાએ આમ કહ્યું, એટલે ગાલવગોત્રના શૃંગવાન નામના એક ઋષિ તેનું પાણિગ્રહણ કરવા માટે તૈયાર થયા. પરંતુ તેમણે એ કન્યાની સાથે પ્રથમથી જ એક ઠરાવ કરી લીધો કે, 'હે શોભના! હું તારી સાથે આવો ઠરાવ કરીને જ પરણીશ કે, પરણ્યા પછી હું તારી સાથે માત્ર એક જ રાત્રિ વસીશ.' ઋષિના આ ઠરાવનો સ્વીકાર કરી તે કન્યાએ પોતાનો હાથ ઋષિને અર્પણ કર્યો અને ગાલવગોત્રી તે ઋષિએ પણ વિધિપૂર્વક અગ્નિહોમ કરીને તો કન્યા સાથે લગ્ન કર્યું.[૧૪–૧૭] હે

રાજન્ ! તે દિવસની રાત્રિએ પેલી કન્યા તો એક તરુણી બની ગઈ અને સુંદર વર્ણવાળી થઈ ગઈ. તેણે દિવ્ય અલંકારો તથા વસ્ત્રો ધારણ કર્યાં અને દિવ્ય ચંદનથી તેણે શરીરને ચર્ચી દીધું.[૧૮] આવી શોભાથી સર્વને દિપાવી રહેલી તે કન્યાને જોઈને ગાલવગોત્રી ઋષિ તો પ્રસન્ન પ્રસન્ન થઈ ગયા. આમ તે કન્યા તેમની સાથે એક રાત્રિ વસી. પછી બીજે દિવસે પ્રભાતમાં કન્યાએ ઋષિને કહ્યું : 'હે મહાતપસ્વી બ્રાહ્મણ ! તમારા ઠરાવ પ્રમાણે હું તમારી સાથે એક જ રાત્રિ વસી છું, તમારું કલ્યાણ થાઓ. હવે હું જાઉં છું.'[૧૯,૨૦] આમ કહીને તે કન્યા ઋષિના ગૃહમાંથી બહાર નીકળી અને ફરી આ પ્રમાણે બોલી : 'જે કોઈ મનુષ્ય આ તીર્થમાં સાવધાનપણે એક રાત્રિ વસશે અને દેવોનું તર્પણ કરશે તેને અઠ્ઠાવન× વર્ષ પર્યંત અસ્ખલિત બ્રહ્મચર્ય પાળવાથી જે ફળ પ્રાપ્ત થાય છે, તે ફળ મળશે.' આમ કહીને તે સાધ્વીએ શરીરનો ત્યાગ કર્યો અને સ્વર્ગારોહણ કર્યું. તેને પરણનાર ઋષિ પણ તેના રૂપનો વિચાર કરીને દીન થઈ ગયા.[૨૧-૨૩] તેમણે મહાકષ્ટે ઠરાવ પ્રમાણે તેનું અર્ધું તપ સ્વીકારી લીધું. હે ભરતશ્રેષ્ઠ ! તે કન્યાના રૂપના બળથી તે ઋષિ મનમાં દુઃખી થયા હતા, પરંતુ તેમણે પણ પોતાના આત્માને કૃતાર્થ કરી તે કન્યાની ગતિ સંપાદન કરી હતી. આ રીતે વૃદ્ધ કન્યાનું મહાન ચરિત્ર, બ્રહ્મચર્ય અને તેને મળેલી પવિત્ર સ્વર્ગગતિ મેં તમને કહી. બળદેવ જ્યારે આ કન્યાતીર્થમાં આવ્યા હતા, ત્યારે શલ્યના મરણના સમાચાર તેમના સાંભળવામાં આવ્યા હતા.[૨૪-૨૬] શત્રુતાપન બળદેવે એ તીર્થમાં બ્રાહ્મણોને દાન આપ્યા પછી સાંભળ્યું કે, મહાભારત યુદ્ધમાં પાંડવોને હાથે શલ્ય મરણ પામ્યો છે.[૨૭] એટલે સમંતપંચકના દ્વારરૂપ એવા એ તીર્થમાંથી નીકળીને મધુવંશી બલરામે ઋષિગણોને કુરુક્ષેત્રનું મહાફળ પૂછ્યું.[૨૮] હે વિભુ ! યદુસિંહ બલદેવે આ પ્રમાણે પૂછ્યું, એટલે મહાત્મા ઋષિઓએ તેમને કુરુક્ષેત્રનું સર્વ મહાફળ યથાર્થ રીતે કહી સંભળાવ્યું.[૨૯]

ઇતિ શ્રીમહાભારતમા શલ્યપર્વાંતર્ગત ગદાયુદ્ધપર્વમા 'બળદેવની તીર્થયાત્રામાં સારસ્વતોપાખ્યાન' નામનો અધ્યાય ૫૨મો સમાપ્ત

## અધ્યાય ૫૩ મો

### બળદેવની તીર્થયાત્રા-કુરુક્ષેત્રમાહાત્મ્ય

॥ ऋषय ऊचुः ॥

प्रजापतेरुत्तरवेदिरुच्यते
सनातनं राम समंतपंचकम् ।
समीजिरे यत्र पुरा दिवौकसो
वरेण सत्रेण महावरप्रदाः ॥ १ ॥

ઋષિઓ બોલ્યા : હે બળરામ ! એ સનાતન સમંતપંચક અથવા કુરુક્ષેત્ર બ્રહ્મદેવની ઉત્તરવેદિકા કહેવાય છે અને પૂર્વે મોટા વરોને આપનારા દેવોએ તે ક્ષેત્રમાં મહા ઉત્તમ યજ્ઞ કર્યો હતો.[૧] મહાબુદ્ધિમાન અને મહાતેજસ્વી રાજર્ષિ કુરુએ પૂર્વે એ ક્ષેત્રને પુષ્કળ વર્ષો પર્યંત મહાપ્રયત્નથી ખેડ્યું હતું, માટે એ 'કુરુક્ષેત્ર' એવા નામથી જગતમાં પ્રસિદ્ધ થયું છે.[૨]

બળદેવ બોલ્યા : હે તપોધનો ! કહો, મહાત્મા કુરુએ એ ક્ષેત્રને શા માટે ખેડ્યું હતું ? હું એ

× અઠ્ઠાવન વર્ષ પર્યંત બ્રહ્મચર્ય પાળવું એવી સર્વમાન્ય વેદાજ્ઞા છે. તેમાંથી બાર બાર વર્ષ પર્યંત ચારે વેદોનું અધ્યયન કરી અડતાળીસ વર્ષ પર્યંત બ્રહ્મચારી રહવું જોઈએ, પછી એ વર્ષ પર્યંત ગુરુની સેવા કરી તેમના ઋણમાંથી મુક્ત થવા માટે બ્રહ્મચારીદશાએ તેમને ત્યા વસવું જોઈએ. પછી ગુરુની આજ્ઞા લઈ આઠ વર્ષની કન્યા સાથે લગ્ન કરી તેને યુવાવસ્થા પ્રાપ્ત થાય ત્યાં સુધી બીજા આઠ વર્ષ બ્રહ્મચર્ય પાળવું જોઈએ. આમ કુલ અઠ્ઠાવન વર્ષ પર્યંત બ્રહ્મચર્ય પાળવું જોઈએ. —નીલકંઠ

વૃત્તાંત સાંભળવા ઇચ્છું છું.[3]

ઋષિઓ બોલ્યા : હે બળરામ ! પૂર્વે કુરુરાજાએ જ્યારે એ કુરુક્ષેત્રને ખેડવા માટે આરંભ કર્યો, ત્યારે ઇંદ્ર સ્વર્ગમાંથી આવીને કુરુરાજાને તેનું કારણ પૂછવા લાગ્યો.[4]

ઇંદ્ર બોલ્યો: હે રાજન્ ! આ શું કરો છો ? આટલો બધો પ્રયત્ન કરીને તમે શું કરવા ધારો છો ? હે રાજર્ષિ ! શો અભિપ્રાય મનમાં રાખીને આ પૃથ્વીને તમે ખેડો છો ?[5] ત્યારે કુરુ બોલ્યો: 'હે ઇંદ્ર ! આ ક્ષેત્રમાં જે પુરુષો મરણ પામશે તેઓ પાપરહિત પવિત્ર લોકોને પામશે.' કુરુરાજના આ વચનને હસી કાઢી ઇંદ્ર સ્વર્ગમાં ગયો અને કુરુરાજ પણ ઇંદ્રની હાંસીનો મનમાં ખેદ કર્યા વિના પૃથ્વીને ખેડવા જ મંડી પડ્યો. આ પ્રમાણે વારંવાર ઇંદ્ર તેની પાસે આવી આવીને ઉપહાસ કરીને સ્વર્ગમાં ચાલ્યો જતો હતો; પરંતુ કુરુરાજ તો જરાયે ખિન્ન થયા વિના ઉગ્ર તપશ્ચર્યા કરીને પૃથ્વીને ખેડતો જ રહ્યો. તે પછી ઇંદ્રે રાજર્ષિ કુરુએ જે કરવા ધાર્યું હતું તેના સંબંધમાં દેવોને પણ જણાવી દીધું. એટલે તે સાંભળીને દેવો ઇંદ્રને કહેવા લાગ્યા : 'હે ઇંદ્રદેવ ! જો તમારાથી બની શકે તો રાજર્ષિ કુરુને તેવું કોઈ વરદાન આપી દો અને આ કાર્યથી તેમને અટકાવી દો.[6–10] કારણ કે એ ક્ષેત્રમાં યજ્ઞ કર્યા વિના મરણ પામેલા મનુષ્યો જો સ્વર્ગમાં આવશે તો કોઈ પણ મનુષ્ય યજ્ઞો કરશે જ નહિ અને તેમ થવાથી આપણને યજ્ઞમાં અપાતો ભાગ છેક લોપ પામશે.[11] પછી ઇંદ્રે કુરુરાજ પાસે આવીને કહ્યું કે, 'હે મહામતિમાન રાજન્ ! હવે તમે પરિશ્રમ ન કરો, પણ મારા આ એક વચનનો સ્વીકાર કરો. હે રાજેંદ્ર ! જે મનુષ્યો નિરાહાર રહીને આ ક્ષેત્રમાં શરીરનો ત્યાગ કરશે અથવા તિર્યચયોનિમાં જન્મેલાં જે પ્રાણીઓ પણ સાવધાન થઈ આ ક્ષેત્રમાં યુદ્ધ કરી મરણ પામશે, તેઓ સર્વે સ્વર્ગલોકને પામશે ' એટલે રાજાએ ઇંદ્રને કહ્યું કે 'ભલે, એમ હો.'[12–14] હવે મનમાં પ્રસન્ન થઈને તથા રાજાની અનુજ્ઞા લઈને ઇંદ્ર પુનઃ સત્વર સ્વર્ગલોકમાં ચાલ્યો ગયો.[15] હે યદુશ્રેષ્ઠ બળદેવ ! આ રીતે રાજર્ષિ કુરુએ આ ક્ષેત્રને ખેડ્યું હતું અને બ્રહ્મા આદિ દેવોએ તથા ઇંદ્રે કુરુરાજનો મનોરથ સંપૂર્ણ કર્યો હતો.[16] માટે જ પૃથ્વી પરનાં સર્વ પવિત્ર સ્થાનોના કરતાં આ સ્થાન વધારે પવિત્ર છે. આનાથી વિશેષ પવિત્ર બીજું કોઈ સ્થાન નથી. જે મનુષ્યો આ કુરુક્ષેત્રમાં ઉત્તમ તપશ્ચર્યા કરશે, તેઓ સર્વે દેહત્યાગ પછી બ્રહ્મલોકમાં જશે. જે કોઈ પુણ્યશાળી મનુષ્યો આ ક્ષેત્રમાં આવીને દાન આપશે, તેમનું એ દાન સત્વર હજારગણું ફળદાયી થશે. જે મનુષ્યો શુભાકાંક્ષા રાખી આ ક્ષેત્રમાં નિત્ય વાસ કરશે, તેમને યમરાજાની રાજધાનીનાં કદી પણ દર્શન થશે નહિ. વળી જે રાજાઓ આ ક્ષેત્રમાં મોટા મોટા યજ્ઞો કરીને પરમેશ્વરનું પૂજન કરશે, તેઓ આ પૃથ્વીના પ્રલયકાળ પર્યંત સ્વર્ગલોકમાં વાસ કરશે. હે હળના આયુધવાળા બળદેવ ! દેવોના અધિપતિ ઇંદ્રે પોતે આ કુરુક્ષેત્રની ઉત્તમતા વિષે જે એક ગાથા ગાય છે તે તમે સાંભળો.[17–21]

पांसवोऽपि कुरुक्षेत्राद्वायुना समुदीरिताः ।
अपि दुष्कृतकर्माणं नयंति परमां गतिम् ॥

કુરુક્ષેત્રમાંથી વાયુએ ઉડાડેલી રજ પણ પાપી પુરુષને પરમગતિ પમાડે છે.[22] હે પુરુષસિંહ બળદેવ ! અનેક મોટા દેવો, બ્રાહ્મણો તથા નૃગ આદિ મહારાજાઓ આ ક્ષેત્રમાં મહાપવિત્ર યજ્ઞો કરીને તથા શરીરો ત્યજીને પરમ ગતિને પામ્યા છે.[23] તરંતુકથી આરંભી આરંતુક પર્યંતનો જે પ્રદેશ અને રામહ્રદથી આરંભી મચક્રુક પર્યંતનો

જે પ્રદેશ તેજ કુરુક્ષેત્ર અથવા સમંતપંચકને નામે ઓળખાય છે; અને તેજ પ્રદેશ પ્રજાપતિની ઉત્તરવેદિકા પણ કહેવાય છે.[૨૪] વળી આ કુરુક્ષેત્ર પવિત્ર છે, મહાપુણ્યદાયી છે, દેવોને પણ માન્ય છે અને સર્વગુણસંપન્ન છે. તેથી આ મહાભારત યુદ્ધને પ્રસંગે એ ક્ષેત્રમાં મરણ પામેલા સર્વ રાજાઓ સદા પવિત્ર અને અક્ષય એવી ગતિને પામશે.[૨૫] હે બળદેવ ! આ વાત અમે અમારી કલ્પનાથી તમને કહેતા નથી, પરંતુ ઇંદ્રે, બ્રહ્માએ, વિષ્ણુએ તથા મહેશ્વરે પોતે આ પ્રમાણે કહ્યું છે તેમ જ કુરુક્ષેત્રની પવિત્રતાના સંબંધમાં અનુમોદન આપ્યું છે.[૨૬]

ઇતિ શ્રીમહાભારતમાં શલ્યપર્વાંતર્ગત ગદાયુદ્ધપર્વમાં 'બળદેવની તીર્થયાત્રા' નામનો અધ્યાય ૫૩મો સમાપ્ત

## अध्याय ५४ मो

### બળદેવની તીર્થયાત્રા—સારસ્વતોપાખ્યાનની સમાપ્તિ

॥ वैशंपायन उवाच ॥

**कुरुक्षेत्रं ततो दृष्ट्वा दत्त्वा दायाँश्च सात्वतः ।**
**आश्रमं सुमहद्दिव्यमगमज्जनमेजय ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : હે જનમેજય રાજા ! યદુવંશી બળદેવ એ કુરુક્ષેત્રનાં દર્શન કરી અને અનેક પદાર્થોનાં બ્રાહ્મણોને દાન આપી એક મહાદિવ્ય આશ્રમમાં ગયા હતા.[૧] તે આશ્રમ મહુડા તથા આંબાના વનથી ભરપૂર હતો, પીપળા તથા વડનાં વૃક્ષોથી વ્યાપ્ત હતો અને બીલી, ફણસ તથા આંજણીનાં વૃક્ષોથી ઢંકાયેલો હતો.[૨] પવિત્ર લક્ષણોવાળા તે આશ્રમને જોઈને યદુશ્રેષ્ઠ બળદેવે ઋષિઓને પૂછ્યું કે, 'આ ઉત્તમ આશ્રમ કોનો છે ?'[૩] હે રાજન ! બળદેવનો પ્રશ્ન સાંભળી મહાત્મા ઋષિઓએ તેમને ઉત્તર આપ્યો : 'હે બળરામ ! પૂર્વે આ આશ્રમ જેનો હતો તેના સંબંધમાં અમે તમને વિસ્તારથી કહીએ છીએ, તો સાંભળો.[૪] આ આશ્રમમાં પૂર્વે વિષ્ણુદેવે ઉત્તમ તપશ્ચર્યા કરી હતી અને આ જ આશ્રમમાં તેમના સર્વ સનાતન યજ્ઞો વિધિપૂર્વક સંપૂર્ણ થયા હતા.[૫] આ જ આશ્રમમાં એક બ્રાહ્મણી તપસ્વિની કુમારાવસ્થાથી બ્રહ્મચર્ય પાળીને તથા યોગયુક્ત થઈને તપશ્ચર્યા દ્વારા સિદ્ધ થઈ હતી અને સ્વર્ગે ગઈ હતી.[૬] હે રાજન્ ! તે શ્રીમતી મહાત્મા શાંડિલ્યની પુત્રી હતી, તે વ્રતોને પાળનારી હતી, સદાચારિણી હતી અને નિત્ય બ્રહ્મચર્યને પાળનારી હતી.[૭] તે મહાભાગ્યવતી દેવો તથા બ્રાહ્મણોમાં પૂજાયેલી હતી અને સ્ત્રીઓથી ન થઈ શકે તેવું મહાઘોર તપ કરીને તે સ્વર્ગલોકમાં ગઈ હતી.[૮] ઋષિઓનું એ વચન સાંભળી બળદેવ તે આશ્રમમાં ગયા. ત્યાં હિમાલયની પડોશમાં વસનારા ઋષિઓને વંદન કરીને તથા સંધ્યાકાળનાં સર્વ કાર્યો સમાપ્ત કરીને તે હિમાલયપર્વત પર ચઢ્યા. આમ તાલવૃક્ષના ચિહ્નવાળી ધજાવાળા બળદેવ એ પર્વત પર થોડે દૂર ગયા, એટલે 'પ્લક્ષપ્રસ્રવણ' નામનું મહાપવિત્ર તીર્થ જોઈને તેમ જ સરસ્વતીનો પ્રભાવ જોઈને તેમને ઘણું જ આશ્ચર્ય થયું. પછી તે તીર્થમાં થઈને તે 'કારપવન' નામના મહા ઉત્તમ તીર્થમાં આવી પહોંચ્યા. મહાબળવાન હળધરે એ તીર્થમાં પણ નિર્મળ, પવિત્ર અને શીતળ જળમાં સ્નાન કર્યું, દાન આપ્યાં અને દેવો તથા પિતૃઓને તૃપ્ત કર્યા. એ રણમલ્લ અચ્યુત એક રાત્રિ ત્યાં વસીને બીજે દિવસે યતિઓ અને બ્રાહ્મણોની સાથે મિત્રાવરુણના પવિત્ર તીર્થમાં ગયા.[૯-૧૪] એ તીર્થમાં પૂર્વે ઇંદ્રે, અગ્નિએ તથા સૂર્યે મિત્રતા કરી હતી. તે કારપવનથી આગળ જતાં બળદેવ યમુનાના તટ પર આવેલા આશ્રમમાં ગયા હતા. ત્યાં જઈને મહાબળવાન ધર્માત્મા બળદેવે સ્નાન કર્યું અને ઘણા પ્રસન્ન થયા. એ તીર્થમાં ઋષિઓ

તથા સિદ્ધોની સાથે બેસીને યદુશ્રેષ્ઠ બળદેવ પવિત્ર કથાઓ સાંભળવા લાગ્યા. આ રીતે ઋષિઓની સાથે બેસીને તેઓ કથા શ્રવણ કરતા હતા, ત્યાં ભગવાન નારદ ઋષિ ફરતા ફરતા આવી ચઢ્યા. હે રાજન્! મહાતપસ્વી નારદે જટાજૂટથી મસ્તકને ઢાંકી દીધું હતું, સોનેરી વસ્ત્રો પહેર્યાં હતાં, સુવર્ણનો દંડ ધારણ કર્યો હતો, સુવર્ણનું કમંડળુ હાથમાં પકડ્યું હતું તથા મધુર શબ્દ કરનારી કચ્છપી નામની સુંદર વીણા ધારણ કરી હતી.[૧૫-૧૯] આમ નૃત્ય તથા ગીતમાં કુશળ, દેવો તથા બ્રાહ્મણોમાં પૂજાયેલા અને સ્થળેસ્થળે કલહ કરનારા તે કલહપ્રિય નારદ ઋષિ જે પ્રદેશમાં શ્રીમાન બળરામ બેઠા હતા તે પ્રદેશમાં આવી પહોંચ્યા. એટલે બળરામે પણ તે વ્રતધારી ઋષિની સામા ઊભા થઈને વિધિપૂર્વક પૂજા કરી. પછી તેમણે એ દેવર્ષિને કૌરવોની સામે આરંભાયેલી લડાઈના સમાચાર પૂછ્યા. એટલે હે રાજન્! સર્વ ધર્મોને જાણનારા નારદે કૌરવોનો જે મહાન સંહાર થયો હતો, તે સર્વ વૃત્તાંત બળદેવને અથેતિ કહ્યો. પછી રોહિણીપુત્ર બળદેવે દીન વાણીથી નારદને પૂછ્યું : 'હે તપોધન! તે કુરુક્ષેત્રમાં એકઠા મળેલા ક્ષત્રિય રાજાઓની શી અવસ્થા થઈ છે? એ સર્વ વૃત્તાંત પ્રથમ જ મારા સાંભળવામાં આવ્યો છે. છતાં મને તે વિસ્તારથી સાંભળવા માટે અત્યંત કુતૂહલ થયું છે.'

નારદ બોલ્યા : હે રોહિણીપુત્ર! એ મહાભારત યુદ્ધમાં પ્રથમ જ ભીષ્મ હણાયા છે, દ્રોણાચાર્ય પણ માર્યા ગયા છે અને સિંધુપતિ જયદ્રથ પણ હણાયો છે.[૨૦-૨૫] વળી હે રોહિણીનંદન! તેમાં સૂર્યપુત્ર કર્ણ, તેના મહારથી પુત્રો, ભૂરિશ્રવા અને વીર્યવાન મદ્રરાજ શલ્ય હણાયા છે.[૨૬] આ અને અનેક બીજા મહાબળવાન રાજાઓ તથા રાજપુત્રો, યુદ્ધમાં પાછા હઠ્યા વિના, દુર્યોધનના વિજયને માટે, પોતાના પ્રિય પ્રાણો પાથરીને મરણ પામ્યા છે. હે મહાબાહુ બળદેવ! કૌરવપક્ષમાં મરતાં બચી ગયેલા મહારથીઓ પણ હું તમને નામવાર કહું છું, તે સાંભળો. કૃપાચાર્ય, કૃતવર્મા અને વીર્યવાન અશ્વત્થામા—આ ત્રણ જ મહાપરાક્રમી મહારથીઓ દુર્યોધનના સૈન્યમાં બચવા પામ્યા છે.[૨૭-૨૯] હે બલરામ! તેઓ પણ આ સમયે ભયના માર્યા જુદી જુદી દિશાઓમાં પલાયન કરી ગયા છે. એ યુદ્ધમાં શલ્ય હણાયો અને કૃપાચાર્ય વગેરે જ્યારે નાસી ગયા, ત્યારે અત્યંત દુઃખમાં આવી પડેલો દુર્યોધન દ્વૈપાયન નામના ધરામાં પેસી ગયો હતો. પરંતુ જળ થંભાવી દઈ સૂઈ રહેલા એ દુર્યોધનને શ્રીકૃષ્ણે તથા પાંડવોએ ઉગ્ર વાણી સંભળાવીને ખૂબ દુઃખી કર્યો. આમ હે રામ! તેમણે જ્યારે બળવાન દુર્યોધનને ખૂબ તીક્ષ્ણ વચનો કહ્યાં, ત્યારે વીર દુર્યોધન હાથમાં મોટી ગદા લઈને પાણીમાંથી બહાર નીકળ્યો અને હમણાં તે ભીમસેનની સામે યુદ્ધ કરવા ઊભો રહ્યો છે.[૩૦-૩૩] હે બળરામ! આજે તે બન્નેનું મહાદારુણ યુદ્ધ થશે. હે માધવ! તમને જો તે જોવાનુ કુતૂહલ હોય તો ત્યાં જલદી જાઓ.[૩૪] તમે જો મારું કહેલું માનતા હો તો તમે તમારા બન્ને શિષ્યોનું મહાઘોર યુદ્ધ જુઓ.

વૈશંપાયન બોલ્યા : નારદનું વચન સાંભળી બળરામે ઉત્તમ બ્રાહ્મણોની પૂજા કરી.[૩૫] પછી તેમણે પોતાની સાથે આવેલા સર્વને વિદાય આપી અને પોતાના અનુયાયીઓને આજ્ઞા આપી કે, તમે દ્વારકા જાઓ. હવે અચ્યુત બલરામ હિમાલય પરના પવિત્ર 'પ્લક્ષપ્રસ્રવણ' તીર્થ પરથી નીચે ઊતર્યા અને તે તીર્થનું મહાન ફળ સાંભળીને મનમાં પ્રસન્ન થઈ તેમણે બ્રાહ્મણોની પાસે આ પ્રમાણે શ્લોકો ગાયા :[૩૬,૩૭]

सरस्वतीवाससमा कुतो रतिः
सरस्वतीवाससमा कुतो गुणाः ।
सरस्वतीं प्राप्य दिवं गता जनाः
सदा स्मरिष्यंति नदीं सरस्वतीम् ॥
सरस्वती सर्व नदीषु पुण्या
सरस्वती लोकशुभावहा सदा ।
सरस्वतीं प्राप्य जनाः सुदुष्कृतं
सदा न शोचंति परत्र चेह च ॥

સરસ્વતીતટે નિવાસ કરવા સમાન આનંદ અન્ય સ્થળે ક્યાં મળી શકે? સરસ્વતીતટે નિવાસ કરવા સમાન ગુણો બીજે કયે સ્થળેથી પ્રાપ્ત થઈ શકે? સરસ્વતીતટે આવીને સ્વર્ગલોકમાં ગયેલા મનુષ્યો સ્વર્ગમાં પણ સદાકાળ સરસ્વતી નદીનું સ્મરણ કર્યા જ કરશે.[૩૮] માટે સર્વ નદીઓમાં સરસ્વતી નદી પવિત્ર છે; સરસ્વતી સદાકાળ લોકોનું કલ્યાણ કરનારી છે અને તેથી જ સરસ્વતીતટે આવ્યા પછી મનુષ્યો પરલોકમાં તથા આ લોકમાં કરેલાં પોતાનાં મહાન પાપો માટે શોક કરતા નથી.[૩૯] પછી શત્રુતાપન બળદેવ પ્રીતિપૂર્વક સરસ્વતી નદીને વારંવાર જોઈ રહ્યા અને પોતાના ઘોડાઓ જોડેલા ઉજ્જ્વલ રથમાં બેઠા.[૪૦] હવે પોતાના બન્ને શિષ્યો વચ્ચે ઉપસ્થિત થયેલા તે યુદ્ધને જોવાની ઇચ્છાથી યદુશ્રેષ્ઠ બળરામે ઉતાવળી ચાલના તે રથને હાંકવાની આજ્ઞા આપી અને તે દ્વૈપાયન હ્રદ પાસે આવી પહોંચ્યા.[૪૧]

ઇતિ શ્રીમહાભારતમાં શલ્યપર્વાંતર્ગત ગદાયુદ્ધપર્વમાં 'બળદેવની તીર્થયાત્રા' નામનો અધ્યાય ૫૪ મો સમાપ્ત

## अध्याय ५५ मो

### ગદાયુદ્ધ માટે સમંતપંચક ક્ષેત્રમાં પ્રયાણ

॥ वैशंपायन उवाच ॥

एवं तदभवद्युद्धं तुमुलं जनमेजय ।
यत्र दुःखान्वितो राजा धृतराष्ट्रोऽब्रवीदिदम् ॥१

વૈશંપાયન બોલ્યા: આમ હે જનમેજય રાજા! દુર્યોધન તથા ભીમસેનનું એ તુમુલ ગદાયુદ્ધ ઉપસ્થિત થયું, ત્યારે તે સાંભળીને દુઃખી થયેલા ધૃતરાષ્ટ્રરાજાએ સંજયને આ પ્રમાણે પૂછ્યું.

ધૃતરાષ્ટ્ર બોલ્યો: હે સંજય! એ ગદાયુદ્ધના આરંભ સમયે બળદેવને આવી પહોંચેલા જોઈ મારા પુત્રે ભીમ સામે કેવી રીતે યુદ્ધ કર્યું હતું? તે મને કહે.[૧,૨]

સંજય બોલ્યો: હે રાજા! મોટી ભુજાઓવાળો તમારો વીર્યવાન પુત્ર દુર્યોધન બળરામને સમીપમાં આવેલા જોઈ યુદ્ધ કરવાની ઇચ્છાથી મનમાં ઘણો જ પ્રસન્ન થયો.[૩] રાજા યુધિષ્ઠિરે પણ બળદેવને આવેલા જોઈ સામા ઊભા થઈને પરમ પ્રીતિપૂર્વક તેમની યથાવિધિ પૂજા કરી.[૪] તેમણે તેમને આસન આપ્યું અને કુશળપ્રશ્ન પૂછ્યો. તે પછી બળદેવે યુધિષ્ઠિરને મધુર, ધર્મયુક્ત અને શૂરાઓને હિતકારક એવું આ વચન કહ્યું: 'હે રાજવર! ઋષિઓના કહેવાથી મેં સાંભળ્યું છે કે, કુરુક્ષેત્ર પરમ પવિત્ર છે, અન્યને પવિત્ર કરનારું છે, સ્વર્ગપ્રદ છે અને મહાત્મા દેવો, ઋષિઓ તથા બ્રાહ્મણોથી સેવાયેલું છે.[૫-૭] માટે હે રાજા! જે મનુષ્યો તે ક્ષેત્રમાં યુદ્ધ કરી શરીરોનો ત્યાગ કરશે, તેમનો અવશ્ય ઇંદ્રની સાથે સ્વર્ગવાસ થશે.[૮] તો હે રાજા! ચાલો, આપણે બધા તે સમંતપંચક ક્ષેત્રમાં જઈએ; કારણ કે તે ક્ષેત્ર પ્રજાપતિની ઉત્તરવેદિકા તરીકે સ્વર્ગલોકમાં પ્રસિદ્ધ છે.[૯] વળી ત્રૈલોક્યમાંનાં સર્વ ક્ષેત્રોના કરતાં અતિશય પવિત્ર અને સનાતન એવા તે ક્ષેત્રમાં સંગ્રામ કરી જે મરણ પામે છે તે અવશ્ય સ્વર્ગવાસ પામે છે.[૧૦] હે મહારાજા ધૃતરાષ્ટ્ર! કુંતીપુત્ર યુધિષ્ઠિરે બળદેવના વચનને 'બહુ સારું' કહીને અનુમોદન આપ્યું અને પછી તે વીર રાજા સમંતપંચક ક્ષેત્ર તરફ ચાલી નીકળ્યા.[૧૧] ત્યાં અમર્ષી અને તેજસ્વી રાજા દુર્યોધન પણ

હાથમાં મોટી ગદા લઈ ને પગપાળો જ પાંડવોની સાથે જવા લાગ્યો.[૧૨] દુર્યોધન આ રીતે હાથમાં ગદા લઈને તથા શરીરે કવચ પહેરીને જતો હતો, ત્યારે અંતરિક્ષમાં રહેલા દેવો 'ધન્ય ધન્ય' એમ કહીને તેને માન આપવા લાગ્યા.[૧૩] ત્યારે વાયુની સાથે ગમન કરનારા આકાશચારી ચારણો તથા સિદ્ધો પણ દુર્યોધનને જોઈને પરમ હર્ષ પામ્યા. એ સમયે તમારો પુત્ર કુરુરાજ દુર્યોધન પાંડવોથી ચારેબાજુ વીંટાયેલો હતો, છતાં નિર્ભય થઈને મદમત્ત હાથીની ચાલે ચાલતો હતો. તે વેળા શંખોના, ભેરીઓના તથા શૂરાઓના સિંહનાદોના શબ્દોથી સર્વ દિશાઓ ગાજી રહી હતી. હવે તે સર્વ ઉત્તમ નરવરો કુરુક્ષેત્રમાં આવી પહોંચ્યા.[૧૪-૧૬] ત્યાં જ્યાં સરસ્વતી વહે છે, એવા પશ્ચિમ સન્મુખ આવેલા પ્રદેશમાં તેઓ આવ્યા. હવે તેઓ તમારા પુત્રના દર્શાવ્યા પ્રમાણે એ પ્રદેશના દક્ષિણ ભાગમાં આવેલા અને ઉત્તમ ગતિ આપનારા મહાન તીર્થમાં આવ્યા. ત્યાં જે પ્રદેશ ક્ષારરહિત હતો તે પ્રદેશ તેમણે સૌએ ગદાયુદ્ધ કરવા માટે પસંદ કર્યો. પછી હે મહારાજ! ભીમસેન મોટી અણીવાળી ગદા હાથમાં લઈને તથા કવચ પહેરીને ગરુડ સરખો દેખાવા લાગ્યો. ત્યારે હે રાજન્! તમારો પુત્ર પણ મસ્તકે ટોપ તથા શરીરે સોનેરી કવચ ધારણ કરીને સુવર્ણના પર્વત સરખો શોભવા લાગ્યો. એ સમયે વીર ભીમસેન તથા દુર્યોધન એ બન્ને જણા કવચો પહેરીને સજ્જ થયા હતા; તેથી તેઓ યુદ્ધ કરવાના આવેશમાં આવી ગયેલા બે હાથીઓની પેઠે પ્રકાશતા હતા. હે મહારાજ! પુરુષોમાં શ્રેષ્ઠ એવા તે બન્ને ભાઈઓ રણક્ષેત્રના મધ્યપ્રદેશમાં ઊભા રહ્યા હતા, તેથી સાથે ઉદય પામેલા ચંદ્ર-સૂર્યની પેઠે શોભતા હતા. હે રાજા! કોપેલા બે હાથીઓની પેઠે અન્યોન્યનો વધ કરવાની ઇચ્છાવાળા તે બન્ને જણા જાણે બાળી નાખવા ઇચ્છતા હોય, તેમ ડોળા ફાડીને એકબીજા સામે જોવા લાગ્યા. ત્યાં હે રાજન્! વીર્યવાન કુરુવંશી દુર્યોધન પ્રસન્નચિત્તે હાથમાં ગદા લઈને ગલોફાં ચાટવા લાગ્યો. હે રાજન્! તે ફૂંફાડા મારવા લાગ્યો અને તેની આંખ ક્રોધથી લાલચોળ થઈ ગઈ. પછી હે રાજા! તે ગદા લઈને ભીમસેન સામે જોઈ રહ્યો અને એક હાથી બીજા હાથીને જેમ બોલાવે તેમ તેને યુદ્ધ માટે બોલાવવા લાગ્યો. ત્યારે પરાક્રમી ભીમસેન પણ પર્વતના સાર સરખી મજબૂત ગદા લઈને, વનમાં એક સિંહ બીજા સિંહને જેમ નિમંત્રણ કરે, તેમ યુદ્ધ માટે રાજા દુર્યોધનને નિમંત્રણ કરવા લાગ્યો. તે વખતે દુર્યોધને તથા ભીમસેને બન્નેએ હાથમાં ગદાઓ ઊંચી કરી હતી; તેથી તેઓ શિખરોવાળા બે પર્વતોની પેઠે રણમાં શોભી રહ્યા હતા. તે બન્નેને અત્યંત ક્રોધ ચઢી ગયો હતો અને બન્નેનાં પરાક્રમ ભયંકર હતાં.[૧૭-૨૬] બન્ને જણા ગદાયુદ્ધમાં બુદ્ધિમાન બળદેવના શિષ્ય હતા અને બન્નેનાં કર્મો યમ તથા ઇંદ્રના સમાન હતાં.[૨૭,૨૮] હે મહારાજ! વરુણની પેઠે પરાક્રમ કરનારા અને મહાબળવાન એવા તે બન્ને જણા શ્રીકૃષ્ણ, બળરામ, કુબેર તથા મધુકૈટભ સરખા યુદ્ધકુશળ હતા, સુંદ તથા ઉપસુંદ સમાન કર્મ કરનારા હતા, તેમ જ રામ અને રાવણ, વાલિ તથા સુગ્રીવ અને કાળ તથા મૃત્યુની પેઠે શત્રુઓને તપાવનાર હતા.[૨૯-૩૧] શરદ્ઋતુમાં મદોદ્રેકટ બનેલા બે ગર્વિષ્ઠ હાથીઓ જેમ હાથણી સાથે સંગમ કરવા માટે અન્યોન્ય સામે દોડે, તેમ તે બન્ને જણા અન્યોન્ય સામે દોડી ગયા હતા.[૩૨] વળી વિષનું વમન કરનારા બે સર્પોની પેઠે ક્રોધરૂપ પ્રદીપ્ત વિષને બહાર કાઢનારા તે શત્રુદમન યોદ્ધાઓ સામસામા આવેશમાં આવી જઈને અન્યોન્યને જોઈ રહ્યા હતા.[૩૩] તે બન્ને જણા

ભરતવંશીઓમાં સિંહ સરખા હતા, પરાક્રમસંપન્ન હતા, સિંહની પેઠે દુરાધર્ષ હતા અને ગદાયુદ્ધમાં કુશળ હતા.[૩૦] તેઓ નખ તથા દાઢોરૂપ આયુધવાળા બે વ્યાઘ્રોના જેવા વીર હતા, શત્રુઓને દુઃસહ હતા અને પ્રજાના સંહાર સમયે ખળભળી ઊઠેલા બે મહાસાગરોની પેઠે દુસ્તર હતા.[૩૫] બે મંગલ ગ્રહોની પેઠે તેઓ ક્રોપાયમાન થઈને અન્યોન્યને પ્રખર તપાવી રહ્યા હતા. વર્ષાઋતુમાં મહાવિષમ જળધારાને વર્ષી રહેલા પૂર્વપશ્ચિમના મેઘો જેમ ગર્જનાઓ કરે, તેમ તે બન્ને શત્રુદમન મહારથીઓ ગર્જનાઓ કરતા હતા તથા અન્યોન્ય સામે જોતા હતા. કુરુશ્રેષ્ઠ અને મહાબળવાન એવા તે બન્ને શૂરવીરો કિરણોની સાથે ઉદય પામેલા બે પ્રદીપ્ત સૂર્યો જેવા દેખાતા હતા. તે મહાબાહુ વીરો બે વ્યાઘ્રોની પેઠે અત્યંત આવેશમાં આવી ગયા હતા, બે મેઘોની પેઠે ગર્જના કરતા હતા અને બે કેસરીસિંહોની પેઠે હર્ષમાં આવી ગયા હતા. વળી એ બન્ને મહાત્માઓ ખિજાયેલા બે હાથીઓ જેવા, ભડભડી રહેલા બે અગ્નિઓ જેવા અને શિખરવાળા બે પર્વતો જેવા દેખાતા હતા. ગદાઓ હાથમાં લઈને તે બન્ને મહાપુરુષ મહાત્માઓ જ્યારે સામસામા આવી ગયા હતા, ત્યારે એકબીજાને જોઈને તે બન્નેના હોઠો રોષથી ફરકતા હતા, બન્ને જણા પરમ હર્ષમાં આવી ગયા હતા અને બન્ને જણા યોદ્ધાઓમાં પરમ માન્ય થઈ પડ્યા હતા. તે સમયે દુર્યોધન તથા ભીમસેન ઉત્તમ ઘોડાઓની પેઠે હણહણાટ કરતા હતા, બે હાથીઓની પેઠે ગર્જના કરતા હતા અને બે આખલાઓની પેઠે ગાજતા હતા.[૩૬–૪૨] આવા બલોન્મત્ત તે મહાપુરુષો બે દૈત્યોની પેઠે રણમાં શોભતા હતા. તે પછી હે રાજા! દુર્યોધને પોતાના ભાઈઓ, મહાત્મા શ્રીકૃષ્ણ, મહાપરાક્રમી બળદેવ, કેકયો, સૃંજયો તથા શૂરવીર પાંચાલો આદિની સાથે ઊભેલા યુધિષ્ઠિરને ગર્વથી આ પ્રમાણે કહ્યું: 'મારું તથા ભીમસેનનું આ જે યુદ્ધ ઉપસ્થિત થયું છે તેને તમે બધા મહારાજાઓ અહીં પાસે બેસીને જુઓ.' દુર્યોધનનું વચન સાંભળી બધાએ તેમ કરવા સ્વીકાર્યું.[૪૩–૪૬] હવે તે મહાન રાજમંડળ ગોળાકારે ત્યાં બેસી ગયું, ત્યારે તે આકાશમાં ઉદય પામેલા સૂર્યમંડળ સરખું વિરાજવા લાગ્યું.[૪૭] ત્યારે હે મહારાજ! કેશવના મોટાભાઈ શ્રીમાન બળદેવ તે સર્વ રાજાઓના મધ્યભાગમાં બેઠા હતા અને સર્વ તરફથી તેમનું સન્માન થઈ રહ્યું હતું.[૪૮] વળી રાત્રિને સમયે નક્ષત્રોથી વીંટાયેલો સંપૂર્ણ ચંદ્રમા જેમ શોભી નીકળે, તેમ ઉજ્જ્વળ કાંતિવાળા અને શ્યામ વસ્ત્રો ધારણ કરેલા એ બળદેવ પણ તે રાજાઓના મધ્યમાં શોભતા હતા.[૪૯] હે મહારાજ! કુરુઓમાં શ્રેષ્ઠ અને અતિદુઃસહ એવા તે બન્ને જણા ઉગ્ર વાણીથી અન્યોન્યને વીંધી નાખી હાથમાં ગદા લઈને ઊભા રહ્યા અને એકબીજાને કેટલાંએક અપ્રિય વચનો કહીને યુદ્ધ કરવા ઊભેલા ઇંદ્ર અને વૃત્રાસુરની પેઠે પરસ્પર તાકી તાકીને જોવા લાગ્યા.[૫૦,૫૧]

ઇતિ શ્રીમહાભારતમાં શલ્યપર્વાંતર્ગત ગદાયુદ્ધપર્વમાં 'યુદ્ધ માટે પ્રયાણ' નામનો અધ્યાય ૫૫ મો સમાપ્ત

## अध्याय ५६ मो
### ગદાયુદ્ધનો આરંભ

॥ वैशंपायन उवाच ॥

**ततो वाग्युद्धमभवत्तुमुलं जनमेजय ।**
**यत्र दुःखान्वितो राजा धृतराष्ट्रोऽब्रवीदिदम् ॥ १**

વૈશંપાયન બોલ્યા: હે જનમેજયરાજા! તે પછી દુર્યોધન તથા ભીમસેનનું તુમુલ વાગ્યુદ્ધ થવા લાગ્યું. તે સાંભળી દુઃખી થયેલા ધૃતરાષ્ટ્રરાજાએ સંજયને આ પ્રમાણે કહ્યું:[૧] 'હે નિર્દોષ સંજય! મનુષ્યજન્મને ધિક્કાર હજો, કે તેનું આવું દુઃખભરેલું પરિણામ પ્રાપ્ત થાય છે. અરેરે!

અગિયાર અક્ષૌહિણી સેનાઓનો ધણી એવો મારો પુત્ર દુર્યોધન સર્વ રાજાઓને પોતાની આજ્ઞામાં રાખીને આ સમગ્ર પૃથ્વીને ભોગવતો હતો. તે જ દુર્યોધન આજે હાથમાં ગદા લઈને પગપાળો રણમાં ચાલી રહ્યો છે.[૨,૩] અરે! એક સમયે જે આખા જગતનો નાથ હતો, તે મારો પુત્ર આ સમયે અનાથની પેઠે ગદા ઊચકીને રણમાં ચાલી રહ્યો છે, તો એમાં દૈવ વિના બીજું શું સમજવું?[૪] અરે ઓ સંજય! મારા પુત્ર પર આ સમયે મહાન સંકટ આવી પડ્યું છે.' આમ કહીને દુઃખાર્ત થયેલા રાજા ધૃતરાષ્ટ્ર બોલતા અટકી પડ્યા.[૫]

સંજય બોલ્યો: હે ધૃતરાષ્ટ્રરાજા! તે પછી વીર્યવાન દુર્યોધને મોટા એક આખલાની પેઠે હર્ષનાદ કરીને તથા મેઘના ગડગડાટ સરખો સિંહનાદ કરીને ભીમસેનને યુદ્ધ માટે આહ્વાન કર્યું.[૬] આ રીતે પરાક્રમી કુરુરાજે ભીમસેનને આહ્વાન કર્યું, ત્યારે મહાઘોર દેખાવનાં વિવિધ અપશુકનો થવા લાગ્યાં.[૭] આકાશમાં થતા ગડગડાટો સાથે તોફાની વાયુઓ વાવા લાગ્યા, ધૂળની વૃષ્ટિ થવા લાગી અને સર્વ દિશાઓ અંધકાર વડે છવાઈ ગઈ.[૮] ત્યારે મહાપ્રચંડ શબ્દો કરનારા તથા રૂવાં ઊભાં કરી નાખે તેવા તુમુલ સુસવાટા કરનારા વાયરા છૂટી નીકળ્યા અને આકાશને જાણે ફાડી નાખતી હોય તેવા કડકડાટ કરતી સેંકડો ઉલ્કાઓ પૃથ્વી પર પડવા લાગી.[૯] ત્યાં હે પૃથ્વીનાથ! પર્વ વિના રાહુ સૂર્યમંડળનો ગ્રાસ કરવા લાગ્યો અને વનો તથા વૃક્ષોની સાથે ઘણુંઘણી ઊંડેલી પૃથ્વી કંપવા લાગી.[૧૦] ત્યારે ઝીણી રેતીને ખેંચી લાવનારા પ્રદીપ્ત પવનો વાવા લાગ્યા અને પર્વતોનાં શિખરો પૃથ્વી પર તૂટી પડવા લાગ્યાં.[૧૧] ત્યાં અનેક આકારનાં મૃગો દશે દિશાઓમાં નાસી જવા લાગ્યાં અને પ્રદીપ્ત મુખોવાળી તથા ઘોર દેખાવની મહાદારુણ શિયાળવીઓ લાંબા રાગડા તાણીને રડવા લાગી.[૧૨] ત્યારે હે રાજેંદ્ર! રોમાંચજનક મહાઘોર કડકડાટો થવા લાગ્યા અને સળગી ઊઠેલી દિશામાં અશુભસૂચક મૃગો દેખાવા લાગ્યા. હે રાજા! તે વખતે જળાશયોનાં જળો આપોઆપ વૃદ્ધિ પામીને ચારેબાજુ ઊછળવા લાગ્યાં અને કોઈ શરીરધારીએ નહિ કરેલા મહાપ્રચંડ શબ્દો સર્વ તરફ સંભળાવા લાગ્યા.[૧૩,૧૪] આવાં અશુભ નિમિત્તો જોઈને ભીમસેન પોતાના મોટા ભાઈ ધર્મરાજ યુધિષ્ઠિરને કહેવા લાગ્યો:[૧૫] 'આ મંદમતિ દુર્યોધન રણમાં મને જીતી શકશે નહિ. તેથી અર્જુને ખાંડવવનમાં જેમ અગ્નિને છોડી મૂક્યો હતો, તેમ હું મારા હૃદયમાં ગુપ્તપણે ભરાઈ રહેલા ક્રોધાગ્નિને આજે કૌરવરાજ દુર્યોધન ઉપર છોડી મૂકીશ. હે પાંડુપુત્ર યુધિષ્ઠિર! આજે કુરુકુલાંગાર આ પાપી દુર્યોધનને ગદાથી મારી નાખીને હું તમારા હૃદયમાં ખૂંચી ગયેલા શલ્યને ખેંચી કાઢીશ. પાપકર્મ કરનારા આ દુર્યોધનને આ ગદા વડે રણના મોખરામાં મારી નાખીને હું તમારા કંઠમાં કીર્તિમય માળા પહેરાવીશ. હું આ મારી ગદા વડે દુર્યોધનના શરીરના સેંકડો કટકા કરી નાખીશ, એટલે હવે હસ્તિનાપુરમાં તે પુનઃ પ્રવેશ કરી શકશે નહિ. હે ભરતશ્રેષ્ઠ! આ પાપીએ મારા શયનમાં સર્પો મુકાવ્યા હતા, ભોજનમાં વિષ આપ્યું હતું, ગંગાતટે આવેલા પ્રમાણકોટી પ્રદેશ પર મને ગંગામાં ધકેલી દીધો હતો, લાક્ષાગૃહમાં આપણને બાળી મૂક્યા હતા, સભામાં આપણો ઉપહાસ કર્યો હતો, કપટદ્યૂત રમી આપણું સર્વસ્વ છીનવી લીધું હતું, તેર વર્ષનો આપણને વનવાસ આપ્યો હતો અને એક વર્ષ પર્યંત ગુપ્ત રહેવાની આજ્ઞા આપી હતી. હે નિષ્પાપ! આ બધાં દુઃખોનો આજે હું અંત આણીશ.[૧૬–૨૨] આજે એક જ દિવસમાં આ પાપીનો વધ કરી હું મારા પોતાના

ઋણમાંથી પણ મુક્ત થઈશ. હે ભરતશ્રેષ્ઠ! મને અવશ્ય લાગે છે કે, ભૂંડા કર્મના આ દુર્મતિયા દુર્યોધનનું આયુષ્ય આજે પૂરું થઈ ગયું છે; અરે! હે રાજેન્દ્ર! દુર્બુદ્ધિ કુરુરાજાનાં સર્વ સુખો આજે સમાપ્ત થઈ ગયાં છે; હે રાજેન્દ્ર! એને એનાં માતપિતાનાં તેમ જ પોતાની સ્ત્રીઓનાં દર્શન પણ ફરી થાય એમ નથી. હે મહારાજ! કુરુરાજ શાંતનુના કુળમાં કલંકરૂપ એવો આ દુર્યોધન આજે પ્રાણોનો, લક્ષ્મીનો તથા રાજ્યનો ત્યાગ કરી પૃથ્વી પર શયન કરશે. રાજા ધૃતરાષ્ટ્ર પણ મારા હાથે પુત્રને મરણ પામેલો સાંભળીને શકુનિની બુદ્ધિ પ્રમાણે ચાલવાથી પ્રાપ્ત થયેલા અશુભ પરિણામનું સ્મરણ કરશે.' હે રાજસિંહ ધૃતરાષ્ટ્ર! આમ કહીને વીર્યવાન ભીમસેન હાથમાં ગદા લઈને યુદ્ધ કરવા ઊભો રહ્યો અને ઇંદ્ર જેમ વૃત્રાસુરને બોલાવે, તેમ તે દુર્યોધનને બોલાવવા લાગ્યો. એ સમયે દુર્યોધન પણ શિખરવાળા કૈલાસપર્વતની પેઠે ગદા ઊંચી કરીને ભીમસેનની સન્મુખ ઊભો રહ્યો હતો. તે જોઈને ક્રોધાયમાન થયેલા ભીમસેને દુર્યોધનને ફરી આ પ્રમાણે કહ્યું: 'ઓ દુર્મતિયા! રાજા ધૃતરાષ્ટ્રે અને તેં વારણાવતમાં જે દુષ્ટ કૃત્યો કર્યાં છે, તેને તું યાદ કર. તેં રજસ્વલા થયેલી દ્રૌપદીને સભા વચ્ચે દુઃખ દીધું હતું. તેં તથા શકુનિએ કપટજુગાર રમીને રાજા યુધિષ્ઠિરને છેતર્યા હતા. તારે લીધે જ વનમાં અમને મહાન દુઃખ પ્રાપ્ત થયું હતું. વિરાટનગરમાં પણ અમે જાણે નવા અવતારમાં આવ્યા હોઈએ તેમ અનેક સંકટો ભોગવ્યાં હતાં. આ સર્વ દુઃખોનો આજે હું અંત આણીશ. બહુ જ ઠીક થયું છે કે, આજે તું મારા સપાટામાં આવ્યો છે.[૨૩-૩૨] ઓ દુષ્ટ! કેવળ તારે માટે જ ગંગાના મહારથી પુત્ર પ્રતાપી ભીષ્મ શિખંડીને હાથે ઘાયલ થઈને બાણશય્યામાં પોઢ્યા છે.[૩૩] કેવળ તારે માટે જ દ્રોણાચાર્ય, કર્ણ અને પ્રતાપી શલ્ય હણાયા છે તથા વૈરાગ્નિના આદિકારણરૂપ એવો પેલો શકુનિ હણાયો છે.[૩૪] દ્રૌપદીને દુઃખ આપનાર પાપી પ્રાતિકામી અને પરાક્રમથી યુદ્ધ કરનારા તથા શૂરવીર એવા તારા સર્વ ભાઈઓ તારે જ કારણે હણાયા છે.[૩૫] તારે જ કારણે આ અને બીજા અનેક રાજાઓ માર્યા ગયા છે. આજે આ ગદા વડે હું તારો નાશ કરીશ, એમાં જરાય સંશય નથી.'[૩૬] હે રાજેન્દ્ર! ભીમસેન આમ ઉચ્ચ સ્વરે કહી રહ્યો હતો, ત્યારે હે રાજન્! સત્યપરાક્રમી તમારા પુત્રે પણ નિર્ભય થઈને તેને ઉત્તર આપ્યો:[૩૭] 'ઓ કુલાધમ વૃકોદર! બહુ બડાશ મારવાથી શું વળવાનું છે? તું મારી સામે યુદ્ધ કર, એટલે તારી યુદ્ધશ્રદ્ધાને આજે હું દૂર કરી નાખીશ.[૩૮] ઓ ક્ષુદ્ર! કોઈએક સામાન્ય પુરુષને આવી પ્રગલ્ભ વાણીથી જેમ ભયભીત કરી શકાય છે, તેમ તારા જેવો પુરુષ આ દુર્યોધનને ભયભીત કરી શકે તેમ નથી.[૩૯] ઘણો સમય થયાં મારા હૃદયમાં જેને માટે પ્રબળ ઇચ્છા હતી, તે તારી સામેનું ગદાયુદ્ધ મારા સુભાગ્યે કરી દેવોએ આજે ઉપસ્થિત કર્યું છે.[૪૦] ઓ દુર્મતિ! લાંબો બડબડાટ કરવાથી શું વળવાનું છે? માટે આ તારી વાણીને તે પ્રમાણે સિદ્ધ કરી દેખાડ! વિલંબ ન કર.'[૪૧]

દુર્યોધનનું આ વચન સાંભળી સર્વ લોકોએ તેની પ્રશંસા કરી. ત્યારે ત્યાં એકઠા થયેલા સોમકરાજાઓએ તથા જેમને રોમાંચ થઈ ગયાં હતાં તે સર્વ યોદ્ધાઓએ દુર્યોધનને માન આપ્યું. તેથી કુરુનંદન દુર્યોધને યુદ્ધ કરવા માટે ધૈર્યપૂર્વક દૃઢ નિશ્ચય કર્યો.[૪૨,૪૩] જેમ મદમત્ત હાથીને તાળીઓના ગડગડાટથી ઉત્સાહિત કરવામાં આવે છે, તેમ બીજા રાજાઓ પણ અમર્ષી દુર્યોધનને પુનઃ પુનઃ ઉત્તેજિત કરવા લાગ્યા.[૪૪] તે પછી પાંડવ ભીમસેન ગદા ઊંચી કરીને વેગપૂર્વક

મહાત્મા દુર્યોધન સામે ધસી ગયો.[૪૫] તે જ સમયે વિજયેચ્છુ પાંડવોના હાથીઓ ગર્જનાઓ કરવા લાગ્યા, ઘોડાઓ વારંવાર હણહણાટ કરવા લાગ્યા અને શસ્ત્રો ચળકવા લાગ્યાં.[૪૬]

ઇતિ શ્રીમહાભારતમા શલ્યપર્વાંતર્ગત ગદાયુદ્ધપર્વમાં 'ગદાયુદ્ધનો આરંભ' નામનો અધ્યાય ૫૬ મો સમાપ્ત

## अध्याय ५७ मो

### અદ્‌ભુત ગદાયુદ્ધ

॥ संजय उवाच ॥

**ततो दुर्योधनो दृष्ट्वा भीमसेनं तथागतम् ।**
**प्रत्युद्ययावदीनात्मा वेगेन महता नदन् ॥ १ ॥**

સંજય બોલ્યો : પછી હે ધૃતરાષ્ટ્રરાજા ! ભીમસેનને પોતાની સામે ચઢી આવેલો જોઈને મહામનસ્વી દુર્યોધન પણ ગર્જના કરીને મોટા વેગથી તેની સામે ધસ્યો.[૧] આમ શિંગડાંઓવાળા બે મોટા બળદોની પેઠે તેમણે અન્યોન્ય સામે ચઢાઈ કરી, એટલે તુરત જ વજ્રોના મોટા કડાકા સરખો ગદાપ્રહારોનો દારુણ શબ્દ થવા લાગ્યો.[૨] પૂર્વે ઇંદ્ર અને પ્રહ્‌લાદનું જેવું યુદ્ધ થયું હતું, તેવું જ તે બન્નેનું અન્યોન્યના પર વિજય મેળવવાની ઇચ્છાથી રોમાંચજનક તુમુલ યુદ્ધ થવા લાગ્યું.[૩] ત્યાં હાથમાં ગદાઓને ધારણ કરનારા તે બન્નેનાં સર્વ અંગો જોતજોતામાં લોહીલુહાણ થઈ ગયાં. તેથી તે બન્ને મહાત્માઓ પુષ્પભરેલા બે ખાખરાઓ સરખા દેખાવા લાગ્યા.[૪] આ રીતે મહાદારુણ એવું તેમનું યુદ્ધ જ્યારે ચાલુ થયું, ત્યારે આકાશ જાણે પતંગિયાંથી છવાઈ ગયું હોય તેવું પ્રકાશિત દેખાવા લાગ્યું.[૫] થોડાએક સમય સુધી મહાતુમુલ અને સંકુલ એવું તે યુદ્ધ એકસરખું જ ચાલ્યું; તેથી શત્રુદમન તે બન્ને યોદ્ધાઓ લડતાં લડતાં થાકી ગયા.[૬] પછી એક મુહૂર્તભર વિશ્રાંતિ લઈને તે બન્ને રિપુદમનો ફરી સુંદર ગદાઓ હાથમાં લઈને અન્યોન્યના પર પ્રહાર કરવા લાગી પડ્યા.[૭] મહાપરાક્રમી, સમાન વીર્યવાળા તથા ગદાઓને ધારણ કરનારા એ બન્ને મહાપુરુષો વિશ્રાંતિ લીધા પછી મદોત્કટ અને બળવાન એવા બે હાથીઓ હાથણીને માટે જેમ યુદ્ધ કરે, તેમ યુદ્ધ કરી રહ્યા હતા. તે જોઈને દેવો, ગંધર્વો અને મનુષ્યો પરમ વિસ્મય પામ્યા.[૮,૯] ગદાને ધારણ કરી રહેલા તે દુર્યોધન તથા ભીમસેનને સમાન રીતે યુદ્ધ કરતા જોઈને સર્વ ભૂતોને વિજયના સંબંધમાં સંશય થઈ પડ્યો.[૧૦] બળવાનોમાં શ્રેષ્ઠ એવા તે બન્ને ભાઈઓ એ રીતે પુનઃ સમાગમ કરીને અન્યોન્યનાં છિદ્રો જોવા લાગ્યા.[૧૧] હે રાજન્! તે સમયે સર્વ પ્રેક્ષકો કાળદંડ સરખી ભારે, ઉગામેલા ઇંદ્રના વજ્ર સરખી અને મહારૌદ્ર સંહારકારિણી તેમની ગદાઓને વિસ્મયપૂર્વક જોઈ રહ્યા હતા.[૧૨] એ રણમાં ભીમસેન એટલા બધા જોસથી પોતાની ગદાને ઘુમાવી રહ્યો હતો કે, તે ગદાનો મહાતુમુલ અને ઘોર ધમધમાટ એક મુહૂર્ત જેટલા સમય સુધી આસપાસ સંભળાતો હતો.[૧૩] આવા મહાવેગવાળી ગદાને ઘુમાવી રહેલા પોતાના શત્રુ ભીમસેનને જોઈને દુર્યોધન વિસ્મિત થઈ જતો હતો. હે ભારત ! વિવિધ યુદ્ધરીતિઓ પ્રમાણે અનેક મંડળોમાં ઘૂમી રહેલો વીર ભીમસેન તે સમયે ઘણો જ શોભતો હતો.[૧૪,૧૫] જેમ બે બિલાડાઓ ભક્ષ્યને માટે એકબીજાને વળીવળીને પ્રહાર કરે, તેમ તે બન્ને જણા પોતાનું રક્ષણ કરવામાં સાવધાન રહીને અન્યોન્યને પ્રહાર કરવા લાગ્યા.[૧૬] ભીમસેન તો ગમન–આગમન આદિ તરેહતરેહનાં મંડળો પ્રમાણે અનેક યુદ્ધમાર્ગોમાં ઘૂમી જ રહ્યો હતો.[૧૭] વળી તે બન્ને જણા ગદાયુદ્ધમાં કુશળ હતા, તેથી શત્રુના કોઈ એક મર્મપ્રદેશમાં પ્રહાર કરી તેને ઊંચે ઉછાળવો અથવા દૂર ફેંકી દેવો વગેરે ક્રિયાઓમાં, ઉપયોગી રીતિ-

ઓમાં, પ્રહારો ચુકાવી દેવામાં, વેગથી શત્રુને જમણીડાબી બાજુ લાવી મૂકવામાં, વેગપૂર્વક સામો ધસારો કરવામાં, શત્રુના યત્નને વ્યર્થ પાડી દેવામાં, શત્રુ સામે ટટાર ઊભા રહેવામાં, શત્રુને ઊભો થઈ જતો જોઈ પુનઃ તેની સાથે યુદ્ધ કરવામાં, શત્રુને પ્રહાર કરવા માટે આસપાસ ઘૂમવામાં, શત્રુની ઘૂમાઘૂમને અટકાવી દેવામાં, પ્રહારને ચુકાવી દેવા માટે નીચા નમીને દૂર ખસી જવામાં, વક્ર ગતિ કરીને પ્રહાર ચુકાવી દેવામાં, સમીપમાં જઈને આયુધનો પ્રહાર કરવામાં અને પાછા ફરી પાછળ હાથ રાખીને શત્રુને પ્રહાર કરવામાં ચપળતા દર્શાવતા હતા. આમ રણમાં ઘૂમી રહેલા તે બન્ને જણા પરસ્પર પ્રહાર કરતા હતા અને અન્યોન્યના પ્રહારો ચુકાવી દઈ મહાબળપૂર્વક યુદ્ધક્રીડા કરીને મંડળાકારે ફરતા હતા.[૧૮-૨૧] ત્યાં શત્રુનું દમન કરનારા તે બન્ને યોદ્ધાઓ રણક્ષેત્રમાં પોતાની યુદ્ધક્રીડા દર્શાવતા દર્શાવતા એકાએક અન્યોન્યના પર ગદાઓના પ્રહારો કરવા લાગ્યા.[૨૨] હે મહારાજ! બે હાથીઓ એકબીજાને દંતૂશળો ભરાવીને જેમ લોહીલુહાણ થઈ જાય, તેમ તે બન્ને પણ લોહીલુહાણ થઈ ગયા અને તેથી ઘણા શોભવા લાગ્યા.[૨૩] આમ હે શત્રુતાપન રાજા! ઇંદ્ર અને વૃત્રાસુરનું જેવું ક્રૂર અને ઘોર દેખાવનું યુદ્ધ થયું હતું, તેવું જ તે બન્નેનું ક્રૂર અને ઘોર દેખાવનું યુદ્ધ થઈ રહ્યું હતું. તે વખતે લગભગ સૂર્યાસ્તનો સમય થઈ ચૂક્યો હતો.[૨૪] હે રાજન્! હાથમાં ગદાઓ લઈને તે બન્ને જણા મંડળોમાં ઊભા હતા; પરંતુ બળવાન દુર્યોધન દક્ષિણ (જમણા) મંડળમાં ફરતો હતો અને ભીમસેન ડાબા મંડળમાં ઘૂમતો હતો. હે મહારાજ! આ પ્રમાણે રણના મોખરામાં રહીને ભીમસેન ઘુમ્યા કરતો હતો, તેવામાં દુર્યોધને તેના પૃષ્ઠભાગમાં પ્રહાર કર્યો. હે ભારત! તમારા પુત્રે આ રીતે ભીમસેનને માર માર્યો, પણ તેને નહિ ગણકારીને ભીમસેન પોતાની ભારે ગદાને ઘુમાવી જ રહ્યો હતો. હે મહારાજ! તે વખતે ભીમસેનની ગદાને સર્વ પ્રેક્ષકો ઇંદ્રના વજ્ર સરખી ઘોર તથા કાળદંડની પેઠે ઉગામેલી જોતા હતા. પછી શત્રુઓને તપાવનારા તમારા પુત્રે ભીમસેનને ગદા ઘુમાવી રહેલો જોઈ પોતાની ઘોર ગદા ઉગામી અને તેની ગદા પર પ્રહાર કર્યો. હે ભારત! તે સમયે તમારા પુત્રની ગદાના સુસવાટાથી મહાતુમુલ શબ્દ થઈ રહ્યા હતો, તેમ જ અન્યોન્ય ગદાઓની અથડામણીથી ઝળહળતા અંગારા ખરી રહ્યા હતા. ત્યારે તેજસ્વી દુર્યોધન વિવિધ મંડળોમાં વિભાગવાર ઘૂમતો હતો, તેથી તે ભીમસેનના કરતાં અધિક શોભી રહ્યો હતો. પછી ભીમસેને પણ ઘણા જ વેગથી ગદા ફેરવી અને દુર્યોધનની મોટી ગદા પર પ્રહાર કર્યો. એટલે તે ગદાનો મહા ઉગ્ર શબ્દ થઈ રહ્યો અને તેમાંથી ધુમાડો તથા અગ્નિની જ્વાળાઓ નીકળવા લાગી. આ રીતે ભીમસેને પોતાની ગદા પર પ્રહાર કર્યો તે જોઈને દુર્યોધન પર્વતના સારની પેઠે ભારે એવી ગદાને ઘુમાવવા લાગ્યો અને તે સમયે એ ઘણો જ શોભતો હતો. મહાવીર દુર્યોધનની ગદાના ફરવાથી ઉત્પન્ન થતા પવનના સુસવાટને સાંભળીને પાંડવો તથા સર્વ સોમકો કેવળ ભયભીત થઈ ગયા અને શત્રુદમન તે બન્ને જણા તો રણક્ષેત્રમાં યુદ્ધક્રીડાને દર્શાવીને એકાએક અન્યોન્યને ગદાપ્રહારો કરવા જ લાગ્યા. હે મહારાજ! જે બે હાથીઓ એકબીજાની સામા આવી જઈને દાઢોના પ્રહાર કરે, તેમ તે બન્ને જણા પ્રહાર કરતા હતા, તેથી તેઓ લોહીલુહાણ થઈને શોભી રહ્યા હતા. આ પ્રમાણે બરાબર સાયંકાળને સમયે ઇંદ્ર અને

વૃત્રાસુરના યુદ્ધ સરખું તે ઘોર અને નિર્મર્યાદ યુદ્ધ થઈ રહ્યું હતું. પછી તમારા મહાબળવાન પુત્રે ભીમસેનને સામે ઊભેલો જોઈ અતિશય વિચિત્ર યુદ્ધમાર્ગોમાં ઘૂમતાં ઘૂમતાં તેની સામે ધસારો કર્યો, એટલે ભીમસેને પણ અત્યંત ક્રોધમાં આવી જઈ સુવર્ણથી મઢેલી અને મોટા વેગવાળી તેની ગદા પર જોસથી પ્રહાર કર્યો. હે મહારાજ ! જાણે બે વજ્રો ફેંકવામાં આવ્યાં હોય, તેમ એ ગદાઓના પરસ્પર આઘાતથી મોટો કડકડાટ શબ્દ થઈ રહ્યો અને તે પ્રદેશ પર અગ્નિના તણખા ઝરવા લાગ્યા. વળી હે મહારાજ ! ભીમસેને વેગપૂર્વક છૂટી મૂકેલી ગદા જ્યારે દુર્યોધનની ગદા પર પડી, ત્યારે તેના પ્રચંડ શબ્દથી પૃથ્વી પણ કંપાયમાન થઈ ગઈ. આ રીતે ભીમસેને પોતાની ગદા પર પ્રહાર કર્યો, તેને કુરુવંશી દુર્યોધનરાજા સહન કરી શક્યો નહિ. તેથી સામે પ્રતિપક્ષી હાથીને જોઈને ક્રોધાયમાન થયેલા મદમત્ત હાથીની પેઠે તે આવેશમાં આવી ગયો. તેણે ડાબી બાજુથી ગદાને ગોળાકાર ઘુમાવી અને ભીમસેનનો વધ કરવા માટે મનમાં દૃઢ નિશ્ચય કર્યો. હવે તેણે તેના મસ્તક પર મોટા વેગથી પ્રહાર કર્યો. પરંતુ હે મહારાજ ! તમારા પુત્રના એ પ્રહારથી પાંડુનંદન ભીમસેન જરાય કંપ્યો નહિ, એ એક જોવા જેવું થયું હતું. હે રાજન્ ! સર્વ સૈન્યોએ પણ તે આશ્ચર્યકારક ઘટના જોઈને ભીમસેનની પ્રશંસા કરી હતી.[૨૫-૪૫] કારણ કે ગદાનો સખ્ત પ્રહાર થયા છતાં ભીમસેન એક પગલું પણ ડગ્યો ન હતો. પછી ભયંકર પરાક્રમી ભીમસેને પણ સુવર્ણથી મઢેલી અને પ્રદીપ્ત એવી પોતાની વજનદાર ગદાનો દુર્યોધનને પ્રહાર કર્યો. પણ મહાબળવાન દુર્યોધને ગભરાયા વિના ચાલાકી વાપરીને તે પ્રહારને ચુકાવી દીધો, તેથી સર્વ પ્રેક્ષકોને મહાન આશ્ચર્ય થઈ ગયું. આમ હે રાજન્ ! ભીમસેનની ગદા જ્યારે પ્રહારથી ચૂકીને નીચે પડી હતી, ત્યારે વજ્રના જેવો મોટો કડાકો કરીને તેણે પૃથ્વીને ધણધણાવી મૂકી હતી. આ પ્રમાણે ભીમસેનને છેતરીને દુર્યોધન ઉન્મત્તની પેઠે વિવિધ માર્ગોમાં વારંવાર ઊછળી રહ્યો અને તેને પુનઃ પુનઃ છેતરવા લાગ્યો. પછી ભીમને ખૂબ ગભરાવી દઈને કુરુશ્રેષ્ઠ મહાબળવાન દુર્યોધને અત્યંત ક્રોધપૂર્વક ફરી પણ તેના વક્ષઃસ્થળમાં ગદાનો પ્રહાર કર્યો. હે રાજા ! તમારા પુત્રના આ પ્રહારથી ભીમસેન મૂંઝાઈ ગયો અને હવે શું કરવું તેની પણ તેને સૂઝ પડી નહિ. ભીમસેનને આવી દશામાં આવી પડેલો જોઈ સોમકો તથા પાંડવોના સંકલ્પો છેક નષ્ટ થઈ ગયા અને તેમનાં મન અત્યંત ઉદાસ થઈ ગયાં. ત્યાં તો તે મહારથી ભીમસેન માતંગની જેમ સફાળો થઈ ગયો અને હાથીની જેમ તે ભીમસેન હાથી સરખા તમારા પુત્રની સામે ધસી ગયો. સિંહ જેમ વનના હાથી સામે દોડી જાય, તેમ ભીમસેન પણ ગદા ઊંચી કરીને વેગપૂર્વક તમારા પુત્રની સામે દોડી ગયો. હે રાજન્ ! ભીમસેન ગદા ફેંકવામાં ઘણો જ કુશળ હતો, તેથી તેણે દુર્યોધનની છેક પાસે જઈને લાગ જોઈને, તમારા પુત્ર સામે ગદા ઘુમાવી અને દુર્યોધનના પડખામાં પ્રહાર કર્યો.[૪૬-૫૬] એ પ્રહારથી દુર્યોધન વિહ્વળ થઈ ગયો અને ઢીંચણભેર પૃથ્વી પર બેસી ગયો. આમ હે જગત્પતિ ! કુરુકુલશ્રેષ્ઠ દુર્યોધન પૃથ્વી પર ઢીંચણભેર થઈ ગયો, ત્યારે સૃંજયોએ હર્ષનાદ કરી મૂક્યો. હે ભરતશ્રેષ્ઠ ! સૃંજયોનો એ હર્ષનાદ સાંભળીને મહાપુરુષ દુર્યોધન અમર્ષથી ઘણો જ ખિજવાઈ ગયો. ત્યાં મોટા નાગની પેઠે ફૂંફાડો મારીને તે મહાબાહુ પૃથ્વી પરથી ઊભો થઈ ગયો તથા

ભીમસેનને જાણે બાળી નાખવા ઇચ્છતો હોય તેમ ડોળા ફાડીને તેની સામે જોવા લાગ્યો. પછી તે ભરતશ્રેષ્ઠ હાથમાં ગદા લઈને દોડ્યો. જાણે સંગ્રામમાં ભીમસેનનું માથું ભાંગી નાખવું હોય, તેમ ભયંકર પરાક્રમવાળા તે મહાત્મા દુર્યોધને મહાત્મા ભીમ ઉપર ધસારો કર્યો.[૫૭–૬૧] તુરત જ તેણે ભીમસેનના લલાટપ્રદેશમાં પ્રહાર પણ કરી દીધો. પરંતુ હે રાજન્! પર્વત સમાન પ્રચંડ શરીરવાળો ભીમસેન તે પ્રહારથી જરા પણ ડગમગ્યો નહિ, ઊલટો ગદાપ્રહારથી શરીરે લોહીલુહાણ થઈ ગયેલો તે કુંતાપુત્ર મદઝરતા હાથી સરખો અત્યંત શોભવા લાગ્યો.[૬૨] પછી અર્જુનના મોટાભાઈ શત્રુસંહારક ભીમસેને વીરોનો સંહાર કરનારી, તદ્દન લોઢાની અને વજ્ર તથા અશનિ સમાન શબ્દ કરનારી ગદાને હાથમાં લઈને બળપૂર્વક ઘુમાવીને શત્રુને પ્રહાર કર્યો.[૬૩] ભીમસેનના એ પ્રહારથી તમારા પુત્રના શરીરના સર્વ સાંધાઓ શિથિલ થઈ ગયા, તેથી વનમાં પ્રચંડ વાયુના આઘાતથી ભાંગી પડેલું પુષ્પથી ભરેલું સાગનું ઝાડ જેમ પૃથ્વી પર ઢળી પડે તેમ તે ધરણી પર ઢળી પડ્યો.[૬૪] આમ તમારા પુત્રને પૃથ્વી પર પડી ગયેલો જોઈને પાંડવો હર્ષની ગર્જનાઓ કરવા લાગ્યા. પણ એવામાં તો તે પુનઃ ભાનમાં આવી ગયો અને હાથી જેમ ધરામાંથી બહાર નીકળે, તેમ તમારો પુત્ર પૃથ્વી પરથી ઊભો થઈ ગયો.[૬૫] હવે નિત્ય અમર્ષવાન અને મહારથી એવો રાજા દુર્યોધન સુશિક્ષિત લડવૈયાની પેઠે રણમાં ઘૂમવા લાગ્યો અને ઘૂમતાં ઘૂમતાં તેણે આગળ ઊભેલા ભીમસેનને ગદાનો માર મારી દીધો; એટલે ભીમસેન સર્વાંગે વિહ્વળ થઈને પૃથ્વી પર પડ્યો.[૬૬] આમ કુરુવંશી દુર્યોધને પોતાના બળથી યુદ્ધ કરીને ભીમસેનને પૃથ્વી પર પાડી નાખ્યો અને ત્યાં સિંહની પેઠે ગર્જના કરવા માંડી. ગદાના જોસથી પ્રહાર થવાને લીધે ભીમસેનનું વજ્ર સરખું મજબૂત કવચ પણ તૂટી પડ્યું હતું.[૬૭] આકાશમાં પણ એ વેળા મોટો કલકલાટ થઈ રહ્યો હતો અને દેવો તથા અપ્સરાઓના હાથથી થયેલી ઉત્તમ પુષ્પોની વૃષ્ટિ દુર્યોધન પર પડી હતી.[૬૮] વળી વિશેષમાં નરોત્તમ ભીમસેનને પૃથ્વી પર પડી ગયેલો જોઈને, તેના કવચને તૂટી ગયેલું જોઈને તથા દુર્યોધનને તેવો ને તેવો જ અક્ષીણ બળવાળો જોઈને શત્રુઓ મહાન ભયમાં આવી પડ્યા હતા.[૬૯] પછી એક મુહૂર્ત વીતી ગયા પછી ભીમસેનને પુનઃ ચેતના આવી. તેણે રુધિરથી ખરડાયેલા પોતાના મુખને લૂછી સાફ કર્યું અને તેણે ધૈર્યનો આશ્રય કરીને તથા નેત્રો ખુલ્લાં કરીને બળપૂર્વક શરીરને ટટ્ટાર કર્યું. આમ શાંત થયા પછી તે પુનઃ યુદ્ધ કરવા માટે ઊભો રહ્યો.[૭૦]

ઇતિ શ્રીમહાભારતમાં શલ્યપર્વાંતર્ગત ગદાયુદ્ધપર્વમાં 'ગદાયુદ્ધ' નામનો અધ્યાય ૫૭ મો સમાપ્ત

# અધ્યાય ૫૮મો

## દુર્યોધન પડ્યો!

॥ સંજય ઉવાચ ॥

**समुदीर्णं ततो दृष्ट्वा संग्रामं कुरुमुख्ययोः ।**
**अथाब्रवीदर्जुनस्तु वासुदेवं यशस्विनम् ॥ १ ॥**

સંજય બોલ્યો : હે ધૃતરાષ્ટ્રરાજ! કુરુઓમાં મુખ્ય એવા તે બન્ને જણાના ગદાયુદ્ધને એ પ્રમાણે વૃદ્ધિ પામતું જોઈ અર્જુને યશસ્વી વાસુદેવને પૂછ્યું :[૧] 'હે જનાર્દન! આ બન્ને વીરોમાંથી વિશેષ બળવાન તમને કોણ લાગે છે? અને કોનામાં કયો ગુણ અતિશય અધિક છે? તે મને કહો.'[૨]

વાસુદેવ બોલ્યા : જો કે આ બન્નેને તેમના ગદાયુદ્ધના ગુરુનો (બળદેવનો) ઉપદેશ સરખો જ અપાયો છે, પરંતુ ભીમસેન દુર્યોધનના કરતાં

અધિક બળવાન છે. વળી દુર્યોધન ભીમસેનના કરતાં વધારે ચાલાક અને વધારે યત્નકુશળ છે.[૩] છતાં ભીમસેન ધર્મ તરફ દૃષ્ટિ રાખીને જ જો યુદ્ધ કરશે, તો તે દુર્યોધનને જીતી શકશે નહિ. તે જો અધર્મથી જ યુદ્ધ કરશે, તો જ દુર્યોધનને મારી શકશે.[૪] આપણે સાંભળ્યું છે કે, દેવોએ પણ માયા કરીને જ (કપટ કરીને જ) અસુરોને જીત્યા હતા અને ઇંદ્રે પણ માયા વડે જ વિરોચનને જીત્યો હતો.[૫] વળી વૃત્રાસુરના તેજનો ઇંદ્રે માયા(કપટ)થી જ નાશ કર્યો હતો. માટે ભીમસેને પણ આ સમયે માયામય પરાક્રમ કરવું (કપટયુદ્ધ કરવું).[૬] હે ધનંજય! પૂર્વે જુગાર રમાયા પછી ભીમસેને સભા વચ્ચે પ્રતિજ્ઞા કરી છે કે, 'દુર્યોધનની બન્ને સાથળોને હું ગદા વડે યુદ્ધમાં ભાંગી નાખીશ.'[૭] આ પ્રતિજ્ઞાને પણ શત્રુહંતા ભીમસેને પાળવી અને આ કપટી રાજા દુર્યોધનને પણ કપટ કરીને જ મારી નાખવો.[૮] કારણ કે આ ભીમસેન કેવળ બળનો જ આશ્રય કરીને ધર્મદૃષ્ટિએ દુર્યોધન પર પ્રહાર કરશે, તો જરૂર યુધિષ્ઠિરરાજા સંકટમાં આવી પડશે.[૯] હે અર્જુન! હું તને પુનઃ કહું છું, તે તું સાંભળ. ધર્મરાજાના અપરાધને લીધે પુનઃ આપણા પર ભય આવી પડ્યો છે.[૧૦] આપણે ભીષ્મ આદિ કુરુઓનો નાશ કરી ઘણું મોટું પરાક્રમ કર્યું છે, જય મેળવ્યો છે, યશ સંપાદન કર્યો છે અને વેરનો પૂરેપૂરો બદલો લીધો છે.[૧૧] પરંતુ એ પ્રાપ્ત કરેલો વિજય પુનઃ સંશયમાં આવી પડ્યો છે. હે અર્જુન! ધર્મરાજાની આ મોટી મૂર્ખાઈ છે.[૧૨] કારણ કે માત્ર એકનો જ વિજય કરવા માટે તેમણે 'પાંચમાંથી એક હાર્યો એટલે બધા હાર્યા' આવું ઘોર પણ કરીને યુદ્ધ આરંભ્યું છે. વળી દુર્યોધન આ યુદ્ધમાં (ગદાયુદ્ધમાં) કુશળ છે, વીર છે અને આ સમયે 'મારવું કે મરવું' આવા એક જ નિશ્ચય પર આવી ગયો છે.[૧૩] આ સંબંધમાં શુક્રાચાર્યે ગાયેલો તત્ત્વાર્થવાળો એક પ્રાચીન શ્લોક મારા સાંભળવામાં આવ્યો છે, તે તને હું કહું છું, સાંભળ.[૧૪]

पुनरावर्तमानानां भग्नानां जीवितैषिणाम् ।
भेतव्यमरिशेषाणामेकायनगता हि ते ॥

રણમાંથી પલાયન કરી જઈ પુનઃ યુદ્ધ કરવા પાછા ફરેલા અને જીવિતની ઇચ્છાવાળા શત્રુઓથી સદા ભયભીત જ રહેવું; કારણ કે તેઓ 'મારવું કે મરવું' આવા એક જ નિશ્ચય પર આવી ગયેલા હોય છે.[૧૫] હે ધનંજય! જે શત્રુઓ મોટું સાહસ ખેડવા તૈયાર થયેલા હોય તથા જીવિત પર નિરાશ થયેલા હોય, તેઓ જો યુદ્ધ કરવા સજ્જ થાય, તો ઇંદ્ર પણ તેમની આગળ ટકી શકતો નથી.[૧૬] આ દુર્યોધન પણ રણમાંથી નાસી આવ્યો છે, સૈન્યરહિત થઈ પડ્યો છે અને તેથી જ પાણીના ધરામાં પેસી ગયો હતો. વળી જ્યારે તેનો સર્વ રીતે પરાજય થયો છે અને રાજ્ય મેળવવામાં તે છેક નિરાશ થયો છે, ત્યારે જ તે વનમાં જવાની ઇચ્છા કરે છે.[૧૭] આવી સ્થિતિમાં આવી પડેલા પોતાના શત્રુને બીજો કયો પ્રાજ્ઞ પુરુષ પુનઃ દ્વંદ્વયુદ્ધ કરવા બોલાવે! મને તો સંશય થાય છે કે, આ દુર્યોધન આપણે જીતેલા રાજ્યને ફરી તો કદાચ નહિ જીતી લે! જેણે તેર વર્ષ સુધી ગદાયુદ્ધ કરવામાં મહાન પરિશ્રમ કર્યો છે, તે આ દુર્યોધન ભીમસેનનો નાશ કરવાની ઇચ્છાથી કેવો ઊંચેનીચે અને આડાઅવળો ઘૂમી રહ્યો છે![૧૮,૧૯] મને તો લાગે છે કે, મહાબાહુ ભીમસેન જો એને કપટ કરીને નહિ મારે, તો આ દુર્યોધન તમારા બધાનો અવશ્ય રાજા થશે.'[૨૦]

મહાત્મા શ્રીકૃષ્ણનું આ વચન સાંભળી અર્જુને ભીમસેન જોઈ શકે તેમ પોતાની ડાબી

સાથળ હોઈ.[૨૧] અર્જુને કરેલી એ સંજ્ઞાને ભીમસેન સમજી ગયો અને પછી ગદા લઈને યમક તથા બીજાં અનેક જાતનાં વિચિત્ર મંડળોમાં ઘૂમવા લાગ્યો.[૨૨] હવે હે રાજન્! ભીમસેન પોતાના શત્રુને જાણે મોહિત કરતો હોય, તેમ જમણું, ડાબું, ગોમૂત્રક આદિ અનેક મંડળો કરીને રણમાં ફરવા લાગ્યો.[૨૩] ત્યારે ગદાયુદ્ધમાં કુશળ એવો તમારો પુત્ર પણ ભીમસેનનો વધ કરવાની ઇચ્છાથી અદ્દ્ભુત ચાલાકી દેખાડતો ઘૂમતો હતો.[૨૪] આ રીતે તે બન્ને મહાવીર મહાપુરુષો ચંદન તથા અગરથી ચર્ચેલી ઘોર ગદાઓને ઘુમાવતા હતા, કોપેલા કાળની પેઠે રણમાં ઘૂમીને વેરનો અંત આણવા ઇચ્છતા હતા, એકબીજાનો નાશ કરવાની ઇચ્છા રાખતા હતા અને સર્પના માંસની ઇચ્છાવાળા બે ગરુડોની પેઠે યુદ્ધ કરતા હતા.[૨૫,૨૬] હે રાજા! તે બન્ને મહા ભયંકર વીરો જુદાં જુદાં મંડળોમાં ઘણી જ વિચિત્ર ઢબે ઘૂમાઘૂમ કરતા હતા, ત્યારે તેમની ગદાઓના પરસ્પર આઘાતથી રણમાં અગ્નિની જ્વાળાઓ પ્રકટ થતી હતી.[૨૭] હે રાજા ! એ યુદ્ધમાં તે બન્ને બળવાન અને શૂરા હોવાથી સમાન રીતે જ પ્રહાર કરતા હતા અને વાયુથી ખળભળી ઊઠેલા બે સમુદ્રોની પેઠે ઉછાળા મારતા હતા.[૨૮] બે મદમત્ત હાથીઓની પેઠે સમાન રીતે પ્રહાર કરતા તે બન્નેની ગદાઓ જ્યારે અન્યોન્યના પર પડતી હતી, ત્યારે મહાભયંકર કડકડાટ થતો હતો.[૨૯] આ રીતે તે દારુણ અને મહાસંકુલ સંપ્રહારમાં અન્યોન્ય સામે લડતાં લડતાં તે બન્ને શત્રુદમન યોદ્ધાઓ થાકી ગયા.[૩૦] તેથી હે શત્રુતાપન! એક મુહૂર્તકાળ વિશ્રાંતિ લઈ પુનઃ તેઓ ક્રોધાયમાન થઈને મોટી ગદાઓ વડે લડવા લાગ્યા.[૩૧] હે રાજેંદ્ર! વળી પાછું તે બન્નેનું ઘોર દેખાવતું નિર્મર્યાદ યુદ્ધ થવા લાગ્યું અને ફરી પણ ગદાઓના પ્રહારો કરીને તેઓ એકબીજાને ઘાયલ કરવા લાગ્યા.[૩૨] તે બન્ને વીરો બે આખલાઓની પેઠે ડોળા ફાડીને બળપૂર્વક અન્યોન્ય સામે ધસી જવા લાગ્યા અને કાદવમાં ઊભેલા બે પાડાઓની પેઠે એકબીજાને મારવા લાગ્યા.[૩૩] એ સમયે તેમનાં સર્વ અંગો જર્જરિત થઈ ગયાં હતાં અને લોહીથી નીતરી રહ્યાં હતાં; તેથી તેઓ હિમાલય પર ઊગેલા પુષ્પભરેલા બે ખાખરાઓ સરખા શોભતા હતા.[૩૪] અર્જુને ભીમસેનને જે સંજ્ઞા કરી દેખાડી હતી તેને દુર્યોધન લગાર જાણી ગયો હતો, તેથી તે એકદમ આગળ વધ્યો.[૩૫] એટલે બુદ્ધિમાન ભીમસેને દુર્યોધનને સમીપમાં આવેલો જોઈ મહાવેગ અને બળપૂર્વક તેના પર ગદા ફેંકી. પણ હે પૃથ્વીનાથ! દુર્યોધન ભીમસેનને ગદા ફેંકતો જોઈ તુરત જ તે સ્થાનથી દૂર ખસી ગયો, એટલે ભીમની ગદા નિષ્ફળ થઈને પૃથ્વી પર પડી.[૩૬,૩૭] આમ હે કુરુશ્રેષ્ઠ! ભીમના પ્રહારને મહાસંભ્રમપૂર્વક ચુકાવી દઈને તમારા પુત્રે ભીમને ગદાનો પ્રહાર કરી દીધો. તે પ્રહારથી મહાતેજસ્વી ભીમસેનના શરીરમાંથી લોહી ઝરવા લાગ્યું અને પ્રહાર સખ્ત થયેલો હોવાથી તેને મૂર્છા આવ્યા જેવું પણ થઈ ગયું. પરંતુ ભીમસેન આવો પીડાયો છે, એ વાતની દુર્યોધનને ખબર પડી નહિ; કારણ કે અત્યંત વેદના થયા છતાં ભીમસેને પોતાના શરીરને ડગમગવા દીધું ન હતું.[૩૮-૪૦] આથી તમારા પુત્રે એમ જ માન્યું કે, ભીમસેન મને પ્રહાર કરવા માટે જ ઊભો રહ્યો છે અને તેથી જ ભીમસેન પર તેણે પુનઃ પ્રહાર કર્યો નહિ.[૪૧] હે રાજન્! દુર્યોધનની એ ભ્રાંતિનો લાભ લઈ પ્રતાપી ભીમસેને એક મુહૂર્તભર વિશ્રાંતિ લઈ લીધી અને પછી સન્મુખ ઊભેલા દુર્યોધન સામે તેણે વેગથી ધસારો કર્યો.[૪૨] હે ભરતશ્રેષ્ઠ! મહાતેજસ્વી ભીમસેનને આમ આવેશપૂર્વક ધસી

અધિક બળવાન છે. વળી દુર્યોધન ભીમસેનના કરતાં વધારે ચાલાક અને વધારે યત્નકુશળ છે.[૩] છતાં ભીમસેન ધર્મ તરફ દૃષ્ટિ રાખીને જ જો યુદ્ધ કરશે, તો તે દુર્યોધનને જીતી શકશે નહિ. તે જો અધર્મથી જ યુદ્ધ કરશે, તો જ દુર્યોધનને મારી શકશે.[૪] આપણે સાંભળ્યું છે કે, દેવોએ પણ માયા કરીને જ (કપટ કરીને જ) અસુરોને જીત્યા હતા અને ઇંદ્રે પણ માયા વડે જ વિરોચનને જીત્યો હતો.[૫] વળી વૃત્રાસુરના તેજનો ઇંદ્રે માયા(કપટ)થી જ નાશ કર્યો હતો. માટે ભીમસેને પણ આ સમયે માયામય પરાક્રમ કરવું (કપટયુદ્ધ કરવું).[૬] હે ધનંજય! પૂર્વે જુગાર રમાયા પછી ભીમસેને સભા વચ્ચે પ્રતિજ્ઞા કરી છે કે, 'દુર્યોધનની બન્ને સાથળોને હું ગદા વડે યુદ્ધમાં ભાંગી નાખીશ.'[૭] આ પ્રતિજ્ઞાને પણ શત્રુહંતા ભીમસેને પાળવી અને આ કપટી રાજા દુર્યોધનને પણ કપટ કરીને જ મારી નાખવો.[૮] કારણ કે આ ભીમસેન કેવળ બળનો જ આશ્રય કરીને ધર્મદૃષ્ટિએ દુર્યોધન પર પ્રહાર કરશે, તો જરૂર યુધિષ્ઠિરરાજા સંકટમાં આવી પડશે.[૯] હે અર્જુન! હું તને પુનઃ કહું છું, તે તું સાંભળ. ધર્મરાજાના અપરાધને લીધે પુનઃ આપણા પર ભય આવી પડ્યો છે.[૧૦] આપણે ભીષ્મ આદિ કુરુઓનો નાશ કરી ઘણું મોટું પરાક્રમ કર્યું છે, જય મેળવ્યો છે, યશ સંપાદન કર્યો છે અને વેરનો પૂરેપૂરો બદલો લીધો છે.[૧૧] પરંતુ એ પ્રાપ્ત કરેલો વિજય પુનઃ સંશયમાં આવી પડ્યો છે. હે અર્જુન! ધર્મરાજાની આ મોટી મૂર્ખાઈ છે.[૧૨] કારણ કે માત્ર એકનો જ વિજય કરવા માટે તેમણે 'પાંચમાંથી એક હાર્યો એટલે બધા હાર્યા' આવું ઘોર પણ કરીને યુદ્ધ આરંભ્યું છે. વળી દુર્યોધન આ યુદ્ધમાં (ગદાયુદ્ધમાં) કુશળ છે, વીર છે અને આ સમયે 'મારવું કે મરવું' આવા

એક જ ... ત્રોની શે
માં શુક્રા ... શકીશ
શ્લોક માં ... થયો
કહું છું, ... ; પર
પુનરાવ ... ફરીથ
મેતવ્ય ... છે
રણમાંથ ...
પાછા ફરેલા ...
આથી સદા ...
'મારવું કે ...
આવી ગયેલા ...
આ મોટું સાહ ...
જીવિત પર નિ ...
કરવા સજ્જ થા ...
ટકી શકતો નથી. ...
નાસી આવ્યો છે, ...
તેથી જ પાણીના ...
જ્યારે તેનો સર્વ ...
રાજ્ય મેળવવામાં ...
જ તે વનમાં જવા ...
સ્થિતિમાં આવી પં ...
કયો પ્રાજ્ઞ પુરુષ પુન ...
મને તો સંશય થાય છે ...
જીતેલા રાજ્યને ફરી તે ...
જેણે તેર વર્ષ સુધી ...
પરિશ્રમ કર્યો છે, તે અ ...
નાશ કરવાની ઇચ્છાથી ...
આડાઅવળો ઘૂમી રહ્યો છે ...
છે કે, મહાબાહુ ભીમસેન ...
નહિ મારે, તો આ દુર્યોધન ...
રાજા થશે.[૨૦]

મહાત્મા શ્રીકૃષ્ણનું આ ...
અર્જુને ભીમસેન જોઈ શકે તે ...

સાથળ ઠોકી.[૨૧] અર્જુને કરેલી એ સંજ્ઞાને ભીમસેન સમજી ગયો અને પછી ગદા લઈને યમક તથા બીજાં અનેક જાતનાં વિચિત્ર મંડળો-માં ઘૂમવા લાગ્યો.[૨૨] હવે હે રાજન્! ભીમસેન પોતાના શત્રુને જાણે મોહિત કરતો હોય, તેમ જમણું, ડાબું, ગોમૂત્રક આદિ અનેક મંડળો કરીને રણમાં ફરવા લાગ્યો.[૨૩] ત્યારે ગદાયુદ્ધમાં કુશળ એવો તમારો પુત્ર પણ ભીમસેનનો વધ કરવાની ઇચ્છાથી અદ્દભુત ચાલાકી દેખાડતો ઘૂમતો હતો.[૨૪] આ રીતે તે બન્ને મહાવીર મહા-પુરુષો ચંદન તથા અગરથી ચર્ચેલી ઘોર ગદાઓને ઘુમાવતા હતા, કોપેલા કાળની પેઠે રણમાં ઘૂમી-ને વેરનો અંત આણવા ઇચ્છતા હતા, એકબીજા-નો નાશ કરવાની ઇચ્છા રાખતા હતા અને ઓના પ્રહારો કરીને તેઓ એકબીજાને ઘાયલ કરવા લાગ્યા.[૩૨] તે બન્ને વીરો બે આખલાઓની પેઠે ડોળા ફાડીને બળપૂર્વક અન્યોન્ય સામે ધસી જવા લાગ્યા અને કાદવમાં ઊભેલા બે પાડાઓ-ની પેઠે એકબીજાને મારવા લાગ્યા.[૩૩] એ સમયે તેમનાં સર્વ અંગો જર્જરિત થઈ ગયાં હતાં અને લોહીથી નીતરી રહ્યાં હતાં; તેથી તેઓ હિમાલય પર ઊગેલા પુષ્પભરેલા બે ખાખરાઓ સરખા શોભતા હતા.[૩૪] અર્જુને ભીમસેનને જે સંજ્ઞા કરી દેખાડી હતી તેને દુર્યોધન લગાર જાણી ગયો હતો, તેથી તે એકદમ આગળ વધ્યો.[૩૫] એટલે બુદ્ધિમાન ભીમસેને દુર્યોધનને સમીપમાં આવેલો જોઈ મહાવેગ અને બળપૂર્વક તેના પર ગદા ફેંકી. પણ હે પૃથ્વીનાથ! દુર્યોધન ભીમસેનને ગદા

આવતો જોઈને તમારા મહામનસ્વી પુત્રે તેના પ્રહારને ચુકાવી દેવાની ઇચ્છા રાખી. હે રાજન્! તે ભીમસેનને છળવા માટે તે અવસ્થાન નામના મંડળ પ્રમાણે ઘૂમવાનો નિશ્ચય કરીને ઊંચે ઊછળવાનો વિચાર કરવા લાગ્યો. પરંતુ હે રાજન્! ભીમસેન દુર્યોધનના તે વિચારને સમજી ગયો. તે એકદમ તેની સામે ધસી ગયો અને તેણે સિંહની પેઠે ગર્જના કરી. હવે હે રાજન્! ભીમસેને પોતાને છેતરવા માટે ઊંચે ઊછળીને ધૂમાધૂમ કરી રહેલા દુર્યોધનની સાથળો પર મોટા વેગથી ગદાનો પ્રહાર કર્યો. એટલે ભયંકર કર્મ કરનારા ભીમસેને ફેંકેલી તે વજ્રતુલ્ય ગદાએ દુર્યોધનની બન્ને સુંદર સાથળોને ભાંગી નાખી. હે રાજા! આ પ્રમાણે ભીમસેને સાથળો ભાંગી નાખી, એટલે પુરુષોમાં વ્યાઘ્ર સરખો તમારો પુત્ર દુર્યોધન પૃથ્વી ગજાવતો ધરણી પર ઢળી પડ્યો.[૪૩–૪૮]

હે ભારત! સર્વ રાજાઓનો રાજા અને મહાવીર એવો તે દુર્યોધન જ્યારે પૃથ્વી પર પડ્યો, ત્યારે કડાકા ને ભડાકા સાથે વાયુ વાવા લાગ્યા, ધૂળની વૃષ્ટિ પડવા લાગી, અને છોડ, વૃક્ષ તથા પર્વતો સહિત પૃથ્વી કંપી ઊઠી. હે ભારત! પૃથ્વીપતિ દુર્યોધન ઢળી પડ્યો ત્યારે મહાભયંકર કડાકા સાથે મોટી પ્રદીપ્ત ઉલ્કાઓ પડવા લાગી અને મેઘરાજા લોહીનો તથા ધૂળનો વરસાદ વરસાવવા લાગ્યા. હે ભરતશ્રેષ્ઠ! તમારો પુત્ર ભોંયભેગો થયો, ત્યારે અંતરિક્ષમાં યક્ષો, રાક્ષસો તથા પિશાચોની મહાન ગર્જનાઓ સંભળાવા લાગી. આ ઘોર ગર્જનાઓ સાંભળીને સર્વ દિશાઓમાં અનેક મૃગોનો તથા પક્ષીઓનો મહાભયાનક શબ્દ થવા લાગ્યો. તમારો પુત્ર જ્યારે પડ્યો ત્યારે પાંડવોના સૈન્યમાં મરતાં બચેલા ઘોડાઓ, હાથીઓ તથા મનુષ્યો મોટી મોટી ગર્જનાઓ કરવા લાગ્યા. ત્યાં પૃથ્વીતલને ફોડી નાખે તેવો ભેરીઓનો, શંખોનો તથા મૃદંગોનો મહાન ધ્વનિ સૈન્યમાં થવા લાગ્યો. વળી હે રાજા! તમારો પુત્ર ઢળી પડ્યો ત્યારે અનેક હાથપગવાળા તથા ઘોર દેખાવનાં ભયંકર ધડો નૃત્ય કરવા લાગ્યાં અને સર્વ દિશાઓ તેમનાથી વ્યાપ્ત થઈ ગઈ. હે રાજન્! જ્યારે તમારો પુત્ર પડ્યો, ત્યારે ધ્વજા, અસ્ત્રો અને શસ્ત્રોને ધારણ કરનારા યોદ્ધાઓ કંપવા લાગ્યા અને ધરાઓ તથા કૂવાઓમાંથી પાણીને બદલે લોહી નીકળવા માંડ્યાં. હે રાજવર! ત્યારે નદીઓ મોટા વેગપૂર્વક અવળે પ્રવાહે વહેવા લાગી, સ્ત્રીઓ પુરુષરૂપ થઈ ગઈ અને પુરુષો સ્ત્રીરૂપ થઈ ગયા.[૪૯–૫૯]

હે રાજન્! જે વેળા તમારો પુત્ર દુર્યોધન પડ્યો, તે વેળા આવા અદ્‌ભુત ઉત્પાતોને જોઈને સર્વ પાંચાલો અને પાંડવો મનમાં ઉદ્વિગ્ન થઈ ગયા. હે ભરતશ્રેષ્ઠ! ત્યારે દેવો, ગંધર્વો તથા અપ્સરાઓ તમારા બન્ને પુત્રોના અદ્‌ભુત ગદાયુદ્ધની વાતો કરતા કરતા યથેષ્ટ સ્થાનકોમાં જવા લાગ્યા. વળી હે ભારત! હે રાજેંદ્ર! વાયુમાં ગમન કરનારા સિદ્ધો અને ચારણો પુરુષોમાં સિંહ સરખા તે બન્નેની પ્રશંસા કરતા કરતા જેમ આવ્યા હતા તેમ ચાલ્યા ગયા.[૬૦–૬૩]

ઇતિ શ્રીમહાભારતમાં શલ્યપર્વાંતર્ગત ગદાયુદ્ધપર્વમાં 'દુર્યોધનનો વધ' નામનો અધ્યાય ૫૮ મો સમાપ્ત

## अध्याय ५९ मो

### યુધિષ્ઠિરનો વિલાપ

॥ संजय उवाच ॥

तं पातितं ततो दृष्ट्वा महाशालमिवोद्गतम् ।
प्रहृष्टमनसः सर्वे दद्दशुस्तत्र पांडवः ॥ १ ॥

સંજય બોલ્યો : પછી હે ધૃતરાષ્ટ્રરાજા! વૃદ્ધિ પામેલા મોટા સાગવૃક્ષોની પેઠે રણમાં પાડી નાખવામાં આવેલા તે દુર્યોધનને સર્વ પાંડવો મનમાં પ્રસન્ન થઈને જોવા લાગ્યા.[૧] તેમજ સર્વ

સોમકરાજાઓ પણ સિંહે પાડી નાખેલા મદમત્ત હાથીની પેઠે પૃથ્વી પર પડેલા તે દુર્યોધનને હર્ષના રોમાંચપૂર્વક નિહાળવા લાગ્યા.[૨] પ્રતાપી ભીમસેન દુર્યોધનને ઘાયલ કરીને પૃથ્વી પર પાડી નાખ્યા પછી તેની પાસે ગયો અને એ કૌરવરાજને આ પ્રમાણે કહેવા લાગ્યો:[૩] 'ઓ મૂર્ખ! પૂર્વે સભામાં એક જ વસ્ત્રને ધારણ કરનારી દ્રૌપદીને 'ગાય, ગાય' કહીને તું જ હસ્યો હતો ખરું કે? અને અમને બધાને સભા વચ્ચે તેં જ 'ગાય, ગાય' કહ્યું હતું કેમ? પણ હવે આજે તે ઉપહાસના ફળને તું પ્રાપ્ત થા.' આમ કહીને ભીમસેને રાજસિંહ દુર્યોધનના મુકુટને ડાબા પગ વતી સ્પર્શ કર્યો. અરે! એટલું જ નહિ તે તેના મસ્તકને પગ વતી આડુંઅવળું હચમચાવવા લાગ્યો. વળી હે રાજા! શત્રુઓના સૈન્યને પીડા કરનાર ભીમસેન ક્રોધથી લાલચોળ નેત્રો કરીને પુનઃ જે વાક્ય બોલ્યો તે તમે સાંભળો: 'જે મૂર્ખ પુરુષો પૂર્વે 'ગાય, ગાય' એમ કહીને અમારી આગળ નૃત્ય કરતા હતા, તેમની જ આગળ અમે 'ગાય, ગાય' કહીને આજે નૃત્ય કરીએ છીએ. અમે અગ્નિ, પાસા, જુગાર કે કપટ આદિ સાધનોથી અમારું વેર વાળ્યું નથી; પરંતુ કેવળ અમારા બાહુબળનો જ આશ્રય કરી અમારા શત્રુઓને અમે માર્યા છે.[૪–૮] આ રીતે કહીને પોતાના વેરનો પૂરેપૂરો બદલો વાળી ભીમસેન ખડખડાટ હસવા લાગ્યો અને પછી તેણે યુધિષ્ઠિર, કૃષ્ણ, સૃંજયો, અર્જુન, નકુલ તથા સહદેવ પ્રત્યે આ પ્રમાણે કહ્યું: 'જેમણે રજસ્વલા દ્રૌપદીને સભામાં ઘસડી મંગાવી હતી તથા જેમણે ભરસભામાં તેને વસ્ત્રહીન કરી હતી, તે બધા ધૃતરાષ્ટ્રપુત્રોને દ્રૌપદીની તપશ્ચર્યાના પ્રભાવથી પાંડવોએ રણમાં મારી નાખ્યા છે, તે તમે જુઓ.[૯,૧૦] જેઓએ પૂર્વે અમને તેલ વિનાના તલના જેવા પંઢ (નપુંસક) કહ્યા હતા, તે ધૃતરાષ્ટ્રરાજાના ક્રૂર પુત્રોને તેમના સર્વ પરિવાર સાથે અમે મારી નાખ્યા છે. હવે ભલે અમે સ્વર્ગમાં જઈએ અથવા નરકમાં પડીએ.'[૧૧] આમ કહીને ભીમસેને પૃથ્વી પર પડેલા રાજા દુર્યોધનની ખાંધ પર રહેલી ગદા ઉઠાવી લીધી અને પછી તેણે પોતાના શત્રુ દુર્યોધનના મસ્તકને ડાબા પગની લાત મારીને કેટલાંએક તિરસ્કારનાં વચનો કહ્યાં.[૧૨] હે રાજન્! ક્ષુદ્રાત્મા ભીમસેને હર્ષાવેશમાં આવી જઈને કુરુશ્રેષ્ઠ રાજા દુર્યોધનના મસ્તક પર પગ મૂક્યો, તે જોઈને ધર્માત્મા સોમકરાજાઓએ ભીમસેનના કૃત્યને અભિનંદન આપ્યું નહિ, પણ ઊલટું વખોડી કાઢ્યું.[૧૩]

ભીમસેન તો તમારા પુત્રને એ રીતે મારીને બહુ બહુ બકવા લાગ્યો તથા નાચવા લાગ્યો, એટલે ધર્મરાજાએ તેને આ પ્રમાણે કહ્યું:[૧૪] 'ઓ ભીમસેન! તું તારા વેરના ઋણમાંથી હવે મુક્ત થયો છે, તથા શુભ અથવા અશુભ કર્મ કરીને તેં તારી પ્રતિજ્ઞા પૂર્ણ કરી છે. માટે હવે તું બસ કર.[૧૫] હે નિર્દોષ ભીમ! તું એના મસ્તકને પગની લાતો ન માર, ધર્મવિરુદ્ધ વર્તન ન કર. આ દુર્યોધન પણ એક રાજા છે, આપણો સંબંધી છે અને તેં તેને માર્યો છે, તો હવે આવું વર્તન કરવું તે ન્યાયયુક્ત નથી.[૧૬] ઓ ભીમ! અગિયાર અક્ષૌહિણી સેનાનો પતિ અને કુરુઓનો નાથ રાજા દુર્યોધન આપણો કુટુંબી છે, માટે તું એને પગ વતી સ્પર્શ ન કર.[૧૭] વળી આ રાજાના બંધુઓ તથા અમાત્યો માર્યા ગયા છે, સૈન્યથી તે ભ્રષ્ટ થયો છે અને પોતે પણ યુદ્ધમાં હણાયો છે; તેથી સર્વ પ્રકારે તે શોચનીય છે, પણ ઉપહાસપાત્ર નથી.[૧૮] વળી તેનો સર્વ પ્રકારે નાશ થયો છે, તેના અમાત્યો માર્યા ગયા છે, તેના ભાઈઓ હણાઈ ગયા છે અને તેના પુત્રો મરી ગયા છે. તેથી એને પિંડ આપનારો પણ કોઈ

બાકી રહ્યો નથી. વળી એ તારો ભાઈ છે, માટે તારું આ કૃત્ય ન્યાયયુક્ત નથી.[૧૯] 'ભીમસેન ધાર્મિક છે' એમ પ્રથમથી જ મનુષ્યો તારા સંબંધમાં કહે છે, તો હે ભીમસેન! તું આ રાજાના મસ્તક પર પગ કેમ મૂકે છે?[૨૦]

ભીમસેનને આમ કહીને, આંસુથી ભરાયેલા કંઠવાળા યુધિષ્ઠિરરાજ શત્રુદમન દુર્યોધનની પાસે જઈને દીનતાપૂર્વક આ વચન બોલ્યા:[૨૧] 'હે તાત! તારે હવે કોઈના પર ક્રોધ ન કરવો, તેમ જ પોતાના આત્માનો પણ તારે હવે શોક ન કરવો; કારણ કે પૂર્વે કરેલાં મહાઘોર કર્મનો સર્વ પ્રાણીઓએ અવશ્ય ઉપભોગ કરવો પડે છે.[૨૨] હે કુરુવર! અવશ્ય વિધાતાએ જ આપણે માટે આવું અસંસ્કૃત અને વિષમ ફળ ભોગવવાનું નિર્માણ કર્યું હશે, એટલે અમે તને મારવા તૈયાર થયા અને તું અમને મારવા તૈયાર થયો.[૨૩] હે ભારત! તું તારા પોતાના જ અપરાધથી, લોભથી, મદથી અને મૂર્ખાઈથી આવું મહાન સંકટ પામ્યો છે.[૨૪] અરે! પોતાના મિત્રોનો, ભાઈઓનો, પુત્રોનો, પૌત્રોનો તથા બીજા ઘણા સંબંધીઓનો ઘાત કરાવી આખરે તું પણ મરણ પામ્યો છે.[૨૫] અરેરે! કેવળ તારા જ અપરાધથી અમે તારા નિર્દોષ ભાઈઓને મારી નાખ્યા છે અને બીજા અનેક સંબંધીજનોનો પણ ઘાણ કાઢી નાખ્યો છે. આ બધું જોઈને હું માનું છું કે, દૈવની ગતિ દુસ્તર છે.[૨૬] હે નિર્દોષ દુર્યોધન! તારે તારા આત્માનો જરાય શોક કરવો યોગ્ય નથી; કારણ કે તારું આ મૃત્યુ વખાણવા યોગ્ય થયું છે. હે કુરુવંશી! માત્ર અમે જ હવે સર્વ અવસ્થાઓમાં શોચનીય સ્થિતિમાં આવી પડ્યા છીએ.[૨૭] અમે હવે અમારા પ્રિય બંધુઓથી હીન થઈ પડ્યા છીએ, તેથી ભાઈઓ તથા પુત્રના શોકથી વિહ્વળ થઈ અમે હવે અમારું કૃપણતા ભરેલું જીવન ગાળીશું.[૨૮] અરેરે! અમારા ભાઈઓની, પુત્રોની તથા પૌત્રોની શોકાકુલ વિધવા વધૂઓને હવે અમે કેમ જોઈ શકીશું? હે રાજન્! માત્ર તું એક જ હવે શાંત થયો છે ને અવશ્ય તારો વાસ તો સ્વર્ગમાં જ થશે; પરંતુ અમે નરકના દારુણ દુઃખનો હવે અનુભવ કરીશું. અરે હાય! ધૃતરાષ્ટ્રરાજાની વિધવા થયેલી પુત્રવધૂઓ તથા પૌત્રવધૂઓ શોકથી વિહ્વળ અને કૃશ થઈને અવશ્ય અમારી નિંદા જ કરશે.[૨૯,૩૦]

સંજય બોલ્યો. આમ કહીને અત્યંત દુઃખાર્ત થયેલા ધર્મપુત્ર રાજા યુધિષ્ઠિર ઉપરાઉપરી નિઃશ્વાસ નાખી ઘણા સમય સુધી વિલાપ કરવા લાગ્યા.[૩૧]

ઇતિ શ્રીમહાભારતમાં શલ્યપર્વાંતર્ગત ગદાયુદ્ધપર્વમાં 'યુધિષ્ઠિરનો વિલાપ' નામનો અધ્યાય ૫૯મો સમાપ્ત

## અધ્યાય ૬૦ મો

### બળદેવનો ક્રોધ અને તેમનું સાંત્વન

॥ धृतराष्ट्र उवाच ॥

अधर्मेण हतं दृष्ट्वा राजानं माधवोत्तमः ।
किमब्रवीत्तदा सूत बलदेवो महाबलः ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર બોલ્યો: હે સંજય! દુર્યોધનરાજાને અધર્મથી મારેલો જોઈ મધુવંશીઓમાં ઉત્તમ એવા મહાબળવાન બળદેવ તે સમયે શું બોલ્યા હતા?[૧] હે સંજય! રોહિણીના પુત્ર બળદેવ ગદાયુદ્ધના ઘણા દાવપેચોને જાણનારા છે અને ગદાયુદ્ધમાં કુશળ છે તેથી તેવા અધર્મયુદ્ધને નજરે જોઈને તેમણે શું કર્યું હતું? તે મને કહે.[૨]

સંજય બોલ્યો: હે રાજા! ભીમસેને તમારા પુત્રના મસ્તક પર લાત મારી, તે જોઈને યોદ્ધાઓમાં શ્રેષ્ઠ એવા બળવાન બળદેવ અત્યંત કોપી ઊઠ્યા.[૩] હલના આયુધવાળા બળદેવે રાજાઓના મધ્યમાં બાહુઓ ઊંચા કરીને 'હે ભીમ! તને ધિક્કાર છે, ધિક્કાર છે' એવો આર્તનાદ કર્યો અને આ પ્રમાણે કહ્યું:[૪] 'અહો! આ ધર્મયુદ્ધમાં ભીમસેને દુર્યોધનની નાભિના નીચેના

ભાગમાં જ પ્રહાર કર્યો છે તે ધિક્કારપાત્ર છે. ભીમસેને આ ગદાયુદ્ધમાં જેવું અયોગ્ય કૃત્ય કર્યું છે, તેવું બીજા કોઈ પણ ગદાયુદ્ધમાં અમે જોયું નથી.[૫] યુદ્ધશાસ્ત્રનો એવો નિશ્ચય છે કે, ગદાયુદ્ધમાં નાભિના નીચેના ભાગમાં કદી પ્રહાર કરવો ન જોઈએ; પણ શાસ્ત્રના એ નિયમને નહિ જાણનારો આ મૂર્ખ ભીમસેન પોતાની ઇચ્છામાં આવે તેમ વર્ત્યો છે.[૬] આમ કહેતાં કહેતાં બળદેવને ઘણો જ ક્રોધ ચઢી ગયો. પછી હે મહારાજ! તેમણે ક્રોધથી લાલચોળ થઈ ગયેલાં નેત્રો વડે દુર્યોધનરાજા સામે જોઈને આવું વચન કહ્યું: 'હે કૃષ્ણ! મારી સમાનતા ધરાવનારો તથા ગદાયુદ્ધમાં જેના સમાન બીજો કોઈ પણ ન હતો એવો આ દુર્યોધન જ કેવળ રણમાં પડ્યો છે, એમ ન સમજવું; કારણ કે આશ્રિતની દુર્બળતાને લીધે આશ્રયનો પણ તિરસ્કાર કરવામાં આવે છે. (દુર્યોધન મારો આશ્રિત હતો અને હું તેનો આશ્રય હતો. આશ્રિત પડ્યો એટલે તેનો આશ્રય પણ પડેલો જ હોય છે–અર્થાત્ હું પણ તેની સાથે પડ્યો જ છું.)' આમ કહીને બળવાન બળદેવ હલ ઉગામીને ભીમસેન સામે ધસ્યા.[૭-૯] બાહુ ઊંચા કરીને દોડેલા મહાત્મા બળદેવનું એ સમયનું સ્વરૂપ અનેક ધાતુઓથી વિચિત્ર એવા શ્વેતવર્ણવાળા હિમાલય પર્વત સરખું જણાતું હતું.[૧૦] આ રીતે બળદેવે ભીમસેન સામે ધસારો કર્યો, ત્યારે બળવાન શ્રીકૃષ્ણે વિનયનમ્ર થઈ પુષ્ટ અને ગોળાકાર એવા પોતાના બન્ને બાહુઓ વડે મહાપ્રયત્નથી તેમને પકડી રાખ્યા.[૧૧] તે વેળા હે રાજન્! શ્વેતવર્ણવાળા બળદેવ તથા શ્યામવર્ણવાળા શ્રીકૃષ્ણ એ બન્ને યદુવરો સાયંકાળે આકાશમાં એકીસાથે આરૂઢ થયેલા ચંદ્ર અને સૂર્યની પેઠે અત્યંત શોભતા હતા.[૧૨] પછી શ્રીકૃષ્ણે કોપેલા બળદેવને શાંત પાડતાં કહ્યું કે, 'જગતમાં મનુષ્યોની આ છ પ્રકારે વૃદ્ધિ થયેલી ગણાય છે: (૧) પોતાની વૃદ્ધિ, (૨) પોતાના મિત્રની વૃદ્ધિ, (૩) પોતાના મિત્રના મિત્રની વૃદ્ધિ, (૪) પોતાના શત્રુનો નાશ, (૫) પોતાના શત્રુના મિત્રનો નાશ અને (૬) પોતાના શત્રુના મિત્રના મિત્રનો નાશ. આ છ પ્રકારની વૃદ્ધિ પોતાને ત્યાં ન થઈ હોય અથવા પોતાના મિત્રને ત્યાં ન થઈ હોય, પરંતુ પોતાના શત્રુને ત્યાં અથવા શત્રુના મિત્રને ત્યાં જો થઈ હોય, તો સર્વના મનમાં ગ્લાનિ થાય છે. પણ આ સમયે તેવો કયો પ્રસંગ ઉપસ્થિત થયો છે કે તેથી તમને આવો ઉદ્વેગ થયો છે? આ પ્રસંગ તો એકદમ શાંતિકારક પ્રાપ્ત થયો છે; કારણ કે શુદ્ધ પુરુષાર્થવાળા પાંડવો આપણા સહજ મિત્ર છે, પોતાના જ છે અને ફોઈના પુત્રો છે. શત્રુઓએ તેમનો અત્યંત પરાભવ કર્યો હતો, તેથી તેઓ આમ વર્ત્યા છે. આપણે જાણીએ છીએ કે, 'પ્રતિજ્ઞાનું પાલન કરવું તે જ ક્ષત્રિયોનો પરમ ધર્મ છે.' ભીમસેને પૂર્વે સભા વચ્ચે પ્રતિજ્ઞા કરી હતી કે, 'મહારણમાં હું દુર્યોધનની બન્ને સાથળોને ગદા વડે ભાંગી નાખીશ.' આ પ્રતિજ્ઞાને તેણે પાળી છે. વળી હે શત્રુતાપન! પૂર્વે મૈત્રેયમહર્ષિએ દુર્યોધનને શાપ આપ્યો હતો કે, ભીમસેન ગદા વડે તારી બન્ને સાથળોને ભાંગી નાખશે.[૧૩-૧૮] માટે હે પ્રલંબાસુરનો નાશ કરનારા બળદેવ! આમાં ભીમસેનનો મને લગારે દોષ દેખાતો નથી. હે પુરુષશ્રેષ્ઠ! પાંડવો આપણા યોનિ–સંબંધીઓ (એકલોહિયા) છે. આપણે તેમની સાથે અન્યોન્ય સુખપ્રદ એવા ઘણા સંબંધોથી જોડાયેલા છીએ. માટે જ તેમની વૃદ્ધિ તે આપણી જ વૃદ્ધિ છે, આમ સમજીને તમે ક્રોધ ન કરો.' વાસુદેવનાં એ વચન સાંભળી ધર્મવેત્તા બળદેવે કહ્યું:[૧૯,૨૦] 'સત્પુરુષોએ રૂડી રીતે આચરણમાં મૂકેલો ધર્મ કોઈ કોઈ સ્થળે અર્થ

અને કામની પ્રબળતાથી સંકુચિત બને છે. જે મનુષ્ય અર્થમાં અત્યંત લોભી હોય છે, તે ધર્મને તથા કામને ગૌણ પદ આપી અર્થનું જ પ્રાધાન્ય ગણે છે. તે જ પ્રમાણે જે કામનો અતિ પ્રસંગ કરનાર છે, તે ધર્મ તથા અર્થને ગૌણ પદ આપી કામનું જ પ્રાધાન્ય ગણે છે.[૨૧] પરંતુ જે પુરુષ કામનો પ્રસંગ કરતી વેળા ધર્મને તથા અર્થને બાધ આવવા દેતો નથી, અર્થનો પ્રસંગ કરતી વેળા ધર્મને તથા કામને બાધ આવવા દેતો નથી, તેમ જ ધર્મનો પ્રસંગ કરતી વેળા અર્થને તથા કામને બાધ આવવા દેતો નથી, તે જ પુરુષ અત્યંત સુખને પામે છે. હે ગોવિંદ! અર્થમાં લુબ્ધ બનેલા આ ભીમસેને ધર્મનો બાધ કર્યો છે અને મેં કહેલા એ ત્રણેના સેવનના માર્ગને વ્યાકુળ બનાવી દીધો છે. તમે તો મને તમારી ઇચ્છામાં આવે તેમ કહો છો, પણ ધર્મયુક્ત કહેતા નથી.[૨૨,૨૩]

શ્રીકૃષ્ણ બોલ્યા: આપ અક્રોધી, ધર્માત્મા અને નિત્ય ધર્મપ્રિય તરીકે લોકમાં વિખ્યાત થયા છો, માટે શાંત થાઓ, ક્રોધ કરો મા.[૨૪] આપ જાણી જ લો કે, હવે કળિયુગ આવી પહોંચ્યો છે (કળિયુગના આરંભમાં આટલું પાપ તે અતિશય ખેદજનક ન જ ગણાય). વળી ભીમસેનને પોતાના વેરના ઋણમાંથી તથા પ્રતિજ્ઞાના ભયમાંથી મુક્ત થવા દો.[૨૫]

સંજય બોલ્યો: હે ધૃતરાષ્ટ્રરાજા! શ્રીકૃષ્ણનું ધર્મછળવાળું એ વચન સાંભળી બળદેવનું મન પ્રસન્ન થયું જ નહિ. તેમણે સભા વચ્ચે પુનઃ આ પ્રમાણે કહ્યું:[૨૬] 'ધર્માત્મા રાજા દુર્યોધનનો અધર્મથી વધ કરીને આ ભીમસેન અનંગયુદ્ધ કરનારા તરીકે જગતમાં પ્રસિદ્ધ થશે.[૨૭] ધૃતરાષ્ટ્રનો પુત્ર રાજા દુર્યોધન ધર્માત્મા હતો અને તેણે ધર્મયુદ્ધ કર્યું છે; માટે મરણ પામ્યા પછી તેને સનાતન ગતિ પ્રાપ્ત થશે.[૨૮] રાજા દુર્યોધને આ યુદ્ધક્ષેત્રમાં રણયજ્ઞનો વિસ્તાર કરી યુદ્ધદીક્ષામાં પ્રવેશ કર્યો હતો અને શત્રુરૂપ અગ્નિમાં પોતાનો હોમ કરી યજ્ઞની સમાપ્તિના અવભૃથસ્નાન તરીકેના યશને તે મેળવી ચૂક્યો છે.'[૨૯] આમ કહીને કૈલાસ સમાન શ્વેત વર્ણના પ્રતાપી બળદેવ રથમાં બેસીને દ્વારકા તરફ ચાલી નીકળ્યા.[૩૦] હે રાજા! બળદેવના દ્વારકા ગયા. પછી પાંચાલો, શ્રીકૃષ્ણ અને પાંડવો અત્યંત ઉદાસ થઈ ગયા.[૩૧] રાજા યુધિષ્ઠિર તો ચિંતાપરાયણ થઈને નમ્ર વદન કરીને દીન થઈ ગયા અને શોકને લીધે સર્વ સંકલ્પોથી ભ્રષ્ટ થઈ ગયા. એટલે શ્રીકૃષ્ણે તેમને આ પ્રમાણે કહ્યું.[૩૨]

વાસુદેવ બોલ્યા: હે ધર્મરાજ! જેના બંધુઓ મરણ પામ્યા છે, તેવા બેભાન સ્થિતિએ પડેલા આ દુર્યોધનના મસ્તકને ભીમસેને લાત મારી, એ અધર્મને તમે કેમ અનુમોદન આપ્યું? હે રાજા! તમે ધર્મવેત્તા થઈને આવો અધર્મ કેમ જોઈ રહ્યા છો?[૩૩,૩૪]

યુધિષ્ઠિર બોલ્યા: હે કૃષ્ણ! ભીમસેને ક્રોધપૂર્વક રાજા દુર્યોધનના મસ્તકને લાત મારી, એ મને લગારે પ્રિય નથી; તેમ જ કુળનો આ સંહાર કરી મને હર્ષ પણ થતો નથી.[૩૫] પણ ધૃતરાષ્ટ્રના પુત્રોએ નિત્ય કપટ કરીને અમારો ઘણો જ પરાભવ કર્યો હતો અને ઘણાં તીક્ષ્ણ વચનો કહીને અમને વનમાં હાંકી કાઢ્યા હતા, તે સર્વ દુઃખ ભીમસેનના હૃદયમાં અત્યંત ઘોળાઈ રહ્યું છે. હે યદુવીર! આવો મનમાં વિચાર કરી ભીમસેનના આ વર્તનની મેં ઉપેક્ષા કરી છે. વળી દુર્યોધન મૂર્ખબુદ્ધિનો હતો, લોભી હતો તથા કામાધીન પુરુષોને અનુસરનારો હતો. તેથી જ મારા મનમાં હતું કે, ધર્મ અથવા અધર્મ દ્વારા દુર્યોધનનો વધ કરી ભીમસેન ભલે તેની ઇચ્છા પ્રમાણે વર્તે.[૩૬-૩૮]

સંજય બોલ્યો: ધર્મરાજાએ એ પ્રમાણે કહ્યું એટલે યદુકુળધુરંધર શ્રીકૃષ્ણ મહાકષ્ટથી બોલ્યા કે, 'ઠીક છે, ત્યારે ભીમસેનની ઇચ્છા પ્રમાણે થવા દો.[39] ભીમસેનનું પ્રિય અને હિત ઇચ્છનારા શ્રીકૃષ્ણે આમ કહ્યું, તે ઉપરથી યુધિષ્ઠિરે ભીમસેને યુદ્ધમાં કરેલાં તે સર્વ કૃત્યોને અનુમોદન આપ્યું.[40] અમર્ષી અને મહાતેજસ્વી ભીમસેન પણ તમારા પુત્રનો યુદ્ધમાં વધ કર્યા પછી હર્ષપૂર્વક બે હાથ જોડીને ધર્મરાજાની આગળ આવી ઊભો રહ્યો. હે પૃથ્વીપતિ! તેમને વંદન કરી તે વિજયના હર્ષથી પ્રફુલ્લ નેત્રે આ પ્રમાણે બોલ્યો:[41,42] 'હે મહારાજ! આજથી આરંભી નિષ્કંટક અને કલ્યાણકારક બનેલી આ સર્વ પૃથ્વી તમારી થઈ છે; માટે તેના પર હવે રાજ્ય કરો અને સ્વધર્મનું પાલન કરો.[43] હે પૃથ્વીપતિ! કપટ કરીને જ કપટપ્રિયે આવું વેર ઊભું કર્યું હતું, તે આ દુર્યોધન મરણ પામીને પૃથ્વી પર સૂઈ ગયો છે.[44] વળી તમને ઉગ્ર વચનો કહેનારા દુઃશાસન આદિ તેના ભાઈઓ તથા કર્ણ, શકુનિ આદિ તમારા શત્રુઓ પણ નાશ પામ્યા છે.[45] તેથી હે મહારાજ! સર્વ શત્રુઓથી રહિત થયેલા આપના ચરણ પાસે રત્નોથી ભરપૂર તથા વનો અને પર્વતો સહિત એવી આ સમગ્ર પૃથ્વી હાજર થઈ છે.'[46]

યુધિષ્ઠિર બોલ્યા: હે દુર્ધર્ષ ભીમસેન! તેં વેરનો અંત આણ્યો છે, રાજા દુર્યોધનને માર્યો છે, શ્રીકૃષ્ણના મત પ્રમાણે ચાલી પૃથ્વીને જીતી છે અને માતાના તથા તેના કોપના ઋણમાંથી તું મુક્ત થયો છે, એ બહુ સારું થયું છે. વળી તારો વિજય થયો છે તથા તારો શત્રુ મરણ પામ્યો છે, તે પણ આપણા સુદૈવની વાત છે.[47,48]

ઇતિ શ્રીમહાભારતમાં શલ્યપર્વાંતર્ગત ગદાયુદ્ધપર્વમાં 'બળદેવનું સાત્વન' નામનો અધ્યાય ૬૦ મો સમાપ્ત

# અધ્યાય ૬૧ મો

## મને અધર્મથી જ માર્યો છે!

॥ धृतराष्ट्र उवाच ॥

हतं दुर्योधनं दृष्ट्वा भीमसेनेन संयुगे ।
पांडवाः सृंजयाश्चैव किमकुर्वत संजय ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર બોલ્યો: હે સંજય! ભીમસેને દુર્યોધનને યુદ્ધમાં મારી નાખ્યો તે જોઈને પાંડવો તથા સૃંજયોએ શું કર્યું હતું?[1]

સંજય બોલ્યો: હે મહારાજા! સિંહ જેમ મદમત્ત હાથીને મારી નાખે, તેમ ભીમસેને દુર્યોધનને યુદ્ધમાં મારી નાખ્યો. એ જોઈને શ્રીકૃષ્ણ, પાંડવો, પાંચાલો તથા સૃંજયો મનમાં હરખાવા લાગ્યા. કુરુનંદન દુર્યોધન હણાયો, ત્યારે તેઓ પોતાનાં ઉત્તરીય વસ્ત્રોને ઊંચે હવામાં ઉડાડવા લાગ્યા અને સિંહના જેવી ગર્જનાઓ કરવા લાગ્યા. ત્યારે કેટલાએક ધનુષ્યોને વીંઝવા લાગ્યા, કેટલાએક પ્રત્યંચાઓના ટંકારો કરવા લાગ્યા, કેટલાએક મોટા શંખો વગાડવા લાગ્યા અને કેટલાએક દુંદુભિઓને ગડગડાવવા લાગ્યા. એ સમયે તેઓ એટલા બધા હર્ષાવેશમાં આવી ગયા હતા કે પૃથ્વી પણ તેમની ધમાલને સહન કરી શકતી ન હતી.[2-5] આ રીતે તમારા સર્વ શત્રુઓ ક્રીડાઓ કરવા લાગ્યા તથા હસવા લાગ્યા અને તે વીરો વારંવાર ભીમસેનને કહેવા લાગ્યા કે,[6] 'આજના યુદ્ધમાં તમે મહાદુષ્કર કર્મ કર્યું છે. કૌરવરાજ દુર્યોધને ગદાયુદ્ધમાં ઘણો જ પરિશ્રમ કર્યો હતો, છતાં ઇંદ્રે જેમ વૃત્રાસુરનો વધ કર્યો હતો, તેમ તમે યુદ્ધમાં તેનો વધ કર્યો છે, એમ આ સર્વ મનુષ્યો માને છે.[7,8] શૂરો દુર્યોધન અનેક યુદ્ધરીતિઓ પ્રમાણે સર્વ મંડળોમાં ધૂમાધૂમ કરતો હતો. તેને ભીમસેન વિના બીજો કયો પુરુષ મારી શકે?[9] હે ભીમસેન! આ મહાદુર્ગમ વેરના અંતનો તમે જ પાર આણ્યો છે,

બીજા કોઈનાથી પણ આવું કામ થઈ શકે તેમ નથી.[૧૦] હે વીર! સંગ્રામના મોખરામાં તમે મદમત્ત હાથીની પેઠે દુર્યોધનના મસ્તકને પગ વતી કચર્યું, તે પણ ઠીક કર્યું છે.[૧૧] હે નિર્દોષ ભીમસેન! ઉત્તમ યુદ્ધ કરીને સિંહ જેમ પાડાનું લોહી પીએ, તેમ તમે દુઃશાસનનું લોહી પીધું, તે પણ સારું કર્યું છે.[૧૨] વળી જે પૂર્વે ધર્માત્મા યુધિષ્ઠિરરાજાનો તિરસ્કાર કરતા હતા તે બધાનાં મસ્તકો પર પરાક્રમ કરીને તમે પગ મૂક્યો છે, તે પણ ઠીક કર્યું છે.[૧૩] હે ભીમસેન! શત્રુઓના આશ્રયભૂત દુર્યોધનનો વધ કરવાથી તમારો મહાન યશ પૃથ્વીમાં પ્રસિદ્ધ થયો છે, તે પણ સારું થયું છે.[૧૪] હે ભારત! વૃત્રાસુરના વધ પછી બંદિજનોએ ઇંદ્રને જેમ અભિનંદન આપ્યું હતું, તેમ અમે પણ તમે સર્વ શત્રુઓનો નાશ કર્યો છે માટે તમને અભિનંદન આપીએ છીએ.[૧૫] હે ભારત! તમે દુર્યોધનનો વધ કર્યો તેના હર્ષથી અમને એટલાં બધાં રોમાંચ થઈ ગયાં છે કે, હજી સુધી પણ તે સંકોચાતાં નથી.'[૧૬]

ત્યાં એકઠા મળેલા કેટલાએક વાચાળ લોકો ભીમસેનને આ પ્રમાણે કહેતા હતા અને પુરુષોમાં વ્યાઘ્ર સમાન પાંચાલો તથા પાંડવો મનમાં હરખાઈ જઈને દુર્યોધનના સંબંધમાં કેટલાંક અયોગ્ય વચનો પણ બોલતા હતા. તે સાંભળીને શ્રીકૃષ્ણે કહ્યું: 'હે રાજાઓ! આ મંદમતિ દુર્યોધન હવે મૂએલો જ છે; માટે વારંવાર તેને ઉગ્ર વાણીઓ સંભળાવીને વિશેષ મારવો તે યોગ્ય નથી. સામાન્ય દૃષ્ટિએ પણ મૂએલા શત્રુને મારવો તે ન્યાયયુક્ત નથી જ. આ પાપી જ્યારથી નિર્લજ્જ થયો હતો, ત્યારથી જ મૂએલો હતો. સુહૃદોના શાસનનું ઉલ્લંઘન કરનાર તથા પાપી સહાયકોવાળા આ લોભી રાજાને વિદુરે, દ્રોણે, કૃપાચાર્યે, ભીષ્મે તથા સંજયે ઘણું ઘણું સમજાવ્યો હતો; છતાં તેણે પાંડવોને તેમના પિતાનો ભાગ આપ્યો જ ન હતો. હવે આ અધમ પુરુષ શત્રુ અથવા મિત્ર તરીકે યોગ્ય રહ્યા નથી.[૧૭-૨૧] પરંતુ તે અત્યંત ભાંગી પડેલા એક લાકડા જેવો જ થઈ ગયો છે. માટે હે રાજાઓ! તેને ઉગ્ર વાણી સંભળાવીને શું ફળ છે? સત્વર સૌ સૌના રથોમાં બેસી જાઓ. ચાલો આપણે આપણી છાવણી તરફ જઈએ.[૨૨] આ પાપાત્મા દુર્યોધન મંત્રીઓ, સંબંધીઓ તથા અમાત્યોની સાથે મરણ પામ્યો, તે બહુ જ સારું થયું છે!'

હે પૃથ્વીપતિ! શ્રીકૃષ્ણનાં આવાં તિરસ્કાર ભરેલાં વચનો સાંભળી રાજા દુર્યોધન ક્રોધવશ થઈ ગયો અને તુરત જ બે હાથવતી પૃથ્વીનો ટેકો લઈ ઊભો થઈ ગયો. પછી તે ફૂલા વડે શરીરને ટેકવીને વાસુદેવના તરફ ભ્રમર ચઢાવેલી દૃષ્ટિએ જોવા લાગ્યો. હે ભારત! તે સમયે શરીરના અર્ધભાગને ઉન્નત કરી ઊભા થયેલા રાજા દુર્યોધનનું સ્વરૂપ કપાઈ ગયેલા પૂંછડાવાળા ક્રોધી સર્પના સરખું દેખાતું હતું. તેને પ્રાણ નીકળી જાય તેવી ઘોર વેદના થતી હતી, છતાં તે તેને ગણકારતો નહોતો.[૨૩-૨૬] વળી દુર્યોધન ઉગ્ર વાણીથી શ્રીકૃષ્ણને વ્યથા પમાડતાં આ પ્રમાણે બોલ્યો: 'અલ્યા એ કંસના દાસપુત્ર! ગદાયુદ્ધમાં મને આમ અધર્મથી મરાવી નાખી, તને લાજ આવતી નથી? તેં મારી સાથળો ભાંગી નાખવા માટે અર્જુન દ્વારા ભીમસેનને સંજ્ઞા આપી હતી, તે શું મારા જાણવામાં નથી? અરે! તેં જ આ ભારતયુદ્ધમાં અનેક કપટી ઉપાયો યોજીને ધર્મયુદ્ધ કરનારા હજારો રાજાઓને મરાવી નખાવ્યા છે, તે કર્મથી પણ તને શરમ અથવા ઘૃણા આવતી નથી? તેં જ આ યુદ્ધમાં પ્રતિદિન શૂરાઓનો મહાન સંહાર કર્યો છે.[૨૭-૩૦] શિખંડીને આગળ કરી ભીષ્મપિતામહને તેં જ મરાવી નાખ્યા છે: વળી એ દુર્મતિ!

અશ્વત્થામા નામનો એક હાથી મરાવીને પુત્ર-મરણના સમાચાર આપી તેં જ દ્રોણાચાર્ય પાસેથી શસ્ત્રો છોડાવ્યાં હતાં, તે શું હું નથી જાણતો? જે વેળા એ વીર્યવાન આચાર્યને આ ક્રૂર ધૃષ્ટદ્યુમ્ન મારી નાખવા તૈયાર થયો હતો, તે વેળા તેં નજરે જોયા છતાં તેને અટકાવ્યો ન હતો. વળી કર્ણે અર્જુનનો નાશ કરવા માટે ઇંદ્ર પાસેથી જે શક્તિ માગી લીધી હતી, તેને પણ તેં ઘટોત્કચના પર પ્રયોગ કરાવી નિષ્ફળ કરી હતી, તો તારા કરતાં વધારે પાપકર્મ કરનારો કોણ કહેવાય? બળવાન ભૂરિશ્રવાનો હાથ કપાઈ ગયો હતો અને તેણે અનશનવ્રત લઈ લીધું હતું, છતાં તારી જ પ્રેરણાથી મહાત્મા સાત્યકિએ તેને મારી નાખ્યો હતો. મહાપુરુષ કર્ણ અર્જુનને જીતવાની ઇચ્છાથી મહાન પરાક્રમ કરી રહ્યો હતો, પણ તેં જ નાગરાજ અશ્વસેનથી અધિષ્ઠિત બાણને વ્યર્થ પાડી દઈ તેને હરાવ્યો હતો. તેના રથનું પૈડું જ્યારે પૃથ્વીમાં પેસી ગયું, ત્યારે તેં તેને દુઃખ્યાર્ત તથા વ્યગ્ર થયેલો જોઈને મરાવી નાખ્યો હતો. અરે, હું તથા કર્ણ સાથે રહીને યુદ્ધ કરીએ તથા ભીષ્મ અને દ્રોણ સાથે રહીને યુદ્ધ કરે, ત્યારે જો તું અમારી સામે ધર્મયુદ્ધ કરે તો અવશ્ય તારો વિજય ન જ થાય. તેં અનાર્યે જ કપટમાર્ગનો આશ્રય કરી સ્વધર્મ-પૂર્વક યુદ્ધ કરનારા અનેક રાજાઓને તથા અમને બધાને મરાવી નાખ્યા છે.[1]

વાસુદેવ બોલ્યા: હે ગાંધારીપુત્ર! તેં પાપી માર્ગનો આશ્રય કર્યો હતો; તેથી જ સર્વ ભાઈઓ, પુત્રો, બાંધવો, સુહૃદો તથા સર્વ પરિવાર સાથે તું મરણ પામ્યો છે. તારાં જ પાપથી વીર ભીષ્મ અને દ્રોણ માર્યા ગયા છે.[૩૧-૪૦] તારા જ શીલનું અનુસરણ કરવાથી કર્ણ યુદ્ધમાં હણાયો છે. હે મૂર્ખા! મેં તારી પાસે આવીને પાંડવોના પિતાના ભાગમાં આવેલા રાજ્યની તારી પાસે યાચના કરી હતી; પણ લોભથી અને શકુનિના કહેવાથી તેં પાંડવોને તેમનો ભાગ આપવાની ઇચ્છા પણ કરી ન હતી. હે દુર્મતિ! તેં જ ભીમસેનને ઝેર ખવડાવ્યું હતું અને તેં જ સર્વ પાંડવોને તેમની માતા સાથે લાક્ષાગૃહમાં સળગાવી મૂક્યા હતા. હે દુરાત્મા! તેં જ રજસ્વલા થયેલી દ્રૌપદીને સભા વચ્ચે ઘસડી મંગાવી હતી અને તેનાં વસ્ત્રો ઉતારી લીધાં હતાં. હે નિર્લજ્જ! તે સમયે જ તને મારી નાખવો યોગ્ય હતો. ધર્મજ્ઞ યુધિષ્ઠિર-રાજા પાસા ખેલવામાં છેક અજ્ઞાત હતા; છતાં તેં દ્યૂતકુશળ શકુનિ દ્વારા તેમને જુગાર રમાડીને કપટથી જીતી લીધા હતા. આ કારણે તને યુદ્ધમાં મારી નાખ્યો છે. વનવાસ સમયે પાંડવો જ્યારે મૃગયા કરવા માટે તૃણબિંદુના આશ્રમ તરફ ગયા હતા, ત્યારે તેં જ પાપી જયદ્રથ દ્વારા દ્રૌપદીને વનમાં પણ દુઃખી કરી હતી. વળી આ યુદ્ધમાં બાળક અભિમન્યુ એકલાને અનેક જણાઓએ મળીને તારા જ પાપથી મારી નાખ્યો હતો. તે કારણથી હે પાપી! તને યુદ્ધમાં મારી નાખ્યો છે. તું કહે છે કે અમે બધાએ જ આ યુદ્ધમાં સર્વ અકાર્યો કર્યાં છે; પણ જે જે અકાર્યો અમારે કરવાં પડ્યાં છે તેમાં હેતુભૂત તારો અત્યાચાર જ છે અને તેને લીધે જ તે તે સર્વ અકાર્યો કરાયાં છે. તેં બૃહસ્પતિનો તથા શુક્રાચાર્યનો ઉપદેશ સાંભળ્યો નથી, વૃદ્ધ પુરુષોની સેવા કરી નથી અને કોઈનું હિતવાક્ય પણ સાંભળ્યું નથી. માત્ર લોભ, બળ અને તૃષ્ણાને જ વશ થઈ તેં આજ દિનપર્યંત અકાર્યો જ કર્યાં છે, તો તેનું પરિણામ હવે તું ભોગવ.

દુર્યોધન બોલ્યો: અલ્યા હે કૃષ્ણ! મેં તો વિધિપૂર્વક વેદાધ્યયન કર્યું છે, દાન આપ્યાં છે, સમુદ્રપર્યંતની પૃથ્વી પર રાજ્ય કર્યું છે તથા

સર્વ શત્રુઓના મસ્તક પર પગ મૂક્યો છે. છેવટે આવું ઉત્તમ મરણ મેળવનાર મારા સરખો બીજો કોણ છે? સ્વધર્મ પ્રમાણે વર્તનારા ક્ષત્રિય બંધુઓ જે મરણની ઇચ્છા કરે છે, તે મરણને હું પામ્યો છું, તો મારા સરખો ભાગ્યશાળી બીજો કોણ છે? રાજાઓને દુર્લભ એવા દેવભોગ્ય ભોગો મેં ભોગવ્યા છે તથા ઉત્તમ ઐશ્વર્ય પ્રાપ્ત કર્યું છે તેથી મારા સરખો ભાગ્યશાળી બીજો કોણ છે? ઓ કૃષ્ણ! હું તો મારા મિત્રો અને અનુચરોની સાથે હવે સ્વર્ગમાં જ જઈશ; પરંતુ તમે બધા તો નષ્ટસંકલ્પ થઈને પ્રતિદિન શોકભરેલું જ જીવન ગાળશો.

સંજય બોલ્યો: બુદ્ધિમાન કુરુરાજ દુર્યોધનના આ વાક્યના અંતમાં આકાશમાંથી પવિત્ર ગંધવાળાં પુષ્પોની મહાન વૃષ્ટિ તેના પર પડી. ગંધર્વો અતિ મનોહર વાદિત્રો વગાડવા લાગ્યા, અપ્સરાઓ તે રાજાનું યશોગાન ગાવા લાગી, સિદ્ધ લોકો 'હે રાજા! તને ધન્ય છે, ધન્ય છે' આમ કહીને તેની પ્રશંસા કરવા લાગ્યા, પવિત્ર ગંધવાળો, કોમળ અને સુખદાયી વાયુ વાવા લાગ્યો, સર્વ દિશાઓ વિરાજી રહી અને આકાશ વૈડૂર્યમણિ સરખું સ્વચ્છ બની ગયું.[૪૧-૫૭] શ્રીકૃષ્ણ આદિ પાંડવો તે અતિ અદ્‌ભુત નિમિત્તો જોઈને તથા દેવોએ કરેલી દુર્યોધનની પૂજા જોઈને શરમાઈ ગયા.[૫૮] હવે સર્વ પાંડવો ભીષ્મ, દ્રોણાચાર્ય, કર્ણ તથા ભૂરિશ્રવા આદિ મહાપુરુષોને પોતે અધર્મથી મારી નાખ્યા છે, એમ સાંભળીને શોકાકુળ થઈને તે સંબંધનો શોક કરવા લાગ્યા.[૫૯] પાંડવોને આમ ચિંતાગ્રસ્ત તથા દીન મનના થઈ ગયેલા જોઈને શ્રીકૃષ્ણે મેઘ તથા દુંદુભિના જેવા ગંભીર સ્વરે આ પ્રમાણે કહ્યું:[૬૦] 'હે મહારથીઓ! આ દુર્યોધન તથા ભીષ્મ આદિ મહારથીઓ ઘણી ઝડપથી અસ્ત્રો મૂકી જાણનારા હતા તથા પરાક્રમી હતા; તેથી તમે તેમની સામે ધર્મયુદ્ધ કરીને જો લડ્યા હોત તો અવશ્ય તેમને તમે મારી શકત નહિ.[૬૧] આ દુર્યોધનરાજા સામે પણ તમે જો ધર્મયુદ્ધ કર્યું હોત, તો તમે તેને કદી મારી શકત નહિ, અથવા મહાધનુર્ધર એવા તે ભીષ્મ આદિ મહારથીઓને પણ તમે જીતી શકત નહિ.[૬૨] તેથી મેં તમારું હિત ઇચ્છીને વારંવાર અનેક કપટી ઉપાયો દ્વારા તે બધાને યુદ્ધમાંથી મારી નાખ્યા છે.[૬૩] જો કદાચ આ યુદ્ધમાં મેં કપટ ન કર્યું હોત, તો તમને વિજય ક્યાંથી મળત અને પુનઃ રાજ્ય તથા ધન ક્યાંથી પ્રાપ્ત થાત?[૬૪] તે ચારેય મહાત્માઓ પૃથ્વી પર અતિરથી ગણાતા હતા, તેથી લોકપાલો પોતે પણ તેઓ સામે ધર્મયુદ્ધ કરીને તેમને મારવા અશક્ત હતા. વળી પરિશ્રમરહિત એવો આ દુર્યોધનરાજા હાથમાં ગદા લઈને જ્યારે ઊતરી પડે, ત્યારે દંડધારી કાળ પણ ધર્મયુદ્ધથી તેને મારી શકે તેમ ન હતો.[૬૫,૬૬] માટે તમારે મનમાં એવો વિચાર કદી પણ ન કરવો કે, અમે અમારા શત્રુને અન્યાયપૂર્વક માર્યો છે; કારણ કે તમારા ઘણા બળવાન શત્રુઓને તેવા કપટભરેલા ઉપાયો દ્વારા જ મારી નાખવામાં આવ્યા છે.[૬૭] પૂર્વકાળના દેવોએ પણ અસુરોનો વિનાશ કરવા માટે તે જ માર્ગને સ્વીકાર્યો હતો અને બીજા ઘણા સત્પુરુષોએ પણ તે જ માર્ગનું અનુસરણ કર્યું છે. તેથી બીજા સર્વ લોકો પણ તે માર્ગને અનુસરે છે.[૬૮] જુઓ, હવે સાયંકાળનો સમય થઈ ગયો છે, તેમ આપણે આપણું કામ પૂર્ણ કર્યું છે. માટે ચાલો, આપણે બધા રાજાઓ પોતપોતાના ઘોડાઓ, હાથીઓ તથા રથોને સાથે લઈ છાવણીમાં નિવાસ કરી વિશ્રાંતિ લઈએ.'[૬૯]

શ્રીકૃષ્ણનું વચન સાંભળી પાંડવો તથા પાંચાલો ઘણા જ હર્ષમાં આવી ગયા અને સિંહનાં ટોળાંની પેઠે ગર્જનાઓ કરવા લાગ્યા.[૭૦] તે પછી હે

પુરુષશ્રેષ્ઠ રાજા ! દુર્યોધનને મરણશરણ થયેલો જોઈ શ્રીકૃષ્ણે પાંચજન્ય શંખ વગાડ્યો એટલે તરત જ તેની પાછળ બીજાઓએ પણ પોતપોતાના શંખો વગાડવા માંડ્યા.[૭૧]

ઇતિ શ્રીમહાભારતમાં શલ્યપર્વાંતર્ગત ગદાયુદ્ધપર્વમાં 'મને અધર્મથી જ માર્યો છે!' નામનો અધ્યાય ૬૧ મો સમાપ્ત

# અધ્યાય ૬૨ મો

## અર્જુનનો દિવ્ય રથ બળી ગયો !

॥ સંજય ઉવાચ ॥

**ततस्ते प्रययुः सर्वे निवासाय महीक्षितः ।**
**शंखान् प्रध्मापयंतो वै हृष्टाः परिघबाहवः ॥ १ ॥**

સંજય બોલ્યો : હે ધૃતરાષ્ટ્રરાજા ! તે પછી પરિઘ સમાન બાહુઓવાળા તે સર્વ રાજાઓ હર્ષપૂર્વક શંખો વગાડતા વગાડતા પોતપોતાની છાવણી તરફ જવા લાગ્યા.[૧] હે રાજા ! પાંડવો પ્રથમ આપણી છાવણી તરફ જતા હતા, તે સમયે મહાધનુર્ધર યુયુત્સુ અને સાત્યકિ એ બન્ને જણા જ તેઓની પાછળ ગયા હતા.[૨] પણ ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી, દ્રૌપદીના પુત્રો વગેરે સર્વ મોટા ધનુર્ધારીઓ તો પોતપોતાની છાવણી તરફ જ ગયા હતા.[૩] પછી મનુષ્યો વીખરાઈ ગયા પછી નિસ્તેજ થયેલી રંગભૂમિના જેવી દેખાતી રાજા વિનાની દુર્યોધનની છાવણીમાં તેઓ દાખલ થયા.[૪] તે વેળા એ છાવણી ઉત્સવરહિત થયેલા નગર સમાન શૂન્ય જણાતી હતી અને નાશ પામેલા નાગવાળા ધરાની પેઠે નિર્ભય થઈ પડી હતી. એ છાવણીમાં સ્ત્રીઓ, કંચુકીઓ તથા વૃદ્ધ અમાત્યો જ બેસી રહ્યા હતા.[૫] આમ હે રાજન્! પાંડવો આ છાવણી પાસે આવ્યા, એટલે કાષાય રંગનાં મલિન વસ્ત્રોને ધારણ કરનારા દુર્યોધનના સેવકો હાથ જોડીને તેમની સેવામાં હાજર થઈ ગયા.[૬] હે મહારાજ! મહારથી પાંડવો પણ કુરુરાજની છાવણી પાસે આવીને પોતપોતાના રથો પરથી ઊતરવા લાગ્યા.[૭] હે ભરતશ્રેષ્ઠ ! તે સમયે અર્જુનનું પ્રિય તથા હિત કરવામાં નિત્ય તત્પર રહેનારા શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું : 'હે ભરતશ્રેષ્ઠ! તું તારા ગાંડીવ ધનુષ્યને તથા બન્ને અક્ષય ભાથાઓને ઉતારી નાખ અને તું પ્રથમ રથ પરથી નીચે ઊતરી જા. તારા ઊતર્યા પછી હું રથ પરથી નીચે ઊતરીશ. હે નિર્દોષ અર્જુન ! આ સમયે હું કહું છું તેમ કરવામાં જ તારું કલ્યાણ સમાયેલું છે.' શ્રીકૃષ્ણે આમ કહ્યું, એટલે તુરત જ વીર પાંડુપુત્ર અર્જુન તેમની પહેલાં રથ પરથી નીચે ઊતરી પડ્યો.[૮-૧૦] પછી બુદ્ધિમાન શ્રીકૃષ્ણ પણ ઘોડાઓની લગામને હાથમાંથી મૂકી દઈ અર્જુનના રથ પરથી નીચે ઊતરી પડ્યા.[૧૧] સર્વ ભુવનોના ઈશ્વર અને મહાન મહાત્મા એવા શ્રીકૃષ્ણ રથ પરથી ઊતર્યા કે તુરત જ ગાંડીવધારી અર્જુનની ધ્વજામાં રહેલો દિવ્ય વાનર અંતર્હિત થઈ ગયો.[૧૨] ત્યાં હે રાજા ! દ્રોણાચાર્યનાં તથા કર્ણનાં દિવ્ય અસ્ત્રોથી ગુપ્ત રીતે બળી ગયેલો અર્જુનનો મહારથ અગ્નિના સંબંધ વિના ભડભડાટ બળવા લાગ્યો.[૧૩] જોતજોતામાં તો અર્જુનનો તે રથ ભાથા, લગામ, ઘોડા, ધૂંસરી અને ઊંટડા સાથે છેક ભસ્મીભૂત થઈને પૃથ્વી પર પડ્યો. હે સમર્થ રાજન્! આ રીતે રથને ભસ્મીભૂત થયેલો જોઈને સર્વ પાંડવો અત્યંત વિસ્મય પામ્યા. ત્યારે અર્જુન તો બે હાથ જોડી, વિનયપૂર્વક પ્રણામ કરી, શ્રીકૃષ્ણને આમ પૂછવા લાગ્યો : 'હે ગોવિંદ ! હે ભગવન્! આ મારો રથ આમ અકસ્માત અગ્નિથી કેમ બળી ગયો ! હે યદુનંદન ! આ મોટું આશ્ચર્ય કેમ થયું ? હે મહાબાહુ! જો આપ એનું કારણ મને સાંભળવા યોગ્ય માનતા હો, તો તે કહો.'[૧૪-૧૭]

વાસુદેવ બોલ્યા : હે શત્રુતાપન અર્જુન! આ રથ અનેક જાતનાં દિવ્ય અસ્ત્રોથી પ્રથમ જ

બળી ગયો હતો; પરંતુ હું તેના પર બેઠો હતો તેથી છેક ભસ્મીભૂત થયો ન હતો.[૧૮] પણ આ સમયે હું તેના પરથી ઊતરી પડ્યો, એટલે તે બ્રહ્માસ્ત્રના તેજથી બળીને ભસ્મ થઈ ગયો છે. હે કુંતાપુત્ર! તારું કાર્ય આજે પૂર્ણ થયું છે, એટલે તે રથને મેં છોડી દીધો.[૧૯] શત્રુહંતા ભગવાન શ્રીકૃષ્ણ આમ કહીને જરા હસ્યા અને પછી યુધિષ્ઠિરરાજને ભેટી પડી તેમણે આ પ્રમાણે કહેવા માંડ્યું :[૨૦] 'હે યુધિષ્ઠિરરાજ! તમારો વિજય થયો તે બહુ સારું થયું. તમે શત્રુઓને જીત્યા તે પણ ઠીક જ થયું. હે રાજન્! વીરોનો સંહાર કરનારા આ સંગ્રામમાંથી અર્જુન, ભીમસેન, નકુલ, સહદેવ અને તમે પોતે શત્રુઓનો નાશ કરી ક્ષેમકુશળ મુક્ત થયા, તે પણ બહુ રૂડું થયું.[૨૧,૨૨] હે ભારત! હવે પછી તમારે જે કાર્યો કરવાનાં હોય તેને સત્વર કરવા માંડો. પૂર્વે હું અર્જુનની સાથે જ્યારે ઉપપ્લવ્ય નગરમાં આવ્યો હતો, ત્યારે મધુપર્ક આપ્યા પછી તમે મને કહ્યું હતું કે, 'હે કૃષ્ણ! આ અર્જુન તમારો ભાઈ અને મિત્ર છે; માટે હે મહાબાહુ! સર્વ આપત્તિઓમાં તમારે તેની રક્ષા કરવી.' હે પ્રભુ! તમે આમ જ્યારે કહ્યું હતું, ત્યારે મેં પણ તેમ કરવા કબૂલ કર્યું હતું. હવે હે રાજેન્દ્ર! સત્યપરાક્રમી તથા શૂરવીર એવા આ વિજયી અર્જુનની તેના ભાઈઓની સાથે મેં રક્ષા કરી છે. આથી જ હે જનેશ્વર! વીરોનો નાશ કરનારા આ રોમાંચજનક સંગ્રામમાંથી તે મુક્ત થયો છે.' હે મહારાજ! શ્રીકૃષ્ણે આમ કહ્યું, એટલે રોમેરોમ હર્ષ વ્યાપેલા ધર્મરાજ યુધિષ્ઠિરે જનાર્દનને આ ઉત્તર આપ્યો.

યુધિષ્ઠિર બોલ્યા : હે શત્રુદમન શ્રીકૃષ્ણ! કર્ણ અને દ્રોણાચાર્યે જે બ્રહ્માસ્ત્ર મૂક્યું હતું તેને તમારા વિના બીજો કયો સાક્ષાત્ ઇંદ્ર સરખો પુરુષ પણ સહન કરી શકે તેમ છે? તમારી કૃપાથી જ અર્જુને સંશપ્તક ટુકડીઓનો પરાજય કર્યો છે.[૨૩-૨૯] વળી આ મહારણમાં પ્રવેશ કર્યા પછી અર્જુને એકવાર પણ પાછી પાની કરી નથી, તેમાં પણ તમારી કૃપા જ મુખ્ય કારણભૂત છે, એટલું જ નહિ, હે મહાબાહુ! તેવા અનેક પ્રસંગોમાં તમારી કૃપાથી જ અમે સંકટોની પરંપરામાંથી મુક્ત થયા છીએ તથા મેં ક્ષાત્રતેજથી શુભ ગતિઓ પ્રાપ્ત કરી છે. હું જ્યારે ઉપપ્લવ્ય નગરમાં હતો ત્યારે મહર્ષિ વેદવ્યાસે મને કહ્યું હતું કે, 'જ્યાં ધર્મ છે ત્યાં શ્રીકૃષ્ણ છે અને જ્યાં શ્રીકૃષ્ણ છે ત્યાં જય છે.' હે ભારત! આમ શ્રીકૃષ્ણને કહીને યુધિષ્ઠિર આદિ તે વીર પુરુષો તમારી છાવણીમાં દાખલ થયા અને ત્યાં ખજાના, રત્નો, સોનું, રૂપું, મણિઓ, મોતીઓ, ઉત્તમ અલંકારો, શાલો, રત્નજડિત મૃગચર્મો, અસંખ્ય દાસીઓ, દાસો તથા બીજો જે કંઈ રાજ્યોપયોગી સામાન હતો તે બધું પોતાને કબજે કર્યું.[૩૦-૩૪] આમ હે ભરતશ્રેષ્ઠ નરેન્દ્ર! છાવણીમાંનું તમારું અખૂટ ધન પ્રાપ્ત કરીને શત્રુઓને જીતનારા તે મહાભાગ્યશાળી પાંડવોએ મોટી ગર્જનાઓ કરી મૂકી.[૩૫] પછી પોતાનાં વાહનોને છૂટાં કરી દઈ તે વીર પાંડવો તથા સાત્યકિ વિશ્રાંતિ લેવા માટે ત્યાં બેઠા.[૩૬] તે સમયે હે મહારાજ! મહાયશસ્વી વાસુદેવે કહ્યું : 'આપણે મંગળને માટે આજે છાવણીની બહાર વસવું તે યોગ્ય છે.'[૩૭] એટલે 'બહુ સારું' એમ કહીને તે સર્વ પાંડવો તથા સાત્યકિ શ્રીકૃષ્ણની સાથે મંગળ માટે છાવણીની બહાર નીકળ્યા.[૩૮] હે રાજા! શત્રુરહિત થયેલા પાંડવોએ પવિત્ર ઓઘવતી નદીને તટે આવીને તે રાતે નિવાસ કર્યો.[૩૯] તે સમયે રાજા યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણની આગળ આવો એક સમયોચિત વિચાર રજૂ કર્યો કે, 'હે અરિદમન માધવ! મને લાગે છે કે, ગાંધારી ક્રોધથી પ્રજ્વળી ઊઠ્યાં હશે, માટે તેમને શાંત કરવા સારુ

તમે તેમની પાસે હસ્તિનાપુરમાં જાઓ એવી મારી મરજી છે. હે મહાભાગ ! ત્યાં જઈને હેતુ તથા કારણયુક્ત સમયોચિત વાક્યો કહીને તમે ગાંધારીને સત્વર શાંત કરો. આ વખતે અમારા પિતામહ ભગવાન વ્યાસમુનિ પણ ત્યાં હશે.[૪૦-૪૨] આ વિચાર જણાવીને પાંડવોએ શ્રીકૃષ્ણને હસ્તિનાપુર મોકલ્યા, એટલે પ્રતાપી વાસુદેવે પણ દારુક સારથિને રથ હાંકવાની આજ્ઞા કરી દઈ, એકદમ વેગથી રાજા ધૃતરાષ્ટ્ર પાસે જવા માટે પ્રયાણ કર્યું. શૈબ્ય અને સુગ્રીવ નામના ઘોડાઓને રથમાં જોડી શ્રીકૃષ્ણ હસ્તિનાપુર તરફ જવા નીકળ્યા હતા. તે સમયે પાંડવોએ ફરી પણ તેમને કહ્યું હતું કે, 'પુત્રો વિનાનાં થયેલાં યશસ્વિની ગાંધારીને તમે શાંત પાડજો.' પાંડવોના આ કથન પ્રમાણે યાદવશ્રેષ્ઠ શ્રીકૃષ્ણ પણ તુરત જ હસ્તિનાપુરમાં આવ્યા અને પુત્રરહિત થયેલાં ગાંધારીને મળ્યા.[૪૩-૪૬]

ઇતિ શ્રીમહાભારતમાં શલ્યપર્વાંતર્ગત ગદાયુદ્ધપર્વમાં 'શ્રીકૃષ્ણને હસ્તિનાપુરમાં મોકલવા' નામનો અધ્યાય ૬૨મો સમાપ્ત

## अध्याय ६३ मो

### ધૃતરાષ્ટ્ર અને ગાંધારીનું સાંત્વન

॥ जनमेजय उवाच ॥

**किमर्थं द्विजशार्दूल धर्मराजो युधिष्ठिर ।**
**गांधार्याः प्रेषयामास वासुदेवं परंतपम् ॥ १ ॥**

જનમેજય બોલ્યા : હે દ્વિજશ્રેષ્ઠ વૈશંપાયન ! ધર્મરાજ યુધિષ્ઠિરે શત્રુતાપન શ્રીકૃષ્ણને ગાંધારી પાસે શા માટે મોકલ્યા ?[૧] પૂર્વે જ્યારે શ્રીકૃષ્ણ સલાહ કરવા માટે કૌરવો પાસે ગયા હતા, ત્યારે પણ તેમની મનઃકામના પૂર્ણ થઈ ન હતી અને તે કારણથી જ એ યુદ્ધ થયું હતું.[૨] હવે હે બ્રહ્મન્ ! તે યુદ્ધમાં જ્યારે સર્વ યોદ્ધાઓ માર્યા ગયા, દુર્યોધન પણ પડ્યો, પાંડવોએ પૃથ્વીને છેક નિષ્કંટક કરી નાખી, કૌરવોની છાવણી તદ્દન શૂન્ય થઈ પડી અને પાંડવોને ઉત્તમ યશ પણ મળી ચૂક્યો, ત્યારે શ્રીકૃષ્ણ ફરી હસ્તિનાપુરમાં ગાંધારી પાસે શા કારણથી ગયા હતા ?[૩,૪] હે બ્રહ્મન્ ! મને જણાય છે કે, મહાત્મા વાસુદેવ પોતે જ હસ્તિનાપુરમાં ગયા હતા એમાં કંઈ અલ્પ કારણ નહિ હોય.[૫] માટે હે ઉત્તમ અધ્વર્યુ ! શ્રીકૃષ્ણ જે કાર્યનો નિશ્ચય કરવાના કારણથી ગાંધારી પાસે ગયા હતા, તે સર્વ કારણ મને યથાર્થ કહો.[૬]

વૈશંપાયન બોલ્યા. હે જનમેજય રાજા ! તમે મને પ્રશ્ન પૂછયો તે યોગ્ય છે. હે ભરતશ્રેષ્ઠ ! હું તમને તેનું યથાર્થ કારણ કહું છું, સાંભળો.[૭] હે રાજા ! હે ભારત ! હે મહારાજ ! ભીમસેને મહાબળવાન દુર્યોધનરાજાને ગદાયુદ્ધના નિયમનો ભંગ કરી મારી નાખ્યો હતો, તે જોઈ ને યુધિષ્ઠિરરાજાને મહાન ભય પેસી ગયો હતો.[૮,૯] તેથી તેમણે મન સાથે વિચાર કર્યો કે, 'મહાભાગ્યશાળી ગાંધારી મહાતપસ્વિની છે અને તે પોતાના ઘોર તપના પ્રભાવથી ત્રણે લોકને પણ બાળી નાખવા સમર્થ છે.[૧૦] આવો વિચાર કરતાં ધર્મરાજાએ નિશ્ચય કર્યો કે, 'ક્રોધથી બળી રહેલાં ગાંધારીને જો પ્રથમથી જ શાંત પાડવામાં આવે, તો ઠીક થાય.[૧૧] કારણ કે અમે તેમના પુત્રનો અન્યાયથી વધ કર્યો છે, એ વાત સાંભળીને તે જો ક્રોધાયમાન થઈ જશે, તો તે જરૂર પોતાના માનસિક અગ્નિથી અમને બાળી ભસ્મ કરી નાખશે.[૧૨] ધર્મયુદ્ધ કરનાર પોતાના પુત્રને કપટથી મારી નાખેલો સાંભળીને ગાંધારી એ તીવ્ર દુઃખને કેમ સહન કરશે ?'[૧૩] આવો બહુધા નિશ્ચય કરી ભયભીત અને શોકાકુળ થયેલા ધર્મરાજાએ શ્રીકૃષ્ણને કહ્યું :[૧૪] 'હે ગોવિંદ ! હે અચ્યુત ! આપની કૃપાથી અમે મનથી પણ અપ્રાપ્ય એવું નિષ્કંટક રાજ્ય પ્રાપ્ત કર્યું છે.[૧૫]

હે મહાબાહુ ! હે યાદવનંદન ! આ રોમાંચજનક સંગ્રામમાં મારી નજરે તમને પણ ઘણા મોટા પ્રહારો થયા છે.[૧૬] હે અચ્યુત ! પૂર્વે દેવાસુર-યુદ્ધમાં તમે દેવોના શત્રુઓનો વધ કરવા માટે દેવોને જેમ સહાય આપી હતી અને રાક્ષસોનો સંહાર કર્યો હતો, તેમ આ યુદ્ધમાં પણ તમે અમને સહાય આપી છે અને અમારા શત્રુઓનો સંહાર કર્યો છે. હે મહાબાહુ ! હે યદુવંશી ! તમે અર્જુનનું સારથિકર્મ કરી અમારી રક્ષા કરી છે. જો કદાચ તમે આ યુદ્ધમાં અર્જુનના નાથ ન થયા હોત, તો અમે રણમાં ઊછળી આવેલા આ સૈન્યસાગરને કેમ તરી શકત ?[૧૭–૧૯] હે કૃષ્ણ ! તમે કેવળ અમારે માટે જ આ યુદ્ધમાં ગદાઓના, પરિઘોના, શક્તિઓના, ભિંદિપાલોના, તોમરોના તથા ફરસીઓના મોટા મોટા પ્રહારો સહન કર્યા છે, શત્રુઓની મહાતીક્ષ્ણ વાણીઓ સાંભળી છે અને વજ્રોના સરખા અનેક શસ્ત્રોના ઘા ઝીલ્યા છે ! પણ હે અચ્યુત ! દુર્યોધન મરાયાથી તમે સહન કરેલાં તે સર્વ સંકટો સફળ થયાં છે. હે કૃષ્ણ ! હવે તે સર્વ પ્રાપ્ત કરેલાનો નાશ ન થાય તેમ તમે કરો.[૨૦–૨૨] હે કૃષ્ણ ! આપણો વિજય થયો છે, તોપણ અમારું ચિત્ત સંશયથી ડોલાયમાન થઈ ગયું છે; કારણ કે હે મહાબાહુ ! હે માધવ ! ગાંધારીનો કોપ કેવો છે, તેનો તમે મનમાં વિચાર કરો.[૨૩] તે મહાભાગ્યશાળી ગાંધારી નિત્ય ઉગ્ર તપશ્ચર્યા કરવાથી કૃશ થઈ ગયાં છે અને પોતાના પુત્રોનો તથા પૌત્રોનો વધ સાંભળી તે અવશ્ય અમને બાળીને ભસ્મ કરી નાખશે.[૨૪] માટે હે વીર ! પ્રથમ તે ગાંધારીને પ્રસન્ન કરવાં તે જ આ સમયે મને યોગ્ય જણાય છે. હે પુરુષોત્તમ ! પુત્રોના શોકથી કૃશ થયેલાં તથા ક્રોધથી લાલચોળ નેત્રોવાળાં તે ગાંધારીને તમારા સિવાય બીજો કયો પુરુષ જોવાને પણ શક્તિમાન છે ? હે શત્રુદમન માધવ ! ક્રોધથી પ્રજ્વળી ઊઠેલાં એ ગાંધારીને શાંત પાડવા માટે તમે જ તેમની પાસે જાઓ, એ મને રુચે છે; કારણ કે તમે સર્વ લોકના નિર્માતા છો તથા સર્વના ઉત્પત્તિકારણ અને વિનાશકારણ પણ તમે પોતે જ છો, છતાં તમે અવ્યય છો. તેથી હે મહાબાહુ ! હેતુ અને કારણથી યુક્ત એવાં સમયોચિત વચનો કહીને તમે ગાંધારીને સત્વર શાંત પાડી શકશો.[૨૫–૨૮] હે મહાબાહુ ! અમારા પિતામહ ભગવાન વેદવ્યાસ પણ ત્યાં હશે. માટે હે યાદવશ્રેષ્ઠ ! પાંડવોનું હિત ઇચ્છીને તમારે સર્વથા ગાંધારીના ક્રોધનો નાશ અવશ્ય કરવો જ.' ધર્મરાજનું વચન સાંભળી યદુકુળધુરંધર શ્રીકૃષ્ણે દારુકને આજ્ઞા આપી કે, 'રથને તૈયાર કર.' શ્રીકૃષ્ણની એ આજ્ઞા થતાં જ દારુકે ઝટપટ રથને તૈયાર કર્યો અને પછી તે મહાત્મા કેશવની પાસે હાજર કર્યો. એટલે શત્રુતાપન શ્રીકૃષ્ણ પણ એ રથમાં બેસીને ઉતાવળા ઉતાવળા હસ્તિનાપુર તરફ ચાલી નીકળ્યા. આમ હે મહારાજ ! ભગવાન વીર માધવ રથમાં બેસીને ઊપડ્યા અને હસ્તિનાપુર પહોંચ્યા. હવે વીર્યવાન શ્રીકેશવ રથના ગડગડાટથી સર્વ પ્રદેશને ગજાવી મૂકતા છેક નગરમાં દાખલ થઈ ગયા.[૨૯–૩૪] રાજા ધૃતરાષ્ટ્રને પ્રથમથી જ ખબર આપીને શ્રીકૃષ્ણ રાજમહેલ પાસે રથ પરથી નીચે ઊતર્યા અને મનમાં જરા પણ ગભરાયા વિના ધૃતરાષ્ટ્રના મહેલમાં ગયા.[૩૫] ત્યાં તેમની પહેલાં જ મહર્ષિ વેદવ્યાસ આવી પહોંચ્યા હતા. જનાર્દને તેમનાં પ્રથમ દર્શન કરી તેમનો તથા ધૃતરાષ્ટ્રરાજાનો ચરણસ્પર્શ પણ કર્યો અને વ્યગ્ર થયા વિના ગાંધારીને પણ વંદન કર્યું. પછી હે રાજેંદ્ર ! ધૃતરાષ્ટ્રરાજાનો હાથ પકડી શ્રીકૃષ્ણે મોટી પોક મૂકીને રડવા માંડ્યું. અને એક મુહૂર્ત સુધી શોકનાં અશ્રુ-

એ સારી દેખાવ્યાં. પછી જળથી નેત્રો ધોઈ નાખી, વિધિપૂર્વક આચમન કરી શત્રુહંતા શ્રીકૃષ્ણ ધૃતરાષ્ટ્રરાજાને કહેવા લાગ્યા :[૩૬-૩૯] 'હે ભારત ! હે પ્રભુ ! તમે વૃદ્ધ છો, તેથી તમારાથી કંઈ પણ અજાણ્યું નથી; તેમ જ કાળનું ચેષ્ટિત પણ તમને સારી પેઠે જાણવામાં છે.[૪૦] હે ભારત ! સર્વ પાંડવોએ તમારા ચિત્તને અનુસરીને કુળનો તથા ક્ષત્રિયોનો નાશ ન થાય તે માટે ઘણું ઘણું કર્યું હતું[૪૧] ધર્મ પર પ્રીતિ રાખનારા યુધિષ્ઠિરે પોતાના ભાઈઓને સોગંદ આપી આપીને ઘણીયે ક્ષમા કરી હતી અને જુગારમાં કપટથી હારીને તેમણે પોતાના ભાઈઓ સાથે વનમાં પણ પ્રયાણ કર્યું હતું.[૪૨] તેમાં એક વર્ષ પર્યંતના ગુપ્તવાસ માટે પાંડવોએ અનેક જાતના વેષોમાં છુપાઈ રહીને ખૂબ દુઃખ ભોગવ્યું હતું તથા અશક્ત પુરુષોની પેઠે સદાકાળ બીજાં ઘણાં કષ્ટો સહ્યાં હતાં.[૪૩] છેવટે જ્યારે યુદ્ધ કરવાનો સમય આવી પહોંચ્યો, ત્યારે હું પોતે તમારી પાસે આવ્યો હતો અને સર્વ લોકોની સમક્ષ માત્ર પાંચ ગામડાંઓની જ મેં તમારી પાસે યાચના કરી હતી.[૪૪] પરંતુ હે રાજા ! તમે કાળથી અને લોભથી પ્રેરાઈને એ પાંચ ગામડાંઓ પણ ન આપ્યાં; માટે વાસ્તવિક રીતે તો તમારા જ અપરાધથી સર્વ ક્ષત્રિયો નાશ પામ્યા છે.[૪૫] ભીષ્મે, સોમદત્તે, બાહ્લિકરાજાએ, કૃપાચાર્યે, દ્રોણાચાર્યે, અશ્વત્થામાએ તથા બુદ્ધિમાન વિદુરે સલાહ કરવા માટે તમારી પાસે નિત્ય પ્રાર્થનાઓ કરી હતી; પરંતુ તમે તેમની પ્રાર્થના ન જ સ્વીકારી. હે ભારત ! અવશ્ય ખરું જ છે કે કાળ જેમના ચિત્તને ઘેરી લે છે, તેઓ મોહવશ થઈ જાય છે.[૪૬,૪૭] તમે પોતે જ પૂર્વે યુદ્ધનો પ્રસંગ ઉપસ્થિત થયો છતાં મોહવશ જ રહ્યા હતા, તો એ સર્વ ઘટનાઓમાં કાળના યોગ વિના બીજું કયું કારણ સમજવું ? અવશ્ય સર્વ કંઈ કાળને જ અધીન છે.[૪૮] હે મહાબુદ્ધિમાન રાજા ! તમારે પાંડવોના પર દોષારોપ કરવો નહિ; કારણ કે હે શત્રુતાપન ! ધર્મ, ન્યાય અને સ્નેહપૂર્વક મહાત્મા પાંડવોનો આમાં બિલકુલ અપરાધ નથી. આ બધું તો તમારા પોતાના જ દોષોનું પરિણામ છે, એમ સમજવું.[૪૯,૫૦] તમારે પાંડવો પર લેશમાત્ર પણ અદેખાઈ કરવી યોગ્ય નથી; કેમ કે હે રાજા ! તમારા તથા ગાંધારીના કુળનો, વંશનો, પિંડોનો તથા મરણ પછી પુત્રો તરફથી પ્રાપ્ત કરવા યોગ્ય સર્વ ફળોનો સર્વ આધાર હવે પાંડવો પર જ રહ્યો છે. માટે હે નરસિંહ ! હે કુરુસિંહ રાજા ! તમારે અને યશસ્વિની ગાંધારીએ હવે શોક કરવો નહિ, તેમ જ પાંડવોનો અપરાધ પણ ગણવો નહિ. હે ભરતશ્રેષ્ઠ ! તમને નમન હો ! આ સર્વ પરિણામ પોતાના અપરાધથી જ પ્રાપ્ત થયું છે, એનો સંપૂર્ણ વિચાર કરી તમે પાંડવોનું કલ્યાણ ઈચ્છો તથા તેમનું રક્ષણ કરો. હે મહાબાહુ ! તમે જાણો જ છો કે, ધર્મરાજાની તમારા પર કેવી સ્વાભાવિક ભક્તિ તથા કેવો સ્વાભાવિક પ્રેમ છે ? હે ભરતસિંહ ! પોતાનો અપકાર કરનારા શત્રુઓનો પણ નાશ કરીને ધર્મરાજ રાત્રિદિવસ બળ્યા કરે છે અને તેમને જરા પણ શાંતિ મળતી નથી. હે પુરુષવ્યાઘ્ર ! તમારે માટે તથા યશસ્વિની ગાંધારીને માટે પણ તેમને ઘણો જ શોક થયા કરે છે અને તેમને લેશમાત્ર શાંતિ વળતી નથી. તેમને એટલી બધી શરમ આવે છે કે તમે પુત્રોના શોકથી સંતપ્ત થયા છો તથા તમારી બુદ્ધિ અને ઇંદ્રિયો શોકથી વ્યાકુળ થઈ ગઈ છે, એ જાણ્યા છતાં તેઓ તમને મળવા માટે અહીં આવી શક્યા નથી.'

હે જનમેજય રાજા ! ધૃતરાષ્ટ્રરાજાને આમ કહ્યા પછી યદુશ્રેષ્ઠ શ્રીકૃષ્ણે શોકથી કૃશ થયેલ;

ગાંધારીને આ શાંતિજનક વચનો કહેવા માંડ્યાં: 'હે સુબલપુત્રી! હું તમને જે કહું છું તેને તમે ધ્યાનપૂર્વક સાંભળો. હે શુભા! આજકાલ જગતમાં તમારા સમાન એક પણ સ્ત્રી નથી. હે રાણી! તમારા જાણવામાં જ છે કે, પૂર્વે સભા વચ્ચે તમે પોતે મારી સમક્ષ બન્ને પક્ષને હિતકારક અને ધર્માર્થસંપન્ન એવાં વાક્યો તમારા પુત્રોને કહ્યાં હતાં. પરંતુ હે કલ્યાણી! તમારા પુત્રોએ તમારાં એ વાક્યોને માન્ય કર્યાં ન હતાં.[૫૧-૬૧] વિજયની ઇચ્છાવાળા દુર્યોધનને પણ તમે એક સમયે તીક્ષ્ણ વચનો કહ્યાં હતાં કે, 'ઓ મૂર્ખ! મારું આ વચન સાંભળ! જ્યાં ધર્મ છે ત્યાં જ જય છે.'[૬૨] હે રાજપુત્રી! ખરેખર તમારું એ વાક્ય આજે અક્ષરશઃ સત્ય પડ્યું છે. હે કલ્યાણી! આ બધું જાણીને તમારે મનમાં શોક કરવો નહિ.[૬૩] વળી તમારે પાંડવોનો વિનાશ કરવા માટે વિચાર પણ ન કરવો. હે મહાભાગા! તમારા તપનું બળ એટલું બધું છે કે તમે માત્ર ક્રોધથી પ્રદીપ્ત થયેલાં નેત્રો વડે જ આ સચરાચર પૃથ્વીને બાળી નાખવા સમર્થ છો.' શ્રીકૃષ્ણનું એ વચન સાંભળી ગાંધારીએ કહ્યું:[૬૪,૬૫] 'હે મહાબાહુ કેશવ! તમે કહો છો, તેમ જ છે. માનસિક પીડાઓથી હું એટલી બધી બળી રહી છું કે, મારી બુદ્ધિ ચલાયમાન થઈ ગઈ હતી.[૬૬] પરંતુ હે જનાર્દન! તમારું આ વાક્ય સાંભળી મારી બુદ્ધિ પાછી સ્થિર થઈ છે. હે મનુષ્યશ્રેષ્ઠ કેશવ! અમારા સર્વ પુત્રોનો વિનાશ થઈ ગયો છે, તેથી વૃદ્ધ અને અંધ એવા આ રાજાને કેવળ તમારો તથા વીર પાંડવોનો જ હવે આધાર છે.' આટલું બોલીને પુત્રના શોકથી તપી ગયેલાં ગાંધારી વસ્ત્રથી મુખ ઢાંકી દઈને પોકે પોકે રડવા લાગ્યાં; એટલે મહાબાહુ ભગવાન કેશવે શોકથી કૃશ થયેલાં એ ગાંધારીને તથા ધૃતરાષ્ટ્રને હેતુ તથા કારણથી યુક્ત એવાં વચનો કહીને શાંત પાડ્યાં.[૬૭-૭૦] પછી અશ્વત્થામાના સંકલ્પને મનમાં જાણી જઈ શ્રીકૃષ્ણ સત્વર ત્યાંથી ઊઠ્યા. હે રાજેંદ્ર! ભગવાન વેદવ્યાસના ચરણમાં મસ્તક નમાવીને તેમણે ધૃતરાષ્ટ્રરાજાને કહ્યું: 'હે કુરુશ્રેષ્ઠ! હવે હું તમારી પાસેથી જવા માટે રજા લઉં છું. હવે તમે શોક કરશો મા.[૭૧,૭૨] અશ્વત્થામાનો અભિપ્રાય પાપી છે. આજની રાત્રિમાં પાંડવોનો નાશ કરવા માટેની તેને બુદ્ધિ સૂઝી છે; માટે જ એકાએક હું અહીંથી ઊઠી નીકળ્યો છું.'[૭૩] તે સાંભળી ગાંધારીએ તથા મહાબાહુ ધૃતરાષ્ટ્રે બન્નેએ કેશિહંતા શ્રીકૃષ્ણને કહ્યું:[૭૪] 'હે મહાબાહુ! ત્યારે તો તમે સત્વર જાઓ અને પાંડવોનું રક્ષણ કરો. હે જનાર્દન! અમે પુનઃ તુરત જ તમને મળીશું.' પછી હે રાજન્! તુરત જ શ્રીકૃષ્ણ દારુકની સાથે ત્યાંથી ચાલી નીકળ્યા. હવે લોકમાં પૂજાયેલા મહાત્મા વ્યાસ ભગવાને શ્રીકૃષ્ણના ગયા પછી ધૃતરાષ્ટ્રરાજાને શાંત પાડ્યા.[૭૫] હે રાજા! ધર્માત્મા વાસુદેવ પણ કૃતકૃત્ય થઈને હસ્તિનાપુરમાંથી નીકળ્યા અને પાંડવોને મળવા માટે છાવણી તરફ ગયા. બરાબર રાત્રિના સમયે છાવણીમાં આવી પહોંચી તે પાંડવોને મળ્યા અને સર્વ વર્તમાન જણાવીને પાંડવોની સાથે અશ્વત્થામાથી સાવધાન રહેવા લાગ્યા.[૭૬-૭૮]

ઇતિ શ્રીમહાભારતમાં શલ્યપર્વાંતર્ગત ગદાયુદ્ધપર્વમાં 'ધૃતરાષ્ટ્ર અને ગાંધારીનું સમાશ્વાસન' નામનો અધ્યાય ૬૩મો સમાપ્ત

## અધ્યાય ૬૪મો

### દુર્યોધનનો વિલાપ

॥ धृतराष्ट्र उवाच ॥

अधिष्ठितः पदा मूर्ध्नि भग्नसक्थो महीं गतः ।
शौटीर्यमानी पुत्रो मे किमभाषत संजय ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર બોલ્યો: હે સંજય! મારો પુત્ર

શત્રુઓનાં મસ્તકો પર પગ મૂકનારો હતો, પોતે શૂરવીર હોવાનું અભિમાન ધરાવતો હતો, અત્યંત ક્રોધી હતો, સર્વનો રાજા હતો તથા પાંડવો સામે વેર બાંધનાર હતો. આવો મારો પુત્ર જ્યારે મહાન સંકટમાં આવી પડ્યો હતો તથા સાથળો ભાંગી પડવાને લીધે મહારણની ભૂમિ પર પડ્યો હતો, ત્યારે તેણે તને શું કહ્યું હતું ? તે મને કહે.[૧,૨]

સંજય બોલ્યો: હે રાજન્! પોતાના પર સંકટ આવી પડતાં રણમાં ઘાયલ થઈને પડેલા રાજા દુર્યોધને તે સમયે મને જે કહ્યું હતું તે સર્વ હું તમને યથાવત્ કહું છું, સાંભળો.[૩] હે રાજન્! તે સમયે દુર્યોધનની સાથળો ભાંગી ગઈ હતી તથા તેનું શરીર ધૂળધૂળ થઈ ગયું હતું. ત્યાં પોતાના વીખરાઈ ગયેલા કેશોને ઠીકઠાક કરતાં કરતાં તેણે સર્વ દિશાઓમાં જોવા માંડ્યું.[૪] પછી મહાપ્રયત્ને કેશોને બાંધી લઈ તથા સર્પની પેઠે નિઃશ્વાસ નાખી તે રાજાએ ક્રોધ અને અશ્રુઓથી ઘેરાઈ ગયેલાં નેત્રો વડે મારી સામે દૃષ્ટિ કરી.[૫] તે વેળા તે પોતાના બન્ને બાહુઓને મદમત્ત હાથીની પેઠે પૃથ્વી પર ઘસતો હતો, વીખરાઈ ગયેલા કેશોને ધુણાવતો હતો અને દાંત કચડતો હતો.[૬] પછી એક મોટો નિઃશ્વાસ નાખી યુધિષ્ઠિરની નિંદા કરતાં કરતાં તે બોલ્યો: 'અરે હાય ! શાંતનુકુમાર ભીષ્મ મારા નાથ હતા અને શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ એવો કર્ણ, કૃપાચાર્ય, શકુનિ, અસ્ત્રવેત્તા દ્રોણાચાર્ય, અશ્વત્થામા, શલ્ય તથા શૂરવીર કૃતવર્મા આદિ વીરપુરુષો મારું રક્ષણ કરતા હતા; છતાં હું આ અવસ્થાને પામ્યો છું. માટે નિશ્ચય થાય છે કે, કાળની ગતિ ઓળંગી ઓળંગાય એમ નથી. અરે ! હું અગિયાર અક્ષૌહિણી સેનાનો અધિપતિ હતો, છતાં આ દશાને પામ્યો છું.[૭-૯] માટે સત્ય છે કે, કોઈ પણ પ્રાણી કાળની ભેટ કરીને તેનું અતિક્રમણ કરી શકતો નથી. હે મહાબાહુ ! મારા પક્ષના જે પુરુષો આ યુદ્ધમાં જીવતા પામ્યા છે તેમને કહી દેવું કે, ભીમસેને ગદાયુદ્ધની રીતિનો ભંગ કરી દુર્યોધનને માર્યો છે. ઉપરાંત ભૂરિશ્રવા, કર્ણ, ભીષ્મ અને શ્રીમાન દ્રોણાચાર્યને પણ કપટથી મારી નાખી ક્રૂર પાંડવોએ અપકીર્તિનું કર્મ કર્યું છે તથા બીજાં અનેક ઘાતકી કૃત્યો કર્યાં છે! હે સંજય ! મારો નિશ્ચય છે કે, આવાં નીચ કૃત્યો કરીને પાંડવો સત્પુરુષોમાં તિરસ્કારને જ પામશે. પરાક્રમસંપન્ન પુરુષને આવો કપટ ભરેલો વિજય મેળવીને પ્રીતિ કેમ થાય ?[૧૦-૧૩] કયો બુદ્ધિમાન પુરુષ નિયમનો ભંગ કરનારા મનુષ્યને સન્માન આપવા તૈયાર થાય ? પાંડુનો પાપી પુત્ર ભીમસેન આવો અધર્મ કરીને વિજય મેળવી જે પ્રમાણે આનંદમગ્ન થઈ રહ્યો છે, તે પ્રમાણે બીજો કયો પંડિત પુરુષ આનંદિત થાય? આજે જ્યારે મારી સાથળો ભાંગી પડી છે, ત્યારે ભીમસેને ક્રોધાયમાન થઈને મારા મસ્તકને પગવતી કચર્યું, એમાં શું આશ્ચર્ય જેવું છે ? પરંતુ હે સંજય ! હું જ્યારે ઐશ્વર્યસંપન્ન હતો, પરાક્રમપૂર્ણ હતો અને મારા બંધુઓના મધ્યમાં રહેતો હતો ત્યારે જો કોઈ પુરુષે મારું મસ્તક કચર્યું હોત, તો તે વીરપુરુષોમાં સન્માનપાત્ર થયો હોત. હે સંજય ! મારા માતાપિતા યુદ્ધધર્મને બરાબર જાણનારાં છે. તેઓ મારા દુઃખથી પીડાતાં હશે. માટે તું મારા વચનથી વિનતિ કરીને તેમને કહેજે કે, 'મેં યજ્ઞો કર્યા છે, પોષ્યવર્ગનું પોષણ કર્યું છે અને સમુદ્ર પર્યંતની પૃથ્વી પર સારી રીતે રાજ્ય કર્યું છે.[૧૪-૧૮] હે સંજય ! મેં જીવતા શત્રુઓના મસ્તક પર પગ મૂક્યો છે, યથાશક્તિ દાનો આપ્યાં છે અને મિત્રોનું પ્રિય કર્યું છે.[૧૯] મેં સર્વ શત્રુઓને દુઃખી કર્યા છે;

માટે મારા સરખું ઉત્તમ મરણ મેળવનાર બીજો કોણ છે? મેં સર્વ બાંધવોનું માન જાળવ્યું છે અને મારા તાબાના મનુષ્યોનો સત્કાર કર્યો છે.[૨૦] મેં ધર્મ, અર્થ અને કામનું સેવન કર્યું છે, મોટા મોટા રાજાઓને આજ્ઞા આપી છે અને મહાદુર્લભ માન મેળવ્યું છે. તો મારા જેવું કોનું મરણ હોય?[૨૧] મેં શત્રુઓનાં રાજ્યોમાં ગમન કર્યું છે, અનેક રાજાઓનો દાસની પેઠે મારી સેવામાં ઉપયોગ કર્યો છે અને ઉત્તમ ઘોડાઓ પર સવારી કરી છે. તો મારા સરખું ઉત્તમ મરણ મેળવનાર બીજો કોણ છે?[૨૨] મેં મારા પ્રેમપાત્ર મનુષ્યોનું ભલું કર્યું છે, મેં વિધિપૂર્વક વેદાધ્યયન કર્યું છે, દાન કર્યું છે અને નીરોગી આયુષ્ય ભોગવ્યું છે; તો મારા સરખું ઉત્તમ મરણ મેળવનાર બીજું કોણ છે?[૨૩] મેં સ્વધર્મથી લોકોને જીત્યા છે, તો મારા જેવું કોનું મરણ ઉત્તમ હોય? યુદ્ધમાં હું જિતાયો નથી તે બહુ જ ઠીક થયું છે અને શત્રુઓનો આશ્રિત બની હું દાસની પેઠે વર્ત્યો નથી તે પણ યોગ્ય જ થયું છે.[૨૪] હે વિભુ! મારી પુષ્કળ રાજ્યલક્ષ્મી મારા મરણ પછી શત્રુઓના હાથમાં ગઈ છે, તે પણ સારું જ થયું છે. સ્વધર્મનું આચરણ કરનારા ક્ષત્રબંધુઓ જે મરણની ઇચ્છા રાખે છે, તે મરણને હું પામ્યો છું; માટે મારા સરખું ઉત્તમ મરણ મેળવનાર બીજો કોણ છે? બહુ સારું થયું છે કે, સામાન્ય મનુષ્યની પેઠે જિતાઈ જઈને મેં મારું વેર છોડી દીધું નથી.[૨૫,૨૬] બહુ જ રૂડું થયું છે કે, કોઈ અવળી બુદ્ધિનો આશ્રય કરી હું હાર્યો નથી. જેમ કોઈ ઘાતકી મનુષ્ય સૂતેલાને અથવા પ્રમાદમાં રહેલાને મારી નાખે અથવા જેમ કોઈ ક્રૂર મનુષ્ય પોતાના શત્રુને ઝેર આપીને મારી નાખે, તેમ ભીમસેને ગદાયુદ્ધના નિયમનો ભંગ કરી કપટધર્મથી મને માર્યો છે. હે સંજય! મહાભાગ્યશાળી અશ્વત્થામાને યાદવ કૃતવર્માને તથા કૃપાચાર્યને પણ તારે મારા વચનથી કહેવું કે, 'પાંડવો અનેકશઃ અધર્મ કરવામાં પ્રવૃત્ત થયા છે.[૨૭-૨૯] તેઓ નિયમોનો ભંગ કરનારા છે, માટે તમારે તેમનો વિશ્વાસ કરવો નહિ.'

મને આમ કહ્યા પછી તમારા સત્યપરાક્રમી પુત્ર દુર્યોધનરાજાએ પાસે ઊભેલા વાર્તાહરોને કહ્યું:[૩૦] 'ભીમસેને મને અધર્મથી યુદ્ધમાં માર્યો છે. માટે હવે રસ્તામાંથી વિખૂટા પડેલા મુસાફરની પેઠે હું સ્વર્ગમાં ગયેલા મારા હજારો સંબંધીઓની પાછળ તથા દ્રોણાચાર્ય, કર્ણ, શલ્ય, વૃષસેન, શકુનિ, જલસંધ, ભગદત્ત, સોમદત્ત, જયદ્રથ, દુઃશાસન આદિ મારી તુલના કરનારા મારા ભાઈઓ, દુઃશાસનના પુત્ર અને મારા પોતાના પુત્ર લક્ષ્મણ આદિની પાછળ સ્વર્ગમાં જઈશ. પણ હાય! પોતાના ભાઈઓને તથા ધણીને મરણ પામેલા સાંભળીને દુઃખાર્ત થઈ ને અતિશય પ્રલાપ કરતી મારી બહેન દુઃશલાની હવે શી દશા થશે? અરેરે! પોતાના પુત્રોની તથા પૌત્રોની વધૂઓ સાથે મારા વૃદ્ધ પિતાની તથા માતા ગાંધારીની હવે શી ગતિ થશે? અવશ્ય વિશાળ નેત્રોવાળી લક્ષ્મણની કલ્યાણી માતા તો પુત્ર અને પતિનુ મરણ સાંભળી તુરત જ વિનાશ પામશે. આ મારા મરણના સમાચાર જો બોલવામાં ચતુર એવા સંન્યાસી ચાર્વાકના જાણવામાં આવશે, તો જરૂર તે મહાભાગ્યશાળી પુરુષ મારા વેરનો બદલો લેશે. ત્રણે લોકમાં પ્રસિદ્ધ એવા આ પવિત્ર સમંતપંચકક્ષેત્રમાં મરણ પામી હું હવે સનાતન દિવ્ય લોકમાં જઈશ.' હે રાજા! દુર્યોધનરાજાના આ પ્રલાપને સાંભળી ત્યાં ઊભેલા હજારો મનુષ્યોનાં નેત્રો અશ્રુઓથી ઊભરાઈ ગયાં અને પછી તેઓ દશે દિશાઓમાં નાસી ગયાં. ત્યારે સમુદ્રો અને વનો સહિત સચરાચર પૃથ્વી ઘોર

દેખાવની થઈ જઈને કંપવા લાગી, આજુબાજુ સર્વ પ્રદેશો પર મોટા કડકડાટો થવા લાગ્યા અને દિશાઓ મલિન થઈ ગઈ. પછી પેલા વાર્તાહરો અશ્વત્થામાની પાસે જઈ પહોંચ્યા. ગદા-યુદ્ધમાં અયોગ્ય વ્યવહાર કરીને ભીમસેને દુર્યોધનરાજને પાડ્યો હતો, તે સર્વ વૃત્તાંત તેમણે તેમને યથાસ્થિત કહી સંભળાવ્યો. હે ભારત! તે વાર્તાહરોએ અશ્વત્થામાને તે વૃત્તાંત જણાવ્યા પછી તે વિષેનો ઘણા સમય સુધી વિચાર કર્યો; પરંતુ છેવટે દુઃખી થઈને તેઓ જેમ આવ્યા હતા તેમ ચાલ્યા ગયા.[૩૧-૪૩]

ઇતિ શ્રીમહાભારતમાં શલ્યપર્વાંતર્ગત ગદાયુદ્ધપર્વમાં 'દુર્યોધનનો વિલાપ' નામનો અધ્યાય ૬૪ મો સમાપ્ત

## अध्याय ६५मो

### અશ્વત્થામાનો સેનાપતિપદે અભિષેક

॥ सजय उवाच ॥

**वार्तिकाणां सकाशात्तु श्रुत्वा दुर्योधनं हतम् ।**
**हतशिष्टास्ततो राजन् कौरवाणां महारथाः ॥ १ ॥**

સંજય બોલ્યો: હે ધૃતરાષ્ટ્રરાજ! પેલા વાર્તાહરોની પાસેથી દુર્યોધનને મરણ પામેલો સાંભળી કૌરવપક્ષમાં મરતાં બચેલા અશ્વત્થામા, કૃપાચાર્ય અને કૃતવર્મા એ ત્રણ મહારથીઓ ઘોડાઓને વેગથી દોડાવી મૂકીને રણક્ષેત્રમાં આવી પહોંચ્યા. તે મહારથીઓ તીક્ષ્ણ બાણોથી, ગદાઓથી, તોમરોથી અને શક્તિઓથી અત્યંત ઘાયલ થઈ ગયા હતા. ત્યાં આવીને તેમણે વાયુના સપાટાથી ભાંગી પડી વનમાં પડેલા મોટા સાગવૃક્ષની પેઠે રણભૂમિ પર પડેલા તથા લોહી-લુહાણ થયેલા મહાત્મા દુર્યોધનને તરફડિયાં મારતો જોયો.[૧-૪] જેમ કોઈ અરણ્યમાં શિકારીએ પાડી નાખેલો મોટો હાથી તરફડિયાં મારે, તેમ લોહીના ધોધથી નીતરી રહેલો તે દુર્યોધન તરફડિયાં મારતો હતો.[૫] દૈવેચ્છાથી આકાશમાં તૂટી પડેલા સૂર્યમંડળની પેઠે તથા મોટા પવનના ઝપાટાથી સુકાઈ ગયેલા સાગરની પેઠે નિસ્તેજ થઈને તે પૃથ્વી ઉપર પડ્યો હતો. હિમથી ઢંકાઈ ગયેલા મંડળવાળા આકાશમાંના પૂર્ણચંદ્રની જેમ માતંગ જેવા પરાક્રમવાળો તે મહાબાહુ ફિક્કો તથા ધૂળધૂળ થઈ ગયો હતો.[૬,૭] જેમ ધનની ઇચ્છા રાખનારા નોકરો કોઈ મહારાજાની આસપાસ વીંટાઈ વળે, તેમ માંસનું ભક્ષણ કરનારાં પ્રાણીઓ તથા ઘોર ભૂતગણો તેની આજુબાજુ વીંટાઈ વળ્યાં હતાં.[૮] પુરુષોમાં વ્યાઘ્ર સરખો તે રાજા પ્રત્યક્ષ વાઘની પેઠે રણક્ષેત્રમાં પડ્યો હતો. તે સમયે તેના મુખ પર છેક કપાળ સુધી ભમ્મર ચઢી ગઈ હતી તથા અમર્ષ અને ક્રોધને લીધે તેનાં નેત્રો ફાટી ગયાં હતાં.[૯] પોતાના મહાધનુર્ધર રાજાને આવી શોચનીય દશામાં પૃથ્વી પર પડેલો જોઈને કૃપાચાર્ય આદિ ત્રણેય મહારથીઓ લગભગ બેભાન થઈ ગયા.[૧૦] ત્યાં પોતાના રથો પરથી ઊતરી પડી તેઓ પોતાના રાજાની પાસે દોડી ગયા અને તેની સામે દૃષ્ટિ કરી પૃથ્વી પર બેઠા.[૧૧] પછી હે મહારાજ! અશ્રુઓથી ઊભરાઈ ગયેલી આંખોવાળા દ્રોણપુત્ર અશ્વત્થામા એક ઊંડો નિઃશ્વાસ નાખીને સર્વ લોકના મહારાજા ભરતશ્રેષ્ઠ દુર્યોધનને આ પ્રમાણે કહેવા લાગ્યા:[૧૨] 'ઓ પુરુષવ્યાઘ્ર! ખરેખર આ મનુષ્યજન્મમાં કિંચિત્ માત્ર પણ સત્યાંશ નથી; કારણ કે તમારા જેવા એક મહારાજા આમ ધૂળધૂળ થઈને પૃથ્વી પર સૂતા છો![૧૩] ઓ રાજેંદ્ર! પૂર્વે તમે જ સર્વના રાજા હતા અને સમગ્ર પૃથ્વી પર આજ્ઞા આપી રહ્યા હતા, તે જ તમે આ નિર્જન વનમાં આજે એકલા કેમ પડ્યા છો?[૧૪] ઓ ભરતશ્રેષ્ઠ! હું દુઃશાસનને અથવા મહારથી કર્ણને તમારી પાસે કેમ દેખતો નથી? તેમ બીજા સુહૃદો પણ કેમ અહીં મારા જોવામાં આવતા નથી? આ બધું

શું થયું ?[૧૫] અવશ્ય કાળની ગતિને પ્રાણીઓ મહાકષ્ટે પણ જાણી શકતાં નથી; કારણ કે તમે જે સર્વ લોકના રાજા હતા, તે જ આ સમયે ધૂળધૂળ થઈને અહીં સૂતા છો![૧૬] અરેરે! શત્રુઓને તપાવી નાખનારો આ મહારાજા પૂર્વે સર્વ મૂર્ધાભિષિક્ત રાજાઓનો અગ્રેસર હતો, પણ તે જ આ સમયે અહીં પડ્યો પડ્યો ઘાસ અને ધૂળ ચાટે છે. જુઓ તો ખરા, કાળનો કેટલો બધો ફેરફાર![૧૭] અરે ઓ મહારાજા! તમારું એ નિર્મળ છત્ર, મોટો પંખો અને મહાન સેના આ સમયે ક્યાં ગયાં ?[૧૮] નિઃશંક, જુદાં જુદાં કારણોથી થનારાં કાર્યોની ગતિ જાણવી મહાકઠિન છે, કારણ કે તમે જે પૂર્વે સર્વ લોકોના ગુરુ હતા, તે જ આ વેળા આવી દશાને પામ્યા છો.[૧૯] તમે ઇંદ્રની સાથે પણ મોટી સ્પર્ધા કરનારા હતા; છતાં તમારા પર આવું મહાન સંકટ આવી પડ્યું છે; આ જોઈને અમને નિશ્ચય થાય છે કે, સર્વ મનુષ્યોનો આશ્રય કરનારી લક્ષ્મી મહાચંચળ છે.'[૨૦]

હે ધૃતરાષ્ટ્રરાજા! અત્યંત દુઃખાવિષ્ટ થયેલા અશ્વત્થામાનું એ વચન સાંભળી તમારો પુત્ર તેમને સમયોચિત વચન કહેવા લાગ્યો.[૨૧] તેણે પ્રથમ પોતાના બન્ને હાથ વતી નેત્રો લૂછી નાખ્યાં. પછી શોકનાં અશ્રુ સારતાં સારતાં તેણે કૃપાચાર્ય આદિ ત્રણે મહારથીઓને આ પ્રમાણે કહ્યું: 'વિધાતાએ લોકોને માટે આવો જ ધર્મ નિર્માણ કર્યો છે કે, સમય આવતાં સર્વ પ્રાણીઓનો વિનાશ થાય જ છે.[૨૨,૨૩] તે જ ધર્મ પ્રમાણે અત્યારે તમારી સમક્ષ મારો વિનાશ ઉપસ્થિત થયો છે. પૃથ્વીનું પાલન કરીને હું આ સ્થિતિએ આવી પહોંચ્યો છું.[૨૪] પણ આનંદની વાત છે કે, આપત્તિપ્રસંગે પણ હું યુદ્ધમાંથી પાછો હઠ્યો નથી. આનંદની વાત છે કે, મારા પાપી શત્રુઓએ મને વિશેષે કરી કપટથી જ માર્યો છે. આનંદની વાત છે કે, મેં યુદ્ધ કરવાની ઇચ્છાથી નિત્ય ઉત્સાહ જ રાખ્યો છે. આનંદની વાત છે કે મારા સર્વ સંબંધીઓ અને બાંધવોની સાથે હું મરણ પામ્યો છું. ઘણા જ આનંદની વાત તો એ જ છે કે, મનુષ્યોનો સંહાર કરનારા આ રણસંગ્રામમાંથી હું તમને ક્ષેમકુશળપૂર્વક મુક્ત થયેલા જોઉં છું. તમે મરતાં બચ્યા, એ મારું મહા ઉત્તમ પ્રિય થયું છે.[૨૫-૨૭] તમે મારા પરના સ્નેહને લીધે મારા મરણનો શોક કરો મા. તમે વેદોને જો પ્રમાણ માનતા હો, તો આ સમયે તમારે હર્ષિત થવું જોઈએ; કારણ કે વેદમાં કહ્યા પ્રમાણે મેં અક્ષય લોકોને જીત્યા છે.[૨૮] મહાતેજસ્વી શ્રીકૃષ્ણના પ્રભાવને હું માનું છું; પણ એટલું ઠીક જ થયું છે કે, હું જે ક્ષાત્રધર્મનું સારી પેઠે આચરણ કરતો હતો તેનાથી મને તેમણે ભ્રષ્ટ કર્યો નથી. હું ઉત્તમ મરણને પામ્યો છું; માટે કોઈ રીતે પણ શોક કરવા યોગ્ય નથી. તેમ તમે પણ તમારાથી બનતું સર્વ કંઈ કર્યું છે અને મારા વિજયને માટે સદાકાળ પ્રયત્ન કર્યો છે. પરંતુ દૈવની ગતિ તરવી મુશ્કેલ છે.'

હે મહારાજા! આટલું કહીને દુર્યોધન મૌન થયો, તેનાં નેત્રો અશ્રુઓથી ભરાઈ ગયાં અને વેદનાથી તે અત્યંત વિહ્વળ થઈ ગયો. પોતાના રાજાને આમ શોકાકુળ અને અશ્રુઓ પાડતો જોઈ દ્રોણપુત્ર અશ્વત્થામા પ્રલયકાળના અગ્નિની પેઠે ક્રોધથી પ્રજ્વળી ઊઠ્યા. તેમણે ક્રોધાવેશમાં આવી જઈ પોતાના બન્ને હાથો મસળવા માંડ્યા અને પછી અશ્રુ ભરાઈ આવવાથી ગળગળી બની ગયેલી વાણી વડે દુર્યોધનરાજને કહ્યું: 'ઓ રાજન્! ક્ષુદ્રવૃત્તિના તે શત્રુઓએ મોટું ઘાતકી કર્મ કરીને મારા પિતાને મારી નાખ્યા હતા, તે સમયે મને એટલો બધો સંતાપ થયો ન હતો જેટલો હમણાં તમને જોઈને મને થાય છે. હે રાજા! હું તમને

એક સત્ય વચન કહું છું, તે સાંભળો. મેં ખોદાવેલાં વાવ, કૂવા, તળાવના, મેં કરેલાં દાનધર્મના તથા મેં આચરેલા પુણ્યકર્મના સોગંદ લઈને હું તમને કહું છું કે, હું આજે વાસુદેવના દેખતાં સર્વ જાતના ઉપાયો કરીને પણ સર્વ પાંચાલોને યમરાજાને ઘેર મોકલી દઈશ. હે મહારાજ! આ કર્મ કરવા માટે તમે મને અનુજ્ઞા આપવા યોગ્ય છો.'[૨૯-૩૭]

મનને પ્રીતિ ઉપજાવનારાં દ્રોણપુત્રનાં એ વચન સાંભળી દુર્યોધને કૃપાચાર્યને કહ્યું: 'હે આચાર્ય! સત્વર જળથી ભરેલો એક કળશ મારી પાસે લાવો.' રાજાનું એ વચન સાંભળી બ્રાહ્મણશ્રેષ્ઠ કૃપાચાર્ય જળભરેલો એક કળશ તેની પાસે લાવ્યા. એટલે હે મહારાજ! તમારા પુત્રે તેમને કહ્યું: 'હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! તમારું મંગલ હો! હું તમને આજ્ઞા આપું છું કે, તમને જો મારું પ્રિય કરવાની ઇચ્છા હોય તો તમે અશ્વત્થામાનો સેનાપતિપદે અભિષેક કરો. ધર્મવેત્તાઓ કહે છે કે, રાજાની જો આજ્ઞા થાય તો બ્રાહ્મણે પણ ક્ષાત્રધર્મનો આશ્રય કરી યુદ્ધ કરવું.' પોતાના રાજાનું એ વચન સાંભળી કૃપાચાર્યે તેની આજ્ઞા પ્રમાણે અશ્વત્થામાનો સેનાપતિપદે અભિષેક કર્યો.[૩૮-૪૩] પછી હે મહારાજ! તે અશ્વત્થામા મહારાજા દુર્યોધનને ભેટીને સિંહનાદથી સર્વ દિશાઓને ગજાવી મૂકતા ત્યાંથી ચાલી નીકળ્યા.[૪૪] હે રાજેંદ્ર! લોહીલુહાણ થયેલો દુર્યોધન પણ સર્વ ભૂતોને ભયંકર એવી તે રાત્રિએ ત્યાં જ પડી રહ્યો. હે રાજન્! અશ્વત્થામા વગેરે તે મહારથીઓ શોકથી મનમાં ઉદાસ થઈને ત્યાંથી નીકળી પડ્યા અને શત્રુઓ સામે શાં પગલાં લેવાં તેનો વિચાર કરવા લાગ્યા.[૪૫,૪૬]

ઇતિ શ્રીમહાભારતમાં શલ્યપર્વાંતર્ગત ગદાયુદ્ધપર્વમાં 'અશ્વત્થામાનો સેનાપતિપદે અભિષેક' નામનો અધ્યાય ૬૫મો સમાપ્ત

**ગદાયુદ્ધપર્વ સમાપ્ત**





॥ महर्षि कृष्णद्वैपायनप्रणीत ॥

# श्रीमहाभारत

## १०–सौप्तिकपर्व




॥ महर्षि कृष्णद्वैपायनप्रणीत ॥

# श्रीमहाभारत

## १०–सौप्तिकपर्व

### अध्याय १ लो–सौप्तिकपर्व*

#### અશ્વત્થામાનો નિશ્ચય

મંગલાચરણમ્–नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ।
देवीं सरस्वतीं चैव ततो जयमुदीरयेत् ॥

ભગવાન નારાયણને, નરોત્તમ નરને અને દેવી સરસ્વતીને નમન કરીને 'જય'નું કીર્તન કરીએ.

સંજય ઉવાચ ततस्ते सहिता वीराः प्रयाता दक्षिणामुखाः ।
उपास्तमनवेलायां शिबिराभ्याशमागताः ॥ १ ॥

સંજય બોલ્યો હે ધૃતરાષ્ટ્રરાજા ! એ રીતે દુર્યોધનની પાસેથી નીકળ્યા પછી અશ્વત્થામા, કૃપાચાર્ય અને કૃતવર્મા એ ત્રણે મહારથીઓ દક્ષિણ દિશા તરફ ચાલ્યા અને બરાબર સૂર્યાસ્તને સમયે છાવણી સમીપ આવી પહોંચ્યા.[1] પછી તેમણે કોઈ જાતનો અવાજ થાય એવા ભયથી પોતાનાં વાહનોને સત્વર છૂટાં મૂકી દીધાં અને મહાગહન પ્રદેશમાં આવીને ગુપ્ત રીતે તેમાં પ્રવેશ કર્યો. તીક્ષ્ણ શસ્ત્રોથી વીંધાઈ

* 'सुप्तान् अधिकृत्य कृतो ग्रंथ' એ વ્યાકરણવ્યુત્પત્તિ પ્રમાણે 'सौप्तिक' શબ્દ સિદ્ધ થાય છે અર્થાત્ ધૃષ્ટદ્યુમ્ન આદિ નિદ્રાધીન થયેલા પાંચાલરાજાઓના વધનું વૃત્તાંત જે પર્વમાં વર્ણવેલું છે, તે सौप्तिकपर्व કહેવાય છે

ગયેલા અને આખે શરીરે ઘાયલ થયેલા તે મહારથીઓએ પાંડવોની સેનાના પડાવની પાસેના પ્રદેશમાં પોતાનો મુકામ કર્યો.[૨,૩] ત્યાં તેમણે દીર્ઘ અને ઉષ્ણ નિઃશ્વાસ નાખીને પાંડવોના સંબંધમાં જ વિચાર ચલાવવા માંડ્યો. તેવામાં તેમણે વિજયી પાંડવોની ઘોર ગર્જનાઓ સાંભળી. હવે પાંડવો પોતાની પાછળ આવે છે, એવા ભયથી તેઓ પુનઃ પૂર્વ દિશા તરફ નાઠા. આમ એક મુહૂર્ત જેટલા કાળ સુધી તેમણે આગળ જવાનું ચાલુ રાખ્યું, એવામાં તો તેમના ઘોડાઓ થાકી ગયા અને તેઓ પોતે પણ તરસથી પીડાવા લાગ્યા[૪,૫] રાજા દુર્યોધનના વધથી તે મહાન ધનુર્ધારીઓને ઘણો જ સંતાપ થતો હતો તથા ક્રોધ અને અમર્ષને તેઓ વશ થઈ ગયા હતા; તેથી પોતાને લાગેલી તૃષાને તેમણે ગણકારી જ નહિ અને એક મુહૂર્તકાળ સુધી તેઓ ત્યાં બેઠા રહ્યા.[૬]

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે સંજય ! ભીમસેને માનવામાં પણ ન આવે તેવું કર્મ કર્યું છે; કારણ કે દશ હજાર હાથીઓ સરખું બળ ધરાવનારા મારા પુત્રને તેણે પાડી નાખ્યો.[૭] ઓ સંજય ! મારો પુત્ર સર્વ ભૂતોથી પણ અવધ્ય હતો, વજ્ર સમાન દૃઢ શરીરવાળો હતો અને યુવાન હતો, છતાં પાંડવોએ રણમાં તેને મારી નાખ્યો છે.[૮] તો હે ગાવલ્ગણિ ! તે દૈવનું નિર્માણ ઓળંગી શકાય એવું નથી. આથી જ રણમાં એકઠા મળેલા પાંડવોએ મારા પુત્રને મારી નાખ્યો છે.[૯] હે સંજય ! મને લાગે છે કે, મારું હૃદય અવશ્ય પર્વતના સારથી જ બનેલું હશે; કારણ કે સો પુત્રને મરણ પામેલા સાંભળ્યા છતાં તેના હજારો કટકા થઈ જતા નથી.[૧૦] અરેરે ! અમારા સર્વ પુત્રોના મરણને લીધે હવે અમે બન્ને વૃદ્ધ સ્ત્રી–પુરુષોની શી દશા થશે ! કારણ કે યુધિષ્ઠિરના તાબામાં આવેલા આ દેશમાં વસવાનો હવે મને ઉત્સાહ જ રહ્યો નથી.[૧૧] હે સંજય ! હું પણ એક રાજાનો પિતા હતો અને જાતે પણ રાજા જ હતો. તેનો તે જ હું દાસની પેઠે યુધિષ્ઠિરની આજ્ઞામાં રહીને કેવી રીતે જીવી શકીશ ?[૧૨] હે સંજય ! મેં પણ આખી પૃથ્વી પર આજ્ઞા કરી છે અને સર્વ રાજાઓના મસ્તક પર પગ મૂક્યો છે. તો હવે તુચ્છ થઈને હું કેમ જીવીશ ? અરેરે ! જેણે એકલાએ મારા સો પુત્રોને મારી નાખ્યા છે, તે ભીમસેન સાથે રહીને મારું જીવન કેમ જશે ?[૧૩] ખરેખર ! હે સંજય ! મારા પુત્રે મહાત્મા વિદુરના વચન પ્રમાણે નહિ વર્તીને તેમના ભવિષ્યવચનને સત્ય કર્યું છે.[૧૪] હે સંજય ! હું હવે આ પાપી યુધિષ્ઠિરનો દાસ થઈને કેમ રહી શકીશ ? કેમ કરીને હું ભીમસેનનાં વાક્યોને સાંભળી શકીશ ?[૧૫] હે તાત ! ભીમસેને મારા પુત્રને અધર્મથી મારી નાખ્યો છે; પણ તેના મરણ પછી કૃપાચાર્યે, કૃતવર્માએ તથા અશ્વત્થામાએ શું કર્યું હતું ?[૧૬]

સંજય બોલ્યો : હે રાજન્ ! તમારા તે ત્રણે મહારથીઓ પાંડવોની છાવણીથી પૂર્વ દિશામાં થોડે દૂર નાસી જઈને બેઠા, એટલે એક વન તેમના જોવામાં આવ્યું. તે વન અનેક જાતનાં વૃક્ષોથી તેમ જ લતાઓથી ભરેલું હતું અને ઘોર હતું.[૧૭] ત્યારે સૂર્યાસ્તનો સમય થઈ ગયો હતો, તેથી એક મુહૂર્તભર ત્યાં વિશ્રાંતિ લઈ તેમણે પોતાના ઉત્તમ ઘોડાઓને પાણી પાયું.[૧૮] પછી તેમણે તે ઘોર વનમાં પ્રવેશ કર્યો. તે મહાવન અનેક મૃગો તથા પક્ષીઓથી સેવાયેલું હતું, જાતજાતનાં વૃક્ષો અને લતાઓથી ઢંકાયેલું હતું અને તરેહતરેહનાં હિંસક પ્રાણીઓથી ભરપૂર હતું.[૧૯] વળી તે અનેક જળાશયોથી વ્યાપ્ત હતું, ભિન્ન ભિન્ન જાતિનાં પુષ્પોથી શોભી રહ્યું હતું, સેંકડો પદ્મિનીઓથી છવાયેલું હતું અને નીલવર્ણનાં કમળોથી યુક્ત હતું.[૨૦] આવા ઘોર વનમાં પ્રવેશ કરી તેમણે સર્વ તરફ દૃષ્ટિ કરી,

એટલે હજારો શાખાઓવાળું એક વડનું ઝાડ તેમના જોવામાં આવ્યું.[૨૧] હવે હે રાજન્! તે મહારથીઓ એ વડના ઝાડ પાસે ગયા અને એ શ્રેષ્ઠ વનસ્પતિને જોવા લાગ્યા.[૨૨] હે પ્રભુ! તેઓ પોતપોતાના રથો પરથી નીચે ઊતરી પડ્યા અને ઘોડાઓને છૂટા કરી દઈ, વિધિપૂર્વક સ્નાન કરી સંધ્યોપાસન કરવા લાગ્યા. તેવામાં તો સૂર્ય અસ્તાચળની પાછળ જઈ પહોંચ્યો અને સર્વ જગતની ધાત્રી મહારાત્રિ આવી પહોંચી.[૨૩,૨૪] ત્યારે સંપૂર્ણ ઉદય પામેલા ગ્રહો, નક્ષત્રો અને તારાઓથી ગગનાંગણ શોભી નીકળ્યું, તે જાણે મહારાત્રિનું રત્નજડિત વસ્ત્ર હોય તેમ ચોબાજુ પ્રેક્ષણીય થઈ પડ્યું.[૨૫] ત્યાં રાત્રિવિહારી પ્રાણીઓ સ્વેચ્છાનુસાર આજુબાજુ નીકળી પડ્યાં અને દિવસવિહારી પ્રાણીઓ નિદ્રાવશ થઈ ગયાં.[૨૬] સર્વ તરફ નિશાચરોનો મહાદારુણ શબ્દ સંભળાવા લાગ્યો તથા રાત્રિમાં ઘૂમનારાં માંસાહારી પ્રાણીઓ હર્ષમાં આવી ગયાં. તેથી શરૂ થયેલી રાત્રિ ઘોરસ્વરૂપ થઈ રહી. આ રીતે રાત્રિનો ઘોર આરંભ થઈ ચૂક્યો, એટલે દુઃખ અને શોકથી આકુળ થયેલા કૃતવર્મા, કૃપાચાર્ય અને અશ્વત્થામા એક સાથે પાસે પાસે બેઠા.[૨૭,૨૮] આમ વડની પાસે બેસીને તેઓ કૌરવો અને પાંડવોના ઘોર સંહાર વિષેનો શોક કરવા લાગ્યા.[૨૯] પછી સર્વાંગે શ્રમિત થયેલા તથા અનેક પ્રકારનાં બાણોથી ઘવાયેલા તે મહારથીઓ ઊંઘથી લોટાઈ ગયા અને તેઓ પૃથ્વીતલ ઉપર આડા પડ્યા.[૩૦] હે મહારાજ! મહારથી કૃપાચાર્ય તથા કૃતવર્મા તો ત્યાં નિદ્રાવશ થઈ ગયા; કારણ કે શોક અને શ્રમ એ બન્નેની તેમના પર ઘણી જ અસર થઈ હતી. આ બન્ને મહારથીઓ નિત્ય સુખ ભોગવવાને યોગ્ય હતા, દુઃખને માટે અયોગ્ય હતા અને મહાકિંમતી શયનમાં સૂનારા હતા, તોપણ તે સમયે અનાથની પેઠે કેવળ પૃથ્વી પર જ સૂઈ ગયા હતા. પરંતુ હે ભારત! ક્રોધ અને અમર્ષને વશ થઈ ગયેલા અશ્વત્થામાને જરાયે નિદ્રા આવતી ન હતી. તે તો સર્પની પેઠે ફૂંફાડા માર્યા કરતા હતા.[૩૧-૩૩] આમ મહાબાહુ અશ્વત્થામાને ઊંઘ આવી નહિ અને તે ક્રોધથી બળી રહ્યા. આથી તે ઘોર દેખાવવાળા તે વનને જોવા લાગ્યા.[૩૪] તે જાતજાતનાં પ્રાણીઓથી ભરપૂર એવા તે વનપ્રદેશને જોતાં જોતાં તે મહાબાહુએ પેલા વડના વૃક્ષને કાગડાઓથી ભરેલું જોયું.[૩૫] હે કુરુવંશી! એ ઝાડ પર હજારો કાગડાઓ રાત ગાળતા બેઠા હતા અને જુદી જુદી શાખાઓનો આશ્રય કરી સુખપૂર્વક નિદ્રાવશ થયા હતા.[૩૬] આમ તે કાગડાઓ નિરાંતે ઊંઘતા હતા, તેવામાં ઘોર દેખાવનું એક ઘુવડ એકાએક તે વૃક્ષની પાસે આવતું તેમના જોવામાં આવ્યું.[૩૭] તે ઘુવડનો શબ્દ ઘણો મોટો હતો, શરીર મહાપ્રચંડ હતું, નેત્રો શ્યામ હતાં, શરીરનો વર્ણ ભૂખરો અને પિંગળો હતો, નાસિકા લાંબી હતી, નખો તીણા હતા અને વેગ ગરુડના જેવો હતો.[૩૮] હે ભારત! તે પક્ષી ધીમો શબ્દ કરીને છુપાતું છુપાતું ત્યાં આવ્યું અને વડની શાખાઓ તરફ જોવા લાગ્યું. પછી તે ઘુવડે પ્રત્યેક શાખા પર બેસીને ત્યાં સૂતેલા અનેક કાગડાઓને મારવા માંડ્યા.[૩૯,૪૦] કેટલાએકની તેણે પાંખો પીંખી નાખી, કેટલાએકનાં મસ્તકો કાપી નાખ્યાં અને કેટલાએકના પગો ભાંગી નાખ્યા.[૪૧] હે રાજા! જે જે કાગડાઓ તેની દૃષ્ટિએ પડ્યા તે બધાને એ બળવાન ઘુવડે એક ક્ષણવારમાં મારી નાખ્યા; તેથી આખો વડ કાગડાઓનાં શરીરોથી તથા શરીરોના અવયવોથી છવાઈ ગયો. આ રીતે પોતાના શત્રુ–કાગડાઓનો સંહાર કરી તે શત્રુહંતા ઘુવડે પોતાના વેરનો યથેષ્ટ બદલો લીધો અને તેથી તે હરખાવા

લાગ્યું. રાત્રિના સમયે આવું કપટયુક્ત કર્મ કરી ઘુવડે પોતાનું વેર વાળ્યું, તે જોઈને અશ્વત્થામાએ પણ તે રીતેજ પોતાના શત્રુઓનું વેર વાળવા માટે મનમાં સંકલ્પ કર્યો. તેમણે એકલાએ એ સમયે વિચાર કર્યો કે, 'આ પક્ષીએ મને આ પ્રમાણેજ શત્રુઓ સામે યુદ્ધ કરવાનો ઉપદેશ× આપ્યો છે અને શત્રુઓનો વિનાશ કરવા માટે મને અત્યારનોજ સમય યોગ્ય જણાય છે. પાંડવો વિજય મેળવીને પ્રકાશી રહ્યા છે, બળવાન છે, ઉત્સાહી છે, અચૂક નિશાન પાડનારા છે અને મોટા યોદ્ધાઓ છે, તેથી બીજા કોઈ ઉપાયે હું તેમનો હવે નાશ કરી શકીશ નહિ. વળી રાજા દુર્યોધન આગળ મેં તેમનો વધ કરવાની પ્રતિજ્ઞા કરી છે. જો કદાચ હું તેઓ સામે ન્યાયપૂર્વક યુદ્ધ કરીશ અને પતંગિયું જેમ અગ્નિમાં ઝંપલાવે છે, તેમ મારો નાશ કરનારી વૃત્તિનો જો આશ્રય કરીશ, તો અવશ્ય મારે પ્રાણોનો ત્યાગજ કરવો પડશે. માટે આવું કપટ કરવાથી મારું કાર્ય સિદ્ધ પણ થશે તથા શત્રુઓનો મોટો વિનાશ થઈ જશે. વળી જે માર્ગ સંશય ભરેલો હોય તેના કરતાં જે માર્ગ નિઃસંશય હોય તેનોજ આશ્રય કરવો.[૪૨–૪૯] આ વાતને અનેક શાસ્ત્રકુશળ મનુષ્યો વધારે માન આપે છે. વળી ક્ષાત્રધર્મથી આજીવિકા ચલાવનારા મનુષ્યે લોકમાં કંઈ નિંદ્ય અને ઘૃણાપાત્ર કાર્ય હોય તો તે પણ અવશ્ય કરવું જ જોઈએ. અકુશલાત્મા પાંડવોએ પણ પગલે પગલે નિંદ્ય, ઘૃણાપાત્ર અને કપટભરેલાંજ સર્વ કાર્યો કર્યાં જ છે તો! પ્રાચીન ધર્મચિંતકોએ પણ પોતે ન્યાયદ્રષ્ટા અને તત્ત્વદ્રષ્ટા હતા, છતાં આ વિષયને લગતા આ શ્લોકો ગાયા છે:

**परिश्रांते विदीर्णे वा भुंजाने वाऽपि शत्रुभिः ।**
**प्रस्थाने वा प्रवेशे वा प्रहर्तव्यं रिपोर्बलम् ॥**
**निद्रार्तमर्धरात्रे च तथा नष्टप्रणायकम् ।**
**भिन्नयोधं बलं यच्च द्विधा युक्तं च यद्भवेत् ॥**

શત્રુનું સૈન્ય થાકી ગયું હોય, ઘાયલ થયેલું હોય, ભોજન કરતું હોય, કોઈ સ્થળે પ્રયાણ કરતું હોય અથવા પ્રવેશ કરતું હોય; તોપણ તેના શત્રુઓએ તેના પર અકસ્માત્ છાપો મારવો. વળી શત્રુઓનું સૈન્ય અર્ધરાત્રે નિદ્રાધીન થયું હોય, નાશ પામેલા સેનાપતિવાળું હોય, છિન્નભિન્ન થયેલા યોદ્ધાઓવાળું હોય, અથવા બે ભાગમાં વહેંચાઈ ગયું હોય, તોપણ તેને મારી નાખવું.'

આ રીતે વિચાર કરીને પ્રતાપી અશ્વત્થામાએ રાત્રિમાં નિદ્રાવશ થયેલા પાંડવોનો તથા પાંચાલોનો વિનાશ કરવા માટે મનમાં નિશ્ચય કર્યો. આવી ક્રૂર બુદ્ધિનો આશ્રય કરીને તેમણે તે સંબંધમાં વારંવાર ખૂબ મનન કર્યું.[૫૦–૫૬] પછી તેમણે પોતાના મામા કૃપાચાર્યને તથા કૃતવર્માને જગાડ્યા. મહાબળવાન મહાત્મા કૃપાચાર્ય અને કૃતવર્મા બરાબર જાગ્યા પછી અશ્વત્થામાનો વિચાર જાણી શરમાઈ ગયા અને તેને માટે કંઈ પણ ઉત્તર આપી શક્યા નહિ. તેમની આવી સ્થિતિ જોઈ અશ્વત્થામા એક મુહૂર્તભર વિચારમાં પડી ગયા અને પછી તેમણે આંસુ પાડતાં પાડતાં વિહ્વળતાપૂર્વક કહેવા માંડ્યું:[૫૭,૫૮] 'મહાબળવાન શ્રેષ્ઠવીર રાજા દુર્યોધનને શત્રુઓએ કપટ કરીને મારી નાખ્યો છે. એ રાજાને માટે આપણે પાંડવો સાથે વેરભાવથી જોડાયા છીએ.[૫૯] અગિયાર અક્ષૌહિણી સેનાનો અધિપતિ આપણો

× दुर्जनाचरितं मार्गं प्रमाणं कुर्वते खलाः । विश्वस्तान् हिंसितुं द्रौणिम्लूकमकरोद् गुरुम् ॥ ખળ પુરુષો દુર્જનોએ આચરેલા માર્ગનેજ પ્રમાણ માને છે. દૃષ્ટાંત તરીકે અશ્વત્થામાએ વિશ્વાસ પામીને સુખેથી નિદ્રાવશ થયેલા પોતાના શત્રુઓનો વિનાશ કરવા માટે ઘુવડને પોતાનો ગુરુ બનાવ્યો; અર્થાત્ દુર્જનો દુર્જનોના વર્તનનેજ ઉપદેશરૂપે સ્વીકારે છે અને વિવેકહીન પ્રાણીને પણ પોતાનો ગુરુ માને છે. આ વાતમાં અશ્વત્થામા એક દાખલારૂપ છે. —નીલકંઠ

રાજા શુદ્ધ પરાક્રમી હતો; પરંતુ તેને એકલાને ક્ષુદ્રબુદ્ધિના અનેક શત્રુઓએ એકઠા મળીને ભીમસેન દ્વારા રણભૂમિ પર પાડી નખાવ્યો છે.[૬૦] વળી ભીમસેને આ એક મોટું ક્રૂર કર્મ કર્યું છે કે, મૂર્ધાભિષિક્ત રાજા દુર્યોધનના મસ્તકને તેણે પગ વતી કચર્યું છે. સાંભળો, ભીમસેનના તે ઘાતકી કૃત્યથી આનંદિત થયેલા પાંચાલરાજાઓ ગર્જનાઓ કરી રહ્યા છે, બાહુઓને ઠોકી રહ્યા છે, હસે છે, શંખો વગાડે છે અને સેંકડો દુંદુભિઓને વગાડે છે.[૬૧,૬૨] અરે ! આ સમયે પાંડવોની છાવણીમાં ચોમેર વાદિત્રોનો તુમુલ શબ્દ સંભળાય છે અને બીજા શબ્દોથી મિશ્ર થયેલો શંખોનો ઘોર ધ્વનિ વાયુથી પ્રેરાઈને દિશાઓને જાણે પૂરી દે છે.[૬૩] વળી ઘોડાઓનો હણહણાટ, હાથીઓની ત્રાડ અને શૂરાઓનો અતિ મહાન સિંહનાદ પણ સંભળાય છે. જુઓ પેલા પાંડવો અત્યંત હરખાતા હરખાતા પૂર્વ દિશામાં જાય છે. તેમના રથોની નેમિઓનો રોમાંચજનક ધડધડાટ છેક અહીં સુધી સંભળાય છે.[૬૪,૬૫] આહ ! પાંડવોએ કૌરવોનો મહાન સંહાર કરી નાખ્યો છે; માત્ર આપણે ત્રણ જ એ ઘોર વિનાશમાંથી બચી ગયા છીએ.[૬૬] આ યુદ્ધના આરંભ સમયે કૌરવોના સૈન્યમાં કેટલાએક મહાપુરુષો સો હાથીઓ જેટલું બળ ધરાવનારા હતા અને કેટલાએક સર્વ જાતનાં અસ્ત્રોનો પ્રયોગ કરવામાં કુશળ હતા; પરંતુ તે બધાને પાંડવોએ મારી નાખ્યા છે. તે ઉપરથી હું માનું છું કે, સમય પલટાઈ ગયો છે.[૬૭] તેથી હવે પછી મહાદુષ્કર કાર્ય કર્યું હોય તોપણ તેનું પરિણામ આવું જ આવવું જોઈએ અથવા અમુક કાર્ય કરવાથી અમુક જ ફળ પ્રાપ્ત થાય, એમ ધારવું અશક્ય છે.[૬૮] માટે તમારી બન્નેની બુદ્ધિ જો આવા મહાસંકટ ભરેલા પ્રસંગે મોહવશ ન થઈ ગઈ હોય, તો કહો, કે આપણે આ સમયે કયું શ્રેયસ્કર કર્મ કરવું ?[૬૯]

ઇતિ શ્રીમહાભારતમાં સૌપ્તિકપર્વમાં 'અશ્વત્થામાનો નિશ્ચય' નામનો અધ્યાય ૧ લો સમાપ્ત

## अध्याय २ जो

### કૃપાચાર્યનો અશ્વત્થામાને ઉપદેશ

॥ कृप उवाच ॥

**श्रुतं ते वचनं सर्वं यद्यदुक्तं त्वया विभो ।**
**ममापि तु वचः किंचिच्छृणुष्वाद्य महाभुज ॥ १**

કૃપાચાર્ય બોલ્યા : હે મહાબાહુ અશ્વત્થામા ! તેં જે જે વચનો કહ્યાં તે સર્વ મેં સાંભળ્યાં. પણ હવે હું તને અમુક અલ્પ વચનો જ કહું છું તે તું સાંભળ.[૧] જગતમાંના સર્વ મનુષ્યો દૈવ અને પુરુષાર્થથી બંધાયેલા છે. આ બન્ને વિના ત્રીજું એક પણ કોઈને બંધનકર્તા નથી.[૨] હે મહાપુરુષ ! કેવળ દૈવ પર જ આધાર રાખવાથી મનુષ્યોનાં કાર્યો સિદ્ધ થતાં નથી, તેમ જ કેવળ પુરુષાર્થને જ વળગી રહેવાથી પણ મનુષ્યોની કાર્યસિદ્ધિ થતી નથી. માટે દૈવ અને પુરુષાર્થ એ બન્નેના યોગથી જ સર્વ કાર્યો સિદ્ધ થાય છે.[૩] જગતમાંના સર્વ અર્થો એ બન્નેનો જ નિત્ય સંબંધ રાખે છે અને તેઓ બન્નેના યોગથી સર્વની પ્રવૃત્તિ થાય છે તથા વિયોગથી સર્વની નિવૃત્તિ થાય છે.[૪] પર્વત પર વૃષ્ટિ કરીને મેઘ શું ફળ સાધી શકે છે ? પરંતુ તે જો સારી રીતે ખેડેલા ખેતરમાં વૃષ્ટિ કરે, તો તે શું ફળ સાધી શકતો નથી ?[૫] દૈવ અને પુરુષાર્થ એ બન્નેના સંબંધમાં સર્વત્ર બે પક્ષ નિશ્ચિત થયેલા છે. જેમ કે : 'દૈવ પ્રબળ હોય તો પુરુષાર્થ વ્યર્થ છે અને પ્રબળ દૈવ પુરુષાર્થહીન હોય તો તે પણ વ્યર્થ છે.' આ બન્ને પક્ષોમાંથી પૂર્વનો પક્ષ જ વિશેષ ચડિયાતો છે.[૬] પરંતુ વરસાદ ઘણો જ સારો થયો હોય અને ખેતર પણ પુરુષાર્થ કરીને સારી રીતે ખેડ્યું હોય, તો તેના ફળરૂપે ઘણો જ ઉત્તમ પાક થાય છે.

તે જ પ્રમાણે મનુષ્યોની ઉત્તમ કાર્યસિદ્ધિ પણ દૈવ અને પુરુષાર્થ બન્નેની અનુકૂળતા પર આધાર રાખે છે.[૭] પરંતુ વાસ્તવિક રીતે દૈવ અને પુરુષાર્થમાં દૈવ જ બળવાન છે; કારણ કે કોઈ સમયે દૈવ પોતે જ પુરુષાર્થની અપેક્ષા રાખ્યા વિના ફળ આપવા સમર્થ થઈ શકે છે. આવો નિશ્ચય કરીને પણ બુદ્ધિમાન પુરુષો કેવળ દૈવ પર જ આધાર રાખતા નથી; કિંતુ દક્ષતાનો આશ્રય કરી પુરુષાર્થ કરવામાં પ્રવૃત્ત થાય છે, નહિ કે નિરુદ્યમી રહે છે.[૮] હે નરશ્રેષ્ઠ! મનુષ્યોનાં સર્વ કાર્યો દૈવ અને પુરુષાર્થ બન્નેની અનુકૂળતાથી પ્રવૃત્ત થયેલાં દેખાય છે અને તે બન્નેની પ્રતિકૂળતાથી નિવૃત્ત થયેલાં જણાય છે.[૯] પુરુષાર્થ કર્યો હોય, તોપણ દૈવની જો અનુકૂળતા હોય તો જ તે સિદ્ધ થાય છે અને દૈવની જો પ્રતિકૂળતા હોય તો કર્મ કરનારા મનુષ્યને યોગ્ય ફળ મળતું નથી.[૧૦] માટે દક્ષ મનુષ્યોનો પુરુષાર્થ પણ જો સુદૈવથી હીન હોય તો તે લોકમાં નિષ્ફળ થયેલો દેખાય છે. આ વાત સારી રીતે સર્વ શાસ્ત્રોમાં પણ સિદ્ધ કરેલી છે.[૧૧] હવે આ મહાન સિદ્ધાંતને વળગી રહી કેટલાએક આળસુ અને અવ્યવસ્થિત મનવાળા પુરુષો પુરુષાર્થને ધિક્કારી કાઢે છે, પરંતુ બુદ્ધિમાનોને તે રુચતું નથી.[૧૨] કારણ કે પૃથ્વી પર કોઈ પણ કરેલું કર્મ નિષ્ફળ જોવામાં આવતું જ નથી. માટે કોઈ સમયે મહાન ફળ આપનારું કર્મ નહિ કરવાથી મનુષ્યને દુઃખ જ જોવું પડે છે.[૧૩] વળી કોઈ સમયે એવું પણ બને છે કે, પુરુષાર્થને નહિ કરનારો પુરુષ પણ દૈવેચ્છાથી આપોઆપ કોઈ મહાન લાભ મેળવે છે. ત્યારે કોઈ પુરુષ પુરુષાર્થ કર્યા છતાં પણ તેવો લાભ મેળવી શકતો નથી; પરંતુ તેવા પુરુષો ભાગ્યે જ જોવામાં આવે છે. બાકી સામાન્ય દૃષ્ટિએ તો એમ જ છે કે, કર્મ કરનારને લાભ મળે છે અને કર્મ નહિ કરનારને લાભ મળતો નથી.[૧૪] માટે જે પુરુષ કુશળતાપૂર્વક પુરુષાર્થ કરે છે, તે જ પોતાનું જીવન સુખેથી ગાળી શકે છે, પણ આળસુ પુરુષ સુખેથી આગળ વધી શકતો નથી. આ જગતમાં જેઓ સત્પુરુષાર્થી જોવામાં આવે છે, તેઓ જ ઘણું કરીને પોતાનું હિત ઇચ્છનારા ગણાય છે.[૧૫] જો કદાચ કોઈ ઉત્સાહી મનુષ્ય કર્મનો આરંભ કર્યા છતાં તેનું સંપૂર્ણ ફળ મેળવી શકતો નથી, તોપણ લોકો તેની નિંદા કરતા નથી અથવા પ્રાપ્ત થવા યોગ્ય થોડું સરખું ફળ પણ તેને મળે જ છે.[૧૬] પરંતુ જે પુરુષ કોઈ જાતનો ઉદ્યમ કર્યા વિના બેઠો બેઠો બીજાઓના યત્નથી પ્રાપ્ત થયેલા ફળનો ઉપભોગ કરે છે, તે તો ઘણું કરીને નિંદાપાત્ર જ થાય છે અને સર્વનો દ્વેષપાત્ર થઈ પડે છે.[૧૭] આમ જે પુરુષ પુરુષાર્થને ધિક્કારી કાઢી અન્યથા રીતે વર્તે છે અર્થાત્ દૈવ પર જ આધાર રાખી કોઈ જાતનો ઉદ્યમ કરતો નથી, તે પુરુષ પોતાનો અનર્થ જ કરે છે, આવો બુદ્ધિમાનોનો નિશ્ચય છે.[૧૮] કોઈ સમયે આરંભેલું કર્મ નિષ્ફળ થાય છે, તો તેમાં બે કારણો સંભવી શકે છે: કાં તો તે કર્મ યોગ્ય ઉદ્યમથી હીન હોય, અથવા સુદૈવથી હીન હોય.[૧૯] છતાં પુરુષનું સુદૈવ પુરુષાર્થ કર્યા વિના આ જગતમાં કદી ફળદાયી થતું નથી. માટે જે પુરુષ કૌશલ્ય અને ઉત્સાહસંપન્ન થઈ પ્રથમ દેવતાઓને નમસ્કાર કરી રૂડી રીતે કર્મનો આરંભ કરે છે તેને કદી પણ વિઘ્નો નડતાં નથી અને તેનું કર્મ સંપૂર્ણ રીતે ફળદાયી બને છે, તેમ જ જે પુરુષ વૃદ્ધોની સેવા કરે છે, કાર્યનો આરંભ કરવાને સમયે વૃદ્ધોને પૂછે છે અને તેમણે કહેલાં હિતકર તથા શ્રેયસ્કર વચનોને માન્ય કરે છે, તે પુરુષનું કાર્ય પણ રૂડી રીતે પરિપૂર્ણ થાય છે, માટે પ્રત્યેક મનુષ્યે અહર્નિશ પ્રાતઃકાળે ઊઠીને કર્મનો આરંભ કરતાં પહેલાં વૃદ્ધોમાં

પણ સન્માન પામેલા પુરુષોને પૂછવું જોઈએ; કારણ કે મહા અલભ્ય લાભ મેળવવામાં તેમની ઉત્તમ સલાહ પરમ ઉત્કૃષ્ટ સાધનરૂપ થઈ પડે છે અને વાસ્તવિક રીતે સર્વ સિદ્ધિઓનું મૂળ વૃદ્ધ પુરુષોની સદ્દબુદ્ધિ જ છે. આમ સમજી જે પુરુષ વૃદ્ધોના હિતોપદેશ પ્રમાણે પોતાના પુરુષાર્થને કામે લગાડે છે, તેને એ પુરુષાર્થનું ઉત્તમ ફળ તત્કાળ મળે છે. પરંતુ જે મનુષ્ય પોતે સમર્થ હોવા છતાં અભિમાન, રાગ, ક્રોધ અને ભયને લીધે અર્થ સંપાદન કરવાની ઇચ્છા કરે છે, તે તુરત જ લક્ષ્મીથી ભ્રષ્ટ થાય છે. આપણો રાજા દુર્યોધન પણ અર્થલુબ્ધ હતો, અદીર્ઘદર્શી હતો, મૂઢ હતો અને અસમર્થ પણ હતો; છતાં કોઈ જાતનો વિચાર કર્યા વિના તેણે આવા મહાન કાર્યનો આરંભ કર્યો હતો. તેણે પોતાનું હિત ઇચ્છનારા પુરુષોનો અનાદર કર્યો હતો, દુષ્ટ પુરુષોની સલાહ લીધી હતી અને મહાગુણવાન પુરુષોએ અટકાવ્યા છતાં તેણે પાંડવો સાથે વેર કર્યું હતું. તેનો સ્વભાવ પ્રથમથી જ દુષ્ટ હતો તેથી તેણે કદી ધૈર્ય ધારણ કર્યું ન હતું; વળી તેણે મિત્રોનું વચન માન્યું ન હતું, તેથી આ સમયે સર્વ કાર્યનો વિનાશ થઈ ગયો છે અને પોતે પણ સંતાપ કરે છે. આપણે પણ એ પાપી પુરુષને નિત્ય અનુસરીએ છીએ; તેથી આપણને પણ આવો મહાદારુણ અન્યાય કરવાનો પ્રસંગ ઉપસ્થિત થયો છે. આજે આપણા ઉપર આવી પડેલા સંકટથી મારી બુદ્ધિ એટલી બધી તપી ગઈ છે કે, જેથી હું મારા પોતાના કલ્યાણના સંબંધમાં લેશમાત્ર પણ વિચાર કરી શકતો નથી તેમ કંઈ જાણી પણ શકતો નથી. આવા સંકટને સમયે મનુષ્ય જ્યારે મોહવશ થઈ જાય છે, ત્યારે તેણે પોતાના મિત્રોની સલાહ પૂછવી; કારણ કે તેમ કરવામાં તેની બુદ્ધિ અને વિનય પુનઃ સતેજ થાય છે અને પછી તેને શ્રેયસ્કર માર્ગ દેખાય છે. અરે ! વિદ્વાન પુરુષોએ પણ સારાસાર કાર્યોના મૂળનો બુદ્ધિ સાથે વિચાર કરી વૃદ્ધોની સલાહ પૂછવી જોઈએ અને પછી તેઓ જે પ્રમાણે કહે તે પ્રમાણે કાર્ય કરવું જોઈએ. માટે આપણે ત્રણે જણા ધૃતરાષ્ટ્ર, ગાંધારી અને વિદુર પાસે જઈએ અને તેમને પૂછ્યા પછી તેઓ જે શ્રેયસ્કર કાર્ય કરવાનું કહે તે આપણે કરીએ. આવો મારો નિશ્ચિત અભિપ્રાય છે. કાર્યોનો આરંભ કર્યા વિના કદી પણ ફળ મળતું નથી, પરંતુ પુરુષાર્થ કર્યા છતાં જેમનું કાર્ય સિદ્ધ થતું નથી તેમનો દૈવે જ વિનાશ કર્યો છે, એમ જાણવું. એમાં જરા પણ વિચાર કરવા જેવું નથી.[૨૦-૩૫]

ઇતિ શ્રીમહાભારતમાં સૌપ્તિકપર્વમાં 'અશ્વત્થામા અને કૃપાચાર્યનો સંવાદ' નામનો અધ્યાય ૨ જો સમાપ્ત

## अध्याय ३ जो

### અશ્વત્થામાના વિચારો

॥ सञ्जय उवाच ॥

कृपस्य वचनं श्रुत्वा धर्मार्थसहितं शुभम् ।
अश्वत्थामा महाराज दुःखशोकसमन्वितः ॥ १ ॥

સંજય બોલ્યો : હે મહારાજા ધૃતરાષ્ટ્ર ! કૃપાચાર્યનું ધર્માર્થથી યુક્ત એવું એ શુભ વચન સાંભળીને અશ્વત્થામા દુઃખ અને શોકથી વિહ્વળ થઈ ગયા. તે પ્રદીપ્ત અગ્નિની પેઠે મનમાં બળવા લાગ્યા અને તેમણે મનને ક્રૂર કરી કૃપાચાર્યને તથા કૃતવર્માને કહ્યું :[૧,૨] 'પ્રત્યેક પુરુષની અંદર જે જે શોભાવનારી બુદ્ધિ હોય છે, તે તે પોતાની બુદ્ધિથી તેઓ સર્વે ભિન્ન ભિન્ન રીતે સંતોષ પામે છે.[૩] સર્વ લોક પોતાને મહાબુદ્ધિમાન માને છે, સૌ કોઈ મનુષ્ય પોતાને સર્વોત્કૃષ્ટ માને છે અને પોતાની પ્રશંસા કરે છે.[૪] સર્વને પોતાની બુદ્ધિ સાધુવાદમાં સ્થિર થયેલી જણાય

તે જ પ્રમાણે મનુષ્યોની ઉત્તમ કાર્યસિદ્ધિ પણ દૈવ અને પુરુષાર્થ બન્નેની અનુકૂળતા પર આધાર રાખે છે.[૭] પરંતુ વાસ્તવિક રીતે દૈવ અને પુરુષાર્થમાં દૈવ જ બળવાન છે; કારણ કે કોઈ સમયે દૈવ પોતે જ પુરુષાર્થની અપેક્ષા રાખ્યા વિના ફળ આપવા સમર્થ થઈ શકે છે. આવો નિશ્ચય કરીને પણ બુદ્ધિમાન પુરુષો કેવળ દૈવ પર જ આધાર રાખતા નથી; કિંતુ દક્ષતાનો આશ્રય કરી પુરુષાર્થ કરવામાં પ્રવૃત્ત થાય છે, નહિ કે નિરુદ્યમી રહે છે.[૮] હે નરશ્રેષ્ઠ! મનુષ્યોનાં સર્વ કાર્યો દૈવ અને પુરુષાર્થ બન્નેની અનુકૂળતાથી પ્રવૃત્ત થયેલાં દેખાય છે અને તે બન્નેની પ્રતિકૂળતાથી નિવૃત્ત થયેલાં જણાય છે.[૯] પુરુષાર્થ કર્યો હોય, તોપણ દૈવની જો અનુકૂળતા હોય તો જ તે સિદ્ધ થાય છે અને દૈવની જો પ્રતિકૂળતા હોય તો કર્મ કરનારા મનુષ્યને યોગ્ય ફળ મળતું નથી.[૧૦] માટે દક્ષ મનુષ્યોનો પુરુષાર્થ પણ જો સુદૈવથી હીન હોય તો તે લોકમાં નિષ્ફળ થયેલો દેખાય છે. આ વાત સારી રીતે સર્વ શાસ્ત્રોમાં પણ સિદ્ધ કરેલી છે.[૧૧] હવે આ મહાન સિદ્ધાંતને વળગી રહી કેટલાએક આળસુ અને અવ્યવસ્થિત મનવાળા પુરુષો પુરુષાર્થને ધિક્કારી કાઢે છે, પરંતુ બુદ્ધિમાનોને તે રુચતું નથી.[૧૨] કારણ કે પૃથ્વી પર કોઈ પણ કરેલું કર્મ નિષ્ફળ જોવામાં આવતું જ નથી. માટે કોઈ સમયે મહાન ફળ આપનારું કર્મ નહિ કરવાથી મનુષ્યને દુઃખ જ જોવું પડે છે.[૧૩] વળી કોઈ સમયે એવું પણ બને છે કે, પુરુષાર્થને નહિ કરનારો પુરુષ પણ દૈવેચ્છાથી આપોઆપ કોઈ મહાન લાભ મેળવે છે. ત્યારે કોઈ પુરુષ પુરુષાર્થ કર્યા છતાં પણ તેવો લાભ મેળવી શકતો નથી; પરંતુ તેવા પુરુષો ભાગ્યે જ જોવામાં આવે છે. બાકી સામાન્ય દૃષ્ટિએ તો એમ જ છે કે, કર્મ કરનારને લાભ મળે છે અને કર્મ નહિ કરનારને લાભ મળતો નથી.[૧૪] માટે જે પુરુષ કુશળતાપૂર્વક પુરુષાર્થ કરે છે, તે જ પોતાનું જીવન સુખેથી ગાળી શકે છે, પણ આળસુ પુરુષ સુખેથી આગળ વધી શકતો નથી. આ જગતમાં જેઓ સત્પુરુષાર્થી જોવામાં આવે છે, તેઓ જ ઘણું કરીને પોતાનું હિત ઇચ્છનારા ગણાય છે.[૧૫] જો કદાચ કોઈ ઉત્સાહી મનુષ્ય કર્મનો આરંભ કર્યા છતાં તેનું સંપૂર્ણ ફળ મેળવી શકતો નથી, તોપણ લોકો તેની નિંદા કરતા નથી અથવા પ્રાપ્ત થવા યોગ્ય થોડું સરખું ફળ પણ તેને મળે જ છે.[૧૬] પરંતુ જે પુરુષ કોઈ જાતનો ઉદ્યમ કર્યા વિના બેઠો બેઠો બીજાઓના યત્નથી પ્રાપ્ત થયેલા ફળનો ઉપભોગ કરે છે, તે તો ઘણું કરીને નિંદાપાત્ર જ થાય છે અને સર્વનો દ્વેષપાત્ર થઈ પડે છે.[૧૭] આમ જે પુરુષ પુરુષાર્થને ધિક્કારી કાઢી અન્યથા રીતે વર્તે છે અર્થાત્ દૈવ પર જ આધાર રાખી કોઈ જાતનો ઉદ્યમ કરતો નથી, તે પુરુષ પોતાનો અનર્થ જ કરે છે, આવો બુદ્ધિમાનોનો નિશ્ચય છે.[૧૮] કોઈ સમયે આરંભેલું કર્મ નિષ્ફળ થાય છે, તો તેમાં બે કારણો સંભવી શકે છે: કાં તો તે કર્મ યોગ્ય ઉદ્યમથી હીન હોય, અથવા સુદૈવથી હીન હોય.[૧૯] છતાં પુરુષનું સુદૈવ પુરુષાર્થ કર્યા વિના આ જગતમાં કદી ફળદાયી થતું નથી. માટે જે પુરુષ કૌશલ્ય અને ઉત્સાહસંપન્ન થઈ પ્રથમ દેવતાઓને નમસ્કાર કરી રૂડી રીતે કર્મનો આરંભ કરે છે તેને કદી પણ વિઘ્નો નડતાં નથી અને તેનું કર્મ સંપૂર્ણ રીતે ફળદાયી બને છે, તેમ જ જે પુરુષ વૃદ્ધોની સેવા કરે છે, કાર્યનો આરંભ કરવાને સમયે વૃદ્ધોને પૂછે છે અને તેમણે કહેલાં હિતકર તથા શ્રેયસ્કર વચનોને માન્ય કરે છે, તે પુરુષનું કાર્ય પણ રૂડી રીતે પરિપૂર્ણ થાય છે, માટે પ્રત્યેક મનુષ્યે અહર્નિશ પ્રાતઃકાળે ઊઠીને કર્મનો આરંભ કરતાં પહેલાં વૃદ્ધોમાં

પણ સન્માન પામેલા પુરુષોને પૂછવું જોઈએ; કારણ કે મહા અલભ્ય લાભ મેળવવામાં તેમની ઉત્તમ સલાહ પરમ ઉત્કૃષ્ટ સાધનરૂપ થઈ પડે છે અને વાસ્તવિક રીતે સર્વ સિદ્ધિઓનું મૂળ વૃદ્ધ પુરુષોની સદ્બુદ્ધિ જ છે. આમ સમજી જે પુરુષ વૃદ્ધોના હિતોપદેશ પ્રમાણે પોતાના પુરુષાર્થને કામે લગાડે છે, તેને એ પુરુષાર્થનું ઉત્તમ ફળ તત્કાળ મળે છે. પરંતુ જે મનુષ્ય પોતે સમર્થ હોવા છતાં અભિમાન, રાગ, ક્રોધ અને ભયને લીધે અર્થ સંપાદન કરવાની ઇચ્છા કરે છે, તે તુરત જ લક્ષ્મીથી ભ્રષ્ટ થાય છે. આપણો રાજા દુર્યોધન પણ અર્થલુબ્ધ હતો, અદીર્ઘદર્શી હતો, મૂઢ હતો અને અસમર્થ પણ હતો; છતાં કોઈ જાતનો વિચાર કર્યા વિના તેણે આવા મહાન કાર્યનો આરંભ કર્યો હતો. તેણે પોતાનું હિત ઇચ્છનારા પુરુષોનો અનાદર કર્યો હતો, દુષ્ટ પુરુષોની સલાહ લીધી હતી અને મહાગુણવાન પુરુષોએ અટકાવ્યા છતાં તેણે પાંડવો સાથે વેર કર્યું હતું. તેનો સ્વભાવ પ્રથમથી જ દુષ્ટ હતો તેથી તેણે કદી ધૈર્ય ધારણ કર્યું ન હતું; વળી તેણે મિત્રોનું વચન માન્યું ન હતું, તેથી આ સમયે સર્વ કાર્યનો વિનાશ થઈ ગયો છે અને પોતે પણ સંતાપ કરે છે. આપણે પણ એ પાપી પુરુષને નિત્ય અનુસરીએ છીએ; તેથી આપણને પણ આવો મહાદારુણ અન્યાય કરવાનો પ્રસંગ ઉપસ્થિત થયો છે. આજે આપણા ઉપર આવી પડેલા સંકટથી મારી બુદ્ધિ એટલી બધી તપી ગઈ છે કે, જેથી હું મારા પોતાના કલ્યાણના સંબંધમાં લેશમાત્ર પણ વિચાર કરી શકતો નથી તેમ કંઈ જાણી પણ શકતો નથી. આવા સંકટને સમયે મનુષ્ય જ્યારે મોહવશ થઈ જાય છે, ત્યારે તેણે પોતાના મિત્રોની સલાહ પૂછવી; કારણ કે તેમ કરવામાં તેની બુદ્ધિ અને વિનય પુનઃ સતેજ થાય છે અને પછી તેને શ્રેયસ્કર માર્ગ દેખાય છે. અરે ! વિદ્વાન પુરુષોએ પણ સારાસાર કાર્યોના મૂળનો બુદ્ધિ સાથે વિચાર કરી વૃદ્ધોની સલાહ પૂછવી જોઈએ અને પછી તેઓ જે પ્રમાણે કહે તે પ્રમાણે કાર્ય કરવું જોઈએ. માટે આપણે ત્રણે જણા ધૃતરાષ્ટ્ર, ગાંધારી અને વિદુર પાસે જઈએ અને તેમને પૂછ્યા પછી તેઓ જે શ્રેયસ્કર કાર્ય કરવાનું કહે તે આપણે કરીએ. આવો મારો નિશ્ચિત અભિપ્રાય છે. કાર્યોનો આરંભ કર્યા વિના કદી પણ ફળ મળતું નથી, પરંતુ પુરુષાર્થ કર્યા છતાં જેમનું કાર્ય સિદ્ધ થતું નથી તેમનો દૈવે જ વિનાશ કર્યો છે, એમ જાણવું. એમાં જરા પણ વિચાર કરવા જેવું નથી.[૨૦–૩૫]

ઇતિ શ્રીમહાભારતમાં સૌપ્તિકપર્વમાં 'અશ્વત્થામા અને કૃપાચાર્યનો સંવાદ' નામનો અધ્યાય ૨ જો સમાપ્ત

## अध्याय ३ जो

### અશ્વત્થામાના વિચારો

॥ संजय उवाच ॥

कृपस्य वचनं श्रुत्वा धर्मार्थसहितं शुभम् ।
अश्वत्थामा महाराज दुःखशोकसमन्वितः ॥ १ ॥

સંજય બોલ્યો : હે મહારાજા ધૃતરાષ્ટ્ર ! કૃપાચાર્યનું ધર્માર્થથી યુક્ત એવું એ શુભ વચન સાંભળીને અશ્વત્થામા દુઃખ અને શોકથી વિહ્વળ થઈ ગયા. તે પ્રદીપ્ત અગ્નિની પેઠે મનમાં બળવા લાગ્યા અને તેમણે મનને ક્રૂર કરી કૃપાચાર્યને તથા કૃતવર્માને કહ્યું :[૧,૨] 'પ્રત્યેક પુરુષની અંદર જે જે શોભાવનારી બુદ્ધિ હોય છે, તે તે પોતાની બુદ્ધિથી તેઓ સર્વે ભિન્ન ભિન્ન રીતે સંતોષ પામે છે.[૩] સર્વ લોક પોતાને મહાબુદ્ધિમાન માને છે, સૌ કોઈ મનુષ્ય પોતાને સર્વોત્કૃષ્ટ માને છે અને પોતાની પ્રશંસા કરે છે.[૪] સર્વને પોતાની બુદ્ધિ સાધુવાદમાં સ્થિર થયેલી જણાય

તે જ પ્રમાણે મનુષ્યોની ઉત્તમ કાર્યસિદ્ધિ પણ દૈવ અને પુરુષાર્થ બન્નેની અનુકૂળતા પર આધાર રાખે છે.[૭] પરંતુ વાસ્તવિક રીતે દૈવ અને પુરુષાર્થમાં દૈવ જ બળવાન છે; કારણ કે કોઈ સમયે દૈવ પોતે જ પુરુષાર્થની અપેક્ષા રાખ્યા વિના ફળ આપવા સમર્થ થઈ શકે છે. આવો નિશ્ચય કરીને પણ બુદ્ધિમાન પુરુષો કેવળ દૈવ પર જ આધાર રાખતા નથી; કિંતુ દક્ષતાનો આશ્રય કરી પુરુષાર્થ કરવામાં પ્રવૃત્ત થાય છે, નહિ કે નિરુદ્યમી રહે છે.[૮] હે નરશ્રેષ્ઠ! મનુષ્યોનાં સર્વ કાર્યો દૈવ અને પુરુષાર્થ બન્નેની અનુકૂળતાથી પ્રવૃત્ત થયેલાં દેખાય છે અને તે બન્નેની પ્રતિકૂળતાથી નિવૃત્ત થયેલાં જણાય છે.[૯] પુરુષાર્થ કર્યો હોય, તોપણ દૈવની જો અનુકૂળતા હોય તો જ તે સિદ્ધ થાય છે અને દૈવની જો પ્રતિકૂળતા હોય તો કર્મ કરનારા મનુષ્યને યોગ્ય ફળ મળતું નથી.[૧૦] માટે દક્ષ મનુષ્યોનો પુરુષાર્થ પણ જો સુદૈવથી હીન હોય તો તે લોકમાં નિષ્ફળ થયેલો દેખાય છે. આ વાત સારી રીતે સર્વ શાસ્ત્રોમાં પણ સિદ્ધ કરેલી છે.[૧૧] હવે આ મહાન સિદ્ધાંતને વળગી રહી કેટલાએક આળસુ અને અવ્યવસ્થિત મનવાળા પુરુષો પુરુષાર્થને ધિક્કારી કાઢે છે, પરંતુ બુદ્ધિમાનોને તે રુચતું નથી.[૧૨] કારણ કે પૃથ્વી પર કોઈ પણ કરેલું કર્મ નિષ્ફળ જોવામાં આવતું જ નથી. માટે કોઈ સમયે મહાન ફળ આપનારું કર્મ નહિ કરવાથી મનુષ્યને દુઃખ જ જોવું પડે છે.[૧૩] વળી કોઈ સમયે એવું પણ બને છે કે, પુરુષાર્થને નહિ કરનારો પુરુષ પણ દૈવેચ્છાથી આપોઆપ કોઈ મહાન લાભ મેળવે છે. ત્યારે કોઈ પુરુષ પુરુષાર્થ કર્યા છતાં પણ તેવો લાભ મેળવી શકતો નથી; પરંતુ તેવા પુરુષો ભાગ્યે જ જોવામાં આવે છે. બાકી સામાન્ય દૃષ્ટિએ તો એમ જ છે કે, કર્મ કરનારને લાભ મળે છે અને કર્મ નહિ કરનારને લાભ મળતો નથી.[૧૪] માટે જે પુરુષ કુશળતાપૂર્વક પુરુષાર્થ કરે છે, તે જ પોતાનું જીવન સુખેથી ગાળી શકે છે, પણ આળસુ પુરુષ સુખેથી આગળ વધી શકતો નથી. આ જગતમાં જેઓ સત્પુરુષાર્થી જોવામાં આવે છે, તેઓ જ ઘણું કરીને પોતાનું હિત ઇચ્છનારા ગણાય છે.[૧૫] જો કદાચ કોઈ ઉત્સાહી મનુષ્ય કર્મનો આરંભ કર્યા છતાં તેનું સંપૂર્ણ ફળ મેળવી શકતો નથી, તોપણ લોકો તેની નિંદા કરતા નથી અથવા પ્રાપ્ત થવા યોગ્ય થોડું સરખું ફળ પણ તેને મળે જ છે.[૧૬] પરંતુ જે પુરુષ કોઈ જાતનો ઉદ્યમ કર્યા વિના બેઠો બેઠો બીજાઓના યત્નથી પ્રાપ્ત થયેલા ફળનો ઉપભોગ કરે છે, તે તો ઘણું કરીને નિંદાપાત્ર જ થાય છે અને સર્વનો દ્વેષપાત્ર થઈ પડે છે.[૧૭] આમ જે પુરુષ પુરુષાર્થને ધિક્કારી કાઢી અન્યથા રીતે વર્તે છે અર્થાત્ દૈવ પર જ આધાર રાખી કોઈ જાતનો ઉદ્યમ કરતો નથી, તે પુરુષ પોતાનો અનર્થ જ કરે છે, આવો બુદ્ધિમાનોનો નિશ્ચય છે.[૧૮] કોઈ સમયે આરંભેલું કર્મ નિષ્ફળ થાય છે, તો તેમાં બે કારણો સંભવી શકે છેઃ કાં તો તે કર્મ યોગ્ય ઉદ્યમથી હીન હોય, અથવા સુદૈવથી હીન હોય.[૧૯] છતાં પુરુષનું સુદૈવ પુરુષાર્થ કર્યા વિના આ જગતમાં કદી ફળદાયી થતું નથી. માટે જે પુરુષ કૌશલ્ય અને ઉત્સાહસંપન્ન થઈ પ્રથમ દેવતાઓને નમસ્કાર કરી રૂડી રીતે કર્મનો આરંભ કરે છે તેને કદી પણ વિઘ્નો નડતાં નથી અને તેનું કર્મ સંપૂર્ણ રીતે ફળદાયી બને છે, તેમ જ જે પુરુષ વૃદ્ધોની સેવા કરે છે, કાર્યનો આરંભ કરવાને સમયે વૃદ્ધોને પૂછે છે અને તેમણે કહેલાં હિતકર તથા શ્રેયસ્કર વચનોને માન્ય કરે છે, તે પુરુષનું કાર્ય પણ રૂડી રીતે પરિપૂર્ણ થાય છે, માટે પ્રત્યેક મનુષ્યે અહર્નિશ પ્રાતઃકાળે ઊઠીને કર્મનો આરંભ કરતાં પહેલાં વૃદ્ધોમાં

પણ સન્માન પામેલા પુરુષોને પૂછવું જોઈએ; કારણ કે મહા અલક્ષ્ય લાભ મેળવવામાં તેમની ઉત્તમ સલાહ પરમ ઉત્કૃષ્ટ સાધનરૂપ થઈ પડે છે અને વાસ્તવિક રીતે સર્વ સિદ્ધિઓનું મૂળ વૃદ્ધ પુરુષોની સદ્‌બુદ્ધિ જ છે. આમ સમજી જે પુરુષ વૃદ્ધોના હિતોપદેશ પ્રમાણે પોતાના પુરુષાર્થને કામે લગાડે છે, તેને એ પુરુષાર્થનું ઉત્તમ ફળ તત્કાળ મળે છે. પરંતુ જે મનુષ્ય પોતે સમર્થ હોવા છતાં અભિમાન, રાગ, ક્રોધ અને ભયને લીધે અર્થ સંપાદન કરવાની ઇચ્છા કરે છે, તે તુરત જ લક્ષ્મીથી ભ્રષ્ટ થાય છે. આપણો રાજા દુર્યોધન પણ અર્થલુબ્ધ હતો, અદીર્ઘદર્શી હતો, મૂઢ હતો અને અસમર્થ પણ હતો; છતાં કોઈ જાતનો વિચાર કર્યા વિના તેણે આવા મહાન કાર્યનો આરંભ કર્યો હતો. તેણે પોતાનું હિત ઇચ્છનારા પુરુષોનો અનાદર કર્યો હતો, દુષ્ટ પુરુષોની સલાહ લીધી હતી અને મહાગુણવાન પુરુષોએ અટકાવ્યા છતાં તેણે પાંડવો સાથે વેર કર્યું હતું. તેનો સ્વભાવ પ્રથમથી જ દુષ્ટ હતો તેથી તેણે કદી ધૈર્ય ધારણ કર્યું ન હતું; વળી તેણે મિત્રોનું વચન માન્યું ન હતું, તેથી આ સમયે સર્વ કાર્યનો વિનાશ થઈ ગયો છે અને પોતે પણ સંતાપ કરે છે. આપણે પણ એ પાપી પુરુષને નિત્ય અનુસરીએ છીએ; તેથી આપણને પણ આવો મહાદારુણ અન્યાય કરવાનો પ્રસંગ ઉપસ્થિત થયો છે. આજે આપણા ઉપર આવી પડેલા સંકટથી મારી બુદ્ધિ એટલી બધી તપી ગઈ છે કે, જેથી હું મારા પોતાના કલ્યાણના સંબંધમાં લેશમાત્ર પણ વિચાર કરી શકતો નથી તેમ કંઈ જાણી પણ શકતો નથી. આવા સંકટને સમયે મનુષ્ય જ્યારે મોહવશ થઈ જાય છે, ત્યારે તેણે પોતાના મિત્રોની સલાહ પૂછવી; કારણ કે તેમ કરવામાં તેની બુદ્ધિ અને વિનય પુનઃ સતેજ થાય છે અને પછી તેને શ્રેયસ્કર માર્ગ દેખાય છે. અરે ! વિદ્વાન પુરુષોએ પણ સારાસાર કાર્યોના મૂળનો બુદ્ધિ સાથે વિચાર કરી વૃદ્ધોની સલાહ પૂછવી જોઈએ અને પછી તેઓ જે પ્રમાણે કહે તે પ્રમાણે કાર્ય કરવું જોઈએ. માટે આપણે ત્રણે જણા ધૃતરાષ્ટ્ર, ગાંધારી અને વિદુર પાસે જઈએ અને તેમને પૂછયા પછી તેઓ જે શ્રેયસ્કર કાર્ય કરવાનું કહે તે આપણે કરીએ. આવો મારો નિશ્ચિત અભિપ્રાય છે. કાર્યોનો આરંભ કર્યા વિના કદી પણ ફળ મળતું નથી, પરંતુ પુરુષાર્થ કર્યા છતાં જેમનું કાર્ય સિદ્ધ થતું નથી તેમનો દૈવે જ વિનાશ કર્યો છે, એમ જાણવું. એમાં જરા પણ વિચાર કરવા જેવું નથી.[૨૦–૩૫]

ઇતિ શ્રીમહાભારતમા સૌપ્તિકપર્વમા 'અશ્વત્થામા અને કૃપાચાર્યનો સંવાદ' નામનો અધ્યાય ૨ જો સમાપ્ત

# अध्याय ३ जो

## અશ્વત્થામાના વિચારો

॥ सजय उवाच ॥

कृपस्य वचनं श्रुत्वा धर्मार्थसहितं शुभम् ।
अश्वत्थामा महाराज दुःखशोकसमन्वितः ॥ १ ॥

સંજય બોલ્યો : હે મહારાજા ધૃતરાષ્ટ્ર ! કૃપાચાર્યનું ધર્માર્થથી યુક્ત એવું એ શુભ વચન સાંભળીને અશ્વત્થામા દુઃખ અને શોકથી વિહ્વળ થઈ ગયા. તે પ્રદીપ્ત અગ્નિની પેઠે મનમાં બળવા લાગ્યા અને તેમણે મનને ક્રૂર કરી કૃપાચાર્યને તથા કૃતવર્માને કહ્યું:[૧,૨] 'પ્રત્યેક પુરુષની અંદર જે જે શોભાવનારી બુદ્ધિ હોય છે, તે તે પોતાની બુદ્ધિથી તેઓ સર્વે ભિન્ન ભિન્ન રીતે સંતોષ પામે છે.[૩] સર્વ લોક પોતાને મહાબુદ્ધિમાન માને છે, સૌ કોઈ મનુષ્ય પોતાને સર્વોત્કૃષ્ટ માને છે અને પોતાની પ્રશંસા કરે છે.[૪] સર્વને પોતાની બુદ્ધિ સાધુવાદમાં સ્થિર થયેલી જણાય

છે અને તે પરથી હરકોઈ મનુષ્ય બીજાની બુદ્ધિની નિંદા કરે છે તથા પોતાની બુદ્ધિની પુનઃ પુનઃ પ્રશંસા કરે છે.[5] જ્યારે ભિન્ન ભિન્ન કારણોના યોગથી સમુદાયમાં પુરુષોની બુદ્ધિ એક જ મતની થઈ જાય છે, ત્યારે તેઓ અન્યોન્યથી સંતોષ પામે છે અને અન્યોન્યને વારંવાર બહુ જ માન આપે છે.[6] પરંતુ એ સમુદાયમાં જુદા જુદા સમયને અનુસરી મનુષ્યોની બુદ્ધિ ભિન્ન ભિન્ન મતવાળી થઈ જાય છે અને કાળના યોગથી જ્યારે ભિન્ન-ભાવને પ્રાપ્ત થાય છે, ત્યારે તેના તે જ મનુષ્યો અન્યોન્ય વિરોધ કરીને લડી મરે છે.[7] સર્વ પ્રાણીઓનાં ચિત્ત વિચિત્ર સ્વરૂપનાં હોય છે અને તેમાં પણ મનુષ્યોના ચિત્તમાં વિશેષ વિચિત્રતા હોય છે. ચિત્ત જ્યારે વિકળ દશામાં આવી પડે છે, ત્યારે બુદ્ધિ પણ તેવી જ થઈ જાય છે; કારણ કે ચિત્તની જે દશા હોય છે તે જ બુદ્ધિની દશા હોય છે.[8] હે પ્રભુ ! કોઈ કુશળ વૈદ્ય રોગની પરીક્ષા કરીને શાસ્ત્રવિધિ પ્રમાણે તેના ઉપચારો કરે છે અને રોગની શાંતિ માટે તેવા ઉપચારોનો આશ્રય કરે છે.[9] તે જ પ્રમાણે મનુષ્યો પણ પોતાના કાર્યને સિદ્ધ કરવા માટે પોતાની જ ડહાપણભરેલી બુદ્ધિનો આશ્રય કરે છે અને બીજા મનુષ્યો પોતાની બુદ્ધિથી યુક્ત થઈને પેલા મનુષ્યોની બુદ્ધિની નિંદા કરે છે.[10] મનુષ્ય યુવાવસ્થામાં બીજી એક બુદ્ધિથી મોહિત થાય છે, મધ્યમાવસ્થામાં વળી બીજી કોઈ બુદ્ધિથી મોહિત થાય છે અને વૃદ્ધાવસ્થામાં તે કરતાં પણ જુદી બીજી એક બુદ્ધિને પસંદ કરે છે.[11] હે ભોજ–કૃતવર્મા ! પુરુષ જ્યારે મહાઘોર સંકટમાં આવી પડે છે અથવા તેવી મહાન સમૃદ્ધિને પામી જાય છે, ત્યારે તેની એકની એક જ બુદ્ધિ તે તે સમયને અનુસરી અને [illegible] થાય છે. [illegible] નેક બુદ્ધિ ઉદ્ભવે છે અને તેના તે જ પુરુષને ભિન્ન ભિન્ન સમયે તે તે બુદ્ધિ રુચતી નથી.[12,13] પોતાની બુદ્ધિ પ્રમાણે નિશ્ચય કરી પુરુષ જે બુદ્ધિને શુભ-પ્રદ જુએ છે તે બુદ્ધિ જ તેના કાર્યને આગળ વધારનારી થઈ પડે છે. તે બુદ્ધિથી જ તે પોતાના અભિપ્રાય પ્રમાણે કાર્ય કરી શકે છે.[14] હે ભોજ ! સર્વ પુરુષ 'અમુક કાર્ય સારું છે' એવો બુદ્ધિ-પૂર્વક નિશ્ચય કરે છે અને પછી પ્રસન્ન થઈ તે પોતે સારાં માનેલાં મરણ આદિ કાર્યો પણ કરવાનો આરંભ કરી દે છે.[15] વળી સર્વ મનુષ્યો પોતાની બુદ્ધિને ડાહી જાણીને વિવિધ ક્રિયાઓ કરવા મંડી પડે છે અને તે તે ક્રિયાઓને પોતાની હિતકારિણી જ સમજે છે.[16] તે જ પ્રમાણે આ સંકટને સમયે મારા શોકનો વિનાશ કરનારી જે એક બુદ્ધિ મને સૂઝી છે, તે હું તમને બન્નેને કહું છું.[17] ગુણવાન બ્રહ્મદેવ પ્રજાઓને સરજીને તેમનાં કર્તવ્યકર્મોની રચના કરે છે અને બ્રાહ્મણ આદિ પ્રત્યેક વર્ણમાં એક એક ગુણ દાખલ કરે છે.[18] તે બ્રાહ્મણમાં ઉત્તમ વેદ ભણવાનો ગુણ મૂકે છે, ક્ષત્રિયમાં ઉત્તમ તેજ મૂકે છે, વૈશ્યમાં વ્યાપાર કરવાની દક્ષતા મૂકે છે અને શૂદ્રમાં સર્વ વર્ણોને અનુકૂળ રહેવાનો ગુણ મૂકે છે.[19] માટે ઇંદ્રિયો વશ કરીને વેદાધ્યયન નહિ કરનારો બ્રાહ્મણ દુષ્ટ ગણાય છે, નિસ્તેજ ક્ષત્રિય અધમ ગણાય છે, વ્યાપારની કુશળતા વિનાનો વૈશ્ય નિંદ્ય ગણાય છે અને સર્વ વર્ણોથી પ્રતિકૂળ રહેનારો શૂદ્ર અધમ કહેવાય છે.[20] હું સર્વના પૂજ્યપાત્ર અને ઉત્તમ એવા બ્રાહ્મણોના કુળમાં ઉત્પન્ન થયો છું, પણ ભાગ્યની મંદતાને લીધે ક્ષાત્રધર્મને આચરી રહ્યો છું.[21] મેં ક્ષત્રિયધર્મનો પ્રથમથી જ આશ્રય કર્યો છે, છતાં હવે સમજીને જો હું બ્રાહ્મણધર્મનો આશ્રય કરું તો તે ધર્મના અંગભૂત શમ, દમ આદિ મહાન કર્મો કરી શકું ખરો, પણ તે મારાં

કર્મો સત્પુરુષોમાં માન્ય થાય નહિ.[૨૨] હું દિવ્ય ધનુષ્ય ધારણ કરું છું તથા દિવ્ય અસ્ત્રો જાણું છું, છતાં મારા પિતાને યુદ્ધમાં મરણ પામેલા જોઈ હું સભામાં શું બોલી શકું તેમ છું ?[૨૩] માટે આજે હું ક્ષાત્રધર્મની યથેચ્છ ઉપાસના કરીશ અને મારા મહાત્મા પિતાના તથા રાજા દુર્યોધનના ઋણમાંથી હું મુક્ત થઈશ.[૨૪] આજે વિજય મેળવીને દીપી રહેલા પાંચાલરાજાઓ રથોમાંથી ઘોડાઓને છૂટા મૂકી દઈ ને તથા શરીરો પરથી કવચો ઉતારી નાખીને હર્ષપૂર્વક નિરાંતે ઊંઘી જશે.[૨૫] આજે પરિશ્રમે કરીને કૃશ થયેલા અને શ્રમિત થયેલા પાંચાલો પોતાનો વિજય થયેલો માની રાત્રિના સમયે પોતાની છાવણીમાં સ્વસ્થ થઈને નિદ્રાવશ થયા હશે.[૨૬] તે વખતે હું તેમની છાવણી પર મહાદુષ્કર હુમલો કરીશ અને ઇંદ્ર જેમ દાનવોનો નાશ કરી નાખે. તેમ હું પ્રેતની પેઠે બેભાન સ્થિતિમાં પડેલા તે રાજાઓને અકસ્માત્ દબાવી દઈશ તથા પરાક્રમ કરીને તેમને મારી નાખીશ. પ્રદીપ્ત થયેલો અગ્નિ જેમ ઘાસની ગંજીને બાળી નાખે છે, તેમ હું પરાક્રમ કરીને ધૃષ્ટદ્યુમ્ન આદિ સર્વ શત્રુઓને એકીસાથે સંહારી નાખીશ. હે મહાપુરુષ ! આ રીતે સર્વ પાંચાલોનો નાશ કરી નાખીને હું શાંતિ મેળવીશ.[૨૭-૨૯] કોપેલા રુદ્રદેવ જેમ હાથમાં પિનાકધનુષ્ય લઈને પશુઓ પર ક્રૂર વર્તન ચલાવે છે, તેમ હું આજે સર્વ પાંચાલો પર ક્રૂર વર્તન ચલાવીશ અને રણમાં તેમનો સંહાર કરીશ.[૩૦] આજે હું સર્વ પાંચાલોનો સંહાર કરીને હર્ષપૂર્વક તેમનાં શબોને રણમાં ખેંચીશ તથા પાંડવોને હેરાન કરીશ.[૩૧] આજે હું એકએક પાંચાલને વીણી વીણીને મારી નાખીશ અને તેમનાં શરીરોથી રણભૂમિને વ્યાપ્ત કરી દઈને મારા પિતાના ઋણમાંથી મુક્ત થઈશ.[૩૨] આજે હું મારા શત્રુ પાંચાલોને દુર્યોધન, કર્ણ, ભીષ્મ તથા જયદ્રથની દુર્ગમ ગતિએ વિદાય કરી દઈશ.[૩૩] પશુના મસ્તકને જેમ ભાંગી નાખવામાં આવે છે, તેમ આજની રાત્રિમાં પાંચાલોના રાજા ધૃષ્ટદ્યુમ્નના મસ્તકને હું બળપૂર્વક એકદમ ભાંગી નાખીશ.[૩૪] ઓ ગૌતમ ! આજની રાત્રિમાં હું નિદ્રાવશ થયેલા સર્વ પાંચાલોને તથા પાંડવોને મારી આ તીક્ષ્ણ તલવારથી રણમાં કાપી નાખીશ.[૩૫] હે મહાબુદ્ધિમાન ! નિદ્રાવશ થયેલી પાંચાલોની સેનાનો આજની રાત્રિમાં સંહાર કરી નાખી હું કૃતકૃત્ય થઈશ અને સુખી થઈશ.[૩૬]

ઇતિ શ્રીમહાભારતમા સૌપ્તિકપર્વમાં 'અશ્વત્થામાના વિચારો ' નામનો અધ્યાય ૩ જો સમાપ્ત

## अध्याय ४थो

### કૃપાચાર્ય અને અશ્વત્થામાનો સંવાદ

॥ कृप उवाच ॥

दिष्टया ते प्रतिकर्तव्ये मतिर्जातेयमच्युत ।
न त्वां वारयितुं शक्तो वज्रपाणिरपि स्वयम् ॥ १

કૃપાચાર્ય બોલ્યા : હે અસ્ખલિત પ્રભાવશાળી અશ્વત્થામા ! શત્રુઓનું વેર લેવા માટે તને જે બુદ્ધિ સૂઝી છે, તે બહુ જ સારી છે. ઇંદ્ર પોતે પણ તને તારા નિશ્ચયથી અટકાવવા સમર્થ નથી.[૧] પરંતુ અત્યારે રાત્રિનો સમય હોવાથી તું વિશ્રાંતિ લે. તારાં કવચ તથા ધ્વજાને અત્યારે ઉતારી નાખ. આવતી કાલે પ્રભાતમાં અમે બન્ને પણ તારી પાછળ યુદ્ધ કરવા આવીશું.[૨] તું જ્યારે શત્રુઓ સામે ચઢાઈ કરીશ, ત્યારે હું અને કૃતવર્મા કવચ પહેરીને તથા રથોમાં બેસીને તારી પાછળ યુદ્ધ કરવા નીકળીશું.[૩] હે મહારથી ! તું અમારી બંનેની સાથમાં રહીને આવતી કાલે શત્રુઓ સામે સમાગમ કરજે અને તેમનો નાશ કરજે.[૪] હે તાત ! તું પરાક્રમ કરીને શત્રુઓનો સંહાર કરવા સમર્થ છે. આજની રાત્રિ તું વિશ્રાંતિ લે. તેં લાંબા ઉજાગરા કર્યા છે, માટે આજની રાત સૂઈ રહે.[૫]

શકે?[૨૩-૨૫] કારણ કે પાંચાલોના મુખથી હું પ્રતિદિન 'દ્રોણાચાર્ય હણાયા' આવી વાણી સાંભળ્યા કરું છું. ખરેખર! ધૃષ્ટદ્યુમ્નનો વધ કર્યા વિના હું જીવવા માટે ઉત્સાહ જ ધરાવતો નથી. મારા પિતાનો તેણે વધ કર્યો છે, માટે હું તેને મારી નાખીશ અને તેને મળીને રહેલા બીજા પાંચાલોને પણ ઠાર કરીશ. ભાંગી પડેલી સાથળવાળા આપણા રાજાનો જે વિલાપ મેં સાંભળ્યો છે, તે કયા ક્રૂર પુરુષના હૃદયને પણ ન બાળી નાખે? તૂટી ગયેલી સાથળવાળા એ આપણા રાજાનું એવું વિલાપયુક્ત વચન સાંભળીને કયા નિર્દય પુરુષનાં નેત્રોમાંથી અશ્રુઓ ન પડે? પાણીનો વેગ જેમ સમુદ્રને વૃદ્ધિ પમાડે છે, તેમ મારા જીવતાં મારા મિત્રપક્ષનો આ જે પરાજય થયો છે તે મારા શોકમાં વૃદ્ધિ પમાડે છે. મારું મન આજે ઘણું જ એકાગ્ર થઈ ગયું છે; તેથી મને નિદ્રા અને સુખ ક્યાંથી હોઈ શકે?[૨૬-૩૦] હે મહાપુરુષ! તે સર્વ પાંચાલો યુદ્ધ સમયે શ્રીકૃષ્ણ અને અર્જુનની રક્ષા તળે જ રહે છે; તેથી તેઓ સામે ઇંદ્ર પણ ટક્કર ઝીલી શકે નહિ એમ હું માનું છું. વળી હું પણ મારા ઉદય પામેલા કોપને હવે નિયમમાં રાખવા શક્તિમાન નથી. વળી લોકમાં તેવો એક પણ પુરુષ મને દેખાતો નથી, કે તે મારા આજના કોપને શાંત પાડે.[૩૧,૩૨] બસ મારી બુદ્ધિએ જે નિશ્ચય કર્યો છે, તે જ આ સમયે મને યોગ્ય લાગે છે. વાર્તાહર અનુચરોએ આજે મારા મિત્રોના પરાભવની તથા પાંડવોના વિજયની મને આ જે વાત જણાવી છે, તે મારા હૃદયને બાળી ખાખ કરી નાખે છે. માટે આજે જ્યારે હું નિદ્રાધીન થયેલા મારા શત્રુઓનો સંહાર કરીશ, ત્યારે જ હું જંપીને બેસીશ, સુખેથી નિદ્રા કરીશ અને સંતાપથી રહિત થઈશ.[૩૩,૩૪]

# अध्याय ५ मो

## પાંડવોની છાવણીના દ્વારમાં અશ્વત્થામા આવી પહોંચ્યા

॥ कृप उवाच ॥

शुश्रूषुरपि दुर्मेधाः पुरुषोऽनियतेन्द्रियः ।
नालं वेदयितुं कृत्स्नौ धर्मार्थाविति मे मतिः ॥ १

કૃપાચાર્ય બોલ્યા: હે અશ્વત્થામા! ઇંદ્રિયોને વશ નહિ રાખનારો દુષ્ટબુદ્ધિ પુરુષ સાંભળવાની ઇચ્છા રાખે છે, તોપણ ધર્મનું તથા અર્થનું સંપૂર્ણ સ્વરૂપ જાણી શકતો નથી એવી મારી નિશ્ચિત માન્યતા છે.[૧] વળી પુરુષ બુદ્ધિમાન હોય તોપણ જો વિનય શીખતો નથી, તો તે પણ ધર્મના તથા અર્થના નિશ્ચયને લગારે જાણી શકતો નથી.[૨] કડછી જેમ દાળના રસને જાણી શકતી નથી, તેમ શૂરવીર છતાં જડ જેવો પુરુષ વિદ્વાનોની ઘણા કાળ સુધી સેવા કર્યા છતાં પણ ધર્મોના તત્ત્વને જાણી શકતો નથી.[૩] બુદ્ધિમાન પુરુષ એક મુહૂર્તકાળ પણ વિદ્વાન પુરુષની સેવા કરે છે, તો જીભ જેમ દાળના રસને જાણી લે છે, તેમ તે તુરત જ ધર્મોના તત્ત્વને સંપૂર્ણ રીતે જાણી લે છે.[૪] બુદ્ધિમાન અને જિતેંદ્રિય એવો પુરુષ જો શ્રવણ કરવાની ઇચ્છા કરે છે, તો તે સર્વ શાસ્ત્રોને અવશ્ય જાણી શકે છે. પછી તે શાસ્ત્રોના ગ્રાહ્ય વિષયનો વિરોધ પણ કરતો નથી.[૫] પણ જે પુરુષ પાપી અને દુરાત્મા છે તેને તો કદી સન્માર્ગે લાવી શકાતો નથી; કારણ કે કલ્યાણકારક ઉપદેશનો ત્યાગ કરી તે ઘણાં પાપકર્મો કર્યા કરે છે અને તેથી અંતે તે સર્વના અપમાનને જ પામે છે.[૬] જે પુરુષના પર કોઈ વડીલજન હોય તેને તો તેના એ ગુરુજનો સ્નેહને લીધે પાપકર્મથી અટકાવે છે; પરંતુ તેનું જો શ્રેય થવાનું હોય તો તે પાપકર્મ કરતાં અટકે છે અને જો શ્રેય થવાનું ન હોય તો તે પાપકર્મ કરતાં અટકતો નથી.[૭]

હે માનદ! તું શ્રમ અને નિદ્રાથી રહિત થઈશ અને તારું મન સ્વસ્થ થશે, એટલે શત્રુઓ સામે ચડાઈ કરીને તું અવશ્ય તેમનો વધ કરી શકીશ, એમાં સંશય નથી.[૬] તું રથીશ્રેષ્ઠ જ્યારે ઉત્તમ આયુધ લઈને રણમાં ઊભો હશે, ત્યારે દેવરાજ ઇંદ્ર પણ તને જીતવાનો ઉત્સાહ કરી શકશે નહિ.[૭] અરે! કૃપાચાર્યની સાથમાં ચાલતા, કૃતવર્માના રક્ષણમાં રહેલા અને યુદ્ધમાં આવેશપૂર્વક ચઢી આવેલા દ્રોણનંદન સામે સાક્ષાત્ દેવરાજ સરખો પણ કયો પુરુષ યુદ્ધ કરી શકે તેમ છે?[૮] માટે આજની રાત્રિ આપણે વિશ્રાંતિ લઈએ, નિદ્રારહિત થઈએ અને સંતાપથી મુક્ત થઈએ પછી આવતી કાલે પ્રભાત થતાં જ આપણે શત્રુઓનો સંહાર કરી નાખીશું.[૯] તારાં અસ્ત્રો દિવ્ય છે, એમાં મને જરા પણ સંશય નથી. વળી આ કૃતવર્મા પણ મહાધનુર્ધર છે અને જુદી જુદી જાતનાં યુદ્ધોમાં નિત્ય કુશળ છે.[૧૦] આથી આપણે ત્રણે જણા એકત્ર મળી સામે આવેલા સર્વ શત્રુઓનો બળાત્કારે પણ યુદ્ધમાં સંહાર કરી નાખીશું અને દુર્યોધન આદિની પુષ્કળ પ્રીતિ પ્રાપ્ત કરીશું.[૧૧] માટે આજની રાત્રિમાં તો તું વિશ્રાંતિ લઈ લે અને ચિંતાથી મુક્ત થઈ સુખેથી નિદ્રા કરી લે પછી આવતી કાલે તું જ્યારે પ્રયાણ કરીશ, ત્યારે હું અને કૃતવર્મા પણ ધનુષ્યો લઈને શત્રુઓને તપાવવા માટે તારી પાછળ ચાલી નીકળીશું. અમે બન્ને જણા કવચો પહેરીને તથા રથોમાં બેસીને તારી પાછળ જ્યારે આવીએ ત્યારે તું પણ રથમાં બેસીને, નામશ્રવણ કરાવીને, શત્રુઓની છાવણીમાં પ્રવેશ કરજે અને યુદ્ધ કરવા આવેલા શત્રુઓનો મહાન સંહાર કરી નાખજે. આમ મહાસુરોનો વિનાશ કરી ઇંદ્ર જેમ વિહાર કરે છે, તેમ તું પણ આવતી કાલે નિર્મળ પ્રભાતે શત્રુઓનો સંહાર કરી નાખીને સુખેથી વિહાર કરજે.[૧૨-૧૫] સર્વ દાનવોનો સંહાર કરનાર કોપેલો ઇંદ્ર જેમ દૈત્યોની સેનાનો નાશ કરવા સમર્થ છે, તેમ તું પણ પાંચાલોની સેનાનો રણમાં નાશ કરવા સમર્થ છે.[૧૬] આવતી કાલે હું તારી સાથમાં રહીશ અને કૃતવર્મા તારું રક્ષણ કરશે; એટલે વજ્રધારી સાક્ષાત્ ઇંદ્ર પોતે પણ તારી સામે યુદ્ધમાં ટક્કર ઝીલવા સમર્થ થશે નહિ.[૧૭] હે તાત! હું અને કૃતવર્મા યુદ્ધમાં પાંડવોને જીત્યા વિના કદી પણ પાછા ફરીશું નહિ.[૧૮] આપણે ત્રણે જણા ક્રોધાયમાન થયેલા પાંચાલોને તથા પાંડવોને યુદ્ધમાં મારી નાખ્યા પછી જ પાછા ફરીશું અથવા તેમને હાથે મરણ પામી સ્વર્ગમાં જઈશું.[૧૯] હે મહાબાહુ! કાલે પ્રભાતે સર્વ કોઈ ઉપાયો કરીને પણ અમે તને સહાય કરીશું હે નિર્દોષ અશ્વત્થામા! આ વાત હું તને સત્ય કહું છું.[૨૦]

હે રાજા! પોતાના મામાએ આવું હિતવચન કહ્યું, ત્યારે અશ્વત્થામાએ ક્રોધથી લાલચોળ નેત્રો કરીને કહ્યું:[૨૧] 'અરે! આતુર મનુષ્યને, ક્રોધાવિષ્ટ મનુષ્યને, અર્થોનું ચિંતન કરનાર મનુષ્યને તથા ઉત્કટ વિષયાભિલાષી મનુષ્યને નિદ્રા ક્યાંથી આવે? જુઓ, આજે એ ચારે મનુષ્યોના ધર્મો મારી સામે આવીને ખડા રહ્યા છે.[૨૨] તેમાં પણ રોમે-રોમે વ્યાપ્ત થયેલો ચોથો અમર્ષ (કોપ) મારી નિદ્રાનો સત્વર નાશ કરી નાખે છે. મારા પિતાના વધનું સ્મરણ થતાં મને જે દુઃખ થાય છે તે દુઃખ સાથે જગતમાંના એક પણ દુઃખની તુલના થઈ શકે તેમ નથી અરે! તે દુઃખ મારા હૃદયને બાળી નાખે છે અને અહર્નિશ શાંત થતું નથી. અરેરે! મારા પિતાને એ પાપી પાંચાલોએ મારા અને તમારા દેખતાં મારી નાખ્યા છે, એ સર્વ ઘટનાઓ જ્યારે મારી દૃષ્ટિ આગળ ખડી થાય છે, ત્યારે મારાં મર્મસ્થાનો કપાઈ જાય છે. મારા જેવો પુરુષ આ લોકમાં એક મુહૂર્તભર પણ કેમ જીવી

શકે?[૨૩-૨૫] કારણ કે પાંચાલોના મુખથી હું પ્રતિદિન 'દ્રોણાચાર્ય હણાયા' આવી વાણી સાંભળ્યા કરું છું. ખરેખર! ધૃષ્ટદ્યુમ્નનો વધ કર્યા વિના હું જીવવા માટે ઉત્સાહ જ ધરાવતો નથી. મારા પિતાનો તેણે વધ કર્યો છે, માટે હું તેને મારી નાખીશ અને તેને મળીને રહેલા બીજા પાંચાલોને પણ ઠાર કરીશ. ભાંગી પડેલી સાથળવાળા આપણા રાજાનો જે વિલાપ મેં સાંભળ્યો છે, તે કયા ક્રૂર પુરુષના હૃદયને પણ ન બાળી નાખે? તૂટી ગયેલી સાથળવાળા એ આપણા રાજાનું એવું વિલાપયુક્ત વચન સાંભળીને કયા નિર્દય પુરુષનાં નેત્રોમાંથી અશ્રુઓ ન પડે? પાણીનો વેગ જેમ સમુદ્રને વૃદ્ધિ પમાડે છે, તેમ મારા જીવતાં મારા મિત્રપક્ષનો આ જે પરાજય થયો છે તે મારા શોકમાં વૃદ્ધિ પમાડે છે. મારું મન આજે ઘણું જ એકાગ્ર થઈ ગયું છે; તેથી મને નિદ્રા અને સુખ ક્યાંથી હોઈ શકે?[૨૬-૩૦] હે મહાપુરુષ! તે સર્વ પાંચાલો યુદ્ધ સમયે શ્રીકૃષ્ણ અને અર્જુનની રક્ષા તળે જ રહે છે; તેથી તેઓ સામે ઇંદ્ર પણ ટક્કર ઝીલી શકે નહિ એમ હું માનું છું. વળી હું પણ મારા ઉદય પામેલા ક્રોપને હવે નિયમમાં રાખવા શક્તિમાન નથી. વળી લોકમાં તેવો એક પણ પુરુષ મને દેખાતો નથી, કે તે મારા આજના ક્રોપને શાંત પાડે.[૩૧,૩૨] બસ મારી બુદ્ધિએ જે નિશ્ચય કર્યો છે, તે જ આ સમયે મને યોગ્ય લાગે છે. વાર્તાહર અનુચરોએ આજે મારા મિત્રોના પરાભવની તથા પાંડવોના વિજયની મને આ જે વાત જણાવી છે, તે મારા હૃદયને બાળી ખાખ કરી નાખે છે. માટે આજે જ્યારે હું નિદ્રાધીન થયેલા મારા શત્રુઓનો સંહાર કરીશ, ત્યારે જ હું જંપીને બેસીશ, સુખેથી નિદ્રા કરીશ અને સંતાપથી રહિત થઈશ.[૩૩,૩૪]

# અધ્યાય ૫ મો

## પાંડવોની છાવણીના દ્વારમાં અશ્વત્થામા આવી પહોંચ્યા

॥ कृप उवाच ॥

**शुश्रूषुरपि दुर्मेधाः पुरुषोऽनियतेन्द्रियः ।**
**नालं वेदयितुं कृत्स्नौ धर्मार्थाविति मे मतिः ॥ १**

કૃપાચાર્ય બોલ્યા: હે અશ્વત્થામા! ઇંદ્રિયોને વશ નહિ રાખનારો દુષ્ટબુદ્ધિ પુરુષ સાંભળવાની ઇચ્છા રાખે છે, તોપણ ધર્મનું તથા અર્થનું સંપૂર્ણ સ્વરૂપ જાણી શકતો નથી એવી મારી નિશ્ચિત માન્યતા છે.[૧] વળી પુરુષ બુદ્ધિમાન હોય તોપણ જો વિનય શીખતો નથી, તો તે પણ ધર્મના તથા અર્થના નિશ્ચયને લગારે જાણી શકતો નથી.[૨] કડછી જેમ દાળના રસને જાણી શકતી નથી, તેમ શૂરવીર છતાં જડ જેવો પુરુષ વિદ્વાનોની ઘણા કાળ સુધી સેવા કર્યા છતાં પણ ધર્મોના તત્ત્વને જાણી શકતો નથી.[૩] બુદ્ધિમાન પુરુષ એક મુહૂર્તકાળ પણ વિદ્વાન પુરુષની સેવા કરે છે, તો જીભ જેમ દાળના રસને જાણી લે છે, તેમ તે તુરત જ ધર્મોના તત્ત્વને સંપૂર્ણ રીતે જાણી લે છે.[૪] બુદ્ધિમાન અને જિતેંદ્રિય એવો પુરુષ જો શ્રવણ કરવાની ઇચ્છા કરે છે, તો તે સર્વ શાસ્ત્રોને અવશ્ય જાણી શકે છે. પછી તે શાસ્ત્રોના ગ્રાહ્ય વિષયનો વિરોધ પણ કરતો નથી.[૫] પણ જે પુરુષ પાપી અને દુરાત્મા છે તેને તો કદી સન્માર્ગે લાવી શકાતો નથી; કારણ કે કલ્યાણકારક ઉપદેશનો ત્યાગ કરી તે ઘણાં પાપકર્મો કર્યા કરે છે અને તેથી અંતે તે સર્વના અપમાનને જ પામે છે.[૬] જે પુરુષના પર કોઈ વડીલજન હોય તેને તો તેના એ ગુરુજનો સ્નેહને લીધે પાપકર્મથી અટકાવે છે; પરંતુ તેનું જો શ્રેય થવાનું હોય તો તે પાપકર્મ કરતાં અટકે છે અને જો શ્રેય થવાનું ન હોય તો તે પાપકર્મ કરતાં અટકતો નથી.[૭]

હરકોઈ પુરુષનું ચિત્ત જ્યારે અમુક દુષ્ટ કામ કરવા તૈયાર થાય છે, ત્યારે તેને શિંચનીય વાક્યો કહીને પણ અટકાવવામાં આવે છે. તે જ પ્રમાણે સુહૃદો પોતાના સંબંધીને પાપકર્મ કરતાં અટકાવી શકે છે. તેને જો ન અટકાવી શકાય તો તે સંબંધી અવશ્ય દુઃખી જ થાય છે.[૮] પોતાનો બુદ્ધિમાન સ્નેહી જો પાપકર્મ કરવા તૈયાર થયો હોય, તો તેના વિદ્વાન ગુરુજનો પોતાની શક્તિ પ્રમાણે તેને વારંવાર અટકાવે છે.[૯] માટે હે તાત! તું પણ મારું વચન માન અને મનને કલ્યાણમાર્ગમાં સ્થિર કરીને બુદ્ધિને મનથી વશમાં રાખ. એટલે પાછળથી તારે પશ્ચાત્તાપ ન કરવો પડે.[૧૦] જેઓ નિદ્રાવશ થયા હોય, શસ્ત્રોનો ત્યાગ કરી બેઠા હોય, રથો અને ઘોડાઓથી રહિત હોય, અમે શરણે આવેલા છીએ એમ જેઓ કહેનારા હોય, જેમના કેશ છૂટા થઈ ગયા હોય અને જેમનાં વાહનોનો નાશ થઈ ગયો હોય, તેવા શત્રુઓનો વધ કરવો તે ધર્મદષ્ટિએ લોકમાં પ્રશંસાપાત્ર નથી.[૧૧,૧૨] હે સમર્થ અશ્વત્થામા! આજની રાત્રિમાં પાંચાલરાજાઓ કવચ ઉતારીને વિશ્વાસપૂર્વક નિદ્રાધીન થશે અને તેને લીધે તેઓ બધા પ્રેતોની પેઠે બેભાન સ્થિતિમાં હશે.[૧૩] તેમને આવી સ્થિતિમાં રહેલા જોઈને જે દુષ્ટ પુરુષ તેમનો દ્રોહ કરે છે, તે અવશ્ય મહાઅગાધ અને કદી ન તરી શકાય તેવા ઘોર નરકમાં ડૂબી મરે છે.[૧૪] તું આ જગતમાંના સર્વ અસ્ત્રવેત્તાઓમાં પ્રસિદ્ધ છે, લોકમાન્ય છે અને તારું અતિ સૂક્ષ્મ પાપ પણ આજ દિન પર્યંત જગતમાં કદી દેખાયું નથી. વળી તું સૂર્ય સમાન તેજસ્વી છે; માટે આવતી કાલે પ્રભાતમાં સૂર્યનો જ્યારે ઉદય થાય, ત્યારે સર્વ ભૂતોની સમક્ષ યુદ્ધ કરીને તું શત્રુઓને જીતજે.[૧૫,૧૬] તારે વિષે કદી નહિ સંભવેલું આવું નિંદ્યકર્મ ઉજ્જ્વળ વસ્ત્રમાં પડેલા લોહીના ડાઘ સરખું કલંકકર્તા થઈ પડશે, એમ હું નિશ્ચય માનું છું.[૧૭]

અશ્વત્થામા બોલ્યા : હે મામા! તમે કહો છો તેમ જ છે, એમાં લેશમાત્ર સંશય નથી; પરંતુ પાંડવોએ પ્રથમથી જ આ ધર્મમર્યાદાના સેંકડો કટકા કરી નાખ્યા છે.[૧૮] સર્વ રાજાઓ અને તમારી પોતાની સમક્ષમાં પણ ધૃષ્ટદ્યુમ્ને શસ્ત્રોનો ત્યાગ કરી બેઠેલા મારા પિતાને મારી નાખ્યા છે.[૧૯] રથનું પૈડું પૃથ્વીમાં પેસી ગયું અને મહારથી કર્ણ જ્યારે મહાઘોર સંકટમાં ગરકાવ થઈ ગયો, ત્યારે અર્જુને તેને મારી નાખ્યો છે.[૨૦] વળી શાંતનુકુમાર ભીષ્મે શસ્ત્રોનો ત્યાગ કર્યો હતો અને સર્વ આયુધો છોડી દીધાં હતાં, તેવે સમયે ગાંડીવધારી અર્જુને શિખંડીને આગળ કરીને તેમનો વધ કર્યો છે.[૨૧] મહાન ધનુર્ધર ભૂરિશ્રવા પોતાનો હાથ કપાઈ જવાને લીધે રણમાં અનશનવ્રત લઈને બેસી ગયો હતો, ત્યારે સર્વ રાજાઓની બૂમો વચ્ચે સાત્યકિએ તેને મારી નાખ્યો છે![૨૨] ભીમસેને રણમાં નિયમનો ભંગ કરીને દુર્યોધનને ગદાપ્રહાર કરી સર્વ રાજાઓના દેખતાં અધર્મથી પાડી નાખ્યો છે.[૨૩] પુરુષોમાં વ્યાઘ્ર સરખો દુર્યોધનરાજ એકલો હતો, તે સમયનો લાભ લઈ સર્વ મહારથીઓ તેને ઘેરી વળ્યા અને ભીમસેન દ્વારા તેને પાડી નખાવ્યો.[૨૪] અરે! જેની સાથળો ભાંગી ગયેલી છે, એવા દુર્યોધનરાજાનો મેં જે વિલાપ વાર્તાહરોના કહેવાથી સાંભળ્યો છે, તે મારાં મર્મસ્થાનોને કાપી નાખે છે.[૨૫] આ પ્રમાણે અધર્મ કરનારા પાપી પાંચાલોએ પ્રથમથી જ ધર્મમર્યાદા તોડી છે, તો તમે તેમની કેમ નિંદા કરતા નથી?[૨૬] મારા પિતાનો વધ કરનારા અને આજની રાત્રિમાં નિરાંતે નિદ્રાવશ થયેલા એ સર્વ પાંચાલોને મારી નાખી હું બીજા જન્મમાં ભલે કીડો થાઉં અથવા ભલે પતંગિયું થાઉં.[૨૭] આજ મેં જે

કાર્ય કરવા ધાર્યું છે તેને માટે હું ઉતાવળો થઈ ગયો છું અને તલપી રહ્યો છું; તેથી મને નિદ્રા અને સુખ ક્યાંથી હોય ![૨૮] તેવો એક પણ પુરુષ લોકમાં જન્મ્યો નથી અને જન્મશે પણ નહિ, જે પાંચાલોનો વધ કરવા કરેલા મારા આ નિશ્ચયને આજે અટકાવી શકે ![૨૯]

સંજય બોલ્યો : હે ધૃતરાષ્ટ્ર મહારાજ ! આમ કહીને પ્રતાપી અશ્વત્થામાએ તુરત જ રથમાં ઘોડા જોડી દીધા અને તે શત્રુઓ સામે પ્રયાણ કરવા તૈયાર થઈ ગયા.[૩૦] અશ્વત્થામાને આમ તૈયાર થયેલા જોઈ મહાત્મા કૃતવર્મા અને કૃપાચાર્યે તેમને કહ્યું : 'હે મહાપુરુષ ! તેં રથ શા માટે જોડ્યો ? તેં આ સમયે શું કરવા ધાર્યું છે ? તારે અમારા પર શંકા લાવવી યોગ્ય નથી; કારણ કે અમે બન્ને જણા તારી સાથે રહીને પ્રયત્ન કરવા તૈયાર છીએ અને તારા જ સુખ-દુઃખના ભાગીદાર છીએ.[૩૧,૩૨] તેમણે જ્યારે આમ કહ્યું, ત્યારે પિતાના વધનું સ્મરણ કરી ક્રોધાયમાન થયેલા અશ્વત્થામાએ પોતે જે કાર્ય કરવા ધાર્યું હતું તે તેમને સ્પષ્ટપણે જણાવી દીધું :[૩૩] 'લાખો યોદ્ધાઓને તીક્ષ્ણ બાણોથી મારી નાખી મારા પિતાએ જ્યારે શસ્ત્રોનો ત્યાગ કર્યો હતો, ત્યારે ધૃષ્ટદ્યુમ્ને તેમને મારી નાખ્યા છે.[૩૪] આમ ધર્મને વેગળો મૂકનારા તે પાંચાલરાજના પાપી પુત્રને હું તેવું પાપકર્મ કરીને આજે મારી નાખીશ.[૩૫] અરે ! એ પાપી ધૃષ્ટદ્યુમ્નને હું શસ્ત્રનો પ્રહાર કર્યા વિના કેવળ પશુની પેઠે જ છૂંદી નાખીશ, એટલે શસ્ત્રમરણથી જીતવામાં આવતા દિવ્ય લોકો તેને નહિ મળે, એમ હું માનું છું.[૩૬] માટે હે શત્રુતાપન મહારથીઓ ! તમે પણ સત્વર કવચ પહેરી લો, તલવારધનુષ્ય હાથમાં લઈ લો અને છાવણીના દ્વારમાં ઊભા રહી મારી રાહ જુઓ.'[૩૭] આમ કહીને અશ્વત્થામા રથમાં બેસી ગયા અને શત્રુઓ સામે ચઢાઈ કરી ગયા. એટલે હે રાજન્ ! કૃપાચાર્ય અને કૃતવર્મા પણ તેમની પાછળ પાછળ ગયા. આ રીતે તે ત્રણે જણા જ્યારે પૂર્વ દિશા તરફ ચાલી નીકળ્યા, ત્યારે તેઓ યજ્ઞવેદિકામાં હુતદ્રવ્યનો હોમ કરવાથી પ્રદીપ્ત થયેલા અગ્નિઓની પેઠે પ્રકાશવા લાગ્યા.[૩૮,૩૯] હે રાજા ! તે ત્રણે જણા પાંડવોની છાવણી તરફ જવા લાગ્યા. એ છાવણીમાં સૌ માણસો સૂઈ રહ્યાં હતાં. આમ મહારથી અશ્વત્થામા થોડા વખતમાં છાવણીના દ્વારપ્રદેશ પર આવી ઊભા રહ્યા.[૪૦]

ઇતિ શ્રીમહાભારતમાં સૌપ્તિકપર્વમાં 'અશ્વત્થામાનું ગમન' નામનો અધ્યાય ૫મો સમાપ્ત

## अध्याय ६ठ्ठो

### અશ્વત્થામાની ચિંતા

॥ धृतराष्ट्र उवाच ॥

**द्वारदेशे ततो द्रौणिमवस्थितमवेक्ष्य तौ ।**
**अकुर्वतां भोजकृपौ किं संजय वदस्व मे ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે સંજય ! અશ્વત્થામાને છાવણીના દ્વારપ્રદેશમાં ઊભા રહેલા જોઈ કૃતવર્માએ તથા કૃપાચાર્યે શું કર્યું હતું ? તે મને કહે.[૧]

સંજય બોલ્યો : હે ધૃતરાષ્ટ્રરાજા ! જેમનું મન કોપથી ધૂંધવાઈ ઊઠયું હતું એવા તે અશ્વત્થામાએ કૃપાચાર્યને તથા કૃતવર્માને પાંડવોની છાવણી પાસે આવવાનું આમંત્રણ આપ્યું અને પોતે તેના દ્વારપ્રદેશમાં આવી પહોંચ્યા.[૨] ત્યાં મહાપ્રચંડ શરીરવાળું, સૂર્ય તથા ચંદ્ર સમાન તેજસ્વી અને જોનારનાં રૂંવાં ઊભાં કરાવી નાખે તેવું કોઈ અદ્ભુત પુરુષાકાર પ્રાણી છાવણીના દરવાજાના અગ્રભાગમાં જ ઊભેલું તેમના જોવામાં આવ્યું.[૩] તે પ્રાણીએ રુધિરની મહાન ધારાઓને ઝરી રહેલું વ્યાઘ્રચર્મ પહેર્યું હતું, કાળા મૃગનું ચર્મ શરીર પર ઓઢયું હતું અને સર્પોની જ

જનોઈ પહેરી હતી.[૪] તેણે અનેક શસ્ત્રોને ધારણ કરનારા અનેક લાંબા તથા પુષ્ટ બાહુઓ ઊંચા કર્યા હતા, મોટા સર્પનું જ બાજુબંધ પહેર્યું હતું અને તેનું મુખ મોટી મોટી જ્વાળાઓથી વ્યાપ્ત જણાતું હતું.[૫] તે મુખ વિકરાળ દાઢોથી ભરપૂર હતું, તે ભયાનક પ્રાણીએ પોતાનું વિશાળ મુખ ફાડ્યું હતું અને ચકચકિત હજારો નેત્રોથી તે શોભી રહ્યું હતું.[૬] અવશ્ય તેના શરીરનું તથા વેષનું વર્ણન કરવું અશક્ય છે. તેને જોતાં જ મોટા પર્વતો પણ સર્વથા ચિરાઈ જ જાય.[૭] એ પ્રાણીના મુખમાંથી, નાસિકામાંથી, બે કાનમાંથી તથા હજારો નેત્રોમાંથી સર્વ બાજુ મોટી મોટી જ્વાળાઓ પ્રકટ થઈ રહી હતી.[૮] વળી તેનાં તેજસ્વી કિરણોમાંથી શંખ, ચક્ર અને ગદાને ધારણ કરનારા સેંકડો ને હજારો શ્રીકૃષ્ણો પ્રકટ થઈ રહ્યા હતા. લોકોને ભય ઉપજાવે તેવા એ અદ્ભુત પ્રાણીને જોઈને પણ અશ્વત્થામા ડર્યા નહિ. તે તો ઊલટા તેના પર દિવ્ય અસ્ત્રોની વૃષ્ટિ કરવા મંડ્યા.[૧૦] સમુદ્રમાં સળગી ઊઠેલો વડવાનલ જેમ સમુદ્રના જળના ઓઘોને ગળી જાય તેમ મહા અદ્ભુત એવું તે પ્રાણી અશ્વત્થામાએ મૂકેલાં અસ્ત્રોને ગળી જવા લાગ્યું.[૧૧] આ રીતે પોતાનાં અનેક અસ્ત્રોને વ્યર્થ થયેલાં જોઈ અશ્વત્થામાએ પ્રદીપ્ત અગ્નિની શિખા સરખી એક રથશક્તિ તેને મારી. પણ પ્રલયસમયે મોટી ઉલ્કા જેમ સૂર્યમંડળ સાથે અથડાઈ આકાશમાંથી ખરી પડે, તેમ એ પ્રદીપ્ત રથશક્તિ તે પ્રાણીના શરીર સાથે અથડાઈને પૃથ્વી પર વીખરાઈ પડી. એટલે દરમાંથી જેમ સર્પને ખેંચી કાઢવામાં આવે, તેમ બુદ્ધિમાન અશ્વત્થામાએ સુવર્ણની મૂઠવાળી તથા આકાશ સમાન વર્ણવાળી તેજસ્વી તલવાર મ્યાનમાંથી બહાર ખેંચી કાઢી અને તેમણે તે પ્રાણીને એ તલવાર મારી.[૧૨-૧૫] પરંતુ નોળિયું જેમ દરમાં પેસી જાય, તેમ અશ્વત્થામાની તલવાર તે પ્રાણી પાસે આવીને ક્યાંક ગરક જ થઈ ગઈ. પછી કોપેલા અશ્વત્થામાએ તે પ્રાણીને ઇંદ્રધ્વજ સરખી પ્રકાશતી એક મહાન ગદા મારી, એટલે તુરત તે ગદાને પણ તે ગળી ગયું. પછી તો અશ્વત્થામાની પાસે એક પણ આયુધ ન રહ્યું. તેમણે આમતેમ સર્વ બાજુ જોવા માંડ્યું, તો તેમણે આકાશને કેવળ જનાર્દનોથી જ (શ્રીકૃષ્ણોથી જ) ઊભરાઈ રહેલું દીઠું. અતિશય અદ્ભુત એવા તે દશ્યને જોયા પછી આયુધહીન થયેલા અશ્વત્થામાને કૃપાચાર્યનાં વાક્યો યાદ આવ્યાં. હવે અત્યંત સંતાપ પામીને તે બોલવા લાગ્યા: 'કોઈ પુરુષ પોતાના સુહૃદોનું અપ્રિય છતાં હિતકારક વચન સાંભળતો નથી, તો હું જેમ બન્ને મારા સુહૃદોનું વચન નહિ સાંભળીને આપત્તિમાં આવી પડ્યો છું, તેમ તે આપત્તિમાં આવી પડે છે અને પછી મારી પેઠે શોક કરે છે. વળી જે પુરુષ શાસ્ત્રની આજ્ઞાનું ઉલ્લંઘન કરી શાસ્ત્રમાં અવધ્ય કહેલાઓનો વધ કરવાની ઇચ્છા કરે છે, તે પણ ધર્મમાર્ગથી ભ્રષ્ટ થઈ કુમાર્ગમાં અથડાઈ મરે છે. પ્રાચીન ધર્માચાર્યોએ મનુષ્યોને સદાકાળને માટે ઉપદેશ કર્યો છે કે ગાય, બ્રાહ્મણ, રાજા, સ્ત્રી, મિત્ર, માતા, પિતા, ગુરુ, દુર્બળ, મૂર્ખ, આંધળા, સૂતેલા, ભયભીત થયેલા, સૂઈને ઊઠેલા, મદમત્ત, ઉન્મત્ત અને પ્રમાદી ઇત્યાદિના પર શસ્ત્રોનો ઘા કદી કરવો નહિ. આ સર્વમાન્ય ઉપદેશનું તથા શાસ્ત્રોક્ત સનાતન ધર્મમાર્ગનું ઉલ્લંઘન કરીને હું અધર્મમાર્ગથી જ આવું કર્મ કરવા તૈયાર થયો છું. તેથી આ ઘોર આપત્તિમાં આવી પડ્યો છું. વિદ્વાનો કહે છે કે, જે પુરુષ મહાન કાર્ય કરવા તૈયાર થઈને ભયને લીધે તે કાર્ય કર્યા વિના પાછો ફરે છે, તે પોતા પર આવનારી મહાઘોર આપત્તિને જ વહોરી લે છે; પરંતુ હું

તો શક્તિ અને બળના આધારે પણ આ કર્મ કરવાને અશક્ત છું.[૧૯-૨૫] કારણ કે દૈવના કરતાં મનુષ્યનું કર્મ કદી પણ અધિક થઈ શકતું નથી. મનુષ્ય કર્મ કરે પણ દૈવયોગે તે સિદ્ધ ન થાય, તો ધર્મમાર્ગથી તે ભ્રષ્ટ થાય છે અને અંતે આપત્તિમાં આવી પડે છે. માટે વિદ્વાનો કહે છે કે, હરકોઈ કાર્ય કરવા માટે પ્રતિજ્ઞા લઈ લેવી તે એક અજ્ઞાન જ છે.[૨૬,૨૭] કારણ કે કોઈ પણ ક્રિયાનો આરંભ કર્યા પછી મનુષ્ય ભયને લીધે પણ તેને કોઈ સમયે પડતી મૂકે છે. હું અધર્માચરણ કરવા તૈયાર થયો, એટલે મારા પર આ ભય આવી પડ્યો છે. દ્રોણાચાર્યનો પુત્ર કદી પણ યુદ્ધમાંથી પાછો ફરે નહિ, છતાં મારે જો આજે પાછા ફરવું પડે તો તે આ દૈવને લીધે જ. મારી સન્મુખ ઊભેલું અને ઉદય પામેલા દૈવદંડ સરખું ભયંકર આ મહા અદ્ભુત પ્રાણી કોણ છે? એ બાબતનો હું ઘણો ઘણો વિચાર કરું છું, છતાં સર્વથા તેને જાણી જ શકતો નથી. ખરેખર મારી બુદ્ધિ અધર્મમાર્ગે દોરાઈને મલિન થઈ, તેનું જ આ ઘોર પરિણામ આવી પડ્યું છે અને તે મારો વિનાશ કરવા માટે સમર્થ છે.[૨૮-૩૧] હવે તો મારા ઇષ્ટદેવનું શરણ લીધા વિના આ ઉદય પામેલા સંકટને હું કોઈ પણ રીતે અટકાવી શકું તેમ નથી; માટે મહાસમર્થ એવા મહાદેવને જ શરણે હું જાઉં. તે જટાજૂટને ધારણ કરનારા છે, દેવના દેવ છે, પાર્વતીના પતિ છે, સર્વ જાતના ભયથી રહિત છે, મુંડમાળાને ધારણ કરનારા છે, ભગદેવનાં નેત્રોનો નાશ કરનાર છે અને સર્વના સંહર્તા રુદ્રદેવ છે. તપ અને પરાક્રમ વડે તે સર્વ દેવોના કરતાં અધિક છે. તે ભગવાન જ મારા ઉપર આવેલા આ ઘોર દૈવદંડનો નાશ કરશે. માટે તે ત્રિશળધારી શંકર ભગવાનને જ શરણે હું જાઉં.[૩૨-૩૩]

ઇતિ શ્રીમહાભારતમાં સૌપ્તિકપર્વમાં 'અશ્વત્થામાની ચિંતા' નામનો અધ્યાય ૬ઠ્ઠો સમાપ્ત

# अध्याय ७मो

## શિવને શરણે અશ્વત્થામા

॥ सञ्जय उवाच ॥

एवं संचिंतयित्वा तु द्रोणपुत्रो विशांपते ।
अवतीर्य रथोपस्थाद्देवेशं प्रणतः स्थितः ॥ १ ॥

સંજય બોલ્યો: હે ધૃતરાષ્ટ્રરાજ! એ પ્રમાણે શંકરને શરણે જવાનો વિચાર કરી દ્રોણપુત્ર અશ્વત્થામા રથની બેસણી પરથી નીચે ઊતરી પડ્યા અને દેવેશ શંકર ભગવાનને પ્રણામ કરી ઊભા ઊભા તેમની સ્તુતિ કરવા લાગ્યા.[૧]

અશ્વત્થામા બોલ્યા: મારા ઉપર આવી પડેલી આ ઘોર આપત્તિને જો હું તરી જઈશ, તો ઉગ્રસ્વરૂપ, માયાથી અચળ, કલ્યાણસ્વરૂપ, રુદ્ર, સુખસ્વરૂપ, સર્વના નિયંતા, સર્વના ઈશ્વર, કૈલાસપર્વતમાં વસનારા, ભક્તોને વર આપનારા, તેજસ્વી, સૃષ્ટિના ઉત્પાદક, સર્વના નિયામક, શ્યામ કંઠવાળા, અજન્મા, વીર્યસ્વરૂપ, દક્ષપ્રજાપતિના યજ્ઞનો નાશ કરનાર, સર્વના સંહર્તા, જગત્સ્વરૂપ, વિકરાળ નેત્રોવાળા, અનેક સ્વરૂપવાળા, પાર્વતીના પતિ, શ્મશાનમાં વસનારા, ગર્વવાળા, મોટા મોટા ગણોના પતિ, સર્વવ્યાપક, ખટ્વાંગને ધારણ કરનારા, જટાધારી, બ્રહ્મચારી અને ત્રિપુરાસુરનો વધ કરનારા ભગવાન શંકરનું હું અલ્પ ચેતનાવાળા મારા શરીરનું બલિદાન આપીને શુદ્ધ મનથી યજન કરીશ. જે શંકર દેવ બ્રહ્મા આદિ દેવોથી નિત્ય સ્તવાયેલા છે અને સ્તવાય છે, સ્તુતિ કરવા યોગ્ય છે, આશ્રય કરનારાઓને અમોઘ છે, વ્યાઘ્રચર્મને ધારણ કરનારા છે, રક્ત વર્ણના છે, શ્યામ કંઠવાળા છે, અસહ્ય છે, રણમાં દુર્નિવાર છે, ઇંદ્ર અને બ્રહ્માના પણ સ્રષ્ટા છે, પરબ્રહ્મસ્વરૂપ છે, બ્રહ્મચારી છે, વ્રતોને ધારણ કરનારા છે, તપોનિષ્ઠ છે, અનંત છે, તપસ્વીઓના આધારભૂત છે, અનેકસ્વરૂપ છે, ગણોના અધિપતિ છે, ત્રણ નેત્રોવાળા

છે, પાર્ષદોને પ્રિય છે, ધનના અધ્યક્ષ છે, પૃથ્વીના મુખરૂપ છે, પાર્વતીના હૃદયને પ્રિય છે, કાર્તિકસ્વામીના પિતા છે, પિંગળા વર્ણના છે, ઉત્તમ વૃષભ પર બેસનારા છે, કૌપીનને ધારણ કરનારા છે, અતિ ઉગ્ર છે, પાર્વતીના અલંકારરૂપ છે, પરથી પણ પર છે, સર્વ દેવોમાં શ્રેષ્ઠ છે, જેનાથી પર એવી એક પણ વસ્તુ નથી એવા છે, ઉત્તમ ધનુષ્યબાણને ધારણ કરનારા છે, સર્વવ્યાપક છે, દેશનું રક્ષણ કરનારા છે, સુવર્ણનું કવચ ધારણ કરનારા છે અને મસ્તકે ચંદ્રનું આભૂષણ ધારણ કરનારા છે, તે શંકરદેવને હું ચિત્તને પરમ એકાગ્ર કરીને શરણે જાઉં છું.[૨-૧૧] આજે મારા પર આ દુષ્કર અને ઘોર આપત્તિ આવી પડી છે, તેને જો હું તરી જઈશ તો પંચમહાભૂતોથી બનેલા મારા શરીરનું પવિત્ર બલિદાન આપીને હું સર્વથી પવિત્ર એવા આપનું પૂજન કરીશ.[૧૨]

સંજય બોલ્યો: અશ્વત્થામાની આ સ્તુતિ થઈ રહ્યા પછી ભગવાન શંકરે પોતાના યોગબળથી તેમનો અભિપ્રાય જાણી લઈ માયાનો વિસ્તાર કર્યો. જોતજોતામાં તો મહાત્મા અશ્વત્થામાની સન્મુખ એક સુવર્ણની વેદિકા પ્રકટ થઈ. હે રાજા! તે વેદિકામાં ભડભડાટ અગ્નિ બળી રહ્યો હતો અને પોતાની જ્વાળાઓથી સર્વ દિશાઓને તથા આકાશને ભરી દેતો હતો. પછી તે વેદિકામાંથી પ્રદીપ્ત મુખોવાળા, પ્રદીપ્ત નેત્રોવાળા, અનેક હાથ, પગ અને મસ્તકોવાળા, રત્નજડિત અદ્ભુત બાજુબંધોને ધારણ કરનારા, બાહુઓને ઊંચા કરનારા અને હાથી તથા પર્વતના સરખાં પ્રચંડ શરીરોવાળા મોટા મોટા ગણો પ્રકટ થયા. તે ગણોમાં કોઈનું સ્વરૂપ કૂતરાના જેવું હતું, કોઈનું સ્વરૂપ ડુક્કરના જેવું હતું, કોઈનું સ્વરૂપ ઊંટના જેવું હતું તથા કોઈનું મુખ ઘોડાના જેવું હતું, કોઈનું શિયાળના જેવું હતું તો કોઈનું વૃષભના જેવું હતું.[૧૩-૧૬] તેમાં કોઈનું રીંછના જેવું, કોઈનું બિલાડાના જેવું, કોઈનું વાઘના જેવું, કોઈનું દીપડાના જેવું, કોઈનું કાગડાના જેવું, કોઈનું દેડકાના જેવું, તો કોઈનું પોપટના જેવું હતું.[૧૭] વળી કોઈનું મુખ મોટા અજગરના જેવું હતું અને કોઈનું હંસના જેવું હતું. તેઓ સર્વની કાંતિ શ્યામવર્ણની હતી. હે ભારત! તેમાંના કેટલાએક ગણોનાં મુખો લક્કડખોદ પક્ષીના જેવાં હતાં તથા કેટલાએકનાં બપૈયાના જેવાં હતાં.[૧૮] કેટલાએકનાં મોં કાચબાના જેવાં, કેટલાએકનાં ઝૂડના જેવાં, કેટલાએકનાં શિશુમાર નામના મત્સ્યના જેવાં, કેટલાએકનાં મોટા મગરમચ્છોના જેવાં અને કેટલાએકનાં માછલાંનાં જેવાં હતાં.[૧૯] કેટલાએકનાં વાનરનાં જેવાં, કેટલાએકનાં ક્રૌંચપક્ષીના જેવાં, કેટલાએકનાં હોલાના જેવાં, કેટલાએકનાં હાથીના જેવાં તથા કેટલાએકનાં કબૂતરના જેવાં હતાં અને કેટલાએકનાં મદ્ગુ નામના માછલાનાં જેવાં હતાં. હે ભારત! તે ગણોમાં કેટલાએકના કાનો હાથોમાં હતા, કેટલાએકને હજારો આંખો હતી, કેટલાએકનાં ઉદરો મોટાં હતાં, કેટલાએક માંસ વિનાના હતા, કેટલાએકનાં મુખો કાગડાના જેવાં હતાં, ને કેટલાએકનાં મુખો બાજપક્ષીના જેવાં હતાં.[૨૦,૨૧] વળી હે રાજન્! કેટલાએક મસ્તક વિનાના પણ હતા અને કેટલાએકનાં મુખો રીંછના જેવાં હતાં. હે ભારત! કેટલાએકનાં નેત્રો પ્રદીપ્ત હતાં, કેટલાએકની જીભો પ્રદીપ્ત હતી અને કેટલાએકનો વર્ણ જ્વાળાઓ સરખો હતો.[૨૨] હે રાજેંદ્ર! તેમાંના કેટલાએકના કેશો અગ્નિની જ્વાળાઓ સરખા દેદીપ્યમાન હતા અને કેટલાએકનાં રુવાંટાં પ્રદીપ્ત હતાં. હે રાજા! કેટલાએકને ચાર ભુજાઓ હતી, તો કેટલાએકનાં મુખો બકરાના જેવાં હતાં અને કેટલાએકનાં મુખો ઘેટાના જેવાં હતાં.[૨૩] કેટલાએકનાં મુખો શંખના જેવાં હતાં,

કેટલાએકનો વર્ણ પણ શંખના જેવો હતો, કેટલાએક તો શંખોની માળાઓ પહેરી હતી અને કેટલાએકનો ધ્વનિ પણ શંખના જેવો હતો.[૨૪] કેટલાએકે જટા ધારણ કરી હતી અને કેટલાએકે મસ્તકે પાંચ શિખાઓ રાખી હતી. કેટલાએક કેશ વિનાના મુંડ પણ હતા, કેટલાએકનાં ઉદરો પાતળાં હતાં, કેટલાએકને ચાર દાઢો હતી, કેટલાએકને ચાર જીભો હતી, કેટલાએકને શંકુના જેવા કાન હતા અને કેટલાએકે મસ્તકે મુકુટ ધારણ કર્યા હતા.[૨૫] હે રાજેંદ્ર! કેટલાએકે મુંજ ઘાસની કટિમેખલાઓ પહેરી હતી, કેટલાએકના કેશો વાંકડિયા હતા, કેટલાએકે મસ્તકે પાઘડીઓ પહેરી હતી, કેટલાએકનાં મુખો સુંદર હતાં અને કેટલાએકે ઉત્તમ અલંકારો ધારણ કર્યા હતા.[૨૬] વળી કેટલાએકે કમળોના બનાવેલા મુકુટો પહેર્યા હતા. સેંકડો અને હજારોની સંખ્યામાં નીકળી પડેલા તે સર્વે ગણો માહાત્મ્યસંપન્ન પણ હતા.[૨૭] હે ભારત! એ ગણોમાંના કેટલાએકે હાથમાં શતઘ્ની ધારણ કરી હતી, કોઈએ વજ્ર ધારણ કર્યું હતું, કોઈના હાથમાં મુસલ હતું, કોઈના હાથમાં ભુશુંડી હતી, કોઈના હાથમાં પાશ હતો અને કોઈના હાથમાં દંડ હતો.[૨૮] વળી કેટલાએકે પાછળના ભાગમાં ભાથાઓ બાંધ્યા હતા, કેટલાએક વિચિત્ર બાણોને ધારણ કરનારા હોવાથી ઉત્કટ દેખાતા હતા, કેટલાએકની પાસે ધજાઓ હતી, કેટલાએકની પાસે પતાકાઓ હતી, કેટલાએકની પાસે ઘંટાઓ હતી અને કેટલાએકની પાસે ફરસીઓ હતી. કેટલાએકે હાથમાં પાશો ઊંચા કર્યા હતા, કેટલાએકના હાથમાં ધોકાઓ હતા, કેટલાએકના હાથમાં સ્થૂણાઓ હતી, કેટલાએકના હાથમાં તલવારો હતી અને કેટલાએકે સર્પોના જ મોટા મુકુટો પહેર્યા હતા. કેટલાએકે મોટા સર્પોના બાજુબંધો પહેર્યા હતા, કેટલાએકે જાતજાતના અલંકારો પહેર્યા હતા, કેટલાએક ધૂળથી ખરડાયેલા હતા, કેટલાએક કાદવથી લેપાયેલા હતા અને સૌએ ઉજ્જ્વળ વસ્ત્રો તથા માળાઓ ધારણ કરી હતી.[૨૯-૩૧] વળી તેઓમાંના કેટલાએકનાં અંગો શ્યામ હતાં, કેટલાએકનાં અંગો પિંગળાં હતાં અને કેટલાએકનાં મસ્તકો મુંડિયાં જ હતાં. સુવર્ણ સમાન તેજસ્વી તે પાર્ષદો હર્ષપૂર્વક ભેરીઓ, શંખો, મૃદંગો, ઝાલરો, ઢોલો તથા શિંગડીઓ વગાડતા હતા. ત્યાં કેટલાએક ગણો ગાતા હતા અને કેટલાએક નાચતા હતા. વળી બીજા કેટલાએક મહારથી ગણનાયકો છલંગો મારી મારીને કૂદતા હતા, કેટલાએક મસ્તકે મુંડા ગણો વેગથી દોડાદોડી કરતા હતા અને કેટલાએક પવનમાં ફરકતા કેશોવાળા ગણો મદમત્ત મોટા હાથીઓની પેઠે વારંવાર ગર્જનાઓ કરતા હતા. કેટલાએક મહાભયંકર અને ઘોર દેખાવના ગણોએ ત્રિશૂળો ધારણ કર્યાં હતાં, કેટલાએકે હાથમાં પટ્ટિશો રાખ્યાં હતાં, કેટલાએકે જાતજાતનાં રંગબેરંગી વસ્ત્રો પહેર્યાં હતાં, કેટલાએકે અદ્ભુત માળાઓ ધારણ કરી હતી, કેટલાએકે વિચિત્ર લેપનથી શરીરો ચર્ચ્યાં હતાં, કેટલાએકે રત્નજડિત સુંદર બાજુબંધો પહેર્યાં હતાં અને કેટલાએકે પોતાના હાથો ઊંચા કર્યા હતા.[૩૨-૩૬] તેઓ સર્વે શત્રુઓનો સંહાર કરનારા હતા, શૂરા હતા, બળથી અસહ્ય પરાક્રમ કરનારા હતા, લોહી તથા ચરબીનું પાન કરનારા હતા અને માંસ તથા આંતરડાંનું ભોજન કરનારા હતા.[૩૭] તે ગણોમાંના કેટલાએક મસ્તકે ચોટલીઓવાળા હતા, કેટલાએકે કર્ણભૂષણો ધારણ કર્યાં હતાં, કેટલાએકનાં ઉદરો તપેલીના જેવાં હતાં, કેટલાએક ઘણા ઠીંગણા હતા, કેટલાએક ઘણા લાંબા હતા અને કેટલાએક મહાભયંકર હતા.[૩૮] કેટલાએકનો દેખાવ

વિકરાળ હતો, કેટલાએકના હોઠો ઘણા લાંબા હતા, કેટલાએકનાં લિંગો ઘણાં લાંબાં હતાં, કેટલાએકનાં વૃષણો મોટા હતા, કેટલાએકના પગની પિંડીઓ ઘણી પુષ્ટ હતી, કેટલાએક મસ્તકો પર કિંમતી મુકુટો પહેર્યા હતા, કેટલાએક મુંડિયા હતા અને કેટલાએક જટાધારી પણ હતા.[૩૯] તે બધા ગણો સૂર્ય, ચંદ્ર, ગ્રહો અને નક્ષત્રો સહિત ગગનમંડળને પૃથ્વી પર પટકી પાડવા સમર્થ હતા અને ચારે પ્રકારના ભૂતસમુદાયનો નાશ કરી નાખવા પણ ઉત્સાહ કરી શકે તેવા હતા.[૪૦] તેઓ શંકરની ભ્રૂકુટીને નિત્ય નિર્ભય થઈને સહન કરનારા હતા, ઇચ્છામાં આવે તેવું કાર્ય કરી શકનારા હતા અને ત્રૈલોક્યના રાજાના પણ રાજાઓ હતા.[૪૧] તેઓ નિત્ય આનંદ અને હર્ષમાં રહેનારા હતા, વાણીના ઈશ્વર હતા, મત્સરનો ત્યાગ કરનારા હતા અને અષ્ટ પ્રકારનું અણિમાદિ ઐશ્વર્ય પામીને પણ તેમને વિસ્મય થતો ન હતો.[૪૨] ભગવાન શંકર પણ તેમનાં કર્મોથી નિત્ય વિસ્મય પામતા હતા અને તેઓ મન, વચન તથા કર્મથી નિત્ય શંકર ભગવાનનું આરાધન કરતા હતા.[૪૩] ભગવાન શંકર પણ પોતાના ભક્ત એવા તે ગણોનું ઔરસ પુત્રોની પેઠે મન, વચન તથા કર્મથી નિત્ય રક્ષણ કરતા હતા. તેઓ લોહી તથા વસાનું પાન કરનારા હતા અને બ્રાહ્મણોનો દ્વેષ કરનારા મનુષ્યોનો તેઓ ક્રોધપૂર્વક નાશ કરી નાખતા હતા. તેઓ અધ્યાત્મ, અધિયજ્ઞ, અધિદૈવ અને અધિલોકમાં રહેનારા ચાર પ્રકારના દેવતાઓસ્વરૂપ હતા, તેમ જ સ્વાધ્યાય, બ્રહ્મચર્ય, તપ તથા દમ આદિ સાધનોથી તેઓ શંકર ભગવાનનું આરાધન કરી તેમનું સાયુજ્ય પામ્યા હતા. ભગવાન મહેશ્વર પણ ભૂત, ભવિષ્ય અને વર્તમાનના પ્રભુ છે, છતાં પોતાના સ્વરૂપભૂત એવા તે મહાગણો અને પાર્વતીની સાથે માયાવૈભવનો ઉપભોગ કરે છે. આવા પ્રભાવશાળી તે સર્વે ગણો જાતજાતનાં વાદિત્રો વગાડીને, મોટા અટ્ટહાસ્યો કરીને તથા મોટી મોટી ગર્જનાઓ કરીને જગતને ત્રાસ પમાડતા પમાડતા અશ્વત્થામાની પાસે આવવા લાગ્યા. ત્યારે તે ઘોર દેખાવના ભૂતગણો મહાદેવની સ્તુતિ કરતા હતા અને ચોબાજુ પોતાની કાંતિને ફેલાવતા હતા. તેઓ મહાત્મા અશ્વત્થામાના મહિમાને વધારવા ઇચ્છતા હતા અને સૂતેલા પાંચાલ રાજાઓ પર પ્રસરવા માટે તૈયાર થયેલા તેમના તેજને જોવા ઇચ્છી રહ્યા હતા. તેઓ ભયંકર અને ઉગ્ર એવાં પરિઘો, ઊંબાડિયાં, ત્રિશૂળો અને પટ્ટિશો હાથમાં લઈ લઈને ચોમેરથી ત્યાં આવવા લાગ્યા.[૪૪–૫૦] તે ભૂતગણો માત્ર દર્શનથી પણ ત્રણે લોકને ભય ઉપજાવે તેવા હતા, છતાં મહાબળવાન અશ્વત્થામા તે ભૂતગણોને જોઈને જરા પણ ગભરાયા નહિ.[૫૧] પછી જેમણે આંગળીઓનું રક્ષણ કરવા માટે ઘોના ચામડાનાં મોજાં હાથ પર બાંધ્યાં હતાં, એવા તે અશ્વત્થામા હાથમાં ધનુષ્ય લઈને પોતાના શરીરનો જ શંકરને ભોગ આપવા તૈયાર થઈ ગયા.[૫૨] હે ભરતવંશી રાજા ! તેમણે પોતાના ધનુષ્યને સમિધો તરીકે કલ્પ્યું, તીક્ષ્ણ બાણોને દર્ભો તરીકે કલ્પ્યાં અને પોતાના શરીરને બલિદાન (હવિષ) તરીકે કલ્પ્યું.[૫૩] પછી મહાક્રોધી અને પ્રતાપી અશ્વત્થામા સોમદેવતાક મંત્રનો ઉચ્ચાર કરી પોતાના શરીરનું બલિદાન આપવા તૈયાર થયા.[૫૪] ત્યાં રૌદ્ર કર્મ કરનારા તથા રૌદ્ર કર્મો દ્વારા પણ અસ્ખલિત પ્રભાવવાળા ભગવાન રુદ્રદેવની બે હાથ જોડીને સ્તુતિ કરી અશ્વત્થામાએ આ પ્રમાણે કહ્યુ:[૫૫]

અશ્વત્થામા બોલ્યા : હે ભગવન્ ! આંગિરસગોત્રના કુળમાં ઉત્પન્ન થયેલા મારા આ શરીરને

હું અગ્નિમાં હોમી દઉં છું; માટે તમે મને બલિદાન તરીકે સ્વીકારી લો.[૫૬] હે મહાદેવ! આ ઘોર આપત્તિના સમયે હું આપના પરની ભક્તિથી ચિત્તને એકાગ્ર કરી મારા શરીરને તમારી આગળ નિવેદન કરું છું. હે વિશ્વાત્મન્! સચરાચર આ સર્વ ભૂતો તમારામાં વ્યાપ્ત થઈને રહેલાં છે અને સર્વ ભૂતોમાં તમે વ્યાપ્ત થઈને રહેલા છો. તેમ જ સર્વત્ર પ્રાધાન્યને ધરાવનારા સત્ત્વાદિ ગુણો તમારે વિષે એક જ સ્વરૂપ ધારણ કરીને રહે છે.[૫૭,૫૮] હે સર્વ ભૂતોના આશ્રયસ્વરૂપ વ્યાપક દેવ! શત્રુઓનો મારાથી જો વિનાશ થઈ શકે તેમ ન હોય તો આપના હવિષરૂપે હું અહીં ઊભો રહ્યો છું, આપ મને સ્વીકારી લો.[૫૯]

સંજય બોલ્યો : આમ કહીને અશ્વત્થામા ભડભડાટ બળતા અગ્નિવાળી વેદિકા પર આરૂઢ થઈ પોતાના શરીરની દરકાર કર્યા વિના અગ્નિમાં બેસી ગયા.[૬૦] આ રીતે અશ્વત્થામાને બન્ને બાહુઓ ઊંચા કરીને હવિષ તરીકે અડગ ઊભા રહેલા જોઈને ભગવાન મહાદેવ સાક્ષાત્ પ્રકટ થયા અને જાણે હસતા હોય તેમ મુખ મલકાવીને બોલી ઊઠ્યા:[૬૧] 'હે તાત! મહા ઉત્તમ કર્મ કરનારા કૃષ્ણે સત્ય, શૌચ, આર્જવ, દાન, તપ, નિયમ, ક્ષમા, ભક્તિ, ધૈર્ય અને બુદ્ધિ વડે મારું વિધિપૂર્વક આરાધન કર્યું છે; માટે કૃષ્ણના કરતાં વધારે મને બીજો કોઈ પણ પ્રિય નથી. હે પુત્ર! શ્રીકૃષ્ણનું માન જાળવવાની ઇચ્છાથી અને તારું આત્મબળ જાણવાની ઇચ્છાથી મેં પાંચાલોનું રક્ષણ કર્યું છે; તેમ જ એકાએક અનેક માયાઓ પ્રકટ કરી છે.[૬૨-૬૪] મેં જોકે કૃષ્ણનું માન જાળવીને પાંચાલોનું રક્ષણ કર્યું છે, પરંતુ હવે તેઓ કાળના સપાટામાં આવી ચૂક્યા છે. હવે તેઓ જીવતા રહી શકે તેમ નથી.'[૬૫] અશ્વત્થામાને આમ કહીને ભગવાન શંકરે તેમને એક ઉત્તમ ચળકતી તલવાર આપી અને પછી તેમનાં શરીરમાં પોતે પ્રવેશ કર્યો.[૬૬] ભગવાન શંકરનો શરીરમાં પ્રવેશ થતાં જ અશ્વત્થામા ઘણા જ તેજસ્વી બની ગયા. હવે નિર્મલા એ તેજ કરીને તે યુદ્ધ કરવા માટે ઘણા જ ઉત્સાહી થઈ ગયા.[૬૭] પછી તેમણે જ્યારે સાક્ષાત્ શંકરની પેઠે શત્રુઓની છાવણી સન્મુખ ચડાઈ કરી, ત્યારે અનેક ભૂતો અને રાક્ષસો પણ અદૃશ્ય રહીને તેમની પાછળ પાછળ ધસી ગયા.[૬૮]

ઇતિ શ્રીમહાભારતમાં સૌપ્તિકપર્વમાં 'અશ્વત્થામાએ કરેલું શિવનું પૂજન' નામનો અધ્યાય ૭મો સમાપ્ત

## अध्याय ८ मो

## ધૃષ્ટદ્યુમ્ન આદિ પાંચાલોનો વધ

॥ धृतराष्ट्र उवाच ॥

**तथा प्रयाते शिविरं द्रोणपुत्रे महारथे ।**
**कच्चित् कृपश्च भोजश्च भयार्तौ न व्यवर्तताम् ॥ १**

ધૃતરાષ્ટ્ર બોલ્યો: હે સંજય! મહારથી આચાર્યપુત્ર પાંડવોની છાવણી તરફ ગયા એટલે કૃપાચાર્ય અને કૃતવર્મા ભયભીત થઈને ત્યાંથી નાસી તો ગયા ન હતા?[૧] ક્ષુદ્ર બુદ્ધિના છાવણી-રક્ષકોએ તેમને અટકાવ્યા તો ન હતા? અથવા તેમને ઓળખી લીધા તો ન હતા? તે બન્ને મહારથીઓ 'આ કાર્ય થઈ શકે તેવું નથી' એમ માનીને ત્યાંથી પાછા ફર્યા તો ન હતા?[૨] અથવા પાંડવોની છાવણીનો નાશ કરી તેમ જ સોમકો તથા પાંચાલોનો સંહાર કરી તે બન્ને જણા રણમાં દુર્યોધનની પરમ પદવીને પામી ગયા તો ન હતા?[૩] હે સંજય! પાંચાલોએ તે બન્ને વીર યોદ્ધાઓને પ્રથમ જ મારી નાખ્યા ન હતા ને? તેમ જ ત્યાં પૃથ્વી પર નિદ્રાવશ થયેલા પાંચાલોના વધના સંબંધમાં તે બન્નેએ કંઈ પણ કર્મ કર્યું હતું કે નહિ? તે મને કહે.[૪]

સંજય બોલ્યો : મહાત્મા અશ્વત્થામાએ પાંડવો-

ની છાવણી પર ચડાઈ કરી, તે સમયે કૃપાચાર્ય અને કૃતવર્મા છાવણીના દ્વાર ઉપર ઊભા રહ્યા હતા.[૫] આમ હે રાજન્! તે બન્ને મહારથીઓને તે કાર્યમાં તે યત્ન કરવા તત્પર થયેલા જોઈ અશ્વ-ત્થામા અત્યંત હર્ષમાં આવી ગયા. તેમણે તેમને ધીમે ધીમે આ પ્રમાણે કહ્યું : 'તમે જો બરાબર સાવધાન થઈને યુદ્ધ કરવા તૈયાર થાઓ, તો સર્વ ક્ષત્રિયોનો વિનાશ કરવા સમર્થ થઈ શકો છો. તો પછી તમે આ અલ્પ સંખ્યામાં બચેલા અને વિશેષે કરી નિદ્રાવશ થયેલા યોદ્ધાઓનો નાશ કરો, એમાં શું આશ્ચર્ય છે?[૬,૭] હવે હું આ છાવણીમાં પ્રવેશ કરીશ અને કાળની પેઠે તેમાં ઘૂમીશ. તમે બન્ને જણા અહીં દ્વાર પરજ ઊભા રહો અને કોઈ પણ મનુષ્ય જીવતો છૂટવા ન પામે તેવી કાળજી રાખજો. મેં તમને આ મારો નક્કી વિચાર જણાવ્યો.' આમ કહીને અશ્વત્થામાએ પાંડવોની વિશાળ છાવણીમાં કોઈ અજ્ઞાત દ્વારથી પ્રવેશ કર્યો અને નિર્ભય થઈને શત્રુઓ પર હુમલો કરવા તૈયારી કરી. મહાબાહુ અશ્વત્થામા પ્રથમથી જ પાંડવોની છાવણીના સર્વ પ્રદેશોને જાણતા હતા, તેથી તેમણે ધીમેધીમે ધૃષ્ટદ્યુમ્નના તંબૂ તરફ જવા માંડ્યું. તે સમયે છાવણીમાંના સર્વ યોદ્ધાઓ યુદ્ધમાં ઘણાં મોટાં કર્મો કરીને થાકી ગયેલા હોવાથી અને અઢાર દિવસ સુધી મોટી દોડાદોડી કરેલી હોવાથી લોથપોથ થઈને નિરાંતે નિદ્રાવશ થયા હતા. હે ભારત! આ સમયનો લાભ લઈ અશ્વત્થામા ધૃષ્ટદ્યુમ્નના તંબૂમાં દાખલ થઈ ગયા. ત્યાં તેમણે સુંદર ઓછાડ પાથરેલા અને રેશમી ગાદલાંથી બિછાવેલા મોટા પલંગ પર ધૃષ્ટદ્યુમ્નને સમીપમાં જ સૂતેલો જોયો. એ શૂરવીર ધૃષ્ટદ્યુમ્ન ઉત્તમ જાતિનાં પુષ્પોની માળાઓથી, ધૂપોથી તથા અષ્ટગંધ આદિ સુગંધીદાર ચૂર્ણોથી મઘમઘી રહેલા શયનમાં વિશ્વાસપૂર્વક અને નિર્ભયપણે નિદ્રા કરી રહ્યો હતો. હે મહીપતિ! તે જોઈ અશ્વત્થામાએ પગની લાત મારીને તેને ઉઠાડ્યો. ત્યાં રણદુર્મદ ધૃષ્ટદ્યુમ્ન પણ અશ્વત્થામાના ચરણનો સ્પર્શ થતાં વેંત જ જાગી ગયો.[૮–૧૫] મહાપ્રતાપી ધૃષ્ટદ્યુમ્ને મસ્તક ઊંચું કરીને આસપાસ જોયું, એટલે તેને મહારથી અશ્વત્થામા જણાયા. હવે ધૃષ્ટદ્યુમ્ન અશ્વત્થામાને ઓળખી કાઢી એકદમ શયનમાંથી ઊભો થવા લાગ્યો, પરંતુ મહાબળ-વાન અશ્વત્થામાએ બન્ને હાથવતી તેના કેશો પકડી લીધા અને તેને પૃથ્વી પર પટકી પાડ્યો. હે ભારત! એ વેળા ધૃષ્ટદ્યુમ્ન નિદ્રા અને ભયથી વિહ્વળ થઈ ગયો હતો અને અશ્વત્થામાએ તેને ઘણા જોસથી દાબી પાડયો હતો; તેથી તે લેશ-માત્ર પણ પોતાનું બળ અજમાવી શક્યો નહિ. હે રાજન્! અશ્વત્થામા તો પોતાના મનને ક્રૂર કરી દઈ તેની છાતી પર અને કંઠ પર ચઢી બેઠા અને ઘૂંટણ વતી ખૂબ દબાવીને તેને પશુની પેઠે મારવા લાગ્યા. તે સમયે ધૃષ્ટદ્યુમ્ન મોટી મોટી બૂમો પાડતો હતો, આડાંઅવળાં તરફડિયાં મારતો હતો અને નખો વતી અશ્વત્થામાને પ્રહાર કરતો હતો; પરંતુ આખરે જ્યારે બરબર સપડાઈ ગયો, ત્યારે તેણે ગૂંગળાતા અવાજે અશ્વત્થામાને કહ્યું:[૧૬–૧૯] 'હે મનુષ્યશ્રેષ્ઠ આચાર્યપુત્ર! તમે મને શસ્ત્રનો પ્રહાર કરીને મારી નાખો, વિલંબ ન કરો. તમારે હાથે હું જો શસ્ત્રથી મરણ પામીશ તો પુણ્યવંતોના લોકમાં જઈ શકીશ.'[૨૦] આટલું કહીને શત્રુતાપન ધૃષ્ટદ્યુમ્ન બોલતો અટકી પડ્યો; કારણ કે બળવાન અશ્વત્થામાએ તેના કંઠને ઘણા જોસથી દબાવી રાખ્યો હતો.[૨૧] દ્રોણપુત્ર અશ્વત્થામા ધૃષ્ટદ્યુમ્નની તે અસ્પષ્ટ વર્ણોવાળી વાણી સાંભળીને તેને કહેવા લાગ્યા : 'ઓ કુલદૂષણ! આચાર્યોનો ઘાત કરનારા પુરુષોને માટે પુણ્યવંતોના લોકો છેજ નહિ.[૨૨] માટે ઓ દુર્મતિ! તને શસ્ત્રથી મારવો

તે યોગ્ય જ નથી.' આમ બોલતાં બોલતાં અશ્વત્થામાએ સિંહ જેમ મદમત્ત હાથીને મારવા માંડે, તેમ વીર ધૃષ્ટદ્યુમ્નને પગની મહાદારણ પાનીઓથી સર્વ મર્મસ્થાનોમાં ક્રોધપૂર્વક મારવા માંડ્યો. હે મહારાજ! અશ્વત્થામાના તે પશુતુલ્ય મારથી ધૃષ્ટદ્યુમ્ન મોટી મોટી બૂમો પાડવા લાગ્યો; તેથી તે તંબૂમાં સૂતેલી તેની સ્ત્રીઓ અને ચોકીદારો પણ જાગી ઊઠ્યા. તેમણે મનુષ્યના કરતાં અધિક પરાક્રમવાળા કોઈ પુરુષને ધૃષ્ટદ્યુમ્નના પર પ્રહાર કરતો જોઈ માની લીધું કે, આ કોઈ ભૂત છે અને તેથી જ ભયને લીધે તેઓ કંઈ પણ બોલી શક્યા નહિ પછી હે રાજન્! તેજસ્વી અશ્વત્થામા ધૃષ્ટદ્યુમ્નને પશુમારથી જ યમલોકમાં મોકલી દઈ તંબૂમાંથી બહાર નીકળ્યા અને પોતાના સુંદર દેખાવના રથમાં બેસી ગયા. બળવાન અશ્વત્થામાને ધૃષ્ટદ્યુમ્ન ઉપરાંત પોતાના ઘણા શત્રુઓને હજી મારવાના હતા; તેથી તેના તંબૂમાંથી નીકળ્યા પછી દિશાઓને ગજાવી મૂકતા રથ વડે છાવણીના સર્વ પ્રદેશમાં ઘૂમવા લાગ્યા. આમ મહારથી આચાર્યપુત્ર તંબૂમાંથી બહાર નીકળી ગયા, એટલે ધૃષ્ટદ્યુમ્નની સર્વ સ્ત્રીઓએ તથા રક્ષકોએ પોતાના રાજાને મરણ પામેલો જોઈ એકદમ ભારે કોલાહલ મચાવી મૂક્યો અને તેઓ સર્વે શોકપરાયણ થઈ ગયાં.[૨૩–૨૯] ત્યારે હે ભારત! ધૃષ્ટદ્યુમ્નના સર્વ ક્ષત્રિયો પણ જાગી ઊઠ્યા અને પોકો મૂકવા લાગ્યા. તેમનો એ શબ્દ સાંભળીને પાસે રહેલા ક્ષત્રિયવર્ગે 'આ શું થયું!' એમ બોલીને પોતપોતાનાં હથિયારો લઈને સજ્જ થઈ ગયા. તે વેળા હે રાજન્! ધૃષ્ટદ્યુમ્નની તે સ્ત્રીઓ અશ્વત્થામાને જોઈને ત્રાસ પામી ગઈ.[૩૦,૩૧] તેઓ તો દીન કંઠથી કહેવા લાગી: 'અરે ઓ જલદી દોડો, જલદી દોડો, તે કોઈ રાક્ષસ હતો કે મનુષ્ય હતો, તે અમે જાણી શકી નથી.[૩૨] આ પાંચાલરાજાને મારી નાખી તે રથમાં બેસીને આપણી છાવણીમાં જ હજી ઊભો છે.' એટલે મોટા મોટા યોદ્ધાઓએ એકદમ દોડીને અશ્વત્થામાને ચારેબાજુથી ઘેરી લીધા.[૩૩] પરંતુ અશ્વત્થામાએ રુદ્રાસ્ત્રનો પ્રયોગ કરીને તે સર્વ ચઢી આવેલા યોદ્ધાઓને પૃથ્વી પર ઝીંકી નાખ્યા. આ પ્રમાણે ધૃષ્ટદ્યુમ્નને તથા તેના સર્વ અનુયાયીઓને મારી નાખી અશ્વત્થામા ઉત્તમૌજાના તંબૂમાં ગયા. ત્યાં સમીપમાં જ શયનમાં સૂતેલો ઉત્તમૌજ તેમના જોવામાં આવ્યો. એટલે તુરત જ તેમણે તેને પણ કંઠ અને છાતીમાં ઘૂંટણ વતી જોસથી દબાવી દઈ ધૃષ્ટદ્યુમ્નની પેઠે જ પશુમારથી મારવા માંડ્યો. આથી શત્રુદમન ઉત્તમૌજા મોટી મોટી બૂમો પાડવા લાગ્યો; પરંતુ તે બધું વ્યર્થ જ ગયું અને આખરે તે પણ મરણ પામ્યો. આ રીતે ઉત્તમૌજને રાક્ષસે મારી નાખેલો માની યુધામન્યુ ગદા ઉગામીને એકદમ ત્યાં દોડી આવ્યો. તેણે અશ્વત્થામાના હૃદયમાં ગદાનો પ્રહાર પણ કર્યો. તે જોઈ અશ્વત્થામાએ તેની સામે ધસારો કર્યો અને તુરત જ તેને પકડી લઈ પૃથ્વી પર પટકી પાડ્યો.[૩૪–૩૭] એ સમયે તેણે ઘણાં તરફડિયાં માર્યાં, પરંતુ અશ્વત્થામાએ તેને પણ પશુમારથી મારી નાખ્યો. હે રાજેંદ્ર! વીર અશ્વત્થામા તેને મારી નાખ્યા પછી બીજા જે જે મહારથીઓ હતા, તે સર્વના તરફ દોડી ગયા અને યજ્ઞમાં વિશસન કર્મ કરનારો પુરુષ જેમ પશુઓને મારી નાખે તેમ તેમણે બધાને મારી નાખ્યા. પછી તલવારના યુદ્ધમાં કુશળ એવા તે અશ્વત્થામા હાથમાં તલવાર લઈને અનેક માર્ગોમાં વિભાગવાર ઘૂમવા મંડ્યા અને બીજા અનેક યોદ્ધાઓને મારી નાખવા લાગ્યા.[૩૮–૪૦] વળી તેમણે છાવણીના અમુક અમુક ભાગોમાં મધ્યમ વર્ગના જે જે સૈનિકોને થાકીને તથા આયુધોને આડાંઅવળાં

મૂકીને નિદ્રાવશ થયેલા જોયા તે બધાને પણ એક ક્ષણવારમાં મારી નાખ્યા.[41] ઉપરાંત તેમણે બીજા અનેક યોદ્ધાઓને, ઘોડાઓને તથા હાથીઓને પણ પોતાની ઉત્તમ તલવાર વતી કાપી નાખ્યા. એ સમયે અશ્વત્થામાનાં સર્વ અંગો લોહીથી નીતરી રહ્યાં હતાં, તેથી તે કાળે પ્રેરેલા યમના જેવા દેખાતા હતા.[42] એ વેળા તેમનું શરીર ત્રણ પ્રકારે લોહીલુહાણ થઈ ગયું હતું. એક તો યોદ્ધાઓના તરફડાટને લીધે, બીજું તલવાર ઉગામતાં ટપકી રહેલાં લોહીનાં ટીપાંઓને લીધે અને ત્રીજું તલવારની ધૂમાધૂમને લીધે. અશ્વત્થામા તે વેળા લોહીથી લાલચોળ થઈ ગયા હતા અને ચકચકિત તલવાર ધુમાવીને યુદ્ધ કરી રહ્યા હતા, તેથી તેમનો આકાર રાક્ષસના સરખો અત્યંત ભયંકર થઈ પડ્યો હતો.[43,44] હે કુરુવંશી રાજા! અશ્વત્થામાની ગર્જનાઓના શબ્દથી મોહિત થઈ જે જે યોદ્ધાઓ જાગી ઊઠતા હતા, તેઓ બધા અન્યોન્ય સામે જોઈને અત્યંત ગભરાઈ જતા હતા.[45] શત્રુસંહારક વીર ક્ષત્રિયો પણ અશ્વત્થામાનું તે સમયનું સ્વરૂપ જોઈને તેમને રાક્ષસ જ માનતા હતા અને એવા અશક્ત થઈને નેત્રો મીંચી દેતા હતા.[46] પરંતુ અશ્વત્થામા તો ત્યારે ભયંકર સ્વરૂપ ધારણ કરીને છાવણીમાં ઘૂમતા હતા. તેવામાં મરતાં બચેલા દ્રૌપદીના પુત્રો તથા સોમક રાજાઓ તેમની દૃષ્ટિએ પડ્યા. હે રાજા! દ્રૌપદીના મહારથી પુત્રો ધૃષ્ટદ્યુમ્નને મરણ પામેલો સાંભળીને ત્રાસી ઊઠ્યા અને હાથમાં ધનુષ્યો લઈને અશ્વત્થામા પર નિર્ભયતાપૂર્વક સંખ્યાબંધ બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા. બીજી તરફ તેમની બાણવૃષ્ટિનો શબ્દ સાંભળીને પ્રભદ્રક યોદ્ધાઓ પણ જાગી ઊઠ્યા. તેમણે તથા શિખંડીએ પણ અશ્વત્થામા પર બાણોનો મારો ચલાવવા માંડ્યો. આ રીતે પોતાના પર બાણોના વરસાદ વરસાવી રહેલા તે મહારથીઓને જોઈને અશ્વત્થામા તેમને મારી નાખવાની ઇચ્છાથી મોટી મોટી ગર્જનાઓ કરવા લાગ્યા. હવે પોતાના પિતાના મરણનું સ્મરણ આવવાથી તેઓ અત્યંત ક્રોધમાં આવી ગયા અને તેમણે રથ પરથી ફૂદી પડી ઘણા જ વેગથી તેમની સામે ધસારો કર્યો. આમ બળવાન અશ્વત્થામા હજારો ફૂદડીઓવાળી ઢાલને તથા સુવર્ણથી મઢેલી દિવ્ય તલવારને હાથમાં લઈને દ્રૌપદીના પુત્રો સામે દોડી ગયા. હે રાજન્! નરવ્યાઘ્ર અશ્વત્થામાએ આ જબ્બર ઝપાઝપીમાં પ્રતિવિંધ્યના પેટમાં તલવારનો ઝટકો માર્યો, એટલે તે પટકાઈને પૃથ્વી પર પડી ગયો. તે જોઈ પ્રતાપી સુતસોમે અશ્વત્થામાને ભાલો મારીને વીંધી નાખ્યા એટલે તુરત જ તલવાર ઉગામીને અશ્વત્થામા તેની સામા દોડી ગયા.[47–55] હે પુરુષશ્રેષ્ઠ રાજા! તેમણે સુતસોમના તલવારવાળા હાથને પ્રથમ કાપી નાખ્યો. પછી તેમણે તેના પડખામાં તલવારનો ઝટકો માર્યો, એટલે તે પણ હૃદય તૂટી પડવાથી પૃથ્વી પર પડ્યો.[56] તે પછી વીર્યવાન નકુલપુત્ર શતાનીક કોઈ એક રથનું પૈડું બે હાથ વતી ઊંચકીને અશ્વત્થામાની છાતીમાં વેગથી માર્યું.[57] શતાનીકે પોતાના પર રથનું પૈડું ફેંક્યું, એટલે બ્રાહ્મણ અશ્વત્થામાએ તેને તલવારનો પ્રહાર કર્યો. આથી તે વિહ્વળ થઈને પૃથ્વી પર પડ્યો એટલે અશ્વત્થામાએ તુરત તેનું મસ્તક પણ કાપી નાખ્યું. પછી શ્રુતકર્માએ હાથમાં પરિઘ લઈને અશ્વત્થામાને લલાટના પ્રદેશમાં માર્યું અને એકદમ વેગથી તેમની સામે ધસારો કર્યો. શ્રુતકર્માને આમ ધસી આવતો જોઈ અશ્વત્થામાએ તેના મુખ પર તલવાર મારી, તેથી તે મુખ કપાઈ જતાં બેભાન થઈને પડ્યો અને મરણ પામ્યો.[58–60] શ્રુતકર્માનો પૃથ્વી પર પડવાનો શબ્દ સાંભળી મહારથી શ્રુતકીર્તિ અશ્વત્થામા સામે આવીને

બાણોની વૃષ્ટિ કરવા લાગ્યો.[૬૧] એટલે અશ્વત્થામાએ તેની બાણવૃષ્ટિઓને ઢાલ વતી અટકાવી દીધી અને તુરત જ તેના કુંડળોવાળા પ્રકાશિત મસ્તકને શરીરથી જુદું પાડ્યું.[૬૨] પછી જાતજાતનાં શસ્ત્રોને ધારણ કરનાર પ્રભદ્રક યોદ્ધાઓથી સર્વ તરફ વીંટાયેલા અને ભીષ્મનો વધ કરનારા વીર શિખંડી-ને બળવાન અશ્વત્થામા શસ્ત્રોથી મારવા લાગ્યા.[૬૩] વળી અત્યંત ક્રોધાવેશમાં આવી ગયેલા મહા-બળવાન અશ્વત્થામાએ બીજું એક બાણ માર્યું અને શિખંડીની ભ્રૂકુટિના મધ્યભાગને વીંધી નાખ્યો.[૬૪] એટલું જ નહિ, તેમણે શિખંડી સામે એકદમ ધસી જઈ તલવારના એક જ સપાટાથી તેના બે કટકા કરી નાખ્યા. આમ શિખંડીને મારી નાખ્યા પછી શત્રુતાપન અશ્વત્થામા અત્યંત ક્રોધાતુર થઈ ગયા.[૬૫] તે એકદમ વેગપૂર્વક સર્વ પ્રભદ્રક યોદ્ધાઓ સામે દોડ્યા અને બાકી બચેલા વિરાટરાજાના સૈન્ય સામે ધસી ગયા.[૬૬] મહાબલવાન અશ્વત્થામાએ દ્રુપદના પુત્રોને, પૌત્રોને અને સ્નેહી વગેરેને વીણીવીણીને ભયંકર રીતે વાઢી નાખ્યા.[૬૭] વળી તે બીજા જે જે યોદ્ધાઓ છાવણીમાં તેમની નજરે ચઢ્યા, તે બધા સામે પણ તેમણે ધસમસ ધસારો કર્યો. આમ તલવારના યુદ્ધમાં કુશળ એવા તે અશ્વત્થામાએ તલવાર ઘુમાવીને તેમને કાપી નાખ્યા.

એ જ સમયે મરતાં બચેલા સર્વ પાંચાલ યોદ્ધાઓએ ગાનતાનમાં તલ્લીન થયેલી એક કૃષ્ણ વર્ણની કાળરાત્રિને પોતાની છાવણીમાં ઊભેલી જોઈ. એ કાળરાત્રિનું મુખ લાલ હતું, અને નેત્રો પણ લાલ રંગનાં હતાં. તેણે રક્ત વર્ણની માળા ધારણ કરી હતી અને રક્ત વર્ણના ચંદનનું લેપન કર્યું હતું. તેણે રક્ત વર્ણનાં વસ્ત્રો પહેર્યાં હતાં, હાથમાં પાશ ધારણ કર્યો હતા અને મનુષ્યો, ઘોડાઓ તથા હાથીઓને પોતાના ઘોર પાશબંધનથી બાંધીને તે ઊભી હતી. હે રાજન્! તે બોડા મસ્તકવાળા અનેક પ્રેતોને પાશો વતી બાંધીને પોતાના હાથમાં પકડી રહી હતી. હે રાજા! જ્યારથી કૌરવ અને પાંડવસૈના-ઓ વચ્ચે સંગ્રામનો આરંભ થયો હતો, ત્યારથી રાત્રિને સમયે શસ્ત્રોનો ત્યાગ કરી નિદ્રાવશ થયેલા ઘણા મુખ્ય મુખ્ય યોદ્ધાઓ સ્વપ્નમાં તે કાળરાત્રિ જાણે સૂતેલા યોદ્ધાઓને એક સ્થળેથી બીજે સ્થળે લઈ જતી હોય એમ જોતા હતા. વળી તેઓ સર્વનો સંહાર કરી રહેલા અશ્વત્થામાને પણ સર્વદા સ્વપ્નમાં જોતા હતા.[૬૮–૭૩] આ રીતે કાળરાત્રિસ્વરૂપ દૈવે જ તે યોદ્ધાઓને પ્રથમથી મારી નાખ્યા હતા. અશ્વત્થામા તો પાછળથી એક નિમિત્તભૂત થયા હતા અને ભયંકર ગર્જનાઓ કરીને તેમ જ સર્વ ભૂતોને ત્રાસ પમાડી તે તેમનો સંહાર કરી રહ્યા હતા. અશ્વત્થામાને આમ કરી રહેલા જોઈને તે વીર પુરુષો પૂર્વે સ્વપ્નમાં જોયેલા દશ્યનું સ્મરણ કરવા લાગ્યા. દૈવને લીધે આપત્તિમાં આવી પડેલા તે યોદ્ધાઓ 'બસ, તે જ આ દશ્ય છે જે પ્રતિદિન આપણે સ્વપ્નમાં જોઈએ છીએ' આમ માનવા લાગ્યા.[૭૪,૭૫] આ સમયે ચોતરફ પ્રસરી રહેલા તે કોલાહલને લીધે પાંડવોની છાવણીમાં સેંકડો અને હજારો ધનુ-ર્ધારીઓ જાગી ઊઠ્યા.[૭૬] ત્યાં અશ્વત્થામા કાળે પ્રેરેલા અંતકની પેઠે તેમનામાંના કોઈનો પગ કાપી નાખતા હતા, કોઈની જંઘા કાપી નાખતા હતા અને કોઈનું પડખું ચીરી નાખતા હતા.[૭૭] હે રાજા! કેટલાએક યોદ્ધાઓને તો ગર્જના કરી રહેલા અતિ ઉત્કટ હાથીઓ અને ઘોડાઓ જ પોતાના પગ તળે કચરી છૂંદી નાખતા હતા અને તેથી છાવણીની સમગ્ર ભૂમિ છવાઈ ગઈ હતી.[૭૮] 'અરેરે! આ શું થયું! આ પુરુષ કોણ છે? આ શબ્દ શો સંભળાય છે? આ બધું શું

હયું'' ઇત્યાદિ બૂમાબૂમ કરી રહેલા તે યોદ્ધાઓને અશ્વત્થામા એક કાળરૂપ થઈ પડ્યા હતા. યોદ્ધાઓમાં શ્રેષ્ઠ એવા અશ્વત્થામા શસ્ત્રો અને કવચો વિનાના તથા શસ્ત્રો અને કવચોથી સજ્જ થયેલા પાંડવોના સંબંધી એવા અનેક સૃંજય યોદ્ધાઓને મૃત્યુલોકમાં મોકલી દેતા હતા.[૭૯,૮૦] તે સમયે શસ્ત્રોના પ્રહારથી ત્રાસ પામેલા ઘણા યોદ્ધાઓ ભયાતુર થઈને આમતેમ દોડાદોડી કરી રહ્યા અને નિદ્રાથી અંધ બનીને બેભાન થઈ જ્યાં ત્યાં છુપાઈ જતા હતા.[૮૧] કેટલાએકની તો સાથળો જ ભયને લીધે છેક જકડાઈ ગઈ હતી, કેટલાએક તો મોહથી નિસ્તેજ બની જઈને મોટી મોટી ચીસો પાડતા હતા અને કેટલાએક તો અત્યંત ત્રાસ પામીને એકબીજાની સોડમાં ભરાઈ જતા હતા.[૮૨] આ પછી અશ્વત્થામા વળી પાછા ભયંકર ગર્જના કરનારા પોતાના રથમાં બેસી ગયા અને હાથમાં ધનુષ્ય લઈ બીજા ઘણા યોદ્ધાઓને યમલોકમાં મોકલી દેવા લાગ્યા.[૮૩] ત્યાં બીજા જે શૂરવીર મહાપુરુષો ફરી ઊભા થઈને દૂરથી પોતાની સામે ચઢી આવતા હતા, તે બધાને તેમણે કાળરાત્રિને નિવેદન કરી દીધા.[૮૪] વળી કેટલાએકને રથના અગ્રભાગથી જ છૂંદી નાખીને અશ્વત્થામા ઘૂમવા લાગ્યા અને અનેક શત્રુઓ પર વિવિધ બાણોની વૃષ્ટિઓ કરવા લાગ્યા.[૮૫] તે અશ્વત્થામા ફરી પણ સેંકડો ફૂદડીઓવાળી ઢાલને તથા મહાઅદ્ભુત આકાશવર્ણી તલવારને હાથમાં લઈને છાવણીમાં ઘૂમવા લાગ્યા.[૮૬] આમ હે રાજેંદ્ર! હાથી જેમ પાણીના મોટા ધરાને ખળભળાવી નાખે, તેમ રણદુર્મદ અશ્વત્થામાએ પાંડવોની છાવણીને ખળભળાવી નાખી હતી.[૮૭] હે રાજન્! તે સમયે અનેક યોદ્ધાઓ છાવણીમાં મચેલા કોલાહલથી જાગી ઊઠ્યા હતા અને નિદ્રાર્ત અને ભયાર્ત થઈને આમતેમ ચારે બાજુ દોડી જતા હતા.[૮૮] તે સમયે કેટલાએક યોદ્ધાઓ કાનને અપ્રિય લાગે તેવી બૂમો પાડતા હતા, કેટલાએક સંબંધ વિનાનું ફાવે તેમ બકતા હતા અને કેટલાએકને પોતાનાં વસ્ત્રોનું કે શસ્ત્રોનું પણ ભાન રહ્યું ન હતું.[૮૯] કેટલાએક યોદ્ધાના કેશો વીખરાઈ ગયા હતા, કેટલાએક પરસ્પરને ઓળખતા પણ ન હતા, કેટલાએક થાકી ગયેલા હોવાથી ઊઠીને પાછા પડી જતા હતા અને બીજા કેટલાએક છાવણીમાં આમતેમ ભમતા હતા.[૯૦] વળી કેટલાએક યોદ્ધાઓનાં મળમૂત્ર પણ છૂટી પડ્યાં હતાં. ત્યાં હે રાજેંદ્ર! ઘોડાઓ અને હાથીઓ બંધનો તોડી નાખીને નાસભાગ કરી રહ્યા હતા. ત્યારે કેટલાએક યોદ્ધાઓ મોટો ખળભળાટ મચાવી દઈ એકીસાથે સર્વ તરફ દોડી જતા હતા અને કેટલાએક યોદ્ધાઓ ભયભીત થઈને જ્યાં સૂતા હતા ત્યાં જ પૃથ્વી પર લાંબા થઈને છુપાઈ જતા હતા.[૯૧,૯૨] પરંતુ હે પુરુષશ્રેષ્ઠ! નાસભાગ કરી રહેલા હાથીઓ અને ઘોડાઓ પૃથ્વી પર છુપાઈ રહેલા તે યોદ્ધાઓને છૂંદી નાખતા હતા. હે ભરતશ્રેષ્ઠ! છાવણીમાં આવી પરિસ્થિતિ ચાલી રહી હતી, ત્યારે હર્ષમાં આવી ગયેલા રાક્ષસો આનંદની મોટી મોટી ગર્જનાઓ કરી રહ્યા હતા. હે રાજન્! તે શબ્દમાં ભૂતોના સમુદાયો હર્ષયુક્ત થઈને ઉમેરો કરતા હતા.[૯૩,૯૪] તેમના એ મહાન શબ્દે સર્વ દિશાઓને તથા આકાશને ભરી દીધું હતું; તેમ જ તે સમયનો મનુષ્યોનો આર્તનાદ સાંભળીને હાથીઓ અને ઘોડાઓ ત્રાસ પામી જતા હતા.[૯૫] હે રાજન્! તેઓ બંધનોમાંથી છૂટા થઈ જઈને છાવણીમાં સર્વ તરફ દોડવા લાગ્યા અને સંખ્યાબંધ માણસોને પગ તળે છૂંદી નાખવા લાગ્યા. હાથીઘોડાઓની આ ધમાલથી તે સ્થળે એટલી બધી રજ ઊડી હતી કે તે રાત્રિને સમયે છાવણીમાં બેગણું

અંધારું થઈ ગયું. ત્યાં આવું ગાઢ અંધારું થઈ જવાથી મનુષ્યો અત્યંત મોહવશ થઈ ગયા.[૯૬-૯૭] ત્યારે પિતાઓ પુત્રોને ન જાણી શક્યા અને ભાઈઓ ભાઈઓને ન જાણી શક્યા, ત્યારે હાથીઓ હાથીઓનું ઉલ્લંઘન કરીને પરસ્પર પ્રહાર કરવા લાગ્યા અને સવાર વિનાના ઘોડાઓ ઘોડાઓને કૂદી જઈ એકબીજાનાં શરીરોને ભાંગી છૂંદી નાખવા લાગ્યા. આમ હે ભારત! અન્યોન્ય ઘાયલ થઈ અન્યોન્યનો સંહાર કરતા તે સર્વે પૃથ્વી પર પડવા લાગ્યા અને બીજાઓને પણ પાડી નાખી કચરી નાખવા લાગ્યા. વળી તે સમયે નિદ્રા અને અંધકારના આવરણથી બેભાન થયેલા યોદ્ધાઓ કાળથી પ્રેરાઈને પોતાના જ પક્ષના મનુષ્યોનો સંહાર કરવા લાગ્યા. વળી દ્વારપાળો દરવાજાનો ત્યાગ કરીને નાસી ગયા અને સિપાઈઓની ટુકડીઓના નેતાઓ તે ટુકડીઓને છોડી દઈ ગચ્છંતિ કરી ગયા. વળી હે વિભુ! ઘણા ભયભીત તથા બેભાન થયેલા બીજા યોદ્ધાઓ અન્યોન્યને ઓળખ્યા વિના ત્યાંથી પલાયન જ કરી ગયા.[૯૮-૧૦૨] જેમનાં ચિત્ત દૈવયોગે બેભાન થયાં હતાં એવા કેટલાએક સૈનિકો 'ઓ તાત! ઓ પુત્ર!' આવી બૂમો પાડીને પોતાના બાંધવોનો પણ ત્યાગ કરી ચારે દિશાઓમાં પલાયન કરી જતા હતા.[૧૦૩] કેટલાએક મનુષ્યો ગોત્રો અને નામોનો ઉચ્ચાર કરીને આક્રંદ કરતા હતા અને બીજા કેટલાએક મનુષ્યો હાહાકાર કરીને પૃથ્વી પર ઢળી પડતા હતા.[૧૦૪] એ રણમાં જે જે યોદ્ધાઓ પોતાના જાણવામાં આવતા હતા તે બધાને અશ્વત્થામા અટકાવી પાડતા હતા. વળી તે જ યોદ્ધાઓ ભાન ખોઈ બેઠા હતા, તેમને વળીવળીને મારતા હતા.[૧૦૫] કેટલાએક ભયભીત થયેલા ક્ષત્રિયો પોતાનો પ્રાણ બચાવવાની ઇચ્છાથી છાવણીની બહાર નીકળવા જતા હતા. તેઓ ત્રાસી ઊઠીને જ્યાં છાવણીની બહાર નીકળતા હતા, ત્યાં કૃપાચાર્ય અને કૃતવર્મા તેમને બારણા આગળ જ મારી નાખતા હતા. જેમનાં યંત્રો અને કવચો તૂટી ગયાં હતાં, જેમના કેશો વીખરાઈ ગયા હતા, જેમણે જીવ બચાવવા માટે હાથ જોડ્યા હતા, જેઓ પૃથ્વી પર ઊભા ઊભા ધ્રૂજતા હતા અને જેઓ ભયથી વિહ્વળ થઈ ગયા હતા, તે સર્વ યોદ્ધાઓને કૃપાચાર્યે તથા કૃતવર્માએ જીવતા છોડ્યા ન હતા. હે મહારાજ! જે કોઈ યોદ્ધો છાવણીમાંથી બહાર નીકળવા આવતો હતો, તેને દુર્મતિ કૃતવર્મા અને કૃપાચાર્ય મારી જ નાખતા હતા. વળી કૃપાચાર્યે અને કૃતવર્માએ અશ્વત્થામાનું અધિક પ્રિય કરવા માટે છાવણીના ત્રણ ભાગોમાં અગ્નિ સળગાવી મૂક્યો, એટલે છાવણીમાં તુરત જ પ્રકાશ પ્રકાશ થઈ ગયો. આથી હે મહારાજ! પિતાનું પ્રિય કરનારા અશ્વત્થામા તલવાર ઘુમાવીને ઘણી ચાલાકીથી ત્યાં ઘૂમવા લાગ્યા. બ્રાહ્મણોમાં ઉત્તમ એવા અશ્વત્થામા જે કોઈ યોદ્ધાઓ પોતાની સામા ધસી આવતા હતા અને જે કોઈ યોદ્ધાઓ આસપાસ દોડી જતા હતા, તે બધાને તલવારથી પ્રાણરહિત કરતા હતા. વીર્યવાન અશ્વત્થામા એ સમયે ઘણા આવેશમાં આવી ગયા હતા, તેથી કેટલાએક યોદ્ધાઓને તે તલના છોડની પેઠે મધ્યભાગમાં જ તલવાર મારીને કાપી નાખતા હતા. ત્યાં હે ભરતશ્રેષ્ઠ! અત્યંત વ્યાકુળ થઈને બૂમાબૂમ પાડી રહેલા અનેક મનુષ્યો, હાથીઓ અને ઘોડાઓ ત્યાં ઘવાઈને પડ્યા હતા, તેથી પૃથ્વી છવાઈ ગઈ હતી. ત્યારે હજારો મનુષ્યો મરણ પામેલા પડ્યા હતા અને તેમનાં ધડો ઊભાં થઈ થઈને પુનઃ પડી જતાં હતાં. હે ભારત! મહાત્મા અશ્વત્થામાએ આયુધો અને બાજુબંધોને ધારણ કરનારા કેટલાએક બાહુઓ કાપી નાખ્યા હતા,

કેટલાંએક મસ્તકો કાપી નાખ્યાં હતાં, હાથીની સૂંઢો સરખા કેટલાએક ઊરુઓ કાપી નાખ્યા હતા, કેટલાએક હાથપગ કાપી નાખ્યા હતા, કેટલીએક પીઠો કાપી નાખી હતી, કેટલાંએક પડખાં ચીરી નાખ્યાં હતાં અને કેટલાંએક મસ્તકો છેદી નાખ્યાં હતાં. તેમણે કેટલાએક યોદ્ધાઓને રણમાંથી હાંકી જ કાઢ્યા હતા, કેટલાએકને મધ્યભાગમાંથી કાપી નાખ્યા હતા, કેટલાએકના કાન કાપી નાખ્યા હતા, કેટલાએકના ખભાઓ તોડી પાડ્યા હતા અને કેટલાએકનાં મસ્તકોને તેમનાં શરીરોમાં જ પેસાડી દીધાં હતાં. આ રીતે અનેક પુરુષોનો સંહાર કરતા અશ્વત્થામા છાવણીમાં ધૂમાધૂમ કરતા હતા.[૧૦૬-૧૧૮] ત્યારે સર્વ સ્થળે અંધકાર ફેલાઈ ગયો હતો, તેથી રાત્રિ ઘોર અને દારુણ દેખાવની દેખાતી હતી. ત્યાં છાવણીની ભૂમિ ટમટમતા જીવવાળા અને છેક મરણશરણ થયેલા હજારો પુરુષો, હાથીઓ અને ઘોડાઓથી ભયંકર દેખાવની થઈ ગઈ હતી. એ છાવણીની ભૂમિ યક્ષો અને રાક્ષસોથી ઊભરાઈ રહી હતી અને આજુબાજુ સર્વ પ્રદેશ પર પડેલા રથો, ઘોડાઓ અને હાથીઓથી તેનો દેખાવ દારુણ થઈ પડ્યો હતો. ત્યાં કોપેલા અશ્વત્થામાએ કાપી નાખેલા અનેક મનુષ્યો જ્યાં-ત્યાં પડ્યા હતા. તેમાંના કેટલાએક થોડા થોડા પ્રાણવાળા મનુષ્યો પોતાના ભાઈઓને બોલાવતા હતા, પિતાઓને બોલાવતા હતા અને પુત્રોને બોલાવતા હતા.[૧૧૯-૧૨૧] બીજા કેટલાએક અન્યોન્ય કહેતા હતા કે, 'રણમાં કોપેલા કૌરવોએ આપણા પર જે સિતમ ગુજાર્યો નથી તે આપણે નિદ્રાવશ થયા હતા, ત્યારે ક્રૂર કર્મો કરનારા રાક્ષસોએ આપણા પર ગુજાર્યો છે.[૧૨૨] આજે પાંડવો પાસે નથી, તેથી જ રાક્ષસોએ તમારા બધાનો આ સંહાર કરી નાખ્યો છે. પરંતુ જેના રક્ષક શ્રીકૃષ્ણ પોતે જ છે, એવો અર્જુન જો અહીં હોત તો આવો ક્રૂર સંહાર થાત નહિ; કારણ કે દેવો, ગંધર્વો, યક્ષો અને રાક્ષસો પણ તેને જીતવા સમર્થ નથી. વળી અર્જુન બ્રાહ્મણો પર પ્રીતિ રાખનાર છે, સત્યવાદી છે, જિતેંદ્રિય છે અને સર્વ ભૂતોના પર દયા રાખનાર છે. એ પૃથાનંદન ધનંજય નિદ્રાધીન થયેલાને, પ્રમાદીને, શસ્ત્રોનો ત્યાગ કરનારને, હાથ જોડનારને, નાસી જનારને તથા છૂટા કેશવાળાને કદી મારતો નથી. આજે અર્જુન અહીં ન હતો તેથી જ ક્રૂર કર્મો કરનારા રાક્ષસોએ આ ઘોર કૃત્ય કર્યું છે.' આમ વાર્તાલાપ કરી રહેલા કેટલાએક મનુષ્યો ત્યાં પડ્યા હતા.[૧૨૩-૧૨૬] પછી એક મુહૂર્ત જેટલા સમયમાં મનુષ્યોની ગર્જનાઓનો તથા બૂમોનો મહાતુમુલ શબ્દ શાંત થઈ ગયો.[૧૨૭] હે રાજા! પૃથ્વી પર સર્વ બાજુ લોહીનો છંટકાવ થઈ ગયેલો હોવાથી ઘોર દેખાવની ધૂળ પણ એક ક્ષણવારમાં ઊડતી બંધ થઈ ગઈ.[૧૨૮] એટલે પશુપતિ જેમ પશુઓનો સંહાર કરે તેમ કોપેલા અશ્વત્થામા પૃથ્વી પર તરફડી રહેલા અને ઉત્સાહરહિત થયેલા હજારો ઉદ્વિગ્ન મનુષ્યોનો સંહાર કરવા લાગ્યા. જે કોઈ અન્યોન્યને ભેટી પડી સૂઈ રહ્યા હતા, નાસી જતા હતા, છુપાઈ જતા હતા અને યુદ્ધ કરતા હતા તે સર્વ યોદ્ધાઓનો અશ્વત્થામા ઘાણ વાળી રહ્યા હતા.[૧૨૯,૧૩૦] આસપાસ સળગી ઊઠેલા અગ્નિથી બળી રહેલા અને અશ્વત્થામાના હાથે માર ખાઈ રહેલા તે યોદ્ધાઓ પરસ્પર એકી-સાથે મરણ પામતા હતા અને લગભગ તે બધાને અશ્વત્થામાએ જ યમલોકમાં મોકલી દીધા હતા. હે રાજેંદ્ર! તે રાત્રિનો અર્ધભાગ જ માત્ર વ્યતીત થયો હતો, તેટલામાં તો અશ્વત્થામાએ પાંડવોના મહાન સૈન્યને યમલોકમાં મોકલી દીધું હતું. તે રાત્રિ રાત્રિચર પ્રાણીઓને હર્ષવર્ધક થઈ પડી હતી,

પરંતુ પાંડવોના મનુષ્યો, ઘોડાઓ અને હાથીઓને તો તે મહારૌદ્ર સંહાર કરનારી હતી. તે સ્થળે અનેક જાતના રાક્ષસો અને પિશાચો મનુષ્યોના માંસનું ભક્ષણ કરી રુધિરનું પાન કરતા હતા.[૧૩૧-૧૩૪] તેઓ સર્વે વિકરાળ હતા, પિંગળા વર્ણના હતા, પર્વતના જેવા દાંતોવાળા હતા, શરીરે ધૂળથી ખરડાયેલા હતા, જટાધારી હતા, લાંબા લલાટવાળા હતા, પાંચ પગવાળા હતા અને મોટાં પેટવાળા હતા.[૧૩૫] તેઓ પાછળના ભાગમાં આંગળીઓવાળા હતા, રૂક્ષ શરીરોવાળા હતા, ભયાનક સ્વરૂપવાળા હતા, ભયંકર શબ્દ કરનારા હતા, શરીરે ઘંટડીઓ બાંધનારા હતા, શ્યામ કંઠવાળા હતા અને વિશેષ ભયંકર હતા. તેઓ પુત્રો અને સ્ત્રીઓ સહિત ત્યાં આવ્યા હતા, ક્રૂર હતા, ન જોઈ શકાય તેવા દેખાવના હતા અને અતિ નિર્દય હતા. આવા આવા અનેક રાક્ષસોનાં સ્વરૂપો તે સ્થળે જોવામાં આવતાં હતાં.[૧૩૬,૧૩૭] વળી તેઓ રુધિરનું પાન કરીને હર્ષપૂર્વક નૃત્ય કરતા હતા અને 'આ માંસ ઘણું જ ઉત્તમ છે, આ માંસ પવિત્ર છે, આ માંસ સ્વાદિષ્ટ છે' એમ અન્યોન્યને કહેતા હતા. માંસ ઉપર જીવનારા તે રાક્ષસો મેદ, મજ્જા, હાડકાં, લોહી, વસા અને માંસનું ભક્ષણ કરી અત્યંત પ્રસન્ન થતા હતા. કેટલાએક અનેક મુખવાળા રૌદ્ર રાક્ષસો ચરબીનું ખૂબ પાન કરીને મોટાં પેટો લઈ લઈને આસપાસ દોડાદોડી કરતા હતા.[૧૩૮-૧૪૦] મહાક્રૂર કર્મો કરનારા અને ઘોર દેખાવના તે રાક્ષસોની સંખ્યા હજારો, લાખો અને અબજોના પ્રમાણમાં ત્યાં એકઠી મળી હતી.[૧૪૧] હે રાજા! એ મહાન સંહારમાં અનેક ભૂતો પણ આવી પહોંચ્યાં હતાં અને તેઓ અત્યંત પ્રસન્ન તથા તૃપ્ત થયાં હતાં.[૧૪૨]

આ રીતનો ઘોર સંહાર સમાપ્ત થયો ત્યાં લગભગ મળસકાનો સમય પણ થઈ ગયો. એટલે અશ્વત્થામાએ છાવણીમાંથી નીકળી જવા માટે મનમાં ઇચ્છા કરી. હે રાજા! એ સમયે અશ્વત્થામાની તલવારની મૂઠ મનુષ્યોના લોહીથી ખરડાઈ ગયેલી હતી અને હાથ સાથે જાણે એકાકાર થઈ ગઈ હોય તેમ ગાઢ ચોંટી ગઈ હતી. પ્રલય સમયે સર્વ ભૂતોનો સંહાર કર્યા પછી જેમ અગ્નિદેવ શોભે, તેમ અશ્વત્થામા પણ તે સમયે મનુષ્યોનો સંહાર કર્યા પછી મહાદુર્ગમ માર્ગમાં આવીને શોભી રહ્યા હતા. હે રાજા! પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે તે ઘોર કર્મ સમાપ્ત કરીને અશ્વત્થામા દુર્ગમ માર્ગમાં આવ્યા હતા, છતાં પિતાના સંતાપથી રહિત થયા હતા. નરસિંહ અશ્વત્થામા પ્રથમ ઊંઘી ગયેલા મનુષ્યોવાળી છાવણીમાં જેમ ચૂપચાપ દાખલ થયા હતા, તેમ જ સર્વનો સંહાર કર્યા પછી પણ ચૂપચાપ ત્યાંથી બહાર નીકળ્યા. આ રીતે હે વિભુ! છાવણીમાંથી બહાર નીકળી વીર્યવાન અશ્વત્થામા કૃપાચાર્યને તથા કૃતવર્માને મળ્યા. તેમને હર્ષ પમાડતાં તેમણે હર્ષપૂર્વક તેમને પોતે કરેલા કર્મનું સર્વ વૃત્તાંત કહ્યું. તે બન્નેએ પણ દ્વારમાં ઊભા રહીને તેમનું જે કંઈ પ્રિય કર્યું હતું તે સર્વ તેમને આ પ્રમાણે કહી સંભળાવ્યું: 'અમે બન્નેએ પણ હજારો પાંચાલોને તથા સૃંજયોને કાપી નાખ્યા છે.' આ રીતે અન્યોન્ય પ્રિય વૃત્તાંત્ત જણાવીને તે ત્રણે જણા હર્ષની મોટી ગર્જનાઓ કરવા લાગ્યા અને હથેળીઓના અવાજો કરવા લાગ્યા.

આમ તે રાત્રિ પ્રમાદવશ થઈને નિદ્રાધીન થયેલા સોમકોને માટે મહાદારુણ થઈ હતી. અવશ્ય કાળની ગતિ દુર્ગમ છે; કારણ કે તેવા મહાપરાક્રમી પાંચાલરાજાઓ આપણા મનુષ્યોનો સંહાર કર્યા પછી પણ માર્યા ગયા હતા.

ધૃતરાષ્ટ્ર બોલ્યો: હે સંજય મહારથી અશ્વત્થામાએ મારા પુત્રના વિજયની તરફેણમાં થઈ

પ્રથમ જ આવું મહાન કર્મ કેમ કર્યું ન હતું ? મારા પુત્રના મરણ પછી મહાત્મા અશ્વત્થામાએ આવું ક્ષુદ્ર કર્મ શા માટે કર્યું હતું ? તે મને કહે ?[૧૪૩–૧૫૩]

સંજય બોલ્યો : હે કુરુનંદન ! પ્રથમ પાંડવોનો ભય હોવાથી જ અશ્વત્થામાએ આવું કર્મ કર્યું ન હતું; પણ પાંડવો, શ્રીકૃષ્ણ અને સાત્યકિ તે રાત્રિએ છાવણીમાં ન હતા તેથી જ અશ્વત્થામાએ એ કર્મ સાધ્યું હતું; કારણ કે સાક્ષાત્ ઇંદ્ર પણ તે મહાપુરુષોની સમક્ષ તેમનો નાશ કરવા શક્તિમાન નથી.[૧૫૪,૧૫૫] હે રાજા ! સર્વ મનુષ્યો જ્યારે નિદ્રાવશ થઈ ગયાં હતાં, ત્યારે જ અશ્વત્થામાએ આવું ક્ષુદ્ર કૃત્ય કર્યું હતું. હે વિભુ ! એ પ્રમાણે પાંડવોના મનુષ્યોનો મહાન સંહાર કરી નાખ્યા પછી તે ત્રણે મહારથીઓ 'બહુ સારું થયું, બહુ સારું થયું ' એમ અન્યોન્યને કહેવા લાગ્યા; અને અત્યંત હર્ષમાં આવી ગયેલા અશ્વત્થામા તે બન્નેને પ્રેમથી ભેટી પડ્યા. પછી તેમણે આ પ્રમાણે કહ્યું : 'મેં સર્વ પાંચાલોનો, દ્રૌપદીના પુત્રોનો, સોમકોનો તથા મરતાં બચેલા મત્સ્યયોદ્ધાઓનો સંહાર કરી નાખ્યો છે. હવે કૃતકૃત્ય થઈ અહીંથી જઈએ અને આપણા રાજા જો જીવતા હોય તો તેમને આ શુભ સમાચાર જણાવીએ. હવે વિલંબ કરો નહિ.[૧૫૬–૧૫૯]

ઇતિ શ્રીમહાભારતમાં સૌપ્તિકપર્વમાં 'રાત્રિ વિષે પાંચાલ આદિનો વધ' નામનો અધ્યાય ૮ મો સમાપ્ત

## अध्याय ९ मो

### દુર્યોધનનો સંતોષપૂર્વક પ્રાણત્યાગ

॥ संजय उवाच ॥

**ते हत्वा सर्वं पांचालान् द्रौपदेयाँश्च सर्वशः ।**
**आगच्छन् सहितास्तत्र यत्र दुर्योधनो हतः ॥ १ ॥**

સંજય બોલ્યો : હે ધૃતરાષ્ટ્રરાજા ! સર્વ પાંચાલોનો તથા દ્રૌપદીના સર્વ પુત્રોનો એ રીતે વધ કરી તે ત્રણે મહારથીઓ દુર્યોધનરાજા જે સ્થળે ઘાયલ થઈને પડ્યો હતો, તે સ્થળે આવી પહોંચ્યા.[૧] ત્યાં આવીને તેમણે જોયું તો રાજા દુર્યોધનના પ્રાણો હજી જરા જરા ટકી રહ્યા હતા, તેથી તેઓ પોતાના રથો પરથી ઊતરી પડી તમારા પુત્રની પાસે ગયા.[૨] હે રાજેંદ્ર ! તેમણે જેના પ્રાણ જવાની તૈયારી પર જ હતા અને જેની સાથળો ભાંગી ગઈ હતી તેવા રાજા દુર્યોધનને બેભાન સ્થિતિમાં પૃથ્વી પર પડેલો અને લોહી ઓકતો જોયો.[૩] ઘોર દેખાવનાં શિકારી પશુઓ અને કૂતરાઓ તેને ખાઈ જવાની ઇચ્છાથી આસપાસ વીંટળાઈને તેની સમીપમાં જ ઊભાં હતાં.[૪] દુર્યોધન પોતાને ખાઈ જવાની ઇચ્છાવાળાં તે શિકારી પશુઓને મહાકષ્ટથી અટકાવતો હતો અને અત્યંત ગાઢ વેદના થતી હોવાથી પૃથ્વી પર તરફડતો હતો.[૫] શરીરે લોહીલુહાણ થઈ ને પૃથ્વી પર પડી રહેલા પોતાના રાજાને આવી સ્થિતિમાં આવી પડેલો જોઈ, કૌરવપક્ષમાંથી બચી ગયેલા તે ત્રણે વીરપુરુષો શોકાતુર થઈ ગયા અને તેની આસપાસ વીંટાઈ વળ્યા.[૬] આમ લોહીથી નીતરી રહેલા અને નિઃશ્વાસ નાખતા તે ત્રણે મહારથીઓ જ્યારે રાજા દુર્યોધનને વીંટાઈ વળ્યા, ત્યારે તે ત્રણે અગ્નિઓથી વીંટાયેલી યજ્ઞવેદીની પેઠે શોભી રહ્યો હતો. રાજા દુર્યોધન પૃથ્વી પર શયન કરવા માટે તદ્દન અયોગ્ય હતો, છતાં તેને દૈવયોગે આમ પૃથ્વી પર સૂતેલો જોઈ તે ત્રણેને ઘણું જ અસહ્ય દુઃખ થવા લાગ્યું. આથી તેઓ રડી પડ્યા. પછી તેમણે દુર્યોધનના મુખ પરથી હાથ વતી રુધિર લૂછી નાખ્યું. ત્યાં રણમાં સૂતેલા પોતાના એ રાજાની આગળ તેઓ કરુણ વિલાપ કરવા લાગ્યા.

કૃપાચાર્ય બોલ્યા : ખરેખર ! દૈવને કશું અતિ ભારે નથી; કારણ કે અગિયાર અક્ષૌહિણી સેનાનો અધિપતિ આ રાજા દુર્યોધન લોહીલુહાણ થઈને અહીં

પડ્યો છે![7–10] જુઓ, આ સુવર્ણ સમાન તેજસ્વી રાજાને ગદા ઘણી જ પ્રિય હતી, તેથી સુવર્ણથી શોભી રહેલી પેલી ગદા અહીં તેમની પાસે જ પૃથ્વી પર પડી છે.[11] પૂર્વે પ્રત્યેક સંગ્રામમાં એ ગદાએ આ શૂરવીરનો કદી પણ ત્યાગ કર્યો નથી અને આ સમયે તે સ્વર્ગમાં જવા તૈયાર થયો છે તોપણ એ ગદાએ આ યશસ્વી પુરુષનો ત્યાગ કર્યો નથી.[12] જેમ કોઈ સુંદર હવેલીમાં પ્રીતિવાળી ભાર્યા પોતાના પતિની સાથે પલંગ પર શયન કરે, તેમ સુવર્ણથી શોભી રહેલી આ ગદા પણ આ વીરની સાથે વીરશય્યામાં સૂતી છે![13] ઓહો! સમયનો કેટલો બધો ફેરફાર છે તે તો જુઓ! આજે જે શત્રુતાપન રાજા સર્વ મૂર્ધાભિષિક્ત રાજાઓમાં પ્રથમ પંક્તિએ જન્મ્યો હતો, તે જ રાજા આ સમયે રણમાં હણાઈને ધૂળચાટતો થઈ ગયો છે. શત્રુઓનો સંહાર કરનારા અનેક મહાપુરુષો જેને હાથે રણમાં મરણ પામીને ભૂમિ પર શયન કરી જતા હતા, તે જ આ કુરુરાજ શત્રુઓને હાથે હણાઈને આજે રણભૂમિ પર સૂતો છે.[14,15] જે મહારાજાને સેંકડો રાજાઓ ભયથી નમન કરી રહ્યા હતા, તે જ પોતે આજે વીરશય્યામાં પોઢ્યા છે અને માંસાહારી પ્રાણીઓથી ઘેરાઈ ગયા છે.[16] જે રાજાની પૂર્વે અર્થને માટે બ્રાહ્મણો સેવા કરતા હતા, તેને જ આજે માંસાહારી પ્રાણીઓ માંસને માટે સેવી રહ્યાં છે.[17]

સંજય બોલ્યો: હે ભરતશ્રેષ્ઠ રાજા! કૃપાચાર્યે એ પ્રમાણે વિલાપ કર્યો તે પછી પોતાના કુરુશ્રેષ્ઠ રાજાને પૃથ્વી પર સૂતેલો જોઈ અશ્વત્થામાએ કરુણ વિલાપ કરવા માંડ્યો:[18] 'ઓ રાજસિંહ! સર્વ યોદ્ધાઓ તમને સર્વ ધનુર્ધરોમાં મુખ્ય કહેતા હતા, યુદ્ધમાં કુબેર સમાન પરાક્રમી કહેતા હતા અને બળદેવના શિષ્ય કહેતા હતા. વળી તમે પોતે પણ બળવાન તથા કાર્યકુશળ હતા. છતાં હે નિર્દોષ રાજા! પાપી ભીમસેન તમારું છિદ્ર કેવી રીતે જોઈ ગયો? હે મહારાજા! અવશ્ય હવે અમને જણાય છે કે, આ લોકમાં કાળ જ સર્વના કરતાં અધિક બળવાન છે. તેથી જ આજે ભીમસેનને હાથે યુદ્ધમાં ઘવાઈ પડેલા તમને અમે જોઈએ છીએ. બાકી તમે સર્વ ધર્મોના જ્ઞાતા હતા, છતાં પાપી, મંદ અને ક્ષુદ્ર બુદ્ધિનો ભીમસેન કપટ કરીને તમને કેમ મારી ગયો? ખરેખર! કાળધર્મ ઓળંગ્યો ઓળંગાય એમ નથી.[19–22] અહો! પ્રથમ તમને ધર્મયુદ્ધ કરવા માટે શત્રુઓએ નિમંત્રણ આપ્યું અને પાછળથી અધર્મ કરીને ભીમસેને ગદા વડે તમારી સાથળો ભાંગી નાખી, એ કેવો અનર્થ?[23] અરેરે! ધિક્કાર છે, તે ક્ષુદ્ર બુદ્ધિના કૃષ્ણને અને યુધિષ્ઠિરને; કેમ કે અધર્મથી યુદ્ધમાં મારી નાખી તમારા મસ્તકને પગ વતી કચરી રહેલા ક્ષુદ્ર ભીમસેનને તેમણે વાર્યો પણ નહિ![24] ઓ રાજા! તમને કપટ કરીને મારી નાખવામાં આવ્યા છે, તેથી આ પૃથ્વી પર જ્યાં સુધી ભૂતવર્ગ ટકી રહેશે, ત્યાં સુધી સર્વ યોદ્ધાઓ બધાં યુદ્ધોમાં એ ભીમડાની તો અવશ્ય નિંદા જ કરશે.[25] અરે! યદુનંદન બળરામ સદાકાળ કહ્યા કરતા કે, ગદાયુદ્ધમાં દુર્યોધનના સરખો બીજો એક પણ યોદ્ધો વીર્યવાન નથી.[26] વળી હે ભારત! હે પ્રભુ! રાજાઓની સભા વચ્ચે તેઓ તમારી પ્રશંસા કરતા કે, કુરુવંશી દુર્યોધન ગદાયુદ્ધમાં મારો શિષ્ય છે.[27] હે રાજન! મહર્ષિઓ ક્ષત્રિયને માટે જે ઉત્તમ ગતિ કહે છે, તે ગતિને જ તમે તો પામ્યા છો; કારણ કે તમે તો યુદ્ધમાં સામે પગલે લડીને મરણ પામ્યા છો.[28] આથી હે પુરુષસિંહ દુર્યોધન! મને તમારો શોક થતો નથી; પણ હાય! તમારા પિતાનો અને ગાંધારીનો મને ઘણો જ શોક થાય

છે. કેમ કે તેમના સર્વ પુત્રો મરી ગયા છે.[૨૯] તેથી તેઓ ભિક્ષુક દશામાં આવી પડીને નિત્ય તમારો શોક કરતા કરતા આ પૃથ્વી પર રઝળ્યા કરશે! અરેરે! ધિક્કાર છે યાદવ કૃષ્ણને અને દુર્મતિ અર્જુનને; કારણ કે તેઓ પોતે ધર્મજ્ઞ હોવાનું અભિમાન ધરાવે છે. છતાં તમારા અધર્મ-ભરેલા વધની તેમણે ઉપેક્ષા કરી છે. ઓ રાજા! પાંડવો હવે આ જગતમાં શું કહી શકશે?[૩૦,૩૧] શું એ નિર્લજ્જો કહી શકશે ખરા કે, અમે દુર્યોધનને ધર્મયુદ્ધથી માર્યો છે? ઓ ગાંધારીનંદન! તમે તો ધન્ય છો; કારણ કે હે પુરુષસિંહ! તમે શત્રુઓ સામે ધર્મપૂર્વક યુદ્ધ કરીને રણમાં મરણ પામ્યા છો. પણ હાય! જેના સંબંધીઓ, બાંધવો અને પુત્રો મરણ પામ્યા છે, તેવાં ગાંધારીની તથા દુરાધર્ષ રાજા પ્રજ્ઞાચક્ષુની હવે શી ગતિ થશે? હે રાજન્! તમે અમારા રાજા હોવા છતાં અમે તમારી પહેલાં જ સ્વર્ગમાં ન ગયા; માટે મને, કૃતવર્માને તથા મહારથી કૃપાચાર્યને ધિક્કાર છે! અરે! સર્વ કામનાઓના દાતા અને પ્રજાઓના હિતરક્ષક એવા તમારી પાછળ પણ અમે અધમ પુરુષો સ્વર્ગમાં ચાલી નીકળતા નથી. માટે અમારા જીવતરમાં ધૂળ પડો! ઓ પુરુષવ્યાઘ્ર! કૃપાચાર્યના, તમારા, મારા અને મારા પિતાના પરાક્રમથી આપણા નોકરચાકરોનાં ઘરો પણ રત્નોથી ઊભરાઈ રહ્યાં છે. તમારા પ્રસાદથી અમે, અમારા મિત્રોએ તથા બાંધવોએ પણ પુષ્કળ દક્ષિણાવાળા ઘણા ઉત્તમ યજ્ઞો કર્યા છે. પરંતુ તમે સર્વ રાજાઓને આગળ કરી જેવા પુણ્યકર્મથી સ્વર્ગમાં ગયા છો, તેવું પુણ્યકર્મ અમે પાપી પુરુષો હવે ક્યાંથી સંપાદન કરીશું? ઓ રાજા! તમે જ્યારે પરમ ગતિએ સિધાવો છો, ત્યારે માત્ર અમે ત્રણ જ તમને અનુસરતા નથી. (તમારી પાછળ ચાલી નીકળતા નથી.) તેથી અમે હવે શોકથી બળ્યા જ કરીશું અને સર્વ પુરુષાર્થોથી તથા સ્વર્ગથી ભ્રષ્ટ થઈને કેવળ તમારા પુણ્યનું જ સ્મરણ કર્યા કરીશું.[૩૨-૪૦] અમે તેવું કયું પાપકર્મ કર્યું હશે, કે તેને લીધે અમે તમારી પાછળ આવી શકતા નથી? ઓ કુરુશ્રેષ્ઠ! અવશ્ય અમે હવે દુઃખભરેલી દશાએ આ પૃથ્વી પર ભટક્યા કરીશું.[૪૧] કારણ કે હે રાજન્! તમારાથી વિખૂટા પડીને અમને હવે શાંતિ કે સુખ ક્યાંથી મળશે? હે મહારાજ! તમે અહીંથી સ્વર્ગમાં જાઓ કે તુરત જ પ્રથમ સર્વ મહારથીઓને મળજો અને તેમની અનુક્રમે શ્રેષ્ઠતા પ્રમાણે મારા વતી પૂજા કરજો. તેમ જ હે નરપતિ! સર્વ ધનુર્ધારીઓમાં શ્રેષ્ઠ એવા મારા પિતા દ્રોણાચાર્યને મારા વતી પ્રણામ કરી તમે કહેજો કે, તમારા પુત્ર અશ્વત્થામાએ ધૃષ્ટદ્યુમ્નને આજે મારી નાખ્યો છે. પછી તમે મહારથી બાહ્લિકરાજને, જયદ્રથને, સોમદત્તને, ભૂરિશ્રવાને તથા બીજા જે જે મહારાજાઓ પ્રથમથી જ સ્વર્ગમાં ગયા છે, તે બધાને મારા વતી મળી ભેટીને કુશળપ્રશ્ન પૂછજો.[૪૨-૪૬]

સંજય બોલ્યો: સાથળો ભાંગી ગયેલી હોવાથી બેભાન સ્થિતિમાં પડેલા રાજા દુર્યોધનને અશ્વત્થામાએ આમ કહ્યું. પછી તેની સામે જોઈને અશ્વત્થામાએ વળી આ વચનો કહ્યાં:[૪૭] 'ઓ દુર્યોધન! તમે હવે જીવતા હો તો તમારા કાનને સુખ આપે તેવું મારું એક વાક્ય તમે સાંભળો. હવે પાંચ પાંડવો, કૃષ્ણ અને સાત્યકિ આ સાત જ પુરુષો પાંડવપક્ષમાં બચવા પામ્યા છે; અને કૌરવપક્ષમાં કૃપાચાર્ય, કૃતવર્મા અને હું એમ ત્રણ પુરુષો બચવા પામ્યા છીએ.[૪૮,૪૯] હે ભારત! દ્રૌપદીના સર્વ પુત્રો હણાયા છે, ધૃષ્ટદ્યુમ્નના બધા પુત્રો માર્યા ગયા છે, સર્વ પાંચાલો મરી પરવાર્યા છે અને યુદ્ધમાંથી બચેલા મત્સ્યયોદ્ધાઓ પણ મૃત્યુને પામી ચૂક્યા છે.[૫૦] હે રાજા! જુઓ, પાંડવોએ આપણા પર જે જે અનીતિ કરી હતી,

તેનું મેં ઠીક વેર લીધું છે! રાત્રિના સમયે તેઓ બધા જ્યારે નિદ્રાવશ થયા હતા, ત્યારે મનુષ્યો અને વાહનો સાથેની તેમની આખી છાવણીને મેં સંહારી નાખી છે.[51] હે મહીપતિ! રાત્રિને સમયે છાવણીમાં પ્રવેશ કરીને મેં પાપકર્મી ધૃષ્ટદ્યુમ્નને પશુમારથી મારી નાખ્યો છે.[52] મનને પ્રસન્ન કરનારી અશ્વત્થામાની એ વાણી સાંભળીને દુર્યોધન ફરી ભાનમાં આવી ગયો અને આવું વચન બોલ્યો: 'આજે તમે, કૃપાચાર્યે અને કૃતવર્માએ મારું જે કાર્ય કર્યું છે તે ભીષ્મે, કર્ણે અથવા તમારા પિતાએ પણ કર્યું ન હતું.*[53,54] પાંડવોના ક્ષુદ્ર સેનાપતિ ધૃષ્ટદ્યુમ્નને તથા શિખંડીને આજે તમે મારી નાખ્યા છે, તેથી હવે મારા આત્માને હું ઇંદ્ર સરખો માનું છું.[55] તમારું કલ્યાણ થાઓ. હવે આપણો ફરી સમાગમ સ્વર્ગલોકમાં જ થશે.' આમ કહીને મહામનસ્વી કુરુરાજ મૌન થઈ ગયો.[56] હવે એ વીર પુરુષે પોતાના સુહૃદ્ વર્ગને દુ:ખમાં નાખી દઈ પ્રાણોનો ત્યાગ કર્યો. ત્યાં તેનો આત્મા પવિત્ર સ્વર્ગલોકમાં ચાલ્યો ગયો અને તેનું શરીર પૃથ્વીની મૃત્તિકામાં મળી ગયું.[57] હે ધૃતરાષ્ટ્રરાજ! આ પ્રમાણે તમારો શૂરવીર પુત્ર દુર્યોધન રણમાં સૌની આગળ થઈને સૌની પાછળ શત્રુઓને હાથે મરણ પામ્યો છે.[58] પેલા ત્રણ મહારથીઓ પણ પોતાના રાજાને ફરી

* આ ૫૪ મા શ્લોક પર નીલકંઠે એક ઉત્તમ શ્લોક લખ્યો છે –

पापकण्ठगतप्राणोऽप्यभिनन्दति पापिनम् ।
द्रौणिं प्रसुप्तघ्नाल्पघ्नं पांसुभुक् कुरुराडिव ॥

પાપી પુરુષના પ્રાણ કંઠે આવ્યા હોય, તોપણ તે પાપી મનુષ્યને અભિનંદન આપે છે. દૃષ્ટાંત તરીકે, કુરુરાજ દુર્યોધન પૃથ્વી પર પડ્યો પડ્યો ધૂળ ચાટતો હતો અને મરણની અણી પર આવી પહોંચ્યો હતો, છતાં તેણે નિદ્રાવશ થયેલા દ્રૌપદીના પુત્રોનો તથા ધૃષ્ટદ્યુમ્ન આદિ પાંચાલોનો ઘાત કરનારા પાપી અશ્વત્થામાને અભિનંદન આપ્યું જ હતું. —નીલકંઠ

ફરી આલિંગન આપીને તથા પોતાના રાજાનું ફરી ફરી આલિંગન લઈને તેને વારંવાર જોઈ રહ્યા અને પછી પોતપોતાના રથોમાં બેસી ગયા.[59] હવે અશ્વત્થામાની કરુણ વાણી સાંભળીને શોકાર્ત થયેલા તે સર્વે પરોઢિયે નગર તરફ નાસી ગયા.[60] હે રાજન્! તમારા જ દુષ્ટ વિચારોને પરિણામે કૌરવપાંડવોની સેનાઓનો આ પ્રમાણે મહાઘોર સંહાર થઈ ગયો છે.[61] હે નિર્દોષ રાજા! તમારો પુત્ર સ્વર્ગમાં ગયો, તે પછી હું પણ અત્યંત શોકાર્ત થઈ ગયો છું અને ઋષિએ આપેલી મારી દિવ્ય દૃષ્ટિ પણ આજે નાશ પામી છે.[62]

વૈશંપાયન બોલ્યા: હે જનમેજય રાજા! આ રીતે પોતાના પુત્રનું મરણ સાંભળી ધૃતરાષ્ટ્રરાજ લાંબા અને ઊના નિસાસાઓ નાખીને ચિંતાપરયણ થઈ ગયા.[63]

ઇતિ શ્રીમહાભારતમાં સૌપ્તિકપર્વમાં 'દુર્યોધનનો સંતોષપૂર્વક પ્રાણત્યાગ' નામનો અધ્યાય ૯મો સમાપ્ત

# ऐषीकपर्व*

## अध्याय १०मो

## યુધિષ્ઠિરનો શોક

॥ वैशंपायन उवाच ॥

तस्यां रात्र्यां व्यतीतायां धृष्टद्युम्नस्य सारथिः ।
शशंस धर्मराजाय सौप्तिके कदनं महत् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: હે જનમેજય રાજા! તે રાત્રિ વીતી ગઈ, એટલે ધૃષ્ટદ્યુમ્નનો સારથિ ધર્મરાજ પાસે ગયો અને રાત્રે નિદ્રાવશ થયેલા યોદ્ધાઓનો

* 'इषीका' એટલે દર્ભની સળી ભીમસેન અને અર્જુન જ્યારે અશ્વત્થામાનો દિવ્ય મણિ લેવા માટે તેમને પકડવા આવ્યા, ત્યારે તેમણે એક દર્ભની સળી લઈને બ્રહ્માસ્ત્રરૂપે મંત્રી હતી અને તે સળીનો બ્રહ્માસ્ત્ર તરીકે પાંડવોના પર પ્રયોગ કર્યો હતો એ વિષયને લગતું વર્ણન જેમાં સવિસ્તર કરવામાં આવ્યું છે, તે પર્વને ઐષીકપર્વ કહે છે

જે મહાન સંહાર થઈ ગયો હતો, તે વૃત્તાંત તેણે તેમને કહીને સંભળાવ્યો.[૧]

સારથિ બોલ્યો: હે રાજા! દ્રૌપદીના પુત્રો તથા દ્રુપદરાજાના પુત્રો હણાયા છે. ત્યારે તેઓ રાતે પોતાની છાવણીમાં નિશ્ચિંત અને વિશ્વાસભેર સૂઈ રહ્યા હતા.[૨] ઘાતકી અને પાપી કૃતવર્માએ, કૃપાચાર્યે તથા અશ્વત્થામાએ રાત્રિમાં તમારી છાવણીનો ઘાણ કાઢી નાખ્યો છે.[૩] હજારો મનુષ્યોને, હાથીઓને તથા ઘોડાઓને તેમણે ભાલાઓ, શક્તિઓ અને ફરસીઓથી કાપી નાખ્યા છે અને તમારા સર્વ સૈન્યને સમાપ્ત કરી નાખ્યું છે.[૪] હે ભારત! તમારા સૈન્યની જ્યારે આ કતલ ચાલી રહી હતી, ત્યારે ત્યાં ફરસીઓથી કાપવામાં આવતા વનના સરખો મહાન શબ્દ સંભળાતો હતો.[૫] હે મહાબુદ્ધિમાન રાજા! સૈન્યની એ કાપાકાપીમાંથી હું એકલો જ બચી ગયો છું; કારણ કે હે ધર્માત્મા! કૃતવર્મા બીજી તરફ રોકાયા હતા, તેનો લાભ લઈ હું મહાકષ્ટે છૂટી નીકળ્યો છું.[૬] સારથિનું એ અમંગલ વાક્ય સાંભળીને કુંતીપુત્ર યુધિષ્ઠિરરાજ પોતે દુરાધર્ષ હતા, છતાં પુત્રોના શોકથી વિહ્વળ થઈને ધરણી પર ઢળી પડ્યા.[૭] રાજા યુધિષ્ઠિર ધૈર્યની મર્યાદાનો ત્યાગ કરી પૃથ્વી પર પડી ગયા, એટલે સાત્યકિએ, ભીમસેને, અર્જુને, નકુલે તથા સહદેવે તેમને પકડી રાખ્યા. તેમને જ્યારે ભાન આવ્યું, ત્યારે શત્રુઓને જીતીને પોતે જિતાયા છે આવો મનમાં વિચાર કરીને તે શોકથી વિહ્વળ થયેલી વાણી વડે આવો વિલાપ કરવા લાગ્યા:[૮,૯] 'અરેરે! દિવ્ય દૃષ્ટિવાળા પુરુષો પણ ભાવિ વસ્તુસ્થિતિને જાણી લેવા અશક્ત છે. જુઓ, પરાજય પામી રહેલા આ શત્રુઓ જીત્યા છે અને જય પામી રહેલા અમે પરાજય પામ્યા છીએ.[૧૦] હાય! ભાઈઓનો, મિત્રોનો, પિતાઓનો, પુત્રોનો, સુહૃદગણોનો, બંધુઓનો, અમાત્યોનો તથા પૌત્રોનો સંહાર કરી નાખી, અરે! સર્વનો પરાજય કર્યા પછી આખરે અમે જિતાયા છીએ.[૧૧] દૈવયોગે ક્યારેક હાનિ લાભના જેવી થઈ પડે છે અને લાભ હાનિના જેવો થઈ પડે છે. તે જ પ્રમાણે શત્રુઓનો પરાજય પણ જય જેવો થયો છે અને આ અમારો જય પણ પરાજય જેવો થયો છે. જે દુર્મતિ પુરુષ જય કર્યા પછી પણ આપત્તિમાં આવી પડેલાની પેઠે પશ્ચાત્તાપ કરે છે, તે પુરુષ પોતાનો વિજય થયેલો કેમ માને? કારણ કે શત્રુઓને હાથે તે અત્યંત પરાજય પામ્યો છે.[૧૨,૧૩] સુહૃદોનો વધ કરવો તે પાપ છે, આવા શાસ્ત્રવચનનું ઉલ્લંઘન કરી અમે અમારા સુહૃદોનો વધ કર્યો અને વિજય પણ મેળવ્યો; છતાં મરતાં બચેલા અને પરાજય પામેલા અમારા તે સુહૃદોએ વિજયી બનીને પ્રમાદી થયેલા અમને જીતી લીધા છે.[૧૪] આ રણમાં જેને કર્ણિ અને નાલીક નામનાં બાણોરૂપી દાઢો હતી, જેને તલવારરૂપી જીભ હતી, ધનુષ્યની દોરીના ટંકારરૂપી જેની ગર્જના હતી અને જેનું ધનુષ્યરૂપ મુખ નિત્ય ફાટેલું જ રહેતું હતું, એવા ભયંકર નરસિંહ કર્ણના સપાટામાંથી યુદ્ધમાં પાછા નહિ હઠનારા જે યોદ્ધાઓ બચવા પામ્યા હતા, તે જ યોદ્ધાઓ રાત્રિને સમયે કેવળ પ્રમાદને લીધે જ માર્યા ગયા છે.[૧૫,૧૬] રથરૂપી ધરાવાળા, બાણોની વૃષ્ટિરૂપી તરંગોવાળા, રત્નોથી ઊભરાઈ રહેલા, વાહનોરૂપી જળઘોડાઓવાળા, શક્તિઓ અને બેધારી તલવારોરૂપી માછલાંવાળા, ધજાઓ અને હાથીઓરૂપી ઝૂડોવાળા, ધનુષ્યરૂપી વમળવાળા, મોટાં બાણોરૂપી ફીણવાળા, સંગ્રામરૂપ ચંદ્રોદયને લીધે યુદ્ધમર્યાદારૂપ તટપ્રદેશ સુધી વધેલા વેગવાળા અને પ્રત્યંચાના ટંકાર તથા રથની નેમિઓના ધડધડાટરૂપ ગર્જનાવાળા એ દ્રોણ-સમુદ્રને જે રાજપુત્રો નાનાંમોટાં શસ્ત્રોરૂપ નૌકાઓના સાધનથી તરી ગયા હતા, તે રાજપુત્રો

આજે પ્રમાદને લીધે માર્યા ગયા છે.[૧૭,૧૮] ખરેખર, આ જીવલોકમાં પ્રમાદના જેવો મનુષ્યોનો બીજો એક પણ નાશ નથી. ભવિષ્યમાં પ્રાપ્ત થનારા ઇષ્ટલાભોનો પ્રમાદી મનુષ્યો સર્વ તરફથી ત્યાગ કરે છે અને કદી નહિ પ્રાપ્ત થનારા અનિષ્ટ લાભો તેવા મનુષ્યને સર્વ તરફથી આવી મળે છે.[૧૯] જેમાંથી આકાશમાં ફરકતી ઉત્તમ ધજાના છેડારૂપ એવી ધૂમ્રશિખા ઊછળી રહી હતી, જેની બાણોરૂપ જ્વાળાઓ હતી, જે ક્રોધરૂપી પવનના સપાટાથી ફૂંકાઈ રહ્યો હતો, જે મોટાં ધનુષ્યની પણછનો ટંકાર અને રથનેમિના ધડધડાટથી ભભૂકી રહ્યો હતો, જેમાં કવચ ઉપર પડતાં અનેક શસ્ત્રોરૂપ હુતદ્રવ્યોનો હોમ થઈ રહ્યો હતો, જે મોટી સેનારૂપ ઘાસની ગંજીને દાવાનળની પેઠે બાળી રહ્યો હતો અને ધારણ કરેલાં આયુધોરૂપી જેનો તીક્ષ્ણ વેગ હતો, એવા ભીષ્મરૂપી અગ્નિને જે રાજપુત્રોએ સહન કર્યો હતો, તે જ રાજપુત્રો કેવળ પ્રમાદથી જ મરણ પામ્યા છે.[૨૦,૨૧] માટે નિશ્ચય થાય છે કે, પ્રમાદી પુરુષ વિદ્યાને, તપને, લક્ષ્મીને અથવા મોટા યશને કદી પ્રાપ્ત કરી શકતો નથી. જુઓ, મહેંદ્ર નિત્ય પ્રમાદરહિત થઈને સર્વ શત્રુઓનો સંહાર કરે છે અને તેથી જ સુખપૂર્વક વૃદ્ધિ પામે છે.[૨૨] અહા ! જુઓ તો ખરા ! વિદેશમાં ધન સંપાદન કરીને સમૃદ્ધિવાળા બનેલા વ્યાપારીઓ જેમ મોટા સમુદ્રને તરી જઈ પ્રમાદને લીધે કોઈ નાની નદીમાં ડૂબી મરે છે, તેમ ઇંદ્ર સરખા પરાક્રમી આ રાજપુત્રો અને આ રાજપૌત્રો કેવળ પ્રમાદને લીધે જ નાશ પામ્યા છે.[૨૩] અશ્વત્થામા આદિ ઈર્ષ્યાખોર શત્રુઓએ જેમને નિદ્રાવશ થયેલા જોઈને પણ મારી નાખ્યા છે, તેઓ સર્વે અવશ્ય સ્વર્ગલોકમાં જ ગયા છે; પરંતુ સાધ્વી દ્રૌપદીને માટે જ મને શોક થાય છે, કારણ કે આજે આવી પહોંચેલા આ શોકસાગરમાં તે નિર્ભય થઈને કેવી રીતે પ્રવેશ કરશે?[૨૪] અરેરે ! તે પોતાના ભાઈઓને, પુત્રોને તથા વૃદ્ધ પિતા દ્રુપદરાજાને મરણ પામેલા સાંભળીને બેભાન થઈ જશે, પૃથ્વીપર પછડાઈ પડશે અને શોકને લીધે શરીરે કૃશ થઈ જઈને પ્રતિદિન શોષાયા કરશે.[૨૫] જેમ પ્રજ્વલિત અગ્નિથી મનુષ્ય બળી જાય છે, તેમ દ્રૌપદી પોતાના ભાઈઓના તથા પુત્રોના નાશથી બળી જશે. શોકના દુઃખનો પાર નહિ પામીને તે પ્રાપ્ત થયેલાં સુખોનો કેવી રીતે ઉપભોગ કરી શકશે ?[૨૬] આ પ્રમાણે વિલાપ કરીને કુરુરાજ યુધિષ્ઠિરે નકુલને કહ્યું: 'તું અહીંથી જા અને તે રાજપુત્રી દ્રૌપદીને તેનાં પિયરિયાં સાથે અહીં તેડી લાવ.'[૨૭] ધર્મસ્વરૂપ રાજા યુધિષ્ઠિરના એ વાક્યને નકુલે ધર્મ તરીકે મસ્તકે ચઢાવ્યું અને તે રથમાં બેસીને દેવી દ્રૌપદીના નિવાસ તરફ અને તેમની માતાના નિવાસ તરફ સત્વર ચાલી નીકળ્યો.[૨૮] અજમીઢવંશી યુધિષ્ઠિરરાજા નકુલને આમ રવાના કરીને શોકવિહ્વળ થઈ ગયા અને સર્વ સુહૃદોની સાથે રડતા રડતા તે ભૂતગણોથી ભરેલા પોતાના પુત્રોના રણક્ષેત્ર તરફ ગયા.[૨૯] ઉગ્રસ્વરૂપ અને અમંગળ એવા તે રણક્ષેત્રમાં પ્રવેશ કરી તેમણે પોતાના પુત્રોને, સુહૃદોને તથા મિત્રોને જોયા. તેઓ પૃથ્વી પર દીર્ઘ નિદ્રામાં સૂઈ રહ્યા હતા, સર્વાંગે લોહીલુહાણ થઈ ગયા હતા, શરીરે છિન્નભિન્ન થઈ ગયા હતા અને તેમનાં મસ્તકો કપાઈ ગયેલાં હતાં.[૩૦] ધર્મનિષ્ઠ પુરુષોમાં શ્રેષ્ઠ એવા એ કૌરવરાજ યુધિષ્ઠિર તેમને એ સ્થિતિમાં પડેલા જોઈને અત્યંત ખિન્ન થઈ ગયા, પોકે પોકે રડવા લાગ્યા અને સર્વ પરિવારસાથે બેભાન થઈને ધરણી પર ઢળી પડ્યા.[૩૧]

ઇતિ શ્રીમહાભારતમા સૌપ્તિકપર્વાતર્ગત ઐષીકપર્વમા 'યુધિષ્ઠિરને છાવણીમા પ્રવેશ' નામનો અધ્યાય ૧૦ મો સમાપ્ત

# अध्याय ११ मो

## અશ્વત્થામાનો મણિ લેવા માટે ભીમસેનનું પ્રયાણ

॥ वैशंपायन उवाच ॥

**स दृष्ट्वा निहतान् संख्ये पुत्रान्पौत्रान्सखींस्तथा ।**
**महादुःखपरीतात्मा बभूव जनमेजय ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : હે જનમેજય રાજા! પોતાના પુત્રોને, પૌત્રોને તથા મિત્રોને યુદ્ધમાં મરણ પામેલા જોઈને યુધિષ્ઠિરરાજાનું મન દુઃખથી ઘણું જ વિહ્વળ થઈ ગયું. મહાત્મા યુધિષ્ઠિર પોતાના પુત્રોને, પૌત્રોને, ભાઈઓને તથા સ્વજનોને જેમ જેમ સંભારવા લાગ્યા, તેમ તેમને મહાન શોક થવા લાગ્યો.[૧,૨] તેમનાં નેત્રો અશ્રુઓથી ઊભરાઈ જવા લાગ્યાં, તેમનું શરીર ધ્રૂજવા લાગ્યું અને તેમનું મન બેબાકળું બની ગયું. તે જોઈ ઘણા ઉદાસ થઈ ગયેલા તેમના સુહૃદો તેમને શાંત પાડવા લાગ્યા.[૩] તેજ ક્ષણે સૂર્ય સમાન તેજસ્વી એવા રથમાં બેસીને નકુલ અત્યંત વ્યાકુળ થયેલાં દ્રૌપદીની સાથે ત્યાં આવી પહોંચ્યો.[૪] ત્યારે દ્રૌપદી ઉપપ્લવ્ય નગરમાં હતાં અને સર્વ પુત્રોના વિનાશરૂપ મહા અપ્રિય સાંભળીને તે હાવરાંબાવરાં બની ગયાં હતાં.[૫] વાયુના ઝપાટાથી ધ્રૂજતી કેળની પેઠે તે કાંપતાં હતાં અને યુધિષ્ઠિર રાજાની પાસે આવતાંવેંત જ તે શોકાર્ત થઈને પૃથ્વી પર પડી ગયાં.[૬] પ્રફુલ્લ કમળપત્ર સમાન નેત્રવાળાં દ્રૌપદીનું મુખ ત્યારે રાહુથી ગ્રસ્ત થયેલા ચંદ્રની પેઠે એકદમ શોકકૃશ થઈ ગયું.[૭] દ્રૌપદીને આમ પૃથ્વી પર પડી ગયેલાં જોઈ સત્યપરાક્રમી ભીમસેને ઘણા વેગથી કૂદકો માર્યો અને પોતાના બન્ને બાહુઓ વતી તેમને પકડી રાખ્યાં.[૮] પછી ભીમસેને એ ભામિનીને ધીરજ આપી. એટલે એ કૃષ્ણાએ ભરતવંશી પાંડુનંદન યુધિષ્ઠિરને રડતાં રડતાં કહ્યું :* 'ઓ રાજા! ક્ષાત્રધર્મ પ્રમાણે પોતાના પુત્રોને યમદેવને અર્પણ કરી તમે સમગ્ર પૃથ્વી સંપાદન કરી, તે બહુ ઠીક કર્યું છે. હવે તમે તે પૃથ્વીનું સંપૂર્ણ રાજ્ય ભોગવજો.[૧૦] ઓ કુંતાપુત્ર! તમે આ યુદ્ધમાં કુશળક્ષેમ રહ્યા તે બહુ જ રૂડું થયું છે. હવે તો તમને સમગ્ર પૃથ્વી મળી ચૂકી છે, તેથી મદમત્ત હાથીના જેવી ચાલવાળા સુભદ્રાનંદન અભિમન્યુને તમારે સંભારવાનો ન હોય.[૧૧] ઉપપ્લવ્યમાં તમે જ્યારે મારી સાથે રહેતા હતા, ત્યારે પોતાના શૂરવીર પુત્રોને ક્ષાત્રધર્મ પ્રમાણે યુદ્ધમાં મરણ પામેલા સાંભળી પાછળથી તેમનું તમે સ્મરણ પણ કરતા ન હતા, એ એક આનંદની વાત છે.[૧૨] ઓ પાર્થ! પાપકર્મ કરનારા અશ્વત્થામાએ મારા નિદ્રાવશ થયેલા ભાઈઓને તથા પુત્રોને મારી નાખ્યા છે, તે સાંભળીને મને જે શોક થાય છે તે લાકડાંને બાળી નાખતા અગ્નિની જેમ મને બાળી નાખે છે.[૧૩] હે પાંડવો! આટલું સાંભળી લો. તમે જો એ પાપી અશ્વત્થામાને તેના પરિવારની સાથે આજે યુદ્ધમાં પરાક્રમ કરીને મારી નાખો નહિ અને એ પાપીને આ પાપકર્મનું જો આજે જ ફળ મળે નહિ, તો આ યુદ્ધક્ષેત્રમાં જ હું અનશન-વ્રત સ્વીકારીને બેસીશ.[૧૪,૧૫]

આમ કહીને યશસ્વિની યજ્ઞસેનપુત્રી કૃષ્ણા પાંડુનંદન ધર્મરાજ યુધિષ્ઠિરની પાસે બેસી ગયાં.[૧૬] દ્રૌપદીને આમ પોતાની પાસે બેસી ગયેલાં જોઈને ધર્માત્મા રાજર્ષિ યુધિષ્ઠિર સુંદર દેખાવની પોતાની એ પ્રિય પટરાણીને આ પ્રમાણે કહેવા લાગ્યા :[૧૭] 'ઓ ધર્મ જાણનારી સુંદરી! તારા પુત્રો અને ભાઈઓ ક્ષાત્રધર્મ પ્રમાણે યુદ્ધ કરી અંતે ધર્મયુક્ત મરણને પામ્યા છે; માટે તેમનો શોક કરવો તને યોગ્ય નથી.[૧૮] ઓ કલ્યાણી! અશ્વત્થામા અહીંથી ઘણે જ દૂર મહાઘોર વનમાં ચાલ્યો ગયો છે. તેથી હે શોભના! અમે તેને યુદ્ધમાં મારીશું, એ

* ૧૦ થી ૧૨ મા શ્લોક સુધીનાં દ્રૌપદીનાં વાક્યો મર્મભેદક ઉપાલંભરૂપ જ છે.

વાતની તને કેવી રીતે ખબર પડશે?[૧૯]

દ્રૌપદી બોલી: મેં સાંભળ્યું છે કે, દ્રોણપુત્ર અશ્વત્થામાના મસ્તક પર તેના જન્મની સાથે જ ઉત્પન્ન થયેલો એક મણિ રહે છે. તમે યુદ્ધમાં એ પાપીને મારી નાખી તેનો મણિ અહીં મારી પાસે લાવો; એટલે તે મણિને જોઈને હું જાણીશ કે, અશ્વત્થામા મરી ગયો.[૨૦] હે રાજન્! મારો નિશ્ચય છે કે, અશ્વત્થામાના એ મણિને તમારા મસ્તક પર ધારણ કરાવીને જ હું જીવીશ. સુંદરાંગી કૃષ્ણાએ પાંડવરાજ યુધિષ્ઠિરને આ પ્રમાણે કહ્યુ. પછી તેમણે ભીમસેન પાસે આવીને આવું ઉત્તમ વાક્ય કહ્યું: 'ઓ ભીમસેન! ક્ષાત્રધર્મનું સ્મરણ કરી તમે મારું રક્ષણ કરવા યોગ્ય છો. ઇંદ્રે જેમ શંબરાસુરને માર્યો હતો, તેમ તમે એ પાપકર્મી અશ્વત્થામાને મારી નાખો. કોઈ પણ પુરુષ પરાક્રમમાં તમારી સરસાઈ કરવાને સમર્થ નથી.[૨૧-૨૩] આ વાત સર્વ લોકોમાં પ્રસિદ્ધ છે. વળી વારણાવત નગરમાં પાંડવો જ્યારે મહાન સંકટમાં આવી પડ્યા હતા, ત્યારે તમે જ તેમના આશ્રયભૂત થયા હતા.[૨૪] હિડિંબાસુરનો જ્યારે વનમાં ભેટો થયો હતો, ત્યારે પણ તમે જ પાંડવોના આધારભૂત થયા હતા. વળી વિરાટનગરમાં કીચકે મને અત્યંત દુઃખ આપ્યું હતું, ત્યારે પણ ઇંદ્ર જેમ ઇંદ્રાણીનો ઉદ્ધાર કરે, તેમ તમે એ સંકટમાંથી મારો ઉદ્ધાર કર્યો હતો. હે કુંતીનંદન! પૂર્વે તમે આવાં આવાં મહાન કર્મો કર્યાં હતાં. તો તે પ્રમાણે જ તમે આ સમયે શત્રુહંતા અશ્વત્થામાનો વધ કરી સુખી થાઓ.' આ રીતે દ્રૌપદીનો અનેક પ્રકારનો દુ:ખભરેલો વિલાપ સાંભળીને મહાબળવાન ભીમસેન અશ્વત્થામાના દુષ્ટ કૃત્યને સાંખી શક્યો નહિ. તુરત જ તે સુવર્ણથી ઝળકી રહેલા મહાન રથમાં બેસી ગયો.[૨૫-૨૮] તેણે ત્યારે બાણો અને પણછ સાથેનું પોતાનું સોહામણું ધનુષ્ય લીધું હતું અને નકુલને સારથિ બનાવ્યો હતો. ત્યારે દ્રોણપુત્ર અશ્વત્થામાનો વધ કરવાનો તેણે નિર્ધાર કર્યો હતો.[૨૯] હવે ચઢાવેલા બાણવાળા ધનુષ્યનો ટંકાર કરીને તેણે ઘોડાઓને એકદમ દોડાવી મૂક્યા. હે પુરુષવ્યાઘ્ર જનમેજય રાજા! વાયુ સમાન વેગવાળા તે ઘોડાઓ હંકારતાંની સાથે જ એકદમ વેગથી આગળ વધવા લાગ્યા. આમ તે શૂરવીર ભીમસેન પોતાની છાવણીમાંથી નીકળ્યો અને અશ્વત્થામાનો રથ જે માર્ગે થઈને ગયો હતો તે માર્ગમાં તેનાં ચિહ્નોને ઓળખી કાઢી સત્વર જવા લાગ્યો.[૩૦,૩૧]

ઇતિ શ્રીમહાભારતમા સૌપ્તિકપર્વાંતર્ગત ઐષીકપર્વમા 'અશ્વત્થામાનો વધ કરવા માટે ભીમસેનનું પ્રયાણ' નામનો અધ્યાય ૧૧ મો સમાપ્ત

## अध्याय १२मो

### શ્રીકૃષ્ણ અને યુધિષ્ઠિરનો સંવાદ

॥ वैशंपायन उवाच ॥

तस्मिन् प्रयाते दुर्धर्षे यदूनामृषभः प्रभुः ।
अब्रवीत् पुण्डरीकाक्षः कुंतीपुत्रं युधिष्ठिरम् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: આમ હે જનમેજયરાજા! અજિત ભીમસેન અશ્વત્થામા તરફ ગયો, એટલે પાછળથી યાદવશ્રેષ્ઠ પ્રભુ શ્રીકૃષ્ણે કુંતીપુત્ર યુધિષ્ઠિરને કહ્યુ:[૧] 'હે પાંડુપુત્ર! તમારો ભાઈ આ ભીમસેન પુત્રોના શોકથી વિહ્વળ થઈ અશ્વત્થામાને મારી નાખવાની ઇચ્છાથી એકલો જ યુદ્ધ કરવા દોડ્યો જાય છે.[૨] હે ભરતશ્રેષ્ઠ! તમને બીજા સર્વ ભાઈઓના કરતાં ભીમસેન વધારે પ્રિય છે. તો આજે તે મોટા સંકટમાં આવી પડ્યો છે, છતાં તમે કેમ કોઈ જાતનો પ્રયત્ન કરતા નથી?[૩] શત્રુઓના નગરોને જીતનારા દ્રોણાચાર્યે પૃથ્વીને પણ બાળી નાખે તેવું બ્રહ્મશિર નામનું અસ્ત્ર (બ્રહ્માસ્ત્ર) પોતાના પુત્રને શીખવ્યું છે.[૪] સર્વ ધનુર્ધારીઓમાં શ્રેષ્ઠ અને મહાભાગ્[illegible]

દ્રોણાચાર્યે અર્જુનને પણ તે અસ્ત્ર પ્રીતિપૂર્વક આપ્યું છે.[૫] પરંતુ ઈર્ષ્યાખોર અશ્વત્થામાએ પોતાને એકલાને જ તે અસ્ત્ર આપવાનું જે સમયે દ્રોણાચાર્યને કહ્યું હતું, તે સમયે મનમાં અત્યંત ખિન્ન થઈને તેમણે અશ્વત્થામાને યોગ્ય જ ઉત્તર આપ્યો હતો.[૬] સર્વ ધર્મોને જાણનારા દ્રોણાચાર્યને પોતાના દુરાત્મા પુત્રની ચપળતા સારી પેઠે જાણવામાં હતી. તેથી તેને શિખામણ આપવા માટે તેમણે આ પ્રમાણે કહ્યું હતું :[૭] 'હે તાત! હું તને એ અસ્ત્ર તો આપું છું; પણ રણમાં તું ગમે તેવી મોટી આપત્તિમાં આવી પડ્યો હોય, તોપણ તારે એ અસ્ત્રનો કદી પ્રયોગ કરવો નહિ. તેમાં પણ મનુષ્યોના પર તો તેનો પ્રયોગ અવશ્ય કદી નહિ જ કરવો.'[૮] હે પુરુષશ્રેષ્ઠ! ગુરુ દ્રોણાચાર્યે અશ્વત્થામાને આમ કહીને વળી પણ જણાવી દીધું હતું કે, 'હે પુત્ર! મને લાગે છે કે, તું સત્પુરુષોના માર્ગમાં કદી પણ રહીશ નહિ.'[૯] પોતાના પિતાનું એ અપ્રિય વચન સાંભળીને દુષ્ટાત્મા અશ્વત્થામા સર્વ કલ્યાણોથી નિરાશ થઈ ગયો અને શોકને લીધે પૃથ્વી પર ભટકવા લાગ્યો.[૧૦] હે કુરુશ્રેષ્ઠ રાજા! તમે જ્યારે વનમાં હતા, ત્યારે એ અશ્વત્થામા પૃથ્વી પર ભટકતો ભટકતો દ્વારકામાં આવી ચઢ્યો હતો અને ત્યાં યાદવોનું સન્માન મેળવી કેટલોએક કાળ રહ્યો હતો.[૧૧] આ પ્રમાણે સમુદ્રના મધ્યમાં આવેલી દ્વારકામાં વસી રહેલો તે અશ્વત્થામા કોઈ એક સમયે પોતે એકલો જ મને એકલાને મળીને જાણે હસતો હોય તેમ ડોળ કરીને કહેવા લાગ્યો :[૧૨] 'હે કૃષ્ણ! ભારત રાજાઓના આચાર્ય મારા પિતાએ સત્યપરાક્રમપૂર્વક ઉગ્ર તપશ્ચર્યા કરીને અગસ્ત્યની પાસેથી જે અસ્ત્ર મેળવ્યું છે, તે અસ્ત્ર બ્રહ્માસ્ત્રના નામથી પ્રસિદ્ધ છે. દેવો તથા ગંધર્વોમાં એ અસ્ત્ર પૂજાયેલું છે. હે દાશાર્હ! તે અસ્ત્ર જેમ મારા પિતાની પાસે છે તેમ મારી પાસે પણ હમણાં છે. માટે હે યદૂત્તમ! તમે મારી પાસેથી એ દિવ્ય અસ્ત્ર ગ્રહણ કરો અને તેના બદલામાં મને રણમાં શત્રુઓનો નાશ કરનારું તમારું ચક્ર નામનું અસ્ત્ર આપો.[૧૩-૧૫] આમ હે ભરતશ્રેષ્ઠરાજા! અશ્વત્થામાએ મને હાથ જોડીને કહ્યું અને તેણે મારા ચક્રઅસ્ત્રની પ્રયત્નપૂર્વક યાચના કરી. એટલે મેં પણ તેને પ્રીતિપૂર્વક કહ્યું :[૧૬] 'હે અશ્વત્થામા! દેવો, દાનવો, ગંધર્વો, મનુષ્યો, પક્ષીઓ અને સર્પો જો કદાચ એકત્ર થાય તોપણ તેઓ મારા પરાક્રમના સોમા ભાગની પણ બરાબરી કરી શકે નહિ. જોઈ લે, આ રહ્યું મારું ધનુષ્ય, આ રહી મારી શક્તિ, આ રહ્યું મારું ચક્ર અને આ રહી મારી ગદા. મારી પાસે રહેલાં આ ચારે અસ્ત્રોમાંથી તને જે લેવાની ઇચ્છા હોય તે હું તને આપવા તૈયાર છું. તું જે અસ્ત્રને ઊંચકી લેવા સમર્થ હોય અને રણમાં તું જે અસ્ત્રનો પ્રયોગ કરવા શક્તિમાન હોય તે અસ્ત્ર તું ખુશીથી લઈ લે. મારા અસ્ત્રના બદલામાં તું જે દિવ્ય અસ્ત્ર આપવા ઇચ્છે છે તે મારે જોઈતું નથી.'[૧૭-૧૯] મેં આમ કહ્યું એટલે મહાભાગ્યવાન અશ્વત્થામાએ મદમત્ત થઈને મારી સાથે સ્પર્ધા કરવાને એક હજાર આરાવાળું, વજ્રની નાભિવાળું અને તદ્દન લોખંડનું જ બનેલું મારું સુનાભ નામનું ચક્ર મારી પાસે માગ્યું.[૨૦] પછી મેં પણ 'ખુશીથી એ ચક્ર તું લઈ લે' એમ તેને કહ્યું. એટલે તુરત જ એકદમ કૂદીને તેણે પોતાના ડાબા હાથ વતી એ ચક્રને પકડ્યું.[૨૧] પણ તે ચક્રને તે તેના સ્થાન પરથી લગારે ચલાયમાન કરી શક્યો નહિ. પછી તો તેણે પોતાના જમણા હાથ વતી પણ તે ચક્રને પકડીને ઉઠાવી લેવાનો આરંભ કર્યો.[૨૨] આમ તેણે સર્વ પ્રકારના યત્નો તથા બળનો ઉપયોગ કરીને તે ચક્રને

ઉપાડવા માંડ્યું, પરંતુ તેના સર્વ પ્રયત્નો અને બળ નિષ્ફળ ગયાં. તે ચક્રને એ ઉઠાવી જ શક્યો નહિ.[૨૩] અરે! તે એને જરા ખસેડી પણ શક્યો નહિ. આમ હે ભારત! ખૂબ યત્ન કરીને અશ્વત્થામા ઘણો જ થાકી ગયો, તેનું મન અત્યંત ઉદાસ થઈ ગયું અને પછી તે ચક્ર લેવાના વિચારમાંથી પણ તેનું મન છેક નિવૃત્ત થઈ ગયું. આ પ્રમાણે તેના મનને એ વિચારથી નિવૃત્ત થયેલું જાણીને મેં ચેતના વિનાના તથા અત્યંત ઉદાસ થયેલા એ અશ્વત્થામાને સંબોધીને કહ્યું :[૨૪,૨૫] 'હે બ્રહ્મન્! આ પૃથ્વીમાં જેના કરતાં બીજો એક પણ પુરુષ મને વધારે પ્રિય નથી, મારી સ્ત્રીઓ અને પુત્રો સુદ્ધાં હરકોઈ વસ્તુ જેને માગતાંની સાથે હું આપી દેવા તૈયાર છું, જેણે સાક્ષાત્ દેવના દેવ પાર્વતીપતિ શંકરનો પણ દ્વંદ્વયુદ્ધમાં પરાજય કરી તેમને પ્રસન્ન કર્યા છે, જે દેવો અને મનુષ્યોમાં સર્વોત્તમ માનપાત્ર થયો છે, જેની ધજામાં સાક્ષાત્ હનુમાન વિરાજી રહ્યા છે અને જેના ઘોડાઓ શ્વેત વર્ણના છે, તે મહાપરાક્રમી મારા મિત્ર ગાંડીવધનુર્ધારી અર્જુને પણ તારી પેઠે મારા ચક્રની યાચનાનું વાક્ય મને કદી કહ્યું ન હતું.[૨૬–૨૯] વળી હે મૂઢ! બાર વર્ષનું મહાઘોર બ્રહ્મચર્ય પાળીને તથા હિમાલયની પડોશમાં તપ કરીને મેં જેને મેળવ્યો છે, જે મારા સમાન વ્રતવાળી રુક્મિણીના ઉદરમાં જન્મ્યો છે અને જે પૂર્વજન્મમાં સનત્કુમાર હતો, તે મારા તેજસ્વી પુત્ર પ્રદ્યુમ્ને પણ રણમાં અતુલ કર્મ કરનારા આ મારા દિવ્ય ચક્રને તારી પેઠે કદી પણ મારી પાસે માગ્યું નથી.[૩૦–૩૨] અરે! અતિ બળવાન એવા બળરામે અથવા ગદે કે સાંબે પણ જે ચક્રને કદી માગ્યું નથી, તેને આજ તેં માગ્યું છે![૩૩] વળી દ્વારકામાં વસનારા બીજા વૃષ્ણિ અને અંધક વંશના મહારથીઓએ પણ મારા આ ચક્રની તારી પેઠે કદી યાચના કરી નથી.[૩૪] પણ ઓ રથીશ્રેષ્ઠ! તું ભારત રાજાઓના આચાર્યનો પુત્ર છે તેમ જ સર્વ યાદવોમાં માન પામ્યો છે, તેથી હું તને પૂછું છું કે, ઓ તાત! મારી પાસેથી આ ચક્ર લઈને તું કોની સાથે યુદ્ધ કરવા ઇચ્છે છે?'[૩૫] મેં આમ પૂછ્યું એટલે અશ્વત્થામાએ મને ઉત્તર આપ્યો : 'હે કૃષ્ણ! તમારી પ્રથમ પૂજા કરીને તમારી પોતાની સાથે જ હું યુદ્ધ કરવા ઇચ્છું છું.[૩૬] આથી જ મેં તમારી પાસે આ ચક્રની યાચના કરી છે. વળી હે વિભુ! મારા મનમાં એમ પણ હતું કે, દેવો અને દાનવોમાં પૂજાયેલા આ ચક્રને મેળવીને હું સર્વથી અજિત થાઉં. આ વાત મેં તમને સત્ય કહી દીધી છે.[૩૭] હે કેશવ! તમારી પાસેથી મારી દુર્લભ કામના પામી શક્યો નથી, માટે હવે હું પાછો જાઉં છું; પરંતુ હે ગોવિંદ! તમે મારું કલ્યાણ થાય તેવો મને આશીર્વાદ આપો.[૩૮] મહાભયંકર અને અતુલ એવા આ ચક્રને ભયંકરના પણ ભયંકર એવા તમે એક જ ધારણ કરી શકો તેમ છો. પૃથ્વીમાં બીજો કોઈ પણ પુરુષ આવું ચક્ર ધારણ કરી શકે તેમ નથી.'[૩૯] મને આમ કહીને અશ્વત્થામા સુંદર ઘોડાઓ, ધન અને વિવિધ જાતનાં રત્નો લઈને ત્યાંથી ચાલ્યો ગયો હતો.[૪૦] આ રીતે અશ્વત્થામા ક્રોધી, દુરાત્મા, ચપળ અને ક્રૂર છે. વળી તે બ્રહ્માસ્ત્રને જાણે છે, માટે ભીમસેનનું તેનાથી રક્ષણ કરવું યોગ્ય છે.[૪૧]

ઇતિ શ્રીમહાભારતમાં સૌપ્તિકપર્વાંતર્ગત ઐષીકપર્વમાં 'શ્રીકૃષ્ણ અને યુધિષ્ઠિરનો સંવાદ' નામનો અધ્યાય ૧૨ મો સમાપ્ત

# अध्याय १२मो
## અશ્વત્થામાનું બ્રહ્માસ્ત્ર

॥ वैशंपायन उवाच ॥

**एवमुक्त्वा युधां श्रेष्ठः सर्वयादवनंदनः ।**
**सर्वायुधवरोपेतमारुरोह रथोत्तमम् ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : હે જનમેજયરાજા ! યુધિષ્ઠિરને એ પ્રમાણે કહીને યોદ્ધાઓમાં શ્રેષ્ઠ અને સર્વ યાદવોને પ્રીતિ ઉપજાવનારા એ શ્રીકૃષ્ણ સર્વ જાતનાં મોટાં મોટાં આયુધોથી ભરેલા મોટા રથમાં બેસી ગયા. સુવર્ણની માળાઓને ધારણ કરનારા કાંબોજ દેશના ઉત્તમ ઘોડાઓ તે મહારથને જોડ્યા હતા અને તેનો વર્ણ ઉદય પામતા સૂર્યના સરખો લાલ હતો.[૧,૨] વળી તે રથની જમણી બાજુની ધૂંસરીમાં શૈબ્ય નામનો ઘોડો જોડ્યો હતો, ડાબી ધૂંસરીમાં સુગ્રીવ નામનો ઘોડો જોડ્યો હતો અને તે બન્નેની પાછળના ભાગમાં મેઘપુષ્પ અને બલાહક નામના ઘોડાઓ જોડ્યા હતા: એ રથ પર વિશ્વકર્માએ બનાવેલો અને રત્નો તથા ધાતુઓથી શોભી રહેલો દિવ્ય ધ્વજદંડ જાણે ઘણો ઊંચો હોય તેમ દેખાતો હતો.[૩,૪] એ ધ્વજદંડના ઉપરના ભાગમાં પ્રભામંડળનાં કિરણોવાળો સર્પશત્રુ ગરુડરાજ સત્યનિષ્ઠ શ્રીકૃષ્ણના ચિહ્નરૂપે બેઠો હતો.[૫] સર્વ ધનુર્ધારીઓમાં શ્રેષ્ઠ એવા શ્રીકૃષ્ણ જેવા તે રથ પર ચઢ્યા કે તુરત જ તેમની પાછળ સત્યપરાક્રમી અર્જુન તથા કુરુરાજ યુધિષ્ઠિર પણ તેમાં ચઢી બેઠા.[૬] આમ રથમાં શ્રીકૃષ્ણની સમીપમાં બેઠેલા તે મહાત્મા અર્જુન અને યુધિષ્ઠિર ઇંદ્રની સમીપમાં બેઠેલા બે અશ્વિનીકુમારોની પેઠે શોભી રહ્યા હતા.[૭] દાશાર્હકુળના શ્રીકૃષ્ણે લોકમાં પૂજાયેલા પોતાના રથમાં આ પ્રમાણે તે બન્નેને બેસાડી દીધા અને પછી હાથમાં ચાબુક લઈને તે મહાવેગવાન ઘોડાઓને આગળ હંકારવા લાગ્યા.[૮] તુરત જ તે ઘોડાઓ જેમાં શ્રીકૃષ્ણ, અર્જુન અને યુધિષ્ઠિર બેઠેલા હતા એવા તે મહારથને વેગથી આગળ લઈ જવા લાગ્યા. ઝડપથી ચાલનારા તે ઘોડાઓ જ્યારે શ્રીકૃષ્ણને લઈ જવા લાગ્યા, ત્યારે ત્યાં ઊડતાં પક્ષીઓના સરખો મહાન શબ્દ પ્રકટ થઈ રહ્યો.[૯,૧૦] હે ભરતશ્રેષ્ઠ જનમેજય ! એક ક્ષણવારમાં તો પુરુષોમાં વ્યાઘ્ર સરખા તે મહાપુરુષો મહાધનુર્ધારી ભીમસેન પાસે પહોંચી ગયા; કારણ કે તેઓ ઘણા જ વેગથી તેની પાછળ પડ્યા હતા.[૧૧] આમ ભીમસેન પાસે પહોંચીને તેઓ તેને આગળ જતાં અટકાવવા લાગ્યા; પરંતુ કુંતાપુત્ર ભીમસેન તે વખતે ક્રોધથી પ્રજ્વળી ઊઠ્યો હતો અને શત્રુનો વધ કરવા માટે ટાંપી રહ્યો હતો.[૧૨] ત્યારે ભીમસેન તો દૃઢ ધનુષ્યને ધારણ કરી શોભી રહેલા તે ત્રણે મહાપુરુષોના દેખતાં જ ઘોડાઓને અત્યંત દોડાવી મૂકીને ગંગાનદીના તીર તરફ જવા લાગ્યો.[૧૩] તે સ્થળે પાંડવોના પુત્રોનો વધ કરનાર અશ્વત્થામા ત્યાં ગયા છે એવી વાત તેના સાંભળવામાં આવી હતી. ત્યાં ગંગાના તીર પર ભીમસેને જળની પાસેના પ્રદેશમાં કેટલાએક ઋષિઓની સાથે બેઠેલા યશસ્વી મહાત્મા વેદવ્યાસને જોયા. વળી તેણે તેમની પાસે જ શરીરે ધૂળથી ખરડાયેલા ક્રૂરકર્મી અશ્વત્થામાને શરીરે ઘી ચોપડીને તથા દર્ભની સળીઓનાં વસ્ત્રો પહેરીને બેઠેલો જોયો. મહાબાહુ ભીમસેને તેને જોતાં જ 'ઊભો રહેજે, ઊભો રહેજે' એમ હાક મારી અને હાથમાં બાણ ચઢાવેલું ધનુષ્ય લઈને તે તેની સામે દોડી ગયો. આ રીતે હાથમાં ભયંકર ધનુષ્ય ધારણ કરનારા ભીમસેનને તથા તેની પાછળ જ શ્રીકૃષ્ણના રથમાં બેઠેલા તેના બન્ને ભાઈઓને જોઈને અશ્વત્થામાનું મન ગભરાટમાં પડી ગયું. તે સમયે તેણે બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કરવાનું જ યોગ્ય માન્યું.[૧૪–૧૮] મનમાં ધૈર્ય ધરીને તે અશ્વત્થામા-

એ પોતાના ડાબા હાથવતી એક દર્ભની સળી ગ્રહણ કરી અને તે દિવ્ય બ્રહ્માસ્ત્રનું ચિંતન કર્યું.[૧૯] એ વેળા અશ્વત્થામા ઉત્તમ જાતિનાં દિવ્ય આયુધો લઈને સન્મુખ ઊભા રહેલા તે શરવીરોને સહન કરી શક્યો ન હતો અને ઘણી મોટી વિપત્તિમાં આવી પડ્યો હતો. તેથી હે રાજસિંહ! પ્રતાપી અશ્વત્થામાએ 'આ અસ્ત્ર પાંડવોનો વિનાશ કરનારું થાઓ' આવું દારુણ વચન કહીને તે દિવ્ય અસ્ત્ર પ્રકટ કર્યું. સર્વ લોકોને મોહ પમાડવા માટે તેણે તે અસ્ત્ર છોડ્યું પણ પણ ખરું. ત્યાં તો તુરત જ પ્રલયકાળના યમની પેઠે ત્રણે લોકોનો જાણે સંહાર કરવા ઇચ્છતો હોય તેવો પ્રજ્વલિત અગ્નિ તે દર્ભની સળીમાંથી પ્રકટ થવા લાગ્યો.[૨૦-૨૨]

ઇતિ શ્રીમહાભારતમાં સૌપ્તિકપર્વાંતર્ગત ઐષીકપર્વમાં 'બ્રહ્માસ્ત્રનો પ્રયોગ' નામનો અધ્યાય ૧૩ મો સમાપ્ત

## अध्याय १४मो
### અશ્વત્થામાના બ્રહ્માસ્ત્ર સામે અર્જુનનું બ્રહ્માસ્ત્ર

॥ वैशंपायन उवाच ॥

**इंगितेनैव दाशार्हस्तमभिप्रायमादितः ।**
**द्रौणेर्बुध्वा महाबाहुरर्जुनं प्रत्यभाषत ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા: હે જનમેજયરાજા! મહાબાહુ શ્રીકૃષ્ણ અશ્વત્થામાની ચેષ્ટાઓ પરથી પ્રથમ જ તેના અભિપ્રાયને જાણી ગયા હતા. તેથી તેમણે અર્જુનને કહ્યું:[૧] 'ઓ અર્જુન! ઓ અર્જુન! ઓ પાંડવ! દ્રોણાચાર્યના ઉપદેશ પ્રમાણે તારા હૃદયમાં જે દિવ્ય અસ્ત્ર રહેલું છે, તેનો પ્રયોગ કરવા માટે હવે સમય આવી પહોંચ્યો છે.[૨] ઓ ભારત! તારા ભાઈઓના તથા તારા પોતાના રક્ષણને માટે તું હવે યુદ્ધમાં સર્વ અસ્ત્રોનું નિવારણ કરનારા તે અસ્ત્રનો પ્રયોગ કર.[૧૩] શ્રીકૃષ્ણે એ પ્રમાણે કહ્યું, એટલે શત્રુવીરોનો સંહાર કરનાર અર્જુન હાથમાં ધનુષ્યબાણ લઈને સત્વર રથ પરથી નીચે ઊતરી પડ્યો.[૪] તે પરંતપ બોલ્યો: 'આ અસ્ત્રનો હું પ્રયોગ કરું છું તેથી પ્રથમ આચાર્યના પુત્રનું, પછી મારું પોતાનું અને પછી મારા સર્વ ભાઈઓનું કલ્યાણ થાઓ.' પછી અર્જુને સર્વ દેવોને નમસ્કાર કર્યા, સર્વ ગુરુઓને પ્રણામ કર્યા અને સર્વના મંગળનો મનમાં સંકલ્પ કરીને 'આ અસ્ત્રથી અશ્વત્થામાનું અસ્ત્ર શાંત થાઓ' એમ ધ્યાન કરીને એકદમ તે અસ્ત્ર છોડ્યું.[૫,૬] આમ ગાંડીવધનુર્ધારી અર્જુને તે અસ્ત્રનો પ્રયોગ કર્યો, એટલે તેમાંથી પ્રલયકાળના અગ્નિના જેવી મહાન જ્વાળાઓ નીકળવા માંડી.[૭] ત્યારે તીક્ષ્ણ તેજવાળા અશ્વત્થામાનું અસ્ત્ર પણ તેજોમંડળથી વીંટાઈને મોટી મોટી જ્વાળાઓને બહાર કાઢતું બળવા લાગ્યું. વળી તે સમયે ઉપરાઉપરી કડાકાઓ થવા લાગ્યા, હજારો ઉલ્કાઓ પૃથ્વી પર પડવા લાગી અને સર્વ ભૂતો મોટા ભયમાં આવી પડ્યાં.[૮,૯] ત્યારે આકાશ ગાજી રહ્યું, સર્વ અંતરિક્ષ જ્વાળાઓની માળાઓથી ભરાઈ ગયું અને આખી પૃથ્વી પર્વતો, વનો અને વૃક્ષોની સાથે કંપાયમાન થઈ ગઈ.[૧૦] આ રીતે તે બન્ને અસ્ત્રોનાં તેજ જ્યારે ત્રણે લોકોને તપાવી રહ્યાં હતાં, ત્યારે સર્વ ભૂતોના આત્મારૂપ મહર્ષિ નારદે અને ભરતવંશીઓના પિતામહ મહર્ષિ વ્યાસે અશ્વત્થામા અને અર્જુન એ બન્ને વીરોને શાંત પાડવા માટે એકીસાથે તે અસ્ત્રોના તેજમાં દર્શન દીધાં. તે બન્ને મુનિઓ સર્વ ધર્મને જાણનારા હતા, સર્વ ભૂતોનું હિત ઇચ્છનારા હતા, પરમ તેજસ્વી હતા અને બે પ્રદીપ્ત અસ્ત્રોની વચમાં ઊભા હતા.[૧૧-૧૩] તે બન્ને ઋષિવરો અધૃષ્ય હતા, યશસ્વી હતા અને ત્યાં આવીને બે અગ્નિઓની જેમ ઝગમગી રહ્યા હતા.[૧૪] પછી દેવો તથા દાનવોમાં સંમાન

પામેલા અને સર્વ પ્રાણીઓથી અધૃષ્ય એવા તે મહર્ષિઓ સર્વ લોકોનું હિત કરવાની ઇચ્છાથી તે અસ્ત્રોનું તેજ શાંત પાડવા માટે આ પ્રમાણે બોલી ઊઠ્યા : 'પ્રાચીન ભૂતકાળના સમયમાં જાતજાતનાં શસ્ત્રોને જાણનારા ઘણા મહારથીઓ થઈ ગયા છે, પણ તેમણે સુદ્ધાં આ અસ્ત્રનો પ્રયોગ મનુષ્યોના પર કદી કર્યો નથી. તો હે વીર પુરુષો! તમે બન્નેએ આવું મહાસંકટભરેલું સાહસ શા માટે કર્યું ?[૧૫-૧૬]

ઇતિ શ્રીમહાભારતના સૌપ્તિકપર્વાંતર્ગત ઐષીકપર્વના 'અર્જુન કરેલો બ્રહ્મ અસ્ત્રનો પ્રયોગ' નામનો અધ્યાય ૧૪ મો સમાપ્ત

## अध्याय १५ मो

### અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રનો ઉત્તરાના ગર્ભમાં પ્રવેશ

॥ वैशंपायन उवाच ॥

दृष्ट्वैव नरशार्दूल तावग्निसमतेजसौ ।
संजहार शरं दिव्यं त्वरमाणो धनंजयः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : હે પુરુષસિંહ જનમેજય! અગ્નિસમાન તેજસ્વી એવા તે બન્ને મુનિઓને ત્યાં આવેલા જોઈને અર્જુન તુરત જ પોતાના દિવ્ય અસ્ત્રને પાછું ખેંચી લેવા તૈયાર થઈ ગયો.[૧] હે ભરતશ્રેષ્ઠ! તેણે બે હાથ જોડીને બન્ને ઋષિઓને કહ્યું કે, 'મારા અસ્ત્રથી અશ્વત્થામાનું અસ્ત્ર શાંત થાઓ' આવો જ મનમાં વિચાર કરીને મેં આ બ્રહ્માસ્ત્ર છોડ્યું છે.[૨] છતાં આપની આજ્ઞા પ્રમાણે હું જો મારા અસ્ત્રનો ઉપસંહાર કરી લઈશ, તો અવશ્ય પાપકર્મી અશ્વત્થામા પોતાના અસ્ત્રના તેજથી અમને બાળી ભસ્મ કરી નાખશે[૩] માટે દેવસમાન પ્રભાવશાળી આપ બન્ને જણા અમારું અને લોકોનું સર્વથા હિત થાય તે પ્રમાણે કરવાને યોગ્ય છો.[૪] આમ કહીને અર્જુને પોતાનું અસ્ત્ર પાછું વાળી લીધું. હે રાજા! તે મહાન અસ્ત્રને રણમાં એક વખત છૂટું મૂક્યા પછી દેવો પણ તેને કદી પાછું વાળી શકતા નથી. એટલું જ નહિ, આ જગે લોકમાં અર્જુન વિના બીજો એક પણ પુરુષ નથી, જે તે અસ્ત્રનો ઉપસંહાર કરી શકે! વધારે તો શું, પણ સાક્ષાત્ ઇંદ્ર હોય તોપણ તે અસ્ત્રનું વારણ કરવા અશક્ત જ છે.[૫,૬] કારણ કે એ અસ્ત્ર બ્રહ્મના તેજથી ઉત્પન્ન થયેલું છે. તેથી જો કોઈ ચારિત્ર્યહીન પુરુષ તેનો પ્રયોગ કરે તો તેને પાછું વાળવા માટે તો તે અસમર્થ જ થાય છે. જે પુરુષ બ્રહ્મચર્યવ્રતને પાળનારો છે, તે જ તે અસ્ત્રનો ઉપસંહાર કરી શકે છે. એ સિવાય તો નહિ જ.[૭] છતાં પણ જો કદાચ બ્રહ્મચર્યવ્રતને નહિ પાળનારો પુરુષ તે અસ્ત્રનો પ્રયોગ કરી તેનો ઉપસંહાર કરે છે, તો તે અસ્ત્ર સર્વ પરિવાર સહિત તે પુરુષના મસ્તકને કાપી નાખે છે.[૮] અર્જુન તો બ્રહ્મચારી હતો અને તેણે એ દુર્લભ અસ્ત્ર મેળવ્યું હતું. છતાં મોટા સંકટ સમયે પણ તે અસ્ત્રનો તેણે કદી પ્રયોગ કર્યો ન હતો.[૯] વળી અર્જુન સત્યવ્રતને ધારણ કરનારો હતો, શૂરવીર હતો, બ્રહ્મચારી હતો અને ગુરુની આજ્ઞાઓનું પાલન કરનારો હતો. તેથી જ એ સમયે પોતે પ્રયોગ કરેલા એ અસ્ત્રનો તે ઉપસંહાર કરી શક્યો હતો.[૧૦] અશ્વત્થામાએ પણ તે બન્ને ઋષિઓને પોતાની સન્મુખ ઊભેલા જોઈને પોતાના અસ્ત્રનો ઉપસંહાર કરવા યત્ન કર્યો હતો; પરંતુ તે ઘોર અસ્ત્રને પાછું વાળવા તે સમર્થ થયો ન હતો.[૧૧] આમ હે રાજન્! અશ્વત્થામા જ્યારે પોતાના અસ્ત્રનો ઉપસંહાર કરવા અશક્ત થયો, ત્યારે મનમાં દીન થઈને તેણે વ્યાસમુનિને કહ્યું: 'હે મુનિ! હું મહાઘોર સંકટમાં આવી પડ્યો હતો અને મારા પ્રાણનું રક્ષણ કરવા ઇચ્છતો હતો, તેથી ભીમસેનના ભયને લીધે જ મેં આ અસ્ત્રનો પ્રયોગ કર્યો છે.[૧૨,૧૩] વળી હે ભગવન્!

આ ભીમસેને દુર્યોધનનો વધ કરવાની ઇચ્છાથી સદાચારનો ભંગ કર્યો છે અને મિથ્યાચારથી તે વર્ત્યો છે; તેમ જ યુદ્ધમર્યાદાનો ભંગ કરી અધર્મ કર્યો છે.[૧૪] આથી જ હે બ્રહ્મન્! મેં પાપીએ આ અસ્ત્રનો પ્રયોગ કર્યો છે; તો હવે એ અસ્ત્રનો ઉપસંહાર કરવા હું ઉત્સાહ ધરાવી શકું તેમ નથી.[૧૫] હે મુનિ! આ દિવ્ય અને દુરાસદ અસ્ત્રને મેં અગ્નિના તેજથી મંત્ર્યું છે; અને 'આ અસ્ત્ર પાંડવોના વિનાશને માટે થાઓ' આવો સંકલ્પ કરીને મેં તે અસ્ત્રનો પ્રયોગ કર્યો છે.[૧૬] માટે પાંડવોના વિનાશ માટે સાંધેલું આ અસ્ત્ર આજે સર્વ પાંડવોને તેમના જીવનથી ભ્રષ્ટ કરશે. હે બ્રહ્મન્! પાંડવોના વધની જ મનમાં ઇચ્છા રાખીને મેં આ અસ્ત્રનો પ્રયોગ કર્યો છે. હવે મને જણાય છે કે, મેં રોષે ઘેરાયેલા ચિત્તથી આ એક પાપકર્મ જ કર્યું છે, પરંતુ હવે તેનો કોઈ ઉપાય જ નથી.[૧૭,૧૮]

વ્યાસ બોલ્યા : હે તાત! બ્રહ્મશિર અસ્ત્રને જાણનાર અર્જુને રોષથી અથવા રણમાં તારો વિનાશ કરવા માટે તે અસ્ત્રનો પ્રયોગ કર્યો નથી. અર્જુને તો તારા અસ્ત્રને પોતાના અસ્ત્રથી શાંત પાડવા માટે જ પ્રયોગ કર્યો છે અને તેણે તે અસ્ત્રનો ઉપસંહાર પણ કરી લીધો છે.[૧૯,૨૦] મહાબાહુ અર્જુને તારા પિતાના ઉપદેશથી બ્રહ્માસ્ત્ર મેળવ્યું છે, છતાં ક્ષાત્રધર્મથી તે કદી ચલાયમાન થયો નથી.[૨૧] અર્જુન આવો ધૃતિમાન, સજ્જન અને સર્વ અસ્ત્રનો વેત્તા છે; છતાં તું તેનો અને તેના ભાઈઓનો શા માટે વધ કરવા ઇચ્છે છે?[૨૨] વળી તું નથી જાણતો કે, જે દેશમાં એક બ્રહ્માસ્ત્રનો બીજા બ્રહ્માસ્ત્રથી નાશ કરવામાં આવે છે, તે દેશમાં બાર વર્ષ પર્યંત વૃષ્ટિ થતી નથી.[૨૩] આવા હેતુથી જ મહાસમર્થ એવા મહાબાહુ અર્જુને પ્રજાઓનું મનમાં હિત ઇચ્છીને તારા અસ્ત્રનો નાશ કર્યો નથી, પણ પોતાનું અસ્ત્ર પાછું વાળી લીધું છે.[૨૪] વળી પાંડવો, તું અને આ દેશ એ સર્વની રક્ષા થવી યોગ્ય છે. માટે હે મહાબાહુ! તું આ દિવ્ય અસ્ત્રનો ઉપસંહાર કરી લે.[૨૫] હવે તારો રોષ શાંત થાઓ અને પાંડવોનું કલ્યાણ થાઓ. રાજર્ષિ અર્જુન તને અધર્મથી જીતવા ઇચ્છતો નથી.[૨૬] માટે તારા મસ્તક પર જે મણિ રહેલો છે તે તું પાંડવોને આપી દે; એટલે તે મણિ લઈને પાંડવો તને પ્રાણદાન આપશે.[૨૭]

અશ્વત્થામા બોલ્યા : પાંડવોએ અને કૌરવોએ જે ધન અને રત્નો સંપાદન કર્યાં છે, તે સર્વના કરતાં આ મારો મણિ અધિક મૂલ્યવાન છે.[૨૮] આ મણિને મસ્તકે બાંધવાથી શસ્ત્રોનો, વ્યાધિઓનો, ક્ષુધાનો, દેવોનો, દાનવોનો કે સર્પોનો કોઈ રીતે પણ ભય રહેતો નથી.[૨૯] વળી એથી રાક્ષસોનો અથવા લૂંટારાઓનો પણ ભય રહેતો નથી. આ મણિમાં આવું વીર્ય રહેલું છે, તેથી મારે કોઈ રીતે પણ તેનો ત્યાગ કરવો જોઈએ નહિ.[૩૦] પરંતુ આપ ભગવાન મને જે આજ્ઞા આપો, તે મારે અવશ્ય પાળવી જ જોઈએ. આ રહ્યો મણિ અને આ રહ્યો હું પોતે! માત્ર મેં છોડેલી દર્ભની શલાકા પાંડવોની સ્ત્રીના ગર્ભ ઉપર પડશે; કારણ કે તે સળી અમોઘ અને ઉત્તમ એવા બ્રહ્માસ્ત્રથી મંત્રેલી છે. વળી હે ભગવન્! પ્રયોગ કરેલા બ્રહ્માસ્ત્રનો ઉપસંહાર કરવા હું સમર્થ પણ નથી.[૩૧,૩૨] એ હેતુથી જ આ અસ્ત્રને હું પાંડવોની કોઈ એક સ્ત્રીના ગર્ભ ઉપર નાખું છું. હે મહામુનિ! આપના વચનને હું નથી માનતો તેમ નથી, પરંતુ ઉપસંહાર કરવાની અશક્તિથી જ મારે આમ કરવું પડે છે.[૩૩]

વ્યાસ બોલ્યા : ભલે તેમ કર. પરંતુ હે નિર્દોષ અશ્વત્થામા! હવે તારે પાંડવોના પર કોઈ પ્રકારની

પણ દુષ્ટ બુદ્ધિ કરવી નહિ. પાંડવોની સ્ત્રીના ગર્ભ પર તારા આ અસ્ત્રનો પ્રયોગ કરી તું આવા કૃત્યથી હવે અટકજે.[૩૪]

વૈશંપાયન બોલ્યા : હે જનમેજય ! પછી અશ્વત્થામાએ વ્યાસનું વચન સાંભળીને યુદ્ધમાં ઉગામેલા તે મહાસ્ત્રને વિરાટપુત્રી ઉત્તરાના ગર્ભ પર મૂક્યું.[૩૫]

ઇતિ શ્રીમહાભારતમાં સૌપ્તિકપર્વાંતર્ગત ઐષીકપર્વમાં 'અશ્વત્થામાના અસ્ત્રનો ઉત્તરાના ગર્ભમાં પ્રવેશ' નામનો અધ્યાય ૧૫મો સમાપ્ત

## अध्याय १६ मो

### અશ્વત્થામાને શ્રીકૃષ્ણનો શાપ

॥ वैशंपायन उवाच ॥

**तदाज्ञाय हृषीकेशो विसृष्टं पापकर्मणा ।**
**हृष्यमाण इदं वाक्यं द्रौणिं प्रत्यब्रवीत्तदा ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા: હે જનમેજયરાજા ! વિરાટપુત્રી ઉત્તરાના ગર્ભ પર પાપકર્મી અશ્વત્થામાએ બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કર્યો છે, તે જાણી લઈને શ્રીકૃષ્ણ હરખાતા હરખાતા અશ્વત્થામાને આ વચનો કહેવા લાગ્યા :[૧] અર્જુનની પુત્રવધૂ વિરાટપુત્રી ઉત્તરા જ્યારે ઉપપ્લવ્ય નગરમાં હતી, ત્યારે તેને જોઈને એક વ્રતનિષ્ઠ બ્રાહ્મણે તેને કહ્યું હતું કે,[૨] 'સર્વ કૌરવોનો ક્ષય થઈ ગયા પછી તને એક પુત્ર થશે અને તે પુત્ર જ્યારે ગર્ભમાં હશે ત્યારે જ સર્વ કૌરવોનો વિનાશ થશે માટે તેનું 'પરીક્ષિત' એવું નામ જગતમાં પ્રસિદ્ધ થશે.'[૩] તે સત્પુરુષનું આ વચન અવશ્ય સત્ય થશે અને આ પાંડવોનો તે પરીક્ષિત પુત્ર વંશની વૃદ્ધિ કરનાર થશે.' યાદવશ્રેષ્ઠ શ્રીકૃષ્ણે આમ કહ્યું, એટલે અશ્વત્થામા અત્યંત કોપાવિષ્ટ થઈ ગયા; અને તેમણે આવો ઉત્તર આપ્યો:[૪,૫] 'હે કેશવ ! પાંડવોનો પક્ષપાત કરીને તમે આ પ્રમાણે કહો છો, પરંતુ તમારું એ વચન તે પ્રમાણે સત્ય થશે નહિ. હે પુંડરીકાક્ષ ! મારું વચન કદી પણ અન્યથા થાય જ નહિ.[૬] હે કૃષ્ણ ! તમે વિરાટપુત્રીના જે ગર્ભની રક્ષા કરવા ઇચ્છો છો, તે ગર્ભ પર મેં ઉગામેલું આ અસ્ત્ર અવશ્ય પડશે જ.'

શ્રીભગવાન બોલ્યા : અવશ્ય તારું બ્રહ્માસ્ત્ર અમોઘ હોવાથી તે ગર્ભ પર પડશે અને ગર્ભ મૃત્યુ પામશે; પરંતુ તે મરણ પામેલો ગર્ભ પુનઃ જીવન પામીને લાંબું આયુષ્ય ભોગવશે. બાકી તું તો એક દુષ્ટ પુરુષ છે, પાપી છે, નિરંતર પાપ કર્મ કરનાર છે અને બાળહત્યારો છે, એ વાતની સર્વ બુદ્ધિમાન પુરુષોને ખબર જ છે.[૭-૯] માટે તને પણ આ પાપી કર્મનું ફળ મળશે જ. હું તને કહું છું કે, તું ત્રણ હજાર વર્ષ પર્યંત આ પૃથ્વીમાં ભટક્યા કરીશ.[૧૦] કોઈ સ્થળે પણ તને કોઈની સાથે સંભાષણ કરવાનું પણ નહિ મળી શકે. કેવળ નિર્જન પ્રદેશોમાં કોઈની સહાય વિના તું એકલો જ ભટક્યા કરીશ.[૧૧] ઓ ક્ષુદ્ર ! તારી મનુષ્યોના મધ્યમાં લેશમાત્ર સ્થિતિ રહેશે નહિ. તારા શરીરમાંથી પરુની તથા લોહીની દુર્ગંધ નીકળ્યા કરશે અને તું મહાગહન અરણ્યોનો જ આશ્રય કરનાર થઈશ.[૧૨] વળી તું પાપાત્મા સર્વ વ્યાધિઓથી યુક્ત થઈને મહાઘોર જંગલોમાં રઝળ્યા કરીશ. તુ જેનો વધ કરવા ઇચ્છે છે, તે શૂરવીર પરીક્ષિત તો તેની યોગ્ય વયે પહોંચ્યા પછી સંપૂર્ણ બ્રહ્મચર્ય પાળીને શારદ્વતગોત્રના કૃપાચાર્યની પાસેથી સર્વ જાતનાં અસ્ત્રો પ્રાપ્ત કરશે. એટલુ જ નહિ પણ તે પરીક્ષિત ઉત્તમ જાતિનાં અસ્ત્રોનું જ્ઞાન સંપાદન કર્યા પછી ક્ષાત્રધર્મપરાયણ રહેશે અને એક ધર્માત્મા પુરુષ તરીકે સાઠ વર્ષ પર્યંત આ પૃથ્વીનું પાલન કરશે. ઓ દુર્મતિ ! પાંડવોનું સ્વર્ગારોહણ થઈ ગયા પછી એ મહાબાહુ પરીક્ષિત તારા દેખતાં કુરુઓનો રાજા થશે અને 'મહારાજા પરીક્ષિત' એવી સંપૂર્ણ માન-

ભરેલી વિખ્યાતિને પામશે. ઓ નરાધમ ! જો કે તે ગર્ભ તારા અસ્ત્રાગ્નિના તેજથી પ્રથમ બળી જશે, પરંતુ હું તેને જીવતો કરીશ અને તે દ્વારા તું મારા તપનું તથા સત્યનું પરાક્રમ જોજે.[૧૩-૧૬]

વ્યાસ બોલ્યા : તેં અમારો પણ અનાદર કરીને આવું દારુણ કર્મ કર્યું છે. તું બ્રાહ્મણ છે, છતાં તારું વર્તન આવું દુષ્ટ છે. વળી તેં ક્ષાત્રધર્મનો આશ્રય કર્યો છે. માટે શ્રીકૃષ્ણે જે ઉત્તમ વચન કહ્યું છે તે પ્રમાણે અવશ્ય થશે.[૧૭,૧૮]

અશ્વત્થામા બોલ્યા : હે બ્રહ્મન્! હું આ લોકમાંના પુરુષો પૈકી એક આપની સાથે જ હવે રહીશ. આ ભગવાન પુરુષોત્તમની વાણી ભલે સત્ય થાય.[૧૯]

વૈશંપાયન બોલ્યા : આમ કહીને અશ્વત્થામાએ મહાત્મા પાંડવોને પોતાનો મણિ અર્પણ કરી દીધો અને પોતે મનમાં ઉદાસ થઈ સર્વના દેખતાં વનમાં ચાલ્યા ગયા.[૨૦] પાંડવોએ પણ અશ્વત્થામાનો જન્મસિદ્ધ મણિ ગ્રહણ કર્યો. હવે શત્રુરહિત થઈને તેમણે શ્રીકૃષ્ણને આગળ કરીને મહામુનિ વ્યાસને તથા નારદને વંદન કર્યાં. પછી તેઓ ઉતાવળા ઉતાવળા અનશન લઈ બેઠેલાં માનિની દ્રૌપદી પાસે જવા દોડી નીકળ્યા.[૨૧,૨૨] પુરુષોમાં વ્યાઘ્ર સરખા તે પાંડવો શ્રીકૃષ્ણની સાથે વાયુ સમાન વેગવાળા ઉત્તમ ઘોડાઓ દોડાવી મૂકીને પુનઃ છાવણીમાં આવી પહોંચ્યા.[૨૩] ત્યાં તુરત જ તેઓ પોતપોતાના રથો પરથી ઊતરી પડ્યા. હવે પુત્રોના શોકથી અત્યંત દુઃખી થયેલા તે મહારથીઓ અશ્વત્થામાના પરાભવથી હર્ષ પામેલાં અને પુત્ર આદિના શોકથી વિહ્વળ થયેલાં દ્રૌપદીને મળ્યા.[૨૪] એ સમયે દ્રૌપદી દુઃખ અને શોકથી યુક્ત થઈને નિરાનંદ સ્થિતિએ ત્યાં બેઠાં હતાં. પાંડવો અને શ્રીકૃષ્ણ પણ તેમને વીંટાઈ વળી ત્યાં બેઠા.[૨૫] પછી રાજા યુધિષ્ઠિરે અશ્વત્થામાનો મણિ આપી દેવાની ભીમસેનને આજ્ઞા કરી. એટલે મહાબળવાન ભીમસેને તે દિવ્ય મણિ દ્રૌપદીને આપ્યો અને તે આવું વચન બોલ્યો :[૨૬] 'હે ભદ્રા ! તારા પુત્રોનો વધ કરનાર પાપી પાસેથી અમે જ મણિ જીતી લાવ્યા છીએ, તે આ રહ્યો. હવે તું શોકનો ત્યાગ કરી ઊભી થા અને ક્ષાત્રધર્મનું સ્મરણ કર.[૨૭] હે શ્યામ નેત્રોવાળી ભીરુ સ્ત્રી ! પૂર્વે મધુદૈત્યનો નાશ કરનારા શ્રીકૃષ્ણ સંધિ કરવા માટે જ્યારે હસ્તિનાપુર તરફ જતા હતા, ત્યારે તેં તેમને આવાં વાક્યો કહ્યાં હતાં કે, 'કૌરવોએ મને ઘણાં દુઃખો દીધાં છે; છતાં રાજા યુધિષ્ઠિર તેમની સાથે સલાહ કરવાની ઇચ્છા રાખે છે. તે પરથી જણાય છે કે પતિઓ મારા નથી, પુત્રો મારા નથી, ભાઈઓ પણ મારા નથી, અને હે ગોવિંદ ! તમે પોતે પણ મારા નથી.' આવાં આવાં તીવ્ર પરંતુ ક્ષાત્રધર્મને યોગ્ય એવાં વચનો તેં શ્રીકૃષ્ણને કહ્યાં હતાં, તેનું આ સમયે સ્મરણ કરવું તને યોગ્ય છે.[૨૮-૩૦] આપણું રાજ્ય મેળવવામાં મોટા વિઘ્નરૂપ એવા પાપી દુર્યોધનને મેં મારી નાખ્યો છે અને રણભૂમિ પર તરફડી રહેલા દુઃશાસનનું લોહી મેં પીધું છે.[૩૧] આ રીતે અમે વેરના ઋણમાંથી મુક્ત થયા છીએ. તેથી દોષ દેનારા મનુષ્યોના દોષારોપનું અમારું સ્થાન રહ્યું નથી. દ્રોણપુત્ર અશ્વત્થામાને તો તે બ્રાહ્મણ હોવાથી અને તેના તરફ ગુરુપુત્ર તરીકેનું અમને માન હોવાથી જીવતો છોડ્યો છે. તે પણ તેને જીત્યા પછી જ જીવતો છોડવામાં આવ્યો છે. હે દેવી ! તેની પાસેથી મણિ પડાવી લીધો છે તથા તેનાં હથિયારો પૃથ્વી પર મુકાવી દીધાં છે. માટે તેના યશનો તો હવે નાશ થઈ જ ચૂક્યો છે, માત્ર તેનું શરીર જ નિર્માલ્ય જેવું હવે બાકી રહ્યું છે.[૩૨,૩૩]

દ્રૌપદી બોલી : હે ભરતવંશી ભીમસેન ! મને અશ્વત્થામાના પ્રાણ લેવાની ઇચ્છા ન હતી, પણ

તેણે કરેલા દુષ્ટ કૃત્યની તેને શિક્ષા કરવાની જ મને ઇચ્છા હતી. તે તમારા ગુરુનો પુત્ર છે એટલે મારો પણ ગુરુ જ છે. બસ હવે તે વેરના ઋણમાંથી હું મુક્ત થઈ છું. આ મણિને રાજા યુધિષ્ઠિર પોતાના મસ્તક પર ભલે બાંધે.[૩૪]

રાજા યુધિષ્ઠિરે પણ તે મણિને પોતાના ગુરુનું ઉચ્છિષ્ટ માનીને તથા દ્રૌપદીનાં વચનને માન આપીને તુરત જ પોતાના મસ્તક પર ધારણ કરી લીધો.[૩૫] આમ રાજા યુધિષ્ઠિરે જ્યારે પોતાના મસ્તક પર તે દિવ્ય મણિને ધારણ કર્યો, ત્યારે શિખર પર આરૂઢ થયેલા ચંદ્રમા વડે જેમ પર્વત શોભે તેમ તે શોભવા લાગ્યા.[૩૬] પછી પુત્રના શોકથી વિહ્વળ થયેલાં મનસ્વિની દ્રૌપદી અનશનવ્રતનો ત્યાગ કરી ત્યાંથી ઊભાં થઈ ગયાં અને મહાબાહુ ધર્મરાજાએ શ્રીકૃષ્ણને આ પ્રમાણે પ્રશ્ન પૂછ્યો.[૩૭]

ઇતિ શ્રીમહાભારતમાં સૌપ્તિકપર્વાંતર્ગત ઐષીકપર્વમાં 'દ્રૌપદીનું સાંત્વન' નામનો અધ્યાય ૧૬ મો સમાપ્ત

# अध्याय १७मो

## શ્રીશંકરમાહાત્મ્ય

॥ वैशंपायन उवाच ॥

हतेषु सर्वसैन्येषु सौप्तिके तै रथैस्त्रिभिः ।
शोचन् युधिष्ठिरो राजा दाशार्हमिदमब्रवीत् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: હે જનમેજયરાજા! કૃપાચાર્ય, કૃતવર્મા અને અશ્વત્થામા એ ત્રણે મહારથીઓએ રાત્રિમાં નિદ્રાધીન થયેલાં સર્વ સૈન્યોનો જ્યારે સંહાર કરી નાખ્યો, ત્યારે તેનો શોક કરતા રાજા યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણને પૂછ્યું:[૧] 'હે કૃષ્ણ! ક્ષુદ્ર, પાપી અને જેણે કોઈ જાતનું પુણ્યકર્મ કર્યું નથી એવા અશ્વત્થામા એકલાએ મારા સર્વ મહારથી પુત્રોને કેવી રીતે મારી નાખ્યા?[૨] વળી, દ્રુપદરાજાના પુત્રો અસ્ત્રકુશળ હતા, પરાક્રમી હતા અને લાખો યોદ્ધાઓની સાથે યુદ્ધ કરનારા હતા, તેમને પણ અશ્વત્થામાએ કેવી રીતે મારી નાખ્યા?[૩] દ્રોણાચાર્ય મહાધનુર્ધર હતા, છતાં યુદ્ધમાં જેની સન્મુખ ટકી શકતા ન હતા એવા મહારથી ધૃષ્ટદ્યુમ્નને અશ્વત્થામાએ કેવી રીતે મારી નાખ્યો?[૪] હે મહાપુરુષ કૃષ્ણ! અમારા ગુરુના પુત્ર અશ્વત્થામાએ તેવું કયું મહાન કર્મ કર્યું હતું કે તેથી તેણે એકલાએ અમારા સર્વ યોદ્ધાઓને યુદ્ધમાં મારી નાખ્યા?'[૫]

શ્રીભગવાન બોલ્યા: આચાર્યપુત્ર અશ્વત્થામા દેવના દેવ, ઈશ્વરોના પણ ઈશ્વર અને અવિનાશી એવા શંકર પ્રભુને જ શરણે ગયા હતા અને તેમના પ્રભાવથી જ તેણે એકલાએ અનેક પુરુષોનો સંહાર કરી નાખ્યો છે.[૬] હિમાલયમાં વસનારા શ્રીશંકર દેવ જો પ્રસન્ન થાય છે, તો દેવપણું પણ આપી દે છે; એટલું જ નહિ પણ એવું મહાન પરાક્રમ આપી દે છે કે, તેના વડે પુરુષ ઇંદ્રનો પણ નાશ કરી શકે છે.[૭] હે ભરતશ્રેષ્ઠ યુધિષ્ઠિર! હું મહાદેવના તાત્ત્વિક સ્વરૂપને તથા તેમના વિવિધ પ્રકારનાં પ્રાચીન કર્મોને સારી પેઠે જાણું છું.[૮]* હે ભરતવંશી રાજા! ભગવાન શંકર આ

* 'तरति शोकमात्मवित् । આત્મવેત્તા પુરુષ સાંસારિક વાતાવરણના કાલ્પનિક શોકને તરી જાય છે.' આ શ્રુતિવચનને મનમાં રાખી ભગવાન શ્રીકૃષ્ણ આ નવમા શ્લોકથી આરંભી યુધિષ્ઠિર આદિનો શોક દૂર કરવાની ઇચ્છાથી આત્મજ્ઞાનનો ઉપદેશ આપે છે. જેમ સુવર્ણ કુંડલ આદિ પદાર્થોના આદિ, મધ્ય અને અંતરૂપ છે, તેમ ભગવાન શંકર પણ આ જગતના આદિ, મધ્ય અને અંતરૂપ છે, અર્થાત્ જગતમાંનો સર્વ કોઈ પદાર્થ તે ભગવત્સ્વરૂપ છે. અહીં સુવર્ણના દૃષ્ટાંત ઉપરથી એમ ન સમજવું કે, સુવર્ણની પેઠે ભગવાન પણ અચેતન હશે. તેને માટે મૂળમાં જ કહેલું છે કે, તેમની ચેષ્ટાથી જ આ સર્વ જગત વિવિધ ચેષ્ટાઓ કરે છે. શ્રુતિ પણ કહે છે કે, 'को ह्येवान्यात्कः प्राण्यात् यदेष आकाश आनन्दो न स्यात् । પ્રાણીના હૃદયાકાશમાં આનંદસ્વરૂપ પરમાત્મા જો ન હોય તો કોણ જીવી શકે અને કોણ પ્રાણાપાનની ચેષ્ટા કરી શકે?' આ શ્રુતિ પ્રાણાપાનની

સર્વ ભૂતોના આદિ, મધ્ય અને અંતરૂપ છે; અને તેમની ચેષ્ટાથી જ આ સર્વ જગત વિવિધ ચેષ્ટાઓ કરે છે.[૯×] પૂર્વે સૃષ્ટિની આદિમાં સર્વ ભૂતોને સરજવાની ઇચ્છાથી બ્રહ્મદેવે પ્રથમ વ્યાપક એવા શંકર ભગવાનનાં દર્શન કર્યાં અને પછી તેમને કહ્યું કે, 'આપ સર્વ ભૂતોની રચના કરો. વિલંબ કરો મા.' બ્રહ્મદેવનું વચન સાંભળી શંકરે 'તથાસ્તુ' એમ કહ્યું. આ પછી સર્વ ભૂતસૃષ્ટિમાં કોઈ કોઈ દોષ દેખાવાથી મહાતપસ્વી ભગવાન શંકરે જળની અંદર નિમગ્ન રહી દીર્ઘ કાળ પર્યંત તપશ્ચર્યા કરવા માંડી.[૧૦,૧૧] પિતામહ બ્રહ્મદેવે ઘણા સમય સુધી શંકર ભગવાનની રાહ જોયા કરી. પછી આખરે તેમણે સર્વ પ્રાણીઓને સરજનારો એક બીજો પુરુષ મનથી ઉત્પન્ન કર્યો.[૧૨] તે પુરુષે જળની અંદર સૂતેલા શંકર ભગવાનને જોઈને પોતાના પિતા બ્રહ્મદેવને કહ્યુ કે, 'મારી પહેલાં બીજો કોઈપણ પ્રજાસ્રષ્ટા પુરુષ જો ઉત્પન્ન થયો ન હોય તો હું પ્રજાઓને સરજું.'[૧૩] પછી બ્રહ્મદેવે તેને કહ્યુ કે, 'તારી પહેલાં ઉત્પન્ન થયેલો બીજો એક પણ પ્રજાસ્રષ્ટા પુરુષ નથી, માત્ર આ શંકર ભગવાન છે; પણ તે તો જળમાં નિમગ્ન રહેલા છે. માટે તું નિઃસંદેહ થઈને સૃષ્ટિ ઉત્પન્ન કર.'[૧૪] બ્રહ્મદેવે આમ કહ્યું એટલે તે પુરુષે ભૂતોને ઉત્પન્ન કર્યા તથા દક્ષ આદિ પ્રજાપતિઓને ઉત્પન્ન કર્યા. તે પ્રજાપતિઓ દ્વારા તેણે ચાર પ્રકારના આ ભૂતસમુદાયને સંપૂર્ણ રીતે સરજ્યો છે.[૧૫] આ રીતે હે રાજન્! સર્વ પ્રજાઓ ઉત્પન્ન તો થઈ પરંતુ તેમને માટે કોઈ ભક્ષ્ય પદાર્થો નહિ હોવાથી તે સર્વ પ્રજાઓ ક્ષુધાતુર થઈ ગઈ અને પ્રજાપતિનું જ ભક્ષણ કરવા માટે એકદમ દોડી ગઈ.[૧૬] એટલે પ્રજાપતિ પોતાનું રક્ષણ કરવાની ઇચ્છાથી એકદમ બ્રહ્મદેવ પાસે દોડી ગયા અને તેમને કહેવા લાગ્યા કે, 'હે ભગવન્! આ પ્રજાઓથી મારું રક્ષણ કરો અને તેમને આજીવિકા માટે વ્યવસ્થા કરી આપો.'[૧૭] તે સાંભળી બ્રહ્મદેવે તે પ્રજાઓને અન્ન, ઔષધિઓ, સ્થાવરજંગમ ભૂતસમુદાયો તેમ જ બળવાન પ્રાણીઓને દુર્બળ પ્રાણીઓ ભક્ષ્યરૂપે આપ્યાં.[૧૮] આ પ્રમાણે આજીવિકાની વ્યવસ્થા થઈ, એટલે સર્વ પ્રજાઓ જ્યાંથી આવી હતી ત્યાં ચાલી ગઈ અને અન્યોન્ય પ્રીતિવાળી થઈને પોતપોતાની યોનિઓમાં વૃદ્ધિ પામવા લાગી.[૧૯] ભૂતસમુદાયને આમ વૃદ્ધિ પામેલો જોઈ લોકગુરુ બ્રહ્મદેવ પ્રસન્ન થયા; પણ તેવામાં સર્વનાં કરતાં મોટા એવા ભગવાન શંકર જળમાંથી બહાર નીકળ્યા અને આ સર્વ પ્રજાઓ તેમના જોવામાં આવી.[૨૦] તે પ્રજાઓ અનેકસ્વરૂપે સરજાઈ ગઈ હતી અને પોતાના તેજથી વૃદ્ધિને પામી ગઈ હતી. ભગવાન રુદ્ર તે પ્રજાઓને જોઈને ક્રોધાયમાન થઈ ગયા અને તેમણે તુરત જ પોતાના લિંગને* પૃથ્વી પર કાપી નાખ્યું.[૨૧] ભગવાને કાપી નાખેલું તે લિંગ હતું તેમ જ પૃથ્વી પર પ્રતિષ્ઠિત થઈ ગયું. પછી અવિનાશી

ચેષ્ટાને પણ ઈશ્વરાધીન કહે છે, તો પછી મરણ, મારણ આદિ ઈશ્વરાધીન હોય તેમા શું આશ્ચર્ય છે? માટે સર્વ જાતના કાર્ય–અકાર્યને ઈશ્વરાધીન સમજી લઈ પુરર સંતાપ ન કરવો જોઈએ, આવા ભાવનો આ નવમો શ્લોક છે. —નીલકંઠ

× કેવળ આપણે જ ઈશ્વરની ચેષ્ટાને લીધે આપણી સર્વ ચેષ્ટાઓ કરીએ છીએ તેમ નથી; પરંતુ બ્રહ્માદિ દેવો પણ તેમની ચેષ્ટાને અધીન રહીને જ સૃષ્ટિરચના આદિ પોતપોતાની ચેષ્ટાઓ કર્યા કરે છે આવો આશય જણાવવા માટે આ દશમા શ્લોકથી આરંભી સૃષ્ટિરચના આદિનુ વર્ણન કરે છે —નીલકંઠ

* ભગવાન શંકરે પોતાના લિંગને પૃથ્વી પર કાપી નાખ્યુ, એટલે પોતાનામાં રહેલા પ્રજોત્પત્તિના સામર્થ્યને પૃથ્વી પર પાડી નાખ્યું. આમ કરવામાં ભગવાન શંકરનો એ અભિપ્રાય હતો કે, જે કોઈ આસ્તિક પુરુષો આ લિંગનું પૂજન કરશે, તેમને આ લિંગ જ સર્વ પ્રકારની સિદ્ધિઓ આપનાર થઈ પડશે.
—નીલકંઠ

દેવ બ્રહ્મા તેમનો ક્રોધ શાંત પાડવા માટે તેમને આવાં વચનો કહેવા લાગ્યા :[૨૨] 'હે શર્વ! તમે આ શું કર્યું અને આટલા બધા સમય સુધી જળમાં નિમગ્ન રહીને તમે આ લિંગને પૃથ્વી પર શા માટે પ્રતિષ્ઠિત કર્યું ?'[૨૩] લોકગુરુ ભગવાન શંકર અત્યંત ક્રોધાયમાન થઈને બ્રહ્મદેવને કહેવા લાગ્યા : 'આ બધી પ્રજાઓને તો કોઈ બીજાએ સરજી લીધી છે, તો હવે આ લિંગને હું શું કરું ?[૨૪] હે પિતામહ! મેં તપશ્ચર્યા કરીને પ્રજાઓને માટે અન્ન મેળવ્યું છે, અન્નમાંથી ઔષધિઓ ઉત્પન્ન થઈ છે અને તે જ પ્રમાણે બીજાંકુરન્યાય પ્રમાણે સૃષ્ટિપ્રવાહ સતત ચાલ્યા કરશે.×'[૨૫] આમ કહીને મનમાંથી સૃષ્ટિનો સંબંધ દૂર કરી દઈ મહાતપસ્વી

કરી અર્થાત્ યજ્ઞવિધિનો આરંભ કર્યો.[૧] તે યજ્ઞમાં તેમણે હવિર્દ્રવ્ય આદિ સાધનોની, તે તે યજ્ઞભાગોને યોગ્ય દેવતાઓની તથા યજ્ઞીય દ્રવ્યની પણ વ્યવસ્થા કરી લીધી.[૨] હે નરપતિ! તે સમયે સર્વ દેવતાઓ યજ્ઞના ફળદાતા ઈશ્વર–રુદ્રદેવનું યથાર્થ સ્વરૂપ જાણતા ન હતા, તેથી તેમણે એ યજ્ઞમાં રુદ્રદેવનો ભાગ કલ્પ્યો નહિ.[૩+] આમ જ્યારે સર્વ દેવોએ પોતાનો યજ્ઞભાગ કલ્પ્યો નહિ, ત્યારે તેમના યજ્ઞનો નાશ કરવામાં સાધનરૂપ એક ધનુષ્યને ભગવાન શંકરે પ્રથમ જ ઉત્પન્ન કર્યું.[૪] આ સર્વ જગત× લોકયજ્ઞ, ક્રિયાયજ્ઞ, ગૃહયજ્ઞ, પંચભૂત

---

તે પ્રજાઓ કેવળ કર્મ દ્વારા જ મોક્ષસિદ્ધિરૂપ ફળની ઇચ્છા કરવા લાગી અને તેવા અ

નૃયજ્ઞ—આ ચાર યજ્ઞો દ્વારા જ ઉત્પન્ન થયેલું છે.[૫] તેમાંથી લોકયજ્ઞ અને પંચભૂત નૃયજ્ઞથી શંકર ભગવાને પોતાનું ધનુષ્ય ઉત્પન્ન કર્યું હતું અને તે પાંચ હાથ લાંબું હતું.[૬] હે ભારત! વષટ્કાર તે ધનુષ્યની દોરીરૂપ થયો હતો. (અર્થાત્ જેનું બીજું નામ વષટ્કાર છે એવા ગૃહયજ્ઞથી લોકવાસના અને દેહવાસના લેશમાત્ર સંકુચિત બને છે. માટે તે ગૃહયજ્ઞ બે વાસનારૂપ ધનુષ્યની દોરીને ઠેકાણે થયો.) યજ્ઞનાં ચાર અંગો તે ધનુષ્યની દૃઢતાને માટે થયાં (અર્થાત્ અર્થિત્વ, સમર્થત્વ, વિદ્વત્ત્વ અને શાસ્ત્રનિષેધ આ ચાર યજ્ઞનાં અંગોએ લોકવાસના અને દેહવાસનારૂપ તે ધનુષ્યને મજબૂત બનાવ્યું.[૭] તે પછી ક્રોધાયમાન÷ થયેલા મહાદેવ તે ધનુષ્ય હાથમાં લઈને જે સ્થળે દેવોએ યજ્ઞનો આરંભ કર્યો હતો તે સ્થળે આવી પહોંચ્યા.[૮] તે સમયે નિર્વિકાર બ્રહ્મચારી મહાદેવને હાથમાં ધનુષ્ય લઈને ત્યાં આવેલા જોઈ પૃથ્વીદેવી ગભરાટમાં પડી ગઈ અને પર્વતો કંપાયમાન થઈ ગયા.[૯] ત્યારે પવન સ્તબ્ધ થઈ ગયો; સારી પેઠે પ્રજ્વલિત કરેલો અગ્નિ પણ નિસ્તેજ થઈ ગયો અને નક્ષત્રમંડળ ઉદ્વિગ્ન થઈને આકાશમાં ભમવા લાગ્યું.[૧૦] ત્યારે સૂર્ય પ્રકાશરહિત થઈ ગયો, ચંદ્રમંડળ પણ શોભારહિત થઈ ગયું અને સર્વ આકાશપ્રદેશ અંધકારથી આકુળ થઈને ઢંકાઈ ગયો.[૧૧] ત્યાં નિસ્તેજ થઈ ગયેલા દેવો કોઈ પણ વિષયોને જાણી શક્યા નહિ. તેમણે આરંભેલો યજ્ઞ પણ કાંતિરહિત થઈ ગયો અને સર્વ દેવતાઓ ત્રાસ પામી ગયા.[૧૨] પછી ભગવાન શંકરે એક મહાભયંકર બાણ મારીને યજ્ઞને છાતીમાં વીંધી નાખ્યો; એટલે તે યજ્ઞ અગ્નિની સાથે મૃગનું સ્વરૂપ ધારણ કરીને ત્યાંથી+ નાસી ગયો.[૧૩] હે યુધિષ્ઠિરરાજા*! તે યજ્ઞ મૃગનું સ્વરૂપ ધારણ કરીને છેક આકાશમાં ગયો અને ભગવાન રુદ્ર પણ હાથમાં ધનુષ્ય લઈને તેની પાછળ પડ્યા. આ દેખાવ હજીસુધી પણ આકાશમાં આબેહૂબ દેખાય છે.[૧૪] આ પ્રમાણે જ્યારે યજ્ઞ નાસી ગયો ત્યારે સર્વ દેવતાઓ મૂઢ થઈ ગયા. દેવતાઓ આ પ્રમાણે સંજ્ઞા વિનાના થઈ ગયા ત્યારે કશું પણ વરતાતું નહોતું.[૧૫] ત્યાં ત્ર્યંબક÷ (ત્રણ નેત્રોવાળા) ભગવાન શંકરે ક્રોધાયમાન થઈને ધનુષ્યની અણી વડે સવિતાદેવના બન્ને બાહુઓને ભાંગી નાખ્યા, ભગદેવનાં બન્ને નેત્રો ફોડી નાખ્યાં અને પૂષાદેવના દાંત ભાગી નાખ્યા. યજ્ઞની આવી સ્થિતિ થઈ એટલે સર્વ દેવતાઓ તથા યજ્ઞનાં સર્વ અંગો ત્યાંથી પલાયન કરી ગયાં અને કેટલાએક તો ત્યાં જ મૃતઃપ્રાય સ્થિતિએ બેભાન થઈ પડ્યા.[૧૬,૧૭] આ રીતે ત્યાંથી સર્વને

÷ મોહવશ થયેલા દેવોએ યજ્ઞના અંગોનાં લોકેષણા આદિમાં વિનિયોગ કર્યો તે હેતુથી મહાદેવ ક્રોધાયમાન થયા હતા અને તે જ કારણથી તેમણે યજ્ઞનો નાશ કર્યો હતો. —નીલકંઠ

+ હું યજ્ઞ કરનાર છું, હું દાતા છું, હું વિધાતા છું ઇત્યાદિ રૌદ્ર અહંકાર અથવા દર્પથી યજ્ઞ નષ્ટ થાય છે—શાસ્ત્રોક્ત આત્મવિવિદિષારૂપ ફળથી ભ્રષ્ટ થાય છે. —નીલકંઠ

* યજ્ઞકર્તા યજમાન તેનું આયુષ્ય પૂર્ણ કર્યા પછી અમુક સમય સુધી સ્વર્ગમાં રહે છે અને તેણે કરેલા યજ્ઞના પુણ્યફળનો ત્યાં ઉપભોગ કરે છે; પરંતુ તેણે કરેલો યજ્ઞ, રૌદ્ર—અહંકારથી અનુગત હોય છે, તેથી ફળોપભોગ પૂર્ણ થતા સ્વર્ગમાથી તે ભ્રષ્ટ થાય છે. આમ આ મનુષ્યલોકમાં અધઃપાત પામીને તે અહંભાવયુક્ત યજમાન ડુંગર આદિ જુદી જુદી સ્થાવર યોનિઓમાં ઉત્પન્ન થાય છે, માટે યજ્ઞાદિ કર્મ અહંભાવયુક્ત ન હોવું જોઈએ, આવા આશયનો આ શ્લોક છે. —નીલકંઠ

÷ ત્ર્યંબકે—શ્રવણ, મનન અને નિદિધ્યાસનરૂપ ત્રણ સાધનોથી જેમની પ્રાપ્તિ કરી શકાય છે એવા પરમેશ્વરે, સવિતાના—યજ્ઞમાં પ્રવૃત્ત કરનારા દેવના બન્ને બાહુઓને—કર્મ અને કરણરૂપ બે હેતુઓને, ભગદેવના—મનનાં બે નેત્ર ને—વિહિત અને પ્રતિષિદ્ધરૂપ બે સંકલ્પોને તથા પૂષાદેવના દાંતોને—વાક્ ઇંદ્રિયમાં સ્થિતિ કરનારા મંત્રોને ધનુષ્યની અણી વડે—લોકવાસના તથા દેહવાસનારૂપ ધનુષ્યની અણી વડે નષ્ટ કર્યા. —નીલકંઠ

દેવ બ્રહ્મા તેમનો ક્રોધ શાંત પાડવા માટે તેમને આવાં વચનો કહેવા લાગ્યા [૨૨] 'હે શર્વ! તમે આ શું કર્યું અને આટલા બધા સમય સુધી જળમાં નિમગ્ન રહીને તમે આ લિંગને પૃથ્વી પર શા માટે પ્રતિષ્ઠિત કર્યું?'[૨૩] લોકગુરુ ભગવાન શંકર અત્યંત ક્રોધાયમાન થઈને બ્રહ્મદેવને કહેવા લાગ્યા 'આ બધી પ્રજાઓને તો કોઈ બીજાએ સરજી લીધી છે, તો હવે આ લિંગને હું શું કરું?[૨૪] હે પિતામહ! મેં તપશ્ચર્યા કરીને પ્રજાઓને માટે અન્ન મેળવ્યું છે, અન્નમાંથી ઔષધિઓ ઉત્પન્ન થઈ છે અને તે જ પ્રમાણે બીજાંકુરન્યાય પ્રમાણે સૃષ્ટિપ્રવાહ સતત ચાલ્યા કરશે'×[૨૫] આમ કહીને મનમાંથી સૃષ્ટિનો સંબંધ દૂર કરી દઈ મહાતપસ્વી ભગવાન શંકર એકદમ ક્રોધપૂર્વક મુજવાન પર્વતના શિખર પર તપશ્ચર્યા કરવા માટે ચાલ્યા ગયા.[૨૬]

ઇતિ શ્રીમહાભારતમાં સૌપ્તિકપર્વાન્તર્ગત ઐષીકપર્વમાં 'યુધિષ્ઠિર અને શ્રીકૃષ્ણનો સંવાદ' નામનો અધ્યાય ૧૭ મો સમાપ્ત

## अध्याय १८ मो

### શ્રીશંકરમાહાત્મ્ય (ચાલુ)

॥ श्रीभगवानुवाच ॥

**ततो देवयुगेऽतीते देवा वै समकल्पयन् ।**
**यज्ञं वेदप्रमाणेन विधिवद्यष्टुमीप्सवः ॥ १ ॥**

શ્રીભગવાન બોલ્યા પછી સત્યયુગ વીતી ગયો, એટલે દેવોએ વેદોક્ત વિધિ પ્રમાણે કર્મ દ્વારા યજન કરવાની ઇચ્છાથી યજ્ઞની+ કલ્પના કરી અર્થાત્ યજ્ઞવિધિનો આરંભ કર્યો[૧] તે યજ્ઞમાં તેમણે હવિર્દ્રવ્ય આદિ સાધનોની, તે તે યજ્ઞભાગોને યોગ્ય દેવતાઓની તથા યજ્ઞીય દ્રવ્યની પણ વ્યવસ્થા કરી લીધી.[૨] હે નરપતિ! તે સમયે સર્વ દેવતાઓ યજ્ઞના ફળદાતા ઈશ્વર-રુદ્રદેવનું યથાર્થ સ્વરૂપ જાણતા ન હતા, તેથી તેમણે એ યજ્ઞમાં રુદ્રદેવનો ભાગ કલ્પ્યો નહિ.[૩+] આમ જ્યારે સર્વ દેવોએ પોતાનો યજ્ઞભાગ કલ્પ્યો નહિ, ત્યારે તેમના યજ્ઞનો નાશ કરવામાં સાધનરૂપ એક ધનુષ્યને ભગવાન શંકરે પ્રથમ જ ઉત્પન્ન કર્યું.[૪] આ સર્વ જગત× લોકયજ્ઞ, ક્રિયાયજ્ઞ, ગૃહયજ્ઞ, પંચભૂત

× અર્થાત્ અન્નથી વીર્ય અને વીર્યથી પ્રજાઓ, આમ પ્રવાહરૂપે સૃષ્ટિના સ્થિતિકાર્યનો સતત નિર્વાહ ચાલુ થઈ ગયો છે, તો પછી મારી ઈશ્વરની શી જરૂર છે? આવા અભિપ્રાયથી લિંગનો અનાદર કરી ઈશ્વર તિરોહિત થઈ ગયા. —નીલકંઠ

+ પૂર્વના અધ્યાયમાં કહ્યા પ્રમાણે ઈશ્વરનું (શંકરનું) તિરોધાન થયા પછી સત્યયુગના સમયમાં પ્રજાઓ ઈશ્વરનું આરાધન કર્યા વિના પણ માત્ર શમદમાદિક સ્વાભાવિક સાધનોથી કૃતકૃત્ય થઈ રહી હતી. પરંતુ તે સત્યયુગના વીતી ગયા પછી ઈશ્વરને નહિ માનનારી તે પ્રજાએ કેવળ કર્મ દ્વારા જ મોક્ષસિદ્ધિરૂપ ફળની ઇચ્છા કરવા લાગી અને તેવા અભિપ્રાયથી જ તેમણે યજ્ઞવિધિની કલ્પના કરી —નીલકંઠ

+ આ શ્લોકથી આરંભેલી આખ્યાયિકાથી એ જ ભાન દર્શાવવાનો છે કે, यो वा एतदक्षरं गार्ग्यविदित्वाऽस्मिंल्लोके यजति जुहोति ददाति तपस्तप्यतेऽन्तवदेवास्य तद् भवति॥ હે ગાર્ગી! જે કોઈ પુરુષ એ પરમાત્માનું સંપૂર્ણ જ્ઞાન કર્યા વિના આ લોકમાં યજ્ઞ કરે છે, હવન-હોમ કરે છે, દાન આપે છે અને તપશ્ચર્યા કરે છે તે સર્વનું કર્મ, ફળદૃષ્ટિએ નાશવંત જ છે-નિરર્થક છે' આ શ્રુતિવચન પ્રમાણે ઈશ્વરના આરાધન વિનાનો યજ્ઞ સર્વથા નાશવંત છે-નિરર્થક છે-નિષ્ફળ છે —નીલકંઠ

× 'મને લોકમાં સૌ સારો કહે' આવી લોકૈષણારૂપ વાસનાને મનમાં રાખી જે યજ્ઞ કરવામાં આવે તે લોકયજ્ઞ કહેવાય છે. ગર્ભાધાન આદિ સંસ્કારરૂપ જે યજ્ઞ તે ક્રિયાયજ્ઞ કહેવાય છે. સ્ત્રીની સહાયથી સાધી શકાતા અગ્નિહોત્ર આદિ યજ્ઞ ગૃહયજ્ઞ કહેવાય છે અને શબ્દ આદિ પંચમહાભૂતોના વિષયોથી મનુષ્યોને જે પ્રીતિ થાય છે અર્થાત્ વિષયજન્ય જે સુખ તે પંચભૂત-નૃયજ્ઞ કહેવાય છે. આ ચાર યજ્ઞોથી જ સર્વ જગત સરજાયેલું છે. તેમાંના શાસ્ત્રમાં દર્શાવેલા ક્રિયાયજ્ઞ અને ગૃહયજ્ઞ નામના બે મધ્યમ યજ્ઞોનો નાશ કરવા માટે ભગવાન શંકરે લોકયજ્ઞ અને પંચભૂત નૃયજ્ઞ વડે પોતાનું ધનુષ્ય બનાવ્યું. તે ધનુષ્ય પાંચ હાથ જેવડું હતું અર્થાત્ લોકવાસના અને દેહવાસના, શબ્દ આદિ પાંચ વિષયોથી ભિન્ન નથી, પણ તેમાં જ અંતર્ભૂત છે, માટે લોકયજ્ઞ અને પંચભૂત નૃયજ્ઞ વડે બનેલું શંકર ભગવાનનું ધનુષ્ય શબ્દાદિ પાંચ વિષયોરૂપ પાંચ હાથના માપનું હતું.—નીલકંઠ

નૃયજ્ઞ–આ ચાર યજ્ઞો દ્વારા જ ઉત્પન્ન થયેલું છે.[૫] તેમાંથી લોકયજ્ઞ અને પંચભૂત નૃયજ્ઞથી શંકર ભગવાને પોતાનું ધનુષ્ય ઉત્પન્ન કર્યું હતું અને તે પાંચ હાથ લાંબું હતું.[૬] હે ભારત! વષટ્કાર તે ધનુષ્યની દોરીરૂપ થયો હતો. (અર્થાત્ જેનું બીજું નામ વષટ્કાર છે એવા ગૃહયજ્ઞથી લોકવાસના અને દેહવાસના લેશમાત્ર સંકુચિત બને છે. માટે તે ગૃહયજ્ઞ બે વાસનારૂપ ધનુષ્યની દોરીને ઠેકાણે થયો.) યજ્ઞનાં ચાર અંગો તે ધનુષ્યની દઢતાને માટે થયાં (અર્થાત્ અર્થિત્વ, સમર્થત્વ, વિદ્વત્ત્વ અને શાસ્ત્રનિષેધ આ ચાર યજ્ઞનાં અંગોએ લોકવાસના અને દેહવાસનારૂપ તે ધનુષ્યને મજબૂત બનાવ્યું.[૭] તે પછી ક્રોધાયમાન– થયેલા મહાદેવ તે ધનુષ્ય હાથમાં લઈને જે સ્થળે દેવોએ યજ્ઞનો આરંભ કર્યો હતો તે સ્થળે આવી પહોંચ્યા.[૮] તે સમયે નિર્વિકાર બ્રહ્મચારી મહાદેવને હાથમાં ધનુષ્ય લઈને ત્યાં આવેલા જોઈ પૃથ્વીદેવી ગભરાટમાં પડી ગઈ અને પર્વતો કંપાયમાન થઈ ગયા.[૯] ત્યારે પવન સ્તબ્ધ થઈ ગયો; સારી પેઠે પ્રજ્વલિત કરેલો અગ્નિ પણ નિસ્તેજ થઈ ગયો અને નક્ષત્રમંડળ ઉદ્વિગ્ન થઈને આકાશમાં ભમવા લાગ્યું.[૧૦] ત્યારે સૂર્ય પ્રકાશરહિત થઈ ગયો, ચંદ્રમંડળ પણ શોભારહિત થઈ ગયુ અને સર્વ આકાશપ્રદેશ અંધકારથી આકુળ થઈને ઢંકાઈ ગયો.[૧૧] ત્યાં નિસ્તેજ થઈ ગયેલા દેવો કોઈ પણ વિષયોને જાણી શકયા નહિ. તેમણે આરંભેલો યજ્ઞ પણ કાંતિરહિત થઈ ગયો અને સર્વ દેવતાઓ ત્રાસ પામી ગયા.[૧૨] પછી ભગવાન શંકરે એક મહાભયંકર બાણ મારીને યજ્ઞને છાતીમાં વીંધી નાખ્યો; એટલે તે યજ્ઞ અગ્નિની સાથે મૃગનું સ્વરૂપ ધારણ કરીને ત્યાંથી+ નાસી ગયો.[૧૩] હે યુધિષ્ઠિરરાજા*! તે યજ્ઞ મૃગનું સ્વરૂપ ધારણ કરીને છેક આકાશમાં ગયો અને ભગવાન રુદ્ર પણ હાથમાં ધનુષ્ય લઈને તેની પાછળ પડ્યા. આ દેખાવ હજીસુધી પણ આકાશમાં આબેહૂબ દેખાય છે.[૧૪] આ પ્રમાણે જ્યારે યજ્ઞ નાસી ગયો ત્યારે સર્વ દેવતાઓ મૂઢ થઈ ગયા. દેવતાઓ આ પ્રમાણે સંજ્ઞા વિનાના થઈ ગયા ત્યારે કશું પણ વરતાતું નહોતું.[૧૫] ત્યાં ત્ર્યંબક– (ત્રણ નેત્રોવાળા) ભગવાન શંકરે ક્રોધાયમાન થઈને ધનુષ્યની અણી વડે સવિતાદેવના બન્ને બાહુઓને ભાંગી નાખ્યા, ભગદેવનાં બન્ને નેત્રો ફોડી નાખ્યાં અને પૂષાદેવના દાંત ભાંગી નાખ્યા. યજ્ઞની આવી સ્થિતિ થઈ એટલે સર્વ દેવતાઓ તથા યજ્ઞનાં સર્વ અંગો ત્યાંથી પલાયન કરી ગયાં અને કેટલાએક તો ત્યાં જ મૃતઃપ્રાય સ્થિતિએ બેભાન થઈ પડ્યા.[૧૬,૧૭] આ રીતે ત્યાંથી સર્વને

– મોહવશ થયેલા દેવોએ યજ્ઞના અંગોના લોલુપણા આદિમા વિનિયોગ કર્યો તે હેતુથી મહાદેવ ક્રોધાયમાન થયા હતા અને તે જ કારણથી તેમણે યજ્ઞનો નાશ કર્યો હતો. —નીલકંઠ

+ હું યજ્ઞ કરનાર છુ, હું દાતા છુ, હું વિજ્ઞાતા છુ ઇત્યાદિ રૌદ્ર અહંકાર અથવા દર્પથી યજ્ઞ નષ્ટ થાય છે–શાસ્ત્રોક્ત આત્મવિવિદિષારૂપ ફળથી ભ્રષ્ટ થાય છે. —નીલકંઠ

* યજ્ઞકર્તા યજમાન તેનું આયુષ્ય પૂર્ણ કર્યા પછી અમુક સમય સુધી સ્વર્ગમાં રહે છે અને તેણે કરેલા યજ્ઞના પુણ્યફળનો ત્યાં ઉપભોગ કરે છે, પરંતુ તેણે કરેલો યજ્ઞ, રૌદ્ર–અહંકારથી અનુષ્ઠિત હોય છે, તેથી ફળોપભોગ પૂર્ણ થતાં સ્વર્ગમાંથી તે ભ્રષ્ટ થાય છે. આમ આ મનુષ્યલોકમાં અધઃપાત પામીને તે અહંભાવયુક્ત યજમાન ડાંગર આદિ જુદી જુદી સ્થાવર યોનિઓમાં ઉત્પન્ન થાય છે, માટે યજ્ઞાદિ કર્મ અહંભાવયુક્ત ન હોવું જોઈએ, આવા આશયનો આ શ્લોક છે. —નીલકંઠ

– ત્ર્યંબકે–શ્રવણ, મનન અને નિદિધ્યાસનરૂપ ત્રણ સાધનોથી જેમની પ્રાપ્તિ કરી શકાય છે એવા પરમેશ્વરે, સવિતાના–યજ્ઞમાં પ્રવૃત્તિ કરનારા દેવના બન્ને બાહુઓને–કર્મ અને કરણરૂપ બે હેતુઓને, ભગદેવના–મનના બે નેત્ર નેત્ર–વિહિત અને પ્રતિષિદ્ધરૂપ બે સંકલ્પોને તથા પૂષાદેવના દાંતોને–બાહ્ય ઇંદ્રિયમાં સ્થિતિ કરનાર મંત્રોને ધનુષ્યની અણી વડે–લોકવાસના તથા દેહવાસનારૂપ ધનુષ્યની અણી વડે નષ્ટ કર્યાં. —નીલકંઠ

હાંકી કાઢી ભગવાન શંકર ખડખડાટ હસ્યા અને ધનુષ્યની દોરીને સ્તબ્ધ કરી દઈ તેમણે દેવોને નાસી જતા અટકાવ્યા.[૧૮] પછી* દેવોએ 'અમે આપને શરણે છીએ' આવી વાણીનો ઉચ્ચાર કર્યો, એટલે તુરત જ શંકર ભગવાનના ધનુષ્યની દોરી તૂટી ગઈ. ત્યાં હે રાજન્! એકાએક દોરી વિનાનું થયેલું તેમનું ધનુષ્ય ઝળકી નીકળ્યું.[૧૯×] પછી દેવતાઓ યજ્ઞને સાથે લઈ ધનુષ્યરહિત થયેલા ભગવાન શંકરને શરણે ગયા અને પ્રભુ શંકરે પણ તેમના પર કૃપાદૃષ્ટિ કરી.[૨૦] હે મહારાજ! પ્રસન્ન થયેલા ભગવાન શંકરે પોતાના કોપને દૂર જળાશયમાં ફેંકી દીધો અને તે વડવાનલ અગ્નિનું સ્વરૂપ ધારણ કરી હજી પણ સમુદ્રના જળનું શોષણ કરે છે.[૨૧] હે પાંડુપુત્ર યુધિષ્ઠિર! પછી શંકર ભગવાને ભગદેવને નેત્રો પાછાં આપ્યાં, સવિતાદેવને તેના બે બાહુઓ પાછા આપ્યા અને પૂષાદેવને તેના દાંતો પાછા આપ્યા તેમ જ યજ્ઞની પુનઃ સ્થાપના કરી.[૨૨] તે યજ્ઞમાં સર્વ હવિષ્યોમાં દેવોએ ભગવાન રુદ્રનો જ્યારે ભાગ કલ્પ્યો, ત્યારે પુનઃ આ સર્વ જગત સ્વસ્થ થયું હતું.[૨૩] માટે હે રાજા! એ ભગવાન જો ક્રોધાયમાન થઈ જાય તો સર્વ જગત ઊથલપાથલ થઈ જાય અને તે ભગવાન જો પ્રસન્ન થાય તો આ જગતમાં સર્વ સ્થળે શાંતિ જળવાઈ રહે. આ પ્રસંગે પણ તે સર્વ પાંચાલો અને તમારા સર્વ મહારથી પુત્રો નાશ પામ્યા છે, તેમાં અશ્વત્થામાનું કોઈ જાતનું કર્મ કારણભૂત નથી; પરંતુ વીર્યવાન એવા ભગવાન શંકર અશ્વત્થામા પર પ્રસન્ન થયા હતા અને તેમની કૃપાથી જ અશ્વત્થામાએ આ સર્વ કાર્ય કર્યું છે, માટે તમારે મનમાં એમ નહિ માનવું કે, આ બધું અશ્વત્થામાએ કર્યું છે. તે બધું ભગવાન શંકરે જ કર્યું છે, એમ સમજીને હવે તમારે જે કંઈ કરવું હોય તે કરો.[૨૫,૨૬]

ઇતિ શ્રીમહાભારતમાં સૌપ્તિકપર્વાંતર્ગત ઐષીકપર્વમાં 'શ્રીશંકરમાહાત્મ્ય' નામનો અધ્યાય ૧૮ મો સમાપ્ત

## ઐષીકપર્વ સમાપ્ત




* અર્થાત્ યજ્ઞ વડે પરમાત્માસ્વરૂપને જ જાણવાની ઇચ્છા કરવી જોઈએ. આવી દેવવાણીએ લોકવાસના અને દેહવાસનારૂપ ધનુષ્યમાંથી શ્રૌતયજ્ઞરૂપ દોરીને દૂર કરી; એટલે કેવળ ઈશ્વરપ્રીત્યર્થે નિષ્કામ યજ્ઞ પ્રવર્તાવ્યો. —નીલકંઠ

× આત્મા જ્યારે કામ્ય કર્મથી હીન થયો, ત્યારે તેનું ચિત્ત ઘણું જ શુદ્ધ થઈ ગયું અને સર્વ ઇંદ્રિયો તેને વશ થઈ ગઈ. પછી તે ઇંદ્રિયો ઈશ્વરને શરણે ગઈ એટલે ઈશ્વર પ્રસન્ન થયા. —નીલકંઠ




॥ महर्षि कृष्णद्वैपायनप्रणीत ॥

# श्रीमहाभारत

## ११—स्त्रीपर्व



॥ महर्षि कृष्णद्वैपायनप्रणीत ॥

# श्रीमहाभारत

## ११–स्त्रीपर्व

### अध्याय १ लो–जलप्रदानिकपर्व

#### સંજયે કરેલું ધૃતરાષ્ટ્રનું સાંત્વન

मंगलाचरणम्–नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ।
देवीं सरस्वतीं चैव ततो जयमुदीरयेत् ॥ १ ॥

ભગવાન નારાયણને, નરોત્તમ નર ભગવાનને અને દેવી સરસ્વતીને નમન કરીને 'જય'નું કીર્તન કરીએ.

जनमेजय उवाच–हते दुर्योधने चैव हते सैन्ये च सर्वशः ।
धृतराष्ट्रो महाराजः श्रुत्वा किमकरोन्मुने ॥ १ ॥

જનમેજય બોલ્યા : હે મુનિ વૈશંપાયન! દુર્યોધન માર્યો ગયો અને તેના સર્વ સૈન્યનો પણ નાશ થઈ ગયો, તે પછી એ સર્વ વૃત્તાંત સાંભળીને મહારાજા ધૃતરાષ્ટ્રે શું કર્યું હતું ?[1] તેમ જ મહામનસ્વી કૌરવરાજ યુધિષ્ઠિરે તથા કૃપાચાર્ય આદિ ત્રણ મહારથીઓએ તે પછી શું કર્યું હતું ?[2] અશ્વત્થામાએ જે કર્મ કર્યું હતું તે મેં આપની પાસેથી સાંભળ્યું છે અને અશ્વત્થામાનો* તથા શ્રીકૃષ્ણનો

* 'આ મારું બ્રહ્માસ્ત્ર પાંડવોની સ્ત્રીના ગર્ભ ઉપર પડો' આવો અશ્વત્થામાએ શાપ આપ્યો હતો; અને 'તું ત્રણ હજાર વર્ષ સુધી લોહીપરુને ઝરતા કોઢવાળો થઈ જઈશ' આવો શ્રીકૃષ્ણે અશ્વત્થામાને શાપ આપ્યો હતો, તે સંબંધની વાત સૌપ્તિકપર્વમાં કહેલી છે. જુઓ અધ્યાય ૧૬ મો. —નીલકંઠ

શાપ પણ સાંભળ્યો છે, તો હવે તે પછીનું જે વૃત્તાંત સંજયે ધૃતરાષ્ટ્રરાજાને કહ્યું હતું તે મને કહો.[૩]

વૈશંપાયન બોલ્યા : હે મહારાજ! પોતાના સો પુત્રો મરણ પામ્યા એ સમાચાર સાંભળીને રાજા ધૃતરાષ્ટ્ર કપાઈ ગયેલી શાખાઓવાળા વૃક્ષની પેઠે દીન થઈ ગયા, પુત્રોના શોકને લીધે સંતપ્ત થઈ ગયા અને તે વિષેના જ વિચારથી મૂંગા થઈ ચિંતાતુર થઈ ગયા રાજાની આ સ્થિતિ જોઈ સંજય તેમની પાસે ગયો અને તેમને આ વચનો બોલ્યો :[૪,૫] 'હે મહારાજ! હવે તમે શા માટે શોક કરો છો? તમારા શોકમાં તમને સહાય કરે તેવું કોઈ પણ રહ્યું નથી; કારણ કે, હે પૃથ્વીપતિ! ઉભય પક્ષની મળીને અઢાર અક્ષૌહિણી સેનાઓનો સંહાર થઈ ગયો છે.[૬] આથી આ પૃથ્વી નિર્જન થઈ ગઈ છે અને છેક શૂન્ય બની ગઈ છે. જે જે ભિન્ન ભિન્ન રાજાઓ જુદી જુદી દિશાઓમાંથી અહીં આવી મળ્યા હતા, તેઓ સર્વે તમારા પુત્રની સાથે જ વિનાશ પામ્યા છે. માટે હવે તો તમે તમારા પુત્રોનાં, પૌત્રોનાં, સંબંધીઓનાં તથા સુહૃદોનાં પ્રેતકાર્યોને કરો.[૭,૮]

વૈશંપાયન બોલ્યા : હે જનમેજય! સંજયનું એ કરુણ વચન સાંભળીને પુત્રોના તથા પૌત્રોના શોકથી અત્યંત વિહ્વળ થયેલા તે ધૈર્યવાન ધૃતરાષ્ટ્ર રાજા વાયુથી ભાંગી પડેલા વૃક્ષની પેઠે ધરણી પર ઢળી પડ્યા.[૯]

ધૃતરાષ્ટ્ર બોલ્યો : અરેરે, ઓ સંજય! મારા સર્વ પુત્રો મરી ગયા અને મારા સર્વ અમાત્યો તથા સુહૃદોનો વિનાશ થઈ ગયો! હવે મારે આ પૃથ્વી પર મહાદુઃખી દશાએ ભટકવું પડશે.[૧૦] હું મારા બંધુઓથી હીન થઈ પડ્યો છું; તેમ જ વૃદ્ધાવસ્થાથી જીર્ણ થઈ ગયો છું, તેથી હું કપાઈ ગયેલી પાંખોવાળા જરાજીર્ણ પક્ષીના જેવી દુર્દશામાં આવી પડ્યો છું.[૧૧] ઓ મહા બુદ્ધિમાન સંજય! મારું રાજ્ય શત્રુઓએ હરી લીધું છે, મારા સર્વ બંધુઓ માર્યા ગયા છે અને અધૂરામાં પૂરું હું આંખે આંધળો છું તેથી ક્ષીણ થયેલાં કિરણોવાળા સૂર્યની પેઠે હવે મારો પ્રતાપ પડશે નહિ. અરેરે! મેં મારા મિત્રનું વાક્ય માન્યું નહિ એટલું જ નહિ પણ જમદગ્નિના પુત્ર પરશુરામ, દેવર્ષિ નારદ અને મહર્ષિ કૃષ્ણદ્વૈપાયન પણ આ સંબંધમાં મને ઘણું કહેતા હતા; છતાં મેં તેમનાં વચનનો પણ અનાદર કર્યો.[૧૨,૧૩] અરે! સભાની વચ્ચે આવીને શ્રીકૃષ્ણે મને ઘણું ઘણું કહ્યું હતું કે, 'હે રાજા! તમે વેર ન કરો અને તમારા પુત્રને વશ રાખો.' શ્રીકૃષ્ણના આ વાક્યનો પણ મેં દુર્મતિએ અનાદર કર્યો હતો. આથી આ સમયે હું અત્યંત સંતાપ કરું છું. મને હવે જ તે વિષેનો પશ્ચાત્તાપ થાય છે. પિતામહ ભીષ્મે પણ મને ધર્મયુક્ત વચન કહ્યું હતું; છતાં મેં સાંભળ્યું ન હતું, તેનું જ આ ફળ પ્રાપ્ત થયું છે.[૧૪,૧૫] અહો! જે દુર્યોધન મોટા આખલાની પેઠે નિત્ય ગર્જનાઓ કરતો હતો તેનો, દુઃશાસનનો તથા કર્ણનો નાશ સાંભળીને તેમ જ દ્રોણરૂપી સૂર્યનો આસ સાંભળીને મારું હૃદય ચિરાઈ જાય છે. ઓ સંજય! મને યાદ નથી કે, મેં આ જન્મમાં પૂર્વકાળે તેવું એક પણ પાપ કર્યું હોય કે, જેનું મને મૂઢને આવું ફળ ભોગવવું પડે! પરંતુ હું માનું છું કે, પ્રાચીન જન્માંતરોમાં મેં તેવું મહાન પાપ કર્યું હશે, એટલે વિધાતાએ મને આવા દુઃખજનક પ્રસંગોમાં લાવી મૂક્યો છે. અહો! આ સમયે જ્યારે મારી વૃદ્ધાવસ્થા આવી પહોંચી છે, ત્યારે જ દૈવયોગે મારા સર્વ બંધુઓનો નાશ થઈ ગયો છે અને મારા સર્વ સુહૃદોનો તથા મિત્રોનો સંહાર વળી ગયો છે. તેથી આ પૃથ્વી પર મારા સરખો બીજો કયો મહા દુખિયારો પુરુષ

હશે! અરે, અરે, હવે તો હું બ્રહ્મલોકના નિરાગ ખુલ્લા માર્ગનો જ આશ્રય કરીશ અને આજે જ તે માર્ગમાં ઊભેલા મને સદાચરણી પાંડવો ભલે જુએ.

વૈશંપાયન બોલ્યા : આ પ્રમાણે ધૃતરાષ્ટ્ર-રાજા શોકને લીધે અતિશય વિલાપ કરવા લાગ્યા. તે જોઈ ને સંજયે તેમના શોકને દૂર કરનારાં આ વચનો કહેવા માંડ્યાં:[૧૯-૨૨] 'હે રાજન્! તમે વેદોક્ત નિશ્ચયો સાંભળ્યા છે અને તમે અનેક પ્રકારનાં શાસ્ત્રો તથા આગમો વૃદ્ધોના મુખથી સાંભળ્યાં છે. હે રાજવર! પૂર્વે સૃંજયરાજા જ્યારે શોકાકુળ થઈ ગયો હતો, ત્યારે નારદ મુનિએ[×] તેને જે ઉપદેશ આપ્યો હતો તે પણ તમે સાંભળ્યો છે. માટે તે સર્વનો વિચાર કરી તમે શોકનો ત્યાગ કરો. હે રાજા! તમારા પુત્ર દુર્યોધનને યૌવનનો ઘણો જ ગર્વ ચઢી ગયો હતો. તમે પોતે પણ સુહૃદોનાં હિતવાક્યોને સાંભળ્યાં નહિ, તેમ રાજ્યરૂપ ફળ મેળવવાની લાલસામાં લુબ્ધ થઈ તમે કોઈ જાતનો તમારો સ્વાર્થ પણ સાધ્યો નહિ.[૨૩-૨૫] માત્ર પોતાની બુદ્ધિનો જ આશ્રય લઈ તમે એકધારી તલવારથી જ કાર્યને સિદ્ધ કરવાનો આરંભ કર્યો. વળી તેમાં પણ જેઓ નિત્ય દુરાચરણસંપન્ન હતા, તેમને તમે ઉત્તમ સલાહકાર તરીકે સેવ્યા; તેનું આ ફળ ઉપસ્થિત થયું છે. હે રાજા! દુઃશાસન, દુરાત્મા કર્ણ, દુષ્ટાત્મા શકુનિ, દુષ્ટબુદ્ધિ ચિત્રસેન તથા આખા જગતને તમારા શત્રુરૂપ કરનાર રાજા શલ્ય તમારા પુત્ર દુર્યોધનના મંત્રી હતા, તેથી તેનો વિનાશ થાય એમાં શું આશ્ચર્ય છે! હે ભરતવંશી રાજા! તે દુષ્ટ પુરુષોની સલાહ પ્રમાણે વર્તનારા તમારા પુત્ર દુર્યોધને કુરુઓમાં વૃદ્ધ ગણાયેલા ભીષ્મપિતામહનું, ગાંધારીનું, વિદુરનું, દ્રોણાચાર્યનું, કૃપાચાર્યનું, શ્રીકૃષ્ણનું, બુદ્ધિમાન નારદનું, મહાતેજસ્વી વ્યાસમુનિનું તથા બીજા પણ ઋષિઓનું વચન માન્યું ન હતું. હે મહાબાહુ! તેણે નિત્ય યુદ્ધ કરવાની જ મનમાં ઇચ્છા રાખીને કોઈ જાતના ધર્મનું પણ માન જાળવ્યું ન હતું. તેનું જ આ પરિણામ આવ્યું છે.[૨૬-૩૦] વળી તમારો પુત્ર અલ્પબુદ્ધિ હતો, અહંકારી હતો, 'યુદ્ધ કરવું છે, યુદ્ધ કરવું છે' એમ જ નિત્ય કહ્યા કરતો હતો. તે ક્રૂર હતો, ઈર્ષ્યાળુ હતો અને વીર્યવાન હતો, છતાં નિત્ય અસંતોષી હતો.[૩૧] તમે તો ઘણાં ઘણાં શાસ્ત્રોનું શ્રવણ કર્યું છે, બુદ્ધિમાન છો અને સર્વદા સત્યનિષ્ઠ છો; માટે તમારા જેવા બુદ્ધિમાન પુરુષોએ આમ મોહવશ થવું જોઈએ નહિ.[૩૨] હે રાજા! તમારા પુત્રે કોઈ એક ધર્મને પણ પ્રમાણ ગણ્યો ન હતો, કાળ આપે જ ક્ષત્રિયોને ખપાવી દીધા છે અને શત્રુઓના યશની વૃદ્ધિ કરી છે.[૩૩] તમે પણ નિત્ય મધ્યસ્થ રહેનારા હતા અને પુત્રોને વશ રાખવામાં સમર્થ હતા, છતાં તમે તમારા તે પુત્રોને કદી લેશમાત્ર યોગ્ય ઉપદેશ આપ્યો જ નહિ અને બન્ને પક્ષના ભારને સરખી રીતે કદી તોળી જોયો પણ નહિ.[૩૪] મનુષ્યે આગળથી જ એવી રીતે વર્તવું જોઈએ, જેને પરિણામે અંતિમમાં પશ્ચાત્તાપ કરવાનો સમય ન આવે.[૩૫] હે રાજન્! તમે પુત્ર પરના પ્રેમને લીધે તેનું પ્રિય કરવાની ઇચ્છા કરી હતી અને તેથી જ તમને આવો પશ્ચાત્તાપ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે. માટે હવે તમારે શોક કરવો યોગ્ય નથી.[૩૬] જેમ કોઈ મનુષ્ય કેવળ મધ તરફ જ દૃષ્ટિ રાખીને તેને લેવા જતાં પર્વતના શિખર પરથી પડી જવાનું જોતો નથી

× દ્રોણપર્વના અધ્યાય ૫૫થી ૭૧ સુધીમાં સૃંજયરાજાને નારદે જે ઉપદેશ આપેલો છે, તે ત્યાં જ જોઈ લેવો.

અને મધના લોભથી પડી જઈને અંતે પશ્ચાત્તાપ કરે છે, તેમ તમે પણ આરંભમાં વિચાર કર્યા વિના હવે પશ્ચાત્તાપ કરો છો.[૩૭] શોક કરનાર મનુષ્યને અર્થપ્રાપ્તિ થતી નથી, શોક કરનાર મનુષ્યને અન્ય કોઈ ફળ મળતું નથી, શોક કરનાર મનુષ્યને મોક્ષ પણ મળતો નથી.[૩૮] જે પુરુષ પોતે જ અગ્નિ ઉત્પન્ન કરે છે અને પછી તે અગ્નિને વસ્ત્રથી ઢાંકી દેવા જતાં બળી જાય છે તેમ જ તેથી મનમાં પશ્ચાત્તાપ કરે છે, તે પુરુષ પંડિત નથી.[૩૯] તે જ પ્રમાણે તમે જ પોતાના પુત્રને સાથે રાખી આ પાંડવોરૂપી અગ્નિને વાક્યોરૂપી વાયુથી સળગાવી મૂક્યો હતો અને તેમાં લોભરૂપી ઘી હોમીને તેને પ્રદીપ્ત કર્યો હતો.[૪૦] પછી તે અગ્નિ જ્યારે એકદમ પ્રજ્વળી ઊઠ્યો, ત્યારે તમારા પુત્રોએ પતંગિયાંની પેઠે તેમાં ઝંપલાવ્યું. તેથી હવે તેઓ બાણોરૂપી અગ્નિમાં બળી મૂઆ છે, તો તેમનો શોક કરવો યોગ્ય નથી.[૪૧] હે રાજા! તમે અશ્રુપાત કરી કરીને મલિન મુખ ધારણ કરો છો, પરંતુ તેમ કરવું એ શાસ્ત્રથી વિરુદ્ધ છે; કારણ કે પંડિત પુરુષો આવા ચેષ્ટિતને પ્રશંસતા નથી.[૪૨] શાસ્ત્ર કહે છે કે, જેમ અગ્નિના તણખાઓ મનુષ્યને બાળી નાખે છે, તેમ સંબંધીઓએ પાડેલાં અશ્રુબિંદુઓ તેમનાં મૃતમનુષ્યોને બાળી નાખે છે. માટે બુદ્ધિ સાથે આવો વિચાર કરીને તમે શોકનો ત્યાગ કરો અને ધૈર્ય ધરી મનને સ્થિર કરો.[૪૩]

વૈશંપાયન બોલ્યા : હે પરંતપ જનમેજય! મહાત્મા સંજયે ધૃતરાષ્ટ્રરાજાને એ પ્રમાણે શાંત પાડ્યા, તે પછી વળી વિદુરે પણ તેમને બુદ્ધિપૂર્વક કેટલાંએક વચનો કહેવા માંડ્યાં.[૪૪]

ઇતિ શ્રીમહાભારતમાં સ્ત્રીપર્વાતર્ગત જલપ્રદાનિક પર્વમાં 'ધૃતરાષ્ટ્રને શોકરહિત કરવા' નામનો અધ્યાય ૧ લો સમાપ્ત

## અધ્યાય ૨ જો
### વિદુરે આપેલી ધીરજ

॥ वैशंपायन उवाच ॥

ततोऽमृतसमैर्वाक्यैर्ह्लादयन् पुरुषर्षभम् ।
वैचित्रवीर्यं विदुरो यदुवाच निबोध तत् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : હે જનમેજય રાજા! પછી વિદુરે અમૃત સમાં વાક્યોથી પુરુષસિંહ ધૃતરાષ્ટ્રરાજને આહ્‌લાદ આપતાં જે ઉપદેશ આપ્યો હતો, તે તમે સાંભળો.[૧]

વિદુર બોલ્યા : ઓ રાજા! ઊઠો, ઊભા થાઓ. આમ પૃથ્વી પર શું પડ્યા છો? ધૈર્ય ધારણ કરીને તમે તમારા મનને સ્થિર કરો. હે લોકેશ્વર! સર્વ પ્રાણીઓને માટે અંતે આ જ ગતિ નિર્માણ થઈ છે. સંગ્રહ કરેલા સર્વ પદાર્થો અંતે નાશવંત છે, સર્વ ઉન્નતિનું પરિણામ અંતે અવનતિરૂપ જ હોય છે, સર્વ સંયોગો અંતે વિયોગનાં પરિણામ પામે છે અને સર્વ કોઈનું જીવિત અંતે મરણરૂપે પરિણમે છે.[૨,૩] ઓ ભારત! હે ક્ષત્રિયસિંહ! જ્યારે મૃત્યુ સર્વ શૂરવીર અને ભીરુ પ્રાણીને ખેંચી જાય છે; ત્યારે ક્ષત્રિયો કેમ તેની સાથે યુદ્ધ કરતા નથી?[૪] ઓ મહારાજ! આ જગતમાં કોઈક જ યુદ્ધ નહિ કરવા છતાં મરણ પામે છે અને કોઈક જ યુદ્ધ કરવા છતાં જીવતો રહે છે; પરંતુ કાળને પામ્યા પછી કોઈ પણ પુરુષ તેનું ઉલ્લંઘન કરી શકતો નથી.[૫] ઓ ભારત! આ સર્વ દશ્યમાન ભૂતવર્ગનો તેની ઉત્પત્તિની પહેલાં સર્વથા અભાવ જ હતો અને તેની ઉત્પત્તિ થયા પછી અંતે પણ સર્વથા તેનો અભાવ જ જોવામાં આવે છે; માત્ર ઉત્પત્તિ અને નાશના મધ્યભાગમાં સ્વપ્નસૃષ્ટિ પ્રમાણે તે ભૂતવર્ગનો આપણને સહેજ ભાસ થાય છે. આવી સ્થિતિ હોવાને લીધે સ્વપ્નાવસ્થામાં જોયેલા પદાર્થોનો નાશ થતાં જાગ્રત અવસ્થામાં

આપણને જેમ તેમના સંબંધમાં શોક થતો નથી, તેમ જ કેવળ અભાવરૂપ એવા આ સર્વ ભૂતસમુદાયનો નાશ થતાં આપણને શોક શા માટે થવો જોઈએ ?[૬] વળી શોક કરનાર મનુષ્ય મરેલાની પાછળ જઈ શકતો નથી; તેમ જ શોક કરનાર મનુષ્ય તેની પાછળ મરી શકતો પણ નથી. આવી સ્વભાવસિદ્ધ લોકસ્થિતિ છે, તો પછી તમે શા માટે શોક કરો છો ?[૭] હે કુરુશ્રેષ્ઠ ! કાળ અનેક જાતનાં સર્વ પ્રાણીઓને યથાસમયે પોતાની પાસે ખેંચી લે છે. *કાળને કોઈ પ્રીતિપાત્ર નથી* અને કાળને કોઈ દ્વેષપાત્ર પણ નથી.[૮] જેમ વાયુ ઘાસના અગ્રભાગને પોતાને સ્વાધીન કરે છે, તેમ કાળ પણ સર્વ ભૂતોને પોતાને સ્વાધીન કરી લે છે.[૯] આ જગતમાં સર્વ પ્રાણીઓ પરલોકમાં જવાના સ્વભાવ સાથે જ ઉત્પન્ન થાય છે. માત્ર વિશેષતા એટલી જ છે કે, જેમની સન્મુખ કાળ પ્રથમ આવીને ઊભો રહે છે તેઓ આ લોકમાંથી પ્રથમ ચાલ્યા જાય છે. તો પછી તે સંબંધમાં શોક શો કરવો ? ઓ રાજા ! જેઓ આ મહાભારત યુદ્ધમાં મરણ પામ્યા છે, તેમનો શોક કરવો તમને યોગ્ય નથી; કારણ કે જો તમે શાસ્ત્રોને પ્રમાણ તરીકે માનતા હો તો જાણો કે તેઓ સર્વ પરમ દિવ્ય ગતિને પામ્યા છે.[૧૦,૧૧] વળી આ યુદ્ધમાં લડનારા સર્વ મહાપુરુષો પ્રતિદિન વેદનો સ્વાધ્યાય કરનારા હતા, સર્વ જાતનાં વ્રતોનું આચરણ કરી ચૂકયા હતા અને તેઓ સામે પગલે લડીને મરણ પામ્યા છે. તો તેમાં શોક કરવાનું શું કારણ છે ?[૧૨] અજ્ઞાનને લીધે જ તેઓ આ જગતમાં ઉત્પન્ન થયા હતા અને પુનઃ અજ્ઞાનમાં જ તેમનો લય થઈ ગયો છે. તેઓ તમારા ન હતા અને તમે તેમના નથી. તો પછી કોને માટે શોક કરવો ?[૧૩] રણમાં શત્રુને હાથે મરણ પામેલા પુરુષને સ્વર્ગ મળે છે અને શત્રુને મારીને જીવતા રહેલા પુરુષને યશ મળે છે. આમ બન્ને રીતે રણસંગ્રામમાં આપણને પુષ્કળ ગુણ જ દેખાય છે અને તેમાં કોઈ જાતની નિષ્ફળતા તો છે જ નહિ.[૧૪] ઓ ભરતશ્રેષ્ઠ ! આ યુદ્ધમાં મરણ પામેલા પુરુષોને ઇંદ્ર સર્વ મનોરથોને પૂર્ણ કરનારા દિવ્ય લોકો આપશે અને તેઓ ઇંદ્રના અતિથિ થશે.[૧૫] રણમાં મરણ પામેલા શૂરાઓ જે રીતે સત્વર સ્વર્ગલોકમાં જઈ શકે છે, તે રીતે દક્ષિણાઓવાળા યજ્ઞો કરનારા મનુષ્યો, તપશ્ચરણ *કરનારા લોકો અથવા વિદ્યાનું અનુષ્ઠાન કરનારા* લોકો સત્વર સ્વર્ગમાં જઈ શકતા નથી.[૧૬] તે મહાતેજસ્વી પુરુષોએ શૂરાઓનાં શરીરરૂપ અગ્નિઓમાં પોતાનાં બાણોરૂપ આહુતિઓનો હોમ કર્યો હતો અને પોતાનાં શરીરોમાં હોમાતાં બાણોને પરસ્પર સહન કર્યાં હતાં.[૧૭] ઓ રાજા ! યુદ્ધ તે સ્વર્ગમાં જવાનો ઉત્તમ માર્ગ છે, એ હું તમને ખાતરીપૂર્વક કહું છું. વળી નક્કી માનો કે, ક્ષત્રિયને માટે આ જગતમાં યુદ્ધના કરતાં બીજું કંઈ પણ અધિક કર્તવ્ય નથી.[૧૮] આ યુદ્ધમાં મરણ પામેલા તે મહાત્મા, શૂરવીર અને રણને શોભાવનારા ક્ષત્રિયો પરમ ગતિને પામ્યા છે; માટે તેઓ સર્વે શોક કરવા યોગ્ય નથી જ.[૧૯] ઓ મહાપુરુષ ! તમે તમારા મનને ધૈર્ય વડે સ્થિર કરો, શાંત કરો અને શોક ન કરો. હવે શોકાધીન થઈ જઈને તમારે શરીરનો ત્યાગ કરવો તે યોગ્ય નથી.[૨૦] કારણ કે આપણે આપણા અનેક જન્મોમાં સેંકડો અને હજારો માતાઓનો, પિતાઓનો, પુત્રોનો તથા સ્ત્રીઓનો સંબંધ કરી ચૂકયા છીએ; પરંતુ તેઓ કોનાં થયાં છે અને આપણે હવે કોના થઈશું ?[૨૧] આ જગતમાં હજારો શોકનાં સ્થાનો છે અને સેંકડો ભયનાં સ્થાનો છે; પરંતુ જેઓ મોહને વશ થયેલા છે, તેમને જ તે સ્થાનો પ્રતિદિન શોકજનક અને ભયજનક દેખાય છે.

જ્ઞાની પુરુષોને તો તે ભયજનક પણ નથી તેમ ક્લેશજનક પણ નથી.[૨૨] હે કુરુશ્રેષ્ઠ રાજા! આ સંસારમાંના કોઈ પ્રાણી પર કાળને પ્રીતિ નથી, કોઈ પર તેને દ્વેષ નથી અને કોઈ સ્થળે તે મધ્યસ્થ રીતે પણ રહ્યો નથી. કાળ તો સર્વ કોઈને ખેંચી જ જાય છે.[૨૩] કાળ પ્રાણીઓનું ભક્ષણ કરી જાય છે, કાળ સર્વ પ્રાણીઓનો સંહાર કરી નાખે છે અને કાળ સર્વ નિદ્રાવશ થઈ ગયા હોય છે ત્યારે પણ નિત્ય જાગ્રત રહે છે. માટે અવશ્ય કાળનું કોઈ ઉલ્લંઘન કરી શકતું નથી.[૨૪] આ સંસારમાં યૌવન અનિત્ય છે, રૂપ અનિત્ય છે, દ્રવ્યસંગ્રહ અનિત્ય છે, આરોગ્ય અનિત્ય છે અને પોતાનાં પ્રિયજનોની સાથેનો સહવાસ પણ અનિત્ય છે, આમ સમજી પંડિત પુરુષે તે તે પદાર્થો પર લાલસા કરવી નહિ.[૨૫] વળી આ સમયે તમારા પર જ દુઃખ આવી પડ્યું છે તે સર્વસાધારણ છે, તો તેના સંબંધમાં તમારે એક-લાએ શોક કરવો યોગ્ય નથી. છતાં તમે કદાચ શોક કરશો અથવા કદાચ તમારું મરણ નિપ-જાવશો તોપણ એ સાર્વજનિક દુઃખની નિવૃત્તિ થનાર જ નથી.[૨૬] પુરુષના પર જ્યારે દુઃખ આવી પડે, ત્યારે પોતાનામાં જો પરાક્રમ હોય તો તેનો શોક નહિ કરતાં કોઈ ઉપાય કરવો જોઈએ; કારણ કે તેમ કરવું તે દુઃખનું એક ઔષધ છે અને તેમ કરવાથી એ દુઃખનો મનુષ્યને વિચાર સરખો પણ આવતો નથી.[૨૭] વળી સામાન્ય રીતે દુઃખનો વારંવાર વિચાર કરવો નહિ એ જ દુઃખનિવારણનો ઉપાય છે.[૨૮] કારણ કે દુઃખનો વારંવાર વિચાર કરવાથી તે દૂર થતું નિરંતર બળ્યા કરે છે. હે રાજા! તમે તમારા પુત્રોના દુઃખને લીધે શોક કરો છો, તેથી તમને નથી અર્થનો લાભ, નથી ધર્મનો લાભ કે નથી કોઈ સુખનો લાભ.[૨૯] શોક કરવાથી મનુષ્ય પોતાના કાર્યના અર્થથી જ ભ્રષ્ટ થાય છે; એટલું જ નહિ પણ તે ધર્માર્થકામરૂપ ત્રિવર્ગથી પણ ભ્રષ્ટ થાય છે. આ જગતમાં કેટલાએક પુરુષો ભિન્નભિન્ન ધનાવસ્થામાં જેમ જેમ આગળ આગળ વધતા જાય છે, તેમ તેમ અસંતોષને લીધે વધારે ને વધારે મોહમાં પડતા જાય છે. ત્યારે પંડિતો તો તેથી ઊલટા સંતોષ પામે છે.[૩૦] અરે, વિજ્ઞાનનું સામર્થ્ય જ એ છે કે બુદ્ધિ દ્વારા માનસિક દુઃખને દૂર કરવું જોઈએ અને ઔષધો દ્વારા શરીરના દુઃખનો નાશ કરવો જોઈએ.[૩૧] પૂર્વ-જન્મમાં મનુષ્યે જે કર્મ કરેલું હોય છે, તે કર્મ તે મનુષ્ય જ્યારે સૂઈ જાય છે ત્યારે શાંત પડી જાય છે, જાગ્રત થાય છે ત્યારે તેની પાછળ જ જાગ્રત થાય છે અને દોડે છે ત્યારે તેની પાછળ પણ દોડે છે.[૩૨] પુરુષ જે જે અવસ્થામાં જે જે શુભ–અશુભ કર્મ કરે છે, તે તે અવસ્થામાં તેને તેનું ફળ અવશ્ય મળે છે.[૩૩] પુરુષ સ્થૂલ અથવા સૂક્ષ્મ જે જે શરીરથી જે જે કર્મ કરે છે, તે તે કર્મનાં ફળને તે તે શરીરથી જ તે ભોગવે છે.[૩૪] માટે પુરુષ પોતે જ તેવાં કર્મો દ્વારા પોતાનો બંધુ છે અને પોતે જ તેવાં કર્મો દ્વારા પોતાનો શત્રુ છે. તેમ જ પોતે જે કંઈ કાર્ય–અકાર્ય કર્યું હોય તેનો તે પોતે જ સાક્ષી છે.[૩૫] માત્ર શુભ કર્મથી સુખરૂપ ફળ આવે છે અને અશુભ કર્મથી દુઃખ-રૂપ ફળ આવે છે. સર્વ કોઈ પ્રદેશમાં પોતે કરેલું

કરનારાં જ્ઞાનવિરુદ્ધ કર્મો કરવામાં આસક્ત થતા નથી.'[૧૩૭]

ઈતિ શ્રીમહાભારતમાં સ્ત્રીપર્વાંતર્ગત જલપ્રદાનિકપર્વમાં 'ધૃતરાષ્ટ્રનું સાંત્વન' નામનો અધ્યાય ૨ જો સમાપ્ત

## अध्याय ३ जो

### ધૃતરાષ્ટ્રના શોકનું નિવારણ

॥ धृतराष्ट्र उवाच ॥

**सुभाषितैर्महाप्राज्ञ शोकोऽयं विगतो मम ।**
**भूय एव तु वाक्यानि श्रोतुमिच्छामि तत्त्वतः ॥**

ધૃતરાષ્ટ્ર બોલ્યો: હે મહાબુદ્ધિમાન વિદુર! તમારાં સુભાષિત વાક્યોથી મારો શોક દૂર થયો છે; માટે ફરી પણ તેવાં યથાર્થ વાક્યો સાંભળવાની મને ઇચ્છા છે.[૧] હું તમને પૂછું છું કે, સંસારમાં અનિષ્ટ વસ્તુઓનો સંયોગ થવાથી તેમ જ ઇષ્ટ વસ્તુઓનો વિયોગ થવાથી જે જે માનસિક દુઃખો થાય છે તેથી પંડિત પુરુષો કેવી રીતે મુક્ત થાય છે?[૨]

વિદુર બોલ્યા: બુદ્ધિમાન પુરુષે હરકોઈ માનસિક સુખમાંથી અથવા દુઃખમાંથી મુક્ત થયા પછી તે તે સુખદુઃખાદિથી મનને વશ રાખવું જોઈએ. તેમ કરવાથી તે પુરુષનું ચિત્ત અંતે શાંત થઈ જાય છે.[૩] હે મહાપુરુષ! આપણે જ્યારે જ્ઞાનદૃષ્ટિથી વિચાર કરીએ છીએ, ત્યારે જણાય છે કે, આ સર્વ દૃશ્યમાન પ્રપંચ અશાશ્વત છે—નાશવંત છે. જેમ કેળનું વૃક્ષ નિઃસાર છે, તેમ આ સર્વ લોક નિઃસાર છે, એમાં લેશમાત્ર પણ સાર નથી.[૪] આ જગતમાં જેઓ મહાબુદ્ધિમાન હોય છે, મૂર્ખ હોય છે, ધનવાન હોય છે અને નિર્ધન હોય છે, તે સર્વે અંતે મૃત્યુને પામીને સંતાપરહિત થઈ ચિર નિદ્રામાં પોઢે છે.[૫] તો પછી બીજા કેટલાએક તપસ્વીજનો મરણ પામીને પરલોકમાં ગયેલાઓના સંબંધમાં તેવી શી વિશેષતા જોતા હશે કે તેને લીધે તેઓ પોતાનાં શરીરોને તપશ્ચર્યા કરી કરીને કેવળ માંસરહિત કરી નાખે છે, હાડપિંજર જેવાં કરી મૂકે છે અને સર્વાંગે સ્પષ્ટ દેખાતી નાડીઓવાળાં કરી નાખે છે? (માટે નિશ્ચય થાય છે કે, મરણ પછી પણ ઊંચનીચ ગતિ અવશ્ય મળે જ છે.)[૬] મનુષ્ય પોતાનાં પ્રાચીન પુણ્યપાપને લીધે ઊંચનીચ કુળમાં અવતરે છે તેમ જ રૂપ, ગુણ આદિની વિશેષતા અથવા ન્યૂનતાને પામે છે. આ પુણ્યપાપરૂપ હેતુ કેવળ કુળરૂપાદિમાં જ હોય છે તેમ નથી; પરંતુ સર્વ કાર્યોમાં તેની સત્તા રહેલી છે. આમ સમજીને કેવળ પૂર્વકર્મને અધીન રહેનારા પુત્ર આદિના સંયોગમાં અથવા વિયોગમાં બુદ્ધિમાન પુરુષે હર્ષ કે શોક કરવો યોગ્ય નથી. વળી વાસ્તવિક રીતે જોતાં સર્વ કોઈને તેનાં કર્મો પ્રમાણે જ ઉત્તમ કે અધમ ફળ પ્રાપ્ત થયેલાં હોય છે. તો પછી પુરુષો પોતાની લોભી વૃત્તિને અનુસરી શા માટે અન્યોન્યને ઠગવાની બુદ્ધિ કરતા હશે? પંડિતો કહે છે કે, મનુષ્યોનાં શરીરો સાંસારિક ગૃહરચનાઓ જેવાં છે અને કાળ આવતાં તે શરીરો જીવાત્માથી મુક્ત થાય છે. માત્ર એક લિંગશરીર જ મોક્ષ પર્યંત સ્થાયી રહે છે.[૭,૮] પુરુષ જેમ જીર્ણ થયેલા વસ્ત્રનો ત્યાગ કરી બીજું નવું વસ્ત્ર પસંદ કરે છે, તેમ જીવાત્માઓ પણ પોતાનાં જીર્ણ થયેલાં શરીરોનો ત્યાગ કરી બીજાં નવાં નવાં શરીરોને પસંદ કરે છે.[૯] હે વિચિત્રવીર્યના પુત્ર ધૃતરાષ્ટ્રરાજા! પ્રાણીમાત્ર જે કંઈ સુખ અથવા દુઃખ પામે છે તેમાં તેણે કરેલાં પ્રાચીન કર્મો જ કારણભૂત છે.[૧૦] હે ભારત! કર્મને લીધે જ મનુષ્યને સ્વર્ગ, સુખ અને દુઃખ પ્રાપ્ત થાય છે અને તે કર્મને લીધે જ મનુષ્ય સ્વાધીન અથવા પરાધીન થઈને સાંસારિક ભારને વહે છે.[૧૧] હે ભારત! માટીનું કોઈ વાસણ ચાકડા ઉપર ચઢતાં જ નાશ પામે છે, કોઈ ચાકડા ઉપર ચઢ્યા પછી ઘડાતું ઘડાતું નાશ પામે છે,

કોઈ ચાકડા ઉપરજ સંપૂર્ણ ઘડાયા પછી નાશ પામે છે, કોઈ ઘડાઈ રહ્યા પછી દોરા વતી કાપીને નીચે ઉતારતાં નાશ પામે છે, કોઈ ઉતાર્યા પછી નીચે પડ્યું પડ્યું નાશ પામે છે, કોઈ ભીનું ને ભીનુંજ ભાંગી જાય છે, કોઈ સુકાયા પછી ભાંગે છે, કોઈ નિભાડામાં પકવતાં પકવતાં ભાંગી પડે છે, તો કોઈ નિભાડામાંથી બહાર કાઢી નીચે ઉતારતાં ઉતારતાં ભાંગી પડે છે. તેજ પ્રમાણે પ્રાણીઓનાં કોઈ શરીરો પણ ગર્ભમાં હોય તે વેળાજ વિનાશ પામે છે, કોઈ જન્મ્યા પછી તુરત નાશ પામે છે, કોઈ જન્મ્યા પછી એક દિવસને અંતરે નષ્ટ થાય છે, કોઈ જન્મ્યા પછી અર્ધ-માસને અંતરે નષ્ટ થાય છે, કોઈ એક માસ વીત્યા પછી નાશ પામે છે, કોઈ એક વર્ષ ગયા પછી નાશ પામે છે, કોઈ બે વર્ષ ગયા પછી નાશ પામે છે, કોઈ યૌવન અવસ્થામાં આવીને કે મધ્યમ અવસ્થામાં આવીને કે વૃદ્ધાવસ્થામાં આવીને પણ વિનાશને પામે છે. આમ જગતમાંનાં સર્વ પ્રાણીઓ પોતપોતાનાં પ્રાચીન કર્મોને અનુસરી જન્મ ધરે છે અને સમય પૂરો થતાં મરણને પામે છે. આવી અનાદિકાળની સ્વભાવસિદ્ધ જગત-ઘટના છે. તો તમારે શા માટે શોક કરવો જોઈએ? હે રાજન્! જળક્રીડા કરવાને માટે જળમાં તરી રહેલું કોઈ પ્રાણી કોઈક સમયે જળમાંથી બહાર નીકળી આવે છે અને કોઈક સમયે તેમાં ડૂબી પણ મરે છે. તેજ પ્રમાણે હે નરપતિ! આ ગહન સંસારમાં કર્મોના ભોગ પ્રમાણે જન્મમરણ થયા કરે છે. પરંતુ એ કર્મઘટનાને નહિ સમજનારા અલ્પ બુદ્ધિના પુરુષો તે જન્મમરણના સપાટામાં બંધાય છે અને નિરંતર ક્લેશ પામ્યા કરે છે.[૧૨-૧૯] જે પુરુષો બુદ્ધિમાન હોય છે, તેઓ તો આ સંસાર-માં નિરંતર સત્ત્વગુણમાંજ સ્થિતિ કરીને રહે છે, સર્વ ભૂતોનું હિત ઇચ્છે છે અને સર્વ પ્રાણી-ઓના સમાગમને કર્મ દ્વારાજ સમજી લઈને પરમ ગતિને પામી જાય છે.[૨૦]

ઇતિ શ્રીમહાભારતમાં સ્ત્રીપર્વાંતર્ગત જલપ્રદાનિકપર્વમાં 'ધૃતરાષ્ટ્રના શોકનું નિવારણ' નામનો અધ્યાય ૩જો સમાપ્ત

## अध्याय ४थो

### જીવની જન્માદિ દશાઓ

॥ धृतराष्ट्र उवाच ॥

**कथं संसारगहनं विज्ञेयं वदतां वर ।**
**एतदिच्छाम्यहं श्रोतुं तत्त्वमाख्याहि पृच्छतः ॥**

ધૃતરાષ્ટ્ર બોલ્યો: હે વાક્કુશળ વિદુર! હું તમને પૂછું છું કે, આ સંસારનું ગહન સ્વરૂપ કેવી રીતે જાણવું? તે મને કહો. એ સાંભળવાની મને ઘણીજ ઇચ્છા છે.[૧]

વિદુર બોલ્યા: હે ધૃતરાષ્ટ્રરાજા! સર્વ પ્રાણી-ઓના જન્મથી આરંભીને એકંદર સર્વ ક્રિયાઓનો આરંભ થાય છે. શુક્ર અને શોણિત(પુરુષવીર્ય અને સ્ત્રીરજ)નો સંયોગ થતાં ગર્ભની ઉત્પત્તિ થાય છે અને તે શુક્ર-શોણિત એક રાત્રિ રહીને જે અમુક એક આકૃતિરૂપે બંધાય છે તેને કલિલ કહે છે. એ કલિલમાં પ્રથમના કરતાં જ્યારે કંઈક વિશેષ વૃદ્ધિ થાય છે અને તેનું પરિણામ લેશમાત્ર પણ જ્યારે જુદુંજ બને છે, ત્યારે તેમાં માત્ર સત્તારૂપે જીવ રહે છે.[૨] પછી પાંચમો માસ ઊતરીને જ્યારે છઠ્ઠો બેસે છે, ત્યારે તે ગર્ભમાં જીવનો સંપૂર્ણ આવિર્ભાવ થાય છે અને પછી દશ મહિના સુધીના અંતરમાં તે ગર્ભ સંપૂર્ણ સર્વાંગે તૈયાર થઈ જાય છે.[૩] એ ગર્ભનો પોટો માંસ તથા રુધિરના લેપનથી આસપાસ ખરડાયેલોજ રહે છે. અને જીવ એ અપવિત્ર-અમંગળ બંધારણના મધ્યભાગમાં દશ માસ પર્યંત નિવાસ કરી રહે છે. પછી જ્યારે પ્રસવનો સમય સમીપ આવે છે, ત્યારે વાયુના વેગને લીધે તે ગર્ભના પગ ઊંચા થઈ જાય છે અને મસ્તક નીચું જાય છે.[૪] એ સમયે છેક

યોનિના દ્વાર પાસે આવીને પોતાના પૂર્વનાં કર્મોને અનુસરનારા એ ગર્ભિત જીવને યોનિસંકોચ આદિ કારણને લીધે અનેક ક્લેશો પ્રાપ્ત થાય છે.[૫] પછી બરાબર પ્રસવ સમયે યોનિના દ્વારમાંથી મુક્ત થઈ તે જીવાત્મા બહારના સંસારમાં આવી પડે છે, એટલે ત્યાં પણ તેને બીજા કેટલાએક ઉપદ્રવોનાં દર્શન થાય છે. કૂતરાઓ જેમ માંસની પાછળ પડે છે, તેમ કેટલાએક ક્રૂર ગ્રહો તે જીવની પાછળ પડે છે અને ઉત્તરકાળમાં અનેક વ્યાધિઓ પણ તે કર્મબદ્ધ જીવને અનુસરે છે–તેની સમીપમાં ને સમીપમાં હાજર રહે છે.[૬,૭] પછી હે રાજા! તે જેમ જેમ મોટો થાય છે, તેમ તેમ વિષયસંગને સ્વાદિષ્ટ માનનારી ઇંદ્રિયોરૂપ પાશોમાં તે સપડાતો જાય છે અને અનેક પ્રકારનાં દુઃખોમાં ઘેરાઈ જાય છે.[૮] પ્રતિદિન તે એ ઇંદ્રિયપાશોથી વારંવાર બંધાતો જાય છે, છતાં તેને વિષયતૃપ્તિ થતી જ નથી. એટલું જ નહિ, તેને તે સમયે કાર્ય–અકાર્યનો જરાયે વિચાર સૂઝતો નથી.[૯] આ રીતે મોહવશ થયેલો જીવ કાર્ય–અકાર્યને સમજતો નથી; પરંતુ જે જીવાત્માઓ શુભ ધ્યાનનાં એકનિષ્ઠ થયેલા હોય છે, તેઓ એ સમયે પણ પોતાના આત્માની રક્ષા કરે છે–કાર્યાકાર્યનો વિવેક ધરાવે છે. માત્ર એ મોહવશ જીવને કોઈ જાતનું જ્ઞાન રહેતું નથી. કેવળ અજ્ઞાનમાં ને અજ્ઞાનમાં તે ધપ્યે જાય છે. તેટલામાં તો યમરાજાની સવારી તેની પાસે આવી પહોંચે છે અને તુરત જ તે મૃત્યુ પામે છે.[૧૦] યમદૂતો તેને પોતાના રાજાની પાસે ઘસડી જાય છે. જે સમયે યમદૂતો તેને ખેંચી જાય છે, તે સમયે એ જીવાત્માની વાચા બંધ થઈ જાય છે, સર્વ ઇંદ્રિયો નષ્ટ થઈ જાય છે અને માત્ર તેણે કરેલાં ઇષ્ટાનિષ્ટ–પુણ્યપાપ જ તેની સાથે આગળ થઈને ચાલી નીકળે છે. ત્યાં પરલોકમાં ગયા પછી પણ તે પુણ્યપાપનાં ફળોનો ઉપભોગ કરી વિષયવાસનાઓમાં લપટાય છે તથા પુનઃ ગર્ભવાસ આદિ દુઃખોમાં પોતાને ધકેલી દઈ પોતે જ પોતાનો નાશ કરે છે. હાય! તે પોતાના હિત તરફ ઉપેક્ષા જ કરે છે.[૧૧] અહો! કેટલું બધું આશ્ચર્ય છે કે, આ લોક આટલો બધો ધિક્કારપાત્ર બને છે (ભયંકર યમયાતનાઓનો અનુભવ કરે છે), છતાં લોભને વશ બની જઈ તે લોભ, ક્રોધ અને ભયથી ઉન્મત્ત બની જાય છે અને આત્મસ્વરૂપનું લેશમાત્ર જ્ઞાન કરતો નથી.[૧૨] તે તો ઊલટો પોતાના કુલીનપણામાં અભિમાનથી રમણ કર્યા કરે છે, તે અધમ કુળમાં ઉત્પન્ન થયેલાઓની નિંદા કરે છે અને ધનના ગર્વથી મદમત્ત બનીને દરિદ્રોની હાંસી કરે છે.[૧૩] અરે, તે બીજાઓને છાતી ઠોકીને મૂર્ખ કહે છે, બીજાઓના પર દોષારોપ કરે છે અને સ્વસ્વરૂપના વિષયમાં તો જરા પણ વિચાર કરતો નથી, તેમ જ પોતાને લેશમાત્ર શિક્ષણ આપવાની ઇચ્છા કરતો નથી.[૧૪] પછી બુદ્ધિમાન કે મૂર્ખ, ધનવાન કે નિર્ધન, કુળવાન કે કુળહીન, અભિમાની કે નિરભિમાની સર્વ મનુષ્યો મરણ પામે છે અને કોઈ જાતનું પાથરણ પાથર્યા વિના શ્મશાનમાં ગોઠવેલી ચિતામાં સૂએ છે. આમ તેઓ ત્યાં માંસ વિનાનાં કેવળ હાડપિંજરરૂપ બની ગયેલાં તથા સર્વાંગે ખુલ્લી થયેલી નાડીઓવાળાં શરીરોની સાથે શયન કરે છે. તે વખતે ત્યાં ઊભેલા તેમના બીજા સંબંધીજનો તે તે મૃત કલેવરોમાં એવી કોઈ જાતની વિશેષતા જોતા નથી કે તેથી તેમને મૃત્યુ પામેલાના કુળની અથવા રૂપની વિશેષતા જાણવામાં આવી શકે! આ રીતે મરણ થયા પછી સર્વ કોઈને કીડાઓરૂપે, વિષ્ઠારૂપે અથવા ભસ્મરૂપે પૃથ્વી પર સમાન રીતે જ શયન કરવાનું છે, તો પછી જગતમાં બાહ્યદૃષ્ટિએ પંડિતો કહેવાતા મૂર્ખ પુરુષો

શા માટે અન્યોન્યને ઠગવાની ઇચ્છા કરે છે? જે કોઈ પુરુષ પ્રત્યક્ષમાં અથવા પરોક્ષમાં આ યથાર્થ શ્રુતિનું શ્રવણ કર્યા પછી આ નાશવંત જીવલોકમાં જન્મથી આરંભીને સ્વધર્મનું પાલન કરતો રહે છે અને સદાચરણથી વર્તે છે, તે પુરુષ જ પરમ ગતિને પામે છે.[૧૫–૧૯] માટે હે મનુજેશ્વર! જે પુરુષ આ સર્વ તત્ત્વનું યથાર્થ જ્ઞાન કરીને વર્તન કરે છે, તે પુરુષ અધોગતિના સર્વ માર્ગોનું ઉલ્લંઘન કરીને ઊર્ધ્વગતિના માર્ગોને પામે છે.[૨૦]

ઇતિ શ્રીમહાભારતમાં સ્ત્રીપર્વાંતર્ગત જલપ્રદાનિકપર્વમાં 'ધૃતરાષ્ટ્રના શોકનું નિવારણ' નામનો અધ્યાય ૪ થો સમાપ્ત

## અધ્યાય ૫ મો

### વનવગડે રઝળતો જીવરૂપી બ્રાહ્મણ

॥ धृतराष्ट्र उवाच ॥

**यदिदं धर्मगहनं बुद्ध्या समनुगम्यते ।**
**तद्वि विस्तरतः सर्वं बुद्धिमार्गं प्रशंस मे ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર બોલ્યો: હે વિદુર! ગહન એવું ધર્મનું આ સ્વરૂપ જે બુદ્ધિથી જ જાણી શકાય છે, તો તમે મને વિસ્તારપૂર્વક સર્વ બુદ્ધિમાર્ગ જ પ્રથમ કહી દેખાડો.[૧]

વિદુર બોલ્યા: મહર્ષિઓ જે રીતે સંસારના આ ગહન સ્વરૂપને વર્ણવે છે, તે રીતે હું પણ ભગવાન બ્રહ્મદેવને નમન કરીને તમને કહી જણાવું છું.[૨] કોઈ એક મહાન અરણ્યમાં એક બ્રાહ્મણ રહેતો હતો. કોઈ સમયે તે શિકારી પશુઓથી ભરેલા મહાભયંકર વનમાં ફરતો ફરતો આવી પહોંચ્યો.[૩] એ જંગલ મોટી મોટી ગર્જનાઓ કરનારા સિંહ, વાઘ, હાથી અને રીંછ આદિ અનેક ભયંકર પશુઓથી મહાઘોર હતું તેમ જ મહાઉગ્ર આકૃતિવાળાં માંસાહારી પ્રાણીઓથી ચોતરફ વ્યાપ્ત હતું.[૪] જેનું દર્શન કરતાં યમદેવ પણ ભયભીત થઈ જાય તેવું તે અતિભયંકર હતું. તે ત્રાસજનક મહાવનને જોઈને તે બ્રાહ્મણના હૃદયમાં અત્યંત ઉદ્વેગ થવા લાગ્યો.[૫] હે શત્રુતાપન! ભયને લીધે તેના શરીર પરનાં રૂંવાડાં પણ ખડાં થઈ ગયાં અને શરીરકંપ આદિ બીજી અનેક વિક્રિયાઓ પણ તેને થવા લાગી. તે બ્રાહ્મણ 'હવે મારે કોનું શરણ લેવું' આવો વિચાર કરીને તે મહાવનમાં આમતેમ દોડાદોડી કરવા લાગ્યો અને સર્વ દિશાઓમાં દૃષ્ટિ કરવા લાગ્યો. ભયથી વિહ્વળ થઈ જઈને તેણે હિંસક પશુઓથી બચી જવાની ઇચ્છાથી આજુબાજુ ઘણાં ફાંફાં માર્યાં; પરંતુ તે વનમાંથી દૂર નીકળી શક્યો નહિ, તેમ પેલા હિંસક પશુઓના સપાટામાંથી પણ છૂટી શક્યો નહિ. જ્યાં જ્યાં તેણે જોવા માંડ્યું, ત્યાં ત્યાં ચારે તરફથી જાળાંઓ વડે ઢંકાયેલું મહાઘોર વન જ તેની દૃષ્ટિએ પડવા લાગ્યું. અધૂરામાં પૂરું તેણે ત્યાં એક ઘોર સ્ત્રીને પોતાના બન્ને બાહુઓ પહોળા કરીને તેમાં ઘૂમી રહેલી જોઈ. પર્વતો સમાન પ્રચંડ શરીરોવાળા અને પાંચ પાંચ મસ્તકોને ધારણ કરનારા મોટા મોટા સર્પો એ વનમાં તેને દેખાવા લાગ્યા. ત્યાં છેક આકાશ સુધી પહોંચેલાં મહાન વૃક્ષોથી તે મહાવન વ્યાપ્ત થયેલું જોવામાં આવ્યું. એ વનના મધ્યપ્રદેશમાં એક કૂવો હતો. તે ઘાસથી વીંટાયેલી મજબૂત લતાઓથી છેક ઢંકાઈ ગયો હતો. આજુબાજુ ઘૂમી રહેલો પેલો બ્રાહ્મણ એ ઢંકાયેલા કૂવામાં દોડતો દોડતો ગબડી પડ્યો. પરંતુ તેમાં આસપાસ અનેક લતાઓ ઊગી નીકળી હતી. તેથી ડીંટા સાથે બંધાયેલું ફણસનું મોટું ફળ જેમ અદ્ધર લટકી રહે, તેમ પેલો બ્રાહ્મણ પણ લતાઓનાં ગૂંચળાઓમાં ગૂંચવાઈ ગયો.[૬–૧૨] આ રીતે તે બ્રાહ્મણના પગ ઊંચા રહી ગયા, મસ્તક નીચું રહી ગયું અને પોતે તે કૂવામાં અદ્ધર લટકી રહ્યો. તેવામાં એના વિશેષ દુર્દૈવને લીધે બીજો એક

મહાન ઉપદ્રવ તેના જોવામાં આવ્યો.[13] બરાબર તેના મસ્તક નીચે તેણે કૂવામાં એક મહાબળવાન મોટો સર્પ જોયો. વળી કૂવાના ઉપરના ભાગમાં કૂવાના મુખ પાસે જ તેણે એક મોટો હાથી જોયો.[14] તે હાથીને છ મુખ હતાં. તે અર્ધો કાળો અને અર્ધો ધોળો હતો. તે બાર પગો વડે ધીમે ધીમે ચાલતો હતો અને આજુબાજુ અનેક વેલાઓથી તથા વૃક્ષોથી ઢંકાયેલો હતો. વળી તે કૂવામાં ઊગી નીકળેલાં વૃક્ષોની શાખાપ્રશાખાઓમાં જુદી જુદી આકૃતિવાળા અનેક ભમરાઓ બેઠેલા હતા. તે બધા ભમરાઓનાં સ્વરૂપ મહાભયંકર અને ઘોર હતાં.[15,16] હે ભરતોત્તમ! તેઓ પ્રથમથી જ પોતાનું ત્યાં રહેઠાણ કરીને મધપૂડાને ઢાંકી દઈ બેસી રહ્યા હતા અને જેના વડે અજ્ઞાનીઓ આકર્ષાય છે તેવા સ્વાદિષ્ટ મધની તેઓ વારંવાર ઇચ્છા કરતા હતા. તે સમયે જેમના પર તે ભ્રમરો બેઠા હતા તે મધપૂડાઓમાંથી અનેક મધધારાઓ ઝરી રહી હતી.[17,18] તે મધધારાઓને કૂવામાં લટકી રહેલો પેલો બ્રાહ્મણ એકસરખી રીતે પીધા કરતો હતો. આ પ્રમાણે તે બ્રાહ્મણ મહાઘોર સંકટમાં આવી પડ્યો હતો, છતાં નિરંતર મધપાન કરતાં કરતાં પણ તેની તૃષ્ણા જરા પણ શાંત થતી ન હતી.[19] હે રાજન્! તેને પોતાના જીવિતના સંબંધમાં જરાય ખેદ થતો ન હતો, પણ ઊલટો સર્વદા અતૃપ્ત રહીને તે મધપાનની ઇચ્છા જ કર્યા કરતો હતો.[20] એ મનુષ્યની જીવિતાશા પેલા મધમાં જ સ્થિર થઈ રહી હતી. બીજી તરફ જે લતાઓના આધારે તે લટકી રહ્યો હતો, તે લતાઓનાં મૂળિયાંને કાળા અને ધોળા રંગના ઉંદરો ટોચી ખાતા હતા.[21] આમ તે મહાભયંકર વનમાં આવી ચડેલા એ બ્રાહ્મણને પ્રથમ જ ભયંકર શિકારી પશુઓનો ભય હતો, બીજો પરમ ઉગ્ર સ્ત્રીનો ભય હતો, ત્રીજો કૂવામાં નીચેના ભાગમાં રહેલા મોટા સર્પનો ભય હતો, ચોથો કૂવાના મોઢા ઉપર ઊભેલા હાથીનો ભય હતો, પાંચમો પોતે જેના આધારે લટકી રહ્યો હતો તે વૃક્ષને ઉંદરોના કાપવાથી તૂટી પડવાનો ભય હતો અને છઠ્ઠો મધનો લોભ હોવાને લીધે ભમરાઓના કરડવાનો ભય હતો.[22,23] આવી રીતે છ પ્રકારના ભયથી આજુબાજુ ઘેરાયેલા સંસારસાગરમાં તે પુરુષ પડ્યો હતો, છતાં પોતાના જીવિતની આશામાં તેને ખેદ થતો નહોતો.[24]

ઇતિ શ્રીમહાભારતમાં સ્ત્રીપર્વાંતર્ગત જલપ્રદાનિકપર્વમાં 'ધૃતરાષ્ટ્રના શોકનું નિવારણ' નામનો અધ્યાય ૫મો સમાપ્ત

## અધ્યાય ૬ઠ્ઠો

### પૂર્વોક્ત રૂપકનો સ્પષ્ટાર્થ

॥ धृतराष्ट्र उवाच ॥

अहो खलु महद्दुःखं कृच्छ्रवासश्च तस्य ह ।
कथं तस्य रतिस्तत्र तुष्टिर्वा वदतां वर ॥१॥

ધૃતરાષ્ટ્ર બોલ્યો: હે વાણીકુશળ વિદુર! બિચારો તે બ્રાહ્મણ ઘણા મોટા દુઃખમાં આવી પડ્યો છે અને તેને એ વનમાં મહાકષ્ટથી વસવું પડતું હશે! અરેરે! તેના પર આવું મોટું સંકટ આવી પડ્યું છે, છતાં તેના મનમાં તે સ્થાન પર રહેવાનો પ્રેમ કેવી રીતે થતો હશે અને ત્યાં રહીને તેને સંતોષ કેમ થતો હશે?[1] હે વિદુર! આવા ધર્મસંકટમાં આવી પડીને એ બ્રાહ્મણ જે સ્થળે વસી રહ્યો છે, તે પ્રદેશ ક્યાં છે? એ બ્રાહ્મણ આવા મહાન ભયમાંથી કેવી રીતે મુક્ત થાય?[2] હે સાધુ! એ બધું તમે મને કહો, એટલે આપણે તેને માટે યોગ્ય ઉપાયો કરીએ. કારણ કે તેનો ઉદ્ધાર કરવા માટે મારા હૃદયમાં ઘણી મોટી દયા ઉત્પન્ન થઈ છે.[3]

સંસારીઓને લગતું એક દષ્ટાંત છે. તે રૂપક દ્વારા જ્ઞાન મેળવીને મનુષ્ય પુણ્યમાર્ગે ચાલે છે અને પરલોકમાં પુણ્યફળને પામે છે.[૪] મેં તમને જે મહાન અરણ્ય કહ્યું તેને તમારે મહાસંસાર સમજવો. તમારી આગળ જે ઘોર વનનું વર્ણન કરવામાં આવ્યું, તેને તમારે ગહન સંસાર સમજવો.[૫] એ વનમાં જે શિકારી પશુઓ કહ્યાં તેને તમારે સંસારના વ્યાધિઓ સમજવા. તે અરણ્યમાં મહાપ્રચંડ શરીરવાળી જે સ્ત્રી ઊભેલી વર્ણવી હતી, તેને વિદ્વાનો વૃદ્ધાવસ્થા કહે છે. તે વૃદ્ધાવસ્થા મનુષ્યોના રૂપનો તથા વર્ણનો વિનાશ કરે છે. તેમ જ હે રાજા! એ અરણ્યમાં જે કૂવાનું વર્ણન કરવામાં આવ્યું હતું, તેને તમારે પ્રાણીઓનું શરીર સમજવું. એ કૂવાના નીચેના ભાગમાં જે મોટો સર્પ કહ્યો હતો તેને તમારે કાળ સમજવો, તે કાળ સર્વ ભૂતોનો અંતક છે અને સર્વ પ્રાણીઓના સર્વસ્વનું હરણ કરનાર છે.[૬–૮] એ કૂવાના મધ્યપ્રદેશમાં જે લતાઓનાં ગૂંચળાંઓમાં તે મનુષ્ય લટકી રહ્યો હતો, તેને તમારે પ્રાણીઓની જીવિતાશા સમજવી.[૯] તેમ જ હે રાજા! એ કૂવાના ઉપરના ભાગમાં મુખબંધન પર જે હાથી ઊભો હતો તેને તમારે સંવત્સર (વર્ષ) સમજવો. તે હાથીના છ મુખનું જે વર્ણન કરવામાં આવ્યું હતું તેને તમારે સંવત્સરમાં આવતી છ ઋતુઓ સમજવી. તે હાથીને જે બાર પગો હતા તેને સંવત્સરના બાર મહિના સમજવા. એ કૂવામાં તે પુરુષ જેને આધારે લટકી રહ્યો હતો તે વૃક્ષનાં મૂળિયાંને ટોચી ખાનારા કાળાધોળા ઉંદરોને તમારે રાત્રિદિવસ સમજવાં. તે વૃક્ષમાં જે ભમરાઓ કહેવામાં આવ્યા છે, તેને તમારે કામવાસનાઓ સમજવી. તે કૂવામાં જે અનેક મધધારાઓ ઝરતી હતી તેમને તમારે કામવાસનાઓના રસ સમજવા અને તે રસોમાં મનુષ્યો ગરકાવ રહે છે.[૧૦–૧૩] આ રીતના આ સંસારચક્રના પરિવર્તનને માત્ર વિદ્વાનો જ જાણી શકે છે અને તે વિદ્વાનો જ વૈરાગ્યરૂપ તલવારની ધારાથી સંસારચક્રના પાશોને છેદી નાખે છે.[૧૪]

ઇતિ શ્રીમહાભારતમાં સ્ત્રીપર્વાંતર્ગત જલપ્રદાનિકપર્વમાં 'ધૃતરાષ્ટ્રના શોકને દૂર કરવો' નામનો અધ્યાય ૬ઠ્ઠો સમાપ્ત

# અધ્યાય ૭મો

## સંસારની નિવૃત્તિ માટે તત્ત્વોપદેશ

॥ धृतराष्ट्र उवाच ॥

**अहोऽभिहितमाख्यानं भवता तत्त्वदर्शिना ।**
**भूय एव तु मे हर्षः श्रुत्वा वागमृतं तव ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે વિદુર! ખરેખર તમે મને જે આખ્યાન કહ્યું છે તે ઘણું આશ્ચર્યકારક છે. તમે એક તત્ત્વદ્રષ્ટા પુરુષ છો. તમારી વાણીરૂપ અમૃતનું પાન કરી મને અધિકાધિક હર્ષ થયા કરે છે.[૧]

વિદુર બોલ્યા : હે રાજા! સાંભળો, ફરી પણ હું તમને એ જ્ઞાનમાર્ગનો વિસ્તાર કહું છું. તેનું શ્રવણ કરી કુશળ બુદ્ધિવાળા પુરુષો વિવિધ જાતના સંસારોમાંથી મુક્ત થઈ જાય છે.[૨] હે રાજા! કોઈ લાંબી મુસાફરીમાં નીકળી પડેલો પુરુષ પરિશ્રમના થાકને લીધે કોઈ કોઈ સ્થળે નિવાસ કરતો જાય છે.[૩] તે જ પ્રમાણે, હે ભારત! આ સંસારના ફેરા ફરવા માટે નીકળેલા અજ્ઞાની પુરુષો જુદા જુદા ગર્ભોની અંદર નિવાસ કરતા જાય છે. પરંતુ જેઓ પંડિત પુરુષો છે, તેઓ તો સીધેસીધું ગમન કરીને સંસારમાંથી મુક્ત થઈ જાય છે.[૪] શાસ્ત્રવેત્તા વિદ્વાન પુરુષો આ સંસારને એક માર્ગરૂપે જ વર્ણવે છે અને જે સ્થળે સંસારની ગહનતા રહેલી છે, તેને પંડિતો એક વન તરીકે કહે છે.[૫] હે ભરતશ્રેષ્ઠ! તત્ત્વવેત્તાઓ કહે છે કે, આ સંસાર મરણધર્મવાળાં સર્વ સ્થાવરજંગમ પ્રાણીઓને ભમાવનારું એક ચક્ર છે, માટે બુદ્ધિ-

માન પુરુષે તેમાં સપડાવું નહિ.[૬] આ સંસારમાં પ્રાણીઓને શારીરિક અને માનસિક એવા જે વ્યાધિઓ જોવામાં આવે છે, તેમને પંડિતો વનવગડાનાં શિકારી પશુઓ કહે છે.[૭] હે ભારત! એ વ્યાધિઓ મનુષ્યોને નિરંતર દુઃખ આપ્યા કરે છે અને સદાકાળ પુણ્યકર્મ કરતાં અટકાવ્યા કરે છે; છતાં અલ્પબુદ્ધિના મનુષ્યો સ્વકર્મમૂલક એવા તે વ્યાધિઓરૂપી ક્રૂર પશુઓથી લેશમાત્ર ઉદ્વેગ પામતા નથી, તે કેવું મોટું આશ્ચર્ય ![૮] હે રાજા! કદાચ દૈવયોગે પુરુષ તે વ્યાધિઓથી મુક્ત રહે; તોપણ સર્વના રૂપનો વિનાશ કરનારી જરાવસ્થા એ પુરુષને આખરને સમયે પોતાના પંજામાં જરૂર સપડાવે છે.[૯] પછી એ જરાગ્રસ્ત થયેલો પુરુષ મજ્જામાંસરૂપ મોટા કીચડવાળા દેહરૂપ નિરાધાર કૂવામાં પડ્યો પડ્યો સબડ્યા કરે છે અને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ આદિ વિવિધ વિષયો તેને ચોતરફથી ઘેરી લે છે.[૧૦] બીજી તરફથી સંવત્સર, માસો, પક્ષો, દિવસો, રાત્રિઓ અને બીજા કાળવિભાગો એ પુરુષના રૂપનું તથા આયુષ્યનું અનુક્રમે હરણ કર્યા કરે છે.[૧૧] સંવત્સર આદિ આ સર્વ કાળવિભાગો કાળના કર્તવ્યઅર્થને સિદ્ધ કરનારા છે, એમ વિદ્વાનો કહે છે; પરંતુ અજ્ઞાનીઓ તેમને સમજી શકતા નથી. હે રાજા! જગતમાંનાં સર્વ પ્રાણીઓને કર્મરૂપ વિધાતાએ ઉત્પન્ન કરેલાં છે. પંડિતો કહે છે કે, પ્રાણીઓનું શરીર એક રથરૂપ છે, બુદ્ધિ તે રથનો સારથિ છે, ઇંદ્રિયો તે રથમાં જોડેલા ઘોડાઓ છે અને મન એ ઘોડાઓની લગામરૂપ છે.[૧૨,૧૩] ઇંદ્રિયોરૂપી તે ઘોડાઓ જ્યારે વેગપૂર્વક દોડાદોડી કરે છે, ત્યારે પુરુષ જો તેની પાછળ પાછળ તેમને અનુસરીને દોડે છે, તો તે અવશ્ય આ સંસારના ફેરામાં ચક્રની પેઠે ઘૂમ્યા કરે છે.[૧૪] પરંતુ જે પુરુષ મનને નિયમમાં રાખી તે ઘોડાઓને બુદ્ધિ દ્વારા વશ રાખે છે, તે પુરુષ આ સંસારમાંથી છૂટ્યા પછી પુનઃ જન્મમરણના ફેરામાં પડતો નથી. વળી જે પુરુષો ચક્રની પેઠે પરિવર્તન પામી રહેલા આ સંસારચક્રમાં ભમતા છતાં તેના મોહમાં સપડાતા નથી, તેઓ ફરીથી આ સંસારમાં ભ્રમણ કરતા નથી અર્થાત્ તેઓ આ સંસારથી મુક્ત થઈ જાય છે. હે રાજન્! જેઓ આ સંસારચક્રમાં ભ્રમણ કરી રહ્યા છે, તેમને તો આ જન્મમરણનું દુઃખ અવશ્ય થયા જ કરે છે. માટે વિદ્વાન પુરુષે સંસારની નિવૃત્તિ કરવા માટે અવશ્ય યત્ન કરવો જોઈએ અને તેના તરફ ઉપેક્ષા કરવી જોઈએ નહિ. કારણ કે ઉપેક્ષા કરવાથી આ સંસારવૃક્ષ સેંકડો શાખાઓમાં વિસ્તીર્ણ થઈ પડે છે.[૧૫–૧૭] હે રાજન્! જે પુરુષ ઇંદ્રિયોને નિયમમાં રાખે છે, ક્રોધ અને લોભને ધિક્કારી કાઢે છે, હરકોઈ સ્થિતિમાં સંતુષ્ટ રહે છે અને સત્ય ભાષણ કરે છે, તે પુરુષ શાંતિને મેળવી શકે છે. (તેને માટે આ સંસાર રહેતો નથી.)[૧૮] હે નરપતિ! તત્ત્વવેત્તાઓ કહે છે કે, સંસાર યમરાજની રાજધાની પ્રત્યે ઘસડી જનારો એક રથ છે અને તેમાં બેસીને અજ્ઞાની જીવો મોહિત થઈ જાય છે. હે રાજન્! એ રથમાં બેસીને પુરુષને જે સ્થિતિ પ્રાપ્ત થાય છે, તે જ સ્થિતિ આ સમયે તમને પ્રાપ્ત થયેલી છે.[૧૯] હે રાજા! તૃષ્ણાશીલ પુરુષને જ રાજ્યનાશનું અથવા પુત્રનાશનું દુઃખ પ્રાપ્ત થાય છે. પણ હે ભારત! જે સજ્જન તૃષ્ણારહિત છે તેને એ સર્વ જાતનાં દુઃખો બિલકુલ અસર કરી શકતાં નથી; કારણ કે તે જ્ઞાની પુરુષ પોતાના પર આવી પડેલાં મોટાં મોટાં દુઃખોને દૂર કરવા માટે તેમનું યોગ્ય ઔષધ ખોળી કાઢે છે, તેમજ તેમનો યોગ્ય ઉપચાર ચાલુ કરે છે. માટે સર્વ પુરુષે પ્રથમ પોતાના મનને વશ કરીને બ્રહ્મજ્ઞાનરૂપી મહાન ઔષધ સંપાદન કરી લેવું જોઈએ

અને પછી તે જ્ઞાનરૂપ ઔષધિ દ્વારા દુઃખો રૂપ મહાન વ્યાધિનો સમૂળગો નાશ કરી નાખવો જોઈએ.[૨૦,૨૧] સ્થિર સંયમવાળો આત્મા જે પ્રમાણે પોતાને સર્વ દુઃખોથી મુક્ત કરાવે છે, તે પ્રમાણે પરાક્રમ, ધન, મિત્ર કે સુહૃદ્ જન પોતાને દુઃખમુક્ત કરાવી શકતાં નથી.[૨૨] માટે હે ભારત! હે રાજન્! જે પુરુષ સર્વ ભૂતો તરફ મિત્રભાવ ધારણ કરીને તથા શીલસંપન્ન થઈને પોતાના મનરૂપી રથમાં પ્રથમ સ્થિત થાય છે અને પછી બ્રહ્મલોકમાં પહોંચાડનારા દમ, દાન અને અપ્રમાદરૂપ ઘોડાઓને પોતાના મનરૂપી રથમાં જોડીને શીલરૂપી લગામ હાથમાં પકડીને આગળ વધે છે, તે પુરુષ મૃત્યુના ભયનો ત્યાગ કરી બ્રહ્મલોકમાં પહોંચી જાય છે.[૨૩,૨૪] હે રાજા! જે પુરુષ પ્રાણીમાત્રને અભય આપે છે, તે વિષ્ણુના સર્વ બાધારહિત પરમ પદને પામે છે.[૨૫] પ્રાણીમાત્રને અભય આપવાથી મનુષ્યને જે ફળ મળે છે, તે હજારો યજ્ઞો કરવાથી અથવા સદાકાળ ઉપવાસો કરવાથી પણ મળી શકતું નથી.[૨૬] કારણ કે હે ભારત! એવો નિશ્ચય છે કે, સર્વ પ્રાણીઓને પોતાના આત્માના કરતાં અધિક પ્રિય એક પણ વસ્તુ નથી. પ્રાણીમાત્રને મરણ સરખું બીજું એક પણ અનિષ્ટ દેખાતું નથી.[૨૭] આથી સમજુ મનુષ્યે સર્વ પ્રાણીઓ પર દયા કરવી. પરંતુ જે મંદ પુરુષોની દૃષ્ટિ આવી સૂક્ષ્મ સ્થિતિનું અવલોકન કરી શકતી નથી, તેઓ અનેક પ્રકારની મોહજાળોમાં સપડાઈ પડે છે તથા ભિન્નભિન્ન બુદ્ધિઓનાં ગૂંચળાંઓમાં ગૂંચવાઈ જઈને તે તે અનેક સાંસારિક યોનિઓમાં ભટક્યા કરે છે. પણ હે રાજા! જેમની બુદ્ધિ આવા અતિ સૂક્ષ્મ તત્ત્વનું અવલોકન કરનારી છે, તેઓ તો કોઈ સ્થળે સપડાયા વિના શાશ્વત બ્રહ્મને પામી જાય છે.[૨૮,૨૯]

અધ્યાય ૭મો સમાપ્ત

# અધ્યાય ૮મો

## શ્રીવેદવ્યાસનો ઉપદેશ

॥ वैशंपायन उवाच ॥

**विदुरस्य तु तद्वाक्यं निशम्य कुरुसत्तमः ।**
**पुत्रशोकाभिसंतप्तः पपात भुवि मूर्च्छितः ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા: હે જનમેજયરાજા! વિદુરે કહેલાં તે વાક્યો સાંભળ્યા છતાં કુરુશ્રેષ્ઠ ધૃતરાષ્ટ્ર પુત્રોના શોકથી ખૂબ તપી જઈને મૂર્ચ્છિત થઈ પૃથ્વી પર પડી ગયા.[૧] હે ભારત! રાજાને આ બેભાન સ્થિતિમાં પૃથ્વી પર ઢળી પડેલા જોઈ તેમના બાંધવો, વ્યાસ, વિદુર, સંજય, તેમના બીજા સુહૃદો તથા તેમના માનીતા દ્વારપાળો સુખદાયક શીતળ જળનું સિંચન કરવા લાગ્યા. તેઓ તેમને પંખાઓથી પવન ઢોળવા લાગ્યા અને હાથ વતી તેમના શરીરને પંપાળવા લાગ્યા. આમ જ્યારે ઘણો પ્રયત્ન કર્યો અને ખૂબ પવન ઢોળવામાં આવ્યો, ત્યારે ઘણે વખતે રાજાને ભાન આવ્યું.[૨-૪] હવે મોડી વારે ભાનમાં આવેલા તે મહીપતિએ પુત્રોના દુઃખથી વિહ્વળ થઈ જઈને પછી ઘણી વાર સુધી આ પ્રમાણે વિલાપ કર્યો.[૫] 'અરેરે! મનુષ્યજન્મમાં ધિક્કાર પડો! તેમાં પણ સ્ત્રીપુત્રાદિના પરિગ્રહમાં વિશેષ ધિક્કાર પડો; કારણ કે તે પરિગ્રહને લીધે જ વારંવાર અનેક દુઃખો ઉત્પન્ન થાય છે.[૬] ઓ પ્રભુ! પુત્રોનો, ધનનો, સંબંધીઓનો તથા સુહૃદોનો નાશ થતાં મનુષ્યને જે મહાન દુઃખ થાય છે, તે તો ખરેખર ઝેર અને અગ્નિના સરખું મહાભયંકર છે.[૭] તે દુઃખને લીધે તો મનુષ્યનાં ગાત્રો બળીને ભસ્મ થઈ જાય છે, બુદ્ધિનો નાશ થઈ જાય છે અને તે દુઃખથી ઘેરાઈ ગયેલો પુરુષ મરણને જ વિશેષે કરીને પસંદ કરે છે.[૮] આ સમયે મારા ઉપર પણ મારા દુર્દૈવને લીધે તે જ દુઃખ આવી પડ્યું છે. મને તો લાગે છે કે, પ્રાણનો ત્યાગ કર્યા વિના હું એ દુઃખના

અંતને પામી શકીશ નહિ.[૯] માટે હે બ્રાહ્મણોત્તમ વ્યાસમુનિ! હું આજે જ મારા પ્રાણોનો ત્યાગ કરીશ.' હે મહીપતિ! મહાન બ્રહ્મવેત્તા એવા પોતાના મહાત્મા પિતાને આ પ્રમાણે કહીને તે ધૃતરાષ્ટ્રરાજા બોલતા બંધ પડી ગયા અને અત્યંત શોકગ્રસ્ત થઈને મનમાં કંઈક વિચાર કરતા મૂઢ બની ગયા.[૧૦,૧૧] રાજાનું એ વચન સાંભળ્યા પછી પ્રભુ વેદવ્યાસ પુત્રોના શોકથી સંતાપ કરી રહેલા પોતાના પુત્ર ધૃતરાષ્ટ્રને આ પ્રમાણે કહેવા લાગ્યા.[૧૨]

વ્યાસ બોલ્યા: હે મહાબાહુ ધૃતરાષ્ટ્ર! હું તને જે વચન કહું છું, તે તું સાંભળ. હે પ્રભુ! તેં શાસ્ત્રોનું શ્રવણ કર્યું છે, તું બુદ્ધિમાન છે, અને ધર્મ તથા અર્થની મર્યાદા જાળવવામાં તું કુશળ છે.[૧૩] હે પરંતપ! આ જગતમાં જે કંઈ જાણવાનું છે, તે બધું તેં જાણ્યું છે. વળી મનુષ્યમાત્ર નાશવંત છે, તે પણ તું જાણે છે એમાં જરા પણ સંશય નથી.[૧૪] હે ભારત! આ જીવલોક કેવળ નાશવંત છે, સર્વ પ્રાણીઓનું જીવિત અંતે મરણવાળું છે અને માત્ર પરબ્રહ્મનું એક સ્થાનક જ સનાતન છે–અવિનાશી છે; તો પછી તું શા માટે શોક કરે છે?[૧૫] હે રાજેન્દ્ર! તારી નજર આગળ જ આ વેરની ઉત્પત્તિ થઈ હતી અને વાસ્તવિક રીતે જોતાં તારા પુત્રને કેવળ નિમિત્તરૂપ બનાવી કાળઘટનાએ જ આ વેર ઊભું કરાવ્યું હતું.[૧૬] હે રાજા! કૌરવોનો સંહાર અવશ્ય થવાનો જ હતો; પરંતુ તે સર્વ શૂરાઓ પરમ ગતિને પામ્યા છે. માટે તું શોક શા માટે કરે છે?[૧૭] હે મહાબાહુ! મહાત્મા વિદુર આ બધું પ્રથમથી જ જાણતો હતો. હે જનેશ્વર! તેથી જ તેણે સર્વ કોઈ ઉપાયે અન્યોન્ય સલાહ કરવા માટે ખૂબ યત્ન કર્યો હતો.[૧૮] પરંતુ મારું નિશ્ચિત માનવું છે કે, હરકોઈ પ્રાણી ગમે તેટલો પ્રયત્ન કરે તોપણ તે દેવનિર્મિત માર્ગનું નિયમન કરવાને કોઈ રીતે સમર્થ થઈ શકતો નથી.[૧૯] વળી આ કાર્ય દેવતાઓએ જ કર્યું છે એ વાત મેં પ્રત્યક્ષ સાંભળી છે. હું તને તે કહી સંભળાવું છું. એ સાંભળીને તારું મન સ્થિર થશે.[૨૦] પૂર્વે એક દિવસે થાકને જીતેલો હું ઈંદ્રની સભામાં ઉતાવળે જઈ ચડ્યો હતો. ત્યાં હે નિર્દોષ! મેં સર્વ દેવતાઓને તથા નારદ આદિ સર્વ દેવર્ષિઓને એકઠા મળેલા જોયા હતા. વળી હે પૃથ્વીપતિ! ત્યાં દેવી પૃથ્વીને પણ મેં કોઈ કાર્ય પ્રસંગે દેવતાઓની સમીપમાં આવેલી દીઠી હતી. તે સમયે પૃથ્વીદેવીએ એકઠા મળેલા સર્વ દેવો પાસે જઈને આ પ્રમાણે કહ્યું હતું:[૨૧–૨૩] 'હે મહાભાગ્યશાળી દેવો! તમે બધાએ તે વખતે બ્રહ્મદેવના સદનમાં મારા કાર્યના સંબંધમાં જે પ્રતિજ્ઞા લીધી હતી તે પ્રતિજ્ઞાને હવે સત્વર સંપૂર્ણ કરો.'[૨૪] પૃથ્વીનું એ વાક્ય સાંભળીને લોકમાં પૂજાયેલા વિષ્ણુ ભગવાને મંદમંદ હસીને દેવોની સભા વચ્ચે તેને કહ્યું હતું: 'હે દેવી! ધૃતરાષ્ટ્રના સો પુત્રોમાંનો સૌથી મોટો દુર્યોધનરાજ તારું આ કાર્ય સંપૂર્ણ કરશે.[૨૫,૨૬] એ રાજાનો આશ્રય લઈને તું કૃતકૃત્ય થઈશ. એ દુર્યોધનરાજાને માટે સર્વ રાજાઓ કુરુક્ષેત્રમાં એકઠા મળશે.[૨૭] ત્યાં હે દેવી! તેઓ અન્યોન્ય દૃઢ શસ્ત્રનો પ્રહાર કરી માંહોમાંહે લડી મરશે; તેથી તારા પરનો ભાર પણ નાશ પામશે.[૨૮] માટે હે શોભના! તું સત્વર તારે સ્થાનકે જા અને સર્વલોકનું ધારણ કરી નાખ.' હે રાજન્! તે જ આ તારો પુત્ર દુર્યોધન લોકોનો સંહાર કરવા માટે જ જન્મ્યો હતો. હે રાજા! તે કળિયુગના અંશ તરીકે ગાંધારીના ઉદરમાં ઉત્પન્ન થયો હતો. વળી તે ઈર્ષ્યાળુ સ્વભાવનો હતો, ચપળ હતો, ક્રોધી હતો અને ઘણા ઘણા ઉપદ્રવો

આપવા છતાં સમજાવવો અશક્ય થઈ પડે તેવો હતો.[૨૯,૩૦] દૈવયોગે તેના સર્વે ભાઈઓ પણ તેના જેવા જ ઉત્પન્ન થયા હતા; તેમ જ તેનો મામો શકુનિ, તેનો પરમ મિત્ર કર્ણ અને તેને સહાય કરનારા પૃથ્વીના બીજા રાજાઓ પણ તેના સમાન ગુણવાળા હોઈને કેવળ વિનાશ કરવા માટે જ ઉત્પન્ન થયા હતા. સામાન્ય એવો નિયમ જ હોય છે કે, જેવો રાજા તેવો જ એનો સેવકવર્ગ હોય છે.[૩૧,૩૨] રાજા જો ધાર્મિક હોય છે તો તેનો અધાર્મિક સેવકવર્ગ પણ ધાર્મિક બની જાય છે. સ્વામીના ગુણદોષને લીધે તેના સેવકો પણ તેવા જ ગુણવાન અને દુષ્ટ બને છે, એમાં સંશય નથી. હે રાજા! તારા પુત્રો પણ દુર્યોધન જેવા દુષ્ટ રાજાનો આશ્રય કરી મૃત્યુને પામ્યા છે. હે મહાબાહુ! આ વાતને તત્ત્વવેત્તા નારદ પણ બરાબર જાણે છે.[૩૩,૩૪] આમ હે પૃથ્વીપતિ! તારા પુત્રો પોતાના અપરાધને લીધે જ નાશ પામ્યા છે. હે રાજેંદ્ર! તેમનો તું શોક ન કર. શોક કરવાનું તને કંઈ કારણ નથી.[૩૫] હે ભારત! પાંડવોએ તારો લેશમાત્ર અપરાધ કર્યો નથી. તારા દુષ્ટાત્મા પુત્રોએ જ આ પૃથ્વીનો સંહાર કરાવ્યો છે.[૩૬] હે રાજા! તારું મંગલ થાઓ. નિઃસંશય આ બનાવને પ્રથમથી જ જાણી લઈને નારદે રાજસૂય યજ્ઞની મહાસભામાં યુધિષ્ઠિર રાજાને જણાવ્યું હતું કે,[૩૭] 'હે કુંતાપુત્ર યુધિષ્ઠિર! અમુક સમય પછી પાંડવો અને કૌરવો વચ્ચે મહાન યુદ્ધ થશે અને તેમાં સર્વ કૌરવો ખપી જશે; માટે તમારે જે કાર્ય કરવું હોય તે કરી લો.[૩૮] નારદનું આ વચન સાંભળ્યા પછી પાંડવોએ તે સમયે ઘણો શોક કર્યો હતો. હે રાજા! તારા શોકનો કેવી રીતે નાશ થાય, તારા પ્રાણોનું તું કેવી રીતે રક્ષણ કરે અને આ બધું દૈવે જ કર્યું છે, એમ જાણીને તું પાંડવોના પર કેવી રીતે સ્નેહ કરે? એ સર્વ વાતનો વિચાર કરીને મેં તને પૂર્વે દેવસભામાં બનેલી આ ગુપ્ત વાત જણાવી છે.[૩૯,૪૦] હે મહાબાહુ! પૂર્વે આ વાત મારા સાંભળવામાં આવી, એટલે તુરત જ મેં પોતે પણ રાજસૂય મહાયજ્ઞમાં ધર્મરાજાને તે કહી સંભળાવી હતી.[૪૧] આમ મેં એ ગુહ્ય વાત કહી, તે પરથી યુધિષ્ઠિરે કૌરવો સાથે યુદ્ધ નહિ કરવા માટે ઘણો ઘણો યત્ન કર્યો હતો; પરંતુ આખરે દૈવઘટના જ બળવાન છે.[૪૨] હે રાજન્! સાચે જ હરકોઈ સ્થાવરજંગમ પ્રાણી કાળચેષ્ટાનું ઉલ્લંઘન કરી શકતો નથી.[૪૩] હે ભારત! પ્રાણીઓના ગમન-આગમનને સારી રીતે જાણનારો તું ધર્મપરાયણ અને બુદ્ધિશ્રેષ્ઠ એવો પુરુષ આ વિષયમાં મોહિત થઈ જાય છે અને શોકથી તપી જઈને વારંવાર બેભાન થઈ જાય છે. ત્યારે તારી આવી દુર્દશા જાણીને રાજા યુધિષ્ઠિર તો પોતાના પ્રાણ સુદ્ધાંને ઓગાળી નાખે એમ છે; કારણ કે હે રાજેંદ્ર! વીર યુધિષ્ઠિરરાજ તિર્યંચ યોનિમાં જન્મેલાં પ્રાણીઓ પર પણ નિત્ય દયાળુ છે, તો પછી તારા પર તે કેમ દયા નહિ કરે?[૪૪-૪૬] માટે હે ભારત! મારી આજ્ઞાને માન્ય કરી, દૈવઘટનાને અનુલ્લંઘનીય સમજી અને પાંડવો પર કૃપા કરી તું તારા પ્રાણોને ધારી રાખ.[૪૭] હે તાત! આમ વર્તવાથી જગતમાં તારી કીર્તિ થશે; એટલું જ નહિ પણ તેથી તને ધર્મનો, અર્થનો તથા ચિરકાળ પર્યંત તપેલા તપનો મહાન લાભ પ્રાપ્ત થશે.[૪૮] હે મહાભાગ્યશાળી ધૃતરાષ્ટ્ર! તારા હૃદયમાં આ સમયે પુત્રશોકને લીધે ઉત્પન્ન થયેલો અગ્નિ ભડભડાટ સળગી રહ્યો છે, પરંતુ તે અગ્નિને સદ્બુદ્ધિરૂપ જળનું સિંચન કરી તું સદાય શાંત કરી નાખ.[૪૯]

વૈશંપાયન બોલ્યા : હે જનમેજય! મહા-

તેજસ્વી વ્યાસમુનિનું તે વચન સાંભળ્યા પછી ધૃતરાષ્ટ્રરાજા એક મુહૂર્તભર વિચારમાં પડી ગયા અને પછી બોલ્યા :[૫૦] 'હે દ્વિજશ્રેષ્ઠ ! શોકરૂપી મોટી જાળમાં હું એવો જકડાઈ ગયો છું કે, હું વારંવાર મૂંઝાઈ જાઉં છું અને તેને લીધે મને મારું પોતાનું પણ ભાન રહેતું નથી.[૫૧] તોપણ તમારું આ દેવપ્રેરિત વચન સાંભળીને હું તમને નિશ્ચયપૂર્વક કહું છું કે, હવે પછી હું મારા પ્રાણોનું ધારણ કરી રાખીશ અને શોક નહિ કરવા માટે બની શકે તેટલો પ્રયત્ન કરીશ.'[૫૨] હે રાજેંદ્ર ! ધૃતરાષ્ટ્રરાજાનું એ વચન સાંભળ્યા પછી સત્યવતીપુત્ર ભગવાન વેદવ્યાસ ત્યાં જ અંતર્હિત થઈ ગયા.[૫૩]

ઇતિ શ્રીમહાભારતમાં સ્ત્રીપર્વાંતર્ગત જલપ્રદાનિકપર્વમાં 'ધૃતરાષ્ટ્રના શોકને દૂર કરવો' નામનો અધ્યાય ૮મો સમાપ્ત

## अध्याय ९ मो*

### વિદુરનાં વાક્યો

॥ जनमेजय उवाच ॥

**गते भगवति व्यासे धृतराष्ट्रो महीपतिः ।**
**किमचेष्टत विप्रर्षे तन्मे व्याख्यातुमर्हसि ॥ १ ॥**

જનમેજય બોલ્યા : હે બ્રહ્મર્ષિ વૈશંપાયન ! ભગવાન વ્યાસ ત્યાંથી ગયા તે પછી રાજા ધૃતરાષ્ટ્રે શું કર્યું હતું ? તે મને કહો.[૧] વળી મોટા મનના કૌરવરાજ યુધિષ્ઠિરે અને કૃપાચાર્ય આદિ ત્રણ મહારથીઓએ તે પછી શું કર્યું હતું ?[૨] અશ્વત્થામાનું કર્મ તથા તે અશ્વત્થામાએ અને શ્રીકૃષ્ણે અન્યોન્યને જે શાપ આપ્યો હતો તે સંબંધનું વૃત્તાંત મેં આપની પાસેથી સાંભળ્યું છે. પણ તે પછી સંજયે ધૃતરાષ્ટ્રરાજાની આગળ જે વૃત્તાંત કહ્યું હોય તે આપ મને કહો.[૩]

વૈશંપાયન બોલ્યા : હે જયમેજયરાજા ! દુર્યોધન મરણ પામ્યો અને ઉભય પક્ષનાં સૈન્યોનો છેક સંહાર થઈ ગયો, તે જોઈને દિઙ્મૂઢ બની ગયેલો સંજય ધૃતરાષ્ટ્રરાજાની પાસે આવ્યો અને આ પ્રમાણે કહેવા લાગ્યો.[૪]

સંજય બોલ્યો : હે રાજન્ ! આ યુદ્ધમાં અનેક દેશોના જે જે રાજાઓ જુદી જુદી દિશાઓમાંથી આવ્યા હતા તેઓ સર્વે તમારા પુત્રોની સાથે પિતૃલોકમાં પહોંચી ગયા છે.[૫] હે ભારત ! યુદ્ધ નહિ કરવા માટે તમારા પુત્રને નિરંતર વિનવણીઓ કરવામાં આવી હતી, તોપણ તેણે કોઈનું કહેલું માન્યું નહિ અને આમ વેરનો અંત આણવાની ઇચ્છાથી સર્વ પૃથ્વીનો ઘાત કરાવ્યો છે.[૬] હવે હે મહારાજ ! તમે તમારા સર્વ પુત્રો, પૌત્રો તથા પિતાઓનાં અનુક્રમે પ્રેતકાર્યો કરાવો.[૭]

વૈશંપાયન બોલ્યા : હે જનમેજય ! સંજયનું એ ઘોર વચન સાંભળી રાજા ધૃતરાષ્ટ્ર જાણે મરણને શરણ થઈ ગયા હોય, તેમ નિશ્ચેષ્ટ થઈને પૃથ્વી પર ઢળી પડ્યા.[૮] આમ એ પૃથ્વીપતિ પૃથ્વી પર પડી ગયા, એટલે સર્વ ધર્મને જાણનારા વિદુર તેમની પાસે જઈને આ પ્રમાણે કહેવા લાગ્યા :[૯] 'હે રાજન્ ! ઊઠો, ઊભા થાઓ. હે ભરતશ્રેષ્ઠ ! આમ પૃથ્વી પર શું પડી રહ્યા છો ? હે લોકેશ્વર ! સર્વ પ્રાણીઓની અંતે આ જ ગતિ થાય છે.[૧૦] હે ભારત ! આ સર્વ પ્રાણીઓનો પ્રથમ અભાવ હતો, માત્ર સ્વમસૃષ્ટિ પ્રમાણે મધ્યભાગમાં તેમનો આવિર્ભાવ થાય છે. પરંતુ આખરે તેમનો અભાવ જ રહેવાનો. તો પછી તેમાં શોક કરવા જેવું શું છે ?[૧૧] વળી શોક કરનાર મનુષ્ય મરેલાની પાછળ જઈ શકતો નથી, તેમ શોક કરનાર મનુષ્ય મરેલાની પાછળ મરી પણ જતો નથી; તો આવા સ્વભાવસિદ્ધ ધર્મવાળા લોકમાં તમે શા માટે શોક કરો છો ?[૧૨] હે મહારાજ ! કોઈ પુરુષ યુદ્ધ કરતાં મરણ પામે છે અને કોઈ પુરુષ

* આ અધ્યાય આ પર્વના બીજા અધ્યાયને લગભગ મળતો છે.

યુદ્ધ કરતાં જીવતો પણ રહે છે; પરંતુ અંતે કાળનો ભેટો કરીને કોઈ તેનું ઉલ્લંઘન કરી શકતો નથી.[૧૩] હે કુરુશ્રેષ્ઠ! કાળ સર્વ જાતનાં પ્રાણીઓને આકર્ષી લે છે, તેને કોઈ પ્રેમપાત્ર નથી તેમ કોઈ દ્વેષપાત્ર પણ નથી.[૧૪] હે ભરતશ્રેષ્ઠ! વાયુ જેમ તૃણના અગ્રભાગોને કંપાયમાન કરી દે છે, તેમ કાળ પણ સર્વ પ્રાણીઓને કંપાયમાન કરી દે છે.[૧૫] જગતમાંનાં સર્વ પ્રાણીઓને એક જ માર્ગે પરલોક તરફ પ્રયાણ કરવાનું છે. માત્ર ભિન્નતા એટલી જ છે કે, જેની સન્મુખ કાળ પ્રથમ ઉપસ્થિત થાય છે તેને પ્રથમ પ્રયાણ કરવું પડે છે. તો તેમાં શોક કરવા જેવું શું છે?[૧૬] હે રાજન્! આ યુદ્ધમાં જેઓ મરણ પામ્યા છે તેમનો તમે શોક કરો છો. પરંતુ તે સર્વ મહાત્માઓ શોક કરવા યોગ્ય નથી; કારણ કે તેઓ સર્વે સ્વર્ગલોકમાં જ ગયા છે.[૧૭] રણસંગ્રામમાં શરીરોનો ત્યાગ કરનારા શૂરાઓ જે પ્રમાણે સહેલાઈથી સ્વર્ગલોકમાં જઈ શકે છે, તે પ્રમાણે પુષ્કળ દક્ષિણાવાળા યજ્ઞો કરીને, તપશ્ચર્યા કરીને અથવા વિદ્યાનું અનુષ્ઠાન કરીને પુરુષો સ્વર્ગલોકમાં જઈ શકતા નથી.[૧૮] વળી આ યુદ્ધમાં મરણ પામેલા સર્વ મહાપુરુષો વેદવિદ્યાને જાણનારા હતા, શૂરા હતા અને સદાચારી હતા. વળી તેઓ સામે પગલે લડીને મરણ પામ્યા છે. તો શા માટે તેમનો શોક કરવો?[૧૯] તે મહાપુરુષોએ શૂરવીરોનાં શરીરોરૂપી અગ્નિઓમાં બાણોની આહુતિઓનો હોમ કર્યો હતો અને પોતે પણ શરીરોમાં હોમાતાં બાણોને સહન કર્યાં હતાં.[૨૦] આ પ્રમાણે હે રાજા! મેં તમને પ્રથમ જ કહ્યું છે કે, યુદ્ધ એ સ્વર્ગમાં જવાનો ઉત્તમ માર્ગ છે; અને ક્ષત્રિયને તો યુદ્ધ વિના આ લોકમાં બીજું અધિક કર્તવ્ય નથી જ.[૨૧] વળી આ યુદ્ધમાં મરણ પામેલા, શૂરવીર અને રણ શોભાવનારા મહાત્મા ક્ષત્રિયો મહાઉત્તમ લાભ પામ્યા છે; માટે તેઓ સર્વે શોક કરવા યોગ્ય જ નથી.[૨૨] હે પુરુષસિંહ! તમે ધીરજ ધરીને તમારા મનને સ્થિર કરો અને શોક કરો મા. આજે શોકગ્રસ્ત થઈને તમારે તેમનાં પ્રેતકાર્યોનો ત્યાગ કરવો તે યોગ્ય નથી.[૨૩]

ઇતિ શ્રીમહાભારતમાં સ્રીપર્વાંતર્ગત જલપ્રદાનિકપર્વમાં 'વિદુરનાં વાક્યો' નામનો અધ્યાય ૯ મો સમાપ્ત

## અધ્યાય ૧૦મો

### પુત્રાદિનાં પ્રેતકાર્યો કરવા માટે ધૃતરાષ્ટ્રનું પ્રયાણ

॥ वैशंपायन उवाच ॥

**विदुरस्य तु तद्वाक्यं श्रुत्वा तु पुरुषर्षभः ।**
**युज्यतां यानमित्युक्त्वा पुनर्वचनमब्रवीत् ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા: હે જનમેજય રાજા! વિદુરનાં તે વાક્યો સાંભળ્યા પછી પુરુષશ્રેષ્ઠ ધૃતરાષ્ટ્રરાજાએ પોતાનો રથ જોડવા માટે આજ્ઞા આપી અને વળી આ પ્રમાણે કહ્યું.[૧]

ધૃતરાષ્ટ્ર બોલ્યા: સત્વર દેવી ગાંધારીને તથા ભરતકુળની બીજી સર્વ સ્રીઓને અહીં બોલાવી લાવો અને કુંતીવહુને તથા તેની સાથે રહેલી સર્વ સ્રીઓને પણ અહીં તેડી લાવો.[૨] ધર્માત્મા ધૃતરાષ્ટ્રે મહાન ધર્મવેત્તા વિદુરને આ પ્રમાણે કહ્યું અને પછી શોકથી હારી બેઠેલા જ્ઞાનવાળા તે રાજા શોકથી એકદમ રથમાં જ બેસી ગયા.[૩] પુત્રોના શોકથી આતુર થયેલાં અને પોતાના સ્વામીની આજ્ઞાથી પ્રેરાયેલાં ગાંધારી પણ કુંતી અને બીજી સર્વ સ્રીઓની સાથે ધૃતરાષ્ટ્રરાજાની પાસે દોડી આવ્યાં.[૪] આમ અત્યંત શોકાકુળ થયેલી તે સર્વ સ્રીઓ અન્યોન્યને બોલાવી બોલાવીને ધૃતરાષ્ટ્રરાજાની પાસે આવી પહોંચી અને ત્યાં આવ્યા પછી પોકેપોક રડવા લાગી.[૫] એ વેળા વિદુર પોતે પણ અત્યંત વિહ્વળ થઈ ગયા હતા, છતાં પોતાના મનને વશમાં રાખીને તેમણે અશ્રુઓથી ભરાઈ ગયેલા

કંઠવાળી તે સર્વ સ્ત્રીઓને શાંત પાડી. એ સર્વ સ્ત્રીઓને રથમાં બેસાડી દઈ તે નગરમાંથી બહાર નીકળ્યા.[૬] તે સમયે કુરુરાજના સર્વ રાજમહેલોમાં રડાકૂટનો મહાન શબ્દ થઈ રહ્યો હતો અને નગરમાં પણ વૃદ્ધથી આરંભી બાળક પર્યંત સર્વ લોક શોકાકુલ થઈ ગયા હતા.[૭] હાય! જે રાજરાણીઓને પૂર્વે દેવગણો પણ જોઈ શક્યા ન હતા, તે જ રાજરાણીઓને તેમના પતિઓનો નાશ થતાં સામાન્ય મનુષ્યો પણ ત્યારે જોઈ રહ્યા હતા.[૮] તે સર્વ સ્ત્રીઓએ એ વેળા પોતાના સુંદર કેશોને વીંખી નાખ્યા હતા, સર્વ અલંકારોને ઉતારી નાખ્યા હતા, કેવળ એક એક વસ્ત્ર ધારણ કર્યું હતું અને તેઓ અનાથની પેઠે યુદ્ધભૂમિ તરફ જવા નીકળી પડી હતી.[૯] એ રાજરાણીઓ જ્યારે શ્વેત વર્ણના પર્વત સરખાં રાજમંદિરોમાંથી નીકળવા માંડી હતી, ત્યારે જાણે યૂથપતિના મરણ પછી અનાથ થયેલી હરિણીઓ પર્વતોની ગુફાઓમાંથી નીકળતી હોય તેવું દેખાતું હતું.[૧૦] હે રાજા! જેમ નૃત્યશિક્ષાની ભૂમિકા પર અશ્વશાવકીઓ (વછેરીઓ) દોડી જાય, તેમ શોકાકુળ થયેલી તે સર્વ સ્ત્રીઓ ટોળે વળીને રણક્ષેત્ર તરફ એકદમ દોડી જતી.[૧૧] પ્રલય સમયે થતા લોકસંહારના દૃશ્યનું દર્શન કરાવતી હોય, તેમ તે સ્ત્રીઓ અન્યોન્યના બાહુઓને પકડીને પોકેપોક કરતી હતી. ત્યાં કોઈ પોતાના પુત્રોના નામથી, કોઈ પોતાના ભાઈઓના નામથી અને કોઈ પોતાના પિતાઓના નામથી આક્રોશ કરતી હતી.[૧૨] તે સર્વ સ્ત્રીઓ શોકને લીધે ગાંડીઘેલી બની ગઈ હતી, પુષ્કળ વિલાપ કરતી હતી, રોકકળ કરતી હતી, આમતેમ દોડાદોડી કરતી હતી અને પોતાના કર્તવ્યનું પણ ભાન ભૂલી ગઈ હતી.[૧૩] જે સ્ત્રીઓ પૂર્વે પોતાની સખીઓ આગળ પણ એક વસ્ત્રમાં થતાં શરમાતી હતી, તે જ સ્ત્રીઓ ત્યારે લજ્જા મૂકીને એક જ વસ્ત્રભેર પોતાની સાસુઓની આગળ ઊભી રહી હતી.[૧૪] વળી હે રાજન્! જે સ્ત્રીઓ પૂર્વે કોઈ અલ્પ કારણના શોકપ્રસંગે પણ અન્યોન્યને આશ્વાસન આપતી હતી, તે જ સ્ત્રીઓ ત્યારે શોકથી વિહ્વળ બની જઈને એકમેકને ટગરટગર જોઈ રહી હતી.[૧૫] તે સમયે રડાકૂટ કરતી હજારો સ્ત્રીઓથી રાજા ધૃતરાષ્ટ્ર ઘેરાઈ ગયા હતા અને તે સર્વની સાથે દીન થઈને યુદ્ધક્ષેત્ર તરફ જવા નગરમાંથી નીકળી પડ્યા હતા.[૧૬] ત્યારે બીજા કેટલાએક કારીગરો, વ્યાપારીઓ, વૈશ્યો અને સર્વ જાતનાં કર્મો કરીને આજીવિકા ચલાવનારા કામ કરનારા પણ રાજાને આગળ કરી નગરની બહાર ચાલી નીકળ્યા હતા. કૌરવોના એ સંહાર સમયે શોકાર્ત થઈને રુદન કરતી સ્ત્રીઓએ એટલો મોટો શબ્દ કરી મૂક્યો હતો કે તેને લીધે સર્વ પ્રાણીઓ વ્યથિત થઈ ગયાં હતાં.[૧૭,૧૮] પ્રલયકાળ પ્રાપ્ત થતાં બળીને ભસ્મ થઈ જતાં સર્વ ભૂતોનો જે પ્રમાણે અભાવ થઈ જાય છે, તે પ્રમાણે જ આ સમયે સર્વનો નાશ થઈ જશે, આમ સર્વ પ્રાણીઓ માની રહ્યાં હતાં.[૧૯] આમ હે મહારાજ! ત્યારે કૌરવોના વિનાશ સમયે અત્યંત ઉદ્વિગ્ન થયેલા હસ્તિનાપુરના મનુષ્યો કૌરવો પરના પ્રેમને લીધે મોટી મોટી બૂમો પાડીને રડતા હતા.[૨૦]

ઇતિ શ્રીમહાભારતમાં સ્ત્રીપર્વાંતર્ગત જલપ્રદાનિકપર્વમાં 'ધૃતરાષ્ટ્રનું નિર્ગમન' નામનો અધ્યાય ૧૦ મો સમાપ્ત

ધૃતરાષ્ટ્ર વગેરે હસ્તિનાપુરથી એક કોશ જેટલે દૂર ચાલ્યા, ત્યાં તો કૃપાચાર્ય, અશ્વત્થામા અને કૃતવર્મા એ ત્રણે મહારથીઓ તેમને મળ્યા.[1] પ્રજ્ઞાચક્ષુ રાજા ધૃતરાષ્ટ્રને જોઈને તેઓ કંઠ તથા અશ્રુ ભરાઈ આવવાને લીધે ગળગળા થઈ ગયા અને પછી નિઃશ્વાસ નાખીને રુદન કરતા રાજા ધૃતરાષ્ટ્રને આ પ્રમાણે કહેવા લાગ્યા :[2] 'હે મહારાજ! હે રાજન્! હે નરપતિ! તમારો જ્યેષ્ઠપુત્ર દુર્યોધન રણમાં મહાદુષ્કર કર્મ કરીને પોતાના પરિવારની સાથે ઇંદ્રલોકમાં ગયો છે.[3] હે ભરતશ્રેષ્ઠ! દુર્યોધનના સૈન્યમાંથી માત્ર અમે ત્રણ મહારથીઓ જ જીવતા છૂટવા પામ્યા છીએ, બાકીનું તમારું સર્વ સૈન્ય યુદ્ધમાં ખપી ગયું છે.' ધૃતરાષ્ટ્રરાજાને આમ કહ્યા પછી કૃપાચાર્યે પુત્રોના શોકથી વિહ્વળ થયેલાં ગાંધારીને આ પ્રમાણે કહ્યું:[4,5] 'હે દેવી ગાંધારી! તમારા સર્વ પુત્રોએ યુદ્ધમાં લડતાં લડતાં અનેક શત્રુઓનો સંહાર કરી નાખ્યો છે. તેઓ વીરકર્મ કરતા કરતા નાશ પામ્યા છે.[6] અવશ્ય તેઓ શસ્ત્રમરણથી જીતવામાં આવતા પવિત્ર દિવ્ય લોકોમાં સિધાવી ગયા છે અને ત્યાં દેવોની પેઠે પ્રકાશિત દિવ્ય શરીર ધારણ કરીને વિહાર કરી રહ્યા છે.[7] તમારા શૂરા પુત્રોમાંના કોઈએ પણ લડતાં લડતાં પીઠ દેખાડી નથી. તેઓ તો સામે પગલે લડીને શસ્ત્રોના પ્રહારથી મરણ પામ્યા છે; કોઈએ પણ મરતા સુધી પોતાના શત્રુઓને બે હાથ જોડીને નમતું આપ્યું નથી.[8] પ્રાચીન મહર્ષિઓ આવી યુદ્ધનીતિને જ ક્ષત્રિય માટે પરમ ઉત્તમ ગતિ આપનાર કહે છે. તેઓ શસ્ત્રથી થયેલા યુદ્ધમરણને ઉત્તમોત્તમ કહે છે; માટે તમારે તેમનો શોક કરવો યોગ્ય નથી.[9] હે રાણી! તમારે એમ નહિ સમજવું કે, તેમના શત્રુ પાંડવો કુટુંબપરિવાર સાથે ક્ષેમકુશળ રહીને સર્વ સમૃદ્ધિને પામ્યા છે; કારણ કે અશ્વત્થામાને સેનાપતિ બનાવી અમે જે કર્મ કર્યું છે, તે તમે સાંભળો.[10] ભીમસેને તમારા પુત્ર દુર્યોધનને અધર્મથી મારી નાખ્યો, એ વાત અમારા સાંભળવામાં આવી, એટલે અમે ત્રણે જણાએ રાત્રિમાં નિદ્રાવશ થયેલી પાંડવોની છાવણીમાં ધસારો કર્યો અને સૂઈ ગયેલા સર્વ મહારથીઓનો સંહાર કરી નાખ્યો.[11] અમે ધૃષ્ટદ્યુમ્ન આદિ સર્વ પાંચાલોનો નાશ કરી નાખ્યો છે તેમ જ દ્રુપદના તથા દ્રૌપદીના બધા પુત્રોને મારી નાખ્યા છે.[12] આ રીતે તમારા પુત્રોના શત્રુઓનો ઘોર સંહાર કરી નાખીને હવે અમે નાસી જઈએ છીએ; કારણ કે માત્ર અમે ત્રણ જ જણા પાંડવો સામે યુદ્ધ કરવા હવે ઊભા રહી શકીએ તેમ નથી.[13] વળી પાંડવો શૂરા છે, મહાધનુર્ધરો છે અને અમર્ષને વશ થયેલા છે. તેથી એ મહાપુરુષો પોતાના પુત્રોને મારી નાખેલા સાંભળીને એકદમ મદમત્ત બની જશે અને વેર વાળવાની ઇચ્છાથી અમારે પગલે પગલે કદાચ ઉતાવળા ઉતાવળા અહીં આવી પહોંચશે; માટે હે યશસ્વિની! અમે અહીં ઊભા રહેવાનો ઉત્સાહ કરી શકતા નથી; કારણ કે અમે તેમનો ઘણો મોટો નાશ કરી નાખ્યો છે. આથી હે રાણી! તમે અમને જવાની આજ્ઞા આપો અને હવે તમારે મનમાં શોક કરવો નહિ. હે ધૃતરાષ્ટ્રરાજા! તમે પણ અમને જવાની આજ્ઞા આપો. કેવળ ક્ષાત્રધર્મ તરફ દૃષ્ટિ કરી તમે તમારા પુત્રોના ઉત્તમ મરણનો વિચાર કરીને ધૈર્ય ધારણ કરજો.'[14-17] હે ભરતવંશી જનમેજય! ધૃતરાષ્ટ્રરાજાને એ પ્રમાણે કહીને કૃપાચાર્યે, કૃતવર્માએ તથા અશ્વત્થામાએ તેમની પ્રદક્ષિણા કરી.[18] પછી હે મહારાજ! બુદ્ધિમાન ધૃતરાષ્ટ્રરાજા સામે જોતાં જોતાં તેઓએ પોતાના ઘોડાઓને એકદમ વેગથી ગંગાનદી તરફ દોડાવી મૂક્યા.[19] હે રાજા! ત્યાંથી થોડે દૂર ગયા પછી

તે ત્રણે મહારથીઓ અન્યોન્યને મળ્યા, ભેટ્યા અને પછી ઘણા જ ઉદ્વિગ્ન થઈને ભિન્ન ભિન્ન ત્રણ માર્ગે જુદા પડ્યા.[૨૦] તેમાંથી કૃપાચાર્ય હસ્તિનાપુરને માર્ગે ચાલી નીકળ્યા, કૃતવર્મા સ્વદેશ દ્વારિકાને માર્ગે ચાલી નીકળ્યા અને અશ્વત્થામા વ્યાસના આશ્રમ તરફ ચાલ્યા ગયા.[૨૧] આ રીતે મહાત્મા પાંડવોના અપરાધ કરીને ભયભીત થયેલા તે ત્રણ શત્રુદમન વીર પુરુષો અન્યોન્ય સામે જોતા જોતા ત્યાંથી વિખૂટા પડ્યા અને સૂર્યોદય થયા પહેલાં ધૃતરાષ્ટ્રરાજાને મળીને યથેચ્છ સ્થાનકે વિદાય થઈ ગયા.[૨૨,૨૩] પછી હે રાજન્ ! તે જ દિવસે સૂર્યોદયના આરંભમાં જ મહારથી પાંડવોએ અશ્વત્થામાને વ્યાસના આશ્રમમાં શોધી કાઢ્યા હતા અને તેમની સાથે યુદ્ધ કરી પરાક્રમપૂર્વક તેમનો પરાજય કર્યો હતો.[૨૪]

ઇતિ શ્રીમહાભારતમા સ્રીપર્વાંતર્ગત જલપ્રદાનિકપર્વમા 'કૃપાચાર્ય, અશ્વત્થામા અને કૃતવર્માનો ધૃતરાષ્ટ્રને સમાગમ' નામનો અધ્યાય ૧૧ મો સમાપ્ત

# અધ્યાય ૧૨ મો

## ભીમસેનની લોખંડી મૂર્તિના ભુક્કા !

॥ वैशंपायन उवाच ॥

**हतेषु सर्व सैन्येषु धर्मराजो युधिष्ठिरः ।**
**शुश्रुवे पितरं वृद्धं निर्यान्तं गजसाह्वयात् ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : હે જનમેજયરાજા ! છાવણીમાંનાં સર્વ સૈન્યોનો નાશ થઈ ગયો તે પછી ધર્મરાજા યુધિષ્ઠિરે સાંભળ્યું કે, પોતાના વૃદ્ધ પિતા ધૃતરાષ્ટ્ર પોતાના પુત્રોનાં પ્રેતકાર્યો કરવા માટે હસ્તિનાપુરમાંથી બહાર નીકળ્યા છે.[૧] એટલે હે મહારાજ ! પુત્રોના શોકથી વિહ્વળ થયેલા રાજા યુધિષ્ઠિર પુત્રશોકમાં ગરકાવ થઈ શોક કરતા પોતાના કાકાને મળવા માટે સર્વ ભાઈઓની સાથે ગયા.[૨] વીર મહાત્મા શ્રીકૃષ્ણ, સાત્યકિ અને યુયુત્સુ પણ તેમની પાછળ પાછળ ધૃતરાષ્ટ્રને મળવા માટે ગયા.[૩] વળી દુઃખથી અત્યંત શોકાકુળ થયેલાં અને શોકને લીધે શરીરે કૃશ થયેલાં દ્રૌપદી પણ પાંચાલરાજાની જે સ્રીઓ તે યુદ્ધપ્રસંગે આવી હતી, તે સર્વને સાથે લઈને યુધિષ્ઠિરરાજાની પાછળ પાછળ જવા લાગ્યાં.[૪] હે ભરતશ્રેષ્ઠ ! ચાલતા ચાલતા યુધિષ્ઠિરરાજા ગંગાના કિનારા પર આવ્યા, એટલે વિહ્વળ થયેલી ટિટોડીઓની પેઠે આક્રંદ કરી રહેલી સ્રીઓનાં ટોળેટોળાં તેમના જોવામાં આવ્યાં.[૫] તુરત જ મોટી પોકો મૂકતી હજારો સ્રીઓ રાજા યુધિષ્ઠિરને વીંટાઈ વળી. તેઓ અભિમન્યુ આદિ પ્રિયજનોનાં અને દુર્યોધન આદિ અપ્રિયજનોનાં નામો લેતી હતી અને હાથો ઊંચા કરી કરીને આતુરતાપૂર્વક રડાફૂટ કરતી હતી.[૬] તે સ્રીઓ રાજા યુધિષ્ઠિરને આ મર્મભેદક વચનો સંભળાવતી હતી : 'ક્યાં યુધિષ્ઠિરરાજાની ધર્મજ્ઞતા અને ક્યાં એમની આજની નિર્ઘૃણતા ! હાય ! હાય ! એમણે તો પિતાઓનો, ભાઈઓનો, ગુરુપુત્રોનો અને મિત્રોનો પણ વધ કર્યો ![૭] ગુરુ દ્રોણનો, પિતામહ ભીષ્મનો અને જયદ્રથનો ઘાત કરાવીને તો હવે તમારે કાળજે ટાઢક થઈને ![૮] હે ભારત ! હવે તમે તમારા પિતાઓને, ભાઈઓને, દુરાધર્ષ અભિમન્યુને અને દ્રૌપદીના પુત્રોને જોતા નથી, તો પછી આ રાજ્યને લઈને તમારે છે શું ?'[૯] આમ ટિટોડીઓની પેઠે કળકળી રહેલી એ સર્વ રાજરાણીઓને જેમ તેમ વહી જઈને મહાબાહુ ધર્મરાજ યુધિષ્ઠિર પોતાના વડીલ પિતા (કાકા) ધૃતરાષ્ટ્ર પાસે પહોંચ્યા અને તેમના ચરણમાં નમી પડ્યા.[૧૦] ત્યાં શત્રુઓનો નાશ કરનારા બીજા પાંડવો પણ પોતાના કાકાને ધર્મપૂર્વક વંદન કરીને તેમને પોતપોતાનાં નામો જણાવવા લાગ્યા.[૧૧] પછી કાકા ધૃતરાષ્ટ્ર પુત્રોના નાશથી વિહ્વળ થઈને તથા શોકથી આતુર બની

જઈને મનમાં પ્રીતિ ન હતી, છતાં શિષ્ટાચારને અનુસરીને પુત્રોનો નાશ કરનારા પાંડવ યુધિષ્ઠિરને ભેટ્યા.[૧૨] હે જનમેજયરાજા ! એ પ્રમાણે ધર્મરાજાને ભેટીને તથા શાંત પાડીને દુષ્ટાત્મા ધૃતરાષ્ટ્રે અગ્નિની પેઠે ભીમસેનને બાળી નાખવાની મનમાં ઇચ્છા કરી.[૧૩] તુરત જ તેમનો કોપરૂપી અગ્નિ શોકરૂપી વાયુના પ્રચંડ ઝપાટાથી ભડભડાટ બળવા લાગ્યો અને ભીમસેનરૂપી અરણ્યને જાણે બાળી નાખવા ઇચ્છતો હોય તેમ દેખાવા લાગ્યો.[૧૪] પરંતુ શ્રીકૃષ્ણ ભીમસેન પ્રત્યેના તેમના અશુભ આશયને પ્રથમથી જ સમજી ગયા હતા, તેથી તેમણે મળવા જતા ભીમસેનને પોતાના બન્ને બાહુઓ વતી ખસેડી લીધો અને ભીમસેનની લોખંડી મૂર્તિ ધૃતરાષ્ટ્રની બાથમાં ગોઠવી દીધી.[૧૫] શ્રીકૃષ્ણ મહાબુદ્ધિમાન અને ચતુર હતા, તેથી તેમણે ધૃતરાષ્ટ્રના દુષ્ટ અભિપ્રાયને પ્રથમથી જ જાણી લીધો હતો અને દુર્યોધને ઘડાવેલી ભીમસેનની લોહમય મૂર્તિને મંગાવી રાખી હતી. સમય આવતાં એમણે એ મૂર્તિને ધૃતરાષ્ટ્રની આગળ ધરી દીધી હતી.[૧૬] બળવાન રાજા ધૃતરાષ્ટ્રે ભીમસેનની એ લોહમય મૂર્તિને સત્ય ભીમસેન માનીને પોતાના બન્ને હાથ વડે ઘણા જોસથી આલિંગન કર્યું અને તે મૂર્તિના ભાંગીને ભુક્કા કરી નાખ્યા.[૧૭] રાજા ધૃતરાષ્ટ્રમાં દશ હજાર હાથીઓના સરખું બળ હતું અને તેથી તેમણે લોહમય ભીમસેનના પણ કટકેકટકા કરી નાખ્યા; પરંતુ તે કર્મ કરવાથી તેમને છાતીમાં અત્યંત વેદના થવા લાગી, મુખમાંથી લોહી નીકળવા લાગ્યું અને જોતજોતામાં તો આખે શરીરે લોહીલુહાણ થઈને તે પૃથ્વી પર પછડાઈ પડ્યા. આમ રાજા ધૃતરાષ્ટ્ર અગ્રભાગ ઉપર લાલવર્ણનાં પુષ્પોથી ખીલી નીકળેલા પારિજાત વૃક્ષની પેઠે પૃથ્વી પર પડી ગયા, એટલે તુરત જ સમીપમાં ઊભેલા વિદ્વાન સંજયે તેમને પકડી રાખ્યા અને 'ઓ મહારાજ! આમ શોકાધીન ન થાઓ' એમ કહીને શાંત પાડવા માંડ્યા.[૧૮-૨૦] પછી જ્યારે પોતાનો કોપ ઊતરી ગયો, ત્યારે ઉદાર મનના તે ધૃતરાષ્ટ્રરાજા 'હાય! હાય! ઓ ભીમસેન! તું ક્યાં ગયો?' આમ આક્રંદ કરીને શોક કરવા લાગ્યા.[૨૧] આ રીતે પોતે ભીમસેનનો વધ કરેલો સમજી અત્યંત આતુર થયેલા ધૃતરાષ્ટ્રરાજાને ક્રોધરહિત થયેલા જોઈ પુરુષોત્તમ શ્રીકૃષ્ણ તેમને આ પ્રમાણે કહેવા લાગ્યા:[૨૨] 'હે ધૃતરાષ્ટ્રરાજા! તમે શોક કરો મા. તમે આ ભીમસેનને મારી નાખ્યો નથી, પરંતુ ભીમસેનની લોહમય પ્રતિમાનો જ નાશ કર્યો છે.[૨૩] હે ભરતશ્રેષ્ઠ રાજા ! તમને ક્રોધવશ થયેલા જોઈને હું જાણી ગયો હતો કે, ભીમસેન મૃત્યુની દાઢમાં સપડાઈ જશે અને તેથી જ મેં ભીમસેનને ખસેડી મૂકી તેને સ્થાને આ લોખંડી પ્રતિમાને ગોઠવી દીધી હતી.[૨૪] હે રાજસિંહ ! બળમાં તમારી તુલના કરી શકે તેવો બીજો કોઈ પણ પુરુષ આ પૃથ્વી પર નથી. હે મહાબાહુ ! તમારા બન્ને બાહુઓના દબાણને કયો પુરુષ સહન કરી શકે તેમ છે? જેમ કાળનો ભેટો કરીને કોઈ પણ પ્રાણી જીવતો છૂટી શકતો નથી, તેમ તમારા બન્ને બાહુઓની બાથમાં સપડાઈને કોઈ પુરુષ જીવી શકે નહિ.[૨૫,૨૬] આથી હે કુરુવંશી રાજા! તમારા પુત્ર દુર્યોધને ભીમસેનની જે લોહમય પ્રતિમા કરાવી હતી તેને મેં પ્રથમથી જ મંગાવી લીધી હતી અને આ સમયે તમારી આગળ ધરી દીધી હતી.[૨૭] હે રાજેન્દ્ર ! તમારું મન પુત્રોના શોકથી અત્યંત તપી ગયું હતું અને તે ધર્મથી વેગળું ગયું હતું, તેથી તમે ભીમસેનને મારી નાખવાની ઇચ્છા કરી હતી.[૨૮] પરંતુ હે રાજન્! આવું કરવું તમને ઘટતું નથી; કેમ કે હે મહારાજ! તમે કદાચ ભીમસેનને મારી નાખશો, તોપણ તમારા

પુત્રો કોઈ રીતે જીવતા થવાના જ નથી.[૨૯] માટે જગતમાં સર્વ સ્થળે શાંતિ થાય એમ માનીને અમે જે કંઈ કર્યું છે, તેમાં તમે અનુમતિ આપો અને મનને શોકાકુળ કરો મા.[૧૩૦]

ઇતિ શ્રીમહાભારતમાં સ્ત્રીપર્વાન્તર્ગત જલપ્રદાનિકપર્વમાં 'ભીમસેનની લોહમય પ્રતિમાનો ભંગ' નામનો અધ્યાય ૧૨ મો સમાપ્ત

## अध्याय १३ मो

### ધૃતરાષ્ટ્રના ક્રોધની શાંતિ

॥ वैशंपायन उवाच ॥

**तत एनमुपातिष्ठन् शौचार्थं परिचारिकाः ।**
**कृतशौचं पुनश्चैनं प्रोवाच मधुसूदनः ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : પછી હે જનમેજય- રાજા ! તે જ સમયે ધૃતરાષ્ટ્રરાજાના હાથપગ વગેરે ધોવાની શૌચક્રિયા કરવા માટે કેટલીએક દાસીઓ હાજર થઈ. આમ તેમણે સમગ્ર શૌચ- ક્રિયા કરી લીધી, એટલે શ્રીકૃષ્ણ તેમને પુનઃ કહેવા લાગ્યા:[૧] 'હે રાજન્! તમે વેદોનું અધ્ય- યન કર્યું છે, વિવિધ પ્રકારનાં શાસ્ત્રોનું પઠન- પાઠન કર્યું છે, સર્વ પુરાણોનું શ્રવણ કર્યું છે અને રાજાઓના મુખ્ય મુખ્ય ધર્મો પણ સાંભળ્યા છે.[૨] આ પ્રમાણે તમે સંપૂર્ણ વિદ્વાન છો, મહા- બુદ્ધિમાન છો અને સબળ–નિર્બળની પરીક્ષા કરવામાં સમર્થ છો, છતાં તમે પોતે જ દૈવયોગે અપરાધ કરી બેઠા છો. તો પછી આવો ક્રોપ શા માટે કરો છો ?[૩] હે રાજન્! તે સમયે મેં પોતે, ભીષ્મે, દ્રોણાચાર્યે, વિદુરે તથા સંજયે તમને હિતનાં જ વચનો કહ્યાં હતાં; પરંતુ હે ભારત ! તમે તે માન્યાં ન હતાં.[૪] હે કૌરવ ! અમે તમને ઘણા ઘણા વાર્યા હતા, છતાં તમે પોતે બળમાં તથા શૌર્યમાં પાંડવોને અધિક જાણતા હતા અને તમે અમારા કહેવા પ્રમાણે કર્યું ન હતું.[૫] જે રાજા બુદ્ધિને સ્થિર કરીને પોતે જ પોતાના દોષો જુએ છે તથા દેશકાળના વિભાગને રૂડી રીતે જાણે છે, તે જ રાજા પરમ શ્રેયને પામે છે.[૬] પરંતુ જે રાજા સુહૃદવર્ગના કહેવા છતાં હિત, અહિત અથવા કલ્યાણની વાતનો સ્વીકાર કરતો નથી અને ઊલટો અનીતિને માર્ગે ચાલે છે, તે રાજા તત્કાળ આપત્તિઓમાં આવી પડે છે અને શોક કરે છે.[૭] હે ભારત ! પૂર્વોક્ત બે પ્રકાર- ના રાજાઓમાંથી તમારું વર્તન બીજા પ્રકારના રાજાના જેવું હતું, તેનો તમે વિચાર કરો. હે રાજન્! તે સમયે તમારો આત્મા તમને પોતાને અધીન ન હતો; પરંતુ તમે કેવળ દુર્યોધનને જ વશ થઈ રહ્યા હતા.[૮] તમારા પર આ સમયે જે આપત્તિ આવી પડી છે, તેમાં તમારો પોતાનો જ અપરાધ કારણભૂત છે, તો પછી તમે શા માટે ભીમસેનને મારી નાખવા ઇચ્છો છો ? આથી તમે ક્રોપને નિયમમાં રાખો અને પોતાનાં દુષ્કૃત્યોનું સ્મરણ કરો.[૯] જે ક્ષુદ્ર દુર્યોધને પાંડવો સાથેની સ્પર્ધાને લીધે પાંચાલીને સભા વચ્ચે ઘસડી મંગાવી હતી, તે દુર્યોધનને કેવળ વેરનો બદલો લેવા ઇચ્છતા ભીમસેને મારી નાખ્યો છે.[૧૦] તમે તમારા પોતાના તથા તમારા દુરાત્મા પુત્રના અપરાધ તરફ જરા દૃષ્ટિ કરો; કેમ કે તમે નિર્દોષ પાંડવોનો પરિત્યાગ કર્યો હતો.'[૧૧]

વૈશંપાયન બોલ્યા : હે જનમેજય ! આ રીતે શ્રીકૃષ્ણે સર્વ સત્ય વચનો કહ્યાં, એટલે રાજા ધૃત- રાષ્ટ્રે તેમને કહ્યું કે, 'હે મહાબાહુ શ્રીમાધવ! તમે કહો છો તેમ જ છે. પરંતુ પુત્રો પરના બળવાન સ્નેહે મને ધૈર્યથી ચલિત કર્યો હતો.[૧૨,૧૩] હે કૃષ્ણ ! બળવાન, સત્યપરાક્રમી અને નરસિંહ એવો આ ભીમસેન તમારી રક્ષા પામીને મારા બાહુઓના અંતરમાં ન સપડાઈ પડ્યો, તે સુદૈવની જ વાત છે.[૧૪] હે માધવ ! હવે હું શોકવ્યગ્ર નથી, મારો ક્રોધ દૂર થયો છે અને મારો સંતાપ પણ

ચાલ્યો ગયો છે. માટે હવે હું વચેટ પાંડવને મળવા ઇચ્છું છું.[૧૫] આ મહાભારત યુદ્ધમાં મોટા મોટા રાજાઓ માર્યા ગયા છે અને મારા સર્વ પુત્રોનો નાશ થઈ ગયો છે; તોપણ પાંડવો પર મારી કલ્યાણની તથા પ્રેમની લાગણી સંપૂર્ણ સ્થિર છે.'[૧૬] હે જનમેજય! આમ કહીને ધૃતરાષ્ટ્રરાજા ભીમસેનને, અર્જુનને અને પુરુષવીર એવા માદ્રીપુત્રો નકુલ–સહદેવને પ્રેમપૂર્વક ભેટ્યા. સુંદર શરીરવાળા તે વીર પુરુષોને તેમણે રોતાં રોતાં પોતાના હાથ વતી પંપાળ્યા અને તેમને શાંત પાડીને તે શુભ આશીર્વાદ આપવા લાગ્યા.[૧૭]

ઇતિ શ્રીમહાભારતમાં સ્રીપર્વાંતર્ગત જલપ્રદાનિકપર્વમાં 'ધૃતરાષ્ટ્રના કોપની શાંતિ અને પાંડવોનું મળવું' નામનો અધ્યાય ૧૩ મો સમાપ્ત

# અધ્યાય ૧૪ મો

## ગાંધારીની સાંત્વના

॥ वैशंपायन उवाच ॥

**धृतराष्ट्राभ्यनुज्ञातास्ततस्ते कुरुपांडवाः ।**
**अभ्ययुर्भ्रातरः सर्वे गांधारीं सहकेशवाः ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા: હવે હે જનમેજયરાજા! કુરુવંશના તે પાંડવ ભાઈઓ ધૃતરાષ્ટ્રની આજ્ઞા લઈને શ્રીકૃષ્ણની સાથે દેવી ગાંધારી પાસે ગયા.[૧] ત્યાં હણાયેલા શત્રુઓવાળા યુધિષ્ઠિરને પોતાની પાસે આવેલા જાણીને પુત્રોના શોકથી તપી ગયેલાં એ અનિંદિત ગાંધારી શાપ આપવાની ઇચ્છા કરવા લાગ્યાં.[૨] પરંતુ પાંડવો પ્રત્યેના તેમના આ પાપી અભિપ્રાયને પ્રથમથી જ જાણી લઈ સત્યવતીપુત્ર વ્યાસઋષિ તુરત જ તેનો ઉપાય કરવા માટે તત્પર થયા.[૩] તેમણે પ્રથમ ગંગાના પુણ્યગંધવાળા પવિત્ર જળનું આચમન કર્યું અને પછી તે મહર્ષિ મન સમાન વેગ ધારણ કરીને એ પ્રદેશમાં આવી પહોંચ્યા.[૪] ભગવાન વેદવ્યાસ સર્વ પ્રાણીઓનાં હૈયાંમાં રહેલા આશયને દિવ્ય દૃષ્ટિથી જોઈ શકતા હતા અને તેથી જ ગાંધારીનો અભિપ્રાય તેમના જાણવામાં આવી ગયો હતો.[૫] મહાતપસ્વી વેદવ્યાસે પોતાની પુત્રવધૂ ગાંધારીને કેટલાંએક હિતવચનો કહેવા માંડ્યાં. તે દ્વારા તેમણે શાપ આપવાના વિચારને દૂર કરી દઈ શાંતિ પ્રવર્તાવી. તેમણે ગાંધારીને કહ્યું કે,[૬] 'ઓ ગાંધારી! તમારે યુધિષ્ઠિર પર કોપ કરવો ન જોઈએ; માટે શાંત થાઓ. તમારા મુખમાંથી નીકળતાં શાપવચનોને બહાર ન કાઢો અને મારું વચન તમે સાંભળો.[૭] તમારા પુત્ર દુર્યોધને પોતાના વિજયની ઇચ્છાથી પ્રતિદિન અઢાર દિવસ પર્યંત તમને કહ્યા કર્યું હતું કે, 'હે માતા! હું શત્રુઓ સાથે યુદ્ધ કરું છું. તેમાં મારો વિજય થાય તેવો મને આશીર્વાદ આપો.' આ રીતે હે ગાંધારી! દુર્યોધન વિજય મેળવવાની ઇચ્છાથી સમયે સમયે તમારી પાસે યાચના કરતો હતો, ત્યારે તમે તેને કહેતાં હતાં કે, 'यतो धर्मस्ततो जयः।' જ્યાં ધર્મ છે ત્યાં જય છે. હે ગાંધારી! દુર્યોધનને સંતોષ ઉપજાવવા માટે તમે આ જ આશીર્વચન તેને કહેતાં હતાં, તેને હું અક્ષરશઃ સત્ય માનું છું; કારણ કે તમે નિત્ય ધર્મમાં જ સાવધાન રહેનારાં છો.[૮–૧૦] જુઓ, આ સમયે પણ તમારું એ વચન સત્ય થયું છે. આ મહાન યુદ્ધમાં મોટા મોટા રાજાઓનો સંહાર કરીને પાંડુના પુત્રો અવશ્ય જીત્યા છે, માટે અવશ્ય તેમના પક્ષમાં ધર્મ અધિક હોવો જોઈએ.[૧૧] વળી તમે પ્રથમથી જ ક્ષમાશીલ છો, તો આ સમયે પાંડવોના પર તમે કેમ ક્ષમા કરતાં નથી? હે ધર્મવેત્તા ગાંધારી! તમે અધર્મનો ત્યાગ કરો. 'જ્યાં ધર્મ છે ત્યાં જ જય છે.' હે મનસ્વિની ગાંધારી! તમે સ્વધર્મ તરફ દૃષ્ટિ કરો અને તમે કહેલી વાણીને સંભારો. હે સત્યવાદિની! તમે ક્રોધનો ત્યાગ કરો અને આમ ઉતાવળાં ન થાઓ.[૧૨,૧૩]

ગાંધારી બોલ્યાં: હે ભગવન્! હું પાંડવોની ઈર્ષા કરતી નથી તેમ જ તેમના નાશને પણ હું ઇચ્છતી નથી; છતાં પુત્રના શોકને લીધે મારું મન અત્યંત વિહ્વળ બની જાય છે.[૧૪] જેમ કુંતીએ કુંતીપુત્રોનું રક્ષણ કરવું જોઈએ, તેમ મારે પણ તેમનું રક્ષણ કરવું જોઈએ. જેમ તમારે પાંડવોનું રક્ષણ કરવું જોઈએ, તેમ ધૃતરાષ્ટ્રરાજે પણ તેમનું રક્ષણ કરવું જોઈએ.[૧૫] વળી દુર્યોધનના, સુબલપુત્ર શકુનિના, કર્ણના તથા દુઃશાસનના અપરાધને લીધે જ કૌરવોનો આ સંહાર થઈ ગયો છે.[૧૬] તેમાં અર્જુનનો, પૃથાપુત્ર ભીમસેનનો, નકુલનો, સહદેવનો કે યુધિષ્ઠિરનો લેશમાત્ર અપરાધ નથી.[૧૭] કૌરવો નિત્ય અભિમાની હતા અને તેને લીધે જ બીજાઓની સાથમાં રહી તેઓ માંહોમાંહે લડી મૂઆ છે. તેમાં પણ મને કંઈ અપ્રિય લાગતું નથી.[૧૮] પરંતુ ભીમસેને વાસુદેવના દેખતાં આ જે નિંદ્ય કર્મ કર્યું છે, તે મારા કોપમાં વધારો કરે છે. મહાન મનવાળા ભીમસેને દુર્યોધનને ગદાયુદ્ધ માટે બોલાવ્યો. પછી તેમાં અભ્યાસના બળથી દુર્યોધનને પોતાનાથી અધિક બળવાન જાણીને તથા તેને ઘણી જ કુશળતાપૂર્વક ઘૂમી રહેલો જોઈને તેણે તેની નાભિની નીચેના ભાગમાં પ્રહાર કર્યો.[૧૯,૨૦] અરે! શૂરવીર પુરુષો કેવળ પોતાના પ્રાણોનું જતન કરવા માટે જ કેમ ધર્મજ્ઞ મહાત્માઓએ દર્શાવેલા ધર્મનો ત્યાગ કરે?'[૨૧]

ઇતિ શ્રીમહાભારતમા સ્રીપર્વાંતર્ગત જલપ્રદાનિક પર્વમા 'ગાધારીની સાત્વના' નામનો અધ્યાય ૧૪મો સમાપ્ત

# અધ્યાય ૧૫મો

## કુંતાને પુત્રોનાં દર્શન

॥ वैशंपायन उवाच ॥

**तच्छ्रुत्वा वचनं तस्या भीमसेनोऽथ भीतवत्।**
**गांधारीं प्रत्युवाचेदं वचः सानुनयं तदा ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા: હે જનમેજયરાજા! ગાંધારીનાં તે વચન સાંભળ્યા પછી ભીમસેન જાણે ભયભીત થઈ ગયો હોય, તેમ ગાંધારીને આવું નમ્ર વચન બોલ્યો:[૧] 'દુર્યોધનના વધ સંબંધમાં મેં મારા પ્રાણ જવાના ભયને લીધે, કેવળ મારું રક્ષણ કરવા માટે, જે કંઈ અધર્મ કર્યો હોય અથવા ધર્મ કર્યો હોય, તેની તમારે ક્ષમા આપવી યોગ્ય છે.[૨] તમારો પુત્ર મહાબળવાન હતો. ધર્મયુદ્ધ કરીને તેને કોઈ પણ મારી શકે તેમ ન હતું. આથી જ મેં વિષમ આચરણ કર્યું હતું.[૩] વળી તમારા પુત્ર દુર્યોધને પણ પૂર્વે અધર્મ કરીને જ યુધિષ્ઠિરને જીતી લીધા હતા; અને તેવા બીજા અધર્મો કરીને જ સદાકાળ અમને દુઃખી કર્યા હતા. આથી જ મેં વિષમ આચરણ કર્યું છે.[૪] સર્વ સૈન્યોનો સંહાર થઈ ગયા પછી આ એક દુર્યોધન જ બચવા પામ્યો હતો; પરંતુ ગદાયુદ્ધમાં તે પરાક્રમી હતો, તેથી મને મારીને કદાચ તે અમારું રાજ્ય હરી લે, એવા ભયથી મેં આવું કૃત્ય કર્યું છે.[૫] પાંચાલરાજની પુત્રી દ્રૌપદી રજસ્વલા હતી, તેણે માત્ર એક જ વસ્ત્ર પહેર્યું હતું, છતાં તમારા પુત્ર દુર્યોધને તેને ભરી સભામાં જે જે અપ્રિય વચનો કહ્યાં હતાં, તે સર્વ તમારા જાણવામાં જ છે.[૬] વળી દુર્યોધનને માર્યા વિના સમુદ્ર પર્યંતની પૃથ્વી પર અમે રાજ્ય કરી શકીએ તેમ નથી, આવું ધારીને પણ મેં આવું વિષમ આચરણ કર્યું હતું.[૭] વળી તમારા પુત્ર દુર્યોધને સભાની વચ્ચે દ્રૌપદીને પોતાની ડાબી સાથળ દેખાડી હતી, તે તેણે અમારું એક મહાન

અપ્રિય કર્યું હતું.[૮] તમારા દુરાચારી પુત્રને અમારે તે જ સમયે મારી નાખવો જોઈતો હતો; પરંતુ ત્યારે અમે ધર્મરાજાની આજ્ઞાને અધીન રહીને જ શાંત બેસી રહ્યા હતા.[૯] ઓ રાણી! તમારા પુત્રે જ આ મહાન વેર સળગાવી મૂક્યું હતું અને તેણે વનમાં પણ અમને નિત્ય દુઃખ દીધાં હતાં. આ સર્વનો વિચાર કરીને જ મેં આવું કૃત્ય કર્યું છે.[૧૦] હવે દુર્યોધનનો રણમાં વધ કરીને અમે એ વેરના પારને પામી ગયા છીએ, અમારો ક્રોધ દૂર થયો છે અને રાજા યુધિષ્ઠિરને રાજ્ય પણ મળી ચૂક્યું છે.'

ગાંધારી બોલ્યાં: ઓ દીકરા! તું મારા પુત્ર દુર્યોધનના પરાક્રમની પ્રશંસા કરે છે, તેથી તેં એનો વધ જ કર્યો નથી, એમ હું માનું છું.[૧૧] વળી તું એનાં દુષ્ટ કૃત્યોના સંબંધમાં જે કંઈ કહે છે, તે સર્વ તેણે કર્યાં જ હતાં.[૧૨] પરંતુ હે ભારત! વૃષસેને જ્યારે નકુલના ઘોડાઓને મારી નાખ્યા હતા, ત્યારે તેં રણમાં ઊભા રહીને દુઃશાસનના શરીરમાંથી રુધિરનું પાન કર્યું હતું, તે તારું કર્મ સજ્જનોને નિંદ્ય છે, ઘોર છે, અનાર્ય પુરુષોએ જ આચરવાયોગ્ય છે અને ક્રૂર છે. હે વૃકોદર! ખરેખર તે કર્મ તેં અયોગ્ય જ કર્યું છે.[૧૩,૧૪]

ભીમસેન બોલ્યો: અરરર! જ્યારે કોઈ બીજા મનુષ્યનું પણ રુધિર ન પિવાય; ત્યારે પોતાનું તો ક્યાંથી જ પિવાય? જેવું આ મારું શરીર તેવો જ મારો ભાઈ દુઃશાસન! પોતાનામાં અને ભાઈમાં કોઈ જાતની ભિન્નતા ન જ ગણાય. હે માતા! તમે શોક કરો મા. હું તમને ખાતરીપૂર્વક કહું છું કે, દુઃશાસનનું રુધિર મારા અધરોષ્ઠથી આગળ–મારા મુખમાં ગયું જ નથી. માત્ર મારા બે હાથ જ તેના રુધિરથી ખરડાયા હતા. આ વાતને સૂર્યપુત્ર કર્ણ સારી પેઠે જાણતો હતો.[૧૫,૧૬] જે સમયે વૃષસેને નકુલના ઘોડાઓને મારી નાખ્યા હતા, તે સમયે સર્વ કૌરવભાઈઓ અત્યંત હર્ષમાં આવી ગયા હતા. એ જોઈને મેં તેવો ઉપરઉપરનો દેખાવ કર્યો હતો અને તે દ્વારા તેમને માત્ર ત્રાસ ઉપજાવ્યો હતો.[૧૭] પૂર્વે જુગાર રમાઈ ગયા પછી દુઃશાસને દ્રૌપદીનો ચોટલો પકડીને તેને જ્યારે સભામાં ઘસડી હતી, ત્યારે ક્રોધાવેશને લીધે હું જે પ્રતિજ્ઞાવચન બોલ્યો હતો, તે મારા હૃદયમાં ઘોળાયા કરતું હતું.[૧૮] હે રાણી! તે મારાં પ્રતિજ્ઞાવચનનું જો હું પાલન ન કરું, તો ક્ષાત્રધર્મથી ભ્રષ્ટ થયેલો ગણાઉં અને મારે ચિરકાળ પર્યંત નરકવાસ કરવો પડે. આથી જ મેં આવું કામ કર્યું હતું.[૧૯] માટે ઓ ગાંધારી! મારા પર દોષની શંકા કરવી તે તમને યોગ્ય નથી. પ્રથમથી જ તમે તમારા પુત્રોને વશમાં ન રાખ્યા, તો હવે અમ નિરપરાધી પર દોષની શંકા કરવી તમને યોગ્ય છે શું?[૨૦]

ગાંધારી બોલ્યાં: અરેરે! તેં અજિતે આ અંધરાજાના સો પુત્રોને મારી નાખ્યા. અરે! એ પુત્રોમાંના જે કોઈ એકે તારો અલ્પ અપરાધ કર્યો હતો, તેને પણ તેં કેમ બાકી રહેવા ન દીધો?[૨૧] ઓ તાત! અમે બન્ને હવે વૃદ્ધ થયાં છીએ, અમારું રાજ્ય પણ હરાઈ ગયું છે, તો અમારી બન્નેની આ અંધ અવસ્થામાં લાકડીરૂપ એવા અમારા એક પણ પુત્રને તેં કેમ છોડી ન દીધો?[૨૨] ઓ દીકરા! મારા પુત્રોના કાળરૂપ એવા તેં માત્ર મારા એક જ પુત્રને બાકી રાખીને જો ક્ષાત્રધર્મનું પાલન કર્યું હોત, તો મને આવું દુઃખ થાત નહિ.[૨૩]

વૈશંપાયન બોલ્યા: હે જનમેજય! ભીમસેનને આમ કહ્યા પછી પુત્રોના તથા પૌત્રોના નાશને લીધે અતિ આતુર બની ગયેલાં ગાંધારીએ ક્રોધપૂર્વક પૂછ્યું કે, 'તે રાજા યુધિષ્ઠિર ક્યાં છે?'[૨૪] તુરત જ રાજેંદ્ર યુધિષ્ઠિર ધ્રૂજતા ધ્રૂજતા બે હાથ

જોડીને તેમની પાસે ગયા અને આ મધુર વાક્ય બોલ્યા :[૨૫] 'હે દેવી! તમારા પુત્રોનો નાશ કરનારો આ રહ્યો હું ઘાતકી યુધિષ્ઠિર! અવશ્ય આ પૃથ્વીનો નાશ કરવામાં હું જ મુખ્ય કારણભૂત છું અને હું જ તમારા શાપને યોગ્ય છું; માટે તમે મને શાપ આપો. મેં મૂઢે તેવા સુહૃદોનો નાશ કરી સર્વ સંબંધીઓનો દ્રોહ કર્યો છે. માટે હવે મારે જીવિતનું, રાજ્યનું કે ધનનું કંઈ પણ પ્રયોજન નથી.' ભયભીત થયેલા યુધિષ્ઠિરે સમીપ આવીને આ પ્રમાણે કહ્યું, એટલે ગાંધારીએ કંઈ પણ ઉત્તર આપ્યો નહિ; માત્ર ઉપરાઉપરી નિ શ્વાસ નાખવા માંડ્યા.[૨૬–૨૮] પછી રાજા યુધિષ્ઠિર જ્યારે શરીર ઢાળીને તેમના ચરણમાં પડવા ગયા, ત્યારે દીર્ઘદૃષ્ટિવાળાં ધર્મજ્ઞ દેવી ગાંધારીએ નેત્રો પર બાંધેલા વસ્ત્રના અંતરમાંથી રાજાની આંગળીઓનાં ટેરવાં ઉપર દૃષ્ટિ કરી. એટલે તરત જ રાજા યુધિષ્ઠિરના સુંદર નખો એકદમ કાળા મેશ થઈ ગયા.[૨૯,૩૦] હે ભારત! એ પ્રમાણે યુધિષ્ઠિરરાજાના નખોને શ્યામ થઈ ગયેલા જોઈને અર્જુન તો શ્રીકૃષ્ણની પાછળ જ છુપાઈ ગયો. આમ એ પાંડવભાઈઓ આમતેમ નાસભાગ કરવા લાગ્યા ત્યારે દેવી ગાંધારીનો ક્રોધ દૂર થયો અને તેમણે માતાની પેઠે તેમને શાંત પાડ્યા.[૩૧,૩૨] હવે વિશાળ વક્ષ:સ્થળવાળા પાંડવો પણ ગાંધારીની આજ્ઞા લઈને પોતાની વીરમાતા કુંતાને મળવા માટે ચાલ્યા ગયા.[૩૩] ત્યાં પુત્રોના દુઃખમાં પલળી રહેલાં દેવી કુંતા પોતાના પુત્રોને ઘણે કાળે જોઈને મોંએ છેડો ઢાંકીને આંસુ ઢાળવા લાગ્યાં. આમ પોતાના પુત્રોની સાથે ઘણાં આંસુ પાડ્યા પછી કુંતાએ શસ્ત્રોના પ્રહારોથી શરીરે ઘણા જ ઘાયલ થયેલા તે પાંચે ભાઈઓને નીરખી નીરખીને જોવા માંડ્યા અને પ્રત્યેક પુત્રના શરીરને વારંવાર પંપાળવા માંડ્યું.[૩૪,૩૫] ત્યાં કુંતાએ પુત્રોના નાશને લીધે રુદન કરી રહેલી પાંચાલપુત્રી દ્રૌપદીને પૃથ્વી પર પડેલી જોઈ; તેથી તે પોતે પણ દુઃખાર્ત થઈને વિલાપ કરવા લાગ્યાં.

દ્રૌપદી બોલી : ઓ પૂજ્ય સાસુજી! અભિમન્યુ આદિ તમારા પુત્રો ક્યાં ગયા છે? આપ તપસ્વિનીનાં આજ ઘણે કાળે દર્શન કરીને તેઓ તમારી પાસે કેમ આવતા નથી? અરેરે! હું સર્વ પુત્રોથી રહિત થઈ છું, તો હવે મારે રાજ્યને કરવું છે શું?

વૈશંપાયન બોલ્યા : ત્યાં વિશાળ નેત્રવાળાં કુંતાજીએ તેમને ધીરજ આપવા માંડી. પછી હે રાજા! તેમણે શોકથી કૃશ થયેલાં અને વારંવાર રુદન કરી રહેલાં એ દ્રૌપદીને પૃથ્વી પરથી ઊભાં કર્યાં. હવે અત્યંત દુઃખાર્ત થયેલાં કુંતાજી તે દ્રૌપદીની સાથે તથા પોતાના પુત્રોની સાથે દુઃખાતુર થયેલાં દેવી ગાંધારી પાસે ગયાં. હે જનમેજય! આમ વહુની સાથે યશસ્વિની કુંતાજીને પોતાની પાસે આવેલાં જોઈ ગાંધારી બોલ્યાં : 'હે પુત્રી! તું આમ શોકાકુળ ન થા. જો મારા તરફ દૃષ્ટિ કર. હું પણ તારી પેઠે જ દુઃખી થયેલી છું. હું તો હવે એમ જ માનું છું કે, કેવળ કાળની પ્રેરણાથી જ આ લોકનો વિનાશ થયો છે.[૩૬–૪૧] ખરેખર! જોનારનાં રુવાં ઊભાં કરી નાખે તેવો આ લોકસંહાર અવશ્ય થવાનો જ હતો અને સ્વાભાવિક રીતે જ તે થયો છે. વિદુરે જે મહાવચનો કહ્યાં હતાં, તે જ આગળ આવીને ઊભાં રહ્યાં છે.[૪૨] જ્યારે શ્રીકૃષ્ણ સમાધાન કરાવવામાં નિષ્ફળ થયા હતા, ત્યારે મહાબુદ્ધિમાન વિદુરે આ પ્રમાણે જ ભાવિ ફળ કહ્યું હતું અને તે જ પ્રમાણે તે ટાળી ન ટળે તેવી દૈવી ઘટના સિદ્ધ પણ થઈ ચૂકી છે, માટે તું હવે તે વિષેનો શોક કર મા.[૪૩] વળી તેઓ બધા સંગ્રામ કરીને યથેષ્ટ મરણને પામ્યા છે, તેથી તેઓ શોક કરવા

યોગ્ય નથી. આ સમયે જેવું મને દુઃખ થાય છે, તેવું જ તને પણ થાય છે, તો આપણ બન્નેને કોણ ધીરજ આપશે? અરેરે! મારા જ અપરાધને લીધે આપણા ઉત્તમ કુળનો સર્વથા વિનાશ થઈ ગયો છે.[૧૪]

ઇતિ શ્રીમહાભારતમાં સ્ત્રીપર્વાંતર્ગત જલપ્રદાનિકપર્વમાં 'કુંતાને પુત્રોના દર્શન' નામનો અધ્યાય ૧૫મો સમાપ્ત

### જલપ્રદાનિકપર્વ સમાપ્ત

# સ્ત્રીવિલાપપર્વ

## અધ્યાય ૧૬મો

### ગાંધારીને રણભૂમિનું દર્શન

॥ वैशंपायन उवाच ॥

**एवमुक्त्वा तु गांधारी कुरूणामवकर्तनम् ।**
**अपश्यत्तत्र तिष्ठंती सर्वं दिव्येन चक्षुषा ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા: હે જનમેજયરાજા! એ પ્રમાણે કહીને દેવી ગાંધારી કુરુઓના સમગ્ર યુદ્ધ-સ્થાનને ત્યાં બેઠાં બેઠાં દિવ્ય દૃષ્ટિથી જોવા લાગ્યાં. દેવી ગાંધારી પતિવ્રતા હતાં, મહાભાગ્યશાળી હતાં, પોતાના પતિની પેઠે જ વ્રતોનું પાલન કરનારાં હતાં, નિરંતર ઉગ્ર તપશ્ચર્યા કરવામાં યુક્ત રહેતાં હતાં અને સદાકાળ સત્યવચની હતાં. પુણ્યકર્મી મહર્ષિ કૃષ્ણદ્વૈપાયનના વરદાનથી તે દિવ્ય જ્ઞાનના બળથી યુક્ત થયાં હતાં, તેથી જ તે બુદ્ધિમાન મહારાણીએ દૂર રહ્યા છતાં પણ જાણે સમીપમાં હોય, તેમ નરવીરોના અદ્ભુત તથા રોમાંચકારી એવા તે રણક્ષેત્રને જોયું અને તે જોઈને વિવિધ વિલાપો કર્યા.[૧-૪] તેમણે જોયું, તો એ યુદ્ધક્ષેત્ર હાડકાં, કેશ અને ચરબીથી ભરાઈ ગયું હતું. રુધિરના પ્રવાહોથી તરબોળ થઈ ગયું હતું અને અનેક હજારોની સંખ્યામાં પડેલાં મૃતશરીરોથી ચારે તરફ ભરપૂર થઈ ગયું હતું.[૫] તે હાથીઓ, ઘોડા અને રથીયોદ્ધાઓના મલિન રુધિરથી છેક ઢંકાઈ ગયું હતું અને ધડ વિનાનાં મસ્તકોથી તથા મસ્તક વિનાનાં ધડોથી વ્યાપ્ત થઈ ગયું હતું.[૬] વળી તે હાથીઓ, ઘોડાઓ, પુરુષો તથા સ્ત્રીઓના આક્રંદધ્વનિથી ચારેબાજુ ગાજી રહ્યું હતું તેમ જ તેમાં શિયાળ, બગલાં, કાગડા, ઘુવડ અને કંગડા સ્થળે સ્થળે ભીડી રહ્યાં હતાં. તે ક્ષેત્ર મનુષ્યોનો આહાર કરનારા રાક્ષસોને પ્રીતિજનક થઈ પડ્યું હતું, ટિટોડાંઓથી ઊભરાઈ રહ્યું હતું, અમંગળ શબ્દ કરનારી શિયાળવીઓના રુદનધ્વનિથી ગાજી રહ્યું હતું અને ગીધપક્ષીઓથી સેવાતું હતું.[૭,૮] પછી ભગવાન વ્યાસે ધૃતરાષ્ટ્રરાજને આજ્ઞા આપી એટલે યુધિષ્ઠિર આદિ સર્વ પાંડવો તથા ગાંધારી આદિ સર્વ કુરુસ્ત્રીઓ હણાયેલા બંધુઓવાળા ધૃતરાષ્ટ્ર-રાજાને તથા શ્રીકૃષ્ણને આગળ કરીને તે રણક્ષેત્રમાં જઈ પહોંચ્યાં.[૯,૧૦] આમ જેમના સ્વામીઓ મરણ પામ્યા હતા, એવી તે સર્વ રાજરાણીઓ કુરુક્ષેત્રમાં ગઈ, તો ત્યાં તેમણે પોતાના પુત્રોને, ભાઈઓને, પિતાઓને તથા પતિઓને હણાઈને પડેલા જોયા.[૧૧] માંસાહારી શિયાળો, બકપક્ષીઓ, કાગડાઓ, ભૂતો, પિશાચો, રાક્ષસો અને બીજા અનેક જાતના નિશાચરો તેમનાં શરીરોનું ભક્ષણ કરી રહ્યા હતા.[૧૨] રુદ્રદેવના વિહારક્ષેત્ર સરખા તે સંહારક્ષેત્રને જોતાંવેંત જ સર્વ સ્ત્રીઓએ મોટી રડાફૂટ કરી મૂકી અને તેઓ પોતાનાં મહામૂલ્યવાન વાહનો પરથી ટપોટપ ઊતરી પડી.[૧૩] ભરતવંશની તે સ્ત્રીઓએ તેવું ભયંકર દૃશ્ય પૂર્વે કદી પણ જોયું ન હતું, તેથી તેમાંની કેટલીએક સ્ત્રીઓનાં શરીરો બેભાન થઈને લથડિયાં ખાવા લાગ્યાં અને બીજી કેટલીએક તો પૃથ્વી પર પછડાઈ જ પડી.[૧૪] એ સમયે પાંચાલરાજાઓની તથા કુરુરાજાઓની અનાથ થઈ પડેલી સ્ત્રીઓ લોથપોથ થઈ ગઈ હતી અને તેમનામાં કશી ચેતના રહી નહોતી. આથી તે મહાન રણક્ષેત્ર કૃપણ દેખાવનું જણાતું હતું.

-ત્યારે તે રણાંગણ દુઃખથી ભાન વિનાની થઈ પડેલી સ્ત્રીઓના કરુણ આક્રંદોથી ચોપાસ ગાજી રહ્યું હતું. આવા અતિ ઉગ્ર યુદ્ધક્ષેત્રને જોઈને તેમ જ તેમાં થયેલા કૌરવોના મહાન સંહારને જોઈને ધર્મ જાણનારાં સુબલપુત્રી ગાંધારીએ પુરુષોત્તમ પુંડરીકાક્ષને સંબોધીને આ પ્રમાણે કહેવા માંડ્યું : 'હે કમળનેત્રમાધવ ! જુઓ, સ્વામી વિનાની થયેલી આ મારી વહુઓ કેશને પીંખી નાખીને ટિટોડીઓની પેઠે કકળી રહી છે ![૧૫-૧૮] તેમાંની કેટલીએક સ્ત્રીઓ પોતાના સ્વામીઓને ભેટી પડીને તેમના ગુણોનું સ્મરણ કરે છે અને બીજી કેટલીક સ્ત્રીઓ પોતાના પુત્રોને, ભાઈઓને, પિતાઓને તથા પતિઓને શોધવા માટે આમતેમ દોડાદોડી કરી રહી છે.[૧૯] હે મહારાજ ! જુઓ, ક્યાંક મરણ પામેલા પુત્રોવાળી વીરમાતાઓથી અને ક્યાંક મરણ પામેલા વીર પતિઓવાળી વીરપત્નીઓથી આ રણક્ષેત્ર ઘેરાઈ રહ્યું છે.[૨૦] જુઓ, બળતા અગ્નિઓની પેઠે પ્રકાશી રહેલા કર્ણ, ભીષ્મ, અભિમન્યુ, દ્રોણાચાર્ય, દ્રુપદ અને શલ્ય વગેરે નરસિંહોથી આ સમરાંગણ શોભી રહ્યું છે ![૨૧] જુઓ, સુવર્ણનાં કવચોથી, હારોથી, બાજુબંધોથી, વીર પુરુષોના હાથોથી, કેયૂરોથી અને પુષ્પમાળાઓથી આ યુદ્ધક્ષેત્ર અલંકૃત થઈ રહ્યું છે.[૨૨] જુઓ, વીર પુરુષોના બાહુઓમાંથી છૂટી પડેલી શક્તિઓથી, પરિઘોથી, તલવારોથી, અનેક પ્રકારનાં તીક્ષ્ણ બાણોથી અને ધનુષ્યોથી આ રણક્ષેત્ર પ્રકાશી રહ્યું છે.[૨૩] આ રણભૂમિમાં ક્યાંક હરખઘેલાં થયેલાં અનેક માંસાહારી પ્રાણીઓનાં ટોળાં ઊભાં છે, ક્યાંક તે ક્રીડા કરી રહ્યાં છે અને ક્યાંક તે નિરાંતે સૂતાં છે.[૨૪] હે વીર ! હે વિભુ ! હે જનાર્દન ! આવા દેખાવના આ રણક્ષેત્રને જોઈને હું શોકને લીધે બળી જાઉં છું.[૨૫] હે મધુસૂદન ! પાંચાલોના તથા કુરુઓના વિનાશનો વિચાર કરતાં મને જણાય છે કે, આખા વિશ્વમાંથી પાંચે મહાભૂતોનો જાણે વિનાશ જ થઈ ગયો છે.[૨૬] અરેરે ! લોહીબોળ્યા ગરુડો, ગીધો અને બીજાં હજારો માંસાહારી પક્ષીઓ આમને આમતેમ ખેંચે છે અને તેમને પગ વચ્ચે પકડીને ખાઈ જાય છે.[૨૭] અરે ! જયદ્રથનો, કર્ણનો, દ્રોણનો, ભીષ્મનો તથા અભિમન્યુનો વિનાશ થશે એવો વિચાર પણ કોણ કરી શકે એમ હતું ![૨૮] હાય ! હાય ! જે મહાપુરુષો કદી મરે નહિ તેવા હતા, તેઓ પણ આ યુદ્ધક્ષેત્રમાં ગતપ્રાણ તથા નિશ્ચેષ્ટ થઈને પડ્યા છે. અરે ! કંગડાઓ, ગીધો, કાગડાઓ, શકરાઓ, કૂતરાઓ તથા શિયાળો તેમનાં શરીરોને ટોચી ખાય છે.[૨૯] જુઓ, નિત્ય અમર્ષવશ રહેનારા અને દુર્યોધનના વશમાં રહેલા આ નરસિંહો અગ્નિઓની પેઠે શાંત પડી ગયા છે.[૩૦] હાય ! જેઓ પૂર્વે કોમળ શય્યામાં શયન કરતા હતા, તેઓ હમણાં મૃત્યુવશ થઈને પાથરણા વિનાની ખુલ્લી પૃથ્વી પર સૂતા છે ![૩૧] નિરંતર સ્તુતિ કરનારા બંદિજનો જેમને યથાસમયે અભિનંદન આપતા હતા, તે જ આજે શિયાળવીઓની અનેક જાતની અમંગળ અને ઘોર ચિચિયારીઓ સાંભળી રહ્યા છે.[૩૨] જે વીર યશસ્વી પુરુષો પૂર્વે ચંદનનું તથા અગરનું શરીરે લેપન કરીને મોંઘા મૂલનાં શયનો પર સૂતા હતા તે આજે રણભૂમિની ધૂળમાં લોટ્યા છે.[૩૩] અરેરે ! આ ગીધો, શિયાળો તથા કાગડાઓ તેમનાં આભૂષણોને ખેંચી રહ્યા છે અને ઘોર શિયાળવીઓ તેમની આસપાસ વારંવાર ગર્જનાઓ કરી રહી છે.[૩૪] જુઓ, યુદ્ધમાં અભિમાન ધરાવનારા આ સર્વ વીરપુરુષો જાણે જીવતા હોય, તેમ હજી પણ તેલપાયેલાં તીક્ષ્ણ બાણોને, તલવારોને તથા ચળકતી ગદાઓને ધારણ કરી રહ્યા છે.[૩૫] જુઓ, સુંદર રૂપરંગવાળા તેમ

જ મોટા આખલાની પેઠે મદમત્ત એવા આ રાજાઓ કંઠે નીલવર્ણી' માળાઓ ધારણ કરીને સૂતા છે અને માંસાહારી પ્રાણીઓ તેમને ફાડી ખાય છે.[૩૬] વળી પરિઘ સમાન બાહુઓવાળા કેટલાએક શૂરવીર પુરુષો જાણે પ્રિય પત્નીનું આલિંગન કરી રહ્યા હોય, તેમ ગદાનું આલિંગન કરીને સામે મોઢે સૂતા છે.[૩૭] હે જનાર્દન! કેટલાએક મહાપુરુષો હજી પણ કવચોને તથા પ્રકાશિત શસ્ત્રોને ધારણ કરી રહ્યા છે, તેથી માંસાહારી પ્રાણીઓ તેમને જીવતા માનીને વીંખી નાખી શકતાં નથી.[૩૮] આ તરફ બીજા કેટલાએક શૂરવીરોને શિકારી જાનવરો ખેંચાખેંચ કરી રહ્યાં છે, તેથી તેમણે ધારણ કરેલી અદ્ભુત સુવર્ણમાળાઓ ચોતરફ વીખરાઈ પડી છે.[૩૯] આ બાજુ ભયંકર દેખાવનાં હજારો શિયાળો મરણ પામેલા યશસ્વી મહાત્માઓના કંઠમાં રહેલા હારોને ખેંચે છે.[૪૦] એ યાદવસિંહ શ્રીકૃષ્ણ! પૂર્વે જ રાજાઓને સુશિક્ષિત બંદિજનો રોજ પરોઢિયે મહાઉત્તમ સ્તુતિઓથી તથા ઘણાં જ મિષ્ટ ઉપચારવચનોથી પ્રસન્ન કરતા હતા, તે જ રાજાઓને માટે દુઃખ અને શોકથી અતિઆતુર બની ગયેલી તેમની સુંદર સ્ત્રીઓ આજે પોકેપોક રડીને કરુણાજનક વિલાપ કરી રહી છે.[૪૧,૪૨] હે કેશવ! આ સુંદર લલનાઓનાં અત્યંત શુષ્ક બની ગયેલાં મુખો રક્ત કમળોનાં સુંદર વનોના જેવાં જ શોભી રહ્યાં છે.[૪૩] જુઓ, પેલી રહી કુરુરાજની સ્ત્રીઓ! તેઓ રુદન કરતાં મધ્યમાં વળી અટકી પડે છે અને કોઈ જાતના વિચારમાં પડી જાય છે. જુઓ, અત્યંત દુઃખી જણાતી તે સ્ત્રીઓ પોતાના પરિવારની સાથે રણભૂમિમાં પોતપોતાના પ્રિયજનોની શોધ માટે જાય છે.[૪૪] આ કુરુવંશી સ્ત્રીઓનાં સૂર્ય અને સુવર્ણ સમાન પ્રભાવાળાં મુખો રોષ અને રુદનને લીધે કેવાં લાલચોળ થઈ ગયાં છે, તે તમે જુઓ.[૪૫] હે કેશવ! જુઓ, માત્ર સોળ વર્ષની વયની, અનુપમ લાવણ્યવતી, ગૌરવર્ણની તથા એક જ વસ્ત્રને ધારણ કરનારી દુર્યોધનની સુંદર સ્ત્રીઓનાં ટોળેટોળાં રણભૂમિ તરફ આવે છે.[૪૬] આ સર્વ સ્ત્રીઓ અન્યોન્ય મળીને એકીસાથે આક્રંદ કરી રહી છે, તેથી તે સ્ત્રીઓ એકબીજાના વિલાપનો સંપૂર્ણ અર્થ સમજી શકતી નથી.[૪૭] જુઓ, આ તરફ વળી કેટલાએક શરીરે ઘાયલ થયેલા વીર પુરુષો શોક કરી રહેલી પોતાની સ્ત્રીઓને જોઈને દીર્ઘ નિઃશ્વાસ નાખે છે અને આક્રોશ કરીને વિલાપ કરે છે; પરંતુ અંતે તેઓ પણ તરફડી તરફડીને પ્રાણોનો ત્યાગ કરે છે.[૪૮] જુઓ, અનેક સ્ત્રીઓ પોતાના પતિઓનાં શરીર તરફ દૃષ્ટિ કરીને મોટી બૂમો પાડીને વિલાપ કરે છે, તો વળી કેટલીએક કોમળ હાથવાળી સ્ત્રીઓ પોતાના હાથ વડે મસ્તક કૂટે છે.[૪૯] જુઓ, આ રણભૂમિ સંખ્યાબંધ પડેલાં મસ્તકોથી, હાથોથી તથા અન્યોન્ય સેળભેળ થઈ ગયેલાં સર્વ અંગોથી વ્યાપ્ત થઈને કેવી શોભે છે![૫૦] આ તરફ પેલી કેટલીએક સ્ત્રીઓ પોતાના પતિઓનાં મસ્તક વિનાનાં નિર્દોષ ધડો જોઈને બેભાન થઈ જાય છે, તો કેટલીએક સ્ત્રીઓ ધડો વિનાનાં પોતાના સ્વામીઓનાં મસ્તકોને જોઈને બેભાન થઈ જાય છે.[૫૧] કેટલીએક ભાન ભૂલી ગયેલી સ્ત્રીઓ કોઈ યોદ્ધાઓના મસ્તક સાથે કોઈ બીજા યોદ્ધાનું ધડ સાંધી દઈને જુએ છે; પરંતુ તેને જોતાં જ આ મસ્તક અને આ ધડ મારા પતિનું નથી એમ કહીને અત્યંત દુઃખી થઈ જાય છે.[૫૨] વળી બીજી કેટલીએક સ્ત્રીઓ કોઈના બાહુઓને, કોઈના ચરણોને તથા કોઈનાં શિખારહિત મસ્તકોને એકબીજાની સાથે સાંધે છે, પરંતુ તેમને કોઈ બીજાઓનાં જાણીને દુઃખાવેશને લીધે વારંવાર મૂર્છિત થઈ ઢળી પડે છે.[૫૩] અરેરે! કેટલી-

એક ભરતકુળની સ્ત્રીઓ પક્ષીઓએ ફાડી ખાધેલાં પોતાના પતિઓનાં મસ્તકોને જોયા છતાં તેને સંપૂર્ણ રીતે ઓળખી પણ શકતી નથી.[૫૪] ઓ મધુસૂદન ! કેટલીએક સ્ત્રીઓ શત્રુઓને હાથે મરણ પામેલા પોતાના ભાઈઓને, પિતાઓને. પુત્રોને તથા પતિઓને જોઈને હાથે માથાં કૂટે છે.[૫૫] અરે ! આ રણભૂમિ ઠેકઠેકાણે પડેલા તલવારવાળા બાહુઓથી તથા કુંડળોને ધારણ કરનારાં મસ્તકોથી અગમ્યસ્વરૂપ થઈ પડી છે. હાય ! આમાં તો માંસનો તથા રુધિરનો પુષ્કળ કીચડ જામ્યો છે. ઓ ભરતશ્રેષ્ઠ ! આ સર્વ નિર્દોષ સ્ત્રીઓ પ્રથમથી જ દુઃખ ભોગવવાને માટે અયોગ્ય હોઈને નિરંતર સુખમાં જ ઊછરી છે. તોપણ આ યુદ્ધભૂમિને મરણ પામેલા પોતાના ભાઈઓથી, પતિઓથી તથા પુત્રોથી છવાઈ ગયેલી જોઈને તેઓ દુઃખમાં ગરકાવ થઈ ગઈ છે. ઓ જનાર્દન ! જુઓ, જુઓ, સુંદર કેશવાળી અશ્વકુમારિકાઓની પેઠે ધૃતરાષ્ટ્રરાજાની આ પુત્રવધૂઓ અહીં ટોળેટોળાં ઊભરાઈ રહી છે. ઓ કેશવ ! આ મારી સર્વ પુત્રવધૂઓ ઊંચેનીચે સાદે કકળી રહી છે, તે કરતાં વધારે મને બીજું શું દુઃખ હોઈ શકે ? સાચે જ મેં પૂર્વજન્મમાં મહાઘોર પાપ કર્યું હશે. તેથી તો હે માધવ ! આ જન્મમાં હું મારા પુત્રોને, પૌત્રોને તથા ભાઈઓને એકીસાથે મરણ પામેલા જોઉં છું.'

આ પ્રમાણે શ્રીકૃષ્ણને કહીને, પુત્રના શોકથી આતુર થયેલાં ગાંધારી વિલાપ કરતાં કરતાં રણભૂમિમાં પ્રવેશ કર્યે જતાં હતાં. તેવામાં તેમણે મરણ પામેલા પોતાના પુત્ર દુર્યોધનને જોયો.[૫૬–૬૧]

ઇતિ શ્રીમહાભારતમાં સ્રીપર્વાંતર્ગત સ્રીવિલાપપર્વમાં 'ગાંધારીને રણભૂમિનું દર્શન' નામનો અધ્યાય ૧૬ મો સમાપ્ત

# અધ્યાય ૧૭મો
## દુર્યોધનનાં દર્શન

॥ वैशंपायन उवाच ॥

दुर्योधनं हतं दृष्ट्वा गांधारी शोककर्शिता ।
सहसा न्यपतद् भूमौ छिन्नेव कदलीवने ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : હે જનમેજયરાજા ! વનમાં જેમ કપાઈ ગયેલી કેળ પછડાઈ પડે, તેમ દુર્યોધનને મરણ પામેલો જોઈને શોકથી કૃશ થયેલાં ગાંધારી એકાએક પૃથ્વી પર પછડાઈ પડ્યાં.[૧] પછી તે જ્યારે ભાનમાં આવ્યાં, ત્યારે શરીરે લોહીલુહાણ થઈ સૂતેલા દુર્યોધનને જોઈને તે ધ્રૂસકે ધ્રૂસકે રડીને વિલાપ કરવા લાગ્યાં.[૨] ત્યારે પુત્રના શોકથી વિહ્વળ થયેલાં ગાંધારીની સર્વ ઇંદ્રિયો આકુળવ્યાકુળ થઈ ગઈ હતી અને પોતાના પુત્રને ભેટી પડીને તે 'હા પુત્ર ! હા પુત્ર !' એમ પોકાર કરીને કરુણ વિલાપ કરતાં હતાં.[૩] શોકથી સંતપ્ત થયેલાં એ ગાંધારી ત્યારે પુષ્ટ અને વિશાળ હાંસડીવાળા તથા મોતીના હાર અને કંઠાઓથી શોભી રહેલા પોતાના પુત્ર દુર્યોધનને નેત્રનાં અશ્રુજળથી સિંચવા લાગ્યાં.[૪] પછી દેવી ગાંધારીએ સમીપમાં ઊભેલા શ્રીકૃષ્ણને આ વચન કહ્યાં : 'હે સમર્થ શ્રીકૃષ્ણ ! સંબંધીઓનો સંહાર કરનારો આ રણસંગ્રામ પ્રથમ જ્યારે લગભગ સમીપમાં આવી પહોંચ્યો હતો, ત્યારે આ રાજવર દુર્યોધને બે હાથ જોડીને મારી પ્રાર્થના કરી હતી કે, ઓ માતાજી ! કુટુંબનો સંહાર કરનારા આ સંગ્રામમાં મારો વિજય થાય, તે માટે તમે મને આશીર્વાદ આપો. હે પુરુષવ્યાઘ્ર શ્રીકૃષ્ણ ! તે વખતે અમારી પર આવી પડનાર સંકટની સર્વ વાત મારા જાણવામાં જ હતી, છતાં મેં તેને ઉત્તર આપ્યો હતો : હે પુત્ર ! યાદ રાખજે કે, यतो धर्मस्ततो जयः । જ્યાં ધર્મ છે ત્યાં જય છે. વળી હે સમર્થ પુત્ર ! યુદ્ધ કરતાં કરતાં તું જે મોહવશ

થઈશ નહિ તો તું અવશ્ય શસ્ત્રોથી જીતવામાં આવતા દિવ્ય લોકોમાં દેવની પેઠે વિહાર કરીશ. હે પ્રભુ! આ રીતે પ્રથમથી જ મેં તેને કહ્યું હતું, તેથી એ દુર્યોધનને માટે તો મને શોક થતો જ નથી; પરંતુ માત્ર ધૃતરાષ્ટ્રરાજાનો જ મને શોક થાય છે; કારણ કે તે રાજા પોતાના સર્વ બાંધવોના મરણને લીધે દયાજનક સ્થિતિમાં આવી પડ્યા છે.[૫-૯] ઓ માધવ! જુઓ તો ખરા, સર્વ યોદ્ધાઓમાં શ્રેષ્ઠ, અસ્ત્રવિદ્યામાં કુશળ અને યુદ્ધમાં મહાદુર્મદ એવો મારો આ અમર્ષી પુત્ર આ સમયે વીરશયનમાં કેવો સૂતો છે![૧૦] હાય! શત્રુઓને તપાવનારો આ જે દુર્યોધન પૂર્વે સર્વ મૂર્ધાભિષિક્ત રાજાઓની આગળ આગળ ચાલતો હતો, તે જ આજે ધૂળચાટતો સૂતો છે. જુઓ, સમયનું કેટલું બધું પરિવર્તન![૧૧] અવશ્ય, આ વીર દુર્યોધન મહાદુર્લભ ગતિને પામ્યો છે; કારણ કે તે સામે પગલે લડીને વીરસેવિત શયનમાં સૂતો છે.[૧૨] અરેરે! જે દુર્યોધનને પૂર્વે સમીપમાં બેઠેલી સુંદર સ્ત્રીઓ રમણ કરાવતી હતી, તે જ વીરશય્યામાં સૂતેલા દુર્યોધનને આજે અમંગલ શબ્દ કરનારી શિયાળવીઓ રમણ કરાવી રહી છે![૧૩] જેને પૂર્વે સમીપમાં બેઠેલા રાજાઓ વિનોદ કરાવતા હતા, તેને આ વેળા પૃથ્વી પર મરણ પામેલો જોઈને ગીધડાંઓ વિનોદ કરાવી રહ્યાં છે![૧૪] પૂર્વે જેને રમણીઓ હાથમાં રમ્ય પંખાઓ લઈને પવન ઢોળતી હતી, તેને આ વખતે પક્ષીઓ પોતાની પાંખો વતી પવન ઢોળે છે![૧૫] આ દુર્યોધન મોટી મોટી ભુજાઓવાળો, સત્યપરાક્રમી અને મહાબળવાન હતો; છતાં આજે તે ભીમસેનને હાથે યુદ્ધમાં મરણ પામીને સિંહે મારી નાખેલા હાથીની પેઠે પૃથ્વી પર સૂઈ રહ્યો છે.[૧૬] હે કૃષ્ણ! જુઓ, લોહીમાં નાહી રહેલો આ દુર્યોધન પૃથ્વી પર સૂતો છે. હાય! ઓ ભારત! ભીમસેને તેને ગદા મારીને મારી નાખ્યો છે.[૧૭] હે કેશવ! જે મહાબાહુ દુર્યોધન પૂર્વે અઢાર અક્ષૌહિણી સેનાઓને રણમાં લાવ્યો હતો, તે આખરે અન્યાયથી માર્યો ગયો છે.[૧૮] મહાધનુર્ધર અને મહાબળવાન એવો આ દુર્યોધન આ સૂતો. સિંહ જેમ વાઘને મારી નાખે તેમ ભીમસેને એને મારી નાખ્યો છે.[૧૯] બેશક, મૂર્ખ અને મંદ બુદ્ધિના દુર્યોધને પોતાના મંદભાગ્યને લીધે વિદુરની તથા પોતાના અંધ પિતાની અવગણના કરી હતી, તેને પરિણામે જ એને મૃત્યુવશ થવું પડ્યું છે.[૨૦] હાય! તેર વર્ષ પર્યંત નિષ્કંટક એવી આ સમગ્ર પૃથ્વી જેના તાબામાં રહી હતી, તે મારો પુત્ર આ રાજા દુર્યોધન મૃત્યુવશ થઈને અહીં પૃથ્વી પર પડ્યો છે.[૨૧] હે યાદવવંશી કૃષ્ણ! પૂર્વે આ પૃથ્વી પર રાજા દુર્યોધન જ્યારે રાજ્ય કરતો હતો, ત્યારે હાથી, ઘોડા અને ગાયોથી સમગ્ર ભૂમિને મેં ભરપૂર જોઈ હતી; પણ હાય! તે સ્થિતિ લાંબો કાળ ટકી રહી નહિ.[૨૨] કારણ કે હે મહાબાહુ! આ સમયે હું તે પૃથ્વીને બીજાઓના શાસન તળે આવેલી અને હાથીઓ, ઘોડાઓ તથા ગાયોથી રહિત થયેલી જોઉં છું. તો હવે હે માધવ! મારે જીવીને કરવું છે શું?[૨૩] જુઓ, આ સર્વ સ્ત્રીઓ રણમાં મરણ પામેલા પોતાના શૂરા પતિઓની પાસે બેસીને વિલાપ કરે છે. તેમને જોઈને મને મારા પુત્રોના મરણથી પણ ઘણું વિશેષ દુઃખ થાય છે.[૨૪] ઓ કૃષ્ણ! જુઓ પેલી રહી લક્ષ્મણની માતા! સુવર્ણની વેદિકા સમાન પ્રભાવાળી અને નિત્ય દુર્યોધનના સુંદર ખોળામાં બેસનારી એ સુંદર નિતંબોવાળીના કેશો કેવા વીખરાઈ ગયા છે![૨૫] પૂર્વે રાજા દુર્યોધન જ્યારે જીવતો હતો, ત્યારે આ મનસ્વિની બાળા નિરંતર એ રાજાની સુંદર ભુજાઓનો આશ્રય કરીને રમણ કર્યા કરતી હતી. અરેરે! રણમાં મરણ પામેલા મારા પુત્રને તથા

પૌત્રને હું જોઈ રહી છું, છતાં આ મારા હૃદયના સેંકડો કટકા કેમ થઈ જતા નથી?[२६,२७] હે કૃષ્ણ! જુઓ, જુઓ, એ નિર્દોષ સ્ત્રી લોહીથી ખરડાયેલા પોતાના પુત્ર લક્ષ્મણનું મસ્તક સૂંઘે છે. વળી સુંદર ઊરુઓવાળી તે રાણી પોતાના પતિ દુર્યોધનના શરીર પર હાથ ફેરવે છે.[२८] હાય! એ મનસ્વિની પોતાના પતિનો તથા પુત્રનો શોક કરે છે અને તે બન્નેના તરફ દૃષ્ટિ કરીને ઊભી છે. અરે! ઓ માધવ! જુઓ, વિશાળ નેત્રવાળી એ મહારાણી હાથવતી માથું કૂટે છે અને વીર કુરુરાજ દુર્યોધનના વક્ષઃસ્થળ પર પછડાઈ પડે છે.[२९,३०] વળી જુઓ, કમળ સમાન પ્રભાવાળી એ તપસ્વિની પોતાના પુત્રના તથા પતિના કમળ સમાન મુખને વારંવાર લૂછી રહી છે.[३१] આ જગતમાંનાં શાસ્ત્રો તથા વેદવચનો જો સત્ય હશે, તો અવશ્ય આ મારો પુત્ર પોતાના બાહુબળથી મેળવેલા દિવ્ય લોકમાં જ ગયો હશે.[१३२]

ઇતિ શ્રીમહાભારતમાં સ્ત્રીપર્વાંતર્ગત સ્ત્રીવિલાપપર્વમાં 'દુર્યોધનનાં દર્શન' નામનો અધ્યાય ૧૭મો સમાપ્ત

## अध्याय १८ मो

### ગાંધારીનો દુઃશાસન આદિ માટે વિલાપ

॥ गांधार्युवाच ॥

**पश्य माधव पुत्रान् मे शतसंख्यान् जितक्लमान् ।**
**गदया भीमसेनेन भूयिष्ठं निहतान् रणे ॥ १ ॥**

ગાંધારી બોલ્યાં: હે માધવ! રણમાં પાછી પાની ન કરનારા મારા સોએ પુત્રોને ભીમસેને ગદા વડે લગભગ છૂંદી જ નાખ્યા છે, તે તમે જુઓ. મને તેમના મરણનું જે દુઃખ થાય છે, તેથી પણ અધિક દુઃખ આ મારી પુત્રવધૂઓને જોઈને થાય છે. જુઓ, એ બાળાઓ પોતાના પુત્રોના મરણથી હાવરીબાવરી બની જઈને છૂટા કેશે રણમાં દોડી રહી છે.[१,२] હાય! જે સ્ત્રીઓ પૂર્વે ચરણોમાં નૂપુર આદિ અલંકારો ધારણ કરીને રાજમહેલોની સુંદર ભૂમિઓ પર ચાલતી હતી, તે આજે દુખિયારી બની જઈને લોહીથી ખરડાયેલી આ રણભૂમિ પર ચાલી રહી છે![३] અરેરે! તે સ્ત્રીઓ ગીધડાં, શિયાળવાં તથા કાગડાઓને મહાકષ્ટે ઉડાડી રહી છે અને દુઃખાતુર હોઈને મદમત્ત મનુષ્યોની પેઠે બેભાન થઈને આમતેમ લથડી રહી છે.[४] જુઓ, આ કોઈ અત્યંત પાતળી કેડવાળી કોમળાંગી બાળા આ ઘોર દેખાવના રણક્ષેત્રને જોતાં જ અત્યંત દુઃખી થઈને પડી જાય છે.[५] હે મહાબાહુ! આ મારી વહુ લક્ષ્મણની માતાને જોઈને મારા મનમાં ઘણું જ દુઃખ થાય છે. એ રાજપુત્રીને જોઈને મને લગારે શાંતિ વળતી નથી.[६] જુઓ, પેલી કેટલીએક સ્ત્રીઓ પોતાના ભાઈઓને, પિતાઓને તથા પુત્રોને મરણ પામેલા જોઈને પૃથ્વી પર ઢળી પડે છે; તો બીજી કેટલીએક સ્ત્રીઓ પોતાના સંબંધીઓના વિશાળ બાહુઓ પકડીને બેભાન થઈ જાય છે.[७] હે અજિત કૃષ્ણ! અહીં આવેલી મધ્યમ વયની તથા વૃદ્ધ વયની સર્વ સ્ત્રીઓ આ દારુણ સંહારમાં કપાઈ ગયેલા પોતાના સંબંધીઓને માટે આક્રંદ કરી રહી છે, તે તમે સાંભળો.[८] હે મહાબાહુ! શ્રમ તથા મોહથી વ્યાકુળ બની ગયેલી પેલી કેટલીએક સ્ત્રીઓ મરણ પામેલા હાથીઓને, કેટલીએક મરણ પામેલા ઘોડાઓને તથા કેટલીએક રથોના માળાઓને ટેકવીને રણમાં ઊભી છે, તે તમે જુઓ. હે કૃષ્ણ! જુઓ, વળી પેલી કેટલીએક સ્ત્રીઓ તો ધડથી છૂટું પડી ગયેલું, સુંદર કુંડળોને ધારણ કરનારું તથા ઉન્નત નાસિકાવાળું પોતપોતાના બંધુઓનું મસ્તક હાથમાં લઈને રણમાં ઊભી રહી છે.[९,१०] હે નિર્દોષ કૃષ્ણ! હું માનું છું કે, મેં મંદબુદ્ધિએ તથા નિર્દોષ એવી આ સર્વ સ્ત્રીઓએ પૂર્વજન્મમાં નાનુંસૂનું પાપ નહિ કર્યું હોય.[११] આથી જ હે જનાર્દન! ધર્મરાજએ અમારા સર્વ સંબંધીઓનો નાશ કરી

નાખ્યો છે. હે યદુનંદન ! સાચેજ ગમે તે જન્મમાં કરેલાં શુભ કે અશુભ કર્મોનો કદી નાશ થતોજ નથી. જુઓ, આ સ્ત્રીઓ તરુણ વયની છે, દેખાવડાં સ્તનોવાળી છે, સુંદરમુખી છે, ઉત્તમ કુળવતી છે, લજ્જાળુ છે, શ્યામ પાંપણોવાળી છે, શ્યામ નેત્રોવાળી છે, શ્યામ કેશોવાળી છે અને હંસની પેઠે ગળગળા સ્વરથી ભાષણ કરનારી છે; છતાં હે માધવ ! દુઃખ અને શોકથી અતિ મૂઢ બની જઈને તેઓ હરિણીઓની પેઠે આક્રંદ કરતી પૃથ્વી પર પડી છે.[૧૨-૧૪] હે પુંડરીકાક્ષ ! હાય ! હાય ! આ સ્ત્રીઓનાં પ્રફુલ્લ કમળ સમાન પ્રકાશવાળાં સુંદર મુખોને આ વેળા સૂર્ય તપાવી રહ્યો છે.[૧૫] હે વાસુદેવ ! મારા પુત્રો મદમત્ત હાથીઓ સમાન ગર્વિષ્ઠ હતા અને પોતાની સ્ત્રીઓને જોનારા પર અત્યંત ઈર્ષ્યા કરવાના સ્વભાવવાળા હતા. પણ હાય ! આ વેળા સામાન્ય મનુષ્યો પણ તેમની સ્ત્રીઓને જોઈ રહ્યા છે.[૧૬] હે ગોવિંદ ! જુઓ, આ રણભૂમિ પર મારા પુત્રોની સુવર્ણની સેંકડો ફૂદડીઓવાળી ઢાલો, સૂર્ય સમાન તેજસ્વી ધજાઓ, સુવર્ણનાં કવચો, સુવર્ણની માળાઓ અને ચળકતાં શિરસ્ત્રાણો સારી પેઠે હોમેલા અગ્નિઓની પેઠે સ્થળે સ્થળે ઝળકી રહ્યાં છે.[૧૭,૧૮] જુઓ, આ દુઃશાસન પણ સૂતો છે. શત્રુઓનો સંહાર કરનારા શૂરા ભીમસેને તેને યુદ્ધમાં મારી નાખ્યો છે. હાય ! એણે આનાં સર્વ અંગોમાંથી રુધિર સુદ્ધાં પીધું છે.[૧૯] હે માધવ ! જુગાર રમતી વેળા પોતાને આપવામાં આવેલાં દુઃખોનું સ્મરણ કરીને તથા દ્રૌપદીની પ્રેરણાથી ઉશ્કેરાઈને ભીમસેને ગદાનો પ્રહાર કરીને મારા આ પુત્રને મારી નાખ્યો છે, તે તમે જુઓ.[૨૦] હે જનાર્દન ! પોતાના મોટાભાઈનું તથા કર્ણનું પ્રિય કરવાની ઇચ્છાથી આ દુઃશાસને સભા વચ્ચે દ્રૌપદીને કહ્યું હતું કે,[૨૧] 'હે પાંચાલી ! તું તારા સર્વ પતિઓની સાથે અમારી દાસી થઈ ચૂકી છે; માટે તું સત્વર અમારા મહેલની અંદર દાખલ થા.'[૨૨] હે કૃષ્ણ ! દુઃશાસનનાં તે વચનો સાંભળ્યા પછી મેં દુર્યોધનરાજને કહ્યું હતું કે, 'હે પુત્ર ! મૃત્યુના પાશમાં સપડાયેલા તારા મામા શકુનિનો તું ત્યાગ કર. એની બુદ્ધિ દુષ્ટ છે અને તેને કલહ ઘણો પ્રિય છે, એમ તારે સમજવું જોઈએ. તારે તો એનો ત્યાગ કરીને પાંડવોની સાથે સંધિજ કરવી જોઈએ. હે દુર્બુદ્ધિ દુર્યોધન ! ઉંબાડિયાંઓથી જેમ હાથીને દુઃખ દેવામાં આવે છે, તેમ તું ક્રોધી ભીમસેનને તીક્ષ્ણ વાગ્બાણોનો પ્રહાર કરી દુઃખ દે છે; પણ હજી એને તું ઓળખતો નથી.' આમ કહીને મેં દુર્યોધનને ઘણો સમજાવ્યો હતો, છતાં તેણે પાંડવોને એકાંતમાં નિત્ય વચનપ્રહારો કર્યાજ કર્યા. સર્પ જેમ મોટા બળદો પર વિષધારાની વૃષ્ટિ કરે, તેમ તેણે પાંડવો તરફ વિષવૃષ્ટિજ કર્યા કરી. એજ કારણથી ભીમસેને આ દુઃશાસનને મારી નાખ્યો છે અને તે સિંહે મારી નાખેલા મોટા હાથીની પેઠે પોતાના બન્ને બાહુઓને પહોળા કરી અહીં રણમાં સૂતો છે. પણ હાય ! અત્યંત રોષવાળા ભીમસેને ક્રોધમાં ને ક્રોધમાં મહારણસંગ્રામમાં દુઃશાસનનું લોહી પીધું છે તે તો તેણે અત્યંત ભયંકર કર્મ કર્યું છે.[૨૩-૨૮]

ઇતિ શ્રીમહાભારતમાં સ્ત્રીપર્વાંતર્ગત સ્ત્રીવિલાપપર્વમાં 'ગાંધારીનાં વાક્યો' નામનો અધ્યાય ૧૮મો સમાપ્ત

## અધ્યાય ૧૯મો

### વિકર્ણ આદિને માટે ગાંધારીનો વિલાપ

॥ ગાંધાર્યુવાચ ॥

एष माधव पुत्रो मे विकर्णः प्राज्ञसंमतः ।
भूमौ विनिहतः शेते भीमेन शतधा कृतः ॥ १ ॥

ગાંધારી બોલ્યાં : હે માધવ ! જુઓ, વિદ્વાનોમાં માન્ય ગણાયેલો મારો પુત્ર આ વિકર્ણ મરણ પામીને પૃથ્વી પર સૂતો છે. ભીમસેને તેના

સેંકડો કટકા કરી નાખ્યા છે.[૧] હે મધુસૂદન ! આ વિકર્ણ હાથીઓનાં ટોળાંઓ વચ્ચે મરણ પામીને સૂતો છે, તેથી તે શ્યામવર્ણનાં મેઘમંડળોથી ઘેરાયેલા શરદઋતુના ચંદ્રની પેઠે શોભે છે.[૨] વળી વિકર્ણનો આ મહાન બાહુ નિત્ય ધનુષ્ય પકડી પકડીને મજબૂત ગાંઠાઓવાળો બની ગયો છે અને તેના પર મોજું પણ બાંધ્યું છે. આથી ગીધ પક્ષીઓ ખાવાની ઇચ્છાથી તે હાથને મહાકષ્ટે ટોચી શકે છે.[૩] હે માધવ ! એની તપસ્વિની સ્ત્રી માંસભક્ષણની ઇચ્છાવાળાં ગીધો તથા કાગડાઓને વારંવાર ઉડાડ્યા કરે છે; પરંતુ એ બાલા એ પક્ષીઓને ઉડાડી શકતી નથી.[૪] હે પુરુષપ્રવર માધવ ! આ વિકર્ણ તરુણ હતો, દેવ સરખો પ્રતાપી હતો, શૂરવીર હતો, નિત્ય સુખચેનમાં ઊછર્યો હતો અને સુખ ભોગવવાને માટે યોગ્ય હતો; છતાં આ સમયે તે ધૂળમાં સૂતો છે.[૫] ભરતવંશીઓમાં શ્રેષ્ઠ એવા આ વિકર્ણનાં સર્વ મર્મસ્થાનો યુદ્ધમાં કર્ણિ, નાલીક અને નારાચ નામનાં બાણોના પ્રહારોથી છેક ભેદાઈ ગયાં છે, તથાપિ તેની સૌંદર્યલક્ષ્મી તેને છોડતી નથી.[૬] જુઓ, રણમાં શત્રુગણોનો સંહાર કરનારા પેલા દુર્મુખને પણ રણશૂરા ભીમસેને પોતાની પ્રતિજ્ઞા પાળવા માટે મારી નાખ્યો છે અને તે રણના મોખરામાં સૂતો છે.[૭] હે કૃષ્ણ ! શિકારી પ્રાણીઓ તેના મુખને અડધું ખાઈ ગયાં છે, છતાં હે તાત ! તે સાતમના ચંદ્રની જેમ અતીવ શોભે છે.[૮] હે કૃષ્ણ ! મારો પુત્ર દુર્મુખ રણમાં શૂરવીર હતો અને તેનું મુખ પણ આવું ભવ્ય હતું; છતાં શત્રુઓએ તેને કેવી રીતે મારી નાખ્યો કે તે ધૂળ ચાટતો થઈ ગયો.[૯] જેની સામે રણમાં કોઈ પુરુષ પણ ઊભો રહી શકતો ન હતો, તે દેવલોકને જીતનારા મારા પુત્ર દુર્મુખને શત્રુઓએ કેવી રીતે મારી નાખ્યો ?[૧૦] હે મધુસૂદન ! જુઓ, ધનુર્ધારીઓમાં મુખ્ય એવો ધૃતરાષ્ટ્રપુત્ર ચિત્રસેન અહીં મરણ પામીને પૃથ્વી પર સૂતો છે.[૧૧] અદ્‌ભુત માળાઓને તથા અલંકારોને ધારણ કરનારા આ ચિત્રસેનની આસપાસ શોકથી કૃશ થયેલી તેની તરુણ સ્ત્રીઓ રુદન કરતી બેઠી છે, તો માંસાહારી પ્રાણીઓનાં ટોળાં પણ બેઠાં છે.[૧૨] હે કૃષ્ણ ! એક તરફથી સ્ત્રીઓનો રુદનધ્વનિ અને બીજી તરફથી શિકારી પ્રાણીઓની ગર્જના—આ બધું મને કંઈ વિચિત્ર જ જણાય છે.[૧૩] હે માધવ ! આ બાજુ દેવની પેઠે નિત્ય ઉત્તમ સ્ત્રીઓથી સેવાયેલો આ તરુણ વિવિંશતિ છિન્નભિન્ન શરીરવાળો થઈને ધૂળમાં સૂતો છે. હે કૃષ્ણ ! જુઓ, યુદ્ધમાં મરણ પામેલા આ વીર વિવિંશતિનું કવચ બાણોના પ્રહારોથી તૂટી ગયું છે અને તેની આસપાસ ગીધડાં બેઠાં છે.[૧૪,૧૫] રણશૂરો આ વિવિંશતિ પાંડવોની સેનામાં પ્રવેશ કરીને સત્પુરુષોને યોગ્ય એવા વીરશયનમાં પોઢ્યો છે.[૧૬] ઓ કૃષ્ણ ! સુંદર નાસિકાવાળું, સુંદર ભ્રમરવાળું, મંદ સ્મિતથી મલકી રહેલું અને તારાધિપતિ ચંદ્રના જેવું અતિ ઉજ્જવળ એવું એનું મુખ તો તમે જુઓ ![૧૭] જેમ હજારો દેવકન્યાઓ કોઈ ક્રીડા કરી રહેલા ગંધર્વની ઉપાસના કરે, તેમ હજારો સુંદર સ્ત્રીઓ આ વિવિંશતિની બહુધા ઉપાસના કર્યા કરતી હતી.[૧૮] અરે ! શત્રુઓનાં સૈન્યોનો નાશ કરનાર, શૂરવીર અને રણસંગ્રામને શોભાવનાર એ શત્રુહંતા દુઃસહને આ જગતમાં કોણ સહન કરી શકે તેમ હતું ? જેમ પોતાની આસપાસ ઊગેલાં પ્રફુલ્લિત કરેણનાં વૃક્ષોથી વ્યાપ્ત થયેલો પર્વત શોભે, તેમ આ દુઃસહનું શરીર બાણોથી ઢંકાઈ ગયેલું હોવાને લીધે અત્યંત શોભી રહ્યું છે.[૧૯,૨૦] આ દુઃસહ નિર્જીવ થઈને અહીં પડ્યો છે, તોપણ સુવર્ણની માળા તથા ચળકતું કવચ ધારણ કરેલું હોવાથી તે સળગી ઊઠેલા અગ્નિવાળા શ્વેત રંગના પર્વત સરખો દીપે છે.[૨૧]

# अध्याय २० मो

## અભિમન્યુ માટે ગાંધારીનો વિલાપ

॥ गांधार्युवाच ॥

अध्यर्धगुणमाहुर्यं बले शौर्ये च केशव।
पित्रा त्वया च दाशार्ह दृप्तं सिंहमिवोत्कटम् ॥ १

ગાંધારી બોલ્યાં: હે કેશવ! આ અભિમન્યુ બળમાં તથા શૌર્યમાં પોતાના પિતાના કરતાં અને તમારા કરતાં દોઢગણો અધિક બળવાન કહેવાતો હતો. તે સિંહ જેવો ગર્વિષ્ઠ અને ઉત્કટ હતો. તેણે એકલે હાથે મારા પુત્રોની દુર્ભેદ્ય સેનાને ભેદી નાખી હતી. હાય! એ જ અનેકનો કાળ થયો હતો તે આજે પોતે જ કાળવશ થયો છે.[૧,૨] હે કૃષ્ણ! આ મહાતેજસ્વી અભિમન્યુ અત્યારે મરણ પામ્યો છે, તોપણ મને તેની કાંતિ જરાય કજળાયેલી લાગતી નથી.[૩]ગાંડીવધનુર્ધર અર્જુનના પુત્રની આ નિર્દોષ વહુ પેલી વિરાટપુત્રી ઉત્તરા બાલ્યવયના પોતાના વીર પતિને મરણ પામેલો જોઈને વિહ્વળ થઈને શોક કરે છે.[૪] હે કૃષ્ણ! જુઓ, એ વિરાટપુત્રી ઉત્તરાકુમારી પોતાના પતિ પાસે આવી છે અને હાથ વતી તેના શરીરને પંપાળે છે.[૫] અરે! એ મનસ્વિની સુભદ્રાનંદનના પ્રફુલ્લ કમળ સમાન આકૃતિવાળા તથા શંખ સમાન ગ્રીવા-વાળા મુખને સૂંઘે છે.[૬] હાય! હાય! એ મનોહર રૂપવાળી લલના પૂર્વે મદ્યના મદથી મૂર્ચ્છિત થઈને અભિમન્યુ પાસે જતાં પણ શરમાતી હતી, તે જ અત્યારે અભિમન્યુને ભેટી પડી છે. ઓ કૃષ્ણ! જુઓ, એ લોહીથી ખરડાયેલા અભિમન્યુના કવચને ઉતારી નાખીને તેનું આખું શરીર તપાસે છે.[૭,૮] હે કૃષ્ણ! તે બાળા પોતાના પતિને જોતી જોતી તમને ઉદ્દેશીને આ પ્રમાણે કહે છે: 'હે પુંડરીકાક્ષ! આમની આંખ તમારા જેવી જ હતી, છતાં એ કેમ હણાયા?[૯] ઓ નિષ્પાપ! બળમાં, વીર્યમાં, રૂપમાં તથા તેજમાં પણ એ તમારી જ તુલના કરનારા હતા; પણ હાય! શત્રુઓએ એમને મારી નાખ્યા છે અને એ આ પૃથ્વી પર સૂતા છે.'[૧૦] હવે જુઓ, તે પોતાના પતિને ઉદ્દેશી વિલાપ કરે છે: 'અત્યંત સુકુમાર એવા તમે સદાકાળ રંકુમૃગના કોમળ ચર્મ પર શયન કરતા હતા, તો આ સમયે આમ ભોંય ઉપર સૂઈને તમારું શરીર તપતું નથી? તમારા શરીરમાં કંઈ દુઃખ થતું નથી?[૧૧] અરે! હાથીની સૂંઢ સમાન પુષ્ટ, ધનુષ્યની દોરીને નિત્ય ખેંચવાથી કઠિન ચામડીવાળા અને સુવર્ણના બાજુબંધોને ધારણ કરનારા આ બન્ને વિશાળ બાહુઓને પહોળા કરીને તમે આજે પૃથ્વી પર સૂતા છો![૧૨] ખરેખર! તમે ઘણા થાકી ગયા છો અને તેથી જ પરિશ્રમને લીધે તમે આમ સુખથી ઊંઘ્યા છો. પરંતુ આ હું દુઃખની બળી વિલાપ કરું છું, છતાં તમે મને કેમ કંઈ કહેતા નથી?[૧૩] મને યાદ નથી કે, મેં તમારો કોઈ અપરાધ કર્યો હોય! તો પછી તમે આ સમયે મારી સાથે કેમ બોલતા નથી? બાકી, પહેલાં તો તમે મને દૂરથીય જોતાંવેંત મારી સાથે વાત કરતા હતા.[૧૪] મને સાંભરતું નથી કે મેં તમારો કોઈ અપરાધ કર્યો હોય! તો પછી તમે મારી સાથે કેમ વાત કરતા નથી? અરે! ઓ આર્ય! તમારી પૂજ્ય માતા સુભદ્રાને, તમારા દેવ સરખા પિતાઓ-ને અને દુઃખથી આતુર બની ગયેલી મને આમ છોડી દઈને તમે ક્યાં જશો?' પછી એ ઉત્તરા-કુમારી અભિમન્યુના મસ્તકને ખોળામાં મૂકીને તથા હાથ વડે તેના કેશોને સરખા કરીને જાણે તે જીવતો હોય, તેમ તેને કેટલાએક પ્રશ્નો પૂછે છે: 'તમે શ્રીકૃષ્ણના ભાણેજ છો અને ગાંડીવધનુર્ધર અર્જુનના પુત્ર છો, છતાં રણની મધ્યમાં રહેલા તમને એ મહારથીઓ કેમ મારી શક્યા? ધિક્કાર હો તે ક્રૂર કર્મ કરનારા કૃપાચાર્યને, કર્ણને, જય-દ્રથને, દ્રોણાચાર્યને અને અશ્વત્થામાને! તેમણે જ

મને વિધવા કરી છે. અરેરે ! એ શ્રેષ્ઠ મહારથીઓ તમને બાલવયના તથા એકલા રહેલા જાણીને જ્યારે મને દુઃખ આપવા માટે તમને ઘેરી લઈ મારી નાખ્યા, ત્યારે તેમનાં મન કેટલાં બધાં ક્રૂર થયાં હશે ? હે વીર ! પાંડવો તથા પાંચાલો તમારા નાથ હતા–રક્ષક હતા, છતાં તેમના દેખતાં કોઈ અનાથ પુરુષની પેઠે તમે કેવી રીતે મરણ પામ્યા ? આ લડાઈમાં અનેક મહારથીઓએ મળીને તમને મારી નાખ્યા, તે જોઈને પુરુષોમાં સિંહ સરખા તમારા વીર પિતા અર્જુન હજી સુધી કેમ જીવી રહ્યા છે ? ઓ કમળલોચન ! પાંડવોને રાજ્યનો મહાન લાભ થયો છે તથા તેમણે સર્વ શત્રુઓનો પરાજય કર્યો છે; પરંતુ તમારા વિના મને એ બધું પ્રીતિજનક થશે નહિ. તમે ધર્મથી તથા ઇંદ્રિયનિગ્રહથી શસ્ત્રોથી જીતવામાં આવતા જે દિવ્ય લોકોમાં ગયા છો, ત્યાં હું પણ સત્વર તમારી પાછળ જ આવીશ, માટે તમે મારી રાહ જોજો. હાય ! હાય ! ભલેને ગમે તેટલું દુઃખ હોય, પણ પ્રાણી સમય પાક્યા વિના મરી શકતો નથી. આથી જ તો હું અભાગણી તમને રણમાં મરણ પામેલા જોઈને પણ હજી સુધી જીવી રહી છું. ઓ નરસિંહ ! તમે હવે પિતૃલોકમાં જઈને મંદ હાસ્યવાળી મધુર વાણીથી મારી જેમ બીજી સ્ત્રીને બોલાવશો ? સાચે જ તમારી અદ્ભુત રૂપસંપત્તિથી તથા મંદ હાસ્યવાળી મનહર વાણીથી તમે સ્વર્ગલોકમાં અપ્સરાઓનાં મનને મથી નાખશો. ઓ સુભદ્રાના જાયા ! તમે પુણ્યવંતોના લોકમાં અપ્સરાઓની સાથે મળીને જ્યારે વિહાર કરો, ત્યારે તમે જરા મારાં સુકૃતોને તો સંભારજો. હે વીર ! આ મનુષ્યલોકમાં તમે મારી સાથે માત્ર છ મહિના જ વસ્યા છો અને સાતમા મહિનાના આરંભમાં તો તમે મરણ પામ્યા છો.' આમ કહીને ઉત્તરા અતિદુઃખભર્યા વિલાપો કરે છે. જુઓ, મત્સ્યરાજાની પેલી કુળવાન સ્ત્રીઓ નિષ્ફળ સંકલ્પવાળી તે ઉત્તરાને દૂર લઈ જવા ખેંચી રહી છે. અત્યંત વ્યાકુળ થયેલી તે વિરાટરાણીઓ પણ અતિ આતુર બનેલી ઉત્તરાને દૂર ખેંચી જાય છે, પણ વિરાટરાજાને મરણ પામેલો જોઈ તેઓ ધ્રૂસકે ધ્રૂસકે રડીને વિલાપ કરે છે. અરેરે ! દ્રોણાચાર્યનાં અસ્ત્રબાણોથી કપાઈ જઈને શરીરે લોહીલુહાણ થયેલા એ વિરાટરાજા મૃત્યુદશામાં સૂતા છે અને પેલાં ગીધડાં, શિયાળવાં તથા કાગડાઓ તેમના શરીરને ટોચી ખાય છે. હાય ! શ્યામ નેત્રોવાળી તેમની સ્ત્રીઓ પક્ષીઓથી વીંટાઈ રહેલા એ વિરાટરાજાની પાસે જ બેઠી છે, તોપણ તેઓ દુઃખથી આતુર બનેલી હોવાને લીધે તે પક્ષીઓને પણ ઉડાડી શકતી નથી. સૂર્યના તાપથી તપી ગયેલી અને પરિશ્રમથી થાકીને નિસ્તેજ થઈ ગયેલી આ સર્વ રાજરાણીઓનાં સુંદર મુખો કેવાં કરમાઈ ગયાં છે ! હે માધવ ! જુઓ, આ રણક્ષેત્રના મધ્યપ્રદેશમાં ઉત્તર, અભિમન્યુ, કાંબોજ, સુદક્ષિણ, લક્ષ્મણ અને સુદર્શન આદિ રાજકુમારો મરણ પામીને સૂતા છે.[૧૫–૩૫]

ઇતિ શ્રીમહાભારતમાં સ્ત્રીપર્વાંતર્ગત સ્ત્રીવિલાપપર્વમાં 'ગાંધારીનાં વાક્યો' નામનો અધ્યાય ૨૦ મો સમાપ્ત

# અધ્યાય ૨૧ મો

## યુદ્ધભૂમિમાં કર્ણનું દર્શન

॥ ગાંધાર્યુવાચ ॥

एष वैकर्तनः शेते महेष्वासो महारथः ।
ज्वलितानलवत् संख्ये संशांतः पार्थतेजसा ॥ १ ॥

ગાંધારી બોલ્યાં : હે કૃષ્ણ ! જુઓ, મહાન ધનુર્ધારી એવો આ મહારથી સૂર્યપુત્ર કર્ણ રણમાં સૂતો છે. બળબળતા અગ્નિ સરખો આ કર્ણ અર્જુનના તેજથી યુદ્ધમાં શાંત પડી ગયો છે.[૧] જુઓ, આ કર્ણ અનેક અતિરથીઓને યુદ્ધમાં મારી નાખીને અને સર્વાંગે લોહીથી ખરડાઈને પૃથ્વી

પર પડ્યો છે.[2] એ કર્ણ નિત્ય અમર્ષી હતો, દીર્ઘકાળ પર્યંત રોષ રાખનારો હતો, મોટા ધનુષ્યને ધારણ કરનારો હતો, મહાબળવાન હતો અને શૂરવીર હતો. ગાંડીવધારી અર્જુને એને રણમાં મારી નાખ્યો છે.[3] હાથીઓ જેમ કોઈ યૂથપતિને આગળ કરી યુદ્ધ કરે, તેમ મારા મહારથી પુત્રો પાંડવોના ત્રાસથી એને આગળ કરીને નિત્ય યુદ્ધ કરતા હતા.[4] જુઓ, સિંહ જેમ બીજા સિંહને મારી નાખે અને મદમત્ત હાથી જેમ બીજા મદમત્ત હાથીને મારી નાખે, તેમ અર્જુને આ કર્ણને રણમાં મારી નાખ્યો છે.[5] હે પુરુષોત્તમ! જુઓ, રણમાં મરણ પામેલા એ શૂરવીરની આજુબાજુ તેની સ્ત્રીઓ એકઠી મળીને બેઠી છે અને કેશોને છૂટા મૂકી રુદન કરે છે.[6] અરે! તે કર્ણના ભયથી ધર્મરાજ યુધિષ્ઠિર નિરંતર ઉદ્વેગમાં રહેતા હતા અને વનમાં ગયા પછી પણ તેર વર્ષ પર્યંત કર્ણના વિચારમાં ને વિચારમાં તેમને ઊંઘ પણ આવી ન હતી.[7] જેમ ઇંદ્રનો કોઈ પરાભવ કરી શકતું નથી, તેમ શત્રુઓ કોઈ પણ યુદ્ધમાં કર્ણનો કદી પરાભવ કરી શકતા નહિ. હે માધવ! કર્ણ પ્રલયકાળના અગ્નિ જેવો પ્રતાપી હતો, હિમાલયની પેઠે નિશ્ચળ હતો અને દુર્યોધનના આધારભૂત હતો. અરેરે! તે વીર કર્ણ અત્યારે વાયુએ ભાંગી નાખેલા વૃક્ષની પેઠે મરણ પામીને પૃથ્વી પર સૂતો છે.[8,9] હે કૃષ્ણ! જુઓ, પેલી રહી વૃષસેનની માતા–કર્ણની પત્ની! હાય! હાય! તે બિચારી અતિશય કરણ વિલાપ કરીને રડતી રડતી પૃથ્વી પર પડી છે.[10] જુઓ, એ કહે છે: 'ઓ નાથ! પૃથ્વીદેવી તમારા રથના પૈડાને ગળી ગઈ, તેમાં અવશ્ય, તમારા આચાર્યનો શાપ જ કારણભૂત હતો. હાય! તે સમયનો લાભ લઈ ને જ રણમાં શોભી રહેલા અર્જુને બાણ મારીને તમારા મસ્તકને કાપી નાખ્યું છે. હાય! હાય! ધિક્કાર પડો અર્જુનના તે નિંદિત કર્મમાં!' આમ કહીને કર્ણની તે પત્ની સુવર્ણની કટિમેખલાને ધારણ કરનારા, અદીનતાભરેલા, પરાક્રમવાળા અને મોટી ભુજાઓવાળા કર્ણની સન્મુખ જોઈને બેભાન સ્થિતિમાં પૃથ્વી પર ઢળી પડી છે. જુઓ પેલી સુષેણની માતા અત્યંત આકુળ થઈને પાસે બેસી રડ્યા કરે છે.[11,12] મહાત્મા કર્ણના આ શરીરને માંસાહારી પ્રાણીઓએ ભક્ષણ કરતાં કરતાં છેક અલ્પ જ રહેવા દીધું છે; તેથી કૃષ્ણપક્ષની ચૌદશને દિવસે છેક ક્ષીણ અવસ્થાએ ઉદય પામેલો ચંદ્રમા જેમ મનુષ્યોને પ્રીતિકર થતો નથી, તેમ આ કર્ણ પણ જોતાં આપણને પ્રીતિકર થતો નથી.[13] અરેરે! જુઓ, આ પેલી કર્ણની સ્ત્રી પૃથ્વી પર પડી ગયા પછી વળી પાછી ઊઠીને ઊભી થાય છે. અરે! દીનતાપૂર્વક કર્ણનું મુખ સૂંઘીને તે પુત્રવધૂના સંતાપને લીધે અતિશય રુદન કરે છે.[14]

ઇતિ શ્રીમહાભારતમાં સ્ત્રીપર્વાંતર્ગત સ્ત્રીવિલાપપર્વમાં 'યુદ્ધભૂમિમાં કર્ણનું દર્શન' નામનો અધ્યાય ૨૧ મો સમાપ્ત

## અધ્યાય ૨૨મો

### ગાંધારીનો જયદ્રથ માટે વિલાપ

॥ गांधार्युवाच ॥

आवंत्यं भीमसेनेन भक्षयंति निपातितम् ।
गृध्रगोमायवः शूरं बहुबंधुमबंधुवत् ॥ १ ॥

ગાંધારી બોલ્યાં: હે કૃષ્ણ! જુઓ, આ અવંતીના રાજાને ભીમસેને મારી નાખ્યો છે. હાય! તે અનેક બંધુઓવાળો હતો તથા શૂરવીર હતો, છતાં બંધુહીનની પેઠે તે પૃથ્વી પર પડ્યો છે અને ગીધડાંઓ તથા શિયાળો તેના શરીરને ફોલી ખાય છે.[1] હે મધુસૂદન! એ રાજા અનેક શૂરાઓનો સંહાર કર્યા પછી શરીરે લોહીલુહાણ થઈને વીરશયનમાં સૂતો છે.[2] અહો! કાળનો

કેટલો બધો ફેરફાર! જુઓ, જે રાજા યુદ્ધ કરવામાં ઘણો જ શૂરો હતો, તેને આ સમયે વીરશય્યામાં પોઢેલો જોઈ શિયાળો, કાગડાઓ અને બીજાં અનેક માંસાહારી પ્રાણીઓ રણમાં આમતેમ ખેંચે છે. અરેરે! એ અવંતીરાજની આજુબાજુ ઘણી સ્ત્રીઓ રુદન કરતી બેઠી છે.[૩,૪] હે કૃષ્ણ! જુઓ, મનસ્વી અને મહાધનુર્ધર એવો પ્રતીપપુત્ર બાહ્‌લિકરાજ ભલ્લજાતિના બાણથી મરણ પામીને સૂતેલા વાઘની પેઠે પડ્યો છે[૫] આ રાજા મરણ પામ્યો છે, તોપણ એના મુખની કાંતિ પૂર્ણિમાએ ઉદય પામેલા સંપૂર્ણ ચંદ્રમાની પ્રભાની પેઠે દીપી રહી છે.[૬] વળી જુઓ આ તરફ. અહીં પુત્રના શોકથી સંતપ્ત થઈને અર્જુને પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરવા માટે વૃદ્ધક્ષત્રના પુત્ર જયદ્રથને યુદ્ધમાં પાડી નાખ્યો છે.[૭] મોટા શૂરવીર યોદ્ધાઓ આ જયદ્રથનું રક્ષણ કરતા હતા, તોપણ જુઓ, પ્રતિજ્ઞાને સત્ય કરવાની ઇચ્છાથી અર્જુને અગિયાર અક્ષૌહિણી સેનાઓનું ઉલ્લંઘન કરીને તેને મારી નાખ્યો છે.[૮] અરે ઓ જનાર્દન! સિંધુ અને સૌવીરદેશનો રાજા આ જયદ્રથ મહાગર્વિષ્ઠ અને મનસ્વી હતો, પરંતુ આ સમયે ગીધડાં અને શિયાળો તેના શરીરને ખાઈ રહ્યાં છે.[૯] તેના પર પ્રેમ રાખનારી તેની સ્ત્રીઓ માંસાહારી પ્રાણીઓથી તેનું ઘણું રક્ષણ કરે છે અને તે પક્ષીઓને ઘણી ઘણી બિવરાવે છે, તોપણ તે પક્ષીઓ જયદ્રથને સમીપના નીચાણના ગહન પ્રદેશમાં ખેંચી જાય છે.[૧૦] વળી પેલી કાંબોજ અને યવન સ્ત્રીઓ સિંધુ અને સૌવીરદેશના સ્વામી આ જયદ્રથની પાસે બેસી તેને માંસાહારી પ્રાણીઓથી રક્ષી રહી છે.[૧૧] હે જનાર્દન! પૂર્વે વનમાં જયદ્રથ જે સમયે દ્રૌપદીનું હરણ કરીને કેકય યોદ્ધાઓની સાથે નાઠો હતો, તે સમયે જ પાંડવો તેને મારી નાખત; પરંતુ મારી પુત્રી દુઃશલા તરફ તેમની માનદૃષ્ટિ હોવાને લીધે જ તેમણે તેને તે વખતે છોડી મૂક્યો હતો. હે કૃષ્ણ! પાંડવોએ તે સમયે મારી પુત્રી દુઃશલાનું માન જાળવ્યું હતું, તો આ સમયે પણ તેમણે તેનું માન કેમ ન જાળવ્યું?[૧૨,૧૩] અરેરે! આ મારી બાળક પુત્રી દુઃશલા દુઃખને લીધે વિલાપ કરી રહી છે અને પાંડવોને ધિક્કારના શબ્દો કહી છાતી તથા માથું કૂટી રહી છે.[૧૪] હાય! હાય! ઓ કૃષ્ણ! આ વેળા મારી બાળપુત્રી વિધવા થઈ છે અને મારી પુત્રવધૂઓના સ્વામીઓ મરી ગયા છે, તો આનાથી વધારે બીજું મને કયું દુઃખ હોઈ શકે?[૧૫] હાય! હાય! ઓ કૃષ્ણ! મારી દુઃશલા તરફ તમે દૃષ્ટિ કરો. પોતાના પતિનું મસ્તક નહિ મળવાથી તે હાવરીબાવરી બની ગઈ છે અને શોક તથા ભયનો ત્યાગ કરીને તે મસ્તક શોધવા માટે રણમાં આમતેમ દોડી રહી છે.[૧૬] અરે! જે જયદ્રથે અભિમન્યુનું રક્ષણ કરવા આવેલા સર્વ પાંડવોને અટકાવી રાખ્યા હતા અને મોટી સેનાઓનો સંહાર કર્યો હતો, તે પોતે જ આખરે મૃત્યુવશ થયો છે.[૧૭] જુઓ, મદમત્ત હાથીની પેઠે અતિદુર્જય એવા એ વીર જયદ્રથને વીંટાઈ વળીને આ તેની ચંદ્રમુખી સ્ત્રીઓ રુદન કરી રહી છે.[૧૮]

ઇતિ શ્રીમહાભારતમાં સ્ત્રીપર્વાંતર્ગત સ્ત્રીવિલાપપર્વમાં 'ગાધારીનાં વાક્યો' નામનો અધ્યાય ૨૨ મો સમાપ્ત

## अध्याय २३ मो

### ભીષ્મપિતામહ અને દ્રોણાચાર્યનાં દર્શન

॥ गाधार्युवाच ॥

एष शल्यो हतः शेते साक्षान्नकुलमातुलः ।
धर्मज्ञेन हतस्तात धर्मराजेन संयुगे ॥ १ ॥

ગાંધારી બોલ્યાં: હે તાત શ્રીકૃષ્ણ! જુઓ, નકુલનો સગો મામો આ શલ્ય મરણ પામીને રણમાં સૂતો છે. ધર્મવેત્તા ધર્મરાજાએ તેને યુદ્ધમાં

મારી નાખ્યો છે.[૧] હે પુરુષોત્તમ! જે શલ્ય સર્વ વિષયોમાં નિત્ય તમારો સ્પર્ધા કરતો હતો, તે મહાબળવાન મદ્રરાજ મરણ પામીને રણક્ષેત્રમાં પડ્યો છે.[૨] હે તાત! તેણે કર્ણનું સારથિકર્મ સ્વીકારીને યુદ્ધમાં પાંડવોનો વિજય થાય, તે માટે કર્ણના તેજનો નાશ કર્યો હતો.[૩] અહો! ધિક્! ધિક્! ધિક્! જુઓ, સંપૂર્ણ ચંદ્રના સરખા સુંદર દેખાવનું તથા કમળનાં પત્ર સમાન નેત્રોવાળું શલ્યનું આ અક્ષત અને દશેલા હોઠવાળું મુખ કાગડાઓથી ફોલાય છે![૪] હાય! હાય! હે કૃષ્ણ! આ સુવર્ણ સમાન તેજસ્વી શલ્યરાજના મુખમાંથી તપાવેલા સુવર્ણ સરખી દેખાતી જીભ બહાર નીકળી પડી છે અને પક્ષીઓ તેનું ભક્ષણ કરે છે.[૫] રણસંગ્રામને શોભાવનારા આ શલ્યને યુધિષ્ઠિરે મારી નાખ્યો છે અને રુદન કરતી તેની કુળવાન સ્ત્રીઓ તેની આસપાસ બેસી રહી છે.[૬] વળી સૂક્ષ્મ વસ્ત્રોને ધારણ કરનારી કેટલીક ક્ષત્રિયાણીઓ ક્ષત્રિયોમાં શ્રેષ્ઠ એવા નરસિંહ મદ્રરાજની પાસે આવીને અનેક જાતના વિલાપો કરી રહી છે.[૭] જેમ એક વખત પ્રસવ પામેલી હાથણીઓ કાદવમાં ખૂંચી ગયેલા હાથીની આસપાસ વીંટાઈને ઊભી રહે, તેમ કેટલીએક સ્ત્રીઓ રણમાં પડેલા શલ્યની આસપાસ વીંટાઈને ઊભી રહી છે.[૮] હે યાદવનંદન! જુઓ, આ શૂરવીર શલ્ય રણમાં શરણે આવેલાને અભય આપનારો હતો, પણ તે પોતે જ આ વખતે બાણોથી છિન્નભિન્ન થઈને વીરશયનમાં સૂતો છે.[૯] વળી આ તરફ જુઓ, પર્વતપ્રદેશમાં વસનારો પ્રતાપી રાજા ભગદત્ત હાથમાં અંકુશ ધારણ કરીને પૃથ્વી પર સૂતો છે. તે ઘણો શ્રીમાન દેખાય છે.[૧૦] શિકારી પશુપક્ષીઓ એ રાજાના શરીરનું ભક્ષણ કરે છે. જુઓ, તેને મસ્તકે કેશોને શોભાવી રહેલી પેલી સુવર્ણમાળા કેવી વિરાજી રહી છે.[૧૧] પૂર્વે ઇંદ્રને જેમ વૃત્રાસુરની સાથે યુદ્ધ થયું હતું, તેમ અર્જુનને આ ભગદત્તરાજાની સાથે રોમાંચજનક અને અતિઉગ્ર એવું મહાદારુણ યુદ્ધ થયું હતું.[૧૨] મોટી ભુજાઓવાળા આ ભગદત્તે અર્જુન સામે યુદ્ધ કરીને તેને મહાસંશયમાં નાખી દીધો હતો, પણ આખરે અર્જુને તેને મારી નાખ્યો છે.[૧૩] અરે, જુઓ તો ખરા! શૌર્યમાં તથા વીર્યમાં જેના સરખો આ લોકમાં એક પણ પુરુષ ન હતો, તે ભયંકર કર્મ કરનારા પેલા ભીષ્મપિતામહ યુદ્ધમાં ઘાયલ થઈને બાણશય્યામાં પોઢ્યા છે![૧૪] હે કૃષ્ણ! પ્રલય સમયે કાળને યોગે આકાશમાંથી પછડાઈ પડેલા સૂર્યના સરખા તેજસ્વી આ શાંતનુકુમાર ભીષ્મ બાણશય્યામાં પોઢ્યા છે, તે તમે જુઓ. હે કેશવ! આ વીર્યવાન નરસૂર્ય શસ્ત્રના તાપથી રણમાં શત્રુઓને તપાવી દઈને હવે સાયંકાળના સૂર્યની પેઠે અસ્ત પામવા તત્પર થઈ રહ્યા છે.[૧૫,૧૬] જુઓ, અસ્ખલિત બ્રહ્મચર્યને પાળનારા આ ભીષ્મપિતામહ શૂરા પુરુષોએ સેવેલા વીરશયનમાં બાણશય્યા બિછાવીને પોઢ્યા છે. પૂર્વે જેમ ભગવાન કાર્તિકસ્વામી કાસડાના થૂંબડામાં સૂતા હતા, તેમ આ ભીષ્મપિતામહ કર્ણિ, નાલીક અને નારાચ નામનાં બાણો વડે ઉત્તમ શય્યા બિછાવીને રણમાં સૂતા છે.[૧૭] જુઓ તો ખરા! ગંગાપુત્ર ભીષ્મે મસ્તક તળે ત્રણ બાણો ગોઠવી દઈને અર્જુને આપેલું રૂ ભર્યા વિનાનું ઉત્તમ ઓશીકું સ્વીકાર્યું છે.[૧૮,૧૯] હે માધવ! પોતાના પિતાની આજ્ઞા પાળનારા, અખંડ બ્રહ્મચારી અને મહાયશસ્વી એવા આ શાંતનુકુમાર ભીષ્મ યુદ્ધમાં અપ્રતિમ હતા, છતાં વીરશયનમાં સૂતા છે.[૨૦] હે તાત! ભીષ્મપિતામહ ધર્માત્મા છે, સર્વજ્ઞ છે અને મનુષ્ય છે; તોપણ આ લોક તથા પરલોકસંબંધી તત્ત્વજ્ઞાનના બળથી તે દેવની પેઠે પ્રાણોને ધારી રહ્યા

છે.[૨૧] યુદ્ધવિષયમાં કોઈને પણ કુશળ, વિદ્વાન અથવા પરાક્રમી ન જ કહી શકાય; કારણ કે શાંતનુપુત્ર ભીષ્મ જેવા પુરુષ પણ બાણોથી ઘાયલ થઈને આજ રણમાં સૂતા છે.[૨૨] પાંડવોએ જ્યારે આ શૂરવીર પિતામહને પૂછ્યું હતું, ત્યારે એ ધર્મજ્ઞે સત્ય ભાષણ કરીને પોતે જ તેમને પોતાનું મૃત્યુ જણાવી દીધું હતું.[૨૩] અરેરે! જેમણે નાશ પામતા કુરુવંશનો ઉદ્ધાર કર્યો હતો, તે મહાબુદ્ધિમાન ભીષ્મ કૌરવોની સાથે જ પરાભવને પામ્યા છે.[૨૪] અરે! ઓ માધવ! દેવ સરખા આ નરશ્રેષ્ઠ ભીષ્મનું સ્વર્ગગમન થયા પછી કૌરવો ધાર્મિક વિષયોમાં કોને અગ્રેસર કરીને પ્રશ્નો પૂછશે?[૨૫] હે કૃષ્ણ! હવે જુઓ, આ તરફ દૃષ્ટિ કરો. જેઓ અર્જુનના તથા સાત્યકિના આચાર્ય હતા અને કૌરવોના ઉત્તમ ગુરુ હતા, તે દ્રોણાચાર્ય મરણ પામીને પૃથ્વી પર પડ્યા છે.[૨૬] હે માધવ! ઇંદ્ર જેમ ચારેય પ્રકારનાં અસ્ત્રોને જાણે છે, તેમ આ દ્રોણાચાર્ય અને મહાવીર્યવાન પરશુરામ પણ ચારે પ્રકારનાં અસ્ત્રોને જાણતા હતા.[૨૭] અરે! જેની કૃપાથી અર્જુને આ રણમાં મહાદુષ્કર કર્મ કર્યું છે, તે દ્રોણાચાર્ય પણ શસ્ત્રોથી મરણ પામીને રણમાં સૂતા છે. હાય! હાય! સર્વ અસ્ત્રોએ પણ તેમનું રક્ષણ કર્યું નહિ.[૨૮] અરે! જેમને અગ્રેસર કરીને કૌરવોએ પાંડવોને યુદ્ધ માટે બોલાવ્યા હતા, તે શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ દ્રોણાચાર્ય પણ શસ્ત્રોથી ઘવાઈ પડ્યા છે![૨૯] સેનાને બાળતી વેળા જે મહાપુરુષની ગતિ અગ્નિના જેવી હતી, તે આ આચાર્ય શાંત થયેલી જ્વાળાઓવાળા અગ્નિની પેઠે નિસ્તેજ થઈ રણમાં સૂતા છે.[૩૦] હે માધવ! જુઓને! દ્રોણાચાર્ય યુદ્ધમાં મરણ પામ્યા છે, છતાં જાણે જીવતા હોય તેમ તેમણે મુઠ્ઠીમાં દૃઢપણે ધનુષ્ય પકડી રાખ્યું છે -અને હાથનાં મોજાં મજબૂત રીતે બાંધી રાખ્યાં છે એમ જણાય છે.[૩૧] હે કેશવ! ચાર વેદો અને સર્વ અસ્ત્રો યુગાદિ સમયે બ્રહ્મદેવ પાસેથી જેમ દૂર થયાં ન હતાં, તેમ આ શૂરવીર દ્રોણાચાર્ય પાસેથી પણ દૂર થયાં ન હતાં.[૩૨] અરેરે! બંદિજનો એમના આ જે પવિત્ર ચરણોને નિત્ય વંદન કરતા હતા તથા સેંકડો શિષ્યો નિત્ય જેનું પૂજન કરતા હતા, તે જ ચરણોને આ સમયે શિયાળવાં ખેંચી રહ્યાં છે.[૩૩] હે મધુસૂદન! દ્રુપદના પુત્ર ધૃષ્ટદ્યુમ્ને આ દ્રોણાચાર્યને મારી નાખ્યા છે અને આ વેળા બિચારી કૃપી દુ:ખથી બેભાન સ્થિતિમાં તેમની પાસે બેઠી છે. તમે જુઓ એ કૃપી સામે! પોતાના કેશ છૂટા મૂકીને તે નીચે મુખે રુદન કરે છે અને શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ એવા પોતાના મરણ પામેલા પતિની સેવા કરી રહી છે. હે કેશવ! ધૃષ્ટદ્યુમ્ને જેમના કવચને બાણો મારીને તોડી પાડ્યું છે, તે આ દ્રોણાચાર્યને જટાધારિણી અને બ્રહ્મચારિણી એવી કૃપી સમીપમાં બેસીને ઉપાસી રહી છે.[૩૪-૩૬] અરે! અતિ કોમળ યશસ્વિની કૃપી ઘણી આતુર બની જઈને રણમાં મરણ પામેલા પોતાના પતિની ઉત્તરક્રિયાઓ કરવા માટે યત્ન કરી રહી છે.[૩૭] જુઓ! જુઓ! તેણે ચિતા ગોઠવી દઈને અગ્નિ પ્રજ્વલિત કર્યો છે અને તેમાં દ્રોણાચાર્યના શરીરને પધરાવીને તેમના શિષ્યોએ ત્રણ પ્રકારનાં સામસૂક્તોનું ગાન કરવા માંડ્યું છે.[૩૮] હે માધવ! જુઓ, તેમના મસ્તકે જટાઓને ધારણ કરનારા આ બ્રહ્મચારી શિષ્યો ધનુષ્યોને, શક્તિઓને, રથોના માળાઓને તથા વિવિધ પ્રકારનાં બાણોને ચિતામાં ગોઠવી દઈ દ્રોણાચાર્યનો અગ્નિસંસ્કાર કરવા તત્પર થયા છે. આમ પોતાના ગુરુના શરીરને ચિતામાં પધરાવી દઈ તેઓ મંત્રોચ્ચાર કરતા કરતા રુદન કરે છે, તે તમે જુઓ.[૩૯,૪૦] વળી બીજા કેટલાએક શિષ્યો અગ્નિસ્વરૂપ દ્રોણાચાર્યને અગ્નિમાં હોમી

દઈ ને મરણ સમયે ગવાતાં ત્રણ પ્રકારનાં સામસૂક્તોનું ગાન કરી રહ્યા છે.[૪૧] ત્યાં બ્રાહ્મણજાતિના બીજા કેટલાએક શિષ્યો કૃપીને આગળ કરી, દ્રોણાચાર્યની ચિતાને ડાબી બાજુથી પ્રદક્ષિણા કરીને સ્નાન કરવા માટે ગંગાનદી તરફ જાય છે, તે પણ તમે જુઓ.[૪૨]

ઇતિ શ્રીમહાભારતમા સ્ત્રીપર્વાંતર્ગત સ્ત્રીવિલાપપર્વમાં 'ગાંધારીનાં વચનો' નામનો અધ્યાય ૨૩મો સમાપ્ત

## અધ્યાય ૨૪મો

### ભૂરિશ્રવા માટે ગાંધારીનો વિલાપ

॥ गान्धार्युवाच ॥

**सोमदत्तसुतं पश्य युयुधानेन पातितम् ।**
**वितुद्यमानं विहगैर्बहुभिर्माधवांतिके ॥ १ ॥**

ગાંધારી બોલ્યાં : હે માધવ ! સોમદત્તનો પુત્ર આ ભૂરિશ્રવા સાત્યકિને હાથે મરણ પામીને અહીં પાસે જ પડ્યો છે, તેના તરફ તમે દૃષ્ટિ કરો. અનેક માંસાહારી પક્ષીઓ તેના શરીરને ફોલી રહ્યાં છે.[૧] હે જનાર્દન ! ભૂરિશ્રવાનો પિતા સોમદત્ત પુત્રના શોકથી સંતપ્ત થઈ ને મહાધનુર્ધર સાત્યકિની જાણે નિંદા કરતો હોય તેવો દેખાય છે.[૨] વળી જુઓ, પેલી ભૂરિશ્રવાની નિર્દોષ માતાને ! શોકથી બાવરી બની જઈ ને, તે પોતાના પતિ સોમદત્તને આશ્વાસન આપતાં કહે છે :[૩] 'હે મહારાજ ! સદ્ભાગ્ય છે તમારું કે તમે ભરતકુળના આ દારુણ સંહારને અને પ્રલયકાળના જેવી કૌરવોની આ કતલને જોવા ન પામ્યા. અનેક યજ્ઞો કરનારા, હજારોની દક્ષિણાઓ આપનારા અને યૂપધ્વજ એવા પોતાના વીર પુત્રને મરણ પામેલો તમે ન જોયો તે તમારું સદ્ભાગ્ય છે.[૪,૫] હે મહારાજ ! સારું છે કે, સાગરમાં જેમ સારસીઓ કલ્પાંત કરે તેમ તમારી આ પુત્રવધૂઓ ઘોર અને પુષ્કળ વિલાપ કરે છે, તે તમારે કાને આવતું નથી.[૬] હાય ! હાય ! એ પુત્રવધૂઓ પોતાના પતિઓ તથા પુત્રો હણાઈ જતાં લથરપથર થઈ ગઈ છે, તેમના વાળ વીંખાઈ ગયા છે અને એક વસ્ત્રભેર તેઓ આમતેમ દોડાદોડ કરે છે.[૭] હે પુરુષવ્યાઘ્ર ! અર્જુને જેના એક બાહુને કાપી નાખ્યો છે, એવો તમારો પુત્ર ભૂરિશ્રવા સાત્યકિને હાથે મરણ પામ્યો છે અને શિકારી પ્રાણીઓ તેને ખાઈ રહ્યાં છે, તે તમારે જોવાનું આવ્યું નથી તેથી તમે ભાગ્યશાળી છો.[૮] અરે ! ઘણું સારું થયું છે કે, તમે યુદ્ધમાં મરણ પામેલા શલને તથા ભૂરિશ્રવાને જોયા નહિ અને રણમાં ભટકતી તમારી આ પુત્રવધૂઓને પણ તમે ન જોઈ.[૯] યજ્ઞસ્તંભના ચિહ્નવાળા મહાત્મા ભૂરિશ્રવાનું સુવર્ણમય છત્ર તૂટી પડીને રથની પાસે વીખરાઈ ગયું છે, તે નહિ જોવા માટે તમારું સુદૈવ છે.[૧૦] જુઓ, આ તરફ શ્યામ નેત્રોવાળી ભૂરિશ્રવાની સ્ત્રીઓ સાત્યકિએ મારી નાખેલા પોતાના પતિને વીંટાઈ વળી શોક કરી રહી છે.[૧૧] હાય ! ઓ કેશવ ! સ્વામીના શોકથી કૃશ થયેલી એ રાણીઓ કરુણ વિલાપ કરીને પોતાના પતિની સન્મુખ પૃથ્વી પર પછડાઈ પડે છે.[૧૨] અરે ! પણ અર્જુને આવું અતિ બીભત્સ કર્મ કેમ કર્યું ? તેણે પ્રમાદમાં ઊભેલા યજ્ઞશીલ રાજા ભૂરિશ્રવાનો બાહુ કેમ કાપી નાખ્યો ?[૧૩] અરે ! સાત્યકિએ તો અર્જુન કરતાં પણ ઘણું વિશેષ પાપી કૃત્ય કર્યું છે; કારણ કે શુદ્ધાત્મા ભૂરિશ્રવા અનશનવ્રતનો સ્વીકાર કરીને બેસી ગયો હતો, છતાં સાત્યકિએ તેના પર પ્રહાર કર્યો હતો.[૧૪] હે માધવ ! જુઓ, યજ્ઞસ્તંભના ચિહ્નવાળી ધજાને ધારણ કરનારા ભૂરિશ્રવાની આ સ્ત્રીઓ આ પ્રમાણે વિલાપ કરે છે : 'ઓ ધાર્મિક ! તમને એકલાને બે જણાએ મળીને અધર્મથી મારી નાખ્યા છે અને તેથી જ તમે આમ રણમાં સૂતા છો. સાત્યકિએ પોતે અપયશભરેલું પાપી કર્મ કર્યું છે, તેને માટે

સત્પુરુષોની સભાઓમાં તે શો ઉત્તર આપશે?' વળી પાતળી કેડવાળી ભૂરિશ્રવાની આ સ્ત્રી પોતાના પતિના બાહુને ખોળામાં મૂકીને આ રીતે કરુણ વિલાપ કરે છે:[૧૫-૧૭] 'ઓ નાથ! આ તમારો બાહુ શૂરા શત્રુઓને હણનારો હતો, મિત્રોને અભય આપનારો હતો, હજારો ગાયોનું દાન કરનારો હતો અને ક્ષત્રિયોનો વિનાશ કરનારો હતો.[૧૮] આ તમારો બાહુ મારી કટિમેખલાને ખેંચનારો હતો, મારાં પુષ્ટ સ્તનોનું મર્દન કરનારો હતો, મારી નાભિ, સાથળ તથા જંઘાનો સ્પર્શ કરનારો હતો અને મારી નીવી-(ઓટી)ને છોડનારો હતો.[૧૯] તમે જ્યારે બીજાની સાથે યુદ્ધ કરવામાં રોકાયેલા હતા, ત્યારે તમારા એ બાહુને ઉત્તમ કર્મ કરનારા અર્જુને શ્રીકૃષ્ણના દેખતાં ઝાટકી નાખ્યો છે.[૨૦] તો હવે શ્રીકૃષ્ણ સભાઓમાં વાર્તાલાપના પ્રસંગે અર્જુનના તે મોટા કર્મની શી પ્રશંસા કરી શકશે? અથવા કિરીટધારી અર્જુન પોતે આ કર્મને કેમ મહાન કહી શકશે?'[૨૧] આ પ્રમાણે ફિટકાર વરસાવીને આ સુંદરાંગી સ્ત્રી સ્તબ્ધ થઈને બેસી રહી છે અને એની શોક્ય પોતાની આ રાજવધૂની જેમ શોક કરી રહી છે.[૨૨] હવે જુઓ, પેલી તરફ દૃષ્ટિ કરો. સત્યપરાક્રમી અને બળવાન એવો ગાંધારરાજ શકુનિ પોતાના ભાણેજ સહદેવને હાથે મરણ પામીને પડ્યો છે.[૨૩] જે શકુનિને પૂર્વે સુવર્ણના દાંડાવાળા બે ચામરોથી પવન ઢોળવામાં આવતો હતો, તે પોતે જ આ સમયે રણભૂમિ પર સૂતો છે અને પક્ષીઓ પોતાની પાંખો વડે તેને પવન ઢોળી રહ્યાં છે.[૨૪] જે શકુનિ પોતાના માયાબળથી સેંકડો ને હજારો સ્વરૂપો ધારણ કરી શકતો હતો, તે માયાવીની સર્વ માયાઓને પાંડવોના તેજે બાળી ભસ્મ કરી નાખી છે.[૨૫] જે કપટકુશળ શકુનિએ માયા દ્વારા યુધિષ્ઠિરરાજાને જુગારમાં જીત્યા હતા અને સભા વચ્ચે તેમનું મહાન રાજ્ય પડાવી લીધું હતું, તે જ શકુનિ આ સમયે પોતાનું જીવિત હારી બેઠો છે![૨૬] હે કૃષ્ણ! જુઓ, શકુનિની ચારે બાજુ પક્ષીઓ ભીમ-રાઈ વળ્યાં છે. આ શકુનિએ જ મારા પુત્રોને કેવળ વિનાશને માટે જ કપટ કરતાં શીખવ્યું હતું.[૨૭] આ શકુનિએ જ મારા પુત્રોના તથા સપરિવાર પોતાના વિનાશને માટે પાંડવો સાથે મહાન વેર જાગ્રત કર્યું હતું. હે પ્રભુ! જે રીતે મારા પુત્રોએ શસ્ત્રો દ્વારા દિવ્ય લોકોને જીત્યા છે, તે રીતે આ દુષ્ટબુદ્ધિએ પણ શસ્ત્રો દ્વારા દિવ્ય લોકોને જીત્યા છે.[૨૮,૨૯] હે મધુસૂદન! આ શકુનિ પ્રથમથી જ કપટી સ્વભાવનો હતો, તો તે મારા સરળ સ્વભાવના પુત્રોને ભમાવી દઈ તેમને પોતાના ભાઈઓ(પાંડવો)ની સાથે કેમ ન લડાવે?[૩૦]

ઇતિ શ્રીમહાભારતમાં સ્ત્રીપર્વાંતર્ગત સ્ત્રીવિલાપપર્વમાં 'ગાંધારીનાં વાક્યો' નામનો અધ્યાય ૨૪મો સમાપ્ત

## अध्याय २५मो

### શોકાતુર થયેલાં ગાંધારીનો શ્રીકૃષ્ણને શાપ

॥ गान्धार्युवाच ॥

कांबोजं पश्य दुर्धर्षं कांबोजास्तरणोचितम् ।
शयानमृषभस्कंधं हतं पांसुषु माधव ॥ १ ॥

ગાંધારી બોલ્યાં: હે માધવ! કાંબોજ દેશમાં ઉત્પન્ન થયેલી શાલો પર શયન કરનારો અને વૃષભ સમાન પુષ્ટ કાંધવાળો આ દુરાધર્ષ કાંબોજરાજ મરણ પામીને ધૂળમાં સૂતો છે, તે તમે જુઓ.[૧] પૂર્વે ચંદનથી શોભી રહેલા તેના બાહુઓને આ વેળા લોહીથી ખરડાયેલા જોઈને તેની અત્યંત દુઃખી થયેલી રાણી આ કરુણાજનક વિલાપ કરી રહી છે:[૨] 'ઓ નાથ! આ તમારા સુંદર હથેળીવાળા તથા સુંદર આંગળીઓવાળા પરિઘ સરખા બન્ને બાહુઓના મધ્યમાં હું જ્યારે આલિંગનમાં

આવતી, ત્યારે તમારી સાથે રમણ કરવાની કામેચ્છા કદી પણ મને ત્યજી જતી ન હતી.[3] ઓ જનેશ્વર! હવે મને તમારો વિયોગ થયો છે, તેથી હવે મારી શી ગતિ થશે?' આમ મધુર સ્વરે વિલાપ કરતી તે અનાથ બાળા સર્વ સંબંધીઓથી હીન થઈને થરથર ધ્રૂજી રહી છે.[4] જુઓ! સૂર્યના તાપથી કરમાઈ ગયેલી વિવિધ જાતની પુષ્પમાળાઓની પેઠે આ સર્વ રાજરાણીઓ શોકને લીધે કરમાઈ ગઈ છે, તોપણ તેમનાં શરીરોની શોભા હજી તેવી ને તેવી જ છે.[5] હે મધુસૂદન! જુઓ આ તરફ. આ શૂરો કલિંગરાજ સૂતો છે. તેની વિશાળ ભુજાઓ પ્રદીપ્ત બાજુબંધોથી શોભી રહી છે.[6] હે જનાર્દન! જુઓ, મગધદેશનો રાજા આ જયત્સેન પણ આ મરણશય્યામાં સૂતો છે અને અતિ વિહ્વળ થઈને રુદન કરી રહેલી તેની રાણીઓ સર્વ તરફથી તેને વીંટાઈ વળી બેઠી છે.[7] અહો! હે જનાર્દન! વિશાળ નેત્રોવાળી અને સુંદર સ્વરવાળી આ સ્ત્રીઓનો મનહર અને શ્રુતિહર રુદનધ્વનિ મારા મનને જાણે મોહિત કરી નાખે છે.[8] અરેરે! મગધદેશની આ મહારાણીઓ સુંદર અને સુંવાળા ગાલીચાઓવાળાં શયનને યોગ્ય છે, પરંતુ તે જ અત્યારે શોકથી સુકાઈ ગઈ છે, તેમનાં વસ્ત્રો તથા અલંકારો વેરવિખેર થઈ ગયાં છે અને તેઓ પૃથ્વી પર રડતી પડી છે.[9] વળી જુઓ, પેલી તરફ કોસલદેશનો અધિપતિ રાજપુત્ર બૃહદ્બલ પડ્યો છે અને ભિન્ન ભિન્ન પ્રકારે રુદન કરતી આ સ્ત્રીઓ પોતાના એ પતિને વીંટાઈ વળીને બેઠી છે.[10] તે સર્વ સ્ત્રીઓ એ રાજાનાં સર્વ અંગોમાં અભિમન્યુના બાહુબળથી ખૂંચી ગયેલાં બાણોને ખેંચી કાઢે છે અને દુઃખાવેશને લીધે વારંવાર મૂર્ચ્છિત થઈ પડે છે. હે માધવ! આ નિર્દોષ સ્ત્રીઓનાં મુખો સૂર્યના તાપથી તથા પરિશ્રમથી કરમાઈ ગયેલાં કમળો સરખાં શોભે છે.[11,12] જુઓ પેલા દ્રોણાચાર્યને હાથે મરણ પામેલા ધૃષ્ટદ્યુમ્નના કિશોરવયના શૂરા પુત્રો. સુંદર બાજુબંધોને તથા સુવર્ણની માળાઓને ધારણ કરી તેઓ રણમાં સૂતા છે.[13] રથરૂપી અગ્નિશાળામાં રહેલા, ધનુષરૂપી જ્વાળાવાળા અને બાણ, શક્તિ તથા ગદાઓરૂપી ઇંધણાંવાળા દ્રોણાચાર્યરૂપ અગ્નિમાં ઝડપાઈ જઈને તેઓ બધા પતંગિયાંની પેઠે બળી મૂઆ છે.[14] વળી જુઓ પેલા સુંદર બાજુબંધોને ધારણ કરનારા પાંચે કેકયભાઈઓ દ્રોણ સામે શૌર્યથી યુદ્ધ કરીને મૃત્યુવશ થયા છે અને રણમાં સૂતા છે.[15] જેમના રથો પર તાલવૃક્ષના ચિહ્નવાળી ધજાઓ ફરકી રહી હતી એવા આ કેકયકુમારો હજી પણ ઝળકતાં સુવર્ણનાં કવચોને ધારણ કરી રહ્યા છે અને પ્રજ્વળી ઊઠેલા અગ્નિઓની પેઠે પોતાની કાંતિથી રણભૂમિને દેદીપ્યમાન કરી રહ્યા છે.[16] હે માધવ! જુઓ જેમ અરણ્યમાં મોટો સિંહ મહાન હાથીને મારી નાખે તેમ યુદ્ધમાં દ્રોણાચાર્યે પેલા દ્રુપદરાજને મારી પાડ્યા છે.[17] હે પુંડરીકાક્ષ! પાંચાલરાજાનું પેલું શ્વેત છત્ર કેવું નિર્મળ દેખાય છે! ખરેખર, શરદઋતુમાં ઉદય પામેલા ચંદ્ર સરખું જ તે પ્રકાશી રહ્યું છે.[18] જુઓ, દ્રુપદરાજાની પેલી રાણીઓ અને પુત્રવધૂઓ કેવી દુખિયારી દેખાય છે! તેઓ સર્વે પાંચાલવંશના વૃદ્ધ રાજા દ્રુપદનો અગ્નિસંસ્કાર કરીને તેમની ચિતાને ડાબી બાજુથી પ્રદક્ષિણા કરે છે.[19] અરે! પેલી બેભાન થયેલા ચિત્તવાળી સ્ત્રીઓ દ્રોણાચાર્યને હાથે હણાયેલા ચેદિદેશના અધિપતિ એવા શૂર અને મહાત્મા ધૃષ્ટકેતુને અગ્નિસંસ્કાર કરવા માટે લઈ જાય છે.[20] હે મધુસૂદન! આ મહાધનુર્ધર ધૃષ્ટકેતુએ એક વાર દ્રોણાચાર્યના અસ્ત્રનો યુદ્ધમાં નાશ કરી નાખ્યો હતો, પણ પછીથી નદીએ ભાંગી નાખેલા વૃક્ષની પેઠે તે મરણ પામીને રણમાં પડ્યો છે.[21] શૂરવીર અને મહારથી એવો

પ્રથમથી જ મળી છે.[૨૦]

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે ભારત ! આ યુદ્ધમાં મરણ પામેલા જે પુરુષો અનાથ છે, તેમનાં શરીરોનો તમે પોતે જ વિધિપૂર્વક અગ્નિસંસ્કાર કરશો કે ? જેમનાં શરીરોનો અગ્નિસંસ્કાર કરે તેવો એક પણ સંબંધી નથી અને જેઓ અગ્નિહોત્રી નથી, તેમનો સંસ્કાર તમારે જ કરવો યોગ્ય છે. અમારે તો ઘણાઓના સંસ્કારો કરવાના છે, તેથી હે તાત ! અમે બીજાઓના સંસ્કારો ક્યાંથી કરી શકીએ ?[૨૧,૨૨] હે યુધિષ્ઠિર ! જેમનાં શરીરોને ગરુડો તથા ગીધો આડાંઅવળાં ખેંચી ગયાં છે, તેમને આપણે ક્યાં શોધી શકીએ ? તેમને તો પોતપોતાનાં કર્મો પ્રમાણે જ પરલોકની પ્રાપ્તિ થશે.[૨૩]

વૈશંપાયન બોલ્યા : હે જનમેજય મહારાજ ! ધૃતરાષ્ટ્રે કુંતીપુત્ર યુધિષ્ઠિરને એ પ્રમાણે કહ્યું, એટલે તેમણે દુર્યોધનના પુરોહિત સુધર્માને, ધૌમ્યને, સંજયને, મહાબુદ્ધિમાન વિદુરને, કૌરવ યુયુત્સુને, ઇંદ્રસેન આદિ સેવકોને તથા બીજા કેટલાએક સારથિઓને આજ્ઞા કરી દીધી કે,[૨૪,૨૫] 'તમે બધા આ વીર પુરુષોનાં સંપૂર્ણ પ્રેતકાર્યો કરાવો, એટલે કોઈનું પણ શરીર અનાથની પેઠે આડુંઅવળું ન રખડી જાય.'[૨૬] ધર્મરાજાની એ આજ્ઞા થતાં વિદુરે, સંજયે, સુધર્માએ, ધૌમ્યે તથા ઇંદ્રસેન આદિ સેવકોએ ચંદનનાં, અગરનાં તથા કાલીયકચંદનનાં કાષ્ઠો એકઠાં કરાવ્યાં. પછી ઘી, તેલ, સુગંધી દ્રવ્યો, મહાકિંમતી રેશમી તથા સુતરાઉ વસ્ત્રો, બીજાં સામાન્ય લાકડાંના મોટા ઢગો, ભાંગી પડેલા રથો અને જાતજાતનાં આયુધો એકઠાં કરાવીને તેમણે મોટી મોટી ચિતાઓ તૈયાર કરાવી. હવે તેમણે તે ચિતાઓમાં અનુક્રમે સર્વ રાજાઓનાં શબોને મૂક્યાં અને શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે સર્વની દહનક્રિયા કરવા માંડી.[૨૭-૩૦] હે ભારત ! રાજા દુર્યોધનને, તેના સો ભાઈઓને, શલ્યને, રાજા શલને, ભૂરિશ્રવાને, રાજા જયદ્રથને, અભિમન્યુને, દુઃશાસનના પુત્રને, લક્ષ્મણને, રાજા ધૃષ્ટકેતુને, બૃહંતને, સોમદત્તને સેંકડો સૃંજય રાજાઓને, રાજા ક્ષેમધન્વાને, વિરાટને, દ્રુપદને, શિખંડીને, ધૃષ્ટદ્યુમ્નને, યુધામન્યુને, પરાક્રમી ઉત્તમૌજાને, કોસલરાજાને. દ્રૌપદીના પુત્રોને, શકુનિને, અચલને, વૃષકને, રાજા ભગદત્તને, સૂર્યપુત્ર કર્ણને, તેના પુત્ર વૃષસેનને, મોટા ધનુર્ધારી કેકયોને, મહારથી ત્રિગર્તોને, રાક્ષસરાજ ઘટોત્કચને, બકરાક્ષસના ભાઈ રાક્ષસ અલંબુષને, રાજા જલસંધને તથા આ ઉપરાંત બીજા અનેક હજારો રાજાઓને ચિતામાં સુવાડીને તેમણે ઘૃતધારાઓના હોમથી પ્રદીપ્ત થયેલા અગ્નિમાં દહનક્રિયા કરવા માંડી. એ સમયે કેટલાએક મહાત્માઓના પિતૃમેધ પણ કરવામાં આવ્યા હતા, કેટલાએકની પાછળ સામસૂક્તોનાં ગાન ગવાયાં હતાં અને કેટલાએકની પાછળ માત્ર શોક કરવામાં આવ્યો હતો.[૩૧-૩૯] તે દિવસની રાત્રિએ સામઋચાઓની ગર્જનાઓથી તથા સ્ત્રીઓના રુદનધ્વનિથી સર્વ પ્રાણીઓ ખિન્ન થઈ ગયાં હતાં.[૪૦] સારે નિર્ધૂમ અગ્નિઓ ભડભડાટ બળી રહ્યા હતા અને તેઓ આકાશમાં આછી વાદળઘટાઓમાં ઢંકાઈ ગયેલા ગ્રહો સરખા દેખાતા હતા.[૪૧] વળી એ યુદ્ધમાં જેઓ જુદા જુદા દેશોમાંથી આવ્યા હતા અને જેઓ અનાથ હતા, તે બધા યોદ્ધાઓનાં હજારો શબોને લઈ આવી વિદુરે ઢગલો કર્યો.[૪૨] પછી તેમણે તેમને તેલમાં ઝબોળેલાં લાકડાંઓની ચિતાઓમાં સંભાળપૂર્વક ગોઠવ્યાં અને યુધિષ્ઠિરરાજાની આજ્ઞા પ્રમાણે સર્વનો અગ્નિસંસ્કાર કર્યો.[૪૩] આ રીતે તે સર્વનો અગ્નિસંસ્કાર કરાવીને કુરુરાજ યુધિષ્ઠિર ધૃતરાષ્ટ્રને આગળ કરી સ્નાન માટે ગંગા તરફ ગયા.[૪૪]

ઇતિ શ્રીમહાભારતમાં સ્ત્રીપર્વાંતર્ગત શ્રાદ્ધપર્વમાં 'કૌરવોનાં ઔર્ધ્વદેહિક કાર્યો' નામનો અધ્યાય ૨૬ મો સમાપ્ત

# અધ્યાય ૨૭મો

## વીસમો દિવસ–ઉદકદાન અને કર્ણની ગૂઢોત્પત્તિનું નિવેદન

॥ वैशंपायन उवाच ॥

**ते समासाद्य गंगां तु शिवां पुण्यजलोचिताम् ।**
**ह्रदिनीं च प्रसन्नां च महारूपां महाबलाम् ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા: હવે હે જનમેજય-રાજા! તે સૌ સર્વનું કલ્યાણ કરનારી, પવિત્ર જળથી ભરેલી, મોટા મોટા ધરાઓવાળી, પ્રસન્ન જળવાળી, મહાન વિસ્તારવાળી અને પ્રચંડ વેગવાળી ગંગાનદીના તટ પર પહોંચ્યા.[1] ત્યાં તે બધાએ પોતપોતાનાં વસ્ત્રો, આભૂષણો, પાઘડીઓ તથા સર્વ સરંજામોને ઉતારી નાખ્યા અને તેઓ પોતાના પિતાઓનું, આજાઓનું, ભાઈઓનું, પૌત્રોનું, સ્વજનોનું તથા પુત્રોનું ઉદકદાન કરવા લાગ્યા. ત્યારે સર્વ કૌરવસ્ત્રીઓ પણ અત્યંત દુઃખથી રુદન કરતી કરતી પોતાના પતિઓનું જળતર્પણ કરવા લાગી.[2,3] ત્યાં બીજા ધર્મજ્ઞ મહાશયો પણ પોતાના સુહૃદ વર્ગને જળપ્રદાનથી તૃપ્ત કરવા લાગ્યા. આમ ત્યાં એકઠી મળેલી સર્વ વીરાંગનાઓ પોતાના વીર પતિઓને ઉદકદાન આપવા લાગી, ત્યારે ગંગાનદીનો સુંદર પ્રવાહ પુષ્કળ વિસ્તારવાળો દેખાતો હતો, ત્યારે તેનો તટપ્રદેશ પણ આનંદરહિત અને ઉત્સવરહિત હતો, છતાં વીરપત્નીઓથી ઊભરાઈ જઈને તે મહાસાગરના કિનારા સરખો શોભતો હતો. ત્યાં હે મહારાજ! શોકથી કૃશ થયેલાં કુંતા માતા એકાએક રુદન કરવા લાગ્યાં અને ઘણી જ મંદ વાણીથી પોતાના પુત્રોને આ પ્રમાણે કહેવા લાગ્યાં: 'હે પાંડવો! જે વીર મહાન ધનુર્ધર હતો, જે રથપતિઓનો અધિપતિ હતો, જે અર્જુનને હાથે સંગ્રામમાં માર્યો ગયો હતો, જે વીર પુરુષોનાં લક્ષણોથી વિરાજી રહ્યો હતો, જેને તમે સૂતપુત્ર અથવા રાધાપુત્ર માનતા હતા, જે સેનાઓના મધ્યભાગમાં સૂર્યની પેઠે પ્રકાશી રહ્યો હતો, જે મહાસમર્થ હતો, જે પૂર્વે તમારા અનુયાયીઓની સાથે તથા તમારી પોતાની સાથે ખેલ્યો હતો, જે દુર્યોધનના સર્વ સૈન્યને મોખરામાં લાવી શોભતો હતો, જે આ સમગ્ર પૃથ્વીમાં અતુલ વીર્યવાન રાજવી હતો, જે શૂરવીર પોતાના પ્રાણને સાટે પણ પૃથ્વી પર સદા યશની જ પ્રાર્થના કરતો હતો, જે સત્યપ્રતિજ્ઞ હતો, જે કોઈ પણ યુદ્ધમાં કદી પણ પાછે ડગલે હઠ્યો નહોતો અને જે અત્યુત્તમ કર્મોવાળો હતો–તે તમારા ભાઈ કર્ણને પણ તમે જલાંજલિ આપો; કારણ કે તે કર્ણ તમારો મોટો ભાઈ હતો. સૂર્યના સંબંધથી તે મારી કૂખે અવતર્યો હતો. તે શૂરવીર કર્ણ જન્મસમયથી જ કુંડળકવચને ધારણ કરતો હતો અને સૂર્ય સમો તેજસ્વી હતો.' પોતાની માતાનાં આ અપ્રિય વચનો સાંભળીને સર્વ પાંડવો કર્ણને માટે ઘણો જ શોક કરવા લાગ્યા અને અત્યંત ઉદાસ થઈ ગયા. પછી પુરુષોમાં વ્યાઘ્ર સરખા વીર કુંતીપુત્ર યુધિષ્ઠિર સર્પની પેઠે નિ:શ્વાસ નાખતા નાખતા પોતાની માતાને કહેવા લાગ્યા: 'ઓ મા! એ મહારથી કર્ણ બાણરૂપી તરંગોવાળો હતો, ધ્વજરૂપી વમળવાળો હતો, મોટી ભુજાઓરૂપી મોટા ઝૂંડાવાળો હતો અને હથેળીના શબ્દથી નિત્ય ગાજી રહેલા એક ધરા સરખો હતો. એના બાણપાતનું લક્ષ્ય થઈને અર્જુન વિના બીજો એક પણ પુરુષ એની સન્મુખ ઊભો રહી શકતો ન હતો. એવો એ દેવપુત્ર કર્ણ તમારા ઉદરમાં કેવી રીતે જન્મ્યો હતો? અરે એના બાહુપ્રતાપથી અમે સર્વ તરફથી તપી ગયા હતા.[4-17] વસ્ત્રથી જેમ અગ્નિને ઢાંકવામાં આવે, તેમ તમે એ કર્ણને આજદિન પર્યંત કેમ ગુપ્ત રાખ્યો હતો? અમે જેમ અર્જુ

કૌરવો એ કર્ણના જ બાહુબળનો આશ્રય કરતા હતા. વળી બળવાનોમાં શ્રેષ્ઠ એવો એ કર્ણ કૌરવપક્ષના સર્વ રાજાઓને બળરૂપ હતો.[૧૮,૧૯] અરે! કુંતીપુત્ર અર્જુનના અસ્ત્રપ્રહારોને એ કર્ણ વિના બીજો એક પણ રથી ઝીલી શકતો ન હતો. હે માતા! સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ અને અદ્‌ભુત પરાક્રમી એ અમારા વડીલભાઈ કર્ણને તમે લગ્ન થયા પહેલાં કેવી રીતે ઉત્પન્ન કર્યો હતો? અરે ઓ માડી! તમે કર્ણના આ જન્મવૃત્તાંતને ગુપ્ત રાખીને અમારો નાશ કર્યો છે.[૨૦,૨૧] કર્ણના મરણથી હવે મને તથા મારા ભાઈઓને ઘણું જ દુઃખ થાય છે. અરેરે! અભિમન્યુના નાશથી, દ્રૌપદીના પુત્રોના મરણથી, પાંચાલોના સંહારથી તથા કુરુઓના ધ્વંસથી મને જે મહાન દુઃખ થાય છે, તેથી સો ગણું દુઃખ મને કર્ણના મરણથી આ વેળા થાય છે.[૨૨,૨૩] હાય! હાય! મને તો કર્ણને માટે શોક જ થયા કરે છે અને જાણે અગ્નિમાં હોઉં તેમ હું એ માટે જ આ સમયે બળી જાઉં છું. અરે! કર્ણ અમારો ભાઈ છે, આવી અમને પ્રથમ જ જો ખબર પડી હોત, તો અમે તેને અનુસરીને જ ચાલત અને અમારા સર્વના એકત્ર બળથી અમને આકાશમાં રહેલી વસ્તુ પણ દુર્લભ થાત નહિ. અરે! ત્યારે કૌરવોનો આ વિનાશ પણ ન થાત.' ધર્મરાજા યુધિષ્ઠિર આમ અનેક પ્રકારે વિલાપ કરીને ધીમે સ્વરે રડવા લાગ્યા. પછી હે રાજન્! તેમણે કર્ણને પણ જલાંજલિ આપી એટલે તે ઉદકદાનના સમયે સર્વ તરફ ઊભેલી સ્ત્રીઓમાં રડાફૂટનો મહાન આક્રંદ થવા લાગ્યો. હવે બુદ્ધિમાન કુરુરાજ યુધિષ્ઠિરે પોતાના મોટાભાઈ કર્ણની સર્વ સ્ત્રીઓને સ્નેહપૂર્વક પોતાની પાસે બોલાવી, પછી તે સ્ત્રીઓની સાથમાં રહીને ધર્માત્મા યુધિષ્ઠિરે કર્ણનાં સર્વ પ્રેતકાર્યો કર્યાં. આ પ્રમાણે ધીમાન ધર્મરાજ યુધિષ્ઠિરે વિધિપૂર્વક કાર્ય કર્યું અને પછી આ પ્રમાણે કહ્યું: 'મેં પાપીએ મારા મોટાભાઈ કર્ણને મારી માતા કુંતાના ગુપ્ત મંત્રને નહિ જાણવાથી જ મરાવી નાખ્યો છે. માટે હું કહું છું કે, કોઈ પણ સ્ત્રીઓના હૃદયમાં હવે પછી કોઈ પણ ગુપ્ત વાત ટકી શકશે નહિ.' સર્વાંગે વ્યાકુળ થયેલા યુધિષ્ઠિરરાજ આ પ્રમાણે પોતાના સર્વ ભાઈઓની સાથે સ્નાન કરવા માટે ગંગાનદીના કિનારા તરફ ગયા.[૨૪–૩૦]

ઇતિ શ્રીમહાભારતમા સ્ત્રીપર્વાંતર્ગત શ્રાદ્ધપર્વમા 'કર્ણની ગૂઢોત્પત્તિનું કથન' નામનો અધ્યાય ૨૭મો સમાપ્ત

## શ્રાદ્ધપર્વ સમાપ્ત

